


પુસ્તક: ૨ જું. | સપ્ટેમ્બર ૧૯૧૪. | અંક: ૧ લો.

અજ્ઞાને રાત, જ્ઞાને પ્રભાત,
નિરદોષ નવિન એ કરશે એ વાત;
સુર્ય ઉદય તે લાવી સંગાત,
ખુશી સરખી દેશે જાત પરજાત.

અજ્ઞાન નિપાવિન કંઇક પડયાં,
શુભ જ્ઞાન વીના ન એ ઉંચે ચડયાં;
ચડવું પડવું સૌ જ્ઞાન થકી,
શુભ જ્ઞાન ખરે છે પ્રભાત નકી.

**The Spirit or Truth shall guide us unto all Truth.**

## ગ્રાહકોને ખબર.

હમારા જુના તથા નવા ગ્રાહકોને ચાલુ નવાં વરસથી હમો શું શું લાભો આપનાર છીએ તેને લગતા વિગતવ ખુલાસા આ અંકના પાછલા ભાગમાં જોડવામાં આવેલા ખાસ વધારામાં આપવામાં આવેલ છે તે તરફ વાંચકોનું મા પૂર્વક ધ્યાન ખેંચવામાં આવે છે.

હમારો રિવાજ સપ્ટેમ્બરનો પહેલો અંક વી. પી. કરી લવાજમ વસુલ કરવાનો છે અને તે મુજબ નવા વ રસે પહેલો (સપ્ટેમ્બરનો) અંક વી. પી. થી પોષ્ટ કરવામાં આવે છે પણ હમોએ આ વખતે હમારા ગ્રાહકોમાંના જેઓ તા. ૩૦ મી સપ્ટેમ્બર સુધીમાં પોતાનું લવાજમ હમારી ઓફીસ (કાન્તા બીલ્ડીંગ, કાલબાદેવી) માં ભરી જશે અથ મનીઓર્ડર કરી પહોંચડાવી આપશે તેઓનેજ ઉપર જણાવવામાં આવેલા વધારામાં બતાવેલા લાભો મળી શકે તે લવાજમ વસુલ કરવા સપ્ટેમ્બર માસનો અંક વી. પી. થી મોકલેલ નથી. ઉપર જણાવેલી તા. ૩૦ મી સપ્ટેમ સુધીમાં જે ગ્રાહકો ઉપરનો લાભ લેવાનું ચુકી જઇ લવાજમ નહિ ભરે તેઓને અકટોબર માસનો અંક વી. પી. મોકલવામાં આવશે તો માનવંતા ગ્રાહકોએ વી. પી. સ્વીકારી લેવા મહેરબાની કરવી.

ચાલુ માસથી નવા થનારા ગ્રાહકો માટે અમોએ હમારી ચાલુ વાર્તા નામે **સરજતની સુંદરી** જે ગયા મ માસથી શરૂ કરી છે તેનો લંબાણુ સાર નવા ગ્રાહકોને વાર્તાનો લાભ સંપૂર્ણ મળી શકે તેથી છપાવવા માંડયો છે તૈયાર થયેથી મોકલી આપવામાં આવશે

**પ્રભાત** માસિક દર મહિને બહાર પડે છે અને તેનું લવાજમ પોસ્ટેજ સાથે રૂા. ૩-૮-૦ છે અને હિન્દુસ્ત બહારના ગ્રાહકો માટે રૂા. ૪-૮-૦ છે. છુટક નકલના [illegible] ના, પોસ્ટેજ સાથે ૭ આના છે.

**પ્રભાતમાં પ્રકટ થતાં નામો સાથના લેખો માટે માલેકો જોખમદાર નથી.**

**એન. બરજોરની કુું૦**
માલેકો "પ્રભાત."
કાન્તા બીલ્ડીંગ, કાલબાદેવીરોડ, મુંબઇ નં.

આ ચોપાનિયું મેસર્સ એન. બરજોરની કાં માટે નવરોજી નસરવાનજી બીલીમોરીયાએ ચેરાગ પ્રીન્ટીંગ પ્રેસ, ના. ૪ [illegible] ખીમીમાંથી મેસર્સ એન. બરજોરની કાં.



*Photo by J. S. Taraporevala* *Specially taken for "The Prabhat."*

"માતાની પ્રભાત."

The Lakshmi Art—Bombay

# પ્રભાતનો પ્રકાશ.

**"તોખમ તજે ન તોખમી, નેક તજે ન ખવાસ;**
**ભાગ્યો પણ કુવો જુવો, બુજવે દીલની પ્યાસ."**

શુદ્દ તે બારે હકતાલાના જેની હકુમત કે હાકેમીને ન થઇ મીસકીન માનવી આ દુનિયા ઉપરનો પોતાનો ા કરામત ભર્યો કારોબાર ચલાવી રહો છે. જેની ઇ દાનાઇને આધીન થઈ ફેરવાતાં જમાનાના ફેરવાતા ાા વચ્ચેગી માનવી પોતાની હૈયાતીમાં હસ્તી ભોગવી છે અને પોતાની અક્કલ અને હોશયારીને હર કીસમે વી રહો છે. ખુદાતાલાની ખુશીને આધીન થઇ ીન માનવીએ પોતાની જીંદગીની અંદર છુપલાવ્યું યને અનુભવના ચક્કરમાં રગડાઇ, સુખ અને દુઃખમાં ૂં, એકીન અને એલમના જોરે ઇનસાન પોતાની વૃદ્ધિ રતા છે. ઇનસાનની વૃદ્ધિનો આધાર તેના પોતાનામાં ાી અક્કલની ઉપર છે જે અક્કલનું ખીલવું માનવીના ા વતીની ઉપરજ આધાર રાખે છે. ખુદાતાલા ચાહે માનવીનું મન કોઇની રીતે ખીલે અને વૃદ્ધિમાન મનનાં ખીલવા સાથે અક્કલ કે હોશનો જોશ દીલે પ્રકાશે. મનને ખીલવવાના સાધનોમાં જના બનતા હજારો કીસમના સુખ, દુઃખના કે ભલા, બુલંદ કે બુરા બનાવો જીંદગીમાં બન્યા પણ તે સઘળાની વચ્ચે માનવી પોતાનો મોતેબર ત્યારેજ સાચવી શકે કે જ્યારે તે વિદ્યા અભ્યાસ તેમ પાછલ મંડ્યો રહી આ જીંદગીમાં કે જન્મમાં નવું સમજવા, કાંઇ નવું અક્કલમાં ઉતારવા, રાત દહાડો ગીરજથી ઇંતેજાર રહે. દરરોજની પોતાના મકાનની કે કુટુંબને લગની ખાનગી કે જાહેર જીંદગી સમાગમમાં આવતાં દરેક માણસની સાથે ઇનસાન્યત ા ભાઇબંધી વાપરે-સઘાંની ભલાઈની પોતાની ગમે કંમીની ને ખાકસાર જીંદગીને રમણીય કરે અને ગમે એવા દુઃખો કે કષ્ટ ખમી પારકાનેજ, સુખ વા તે આતુર બને ત્યાંજ માનવીની જીંદગીને ફતેહ ત્યાંજ જીંદગીની જંજાળથી ભરેલી જેહમતોની ઉપટની છે, ત્યાંજ જન્મનો ભેદ છે, ત્યાંજ માનવીના મોતની ધ છે. કહેવામાં આવે છે કે ખુરશેદના પ્રકાશ હેઠળ નો કાંઇએ નથી. હશે, પણ આપણું અજ્ઞાનપણું તે સદા કાંઇ અજ્ઞાનપણુંજ રહેગે? ના, તેમ કદી નહિ બનશે? કુદરતના કાયદાને તાબે થઈ માનવી જ્યારે તમામ સદ્ગુણોમાં સંપૂર્ણ થશે ત્યારે અને ત્યારેજ પોતાના જન્મનો ફેરો સફળ થયલો સમજશે, ત્યાંજ તેની જીંદગીની તમામ સભ્યતા સચવાશે, અને ત્યાંજ એક ગુલની કળી મીસાલ તેની જીંદગાની ખીલી રહેલી ગણાશે.

આ સઘળા વિચારોને રસતો આપવા "પ્રભાત" હરહમેશ પોતાનો "પ્રકાશ" ચાલુ રાખે છે અને પોતાના લેખક બળની ઉપર આધાર રાખી વાંચનારી આલમના એલમનો વધારો થાય, વાંચનારાં સ્ત્રી-પુરૂષો કે બાળકોમાં ઇશ્વરી એકીન વધારે મજબુત થાય અને દરેક જણ જ્ઞાની બની મહા જ્ઞાની મઝદાને પીછાનતો થાય એવા નેક ઇરાદાથી આ કામ અમોએ આરંભ્યું છે અને વીશેષમાં વિનંતી તો એટલીજ કરવાની છે કે અમારા શરૂ થતાં આ બીજાં વરસની બુલંદ બામદાદે અમારા વ્હાલાં વાંચકો અને કાબેલ લેખકોએ એટલોજ કસદ કરવો કે પોતાના પ્યારાં "પ્રભાત" ને જવાની નહી પણ જીગરની શીદા-ગીરીથી ચાર લોકમાં વધારે ફરતું કરવું જેથી સંગીન વિચારોનો ફેલાવો બહુ બહેળો થશે અને આકેબતની અંદર સચ્ચાઇ અને નેકીનીજ જીત થશે, જલદીથી થશે. વ્હાલા વાંચકો, અમારા પોતાના શરૂ થતાં નવા વરસની ખુશાલીમાંજ નહી પરંતુ જરથોસ્તી શીરકાના બેસતાં નવા સાલની શુભ ગુજારીમાં અમારા ભલા લેખક મિત્રોએ ચિત્રોના ઉમદા શ્રૃંગાર સાથે જુદા જુદા પ્રકારના સુંદર લખાણોની જે હારમાળા રજુ કીધી છે તે અમારી તરફના ઉપકારના એક ઉમદા હડીઆ સાથે તમારી સનમુખ રજુ કર્યે છીએ. ગયા વરસના ખતમ થયલા અંકમાં "પ્રભાત" ની "પોલીસી" અમોએ ખુલાસેવાર વર્ણવી છે અને ... અત્રે ફરીથી એટલુંજ કહીશું કે આપવડાઈ ફુલે... હમારો ઇરાદો નથી. અમારાં વ્હાલા વાંચકો અ... કોની અમારા માટેની ચાહનાતજ અમારી મહેનત ને ખરચનો બદલો છે. અમો આજે એટલીજ દુઆ ગુજારી ખતમ કરીશું કે આ નવું સાલ સઉને ખરેખરૂં મુબારક થાય અને કહેવાતા દુશમનોના દીલમાં દાનાઇ, ભલાઇ નેકીનો પ્રકાશ જ્યાદા થાય.

# દુરબીનમાંથી બહાર
## અને
# દર્શને દુનિયાં.



**રાજ્યોની લડાઇ ને જીંદગીની લડત.** યુરપમાં ચાલી રહેલી લડાઇ તરફ આખી દુનિયાના લોકો એકી નજરે જોઇ રહ્યાં છે. આપણી શાણી શહેનશાહતે આ લડાઇમાં ફ્રાન્સ અને બેલજીયમની મદદે ઉભા રહેવાને જર્મની અને ઓસ્ટ્રીયા સાથે લડાઇ જાહેર કરી છે અને ફ્રાન્સની મદદે એક મોટું લશ્કર ઉતાર્યું છે. આ ગંજાવર લશ્કરની સાથે હિંદી લશ્કરને મદદ કરવાની તક આપવાની નામદાર શહેનશાહની સરકારે માંગણી સ્વીકારી છે તેથી હિંદી પ્રજા અતિ મગરૂર થાય એ સ્વભાવિક છે. હિંદી લશ્કરનો એક વિભાગ અહીંથી ઉપડી ચુકયો છે અને થોડું કમાં ફ્રાન્સની સરહદ પર સહીસલામત ઉતરી મિત્ર રાજ્યોના લશ્કરની સંફમાં ઉભા રહી પોતાનું ખમીર અને ધૈર્યતા બતાવી આપશે. હિંદને મળેલી આ તકને માટે હિંદી પ્રજામાં અતિ હર્ષ સાથે અંતઃકરણની ઉર્મીઓ ઉછાળા મારે છે. યુરોપની ભૂમી ઉપર જે ભયંકર લડાઇ ચાલી રહી છે તેનું પરીણામ શું આવશે તે તો ખુદાનેજ ખબર છે. પણ એ લડાઇની સાથે જોડાયલા કેટલાક બનાવો આપણને જીંદગીના ઘણા બોધદાયક શીક્ષણો પુરાં પાડે છે. નામદાર બ્રીટીશ સરકારનું પાઉપાયદલ લશ્કર લેતા શુરા અધિકારી અર્લ કીચનરની તારીફ લાયક ગોઠ. ઘણુથી ફ્રાન્સની ભૂમી ઉપર વગર હોહાકારે જયારે રવાના કરવામાં આવ્યું ત્યારે નામદાર પ્રજાપ્રીય શહેનશાહ જ્યોર્જે "ફરજ" ની ચાવી પોતાના દરેક સોલજરને સ્વાધીન કરી જે નામાંકીત સખુનો ઉચાર્યા હતા તે તો ઐતિહાસમાં યાદ રહી જશે.

[illegible] કીચનરે તા૦ ૧૮ મી ઓગસ્ટે નીચલો માયાકુલ પેગામ લડાઇપર જતાં સોલજરને પુગાડ્યો હતો કેઃ—

"બ્રીટન અને ફ્રાંસના એક દુશમન સામે લડતા [illegible] આઇનંધ સીપાહીઓને મદદ આપવા સારૂ શહેનશાહના એક સોલજર તરીકે પરદેશ જવાનો તમોને હુકમ થયો છે. તમોને એવું એક કામ બજાવવાનું છે કે જેને તમોને તમારી હીમત, ચંચળાઇ અને ધીરજનો ઉ[illegible] કરવાની જરૂર પડશે.

"યાદ રાખજો કે તમારા માંહેલા દરેકની [illegible] ઉપર બ્રીટીશ લશ્કરની હોરમતનો આધાર રહેલો [illegible] "ડીસીપ્લીનના" બાગમાં દાખલો બેસાડવાની ફરજ બજાવવાની છે એટલુંજ નહી પણ આ લડાઇમાં [illegible] તમારે મદદ આપવાની છે તેમની સાથે મીત્રાચ[illegible] સંબંધ નીભાવવાની ફરજ પણ તમારે બજાવવાની [illegible]

"જે હીલચાલમાં તમોને ભાગ લેવાનો છે તે ભાગે મીત્રાચારી ધરાવનારા મુલકમાં છે. ફ્રાંસ બેલજીયમમાં બ્રીટીશ સોલજર તરીકેનું ખરૂં ખમીર દેખાડી આપશો તો તેના કરતાં વધુ ચઢતાતા પ્ર[illegible] શેવા તમારાં દેશ માટેની તમો બજાવી શકશો [illegible] હમેશાં સભ્ય, વીવેકી અને માયાળુ બનજો, માલ મી[illegible] તારાજ થવાનો સંભવ જણાય તેવું કશુંભી કામ [illegible] કરતા ના. લુટ ચલાવવી તે એક હીણપતભર્યું કા[illegible] એમ હમેશાં જાણજો.

"ત્યાં તમોને જરૂરજ આવકાર મળશે અને [illegible] ઉપર વીશ્વાસ મુકવામાં આવશે. તે આવકાર અ[illegible] વીશ્વાસને તમો લાયક છો એમ તમો તમારી વર્ત[illegible] સાબેત કરી આપજો. તમો તનદરોસ્ત અને કીંમતમંદ નહીં તો તમારી ફરજ તમારાથી બજાવી શકાશે નહીં હદની બહાર જતાં હમેશાં બહુજ ચેતીને ચાલતા ર[illegible]

"આ નવા અનુભવ દરમયાન તમોને દારૂ સ્ત્રીઓ એ બે તત્વ લલચાવશે. તે બંને [illegible] સામે તમોને હમેશાં તદનજ ઓસ્તવાર રહેવું [illegible] અને સઘળી સ્ત્રીઓ તરફ સંપૂર્ણ સભ્યતા દેખાડજો કોઇની સાથેની મીત્રાચારી બાંધતા હમેશાં અલગ ર[illegible] તમારી ફરજ બહાદુરીથી બજાવજો, ખુદાથી ડરતા [illegible] અને તમારા શહેનશાહને માન આપજો."

આ યાદગાર સખુનો જેટલા લડાઇપર જતા સોલ- અગત્યના છે તેટલાજ બલકે તેથી વધારે દરેક ને પોતાની જીંદગીની લડતમાં કુરૂક્ષેત્રની રંગભૂમી ઉરી લાગણીઓની સામે લડત કરતાં ગોખી રાખવા ગ છે. મિનોદ માર્ગમાં દાખલ થવા પહેલાં દરેક એ ભારી લડત લડવાની છે તેમાં કેટલાક કાયદાઓ વાના છે જેમાંનો એક લોર્ડ કીચનરે ઘણીજ સીફ- પોતાના ઉપલા અમૂલ્ય સખુનોમાં આપણી ખ રજુ કીધા છે.

ગયા મહીનામાં આ જાણીતી મંડળીનો વારસીક રીપોર્ટ બાહેર પડગો છે અને તેના વખાણવા લાયક ધુંધી સેક્રેટરી ડૉ. જહાંગીર ખરશેદજી દાજી જેવા ...રા પરોપકારી ગૃહસ્થ કેવું નેક કામ બજાવી છે તેનો સીદો ને સાચો પુરાવો છે. કોણ જાણે શું સર એ મંડળીને જેવો જોઇયે એવો પૈસાનો, મેહ- , કે બીજો ત્રીજો ટેકો મલતો નથી. મંડળીનુ ...ગુવા લાયક કામ તે કેળવણીનુ છે કે જે કેળવણી ગરીબ ધંધાદારીઓ પોતાનું રોટીયું રળી કમાય છે. મંડળીનું બીજુ સંગીન ને વખાણવા લાયક કામ તે ...ી ચાલીઓ છે કે જ્યાં સારી સુખાકારી ભર્યા ...ી સગવડ સાથે ગરીબ પારસી કુટુંબોનો વસવાટ ...થો છે. આપણે એટલુંજ ઇચ્છીશું કે એ મંડ. કારોબાર દરદીન વધતો જાય અને તેના ભલા ...ક અને રેહબર ડૉ. દાજીની જીંદગી ઝ્યાદા તંદરોસ્તી ... ને લાંબી થાય.

**...પારસી હોમના ...ડ ચલાવનારી ...ર મંડળી.**

આપણા જરથોસ્તી ફીરકામાં દીન આઇનને લગતું જ્ઞાન આપનારા ખાતાઓમાં બે પુરાણી મદ્રેસાઓ સર જમશેદજી અને મુલાં ફીરોજ બહુજ અગત્યની જગ્યા રોકે ...માં જે પ્રકારની સંગીન કેળવણી આપવામાં આવે છે ...લાઝ જરથોસ્તી બેહદીનો કે મુબેદો મોટી સંખ્યામાં ...ેરા એમ અમોને લાગતું નથી; અને જો કે સરકા- ...ેરો યુનીવરસીટીની પરીક્ષામાં અવસ્તા-પેહલવી

**પારસી ...મદ્રેસાઓ.**

દાખલ કીધા પછી ઘણા વિદ્યાર્થીઓ આ મદ્રેસાઓનો સારો લાભ લે છે પણ હજી તેઓને વધારે ઉપયોગી કરવાની જરૂર છે. બીજી એક અગત્યની બાબદ ઉપર અમો આજે બોલવા માગીએ છીયે તે એ છે કે આગલા અને હાલના કેટલાક અભ્યાસીઓના ઇનામના લખાયલા રેસાલાઓ વગર છપાવે એમના એમ પડી રહ્યા છે. આ લખવાનું કારણ અમોને એ પરથી મલ્યું છે કે ખાસ "પ્રભાત" માટે એક "સ્કોલર" નો ઇનામનો "રસ્ને યઝ્ગ્ત" ઉપર આસરે ૨૦) વરસ ઉપર લખાયલો એક રસાલો મેળવવાને અને તેને પહેલ વહેલા જાહેરમાં મુકવાને અમો ભાગ્યશાળી થયા છીયે. ઇનામી રેસાલાઓ લખનારા અભ્યાસીઓના અગત્યના લેખો બનતી ઉતાવળે છપાવીને જાહેરમાં મુકવાની જો સગવડ ધરાવતા ન હોય તો આપણી મદ્રેસાના કારોબારીઓની તો તે આઇન ફરજ છે કે તેવા સંગીન લેખકોના વાંચવા લાયક અને ઇનામ મેલવેળાં લખાણો બનતી ઉતાવળે છાપી-છપાવી જાહેર વાંચનારી અભ્યાસી આલમને માટે બાહેર પાડવાં. ઇનામો માટે લખી માગવામાં આવતા રેસાલાઓની કઇ કઇ બાબદો દર વરસે જાહેર કરવામાં આવે છે તે પણ બંને મદ્રેસાના અધીકારીઓને જાણવાની ઘણી જરૂર છે કારણકે બનવાજોગ છે કે એક મદ્રેસા એ કામ માટે માગવામાં આવતા રેસાલાઓ માટે બીજી મદ્રેસામાંથી તેજ બાબદ પાછી રજુ નહિ કરે. વળી એક બીજી બાબદ ઉપર પણ અમો લાગતાવળગતાઓનું ધ્યાન ખેંચવા માગીએ છીયે. સારા ફંડની કોતાઇને લીધે મુલ્લાં ફીરોઝ મદ્રેસામાં શીખવતા માસ્તર સાહેબોને જે વારસીક લવાજમ મલે છે તે તેઓની મહેનત અને ઓહ્દા તરફ જોતાં પુરતો અને સંતોષકારક નથી. અમારી ગણત્રી મુજબ મુલ્લાં ફીરોઝ મદ્રેસાએ પોતાની હેયાતીના ૬૦ વરસ ગયા એપ્રીલ મહીનામાં ખતમ કીધાં છે પણ તેણે સર જમશેદજી મદ્રેસાની માફક પોતાની "જુબીલી" હજી સુધી ... નથી માટે અમો મુલ્લાં ફીરોઝ મદ્રેસાના કારોબારીઓને સુચના કરવાની રજા લઇએ છીયે કે એ પુરાણી ... "ડાયમંડ જુબીલી" ઉજવવાની ઘટતી ગોઠવણ ... અને શ્રીમંત જરથોસ્તીઓ મારફતે લે પુરતું ફંડ ઉઘરા ... બીચારા બીન હાંકલ કાર્ય કરતા શીક્ષકોના પગાર "ઓનરરીઅમ" માં ઘટતો વધારો કરી આપવો.




# "પ્રભાત" નો પ્રભાવ!

અથવા

## "પ્રભાત" માટે પ્રાર્થના.

લખનાર: મી. અકબરઅલી ડી. નુરાની.

હરિગીત છંદ.

હે! પ્રિય બંધુઓ જુવો! છે શુક્ર તે અલ્લાહનો;
જેના પ્રભાવે જન્મ થયો છે: આ પ્રભાતના પલ્લાનો.
હેતે વધાવી હર્ષથી, વાંચો વિવેકી વાંચકો!
વિદ્યા વધારી વિચરો ને, સાહ્ય દઈ તમ સાહ્યકો! ૧
દુનિયા વિષે વિજયી થઇ, જ્ઞાની પ્રકાશો પાથરો;
અંધકારમય અજ્ઞાનીઓને, દો આશવંતો આશરો.
આશિષ આ ઉર્મી સમી, થાવો ફળીભૂત સર્વદા;
જગમાં જશે જશવંત થઈ, ફરકાવો વિજયની ધજા! ૨
સાહીત્યની સેવા સમીપ, આદરો શુભ કોશેશો;
વધારવા જન હિત માટે, ખિલવો નિજ સાહસો!
દિનબદિન ચડતી થવા; કદપિ ન પાછળ આવજો!
હર હમેશાં હામથી, કામ તમ પૂર્ણ પાડજો! ૩
આશિશ દુવા અદના તણી, એ રબ! કબુલ ફરમાવજો;
સાહીત્યની શુભ સાહને, પરવરદિગાર નિભાવજો!
આવું ઇચ્છી અંતરે, ઉંડા હૃદયનાં ભાવથી;
કહે છે "નુરાની" વધો જગમાં જશે, "પ્રભાત"નાંજ પ્રભાવથી! ૪

## સાલ મુબારક.

સગન ચોક ચાહન નવા સાલ કાજે, સજ્યાં ઘરબારે તોરણ ફુલ તાજે.
ખુશ હોશ શાંતિ ઘરે ઘર ગાજે, કરી લે હમાજોર સઉ સાથ આજે.
આફીયત ને કેફીયતનો દીન આજ વાજે, પરસપર ભલાઇની ભલી જામ પાજે.
સોગત ને પરજતનો પલ્લો ધરીને, કરી લે હમાજોર સઉ સાથ આજે.

**હરમીસ.**

# આજ રોજની મ્હારી બંદગી.

લખનાર:—ખરશેદજી જ. બ. વાહડીયા.

"To find, O Lord! Thy Will in mine
To loose my griefs in work for others,
To fully trust the Love Divine
And cease the load of all my brothers.
This is my prayer."

*Sheldon Clark.*

બદલાતાં વરસની બુલંદ બામદાદે દરેક માનવીનુ મન ફિરતાર તરફજ ખેંચાયલું રહે છે અને પોતાના ઉછરતા જીગરના ઉછળતો ખ્યાલોમાં તેનું દેમાગ જાણે રોશનમંદ થાય છે. આગલા વરસોમાં થયલી ભુલોની માફી તે જીગરમાં ચાહે છે અને નવા વરસની નવી ઉમેદો સાથે ઇનસાન પોતાની બાકી હૈયાતીના બાકી એક નવા વરસમાં દાખલ થાય છે. ખુદાતાલાની હજારો નેયામતો તેની છુપી બુલંદી દરરોજ પુકારી રહી છે અને દીનની દાનાઇમા કે ઉંડી ફીલસુફીમાં ,જરા કુદરતના કારોબારનો અને ખુદાતાલાની તમામ પેદાયશોની હજારો હજાર સીફત અને ખુબીની ઉપર નેગાહ પુગાડી દાદારના ડહાપણ ઉપર દરીયાફત કરીશું તો માલમ પડશે કે વૃદ્ધિ એજ કુદરતનો કાયદો છે અને કુદરતની તમામ પેદાયશ જાણે દર પ્રભાતમાં પોતાનો પ્યારો પ્રકાશ ખુદાતાલાની જનાબમાં હર કીસમે રજુ કરી રહી છે. પણ સબર ઓ ઇનસાન! કુદરતની તમામ નેયામતો અને કરામતો વચ્ચે જરાકજ તું ખ્યાલ કર ઓ દાનવ ઇનશાન કે શું કામ તું જન્મયો ને કયાં તું જનાર, સૃષ્ટીમાં સરજત છે શી તારી, તેનો કર કંઇ ખ્યાલ. તો માલમ તને પડશે કે કુદરતની તમામ બનાવટ કરામતમાં ઇનશાન તરીકે જે અકલનું ઉમદા ગહુર તું ધરાવે છે, આનંદનો પ્રકાશ ત્યારે હયડે દરરોજનો દીપી રહેલો છે અને તમામ જાતની લાગણીઓ તારાં જીગરમાં ખીલી રહી છે. તે બધાનો ભેદ અને ભરમ શો છે?

શા માટે તું દરરોજ બંદગી કરી રહ્યો છે?-શા માટે તું તારી આંખ્યો આકાશ તરફ ખેંચી રહ્યો છે? શા માટે તું તારા ખાલી હાથો જીગરના જોશ સાથે પટકી રહ્યો છે? ફરેસ્તાઓની મદદ તું શા માટે માગી રહ્યો છે? શા માટે તું મંદીરોમાં ને મસજીદોમાં, દેવાલ્યોમાં અને અગીઆરીઓમાં તાર મતલબી ભણતર કરી રહ્યો છે? ખુદાતાલા તુંને ત્યાં જડનાર નથી, મઝદા કદી તુંને ત્યાં મળનાર નથી. શાણાઓના સખુનોનું તું સંગીનપણું સ્વીકાર કે "ધિકારથી ધિકાર કદી અટકનાર નથી, અટકે છે ધિકાર તો મિનોઇ પ્યારથી." કહાડી નાખ ત્યારે તારા દીલના વે વીખ ને જીંદગીમાં મિનોઇ મઝદાઇ મોહબતનું સિ તું શીખ. માગી માગીને તું શું માગી રહ્યો છે? કરીને તું શું કરી રહ્યો છે? ફરી ફરીને તું કયાં છે? વિચાર કર હે ઇનશાન તારી આખેર થી હ ઉપર! નાશવંત આ જીંદગીના નાશવંત કારોબારના લીદા પાયા ઉપર તેં મદાર બાંધ્યો છે તો તે ક્યાં ટકનાર છે? છોડ-છોડ તારી ગુમરાહી, ફેંકી દે તારી રાઇ, બાજુએ મુક તારી તકોબરી, તોડી નાખ તારા ત તુંડાઇ, મારી નાખ તારા મનની મોટાઇ, નમનતાઇમ તું દીપતો રહે અને દુઃખીઓના દુઃખ તું ટાલતો ફેરવ તારી આંખ્યો આસપાસ અને જો કે કે નીરાધાર પડયાં છે, દોઢીઆં દોઢીઆંને વાસ્તે કેટલાં વળતાં રહ્યાં છે. અરે અન-પાણી વગર કેટલાંકો ભુ પડયાં છે તેઓને માટે તેં શું કીધું? દાન માટે તારી પૈસો નથી તો કાંઇ ફીકર નહી, તારી પાસે નથી તો ચીંતા નહી, તારી પાસે અંબ તો ગભરા નહી, તારી પાસે એકજ ચીજ તારા દીલનો સાચ્ચો પ્રેમ, દુઃખીઓના દુઃખ તારા દીલની સાચી દાઝ, વિચારોના વાલ રોહ સાથે આફતમાં અટવાંતાં માટે તારાં જીગ દિલાવર દયા. તેજ તું ખીલવને તેનોજ તું ઉપયોગ તારી આંખોમાં આશુંઓ સાથે, હ્રદયમાં પુરતી દયા ર પણ જીગરની ખુશાલી સાથે અને આત્માના આનંદ સ એકાંત એક કલાક તું ગુજાર અને આજે આ પૃથ્વ ઉપર દુઃખોનો જે ભયંકર કકલાટ—લડાઇના દુઃખ પોકાર તેમાં-હા તેમાં-તું તારા દીલશોજ વિચારોના એ મતી કીરણો મોકલી શાન્તિનો પ્રવાહ પુર જોશ સ પાથર, તારાં દીલની ખરી દયાનો ઝરો વેહતો કરી ત જીગરના સાચ્ચા ખુદાઇ પ્યારની બરકતથી તારી દરરોજ જીંદગી તું ગુજાર. એજ તારી બંદગી છે.

# અંગ્રેજી પ્રજાના નામીચા આસામીઓના વૃતાંતને લગતો મહાભારત ગ્રંથ.

# ડીક્ષનરી ઑફ નૅશનલ બાયૉગ્રાફી.

લખનારઃ—મી૦ રૂસતમજી પેસતનજી કરકરીઆ.



વે લાયતના હાલના સાહિત્યમાં કેટલાક ગંજાવર ગ્રંથો આપણું ખાસ ધ્યાન ખેંચે છે. એ ગ્રંથો એકાદ બે યા ડઝન અરધો ડઝન પુસ્તકોમાં સંપૂર્ણ થયલા નથી, પણ તેના પુસ્તકોની સંખ્યા ડઝન-ઃઅને વળી કુડીબંધ પણ ગણાય છે. એ વળી ગંજાવર ઃકંધ માત્ર એમની લંબાઇથીજ આપણું ધ્યાન ખેંચતા તો જો કે લંબાઈ અને પુસ્તકોની સંખ્યા પણ ર હેરત કરનારી છે. પણ વધારે અજાયબ કરનારૂં છે કે એ ગ્રંથો આવડા મોટા છતાં તેમાં ભરેલા ની ખુબી અને શ્રેષ્ટતાઇ આપણું ધ્યાન વધારે ખેંચે છે. બધ પુસ્તકો બધા ઉમ્ચી સપાટી ઉપર રચવામાં અને તેના સઘળાં પાનામાં ઘણીજ સંભાળ અને મહેન-ીશાનીઓ સ્પષ્ટ રીતે માલમ પડે એ ખરેજ વખાણવા છે. એ ગ્રંથોમાં ભરેલા ભંડારની શ્રેષ્ટતાઇનું એક મુખ્ય આ છે કે તેમાં એકાદ બે યા પાંચ દશ લખના-ી મહેનતનું ફળ આપણને મળતું નથી. પણ એ ઉપર તો લખનારાઓની એક નાની સરખી ફોજ ના લગભગ સઘળા ભાગોમાં વહેંચાયલી માલમ દરેક લખનાર ફક્ત પોતાના ખાસ અભ્યાસની ઉપરજ વીવેચન કરે છે, અને તેથી વાંચનારને ખાત્રી છે કે તેનું લખાણ ખરેખર ઉપયોગી અને સત્તાધારી જોઇએ. દુનિયાના સઘળા ભાગો ઉપર વીખરાઈ લખનારાઓના લખાણો મેલવી, ગોઠવી, એક ાં બરાબર રચી પ્રગટ કરવા માટે "એડીટરો" અને સ-એડીટરો". પણ બહુજ કુશળ હોવા જોઇએ; અને ખરેખર આ મહાભારત ગ્રંથોના "એડીટરો" પણ તેવાજ લાયક અને કુશળ આસામીઓ હતા તે વીષે તો કશો સંદેહ નથી. આવા નામીચા ગ્રંથોમાં **"એનસાઇક્લોપીડયા બ્રીટાનીકા," "ન્યુ ઇંગ્લીસ આક્ષફર્ડ ડીક્ષનરી,"** અને **"ડીક્ષનરી ઓફ નેસનલ બાયોગ્રાફી"** આપણું મુખ્ય ધ્યાન ખેંચે છે. એ ત્રણદે મહાભારત ગ્રંથો હાલના જમાનાની ઇંગ્રેજી સાહિત્યના મુખ્ય શૃંગાર સમાન છે; અને તેઓને રચવા માટે ખરેખર આપણો જમાનાએ મગરૂર થવું જોઇયે.

એ દરેક ગ્રંથોની એક નાની જેવી તવારીખ છે, જે ખરેખર જાણવાજોગ અને રસીલી છે. આપણે અત્રે ફક્ત છેલ્લા ગ્રંથ ("ડીક્ષનરી ઑફ નૅશનલ બાયૉગ્રાફી") વીષે થોડુંક બોલીશું. એ ગ્રંથની બીજી પુરવણી (supplement) ના પુસ્તકો હમણાજ થોડુંક થયું પ્રગટ થયા હતા એટલે એ આપણા મનમાં તાજી બીના છે. એ પુરવણી મેં ઉપર કહ્યું તેમ બીજી પુરવણી હતી. પહેલી પુરવણી બાર વરસની વાત ઉપર પ્રગટ કરવામાં આવી હતી તે તો જુદી. એ બે પુરવણીજ ૭ મોટાં દફતરો રોકે છે. હવે જે મુળ ગ્રંથ આ પુરવણીઓમાં સંપુર્ણ રચવામાં આવ્યો છે તેના ગંજાવરપણાનો ખ્યાલ એટલાથીજ આવશે કે તે બધા મળી ૬૩ દફતરોનો બનેલો છે એ રીતે ત્યારે પુરવણીઓ સુદ્ધાં આ નામીચો ગ્રંથ ૬૯ મોટા કદના દફતરોમાં સમાયલો છે અને વળી એક જુદાંજ દફતરમાં એ ૬૯ પુસ્તકોમાં સમાયલી બાબદોનો ટુંક સાર આપવામાં આવ્યો છે, જે ૭૦ મું પુસ્તક બહુજ ઝીણા અક્ષરના ૧૭૦૦ સફાનું બન્યું છે. આ સઘળાં ૭૦ દફતરોમાં પુરી થયલી આ **"ડીક્ષનરી ઑફ નૅશનલ બાયૉગ્રાફી"** ખરેખર જેટલા તેના ગંજાવર કદથી આપણું ધ્યાન ખેંચે છે તેટલુંજ તેમાં સમાયલા જ્ઞાનના ભંડારથી અને લખનારાઓની કાબેલીઅતથી છે.

અને રચવા માટે બે એડીટરો લાંબો વખતાવેર કામે લાગ્યા હતા અને "સબ એડીટરો" તો દોઢેક ડઝન હતા. એના લખનારાંઓ સાતસો ઉપરની સંખ્યામાં હતા. એ લખનારાઓ અને એડીટરોની મહેનતથી આ ગ્રંથ રચાયા પામ્યો છે; પણ તેને હસતીમાં લાવવાનું અને પ્રગટ કરવાનું સઘળું માન ફક્ત એક પુરૂષનેજ ઘટે છે, અને તે પુરૂષ ખરેખર એક ઘણો સહીત્યનો શોખીનજ નહી પણ દેશ ભક્ત ગણાવો જોઇયે. એ ગ્રંથ પ્રગટ કર્યામાં એ નરને કંઇ પૈસાની લાલચ તો બીલકુલ ન હતી. ખરેખર તો એણે પહેલાંથીજ જોઇ લીધું હતું કે એવા ગંજાવર ગ્રંથને પ્રગટ કરવાનો ખરચ ઘણો ભારેજ થવો જોઇએ, અને એ ગ્રંથનો કાંઇ એટલો બધો લોકોમાં ખપ કદી ન થાય કે જેથી કરી તેની ઉપર થયેલો ભારે ખરચ પાછો નીકલી શકે. એ નર એક ઘણી જાણીતી પુસ્તકો પ્રગટ કરનારી અંગ્રેજી પેઢીનો વડો હતો, અને એને પોતાનો ધંધો ચાલુ રાખવા માટે અવસ્પ જરૂરનું હતું કે નફાકારક પુસ્તકોજ બનતા સુધી પ્રગટ કરી પોતાની પેઢીને ફાયદો કરવો. તે છતાં આવા ગંજાવર પુસ્તકનો ભારે ખરચ નફાની બીલકુલ આશા વગર એણે માથે ઉઠાવ્યો એ ખરેજ એને માન ભરેલું હતું. એ નામીચા નરનું નામ મી૦ જયોર્જ સ્મીથ (૧૮૨૪-૧૯૦૧) હતું જે "સ્મીથ એલડર" નામની ઘણી જાણીતી પુસ્તકો પ્રગટ કરનારી પહેડીનો વડો હતો. એ પહેડીએ ઘણા વખણાયલા અંગ્રેજ ગ્રંથકારોના પુસ્તકો, પહેલવહેલા બાહેર પાડવાનું માન મેલવ્યું છે, અને તેમાં થેકેરે, શારલોત બ્રોન્ટે, કવિ રોબર્ટ બ્રાઉનીંગ અને તેની મહેરદાર,-જે પણ એક નામીચી કવિ થઇ ગઇ છે,-મેથ્યુ આરનલ્ડ, જોન સીમન્સ એડીંગતન વીગેરે-મુખ્ય છે. એવા પ્રખ્યાત નર-નારીઓના પુસ્તકો પ્રગટ કરી અલબત જયોર્જ સ્મીથ અને તેની પહેડીએ માન સાથ નફો પણ ઝાઝો મેલવ્યો હતો. તોપણ તેથી કાંઇ તે પહેડી એટલી શ્રીમંત બનેલી ન હતી કે આવો એક લાખ્ખો રૂપયાના ખરચવાળો ગ્રંથ તે પ્રગટ કરી શકે, અને જયોર્જ સ્મીથ જો ફક્ત પોતાની પહેડીની આવક અને તેના નફા ઉપરજ માત્ર આધાર રાખતો હતે તો આવું મહાભારત કામ પોતાની પહેડીને માથે ઉપાડી લેવાને સુચવી શકતેજ નહી અને પોતે પણ તેમ કરી શકતે નહી. સુભાગે જયોર્જ સ્મીથની પોતા પાસ ખાનગી દોલત બહુ મોટી હતી અને તે કાંઇ ચોપડીઓ કરીને મેળવેલી નહતી. જયોર્જ સ્મીથ પોતાની પ્રગટ કરવાના ધંધા ઉપરાંત "એપોલીનેરીસ" ન[ામે] વખણાયલા જોલાબના પાણી (Aperient wat[er]) વેચવાનો ધંધો પણ કરતો હતો, અને એ ધંધો નફાકારક નીવડયો કે લાખ્ખોની દોલત એને મેળવી ર[...] આ ઘણી જાણવાજોગ બીના છે કે એવી મોટી મલ્યા પછી તેના ઉપયોગ માટે તેને જે વિચાર પહેલાં [...] તે પોતાની અંગત મોજમજાહ યા બીજાંનો લાભ નહી પોતાની ઇંગ્રેજ પ્રજાના હીતને અને સાહિત્યને લગતો.

સ્મીથ પોતે કાંઇ ચોપડીઓ લખનાર નહતો, તે પોતાના ચોપડી પ્રગટ કરવાના ધંધામાં તે સાહિ[ત્યના] ઘણા નામીચા ઉસતાદો સાથ સમાગમમાં આવ્યો અને તેથી કુદરતી રીતે સાહીત્યનો તે એક જબરો શો[ખીન] અને ઉતેજક બન્યો હતો. અંગ્રેજી સાહિત્યને પોતાના ઉપરાંત બીજી કેવી રીતે પોતાની ગંજાવર દોલતથી [...] કરી શકે એ બાબદ ઉપર એણે ઘણો વખત વેર [...] ચલાવ્યો અને આખરે જે પરીણામ ઉપર આવ્યો તે એ[...] કે એક ગંજાવર "યુનીવરસલ બાયોગ્રાફીકલ ડીક્ષન[રી]" કે જેમાં દુનિયાના સઘળાં દેશો અને પ્રજાઓના જા[ણીતા] પુરૂષોના ચારીત્રો આપવામાં આવે તેવો એક ગ્રંથ બાં[ધી] આશામીઓ પાસે રચાવી પ્રગટ કરવો. પો[તાની] દોલતનો રૂડો ઉપયોગ કરવાને ખરેખર સ્મીથનો વિચાર ઘણો ઉત્તમ હતો કારણકે અંગ્રેજી સાહિત્યમાં ગ્રંથની ખોટ છે, જે હજુ સુધી પણ કોઇએ પુરી નથી. અંગ્રેજી ભાષામાં હાલ જે આવા "બાયોગ્રાફીક[લ]" ગ્રંથો ચાલુ વપરાસમાં છે તે ટુંકા અને સાંકડા પર રચાયલા છે. ચરીત્રોની મોટી "ડીક્ષનરી" હાલ હસતી ધરાવે છે તે ૧૨ પુસ્તકોવાળી રોઝની પ્રગટ થયાને આજ ૬૦ ઉપર વરસ થયાં છે અને પુસ્તકોવાલી ચામર્સની જે રોઝ કરતાં પણ પચીસેક વ[રસ] વધારે જુની છે, એટલે આજે જેને લગભગ ૮૦ થી વરસ થવા આવ્યાં છે, તેઓ છે. બીજી ભાષાઓમાં તેમાં પ[ણ] કરીને ફ્રેંચ ભાષામાં એવા ચરીત્રના ગ્રંથો અંગ્રેજી [...] કદમા ચઢીયાતાં છે. "બીઓગ્રાફી જેનેરાલ" નામ[ની] જાણીતી ફ્રેંચ ડીક્ષનરી પોણોસો ઉપર પુસ્તકોમાં આજ લગ[ભગ] એક સદી અગાઉ પુરી થઇ હતી. વળી તેની નવી અ[...]

ા ગઇ સદીની અધવચે ૪૦ થી ૫૦ દફતરોમાં નીકળી અને આજે પણ એ નામીચી ફ્રેંચ બાયોગ્રાફીકલ નરી આપણને ઘણી ઉપયોગી થઇ પડે છે.

જયોર્જ સ્મિથે અંગ્રેજી ભાષામાં "બીઓ- ી જેનેરાલ" ના ધોરણ ઉપર એક ગ્રંથ બહાર ાનું પહેલાં નક્કી કર્યું, અને તે કામ માથે લેવા માટે લેઝલી સ્ટિવન (૧૮૩૨-૧૯૦૪) નામના જાણીતા રેજ લેખકને વિનતિ કીધી. સ્ટિવન નામીચા નવલ- લખનાર થેકરેનો જમાઇ થતો હતો; અને થેકરેના પ્રસિધ્ધ પુસ્તકો આપણે ઉપર કહ્યું તેમ સ્મિથની ીએ પ્રગટ કર્યા હતા, તેથી સ્મિથ થેકરે સાથ ઘણા ઘાડા ધમાં આવ્યો હતો; અને સ્ટિવનની ઓળખ પણ મથ સાથ થેકરેએજ પેહેલે કરાવી હતી. "કોર્નહીલ ઝીન" નામનું વખણાયલું માસીક સ્મિથને માટે રે પહેલાં એડીટ કરતો હતો અને પોતાના સસરાના ો બાદ લેઝલી સ્ટિવન એ માસીક ઘણું ફતેહમંદ સ્મિથ અને તેની પેહડી માટે ચલાવતો હતો. લેઝલી વનના સાહિત્ય અને ફિલસુફીને લગતાં પુસ્તકો પણ તથજ પ્રગટ કરતો હતો, અને બંને વચ્ચે મજબુત તીનો ગાંઠ બંધાયો હતો. ત્યારે કુદરતી હતું કે જયોર્જ મથ પોતાની "યુનીવરસલ બાયોગ્રાફીકલ ડીક્ષ- ીની યોજના વીષે સ્ટિવનની મસલત અને મદદ માગે સ્ટિવ- ો આગળ જયારે એ વિચાર મુકવામાં આવ્યો ત્યારે તેણે ાપસંદ તો પડયો પણ તેના વિસ્તારમાં એને બહુ અગત્યનો ાર સુચવ્યો. બધી પ્રજાના જાણીતા પુરૂષોના ચરિત્રો ા એક સત્તાધારી ગ્રંથ રચવાનું કામ તેને ઘણું બીકટ ી લગભગ બની ન શકે તેવું લાગ્યું, પણ તેજ વખતે મથને સુચવ્યું કે પોતાની ઇંગ્રેજ પ્રજાનાજ આસા- મો વીશે એવો ગ્રંથ જો રચવામાં આવે તો બહુ દો થાય, તો જો કે એ કામ પણ ઘણું બીકટ હતું. ાથે એ સુચના માન્ય કરી અને ફકત ઇંગ્રેજ પ્રજાના સામીઓને લગતી એક "બાયોગ્રાફીકલ ડીક્ષનરી" ાર કરવાનુ ચાલુ કર્યું. લેઝલી સ્ટિવને તેના એડી- તરીકે કામ બજાવવાનું ઘણી આનાકાની સાથે કબુલ ૧૮૮૨ માં એ કામ આરંભવામાં આવ્યું અને ું પેહેલું દફતર ૧૮૮૫ ની શરૂઆતમાં પ્રગટ થયું . આ પુસ્તકના સંબંધમાં જે એક ઘણી જાણવાજોગ ા આપણું ધ્યાન ખેંચે છે તે આ છે કે એના બધાં પુસ્તકો બરાબર ત્રણ ત્રણ મહિનાને અંતરે ચાલુ પેહલેથી છેલ્લે સુધી કાંઇ પણ ખાંચા યા ઢીલ વગર પ્રગટ થયાં હતાં. એક ત્રીમાસીક "રીવ્યુ" યા ચોપાનિયાની માફક બરાબર વખતસર આ ગ્રંથના ભાગો પોતાનો દેખાવ દેતા હતા; અને વરસની ચાર મોસમો ગીસાલ નીયમીત રીતે જેમ શીયાળો અને ઉનાળો વસંત અને પાનખર રૂતુ એક બીજા પછવાડે આવ્યા કરે તેમ પુસ્તકો પણ કાંઇપણ નડતલ વગર પોતાનો નીયમીત દેખાવ વરસમાં ચાર વેળા દેતા હતાં. કેટલાક ત્રીમાસીક રીવ્યુઓ કદાચ વખત ચુકી મોડા બાહેર પડતા હતા; પણ "રીવ્યુ" કરતા અતી મેહનત અને શ્રમથી રચાયલા આ ગ્રંથના ભાગો નેમી આપેલો દીવસ કદી ચુકતાં નહી હતા. એ ગ્રંથને બરાબર તૈયાર કરી નીયમીત રચના માટેની યોજના શક્તિ ખરેખર ઘણી વખાણને પાત્ર હતી. પેહલે લેઝલી સ્ટિવન આશા રાખતો હતો કે એ ગ્રંથ ઘણામાં ઘણો ૫૦ પુસ્તકોનો બનશે, પણ જેમ કામ આગળ ચાલતું ગયું તેમ માલમ પડયું કે એ હદ લંબાવવી પડશે અને આખરે થયું પણ તેમજ. આપણે ઉપર કહયું તેમ મુળ ગ્રંથ **A** થી **Z** સુધી ૧૯૦૦ ના છેડે ૬૩ દફતરોમાં પુરો થયો અને ત્યાર પછીના બાર-તેર વરસોમાં બીજાં ૭ દફતરો થયાં તે તો જુદા. એ પુસ્તકોના સઘળા મલી ૩૨૦૦૦ ઉપર સફા છે, અને દરેક સફો ઝીણા ટાઇપનો બે કોલમનો બનેલો છે. એ ઉપરથી આ ગ્રંથનો કેટલો મહાભારત વિસતાર છે તેની સહેજ સમજ પડશે.

લેઝલી સ્ટિવન ૧૮૯૧ સુધી એનો અધિપતિ રહયો અને પછી એ કામના બોજાએ એની તબીયત ઉપર ઘણી માડી અસર કરવાથી એડીટરનું કામ ૨૬ દફતરો પછી એણે છોડી દીધું. એ કામ એને સમુળગુ છોડી દીધુ તેની અગાઉ પોતાના "એડીટર" તરીકેના કામમાં એક બીજા વીદ્વાન પુરૂષને સામેલ કર્યો હતો જેની સાથે મલી પાંચ દફતરો, નંબર ૨૨ થી ૨૬ એણે બાહેર પાડયા હતાં. પણ ત્યાર બાદ એડીટર તરીકેનો સંબંધ એની નાદુરસ્ત તબીઅતને લીધે સદંતર છોડી દીધો અને નંબર ૨૭ થી છેડા સુધીના સઘળાં પુસ્તકો પોતાના આગલા જોડયા એડીટરે એકલાંએ તૈયાર કરી પ્રગટ કર્યા હતાં. "ડીક્ષનરી" ના એ બીજો એડીટર સર સીડની લી (જન્મ ૧૮૫૯) નામનો વિદ્વાન છે જે સર લેઝલી સ્ટિવન માફકજ અંગ્રેજી સાહિત્યમાં પ્રસિધ્ધ છે. સ્ટિવને જો કે ૧૮૯૧ માં એડીટર તરીકેનો સંબંધ

છોડી દીધો તો પણ ચરિત્રો લખનાર તરીકેનો સંબંધ તો એણે મુળ ગ્રંથના છેડા સુધી અને પેહલી પુરવણી સુધી ચાલુ રાખ્યો હતો. શધળાં મળીને ૧૦૦૦ ચારીત્રો એની કલમથી લખાયલાં છે કે જો જો સઘળા સાથે છપાય તો એ ડીક્ષનરીના સરાએ દફતરો જેટલાં થાય. **સર સીડન લી** જો કે ૨૭ માં દફતરથી ૧૮૯૨ મા એનો એકલો એડીટર થયો હતો તો પણ તેનો સંબંધ આ ગ્રંથ સાથ અવલથીજ ચાલુ રહેલો હતો. **સ્ટિવને** એને પેહલેથીજ પોતાના ડીક્ષનરીના કામમાં મદદગાર સબ-એડીટર તરીકે રોકયો હતો. અને એ ગ્રંથના કામ ઉપર બારીક તપાસ રાખવા ઉપરાંત એણે એમાં ચરિત્રો પણ પુશકળ લખ્યાં છે, જેની સંખ્યા ૧૩૮૦ ઉપર જાય છે, અને જો સધળાં સાથે છપાય તો આ ડીક્ષનરીના ખાસ્સાં ત્રણ પુસ્તકો રોકે.

બેઉ એડીટરોએ સાથે મળી આ ૭૦ દફતરોમાંથી પાંચ યા છ દફતરો જેટલું લખાણ પોતે કર્યું છે, ત્યારે બાકીનાં સધળાં પુસ્તકો તેના સબ-એડીટરો અને ૭૦૦ થી વધુ બીજા લખનારાઓએ કર્યાં છે. એ લખનારાઓમાં આપણે કહ્યું તેમ ઇંગ્રેજી સાહીત્યના લગભગ સધળા આગેવાન જાણીતા લેખકો સમાઇ ગયલા જોવામાં આવશે અને કેટલાકો તો અતી નામીચા પુરૂષો થઇ ગયા છે. **રૉસન ગારડીનર, જેમ્સ ગાર્ડનર, બીશપ ક્રેટન, બીશપ સ્ટબ્સ** જેવા પંકાયલા **ઇતિહાસ** કર્તાઓ **એડમંડ ગૉસ ફ્રેડીક હેરીસન, વાઇકાઉંટ મોરલી** જેવા નુકતેચીનો એવા બીજા અનેક એવાજ વખણાયલાં નામો આપણે એના લખનારાઓની ટીપમાં જોઇએ છીયે.

એ ગ્રથમાં અંગ્રેજી તવારીખની સરૂઆતથી તે હમણા સુધીના સધળા જાણીતા આસામીઓના ચરિત્રો આપવામાં આવ્યાં છે અને એ "**ડીક્ષનેરી**" એવા ત્રીસહજાર ઉપર પુરૂષોના ચરિત્રનો ભંડાર છે. દશમી સદી જેમાં **આલફ્રેડ** નામનો જાણીતો અંગ્રેજ રાજા થઇ ગયો તેના વખતથી તે શરૂ થઈ આપણા થોડુક પર ગુજર પામેલા રાજા સાતમા એડવર્ડ સુધી એ ગ્રંથ લંબાય છે. મુળ ગ્રંથ મહારાણી વીકટોરિયાના મરણ સુધી લંબાયલો હતો પણ પાછળથી છેલ્લા દસ વરસમાં થઈ ગયલા નામીચા નર નારીઓના ચારિત્રો દાખલ કરવા સારે એ ગ્રંથની એક પુરવણી ગયે વર્ષેજ ત્રણ દફતરોમાં બાહેર પાડવામાં આવી હતી. એના લગભગ સધળાં ચરીત્રો ઘણીજ સંભાળથી અને મહેનતથી લખનારાઓએ જાતે શોધ ખોળ કર્યા પછીજ રચવામાં આવ[illegible] અને કેટલાંકો તો અત્યાર તુલીકમાંજ સત્તાવાર કબુલ ર[illegible] છે. દાખલા તરીકે આ ગ્રંથમાં આવેલું **સેકસપીય[illegible]** ચરિત્ર જે **સર સીડની લીએ** પોતે લખ્યું હતું તે પુસ્તક આકારમાં છુટું છપાયું છે અને સઘળે ઠેકાણે એક તરીકે લેખાય છે. વળી મરહુમ મહારાણી વીકટોરિ[illegible] નામવર જીંદગીનો હેવાલ જે પણ ઘણો લંબાણથી **સીડની લીનીજ** કલમથી લખાયલો છે તે પણ એક ચોપડીના આકારમાં છે ઘણા વરસ થયા બાહેર પડી [illegible] વિખ્યાતી પામ્યું છે. મરહુમ મી. **ગ્લૅડસ્ટન**ની કીરતીવંત કીરદીનું વર્ણન આ ડીક્ષનરીમાં લંબાણથી હાલના વિખ[illegible] પામેલા લેખક મી. **હરબર્ટ પૉલે** કર્યું છે અને તે પણ ચોપડીના આકારમાં પ્રગટ થઇ ઘણું જાણીતું થયું છે. ના[illegible] પુરૂષોના ચારીત્ર ઉપરજ આ ગ્રંથમાં ઘણી મહેનત લેવા[illegible] એમ બીલકુલ નથી, અને ખરેખર તો એવા નામીચા પુરૂ[illegible] હેવાલો માટે આ ડીક્ષનરી જેવા ગ્રંથ પ.સ સાધારણ વાંચનારાઓ જતા નથી કારણ કે એવા જાણીતા નર[illegible] ઓના જીંદગીના અહેવાલોના ખાસ વૃતાંતો જુદા જુદા [illegible] કોમાં લખાયલાં છે પણ જેને માટે ખાસ કરીને આ ડીક[illegible] જેવા ગ્રંથોનો મુખ્ય ઉપયોગ કરવામાં આવે છે, તે નામીચા નહી પણ થોડા જણાયલા પુરૂષોના વૃતાંતને મ[illegible] છે અને અકસર કરીને જે પુરૂષોના ખાસ વૃતાંતના પુ[illegible] હસ્તી ધરાવતાં નથી તેઓ સારેજ આ "ડીક્ષનરી" ઉપયોગી થઇ પડે છે અને તેવા આસામીઓના ચા[illegible] ખરેખર ઘણી સંભાળથી અને બહુ મહેનતથી ઉપ[illegible] કહાડવામાં આવેલાં છે. એક મુખ્ય ખુબી આ ડીક્ષન[illegible] એ છે કે દરેક વૃતાંતને છેડે એ વૃતાંત કયાં સાધનો[illegible] રચા ઉપજાવવામાં આવ્યો છે તે દરશાવવામાં આવ્યું [illegible] જેથી કરીને તેના વાંચનારાઓને જો વધુ વીગત મેળ[illegible] અગત્ય હોય તો તે મેળવવાને સહેલાઇથી બની આવે[illegible] સાધનોમાં છપાયલી ચોપડીઓજ નહી પણ હાથના લ[illegible] અને છપાયા વગર રહી ગયલા એવા પુસ્તકો પણ બ્રી[illegible] **ટ્યુઝીઅમ-બોડલીઅન લાઇબ્રેરી** અને એવાંજ દસ્તાવેજો અને ગંજાવર પુસ્તક ભંડારોમાં પડી ટાંકવામાં આવ્યાં છે.

આવા મહાભારત ગ્રંથને રચવાનો અને પ્રગટ[illegible] વાનો ખરચ પણ મહાભારતમાં થયો છે; અને તે [illegible] લાખનો થવા જાય છે. **લેઝલી સ્ટિવન** અને **સર [illegible]ની લી** જેવા નામીચા પુરૂષોને એડીટર તરીકે [illegible]

ટલા વરસો સુધી રોકી રાખવાનો ખરચ અને આ નરીમાં લખાણ કરનારાઓની મહેનતનો બદલો તેમજ વા ૭૦ સુંદર છપાઇના દફતરોની છપાઇનો ખરચ બહુ રે હતો. જેનો થોડો ભાગ પણ આ ડીક્ષનરીના વેચાણમાંથી હજુ સુધી ભરપાઇ થયેલો દીસતો નથી. આ હમણા થોડાં વરસ સુધી એક દફતરે-૧૫-શીલીંગની મતેજ ખરીદી શકાતું હતું, એટલે આ સઘળા ૭૦ નકોની ૫૩ પાન્ઉડ યાને લગભગ ૮૦૦ રૂપીયાની મત ફકત એક સટતી પડતી હતી. દેખાતું હતું. આટલી મોંઘી કીમતે સાધારણ શકિતના તો શું પણ શ્રીમંતો પણ એ "ડીક્ષનરી" પોતાને ગમે એટલી પયોગી હોવા છતાં ખરીદવાને શકતીવાન નહી હતા; અને કોઇપણ સાધારણ પુસ્તકાલયોને માટે પણ ઘણું ભારી . એક આખી કબાટ એને રાખવા માટે જોઇયે. જેટલી જ્યા કંઈ સઘળાઓ પાસે હોય નહી. ભારી કદને અને ની કીમતને કોઇ રીતે કમી કરવા ખાતર ૧૯૦૮ માં ના પ્રગટ કરનારાઓએ ઘણી તારીફ લાયક કોશેષ કીધી ને પતલા પણ ટકાઉ કાગજ વાપરી એના કદને બે ઈઆઉંસ ઓછું કરી નાંખ્યું. પણ દફતરોનું લખાણ ક દફતરની અંદર સમાવ્યું અને તેવાં દફતરની કીમત ગલની માફક ૧૫ શીલીંગ રાખી. એથી કીમત ઘણી સરી ગઇ એટલુંજ નહી પણ એ ડીક્ષનરી જે અતી ડી જગ્યા રોકતી હતી તે પણ ઘણી કમી થઇ ગઇ.

અલબત શસ્તી થયાથી એ ડીક્ષનરીનો પ જરા વધારે જાગ્યો હશે ખરો પણ તે એટલી હદ સુધી તો નહીંજ કે એની પાછળ કામલી થાપણ પાછી ભરપાઇ થઇ રહે. પણ આપણે યું તેમ એ ગ્રંથ બાહેર પાડવાનો હેતુ તેના અસલ વરતાવનારાઓનો એમાંથી નફો કહાડવાનો બીલકુલ તોજ નહી અને જે કાંઇ એ ગ્રંથ પાછલ ખોટ ગઇ છે જયોર્જ સ્મિથે ઘણી ખુશીથી પોતે ખમી છે. ઘણી ખુશી થવા જેવી બીના છે કે જયોર્જ સ્મિથ તે તેમજ તેના બંને એડીટરો સર લેઝલી સ્ટિવન ને સર સીડની લી આ મુળ ગ્રંથનો છેડો જોવા પામ્યા તા. મુળ ગ્રંથ આપણે કહયું તેમ ૧૯૦૦ માં ૬૩ તરોમાં પુરો થયો ત્યારે એ ત્રણે પુરૂષો જીવતા હતા. ર પછી ઘણીજ ટુંક મુદતમાં જયોર્જ સ્મિથ ૧૯૦૧ ૬ ઠી એપ્રીલે મરણ પામ્યો. સર લેઝલી સ્ટિવન ડીક્ષનરીની પેહલી પુરવણીના ત્રણ દફતરો જે ૧૯૦૧-૨ માં પ્રગટ થયા હતાં તે પણ જોવાને અને તેમાં ચરીત્રો લખવાને જીવવા પામ્યો કારણકે એ છેક ૧૯૦૪ ની ફેબરવારીમાં મરણ પામ્યો હતો. **સર સીડની લી** તો સારા નસીબે હજી સુધી હૈયાત છે અને જો કે આવા મહાભારત કામમાં સામેલ રહી તેને પુરૂ કરવાને નસીબવાન નીવડયો તોપણ તે હજુ ૫૫ વરસની મધ્યમ વયનો છે. આપણા મરહુમ શેહેનશાહ સાતમાં એડવર્ડ આ ગ્રંથ માટે ઘણી ઉલટ ધરાવતા હતા અને ૧૯૦૦ માં એ પુરો થયાની શોકુક આગમચ એના માનમાં **જયોર્જ સ્મિથે** ખાણું આપ્યું તે વેળા પોતે પ્રીન્સ ઑફ વેલ્સ તરીકે હાજર રહી એ ગ્રંથને અને તેના પ્રવર્તાનારાઓને બહુજ માન આપ્યું હતું. પછી પોતે તખતપર આવ્યા ત્યારે એના પેહલા એડીટર **લેઝલી સ્ટિવનને** K. C. B. યાને નાઇટ કમાનડર ઑફ ધી બાથ નો ઉંચો ખેતાબ બક્ષી એ સાહિત્યના શોખીનની એ ગ્રંથ પાછળની મહેનતની કદર બુજી હતી. ત્યાર બાદ હમણાજ થોડાં વરસ ઉપર હાલના **નામદાર શેહેનશાહ પાંચમાં જયોર્જે** આ ગ્રંથના બીજા અધિપતિની ઉપર નાઇટહુડ ખેતાબની નવાજીશ કરી પોતા તરફથી એ ગ્રંથને પ્રશંસા કરી હતી.

એ ગ્રંથમાં સઘળા બ્રીટીશ પ્રજાનાજ જાણીતા આસામીઓના વૃત્તાંત આવેલાં છે. પણ આપણે જાણીયે છીયે તેમ બ્રીટીશ પ્રજા ઘણી મીશ્ર છે અને તેમાં બીજી પ્રજાઓના ઘણા નરો આમેજ થયલા છે. અને તેવા ફ્રેંચ, જરમન, ડચ ઇત્યાદી આસામીઓ જેઓએ બ્રીટનમાં કોઇ પણ રીતે નામ કહાડયું છે તેવોના વૃત્તાંતો પણ આપવામાં આવ્યા છે. વળી નવાઇ જેવું છે કે આપણા થોડા બહુ ગણત્રીનાજ પારસીઓને પણ આ ગ્રંથમાં જગ્યા મેળવવાનું માન મળ્યું છે કારણકે જાતે પારસી હોવા છતાં તેઓએ પણ બ્રીટીશ પ્રજા તરીકેજ અતી વીખ્યાતી મેળવી છે. એવા પારસીઓમાં મુળ ગ્રંથમાં સર જમશેદજી જીજીભાઇ પેહલા બેરોનેટનુંજ ફકત વૃત્તાંત હતું. ત્યાર બાદ બીજી પુરવણીમાં પહેલા સર દીનશાહ પીટીટ અને મી૦ જમશેદજી તાતાના વૃત્તાંતો પણ દાખલ કરવામાં આવ્યા છે. વળી એ બીજી પુરવણીમાં એક હીંદુ રોમેશચંદ્રદત્ત અને એક મોહોમેદન બદ્રુદીન તૈયબજીને પણ જગ્યા મળી છે. એ પાંચ હિન્દીવાન સીવાય બીજા કોઇ પણ આ દેશના વતનીઓના ચરીત્રો એ ગ્રંથમાં આપવામાં આવ્યા નથી.

# પારસી સખાવતો.

## તે કેવે ધોરણે થવી જોઇયે?

લખનાર—"ધૈર્યમા."




આપણી નાતી પણ પોતાની સખાવતો માટે પરકોમમાં વખણાતી પારસી કોમમાં જેમ ધર્મખાતાંઓની ખુટ નથી, તેમજ ખાનગી રીતે સખાવત કરનારાં નર નારીઓની પણ ખુટ નથી. અને એ કારણે આપણે ખરેજ મગરૂર છીએ. આપણી કોમમાં ઘણાકો એવું તો માયાળુ દીલ ધરાવેછે, કે જેથી તેઓ આગળ જઇ માત્ર બે બોલ બોલવાનીજ ખોટી રહેછે, અને તેવા અમીરી ખવાશના સખી જરથોસ્તીઓની દયાનો લાભ ઘણાક આખા હાડકેના અને હરામખોરો લઇ જાયછે, જ્યારે ખરેખરાં નાચારોતો બાપડાં પોતાની કંગાલીતમાં સબડતાં સદા પોતાની સરજતને શ્રાપ દેતાં પડયાં રહેછે.

થોડાક વખતની વાત ઉપર સ્ત્રી જરથોસ્તી મંડળના એક બાનુ સાથે મને વાત થતાં તેઓએ એટલા બધાતો કંટાળાથી વિધવા આશ્રમમાં વસ્તી ઓરતો વિષે પોતાનો ધીકાર જાહેર કર્યો કે, હુંતો તે જોઇ અચરતજ થઇ ગઇ. અને ત્યારેજ મેં જોયું કે, આપણી કોમમાંથી નાચારી દુર કરવાને જે સઘળા ઇલાજો લેવાય છે, તે બીલકુલ કમાર્ગે, અને હરામખોરી તથા નાચારીને ઉત્તેજન આપનારા પુરવાર થવા પામ્યાછે. તે બાઇના બોલોમાં લખું તો ત્યાં વસ્તી વિધવાઓ સાથે તેઓની કુંવારી છોકરીઓ પણ રહેછે, અને તેઓ જેવાજ તેમજ મજબુત બાંધાની હોવાથી સહેલાઇથી પોતાનું ગુજરાન કરવાને, તેમજ પોતાની વિધવા માતાને પણ ટુકડો રોટી ખવાડવાને સામર્થવાન હોયછે; છતાં તેઓને મુફતનું રહેવાનું મુફતનું ખાવાનું મળતું હોવાથી ઘણુંએ સમજાવ્યા મેહનત કરવાને સાફ ના પાડેછે, અને આખો દીવસ વસ્તી બીજી ઓરતો સાથે મારામારી અને ગાળગ કરવામાં પસાર કરેછે, અને બાજે વખતતો એક બીજ ચોટલા પકડીને માર વટીક મારેછે. તે બાઇ કહે એક વેળાએ હું ત્યાં અચાનક જઇ લાગી, તો જ છોકરીઓ અને તેઓની વિધવા માતાઓ પણ એ ઝપાઝ સામીલ થયલી મારા જોવામાં આવી. મેં તેઓને શિ મણના ઘણાક શબ્દો કહ્યા અને માહ જોહમતે પાડયાં. હજી તો હું સીડી ઉપરથી નીચે ઉતરી નહીં લાંજ મારી પાછળ મારા ચાળા પાડી મશ્કેરીઓ લાગી, જેટલામાં મેં પાછું ફરીને જોયું, અને ત્યાં મેં જાણ્યું કે, તેઓ દયાને યા મદદને બીલકુલ લાયક હતાં. ના, એટલુંજ કરીને તેઓ અટકયાં નહીં; પણ મોંહ ભાવતી ગાળો વટીક દેવાને તેઓ ચુકયાં નહીં. મર બાઇ દીનબાઇ પીટીટે આ આશ્રમ સ્થાપ્યું, તેઓની મત એવીતો હશેજ નહીં, કે આખા હાથ પગની જ ઓરતો, અને તેઓની મજબુત બાંધાની અઘોર માત આવી રીતની લાત મસ્તીમાં પોતાનો વખત ગુજારે. નહીં એવી ઓરતો પાસે કાંઇ ઉદયોગ કરાવવામાં અ તે હું સમજી શકિત નથી. તેઓ ત્યાં આળસાઇમા પોત વખત પસાર કરેછે, અને કહેતીછે કે 'નવરો બેઠો ન બાળે,' તેમ મારામારી અને તારીમારી કરીને દી ગાળેછે, તેના કરતાં તેઓને મોજાં ગુંથવાના સા સીવવાના સાંચા, નાડાં વણવાની શાળ, સાડીની કોરો ગેરે ભરવાનો સામાન એવું એવું પુરું પાડી, તેઓ કામ કરાવી, તેની ઉપજમાંથી તેઓનું ગુજરાન ક વામાં આવે, અને જ્યારે કોઇને ત્યાંથી કામે કાઢે એ

ટતાં આવે ત્યારે ત્યાં જવાની ફરજ પાડવામાં આવે, તો તાંઆપ તેઓ ઠેકાણે આવે. જ્યારે પણ કોઇ વિધવા વાશ્રમનો આસરો લેવા આવે, ત્યારે તેની સાથે પેહે- રૂ૪ કબુલાત કરાવવાની જરૂરછે કે, કોઇને ત્યાંથી રોટલી ાં, રાંધવા, વાસણ માંજવા, યા બીજા જેવી કાંઇ કામમાં પ ાવવામાં આવે, ત્યારે પહેલું ત્યાં જવું, અને જે કોઇ માં માટે ના પાડશે, તેને એ આશ્રમમાંથી તુરતજ ખાલી તવામાં આવશે. બીજું એ કે જ્યારે બાહેર કામે કાજે મનું નહીં હોય ત્યારે આ આશ્રમમાંજ બેસી ઉપર ના ઉદયોગોમાંથી કોઇ ઉદ્યોગ કરવો, અને મહીનાની રીએ ચોકસ રકમ પેદા કરી આપવી. જો આ ણે કરવામાં આવે, તો આપણી કોમમાંથી નાચારીનો ર મોટે ભાગે નાબુદ થાય એમાં શક નથી.

**પારસીઓ માટે એક ઇન્ડીસ્ટ્રીઅલ હોમની ાતી જરૂર.** નાચાર અને અશક્ત જરથોસ્તીઓ માટે નાજી સોરાબજી પારખની ધર્મશાળ મોજુદછે, ત્યાં ના, ખાવા, પહેરવા ઓઢવા સાથે ડૉકટરની સલાહ અને વટીક મુફત મળે છે, એટલે અશક્ત અને નાચારો ક તો તુરત કાંઇ ફીકર કરવાની જરૂર રહી નથી. હવે ર રહી છે, તે આપણી કોમના તે વર્ગ માટે છે, કે ાસ મેહનત કરેછે, છતાં પોતાના કુટુંબનું ગુજરાન ાને શક્તિ ધરાવતા નથી, અને તેવાઓ માટે મુખ્ય સસ્તાં ભાડાંની ચેહેલીઓની જોઇયે છે, જે ખાન દુર શેઠ મનચેરજી મરઝબાનની પહેલ પછીથી ઝોરા- ન બીલડીંગ ઍસોસીએશને ઉપાડી લીધી છે, અને પણ ચાલતું ઠીક ગબડે છે, છતાં ત્યાં વસતાં કુટુંબો મુસીબતે પોતાના કુટુંબનું ગુજરાન કરી શકેછે. હું જે કાંઇ લખુંછું તે ત્યાં વસતાં દરેક માટે નથી, અહીં પહેલેથીજ જણાવી દેવું જોઇયે, કારણ મેં ત્યાં ાંકો એવાં પણ જોયાંછે, કે જેઓ પોતાના ઘરમાં તબાહેરની કરકસર કર્યા છતાં પોતાનો ગુજારો કરવાને ક્ત છે; મગર વળી ત્યાં કેટલાકો એવાં પણ છે, ાંએના ઘરનાં બૈરાંઓ એશકી થઇ સાંજે ફરવા નીક- તનો અભખરો ધરાવેછે,—સાંજને છેડે ખુલ્લી હવામાં રવા જવું, એ એક સારી ચીજછે; પણ એશકી થઇને એ એક નાપસંદ કરવા જોગ ચીજછે—અને ધણીની આવકનો વીચાર ન કરતાં મોંઘા કપડાં ખરીદી લાવી, તે કપડાંની કીંમત કરતાં દહાડી, અને બાજે વખતતો બમણી સીલાઇ આપેછે, અને પાંચ યા દસ વખત પહેર્યા પછી વારકુટને ખોરંબે નાખેછે, તેનાં કરતાં તેઓ સુતરાઉ કપડાંના લેસ અને ઇનસરશન મેલીને પોતાને હાથેજ જો વારકુટા સીવે, અને તે ધોવાડીને ધોતાં અને સફાઇદાર પહેરીને ફરવા જાય, તો શું તે નહીં ચાલે? વળી તેઓ ઘરમાંજ બેઠાં બેઠાં સાડીની કોરો ભરી, અને લેસો ગુંથી શું પોતાના ધણી યા પિતાની આવકમાં વધારો કરી નહીં શકે? આજે એકેકી કોરની ભરામણજ બારથી પંદર રૂપ્યા આપવામાં આવેછે, અને તેમાં વપરાતો સામાનતો તે ભરાવનાર આપેછે, ત્યારે શું એક મહીનાંમાં એક કોર તૈયાર કરી નહીં શકાય; અને તેમ કરી પોતાના પાલન કરનારના ખભાં ઉપરનો બોજ બોજો ઓછો કરી નહીં શકાય? અલબત્તે નાનાં બાળ- કોની જંજાલ સાથે ઘણું નહીં, તોય થોડું પણ વેચાતું સીવવા–ભરવાનું કરી શકાય. હવે આપણે તે નાચાર વર્ગ તરફ નજર ફેરવીયે કે, જેઓ કામ કરવાને શક્તિ ધરાવેછે, છતાં કામ મેળવી નથી શકતા, અને તેથી હરામખોરી કરેછે તેવાઓ માટે એક ઇનડસ્ત્રીઅલ હોમની ખરેખરી જરૂરછે, જ્યાં તેઓને રાખી, તેઓ પાસે કામ કરાવી, તેઓને ખવડાવવું જોઇયે, અને જ્યારે પણ કોઇ જરથોસ્તિને ત્યાંથી નોકર માટે માગણી થાય ત્યારે એ હોમમાંથી માણસો મોકલી આપવાં જોઇયે, અને જે કોઈ નોકરી ઉપર જવાને ના પાડે, તેને તુરતજ એ હોમમાંથી રૂખસદ આપવી જોઇયે, કે જેથી બીજાઓને ધડો મળે. જેમ ઇંગ્રેજો માટે વર્ક હાઉસ છે, તેજ પ્રમાણે પારસીઓ માટે ઇનડસ્ટ્રીઅલ હોમ ઉઘાડવું જોઇયે, અને કોઈ પણ પારસીને દયા કરી ભીખ તરીકે કાંઇ પણ આપવું જોઇયે, અને એવો કોઇ પણ પારસી ભીખ માંગવા આવે, તો તેની હાલત જોઇ તેને પારખની ધર્મશાળામાં, યાતો ઇનડસ્ટ્રીઅલ હોમમાં મોકલી આપવો જોઇયે, જ્યાં તેને બાવરચી, સુથાર, નેતર ભરનાર, ફરનીચર પૉલીશ કરનાર, બુક બાઇન્ડર, પ્રીંટર, બાગવાન, વીગેરેનો ધંધો શિખવવો જોઇયે, અને પછી જેવાં માણસ માટે માગણી થાય, તેવાને તે નોકરીએ જવાની ફરજ પાડવી જોઇયે. વળી સખી જરથોસ્તી નરનારીઓ, જેઓ પોતાનાં હમદીનો માટે દયા ધરાવતાં હોય, અને તેઓની કહેવાતી નાચ્નારીના

હેવાલો સાંભળી તેવા હરામખોરોને મદદ કરવા આતુર હોય, તેઓએ એ હોમના ફંડમા પોતાનો ફાળો મોકલી આપવો, જેથી એક કાંકરે બે પક્ષી મારવા બરાબર થશે. એકતો પોતાના નાચાર હમદીનોને તેઓ મદદ કરી શકશે, અને બીજુંતો તેઓની હરામખોરીને ફટકો મારી પોતાની કોમની નોક જાળવી રાખી શકશે. આ ઘણુંજ દલગીરી ભર્યું છે, કે મરહુમ શેઠ બાલીવાળાની વાડીના વેચાણથી જેલાં નાણામાંથી એક ઇન્ડસ્ટ્રીઅલ હોમ સ્થાપ વિચાર કર્યા પછી તે પાછો ફેરવી નાખવામાં આવે છે. પણ કોઇ સખી જરથોસ્તી એવાં એક હોમની સ્થ કરશે તો તેણે પોતાની કોમની એક અગત્યની બજાવેલી ગણાશે.

---

# ઘરવાળો કે કરવાળો ?

## એક ખરો રમુજી બનાવ.

લખનાર:—**મીસીસ જાલાં બરજોર ચીનાઇ.**

સોહરાબજી બાએ વેસુ ગામમાં જઇ એક નાનુ ખરચા ખરખર ઘર ખરીદયું પણ પછી તેવણ ને માલમ પડયું કે ઘર તો તદન નકામું છે અને ફરીથી વેચે તો તેવણે આપેલા બસો રૂપીઆના કોઇ બસો દોકડાં બી નહિ આપે ને તેથી તેવણ તે ઘર આગલ ઉભા રહી બલાપો કરવા લાગા અને કોઇને પેહેરાવી દેવાનો વીચાર કર્યો.

"વેલ મી. આ ઘરના ધણી તમે છેવ કે ?" એક દાઢીવાલો પારસી હાથમાં ચોપડી લઇ સોહરાબજી બાને પુછવા લાગો.

"હાજી હુંજ છેઉં" મી. સોહરાબજીએ ચોખો જવાબ આપ્યો.

"આ ઘર ઘણું મજાનું છે નહિ ?"

"અરે વાહ ! ઘણું મજાનું છે સાહેબ એ મેં બે હજાર રૂપે વેચાતું લીધું. તમોને હું—"

"વારૂં પાણી આવેચ કે !" પેલા અજાણ્યા પારશીએ પાછો વચ્ચે સવાલ કર્યો.

"પાણી ! અરે પાણીતો શાહેબ રાત દહાડો ધોધ માર આવેચ." જો કે પાણીતો કોઇ કદાચ આવતું હતું સો પણ સોહરાબજી એ નારયું ફેંકયું કારણ તેવણ સમજતા હતા કે આ કોઇ બચારો ઘર વેચાતું લેવા આયોચ ખરો.

"વારૂં મી. તમોને એમ પુછું છ કે હમણા તો શું આવે વારૂં ?"

"હમણાજ શાહેબ એ વીશે વાત થતી હતી. એક દોસ્ત રૂપ્યા સોલ હજાર આપવા માગેચ તમોને હું—

"મને ! નહિ મી. હું કાંઇ ઘર લેવા નથી માગ

"નહિ ? ત્યારે તમો શાને વરે આયાચ ?"

"હું તો ઇનકમ ટેક્સ કલેકટરનો, કલાર્ક છું તો આ ઘરની મીકલત જોવા આયોચ, ઠીક છે. ત કહોચ કે મીલકત શારી છે, રાત દહાડો પાણી આ સોલ હજારની માગણી થઇચ ને બધી રીતે તમોને ન છે. મેં શાહેબ એ બધું લખી લીધુંચ હવે મી. ત ઉપર મહિને દહાડે રૂપ્યા પચાશનો કર ભરવાની નો આવશે. સાહેબજી."

અરે તાહરી આ શું. મારેથી કાસું કપાયું ! જાણું કે એ ઘર લેવા આયોચ પણ કેવો કરવાલો કમબખત મહીને મને પચાસ દોકડાંબી નથી મલત પચાસ રૂપ્યા કપાંથી આપશ ? આગ લાગે એ ઘ અને અતરે સુખલાજી બબરતા ઘરે જઈ બબ્બો લ પોહરી ગયા.

# લગનની મોતેબરી.



લખનાર:—મી, મીનોચેહર માણેકજી માદન.





લની આગળ વધેલી શો-ધોના પરિણામે એમ સાબેત થતું ચાલ્યું છે કે માણુસ (જાતીનો ફરક) અને જનાવરમાંજ નહીં પણ વનસ્પતિમાં પણ નર અને નારીની જુદી જુદી જાતો હસ્તિ ધરાવે છે અને તે ...ક છે. હરેક જીવ હરેક તણખલું, હરેક પદાર્થ કુદ...ના કોઈ મહાભારત કામમાં મદદ દેવા, તેને આગળ ...વા કામ કરી રહયો છે અને આ પૃથ્વિની આબાદાની ...ની રાખનારો એક સાંધણુ તરિકે એ જાતિ-ફર્ક કુદરત ... ખુદાની પ્રસન્નના પામેલી છે.

તે પુરાણા કાળો કે જે માટે આપણા ઇતિહાસો ચુપ ...અને આપણું જ્ઞાન (લગનની ઉતપત્તિ) અંધકારમાં ...તે વેળાની ચોકકસ શહાદતો મુજબ માનવીઓ હાલના ... સ્થીર જીંદગી નહીં પણ ભટકતી જીંદગી ગુજારતા ... તે એક તમામ જંગલી સમય હતો કે જે વેળા ...કનું તો શું પણ ખુદ પોતાનું ભાન ન હતું. ત્યારે ...શાદાનીની જે ક્રિયા હતી તે હાલમાં પણ જોવા હેવાનો જનાવરોમાં ચાલુ છે તેવી હતી. વખત પસાર થતો ... અને કાંઇક સમજ શકિત આવતી ગઇ તેમ તેમ તે ...કતાં લોકોએ એકજ ઠરીઠામ થઇ જ્યાં ઘાસ ચારો ... ત્યાં વસવા માંડ્યું. આનું પરિણામ એ આવ્યું કે ... 'મારૂં' અને 'તારૂં' નો ફરક સમજવા લાગ્યા ... આ જગા મારી, આ ગાય ઢોર મારાં, આ ઓરત ... એવો કાંઇ ભાસ તેઓને થવા માંડ્યો અને ગોયા ...ના ગંભીર મરતબાનું પહેલ્લું પગલું મુકાયું. મજ-બુત પગલે જ્ઞાનનો ઉદય થતો રહયો અને આપણુ તે લાંબા સમયોને વટાવી હાલની જીવતી જાગતી રોસ્નીમય સદી-ઓમાં આવી પહોંચ્યા છિયે અને એક ઓરતને આપણા સાથી તરિકે જોડતાં કેટલીક ગંભીર ક્રિયાઓ ખુદ ખુદાઇ સત્તા સાથ હરેક જાતમાં ચાલુ થઇ છે.

## લગન એક ધર્મ સંસ્કાર (*Sacrament*).

હાલમાં લગન અવસ્ય કરી ક્રિયા સાથ જોડાયલું છે અને લગન કરતાં એ ગોયાં ચોક્કસ ક્રિયામાંથી પસાર થવાનું છે. પણ ઘણાક એવો વિચાર ધરાવે છે કે લગન સાથ તેની ક્રિયા હોવી જોઇયે એમ ઠરતું, એ સામો એમ વાંધો ઉઠાવી શકાય કે માણુસ ભૂલ-ખતાને પાત્ર હોવાથી ક્રિયા હમેશ તેને ચોક્કસ માર્ગે ચલાવાને હિદાયત કરે છે; જેમ પાદશાહનો રાજદંડ તેની સત્તા, મહોબત અને પેદરી સંભાળની જોહરી નીશાની છે જે તેને હમેશ તેની ફરજની યાદ આપે છે. હાલમાં બીજી શહાદતો લઇ તકરાર ન કરતાં ખુદ જરથોસ્તી ધર્મમાં તેને માટે શું જણાવામાં અવ્યુ છે તે ઉપર સંતોષ પકડીશું,

## જરથોશ્તી ધર્મ અને લગન.

અશો જરથોસ્ત્ર સાહેબ પોતે યજસ્નેના ૫૫ માં હામાં પરણુતી કન્યાઓને તેઓના ખાવીંદને તાબેદાર રહેવાની શીખામણુ આપે છે. બીજે ઠેકાણે હવસના દેવને મારી નાખવા ફરમાન આપે છે. વંદીદાદની ચોથા પ્રગરડ અને ૪૭—૪૮ ના ફકરાઓમાં ખુદાને બોલતાં જણાવામાં આવે છે કે ઓ સૌથી પવિત્ર જરથોસ્ત! આ દુન્યામાં એ પ્રમાણે વગર પરણેલી જીંદગીના કરતાં બાયડીવાલાને ખચિત હું વધારે પસંદ કરું છું; કુંટુંબ વગરનાના કરતાં કુટુંબવાળાને 'હું' વધારે પસંદ કરું છું.

ફરજંદ વગરનાના કરતાં ફરજંદવાળાને (હું વધારે પસંદ કરૂં છું; કારણ તે બે માણસોમાંનો પહેલો (યાને ધબારવાળો) જાનવરોની વૃધિને સારી રીતે ભરપુર કરે છે; તે શખ્સ ભલી મનસ્ની સંધરી લેવાને વધારે શક્તિવાન છે વળી તે ધરબારવાળો માણસ નોકરો રાખવાની અને દોલત ધરાવવાની સ્થિતિમાં આવે છે."

જો ધર્મ આબાદની અને માણસને સિધે રાહે દોરવવા સ્થાપવામાં આવ્યો હોય અને ત્યાં જો ઉપર મુજબનું પરણવા બાબેતું ફરમાન મળતું હોય તો લગન એ ખુદ ધર્મનું ફરમાન છે. ખુદ પયગમબરનું ફરમાન છે અને પયગમબરો ખુદાના મોકલેલા હતા તો તે ખુદ ખુદાનું ફરમાન છે એમ સાબેત થાય છે. જો ધર્મથી અને પયગમબરોથી લગનના કામને ગંભીરતા અને મજબુતાઇ ન મલી હોય તો હયાં સઘળું અંધેર અને અસમાધાની ફેલાઇ રહે કારણ એ પુરવાર થયલી બિના છે, કે મનુષ્યના મન ઉપર હજી ધર્મે મજબુત છાપ પાડી રાખ્યો છે. જુઠું બોલવું યા અપ્રમાણિક પણે વરતવું તેને-લોકે ગુનાહ ભર્યા ધારવા છતાં રાજ્યમાં તે માટે કાયદા ઘડવામાં આવ્યા છે જેમાં હરેક શખ્સ ઉપર આકતરી ધાક રહે; તેમજ લગન માટે પણ સમજી લેવાનું છે.

હિન્દુસ્થાનમાં આવ્યા પછી પારસીઓએ નામદાર માયાળુ ઈંગ્રેજ સરકાર પાસથી લગનને લગતા ચોકકસ કાયદા બંધાવી લીધા છે એટલે તેને ગંભીરતા, મજબુતાઈ અને ફરમાનની હદમાં સામેલ કર્યું. તે કાયદાઓમાં ખુલ્લું જણાવેલું છે કે ક્રિયા વગરના લગન કબુલ રાખી શકાય નહી. (જુઓ The Parsee Marriage and Divorce Act 1885 ch. II. P. 2) એટલુંજ નહી પણ લગનની જે ક્રિયા કરવામાં આવે છે ત્યાં ખુદ અવસ્તાઈ ભણતરો ભણવામાં આવે છે ત્યારે તે ધર્મના ફરમાનની હદમાં આવી ગઇ એ નિશ્ચય છે. એ મુજબ Civil Contract નો ગમે તેમ કાયદો રક્ષણ કરતો હોય પણ તે કાંઇ ધર્મની પસંદગી મેળવતો નથી કારણ માણસને એવા બેજવાબદારીની છુટ આપ્યાથી તે કયાં નો કયા લપસી પડે છે અને તેથી ચોક્કસ આજ ધાર્મિક ફરમાન તરિકેજ જાલવી રાખવામાં આપણી સલામની સમાયલી છે નહીં તો છુટાપણાનો ગેરલાભ લેવાઇ કરવાં ફળો ચાખવાં પડે!

આંજ સદીઓ થયાં ઇરાન વતનમાં જુલ અને સખ્તીની તરવાર સામે ( **પારસી કોમ** ) રાકવાની બિનતાકતીની કમનસીબીથી એક વારની ન ક્તિ અને સાહસિક, જરથોસ્તી પ્રજાએ દેશવટો લઇ હિન્દના મુલકમાં ઠરીઠામ થઇ આ દેશની તે પ્ર તવારીખ આશા અને નિરાશા, ઉત્તેજન અને નાસીપ ઝળકતી કે અંધકાર, આબાદી કે ખ્વારી, ફતેહ કે નિ ળતાનું એક રંગીન ચિત્ર છે. તેને જે નામ કમાયું જે કામ કર્યાં છે તે તવારીખના સફાઓ ઉપર સો હરફેએ કયામતની જાવેદાની વેર જલવાઈ રહેશે. આ દેશની બદલાઇલી હાલતમાં ઘણું ઘણું ખીજી તરફનું ધારણ કર્યું, કેટલુંક પોતાનુ ગુમાવ્યું અને સટોસટ પળોમાં કે ફતેહની કુલાઇ જતી ઘડીઓમ પસાર થઇ આજે આ કલમ ચાલે છે ત્યાં તક હ ધરાવતાં આવ્યા છે.

પારસી કોમની ઘણીક પડતીઓમાં આજે એ પ્ર સઘળે ઠેકાણેથી ખાત્રી ( **લગનનો સવાલ** ) સાથે રહે છે કે પારસી કોમ લગનમાં ભયભરી હદ તક એ થઈ છે જેના પરિણામમાં લગનની મોતેબરી ભૂલાઇ છે. અને ધર્મના ખુલ્લા ફરમાન છતાં કુંવારાપણું હદ તક ફેલાઈ રહયું છે અને જો તે દર્દને વધુ લઇ ચલાવામાં આવશે તો હસ્તી ને સત્તાનો મોટો સ તેને ઉઠાવવો પડશે તે માટે આપણે સંખ્યાબંધ કા રજુ કરી શકીયે.

**કારણો.**

(૧) ખામી ભરી કેળવણીની દોડા દોડમાં મે ઉમરતક દોહડ્યું પણ કમાવા જેવી બિન આવશ્ય આપણામાં આવી છે. (૨) તે કેળવણી ઘણું કરી સિક શકિતઓ ખિલવતી હોવાથી માણસ તરિકેની ચઢ જોખમદારી અને જવાબદારી ભૂલાઇ ગઇ છે. (૩) "સબકી સંભાલ્યો મેં મેરી ફોડતા હું" નો એકલ મામલો થઈ પડયો છે. (૪) ઓરતોની ખામી ભ કેળવણીથી તેઓમાં (ક) હેંકરાઈ રેંકરાઇ દેખા દેખીની ફેશનનું દરદ લાગુ

...થી મરદો જાણી જોઇ મોટા ખરચમાં તણાવા પાડી બેઠા છે. (ખ) કેળવણીનું ધોરણ ખામી ...નું હોવાથી જે ચીજો ઘર-સંસારી બાબદમાં કામ ...ે તે શીખાડવામાં નથી આવતી અને ઘર-સંસારમાં ...જ કામ પડતી ઉંચી બાબાદોથી તેઓ પોતાની ...-સંસારી ફરજમાં ભૂલ્યાં છે. (ગ) યુરોપ્યન કોમોના ...ાક સડાઓ તેઓમાં ફેલાયલા હોવાથી મરદો બાયકી ... છે. (પ) રીતની ભીખની બાયલાસઇ, નામરદાઇ, ...મત, બેશરમ અને કંગાલ બદીથી મરદોએ પોતાના ...ાં ઉપર મુશતાક રહેવા બદલ સસરાના પઇસાએ ...-દમામ, સહેલમહેલ કરી લગનના બજારને મંદી પર ...ો નાખ્યું છે; તેથી મા-બાપો હારી ખાય છે. (૬) ...દો લાંબો વખત "પરીને શરમાવે" એવા અને ...ર બેઠા દોલતના દલ્લા લઇ આવે" એવા પરણેતરના ...લમાં પડી રહે છે. (૭) કોમના રમુજી લેખકો કોમના ...ાંના ભોગે પરણેલી જીંદગીનું જે દેહશતનાક ચિત્ર ... કરે છે જેની માઠી અસર ઉઘરતી કોમ ઉપર થવા ...ી છે. (૮) હદ બહાર છુટાપણાથી બેઉ બાજુ ચમકી ...અંદેશામાં પડી છે, (૯) જવાન્યાઓમાં કલબ-લાઇફ, ...લ-લાઇફ અને પરાયા દેશમાં પડયા પાથર્યાં રહેવાની ...એક જાતની ઘેલછા, જે એક જાતની ફેશન કહેવાયછે, તેને પોતાનું ફળ કુંવારાંપણામાં નિપજાવ્યું છે, (૧૦) નકલી સુધારાથી ન આ તરફકે કે ન પેલી તરફ જેવી આપણા ઘરોની સ્થિતિ દુઃખી, કજીયા અને કંકાસવાલી થઇ ગઇ છે. કારણ આપણામાં, અગાઉ Joint Family System થી કામ લેવાતું હતું પણ હવે જુદું ઘર માંડવાની રૂઢીમાં મા-બાપો તેનેથી અજ્ઞાન રહી ભાંગરાવાટી કજીયાનું બી રોપે છે. એક હાથ ઉપર પારસી કુટુંબમાં સંપ ન રહેવાથી તેમજ ફેનેશનલ દેખાદેખીથી Joint Family System માં અણહદ કજીયાનું બી રોપાય છે; બીજા હાથ ઉપર, જુદું ઘર માંડતાં યુરોપ્યનોમાં કેમ ચાલે તેની બિન માહેતીથી કજીયો-કંકાસ સાધારણ થઇ પડા છે. (૧૧) લગન ટાંકણે દેખાદેખીથી જે મોટા ખરચો થાય છે અને મહિનાઓ સુધી ખરચાળ આપ લે આ તો માસી-સાસુ કે ફુવણ સાસુના, સાલીના, વેહવાણના મામા એટલે આટલા રૂ. આપવા જોઇયે તેવી બિન જરૂરી ખરચાળું રૂઢી પણ કુંવારપણાં માટે કેટલેક દરજ્જે જવાબદાર છે.

આ તો ઘણા સાધારણ ખુલ્લાં કારણો છે જે કદાચ વગર અપવાદે કબુલ રખાશે એમ હું માનું છું. પણ હજી ઉંડાણમાં જતાં જે બે-ત્રણ મોટા કારણો મળે છે તે તરફ હજી પારસી કોમની નજર ખેંચાઇ નથી તે શું તે આપણ હવે પછી જોઇશું.

## બાદશાહી માણસો ધંધાદારી તરીકે.

World's Recorder તા. ૨૦ મી જાનેવારી ૨૪ ના વધારામાં નિચલી બિના ખાસ ધ્યાન ખેંચી છે.

...રાજ્ય કરતા રાજાઓમાં ઘણાક રાજાઓ બાહોશ ...ે મોટા પાયા ઉપરના ધંધામા કુશલતા વાપરી રહયા ...જેઓમાં જરમન કયસર અગત્ય જગ્યા ધરાવતા ...ર થયા છે. તેવણની ખાસ કોડી (porcelain) કામની ...રી છે. જે ફેકતરીમાં માણસો રાખવા તથા તેઓની ...કાત પિતાની તેઓના દરમાયા સ્થાપવા જેવા કામો ... શેહેનશાહ, ઘણીજ ઉમંગ સાથે કરે છે. ઉપરાંત ...ોની સુખશાંતી તથા સગવડ ઉપર બહુજ ખંત રાખતા ...લમ પડ્યા છે. જેવોને રહેવાની તથા શાન્તીની જગ્યા ...ંતુ કાંઇક ધંધામાં નફો પણ મળે એવી ગોઠવણ કરતાં રહે છે. જે નફાનો અડસટો વર્ષે લગભગ ૧૫૦૦૦૦) રૂપીઆ જેટલો વહેંચાય છે.

લેપીદીતમોલ્ડના કુંવર સાહેબ ઇંડા તથા માખનનો ધંધો નિભાવવા ઉપરાંત, એક ગીરની કે જ્યાં ઇંટ બનાવવામાં આવે છે તેની માલેકી ધરાવે છે.

વેતનબર્ગના રાજા સાહેબના બે હોટેલ છે. જેની આસરે વાર્ષિક પેદાશ ૬૦૦૦) પૌંડની કહેવાય છે.

ઓસટ્રીયા હનગેરીના શાહાનશાહે ચીનાઇ કામની ફેકતરી સ્થાપી છે. જેમાં કળાબાજ હુન્નરમંદ માણસોની આસરે એક હજારની સંખ્યા કામે રોકાઇ છે.

પણ સરવીઆના રાજા સાહેબતો ઘણીક દુકાનો ઉપરાંત દવા દારૂ વેચાણ કરવા માટે ભારે ઉમંગ લે છે. અને મોટારગાડીની ચલાવવાની એજનસી વતીક ધરાવે છે.

# બદલો તો વાળવો જોઇયે?

## નેકીનાં નતિજાની એક ટુંકી વાર્તા.

—❀—

લખનાર:—મિસીસ મેહરબાનુ ફિરોજશાહ એડનવાળા.

દોસી મેહર હોમજીઆંને ખોદાનાં હુકમથી પૈસે ટકે કશી રીતની ચિંતા કે કમાવા જવાની હમત ધરક હતીજ નહીં. તેનાં માબાપ ન હતાં; તેઓનો થોડોક પૈસો અને કાકાજીનો મોટો દલ્લો તેને હાથ લાગ્યો હતો; ત્યારથી તે સુખવાસી અને શતોખી હતો. માખીઓ જરૂર મધ ઉપર ભમે તેમ દોસીના પૈસા ઉપર તેનાં મિત્રોનો ડોળો હતો, અને પરિણામે તેને થોડોક ઘોડાની શર્તનો શોખ તેઓ આપી શકયા. જ્યારે જ્યારે મુંબાઇમાં મ્હાલક્ષ્મીની ઘોડદોડ થતી ત્યારે તે ક્રમભાગ્યે તેની રમતમાં થોડું ઘણું ખોહતો, તેમ વળી કેટલીક વખત કંઇક મેળવતોખી. એટલું તો ઘણુંજ ઠીક હતું કે પોતાને સદંતર બારણે બેસાડી દે તેવી મોટી શર્તો તે લેતો કે રમતોજ નહીં.

થોડોક વખ્ત પોતાંનો રમતમાં ગાળવાને તે ટુંક રકમની રમતો ત્યાં ખેલતો. વળી પુનાની ઘોડ દોડની રેસમાં પણ રમવા જયા વનાં તેને ચાલતું નહીં.

તેવીજ એક રેસનાં દિવસમાં પુનાથી ઉપડતી સવારની ગાડીમાં તે સારૂં જેવું ભાત્યું બાંધી લઇ મુંબાઇથી બેઠો. કોઇ હસશેકે ડીનર કારનો ઉપ્યોગ કરવાને બદલે હવે તે ભાત્યું સાથે લેવા ભલો જંગલી અને દસ બાર વર્ષ પાછળનો હોય તેમ કેમ બની ગયો? પણ દોસીને ખાસ્સ પોતાને ત્યાંનાં સાહેલા બાવરચીને હાથનુંજ ખાવાનુ બહુ ભાવતું, કારમાં મલતાં વાસી ગેસ્ટનાં કકડાઓને, મસાલાનાં પાણીની કાહી કે માકોડા જેવા વવરા ચાવલથી તેને ઉબક આવતી. તેવન લાલાજીની તીરીન બાસ્કીટ સાહેલો ભરતો તે બે ઘડી જોઇને જીવ બેઆસ થઇ જાય, તેનોજ બોલ બોલ્યે તો, બેઆસ થાય એવું હાથનું રાંધેલુ કાંઇ અને ફુવડ બોયોને હાથનું વદયું સદયું સડાવેલુ કયાં? એથી તે મોટું જેવું ભાત્યું ટીરીન બાસ્કીટમાં બંધાવી લઇ બર્ફ, લેમન સોડા સઉ સગવડ સાથે પુ ઉપડતી ગાડીમાંનાં સેકંડ કલાસમાં બેઠો. તે ચાહતો હજી રેસને બે દીનનો વાર છે એથી સામાં લોક ગાડીમાં જવાનાં ન હશે, અને તે એકલોજ હોય સારૂં, પણ તેટલાં એક સાદા માંડા ભાયાજી જેવા મે પાવડીવાળા પારસી, હાથમાં એક હાલનાં હજામો ( ડાકટરો હંમેશાં રાખેછ તેવો હેંડબેગ લઇને અંદર ન બેઠા, અને કેવાક ઓળખાંણના હોય તેમ હસીને દો સાહેબજી કીધી.

દોસી શેઠ પાસેખી એટલું સારૂં કે અપટુડેટ વાનો ધખારો ન હતો, વળી ઓળખાંણ પડયા પે વાત તે કેવી કરવાની! એવું વમાસીને વક્કરમાં બેસી તો મોંહ હીલવવાનું વળે નહીં, તેથી આ સાદા દેખ પારસીને દોસીએ વાતમાં ઊતાર્યો, તેઓ વાતચીત ક અને હસતા બોલતા આગળ વધ્યા, તે ભાડેલા ગામ પારસીએ તો કંઇ કંઇ ગામડેની વાતો તેનાં આગળ કી અને દોસીને તે બહુજ ભાવ્યું. બપોરે અગ્યાર વ એટલે દોસીએ વાંકો નળી ટીરીન બાસ્કેટ, ખોલવાનું "અરે ખીસી જાવો મેહરબાન, હું બધું ખોલું, બા કાહડું અને તમુંને રોજ તમારો બાવરચી ટેબલ બિ ચીને જમાડે તેમ આઇતું જમાડું." એમ કહી તે પા એ બેડકની ઉપર એક મોટો તુવાલ કાહડી બિછાવ્યો ઉપર ખાલી પ્લેટ, કાંટાં, ચમચા, છરી, ચમચી, ન દાની, અચારદાનીઓ વગેરે મેલી એક પછી એક વાંણુ કાહડવા માંડી.

અલબતાં દોસીએ તે પારસીને પણ જમવાની બોં કીધી અને બર્ફ ભાંજી ગ્લાસોમાં નાંખી, ચીમોસ્ટ સીર બાટલી ભરીને સાથે લીધેલો વ્હીસ્કી બન્નેનાં ગ્લાસ ખાલી કરી તેઓએ ખાવા પિવાં માંડયું.

"મને આછવું ખાતાં તો ઘણું પુરે, પણ સેવકને રે નસીબે આપનાં જેવા અસલ જમાનાનાં હાતમ-નાં સગા ભાઈ સાથેજ મેલાપ થઇ ગયો ત્યારે ના તે કહેવાય. મોંહનાં આગલ રજખ આવું તેને ના નહીં ; હીણ્યા બરાબર". માછલી ને મરઘી સોહડતાં મોટા સાઓ વચ્ચે તે બોલ્યા દેખાવનાંએ બોલવા માંડયું.

"પણ વધેલું બધું રદજ જતેની?" ઘરબારનાં મ્યારા દોલીએ કહયું. "પુનામાં મને રાજ મહેલ મમાં ઉતરવાનું છે. ત્યાં એ ભાતું કંઇ મને કામ તે નહી, આપરે જરથોસ્તી ભાઇઓએ સાથે બેસીને તેમાં પુરે થાતું?" દોલીએ મનાવી લીધું.

"એમ છે તેથીજ તો! હુંબી સમજુંછ કે વધે તે ડે, તેનાં કરતાં પેટમાં જાય તે સારૂં" એક બીજો નો પેટમાં લેતાં તેવણે કહયું.

"વળી પુના નજદીક આવતું જાયછ તેમ હવા પુસ્તુમા છ કે મ્યાર વખ્ત એટલું તો મુંબાઇમાં ખવાઇ નહીં , તેટલું એકી ટગરે અહિં ખવાય. હું શુકરાનાં રદેગારનાં."

દોલીએ તેને દસ દીવસનાં ભુખ્યા વરની ઢપે ખાતાં મનથી વિચાર્યું કે ઠીકજ થયું કે તે ઉમદા આવાની તદન રદ ન જતાં વગે લાગી ગઇ, અને એક મારા ભૂખ્યાની ભૂખ ભાંગી.

જમી રહયા પછી પેલા પારસીએ બધું સાફસુફ , વધ્યું સધ્યું સ્ટેશનપર આવેલાં ભિખારીઓને પી દઇ ટીફીન બાસ્કેટમાં વાસણો ગોઠવી બધું સગે કરી દીધું. પછી લાલ રૂમાલ પોતાની પાઘડીમાંથી ડી મોહુ નુંછતાં દોલીને કહયું.

"નેકીનો નતીજો નહીં આપો, તો સારો દાખલો માં બેસેજ નહીં. અત્યારે મને ભુખે પેટે કડકા સ હાલતમાં પુનાં ઉતરવું પડતે પણ તેનાં બદલે, મેહરબાનની નેક મેહરબાનીથી મેં ઘણુંજ ઉત્તમ, ને ઉમદા ખાણું ખાધું. તમો સાહેબ પુનામાં નારી પરમ દીનની રેસ માટે ત્યાં જાવોછની! પછી દ દીવસમાં પાછા મુંબાઇ સિધારશો કેમ?" એમ તાં તેને પોતાનો તે બેગ ખોલ્યો. "એક મારા જેવા કીન તરફથી આ ભેટ કબુલ રાખોજી. એ ઘેર જાવો ત્યારે તમારાં નેકબખ્ત ધણીઆણીને તમો તરફથી આપજો?" એટલું કહીને તેણે અંદરથી એક તદન ન જીવાં દામની દોરતી તારની ખોટા હીરા જડેલી બ્રસ્લેટ બાહાર કાહડી દોલીને આપી.

"અરે નહીરે બા, એટલી નજીવી બાબદમાં બદલા શાનાં વાળવાનાં"! દોલીએ તે ન લેતાં કહયું. "હું તો કુંવારો છઉં?"

"એની કીંમત કંઇજ નથી. હું ગામે ગામ ફરીને તરેહવાર માલ વેચનારો ગરીબડો એજંટ છઉં, આએ બ્રસ્લેટ મને સેંપલમાં મલીછ. આપ સાહેબ કુંવારા છેઓ ત્યારે તો આપનાં માતાજી સાહેબને આપજોજી."

"નહીંરેજી મારાં માતાજીજી નથી!" દોલીએ કહયું.

"પણ કોઇ બહેન, બાઇજી છેકની? સાહેબ, ગરીબન છેડ કાંય હીણોછ? એકુ બેનખી છેની?"

"હા, મારી નાહની બેન સુન્નુ ધરે છે."

"ત્યારે લેવો સાહેબ, તમો તરફથી એ નજીવી ભેટ તમે મુંબાઇ જાવો ત્યારે આપજો."

"એવી, મોટી બ્રસ્લેટને એ શું કરે? ખોટા હીરાનું એ કંઇજ નહી પહેરતી." દોલીએ ખુલ્લું કહયું.

"ઓહોહો બેઅદબી માફ છે, સાહેબ, ગુનાહની તોબાહ! એવાં મોટાં માણસને ખોટા હીરાની ભેટ તે કંઇ હોય? મારૂંબી માથું ગયુંછ! એ પાછી આપોજી, મારા શેઠનાં કારખાનામાં સોનાનાં તારનાં બ્રોચ બનેછ, તમારાં બેહેનનું આખું નામ મને આપો તો, સાહેબ. એવા બ્રોચ ઉપર તે નામનાં પહેલા હરફતો ગુંહાવી તમો ઉપર મોકલી આપીસ. નહી, નહી, મને રંજીદા નાં કરો, મને કંઇબી બદલો વાળવા દેવો. એ બ્રોચમાં મને ઝાઝો ખર્ચ થશે નહીં. આવતા નવરોજને દીને એ બ્રોચ તમો મેહરબાન ઉપર હું મોકલાવીશ. તમો તેવણને તે ભેટ કરજોજી." તે પારસીની ભલી નિષ્ટાની ચીવટાઇ જોઇ દોલી હાર્યા અને તેને પોતાની બેહેનનું નામ "મીસ સુન્નુ કૈકોબાદ મહેર હોમજી, વાલકેશ્વર મહેર હોમજી વીલા મુંબાઇ" આ પ્રમાણે કરી આપ્યું.

"મોટી મેહરબાની શેઠજી! હવે તમારૂં મુબારક નામ આપશોજી" આપ મહેરબાન બહુજ સ્યાણા છેઓ, મફતનું ખાણું કોઇને પચે નહીં. સિવાય કેતે ધંધા ખાઉ

હોય. હમે પ્રમાણીક નોકરીથી ખલાંતે જોરે ખાનારા છીયે, અને એક વખતબી કોઇનું મુફતનું ખાઇયે તો હમારો ગરીબનો ફાયદો તુટે."

તેને તે બંન્ને ભાઇ બેહેનનાં નામો લઇ પોતાની હેંડ બેગમાં મેલ્યાં, બીજી ત્રીજી વાતો કરી તેઓ પુનાનાં સ્ટેશનપર છુટાં પડયાં.

દોલી મેહરજીએ તે રેસમાં ૭ ગીનીઓ ખોહી અને ચીલ્લે મોંહડે તેહવારનાં દિવસોમાં તે ઘર પાછો ફર્યો.

રાત હોવાથી તે સુઇ ગયો, અને સહવારનાં નાસ્તાની ટેબલ ઉપર તે પોતાની બેન સાથે ભેગો મલ્યો. જરૂર જોગું પુછી પરછીને તેણે નાસ્તો અણુમણ્યાં દીલે લેવા માડયો.

"હું સારી કાની જાણુંછ કે તમારો જીવ ઘણોજ ઉદાસ ને બેચને છે, તમે હવે ઘણી મોટી રકમોની હાર જીત રમવા લાગ્યાછ, હં: દોલીભાઇ," સુન્નુએ તેને ઉદાસ જોઈ કહયું. "તમે બરાબર જાણો છ કે એ રમત થોડા વખત જીવને ઉશ્કેરીને સચેતપણું લાવેછ, પણ તેનાં પરિણામો કેટલી ખરાબી નિપજાવેછ. સારે સપરમે દહાડે તમારો જીવ કેટલો ઉદાસ ને બેચને છે. એવું કરોછથી તે કાંય?"

દોલીએ તો આ બધું નાહની બેન તરફનું લેકચર દાચું વકારી સાંભળ્યાજ કીધું. "એ શું કેહવાય! સુન્નુ, માણુસને પોતાનો જીવ જરાક ઉદ્યોગી અને રમત્યાળ રાખવાને વાસ્તે સહેસાજ એ રમતમાં જપલાવવા ગમે તેમાં એટલું બધું લેકચર કોણ તુંને કરવા કહેછ, કોણે કહયું કે હું હાર્યો?"

"એટલે એ સવાલજ કેવો? તમે સાત હજાર હારીને આવ્યા—" "સાત હજાર? જા, જા, ગાંડી, અમથી અમથી મનથી કાંય હજ્ઞતાવછ. સુન્નુને બધુ બોલતી અટકાવી તે વચે પુછયો. "હું હાર્યો ખરો, પણ એવી મોટી રકમ હું કોઇ દહાડે હારજીતમાં મેલતો, બોહતોજ નથી, મેં ૭ ગીનીઓ પુનાની રેસમાં ખોહી."

"એમ?" સુન્નુએ લગભગ ચીસ મેલી પુ[illegible] "આ એ તાર કોણનો! તારથી રૂપ્યા સાત હજાર મ[illegible] વનાર તમેજ કે કોઇ બીજો?"

"લાવ જોઉં, એ શું બકેછ? તેણે તે તા[illegible] ચીઠડી હાથમાં લઇ વાંચીને ફગલાઇને સુનાને પુછયું.

"જલ્દી બોલની સુના! તેં એ સાત હજાર મે[illegible] લ્યાતો નથી?"

"પણ વળી નહીં કાંય મોકલું? તમે ખુલ્લી લખોછ કે તારથી રૂપ્યા સાત હજાર મોકલી દેવા, હાર્યોછ. ત્યારે નહીં કાંય મોકલું?"

"મુવો હું!" દોલીએ કપાળ કુટયું. "ખરે[illegible] તારમાં મારે નામે તુંએ ખુલ્લું લખેલું છે કે રૂ. [illegible] હજાર તાકીદે તારથી મોકલજો. હવે તારો વાંક તે[illegible] કાહડું? એ પેલા નેકીનો નતીજો વાળનારો ગામ[illegible] પારસી! તેનાં એ પ્રાક્રમ!" હુંબી કેટલો ભોલો, [illegible] છઉં, મેં એક પારસીને મેહમાન સાથે જમાડયું તેનાં બદલામાં તારને મારૂં નામ મેલ્યું અને બો[illegible] કરીને તારે વાસ્તે મારી ઉપર તારાં નામનો [illegible] મોકલનાર હતો. કહેજો મેહરબાનીનો બદલો વાળ[illegible] જોઇયે. તે જોયું આએ? આવી રીતે બદલો વાલ્યો.

અહીં હવે સુન્નુને બોલવાનું ફાવ્યું. તેની એ શ[illegible] લેખ મારેની ખરાબીનાં સિદ્ધા ચિતારો પોતાનાં [illegible] આગળ રજુ કર્યાં, અને તેને ત્યાંને ત્યાંજ કસમ લીધ[illegible] ફરી હવે એ દુર્ગુણમાં જવું નહીં.

સાત હજારની મોટી રકમ તે જીંદગી ભર ક[illegible] શકવાનો ન હતો, તે એક દિવસમાં હાથમાંથી ઉડી અને ટુંક ટુંક રકમથી રમતાં તેને તે શોખ વધ્યો ને [illegible] રકમોથી રમાડવા શીખ્યો એમ તેને લાગ્યું, તેથી એકજ વાતનાં નુકશાનથી કાંન ચીમની તે બોટ જતો સુન્નુનું કેહણ માની લઇ પાછો ફર્યો.

સુન્નુ દુવા ચાહેછ કે ખરાબ લખ ધરાવન[illegible] આજનાં લેખથી સમજી તેથી પાછાં ફરી સુધરી આમીન! આમીન!!



# શાન્તિ.



લખનારઃ—મી. મણિલાલ મોહનલાલ વકીલ પાદરાકર.

:o:

વાડિ, ગાડી, ને ધન ભંડાર,
સ્ત્રી પુત્રો કે સુખ—આગાર,
કીર્તિ અને બહુ માન—મતાય,
"શાન્તિ" વીના સૌ વ્યર્થ ગણાય !

**પાદરાકર.**

લક્ષ્મિનો કંઇ મ્હારે ત્યાં તોટો નહો તો, ગાડી, વાડી, લાડી, સાહ્યબીને જાતનાં સુખનાં સાધનો મ્હારે ત્યાં હાઝર હતાં, અને કહીએ તો સુખના તે સાહ્યબીના શીખરે હું પોહ- હતો. પણ "નથી સાહ્યબી સદાય કોઇની ટકી" એ પ્રમાણે કમનસીબે મ્હારાં બાહ્ય સુખનાં સૌ ત, ધન, સંપત્તિ, વીગેરે સૌ જતાં રહ્યાં. કોગળીયાથી સુત્રને ઘરડી ડોશી પણ યમપુરી તરફ સીધાવી ગયાં. માત્ર મ્હારાં સગા, સહોદર, ને મીત્ર મંડળમાં બંદાજ રહ્યા. તે પણ કોડી કફન વિનાનાજ!

હવે અહિ રહેવાથી શો ફાયદો? વિટંબના, દુઃખ, અને શોક! એ શીવાય બીજું કંઇજ નહી. મને ચેન પડતું નહી. આવી સ્થિતિમાં એક દહાડો સવાર જ હું બહાર પડયો. ઠીક કર્યું! મ્હારે એક ચીજની ગરજ હતી. માહરે શાતિની જરૂર હતી. જોઉં છું માં રખડતાં પણ કંઇ શાંતિ મળે છે?

ઘણા દેશો દેશ રખડયો. ઘણાં મંદિરો, રાજ મહેલો, ની અગીયારીઓ, મસ્જીદો ને પાદરીનાં દેવળોમાં ો. પણ ક્યાંય તે ન મળી. જેને માટે પ્રાણાર્પણ પણ તૈયાર છું તે શાંતિ ક્યાં હશે? તે ક્યાં મળશે? નહી?

આ વખતે શિશિર રૂતુનું સામ્રાજ્ય આખી દુનીયા સર્યું હતું. બરફ પડતો હતો પવન પ્રચંડ વેગથી ા હતો, પાંદડા વીનાનાં ઝાડ થર થર કંપતાં હતાં, બાજુ તુષાર, સઘળું ધોળું ધમ, ને હું પણ તહાડથી તો હતો. હું પણ માણસજ! કંઇ જાનવર હતો કે ન લાગે?

વાઃ ઠીકજ થયું! દુર એક પ્રકાશ જણાય છે તે તરફ લક્ષ રાખીને સીધોજ ચાલ્યો તો એક મોટું મકાન જણાયું, તેના દરવાજામાંજ એક નાનો બાળક ખેલતો હતો.

"હું આજ અહી રહું કે છોકરા?" મેં તે છોક- રાને પુછ્યું.

બાળકે અજાયબ થઇને મારાં તરફ જોયું. મને લાગ્યુ કે તેને મારી બીક લાગી. તે બોલ્યો "મને તે ખબર નથી; પેલી ખોલીમાં મોટા ભાઇ વાંચે છે ત્યાં જાવ! તેનેજ પુછો!"

હું તે ખોલી તરફ ગયો મેજ પર એક દીવો મુકી એક તરૂણ વાંચવામાં નિમગ્ન થઇ ગયો હતો.

"કેમ શું કામ છે?" તે તરૂણે પુછ્યું.

"કૃપા કરીને જો મને—"

"તે માટે પિતાજીનેજ પુછોને! પેલા દિવાનખાનામાં ત્યાં-પેલા બેઠા-ત્યાં—"

હું તે દિવાનખાનામાં ગયો. મોટી મુછોવાલો એક વૃધ્ધ પણ મજબુત માણસ ત્યાં બેઠેલો હતો ને તંબાકુ પીતો હતો.

"શું જોઇએ આપને?"

"આજ રાતનીરાત—"

"આ ખોલીમાં દાદાજી છે તેમને પુછો! તેજ ઘરના વડિલ છે.

તે ખોલી તરફ હું ગયો. અંદર એક વૃધ્ધ પુરૂષ નિદ્રા લેતો હતો. તે અતિશય જરા ગ્રસ્ત વૃધ્ધ હતો, તે મરેલો હતો કે જીવતો તે પણ સમજી શકાતું નહોતું.

"મહારાજ—"

અતિ સ્નિગ્ધ સ્વરે જવાબ મળ્યો "શો હુકમ છે!"

"હું આજ અહિં—"

"તે મારે મને શામાટે કહો છો? ઘરના મુરબ્બી દાદામહ આ પાસે ઓરડીમાં છે તેમનેજ પુછોને મહેરબાન!"

પાસેની ખોલીમાં હું ગયો. સીસમની પાટથી લટકાવેલા એક હીંચકા પર એક અત્યંત વૃધ્ધ માણસ પડયો પડયો થથરતો હતો. વૃક્ષસ્થળના હાલવા સાથે આખુ શરીર હાલી ઉઠતું હતું. શરીરની ચામડી લાલ થઇ ગઇ હતી. ને જાણે હમણાંજ તુટી પડશે એમ લટકતી હતી. જરાક ધકકો લાગેતો તેનું દેહ પીંજર ચુરેચુરા થઇ જવા જેવું જણાતું હતુ.

"મહારાજ મ્હારે આજ—"

એક આંગળી વડે મને તે વૃધ્ધે પાસેની ઓરડી બતાવી. પાસેની એ ખોલીમાં વળી એક બીજો વૃધ્ધ પુરૂષ મને જણાશે એમ મને લાગ્યું—પણ તેવો વૃધ્ધ મને જણાયો નહી. તે ખોલીમાં એક કૃષ્ણ મૃગ ચર્મ પર, એક અપૂર્વ સૌંદર્ય શાલિની તરૂણી—યુવાન સ્ત્રી કાળા વસ્ત્ર પહેરીને ઉભી હતી. તેના સૌંદર્યથી તે આખી ઓરડી જંજાજલ્યમાન બની રહી હતી. કાળાં વસ્ત્રથી તે ઘણીજ રૂપવતી લાગતી હતી.—

આ તરૂણી સાથે શું બોલવું! અને કેમ બોલવું તે મને સમજાયુ નહી—અરે કલ્પના પણ થઇ નહી. જે મુખમાંથી અત્યાર સુધી એક સરખો વાક્પ્રહાર ચાલતો હતો તે મુખ એકદમ બંધ થઇ ગયું.

ઘણોજ વખત હું ત્યાં ઉભો રહ્યો પણ એક શબ્દ હું બોલી શકયો નહી.

મને સ્તબ્ધપણે ઉભો રહેલો જોઇ તે તરૂણીએ મને પુછયું—"આપને શું જોઇએ?

અહાહા! કેટલો મધુર સ્વર! સ્વર્ગની દિવ્ય વીણા પણ મને લાગે છે કે આટલી મધુર ન હશે! તે મધુર રવ શાંભળી મારૂં હૃદય શાંત થયું. આટલો સમય જે દારૂણ વેદના હૃદયમાં થયાં કરતી હતી તે એક પળમાંજ નાબુદ થઈ.

તે સુન્દરી ફરીથી પોતાના સુમધુર મંજુલ સ્વરે બોલી "શું! આપને ભય લાગે છે? આપને શું જોઇએ તે કહો! હું સર્વ આપી શકું છું. મારૂ નામ જાણોછો?

"નહી—"

"મૃત્યુદેવતા. શું જોઇએ? માંગો!"

"શું માંગવું આની પાસે! હૃદયમાં લાખો વાસના ઉત્પન્ન થઇ. છેવટે મનમાં વિચાર કર્યો કે, જે માગું તે આપે તેનોજ મને લાભ થાય તો કેવું સારૂં. ઇચ્છિત વસ્તુ તે તત્કાળ મળશે?

સુન્દરીએ પુનઃ પુછયું—"શું જોઇએ આપને?

ધૈર્ય ધરી મેં કહ્યું—"તુંજ જોઇએ મને તો?

"ઠીક લઇજા મને!"

એવું બોલીને રમણી આગલ ચાલી. તેના શીતલ ઓષ્ટ યુગલનો મારા લલાટ પ્રદેશપર સ્પર્શ થયો—

અહાહા! કેવી અલૌકિક—અવર્ણનીય શાન્તિ?

---

**માણસની મુરાદઃ—**

પવિત્ર ગાથા કહે છેઃ—"ખાલેસ પરસ્તેસ કરનાર તરિકે રાસ્તીની મારફતે તથા ઘણીજ નેક નિયતથી (અય અહુરમજદ, આ બે ચીજ હું માગું છું:—(૧) તારાં **દર્શન (૨) દીન બાબે તારી સાથ વાતચિત.**

(અહુનવદ ગાથા, હા ૩૩, ફ. ૬.)

**બંદગીનું બળઃ—**

પવિત્ર ગાથા કહે છેઃ "ઓ અહુર! નાફરમાની તથા બુરાઇને તારી બંદગીની મારફતે હમારેથી દુર કરીશું તથા હમારા પોતાનાઓ, હમારા પાડોશી હમારાં ભાઇબંધોના ગોસપંદ, માલ મિલકત, સામે નાશ, આફત, ખરાબી આવે તે સર્વેને બંદગી તથા દારીની મદદથી સહન કરી શકીશું. (હા ૩૩, ફ.

# "સુધારો અને સુધારકો."



(ગઝલ.)



લખનાર:—કવિ ભવાનીશંકર નરસિંહરામ.

સુધારાના સપાટામાં, ગપાટા મારતા ગાંડા,
ઝપાટા મારતા ઝાઝો, શું? સાચો એ સુધારો છે? ૧
ખુવારી થઇ ખુમારીમાં, જુવાની ગઇ જુસ્સાઓમાં,
કીધું નહિ લોકનું કલ્યાણ, શું એ સાચો સુધારો છે? ૨
બગાડયાં લોક કરી બકવા, ખરે રસ્તે જતાં ખાળયાં;
ભમાવે લોક ભોળાંને, શું? એ સાચો સુધારો છે? ૩
સુધારાને જ શરમાવ્યો, સુધારકને જે શરમાવ્યા,
કપાવ્યું નાક કુધારે, શું? એ સાચો સુધારો છે.? ૪
બીડીની મુખમાં બદબો, અને રાતી રહે આંખો,
નિશામાંહિ કરે નીશા, શું? એ સાચો સુધારો છે? ૫
વડાઇની કરે વાતો, મુરબ્બીનું નહિ માને,
જુનાને મારતા જુતા, શું? એ સાચો સુધારો છે? ૬
પિતાને માતને પજવે, પિતાના વેણ ના પાળે,
મુરખ માને ન માતાનું, શું? એ સાચો સુધારો છે? ૭
પ્રિયાને રાખી પાસામાં, ફરે મેદાનમાં ફેરા;
મુરબ્બીનું નહિ માને, શું? એ સાચો સુધારો છે? ૮
તમા રાખે ન તિરથની, પ્રભુની ના ધરે પરવા;
પ્રિયાની રાખતા પરવા, શું? એ સાચો સુધારો છે? ૯
રસોડાં નાહિ રૂચે ને, હમેશાં જાય હૉટલમાં,
વટલવામાં વડાઇ લે, શું? એ સાચો સુધારો છે? ૧૦
વિલાયત એ જે વૈકુંઠને, અમેરિકા જ અક્ષર ધામ;
સુધા સમ માનતા શૅમ્પીન, શું? એ સાચો સુધારો છે? ૧૧
**ભવાની** ભાષણો ભણતા, સુધારાના ઉંચા શૂરે;
લટકતા હાથ કરી લાંબા, શું? એ સાચો સુધારો છે? ૧૨
રહે છે રાતમાં રાજી, ઉલ્લુક સમ દીવસે ઉંઘે;
પચીશે થાય છે પૂરા, શું? એ સાચો સુધારો છે? ૧૩
**ભવાની** ભાવતાં ભોજન, કરે છે રોજ કલબોમાં;
નિશાચર જાય નાટકમાં, શું? એ સાચો સુધારો છે. ૧૪

# મેસમેરીક લેડી.

લખનાર:—જરબાનુ મેહેરવાનજી કોઠાવાલા.



હલ્લો બ્રોટન, તારૂં તો પુકકે ફાટતું દેખું! સ્કારબરોના મોહલામાં એક મોટા હોટલ આગળ ઉભેલી, ફક્કડ મોટારકારમાં બેઠેલા એક જવાનને ડા૦ વેબલીએ કહ્યું.

થોડાંક વર્ષો ઉપર જ્યારે ડા૦ વેબલી પોતાના સ્કુલ મીત્ર બ્રોટનને મળ્યો હતો ત્યારે બીચારા ડા૦ બ્રોટનનું એક ડાકટર દાખલ કશુંજ ટટુ ચાલતું નહતું પણ આજે તેને આવી સુંદર કાર ફડકાવતો અને આ ધીકતાં મોટે ખાંચરેના હોટલમાં દેખીતો વસતો જોઇ વેબલી અજબ થયો.

"હા, દોસ્ત, સેવકનું પુકકે ફાટેછ." ત્રીસેક વરસના એક જવાન્યાએ તે મોટારમાંથી બ્હાર કુદી પડતાં કહ્યું.

"હું સાંભળીને ઘણો ખુશીછું બ્રોટન, પણ એ અચીંતો ફેરફાર થવાનું કારણ શું?" વેબલીએ પુછ્યું.

"હું પરણીયો" તે સંતોષી હસવાં સાથે બોલ્યો.

"ઓહો, એમકે? પૈસાને પરણીયા દેખું?"

બ્રોટન ખુશમીઝાજે હસીપો.

"અને હવે તું કરેછ શું?" બ્રોટને પુછ્યું.

"હું કે? મારી ઘણી બાહળી ઘરાકી છે. લેનકેશાએરનો જાણીતો ધોરી રસતો બધો મારાં ઘરાકથી ઉભાઇ જાયછે અને ચાલતે દહાડે પ્રેકટીસ જમશે કે હું અચ્છું કમાવસ. કેમ વારૂં?

બ્રોટને શકથી ડોકયું ધુણાવ્યુ.

"તે તો કોણ જાણે બા. નવા ડાકટરને ઘરાકી મેળવીને કમાઇને ગાંસડા બાંધવા અહીં કાંઇ સહેલ હોય એમ મને લાગતું નથી. ડાકટરો પાસે આવવાના કર બીજાં નીમહકીમો પાસે ઓછી ફીને ખાતર જવા લોકો વધારે પસંદ કરેછ પછી છોને તેમાં તેઓને વધ હેરાન થવાનું હોય પણ ડાકટરો કરતાં નીમ હકીમો સસ પડેછ એટલુંજ એ જંગલીઓને મનસે ગણીમત પણ ચાલ હવે દોસ્ત, મારી ધણીયાણી સાથ તુ ઓળખાણ કરાઉ અને હમારી સાથેજ જમજે.

ડા૦ વેબરલીએ કામનુ બ્હાનું બતાવ્યું, તેને ક હતું ખરૂં પણ તેમ બ્રોટન જે તેના ધારવા મુજબ પૈ ઉપર પરણીયો હતો તેની બૈરીમાં કાંઇ ખુબસુરતી ખેંચાણ હોય એમ તેને લાગ્યું નહી! એટલે તે બ્હા બતાવી પોતાના દોસ્તથી છુટો પડી ચાલી ગયો.

આઠેક દહાડા પછી ડા૦ વેબરલી રસ્તે ચાલ પોતાના મીત્ર બ્રોટનના શબ્દો યાદ કરતો હતો, તેના કહે મુજબ ત્યાંના લોકો એટલાં અભણ હતાં કે ડાકટરો ક નીમ હકીમોને વધારે પસંદ કરતાં તેટલાં એક ત બહાર જમા થએલા લોકોની ગંજાવર ઠઠે તેનું ધ્ ખેંચ્યું. તંબુમાં ઇલેકત્રીક બત્તીઓ બળતી હતી બાજુમાં બહાર બ્રાસ બૅન્ડ વાગતું હતું અને ટ તંબુમાં પેહલાં જવાની એકમેક સાથે હરીફાઈ કરતાં

આ શું ધમાલ હતી?

આ વાર તેના હાથમાં કોઇએ જાહેર ખબ હેન્ડબીલ પકડાવ્યું જેની ઉપર મોટા હરફે "મેસમે લેડી" લખાએલું હતું અને અંદર ખબર આપવ આવી હતી કે—"આજની સાંજ છેલ્લી છે. આજ મેસમેરીક લેડી પોતાની સમાધીમાં પડી દુખ્યાંઓની હરશે, અને સલાહ આપશે. સલાહ માટે બે શીલીંગ સલાહ અને દવા માટે પાંચ શીલીંગ, "કાલથી ગામડામાંથી એ બાનુ ઉઠાગરી કરી જશે" વગેરે.

ડા૦ વેબલીને આ વાંચી બહુ ક્રોધ ચડયો. પોતાની ઇંતજારી તૃપ્ત કરવા ખાતર તે પણ પેલાં ટોળ

ચવાયો. તેણે જોઇ લીધું કે બે શીલીંગ અને પાંચ શીલીંગ ખખરાવતાં ત્યાં એટલાં બધાં આદમીઓ ભેગાં થયાં હતાં કે તેટલાં ઘરાકો તો તેણે એક મહીનામાં પણ મેળવ્યાં ન હતાં.

તેણે તંબુમાં હવે ડોકાવ્યું. ત્યાં સ્ટેજ ઉપર એક ...નેરી તખત જેવી મોટી ઝલકતી ખુરસી મેલી હતી ...ની ઉપર એક નાજુક રૂપાળી સ્ત્રી અરધી આંખ મીચીને ...ી હતી. તેણીએ ઘણોજ શોભીતો ને ઝકઝક થતો ...રીએન્ટલ પહેરવેષ પેહરયો હતો. તેનાં માથા ઉપરથી ...ને એક બહુજ ભારી મોટી જાલી, પાછળ પીઠ ઉપરથી ...રી નીચે જમીન ઉપર પડી હતી જે તમામ સફેદ ...ીનની હતી તે જાલીની અંદર તેણીએ પોતાનો ડાબો હાથ મેલ્યો હતો અને જમણા હાથમાં કલમ પકડી તેણી ...ર કહયું તેમ સમાધી જેવી હાલતમાં બેઠી હતી. બીજ માથાં ઉપરથી પાછળ પડેલી પેલી, ભારી જાલી, ...ી રાખવા માટે કપાલને ફરતી એક સોનેરી કડી ...ીએ પેહરી હતી જેની વચમાં મોતીના સુંદર ઝુમખા ...કતા હતા, અને મોઢાં ઉપર એક બહુજ બારીક જાલી ...મી હતી.

એકજ નજરે કેહવાઇ શકાય કે તે અબલા બહુજ ખુબસુરત હતી અને તેણિના ચેહેરા ઉપર સમાધીથી કે થાકથી કહો પણ બેચેનીના ચીન્હો જણાતાં.

તે લાકડાનાં સ્ટેજને બન્ને છેડે પાંચ છ લાકડાંના ...ીયાનો બે દાદરો મુકએલા હતા એક તરફથી લોકો ચઢીને ઉપર આવતાં, અને સલાહ લઇને બીજે ...થી ઉતરી જતાં.

બધું કામ નીચે પ્રમાણે ચાલતું.

એક ધાડા ઘોઘારી અવાજનો સખસ જે સરકસમાં ...તા લાલ મખમલી રીલીના ડરેસમાં શજ થયેલો અને જેને ડા૦ વેબલીએ પેલી, મેસમેરીક બાનુના દાખલ ધારી લીધો તે એક પછી એક આવતાં ...ીને પેલી બાનુ આગળ લઇ જતો અને તેણીનો હાથ જે પેલી મોટી જાલીની અંદર છુપાયલો હતો, ...રક ખુરસી આપીને બેસાડતો અને તે દરદીને જે પોતાના દરદ માટે કેહવું હોય તે પેલો લાલ મખમ-...ેસવાલો એક રબરની નળીમાં બોલતો જેનો એક છેડો પેલી અબલાના કાન ઉપર બંધાએલો જણાતો. પેલી બાનુ લોકોના દરદની ફર્યાદ સાંભળતી તે પ્રમાણે પેલાં કાગલ ઉપર લખતી. કોઇવાર આદમીઓ પેલાં રબરની નળીમાં પોતેજ પોતાની કહાંણી કેહતાં અને પેલો આદમી એક મીનીટથી વધુવાર કોઇબી ઘરાકને ત્યાં બેસવા દેતો નહી. પેલી બાનુ પોતાની બંધ આંખોએ એક કાગલ ઉપર કાંઇ ચીતરતી તે પેલો સખસ લઇ ઉપર નંબર પોતાને હાથે લખી તે કાગલ ઘરાકને આપતો અને બીજે દાદરેથી તેને ઉતરી જવાનું ફરમાન મલતું. દરેક ઘરાક જે પુકટ સલાહ લેવા આવતું તે ત્યાંની ટેબલ ઉપર બે શીલીંગ મુકીને જતું.

જ્યારે ડા૦ વેબલી ત્યાં જઇ પુગીયો ત્યારે બે શીલીંગવાળાં ઘરાકોની ત્યાં ધમાલ ચાલી રહી હતી, પહેલાં તે લોકથી પરવારી પછી પાંચ શીલીંગવાલાં ઘરાકોની વારણ આવનાર હતી. એક અરધા કલાકમાં ડા૦ વેબલીએ પંચોતેર રૂપ્યાનો વકરો થએલો ગણી કહાડયો.

તેને ભારે ગુસ્સો ઉપજ્યો. જે રીતે મુર્ખ આદમીઓ પોતાની આંખો ખુલ્લી રાખીને આ દેખાતી ઠગબાજીથી યાહોમ ઠગાતાં હતાં તે ઉપર તેને ઘણો ખેદ થયો પણ તેટલાં તો લોકોનું ટોળું વધ્યુંજ ગયું અને જે ચીથરૂં તેઓને સલાહનું મળતું તે ઉપર ખરચેલા પોતાના સકમાઇના પૈસા માટે સહેજબી દલગીર થવાને બદલે તેઓ ખુશી ખુશી જણાતાં.

હવે વેબલીની ધીરજ ખુટી, તેને એક લઠ જેવા લેનકેશીયરને પુછયું કે આવી રીતે તેઓ કેમ લોકોની ઠગબાજીનો ભોગ થઇ શકતાં હતાં અને આવે ઠેકાણે તો પોલીસે વચ્ચે પડવું જોઇતું હતું પણ પેલા શખ્સે તુરત કહયું.

" જોજે હં, એઇ મીસટર, તમે કાંઇ પોલીસ ફેલીસનું નામ લીધુંછ તો ખબરદાર. આજે વરસ દહાડો થયો હું અને મારૂં કુટુંબ આય બાનુની દવા કરીએછ ને હમે બધાં તદન સાદ્રજાં થઇ જઇએછ, મારા પગમાં કલતર ચાલતીતી તે હું શીખેલા ભણેલા ડાકટર પાસે ગીયો તે ઉલટી વધી ગઇ ને જયારથી આય બીચારી ખોદાની પ્યારી બાઇની સલાહ લેઉંછ ત્યારથી હું સાજો તાજો થઇને ફરૂંછ. ઠગબાજી બી નહી ને દગો બી નહી ને

પોલીસની શું મગદુર કે વચ્ચે આવે, હમે છીયે, બધા સીપાઇઓના હારકાં તોરી નાખ્યે." તે નાકના ફીફરાં ફફડાવી બોલ્યો.

હવે વેબલી થોડાક જુવાન છોકરાઓના ટોળાં તરફ ફર્યો અને કેવી રીતે તેઓ આ ઠગબાજીમાં ફસતા હતા તે તેણે સમજાવવાની તજવીજ કીધી.

"એ ઝેર દેવાની ને ઠગબાજી ચાલી રહેલીની વાત કોણ લાયુંછ?" એક જવાન છોકરાએ નેણ ફેરવી નાખીને વેબલીને કહયું. "મારી ખાતરી થાએછ કે તું કોઇ તારે તો ડાકટર હોવો જોઇએ. જા, જા, તારા જેવાઓથી જેટલાં ઝેર દેવાયાંછ તેટલાં બધાં એ બાનુથી નવે છંદગીએ બચેછ."

"અને આમ બાનુ જો હમુને ઝેરજ આપતી હોએ તો હમે બધાં મરી કાંય નહી જતાં? એક બીજા છોકરાએ ઝનુની આંખે પુછયું "કેમ હવે ચુપ થઇ ગીયો તે કહેશે?"

ડાં૦ વેબલીએ જાણીયું કે આ અભણો સાથ માથું ફોડવામાં સાર હતો નહી તેથી તે થોડો વખત એક બાજુએ ઉભો રહયો તેટલાં તંબુમાં વધારે મોટી વીજલીક બત્તીઓ સળગી રહી અને પેલા લાલ મખમલવાલા શખ્સે તંબુ બ્હાર આવી ધાટો કાઢીયો. "પાંચ શીલીંગવાલા ઘરાકો, આવો." કે નવેસરથી બીજાં જબરાં ટોળાંએ એક પછી એક અંદર જવા માંડયું.

અને વેબલીએ કસદ કીધો કે તેણેબી અંદર જવું. તે ગયો. તેને તુરતજ બેઠક આપવામાં આવી અને પેલી બાનુનો જે હાથ જાલીની અંદર હતો તે બાજુએ તેને હાથ અંદર મુકવાને ફરમાસ થઇ. આટલું તો ડાકટર વેબલીને મનસે કબુલ કરવું પડયું કે જે રીતે તેનો હાથ પેલી જાલીથી અંદરથી પકડાયો હતો તે બતાવી આપતું હતું કે આ ઓરતે નાડ તપાસતાં તો બરાબર આવડતી હતી. હવે તેને પેલી રબરની નળી પોતાના હાથમાં ઉઠાવી અને તેમાં હોઠ ખોસીને ધીમા અવાજે પણ મજબુતીથી નીચે પ્રમાણે તે બોલ્યો.

"મારાં માથાંમાં લોહીનો મોટો ધસારો થાએછ, અને જ્યારે હું અભણ ભોળાં આદમીઓને આવી રીતની દેખીતી ઠગબાજીમાં વાહેમ આંખ મીંચીને ઝીપલાવતાં જોઉછ ત્યારે મારાં હાર્ટના થપકારા ઘણા વધી જાએછ વળી મને એ જોઇને એટલું દુખ થાએછ કે એ બાપડા જંગલી આદમીઓને બચાવવા ખાતર આ ઠગબાજીને છેડો લાવવા પોલીસની મદદ લેવાનો મને વીચાર આવ્યા કરેછ."

ડાં૦ વેબલી ધીમે સાહદે એમ બોલી ગયો પણ તે બધું ઘણા ઠરાવથી બોલ્યો હતો અને તે બોલેલથી પેલી મેસમેરીક બાનુ ઉપર શું અસર થઇ હતી તે જોવા તેણે પોતાની નજર તેણીના ચેહરા ઉપરજ ટેકવી રાખી.

તેણી ભારી અજાએબી વચ્ચે પેલા બેચેન કંટાલેલ જેવા પેલી બાનુના ચેહરા ઉપર જરાબી અસર થએલી જણાઇ નહી.

હવે તેને એક નવો વીચાર સુઝયો અને તેને પેલી રબરની ટયુબને એક આંચકો આપી જોયો પણ અજાએબી તેનો બીજો છેડો જે પેલી બાનુને કાને બંધાએલો જેવો દેખાતો હતો તે લગાર હાલ્યો નહી. હવે તેને વહેમ પેઠો અને આ બધું કામ કેવી રીતે ચાલતું હતું તે શોધી કાઢવાનું નક્કી કીધું પણ પેલો લાલ મખમલના ડ્રેસવાલો અધીરો પડેલો જણાયો અને એક મીનીટ થઇ ગઇ એમ કહી તેણે ડાકટર વેબલીને ઉઠી જવા કહયું. અને એક કાગલયું તેના હાથમાં મેલી તેને એક કલાક બાદ દવા લેવા આવવાનું જણાવી તેને "નંબર છત્રીસને તેત્રીસ" નામનો મોટો ઘાંટો પાડી બીજા ઘરાકને બોલાવ્યો.

ડાં૦ એ સ્ટેજ ઉપરથી ઉતરી પડી પોતાને મળેલું પેલું પ્રીસ્ક્રીપશન ખોલીને વાંચી જોયું. તેમાં લખ્યું હતું:—

„બીજાના કામમાં નાખ ખોસવાનું મોકુફ રાખો અને તમે જે પીડાઓથી દુઃખી થાવોછ તે દુર થશે.

ડાં૦ વેબલીથી ખર ખરાટ હસી પરાયું અને હવે તો તેને લાગીયું કે જરૂર એનાં ઉંડાણ સુધી પુગી વળવું.

હવે તેણે લોકોનાં પ્રીસ્ક્રીપશનો લઇને વાંચી જોવા માંડયાં. તેણે અજાએબી વચ્ચે જોયું કે પોતે ડાકટર દાખલ જે દરદ ઉપર દવાઓ આપતે તેવીજ બધી રીતે અસરની અને સમજદારીની દવાઓનાં પ્રીસ્ક્રીપશન લખેલાં હતાં. તેણે ધાર્યું કે આ આદમીઓનો કોઈ મસલતી કાંઇ નહી તો કોઇ કેમીસ્ટની દુકાનનો કોઇ મદદગાર હો

ઈએ ત્યારે બહારથી તેણે ધાર્યું હતું તેમ. આ કોઈ ના ગાંઠથો લેઇને ગાંધી થઇ નીકલ્યો.ન હતો પણ ટરોની પુરે પુરી નહી તો ઘણેભાગેની સમજ ધરાવતાં ।.

પરંતુ તેનો ક્રોધ હજુર ઓછો થયો નહી. આ ડૉલી પિ રૂપાલી સ્ત્રીને સમાધીમાં આવેલી માનીને મુર્ખા લોકો ાનો પૈસો આટલો બધો વેરી નાખતાં તેને બદલ તેના ા શીખેલો ડાકટર પાસ જાએ તો વધારે વાજબી ર હતું, એમ તેને લાગીયું.

તેણે ત્યાંજ ભમ્યા કીધું. અંતે સારા દશે અંદર મુમાંથી પેલો સખસ બોલ્યો કે પેલી બાજુની સમાધી ી થવા આવી હતી માટે લોકોએ વીખરાઇ જવું અને ડા વખત પછી દવા લેવા આવવું.

લોકોની પુંઠે ડા૦ વેબલી આગળ ચાલીયો. એક ુ આગળ એક સખસ જાત જાતની દવાના બાટલા લઇ ા હતો. વેબલી જાણવા માટે ઘણો ઈંતેજાર હતો કે શું દવા આપવામાં આવશે એટલે તેબી પોતાનુ રસ્ક્રીપશન લઇને અંદર ગયો તુરતજ તેના હાથમાં એક અરની બાટલી મુકવામાં આવી. વેબલી ફરીને હસી યો. આ કોઇ જબરા દોહવણ આદમીઓ હતાં એમાં નહી. કાયદાથી એવાંઓ સામે લડત કરવામાંબી ી શકાય એવી કશી બાતમી તેને મલતિ નહતી. અંતે ચારમાં ને વીચારમાં તે આગલ ચાલયો. મોહલાને છેડે ફે બ્રોહામ ઉભેલી હતી ત્યાં તે જઇ પુગીયો તેણે યે જોયું તો અંદર એક બાનુ બેઠી હતી અને કે તેણીએ પોતાનો ઓરીએનટલ પેહરવેષ અને ઘરેણાં કીધાં હતાં અને યુરોપ્યન લેડીના લેબાશમાં હતી છતાં ાલીએ એકે તડાકે જોઇ લીધું કે તે પેલીજ સમાધીવાલી ુ હતી.

તે તુરતજ અંધારાંમાથી તેણીની નજદીક જઇને ા તેને જોતાં પેલી બાનુએ ધીમી ચીચયારી મુકી.

"બીહોના મેડમ, માનું છુ કે તમે પેલાંજ બાનુ લોકે જેઓ દુખી દરદી આદમીઓને સાહજ્ય કરવાનું ાં માથે લીધુંછ. હવે હું પોતે એક તબીબ હોવાથી ારી પોતાની તબીબી ડીગ્રી શું છે તે જાણવા માગું છ ીલીએ કહયું.

તેણીનો ચેહરો એક બાળક જેવો મીઠો ને નીરદોષ હતો પણ આ મારા સવાલથી તેણીએ ગભરાટમાં આંખ ફાડી મુકી. "તમે કાંઇ ભુલ કરતાં હશો—" તેવણ બોલવા ગઇ. "એમાં ભુલ જેવું કશુંજ નથી. તમેજ પેલાં મેસ-મેરીક બાનુ છો અને જ્યારે તમે "નકસ વામીકા" જેવી ઝેરી ચીજો બેલાશક પ્રીસક્રાઇબ કરો છો ત્યારે તમારી તબીબી ડીગ્રી એક ડાકટર દાખલ મને જાણવાની જરૂર છે. તબીબીથી અજાણુ આદમીથી આવી દવા આપી શકાએ નહી તેતો તમે જાણોછ.

"હું-હું-એ વાતની બધી સમજ ધરાંઉછ—તેણી ઉતાવળે બોલી પડી.

"હું ધારૂંછ કે તમો કોઇબી તેવો ડીપલોમાં મને બતાવી શકશો નહી. વળી હુ કાંઇ વધારે જાણુંછ. તમે ફકત એક પુતલાંની માફક ત્યાં બેસોછ, અને જે રબરની ટયુબમાં તમારાં ધરાકો પોતાંના દુખનાં બ્યાન કરેછ તે રબરની ટયુબનો બીજો છેડો તમારે કાને બંધા-એલો નથી રહેતો પણ તે કોઇ ત્રીજા ત્રાહીત સખસને કાને અંદરખાનેથી બંધાએલો છે અને તમે જે એક હાથ તમારા ઝબ્બાની નીચે રાખોછ તે હાથથી તમે હમારી નાડી તપાસતાં નથી મગર તે ઝબ્બામાં છુપાએલા કોઇ ત્રાહીત મર્દ હમારી નાડ તપાસે છે અને તે મર્દ સાથે હું હમણાં વાત કરવા ઉભોછ, કારણ આવી ઠગબાજી હુ વધારે વખત ચાલવા દઇશ નહીં."

આ સાંભળી પેલી નાજુક બાનુ તો આંખે હાથ દઇ ડચકાં ખેંચવા લાગી, વેબલી ગભરાયો, એક જવાન સુંદર બાનુનાં આંસુઓ આગળ તે પાણી પાણી થઇ ગયો તેટલાં એક આકાર અંધારામાંથી તે ગારી નજદીક આવ્યો. પણ વેબલીને ત્યાં ઉભેલો જોતાંજ તે એકદમ પીઠ ફેરવીને અંધારામાં દોડયો.

"એમ કે? તારે તો તારાંમાં પાપ હોવુંજ જોઇએ નહી તો તું એમ દોરી જએ નહી" એટલુ બબડતો વેબલી પણ તે આકારની પુઠે દોડયો.

બે એક મીનીટ તેઓ યાહોમ દોડયા હશે તેટલાં પેલા પહેલા દોડનારને આંટી આવી અને તે નીચે તુટી પડયો. ડા. વેબલીએ દોડી આવી તેને પકડી લીધો. પહે-લતિ પેલા નીચે પડેલાએ પોતાનો ચેહેરો છુપાવવાની

તજવીજ કીધી પણ અંતે સપડાઈ ગએલો જાણી તેણે પોતાના મોહ ઉપરથી પોતાના હાથ ખસેડયા. ડા૦ વેબલીએ ભારે અજાએબી વચ્ચે પોતાનાં એકાએક તવંગર થયેલો જવાન મીત્ર ડા૦ બ્રોટન એમ. ડી. ને ત્યાં ભોંયે બેહેલો જોયો.

"મારા ખોદા!" વેબલીએ અજાએબીથી પુકાર્યું. "તું અહીં શું કરે છે? શું તું—"

બ્રોટન ભોંય ઉપરથી પોતાનો ડગલો વખોડતો ઉઠીને ઉભો થયો.

"હા, હું. રોજના ત્રણુસોના આરસો રૂપયા કમાનારો છેઉં. તું એને હમબાજી કહેવા નીકળશે પણ આબરૂ દરકારથી ભુખે મરવાને બદલ આવી હીકમતથી મારો ધંધો ચલાવી પુષ્કળ કમાવવામાં હું કાંઈ હીણું સમજતો નથી."

"ત્યારે આજથી આ ધંધો તમુને બંધ કરવો પડશે, બ્રોટન વેબલીએ ધમકીથી કહયું.

"અને પાછો ભુખે મરૂં! કદીબી નહીં." તે જવાન બોલ્યો. "ત્યારે હું તુંને ઉઘાડો પારીશ."

"વેબલી તારા એક પુરાણા મીત્ર સાથ તું એવો સખત થશે? તું વીચાર કરી જો કે હું શું અણુઘટતું કામ કરૂંછ. તું પામી ગયોછ તેમ મારી વાઇફ બીચારી એક પુતલાં માફક ફકત બેસી રહેછ. હું તેની પાછલ ખુર નીચે ભરાઈ લોકોની નાડ તપાસુંછ ને પ્રીસક્રીપશન લખું આપુંછ મારી વાઇફ પોતે કાંઈબી લખતી નથી. એ હું લખી આપેલાં કાગલો પેલા મારા મદદગારને હુકમે તે હમારાં ઘરાકોને આપેછ, આવી રીતે તું જોશે કે એક એમ. ડી. થએલો મારાં બધાં ઘરાકોની દવા કરવાને લાયક છું—"

"પણ આવી રીતની હમબાજી કરવાનું શું કામ?"

"એટલુંજ કે અત્યારે દવાખાનું ખોલીને એનાથી સરસ દવા હું આપતો હોઉં અને એના કરતાં અરધી લેતો હોઉં તોપણ એમાંની પચીસમે હીસ્સેબી ઘરાકી મલે નહી તેથી મેં આ નીરદોષ તાગડો રચ્યો. મને જાહેર કરવાથી તારા હાથમાં શું આવશે. વેબલી લોકો મારી વાઇફ ઉપર એવો વિશ્વાસ છે કે તેઓ તારૂં માનશે નહી. ચાલ, ચાલ, દોસ્ત, કાંઈ નહી તો મારી ધણીયાણી ખાતર તું મને જાહેર ના કરતો. તું જઈને કેળવાએલ આદમીઓની દવાદારૂં કર અને મારે વરે આંધ મુર્ખાઓ ટોળાં રહેવા દે."

ડા૦ વેબલી હસ્યો અને બન્ને મીત્રોએ પાછા દોસ્તીમાં હાથ હલાવ્યા.

---

## પ્રભાત.

લખનાર:—મી૦ છોટાલાલ રવીશંકર માસ્તર.

જોઇ "પ્રભાત" થયો આનંદ, ઉરભારી
વીતી ગઇ રાત, "પ્રભાતે" નિંદ્રા વિસારી
"પ્રભાતે" સુવર્ણ કિર્ણ પ્રસર્યા ઉઠયા જાગી ઉમંગી થયા સઉજન
"પ્રભાતે" નેકી પોકારી વળગ્યાં કામે નરનારી
ધન્ય "પ્રભાત" ત્યજાવી આળસ કરાવે તું કિરતારનું ભાન
નેકીની રીતી તું શીખવે, કરે આભાર અમપર ભારી, થયો આનંદ.

# પરોપકાર.

લખનાર:—મી૦ અરદેશર બેરામજી હોમાવઝીર.

ભરે જો તું માનવ, તો જશથી ભરી જા,
અરે નેક કામો, અહીં કંઇ કરી જા;
ભુવનમાં ખરે છે, ભલાંની ભલાઈ,
હીંમતથી જરા ભાઇ, તે તું હરી જા
નથી આવવાનું કશું સાથ તારી,
ઘણું થાય નહીં તો, કરી કંઇ જરી જા.

**દીલજાન.**

આ ગોખી રાખવા જોગ લીટીઓ—માત્ર થોડાં દીન થયાં—બેહસ્તનશીન થયલાં આપણી કોમના અને ધર્મના ખરેખરા ખાહ પારસી કવી મી. દાદી તારપોરવાલાના છે. કેવી …સુચક લીટીઓ કે ઓ માનવી! જો તું મરી જાય તો …રી આજુબાજુ ફુલના પમરાટના મીસાલ કીર્તીનો પમરાટ …ાવી મરી જા કારણ ભલાં માણસોની ભલાઈજ માત્ર દુન્યામાં યાદગાર રહે છે. માટે આ ભલાઈનાં કામોની …ીનો જય હિંમતથી તું મેળવ, તારી સાથ આ ભલા…ો કીર્તી સીવાય બીજુ કાંઇ આવનાર નથી માટે ઘણી …ં તો થોડીબી ભલાઇ ભર્યાં કામો તું કરી જા. આજ …ણે સ્પીનોઝા નામનો એક લેખક પણ કહે છે કે …ુસોનાં જીગરો કાંઇ હથીયારથી જીતી શકાતાં નથી … તે જીતવા દયાળુ તથા પ્યાર ભર્યાં કામોની જરૂર છે. …ુ ખુદા પ્યાર છે અને પ્યારમાં રહે છે તે ખુદ ખુદામાં છે, માટે હંમેશા પ્યારની લાગણીથી પરોપકારી કર્મો …ાં રહેવું. બીજો એક લેખક હેવરગલ કહે છે કે …ાને સુખી કરવાની કોઇ પણ તક હાંયથી જવા દેનો ના.

ખરેજ, ખગોળવિદ્યા આપણને શીખવે છે કે સૂર્ય મંડળમાં આપણી પૃથ્વીનો ગોળો એક ગૃહ છે, અને ચંદ્ર એક ઉપગૃહ છે અને એવા તો અનેક સૂર્યમંડળો છે જેઓ એકમેકના ખેંચાણથી યાને એકમેકની ભેગી નિયમિત ગતીથી ભ્રમણ કરે છે તેજ મિશાલ આ દુન્યાનાં વાતાવરણમાં એક આદમીનો પોતાની આજુબાજુના સર્વ આદમીઓ તરફ કેવા પ્રકારનો સંબંધ છે અને તે પોતાની આજુબાજુનાઓ તરફ એકમેક સાથ ફરજની કેવી ગાંઠથી જોડાયલો છે તે વિષે હિરોકલીસ નામનો એક લખનાર આ પ્રમાણે ખુલાસાવાર જણાવે છે. તે કહે છે કે આપણ દરેક જણ એક મધ્ય બિંદુ છેએ અને તેની આસપાસ ઘણાં ગોળાકાર ફરી વળેલા છે. બીજા એક ગોળાકાર આપણું પોતાનું છે જેમાં આપણા માબાપ અને બાયડી છોકરાં સમાયલાં છે. બીજા એક ગોળાકારમાં સગાવહાલાંઓ અને અતલગના અંગત મીત્રોનું મંડળ સમાય છે. એક ત્રીજું ગોળાકાર છે જે હમજાતીઓનુ બનેલું છે. જ્યારે એક છેલ્લું ગોળાકાર છે જે મધ્યે કુલ્લે મનુષ્ય જાત આવી જાય છે.

આ પ્રમાણે દરેક આસામી-શું અનલગનું કે દુરનું, શું ઓળખપાળખનું કે શું અજાણ્યા હમજાતી કે

પરજાતનું એ દરેક તરફ કાંઇ નહિ ને કાંઇ રીતે પોતાનો સબંધ ધરાવતું હોય છે. થોડીક પળનો પુખ્ત વિચાર આપણને શીખવે છે કે આપણું રોજનું ખાનપાન જે આપણે મેળવ્યે છીએ તે ઉપર દુન્યાના અસંખ્ય માણસોનો આધાર લટકેલો હોય છે અને તેથી સાબેત થાય છે કે એક પુરૂષ યા ઓરત આ દુન્યામાં ફુકટ પોતા તેમજ પોતાનાજ ભલા માટે જીવતો નથી પણ તેને જે જીંદગી બક્ષવામાં આવી છે તે કુલ દુન્યાના ભલા માટેની કોશેશ કરવા. કેટલાકોને મનથી આ જીંદગી તે મોજ-મજાહ માત્ર છે જ્યારે કેટલાકોને જીંદગી દુઃખ સમાન છે પણ આકેલ માણસોને મન જીંદગી એ ફરજ અને પરોપકાર છે. જેઓની મજબુત ઇચ્છા દરેક ભલા કામની આશા રાખીને ઉપયોગી કામો બજા લાવવાની હોય છે કારણ કે તેઓ અચ્છી રીતે સમજે છે કે તખ્તનશીન રાજાથી તે રોટલી માટે ટળવળતાં એક ભિક્ષુક સુધી દરેક ને દરરોજ અને હર પળ કાંઇને કાંઇ ફરજ બજા લાવવાની હોય છેજ.

પરમેશ્વરે માનવી માત્રને જાત જાતની શક્તિઓથી નવાજ્યા છે અને આ જુદી જુદી શક્તિથી પૈસા કમાવાના અને ગુજરાનના રસ્તા બતાવ્યા છે કોઇ ખેતીવાડીમાંથી યાને ખેડુત બની જીંદગી ગુજારે છે, કેટલાકો હુનર તથા વેપાર વણજે પૈસા પેદા કરે છે જ્યારે બીજાઓ કેળવણીના બળથી જુદાં જુદાં પરાક્રમોનાં સાધનોથી પોતાનું ગુજરાન ચલાવે છે. કોઇકને કુદરતે પૈસા ટકાએ નવાજ્યા છે તો કોઇક શરીરના જોર પર મુસ્તાક રહી જીવે છે. આ પ્રમાણે જો કે દરેક આદમીમાં આત્માતો એકજ પરમ કૃપાળુએ મેલ્યો છે છતાં તે દરેકને જુદી જુદી રીતની રહેતી કરણી સોંપી આપી છે. ત્યારે પરીણામ માત્ર જે આવવું જોઇએ તે એજ કે પોતાને મળેલી શક્તિની બેટનો સદઉપયોગ કરી અરસપરસ મદદ કરતાં બની લોકોનું ભલું કરવું તથા ભલું ઇચ્છવું.

ખુદાની મેહેરથી જો સારી વિદ્યા આપણને મળી હોય તો તેનો લાભ હરેક ગરીબ જીવને આપવો. ખુદાની મેહેરથી સારી સમાવાલા ઓધેદાર બન્યા હોઇએ તો ભલમનસાઇ, પ્રમાણીકપણું અને કુશળતાથી લોકોપકારી કાર્યો કરવાં. પૈસાની બક્ષીસ થઇ હોય તો કેળવણીના પ્રસાર માટે નિશાળો તથા પુસ્તકશાળાઓ, હુનર ઉદ્યોગ મથકો, રોગીઓના નીવારણ માટે ધર્માદા દવાખાન હોસ્પીતાલો તથા ધર્મશાળાઓ વગેરે સ્થાપી લોક હીત ઉદાર કાર્યો કરવાં એ સર્વ જેમ દલપતરામ કવિ કહે તેમ ધર્મના ધણીઓની ધર્મ યાને ફરજ છે.

આ જગે મરહુમ કવિ દાદી તારાપોરનો એક દોહ અતી ઉપયોગી થઇ પડશે કે:—

દાન કોઇ હાતમ જરથી કરે,<br>
કોઇ મુખથી, કોઇ દીલથી, કોઇ કરથી કરે.

આ બે લીંટીનો દોહેરો ઘણાંઓની ભુલ ભાંગશે કે પરોપકાર કાંઇ પૈસા માત્રથીજ બની શકે એમ નથી. પારકાનું ભલું ચાહી તેવું ભલું કરવા એક ઇનસાન ધ તો તેમ કરવાની વૃત્તિની કંઇ હદ નથી.

નરસીંહ મેહતા વિષે કહેવામાં આવે છે કે એ વખત તેઓ આગલ ઢેડાઓનું એક ટોલું આવ્યું અ તેઓ નરસીંહને અરજ કરવા લાગ્યા કે હમારે ઘરે આ એક દીન ભજન ગાઓ. આ ઢેડાઓની ભક્તી ઉપર ભાવ જોઇ નરસીંહનું હૈયું પીગલ્યું અને તેઓએ તે કરવા કબુલ્યું. તેઓ એક રાતના આ ઢેડાઓનાં મહોલ્લા ગયાં અને તેમણે માટે તૈયાર કીધેલી જગ્યાએ બેસી તેઓ આખી રાત સુધી ત્યાં ભજન ગાયું આથી મેહેતા વર્ણના લોકોએ મેહેતાની મશ્કરીઓ અને ઠેકડીઓ કર માંડી કે મેહેતાજી તમે એવા શું, નાત ન જાણો જાત જાણો ન જાણો કંઇ વિવેક વિચાર." આનો ઉત્તર મેહેતાએ થડે કલેજે આપ્યો હતો કે:—

એવારે અમો એવારે, વલી તમો કહોછો તેવારે,<br>
હરી ભક્તિ ગાતાં કહેશો એવા, તો કરશું દામોદરની સેવા

કેવો ઉમદા ઉદાહરણ!

પરોપકાર કરવો તે શું કાંઇ આપણાં સગાં વ્હા માટેજ યા શું આપણને કાંઇ નુકસાન ન વેઠવું તોજ? નહીં! નહીં!

આવું સાંકડું મન ખરા પરોપકારી માણસનુ હો નથી કારણ તે તો પોતાના સર્વે લાભો તજી માત્ર પારકા ભલાને માટેજ કાર્યો કરવાની તલપ ધરાવે છે Self-sacrifice યાને મની ભોગ આપી જે ક ખમવાં પડે તે સહી પોતાનું ભલું કામ બજાવે છે.

ુ લેખક કહે છે "ખુદ સુખી ઔર ગયરકો લેઝઝત એ-ાદ હમ કબાબમેં દેખા". યાને કબાબ પોતે બળીને ્નેને લેહેઝઝત આપે છે.

પરોપકારી માણસ તો હરેક આદમી શું રાજા કે ગરને તેની તંગ હાલતમાં આપણા નરસીંહ મેહેતા ફેક મદદ આપવા તૈયાર થાય છે અને કોઇ તેની ાબત શું બોલશે તેની તલભાર પણ દરકાર કરતો નથી. ોતો એક કુદરતીજ નીયમ છે કે આળસું અયારસીઓ ઓ કાંઇપણ કરી શકતા હોતા નથી તેઓ આવા ઉદાર ામો કરનારની ગીબુસ કરે છેજ પણ જે ખરો પરોપકારી ંસાન છે તે આવી તાણતોડની મુદ્દલ દરકાર કરતો ી. આજ બાબદ ઉપર કબીર કહે છે કે.

જબલગ નાતા જાતકા,
તબ લગ ભ્ગત ન હોય.
નાતા તોરે, હરી ભજે,
ભગત કહાવે સોય.

જ્યાં સુધી એક માણસ નાત—જાતના વહેમ હેઠે ખે યાને એમ કરશ તો લોક એમ બોલશે-આમ કરશ પેલાને ગમશે કે નહીં—એવા તુરંગો એક આદમી ામાં ધારે તો તે ખરા સત્યતાના માર્ગે જઈ શકતો ી આટલા કાજે જે સત્ય લાગે એજ કરવું.

જરથોસ્તી મઝહબ ખીલવવા મરહુમ ઓલયા શેઠ રશેદજી કામાએ-કન્યા કેળવણીનો પ્રસાર કરવા મરહુમ ે સોરાબજી બંગાલીએ—પારસી કોમના અભણ તથા ેકા જુવાન કુંવારીકાઓ તથા મરદોની કમીનાઇ રૂપી ટકણીઓ કાઢવા મરહુમ દાદી તારાપોરે-ગરીબ કંગાલો ને આફતમાં સપડાયલાઓનાં દુઃખ ટાળવા નામદાર ેલા સર જમશેદજી તથા લેડી આવાંબાઇએ પોતાની ંદગીઓ અર્પણ કરી હતી તથા હીંદના દાદા આપણા ોમ શેઠ દાદાભાઈ નવરોજીએ દેશીઓના હકોની લડત ામાં કાંઇપણ બાકાત દેખાડી નથી.

આ પ્રમાણે દરેકે, પોતાની જુદી જુદી શકિતઓના ુપયોગથી લોકોપકાર કર્યા છે. પારકાના ભલાની યોજના મનમાં ધડવી તો તે કયા કાનુન પર ધડવી તે બાબેની ઘટતી શીખામણ આપણને એક ફારસી કવિ આપે છે તે કહે છે કે.—

ચુન રંદેહ બે સુયે ગયર બખશ હમખારા-ચુન
તીશેહ બે સુયે ખીશ પાશનદેહ મખારા-તઅલીમગ્રે
-અરરેહ ગયર દર કરએ મખારા-ચીઝી બે સુયે ખુદ
કેશ વ ચીઝી મી પાશ—

યાને કે રંડાની માફક બીજાઓની બાજુમાંજ ફેકન ના નાખ—કોહાડીની માફક માન તારી તરફજ એકઠું ના કર પણ કરવતની માફક થોડું તારી તરફ ખેંચ તથા થોડું વેરવીખેર કર.

ઘણાં માણસોની ધારણા આમ હોય છે કે પરોપકાર કરવું એ એક મહાભારત કામ છે અને તેથી તેઓ તેમ કરવાને તદનજ અશક્ત છે. આ ખોટી દહેશત માત્રથી તેઓ પરોપકારી થતાં અટકે છે. પરોપકારી કર્મ તે કાંઇ મહાભારત યા મોટુંજ હોવું જોઇએ એમ નથી, એવાં મહાભારત કર્મોની જો રાહ જોતાં બેસો તો પોતાની આખી જીંદગી દરમ્યાન પણ કદાચ એક આદમીને એવી એકાદ તક ન મળે. પણ દરરોજની સાધારણ ચલણ વલણ અને રહેણી કરણી દરમ્યાન પરોપકારી કર્મોની કયાં ખોટ છે! જેમ એક ઉંચુ અને મોટું મકાન બાંધવા પહેલાં તેની શરૂઆત એકદમ નીચાણમાં પાયાથી કરવી પડે છે, જેમ એક મોટું ઝાડ ઉગાડવાની શરૂઆત જમીનમાં નાના બી રોપવાથી થાય છે, જેમ નાનાં ટીપ મોટા પાણીનો મહાસાગર બનાવે છે, જેમ નાની પલો અનંતકાલના જમાનાઓ બનાવે છે, જેમ માનવીની નાની નાની ભુલો તેઓને નેકીના રસ્તાથી પાપના ઊંડા ગાર તરફ ઘસડી જાય છે તેમ મહાભારત કામો કરવાની હોંસ ઉલટો નાના નાના કામો કરવાની આદતથી પાર ઉતરે છે. માટે નાના બચ્ચાંઓને પરોપકારી બનતા શીખવનાર મા બાપ તેમજ ઉસ્તાદોની ફરજ છે.

(સાંધણ છે.)



# ચોરને ઘેર ચોર પરોણો

## (એક ટૂંકી વાર્તા.)

લખનાર:—સોલન.



તે હું કંઇ સમજતો નથી મંચું મારવાડી બોલ્યો, "મને તો મારા પૈસા જોઇએછ, ધંધો તે ધંધો. હું તમુને સાફ ચેતાવુંછ કે આજથી બરાબર દશમે દીવસે મારા રૂપૈયા પાકે છે જે તમારે (ભરપાઇ કરવાજ) જોઇશે નહી તો હું શું કરશ તે કહી શકતો નથી."

"પણ મને થોડાક વધુ વખતની મેહતલ આપો શી, મંચેરજી, "દીનશાહ દુકાનદારે કહ્યું." હું તમારા રૂપૈયા ભરપાઇ કરશ. હાલમાં મારી દુકાન જરાક ઠીક ચાલવા લાગીછ એટલે થોડા વખતમાં હું પગભર થવશ અને માલ વેચાતો જશે તેમ તેમ હું તમારા રૂપૈયા વ્યાજ સાથે ભરતો જવશ!"

"હું તમુને એક કલાકનીબી મેહતલ આપવાનો નથી" મંચીએ જવાબ વાળ્યો. "બશ, તો તમુને ચેતાવવા આયોછ, નહી ભરપાઇ કરશો તો હું તમારી દુકાન જપત કરશ."

એટલું બોલી તેણે ત્યાંથી ચાલતી પકડી.

દીનશાહ દુકાનદારે ધંધો કરવા સારૂ મંચીમારવાડી પાસે ૨૫ ટકાના વ્યાજે એક હજાર રૂપૈયા, વરસ દહાડાની મુદત માટે, ઉછીના લીધા હતા. આ રૂપૈયા આજથી દશ દીવસની મુદતમાં પાકતા હોવાથી મંચી મારવાડી તેની યાદ આપવા દીનશાહની દુકાને આવ્યો હતો, અને તેઓ વચ્ચે ઉપલી વાતચીત થયલી આપણે જોઇ આવ્યા છીએ.

દીનશાહના માબાપ બાહારગામ (વલસાડ) રહેતાં હતાં. દીનશાહ કાંઇ ઝાઝો ભણ્યો નહી એટલે તેનાં માબાપે તેને મુંબઇ નોકરી કરવા મોકલ્યો, પણ નોકરીમાં કાંઇ વળ્યું નહી એમ ધારી મંચી પાસે નાણા કઢાવી પરચુરણ સામાનની એક દુકાન ગ્રાંટરોડ તરફ કહાડી હ[illegible] જે તણમણ આજ વેર ચાલતી હતી.

દીનશાહ રોજ બપોરના પોતાના એક ફ્રેન્ડ સોરાબ[illegible] ત્યાં જમવા જતો હતો. આજે પણ તે રશેતા મુજ[illegible] જમવા ગયો, પણ મંચીના નાણા માટેના તકાદાને લ[illegible] તેની ભુખ મરી ગઇ હતી.

"કેમ આજે તું કંઈ ખાતો નહી દીનશાહ!" [illegible] ખાતો નહી જોઇ સોરાબે પુછ્યું, "તુને શુ છે? મને તો કહે,"

"કંઇ નથી સોલી!"

"નથી કેમ, શું છે મને તો કહે હું કાંઇ ઉપાય કરશ[illegible]"

"ઉપાય શું કરશે, મેં મંચી મારવાડી પાસે હ[illegible] રૂપૈયા પચીશ ટકાના વ્યાજે કહડાવ્યાછ તે તો તું જાણે એનો વાયદો આજથી બરાબર દશમે દીવસે પાકેછ તે યાદ આપવા એ મને આયોતો. બધા મળી સાહડી બા[illegible] રૂપૈયા જોઇએછ."

"એ મચી કંઇ થોભે એવો આશામી ન[illegible]" સોલીએ કહ્યું. "તુંબી એવા એક આદમીના સપા[illegible] સપડાયોછ કે જેના પંજામાંથી છુટવો મુશકેલ છે."

"મેં જેમ તેમ અઢીસો રૂપીયા બચાવ્યાછ," [illegible] શાહે કહ્યું, "બાકીના હજાર રૂપીયા લાવવા કાંહથી એક મોટો વીચાર છે."

"તું હમણા તો જા. હું કંઇ એવો ઘાટ ઘડ[illegible] મંચી બરાબર ખોજ વીશરી જશે" સોરાબે કહ્યું

દીનશાહ જમીને દુકાને ગયો. સાંઝના મો[illegible] હશતો હશતો તેની દુકાને આવ્યો. તેના હશવા [illegible] પરથી દીનશાહને કાંઇક ધીરજ આવી.

"કેમ સોલી તેં પછી શું ઉપાય કીધો?" [illegible] પુછ્યું, "મારો કંઇ રસતો કીધો?"

"હા, દીકરા, મેં તાલ તો એવી ગોઠવીછ કે જેથી ી આપણા સપાટામાં આબાદ સપડાશે."

ત્યાર પછી સોલીએ તેને કંઇ કાનમાં કહયું જે ઉપ- । દીનશાહ ખુશી થયલો દેખાયો અને બંને હસતા તા છુટા પડયા.

બહારવણે રવીવાર હતો. સોલીને ઓફીસમાંથી રજા ા. નાસ્તો ખાઇને તે તૈયાર થયો, અને પોતાના કબા- થી એક ઘણુજ જુનુ અસલી વાઝ હતું તે કહાડયું. કપડામાં લપેટયું અને ત્યાંથી સીધો મંચુ મારવાડીને હેરયું લીધું.

મંચુએ તેને રાબેતા મુજબનો આવકાર દીધો. તે ી પુરાણી ચીજોનો પણ સંગ્રહ કરતો હતો.

"કેમ શું છે મી૦?" તેણે પુછયું.

"મારે એક વાઝ વેચવુંછ! સોલીએ કહયું, અને લુ બોલી તેણે કપડામાં વીટાળેલું પેલું વાઝ કહાડીને ીની નજર સામું ધર્યું.

મંચુએ તે લીધું અને બારીકાઇથી તપાસ્યું, બેશક વાઝ ઘણુજ જુનું અને ઉમદા કારીગીરીનું હતું.

"હં, વારૂ એનું શું લેશો મી.?" મંચીએ પુછયું.

"પાંચશો રૂપય!" સોલીએ કહયું.

"પાંચશો? છટ, પાંચસો તો નથી પણ બસો ઉંછ, જોઇએ તો લેઓ!" જો તમારી પાસે એની । હોતે તો વળી જોડીનાં પાંચસો આપતે!"

"મારી પાસે એની જોડી નથી!" સોલીએ કહયું, ર પાંચસો રૂપીઆ આપવા હોય તો આપો નહી તો હું મારે ચાલ્યો."

"ઠીક છે આવજો મારે તો બશોજ આપવાછ!"

"મારે તે કબુલ નથી." સોલી બોલયો, પણ વારૂ તમારો વીચાર ફરે ને પાંચશો આપવાની મરજી થાય આય મારૂં ઠેકાણું છે ત્યાં આવજો હું મલશ."

એટલું બોલી તે ચાલી ગયો અને સીધો દીનશાહની ગયો અને જે થયું હતું તેથી તેને વાકેફ કીધો.

"આય વાઝ તારી દુકાનમાં રેહવા દે!" સોલીએ કહયું, "એને બરાબર એવે ઠેકાણે મુકજે કે પેલો મંચી આવે તો તેની તે પર નજર પડે!"

એટલું બોલી તે (સોલી) ત્યાંથી ગયો. દીનશાહે તે વાઝ, એક ખુણામાં મુકયું. સોલીનાં ગયા પછી પાએક કલાકમાં મંચી ત્યાં આવ્યો.

"કેમ પછી મારાં રૂપીયાંની કંઇ ગોઠવણ કીધીછ કે?" તેણે આવતાને વાર પુછયું. "હું તમુને યાદ આપવા આયોછ!"

એટલું બોલતાં તેની નજર ખુણામાં મુકેલા પેલાજ વાઝ પર પડી અને તે ચમકયો. અરરર, આય તો તેને માટે આઇનો ચાનસ હતો! આય વાઝ સસતામાં પડાવી લેય અને પછી પેલુ વાઝ સોરાબ પાસેથી પાંચશો રૂપયે લઇને જોડી બેએક હજાર રૂપયે વેચવાનો એક સપાટામાં તેને મન સાથે વીચારણી કરી દીધો!

"મંચુ આય વાઝ વેચવાનું છે?" તેણે પુછયું.

"હા."

"કેમ આપવુંછ?"

"બારશો રૂપયે" દીનશાહે કહયું.

"બારશો છટ ઘણા છે, બશો આપુંછ આપવુંછ?"

"નહી, બારશોમાં એક અરધી ઓછી નહી."

આખરે ઘણી રકઝક પછી અગયારસોમાં મંચીએ તે વાઝ ખરીદયું. તેની સામે રચાયલી બાજીનો તેને બુદલ ખ્યાલ આવ્યો નહી. એક કલાક પરજ આવું વાઝ તેને જોયું હતું, અને એટલા થોડા વખતમાં તેજ માણસ આ વાઝ દીનશાહને વેચી જાય એમ તેના માનવામાં આવ્યું નહી. એટલે તે ખુશી થતો સોલીને ઘરે ગયો. ઘરે પુગતાં નોકરે તેને સનાનના સમાચાર કહયા.

"છેટ તો આજે નરોજ છે તે ખાણીપીણી કરવા દોછદારો છાતે ઉતરી પરયાશ. તે છેક આરતી કાલે ભ્વારે આવછે?"

આ ઉપરથી તો મંચીની વધારે ખાત્રી થઇ કે સોલીએ તે વાઝ વેચેલું નહીંજ હોતું જોઇએ.

સોલીને ત્યાંથી સીધો તે પોતાને ઘરે ગયો અને બાઝ તીજોરીમાં સંભાળથી મુકયું, બીજે દીને સહવારના તેને ટપાલ મારફતે દીનશાહનું કાગજ મળ્યું કે તેનો સઘળો હીશાબ ચુકતે કરી જવો. આ ઉપરથી તે તુરતજ દીનશાહની દુકાને ગયો અને પોતાનો હીશાબ વ્યાજ સીકે ચુકતે કરી તેની રીસીટ પણ લખી આપી.

દીનશાહની દુકાનેથી નીકળી સીધો તે સોલીને ત્યાં ગયો.

"કેમ સાહેબ કંઇ ફરમાશ?" સોલીએ પુછયું "કંઇ સહવારના પહોરમાં તકલીફ લીધી?"

"હું તમારું પેલું બાઝ ખરીદવા આવ્યો!" તેણે કહ્યું.

"તમે ઘણાજ મોડા આયા!" સોલીએ કહ્યું. તો એ બાઝ દીનશાહ દુકાનદારને તેજ દહાડે વેચી નાંખ્યું; તમે કદાચ એને તાંહ જાઓ તો મળે ખરૂં!"

આ જવાબ સમજી મંચીનો ચેહરો ઉતરી ગયો; કાંઇ બબડતો ફફડતો ત્યાંથી ચાલી ગયો.

* * *

આજે પારસીઓની પપેટી છે. સોલીને ઘરે ... લગાર ધમાલ છે. મંચી મારવાડી જેવાને સપાટામાં ... લીને તેનાજ રૂપીયાએ તેનું કરજ ભરપાઇ કરી શકયો; માટે સોલી અને દીનશાહ ખુશ ખુશાલ છે અને એકમેકની સલામતી વારા ફરતી ચાહયાં કરે છે.

---

**અવસ્તાની મહત્વતા,**

સત્તાધારી અભ્યાશી રેવરંડ ડૉ. લૉરન્સ મીલ્સ **અવસ્તા** માટે આ શબ્દો લખે છે: "Yes, the Avesta is important, if anything at all like it could be ever called so: and it should be preserved to us not only as a mass of documents considered by some to be of interest nor mere as a quantity of unique monuments, but most of all as a **holy Book.**" અર્થ:- "હા, જો તેના જેવી કોઇબી ચીજને કદી અગત્યની કહેવામાં આવે તો, અવસ્તા અગત્યના છે; અને તે ઘણાકોના ધારવા મુજબ ધ્યાન આપવા જોગ લખાણોના જથા તરિકેજ માત્ર નહી, એક અસાધારણ યાદગીરી તરિકેજ માત્ર નહીં પણ સર્વોતમ તો એક પવિત્ર ધર્મ પુસ્તક તરિકે આપણે તેને જાલવી રાખવા જોઇયે!".

**પરમેશ્વરનો પ્યારો,** "તે ભક્ત શંતોષ, શાંત, દ્રઢ, મન ઉપર કાબુ રાખનારો અને જે દુનિયાથી ડરીને હઠી જતો નથી; જેનેથી દુનિયા ત્રાસ પામતી નથી; જે ફિકર, દલગીરી અને ખુશાલીથી દુર છે, જે કશું ચાહતો નથી; જે પવિત્ર, હુશ્યાર, શાંત, જુસ્સા વગરનો; જે જેપ પ્રેમી નથી તેમ દુશ્મન નથી; જે ગમ કરતો નથી કે માગતો નથી; ભક્તીભાવથી ભરપુર છે; દોસ્ત અને દુશ્મન તરફ એક સરખો છે; જે નિંદા અને વખાણમાં શાંત છે; દુઃખ અને સુખમાં સરખો છે; તમામ સંતોષ. તેજ ભક્ત મને પ્યારો અને મારો પ્રેમી છે." (અધ્યાય ૧૨ શ્લોક ૧૪-૧૯.) (મી૦ મા૦ મોદન.)

**ઘરની શાંતીનો ઉપાય,**

રેવરન્ડ સીડની સ્મીથ નામનો લેખક કહે છે કે ને માલિકના પઇસાનો કદી પણ વિચાર કરતા નથી. મેં ... કે મારા ઘરમાં સાબુનો મોટો ખપ છે અને નોકરો દરકારીથી વાપરે છે તેથી હું હલકી કીમતનો અને ... ભારી કીમતનો સાબુ લાવ્યો અને ભાવની ચિઠ્ઠી ... કરી અને પછી નોકરને બોલાવી પુછયું કે તેને કયો પસંદ છે. નોકરે દેખીતી રીતે જે ઉપર મોંઘા કીમ ચિઠ્ઠી હતી તે પસંદ કર્યો મેં તેને કહ્યું કે તે ... કીમતનો છે માટે સંભાળથી વાપરવો. એ મુજબ દહાડે હું કેટલા રૂ. બચાવી શકયો. મીસીસ હેમી પોતાની એક ચોપડીમાં ઘરના સમાન્ય કારોબાર ત્રણ કાયદા સુચવે છે જે જો કે ઉપરથી ઘણા સાદા મ... પડે છે પણ તેનો ભગ આપણા ઘરોના કજીયાનું ... છે. (૧) સઘળું લાયક વખતે કરો (૨) સઘળાને તેને ... ઘટતા વપરાસમાં લ્યો (૩) સઘળું તેની લાયક જગાએ ...

**સ્વપનાની તાસીર,**

ઉંઘમાં સ્વપનાની હાલતની તરેહ તરેહની સમ... અપાય છે. તે ખરી હશે પરંતુ તે બહુજ અધુરી અને તરછી છે. નીચલો સત્તાધારી બનાવ છે જે ઉપરથી ... ણને કાંઈ વધુ ઉંડાણમાં જવાની ફરજ પડે છે. ૧૯૧... સાલમાં હાલના નામદાર ઝારીનાએ સ્વપનો જોયો કે ... શખ્સ કહે છે, "હું છેક સાઈબીરયા વેરથી તમો... દારની વરસગાંઠ જોવા આવ્યો અને તમારા ઘોડેસ્વારોએ મારી નાખ્યો." બીજેજ દિવસે ખબર મલી કે એક હુલ્લડ લોકો અને ઘોડેસ્વારો વચ્ચે થયું હતું જેમાં લ... ૨૦૦૦ માણસો કપાઇ ગયાં હતાં. (મી૦ મા૦ મા...

# જુદી જુદી કોમના હિંદુસ્થાનના પ્રથમ બેરોનેટ્સ.



વંશપરંપરાનો જે ખેતાબ વિલાયત મધ્યે આપવામાં આવે છે, તેમાં પ્રથમ દરજ્જે ડયુકનો છે; પછી માર્કીસ: ને અર્લ; ચોથો વાઇકાઉન્ટ અને તે બાદ બેરનનો ખેતાબ આવે છે. આ ખેતાબો સાથે જાગીર રાખવી પડે છે આપણી તરફ જાગીર ધરાવનાર ઘણા લોકોને આને મળતા વંશપરંપરાના ખેતાબો મળ્યા છે. ઉદાહરણાર્થે:- ાજા, રાજા, નવૉબ, સરદાર વગેરે.

જાગીર સિવાયનો જે ઉચ્ચો ખેતાબ 'નાઇટસ' નો છે. તેમાં સૌથી પ્રથમ દરજ્જે બેરોનેટ પદનો આવે છે તે પણ વંશપરંપરાનો છે. આજ દિને આપણી તરફ જુદી જુદી કોમના પ્રથમ બેરોનેટ પદ પામનારાઓની નોંધ રજુ કરું છું.

જેકીસન લ. ડી. બારભાયા.

---

### સર જમશેદજી જીજીભાઇ.

દેશ પરદેશ વેપાર કરનાર પારસી, જે પ્રથમ બાટલીઓ તા હતા. વેપારમાં પૈસો મેળવી ઘણી મ્હોટી સખાવતો થી. હિંદુસ્થાનમાં સૌથી પહેલાં માન પામનારા પહેલા બૅરોનેટ.

### સર જેકબ ઇ. સાસુન.

બગદાદવાળા દેવીડ સાસુનના વડીલ પુત્ર વિલાયત વસી લગભગ આખી દુનિયામાં વ્યાપાર ચલાવનાર દે જેને મુંબઇમા સાયન્સની કૉલેજ સ્થાપી છે. પ્રથમ રીયન યાહુદી બેરોનેટ.

### ૩. સર કરીમભાઇ ઇબ્રાહીમ.

કચ્છવાલા વહાણવટી ઇબ્રાહીમ પબાનીના પુત્ર મુંબઇમાં ઘણી મીલો ઉભી કરનાર અને દેશ પરદેશ વ્યાપાર ચલાવનાર ખોજા ગૃહસ્થ અને પહેલા મહોમેડન બૅરોનેટ.

### ૪. ધી ઑન. સરદાર ચીનુભાઈ મા. રણછોડલાલ.

અમદાવાદમાં પ્રથમ મીલ સ્થાપનાર રા૦ બા૦ રણછોડલાલના પૌત્ર જેની મહોટી સખાવતોને લીધે પ્રથમ સી. આઇ. ઇ પછી સર નાઇટ અને આખરે બેરોનેટ બનાવવામાં આવ્યા છે. આવુ ઉચુ માન પામનાર પહેલા નાગર અને પ્રથમ આર્ય.





સર જમશેદજી જીજીભાઇ.
પહેલા પારસી બેરોનેટ.



સર જેકબ ઇ. સાસુન.
પહેલા યાહુદી બેરોનેટ.





સર કરીમભાઇ ઇબ્રાહિમ.
પહેલા મહોમેદન બેરોનેટ.



સર ચીનુભાઇ મા. રણછોડલાલ.
પહેલા હિંદુ બેરોનેટ.

ડી હતે, મરનારે એ માટેની યોજના નકી કરી હતી; રંતુ બીજી અનેક યોજનાઓ સાથે એ હોસ્પીટલની યોજના હ્ તુરત તો મુલતવી રહી છે; જે કમનસીબીની વાત ; આ નાની હોસ્પીટલમાં બિમારોની સારવાર સદનની ીઆજ કરે છે એ ખુશી થવા-જોગ છે. સદનનાં રાહત ાપનારાં ખાતાંઓ, આશ્રમો, દવાખાનું અને હોસ્પીટલની ક મુલાકાત લઇ, હવે સદનના ઉદ્યોગી અને ઉપયોગી ાતાંઓ તરફ નજર કરીશું:—

**રાંધણ કળા** જે દરેક સ્ત્રીને જાણવાની જરૂર છે; સંસારમાં સગવડ આપનારી, અને ખરચમાં ઉગારો નારી છે; જે સ્ત્રીનો પોતાનો ખાસ હુનર છે; અને તે હિંદુ સ્ત્રીઓ હજી પણ શ્રૃંગાર લેખે ગણે છે, તે ાથી ઉંચા પકવાનો બનાવવાની તાલીમ આપણાં પરો- ારી બાનું શીરીનબાઇ કામા આપે છે; અને ૨૧ બાનુઓ ા હાલમાં લાભ લે છે. જાત જાતની પેસ્ત્રીઓ અને મ કિસમના પકવાનો માટે આજે ચાલુ માગણીઓ ખીનો તરફથી થાય છે; અને એવી પેસ્ત્રી અને પકનનાં વેચાણથી કમાઇ કરી શકાય છે. જેઓને ખુદાએ યું હોય, તેઓ પોતાનાઓને ખિલાવી ખુશી કરી શકે, ઓને જીંદગી ગુજરવાની મુશ્કેલી હોય, તેઓ આ હુન- ેા ગુજારો કરી શકે. રાંધણ કળા જેવા જાણવા અને જમાવવા પછી, એક સ્ત્રીનું બીજુ કામ તે:—

**સીવવા, વેતરવા, ભરવાની તાલીમ** લેવાનું આ માટે જુદા જુદા વર્ગો ચલાવવામાં આવે છે. આશરે . બાનુઓ એ વર્ગોનો લાભ લે છે. તેઓને વેતરવાનું, વવાનું, ભરવાનું, સાંચામાં મોજાં ગુંથવાનું, કસબ કામ વાનું, સાદું અને સુંદર કામનું શિક્ષણ મિસ કેપટન ા મિસ અવારયા આપે છે, જેઓ આ વર્ગો બહુ ઉમં- ગે ચલાવે છે. પણ રાંધવા અને સીવવા સાથેજ સ્ત્રીની ર્ પૂર્ણ થતી નથી. પરંતુ અકસમાત યા અચણચ બિમારી ાં શું ઉપાયો લેવા તે પણ જાણવું જરૂરી છે. એ માટે નમાં:—

**એમબ્યુલન્સ કલાસ** ચલાવવામાં આવે છે, છોકરીઓ હાજરી આપે છે, તે ખુશીની વાત ...ગી તેના ઘર સંસારને તપાસવાની અને ...ની છે. સંસાર પડ્યો, એટલે કોઇને અક- સ્માત થવાની, કોઇને ઇજા થવાની, કોઇને એકાએક બિમારી લાગુ પડવાની વાતો અને બનાવો તો સાધારણ હોય છે; તે વેળાં શું કરવું, શું ઉપાયો લેવા, કેમ લેવા, અને ડાકટર આવે ત્યાં વેર તેને કેમ રાહત આપવી, યા તેનું દુખ વધતું કેમ અટકાવવું, તેનું પણ ઉપયોગી જ્ઞાન ડા. મિસ. ખરેઘાટ અને મીસીસ પંથકી અચ્છી રીતે આપે છે. હવે જેઓને બિમારોની માવજત કરવાની, તેઓને રાહત આપવાની, અને તેમ કરી પોતાનું ગુજરાન કરવાની ઇચ્છા હોય છે તેઓને:—

**નર્સિંગની તાલીમ** આપવાની ગોઠવણ કરવામાં આવે છે; અને તેઓને નર્સિંગ અને મીડવાઇફરી શીખવા માટે હોસ્પીટલોમાં મોકલવામાં આવે છે; જ્યાં તેઓના અભ્યાસો માટે ડાકટરોએ સારાં મતો ઉચાર્યા છે, તે માટે સદનને સંતોષ ઉપજે એ કેવળ સ્વભાવિક છે. હવે જેઓને ભાષા શીખવાની ખુશી હોય, તેઓ માટે:—

**ભાષાની કેળવણીના** વર્ગો ચલાવવામાં આવે છે, જ્યાં ગુજરાતિ, મરાઠી અને અંગ્રેજીના ચડ ઉતર શિક્ષણ આપવામાં આવે છે. આ વર્ગોનો લાભ ૫૨ છોકરીએ અને સ્ત્રીઓ લેછે. જેઓને ચિત્ર કળાનો શોખ હોય છે, તેઓને માટે:—

**ડ્રાઇંગ કલાસ** ખોલવામાં આવ્યો છે, જ્યાં ૩૧ છોકરીઓ ભેગી મળે છે; અને મિસ બારપાની બાહેંશી હેઠલ ત્રણે ગ્રેડની પરિક્ષાઓ માટે તૈયાર થાય છે. સ્ત્રી સામાન્ય કેળવણીમાં:—

**સંગિતનું શિક્ષણ** અગત્યની જગ્યા રોકે છે. સંસારની અનેક અપચીરતો વચ્ચે પોતાનાં પ્યારાંઓને ઘડી રિજવવાંને, અને તે સાથે જગતના બાપની મહેર બક્ષેશોની યાદ આભાર સાથે કરવાને, જેઓ આતુર હોય છે, તેઓને સંગિતનું શિક્ષણ આંપવાને એક અપંગ હિંદુ હાજર રહે છે, જેઓ પોતાની સુંદર કળાથી અચ્છું શિક્ષણ આપતા કેહવાય છે.

**ઉદ્યોગ અને ઉપયોગ.** આ રીતે સદનના ઉદ્યોગી ખાતાંઓની ઉડતી મુલાકાતમાં આપણે જે જોયું છે, તે એ છે કે, સ્ત્રીઓને પોતાની બુધ્ધિ, શક્તિ અને સામાન્ય પ્રકૃતિ પ્રમાણેનું વ્યહવારૂ અને ઉપયોગી આપવામાં આવે છે; જેથી તેઓને જાતે મેહનત

# દુખ ક્યાં છે? સુખ હ્યાંજ છે!

લખનાર:— મી. મેહેરજીભાઇ માણેકજી રતુરા.

માણુસ જાતને માથે દુઃખ હાલમાં છે તે કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી. ગરીબ આંધળાં પાંગળાં માણુસો ટળવળી ટળવળી મરે છે, તે દુઃખ આપણી આંખો આગળ હરપળે હોય છે: ગરીબ બીચારાં ભીખારી જનો તાપતડકામાં રીબાઈ અને ભુખમરાથી પીડાઇ દિવસો ગાળે છે, તે દુઃખ પણ આપણે હરપળે જોઇએ છીએ; ધનવાન લોકો પણ] કાંઇ શરીરની કે મનની પીડાઓથી અત્યંત શોકમાં રહે છે, તે દુઃખ પણ આપણે હારહાર જોઇએ છીએ; વળી મહાન છત્રપતિ મહારાજાઓ પણ મુંઅવણ, કે મુંઝવણના રાત દિવસના ભોગ થઇ પડે છે, જે દુઃખથી પણ આપણે અજાણ નથી. આ પ્રમાણે આ જગતમાં અનેક દુખો અનેક માણુસને વિવિધ રીતે પીડે છે. જ્યારે આપણા ઉપર કાંઇ દુઃખ સહન નહી થઇ શકે તેવાં પ્રમાણુમાં આવી પડે છે, અને જગતમાં બીજાં લોકોને પણ દુઃખ પામતાં જોઇએ છીએ ત્યારે સાધારણ રીતે આપણા મનમાં એવો વિચાર આવે છે કે **જગતમાં સુખ નથી.** પણ આ વિચાર મોટો ભૂલ ભરેલો છે, કેમકે, **દુઃખ જગતમાં નથી પણ દુઃખ આપણામાં એટલે માણુસમાં છે.** દાખલા તરીકે, ગરીબ માણસના ઘરમાં કદાચ દીવાનું ભાગેલું કોડીયું તેની કંગાલ ઝુંપડીને પ્રકાશીત કરવા નથી હોતું, પણ જગતમાં તો દીવ્ય અને દીપ્યમાન સૂર્ય અને ચંદ્ર બે દીવાઓ સદા માટે ઝળકી રહેલા છે; આંધળાં પાંગળાં માણુસો શરીરની વ્યાધિઓથી પીડાય છે; પણ જગતમાં તો સરોવર તીરે, નવગડે, અનેક રમ્ય સ્થળે આરોગ્યતાના પ્રવાહો સદા ચાલુ રહેલા છે; ગરીબ વર્ગને ધન ભલે નહી હોય, પણ જગતમાં તો સોના રૂપાની ખાણો હાર હાર ભરેલી છે. આ પ્રમાણે જોતાં જગતમાં તો કાંઇ દુઃખ દેખાતુંજ નથી અને જે દુઃખ આપણે જોઇએ છીએ તે આપણામાંજ એટલે માણુસમાંજ છે, જો આપણે આટલું કબુલ કરીએ કે દુઃખ માણુસમાંજ તો વધુ વિચાર કરતાં આપણુને માલમ પડે છે કે એ દુઃખ **આપણામાં છે તો એ આપણું** પોતાનું હોવું જોઇએ, **એટલે એ દુઃખ આપણે એટલે માણસે પોતે પોતાના માટે ઉભું કરેલું હોવું જોઇએ.** કેમકે, આ જગતમાં આપણે આ એ અચળ નિયમ નિરખીયે છીએ કે ગુલાબ વાવ્યો તો ગુલાબજ ઉગશે, અને બુવેરના બીનું રોપણ કરીયે તો કંટક ભરેલું વૃક્ષજ પ્રાપ્ત થશે. માટે જો માણસને દુઃખ હોય છે તો તેનું પ્રથમનું વાવેલું કાંઇ અનિષ્ટ તત્વ દુઃખરૂપે ફળ રૂપે ઉગી નીકલ્યું છે. અને પ્રથમનું અનિષ્ટ તત્વ તે માત્ર દુષ્ટ કૃત્યજ છે. અને, આ ઠેકાણે માણુસ જાતે ખાસ લક્ષમાં રાખવાનું છે કે જો તેને દુઃખમાથી મુક્ત રહેવું હોય તો માત્ર એકજ માર્ગ છે, અને તે એ છે: દુષ્ટ કૃત્યો વાવવાં નહી. કેમકે, જેમ કોઇ એક વાછરડું હજારો ગાયોમાંથી તેની પોતાની માતાને પળમાં શોધી કહાડી તેનાંજ સ્તનમાંથી પય પાન કરે છે અને બીજી કોઇ ગાયને જઇને પય પાન માટે વળગતું નથી; જેમ અનેક રૂતુ આવવે તે તે રૂતોનાં ફૂળ પાનો આપોઆપ પ્રગટ નીકળે છે; તેમ દુષ્ટ કૃત્યોનું ફળ જે દુઃખ છે તે દુષ્ટ કૃત્ય કરનારનેજ ચોકસ પકડી પાડવાનું અને તેના દુઃખ ચોકસ વખતે તેના ઉપર આવી પડવાનું. આ રીતે આપણે દુષ્ટ કૃત્યોની આપણા ઉપર સત્તા જોઇને આપણે ત્રાસ પામીશું, પણ આપણે ત્રાસ પામવાનું કાંઇ કારણુ નથી, કેમકે આપણે સ્પસ્ટ જોઇએ છીએ કે કાંઇ દુષ્ટ કૃત્ય આપણે કરશું નહીતો તેનાં પરીણામે કાંઇ દુઃખ આપણુને પકડી પાડવાનું નથી કે આપણુને ઘેરી વળવાનું નથી. હવે દુઃખ એ મનુષ્યનાં પોતાનાં દુષ્ટ કૃત્યનું ફળ છે તો આપણે જોઇ શકીએ છીએ કે પ્રથમ કરેલાં દુષ્ટ કૃત્યોનાં ફળ રૂપે દુખ આવી પડયાં તે તો કાંઇ આપણુને મુકવાનાં નથી અને તેમાંથી મુક્ત થવાનો તો રસ્તો એટલોજ છે સહનતાથીજ, સબુરીથી, અને સારા દિવસની આશા રાખી તે ખમવાં અને અકળાવું નહી. કેટલીક વખતે માણસ ઉપર એટલાં દુઃખો આવી પડેલાં હોય છે કે તે સહન કરવાં માણુસ જાત માટે અશક્ય છે, એમ આપણે

...ધારોકે. એક બીચારી બાર વરસની બાળકી આ તેણીની ...ની ઉમરમાંજ વૈધવ્ય પ્રાપ્ત કરે, અને તેણીના ધર્મ ...માણે તેણીથી પુનર્લગ્ન થાય નહી, તો તેણીના આ ભવ ...ટે તેણીનું દુઃખ માણસ જાતથી સહન નહી થઇ શકે ...વુંજ છે; જન્મથી આંધળા અવતરેલા મનુષ્યનું દુઃખ પણ ...વુંજ અસહ્ય માણસ માટે છે. પણ એવાં દુઃખો સમયે ...ાણસ જાતે યાદ રાખવાનું છે કે જો કે આ ભવમાં ...તની ઘડી સુધી એ દુઃખોમાંથી મુક્ત થવાતું નથી, ...પણ બીજા ભવોમાં તો એ દુઃખોમાંથી મુક્તી છેજ, તો ...ા ભવ જેનું લાંબામાં લાંબુ આયુષ્ય ૧૦૦ વરસનું છે. ...ને બીજા ભવોનું આયુષ્ય અસંખ્ય વરસોનું છે, તે ...ા ભવને આખા ચોવીસ કલાકના દિવસના એક પળનો ...ણુ ત્ર્યાંશ ભાગ કહી શકાય, તો પછી આ અવતારમાં ...ાણા ભવનાં દુઃખને એકંદરે માત્ર એક ઘણાજ ટુંક ...ળનું રૂપ ગણી, મનમાં ધિરજ રાખવી અને જન્મ દેનાર ...રમાત્મા ઉપર તેની સહાયતા માટે ભરસો રાખવો, તો ...ાવાં અસહ્ય દુઃખો માણસથી સહેલાઇથી તેમજ ...ડી વેદના વિના સહન થઇ જશે. વળી, કેટલીક વખતે ...ાણસો કહે છે અમે તો સુકૃત્યો ઘણાં કરીએ છીએ પણ ...નાં ફળ રૂપે કાંઇ સુખ અમને મલતું નથી, તો તે લોકોએ ...નમાં આ સમજ લેવી કે જે સુખ તેઓ ઇચ્છે છે તે ...ખ માટે તેમનાં આ ભવનાં સુકૃત્યો પુરતાં નથી. એક ...ગાલનાં ઘરમાં છાણ માટીની લીપેલી ભોંય હોય તો કાંઇ ...રંવાર વાળવાથી તે આરસપહાણ પથ્થરની શોભીતી કદી ...થવાની? જેની ઝુંપડી આગળ માત્ર એક નાનકડી ...ઇ છે તો તે શું તે કોઇ દિવસ કહી શકાશે કે મારી ...નકડી કુઇ આગળ સરોવર તીર સમાન શાંતા કેમ નીક...તી નથી? વળી, કેટલાંક સુકૃત્યોનું ફળ તેના નિયમીત વખતે મળે છે. આજે આંબો વાવ્યે તો કાલે તે ઉગી નીકળવાનો નથી પણ તેની રૂતુ આવતાંજ તેના ઉપર અમૃત ફળ આવશે આ રીતે માણસનાં સુકૃત્યોનું ફળ અમુક સુખ માટે પુરતું નહી હોય તો વિશેષ સુકૃત્યોની જરૂર છે, તેમજ તે સુખ રૂપી ફળ માટે તેના નિર્માણ થએલા વખત માટે વાટ જોવાની જરૂર છે પણ એટલું તો માણસે જરૂર યાદ રાખવું કે સુકૃત્યનું ફળ તેના પ્રમાણમાં તેના નિર્માણ થએલા વખતે જરૂર માણસને મળશે અને મળશે ત્યારે આપણે આટલી હકીકત મનમાં સારી રીતે સ્થાપીશું કે દુઃખ એ કાંઇ જગતમાં નથી, અને આપણામાંજ છે. અને આપણે દુઃખમાંથી સદા માટે મુક્ત થઇ સદા સુખમાંજ મહાલવું હોય તો સદાં સુકૃત્યોમાં રહેવું એજ માર્ગ છે. આ પ્રમાણે વર્તતાં માણસ જોશે કે સુખ તેને અનેક ઠેકાણેથી આવી મળે છે, અને જે સુખ તેને આવી મળે છે તે તેનાં સુકૃત્યોનું ફળજ છે. સુકૃત્યોથી સુખ માણસને આવી મળે છે, તેથી માણસ જાતે એવો ગર્વ કરવાનો નથી કે સુખ ઉપર મારો હક છે અને મારાં સુકૃત્યથી મેં તે ઉપાર્જીત કરેલું છે. માણસે યાદ રાખવાનું છે કે સુકૃત્યના ફળ રૂપે સુખ માણસને મલે છે તેનું કારણ માત્ર એટલુંજ છે કે તોલી તોલીને સુખ દેનાર દાતાર શ્રી પરમાત્મા આ વિશ્વમાં સર્વ સ્થળે ન્યાયનું ત્રાજવું લઇ બેઠેલો છે; અને જો સુખના દાતાર પરમાત્મા સુખ દેવા બેઠેલા નહી હોત તો કોઇ સુકૃત્યોમાંથી પણ એક પણ સુખ માણસ જાતને મળી શકતેજ નહી. માટે, મનુષ્ય દુઃકૃત્યો કરતાં બંધ થશે અને સુકૃત્યોમાં પ્રવૃત રહેશે તો શ્રી હરી તરફથી તેમનામાં રૂંવેરૂંવે સુખજ વ્યાપી રહેશે, અને જગતમાં જે કાંઇ સુખનાં સાધનો છે તે વળી મનુષ્યમાં પોતામાં વ્યાપી રહેલા સુખમાં વધારો કરશે.

---

**પવિત્રાઇની હારમાળાઃ**" તમારા યકીનમાં સદગુણ, ...દગુણમાં જ્ઞાન; જ્ઞાનમાં મિતાહારપણું; મિતાહારપણામાં ...ધીરજ; ધીરજમાં પવિત્રાઇ; પવિત્રાઇમાં ભાઇબંધ; અને ...ભાઇબંધમાં સખાવતનો સમાવેસ કરો. ત્યારેજ તું પવિત્ર માહેતી મેળવશે. " (St. Peter ch.1-5-8)

**સુલેહની સરત.**

" ઓ હાફેજ, અગરજો તું ખુદાનો મેળાપ ચાહતો હોય તો દરેકની સાથે સુલેહથી કામ લે; મુસલમાન સાથ અલ્લાહ અલ્લાહ કર અને બ્રાહ્મણ સાથ રામ."

# અવસ્તાનો પરોદર્શ નામનો મરઘો અને ઉદ્યોગ વિષે મલતું ફરમાન.

લખનારઃ—મી૦ અરદેશર ખ. વેસાવેવાલા, બી. એ.




આપણા અસલી ન્યાગાનોમાં જે જનાવરો તેમજ પક્ષીઓ માણસને ઉપયોગી હોય છે તેઓને વખાણવામાં આવે છે અને તેઓને પવીત્ર ગણવામાં આવે છે. એવું એક પક્ષી પરોદર્શ મરઘો છે એને સવારની સુખસાંતી ફેલાવનાર (Harbinger of morn) કહેલો છે. અસલી યુનાનીઓ એને સુર્યનું પવીત્ર પક્ષી ધારેછે. એનું વાસવું જાણે એ સવારની સલામ ગણાતી હતી Shakespeare પોતાની Richard III માં એને માટે કહે છે કે :—

"The early village cock"
Hath twice done salutation to the morn.

એ પક્ષીને પરશીયા યાને ઇરાની પક્ષી કહેતા હતા અને એને માટે કહે છે કે એને એશીયાથી ગ્રીસમાં અને ઇરાનથી યુરોપ તરફ લઇ જવામાં આવ્યું હતું. આપણા ન્યાગાનોમાં ગાય, કુતરો, અને મરઘો એ ત્રણે ઘણા પવિત્ર જાનવરો ગણાતા હતા. વંદીદાદની ૧૮ મી પરગરદમાં અશોજરથોસ્ત અસોઅહુરમજદને સવાલ કરે છે કે ઓ અશોઅહુરમજદ અશોસરોશયજદના હોકમો પ્રમાણે ચાલનાર કોણ છે? સરોશ યજદનું કામ અહુરમજદના હોકમો માણસ જાતને જાહેર કરવાનું છે, અને તેવા માણસનું સરોશયજદ આખો દહાડો રક્ષણ કરે છે. ત્યારે અહુરમજદે જવાબ આપ્યો કે "ઓ જરથોસ્ત મરઘો જેને સાધારણ રીતે લોકો કહકંતાસ કહે છે અને જેનું ખરૂ નામ પરોદર્શ છે તે અશો સરોશયજદના ફરમાન પ્રમાણે ચાલનાર છે. મરઘા માટે અવસ્તા બોલ પરોદર્શ છે જેનો અર્થ 'પર' એટલે આગમજથી અને "દર્શ" એટલે જોનાર યાને આગમજથી જોનાર એવો થાય છે. સુર્યની રોશની આપણુ સર્વ જોઇએ તેની આગમજથી તેને આવી પહોંછતી જાણી મરઘો વાસે છે અને પોકાર કરે છે તેથી એને પરોદર્શ કહે છે. મરઘો પરોદર્શ નીચે પ્રમાણે પોકાર કરી માણસોને બીદાર કરે છે કે "ઓ માણસો બીદાર થાઓ. સર્વથી સરસ અશોઇની સ્તુતી કરો અને દેવોનો તુચ્છક કરો તે લાંબા હાથવાળા બુષ્યાંસ્ત તમારી પર ધસી આ છે તે સઘળી હાડમંદ દુન્યાને બામદાદને વખતે જાગ થતાંને વાર ઉંઘમાં નાંખે છે. તમે આદમીઓ! લાંબા વખ સુધી સુઇ રહેવું તમોને લાયક નથી, ઉપલા ફ રાની મતલબ આ છે કે હોરમજદ કહે છે કે સરે યજદને મેં માણસોના રવાનની પાસબાની કરવાનું ક સોપ્યું છે. મરઘો બામદાદે પોકાર કરી માણસોને બીદ કરે છે કે તેઓ સવારે સકાળે ઉઠી કામકાજે લાગી પોત ઉદ્યોગે વળગી તને અને મને સુખી થાય અને પોત રવાનની ચડતી કરે. વળી મરઘો બીદાર કરી માણસોને ય દેવાડે છે કે તેઓએ ભલાવીચાર ભલાવચન અને ભલાકા અખત્યાર કરવા અને ભુંડાવીચાર ભુંડાવચન અને ભુંડાકામે છોડી દેવા. હાદોખ્ત નુશક પ્રમાણે આલસાઇના દેવ બુષ્પાં અને ઉદ્યોગનું ભાન આપનાર મરઘા વચ્ચે જાણે હરી છે. જ્યારે મરઘો પોકાર કરી માણસોને હુંશીયાર કરે ત્યારે આલસાઇનો દેવ પોકાર કરે છે કે ઓ માણસો ( સુઇ રહો હવે ઘરના ઘરધણી રાતના પહેલા પોહ બીજાને જવા આગમજ ઘરના આતશને મેળવે છે એ રાખથી ઢાંકે છે કે તે સહવારે પાછો રોશણ કરે. આ એક રીતે તેને ઉપયોગી અને ચપળ થવાને તાકીદ ક કે" ઓ ઘરધણી મારી મદદ માટે તું બીદાર થા, ક પહેર, તારા હાથો ધો, લાકડા શોધ, અને મારી અ આવ. દેવનો પેદા કીધેલો આઝીશ દેવ મારી જીંદગી હુમલો કરવા આવે તે આગમજ ધોએલા હાથે સાફ કી કાડીઓમાંની કાડીથી તું મને રોશન કર. એ મુજબ ચેતી બીદારીના સખુનો મરઘો તેમજ આતશ ધ કામ કરનારાઓને અને ઘર બહાર ખેડુતોને પણ કહે એમ મરઘાના પોકારથી બીદાર થતાં સુતેલાઓ એક બીદાર કરે છે કે " ઉઠ નવો દહાડો શરૂ થયો જે વહેલો ઉઠે અને કામકાજે લાગે તે જલદીથી બેહેર જશે, અને જેઓ એમ ઉદ્યોગે લાગે છે તેને ઘરનો અ નીચલી દુઆ દે છે "તારે ત્યાં ગાય ઘોડાપદોની

ને, હીમતવાન બેટાઓની વૃદ્ધી હોજો, તારૂં મન ચપળી
, તારી જીંદગી આલાક રહેજો જેટલી રાત તું જીવે
ી રાત ખુશાલી ભરેલી જીંદગી સાથ જીવજે. આ
ગા ઉપલી વાતચીત ઉપરથી આપણે નીચલો સાર
ચીએ છીએ ૧) આપણે વખતનો સારો ઉપયોગ કરવો
જોએ અને જે તકો મળતી હોય તેનો સારો ઉપયોગ
લેવો તે તકો ફોકટમાં જવા દેવી નહી. ૨) આપણા
ખા દહાડાના કામકાજમાં ઘરમાંહે તેમજ ઘરની બહાર
ત હુમત હુવરશત આપણા કામકાજમાં અખત્યાર કરવાં
એવા પ્રમાણીક ઉપયોગથી દાદાર અહુરમજદ ખુશ થાય
તેના ફરમાનો પોહોચાડનાર સરોશયજદ ખુશ થાય છે,
પણા ઘરનો આતશ ખુશ થાય છે અને આપણને તન
ની દરૂસ્તી ગાય ગોસપંદ અને બેટાઓની વૃદ્ધી બક્ષે
૪) એવો રૂડો ઉપયોગ આપણી હાલત ચહડતી કરે
એથી ઉલટું અપ્રમાણીક, આલસાઇ આપણી હાલત
ખ કરે છે.

આ ઉપલી બાબદો આપણને પેલી કહેતી ખરી
છે કે:—

Early to bed and early to rise
Makes a man healthy, wealthy and wise.'

વળી આગળ જતાં અશો અહુરમજદ જરથોસ્તને
છે કે "ઓ સ્પીતમાન જરથોસ્ત જો કોઇ ધણી
જ ભલા ધણીને આશીર્વાદ તરીકે પ્રમાણીક ઉદ્યોગનું
આપનાર મરઘાનું એક જોડકુ ભેટ આપે તો તે
તે ધણીને આશીર્વાદમાં એક મોટા મહેલ જેવું ઘર
આપ્યું હોય તેટલો સવાબ લાગે." આ છેલ્લા વાક્ય
મતલબ એ છે કે કોઇ ભલા ગરીબને આપતી દોલત
ઘરબાર આપવું તેના કરતાં તેને કોઇ એક સાધન
પાડવું જેથી તે બોધ લઇ તાકીદે ઉદ્યોગ કરી આપ
પોતાનું ગુજરાન કરી આગલ વધે તો તે વધારે સારૂં.
વખતે મરઘો કવખતે પણ પોકારે છે, તેને કેટલાકો
નીશાની ધારે છે. સદર કેતાબ કહે છે કે તેને બુરી
ની નહી ધારવી અને તેને અપસુકન નહી કહેવા પણ
એક જાતની ચેતવણી છે જે માણસે બીદાર રહેવું
બુરી અસરોથી સાવચેતીમાં રહેવું. તે ચોપડી કહે
કે મરઘો કોઇ નજીક આવતી આફત થાય છે તેથી તે
કવખતે વાસે છે. વળી મરઘા વિષેની એક વાર્તા આપણને
મીરખોંડ તવારીખ નવેશ જણાવે છે કે "એક દહાડો
કયોમરસ શત્રુઓની શોધમાં નીકળ્યો. માર્ગમાં તેણે એક
સાપને મુરઘીને ડંખ મારતો દીઠો, પણ એક મરઘો તેની
સામો થઇ તે મુરઘીનો બચાવ કરતો હતો. આ ખેલ જોઇ
પાદશાહ કયોમરસ મરઘાની ચાલથી ખુશી થયો અને તેણે
સાપને મારી નાખ્યો. પછી થોડા દાણા પેલા મરઘાને
બોલાવી સાથે ખાધા પેલા મુરઘા વિષે કયોમરસનો ઉત્તમ
આપ્યાં જેણે તે એખલા ખાધા નહી પણ પેલી મુરઘીને
વીચાર આવ્યો, તેણે તેને સારા સગનવાલો માની લીધો ને
કહયું કે આ પક્ષી કદર અને સાબાસ બંને પાત્ર છે.
કહે છે કે જે ઘરમાં મરઘો હોય તે ઘરમાં દેવ દરૂજો
હોતા નથી.

Dr. Geiger પોતાની Civilization of the Eastern Iranians માં મરઘા વિષે નીચલો વિચાર જણાવે છે, 'Watchfulness and early rising are reputed a great virtue by the Mazda Worshippers. In it they were aided by the cock, which at early dawn awakens sleepers by his crowing. For this reason he is so highly praised and even held sacred in the Avesta." વળી એમ પણ કહેવાય છે કે મરઘાને વાસવાનું પહેલ વહેલું તેહેમુરસ્પ પાદશાહે શીખવ્યું હતું. તેહમુરસ્પને અવસ્તામાં તખ્મઉરૂપ કરી કહેતા હતા. વળી તેને દેવબંદ કરી કહયો છે તેનું કારણ એ કે તેણે બુરા માણસો તેમજ દુર્ગુણોનો નાશ કીધો હતો. વળી મરઘો પણ બુરી શકતીઓને નાશ કરનાર સાધન કહેવાય. વળી મરઘાના વસવાટથી બુરી શકતીઓ અને ભુત ડાકણ નાશ પામે છે તથા નાબુદ થઇ જાય છે. એ વિષે Shakespeare પોતાના Hamlet નાટકમાં નીચે મુજબ કહે છે:—

HORATIO— "I have heard
The cock, that is the trumpet to the morn
Doth with his lofty and shrill-sounding throat
Awake the God of day, and at his warning
Whether in sea or fire in earth or air
The extravagant and erring spirit hies
To his confine.

MARCELLUS—
It faded on the crowing of the cock
This bird of dawning singeth all night long
And then, they say no spirit dares stir abroad,
The nights are wholesome, then no planets strike
No fairy takes nor with hath power to charm
So hallowd and so gracious is the time."

# અધિપતિઓની અકળામણ.

## બે સખીઓ વચ્ચે સંવાદ.

લખનાર:—મિસ ભીખાઇજી લીં૦ પાલમકોટ.



વાલકેશ્વરના એક સુંદર મકાનનાં કુશાદે સણગારેલા દિવાનખાનામાં બચુબાઇ બરજોરજી બનાજી પોતાની એક સખી સુનાબાઇ સોરાબજી સંતોકની રાહ જોતી બેઠી હતી. તેણી પોતાની હમેશની ઢબ મુજબ ફેશનમાં અથાઈ ગઇ હતી. અને જાણે કોઇ મોટા મેળવડા યા લગ્નની મીજલસમાં જવાની હોય, તેમ કિમતી ખર્ચાળુ પોશાક સાથે હીરા મોતીના ઝવેરાત પેહરીને પોતાનો ભપકો દેખાડવા, તેમજ ગરીબ પણ સાદી સુનાઇને ઝાંખી નાખવા અને પોતાથી ઉતરતી દેખાડવા માટે આટલો બધો ભપકો કીધો હતો. તેણીના ભેજાંમાં બનાજી ખાનદાનની જબરી રાઇ ભરાયલી હતી. અને બનાજી અટક શિવાયનાં સઘળાંને ઉતરતાં ખાનદાનની ગણતી હતી; વારંવાર સગાં-સ્નેહીઓ આગળ પોતાના વડવાઓની જાહોજલાલીની વાત સહરાગત કરીને કરતી હતી. અને જેમ નોરતાંવાલીઓ ગરબો ગાતી વખતે વચ્ચે તોપકો મૂકે, તેમ દરેક વાતમાં પોતાની ખાલી મગરૂરી દેખાડતી વખતે વચમાં ખાનદાનને લાવી મૂકતી, છાપામાં કોઇ બીજાં ખાનદાનની ખુબી ગવાતી તો નાકનું ટીચકું ચહાવીને અધિપતિઓને ખારી માછલી માફક વીંછરી નાખતી. આજે તેવીજ કોઇ બાબત છાપામાં વાંચેલી હોવાથી અને કેળવણીનાં સંબંધમાં એક જાણીતાં કુટુંબની કેળવાયલી કુંવારીકાની કીર્તિની તારીફ સાંભળીને બચુબાઇનો મિજાજ બરખેવાફ થયો હતો! તેથી પોતાની સખી સુનાઇ સંતોકને ટેલીફોનથી બોલાવી છાપાના અધિપતિનાં અધિકાર પર તકરાર કરવા માગતી હતી.

અત્રે સુનાબાઈ સોરાબજી સંતોકની ઓળખ વાંચકવર્ગ સાથે કરાવવી ઠીક થઇ પડશે. સુનાબાઇ એક કેળવાયલા બાપની કેળવાયલી દીકરી હતી. તેણીને બાપ તરફથી વિદ્વતાનો વારસો મળ્યો હતો અને માતા તરફથી સાદાઇ, નમ્રતા અને સહનશીળતાના ગુણો તેણીમાં ઉત[…] હતા. સુનાઇને સાહિત્ય તરફ કુદરતી શોખ હતો અ[…] નિશાળની કેળવણી સંપૂર્ણ થતાંજ તેણીએ વર્ત્તમાન-પ[…] અને ચોપાનિયાંઓમાં લખાણ કરવા પોતાની કલમ[…] રૂડો ઉપયોગ કરવા માડયો. રફતે રફતે તેણી એક જા[…] લેખક થઇ અને વર્ત્તમાન-પત્રો અને ચોપાનપાત્રાળા[…] તેણીનાં લખાણ માટે આગ્રહ કરતા અને આતુર રહેત[…] બચાઈ બનાજી તેથીજ સાદી પણ શિખેલી સુનાઇની દોસ[…] રાખતી હતી.

અી-જાતીની અણઘટતી વળણ પર સુનાઇની ક[…] લગાર સખ્ત હતી, અને જ્યારે પણ પોતાની જાતી વિ[…] લખવું પડે, ત્યારે એક પુરૂષને બાજુએ બેસાડે [...] હિમ્મતથી, છટાથી, અને દલીલથી લખાણ કરતી, કે લખાણની દલીલ ડાહ્યા અને સમજુ લેખકો પણ તે[…] શકતા નહિ હતા. કોઈ સમયે કેટલાક જાહેર લખનાર[…] કરતાં પણ તેણીનાં લખાણમાં જાહેર જુસ્સો, જાહેર હિ[…] વિશેષ જણાતાં હતાં; અને ખરી બીનાં સચ્ચાઇથી જ[…] કરવા માટે સાદી સુનાઇને પૈસાવાળાંઓ અને લાગ[…] વાળાંઓની ખફગીમાં ખેંચાવું પડતું; કેટલાંએ જી[…] સુનીની દુશ્મનાઇ કીધી હતી; કારણ કે જાહેર સેવા [...] પ્રજા-લાભની તરફેણના તેણીના લખાણો કેટ[…] ખાનગી જાહેર ખાતાંઓ અને મંડળોનાં સુકાનીઓની મરજી [...] મતલબ ખુલ્લી કરતાં, તેમજ તેઓની આપ ખુદીને ઉ[…] પાડી આપતાં. તે સમયે એક જાહેર લેખકની પવિત્ર ફ[…] તેઓ ભુલી જતાં, જેથી બાપડી સુનાઇને ખમવું [...] હતું; પણ તેથી તેઓની નબળાઇ અને કમ અક્કલ [...] અફસોસ કરવાની સ્વાણી સુનાઈને સહેજ પણ દરક[…] અવકાશ નહિ હતો. તેણી પોતાની પવિત્ર ફરજ એક [...] લેખક તરિકેની બજાવતી અને બોલતી કે " મને જો[…]

પની વિરૂદ્ધ પણ વાજબી રીતે પ્રજા લાભ માટે લખવું ડે તો હું લખું." આવો તેણીનો જાહેર જુસ્સો જોઈ લા ભલા લખનારાઓ દંગ થઇ જતા. વાંચક-વર્ગ-સાથની ટલી ઓળખ સાદી સુનાઈ માટે બસ છે. હવે આપણે ગળ વધીએ.

બચુબાઇ બનાજીએ પોતાની મોટરકાર સુનાઇને લેવા કલી હતી, તેમાં તેણી સાંજે ચાર વાગે જઇ પહોંચી.

બચાઇ—"સુનાઇ તું આવી કે? ચાલ, સારૂં થયું." ઇને ભેટતાં બચાઇ બોલી.

સુનાઇ—"કેમ શું છે? મને કાંય તલીફીન કરીને લાવી?"

બચાઇ—"આજનું 'ઝાડઝુડ' વાંચ્યું કે? પેલી બાનું મજોટની તારીફનાં બ્યુગલો ફૂંકાયાં છે. તે. જાણે હુશી- ઓજ છે ને ગામમાં બીજાં બધાં ઢોર છે."

સુનાઇ—"નહિ, મેં તેમાં નથી વાંચ્યું પણ જનાં 'ચટપટી'માં બાનું બામબોટની તારીફ છે . જોઉં, ઝાડઝુડ લાવની, તેમાં શું છે?" બચાઇએ નીજ ટેબલ પરથી તે હાજર કર્યું. (સુનાઈ ચે છે.)

"વાંચ્યું. તું શું કહેછ, બચાઇ? કંઇ દમ નથી. ચારીએ કંઇ મહેનત-જેહેમત ઉઠાવી હોશે, ત્યારે માં બે-ચાર બોલ લખ્યા છે, તેમાં તુને શું ખોટ ની છે? તું બી કંઇ કરી દેખાડની કે તારૂંબી નામ છાપે છપાય. તારો તો વખત બધો ડ્રેસમાં, ઝીટ"માં ને પાર્ટીઓમાંજ પૂરો થાય તેથી તુને જાહેર -પાન ને કીર્તી કયાંથી મળે? બધાંને મુલાકાતો આપી ધી, પાર્ટી આપીને પાર્ટીમાં ગયાં તેમાં કંઇ વસ્તુ એ બે પેપરની જગ્યાએ હું હોતું તો હું ઇ લખું. આપણી કોમમાં એવાં હુશીયાર હોય તેને તરી બાહેર લાવ્યે? ને કાંય નહી તેઓ વાસ્તે લખ્યે?" ઇએ પોતાની હમેશની જાહેર હીમ્મત દેખાડી.

બચાઇ—"સુનાઈ, એ રીવલાટ કયારથી કરતાં શીખી? સુથાર મીસ્ત્રી જેવાં જાહેરમાં આવે ને આપરે ખાનદાની માં બેરવે કે? એ મુઆંઓને ખાનદાન ને ખમીર શું.

સુનાઇ—"કોણે કહ્યું કે બાનું બામબોટ ખાનદાન વગરની છે? એના વડવાઓએ શું જહાજલાથી બોમ્બી છે, તેનો તુને કંઇ ખ્યાલ કે બાનથી છે? બધા વેપારીઓ ને શાહ સોદાગર હતા; એનો બાપ કેવો વિદ્વાન છે, તે તું જોતી નહી? એનામાં બધી એના મા-બાપની ખાસીએત છે, કોઇને વારસામાં પૈસાને બદલે હુશિયારી મળી હોય ને તે બાહેર આવે, તો તેમાં ખોટું શું છે? આપણે જાત-ભાઈ તરિકે ને જરથોસ્તી તરિકે ખુશ થવું જોઇએ કે આપણી કોમમાં પણ એવાં છે."

બચાઇ—"પણ બી. એ. ને એમ. એ. થયાં, તેમાં વાઘ શું માર્યો? ભરડી, ભરડીને ભેજાંનું દહીં કીધું, તો પૂછની કે બીફાનું ગોસ રાંધતાં આવરેછ કે? એમ-એ થઇને ભાગ્યે સો રૂપીઆણી કમાયતો."

સુનાઇ—"પણ બચાઇ, તુને એક સવાલ પૂછું, તું જ્યારે સ્કુલમાં જતી'તી ત્યારે તુને રાંધણીમાં જવાનો વખત મલતો'તો કે? તું આજે ઘેર બેઠેલી છે, તોબી તુને ચાવલમાં મીઠું કેટલું નાખવું તે આવરેછ કે? જોઉં જવાબ દેની. તું તો કહે છે કે મને કંઇબી કરતાં નથી આવડતું. હવે તું બધી વાત રહેવા દે ને મને કહે કે તેં મને શું કામ બોલાવી."

બચાઇ—"હજુર નહી સમજતી? આએ બાનુ બામબોટ વાસ્તે."

સુનાઇ—"તે તો જાણ્યું કે એને પુશકળ મહેનત-જેહમત કીધી ને જરા રતી તારીફ થઇછ. તેમાં શું થયું?"

બચાઇ—"તે પરતો બધાં કહે જે સુનાઇ 'જાહેર લેખક' છે. સાદી એક વાત નહી સમજતી. તું એક એવી બાબત પર લખાણ કર કે એની બધી તારીફ ને મહેનત પર પાણી ફરી વળે ને એને તેરી પાર, કે બધાં બી. એ. ને એમ. એ. થાય તેનાં કરતાં કંઇ હુનર હાંસલ કરે તો ફાયદો. કે કંઇ ધંધો કરે કે નર્સ થાય કે ડૉક્ટર થાય. બીજી બધીઓ બી. એ. એમ. એ. થઇને શું ઘોરેછ, કે એ ઘોરવાની છે, એમ ખુલ્લું જાહેરમાં લખ તું. તો કહેજે હું તો મારા બાપ સામેબી લખતું પડે તો લખું, તો જોઉં હવે તારી હીમત ને બહાદુરી."

બન્નેની વાતચીતની વચ્ચે ઘંટ વાગ્યો ને એક આયાં કાર્ડ લઇને દિવાનખાનામાં દાખલ થઇ. "મિસિસ આઇમાઇ ઝુમલાચોર." કાર્ડ વાંચીને બચાઇ ચમકીને બોલી "મરે એ ક્યાંથી ફુટી નિકળી. વરી કંઇ સખાવતને નામે રૂપીઆ ઓકાવવા આવી હોશે. એ બલાથી તો ભલા ભલા માટીડાઓ બાર ગાઉ દૂર નાહસેછ કે વરી એ બલા અમારાં બચ્ચાંના મુખમાથી કહાંથી લુટવા આવી. એ ભેજા ફાટેલી સાથે કોણ માથા-દુખણ કરશે." બચાઇ બોલી—"આવવા દે એને અંદર, જરા ચેરવશું ને છાપરે ચરાવશું તો મજાહ પરશે. ચહરાઉ તારીતું ધરીયું છે."

બચાઇએ આયાને હુકમ કીધો "આઇમાઇને બોલાવ."

આઇમાઇ ઝુમલાચોર દિવાનખાનામાં દાખલ થઇ, બચાઇ અને સુનાઇએ તેણીને આવકાર આપી બેસાડી.

બચાઇ—"કેમ આઇમાઇ કહાંથી આવ્યાં? કંઇ ઘણે લાંબે વખતે દેખાયાં."

આઇમાઇ—"અરે બોલીજ નાં, બચુમાઈ, મને કંઇ જંપછે. હું કંઇ બીજાં સાધારણ બૈરાંઓની માફક પરવારતી કે ઘેરમાં બેઠેલી છેઉં. આએ ગરીબોનું ને સખાવતનું કામ કરવાનું, તે કંઇ ઘેર બેસીને થાય? લોકોને ઘેરે ઘેર ને બંગલે બંગલે રખડવું પડે, સખાવતની ટીપમાં પંચ રૂપીઆ ભરાવતાં લોહીનું પાણી થાય, કોઇ કંઇ બોલે ને કોઇ કંઇ બબારે, ત્યારે નાકનું ટીચકું ચઢવી પાંચ પચ્ચીસ ભરી આપે. હવે એવી રખડપટી કરતાં મારો જીવ કંટાલી ગીયોછ, કેટલીક વખત તો માટીડાઓ ઘેરમાં હોયછ તોબી તે લોકને ઘેરનાં બૈરાં જુઠું બોલે કે ઘેરમા નથી. કોઇ કહેશે અમારાં બચ્ચાં છોકરાને ખવારીયે કે તમારાં ટીપણાનુંજ ભરતીયું ભરે, ને મને જોઇને તો હવે બધાં ચમકીજ જાયછ કે હું તો પૈસા ભરાવાજ આવીછ. તે દાહરે બિચારી એક ગરીબ બાઇને મેનેજનની જરૂર હતી તે ફરદુનજી ફાકામારને કેટલા ફુસલાવ્યા, ત્યારે એક સીસી અપાવી બીચારાં ગરીબોને અન—વસતર અપાવ્યે તે કેટલું પૂણ્યનું કામ છે? નહિ સુનાબાઇ?"

"જેનો પૈસો તેને પુન—રાંવે તેને ધુમાડો" સુનાઇએ અર્થ સૂચક જવાબ આપ્યો "તમે તમારા ખીસામાથી કાઢીને ગરીબોને આપો; તેજ પુનનું કામ કેર બે ચાર બોલ બોલીને લોકોને તમે શર નાંખીને નીચવો તો તેઓ કચવાઇને તમને બે પાંચ આપે ને મનમાં થોડી સેસ તમોને ભરે. સખાવત ક છે તે ખુશીથી, પોતાના મનથી, દરેક આદમીએ જોઇએ. તમે સખાવત કરવાની લોકોને ફરજ પાડો તે સખાવત નહિ કહેવાય. લોકો એવાં ખબરદાર થય સખાવત ક્યાં કરવી ને ક્યારે કરવી તે બરાબર સ તે લોકોને તમારાં ભાષણની કે શીખામણની જરૂર તે લોકોનો પૈસો છે તે તેઓ પોતાની મરજીમાં અ ખાતાંમાં ભરે, જે ખાતાંમાં પૈસો આપવાની તે મરજી નહી હોય તેમાં તમે તેઓને ફરજ નહી પાડી તેથી કંઇ એમ નથી ઠરતું કે તેઓ દયા-ધર્મ વગરન

સુનાબાઇએ દલીલથી તકરાર કીધી.

બચાઇ—"પણ આઇમાઇ આજે તમે શું આયાંછ, તે તો જણાવો, તમે અમથાં તો કંઇ નહિ. વરી કંઇ રૂપિઆ ઓકાવવા આયાં હોશે. પ બધાની પાસે ઓકાવોછ તે તમોને કોઇ દાહડે "વ થાયછ કે? તમોએ કોઇ ફંડમાં એક રૂપીઓબી સુધી ભર્યો હોય એમ મેં સાંભળ્યું કે વાંચ્યું નથી."

આઇમાઇ—"પણ મારી પાસે શું બરયું બધાં ફંડમાં ભરૂં? હું તો આએ ગરીબો વાસ્તે કરી છુટું; મારી કંઇ એવી સ્થિતિ નથી."

સુનાઇ—"ત્યારે પહેલાં તમારીજ સ્થિતિ સુધારે" સુનાઇ વચ્ચે પુરાઇ. "નહિતો તમારોજ હાલ જેવો થશે."

બચાઇ—"સુનાઇ તું મુગી રહે. માય્ એ, અ તમે આજે શું કામ આયાંછ તે બોલોની, અમે બાહર જવાનાં છઇએ તેથી પુછી લેવુંછ."

આઇમાઇ—"જી, જોવોની, એક બીચારૂં કુટુંબ ૧૨ માણસનું છે, તેમાં આઠ છોકરીઓ લોકોને માટે જુનાં થોડાં વંપરાયલાં કપરાં મારે ઘેર આપજો. હું તે લોકોને વેંહચી આપશ."

બચાઇ—"હું એજ કે, બીજું કંઇ?" ક્રાસ બચાઇએ ટૂંકું પતાવ્યું. "વારૂ, હું મોકલશ. માર

આઇમાઇએ, હમોને બાહેર જવાનું છે, નહી તો બેરતે" બોલી બચાઇએ ઉઠવા માંડ્યું, એટલે આઇમાઇએને મારી પડ્યું ને દરવાજા તરફ રસ્તો લીધો. બચા- મોટરકાર તૈયાર રાખવાને હુકમ કર્યો. આઇમાઇએ મળીને ચાલી ગઇ.

બચાઇ—"પેલી ધુતારીને તાલ કરીને કાહરી," સુનાઇ ફરીને બોલી. "હમેશા ભીખારીની માફક પૈસા માગ- પણ આજે તો કપરાં લેવા આવી. મેં તો સાંભલ્યુ કે કપરાં ગરીબો વાસ્તે આપેછ, તેમાંથી સારાં સારાં પોતે રાખેછ ને પહેરેછ; શક્તિના ખોરાક માટે કોઈ વા-દારૂની સીસીઓ આપે, તેઓ પહેલ્લાં પોતે અજ- જોય, ને નહી સદે તો વાપરેલી અર્ધી પોણી સીસી ને આપે. ઘણાં ગરીબ માણસો પાસેથી અસલી ને અસલી ગારા ને અસલી કસબી કોરો સસ્તે ભાવે લે, ને પછી તે બેવડી કીમતે મોટે ઘેરે વેચે, એવાં એનાં ભોપાલાં હમણા જાહેર પરયાંછ, તેથી તો ઘણો એને હવે દરધુત કરીને નીચે ઉતારેછ ને કોઇ તો ઘણીએજ કાસર કાહરેછ ને લોકોમાં "દયાની બેન" પેછ. મુઇના પોતાના હાલ અવતારનાં તો ઠેકાણું ને ગરીબોની હાલત સુધારે, સુનાઇ તેં ઠીક ચપકે ઝટકો તો ઘણો લાગો હોસે. એની પાસે બચ્યુંછ રીબોને નામે પોતાનુંબી કોણ જાણે કેટલું ભજન ને કરતી હોસે. પણ સુનાઇ, એને મરવા દે. આપણી આવીને એણે ખલેલ કીધી. ચાલ, બોલની, તું લેખકમાં ખપેછ તે હવે શું લખવા માગેછ! જોઉં હુશીઆરી?"

સુનાઇ—"તું જાણે કે હું મારૂં સ્વતંત્રપણું વેચું, દહાડે બનશે નહી, બચાઇ, તારીને મારી વચ્ચે ગમે તેવી હોય; પણ જ્યાં જાહેર બાબત કે જાહેર આવ્યો, ત્યાં તો મને તારી વિરૂદ્ધબી લખવું પરે ."

બચાઇ—"તું કોઇ બીજાનીજ તારીફનાં બાંડાં ફંક. ને બધું "સુપરલેટીવ ડીગ્રી" માંજ લખ. લ ઉત્તમ ને બીજો કીયો તારો પેલો શુદ્ધ ગુજ- લ, સરેસ્ત, શેસ્ત, શું તે લીટીએ લીટી ઉમેર, ને જેટલા વિશેષણો બધા હોય તે ડીકસનરી ઉઠલાવી ઉઠ- લાવીને લખતીજ ચાલ."

સુનાઇ—પણ, બચાઇ તું કોણુની તારીફ કરવા કહેછ તે મને સમજ નહી પરતી."

બચાઇ—"કોણુની વરી? તુંજ કહેછ ની કે જે લોક લાયક હોય તેઓની તારીફ કરવી, તે તુંને કોઈ લાયક દેખાતુંજ નહી? કોઇ હુનરવાલીને વાસ્તે લખ: લે, આપરાં આઇજી માજરા, જોની કેવાં હુશીઆર ડ્રૉઇંગ ને પેનતીં- ગમાંછે. મહિને રૂ. ૫૦૦ કમાયછ, ૧૦૦ છોકરાંઓને શીખવેછ ને સેંકડો છોકરાંઓ સ્કુલ ઑફ આર્ટની પરિ- ક્ષામાં થર્ડ ગ્રેડ સુધી માન સાથે પસાર થાયછ. આપણી કોમમાં એવાં હુનરવાલાં બાઇઓ કેટલાં છે? બીજાં કોણુને ચીત્રકલા શીખવતાં આવરેછે તે કેહની? શીખ્યાં તો ઘણાંબી પણ ઘોયું શું? શીખવતાં આવરે તો શીખવે કેની? પોતાનેજ આવડે નહી, તો બીજાને શું સમજાવે? કપાળ? આઇ તો પોતે પોતાનું આબરૂ ઇજ્જતથી ગુજરાન કરવા ઉપરાંત, પોતાના જ્ઞાનનો લાભ બીજાઓને આપેછ એ તો ખરૂં પુનનું કામ."

સુનાઇ—"અરે બચાઇ, તું તો કંઇ વાંચતી નથી. આઇજી માજરા વાસ્તે તો પુષ્કળ લખાયું; તેવણને હવે કંઇ જરૂર નથી. તેવણ તો જગ-જાહેર થઇ ગયાં. મુંબઇ ની બધી નીશાળોમાં શીખવે, એટલે પોણી મુંબઇ એવણને ઓળખેછ. હવે મારી તરફના લખાણ ને તારીફથી કંઇ તેવણનું ગાડું ગબડસે, નહી તો અટકી પડશે, તેમ નથી. તેવણતો પોતાનાં ધંધામાં વર્ષો થયાં "સેટલ" થઇ ચુકાં. હવે આઇજીની ગમે તો વીરૂધ્ધ લખો કે તરફેણમાં લખો, તેવણે તો પોતાની બાહોશી, ખંત અને મેહનતથી "હૉલ માર્ક" મેલવી લીધોછ."

બચાઇ—"અરે સુનાઇ, તું તો આજે મને જાણે હરાવવા ને હંફાવવાજ આવીછ. તું મોટી લેખક થઇ, તારે શું લખવાની છે? વારૂં, ત્યારે એ વાત પરતી મુક ને પેલો ટેમુલ તરકતી, નવરોજી નકટાના રૂપીઆ ખાઇ જઇને દીવાળું કાહડ્યું, તેની પર તારી કલમ ચલાવ, એણે મારી ગરીબ આસીની તેહમીના રૂપીઆ પચાવી પારીને બીચારીને નિરાધાર ને પૈ વગરની કરી મુકી. એવા હાવતરાંબાજ પર

બીઓ તે પછી હસી-બોલીને છુટાં પડ્યાં; સુનાબાઇને ધિપતિઓની અકરવકરનો ઠીક અનુભવ મળ્યો હતો, જરા અધીપતીઓના અવતાર જોઇને તેણી મનમાં હસતી ની, જેઓનો સાહિત્યમાં જન્મ નહિ, તેવાઓને અધિપતિ નેલા જોઇને મનમાં મુંઝાતી હતી અને બીહકણુ અધિપતિઓની વ્યર્થ અકળામણ જોઇને અજબ થઇને મૂંગો રસ્કાર દેખાડતી. પેલી કહેવતઃ-'માછીડાઓનાં ભેજાં મોટાં,' તુચ્છકારથી વારંવાર મસ્તકમાં બોલતી.

બે દહાડા પછી પેલા અધિપતિ તરફથી સુનાબાઇ તોકને જવાબ મળ્યોઃ—

રિમાન બેનજી સુનાબાઈ,

તમારી કાબેલ કલમથી લખાયલો દિલ પીગળાવનારો બનાવ વાંચી હુ ખેદ પામ્યો છું. એવાં તો કંઇ નિર્દોષ કુટુંબો દોરગાઓના ભોગ થઇ પડીને કચડાઇ ગયાં છે, કંઇકોએ નીનીચ નેમ પાર પાડવા ને મતલબી ઇચ્છામાં ફાવી જવા દુઃખી આદમીઓને વધુ દુઃખ કરીને ઘર-બારથી ને પૈસાથી નિરાધાર બનાવ્યાં છે. તમો બેને જે હેવાલ લખ્યો છે તે ી મારી આંખમાં આંસુ આવ્યા છે ને લખેલી વિગતો ી અને ખરી છે તે હું પોતે પણ જાણું છું; પણ ગીર છું કે ખાસ કારણો ને સંજોગોને લીધે તમારૂ ણુ, મારી ઘણી મરજી છતાં, છાપવામાં ઘણો જોખમ પલો જોઉં છું. હું ઇનસાફ આપું તેનાં કરતાં વખ. વહેવા સાથે કોમ પોતેજ તે નિર્દોષોને ઇનસાફ આપશે, સચાઇ શો વર્ષે પણ જાહેર થશેજ. આપણી કોમમાં આવું ફેકડાઓ ઘણા વધવા છે અને એ બદીને તમે છો તેમ સખ્ત દ્યાણથી ને મજબુત હાથે, બે-ચારને નામે ઉંઘડા પાડીને દાબી દેવી જોઇએ, કે જેથી સુખી-સંસારને સટો લગાડી બીજાઓના ઘરની તમાં, પોતનું વેર લેવા, માથું નહી મારે. એ બાબત નું નિરાંતે એક જબરી જોરાવર આર્ટીકલ લખી કાઢવાનો છું; તેટલાં તમો બહેન ધીરજ ધરશો ને આ તમારૂં લખાણ છાપી મારવાની મને ફરજ નહિ પાડશોજી.

લી० તમારો સેવક,

**ધનજીભાઇ ધાસ્તીખાઉ,**

**અધિપતિ—"સચાઇ અને હિમ્મત."**

ઉપલો જવાબ લઇને સુનાબાઈ સંતોક બચુબાઈ બનાજીને બંગલે જવા તુરતજ નિકળ્યાં. સુનાબાઇને એકાએક આવેલાં જોઇને બચુબાઈ હરખાઇ ગયાંને બોલ્યાંઃ- "કેમ સુનાઇ પેલા અધિપતિ તરફથી કંઇ જવાબ મળ્યો કે ?"

સુનાઇ—"હાજતો, તેથી તો હું આવી. લાવ રૂ. ૫ ૦૦૦ ને લે આ કાગલ વાંચ."

બચુબાઇ બનાજીએ તો પહેલાં મશ્કેરી માની, પણ કાગળ વાંચતાંજ ફીક્કાં ફચ થઇ ગયાં. મોહડાં પરથી લાલી ઉડી ગયું, ને બનાજી ખાનદાનની મગરૂરી એક પળ હવામાં ઉડી જતાં જે ડોકી ઉંચીને ઉંચીજ રહેતી તે કુદરતીજ હવે નીચે ઝુલાઈ પડી ને કબુલાત પ્રમાણે મુંડી ખંજવાળીને કુટુંબનું નાક ને ટેક રાખવા રૂ. ૫૦૦૦ કાઢી આપવા પડ્યા. બચુબાઇ જરા ખોખરાં થવાથી બનાજી ખાનદાનની ભેજાંમાં ભરાયલી રઇ થોડી કમી થઇ! તોપણ બંને સખીઓ વચ્ચેની દોસ્તી તૂટી નહિ સુનાઇને તો ખાતરી હતીજ; કે અધિપતિઓ એટલા બીહકણુ અને ધુજરા રહેછે કે કોઇ દહાડે ખરાં નામ ઠામ સાથનો ખરો બનાવ છાપે નહિ; એ જાતની હિમ્મત ઘણા થોડા અધિપતિઓમાં હોય છે; પણ બચાઈની મગરૂરી અને અદેખાઇ તોડવાનો આ એક પ્રસંગ હતો, તેનો લાભ સુનાબાઇએ લીધો.

તે દિવસથી બંનેનાં બાબમાં અકેકી વાત નહી થઇ. બચાઇ બનાજીએ છાપામાં આવતી કોઇની તારીફ માટે અદેખાઇ કે ખણખોદ કરવાનું છોડી દીધું; અને સુનાબાઇ સંતોકનાં મનમાં કેટલાક બીહકણુ અધિપતિઓનાં ધુજરાં માટે જે ઉતરનો ખ્યાલ હતો, તે સદાનો કાયમ રહ્યો.

---

કાર્યનું બળઃ" જે મારો ભક્ત મારૂં કાર્ય કરે છે તે કશા પણ અંતર રાખ્યા વિના; તે મારી પાસ આવે છે." (અધ્યાય ૧૧ શ્લોક ૫૫)

# આદમ અને ખુદા.

## તન-રવાન-ક્રાઇસ્ટ-ફરોહર-અને અહુર-મઝદ.

**Body-Soul-Christ-Spirit and God.**

લખનાર:—ડૉ. જહાંગીર ખરશેદજી દાજી, એલ. એમ. એન્ડ એસ.

"આદમ ખુદા નહીં હય, આ-દમ ખુદ-આ નહીં, લેકીન ખુદાકા નુરસે, આ-દમ જુદા નહીં."

| | |
|---|---|
| "We feel we are nothing. | નથી કંઇ સનાતન[1] હમારી અંદર |
| For all is Thou and in Thee ; | સર્વ છે તું અને તારે આધાર |
| We feel we are something, | જે અમર જડે છે હમારી અંદર |
| That also has come from Thee | તેનો તુંજ છે નિરાળો[2] દાતાર.[3] |
| We are nothing, O Thou ! | હમો છીયે ના-ચીજ ઓ પરવરદેગાર! |
| But Thou wilt help us to be." | સીવાય કે કરે તું અમારો નીભાવ. |



આદમનો અર્થ બહુ બોહોળો થાય છે. જે શરીર વડે આદમ દીઠામાં અને ઓળખવામાં આવે છે તે શરીરમાં કોઇક સાહેબો આદમની સઘળી હસ્તી, શકતી અને જોગવાઇ સમાઇ ગયલી સમજે છે; તેઓની સમજ મુજબ અમુક શરીરની ક્રીયા બંધ પડી અને શરીરનું મૃત્યુક નીપજ્યું, એટલે મજકુર શરીર વડે દીઠામાં અને ઓળખવામાં આવતા આદમનો અંત આવ્યો, તેનું મૃત્યુક નીપજ્યું. બીજાઓ એ માને છે, અને તેઓ મધીના કોઇક ખાતરી પુરવક રી જાણે છે, કે મજકુર શરીરમાં આદમની સઘળી હસ્ત શકતી અને જોગવાઇ સમાઇ જતી નથી; તેઓની સમ મુજબ શરીર આદમનો એક ભાગ છે, અને તે ભાગ ટુંકી દુન્યવી જીંદગી દરમ્યાન આદમ સાથે જોડાયલો કે જે જીંદગીની આખેરીએ મજકુર ભાગનો નાશ થ છતાં આદમની જીંદગી ચાલુ રહેશે, જો કે તેના પ્રકાર મજકુર ભાગની ગેરહાજરીને લીધે ચોકસ ફેરફાર થશે. કુદરતનાં ભેદી પાસાંના જાણકારો જેઓને લખાણમાં જાણ-ભેદુઓ તરીકે ઓળખાવવામાં આ તેઓની સમજ મુજબ જે દેખીત શરીર વડે આ ઓળખાય છે, તે આદમનું સર્વસ્વ નથી, તેનો એક તત્ત્વ નથી, એટલુંજ નહીં પણ વળી તેનું એક પુરું શ વરીક નથી. મજકુર દેખીત શરીર કે જે સ્થુળ આ

[1] અમર, અવિનાશી, હમેશનું [2] પુરો, નોખો. [3] બક્ષિસ આપનાર, ભટ કરનાર.

# રશ્ન યજત અને તેને લગતો ખોલાસો રશ્ન યજત વિષે અવસ્તા તથા પહેલવી ભાષાઓમાંથી મલતું બયાન.*

લખનારઃ—મી. ધનજીભાઇ માણેકજી વાચ્છા.



જો કે રશ્નુ યજત વિષે એ યજતની બાબત જોઇએ તેવું પ્રમાણ આપણને આપણી પાક કેતાબો ( અવસ્તા-તથા-પહેલવી ) થી મલતું નથી તો પણ જેટલું આપણે મેળવ્યે તેટલું પણને તે યજત વિષે તેના કામ બાબદ આપણને ક પડશે. જેમ દરેક યજતો દરેક ચીજની ઉપર મવ- । હોય છે તેમજ એ રશ્નુ યજત પણ મુખ્ય કરીને । દુન્યામાં "રાસ્તી"ની ઉપર તથા "સચ્ચાઇ"ની ર મવક્કલ છે. એ એનું આ દુન્યામાંના કામોનું એય ખ્ય છે. અને બીજું જે પેલી દુન્યામાં એનું મુખ્ય । છે તે એ કે આ દુન્યામાં માણસ જાતે જે કર્મો હોય તે કર્મો વિષે જે તેને પેલી (મીનાઇ) દુન્યામાં ાબ આપવાનો, તે એ રશ્નુ યજત એક માણસના ણુ બાદ ચોથી બામદાદે તે ઇનસાફ કરનાર તરીકે ાવેલો છે.

અવસ્તા ઉપરથી જે આપણને લખાણ મળે છે તે આ ણે છે. પેહેલું ; ગાથાવાણી કે જે આપણ અશો ાસ્ત સાહેબના પોતાના બનાવેલા છે તથા જે ઘણુ । તરીકે એટલે લગભગ આસરે ૧૦૦૦ યા ૧૨૦૦ ની અગાઉના છે, તેમાંથી એ ખુદ રશ્નુ યજતને । ફક્ત એકજ ફકરો મળે છે જે "ઉશ્તવદ ગાથા" શને નો ૪૬ મોહા-ફકરો પાંચમો)માં મળે છે. જો સ્તી તથા સચ્ચાઇની બાબતના ઘણાક ફકરાંઓ મલે ? આપણે તેની ખરી જગ્યાએ જોઇશું. બીજું ; દમાં ( પ્રગર્દ ૧૯, ફકરા ૨૮-૩૨ ) માણસના મરણ તેનું રવાન ક્યાં જાય છે તથા તેનું શું થાય છે તે નું લખાણ મળે છે અને એજ મતલબનું લખાણ ત નોરકમાં પ્રગર્દ બીજીમાં તથા મીનોખેરદના બીજા બાબમાં તથા ડૉક્ટર-હાઉગ અને દસ્તુર હોસંગજીવાળું અરદાંએ વીરાફના પાંચમાં બાબમાં પણ મળે છે. ત્રીજું ; યજશનેમાંથી જે કાંઇ મળે છે તે ફક્ત તેને, જેમ દરેક ગેહેમાં દરેક યજદોને આરાધેલા છે, તેમ ઉશહેનગેહેમાં યાદ કીધો છે અને બીજી વખતે જ્યારે સામટા અમ- સાસ્પંદ તથા યજદોને યાદ કીધેલા છે ત્યાં તેને પણ યાદ કીધેલો છે અને એ સિવાય યજશનેમાં તેને લગતું બીજું લખાણ મળતું નથી. (ગાથા સિવાય-કે જેને હું આ બાબતને માટે ઉપર કેહેવા પ્રમાણે જુદા રાખું છું.) ચોથું ; આપણી પાક ખોરદેહ અવસ્તા પ્રમાણે આપણને એને લગતું મુખ્ય વર્ણન રશ્નું યસ્ત પરથી ઘણું મળે છે. કે જેની અંદર આ દુન્યામાં તેના શું શું કામો છે તથા પેલી દુન્યામાં બેહેસ્ત વગેરેની ઉપર સંભાળ રાખે છે તે વિષે મળે છે. એ રશ્નુ યજતને લગતું બીજું લખાણ બાકીની બીજી યસ્તોમાંથી મળે છે જેમ કે એના હમશરીકો શરોશ અને મેહેર એઓની યસ્તમાંથી મળે છે તેમજ ફરવરદીન યસ્ત કે જેમાં દરેક અશો ફરોહરને આરાધેલાં છે ત્યાં એના ફરોહરને આરાધેલું છે, તથા બેહેરામ-યસ્ત-અશી તથા અશીશંગ યસ્તમાંથી વગેરે મળે છે. પાંચમું ; પેહેલવી કેતાબો કે જેની અંદર માણસ- ના મરણ બાદ તેના રવાનને લગતી બાબત ઘણીજ બારી- કથી આપે છે તે એ ચોપડીઓમાંથી મળે છે. જેમ કે મીનોશચેહેરની "દદેસ્તા ને દીની," પોરસેસ (સવાલ) ૧૩ માં પુછે છે કે રવાનના સારાં તથા ખરાબ કાર્યોના હીસાબ કોણ રાખે છે. ઇનસાફ કોણ કરે છે-તેઓની જગા ક્યાં છે અને તેઓનું શું થાય છે વગેરે. તથા એવુંજ લખાણ "સાયેસ-ला-સાએસ્ત"ના આઠમા બા- બમાં તથા "બુનદેશમાં" તથા "બહમન યસ્તમાં" તથા ઉપર જણાવ્યા પ્રમાણે "મીનો ખેરદ" તથા "અરદા- વિરાફ નામુ" એઓમાંથી મળે છે.

---

* આ રસાલો અત્રેની જમીની મુફ્લા શીરોજ મદ્રેસા તરફથી ઇ. સ. ૧૮૯૫-૯૬ માં શીખતા વિદ્યાર્થીઓ પાસેથી ।માં આવ્યો હતો અને એ રેસાલાને "ઇનામના ફતેહમંદ રેસાલા તરીકે જાહેર કરવામાં આવ્યો હતો. લગભગ ૨૦ પછી અત્રે "પ્રભાત" માં તે પહેલ વહેલાં પ્રગટ કરવામાં આવે છે.

**રજ્નુ-તેની આરાધના કયે દહાડે તથા કયા વખતે થવી જોઇએ. અમસાસપંદ યજતોની આરાધના તેના દહાડાના ચોક્કસ વખતેજ થવી જોઇએ અને તેવે વખતે કર્વાથી થતા ફાયદા અને બીજે વખતે કર્વાથી થતા ગેરફાયદા.**

અમસાસપંદ યજતની આરાધના કયા વખતે થવી જોઇએ તેને લગતું લખાણ આપણને પેહેલવી તથા અવસ્તા કેતાબોમાંથી બરાબર શુધ્ધ (directly) મલતું નથી. આપણી સાધારણ અક્કલે આપણે જાણીએ છીએ કે દરેક કામ તેના અનુસરતા વખતે થવું જોઇએ. અને તેજ પ્રમાણે અમસાસપંદ-યજતોની પણ આરાધના તેના ચોક્કસ દહાડે અને ચોક્કસ વખતેજ થવી જોઇએ કે જેથી તેની અસર માણસની ઉપર બરાબર થાય અને નહીં કે તેથી ઉલટું ગેરફાયદા થાય. જેમ કે અર્દ્દીસુયષ્ટ આપણને સુરજો ઉગ્યાથી તે સુરજ અસ્ત પામે ત્યાં સુધી કરવાને માટે ફરમાવલું છે અને એ યષ્તના ૯૪ માં ફકરા અશો જરથોસ્ત સાહેબ નિર્મળ અર્દ્દીસુર અનાહીતાને પુછે છે કે "આ દુન્યામાં તારી જે ક્રિયાઓ બુરા-દેદ-યસ્નાનો **સુરજના અસ્ત** પામવા પછી કરે છે તે કોણને પહોંચે છે." ત્યારે અર્દ્દીસુર અનાહીતા જવાબ આપે છે "એ સાચ્યા અને સ્પીતામાનને લગતા અશો જરથોસ્ત; લિવયક-નિયસ્નક-અપસ્કરક અને અપપ્રઓસક એ (બદ રૂહો), મારે લગતી દેવયસ્નાનોએ **રાતને** વખતે કીધેલી ક્રીયાને સ્વીકારે છે, અને તે બદ રૂહો છશો ગના હજાર જે દેવોની આરાધનાને હું સ્વીકારતી નથી તેની પુઠે જાય છે (યાને તે સ્વીકારવાને તે ક્રિયા કરનારની આશપાસ ભેગાં થાય છે)." એ ઉપરથી આપણે જોઇશું કે અમસાસપંદ-યજતોની ક્રિયા તેના ચોક્કસજ વખતે કરવી જોઇએ, નહી તો ફાયદાને બદલે ગેરફાયદા થાય છે. વ... કે આપણને કીએ વખતે તેઓની આરાધના કરવી એ નક્કી નથી મળતું પણ આપણે ચોક્કસ કારણોથી શોધી કાઢવાને શક્તિવાન થઇ શકીએ. **પેહેલું** કારણ આપણે કાંઇ ભણવાનું શરૂ કરીએ તેની અગાઉ આપ ભણતી વખતે જે વખત હોય તેની "ગેહ" પેહેલે ભ ણીએ છીએ એ ગેહોમાં તેના વખત પ્રમાણે ચોક્ યજતોને આરાધેલા છે. જેમ કે હાવન ગેહમાં મે અને રામયજદને અને એ પ્રમાણે બીજા યજદોને.[1] **બીજું કારણ** જે દહાડે જે રોજ હોય તે રોજનો જે યજ હોય તેની તે રોજ બંદગી કરવી, અથવા જો તે રોજ બંદગી ન હોય તો જે રોજના તેના હમકાર હોય ટલે તે યજતને લગતા બીજા યજતો જેમ કે હોરમજદ લગતા દએ-પ-આદર દએ-પ-મેહેર દએ-પ-દીન પ્રમાણે બીજા રોજને લગતા યજદોની બંદગી કર **ત્રીજું કારણ** દરેક યસ્ટના તરજુમાં પરથી માલુમ છે કે તે યજત રાતને માટે આરાધવાને વધારે સારો દિવસને માટે. જેમ કે ઉપર લખ્યું તેમ આવાં અસર દિવસને માટે તેમજ તેસ્તર તીર યજતની આરા રાતના ઠીક પડે છે કેમ કે એ યષ્ટના ૧૩ માં ફકરા આવે છે કે તે (તીર યજત) પેહેલી દશ રાત[3] શરી આકાર લે છે અને (માણસને મદદ કરવા જાય છે ત્ય અને મરદની શીકલમાં જાય છે. તેજ પ્રમાણે બાય બીજી વીશ રાતોને માટે શરીરનો આકાર લઇને ગો તથા ઘોડાની શીકલમાં જાય છે. તથા મોહોટી ર

† આપણા લોકોને એહેવો વીચાર છે કે અદ્દિસુરની ક્રિયા અથવા બંદગી ઉશાહેન ગેહમાં નહિ થઈ શકે; વફેરો નવાજે (કરદો ૧૬ મો. ફકરો ૬૧ મો) અને બંદગી ઉશાહેન ગેહમાં કરી છે (અને તેની મુરાદ બર આવી તે ઉપરથી જણાવે છે કે ઉશાહેન ગેહમાં અદ્દીસુરની બંદગી થઈ શકે. (એરવદ-તે. દી. અંકલેશ્વરીઆ).

(૧) એ માટે વધુ દરેક ગેહના પેહેલા તથા બીજા કરદા જુઓ. તથા મહોટી હુમન યષ્ટમાં જયાં શરૂઆ ત્રણ ફકરા પછી જે ગેહ ભણીએ છે તથા છેલે ભણીએ છીએ તેજ પ્રમાણે શીરોજા યસ્તમાં.

(૨) એજ પ્રમાણે બીજા અમસાસપંદોને લગતા યજદોનું બયાન માટે જુઓ એરવદ. કા. એ. કાંગાની ખે અવસ્તા આવૃતી ત્રીજી-પાનું ૧૪૫ મું.

(૩) એજ પ્રમાણે બેહેરામ યસ્તમાં પણ બેહેરામ યજદ માણસની મદદને માટે દશ શીકલો ધારણ કરે છે. બેહેરામયસ્ત પેહેલા ૧૦ કરદા તથા એને મળતું શાહનામમાં જ્યાં ફિરદોસી અરદેસર બાબેકાનની બાબમાં જણાવે છે.

રત (કરો સાનમો) જે રાતનો ઉંગાંવાં વગર એટલે ાણી રાત જાગૃત પણાથી આપણી સંભાળે છે. આએ ણે કારણો સાથે લીધાથી તથા બીજા એવાં કેટલી એ- તાં કારણોથી આપણે અમસાસપંદો તથા યજતોની આ- ધનાના દિવસ તથા વખત નકી કરી શકીએ; અને ારે એજ પ્રમાણે આપણે આપણી આપતને કેહવાતા ખુ યજતને માટે પણ નકી થઇ શકે. (૧) રશ્નુને શહેન ગેહેમાં એના હમકારીકો સાથે યાદ કરે છે જેમ "ખાશ્રેસ (અને) પવીત્રના વખત ઉશહેન જે વખતે શદ ચાહવાનું તથા ઘરધણીનાં અધિકારને લગતું (કામ ે છે) તે વખતમાં (દાદાર હોરમજને) ખુશાલી કર- ને માટે પાક, અશોઇવાલાં, ફતેહમંદ તથા દુન્યાની વૃદ્ધિ ાર શરોશ યજદની સૌથી સાચા રસ્તે યજદની તથા ાની વૃદ્ધિ કરનાર અને દુન્યાની આબાદી કરનાર આ- દ (યજદ) એ બધાઓની આરાધના કરવાને વીગેરે ........વળી "દાદેસ્તાને દીની" ના ૩૦ માં બાબના ાલમાંથી એવું માલમ પડે છે જે માણસના મરણ ી ત્રીજી રાતે એટલે ચોથા દહાડાના બામદાદે જે ક્રિયા ાામાં આવે છે અને તેની અંદર ત્રણ યજદોને તેની ાધના દરૂન યજતાથી કરવામાં આવે છે તેની અંદર એક દરૂનની ક્રિયા રશ્ન તથા આસ્તાદને માટે કરવામાં આવે છે તે એટલા માટે કે બામદાદની રોશની અને ઉશ- હેન ગેહેને મલે છે. કારણ કે આશતાદ યજત કે જે બામદાદની વખતે (ઉશહેન ગેહેમાં) ફતેહનો પાદશાહ છે. (Ruler of glory) અને માણસનો પ્રાણ તેના મરણ પછી ચોથા દહાડાની બામદાદે (ઉશહેન ગેહેમાં) પોતાનો હીસાબ આપે છે તેને (આસતાદને–એટલા તેના જોડીયા રશ્નને પણ) ખુશ કરવાને એ ક્રિયા તેનો અર્પણ કરે છે. એ ઉપરથી આપણે જોઇશું કે દરેક અમસાસપંદ યજતની ક્રિયા તેના ચોકસ વખતેજ કરવી જોઇએ; કે જેથી તેના પુરતા ફાયદા હાંસલ થાય. જેમ કે એક બીજો દાખલો લઇએ હમેસાં આપણે આપણી નજરે જોઇએ છીએ તે લઇએ. ખુરશેદ–મેહેરની નીઆએસ તથા યશ્તો આપણે સવારથી સાંજ સુધીમાંજ કરીએ છીએ કારણ કે સુરજના ઉગવાથી ખરાબ ચીજો જેવી કે અંધકાર વગેરે દુર થાય છે અને બીજી ચીજોને પાકીજગી[1] થવાનો સબબ થાય છે. ત્યારે આપણે જોઇશું કે રશ્નુ યજત ઉશહેન ગેહેમાં કરવી જોઇએ અને તે મુખ્ય કરીને મુરદાહ (અમેરેતાત) રશ્નુ આસતાદ અને જમીઆદદોને ભણવી જોઇએ.

(અધુરૂ.)

(૧) જુઓ ખુરશેદ નિયાએશ. પ્રકાશ ૧૧ થી ૧૫

---

વિષે વાંચ્યે

ઉપર અજ-

ક મી. કેખશરૂ કાબરાજી પારસી કોમને આ મુજબ કોમેન્ટ આપી હતી." "હિન્દુસ્તાનમાં સૌથી આગળ ા કોમ પારસીનીજ છે. પણ આગળ વધતી કોમ ે જે કાનુનો ધરાવા જોઇએ તે કાનુનોની આપણી ા ગેરહાજરી માલમ પડે છે; આ સભાને મારી અરજ કોઇ પણ ગુંચવડા ભર્યો સ્વાલ આવી પડે તે વખતે થોભજો, વિચાર કરજો, અને પછી આગળ ો, આજનો પારસી સંસાર એક "બેહુદેલાં " સમાન મને લાગે છે. મી. મા. માદન.

વાળું પડે છે. જાંબુડો રંગ માણસને ઉદાસ બનાવે છે, રશ્યાના બંદીખાનામાં 'વેનટીલેશન' ના કાચમાંથી જાંબુડી રોશની પડતી હતી જેથી ત્યાં રહેનાર કેદીઓ સુસ્ત અને ઉદાસ બની જતા, જો તેઓને બીજા ઓરડાઓમાં ખસેડવામાં આવતા તો ફરી તેઓ ચપળ બનતા. દરજી- ઓની આ સાધારણ ફરયાદ છે કે લાલ રંગનાં કપડાં ઉપર કામ કરવાથી તેઓને માથાનો સખત દુઃખારો અને ઉલટી થાય છે. તેમજ એ રંગ જ્ઞાનતંતુની બીમારી લાવે છે. મી. મા. માદન.

# બહેસ્તના બાગનો દરવાજો કેમ ખોલશો?



## ગુપ્ત જ્ઞાનીનું એક જાણવાજોગ સ્વપનુ.

લખનાર—મી૦ બેહ્મન શેરાબજી જહાં. બનાજી.



એક ગુપ્ત જ્ઞાની એક દિવસે પોતાના શણેતા મુજબની મધ્ય રાતની ઇશ્વરની ભક્તિ કરી તમામ મનુષ્ય જાત ઉપર શાંતી અને મીનોઇ રક્ષાના પ્રવાહ પોતાની ઉમદા ભક્તિ વડે મોકલ્યા અને પોતાના બીછાના ઉપર જઇ નિદ્રાવશ થઇ ગયો અને એક જાણવાજોગ સુંદર સ્વપનુ જોયું જે નીચે પ્રમાણે રજુ કરવામાં આવે છે.—

"મને પોતાને એક મહોટા પહાડ ઉપર ચઢતાં મેં જોયો. ચઢતાં ચઢતાં થાકીને સુસ્ત થઇ ગયો છું. આખરે પહાડને મથાળે આવી પુગો છું અને આરામની જગા મેળવવાને માટે અહીંતહીં નજર ફેંકું છું તો મારી નજરે એક મહોટો દરવાજો માલમ પડ્યો અને તેને મથાળે એમ લખેલું જણાયું કે "આ દરવાજો બેહસ્તના બાગમાં દાખલ થવાનો છે. આ દરવાજો એક હજાર તાળાંઓથી બંધ કરવામાં આવ્યો હતો, અને એ વતરાગે વચમાં એક મોટું તાળું હતું. સર્વે તાળાંઓ ખોલી શકાય તેવાં હતાં, પણ પેલું સર્વથી મહોટું તાળું ખોલ્યા વગર કોઇથી અંદર દાખલ થઈ શકાય તેમ નહોતું. આ મોટાં તાળાની દશ હજાર કળો હતી"

આવી શખત રીતે આ બેહસ્તના બાગના દરવાજાને બંધ કીધેલો જોઇ હું તદન નીરાશ થઇ ગયો. અને એ દરવાજો કેમ ખોલી શકાય અને મને ક્યારે રાહત મળશે એવા વિચારોથી આ દરવાજો નીહાળતો હતો.

### બેહસ્તના બાગના દરવાજા ઉપરના લેખો.

એ દરવાજા ઉપર આ પ્રમાણેનો લેખ નજર પડ્યો. "માણસ પોતાની મરજીનું બળ (Will-force) વાપરતું નથી તેથીજ નીશફળ નીવડે છે." તુરત આ લેખ ગુમ થઇ ગયો અને તેની જગા ઉપર "કોશેષ કર" એવા શ[બ્દો] નજરે પડ્યા. આ શબ્દો વાંચતાંજ મારી નીરાશી દુર ગઈ અને ખુબ ઉંડાણથી વિચાર કરવા માંડ્યું કે દરવાજો કેમ ખુલી શકે. એકદમ વિચાર આવ્યો કે બેહસ્ત[ના] દરવાજો તો સદગુણથી ખોલી શકાય, આવા વિચાર[ના] વમળમાં મેં દરવાજા તરફ નીગાહ કીધી તો આ પ્રમાણે લેખ નજર પડ્યો. "બોલ તારું બોલેલું સાંભળવા[માં] આવશે! બોલ, માણસ જાતના ભલાંને માટે અને [તારા] આત્માની મુક્તિને માટે તેં શું શું કર્યું છે. કહે, જે શબ્દોમાં આ તાળાઓ ખોલવાની ચાવી સમાયલી હશે તે બોલો તું બોલશે ત્યારે આ દરવાજો ખોલશે અને દાખલ થઇ શકશે."

આ લેખ હળવે હળવે ગુમ થઇ ગયો અને તે સોના જેવી ચળકતી અને સાફ માલમ પડી. હું દરવાજામાં દાખલ થવાનો મ[ા]રો હક સાબેત કરવા મોટે અવાજે મારા સદગુણ વિષે બોલવા લાગ્યો અને અવાજથી આજુબાજુની એકાત જગા તીના પડઘા[થી] ગાજી રહી

હું આ પ્રમાણે બોલ્યો, "નાની વયથીજ હુર તરે સંકટો વેઠી મોટો થયો છુ કેટલીક મુશ્કેલીઓ છતા અભ્યાસ ચાલુને ચાલુ આગળ વધાર્યો ગયો અને લાભ લોકોને આપતો ગયો, ઉમદા હેતુથી પવિત્ર જી[ંદગી] ગુજારતો રહ્યો અને લોકો તરફથી માનઅકરામ કીર્તી મેળવતો ગયો. જેમ જેમ કીર્તી મેળવવા લ[ાગ્યો] તેમ તેમ મારા ઓળખના અદેખાં અને બદ માણસો નીંદા કરવા લાગ્યા, મારી કીર્તીને કલંક લગાડવા લ[ાગ્યા] મારી સાથે દગબાજી ચલાવવા લાગ્યા, અને મને તોડી સર્વે લોકો પોતે કીર્તી મેળવવાની કોશેષ કરવા લ[ાગ્યા] મેં મારી ભુલ જોઇ કે આ દુન્યવી કીર્તી તકલીફ[વાળી] મનને બેચેન કરનારી છે, જીંદગીની જોતને જુમાવી

અને મરણ પછી પણ અશાંતી કરનારી છે. પણ ઉદયોગથી અને સદગુણથી જ્યાં પણ જતો ત્યાં છાપ લોકો ઉપર બેસાડતો અને સર્વને ઉપયોગી પડતો, યાને મારામાં **ઉપયોગીપણું** પ્રગટ થવા માંડયું. બોલ્યા પછી મેં પુર્ણ આશા રાખી હતી કે દરવાજો શે; પણ મારી મોટી અજાયબી અને નીરાશી વચ્ચે કે દરવાજો જરાં પણ હઠયો નહી પણ મારો "ઉપયોગીપણું"ના અવાજનો પડઘો ચોતરફથી રહયો.

વળી પાછો "કોશીષ કર"નો લેખ દરવાજા ઉપર ી નીકળ્યો. મેં મારા બીજા સદગુણો યાદ કીધા બોલવા માંડયું.

પારસી સ્ત્રીઓને મા બહેન તરીકે ચાહી છે અને આપ્યું છે, કોઇબી સ્ત્રી સાથ બદવહેવાર રાખ્યો નથી પવિત્ર જીંદગી ગુજારી છે. વળી "પવિત્ર જીંદગી"ના બોલોના પડઘા આજુબાજુની જગામાં ગાજી રહયા, દરવાજાના થોડાંક તાળા ખુલી ગયાં.

થોડીક આશા આવ્યાથી વળી મારા બીજા સદગુણો ફરી બોલવા માંડયું.

ધર્મનું મોટું ફરમાન **મનની સ્વચ્છતા** રાખવાનું વિષેના જ્ઞાનનો લોકોમાં ફેલાવો કીધો, કોમમાંથી ારી, બીમારી અને બદી દુર કરવાની દરેક કોશેશ તુંડાઇ, મગરૂરી અને રીતભાત વગરના માણસોને વર્તણુક ચલાવવા શીખવી છે. આવી કોશેશ કરતાં બદ જીંદગી ગુજારનાર માણસો મારા દુશમન થયાં, મારી સામે કાવાદાવા કરવા લાગ્યા, લોકોમાં મારી મશ્કરી ઠઠા કરાવી, સંસારમાં કંકાસ અને ભંગાણ પડાવ્યું. બદ જીંદગી ગુજારનાર માણસોએ તરેહવાર રીતે મને દુઃખ દીધું. મેં તેઓને પાછું દુઃખ દીધું નહી પણ તેઓના કાવાદાવામાં નહી ફસુ તેથી તેઓથી દુર રહયો, બહારથી તેઓ તરફ ધીક્કાર દેખાડવા લાગ્યો, બાતેનમાં તેઓ તરફ દયા દેખાડવા લાગ્યો અને તેઓને ખોદા સારો માર્ગ દેખાડે તે માટે બંદગી કરતો હતો અને તેઓએ મને જે જે દુઃખ દીધું તે માટે તેઓને મેં **"માફી બક્ષી"** આમ બોલતાંજ ઘણાક તાળા ખોલી ગયાં અને "માફી"ના બોલના અવાજના પડઘાથી તે જગા ગાજી રહી.

આથી મને ઉતેજન મેલવાથી મેં વળી બોલવાનું ચાલુ રાખ્યું.

"ચાલતા હાલતાં કામ કરતાં હરદમ ખુદાને યાદ કરૂં છું. ખુદાની ભક્તિમાં ફુરસદનો વખત પસાર કરૂં છું. ભક્તિનું બળ એવું તો વધવા માંડયું છે કે તમામ ચીજમાં ખુદાજ નજરે પડે છે. તેનીજ ખુબસુરતી જણાય છે તેથીજ તમામ ચીજ, અને સર્વ માણસ જાત જોતા તેઓ ઉપર ભક્તિનો પ્રેમ ઉભરી નીકળે છે. અને સર્વને આનંદ અને સુખ આપવામાંજ મને સુખ અને આનંદ મલે છે. દુઃખીના દુઃખનું તારણ કરવા, ભુખ્યાને અનાજ આપવા, દલગીરને આનંદ આપવા, શોકાતુરને દીલાસો દેવામાંજ મારૂં સુખ અને ઇશ્વરની સેવા માનું છું." આ બોલોના પડઘાથી સર્વ જગા ગાજી રહી, સર્વ તાળા ખુલી ગયા અને બેહસ્તનો દરવાજો ખુલ્લો થઇ ગયો અને હું ખુશાલીમાં લીન થઇ ગયો. (અધુરૂં)

---

### અમારો બાળપો.

"હવે હું કદી પરણવાનો નથી" બાનુએ તેની ...ની ના પાડવાથી હોમીએ કહયું.

"એમ પેસાં નાં કહારો!" બાનુ બોલી, "વળી ...ાંય નહી!"

...તારા જેવી સામરી મને નાપસંદ કીધો તો બીજી મને પસંદ કરવાનું છે?

...હવુ બોલી તે ત્યાંથી ઉભી પુગડીએ નાઠો.

(સોલન.)

### ફેશનની પુઠ.

"આજનું પેપર વાંચયું કે જમશેદજી" મીસીસે કહયું, "આજે રસતાપરથી એક બાઇ જતીતી તેને શું પહેરયું તે જોવા સારૂં એક બાઇ બારીમાંથી ટીંગઇને જોવા જતાં રસતાપર પરી ગઇ."

"બરાબર છે," જમશેદે જવાબ વાળયો, "આજ કાલ બાઇરાઓ ફેશનની પુઠે પુઠેજ પસરાયછની."

(સોલન.)

# રમુજ સંગ્રહ.

## ડાહ્યો ડોહરો દીકરો.

બમનજી બહેનાની બરણી પપેડીની સવારમાં પોતાના મીસીસ અને ૭ વરસના બુચાજીને લઇને ટ્રામવેમાં બેસી ધોબીતલાવ આતશબેહેરામ જતા હતા. ટ્રામવે ઘણીજ ચીકાર હતી અને વચમાં પણ લોક ઉભું રહયુ હતું. એક સ્ટેન્ડ પર એક મધ્યમ વયની યુરોપ્યન બાઇ ટ્રામવેમાં બેસવા ચહડી પણ જગા ન હોવાથી તે બાઇ વચ્ચે ચબચબા ટચરીમાં ઉભી રહી. કંડકતરે તેણીને ઉતરવા કહયું પણ તેણી ઉતરી નહિ અને પાંચેક મીનીટ ટ્રામવે પેસેનજરોના બબરાત વચ્ચે ખોટી થઇ એવામાં એકાએક મી૦ બમનજી બહેનાની બરણીના બુચાજી બધા સમજે તેમ તીણા અવાજે બોલી ઉઠયો. "પપા, તમોએ મને તે દહાડે કહેતું ની કે કોઇ મોટું માણસ ઉભું રહે તો આપરે ઉઠીને જગા આપવે!"

"હારતો દીકરા! લાખ રૂપયાની વાત છે. કેવો મારો ડાહયો દીકરો?" મી૦ બમનજી મુછ પર હાથ દેતા દીકરાજીને પસવારતા બોલ્યા ને મમાજીથી દીકરાની હુશયારી જોઇ લોકો જોય તેમ હસવા લાગ્યાં.

"હું તે પપાજી, આય બચારી મડમ ઉભી સીજે; તું તમારા ખોરા પરથી ઉઠી જઉ ને મારી જગાએ એને બેસવા કહું? સારું લાગશે કેમ મમાજી?"

પેસેનજરોમાં હસવાનો અવાજ, મી૦ બમનજી બહેનાની બરણીનો મીજાસ ગેબ ને મમાજીનો સ્વભાવ બર બેસાઇ.

કેમ વાંચક! કેવો ડાહયો ડોહરો દીકરો?"

બરજોર ર. ચીનાઇ.

## લીસ્ટ લાંબું હોવું જોઇએ.

"ચાલ હોમી, એમ આવ મને તારા માગનારાઓનાં નામ અને તેઓ તારી પર કેટ કેટલી રકમ માંગેછ તેનું એક લીસ્ટ લખાવ."

"એક મીનીટ સબર કરજો હું કાકાજી" હોમીએ કહયું "મને તમારા ખરચામા સઘ્રી ભરવા દેઓ!"

(સોવન)

## "ખોરશેદબાઇ ખા."

ગરીબ બચારી ખોરશેદબાઇ ખાં! બચારીએ તેમ બે પ્રાઇમરો શીખી ને પછી જાણે એમજ સમજવા લાગી કે મારાં જેવું ઇંગ્રેજી જ્ઞાન ધરાવનારં કોઇજ નથી. બસ જરા જરામાં પોતાના માય શાથે, બપાઇ શાથે, મ શાથે, બલકે ઘરના રામા શાથે યાતો દુધવાળા યા ઘંડીવાળા શાથે બસ ઇંગ્રેજીમાંજ ફેંકે! એક દહાડે પપેગીનું સીવારવા દરજીને બોલાવ્યો. ને અરધું ઇંગ્રેજી ને બાકી ગુજરાતીમાં તેની શાથે મીફેકવા લાગી ને છેવટે ખો બાઇ ખાંને સીવાઇ ભારી પડી.

"પણ મારો જુનો તેવર તો રૂપીસ થ્રી લેતો ને તું ૪ રૂ) સીલાઇ સાની માંગેચ? રપીક?"

"બાઇ મારં કામ જોવ ને તેનું કામ જોવ" મુછમાં બાઇનું સુરપાનું ઇંગ્રેજી સમજતો હસતાં બો,

"નોનસનસ! વથી કામ શું જોઉં? તો પેલા કરતાં "you are dearer to me." વાચક! વાકયનો શું તરજુમો થયો!

મીસીસ જાલા બરજોર ચીના

## કુનેહબાજ.

શરાબ એક દુકાનદારને ત્યાં ગયો.

"તમે મને માલ મોકલી આપયો, પણ હજુર પૈસા લેવા કેમ નથી આયા?" તેણે પુછયું.

"ઓહ, એક ગ્રહસ્થ આદમી પાસે હું કદી માંગતો નથી.

"નહીં નહી? તાહરે એક માણસ જો પૈસા નહી તો તમારો ટકુ કેમ ચાલે?"

"થોડો વખત હું થોભી જાઉછ. પછી જાઉં પેલો આપરી મેળે પૈસા તોલતો નથી તાહરે હું અનુમાનપર આવુછ કે એ ગ્રહસ્થ નથી, અને તેથી પાસુથી પૈસા ઉઘરાવું છ."

(સોવન

## ...મત્રીજાની મુકતી."

પેશી—પીલાં હું કાકાની પાવદસ્તે જાઉંછ ને તેથી ... ગજવામાં બે રૂમાલ મુકજે. સમજ્યું કે?

પીલાં—બે રૂમાલ! મરે બે રૂમાલનું શું કામ?

પેશી—તે જોની ડીઅર; વાત એમ છે કે મારા ...જીએ મને કહેલું કે તેવણ પોતાના વીલમાં મારે નામે ૩૦,૦૦૦ લખશે ને તેથી ડીઅર કાકીજીને ને બધાંને ...વા મને ઘણાં આશુંઓ પારવા પડશે ને તેથીજ બે ...

પેશી—પણ વારૂં, સમજે કે તમારે નામે કંઇ નથી ... તો?

પીલાં—તો તો ડીઅર, એને બદલે ત્રણ રૂમાલો ... તેં સારી યાદ આપીજો.

બરજોર. ર. ચીનાઇ.

## રીઝર્વડ.

...રામ એક દહાડો પુને જવા ટ્રેનમાં બેઠો, તેણે ... આપસની જગ્યા લીધી હતી. થોડીક મીનીટ પછી બીજો પારસી ત્યાં આવી લાગ્યો.

"મી. આ જગ્યા તો મેં લીધેલી ઉતી" તેણે ...ને કહ્યું "ખરેખર?" બેરામ જરાકથી ખરાશાં બોલયો.

"હા પેલાએ કહ્યું, "ને મેં વળી સીટપર ન્યુસપેપરથી ...!"

...રામ ઉઠયો અને બેઠક પરથી ન્યુસપેપર કહાડયું. "કાકા આપ તો ગેઇ કાલનું ન્યુસપેપર છે," તેણે ...ની તારીખ જોતાં કહ્યું, તમે શું આપ ગેઇ કાલની ...રીઝર્વડ કીધેલી શું?"

...તાએ વધારે ધાંધલ કરવાનું માંડી વાળી બીજી ગમ ...ની જગ્યા લીધી.

(સોલન.)

## કઇ જાતનો આદમી?

"એ કેવો આદમી છે વારૂ?"

...ની આગળ, તો આપણે એની પસંદગી સારૂં એ ...ર હાથે તો એક તે ગજ્જામાં સેરવી દેય છે ને બીજો ...ણીને ફેંકવા માટે છે.

(સોલન.)

## હાજર-જવાબ.

શોલી—સાહેબ મારા પપાએ પુછાવ્યુંછ કે તમારૂં નામ શું?

મહેતાજી—અલ્યા મારૂં નામ બી હજુર તુંને માલમ નથી? મારૂં નામ પાનાચંદ! ગધેરા!

શોલી—વારૂં સાહેબ.

મહેતાજી—શું મારૂં નામ? બોલની જોઉં?

શોલી—તમારૂં નામ ફુલચંદ ગધેરા: જોઇલેવ મહેતાજીનો ચહેરો.

બરજોર. ર. ચીનાઇ.

## CHAT.

કુંવર કસરેવજને સારાં ગામની કનવાર હતી! લોકની નીંદા કરવામાં તેણી નંબર વન હતી. પડોશી આગળ રોજની કોઇની ને કોઇની નીંદા કરવાની હમેશની તેણીની આદત હતી.

એક દીવસ કુંવર હાથમાં કંઇ સીવવાનું લઇને પોતાની પડોસણને તાંહ ગઇ.

"મરે તમુને ખબર કે દીનામાય, પેલું નાંહનું ઘેર ખાલી ઉતુંની તેમાં તો આજે ભારત આયું જો!"

"હા હું જાણુંછ," દીનામાયે ટુંકેથી કહેમયું.

"મરે તમે એ લોકનો સામાન જોયો કે?

"નહી, મેં કંઇ ધ્યાન આપયું નથી.

"બે ગારાં ભરેલાં ઉતારે સામાન તો એવો કે હું તો તેના સો રૂપીઆબી નહીં આપું. કંઇ બરનીને બાબટાં તો એવાં બેખરા બેખરાં જેવા કે જોવા નહી ગમે તેબી સીવીને ગારામાં ભરેલાં!-ને છોકરાંઓ! તોબાહ કેહરો બોલેછ, પણ મરે એવાં કરી કે જોઇને સુગ લાગે, મારાં છોકરાઓને તો એ લોકની સાથે બેળાવાબી નહીં દેઉં! ને માંય!-છોકરાં પીકરાં જેવી સારી ને તેવુંજ બદવાન. બાપને મોને કોણ જાણે પીધયું હોશે? મરે એ કોણ હોશે. તમે ઓળખોછ?"

"હા ઘણાં સારી રીતે!"

"હેં? કોણ છે?"

"મારા બેન બંધેબી!

કુંવરે ત્યાંથી ચાલતીજ પકડી.

(સોલન).



પરોઢીઆમાં પોકારે છે કોઇ પંખેરૂં પીયુ પીયુ, ને પીયુ તેનો આવીને મળેછ તુરત,
તેમ પવિત્રાઇમાં પુકારશે તું જો પિતા પિતા, તો પિતા તુંજનો આવીને મળશે તુરત,
ને પુછશે કે શું કામ છે બેટા મ્હારા, ને ઉત્તર તું દેજેકે દર્શન કરવાં છે ત્હારાં. ખુરશેદ.

પ્રીન્ટીંગ પ્રેસ, મુંબઈ.



હીઝ એક્સેલન્સી, ધી રાઇટ ઑનરેબલ,
શ્રીમન્ ફ્રીમેન થૉમસ બેરન
વીલીંગડન.
મુંબઈનાં નામદાર ગવર્નર.

# આર્યાવર્તના વીર રત્નો.



[૧૫].

હીઝ એકસેલન્સી, ધી રાઈટ ઑનરેબલ

# ફ્રીમેન ફ્રીમેન-થૉમસ, બેરન વીલીંગડન.

જી. સી. એમ. જી; પી. સી;



લખનારઃ—જે. એલ. ડી. બારભાયા.

| | |
|---|---|
| Experience is the best teacher. | મહાન નિશાળ તે અનુભવશાળા મનાય, |
| Only the school fees are heavy. | જેનો ખરો પરિચય ભાગ્યેજ મેળવાય. |

અંગ્રેજી "રીત ભાત અને ચારિત્રોનાં પુસ્તકો વાંચતા કોઈને પણ તાબડતોબ જણાઇ આવશે કે વિલાયત તરફ મનુષ્યનાં સારાં ખાનદાન અને સારાં સગપણ તરફ બહુ માનનીય દ્રષ્ટિએ જોવામાં આવેછે, કે જેટલું માન પૈસાને અપાતુ નથી. મનુષ્યનાં સારાં આચરણ અને ગુણો અને ખાનદાન એની પદવી એટલી બધી તો ઉત્તમ લેખવામાં આવે છે કે તેના ઉપરથી નિચેની બે કહેવતો ખાસ નિકળી છેઃ—

A man is known by the company he keeps=સંગત ઉપરથી મનુષ્ય ગુણ જણાય.

A man is influenced by the Society he possesses=સંબન્ધને લઇને આગળ પગ મુકાય.

આજે અત્રે હું આપણી ઉપર સરદારી ભોગવતા મુંબઇ ઈલાકાના હાકેમના જીવનની રૂપરેખા આલેખું છું; જેના જીવન ઉપરથી જણાઇ આવશે કે એક વખ્ત મળેલા પુર્ણ ટેકા પછી, મનુષ્ય પોતાના ગુણ અને નશીબને અંગે કેટલો આગળ વધી શકે છે.

ઈંગ્લન્ડના એક અંગ્રેજ રહીશ મી૦ ફ્રેડરીક ફ્રીમેન-થૉમસ કે જે હેમ્પડનના પહેલા વાઈકાઉન્ટની પુત્રી મેબલને પરણ્યો હતો. ઉભય દંપતિને પેટે એક પુત્રનો જન્મ ઇ. સ. ૧૮૬૬ ના સપટેમ્બરની તા. ૧૨ મી એ થયો હતો, જેનું બચપણનું નામ ફ્રીમેન રાખવામાં આવ્યું હતું.

વ્યાપારી વિષય પુરતું જ્ઞાન મેળવ્યા બાદ, નિશાળની જીંદગી દરમ્યાન મી૦ ફ્રીમેન ફ્રીમેન-થૉમસે ક્રિકેટના હુશિઆર ખેલાડી રૂપે નામના મેળવી હતી અને ઇટન તેમજ કેમબ્રીજના ઇલેવન તરફથી કેપ્ટન નેમાયા હતા.

ઇ. સ. ૧૮૯૨ માં તેના લગ્ન બેરન બ્રાસીની પુત્રી ઑનરેબલ મેરી એડેલેડ જોડે થયાં હતાં.

ઈ. સ. ૧૮૯૩ માં તેઓને પેટે પ્રથમ પુત્ર અવતર્યો કે જે ઑન૦ મી. જીરાર્ડ ફ્રેડરીક ફ્રીમેન-થૉમસ ભવિષ્યના બેરન વીલીંગડન છે.

ઇ. સ. ૧૮૯૫ માં લૉર્ડ બ્રાસી જ્યારે ઑસ્ટ્રેલીઆમાં વિક્ટોરિયા ખાતે ગવર્નર નેમાયા ત્યારે તેણે (પોતાના

(જમાઇ) મી. ફ્રીમેન-થૉમસને પોતાના એઇ-ડી-કેમ્પ નેમ્યા હતા.

ઇ. સ. ૧૯૦૫ માં સરકારી નોકરીમાં ત્યાંથી તેઓની નેમણુંક ત્રીઝેરી ખાતાંના જુનિઅર-લૉર્ડ તરીકે થઇ હતી, જે દરમ્યાન ઇ. સ. ૧૯૦૦ માં હેસ્ટીંગ્સ તરફથી ચુંટાઇને તેઓ પાર્લામેન્ટમાં બેઠક મેળવવા પામ્યા હતા. ત્યાર બાદ ઇ. સ. ૧૯૦૬ માં બોડમીનના ભાગ તરફથી અને ઇ. સ. ૧૯૧૧ માં કોર્નવૉલીસ તરફથી તેઓ ફરીથી ચુંટાઇ પાર્લામેન્ટમાં આવ્યા હતા.

સસેકસ ઇમપીરીઅલ યોમેનરીના મેજર તે પછી તેઓ થયા હતા અને ત્યારબાદ સમ્રાટ રાજાના લૉર્ડ-ઇન-વેટીંગ પદે આવ્યા હતા. ત્યારબાદ લૉર્ડ વિલીંગડનને બેરન પદે ચઢાવવામાં આવ્યા હતા, અને તેઓની જાગીર ઇંગ્લંડમાં રેટન ખાતે વિલીંગડન મધ્યે હોવાથી તેઓ રેટનના બેરન લેખાય છે. રેટન ખાતેના બેરન પદને પામનાર તેઓ પ્રથમજ છે. તેઓને એક બીજો પુત્ર પણ છે.

ઇ. સ. ૧૯૧૩ ના એપ્રીલ માસની તા. ૪ થીએ તેઓ મુંબઇના ગવર્નર રૂપે મુંબઇ શહેરના એપૉલો બંદર આવી પહોંચ્યા, અને તા. ૫ મીએ તેઓએ હાકેમ તરીકે પોતાની હકુમત ચલાવવા માંડી.

ત્યારબાદ આપણે જોયું છે કે તેઓએ કોઇ પણ જાતની ગડબડ કે ધાંધલ વિના કેવો કારભાર ચલાવ્યો છે. યુરોપમાં ચાલેલી લડાઇના પ્રારંભ કાળમાં જ્યારે અત્રેના વ્યાપારીઓએ રોજની ખપતી ચીજોના ભાવો વધારી મૂક્યાં, ત્યારે તેઓ પુનેથી અત્રે આવી આપણાં શહેરના પોલીસ કમીશનર મી. એડવર્ડઝ જોડે ખાંડબજાર, માંડવીના લત્તાઓમાં જઇ જન હિતનું નમુના લાયક કાર્ય તેઓએ કીધું હતું. અને તે બાદ આ શહેરના પ્રથમ શહેરી રૂપે સર ફીરોઝશાહ મેહતાએ તેને માટે લાગણી ભર્યા શબ્દો-વફાદારી બતાવવા માટે ભરાએલી જાહેર સભામાં-જે ઓચર્યાં છે, તે પછી વિશેષ લખવાનું કશું એ રહેતું નથી.

ચાલુ માસની ૧૨ મી તારીખથી એટલે લગભગ પતેતીના પ્રારંભથી નામદાર બેરન વિલીંગડનને પચાસમું વર્ષ શરૂ થશે. અને આપણે ઇચ્છીએ છીએ કે તેઓને યશ, કિર્તિ અને આબાદી સાથે દીર્ઘ યુષ આપો!

# નિર્ભય.

(ગજલ.)

ખંજરથી હું ડરતો નથી. ડરતો નથી હું તીરથી,  
આપને શરણે જીગર થાસે નહિ તદબીરથી,  
જુલ્મોનો વરસાદ વરસાવો કિંવા જખમી કરો,  
જીન્દાનમાં નાખો અગર જકડો ભલે જંજીરથી,  
છાના રહીને શું સતાવો આમ આ મજલુમને,  
આવો કદમ ગરદન ધરૂં જગ્હા કરો સમશીરથી,  
પ્યાલું ભરેલું પ્યારથી પીતાં કદી પરવા નથી,  
હોયે હળાહળ ઝેરથી કે, હો ભલું શીરથી,  
ચશ્મની મસ્તી બધી મહબુબ મળવા માટ છે,  
પુર નુર થાસે ચશ્મ આ મહબુબની તસવીરથી,  
મહબુબની બસ મે'રમાં "શયદા" તણું દિલ છે ખુશી,  
આંસુ નહિ ટપકે કદી આ દીદ એ દિલગીરથી.

"શયદા."

# સરજતની સુંદરી.



લખનાર:—દિલકશ.

"ધર્મોજ્ય," "કુદરતનો ખેલ," "સુંદરીનો વૈરાગ"
વિગેરેના કર્તા.

## પ્રકરણ ૧૫ મું.

દેવીદ પોતાની માનીતી રોઝેલીનથી છુટો તો પડયો પણ તેને કશું ચેન પડયું નહિ. તેને પોતાના મકાનમાં કશું ચેન પડયું નહિ. નહિ ચેન પડવા સાથે તેનો ચેહરો ઉતરી ગયો. તેણે પોતાનું મન બીજી તરફ રોકવાને ઘણીબી તજવીજ કીધી, પણ ફોકટ! તેનું મન જે રોઝીમાં રોકાઇ ગયું હતું તે કેમે કરી બીજી ચીજમાં રોકાઇ શકયું નહિ. તેની નજર સામે, તેને લાગ્યું કે રોઝીની ભોળી ભાલી સુરત ભમ્યા કરતી હતી. તે મીઠી મુરતે તેનો એવો તો મજબુત પિછો પકડયો હતો કે તે ગમે તેટલી કોશેશ છતાં દુર કરી શકયો નહિ.

રોઝીની આજની ચાલથી તેને બહુજ લાગી આવ્યુ હતું. તેણે રોઝીને આજના જેવી અકળાટ ગભરાટમાં કદી પણ જોઇ હતી નહિ. રોઝીનો આ ગભરાટ શાનો હતો તે તે સમજી શકયો નહિ. તેને લાગ્યું કે રોઝી કાંઇ એવો ભેદ છુપાવતી હતી જે ખુલ્લો કરવાને તે બીહીતી હતી. તેને લાગ્યું કે આ ભેદ તેણીની આગલી ગરીબાઇ સાથે નિકટ સંબંધ ધરાવતો હતો, જોકે તેણીએ પોતાની ગમે તેટલી ગરીબાઇમાં તેણીએ કશું ખોટું કરવાનો તેને સહેજ પણ શક હતો નહિ. તે તેણીને પોતાના જાનથી એટલો બધો તો ચાહતો હતો કે તે રૂપસુંદરી માટે સહેજ પણ બુરો ખ્યાલ લઇ જતાં તે કમકમતો હતો.

કોઇ વાર તેનાં મનમાં કાંઇક બુરો ખ્યાલ પોતાની મેળે ઉભો થતો પણ બીજીજ પળે તે તેને જડમુળથી કહાડી નાખતો હતો. રોઝીને છોડી આવવા પછી તેનાં જીગરમાં આરીજ કિસમનું યુદ્ધ જાગ્યું હતું જેનું પરિણામ રોઝીની ફતેહમાં આવવા પામ્યું. રોઝીના ગભરાટને સાધારણ ગભરાટ સમજયો અને રોઝીની ભેદી વર્તણુક નિર્દોષ માની લીધી. આ ખ્યાલ થતાંજ તેણે રોઝીથી દુર રહેવામાં મુર્ખાઇ જોઇ. રોઝીને લડતમાં ફતેહ પામેલ જોતાંજ તેનું હૈયું રોઝીને મળવા તડપવા લાગ્યું. તેને લાગ્યું કે તે રોઝી વગર જીવી શકવાનો હતો નહિ, જેથી તેણે આજેજ રોઝીનો જવાબ મેળવવાનો નિશ્ચય કીધો. તેણીના 'હા' યા 'ના' ઉપર તેની જીંદગીનાં સુખ દુ:ખનો આધાર હતો.

તે ઉઠયો. તે તૈયાર થયો અને મોટોરમાં સવાર થઇ તેણે 'ગ્રેન્જ' તરફ ચાલુ મુકયું, જયાં તેની મનની મીઠી મોરાદ વસ્તી હતી.

જયારે રોઝીનો પત્તો મળ્યો હતો નહિ ત્યારે ખુદ જોનનાં નાણાંનો અને ગ્રેન્જનો પાસબાન દેવીદ પોતે હતો. તે વેળાએ તે અવારનવાર ગ્રેન્જની મોલાકાત લેતો હતો જેનો અર્થ હેસતર બેલ જુદોજ ઉઠાવતી હતી. દેવીદના ગ્રેન્જ તરફનાં ખેંચાણનું મુળ તે પોતાને સમજતી હતી. તેણીએ તો એમજ માની લીધું હતું કે જવાન તાલેવંત દેવીદ તેણીને ચાહતો હતો. હેસતર બેલ પણ તે જવાનને ચાહતી હતી, અને તે તેની ઉપરથી પોતાનો જાન સદકે કરવા માંગતી હતી. દેવીદ પણ તે જવાન ઓરત તરફ પણ ઘણીજ માયાથી વર્તતો હતો જેથી હેસતર બેલના ખુશીનો પાર હતો નહિ. તે ઓરતથી હસાઇ હસાઇ જવાતું હતું. તે વેળાએ ખુદ જોનની તમામ દોલત પોતાના

...જ હાથમાં આવવાનો ખુશ-સ્વપ્નો જોતી હતી. વળી ...વીદ પણ તાલેવંત હતો, જવાન હતો, ખુબસુરત હતો ...ને હેતાળુ હતો. તે વેળાએ હેસતર બેલને દુરનો પણ ...વપ્નો હતો નહિ કે બુઢા જોનની દોલત તેણીના હાથ...માંથી છિનવી લેવાને રોઝી એકાએક ફુટી નિકળનાર હતી.

રોઝી પોતાના કાકાની દોલત છીની જવાને ફુટી નિકળી તો નિકળી પણ હેસતર બેલે જોયું કે તેણીના ...ચમાં આવવાથી દેવીદ તેણીની ઉપર આગળ કરતાં ઓછું ...યાન આપતો હતો, અને રોઝી ઉપર ધરૂપર થઇ ગયો ...તો. રોઝીના નહિ ધારેલી ફુટી નિકળવાથી તે જવાન ...ણુ ઉપર બેવડો ફટકો પડયો હતો. એક તો તેણીના ...થમાંથી બુઢા જોનની દોલત ગઇ હતી અને બીજું તો ...વાન દેવીદની તેણીએ મોહબત ખોઈ હતી. આ યાદ ...ાવતાં તે બેએ આસુંએ રોઇ હતી પણ તેમાં તેણીએ ...તાની ભુલ જોઈ હતી. રોવામાં તેણીએ ખોહવા જેવું ...ઇ લીધું પણ છુપાઇને રોઝીનો વારોમારો જોવામાં ...તાનું ભલું માની લીધું.

તેણીએ જે પળથી રોઝીનો ગભરાટ પેલા કંગાળ ...ળકના સંબંધમાં જોઇ લીધો હતો અને જે પળથી ...ઝી અને પેલાં બાળકની નજર એક થતાં 'મમી! મમી' નો ...દગાર પેલાં બાળકનાં મોહડાંમાંથી નિકળતો સાંભળ્યો હતો ... પળથી તેણીને રોઝી માટે મોટો શક ગયો હતો. તેણીને ...વો શક ગયો હતો કે રોઝીએ પોતાને કુંવારી જાહેર કરી ...તાના કાકાના વીલથી ઉલટી રીતે તેણીના હાથમાં ...વેલી દોલત દગાલિયુ બની છિનવી લીધી હતી જે ...ગાળ બાળકે રોઝીને જોતાં 'મમી, મમી!" નો પોકાર ...ર્યો હતો તેજ તેણીનાં પેટનું ફરજંદ હતું યાને રોઝી ...ક બાળકની માતા હતી.

"પણ એની સાબેતી શી?" આ સવાલ તેણીના ...નમાં હરપળ દોળાયા કરતો હતો, અને આ ઓરત હવે ...ઝીને તેણીનાં ખરાં રૂપ-રંગમાં ઉઘાડી પાડવાને, દેવીદ ...ગળ તેણીને નીચી પાડવાને અને તેણીને 'ગ્રેન્જ'માંથી ...હુત કરી કહાડવાને જમીન અને આસમાન એક કરી ...ી હતી.

જ્યારે દેવીદ પોતાનાં મકાનમાં બેસી રોઝીને મળ...નો અને તેણીની પાસેથી 'હા' યા 'ના' નો જવાબ મેળવવાનો વિચાર કરતો હતો ત્યારે રોઝી પોતાના છુપા શત્રુ હેસતર બેલ સાથે વાતમાં રોકાયલી હતી.

રોઝી જ્યારે પણ હેસતર બેલ સાથે એકલી પડતી ત્યારે તે બેહદ અકળાટ ગભરાટમાં પડતી હતી અને આખે દિલે પાણી પાણી થઇ જતી હતી. જે ઓરતનો બુઢા જોનની દોલત ઉપર ખરેખરો હક હતો તે દોલત ખોટી રીતે, અપ્રમાણિક રીતે બલકે દગાઇથી મેળવવા માટે તેણીનું દિલ સર્પની મિસાલ ડંખતું હતું. રોઝીની આ હિલચાલ હેસતરની આંખોથી છુપી રહી હતી નહિ. તે તુરત પામી ગઇ. તેણીની બાહના ચેનચાળા, આવભાવ, રીતભાત અને દરેકે દરેક હિલચાલ એક કુંવારી સ્ત્રી કરતાં એક પરણેલી સ્ત્રીને વધુ મળતાં આવતાં હતાં.

"મીસ બેલ, તું હમણાં કયાં હતી?"

"બાનુ, હું તબેલામાં હતી. આવતી કાલે મારા માનીતા ઘોડા ઉપર—હું ભુલી, કેમકે હવે હું એ ઘોડાને 'મારો' કહી શકશ નહિ. એ ઘોડો તમારા મરનાર કાકાએ સ્વારી માટે મને સોંપ્યો હતો. મરનાર મારી સાથે અવારનવાર ઘોડા ઉપર સવારી કરતા હતા, અને અમો ફરતાં હતાં. મરનાર જોકે એ ઘોડાને 'મારો ઘોડો' કહી બોલાવતા હતા તોપણ તેઓએ મને કાંઇ એકદમ આપી દીધો હતો નહિ. અને કદાચ આપી પણ દીધો હોતે તો વરસ દહાડે સો પાઉન્ડના પગાર ઉપર મારી સાથે એનો પણ હું ગુજરો કરી શકું એમ તો બનેજ નહિ. હું આટલી નાની આવક ઉપર મારી સાથે મારાં એ પ્યારાં જાનવરને ભુખે મારવાનું પસંદ કરૂં નહી."

"ત્યારે મીસ બેલ, તને સવારી કરવાનું પસંદ છે?"

"હા, બાનુ; જ્યારે હું તમારા કાકાની નોકરીમાં આવી ત્યારે ઘોડા ઉપર સવારી કરતાં મને આવડતું હતું નહિ, પણ તમારા કાકાએજ મને સવારી કરતાં શીખવ્યું હતું. એ ઘોડો મારો માનીતો છે પણ એ મારાં માનીતાં જાનવરથી છુટા પડતાં મને ઘણું લાગેછે."

આ પળે હેસતર બેલનો સાદ ગળગળી રહ્યો હતો. આ પળે તેણીએ એવો દેખાવ કીધો કે જાણે ભોળી રોઝી તો એમજ સમજી કે મીસ બેલને પોતાના માનીતા ઘોડાથી છુટું પડતાં ઘણું લાગતું હતું, જ્યારે ખરી હકીકત તો તેણીને ગ્રેન્જથી છુટું પડતાં ઘણું લાગતું હતું. અગરજો

તે 'ગ્રેન્જ'થી અને રેઝીથી છુટી પડી દુર જાય તો રેઝીનો પુરેપુરો ભેદ મેળવવાની તક હાથથી જાય તેમ થતું અટકાવવાને તે પોતાને મળનારી દોલતમાંથી અરધી દોલત વરીક આપવાને તૈયાર થાય. ગ્રેન્જમાં રેઝી સાથે રહી તેણીનો ભેદ મેળવવામાં તો તેણીને દેવીદ એકવાર ફરીથી હાથ કરવાની ઉમેદ હતી.

મીસ બેલ એવાં તો ગળગળતા સાદે બોલી હતી કે ભોળી રેઝીને ઘણું લાગી આવ્યું અને તે પહેલીજ વાર મીસ બેલના ચહેરાને ધારી ધારી જોઇ બોલીઃ—

"મીસ બેલ, ગ્રેન્જ છોડવાની એટલી ઉતાવળ કરવાની કશી જરૂર નથી. હું ગ્રેન્જ છોડી જવા કહેતીજ નથી. મીસ બેલ, ભલે તું અહિં તારી ખુશી પડે ત્યાં સુધી રહે. હું કાંઇ તને કાહડી મુકવા માંગતી નથી. અગર જો તારાં કોઇ સગાંવાહલાં યા દોસ્ત આશનાવો હોય તો તું તેઓ પાસે જવા માંગતી હોય તો ભલે જા."

"બાનું, ખરૂં પુછો તો મારૂં કોઇ સગું વાહલું છેજ નહિ. હું જાઉં તો મને બીજી નોકરી શોધવા વગર—"

"ત્યારે તને એમ કરવાની જરૂરજ શું? અહિં તારે માટે કામ ઘણું છે. તું અહિંજ મારી આગળ કાં નહિ ઠર પડી રહેતી?"

હેસતર બેલ વિચારમાં પડી. દેખીતી રીતે તે વિચારમાં પડેલી લાગતી હતી, પણ ખરી રીતે તો તે મનમાં મગન થતી હતી કે દર્દીને રૂચતુંજ વૈદે ફરમાવ્યું હતું.

"પણ બાનુ, જે ઓરતને તમારા કાકા દોલત આપી જવા માંગતા હતા તે ઓરતને તમો તમારી નોકરીમાં રાખવા માંગતાં નહિ હશો. બાનુ, એ તો સારૂંજ થયું કે તમો પરણેલાં નથી, પણ કુંવારાંજ છો, નહિ તો તમારા મરનાર કાકાના એકાદ બે પળના ફાંટાને લીધે હુંજ તમારી હકની દોલતનો લુટારો બનતે ને તમો મને શ્રાપથી અનેક દુવાથી વધાવી લેતે. બાનુ, હું ઘણી ખુશી છું કે તમો પરણેલાં નથી પણ કુંવારાંજ છો અને તમો પેલી બેટીના માતા નથી."

મીસ બેલનું આ બોલવું રેઝીને સાદુ અને ભોળું ત્યારેજ લાગતે કે જ્યારે તેણીનું અંતઃકરણ પાક હતે, દિલના ડંખથી બિલકુલ સાફ હતે. પણ રેઝીનું અંતઃકરણ ડંખેલ હતું. જેથી તે મોત જેવી ફીકી ફ્ક્ પડી ગઇ. મીસ બેલની તિક્ષણ આંખોમાંથી તેણીના ચેહેરા ઉપર ફેરફાર છુપો રહી શક્યો નહિ.

રેઝી વધુ અને વધુ ફિક્કી પડી બોલી, "મ[illegible] બેલ, તને મોટો ઇનસાફ મળ્યો છે એમાં કશો શક ન[illegible] હું મારા કાકાની ભત્રીજી હતી અને તેમની પસંદગી જવાન સાથે નહિ પરણવાની જીદ કરવા સિવાય મેં તેમ[illegible] કશો ગુનોહ કીધો હતો નહિ. પણ મારા કાકાએ તારા મન[illegible] દોલત મેળવવાનો ખ્યાલ મુકી જઇ પછી વરસ દા[illegible] માત્ર સો પૌન્ડ ઉપર છોડી જવામાં મોટી ભુલ કીધી એમ મારે કબુલ કરવું જોઇએ."

"હું મરનારને એ માટે સહેજ પણ ઠપકો દે[illegible] નથી. મરનાર મારી તરફ સદા દયાળુ હતા, અને મને ર[illegible] બેટીની તરેહ ચાહતા હતા."

"તે ગમે તે હોય, રેઝીએ હિમ્મતથી બોલવા ચાલુ રાખ્યું, "પણ મીસ બેલ, મેં મી૦ દેવીડની સલ[illegible] લીધી છે તે તને સહેજથી વાંધો નહિ હોય તો હું મ[illegible] કાકા તને દર વર્ષે સો પાઉન્ડ આપવાનું ફરમાવી ગય[illegible] તેમાં હું સો પાઉન્ડનો ઉમેરો કરવા માગુંછું. હું ત[illegible] કોઇપણ રીતે ઇનસાફ આપવા માગુંછું."

એટલું બોલી રેઝી બારી આગળ ગઇ. હેસતર બે[illegible] છુટકારાનો દમ ખેંચ્યો કેમકે તે આ પળે એટલી બ[illegible] તો ગુસ્સે થઇ ગઇ હતી કે રેઝી ગમે તેટલી ભોળી છ[illegible] તેણીનો ગુસ્સો તરત પામી ગઇ હોત. હેસતર રેઝી[illegible] માગણીથી ગુસ્સે થઇ હતી નહિ. પહેલાં તો તેણીએ આ[illegible] માગણીની આશા વરીક રાખી હતી નહિ. તે પોતે રેઝી[illegible] જગોએ હતે તો દર સાલ સો પાઉન્ડથી ગમે તેવા સગ[illegible] પણ છુટી પડવા માગતે નહિ. તેણીનો ગુસ્સો દેવીડ માટે હતો. દેવીડ જે પહેલાં હેસતર બેલ ઉપર બેહદ ધ્યાન આપ[illegible] હતો, તેણે તેણીની કિમત માત્ર સો પાઉન્ડથીજ આં[illegible] હતી. આ ખ્યાલ થતાંજ તે બેહદ ગુસ્સે થઇ ગઇ, પ[illegible] તેણીનો આ ગુસ્સો સારાં નસીબે રેઝી જોઇ યા જા[illegible] શકી નહિ તે માટે તેણીએ છુટકારાનો દમ ખેંચ્યો. પ[illegible] બીજીજ પળે હેસતર બેહદ ઉશ્કેરાયલી ઢબે રેઝી ત[illegible] દાંતો કચકચાવી બોલી, "મારી પકી ખાત્રી થાયછે દેવીડ એ ઓરતને બેહદ મોહબતથી ચાહેછે. તે મારી ર[illegible] ભાર પણ દરકાર કરતો નથી. જેમ કુતરા આગળ રોટી[illegible]

ડો નાંખી તેને શાંત પાડે તેમ તે સો પાઉન્ડનો એક ટુકડો ખી પોતાની તરફની સારી ચાહતનો નીચ બદલો વાળવા ગેછે! પણ તેના કમીનાપણાનો બદલો 'નહિ લેઉં' –બસ મારે અહિંજ અટકવું જોઇએ. દીવાલને પણ ન હોયછે. તેને મારે માટે સહેજ પણું માન મોહબત તો તે કદી પણ મને સો પાઉન્ડ આપવાની રોઝીને લાહ આપતે નહિ. ઓ હું કેવું ઇચ્છુંછું, કે તે બંનેને ટાં પાડું. પણ કેમ, કેવી રીતે એ બંનેને છુટાં પાડું, રા કીનાનો ધગધગતો અંગાર કેમ બાહેર પાડું?"

એકજ ચીજ માટે તેણીને સંતોષ ઉપજ્યો હતો તે હતો કે રોઝી તેણીને 'ગ્રેન્જ' માંથી બાહેર કાહડવા ગતી નથી.

આ પળે રોઝી પોતાની બેઠક ઉપર મીસ બેલ ગળ આવી બેઠી.

"કેમ, મીસ બેલ, મારી માગણી માટે શું ધાર્યું ? ધારૂંછું કે:–

"બાનું, તમારી માગણી માટે હું ઉપકાર માનુંછું, ણ તમારા ભલા કાકા મારે માટે જે રકમ નક્કી કરી ગાછે," તે ઉપરાંતની મારે આશા રાખવી એ હું એક પ સમજુંછું."

"પણ તું ભુલેછે મીસ બેલ કે મારા કાકા પોતાની મામ મિલકત તને લગભગ સોંપી ગયાછે. અને હું જો ણેલી હતે તો મારા કાકાની તમામ દોલત તારીજ થતે, ટલે તેમની દોલતમાંથી સો પાઉન્ડ વધુ કબુલ કરવામાં મરનારના રૂહને શાંતી બક્ષી શકશે."

"પણ હા, પણ તમો કાંઇ પરણેલાં નથી. તમો રે માટે, બાનુ, એટલી બધી કાળજી ના રાખો; જાણે ારા કાકાએ મારી સાથે ઘણા ઘાતકી ચાલ ચલાવી હોય મ તમો ધારોછો. તમો બાનુ જે આંખે જોવોછો તે આંખોએ જોતી નથી."

"એ તારી લાયકી છે મીસ બેલ."

અને મીસ બેલ સો પાઉન્ડ વધારે લેવાને ત્યારેજ ો કે જ્યારે રોઝી તેણીને પોતાના ખાનગી સેક્રેટરી તરીકે ક કામ સોંપવાને રાજી થાય.

હેસતર બેલ 'ગ્રેન્જ' માં રહેવાને જેમ રાજી હતી તેમ નારાજ પણ હતી. રાજી એટલા માટે કે રોઝીની સાથે રહેવામાં તેણીનો ભેદ શોધી કાહડવાનું બની આવે, નારાજ એટલા માટે કે રોઝી અને દેવીડનું ઘરૂપરૂં જોવા કરતાં પોતાની આંખો ફોડી નાખવાને તે વધુ પસંદ કરે. પણ અંતે તે ગ્રેન્જમાં રહેવાને કબુલ થઈ.

## પ્રકરણ ૧૯ મું.

દેવીદનું નામ પોકારવામાં આવ્યું ત્યારે રોઝી અને મીસ બેલ વાતમાં રોકાયલાં હતાં. હેસતર બેલ પોતાનાં પ્યારાનું નામ સાંભળતાંજ ફિક્કી થઇ ગઇ, અને ગુસ્સાથી તેણે પોતાની જીભ કરડી. દેવીદે જેમ રોઝીને તેમ મીસ બેલને હસીને શેકહેન્ડ કીધી. શેકહેન્ડ કરતાં હેસતરના હાથ ધ્રુજતા હતા. તેણીનું જીગર જોકે થરથર કાંપતું હતું, તોપણ તે પસાર કરતાં વધુ સખ્ત બની ગયું હતું.

દેવીદે હસીને હેસતરની ખબર અંતર પુછી, જેનો ટુંકમાંજ જવાબ દઇ ગુસ્સામાંજ પોતાની બેઠક તે છોડી ગઇ. એ વેળાએ તેણીનો ચેહરો લાલચોળ થઇ ગયો હતો, અને આંખનાં ભવાં તીરની માફક ઉભાં થઇ રહયાં હતાં. તે બેઠક છોડી તો ગઇ પણ તે પોતાના ઓરડામાં જવાને બદલે રોઝી અને દેવીદવાળા ઓરડાની બાહેર નિકળી પાછલા રસ્તે તેજ ઓરડામાંના સ્ક્રીન પાછળ છુપાઇ ઉભી.

"કેમ રોઝી, હજી તું તારા વિચારમાંથી ફારેગ બનીછે કે તેજ ખ્યાલમાં તું હજી રમી રહીછે? રોઝી, તું તારાં ભેજા ઉપર જે ગમનો ભાર લઇ ફરેછે તે માટે હું ઇચ્છુંછું કે તું મને તારા વિશ્વાસમાં લે."

"પણ દેવીડ, મને કાંઇજ નથી. છેલ્લા થોડા માસ મને ઘણીજ કંગાલ જીંદગી ગુજારવી પડીછે. એક વખત એવો હતો કે મને ભુખમરો સહેવો પડયો હતો. મેં એક કંગાળમાં કંગાલ નોકરી મેળવવાની અનેક ફાંફાં માર્યાં હતાં પણ તે વખતે મારૂં કિસમત એટલું બરગશ્તે બન્યું હતું કે તે પણ હું મેળવી શકી હતી નહિ. આ મારી આગલી સ્થિતિ મને યાદ આવતાં હું કમનસીબ બની જાઉંછું અને તે વખતનો ખ્યાલ મારૂં કલેજું કોતરી ખાયછે."

એટલું બોલતાં તે હસી પડી પણ દેવીદે જોયું કે તેણીનું તે હસવું બાહેરનું હતું. દેવીદ હસ્યો નહિ. તે વધુ ગંભીર થઇ બોલ્યો:—

"રોઝી, તને સ્વપને પણ ખ્યાલ હોય નહિ કે મેં તારી પુઠ કયારથી પકડીછ! તારા કાકા મરણ પામ્યા ત્યારથી હું તારી શોધમાં છું. રોઝી, હું તારી ઉપર દીવાનો થયેલછ."

"બેરહેમ, બેવફા આશક," હેસતર બેલ દેવીડના મોહડેથી ઉપલા સખુનો બાહેર પડતાં ચોંકી ઉઠી બોલી, "ત્યારે તું એજ કંગાળ ઓરત ઉપર દીવાનો હતોની? તું મારી સાથે તો નાહક મોહબતનો ખેલ ખેલતો હતોની? એ શોહામણી ચામડીમાં સંતાયલા શેતાન! તું જાહેરમાં મારી ઉપર હતો કુરબાન પણ બાતેનમાં તું રોઝી ઉપર આપતોતો જાન! દેવીદ! મેં તો તને જોયેનેજ તારી ઉપર મેં મારો જાન ખોહો! મેં મારો પ્યાર તને એટલો બધો તો સપુરદ કીધો કે મેં મારો આખો ભવ રદ કીધો!"

હેસતર બેલ ઉશકેરણીના આવેશમાં એથી પણ વધુ બોલતે, પણ તેણી દેવીડને બોલતાં સાંભળી ચુપ થઇ ગઇ.

"રોઝી, જ્યારથી તું તારા કાકાનો આશ્રો છોડી ગઇ ત્યારથી મારી યાદદાસ્ત તને ભુલી ગઇ નથી. હું તને મારી આંખો આગળ ભમતી જોતો હતો. કોઇ કોઇ વાર સ્વપનામાં પણ જોતો હતો. કોઇ વાર હું તને ખોરાક વિના ટળવળતી, ભુખે મરતી જોતો હતો. કોઇ વાર તને તંદરોસ્તીના પુર બાહેર ગોલાબના ફુલ સમાન ખીલેલી જોતો હતો. એક પળ એવી નહિ હતી કે તું મારી નજર આગળથી ખસતી હતી. આજે પણ તેજ મારો હાલ છે. રોઝી હું તને બેહદ પ્યારથી ચાહુંછ."

"ઓ દગાબાજ આશક!" છુપાયલી હેસતર બેહદ ગુસ્સાના આવેશમાં પોતાનાં મન સાથે બોલી, "તું રોઝીને ચાહેછની? પણ જાણ કે તું તારી મોહબતનો સવાદ ચાખી શકનાર નથી. દેવીદ, હું તને મારા જાતથી જયાદા ચાહતી હતી પણ આજે હું તને મોતથી વધુ ધિક્કારું છ. મેં તને મોહબતથી વધાવી લીધો હતો, હવે હું તને અનેક કિસમની આફતથી વધાવી લેવશ. મેં તારી ઉપર મ જાન કુરબાન કીધો હતો પણ હવે તારી ઉપર અને ત માનીતી માશુક ઉપર મારા ઢગઢગતા કહેરનો અ વરસાવવાને મારા જાનનો પણ ભોગ આપશે. ઓ આ બેવફા! તમો બંને ઉપર એવી તો જફા પાડું કે તમો એક બીજાની મોહબતનું નામ જબાન ઉપર પણ શકો નહિ."

તે વધુ બોલી શકી નહિ, કેમકે તેણીએ દેવ બોલતાં સાંભળ્યો.

"બોલ, રોઝી, તું મને ચાહેછ કે નહિ?"

"દેવીદ, હું તને ખરા જીગરથી ચાહુંછ. પ–પ–પ"

તે વધુ બોલી શકી નહિ, કેમકે દેવીડે તેણીને પોત મજબુત હાથથી પોતાની તરફ ખેંચી લઇ પોતાની છાત બેહદ હેતથી દાબી, અને તેણીએ તેણીના સુવાલા ગ લાલચોળ કરી નાખ્યા."

"ઓ ખુદા! હું આ દેખાવ કેમ જોઇ શ દેવીદ જેવા જવાનને હું કેમ ખોડી શકું? નહિ, ન કદી નહિ. હું એ બંનેને ફરી પણ એક થવા દેનાર ન હું કોઇ પણ ભોગે એ બંનેને દુર અને દુર રાખુશ. બંનેમાં અદેખાઇનો એવો આતશ સળગાવશ કે એ બ તેમાં જળી મરે, એકબીજાની જુદાઇમાં બળી મ આફતનો એવો તો જાલેમ શોળો વરસાવું, બંનેને એ બીજાની મોહબતમાં એવાં રીબાઉં, રડાઉં, જળાવું તેઓ મોહબતનું નામ ભુલી જાય, બસ તેઓ સંકટ ફુલી જાય!"

તે ત્યાં વધુ વાર થોભી નહિ. તે દેવીદ અને ર વચેની મોહબતનો દેખાવ પોતાની નજરો નજર વધુ જોવા માંગતી હતી નહિ. તેણીને પોતાની ઉપર ભરો હતો નહિ. તેણીને મોટી ધાસ્તી પોતાના ઉશકેરાઇ જવ હતી કે જેથી તે ખરાં રૂપરંગમાં બાહેર આવવા તો પોતાનો કીનો લેવાને બની શકે નહિ.

આવા ખ્યાલથી તે તે જગો છોડી ગઇ.



# બાનુંઓનો બાગ.

લખનારઃ—**સહનશીલ સખી.**

**બેસતું સાલ મુબા-!?? કેટલાંક તે કેમ ળે છે ને વર્ત્તે છે?**

બેસતું સાલ! આહા! ઘણાં-ઓ મોટે મોંહડે, વગર વિચારે ને વગર અર્થે, આ બેસતે સાલ કંઇભી લખશે,—મુખ્ય કરીને સારી દુઆ તો બોલશે-કહેશે. મોટે ભાગે જાણે એક રિવાજ હોય તેમ પાળશે; ...—પણ ઘણાં અફસોસ સાથે આપણે આપણી અત્રાફ ...એ છિયે, કે **નવાં** વર્ષનો દિવસ પસાર થયા પછી ...ખાં વર્ષ દરમ્યાન તેઓની વર્ત્તણુંક વિચિત્ર થઇ જાય ... મુબારકબાદીનાં લાંબાં લાંબાં પત્રો ચિતરાશે; પણ ...ાં વર્ષની સાંજ સાથેજ તેઓનાં તમાશા શુરૂ થશે. સંજો-...ાં બાહનાં હેઠળ, ભલું ઇચ્છવાની કબુલાતો પર પાણી ... વળશે; સ્વાર્થી નેમ સાચવવા ભલું કરવાનાં વચનો ...ઇ જશે; પરોપકારી બનવાનાં પ્રસંગોને પોતાની ...ત્ર કાજે પડતાં મૂકવામાં આવશે; તસુમાં તસ ઓછો ...ાં ઝાટકણી કાઢવા તૈયાર થઇ જશે; મોહડાં પર મર-... રાખી પેટમાં મોટી કરવત રાખશે; એ સઘળું ...ણે કોમમાં, સગાં—વ્હાલાંઓમાં, દોસ્તોમાં, સ્નેહ—...ધમાં જોઇએ છિયે, અને તે બધું નવા વર્ષનાં બીજા ...થીજ શુરૂ થાય છે. જાણે, દુઆઓ, બંદગીઓ, કબુ-... વચનો ફક્ત નવાં વર્ષનાં એકજ દિવસને માટે હોય, ... આખાં વર્ષ માટે નહિં હોય, તેમ એકજ દહાડો ... થવાનું ભલું, કરવાનું ડોળ દેખાડ છે!!

ખરી રીતે તો બેસતાં સાલની બંદગી, મુબારકબાદી, ...વિચારો, ભલી ઇચ્છાઓ, અને નેક કાર્યો કરવાની ...તો એવી હોવી જોઇએ, કે તે ફક્ત નવાં વર્ષની ... સાથેજ ખતમ નહિ થતાં, આખાં વર્ષ દરમ્યાન તે-... વર્ત્તણુંક ચાલુ રહે, કે જેથી દર વર્ષે મળતા એવા ...આશિષ આપણી જીંદગીને આ સૃષ્ટિમાં સ્વર્ગનો કૈંક ... આપી સુખી ને સંતોષિ બનાવે! સગાં-સ્નેહી અને ...ને મલી દુઆ ઇચ્છતી વેળાએ આખું વર્ષ તેઓ ...સ્નેહભાવથી, મિત્રાચારીથી, મનશની, ગવશની અને ...નીથી ચાલવાનો નેક નિયમ ધ્યાનમાં રાખી તે ...ર્ત્તવાની નેમથીજ જેઓ ભલી દુઆ ઇચ્છે છે; તેઓનીજ દુઆ—બંદગી ખરી, સાચી હોય છે ને ફળે છે. બાકી જેઓ મનમાં એક ને બાહેર બીજું દેખાડે છે, બોલેછે એક, ને કરે છે બીજું; સ્વાર્થની સોડ સાંધી પર-માર્થને ઠોકરે મારે છે તેઓ આખાં વર્ષ દરમ્યાન પોતાનાં વર્તનમાં "ઢોંગી" ની ઉપમાં મેળવે છે. આપણે ઇચ્છીશું કે જાણી જોઇને કે આડકતરી રીતે બીજાઓનું બુરૂં કરવાનો હીણપસ્તી ભર્યો ખ્યાલ જેઓનાં ભેજાંમાં ભરાયો હોય તેઓ કાઢી નાંખે; જેઓએ નિર્દોષોને હેરાન કરી દુઃખ દીધું હોય, અને સાચાં સ્નેહીઓને વિખુટાં પાડ્યાં હોય, તેઓ ગાલ પર તમાચા મારીને પોતાનાં પાપનો પસ્તાવો કરે અને ખુદાની હજુરમાં એક પગે ઉભા રહીં તોબાહ કરે; તેઓનાં છુટકારા માટે આપણે પણ દયા દેખાડી બંદગી કરીશું!

આ બેસતે સાલ આપણે ઇચ્છીશું કે જરથોસ્તીઓ આ આખું સાલ પોતાનાં વર્તનમાં સાચા, નિમકહલાલ, ભલા, વફાદાર, દયાળુ, માયાળુ, ધર્મી અને સખાવતથી ભરપૂર પરોપકારી સાબેત થાય; સગાં-સ્નેહીઓનાં સંપથી ખુશ થાય; દિલસોઝ મિત્રો વચ્ચેનો એખલાસ જોઈ સંતાપ કરવાને બદલે રાજી રહે; ભાડુતો અને પડોશીઓની આ-બાદી અને ચઢતી જોઇ મનમાં મગન થાય; કોમની ચઢતી કેળવણી અને કીર્ત્તિ જોઇ ખુશહાલ રહે; કોમની નિર્દોષ કન્યાઓને વગોવવાને બદલે તેઓનાં બચાવમાં શુરવીર પૂરૂષોની માફક હિમ્મતથી બાહેર પડે, લાચારીનું નેહસ્ત કદમ કોમમાંથી કમી થાય; પ્રત્યેક ઠેકાણે પ્રત્યેક પ્રકારની આબાદી અને શાંતિ ફેલાય! આમીન! આમીન!

જે મહાન બ્રિટીશ રાજ્યમાં આપણે સુખ-સગવડ અને શાંતિ સાથે નિર્ભયપણે રહે છિયે; જે ઇન્સાફી રાજ્યનાં શીતળ છાંયા હેઠળ આપણી મુઠ્ઠીભર કોમ કેળ-વણીમાં, ધંધા-વેપારમાં, હનર-ઉદ્યોગમાં આગળ વધી પૃથ્વિમાં પ્રખ્યાત થઇ છે, તે મહાન બ્રિટીશ રાજ-તાજ આપણે માથે સલામત રહે; નામવરો શહેનશાહ અને શહેનશાહ બાનું, રાણી—માતા અલેકઝાન્ડ્રા, તેમજ રાજ—કુટુંબને તે કિરતાર જશવંતાં, ફત્તેહમંદ અને સલા-મત રાખે! આમીન! આમીન!!



# બાળકોને બરનું.

## પ્રભાતનો પાઠ ૧ લો.

## "ભમભમ."



મ્હારા વહાલાં બાળકો,

તમારી ઉધરતી-ઉઝરતી જીંદગીને રમણિય કરનારાં તરેહવાર ફીસમના રમકડાંઓ તેમજ તમારી ખીલતી જીંદગીની અંદર ખુશાલી આપતી ઘણી તરેહની રમત-ગમતો માંહેલી થોડીકનું વર્ણન પ્યારાં પ્રભાતના આગલા અંકોમાં હું કરી ગયો છું.

પારસીઓના શરૂ થતાં નવાં સાલની સાથે સાથેજ "પ્રભાત" પણ પોતાની હૈયાતીનું એક વરસ ખતમ કરી બીજાં નવા વરસમાં દાખલ થાય છે અને જ્યારે આ ખુશી ખુરમીનો પ્રસંગ છે તો તે વેળા સ્વભાવિક રીતે તમો સનમુખ તમારી માનીતી રમત કે ગમત "ભમભમ" ઉપર થોડુંક વિવેચન કીધેલું આજે વ્યર્થ તો નહી જશે.

મ્હારા વ્હાલાં બાળકો, જેમ જેમ તમારી ઉ ભરાતી જશે તેમ તેમ તમને રોશન થશે કે જી સુખ-દુઃખથી ભરેલી છે; પરંતુ તમને એ પણ રો થશે કે તમારા દુઃખની અંદરથી તમને તારણુ ક ખુદાતાલાએ ઘણી જાતની ન્યામતો તમને બક્ષી છે.

જ્યારે તમો ઘણાંજ નાહના હતાં અને પારણે રડતાં હતાં ત્યારે તમારી વ્હાલી માતા કે બહેનનું દાલરડું તમારા થાકેલાં મનને કેવું રાહત આપતું ગાયનના ખુદાઈ અવાજથી તમારાં થાકેલાં શરી કેવી ઉંઘ આવતી હતી! પછી જ્યારે તમો જરા થયાં ત્યારે વાજીંત્રના સુંદર અવાજે તમારા કયવાર કંટાળેલા કાનોને કેટલી રાહત આપતા હતા—અને જ્યારે જરા વધારે મોટાં થયાં ત્યારે રોઇ "આરગી

[illegible]સોડી" કે "પેંપુડી" કે "ઢોલ – તાસા" ના સુંદર
[illegible] રળીયામણા રમકડાંઓથી તમારૂં મન કેવું રીઝતું
, અને જ્યારે તમો દોડવા ને કુદવા લાગ્યા ત્યારે તમારી
[illegible]લીનો પાર કંઇ રહ્યો નહી પણ જ્યારે તમો પડી જતાં
[illegible] લાગ્યાં ત્યારે તમારી મદદે "ભમભમ" શીવાય
[illegible]નું શું આવ્યું હોય?

પારસી–પપેતી ઉપર જે ઉલટથી "ભમભમ" [illegible]જવાની તમો ઇંતેજારી રાખો છો તે કુદરતી છે, અને [illegible]ગતા તે સુંદર સરોદો તમોને જીંદગીના ઘણા ઉમદા [illegible] દે છે અને તમને કહે છે કે આખુ વરસ તમો ખુશ [illegible]લીમાંજ ગુજારજો, ગમે એવી આફત યા દુ:ખ તમારી [illegible]ર આવી પડે તોણી ખુદાના ગેબી અને ઇનસારી કાયદા [illegible] ભુલતા ના. તમારા ગમને ગાયન વીશરાવશે, તમારા [illegible]માં તે દીલાશો દેશે, એકસાનપણામાં જીવવાનો તે [illegible] બોધ દેશે. તમારી સારી ને સુંદર જીંદગીથી આસપાસ વાળાઓમાં ખુશાલીનોજ પ્રવાહ પાથરવાને તે તમને પાઠ શીખવશે. એક ઈંગ્રેજી કવિતા બોલોમાં બોલીયે તો:—

"Of all the arts beneath the heaven
That man has found, or God has given,
None draws the soul so sweet away
As music's melting, mystic lay;
Slight emblem of the bliss above
It soothes the Spirit all to love."

મ્હારા વ્હાલાં બાળકો, આ ટુંક લેખ ખતમ કરતાં હું દુવા ગુજારૂં છું કે આ સરૂં થતું પારસીઓનું અને "પ્રભાત" નું નવું વરસ તમોને દરેક દરેક રીતે ફાયદા ભર્યું થાય, તમારા ગ્નાનમાં અને તમારી નીતી–રીતીમાં રોશનમંદ થાય અને તમારી ઉધરતી—ઉછરતી જીંદગીના આવતા સાલો દરેક રીતે આબાદ થાય. આમીન!

લી૦ હમેસનુ ભલું ઇચ્છનાર
મોટા બાવા.

## જતીની જપ.

[illegible]રોત પ્રેર્ણાની પવિત્ર પ્રભાત.
[illegible] સાલ સુચવતાં સગનો સાથ,
[illegible]માં હળ મળ્યો હવે હર્ષનાદ,
[illegible]ીએ અરસ પરસ અંતરની યાદ.
[illegible]ને જમાડી જગતના જતી,
[illegible]ન નવાઇ નિત નિર્ધન નથી,
[illegible]ઇમાં ભેળાઇ ભજ ભલી ભક્તિ,
[illegible]ઇ રહ રહેશે રસ રંગે રતિ.
[illegible] તો તણાયું તોડી તેજીની તાણ,
[illegible]માં મનાયું મેળવે મંલ માન,
[illegible] કરી કેળવો કાઠીના કાન.
[illegible]ાલી ખણખણશે ખોદતાં ખંતથી ખાણ.
[illegible] ધુરન્ધર ધીરજના ધણી,
[illegible]ન્ય ચમકાવ્યું ચીતે ચીત્રો ચણી,
[illegible] વંચાવો વિવિધ વિષયો વણી,
[illegible]કારો ગુરૂને ગણ્યા ગુણવાન ગણી.

"સોરાબ પટેલ."

## બસ?

(ગઝલ.)

બનીને ઇશ્કના ચેલા અમે ઘેલા થવાના બસ,
રહીને ઇશ્કના શરણે મજાઓ મારવાના બસ?
ભલે આ જગતની બાજી અમારા હાથથી જાયે,
મગર આ ઇશ્કની બાજી કદીના હારવાના બસ?
કરે બે ઇજ્જતી અથવા દિએ દરબારથી ધક્કા,
તથાપી બઝમે માશુકમાં અમો તો આવવાના બસ?
ધરીને ઇશ્કની કફની જશું માશુકના દરપર,
જઇ ત્યાં ઇશ્કની ભીક્ષા અમેતો માગવાના બસ?
રહીશું મસ્ત મહોબતમાં લઇશું ઇશ્કની તસ્બી,
અને હા? ઇશ્કના જાપો સુખેથી જાપવાના બસ?
અમો તો ઇશ્કપર "શયદા" અમારો ઇશ્ક છે મજહબ,
અમારો ઇશ્ક છે મકબુલ પગે ત્યાં લાગવાના બસ?

"શયદા."

# Hail Holy Zarathustra!



**By Dastur Noshirwan Dastur Kaikobad, (Mhow.)**

Holy Zarathushtra the promoter protector, promulgator and a profound philosopher of the Mazdayasnian Religion say in one word the Prophet who propitiously poured forth in pathetic prose and poetry his pious prophetic prophecy in Ancient Iran. A native of Media born in Airyana Vaeja North of Eastern Iran; son of a very noble family born of Pourushaspa and Doghdova.

The marvellous miracle that attended Zarathushtra's birth was that as soon as he saw the light of the world he broke out into laughter and this was a clear sign of Holiness and Truthfulness.

In those days there were many monstrous malicious magicians who to serve their bad purpose wanted to end the life of the holy child but the Supreme Author of Righteousness protected him from the evil doers. Furthermore Zarathushtra miraculously escaped from the terrible cruel hands of enemies and through the mercy of Auhra Mazda was well shielded from being crushed by the feet of oxen and horses and was guarded from the devouring jaw of wolves.

We know that every step of progress in the history of our race has been made in the face of opposition and difficulty, and been achieved and secured by men of intrepidity and valour by leaders i the van of thought-by great prophet great discoverers, great patriots an great workers in all walks of life. Hol Zoroastaer was persecuted on account c his Studies in Nature and no doubt h was falsely charged with dealing i magic, because of his investigations an studies in the Holy Language. He en dured all and piteously suffered all fc truth, honesty and piety. "It is not b tempest" says Daniel "that doth sho the Seaman's cunning; but the fiel that tries the Captain's courage; an we come to know best what men are i their worst jeopardies."

We read in the Farvardin Yasht tha Auuramazda spoke to Spitma Zarathush tra "To Thee alone I shall tell the powe and strength, glory usefulness and hap piness of the holy guardian Angels,- the strong and victorious O Righteou Spitma Zarathushtra." That he was be loved of Ahuramazda is evident from th above mentioned para. We should ren der therefore all honour to them wh deserve it; tribute to whom tribute is du

It is universally acknowledged tha Zoroaster was the greatest of the gre prophets, holiest of the holy poet highest of the high philanthropist and last but not least the best and pio

philosopher Earth had ever seen or produced. We read in Zamyad Yasht that Zarathushtra was holiest in holiness; and that he thought according to the law." Zarathushtra was the first in everything that was noble, pious and good. How beautifully reads the Farvardin Yasht "We worship the rule and the guardian Angel of Zarathushtra Spitma who first thought good thoughts who first spoke good words who first performed actions, who was the first priest, the first warrior, the first cultivator of the soil, the first prophet, the first who was inspired, the first who has given nature truth and words to mankind. Whom all Ameshaspentas together with the Sun, worship with believing inquiry in the mind, for the duration of life, as the patron spirit and religious preceptor of the WORLD praiser of the righteousness which is the greatest, best, and most excellent, and the PROMULGATOR of the BEST *religion* of *those existing*."

Some one has said. "The man who has any dignity of character should conquer with honour, and not use any base means even to save his life." So Zoroaster inspired by Holy Duty and Good Faith declared himself as not only ready to be bound but face death boldly wherever and whenever it pleaseth Auhramazda. He bravely fought with the turbulent Evil Originators for the good Mazdayasnian Religion and thus answered to the chief of the Evil Originator "I will not curse the good Mazdayasnian Religion, not if my body, not if my soul, not if my life should part asunder."

Zarathushtras' lifelong faithful partner was Havovi. By her he had three sons and three daughters. His domestic life was virtuous and happy. Zoroster's motto from his infancy was Humata-Hukhta-Hvarshta and he was the first who thought good thoughts, who spake good words who performed good deeds. Zoroaster during his very short stay in this world firmly established the good Mazdayasnian Religion and fulfilled the express wish of Auhramazda. It is truly said that what we think we become. As truly as the influence of calm or tempest, of dew and sunshine, is stamped upon every fibre of the mountain oak from pith to bark so every thought we think, every motive we cherish writes its autograph indelibly upon every fibre of our lives. We are to look, admire, imitate and follow in the footsteps of our Great Holy Prophet Zarathushtra. Yea, who will propitiate Zarathushtra Spitama with gifts midst men, this Man is fitted for the proclamation, and to him Auhramazda will give the prospered life. And he will likewise cause the settlements to thrive in mental goodness. We take him, therefore God's good companion to futher and maintain His Righteousness and His Wisdom and His Peace.

—Amen—Hail! Holy Zoroaster!

# A Glimpse into The Religion of China.



**By Mr. K. E. Punegar, B. A.**

The religion of China is at times identified with the religious system promulgated by that politician of fame, Confucius. But Confucianism is misnomer to represent the religin of China, which dates not from the time of Confucius but from the very origion of China, about five thousand years before the present times. The Chinese religion and civilization are supposed to have been at first fetched from Chaldea by a tribe that came from the banks of the Euphrates and founded the Chinese Empire. Prior to the advent of the founders of the Chinese Empire, the aborigines that occupied the lands watered by the Yellow River were swayed by that crude system of religious thought which is known as fetishism or fetichism.

The principal feature of the primitive Chinese religion is strict monotheism. A supreme being who stood as a godhead over the Chinese nation was, probably from the idea of his residence being in the heaven, called Sublime Heaven and owing to His being predominant over all, came to be regarded as Sublime Ruler. As such, His function it was to produce, to maintain and to destroy existence, which three-fold aspect of the God of China reminds one of the tripled characteristics of the Hindu God. He is all in all. All human duties and laws are ascribed to him. He is the Judge of the human doings, awarding rewards f merits and administering punishmen for failings. He is the author of pro perity and adversity as well. The E peror on earth was His mundane ma datory nominated and prepared befo hand for his responsible post by subli Heven for long ages. Heaven thus pla ed an important part and as overrul every issue, divination was resorted to f the prognostications of good or bad tim

The primitive worship addressed dire to this sublime Heaven though simp and expressive, was not devoid of in molation. Though the primitior Chine made no idols figuring the Heaven or Go and thus laid claims to a higher religio cult, they nevertheless lay themselv low in mental calibre in propitiating t self-same God, with a view to obvia His wrath and win His good grace, immolating an ox or such other victim

Next in degree of worship came t Manes or, to use a Zoroastrian term, t Fravashis of illustrious benefactors the Chinese world, the so termed tran cendent beings predominating even ov earth, trees, mountains and so on. T belief in the human soul and its surviv after death was prevalent among t primitive Chinese people, though t deia of justice dealt out to the soul af death and of its passing into Purgato

Hell was not to be traced in their stem of religious thought.
The dead were not neglected alike. ituals were instituted in honour of em and these rituals were performed in ght earnestness, probably more with a ew to allure thereby the blessings of the parted. They however required a edium between them and their ancestors in the heaven. At times, a mere tablet of wood acted as the medium, before which were placed articles of offerings and were sung chantings accompanied with bell-ringings and drum-strikings. At times, a relative of the deceased was dressed in the costume of the departed and offered food, drink, songs and addresses as though to a medium.

(To be continued)

## Who prays truly?

ho pants and struggles to be free,
ho strives for others' liberty,
ho, failing, still works patiently,
He truly prays.

ho, loving all, dare none despise,
it with the worst can sympathize,
ho for a truth a martyr dies,
He truly prays.

ho, when a truth to him is known,
mbraces it through smile or frown,
ho dares to hold it, though alone,
He truly prays.

musing, strength must come to dare,
titions are but empty air,
ave action is the only prayer,
Thus learn to pray.

—Annie Besant (1875).

## This New Year's Day Begin to "Be".

Be patient, Be prayerful, Be humble, Be mild
Be wise as Solomon, Be meek as a child;
Be studious, Be truthful, Be loving, Be kind
Be sure you make sabservient to mind;
Be cautious, Be prudent, Be truthful, Be true
Be corteous to all men, Be friendly with few;
Be temperate in argument, in pleasure, in wine
Be careful, of conduct, of money, of time;
Be cheerful, Be grateful, Be hopeful, Be firm
Be peaceful benevolent willing to learn;
Be courageous, gentle, Be liberal Be just
Be aspiring, Be humble because thou art dust;
Be penitent circumspect sound in the faith
Be active devoted, Be faithful till death;
Be honest, Be holy transparent and pure
Be pious Zoroaster like and y'll be secure;
Be afraid of evils of lies and of bee,
Be Aubra-loving devoted and y'll be free.



# A Comparative View

## Of The Oriental And Occidental Mythologies: And The Characteristic Signs Of The Present Ag

By. Mr. Manekji Kavasji Patel.

In taking a comparative view of the Eastern and Western mythologies, we find a striking difference between them. Oriental creeds proceed from an infinite Deity to a finite world. Western mythologies open their speculative career with finite creatures, and end with the infinite Deity. In the East we have to this end incarnations of the deity; in the West, we have deifications of men. In the East, the human mind strove with no ordinary powers to be emancipated from the shackles of the material world. In the West, man created his own heaven' his own Gods, and made the most strenuous efforts to become like unto God. But how fearfully the attempt to produce the Deity from human resources was revenged in the tragical end of the Western Mythology! When the Romans had obtained universal dominion, they lost their liberty, and were degraded to be slaves. When the Grecians became aware of their greatness, when arts and sciences were in their fullest bloom, they felt the workings of decay! The Neo-Platonists left nothing in the end but an unknown Deity and finite *appearanc* The Grecian mind commenced its spec lations where the Oriental mind h ended; and it ended where the latter h commenced. Western mythology e couraged a taste for science and the fi arts. This is its chief merit, indeed, t only thing that can be said in its prai The natural Religion among the natio of Northern and Western Europe bei more rough, it was calculated to fos a spirit of military prowess and herois This is a laudable quality, but far t insignificant to be the sole blessing whi natural Religion conferred upon Euro Mythology in the East failed to produ either the one or the other effect up mankind. However, Eastern systems belief proved themselves the most f midable, because they are the, most a tique and the most systematic. Acco ing to statistical estimates, there were the last century about nine hundr millions of Non-Christians, and o about two hundred and fifty millions Christians. The number of Christians the last century has been increased

bout fifty millions, and it increases still ore rapidly in the present century; hilst the number of Non-Christians mains essentially the same. This is not be wondered at, when we remember at it is against the principles of most the Oriental Religions to admit conrts from other denominations. The indus and Parsees, for instance, are rrified at the idea of receiving a forgner into religions communion with emselves.

It is one of the characteristic signs of the present age that the Western rtion of the human family has been awn with an irresistible and unpredented feeling to the native soil its existence. The politician, and e Christian believer, have their tention equally riveted by the enomena which have arisen on the astern horizen, and which seem pregnt with portentous events. As children mature age return to cherish an aged d brokenhearted parent, being promed by the tender emotions of filial ection and gratitude; so the younger embers of the human family in the est seem to turn homeward to administ the cordials of political and spiritual nsolation to an aged parent. Whilst, wever, from various motives, chiefly litical, the nations of the West look the East, we find that this feeling of npathy has been responded to in the ter place in a no less remarkable gree. As the man of Macedonia once stood in the vision before Paul the Apostle, saying, "Come over and help us;" so the Oriental nations, without exception, appear now before their Western brethren with uplifted hands, saying: "My sons, children of my youth, come over and help us!" It is the experience of physicians, that madness often disappears on the approach of death, or after some very severe delirious fever; that after years of unconscious insanity, the faculties awake from their torpid state and become once more sound and sober. Be this as it may, it is a well-known fact, that the Eastern tribes of the human family have now awaken as if from a state of intoxication and madness into which they had fallen. There is at this period such a heaving and fermenting in the mouldering mass of Oriental nations, such a dissatisfaction with every existing institution, both religions and political, as will terminate, sooner or later, in religions and political convulsions of a most important character convulsions upon a grander scale, more sudden, more intense, and more striking, if possible, than the political earthquakes which are agitating the whole of civilized Europe at the present moment. Oriental nations at large seem now to feel more deeply than they probably ever felt before, that the resources of their own power and wisdom must be utilized to the full to rise in the scale of nations. The general confession is now being wrung from the numerous tribes of the

East, that unless they followed the aggressive methods of the West they could not long maintain their religious or political freedom. Their heart is melting within them for despair; and they are stunned, as it were, by a mysterious apprehension of the pending dissolution of their Empires and Creeds. They have, therefore, roused themselves from their habitual apathy. Oriental nations, now, are brought forward in such a degree as they have never been before. Tribes, whose names were sc cely known to our ancestors, are now vaded by European armies, and guid by European diplomacy. Almost in t centre of Asia, kingdoms are overthrow and a new order of things is introduc The slumbering empire of the Chinese h at last been roused by the thunderir accent of unknown strangers from West. But I need not accumulate e dence of what has been said.

## THE SELF TO THE SELF.

I seem living in dark Avidya—
With creeping things—with
crawling things.
O Brahma!
With waking things and dying things—
In shadows where my body's standing
Blood is dropping.
In the gloom the deadly nigh-shade
growing.
Ether dripping round a tomb.
And like sentinels, the trees
Through centuries, waiting—
Patience then—I Atma!
A star on the bosom of Buddha—
I'm watching up there in Alaya—
Pallid incense hanging round a sepulcher.
I am living in dark Vedana,
With seductive things—with
sensuous things.
O Brahma!
A wanton there—a woman there—
In shadows where my body's lying
Men are calling.
On the fetid floors the wine is dripping.
Sinuous passions on the soul.
Like a sentinal, true love—
Through centuries, waiting—
Patience then—I Atma!
A star on the bosom of Buddha—
I'm watching up there in Alaya—
Dried rose leaves with a purple perfume.

I am groping about in Maya—
With loving things—with
thinking thin
O Brahma!
With living things and dying thing
In shadows where my mind is search
Hearts are breaking!
In the gloom, with bubbles
men are play
Will not listen to the soul.
And with mockery, the flesh—
Crumbles—and is gone!
Patience then—I Atma!
A star on the bosom of Buddha—
I'm waiting up there in Alaya—
Violet pall-interspersed with waxen b
I fly across Antahkarana—
With winged feet, with humble feet!
O Brahma!
With radiant Things-with loving Thi
In shadows where my body's standin
Life is pouring!
In the Light—Nirmanakaya calling—
In Samadhi, help me come!
In the radiance, near Thee—
Let me help in loving—
Patience then—I Atma
A star on the bosom of Budha—
I'm waiting that peace in Alaya
Cool lilies—in a field in the dawn.

H. T. F

Avidya—Ignorance; Alaya—Permanance; Vedana—Sensation; Antahkarana—Channel of communi between the higher and lower aspects of mind; Nirmanakaya—A Master; Samadhi—Meditation.

# ⊰ પ્રભાતનું પંચાંગ. ⊱

## સપ્ટેમ્બર ૧૯૧૪.

| | | | | | |
|---|---|---|---|---|---|
| રવિ. | હિંદુ માસ: ભાદરવો, આસો. પારસી માહ: ૧૨ મો, ૧ લો. મુસલમાન: રમજાન, સવાલ. | બીજ. ૬ અનેરાન. | આઠમ. ૧૩ બેહમન. | એકમ. ૨૦ આદર. | આઠમ. ૨૭ મેહર. |
| સોમ. | | ત્રીજ. ૭ ૧ લો ગાથા. | નોમ. ૧૪ અરદીબહેસ્ત. | બીજ. ૨૧ આવા. | બેંક ૨૮ બંધ. નોમ. સરોશ. |
| મંગળ. | બારસ. ૧ અરસીસંગ. | ચોથ. ૮ ૨ જો ગાથા. | દશમ. ૧૫ શહેરેવર. | ત્રીજ. ૨૨ ખુરશેદ. | દશમ. ૨૯ રસને. |
| બુધ. | તેરસ. ૨ આસતાદ. | પાંચમ. ૯ ૩ જો ગાથા. | અગ્યારસ. ૧૬ અસપનદાદ. | ચોથ. ૨૩ મોહર. | અગ્યારસ. ૩૦ ફરવરદીન. |
| ગુરૂ. | ચૌદશ. ૩ આસમાન. | છઠ. ૧૦ ૪ થો ગાથા. | બારસ. બેંક ૧૭ બંધ. ખુરદાદ. | પાંચમ. ૨૪ તીર. | આ મહિનાનો મુદ્રા લેખ: " સહ્યતા. " |
| શુક્ર. | પુનેમ. ચંદ્રગ્રહણ ૪ જમીઆદ. | સાતમ. બેંક ૧૧ બંધ. પાંચમો ગાથા. | તેરસ. ૧૮ અમરદાદ. | છઠ. ૨૫ ગોશ. | |
| શનિ. | એકમ. ૫ મારેસપંદ. | સાતમ. બેંક ૧૨ બંધ. અહુરમઝદ. નવું વરસ ૧૨૮૪. | અમાસ. ૧૯ દેપાદર. | સાતમ. ૨૬ દપમેહર. | |




પુસ્તક: ૨ જું. | અકટોબર ૧૯૧૪. | અંક: ૨ જો.

અંધારાને રાત, જ્ઞાને પ્રભાત,
નિર્દોષ નવિન એ કરશે બે વાત;
સૂર્ય ઉદય ને લાવી સંગાત,
ખુશી સરખી દેશે જાત પરજાત.

અજ્ઞાન નિપાધિન કંઇક પડયાં,
શુભ જ્ઞાન વીના ન એ ઉંચે ચડયાં;
ચડવું પડવું સૌ જ્ઞાન થકી,
શુભ જ્ઞાન ખરે છે પ્રભાત નકી.

The Spirit or Truth shall guide us unto all Truth.

## ગ્રાહકોને ખબર.

ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે અમારા જે ગ્રાહકોનું લવાજમ ગઈ તા. ૩૦ મી સુધીમાં મળ્યું નથી તેઓને આ મહિનાનો અંક અમોએ રિવાજ મુજબ વી. પી. થી. (લવાજમના રૂ. ૩ા તથા વી. પી. ફીનો એક આનો મલી રૂ. ૩-૯-૦) મોકલવામાં આવશે. જે આશા છે કે ગયે વરસે જેમ સ્વીકારવામાં આવ્યું હતું તેમ આ વખતે પણ સ્વીકારશે, કારણકે અમો કાંઇ બીલ કલેકટર હસ્તક વસુલ કરતા નથી.

અમારાં ગ્રાહકો જેઓ અમારા ચોપડીના ફેરોના લાભો હજુ઼ણી લેવા ઇચ્છતા હોય તેઓને આવતી તા૦ ૩૧ મી અકટોબર સુધી લાભ આપવાની ઇચ્છા રાખી છે માટે તે લાભ લેવા ચુકવું નહિજી.

હિંદુસ્તાન બહારના ગ્રાહકોને આથી જણાવવામાં આવે છે કે જે ગ્રાહકોનું લવાજમ તા૦ ૩૧ મી અકટોબર ૧૯૧૪ સુધીમાં અમારા રજીષ્ટરમાં જમે થશે નહિ તેઓને નવેંબર ૧૯૧૪ થી પ્રભાત બંધ કરવામાં આવશે.

નવા ગ્રાહકો માટે અમોએ હમારી ચાલુ વાર્તા "સરજતની સુંદરી" જે ગયા માર્ચ માસથી શરૂ કરી છે તેનો લંબાણ સાર વાર્તાનો લાભ સંપૂર્ણ મળી શકે તેથી જૂદો છપાવ્યો છે જે આ અંક સાથે મોકલવામાં આવ્યો છે.

**પ્રભાત** માસિક દર મહિને બહાર પડે છે. તેનું વર્ષ સપ્ટેમ્બરથી શરૂ થાય છે અને તેનું લવાજમ પોસ્ટેજ સાથે રૂા. ૩-૮-૦ છે. હિન્દુસ્થાન બહારના ગ્રાહકો માટે રૂા. ૪-૮-૦ છે.

**પ્રભાતમાં પ્રગટ થતાં નામો સાથના લેખો માટે માલેકો જોખમદાર નથી.**

**એન. બરજોરની કુાં૦**
માલેકો "પ્રભાત" કાન્તા બીલ્ડીંગ, કાલબાદેવીરોડ, મુંબઇ નં. ૨.

આ ચોપાનીયું નવરોજી નશરવાનજી બીલીમોરીયાએ ચેંરાગ પ્રીન્ટીંગ પ્રેસ, ના. ૪ બોટવાડ લેન, કોટ, મુંબઇમાં છાપ્યું છે, અને મી. બરજોર કે. ખસીમાએ મેશર્સ એન. બરજોરની કું. માટે કાલબાદેવી, કાન્તા બીલ્ડીંગમાં પ્રગટ કર્યું છે.

# પ્રભાત



## સાંકલીયું.

અક્ટોબર. ૧૯૧૪.



### આ અંકમાં આવેલા ચિત્રો.



---

## અમારા ગ્રાહકોને નમ્ર સુચના.

અમારી ચાલુ જેહમત અને મેહનતથી પ્રભાતને દર મહીને વધુ અને વધુ ખીલતું-ખીલવતું કરવાને અને અમારા કદરદાન વાંચકોને દર રીતે પેસ પડતુ કરવાને અમારો બનતો યત્ન કરીયે છીયે. પ્રભાતનો ઘણો ભેળવો ફેલાવો થાય અને તે ઘણાકોની મોટી સંખ્યામાં વંચાતુ થાય એજ અમારી ઉમેદ છે. માટે અમારા મેહેરબાન ગ્રાહકો અને વાંચકોને એટલીજ માનપુર્વક વિનંતી છે કે પોતાથી [illegible] કરી પોતાના મિત્ર મંડળમાં પ્રભાત ફેલાતુ કરવુ અને નવા ગ્રાહક થવાની તેઓને મજબુત ભલામણ અને તેવા નવા થનારા ગ્રાહકોના મુબારક નામો અમારી ઉપર મોકલી આપવાં અથવા જે નામો સરનામા સાથે અમોને સપુરદ કરવા જેઓ ઉપર હમો પ્રેમપત્ર કાપી ખુશી સાથે મોકલી આ

# રેશનીના રાજા મહેર યજદની સેતાયશ.

લખનાર:—મર્હુમ કવિ દા. એ. તારાપોરવાળા.

(રાહ). "ઓ ખુદા હાથ જોડી કહું છું નમી, આય મારી મુરાદો પુરી પાડતું"

ઓ ઇજદ મેહેર તું રોશનીનો ધણી[1], નમું મિથ્ર તારા મહા નામને;
કોલ સચ્ચાઇ દીલમાં લઉં હું ચણી[2], હું નમું મિથ્ર તારા મહા નામને. (૧)
એતરો ગોહોલાં રાખનારો ખરો[3], આએ કુલ જગની રોશનીનો ઝરો;[4]
મીનો-ઇજદોમાં ગણાતો મણી[5], હું નમું મિથ્ર તારાં મહા નામને. (૨)
જયારે હું ત્યાં મળું ચીનવદ પુલ પર, રાખજે તું રહેમ માહરી ભુલ પર;
સાચ ઇનસાફ[6] કરનાર તુંજને ગણી, હું નમું મિથ્ર તારાં મહા નામને. (૩)
દેશ કુલમાં તહારી ફરે હાકમી*, રોશની, પ્યારની શી તને છે કમી,
ખાણુ પોતે ગણાયો જગે તે તણી, હું નમું મિથ્ર તારા મહા નામને. (૪)
રામ ખારત્ર તહારો સદા જોડીયો†, તેં કદીબી તહેને નહી છોડિયો;
સાચ દિલથી મહારાં વખાણો ભણી, હું નમું મિથ્ર તારાં મહા નામને (૫)
છે તહારૂં મકાં પ્હાડ અલબુર્ઝ પર[1], જ્યાં નથી રાત અંધકાર પડતા નજર[2];
જુએ છે જગત તું સદા આપણી[3], હું નમું મિથ્ર તારા મહા નામને. (૬)
ઓ ઇજદ મહેર તારી મને મ્હેર દે, તે હરેમંદ બુરા ઉપર કહેર દે;
આવ લઇ તું ખુશાલી અમારી ભણી[4], હું નમું મિથ્ર તારાં મહા નામને. (૭)
ખેશ વૃદ્ધી અમારી થકી આવ તું[5], પાક દિલની દયા[6], સ્હાય પણ લાવ તું;
કાઢ "દિલ જાન" નાં બદ વિચારો ખણી, હું નમું મિથ્ર તારા મહા નામને (૮)

(દોહરો.)

મેહેર મહા બલવંત છે, નીતી દર્શક નુર;
પ્રમાણીક સચ્ચાઇ ને, ભલાઇમાં ભરપૂર.

---

* મહેર, ન્યાયેશ ફ. ૧૨, યજશ્ને હા. ૩ ફકરો ૧૩. ૧ યજશ્ને, વંદીદાદ, મહેર યશ્ત-ન્યાયેસ ઇત્યાદિ ૨ મહેર, ન્યાયેસ, યજશ્ને, વંદીદાદ, ઇત્યાદિ. ૩ યજશ્ને હા. ૨, ફ. ૪; મહેર ન્યાયેસ ફ. ૧૩. A વંદીદાદ ૫. ૧૭, ફ. ૧૧. † ખુરશેદ ન્યાયશ ફ. ૧૧. ૪ જુવો નં૦ ૧ વાળી નોટ. ૫ મહેર યશ્ત ફ. ૬ મહેર, ન્યાયસ શરૂઆતમાં.

૧ મહેર યશ્ત ફ. ૫૦. ૨ મહેર યશ્ત ફ. ૫૦. ૩. મહેર યશ્ત ફ. ૧૫. ૪ મહેર ન્યાયશ ફ ૧૪. ૫ મહેર ન્યાયશ ફ. ૧૪. ૬ મહેર ન્યાએસ ફ. ૧૪. ૭ મહેર ન્યાએસ ફ. ૧૪.

# પ્રભાતનો પ્રકાશ.

"ખાઇ ગાંઠનું પારકી, નીંદા કરવા કાજ;
મગરૂરી મૂરખો કરે, રહે સદા મહોતાજ.

આદમનો અવતાર તો, સુકૃત્યથી શોભાય,
વળખાં મારે શું વળે? માથાં પડે જાય."

કુદરત અને કુદરતની તમામ પેદાયશો તરફ જો આપણે નજર પુગાડીશું તો આપણને રોશન થશે કે સઘળું એકજ કાયદે બરપા થઇ રહ્યું છે. જે કાયદાને વિદ્વાનો પ્રગટીકરણ અથવા વૃદ્ધિના કાયદા તરીકે પીછાને છે. જેમ એક બીમાંથી ઝાડ એકદમ આખું ઉભું થતું નથી, જેમ એક તુરતનું જનમેલું બાળક એક તડાકે બુજરોગીની હાલતમાં આવી જતું નથી તેમ કુદરતની દરેક દરેક પેદાયશ પ્રગટીકરણના ધીમા કદમે વૃદ્ધિમાન થઇ રહી છે. પણ સઉથી શ્રેષ્ટ, સઉથી બારીક વૃદ્ધિ જો કેથેમી ચાલતી હોય તો તે મનુષ્યના હૃદયમાં છે જેનો સુંદર પડઘો આપણને બાઇબલના જાણીતા સખુનોમાંથી મલે છે કે જ્યાં આપણને શીક્ષણ આપવામાં આવ્યું છે કે "Consider the lilies of the field how they grow." અર્થાત ખેતરમાં 'લીલી' કેમ ઉગેછે તે તમો જુવો, તે ધ્યાનમાં લેવો. ધ્યાનમાં લેવાની એજ મતલબ કે તે પ્રમાણે આપણા જીગરે કાર્ય કરતી આત્મિક શક્તિઓથી આપણે પુરેપુરી ખીલવીએ યા ખીલવા દઇએ. અંદરની આત્મિક શક્તિ ખીલે, તે વૃદ્ધિમાન થાય, તેની અગાઉ અવશ્યનું છે કે શારીરીક તન અને શારીરીક મન અને શારીરીક અંતઃકરણ ખીલવું જોઇએ ને વૃદ્ધિમાં આગલ વધવું જોઇએ. આપણી લાગણીઓ અને આપણા આચાર વિચારો, આપણા લક્ષનો અને આપણા સ્વભાવોની રાત અને દહાડો વૃદ્ધિ કરવાની છે. પારકાંની નીંદા અને પારકાંની બદગોઇ, પારકાંની અદેખાઇ અને પારકાંની અંટસ તે વૃદ્ધિના કાર્યમાં કોઇ કાળે મદદ કરી ચકશે નહી. ખેતરમાં ઉગતી "લીલી" ની ઉપર નજર કરો. પારકી પીડામાં તેઓ પડતી નથી. પોતાની શક્તિ અને પોતાની હકુમત ઉપર મુસ્તાક રહી તેઓ જમીનના ભીતરમાંથી બાહેર આવે છે. બુરી ને ખડબચડી જમીનના અંધકાર રૂપી હેઠાણમાં એકાદ બી વવાય છે અને તે બીની વૃદ્ધિમાં જમીન ફાડીને એકાદ બીમાંથી બીઆનો ફણગો બાહેર ફુટતો દેખાય છે. પછી તે બીઆના ફુટતા ફણગા ઉપર એક બાજુ ગરમ તડકો ને બીજી બાજુ ઠંડું પાણી પોતાની અસર અજમાવે છે અને પરીણામમાં વખતના વહેવા સાથે એક બીમાંથી મોટું દરખત આપણી નજર સનમુખ ખડું રહેલું આપણે જાણે છીએ કે જે ચોમેર પવનના સુસવાટ અને વરસાદના તોફાન વચ્ચેથી ઓસ્તેવારીથી જમીન ઉપર ટટાર ઉભું છે. તે ટટાર કાંય છે? કારણકે તેના મુળો જમીનમાં જડ ઘાલી બેઠાં છે. તેઓ ઘણા મજબુત છે. તેજ મીસાલ આપણી મનુષ્ય જીંદગીમાંથી આપણને વૃદ્ધિમાન થવાનું છે. સુખ કે ખુશાલીના તડકાં કે દુઃખ કે આંસુઓના પાણીઓ વચ્ચે આપણને આગલ વધવાનું છે અને જીંદગીની જમીન ઉપરનું પડ ફાડી ભિતરની ભાવનાઓ સાથ ટક્કર ઝીલી હજારો લોભ, લાલચ, ને લંપટોની સાથ બલતવારીથી લડી ખુદાઇ જીંદગીમાં ખડું રહેવાનું છે. જો ઝાડોના મુળ મજબુત હોય તોજ તે બાહેરના સુસવાટા અને તુફાનોમાં ટકી રહે છે તેમ આપણી મનુષ્ય જીંદગીના ઝાડનો પાયો પછી તે ખાકી શરીરનો હોય કે તેજસ્વી મનમગજનો હોય, પછી તે ભલી કે બુરી લાગણીઓનો હોય કે આત્મિક આશા કે આશાઓથી ભરપુર હોય તે સઘળા સંજોગો અને સઘળી સ્થીતી વચ્ચે આપણે સર્વને આગલ વધવાનું છે; પણ તેમ કરવા અગાઉ મનનો અહંકાર, મનની મોટાઇ ને મગરૂરી સમુળગી આપણને તજવાની છે. ઝાડ ઉગે છે તે જાણતું નથી કે હું ઉગુંછું. કળી ખીલે છે તે જાણતી નથી કે હું ખીલુંછું. ફળ પાકેછે તે જાણતું નથી કે હું પાકું છું તેજ મીસાલ મીસકીન ઓ માનવી, તારી તમામ કેંક-

રાઇ તું તજ, નમનતાઇમાંજ તું આગલ વધ. ને તનની તુંડાઇ કે તકોબરીમાં નહી પણ તાલેવંત તવંગરીમાં, મંનની મુર્ખ મગરૂરીમાં નહી પણ માતબર મોતેબરીમાં, લાગણીઓની લટપટી લાપકાતમાં નહી પણ લાયકીના બુલંદ રાહમાં માનવી તું આગલને આગળ વધ. ત્યાંજ તારી જીંદગીનો પ્રકાશ છે. જીંદગીમાં ખુલાશી થશે, ને ભાનથી ખુશીશું. જીંદગીમાં હજારો આફતોથી નડશે ને દુઃખોમાંથી દબાઇશું પણ તે સઘળાની વચ્ચે આત્માનીજ વૃદ્ધિ થશે, અનુભવની નીશાળ કરતાં બીજી કોઇ ચઢીઆતી નીશાળ નથી. તે અનુભવની નીશાળ કરતા બીજી કોઇ ગીજ નીશાળ નથી. જીંદગીમાં સુખ અને દુઃખ, ખુશાલી અને ગમીની હજારો લડતો વચ્ચે આદમનો અનદીઠ આત્મા અનુભવ સાગરમાં તરીકે તકી રહે છે અને તેનો હાલનો અનુભવ તેના આવતા ભવનું અનુ ગોયા તૈયાર કરી આપે છે. આ પ્રમાણે જીંદગીની નદી વહી રહી છે. આ મુજબ જીંદગીનું ઝાડ ઉગી રહ્યું છે. તારી જીંદગીની મીનોઇ પ્રભાત આવશે ને પ્રકાશ પથરાશે ત્યારેજ ઓ વ્હાલા વાંચક, તું જાણુંગે કે જીંદગાનીમાં જીવવું એવી એક મિનોઇ મોજ છે. પ્રભાતના પ્રકાશ વચ્ચે આકાશના બાપને પીછાનવો એમાંજ જીંદગીની ફતેહ છે.

---

## રાજા ફ્રેડરીકની ઉદારતા.

સાત વરસની લડાઇ (Seven Years War) ખલાસ થયા પછી પ્રુશયન લશકરના એક કરનલને લશકરમાંથી કહાડી મુકવામાં આવ્યો હતો. આ કરનલ ફ્રેડરીક રાજાને, પોતાને લશકરમાં પાછો લેવાને વારંવાર આગ્રહ કરયા કરતો હતો રાજા તેથી ખુબ કંટાલી ગયો. "ફરીથી આ કરનેલને મારી હાજરીમાં કોઇએ મોકલવો નહી." તેણે હુકુમ બાહેર પાડયો.

થોડાંક આઠવાડયાં પછી એક ન્યુસપેપરમાં રાજા ફ્રેડરીક વીશે એક ઘણુંજ અપમાન ભર્યું લખાણ પ્રગટ થયું આવાં હુમલાઓ તો વારંવાર તેની સામે થતા હોવાથી ફ્રેડરીક તેમની ઝાઝી કનવાર કરતો હતો નહીં. પણ આ વાર લખાણ એવી સખત ભાશામાં હતું કે તેનો જબરો ચચરાટ રાજાને લાગ્યો, જેથી તુરતજ તેણે આ લખાણના કરનારને શોધી કહાડવા માટે પચાશ સોનાના સીક્કાનું ઇનામ આપવાનું જાહેર કીધું.

ઇનામ જાહેર કર્યાંને બીજેજ દીવસે પેલા કરનલે રાજાની હજુરમાં હાજર થવાને એક વાર ફરીથી રજા માંગી જે તેને આપવામાં આવી.

"નામદાર રાજાજી" કરનલે તેની રૂબરૂ જતાં કહ્યું, "આપ નામવરે તમો સાહેબની સામે થયલાં લખાણનો લખનાર શોધી કહાડવા સારૂં ૫૦ સોનાના સીક્કાનું ઇનામ આપવા જાહેર કર્યું છે, તો તે ઇનામ હું લેવા આવ્યો છું. હુંજ તે લખાણનો લખનાર છું! મારી જીંદગીપરથી હું હાથ ઉઠાવું છું. પણ આપ નામવર તમારા બાદશાહી વચન પાળવાની યાદ રાખજો. મને શીક્ષા કરો તે ખમવા હું તૈયાર છું પણ મારી બૈરી છોકરાંઓને તમોએ કબુલેલું ઇનામ મોકલી આપજો!"

"એકદમ તું અહાંથી સ્પેનડૌ (Spandau) ના કીલ્લામાં જા" રાજાએ હુકમ કીધો, "અને ત્યાં મારા હુકમની રાહ જો!"

"હું તમારા હુકમને તાબે છું," કરનલે શીર નમાવી કહ્યું, "પણ નામવર પૈસા?"

"બે કલાકની અંદર તારી બૈરીને તે પહોંચતા કરવામાં આવશે," રાજાએ કહ્યું, "આ કાગલ લે અને સ્પેનડૌના કીલ્લાના ગવરનરને આપજે. પણ તેણે આ કાગળ જમ્યા અગાઉ ઉખેડવું નહીં."

કરનલ સ્પેનડૌ ખાતે આવી પુગ્યો, અને પોતે કેદી તરીકે શરણે થયો, બરાબર રાજાથી નેમેલ વખતે ગવરનરે કરનલે આપેલું કાગજ ઉખેડયું અને વાંચ્યું. જે નીચે મુજબ હતું:—

"આ કાગળ લાવનારને હું સ્પેનડૌના ગવરનરનો ઓધો આપું છું. હાલના ગવરનરને તેની આગલી નોકરી ધ્યાનમાં લઇને હું બરલીન ખાતેનો ગવરનર નેમુંછું ફ્રેડરીક."

(સોલન.)

# દુરબીનમાંથી બહાર

## અને

# દર્શને દુનિયા.



**મુંબઇના કુવાઓ સામે ક્રુઝેડ.** મુંબઇ શહેરમાં દિન પર દિન વસ્તીમાં વધારો થતો જાય છે જેના લીધે વસવાટની જગામાં પણ વધારો થવો જોઇએ. પરંતુ તે તરફ ઓછું લક્ષ અપાતું હોવાથી પ્રજાઓને ઘીચો ઘીચ રહેવું પડે છે. કેટલીક ઓરડીઓ તો એવી નજરે પડે છે કે જાણે કલકતાની કાળી કોટડી. આવી ઘીચ વસ્તી હોય ત્યાં તેઓની તંદુરસ્તી સારી ન રહે એ તદન વ્યાજબી વાત છે. મુંબઇની સુખાકારી તરફ આપણી મ્યુનીસીપાલટી વધારે લક્ષ આપતી દેખાય છે પણ જે તરફ લક્ષ આપવું જોઇએ તેને બદલે જુદીજ રિતે લક્ષ આપવામાં આવેછે. આજથી એક દાયકા પહેલા મુંબઇમાં મરકી ફાટી નીકળી ત્યારે ખુલ્લી હવાની પીછાન પ્રજા તથા સરકાર તરફથી થવા લાગી હતી જેના પરિણામે લોકો પરાંઓમાં વસવા જતા રહ્યા હતા અને ત્યાંની હવા અનુકુળ પડવાથી આજે ઘણો મોટો ભાગ પરાંઓમાં વાસો કરી રહ્યા છે. બુન મેરે ને પલીત જાગે તેમ મરકીનું જોર મંદુ પડયું અને મેલેરીયાનું જોર ચાલુ થયું. આ મેલેરીયાને જોરમંદ કરવા હેલ્થ ઓફીસરે શોધ ચલાવી જેમાં મુંબઇના કુવાઓ અને તળાવ માંહિના જંતુઓ ખાસ કરીને મેલેરીયા ઉપજા કરે છે એમ શોધી કહાડાયું અને ત્યાર પછી તેના સામે ક્રુઝેડ ચાલુ કીધી. પહેલાં શહેરમાં છુટા છવાયા વપરાસ વગરના અને ગંદા કુવાઓ અને તળાવો હતા તેને પુરી નાંખવામાં આવ્યા અને ત્યાર પછી હમેશાં વપરાતાં કુવાઓ પુરી નાખવા તરફ ક્રુઝેડ ચાલુ કીધી. જ્યાં સુધી કોઇને લાગતુ વળગતુ નહતુ અને ધાર્મીક બાબતોમાં અડચણ નડી નહિ ત્યાં સુધી તો પ્રજા તે કાર્યની આડે આવી નહિ. પરંતુ પારસી અને હિંદુઓ જેઓમાંના કેટલાંક તો નળના પાણી કદી પણ પીવામાં લેતાં નથી અને ધાર્મીક ક્રીયાઓમાં કુવાના પાણીનો ઉપયોગ થાય છે તેવા નિત્ય વપરાસના કુવાઓ પુરી નાંખવાની રાજનીતિ મ્યુનીસીપાલટીએ હાથ ધરી ત્યારે દરેકની લાગણીઓ દુઃખાવા લાગી અને હેલ્થ ઓફીસરની સમંતીથી કુવાઓ પુર્યા સિવાય મેલેરીયાના જંતુઓ દૂર થાય તેવા ઇલાજો લેવા અરજીઓ પર અરજીઓ થવા લાગી છતાં તેમની રાજનીતીમાં ફેરફાર થવા પામ્યોજ નહિ અને બીજી બાજુ મુંબઇની વસ્તીને પુરું પડે તેટલુ પાણી મ્યુનીસીપાલીટી તરફથી મળવાં ન લાગ્યુ ત્યારે લે.ક લાગણી તીક્ષણ થવા લાગી અને ૨૫૦૦૦ ની સહી સાથની એક વ્યાજબી દલીલવાળી અરજી મ્યુનીસીપલ કમીશનર તરફ મોકલવામાં આવી. મુંબઇમાં પડતા પાણીના કષ્ટ માટે પુરુષો કરતાં ઓરતો જે જાણે છે તેનું ભાગ્યેજ બીજા જાણતા હશે. ચોથા કે પાંચમા માળે રહેનારો શ્રીમંત વર્ગ નળ બંધ થતાં નજદીકની ટાંકીઓ પાસેથી માથે ઉપાડી પાણી ભરી લાવે ત્યારે તેમને જે વીટંબના વેઠવી પડે છે ને તે વખતે મ્યુનીસીપાલીટી તરફ જે ગાળોનો વર્ષાદ વરસે છે તે જેણે સાંભળ્યો હશે તેઓની આંખમાંથી આંસુઓ ખર્યા સીવાય રહેતા નથી. એક બાજુ કુવાઓ પુરાવી દેવા અને બીજી બાજુ કલાકોના કલાકો નહિ પણ કેટલીક વખત દિવસોના દિવસો સુધી પ્રજાને પાણી ન મળે ત્યારે પ્રજા શું મરે? પ્રજાને આવું સંકટ વેઠવું પડયું ત્યારે તેમની આંખો ઉઘડી અને ટાઉન

હોલમાં છેલ્લી મળેલી ગંજાવર સભામાં પ્રજાના આગેવાનોએ પોતાના દુઃખોનો ઉભરો ખાલી કીધો હતો. હજુ પ્રજા તરફથી થયેલી અરજીનો જવાબ કાંઇ મલ્યો નથી અને તે માટે ગયા માસમાં મ્યુનીસીપલ કોરપોરેશનની એક સાધારણ સભા મી. સર. ફાજલભાઇ કરીમભાઇના પ્રમુખપણા હેઠળ મળી હતી તેમાં ઘણાં ગરમા ગરમ ભાષણો થયા હતાં અને મી. વાચ્છાએ શખ્ત ધ્રુજારો ચલાવ્યો હતો. તે મીટીંગમાં એવો ઠરાવ પસાર થયો છે કે "અરજદારોને જણાવવું કે આ બાબતમાં દીલસોઝી ભરેલી રિતે કામ લેવાને કોરપોરેશન પોતાથી બનતું કરે છે અને તે કોઇ પણ રીતે લાગણી દુખાવવાનો ઇરાદો રાખતી નથી. અત્યાર સુધી તેજ રાજનીતીને અનુસરી સ્ટેન્ડીંગ કમીટી તથા કોરપોરેશન કામ લેતી આવી છે." પ્રજાની અરજીનો જવાબ તો બહુ સારા ફૉર્મમાં આપવાનો ઘડાયો છે પરંતુ તેવું વર્તન અને વલણ છે કે કેમ એ એક અગત્યનો પ્રશ્ન છે. શરૂઆતથીજ બોલેલા શબ્દો પ્રમાણે કામ લેવાયું હતતો પ્રજા મોટો પુકાર કરતજ નહિ. પણ કહેવાનું એક અને કરવાનું ઓર ત્યાં પ્રજા સંતોષ થાયજ કેમ? આપણે ઇચ્છીશું કે પ્રજાની લાગણી તરફ લક્ષ આપી કામ લેવામાંજ લાભ સમજશે અને મ્યુનીસીપલ ઓફીસરો પ્રજા સાથે મળીને કામ લેવા તરફ લક્ષ આપશે તોજ પ્રજા સંતોષ પામશે.



**હાલની લડાઇના હીંગામમાં દાનેશ્વરી હિંદીવાનો.**

હિંદ તેની દાન કરવાની રીતીથી આજનું નહિ પણ લાંબા વખતથી પ્રસિદ્ધ છે. હિંદમાં એવાં નરરત્નો થઇ ગયાં છે કે તેઓએ પોતાનુ દરેક સુખ સુહાંત તજી શાન્ત જીંદગી ગુજારી છે. દાનેશ્વરી હરિશ્ચંદ્ર જેવાં ક્ષત્રી રાજાઓ પોતાનું રાજપાટ તજી એક વચનની ખાતર ચૌદ ચોકડીનું રાજ તજી વનવન રખડી આ ભૂમી પરથી ચાલી ગયા છે. તેવા દાનેશ્વરીના વીર પુત્રો આજે આ ભૂમી પર વસે છે અને તેજ પુણ્યને આધારે હિંદ તેના ટેકમાં ટકી રહ્યું છે. હિંદે જ્યારે જ્યારે પોતાના કે પારકા દેશમાં જ્યાં જ્યાં આફતો પડી છે ત્યાં ત્યાં પોતા તરફનો ફાળો મોકલી આપી તેઓના સંકટમાં ભાગ લીધો છે અને તેવોજ ભાગ હાલમાં ચાલતી લડાઇમાં હિંદે બહુજ ઉદારતાથી આપ્યો છે. ના૦ શહેનશાહની સરકારે તેનો માનની નજરથી સ્વીકાર કીધો છે. હિંદી પ્રજા હમેશાં તેના શીરતાજની તરફ વફાદાર રહ્યો છે એમ ઇતિહાસ શાક્ષી પુરે છે છતાં કેટલાંક ઉતાવળીયા અને હિંદી પ્રજાના હૃદયથી અલગ રહેનારાઓએ ના૦ શહેનશાહની સરકારની લાગણી ડગમગતી કરી નાંખી હતી પરંતુ લડાઇના હાલના મામલા વખતે હિંદી પ્રજા કેટલી વફાદાર અને ફરજ પીછાનનારી છે તેની સંપૂર્ણ ખાત્રી ના૦ હિંદી સરકાર અને ના૦ શહેનશાહની સરકારને થઇ છે તેને ના૦ શહેનશાહના નીચલા સંદેશા પરથી ટેકો મળે છે.

"શેહેનશાહતના બચાવ માટે, અને તેનું અખંડપણું જાળવી રાખવા માટે, શેહેનશાહતની મારી આખી પ્રજા તરફથી જે સંખ્યાબંધ સાબેનીઓ પુરી પાડવામાં આવી છે, તેમાં મારાં તાજ તરફ હિન્દ અને ઈંગ્લંડની પ્રજાએ જે જુસ્સાદાર વફાદારીની લાગણી જાહેર કરી છે અને ખાસ કરીને હિન્દના ખંડીયા રાજાઓ અને બીજા રાજકર્તાઓએ શેહેનશાહતના બચાવ માટે પોતાનાં લશકરો તેમજ પોતાનાં અખુટ સાધનો આપવાની જે માગણી કરી છે તે બનાવથી મને ઘણીજ ખુશાલી ઉપજે છે. દીલ્હી ખાતે સને ૧૯૧૨ ની છેલ્લી તાજ પોશીની ગંભીર ક્રીયા પછી ઈંગ્લંડ પાછા ફરતાં તમોએ બ્રીટીશ પ્રજા ઉપર એખલાસ અને ભાઇબંધીનો જે પેગામ મોકલ્યો હતો તે હું ઘણા માન સાથે યાદ કરૂં છું અને હાલની કસોટી અને કટાકટીના વખતમાં તમોએ આપેલી ખાત્રીનો ઉમદા અમલ કરવામાં આવે છે તે જોઇ મને ઘણો આનંદ ઉપજે છે અને મને જણાય છે કે ગ્રેટબ્રીટન અને હિન્દનો સંબંધ નહી તુટી શકે તેવી રીતે અરસપરસ જોડા યલો છે."

ના૦ શહેનશાહે જર્મની સામે લડાઇ જાહેર કરી કે તુરતજ હિંદુસ્તાનના એકે એક નાના મોટા રાજાઓએ પોતાની સર્વ રયાસત સાથે પોતાને ના. શહેનશાહની સેવામાં રજુ કરનારા તારોથી ના. લૉર્ડ હાર્ડીંગને

મુંઝાવી નાંખ્યા, એટલુંજ નહિ પણ હિંદની દરેક કોમોથી પોતા તરફનો ફાળો અને દિલસોજી દેખાડવામાં આવ્યા. આવી રાજભક્તિ બીજી કઇ પ્રજામાં જોવામાં આવે છે. હિંદ હમેશાં રાજ્યભક્ત છે એ ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાયેલું છે. તેથી પણ વિશેષ વફાદાર પ્રજા તરીકે હિંદીવાનો હોવાનું ના. શહેનશાહ માન ધરાવે છે એ કાંઇ ઓછું નથી. હિંદી પ્રજા પર અનેક પ્રજાઓ રાજ્ય ભોગવી ગયેલ છે અને હમેશાં વફાદાર રહી છે તેમ ના. બ્રીટીશ સરકારની છત્ર છાંયા તળે હિંદ વફાદાર રહ્યું છે, રહે છે અને રહેશે એના સરટીફીકેટો મેળવવાની ના. શહેનશાહની ખાત્રી થયા પછી હવે હિંદી પ્રજાને જરૂર રહી નથી.



**સંકટ.** યુરોપમાં ચાલતી લડાઇથી આપણી દરેક કોમોમાં ગુજરાન ચલાવવાના અને જીંદગી ટકાવવાના સાધનો ઘટતાં ચાલ્યા છે. વળી કેટલાકોને તો સદંતર ધંધારોજગારો ગુમવવા પડયા છે અને રોજીંદાર નોકરોને નોકરીઓ પરથી ઘરે બેસવું પડે છે. એમાંતો જરા પણ શક નથી કે હાલના મામલાથી દરેકને ઓછી વધતી પણ કાંઇને કાંઇ અસર ખમવી પડે છે અને તેથી મધ્યમ અને ગરીબ વર્ગ સંકટમાં આવી ઉભા છે. એ તો સ્વભાવિકજ છે કે જ્યાં જીવનના દ્વારો બંધ થાય ત્યાં સંકટ સ્વાર થાયજ. આ અણધાર્યા આવી પડેલા સંકટના ભોગ થઇ પડેલાનો બચાવ કરવા દરેક જ્ઞાતિઓએ ફંડ ઉભા કરવા જોઇએ છીએ. કેટલીક કોમો પાસે એવા ફંડો હાલ મોજુદ છે અને તેથી તેનો ઉપયોગ કરવો એ એક ખરેખરી તક છે. આવા અનામત પડી રહેલા ફંડનો અને ન હોયતો બીજું નવું ફંડ ઉભું કરવા મારેની પહેલ મુંબઇમાં વસતા પારસી જરથોસ્તી એસોસીએશન તથા કપોળ બંધુઓએ કરી છે તે સર્વ ખુશી થવા જોગ વાત છે. અમો આશા રાખીશું કે અમારી પચરંગી પ્રજા પછી ભલે તે હિંદુ હો કે મુસલમાન હો ગમે તે હો પણ તેમણે પોત પોતાના કુટુંબને, કોમને અને પછી દેશ જનને સંકટમાં સપડાતા અટકાવા અને સંકટમાં સપડાયેલાનો ઉધ્ધાર કરવા પોત પોતાથી બની શકતી મદદનો વહેતો ઝરો ખુલ્લો કરવો તેજ મહાન પૂણ્ય છે.



**આબાદ ચોમાસું.** હિંદુસ્તાનમાં ૧૮૫૬ ની મહામારી પછીના કેટલાંક વરસોમાં ચોમસુ આબાદ ઉતરતાં છતાં હિંદુસ્તાનના કોઇને કોઇ ભાગમાં દુષ્કાળનો ડરામણો દોર ખાઉ કરતો ઉભોજ હોય તેનું કારણ કાંતો ટીડોના ટોળાંથી, ઉંદરોનાં મારાથી અને ખપેડીની ખાધથી પાક નીષ્ફળ ઉતરે છે. અનુભવીઓ જણાવે છે કે આમાનો કાંઇને કાંઇ ભય દરેક વર્ષે હોય ને હોયજ જેના લીધે મોંઘવારીમાં પ્રજા સબડયાજ કરે છે. ચાલુ વરસમાં ખુદાની મેહેરબાનીથી હિંદુસ્તાનના ચારે ખુણામાં વરસાદ વખતસર પડયો છે અને તેથી ચોમાસુ આબાદ ઉતર્યું ગણાય છે જેથી સર્વત્ર લીલા લહેર થઇ રહી છે. ચાલુ વરસાદથી કોઇ પણ સ્થળે પાકને કાંઇ પણ ખરાબ અસર થવા સંભવ નથી જેથી અનાજ પાણી તરફનું પ્રજાને કાંઇ પણ સહન કરવું પડે એમ નથી. સુખ અને દુઃખ બન્ને મીત્રો છે તેમ સુકાળની સામે દુષ્કાળ પશ્ચીમમાં ઉભી થયેલી લડાઇને લીધે ઉભો થયો છે. આબાદ વરસાદને લીધે જેજે લાભો તૈયાર થશે તે લડાઇને લીધે ઉભી થનારી ખોટ ખાઈ જશે એટલે પાછાં જ્યાંને ત્યાંજ ઉભા રહેવું પડશે. આવો ડરામણો મામલો હાલ તુરત ડોળા ધુરકાવતો ઉભો રહ્યો છે. ગયા માસમાં મેઘજી ઇંદ્રજીએ સર્વત્ર મહેર કરી પોતાના ગાંસડા, પોટલા છોડી નાંખ્યા છે જેથી ખેડુતો કમર કસી કામ કરવા લાગ્યા છે. આપણે ઇચ્છીશું; કે આપણા પર આવતી દુષ્કાળરૂપી ભયની સીગનલો ખુદા દુર કરવાને પોતાના હાથો લંબાવે અને સર્વત્ર શાન્તિ શાન્તિના ફુવારાઓ વરસાવે.



# પરોપકાર.

લખનારઃ—મી૦ અરદેશર બેરામજી હોમાવજીર.

(પાને ૩૨ થી ચાલુ.)



નરસીંહ મહેતા વિષે જે દાખલો આપણે ઉપર જોઇ આવ્યા છીએ તેવણુ વિષે કહેવામાં આવે છે કે નરસીંહના માબાપ ઘણાંજ લોકોપકારી ઘણી ધણીયાણી હતાં અને આડોશી પાડોશીઓને અતિ મદદ આપતાં. આ નરસિંહ જોતો અને તેથી તેને પણ નાનપણુંજ પરોપકારી કર્મો કરવાની ટેવ પડી હતી.

રતીદેવ રાજા ભૂખ અને તરસે મરણુ બીછાને પડયો હતો અને જ્યારે તેને પાણી પીવા આપવામાં આવ્યું હતું ત્યારે જેવો તે પાણીનો પ્યાલો પીવા લાગ્યો કે તરરતજ એક તરસ્યો માણસ ત્યાં આવી લાગ્યો અને પાણી માટે અરજ કરવા લાગ્યો. રાજાએ આ પાણી તે તરસ્યા માણસને આપી દીધું. આવી રીતે Sir Philip Sydney એ Battle of utphen વેળાએ પાણીનો પ્યાલો પોતા કરતાં એક વધુ તરસ્યાં માણસને આપી કહ્યું હતું કે Thy need is greater than mine તે કોણને ખબર નથી? આના કરતાં ઉદાર દાખલા કયા હોઇ શકે?

એક ઉમરાવ વિષે કહેવામાં આવ્યું છે કે એક દીને પોતાની ગાડીમાં ફરવા જતો હતા તે વખતે તેણે એક સારંગીવાલાને સુસ્ત બેઠેલો જોયો. આ સારંગીવાલો દરરોજ ગાયણો લલકારી પોતાનું ગુજરાન કરતો તે અમીર નીહાળતો હતો તેને આજે આમ સુસ્ત બેઠેલો જોઇ તે ઉમરાવની જીજ્ઞાસા વધી, તેથી ગાડીમાંથી નીચે ઉતર્યો અને આવી સુસ્ત હાલતમાં બેસી રહેવાનું કારણ તેણે સારંગીવાલાને પુછ્યું તેણે કહ્યું કે આજ આખો દિવસ વગાડયા કીધું છતાં મને એક ખોટી પેની પણ હજુ સુધી મલી નથી. આ સાંભળતાં ઉદાર દીલના ઉમરાવના દીલમાં લાગણી પેદા થઈ આવી અને તેણે તરતજ તે સારંગીવાળાની સારંગી પોતાના હાથમાં લઇ વગાડવા માંડી. ઉમરાવને આ પ્રમાણે એક ભીક્ષુક આગળ સારંગી વગાડતાં જોઇ રાહદારીઓ તેમજ ગાડીઓની મોટી ઠઠ એકઠી થઇ અને હળવે હળવે સારંગીવાલાની ટોપી સોના તથા રૂપાના સીક્કાથી ચીકાર બનવા લાગી. આ ટોપી તે સારંગીવાલાના ખીસામાં ખાલી કરી તે ઉમરાવ ચુપચુપ ત્યાંથી સટકી ગયો અને અજાયબીથી દંગ થયલા લોકોનું ટોળું વીખરાઇ ગયું, જ્યારે તે ભિક્ષુક પેલા ઉમરાવ ઉપર આશીરવાદોનો વરસાદ વરસાવતો પોતાને ઘેર ચાલી ગયો.

ઇ સ. ૧૮૩૮ માં એક વહાણુ રાતને સમયે ખડક ઉપર ચઢી જઇ ભાંગી ગયું. દરિઆમાં તોફાન ભારી હતું તેથી માત્ર નવ માણુસો જેઓ એક લાકડાના કકડાને વલગી રહ્યા હતા તેઓ શીવાય વહાણુમાંના સર્વ જણા ડુબી ગયા હતા. આ નવ માણુસોનું દુઃખ ગ્રેસ ડાર્લીંગ નામની એક જુવાન સ્ત્રીએ દુરબીનમાંથી જોયું. તેણી તેઓના સંકટ નીવારણુ માટે પોતાના ઘરડાં બાપને લઇને હોડીમાં ગઇ. ઘણી મોટી મુશીબતે તેણી આ ૯ જણાના જીવ બચાવવા શકિતમાન નીવડી હતી. એવું કહેવામાં આવે છે કે એક મોટા દેવળની બાંધણી વેળા એક પાલક ધસી પડી જે ઉપર ઉભા રહી કામ કરતા બે મજુરો એક પડુ પડુ થઇ

રહેલા બાગ્મુને વગાડ્યા. આ બાગ્મુ બે માણસોનો ભાર ઝીલી શકે એવી હાલતમાં ન હતો આથી એક જણે બાગ્મુ છોડનાં બીજાને કહ્યું ભાઇ હું તો એકલો છું પણ તુંને તો આખું કુંટુંબ પાળવાનું છે. એવા પરોપકારી સેંકડો દાખલાઓની કાંઇ ખુટ નથી. પોતાના રાજાના કુંવરને બચાવવા દાસી પન્નાએ પોતાના છોકરાને વહાલો ન કરતા તેનો ભોગ શત્રુને લેવા દીધો.

ધનલક્ષ્મી નામની બહાદુર બીએ સંવત ૧૯૪૫ માં ખંભાતના અખાતમાં ડુબતા બ્રાહ્મણને તથા પોતાના ધણીને બચાવવા જે લાકડાનો કકડો પોતે પકડયો હતો તે છોડી દઇ તેઓને આપ્યો. જોન ફ્રેંકે સર્વે ઉતારૂઓના બચાવ કાજ આગના સપાટામાં સપડાયા જનાં સુકાન છોડયું નહી અને આગબોટને ખડક આગળ લઇ જઇ ત્યાં સર્વે ઉતારૂઓને સહીસલામત ઉતાર્યા, વગેરે વગેરે દાખલાઓ ઇતિહાસના સફાઓ ઉપર મોજુદ છે, જેમાં ખરા સાંપંથી માનવી મીત્રોએ પરોપકાર તેના ખરા આકારમાં કરી બતાવ્યો છે. આ સઘળા પરોપકારી નમુનાઓ ઉપરાંત માત્ર એકજ વધુ નમુનો આપણે જોઇ બસ કરીશું. ફારસીમાં એક હકીકત છે કે!

એક આદમી એક વેળા એક ઉજાડ મેદાનમાંથી પસાર થતો હતો તે વેળા તેણે એક કુતરાને ભૂખ તરસથી અધમૂઓ બનેલો એક કુવાની પાળના છાંયે પડી રહેલો જોયો, આ વખતે તેણે ઘણું ઇચ્છયું કે કોઇ તેની મદદે આવી પહોંચી તેને પાણી પાઇ સજીવન કરે પણ તેવો કાંઇ પણ સંભવ ન બનવાથી તેને એક ઉપાય સુજ્યો. તેણે પોતાની ટોપી કાઢી પોતાની કમળી પાઘડી માંને કુપટો છોડી તે ફાડી તોડી કુવાના પાણીની ઉંડાઇએ ટોપા પહોંચી ત્યાં સેરની લાંબી દોરી બનાવી ટોપીમાં પાણી ખેંચ્યું અને તે તરસ્યા કુતરાને પાયું આથી તે સજીવન થયો. રાત્રે તેણે એક સ્વપનો જોયો કે મહમદ પેગમબરે તેને કહ્યું કે તું તારા ભલા કામ માટે આદશાદ થશે.

નીની—રીતીના કાયદાઓથી વર્તવા શીખાય તથા આમપાસનઓના શુભની યોજનાઓ કરવા શીખાવની [illegible]ની હીમત વગરનાં રતન મીસાલ છે. ખરેખરો ધર્મી જે હોય છે તે કશા પણ ઘોંઘાટ વગર સુપકીથી નેકી અને નીતીનો માર્ગ અખત્યાર કરી બીજાઓનું ભલું કરવામાં મંડયો રહે છે અને તેમ કરવામાં ફરજ માને છે. અંનતકાળની સ્થીતીનું આ નિઃસંશય તથા નિશ્ચંત સુખ છે. જે ખરો પરોપકારી નર ગુજારવાને શક્તિવાન નીવડે છે, તેનું અંતઃકરણ તેને કહે છે કે "તારે કદી મરી જવું ન જોઇએ." હંમેશગીનો પ્યાર તેની ઉપર ચોકી રાખે છે અને જાણે તે એક પડદામાંથી જોતો હોય તેમ કુદરતની તમામ અજાયબીઓ બારીકાથી નીહાળે છે અને ખુદાને તેની અનંતતા, તેની દયા, અને તેના પુર પ્રતાપમાં જ્યારે નિરંતર નીરાકારને નીહાળવા તે કોશીશ કરે છે ત્યારે કુદરત તેને કહે છે, તેનો ધર્મ તેને શીખવે છે કે જે ખોખામાં તેનો આત્મા રહેલો છે તે ખોખું તો નાશ થનાર છે જ્યારે ખુદ આત્માને તો હંમેશની બેહસ્તની જગ્યા પેકી જેહાનમાં મળશેજ.

ખુદ જરથોસ્તી ધર્મની નજરે જોઇએ તો આ પવિત્ર મજહબ આપણને બહુજ નમ્ર થવાનું તથા દરેક ઇનસાન માત્ર તરફ સરખી રીતે વર્તવાનું ફરમાવે છે. આ મજહબ દયા, સખાવત અને ઇનસાફ ઉપર રચાયલો છે. એક પલભેર ખ્યાલ ત્યારે આપણને જણાવશે કે કાંઇ પણ પરોપકારી કર્મ કરવું એ બીજા માણસને ઇનસાફ આપ્યા બરાબર છે અને ત્યારે જો ઇનસાફ આપવામાં આપણે ગફલત પડે તો આપણા મજહબનું ફરમાન તોડેલું લેખાય.

મરહુમ પાલમજીટ કહે છે કેઃ—

જરથોસ્તી ધર્મની શીલસુરી ગદાન,
શું તને શીખવે છે બોલ ઓ ઇનસાન!
કે પરોપકાર કરવો બસ પારકાં ઉપર
ને આળસાઇથી ન કદી આળોટવું ઘર.

ખુદ પરોપકાર અને પરોપકારી માનવી વિષે આટલું બોલવું બસ લેખાશે કારણ જેટલું બોલશે એટલું આ બાબદ ઉપર બોલાય એમ છે છતાં આ પરોપકાર કરવા માટે થોડીક સુચનાઓ કીધેલી બધે મણાશે નહિ. પરોપકારી કામ કરવાની ઇચ્છા થઇ

તો તે ઇચ્છાને ઢીલ કરી ટળવળાવવી જોખમ ભરી છે. એકાદ પરમાર્થી નાનું યા મ્હોટું કામ કાઢો કરનાર હો તો તેની શરૂઆત આજથીજ કરજો નહીં તો જેમ એક કમજોર, નાજુક, મજબુત પાયા વગરનું યા સારા ટેકા વીનાનું ઉભું કીધેલું કાચી બાંધણીનું સમારકામ એકાદ અચાનુચ થયલાં જબરાં તોફાનથી નાશ પામશે તેમ પહેલેથી તકેદારી, બંદોબસ્ત, યા જાળવણી રાખ્યા વીનાનું ધારેલું કામ પણ આવતી કાલના વિચીત્ર સંજોગોથી કદાચ અટકી પડે.

તમોએ હાથ ધરેલાં પરોપકારી કામને નીંદતા જો તમો તમારા શત્રુઓને સાંભળો (આ શત્રુઓ કોઇજ નહીં પણ તમારા કહેવાતા મીત્રો હોય છે) તો સહન શીલતાથી તથા ચીવટાઇથી નીંદાની દરકાર સિવાય મુંગે મ્હોડે તમારૂં ધારેલું કામ પાર પાડવા કોશીષ કરતા રહેજો કારણ કે,

J. Collier કહે છે કે:—

"Ease must be impracticable to the invious they lie under a double misfortune, common calamities and common blessings fall heavily upon them."

"અદેખા લોકોને શાંતી નથી. તેઓ પોતાની હાર નહિ ખમી શકવાના અને બીજાની ફત્તેહ નહિ જોઇ શકવાના બેવડા દુઃખથી પીડાતા હોય છે. પરમાર્થ કરવામાં સ્વાર્થ કદી પણ સાધવો જોઇતો નથી કારણ સ્વાર્થ એક દીવાલ સમાન છે."

જે આપણા આત્માને તેમજ આપણે હાથ ધરેલાં કામને આગળ વધતાં અટકાવે છે. યાદ રાખવું અવસ્યનું છે કે:—

The reward of good deed is the consciousness of having done it.

અશવનાં દરેક કામ માટે બદલો તો હોવોજ જોઇએ ત્યારે જે કાંઇ પણ બદલાની ખાહેશ એક પરોપકાર કર્મ કર્યા પહેલાં ચહાવી ધરારત હોય તો તે માત્ર એજ કે તે કામ કરવા માટે જોઇતું પુર કૌવત, મજબુતી અને લાંબી જીંદગી ખુદા પાસ માગવી. આપણા વખશુરાન વખશુર સવીતમ જરથુસ્ત્રને પણ આજ રીતની ખાહેશ પોતાના દીલ ફેલાવવાના મહાભારત હાથ ધરેલા કામ વેળા ઇચ્છતાં આપણે ગાથામાં જોઇએ છીએ.

આ દુન્યાના પરોપકારી કર્મોનો છુપો બદલો તે દુન્યામાં બેહસ્તમાં મળવાનોજ ફરીદુન અત્તાર નામનો ફારસી લેખક લખે છે કે:—

હડતાલા બર દરે જેન્નત નવેશ્ત-ઇનકેહ મયે એ સખ્યા,
બારાદ બેહશત-એ સખ્યારા બા જેહન્નમ કાર નીસ્ત-
જાયે મોમસેક,
જેઝ દરૂને નાર નીસ્ત—યાને કે—

પરવરદીગારે બેહસ્તના દરવાજા ઉપર લખ્યું છે કે પરોપકારી આદમીઓની જગ્યા બેહસ્ત છે અને પરોપકારી આદમીને જેહનમ સાથ કાંઇ કામ નથી. એકલપેટા આદમીની જગ્યા દોજખની આતશ સિવાય બીજે કેથે નથી. આજ ઠેકાણે સાડીએ એક કયામતના દીનનો સ્વપનો જોઈ તે વિષે વર્ણન લખ્યું છે તે જણાવવું ઠીક લેખાશે. સ્વપનામાં તેણે કયામતનો દીન જોયો કે જ્યારે સઘળાં લોકો અહીં તહીં દોડધામ કરતા પડયા હતા, જ્યારે એકજ નર એક શીતળ છાયા હેઠળ બેસી આરામ કરતો હતો, વગેરે.

પરોપકારી મંડળોમાં સંપ એક મુખ્ય સદગુણ છે. આ સદગુણ વગર આવા મંડળો નીભી કે ટકી શકતાં નથી. કાચ્ચા સુતરનો દોરો ઝટ તુટી જાય છે પણ જ્યારે તે બીજા દોરાઓ જોડે એકઠો વણાઇને દોરડા રૂપે થાય છે ત્યારે તોડી નાંખવો અતિ મુશ્કેલ થઇ પડે છે. ના, આટલુંજ નહી પણ તે મોટા મોટા ભારોને ખેંચી લઇ જવા કામમાં આવે છે. થોડીક પણ વિચાર કરવાથી સહેજ માલમ પડશે કે જો આપણા ખાતામાંનો દરેક માણસ દરદીઓને મદદ આપવા મારેની માહીતી તથા જ્ઞાન મેળવ્યા પછી જો આ ખાતામાં જોડાય નહી પણ પોતે એકલો કાંઇને કાંઇ પરોપકારી કામ કરવાની ખાહેશ રાખે તો કયા દરદીને ખસેડવા કાજ તેને બોલાવવામાં આવે યા એવા કેટલાં દરદીઓને ખસેડવા શક્તિમાન બન્યો હતે! એક પણ

રહેલા બાબ્ભુને વળગ્યા. આ બાબ્ભુ બે માણસોનો ભાર ઝીલી શકે એવી હાલતમાં ન હતો આથી એક જણે બાબ્ભુ છોડનાં બીજાને કહ્યું ભાઇ હું તો એકલો છું પણ તુંને તો આખું કુટુંબ પાળવાનું છે. એવા પરોપકારી સેંકડો દાખલાઓની કાંઇ ખુટ નથી. પોતાના રાજાના કુંવરને બચાવવા દાસી પનાએ પોતાના છોકરાને વહાલો ન કરતા તેનો ભોગ શત્રુને લેવા દીધો.

ધનલક્ષ્મી નામની બહાદુર સ્ત્રીએ સંવત ૧૯૪૫ માં ખંભાતના અખાતમાં ડુબતા બ્રાહ્મણને તથા પોતાના ધણીને બચાવવા જે લાકડાનો કકડો પોતે પકડયો હતો તે છોડી દઇ તેઓને આપ્યો. જોન ફ્રેંકને સર્વે ઉતારૂઓના બચાવ કાજ આગના સપાટામાં સપડાયા છતાં સુકાન છોડયું નહી અને આગબોટને ખડક આગળ લઇ જઇ ત્યાં સર્વે ઉતારૂઓને સહીસલામત ઉતાર્યા, વગેરે વગેરે દાખલાઓ ઇતિહાસના સફાઓ ઉપર મોજુદ છે, જેમાં ખરા સોંપેગી માનવી મીત્રોએ પરોપકાર તેના ખરા આકારમાં કરી બતાવ્યો છે. આ સઘળા પરોપકારી નમુનાઓ ઉપરાંત માત્ર એકજ વધુ નમુનો આપણે જોઇ બસ કરીશું. ફારસીમાં એક હકીકત છે કે!

એક આદમી એક વેળા એક ઉજ્જડ મેદાનમાંથી પસાર થતો હતો તે વેળા તેણે એક કુતરાને ભૂખ તરસથી અધમૂઓ બનેલો એક કુવાની પાળના છાંયે પડી રહેલો જોયો, આ વખતે તેણે ઘણું ઇચ્છયું કે કોઇ તેની મદદે આવી પહોંચી તેને પાણી પાઇ સજીવન કરે પણ તેવો કાંઇ પણ સંભવ ન બનવાથી તેને એક ઉપાય સુજ્યો. તેણે પોતાની ટોપી કાઢી પોતાની કમળી પાઘડી યાને ફુમરો છોડી તે ફાડી તોડી કુવાના પાણીની ઉંડાઇએ ટોપા પહોંચી ત્યાં વેરની લાંબી દોરી બનાવી ટોપીમાં પાણી ખેંચ્યું અને તે તરસ્યા કુતરાને પાયું આપી તે સજીવન થયો. રાત્રે તેણે એક સ્વપનો જોયો કે મહમદ પેગમબરે તેને કહ્યું કે તું તારા ભલા કામ માટે બાદશાહ થશે.

નીતી—રીતીના કાયદાઓથી વર્તવા સીવાય તથા આસપાસનાઓના સુખની યોજનાઓ કરવા શીવાયની ની કીંમત જગતનાં રતન મોઘાસ છે. ખરેખરો ધર્મી જે હોય છે તે કશા પણ ઘોંઘાટ વગર સુપકીથી નેકી અને નીતીનો માર્ગ અખત્યાર કરી બીજાઓનું ભલું કરવામાં મંડયો રહે છે અને તેમ કરવામાં ફરજ માને છે. અંતતકાળની સ્થીતીનું આ નિઃસંશય તથા નિશ્ચય સુખ છે. જે ખરો પરોપકારી નર ગુજારવાને શક્તિવાન નીવડે છે, તેનું અંતઃકરણ તેને કહે છે કે "તારે કદી મરી જવું ન જોઇએ." હંમેશગીનો પ્યાર તેની ઉપર ચોકી રાખે છે અને જાણે તે એક પડદામાંથી જોતો હોય તેમ કુદરતની તમામ અજાયબીઓ બારીકીથી નીહાળે છે અને ખુદાને તેની અનંતતા, તેની દયા, અને તેના પુર પ્રતાપમાં જ્યારે નિરંતર નીરાંકારતે નીહાળવા તે કોશીષ કરે છે ત્યારે કુદરત તેને કહે છે, તેનો ધર્મ તેને શીખવે છે કે જે ખોખામાં તેનો આત્મા રહેલો છે તે ખોખું તો નાશ થનાર છે જ્યારે ખુદ આત્માને તો હંમેશની બેહસ્તની જગ્યા પેલી જેહાનમાં મળશેજ.

ખુદ જરથોસ્તી ધર્મની નજરે જોઇએ તો આ પવિત્ર મજહબ આપણને બહુજ નમ્ર થવાનું તથા દરેક ઇનસાન માત્ર તરફ સરખી રીતે વર્તવાનું ફરમાવે છે. આ મજહબ દયા, સખાવત અને ઇનસાફ ઉપર રચાયલો છે. એક પલભેર ખ્યાલ ત્યારે આપણને જણાવશે કે કાંઇ પણ પરોપકારી કર્મ કરવું એ બીજા માણસને ઇનસાફ આપ્યા બરાબર છે અને ત્યારે જો ઇનસાફ આપવામાં આપણે પછાત પડયે તો આપણા મજહબનું ફરમાન તોડેલું લેખાય.

મરહુમ પાલમકોટ કહે છે કે:—

જરથોસ્તી ધર્મની ફીલસુફી મહાન,
શું તને શીખવે છે બોલ એ ઇનસાન!
કે પરોપકાર કરવો બસ પારકાં ઉપર
ને આળસાઇથી ન કદી આળોટવું ઘર.

ખુદ પરોપકાર અને પરોપકારી માનવી વિષે આટલું બોલવું બસ લેખાશે કારણ જેટલું બોલશે એટલું આ બાબદ ઉપર બોલાય એમ છે છતાં આ પરોપકાર કરવા માટે થોડીક સુચનાઓ કીધેલી વ્યર્થ ગણાશે નહિ. પરોપકારી કામ કરવાની ઇચ્છા બધ

તો તે ઇચ્છાને ઢીલ કરી ટળવળાવવી જોખમ ભરી છે. એકાદ પરમાર્થી નાનું યા મ્હોટું કામ કાઢે કરનાર હો તો તેની શરૂઆત આજથીજ કરજો નહીં તો જેમ એક કમજોર, નાજુક, મજબુત પાયા વગરનું યા સારા ટેકા વીનાનું ઉભું કીધેલું કાચી બાંધણીનું સમારકામ એકાદ અચબુચ થયલાં જબરાં તોફાનથી નાશ પામશે તેમ પહેલેથી તકેદારી, બંદોબસ્ત, યા જાળવણી રાખ્યા વીનાનું ધારેલું કામ પણ આવતી કાલના વિચીત્ર સંજોગોથી કદાચ અટકી પડે.

તમોએ હાથ ધરેલાં પરોપકારી કામને નીંદતા જો તમો તમારા શત્રુઓને સાંભળો (આ શત્રુઓ કોઇજ નહીં પણ તમારા કહેવાતા મીત્રો હોય છે) તો સહન શીલતાથી તથા ચીવટાઇથી નીંદાની દરકાર સિવાય મુંગે મ્હોડે તમારૂં ધારેલું કામ પાર પાડવા કોશીષ કરતા રહેજો કારણ કે,

J. Collier કહે છે કેઃ—

"Ease must be impracticable to the invious they lie under a double misfortune, common calamities and common blessings fall heavily upon them."

"અદેખા લોકોને શાંતી નથી. તેઓ પોતાની હાર નહિ ખમી શકવાના અને બીજાની ફતેહ નહિ જોઇ શકવાના બેવડા દુઃખથી પીડાતા હોય છે. પરમાર્થ કરવામાં સ્વાર્થ કદી પણ રાખવો જોઇતો નથી કારણ સ્વાર્થ એક દીવાલ સમાન છે."

જે આપણા આત્માને તેમજ આપણે હાથ ધરેલાં કામને આગળ વધતાં અટકાવે છે. યાદ રાખવું અવશ્યનું છે કેઃ—

The reward of good deed is the consciousness of having done it.

અસલનાં દરેક કામ માટે બદલો તો હોવોજ જોઇએ ત્યારે જો કાંઇ પણ બદલાની ખાહેશ એક પરોપકાર કર્મ કર્યા પહેલાં ચડાવી ધટારત હોય તો તે માત્ર એજ કે તે કામ કરવા માટે જોઇતું પુરું કૌવત, મજબુતી અને લાંબી જીંદગી ખુદા પાસ માગવી. આપણા વખશુરાન વખશુર સવીતમ જરથુસ્ત્રને પણ આજ રીતની ખાહેશ પોતાના દીન ફેલાવવાના મહાભારત હાથ ધરેલા કામ વેળા ઇચ્છતાં આપણે ગાથામાં જોઇએ છીએ.

આ દુન્યાના પરોપકારી કર્મોનો છુપો બદલો તે દુન્યામાં બેહસ્તમાં મળવાનોજ ફરીદુન અત્તાર નામનો ફારસી લેખક લખે છે કેઃ—

હડતાલા બર દરે જેન્નત નવેશ્ત-ઇનકેહ મયે એ સખ્યા,
બાશદ બેહશત-એ સખ્યારા બા જેહન્નમ કાર નીસ્ત-
જાયે ગૌમસેક,
બોઝ દરને નાર નીસ્ત—યાને કે—

પરવરદીગારે બેહસ્તના દરવાજા ઉપર લખ્યું છે કે પરોપકારી આદમીઓની જગ્યા બેહસ્ત છે અને પરોપકારી આદમીને જેહનમ સાથ કાંઇ કામ નથી. એકલપેટા આદમીની જગ્યા દોજખી આતશ સિવાય બીજે કેથે નથી. આજ ઠેકાણે સાદીએ એક કયામતના દીનનો સ્વપનો જોઇ તે વિષે વર્ણન લખ્યું છે તે જણાવવું ઠીક લેખાશે. સ્વપનામાં તેણે કયામતનો દીન જોયો કે જ્યારે સઘળાં લોકો અહીં તહીં દોડધામ કરવા પડયા હતા, જ્યારે એકજ નર એક શીતળ છાયા હેઠળ બેસી આરામ કરતો હતો, વગેરે.

પરોપકારી મંડળોમાં સંપ એક મુખ્ય સદ્‌ગુણ છે. આ સદ્‌ગુણ વગર આવા મંડળો નીભી કે ટકી શકતાં નથી. કાચ્ચા સુતરનો દોરો ઝટ તુટી જાય છે પણ જયારે તે બીજા દોરાઓ જોડે એકઠો વણાઇને દોરડા રૂપે થાય છે ત્યારે તોડી નાંખવો અતિ મુસ્કેલ થઇ પડે છે. ના, આટલુંજ નહી પણ તે મોટા મોટા ભારોને ખેંચી લઇ જવા કામમાં આવે છે. થોડીક પળ વિચાર કરવાથી સહેજ માલમ પડશે કે જો આપણા ખાતામાંનો દરેક માણસ દરદીઓને મદદ આપવા માટેની માહીતી તથા જ્ઞાન મેળવ્યા પછી જો આ ખાતામાં જોડાય નહી પણ પોતે એકલો કાંઇને કાંઇ પરોપકારી કામ કરવાની ખાહેશ રાખે તો કયા દરદીને ખસેડવા કાજ તેને બોલાવવામાં આવે યા એવા કેટલાં દરદીઓને ખસેડવા શક્તિમાન બન્યો હતે! ચીક પણ

નહી! કારણ? કારણ એજ કે એક દરદીને મદદ કરવા ઓછામાં ઓછી ત્રણ ચાર માણસોની જરૂર પડે છે. કુદરતનો આ નિયમ ઘણે મોટે ભાગે સઘળે ફેલાયલો હોય છે, કે એક ઉદ્યોગી માનવીને આળસ ઉપર તીરસ્કાર છુટશે, એક વહેલા ઉઠનાર સખસને ઉઠવાના વખત પછી ઉંઘજ આવશે નહી, તેજ મુજબ એક નિતીરીતીથી ચાલી અશો પરોપકારી જીંદગી ગુજારનાર માણસની વલણ કોઇ પણ દીન પાપના કામો તરફ ઢળશે નહીજ. તેથી પરોપકારી બનવાની આદત બચ્ચાંને નાનપણથીજ પાડવી અવશ્યની છે.

એક પરોપકારી નર પોતા જેવા બીજા નર નારીઓ ઉભા કરવાની હમેશાં તલસમાં રહે છે અને તે કદી પણ બીજા પરોપકારી માનવીના કામની ફતેહની અદેખાઇ કરતો નથી પણ સામો તેનાં કામમાં ઉલટથી તેને ટેકો તથા ઘટતી મદદ આપે છે. પરોપકાર વિશેનો વિષય અહીં ખતમ કરીશું અને ખતમ કરતાં તે પરમ-કૃપાળુ પ્રભુને ખરાં અંતઃકરણથી અરજ ગુજારીશું.

ઓ પવિત્ર બાપ! ઓ ઇનશાન માતાના મીનોઇ મીત્ર તું તારીજ છુપી શકિતથી મને અને પરગજુ લાગણીઓ હેડે રાખી તેવા કામો કરવા તત્પર એવા મારા બીજા ભાઇ બેહેનોને એવી તાકાતી બક્ષ, એવું કૌવત અને જોમ આપ કે તેની મદદથી કુલ્લે આદમ જાત-પછી શું હમજાત કે પરજાતનાં-ભલા અર્થે-તેઓનાં શંકટ નીવારણ અર્થે-હમો તેઓના સંકટના હમશરીક બનીએ અને તે સર્વે સંકટો ટાળવા શક્તિમાન નીવડીએ. ઓ બળવાન બાપ તું એવી બુદ્ધીની બક્ષેસ કર કે જે બુદ્ધીના બળથી હમો હમારા દેશની વૃદ્ધિ તથા આબાદાની માટે, સચ્ચાઇ, નીતિ અને ઇનસાફ માટે, કોશીશો કરીએ અને ત્યારે ને ત્યારેજ માત્ર જેમ સદ્વારનાં સુર્યોદયના કીરણ આગમજ ઘેરણુ ઘારણ ભર્યું ધુમસ પીગળી જઇ તેજસ્વી અજવાળુ પડે છે તેમ આ અમારા સર્વે સદ્‌ગુણોથી હૈયે ઉમન્ન થતી ખુશાલીની માહીતગારી આગમજ મરતી વખતનો જે ભય પાપીઓ અને મીથ્યા જીંદગી ગુજારી મરનાર માણસમાં પ્રગટ થાય છે તેનો નાશ થઈ તેઓનાં દીલમાં સંતોષ પ્રગટ થાય.

### જબરો હુશયાર!

ત્રણ ચાર દોસ્તોનું ટોળું ટાહેલે વળગેલું હતું. વાત-પરથી વાત નીકલતાં કુતરાની હુંશયારી વીશે તેઓ ગપ્પા મારવા લાગયા.

"એક વખત હું સ્ટીમરમાં જતો તો ત્યારે મારા હાથમાંથી એક ગીની દરયામાં પડી ગઇ. તરતજ મારી આગળ મારો કુતરો ઉભેલો હતો તેણે દરયામાં ડુબકી મારી અને પાંચ મીનીટમાં તો પેલી ગીની મારી આગળ લાવીને હાજર કીધી!" એકે કહ્યું:—

"અરે એમાં શું મોટી વાત!" બીજાએ કહ્યું," મારા કુતરાએ તો તદન અવધીજ કીધી. એક દહાડો રાતના મારા ઘેરમાં આગ લાગી. જેમ તેમ કરીને બધાંઓ સહીસલામત બહાર નીકલયાં. એકાએક મને યાદ આવ્યું કે મારો માનીતો કુતરો રૂમ રેહી ગીયોછ. મેં તો ધાંધલ કરી મુકી. કોઇ કેહેજે અમે એને પાછો આગમાં જતો જોયો! ઘણી સોધખોલ ચલાવી પણ ફોકટ! આખેર પાએક કલાકે હું ઉભેલો હતો તાંહુ મારો કુતરો ઘેરમાંથી કુદકો મારીને આવ્યો. તમે લોક તો માનસોવી નહી. પણ મારાં ઘેર અને ફરનીચરની વીમાની પોલીસી એક ભીના નાપકીનની અંદર વીટાલીને તેણે પોતાના મોઢામાં પકડેલી! જે ન્ય દેતી કે તેણે મારી આગળ મુકી?" (સોલન.)

### દર્દનું મુળ.

પીલો પીપયાંને નજલો થયો હતો. પપેટીને ત્રણ ચાર દીવસજ બાકી હોવાથી તે જલદી સારો થવા માંગતો હતો કે કલબમાં જઇને નામ પ્રમાણે બાટલીના માંથા ભાંગે.

"મારા સાહેબ, એ વારી ઘરી એમ શું થયા કરેછ" તેણે ડાકટરને કહયું, "આપ દરદનું મુળ છે તેજ મારી કહાડોની કે મને જાયુકનો આરામ થાય!"

ડાકટર જે પીલાને એક ખુરશી પર બેશાને તપાસતો હતો તે પુર ગંભીરાઇથી ઉઠયો, એક લાકડી લીધી અને તે તેબલ પર પડેલી દારૂથી ભરેલી ડીકાનટરને મારીને ભાંજી નાંખી.

"એ, એ, તમે આય શું કીધું?" પીલો પોતાના દારૂનો નાશ થયલો જોઇને બોલી ઉઠયો.

"એ—એ તો મેં તમારાજ કેહવા પ્રમાણે તમારાં દર્દના મુળને મારી કહ્ડાડયો!" ડાકટરે કહ્યું.

(સોલન.)

### વીકો બ્યાજ ખાઉ.

"હું તમારા બાવાને ઓલખતો તો તેથીજ તમારી પાસે પંદર ટકાનું બ્યાજ લેશેછ મી૦ કાવસજી, કાવ-સજી—"ઘણી ખુશીની વાત છે કે તમે મારા બપાવાને નહી ઓળખતાંતા."

(સોલન.)

# પ્યારનો ભોગ.

(એક ટુંકી વાર્તા.)

લખનારઃ—મી૦ જાંહુગીર દારાશાહ દુગાજી.

## પ્રકરણ ૧ લું.



તે સાંજનો દીલકશ વખત હતો, અને હજારો નર નારીઓનાં ભેગા થવાથી એપોલો બંદર પોતાના પુર બહારમાં ઝળકી રહયો હતો. સર્વ જણાં આનંદમાં ખુશગોફતેગો કરતાં માલમ પડતાં હતાં; ત્યારે રૂશી દુબાશ પોતાનાં કમભાગ્ય નસીબ ઉપર વીચાર ચલાવતો એક પથર પર બેઠો હતો.

એટલામાં તેનાં ખભાં ઉપર એક નાજુક ગોરો હાથ જઇ પડયો, અને તે એકદમ પોતાના વીચારમાંથી જાગૃત થયો. "કેમ વ્હાલા શું વીચારમાં બેઠો છે?" તે નાજુક આકારે પુછયું.

"કંઇ નહી ડારલીંગ" ઉત્તર મલ્યો.

"રૂશી" તે તેની આગલ પોતાની બેઠક લેતાં બોલ્યો "પછી તેં મારે સારૂં પુછયું કે?"

"હા ડીયર, પણ તેવણે મને જણાવ્યું જે, જો તું ઉપરવારી થઇને તેમ કરશ તો મને મારૂં ઘરબાર સઉ ખોવું પડશે."

રૂશી દલગીર ભરયા અવાજે બોલ્યો, "કારણ?"

"શુલ તું જાણેછ તો ખરી જે એમાં મુખ્ય બાપ પેલી મારી સાવકી માય થતીનો છે અને જયારે એનું કાંઇ નહી વલ્યું ત્યારે હાલ તે મારી પર પોતાનું વેર લેવા ચાહેછ; પણ હું તેની જરાબી દરકાર કરતો નથી."

"શું તું મારા લીધે ગરીબાઈ ભોગવશે? નહી વ્હાલા, હું કદી પણ તેમ થવા દેનાર નથી," ગુલ જુસાથી બોલી.

"ડારલીંગ તારે લીધે હું ગમે તેવોબી ભોગ આપવા તૈયાર છું, તો પછી ગરીબાઇથી મારે શું કામ ડરવું જોઇએ?" રૂશી તેણીનો નાજુક હાથ પોતાનાં હાથમાં લેતાં બોલ્યો "શું તેવણ જરા પણ સમજતાજ નથી," તેણીએ ઇંતેજારી ભર્યાં સવાલો પુછવાનું ચાલુ રાખ્યું. "નહી" રૂશનમ બખલ્યો "મેં મારૂં બનતું કરી એવણને સમજાવવામાં જરા પણ બાકી રાખ્યું નથી, પણ અફશોસ એવણ તો સાફ નાજ કહે છે, માટે હું હવે મારૂં સુઝતું કરી લેવાનાં બનતા ઠરાવ ઉપર આવ્યો છું; બોલ વ્હાલી તારી તો મરજી છે ને?" "એ સવાલજ કેવો?" તેણી પોતાની આંખોમાં આંસુ સાથે પોતાનાં નાજુક હાથ તેનાં ગરદનની આસપાસ નાખતાં બોલી. "વ્હાલા હું તારીજ છું. મારે વીષે તારે જરા પણ ફીકર કરવી નહી. ચાલ આજે ઘણું 'લેટ" થયું છે માટે ઘરે જઇએ બચારાં માયજી વાટ જોતાં હશે."

તેવો બેઉ ઉઠયાં; અને રસ્તે ચાલતાં બેમાંથી એકે પણ જરાબી સખુન કાઢયો નહી, "સાહેબજી ડીયર" રૂશતમે આખેર ચુપકીદી તોડી છુટા પડતાં બોલ્યો. "સાહેબજી વ્હાલા" જવાબ મલ્યો અને અત્રે તે બેઉ જણનો હાથો એક બીજા સાથ મલ્યા અને તેવો છુટા પડયા.

પ્રીય વાંચનાર રૂશી દુબાશ એક તંવગર બાપનો એક પુરો રોશન ચેરાગ હતો. તે દીસે ઉંચો, સોહામણો અને બાહદુર જવાન હતો. રૂશીનાં માય તે જ્યારે પાંચ વરશનો નાનો બાળ હતો ત્યારનાં મુફી આ ફાની જહાનમાંથી કુચ કરી ગયાં હતાં; રૂશીનાં પીતા જાલેજર પોતાની ધણીયાણીનાં હક થવા બાદ, રૂશીને એક માતા કરતાં પણ આલા પ્યારથી તેની બરદાશ લીધી હતી, અને તેને સારી તાલીમ આપી અભ્યાસની ઉંચી પંકતી પર ચઢાવ્યો હતો.

રૂશતમ જાતે હુંશીયાર હોવાથી ટુંક વખતમાં પોતાના માસતરોનો ચાહ ખેંચી શકયો હતો અને એક વીશ વરશની ઉમરે તે બી. એ. ની પરીક્ષા પસાર કરવામાં નશીબવંત નીવડયો હતો.

તેના પીતા જાલેજર પાસ પુશકલ પૈસા હોવાથી, ખુદરતી રીતે તે મોટી મોટી શોસાયટીયોમાં સારી રીતે પંકાઇ ગયો અને ઘણીએક નારીઓ તેને પોતાનો બીલું કરવા પુશકલ ફાંફાં મારી રહી હતી તેમાં જર કોટવાલ મુખ્ય હતી.

રૂશતમ વારંવાર જરનાં ત્યાં જતો હોવાથી જર પોતાનાં મગજમાં હવાઇ કીલાઓ બાંધ્યા જતી હતી. જર જોકે રૂશતમ કરતાં ઉમરમાં એક દાયકો જ્યાદા હતી પણ તેણી પોતાને ૧૯ થી ૨૦ વરસની ખપાવવા માગતી હતી.

એક દીવસ તેણીએ રૂશતમને અચાનક ગુલની સાથે ધરાં-પરાં કરતાં જોયો અને ત્યારથી તેણીએ પોતાનું વેર લેવાનો કાસદ કર્યો.

જાલેજરને ઘરડે ઘડપણમાં પરણવાનો શોખ થઇ આવ્યો અને તેવણે પોતાની પસંદગી જર કોટવાલ પર દોડાવી અને ટુંક વખતમાં તેની સાથ ગોઠવાયા.

દુન્યાના ચાલતા આવેલા રીવાજ મુજબ આ ૬૭ વરસના જુવાન વરરાજા કે જેવણનો એક પગ અત્યાર આગમચ કબરમાં મુકાઇ ચુકયો હતો. તેવણ પોતાની દીકરી બરાબરની જર સાથ પાછા એક વાર લગનની જુશરીમાં જોડાયાં હતા. ત્યાર બાદ આશતે ે ઘરનો સઘળો કારોબાર પોતાનાં હાથમાં લીધો અને બુઢાજી ગોયા જાણે તેનાં હાથમાં રમકડું થઇ પડયા હોય એવી તેમની હાલત હતી.

આ અરશામાં જરે રૂશતમ ઉપર જુલમ પાડવામાં જરા પણ બાકી રાખ્યું ન હતું, અને તે જવાને સઘલું મુંગે મોહડે શહન કીધું; ત્યાર પછી શું બન્યું? તે આપણે ઉપર જોઇ ગયા છીયે.

## પ્રકરણ ૨ જું.

### હુડધુત.

રૂશતમ ગુલથી છુટો પડયા પછી બેચેન દીલે પોતાનાં ઘર ભણીનો રશતો લીધો. ત્યાં જઇ પુગા બાદ તે સીધો પોતાનાં રૂમમા ગયો અને ભવીષ્યમાં કેમ કરવું તેનો વીચાર કરતો "આરામ-ચૅર" પર પડયો. એટલામાં તેનાં પીતા જાલેજર ઓરડામાં દાખલ થતાં પોતાની પાછલ બારણું બંધ કરતાં બોલ્યા. "રૂશતમ, આજે મને તારો આખેરીનો જવાબ જોઇએજ. બોલ તું મારા ફરમાન મુજબ ચાલવા ખુશી છે કે?" બુઢાજી એક પછી એક સવાલો પુછતાંજ ગયા.

"માફ કરો બાવાજી આ બાબદમાં હું તમારા મતને મલી શકતો નથી." આખરે તે જવાન મકમ ઠરાવ પર આવી કાંઇ નાખતી ભરી રીતે બોલ્યો. દુકતા, હું હવે જોઉં છું જે તેં તારી કેળવણીને ઝાંખ લગાડી છે. ગુલ જેવી એક ગરીબ દુકતીની ગોરી ચાર્મડી પરે તું લોભાઇ ગયો છે. પણ વીચાર કર કે આપરે કોણ? આપણો મોભો શું? જો હું તુંને તારી મરજી માફક ચાલવા દેઉં તો ગામનું લોક મને શું કહે? અને—" "બસ બસ કરો બાવાજી હું હવે જોઉં છું જે તમે મારી ચુપકીદીનો ઘણો લાભ લીધો છે." તે જવાન એકદમ પોતાની ખુરશી પરથી ઉઠતાં પોતાનાં બાપને વધુ બોલતો અટકાવી ગુસાથી બોલ્યો.

"નાદાન સમજ, જો તું મારા વીચારથી જરા પણ ઉલટો ગયોજ તો મારી તરફથી એક અરધી નીબી આશા રાખતો ના, જા તારૂ કાળું કર, આજથી મારા દીલથી તું મુવેલા સમાન છે," બુઢાજી ખોખરા અવાજે થર થર ધ્રુજતા બોલ્યો.

"માફ કરો બાવાજી" તે જવાન લગભગ રડી દેતાં આછેરું કરતાં અવાજે બોલ્યો "જોવ જરા વીચારો તમે પહેલા કેવા મારી તરફ માયાળુ હતા, પણ હું જોઉં છું જે તમે જ્યારથી પેલી મારી માય થતીને અત્રે લાવ્યા છો, ત્યારથી તમારામાં ફેરફાર ચાલુ થયો છે; બાવાજી શું કામ તમે મારા સુખનું નખોદ વાલી આપણી વચ્ચે કડવાસ ઉભો કરો છો?"

રૂશતમના આ આઘાતકારક બોલોથી તે બુઢો પીગલ્યો હોય એમ લાગ્યો અને બોલ્યો "તારી મરનાર માતાને મેં વચન આપેલું હોવાથી હું તારાં સુખોની વચ્ચે આડો પડવા માગતો નથી, પણ" અને અત્રે જાલેજર વધુ બોલે તે આગમચ તે ઓરડાનું બારણું ધડક દેતું ઉઘડી ગયું અને જર જુવાક ઘણુંજ જુસાથી ઓરડામાં દાખલ થઇ ભવા ચઢાવી બોલી.

"હું એ લગન થવા દેનાર નથી, જાલેજર આજે તમારો સુધલો કાં ગયો? મુઇ એ ગુત જેવી ભીખારણને તમારી વહુ કરતાં તમને શરમ નથી આવતી? ગામનું લોક મુવું શું બોલશે? બસ હમણાંજ મારા દેખતાં તમારા બોલેલા બોલ પાછા ખેંચી લેવો." તે એકદમ તાબે થયો અને બોલ્યો "રૂશતમ તારાં માયની મરજી નથી તો હું લાચાર છું, તું જો ચાહતો હોય તો ગામમાં બીજી ઘણી પણ છોકરીઓ છે કે જેને તું ખુશીથી તારી ભાગણ બનાવી શકશે."

"ચંડાળ તું અને શયતાનના રૂપમાં માય તરીકે આવી છે, તેં તારી આવી રીત ભાતોથી કુલ સ્ત્રી આલમને લજાવી છે, તારા કરતાં એક ખુનીનું જીગરબી વધારે દયાળું હોય છે." રૂશતમ એકદમ તરીયાપર પર આવી જઇ આગલો પાછલો વીચાર કર્યા વગર ઝનુનથી પોકારી ઉઠ્યો.

"જોવ જાલેજર એ મુવો મને શયતાન અને ચંડાળ કહે છે તો પણ તમે બેસીને જોયા કરો છો અને એ મરી ગયા ને કાંઇ કહેતા પણ નથી. તમેજ એને ઘણો બગાડી મુક્યો છે," જરબાઇએ હવે પોતાનું ખરું પાણી દેખાડવાનું શરૂ કર્યું અને જાલેજર બચારો બોલે પણ શું? તેવણુની હાલત 'સુડી વચ્ચે સોપારી' સમાન હતી.

આપણે ઉપર જોયું તેમ જાલેજર પોતાની હાથની ધરતીનાં એક ગુલામ જેવા હતા, આખરે તેવણે સુપકીદી તોડી અને ધીમાં પણ ગંભીર અવાજે બોલ્યા રૂશતમ તેં આજે તારી માયને ઘણાજ ખરાબ શબ્દો ઉચાર્યા છે, તારી તરફથી મેં આવા બોલોની આશા રાખી હતી નહી, છોકરા, હું તુને હુકમ કરૂં છું જે તારે એકદમ હમણાજ તારી માયની માફી માગવી."

"નહી કદી નહી" તે જવાન પુકારી ઉઠ્યો "હું એ ચંડાલને મારી માય કહેવા આગમચ મારી જીભ કાપી નાખવાનું વધારે માન ભરેલું સમજું છું."

"જાલેજર એ જોયો કે મુવો તમે બાપ થતાંના મોં પર એ કેવો તરડાઇને જવાબ આપે છે. જ્યારે હું તમુને એ મરી ગયા ને સારૂં કેતીતી ત્યારે તમે મને નાદાન કહી હસી કાઢતા હતા, હવે જોવો તમારા દીકરાનાં ઢંગ!" જરબાઇ આગમાં તેલ નાખતાં બોલ્યા.

"દુકતા જ્યારે તું નથી સમજતો ત્યારે જા તારૂં કાળું કર અને આજ પછી મારાં ઘરની ઉમર પર જરા પણ પગ મુકયોજ તો માણસો પાસ હડધુત કરાવી કાઢી મુકશ," બુઢાજી એકદમ તેની તરફ ધસી જતાં બારણાં ભણી પોતાની આંગલી દેખાડતાં ખોખરા અવાજે બોલ્યા. તે જવાન તાબે થયો અને વધુ એક પણ શબ્દ બોલ્યા વીનાં બહાર પડ્યો.

રે! માબાપો તમારાં બચ્ચાનાં સુખની વચ્ચે ફાંચર મારવા પહેલાં, આગલો પાછલો વીચાર કરો, લગન જેવી ગંભીર બાબદ તમારાં કરતાં તેઓ વધુ સારી રેતે સમજી શકે છે માટે તેઓનેજ તેમની પસંદગી કરવા દેવો.

## પ્રકરણ ૩ જું.

### લગન.

કુદરત તારી કરામત ઓરજ છે, જે શખશ દશ મીનીટની વાત ઉપર હજારો રૂપ્યા, અને મહેલ-ચહેલનો ધણી હતો તેજ શખશ હાલ એક ભીખારીની હાલતે જઇ પડ્યો હતો. કુદરતી કરામત અજબ છે!

રૂશતમ પોતાનાં બાપીકા મહેલમાંથી હડધુત થયા પછી ક્યાં જવું અને રાત કેમ ગુજરવી તેનો

વીચાર કરતો પોતાનો રસ્તો કાપતો હતો. પહેલાં તો તેણે ગુલને ત્યાં જવાનો વીચાર કર્યો પણ તરતજ તે જવાનને ખ્યાલ આવ્યો જે ગુલ પોતાની માતા સાથે જેમ તેમ ગરીબાઇમાં પોતાનાં દીવસો કાઢતી હતી માટે તે ભલાં મા-બેટીનાં આશરામાં જવું તે જુવાનને કુદરતી રીતે પસંદ પડયું નહી.

આખરે તેને રાત કોઇના પણ ઓટલા પર સુઇ કાઢવાનો વીચાર કર્યો અને તે ઘણોજ થાકી ગયલો હોવાથી તેમજ ઉપરાસાપરી બનાવોથી તેનું મગજ ઘણુંજ ઘુગી આવ્યું હતું માટે આખરે રસ્તામાં એક 'ફુટપાથ' પર સુઇ પોતાની રાત પુરી કીધી.

જ્યારે તે જાગ્યો ત્યારે સવાર પડી ચુકેલી હતી અને ભવીષ્યમાં પોતાનું ગુજરાન કેમ કરવું તેનાં તે ખ્યાલમાં હતો, તેટલાં તેને એક વીચાર સુઝ્યો અને તરતજ તેને એક રોજીંદાં પત્રની કોપી ખરીદી જેમાં નીચે મુજબ લખેલું વાંચ્યુઃ—

"આફ્રીકા સારૂ તાકીદે જોઇયે છે એક આલાક જવાન કે જેણે અંગ્રેજીનો સારો અભ્યાસ કીધો હોય, ખાવા પીવા સાથ પગાર રૂ. ૧૨૫, ત્રણ વરસની જામીનગરી મળો ખરશેદજી સેઠનાં મુલતાન બીલ્ડીંગ, કોટ મુંબાઈ."

તે તૈયાર થયો અને ખબર કાઢતો કોટમાં સેઠનાં ની ઓફીસમાં ગયો જ્યાં તેને એક ઓરડામાં બેસાડવામાં આવ્યો, પાંચ મીનીટ બાદ એક અધીર વયના પારસી ગ્રહસ્થ કે જેવણુ લાલ બટાકા જેવા અને સઘળી બાજુએથી ગોળ દડા જેવા હતા તેવણ દાખલ થયા અને રૂશતમની સલામનો જવાબ આપતાં બોલ્યા.

"હું ધારૂં છું જે તમો ચાકરી સારૂં આવ્યા હશો. આજે ત્રણ ત્રણ દીવશો થયા હું જાહેર ખબરો છપાવું છું પણ મારા વીચાર મુજબનો કોઇબી લાયક આદમી મલ્યો નથી; બાવા, તમુને મારી શરતો કબુલ છે કે ?"

"હા સાહેબ" ફરી વીવેકથી જવાબ આપતાં બોલ્યો" તમારી સઘલી શરતો મને મંજુર છે અને હું તમો સાહેબને કબુલાત આપું છું જે હું તમોને સંતોષકારક બદલો આપશ."

"જોઇશું" ખરશેદજી બોલ્યા અને અત્રે તેવણે રૂશતમની ઉલટ પાલટ તપાસ લીધી અને તેમાં તે જવાન ફતેહમંદ પામ્યો. આખરે ખરશેદજી બોલ્યા, વેલ મી○ રૂશતમ દુબારા મને તમારી માગણી કબુલ છે, તમે આવતી અથવા તે પછીની અત્રેથી પી. એન. ઓ. ની મેલ સ્ટીમરમાં ઉપડી જજો, તમારી 'પેસેજનો' હું બંદોબસ્ત કરીશ," એટલું બોલી તેવણે રૂસતમનાં હાથમાં ૩૦૦ રૂપ્યા ખરચનાં આપ્યા અને તે જવાને નમી ત્યાંથી ગુલનાં ઘર ભણી રૂખશદ લીધી.

ગુલના ઘર જવા બાદ રૂશતમે સઘળી બનેલી બીનાં જાહેર કીધી. "વ્હાલા તું શું અત્રે રહી કાંઇ ચાકરી નહી કરી શકે?" આખરે સઘલું સાંભલ્યા પછી ગુલ જેમ તેમ હીમત રાખી બોલી. "નહી, કારણ જે મને આ જગામાં રહેવું જરા પણ પસંદ નથી, હું ત્યાં જઇ સારો બંદોબસ્ત કરીશ અને પછી હું દારલીંગને તાંહ બોલાવશ. તું આવશ કે કીયર?" રૂશતમે તેણીને મમતા ભરી રીતે પુછ્યું.

ગુલે કશો પણ જવાબ આપ્યો નહી અને ત્યાંથી ઉઠી પોતાના ઓરડામાં ચાલી ગઇ ત્યાં જઇ ડુશકે ડુશકે રડી પોતાની છાતી ખાલી કીધી.

ધનબાઇજી કે જેવણુ ગુલનાં માતતર હતાં તેવણુ પણ રૂશતમ વીષેની હકીકત શાંભલી ઘણાંજ દીલગીર થયાં અને તેવણે રૂશતમને આટલા દીવસ પોતાને ત્યાં રહેવાનું ધજન કીધું અને તે જવાન કબુલ થયો.

ગુલની મરજીને આધીન થઇ આખરે ધનબાઇજી એ પોતાની દીકરીનાં લગન રૂશતમ આફ્રીકા જાય તે આગમજ કરવાનું કબુલ કર્યું અને તેવો છુપા છુપ પરણી લગનની પવિત્ર ગાંઠથી જોડાયાં.

## પ્રકરણ ૪ થું.

### છેલ્લો મેલાપ.

હવે રૂશતમને જવાને માત્ર વચમાં બે દીન બાકી હતા, અને જ્યારે ગુલ રડતી તો રૂશતમ તેને દીલાશો આપતો, અને જ્યારે રૂશતમ તેમ કરતો ત્યારે ગુલ તેને સબ્બારો આપતી, આ પ્રમાણે તે બેઉ વ્હાલાઓ પોતાનો વખત પસાર કરતાં હતાં.

આખરે તે યાદગાર દીવસ આવી લાગ્યો અને હજારો જણાની ભીડ એપોલો બંદર પર ભેગી થઇ હતી, કોઇ ખુશી તો કોઇ દુઃખી એ મુજબનો હાલ હતો.

"ગુલ શું દીયર હું જાણે ફરીથી પાછો ફરવાનો ન હોઉં તેમ તું આંખ પાણી કયાં કરે છે" રૂશતમ તેણીને પોતાની ગોદમાં ચાંપતાં તેનાં પરવાલા હોથો પર મોહબતનું શીક્ક મારતાં બોલ્યો.

"નહી વ્હાલા તું એવું ના બોલ પણ મુવું શું કરૂં? મારાથી રહેવાતુંજ નથી" ગુલે પોતાનાં આશુંઓ લુંછતાં જવાબ આપ્યો. "આલ દીયર સાહેબજી, ખુદા તું વ્હાલીનો નેગેહબાન થાવો," આખરે રૂશતમ તેણીથી છુટો પડતાં બોલ્યો.

"સાહેબજી રજા લવશ" જેમ તેમ તેણી હીમત રાખી ગુંગળાયલા અવાજે બોલી. અને અન્ને તે બેઉ વ્હાલીઓનાં હાથો એક બીજા સાથ મલ્યા અને રૂશતમ તેણીને કીનારે મુકી પોતે દુઃખી જીગરે લૉન્ચ પર ઉપરી ગયો, અને જ્યાં સુધી લૉન્ચ ગુમ થઇ નહી ત્યાં સુધી તે બેઉ વ્હાલીઓએ રૂમાલ હલાવ્યા કીધા.

રૂશતમને પહોંચાડયા પછી ગુલ દુઃખી જીગર પોતાને ઘેર પાછી ફરી.

તે રાક્ષસી યંત્ર પાણીમાં આગલ અને આગળ વધતુંજ હતું અને ટુંક વખતમાં પોતા પાછળ તે મુંબાઈનો કીનારો છોડી આગળ વધ્યું. રૂશતમ એકલો ટુટક પર બેસી પોતાની ગુલનો વીચાર કરતો પસાર થઇ જતા કીનારા તરફ જોતો આંખ પાણી કરતો હતો.

દીવસ પછી રાત, અને રાત પછી દીવસ એમ પસાર થઇ જતાં વાર લાગતી નથી તેમ ૧૦ દીવસ કયાં ગબડી ગયા તે પણ કોઇને માલમ પડયા નહી; દુરથી આફ્રીકાનો કીનારો દેખાવા લાગ્યો અને સર્વે ઉતારૂઓ ત્યાં ઉતર્યાં ને પોતાને ધંધે વળગ્યા.

રૂશતમ પણ પોતાની ચાકરી પર પુર ઉલટથી મંડાયો અને ૬ મહીનાની ટુંક મુદતમાં તે પોતાના શેઠનું વ્હાલ ખેંચી શકવાને નશીબવંત નીવડયો. આ અરશામાં તે પોતાની વ્હાલી ગુલને ઘડીભર પણ ભુલ્યો નહી.

રૂશતમને તેના શેઠોએ કોલસાની ખાણ પર રોકયો હતો, ત્યાં અચાનક એક દીન તેને હાથ હીરાઓ લાગ્યા અને તરતજ તે વીષે તેણે તેઓને વાકેફ કીધા. તેના શેઠો આ તેની ઇમાનદારીથી ઘણાંજ ખુશી થઇ ગયા અને તેનામાં સારી વેપારની કુનેહ હોવાથી તેઓએ તેને પોતાનો ભાગ્યો બનાવ્યો. આ રીતે રૂશતમનું નશીબ કુદકે ને ભુશકે વધતુંજ ગયું.

ત્રણ વરસ વીતા બાદ રૂશતમને દેશમાં તેના ભાગીઆઓએ જવા દીધો નહી અને બે વરસ વધુ થોભી જવા તે જવાનને અલતેમાસ કીધી અને તે કબુલ થયો.

જ્યારે તે હિંદુસ્તાન પાછો આવવાનો થયો ત્યારે તેણે એ વીષે પોતાની ગુલને લખી જણાવી વાકેફ કીધી અને તે સુંદરીના હરખનો પાર રહ્યો નહી.

## પ્રકરણ ૫ મું.

### અકસમાત.

'મથીના' સ્ટીમર પાણીમાં ધમધોકાર રીતે પોતાનો રસ્તો કાપતી આગલ અને આગલ વધતી હતી. રૂશતમ પોતાની કેબીનમાં બેસી પોતાની સરજતનો વીચાર કરતો ગુલને મલવાનાં હરખ ભર્યાં ખ્યાલમાં બેઠો હતો. પાંચ વરસ આગમજ તે એક મુફલેશ જેવો હતો અને હાલ તે એક તવંગર શેઠીયો બની મુંબાઇ પાછો ફરતો હતો.

તે રાતનો શાંત વખત હતો, સર્વ ઉતારૂઓ બે ફીકર રીતે ખ્વાબમાં પડેલાં હતાં એવામાં સ્ટીમર 'મથીના' એ એક મજબુત આંચકો ખાધો અને સર્વ ઉતારૂઓ પોતાની કેબીનમાંથી દોડી આવી શું બનાવ બન્યો તે એક બીજાને પુછવા લાગ્યાં. એટલામાં કેપટને આવી સ્ટીમર એક કલાકની અંદર પાણીને તલ્યે જશે એમ જણાવ્યું.

'લાઇફ બોટો' દરીયામાં તુરતજ ઉતારવામાં આવી અને ઘણાં ખરાં ઉતારૂઓ તેમાં કુદી પડયાં.

એક કલાક બાદ તે રાક્ષસી યંત્ર પાણીને તલ્યે જવા લાગ્યું અને અંદર રહી ગયલાં ઉતારૂઓના ગભરાટની બુમો સ્પષ્ટ રીતે સંભલાવા લાગી રૂશતમ પણ આ અકસમાતનો ભોગ થઇ પડયો અને શાંતીથી દરયાના પેટામાં બીજા ઉતારૂઓ સાથ વાસો કર્યો.

વાલકેશ્વર તરફ આવેલાં એક કુશાદે બંગલામાં ગુલ સવારનાં નવ વાગે પોતાનાં 'ડ્રોઈંગ રૂમ' નાં એક શોફા પર અલોટાઇ તે દીનનુ એક રોજીંદુ ગુજરાતી પત્ર વાંચતી પડી હતી. "ઓ ખુદા!" એકાએક તે મોટેથી ચીસ પાડી જમીન પર બેભાન થઇ પડી.

તેની ચીશથી ધનબાઇજી તેમજ ઘરનાં નોકરો તે ઓરડા તરફ ધશી ગયાં અને તેઓએ ભારે ગભરાટ વચ્ચે ગુલને બેશુદ્ધ હાલતમાં જોઈ ચાંપતી સારવાર કરવામાં રોકાયાં ત્યારે ધનબાઈજી તે ન્યુશપેપર કે જે હજી સુધી અસરકારક ખબર આપતું શોફા પર પડેલું હતું તે ઉંચકી ફાટ ફાટ થતી છાતીએ નીચે મુજબ વાંચ્યું:—

ભર દરીયે સ્ટીમર મશીનાની ભયંકર હોનારત.

હજારોના ગયલા જાન.

આફ્રીકાના એક તવંગર વેપારીનું મરણ.

ગઇ કાલે સતાવાર રીતે માલમ પડયું છે જે સ્ટીમર 'મશીના' રાતના એક વાગાના સુમારે ખરાબા સાથ અથડાવાથી પાણીમાં ડુબી જવા પામી હતી. એ હોનારતમાં આફ્રીકાના તવંગર વેપારી મી૦ રૂસતમજી જાલેજર દુબાસનું અકાલ મરણ નીપજ્યું હતું. મરનાર પાંચ વરસની વાત ઉપર પોતાના બાપ સાથ ચોકસ અણબનાવ થવાથી આ દેશનો કીનારો છોડી આફ્રીકા ગયા હતા અને હાલ પાછા પોતાને વતને ફરતા હતા, તેમાં ઉપલો નાશકારક બનાવ બનવા પમ્યો છે. હમો મરનારનાં ખેશીઓ તરફ હમારી દીલશોજી બતાવ્યે છીએ, ખોદા! મરનારના રૂહને શાંતી બક્ષે!!

ચાંપતી સારવારથી ગુલ શુધ્ધીમાં આવી. "ઓ મારા રૂશી આખરે તું પણ મારી દાદ લીધા વગર મને આ જહાનમાં ટળવળતી છોડી શું કામ ચાલી ગયો? કેમ નહી પણ તારી સાથ લેતા ગયો?" તે સુંદરી બહુજ કકલાટ ભર્યા અવાજે છાતી ફાડી નાખનાર રૂદન કરતાં બોલી.

"દીકરી જરા ધીરજ ધર, મોહત આગલ કોઇનો કશો પણ ચારો નથી," ધનબાઇજી જેમ તેમ હીમત રાખતાં પોતાની દીકરીનો કકલાત નહી જોવાથી, ધ્રુજતા અવાજે તેને દીલાશો દેતાં બોલ્યાં.

"અરે! મારાં રૂશી તારા વગર હું હવે જીવી શકનાર નથી, કેમ નહી હું તારી આગલ મરી ગઇ? કે જેથી આવો દીવસ મારા જોવામાં આવતે નહી." ગુલ પોતાના માવતરને કશો પણ જવાબ આપ્યા વગર પોતાનો કકલાટ ચાલું રાખતાં બોલી.

અત્રે ગુલ પાછી એક વાર બેશુધ્ધ થઇ પડી અને તરતજ ડૉકટરને બોલાવવામાં આવ્યો તેણે આવી જણાવ્યું જે દરદીને 'બ્રેન ફીવર' લાગુ પડી છે. ગુલ ચાર પાંચ દીવસ સુધી એજ હાલતમાં રહી અને "મારા રૂશી હું મુઇ" એનો એજ પતપતારો ચાલું રાખ્યો.

પાંચમે દહાડે ગુલની તબીયતમાં વધારે બગાડો થવા પામ્યો "જોવા જોવા માયજી મારો રૂસતમ મારી તરફ કેવો જોય છે ને તે—" અને હજું તે વધારે બોલ બોલે તે આગમચ તેનો નીરદોશ આતમાં તેનાં વ્હાલા રૂશીને મલવા દાદારની દરબારમાં આ ફાની જાહનમાંથી કુચ કરી ગયો.

ધનબાઇજી એ પોતાની બેટીનાં મોહતપર ઘણો વીલાપ કીધો, અને ગુલનાં મરણ બાદ ચાર મહીને તેવણ પણ પોતાની દીકરીને મલવા માર્ગે લાગ્યાં.

જાલેજર તેમજ જર પોતાનાં આવાં પત્રાથી એવું માઠું પરીણામ આવેલું જાણી પોતાની મુરખાઇ નો જીંદગી સુધીનો પસતાવો કીધો.

---

### ખુશાલ કે ગમગીન થવું?

"કેમ વરી શું થયું! વરી સાનો હસ્તો હસ્તો હયાં આયો?" નાના રૂથીની બહેને પુછ્યું.

"બાવા છે તે ભીતમાં ખીલો મારતાતા તે હથોરી છટકીને આંગલાંપર લાગીને આંગલું છુંદાઇ ગીયું!"

"પણ તેથી તું શાનો રડી મરેછ? બાવાનાં આંગલાંને લાગુ કે તારાં? તું તો તદન અકુ ખડો છે તુને તો આપણું હસવુ આવવું જોઇએ!"

"મને હસવુંજ આયું જેથી બાવાનો મીજાજ ગીયો ને મને ઝપેટી કહાડ્યો!"

(સોલન.)

# લગનની મોતેબરી.

લખનારઃ—મી. મીનોચેહર માણેકજી આદન.

(પાને ૧૮ થી ચાલુ.)





ગનની મોતેબરીનું નહી પિછાનવું (૨) પતી અને પરણેતરની ફરજ, કામકાજ, એક એક તરફની મહોબત, એક બીજા તરફની વલણ અને એક એકની મદદ ક્યાં કેમ અને કેટલી સમત છે તેની તમામ બિનમાહેતગારી (૩) ઘર એટલે શું, તેની અસર બાળકો ઉપર કેમ પડે છે અને તેથી કેવાં ફળો નિપજે છે તે માટેની બિલકુલ બિનમાહેતગારી, લગનની જંજાલયત, કંગાલયત અને તેના મરતબા ઉપરથી ઉતારી પાડનારી હું માનું છું.

પારસી કોમની ગમે તેવા સુધરેલાપણાની બડાઇ છતાં પતિ પરણેતરપણાની જે મોતેબરી યુરોપ્યન કોમો ગણે છે તેવી પારસી કોમ હાલમાં માને છે કે? (**આપણા પતી પરણેતરનો મામલો**) આગળ ચાલતાં હું જે દાખલા વર્ણવીશ તે માટે હું જાહેર ચેલેંજ સાથ પુછીશ કે આપણી એશકી સેખીઓ, સુધરેલી શીલ્લાઓ, દમામદાર ડાયનાઓ, જરદાર જેસીઓના દાખલાઓમાં તેવા દાખલા કેટલા, કેવા અને ક્યાં મલે છે? હું જે દાખલાઓ આપીશ તેમાં પરણેતરો પોતાના ખાવીંદને મદદ કરતી, તેઓના લખાણો લખતી, તેઓનું કામકાજ સાચવતી, આપણોની નોટસ કરતી વિગેરે અરસપરસની ફરજો સંભાળી લઇ એક એકના દિલ વધુ નજદીક અને મહોબતવાળાં કરતી ત્યારે અફસોસ! પારસીઓમાં તો એથી ઉલટું મદદ કરવાને બદલે આયા-દાયાનો કજીઓ; દુધવાળા કે પાઉંવાળાને ધોલ-થપરાક મારવી હોય તો મારીને હવાલો મળે; બાવરચી આટલું ચાંઉં કરી ગયો તેનો કજીઓ બાપડા ખાવીંદ ચુકવતા મરવા પડે; છમીની આજે નસકોરી ફુટી અને પાસેના પીરોજબાઇએ મરઘી ચોરી તેનો દયામણો રડનપાટલો બીચારો પતી થકેલો-પાકેલો સાંભળવા બેસે! બાકીનો વખત ખડકીમાં ભરાઇ તારી મારી કરવામાં કે મેલા-ઘેલા ભજીયાંવાળા સાથ કે જરીપુરાણાવાળા હોરા સાથ મરાઇ ઘુંદાઇ પેટ પુરતી ગાળો દઇ વખત પુરો કરે! છતાં આપણુ કહયે છિયે કે આપણુ સુધરેલા છિયે!!!

હું પુછું છું કે કેટલી ઇંગ્રેજી ભણેલી પરણેતરો પોતાના એનજીનયર ખાવીંદના ડાયેગ્રામ કરવા કે નોટસ ઉતારવામાં મદદ આપે છે? કેટલી ઇંગ્રેજી શીખેલી બાનુઓ પોતાના પ્રોફેસર-પતીના 'કલાસ-લેકચર'ની નોટસ બનાવી તેનું કામ સહેલ કરી આપે છે? કેટલી આપણી કહેવાતી શીખેલી-સુધરેલી ઓરતો લખનાર-ખાવીંદના પ્રુફ તપાસવામાં કે લખાણો 'ફેર' કરવામાં સહાયતા આપે છે? મોટું જેવું ૦ બીજું કાંઇજ નહીં. અફસોસ, એ તો રહ્યું પણ પોતાની સંસારી ફરજોમાં તેઓ ચુકયાં છે. આયા-દાયા કે બાવરચીઓ ઉપર ઘર-સંસારી કામકાજ છોડી મેલ્યું છે; પોતાના ફરજંદોને પારકા માસ્તરો મોટા મોટા પગારો આપી

જો કે તે નજીવું લાગે છે છતાં તે નજીવાપણાંમાજ તે સલ્લાહ ગમે તેવા મગરૂરીયા શકને તાબે કરી શકે છે."

ઓરતને વાજબી પણે કમનસીબોનો ફરેશ્તો કહેવામાં આવી છે. તેણી નાચારને મદદ કરવા પડેલાને ઉંચકવા અને દુઃખીને દિલાસો દેવા હરહમેશ તૈયાર છે. એક હોસપીટલની માતા તે ઓરત છે. વાજબી પણે કહેવાયું છે કે જ્યાં પણ માણસાઇ જીવડો દુઃખની હાય મારતો હશે ત્યાં એક ઓરત ખેંચાઇ જાય છે. જ્યારે એક ઇંગ્રેજ નામે મંગોપાર્કને આફ્રીકનોએ તેના ઘરબારથી દુર કર્યો અને નાચાર-લાચાર રઝળતો છોડી દીધો ત્યારે અસહ્ય દુઃખથી જંગલમાં એક ઝાડ નીચે તે સુતો. ત્યાંથી એક આફ્રીકન કાળી ઓરતનું પસાર થવું થયું અને તેણીએ તેની પર દયા લાવી તેને પોતાની ઝુપડીમાં તેડી લાવી ખોરાક આપ્યો. તે ઇંગ્રેજ કહે છે કે તેની પોતાની આફ્રીકાની મુસાફરીમાં આ જેવો બીજો બનાવ તેની યાદદાસ્તમાં કોતરાઇ રહયો નથી. તેને એક બીછાનું કરી આપવામાં આવ્યુ જ્યારે તેણીનું આખું કુટુંબ મોડી રાત વેર કામ કરતું રહયું અને મને એક જવાન ઓરતે ગીત ગાઇ રીઝવયો. તે ગીતનો અર્થ આ પ્રમાણે થાય છે કે, "પવન વાયો અને વરસાદ વરસ્યો; અને એક લાચાર અને થાકેલો સફેદ મરદ એક ઝાડ નીચે લેટયો. તેને મા નથી કે તેને માટે દુધ દોવે યા તેની બાઇડી નથી કે તેને ખાવાનું રાંધી આપે;" "તે સફેદ માણસને મદદ આપો કે તેના માનમા." તે ઇંગ્રેજ કહે છે કે આ સાદા પણ મધુર ગાયને મારી પર એટલી અસર કરી કે હું તુરત ભરઉંઘમાં પડી ગયો.

આપણી સોસાઇટી અને સંસારના સુખ અને સમાધાની માટે એ જરૂરનું છે કે બેઉ જાતિને તેઓને લાયકની સંપુર્ણ કેળવણી મળે એ એક મોટી ભૂલ છે કે ઓરત અને મરદની જાતિમાં ફરક હોવાથી એક મરદ નીતિના કાયદાને તરછોડી કાહડી પોતાની ખુશી મુજબ વર્તે જ્યારે તેજ મુજબ એક ઓરતથી થયું હોય તો તેણીને પસતાવો કરવાનો વખત આપવા બદલે તેણીની આખી જીંદગી રદ થાય છે.

[ અપુરં. ]

# "ક્યાં ચાલી."



(ગઝલ.)

ચડાવી ઇસ્કના રસ્તે, અરે દિલબર તું ક્યાં ચાલી;
ફસાવી પ્રેમના ફાંસે, અરે દિલબર તું ક્યાં ચાલી.
લગાડી ઇસ્કનું ખંજર, જખમકારી કર્યો મુજને;
પ્રીતિ મરહુમ નહિ દેતાં, અરે દિલબર તું ક્યાં ચાલી.
કટારી પ્રેમની પ્યારી, કલેજામાં મને મારી;
રિબાવી રોવ રાવીને, અરે દિલબર તું ક્યાં ચાલી.
પ્રીતિનો પ્યાલો પિવરાવી, દિવાનો તેં કર્યો દિલબર;
રખડતો મુકીને રસ્તે, અરે દિલબર તું ક્યાં ચાલી.
અરે! ઓ! માશુકા મારી, હતી તું પ્રાણુથી પ્યારી;
ખુવારીમાં ખપાવીને, અરે દિલબર તું ક્યાં ચાલી.
કહું માશુક કે મહબુબ, સનમ કહીને પુકારૂં યા;
જબાં પર એ કરૂં જારી, અરે દિલબર તું ક્યાં ચાલી.
હતો તુજ ચશ્મ પર "શયદા," હજારો જાનથી ફીદવી;
ફસાવી આમ ફીદવીને, અરે દિલબર તું ક્યાં ચાલી.

લવજી હીરજી દામાણી.

# સરજતની સુંદરી.



લખનાર:—દિલફશ.

"ધર્મેજય," "કુદરતનો ખેલ," "સુંપડીનો ચેરાગ"
વિગેરેના કર્તા.

## પ્રકરણ ૧૭ મું.

મીસ એલ છુપાવલી બાહેર નિકળી ત્યારેજ તેણીએ છુટકારાનો દમ ખેંચ્યો, કેમકે રેઝી ઉપર દેવીદનાં ધરાંપરાં તે પોતાની દેખતી આંખોએ જોઇ શકતી હતી નહિ. તે બંને વચ્ચેની મોહબત તેણીની આંખોમાં કાંટા અને ફવચ મિસાલ ખુંચી રહી હતી. દેવીદની મોહબતનો એકેક-બોલ તેણીનાં જીગરમાં તીર અને ભાલાની માફક ભોંકાતો હતો.. તે થોડીક પળ રેઝીને આંખોના વરસાદ વરસાવતી પોતાના ઓરડામાં બેસી રહી પણ ત્યાં તેણીને સહેજબી ચેન પડયું નહિ તેણીને એમજ લાગ્યું કે દેવીદ મોહબતના મધના મધુરાં પ્યાલાંથી રેઝીને ગુંગળાવી નાખતો હતો અને રેઝી મગરૂરીની રાણીની માફક તે સખુનો હસ્તા હોઠો સાથે સાંભળતી બેઠી હતી.

વળી તે દેવીદને રેઝીના પગ આગળ ઘુંટણીએ પડેલો જોતી હતી. રેઝી અજબ નાઝો નખરાંથી, મોહબતથી તસ તસ થતી આંખો સાથે એક ચીત્તે પોતાના આશકને હસ્તે મુખડું નિહાલતી બેઠી હતી.

આ અને બીજા કલપિત દેખાવથી મીસ એલનું આખું તન બદન ધિક્કારથી ધ્રુજી આવ્યું. કમકમાટની તિક્ષણ વિજળીક લાગણી તેણીનાં બદનમાંથી બોલ બોલતામાં પસાર થઇ ગઇ. તેણીનાં કપાલ ઉપર ગુસ્સાથી કરચલીઓ ઉપર કરચલીઓ વળી ગઇ. ગાલો ખોફના આતશથી ધગધગતા લાગ્યા, હોઠો કીનાના આવેશમાં કીરમજી રંગના બની ગયા.

મીસ એલ વધુ વાર ત્યાં થોભી શકી નહિ. તે પાછી પોતાની ભરાવાની જગોએ જઇ છુપાઇ જ્યાંથી દેવીદ અને રેઝી વચ્ચેની માત્ર વાતચિતજ તે સાંભળી શકતી હતી એટલુંજ નહિ, પણ આશુક માશુકનું જોડું નહિ જોઇ શકે તેવી રીતે તેમની મોહબતમાં ઉછળતા હાવભાવો ઘણી સારી રીતે જોઈ શકતી હતી.

તે જ્યારે છુપાવાની જગોએ ગઇ ત્યારે તેણીએ દેવીદના પાસાંમાં રેઝીને દબાઇ બેઠેલી જોઇ. રેઝીએ પોતાનો એક હાથ દેવીદનાં ગળાંમાં નાખ્યો હતો, જ્યારે બીજો હાથ તેણીએ દેવીદના હાથમાં આપ્યો હતો. આ નાજુક હાથ દેવીદે મોહબતથી ધડકની પોતાની છાતી ઉપર મુકયો હતો.

આ દેખાવ ઉપર નજર પડતાંજ તે અદેખી ઓરત પોતાના બંને હાથો પોતાની બંને આંખો ઉપર દાબી દેતાં બોલી, "ઓ ખુદા! ખુદા! શું આ કમકમાટ ભર્યો દેખાવ જોવાજ હું અહિં પાછી આવી? રેઝી, મગરૂર રેઝેલીન, તેં મારી દોલત લુટી, મારી મોહબત પણ લુટી. હા! ઓ બદબખ્ત ઓરત, તું દેવીદની મોહબતમાં પોતાને આજે સુખી જોઇછ, પણ યાદ રાખજે કે મારા કીનાનો ધગધગતો અંગાર તારી ઉપર એટલો તો જૂલ્મી રીતે વરસશે, મારા વેરનો ઝેહરી ડંખ એવો તો તને ડંખશે કે તે વેળાએ તું દેવીદની મોહબતમાં માથાથી પગ સુધી કમકમશે. હું કીનાનો વરસાદ એવો તો જાલમ વરસાઉં, દેવીદની મોહબતમાં તને એવી તો તરસાઉં કે તને એક પળનું પણ સુખ રહે નહિ."

મીસ બેલ હજી પણ કોણ જાણે કયાં સુધી બબડાટ કરતે પણ એટલામાં દેવીદનાં બોલવાંથી તે ચુપ થઇ ગઇ.

"મારાં જીગર," દેવીદ રોઝીનાં ગોરાં કપાલ ઉપર ચુંબન લઈ બોલ્યો, "મીસ બેલ હમણાં કયાં ગઇછ?"

"તે મારી રજા લઇ લંડન ગઇછે. શું તેણીની સાથે કાંઇ કામ છે?"

"નહિ જીગર, પણ હું જોઉંછ કે હું જયારેબી તારી મોલાકાતે આવુંછ ત્યારે એ ઓરત કોણ જાણે શા સબબથી આપણો પિછો છોડતીજ નથી. એ વેળાએ એ ઓરત તને જે ઢબે ટીકીટીકી જોયછ તે મને મુદલ પસંદ નથી. કોણ જાણે શા સબબથી એ ઓરતની આ મકાનમાં હાજરી બિલકુલ મને પસંદ નથી."

રોઝી હસી પડી, એવા ખ્યાલથી કે તેનો વહેમ બિલકુલ બેજા હતો.

"ઓ બેવફા આશક!" મીસ બેલ પોતાનાં મન સાથે એવા તો ધિક્કાર સાથે બડબડી કે હમણાં તે જાહેર થઇ દેવીદનો તોટો દાબી દે. પણ નહિ તે દેવીદ ઉપર વેર લેવા કરતાં રોઝી ઉપર વેર લેવા વધુ તલપી રહી હતી. તે ઓરત હજીબી દેવીદને ચાહતી હતી અને હજીબી તેણીને ઉમેદ હતી કે દેવીદની સરજત રોઝીનો નહિ પણ પોતાનોજ ખાવીંદ બનવાની હતી. તે ઓરતને હવે સહેજ પણ શક રહ્યો હતો નહિ, કે રોઝી કુંવારી નહિ, પણ પરણેલી ઓરત હતી. જોકે રોઝીનો ખાવિંદ જીવતો છે કે મુવેલો તે તે જાણતી હતી નહિ, તોપણ તેણીને લાગ્યું કે તે તે શોધી કહાડવાની અણી ઉપર હતી.

તેણીને મીસ વૉગનના નામનાં શરનામાનું એક પરબિડું ક્રેન્જમાંથી હાથ લાગ્યું હતું. તે ઉપર મીસીસ શાર્પ ઘરવાલીનું નામ હતું અને ઠેકાણું 'દીન' સ્ટ્રીટનું હતું. આ પત્રો હાથ આવવાંથી તે દીન સ્ટ્રીટમાં સહેલાઇથી જઇ પુગી હતી અને તેણીને મીસીસ શાર્પનું ઘેર શોધી કહાડતાં વિલંબ લાગ્યો હતો નહિ.

મીસીસ શાર્પ પગના નજલાથી બીમાર પડેલી હતી, તોપણ તેણીને મીસ બેલ તરફથી ત્રણ સોવેરીન મળવાથી તેણીએ મીસ બેલને જોઇતી સઘળી કેફિયત રોઝેલીનને લગતી કહી દીધી હતી. મીસ બેલે રોઝીના ચેહરાનું એવું તો હુબહુ વર્ણન આપ્યું હતું કે મીસીસ શાર્પને મીસીસ વેગન તરીકે ઓળખી કહાડતાં વિલંબ લાગ્યો નહિ. આ પછી તેણીએ મીસ બેલને પક્કી ખાત્રી આપી હતી કે મીસીસ વેગન પરણેલી હતી. તેણીનો ખાવિંદ જીવતો હતો કે નહિ તે તે જાણતી હતી નહિ પણ તેણીએ એટલી તો ખાત્રી આપી કે તેણીનો ખાવિંદ તેણીની સાથે કદી પણ જણાયો હતો નહિ. મીસ બેલના સવાલના જવાબમાં મીસીસ શાર્પે જણાવ્યું કે મીસીસ વેગનને એક બેબીની માતા તરીકે તે ઓળખતી હતી, એટલુંજ નહિ પણ તે બેબીના ચેહરાનું વર્ણન તેણીએ એવું તો હુબહુ આપ્યું હતું કે મીસ બેલને હવે સહેજ પણ શક રહેવા પામ્યો નહિ કે જે બાળક કંગાલ પોશાકમાં ફુલ વેચતું હતું અને જેણીએ રોઝીને જોઇ "મમા, મમા" નો પોકાર કીધો હતો તેજ તેણીએ કીધેલી અટકળ મુજબ રોઝીના પેટનું એકપુરૂં ફરઝંદ હતું.

આ સઘળી ખાત્રી મીસ બેલને થવાથી તેણીને લાગ્યું કે દેવીદની પરણેતર થવાની રોઝીની સરજત હતી નહિ. એ ઓરત દેવીદની સમક્ષ રોઝીને ઉઘાડી પાડવાની. એક પણ વધુ પળની ઇંતેજારી તાબેદાર કરી શકી નહિ. એ વેળાએ દેવીદને રોઝી ઉપર ધરૂપર કરતો કેમ જોઇ શકે? અને તેણીની પરણેતર બનવાની માગણી કરતો તેને કેમ સાંભળી શકે?

પણ તે સઘળું જોવાની અને સાંભળવાની તેણીની જે સરજત હતી તે ઓરત કેમે કરતાં દુર કરી શકી નહિ.

"ઓ બેવફા આશક!" રોઝી ફરીથી પોતાનાં મન સાથે બડબડી, "તને મારી હાજરી પસંદ નથીની? પણ હું બી તો ખરી કે હું તને મારો ખાવિંદ બનાઉં, અને હું તારી પ્યારી પરણેતર બનું. શેમ! શેમ! ઓ બેદિલ બેવફા આશક કે જે ઓરતને તું આટલા બધા આંધળા પ્યારથી ચાહેછ તે ઓરતે મને દોલતથી ઠગીછ અને તને મોહબતથી ઠગીછ, તે તારી નજરો નજર સાબેત કરૂં, એ ઠગારી ઓરતને મહાત કરૂં, મારાં તડપતાં જીગરને રાહત બક્ષું."

દેવીદને બોલતો સાંભળી તે કીનાખોર ઓરત વધુ બોલતાં ચુપ થઇ ગઇ.

"રોઝી, મારી જીગર જાન રોઝી, મને કહે, અરે કહે કે તું મને ખરા પ્યારથી ચાહેછ. તારો એટલોજ એકરાર મને જીંદગી ભરનું સુખ બખ્શવાને બસ છે."

રોઝી કશો જવાબ આપવાને બદલે તે દેવીદનાં આંગળાંમાંની વીંટી સાથે રમ્યા કીધી.

"રોઝી તારી ચુપકીદીજ નહિ, પણ તારી આંખ પણ કહેછ કે મારા અને તારાં જીગરમાં દયા છે પણ અજબ છે કે તારી જબાનમાં વાચા નથી. રોઝી, તું હમણાં લગનની ગાંઠથી જોડાવા રાજી નહિ હોય તો હું
૪ તારી જબાન ઉપર એક જમાનો થોભશ પણ મને એટલુંજ કહે કે તું મને ચાહેછ."

રોઝીએ એક ઉંડો નિસાસો નાખ્યો જે જોવાની જ્યારે દેવીદને આંખ નહિ હતી ત્યારે તે જોવાની મીસ બેલને આંખ હતી.

"ઓ દેવીદ તને શી ખબર કે હું તને કેવી ચાહુંછ!"

આ વાક્ય જોકે રોઝીના મોહડાંમાંથી ઘણાજ ધીમા સાદે નિકળ્યો હતો તોપણ તે મીસ બેલને એવાં તો જોસથી તેણીની છાતીમાં લાગ્યો કે તેણીનો દમ તેજ પળે આખર થઇ જાય! પણ નહિ, તેણીને લાગ્યું કે હિમ્મતની ઘણી જરૂર હતી. તે ફરીથી હિમ્મતથી
૫ ઉભી કેમકે તેણીએ રોઝીને બોલતાં સાંભળી.

"મારા પ્યારા દેવીદ," રોઝી પોતાના બંને હાથો દેવીદના ગળાની આસપાસ વિંટાળી બોલી, "હું ખુદાને હાજર રાખી સાચ્ચો એકરાર કરૂંછું કે હું મુજ પ્યારાને મારાં સાચ્ચાં અંતઃકરણથી ચાહુંછ."

રોઝીના મીઠા શબ્દને સાંભળતાંજ દેવીદ રોઝીના ગોલાબ સમાન ગાલોને પોતાની મોહબતના છાપથી શુંગળાવાની અણી ઉપર હતો તેજ પળે રોઝી તેના પાસા માંથી સર્પે ડંખ માર્યો હોય તેમ ઉછળી ઉભી. દેવીદ પોતાની પ્યારી માશુકની આ ભેદભરી વર્તણુકથી પહેલાં તો અજબ થઇ ગયો પણ જ્યારે તેણે મીસ બેલને દેવીદની પુંઠે આવી ઉભેલી જોઇ ત્યારેજ તેને તેણીની વર્તણુંકનો ભાસ થયલો જોઇ તે ગુસ્સાથી નેણ ચઢાવી બોલ્યો:—

"કોણ મીસ બેલ!"

## પ્રકરણ ૧૮ મું.

"કોણ મારી બેલ!" મારી બેલને જવાબ આપવા વગર પોતાની માશુક તરફ ગુસ્સાના નેણથી એકી તગરે જોતી ઉભેલી જોઇ દેવીદે પાછો સવાલ કીધો.

"હા, હું તેજ કમબખ્ત ઓરત છું, જેની ખરા હકની દોલત લુટાઇછ, અને તે લુટારો જેમ મારી દોલતનો છે તેમજ તે તારી મોહબતનો પણ છે."

"અને તે લુટારો ક્યાં છે? તે કોણ છે?" દેવીદ પોતાની મોહબતની મજાહમાં ભંગાણ પાડનાર તરફ ડોળા કકડાવી બોલ્યો.

"તે લુટારો તેજ છે જે તારાં પાસાંમાં છે અને જેના તું જાલમ ફાંસામાં છે."

"તેનું નામ?"

"રોઝેલીન છે, તે મારે આસ્તીન છે."

"એ સર્પની ઝેહેરી ફુંકથી તારી ઉપર એટલી તો બુરી અસર બનીછ કે મારી તરફ તારી નરમ છાતી સંગ દિલ પથ્થર બનીછ."

"એ સઘળો કોણુ તરફ તારો એસારો છે?"

"તું એમ સમજેછ કે તેની આંખમાં તું પ્યારો છે, પણ તારો એ ખોટો ધકારો છે. દેવીદ, તારાં પાસાંમાં ધ્રુજતી થરથરતી ઉભેલી ઓરતેજ મારી દોલત લુટીછ. બસ, હવે તો મારી સબર ખુંટીછ."

"ઓરત! તું શું કહેવા માંગેછ?" દેવીદે વળી ગગડાટ કીધો.

"દેવીદ, હળવે. જરા ધીરો થા. તારી પાંસે હેબત અને ધસકથી ઉભેલી ઓરતે તને ચાહવાનો ખુદાને હાજર જાણી સાચ્ચે સાચ્ચો એકરાર કીધોછ, તો એ ઓરતને લાજેમ છે કે, પોતે કુંવારી નહિ પણ પરણેલી હોવાનો એકરાર કરે! અને મોહબતમાં તને અને દોલતમાં મને ઠગવા માટે તોબાહ કરે! ખુદા! એવી ઠગારી ઓરતને તબાહ કરે!"

આ વેળાએ મીસ બેલ એટલી બધી તો ઉશ્કેરાઇ ગઇ હતી કે દેવીદ પણ તેણીના જુસ્સાથી ગભરાઇ બે ચાર કદમ પાછળ હઠી ગયો.

આ વેળાએ રોઝીનો ચેહરો ભય ભરેલી હદ સુધી ફિક્કો ફ્ક મારી ગયો હતો, જે દેવીદથી છુપો નહિ હતો.

"મીસ બેલ, તું શું કહેવા માંગે છે તે હું મુદ્દલ સમજી શકતો નથી."

આ પછી દેવીદ તરતજ રોઝી તરફ ફર્યો અને ગભરાયલી રોઝીને પોતાની તરફ ખેંચી મીસ બેલની હાજરીની સહેજ પણ દરકાર કરવા વગર તેણીના પાસાંમાં લઇ ઉભો. રોઝીએ પોતાની ડોક દેવીદનાં ખભાં ઉપર નાખી દીધી હતી.

આ દેખાવ જોતાંજ મીસ બેલનો ગુસ્સો વધુ અને વધુ ઉશકેરાયો. તેણીએ પોતાના હાથ ઉપર હાથ બેહદ ગુસ્સાથી ઠોકયા. ગુસ્સાથી તેણીના કપાળ ઉપર કરચલીઓ ઉપર કરચલી વળી ગઇ હતી, જેથી તેણીનો ખુબસુરત ચેહરો કોઇનાં પણ હાડે હાડ ધ્રુજાવે એવો કદરૂપો અને બાતકી લાગતો હતો.

"દેવીદ, સાંભળ અને ધ્રુજ કે તારી પસંદ કીધેલી માશુકે તને, તારા સોલીસીટરોને, આખી દુનિયાને અને ખુદા જોનનાં રૂહને પણ ઠગ્યા છે. એ ઓરત જેમ કહે છે તેમ કુંવારી નથી પણ પરણેલી પુર બેહયા છે, તે એક ફરઝંદની માતા છે. એ ઓરત મીસીસ વેગનનાં નામથી દીન ઓટવાળી મીસીસ શાર્પનાં કંગાળ મકાનમાં રહેતી હતી, રોટીના એકેક ટુકડા માટે ટળવળતી હતી. હું જાણતી નથી કે એનો ખાવિંદ જીવે છે કે મુવો છે, તે આ દુનિયામાં છે કે કબ્રમાં સુતો છે. દેવીદ, આ પરણી ઓરતે પોતાને કુંવારીમાં ખપાવી મારા હેકને લાગવાની અણી ઉપર આવેલો દોલતની શરબતનો પ્યાલો છિનવી લીધો છે, પણ મારા ખરા હકની દોલત હું એને જરપત થવા દેનાર નથી, એને સારી જેહાનમાં રોશવા કરવા વગર જંપીને બેસનાર નથી."

મીસ બેલ એટલી બધી તો ગુસ્સામાં બોલતી હતી કે તેનાં ચેહરા અને હાથની નેસ દોરડાંની માફક તણાઇ ગઇ હતી.

દેવીદ ઘડીકમાં મીસ બેલ તરફ તો ઘડીકમાં રોઝી તરફ જોતો હતો. તે રોઝીના બેહદ ગભરાયલા ચેહરાથી અને તેણીનાં ધ્રુજતાં તન બદનથી તે સમજી શકયો નહિ કે રોઝી કેટલી હદ સુધી નિર્દો

"મીસ [illegible]તી કહી દીધી હતી. મીસ બેલે રોઝીના ઠરાવ ભરેલા [illegible] તો હુબહુ વર્ણન આપ્યું હતું કે મીસીસ ઉપર મુકયા છે [illegible]ગન તરીકે ઓળખી કહાડતાં વિશ્વંભ કે એવો આરોપ મુકે પછી તેણીએ મીસ બેલને પકી

"ઘણો મસ્તકો[illegible] મીસીસ વેગન પરણેલી હતી. પોતાની ફતેહ થવાના ખ્યાલે[illegible]નો કે નહિ સે તે જાણતી.

"અને હું તે સાંભળવા [illegible] ખાત્રી આપી કે તેણીનો.

મીસ બેલે પેલાં પુસ્ [illegible] પો હતો નહિ.

નજરો નજર જોયલી હકીકત મરચું મીઠું ... એવા તો ચેન ચાળા અને હાવભાવથી જણાવી કે દેવીદ પણ બે ઘડી વિચારમાં પડયો કે "શું રોઝી ખરેખર પરણેલી હતી અને તેણીએ કુંવારી હોવાનો સોલીસીટર આગળ કીધેલો એકરાર શું ખોટો હતો?"

આ વેળાએ મીસ બેલ દેવીદનું જીગર આબાદ જાણી શકી. તે બહાદુર અને હેતાળુ જવાનના મનમાં શું ઘોળાતું હતું તે તુરત પામી ગઇ જેથી તેણીએ રોઝી તરફ ધિક્કારથી જોયું અને રોઝીએ પોતાની ડોક નીચી કરી નાખી.

"ઓરત, આગળ ચલાવ," દેવીદે કાંઇક દુઃખી બની ખોખરા સાદે મીસ બેલને કહ્યું.

"તમારી પસંદ કીધેલી માશુક કુંવારી નહિ પણ પરણેલી હોવાનો મને શક પડતાં તેણીનું અસલ મકાન શોધી કાઢવાની મેં જુસ્તેજુસ્ કીધી, કુદરત મારી તરફેણમાં હતી, મને એ ઓરતના બિછાના આગળથી એક ખાલી એનવલપ મળ્યું, જે ઉપર 'મીસીસ વેગન, મીસીસ શાર્પના મકાનમાં, દીન ઓટ લંડન,' એવું શરનામું કીધેલું હતું. મેં ઠરાવ કીધો કે આ શરનામે મારે જવું અને મને પકો ભરોસો હતો કે આ ઠેકાણેથી મને જોયતી બાતમી મળી શકશે અને તેમજ થયું. હું મીસીસ શાર્પને મળી ને મને હકીકત મળી કે મીસીસ વેગન કોણ ઓરત હતી."

"એક ડીરેકટીવની શક્તી ધરાવવા માટે હું તમોને મુબારક [illegible] બેલ વારુ, આગળ ચલાવો."

હડહડતું કંગાળ
માશુક શુંજે

દેવીદને બોલતો સાંભળી તે કીનાખોર
બોલતાં ચુપ થઇ ગઇ. ...રત પાઉંના એક
"રોઝી, મારી જીગર જાન ઓરત પોતાના કાકાની
કહે કે તું મને ખરા પ્યારથી આપરણી છંદગીને કુંવારી
એકરાર મને છંદગી ભરવું આપ તો તેમાં કશું અજબ
રોઝી કશો જવાબ—"
આંગળામાંની વીંટી ...દ મીસ બેલને આગળ બોલતાં
... કહ્યું, "રોઝેલીને પોતે મારી આગળ અનેક
...એકરાર કીધોછ કે તેણીએ ઘણીજ કંગાલિયતમાં
...નમાં દીવસો ગુજાર્યાં હતા. ચાલ, આગળ

...મીસીસ શાર્પે સાચ્ચો એકરાર કરતાં જણાવ્યું
વેગન આ મકાનમાં રહેતી હતી. તે જવાન
. એક બાળક બેટીની માતા હતી. બેટીના
બાલો સોનેરી હતા અને મીસ કેરીસબુક
તેણીની બેહન હતી. તમોએ મને કહેલું યાદ
...ઝેલીના કેરીસબુકની એક સાવકી બહેન પણ
...ને મીસીસ વેગનની જે નીશાની મીસીસ શાર્પે
...પીછ તે મીસ કેરીસબુક (રોઝેલીન) ને આબાદ
આવેછ."
"શું મીસીસ શાર્પે કહ્યું કે બે બહેનો સાથે
હતી?" દેવીદે અજબ દિલમાં મીસ બેલને
કીધો.
મીસ બેલે કાંઇ અજબ ખ્યાલમાં બેહદ ખુશીના
...માં ડોકું ધુણાવ્યું.
"હવે હું સમજ્યો" આટલું બોલી તે રોઝી
...ફ બોલ્યો, "ત્યારે રોઝી તારી મુંજવણ તારી
બેહન માટે હતી, હું કેવો મુર્ખ કે તારી બેહ-
નની હરતી ભુલી જઇ વખતો વખત તનેજ હું ગેર
ઇનસાફ કરતો હતો. હા, હવે માલમ પડયું કે મીસીસ
વેગન તે તારી બેહન છે અને તે ઓરત કાંઇ મારી
મુશકેલીમાં છે, તેણીની મુશકેલીનો ભાર તું ઉદાર દિલથી
તારે માથે લઈ ફરેછ. હું વખતો વખત જોતો હતો
કે તું કાંઇ મારેથી છુપાવતી હતી. રોઝી તું કેવી મુરખ
છોકરી કે તારી બેહનની મુશકેલી તું એકલીજ સહન
કરતી રહી. એમજ કેની મારી પ્યારી રોઝી?"

જોકે દેવીદ જેવા ભલા, ભોળા શખ્સને હજી ભી
ઠગતાં રોઝીનું જીગર ચીરાઇ ફસાઇ ગયું તોપણ તેણીની
પાસે ફરીથી ખોટું બોલવા વિના બીજો એક એલાજ
હતો નહિ. તે ધીમા અને ધ્રુજતા સાદે બોલી:—

"હા, એમજ છે, મારા જાન."

દેવીદ મીસીસ બેલની હાજરી વરીક ભુલી ગયો અને
તે ખુશીમાં એટલો બધો તો ફુલી ગયો કે રોઝીના ગોલાબી
ગાલ મોહબતની છાપથી લાલચોળ કરી નાંખ્યા.

મીસ બેલનો ચેહરો જખમી થયલા વાઘણના
જેવો વિકરાલ બની ગયો હતો. પોતાની બાજી ઉંધી
વળેલી જોઇ તેણીનો ગુસ્સો માયો સમાયો ગયો નહિ.
તેણીની આંખોમાં ખુની ચળકાટ ચળકી રહ્યો હતો.
ગુસ્સાથી તેણીએ પોતાના બંને હાથોની મુઠી વાળી રાખી
હતી, કપાળ કરચળીઓવાલું બની ગયું હતું, હોઠો જે
બેહદ જુસ્સાથી રાખોડી રંગના બની ગયા હતા
તે ધ્રુજતા હતા, તેણીનું આખું તન બદન કંપતું હતું.

રોઝી મીસ બેલનો આ દેખાવ જોઇ શકી નહિ.
તે બીધેલી હરણીની માફક દેવીદના પાસામાં વધુ અને
વધુ ભરાઇ.

## જંગલનો અર્થ.

"મા, જંગલ એટલે શું?" નાનાં રૂશીએ પુછ્યું.
...ગલ એટલે કે જે જગા પર કંઇ પણ ચીજ
" ...મામાએ સમજાવ્યું.
...રૂશીને માસતરે ઉપલોજ સવાલ કર્યો.
...રૂશતમ જંગલ એટલે શું?"
...બાવાજીનું માથું?" રૂશીએ તરતજ

(સોલન.)

## એ જુગાર કહેવાય કે?

"મેં સમજયુંછ કે તું જુગાર રમેછ?" બાવાએ
દીકરાને પુછયું.

"બાવાજી હું પાને રમુંછ તે ના નથી કેહતો,
પણ પણ તે ઘણીજ નજીવી રકમ રમુંછ!"

"વારૂ ચાલ, તું તરાં ખરચ જોગું કુરી કહાડેછ
તો ઠીક છે, પણ જે દહાડે હું એમ જાણુશ કે તું
મોટી રકમ રમેછ તો હું તુંને ઘેરમાંથી બહાર કહાડી
મુંકશ!" બાવાએ અલટીમેટમ આપ્યો. (સોલન)

# રશ્ને યજત અને તેને લગતો ખોલાસો, રશ્ને યજત વિષે અવસ્તા તથા પહેલવી ભાષાઓમાંથી મળતું બયાન.

## રશ્નુની આરાધના તથા તેની પાસે કરવામાં આવતી માંગણીઓ.

લખનાર—મી. ધનજીભાઇ માણેકજી વાચ્છા.

(પાને ૫૬ થી ચાલુ.)



રશ્નુ યજદ માટે જે કાંઇ આપણુને ખોરદેહ અવસ્તાની રશ્નુ યસ્ત પરથી માલૂમ પડે છે તે એ છે કે તેને ૯ માં ફકરાથી તે ૧૫ મા ફકરા સુધી હસ્ત કેશ્વર જમીન એટલે આ દુન્યા કે જે અસલના આપણા ઇરાની પાદશાહોએ તે વખતમાં સાત ખડોમાં (કે જેને આપણે હાલ પણ હપ્તે કેશ્વર જમીન કરી કહીએ છીએ) વેહેંચી નાંખી હતી. જે સાત ખડોના નામો નીચે પ્રમાણે છે. અરેઝહી-સવહી-ફ્રદધફ્શુ-વિદધ્ફ્શુ-વોઉરૂ બરેસ્તિ-વોઉરૂ જરેસ્તિ તથા ખનિરથ (બામી)[1] એ સાતે ખડો ઉપર રશ્નુને ચોકસી કરતો તથા સરદારી ભોગવતો જણાવવામાં આવેલો છે. ત્યાર પછી એ યજતને ૧૬ માં ફકરાથી તે ૨૫ માં ફકરા સુધી દરિયા તથા નદી પાહાડો તથા ઝાડો જેવાંકે વોઉરૂકષ[2] દરિયા ઉપર; સએનનું ઝાડ[3] કે જે વોઉરૂકષ દરિયાની અધવચમાં આવેલું છે, અને જેને ભલાં ઇલાજે વાળું, ઉમદા ઇલાજે વાળું, તમામ ઇલાજે વાળું કહેવામાં આવે છે અને જેના ઉપર તમામ ઝાડોના તોખમો રહે છે તેની ઉપર........ તથા રંગહા[4] નદી તથા રંગહા નદીના પાણી સીપાસા વગરની જમીન ઉપર, તથા પૃથ્વીની છેક છેડેની હદ ઉપર તથા આ પૃથ્વીના વચલા તથા તમામ ભાગો ઉપર તથા અતીશય વિસ્તીર્ણ, પ્રકાશીત હર-બેરેજઇતી ઉપર કે જ્યાં નથી રાતકે અંધારૂં, નથી ઠંડો પવન કે નથી સખત ગરમી, નથી પુષ્કળ મોત નિપજાવનાર દુઃખ દરદ કે નથી દેવોની ઉત્પન્ન કરેલી નજીસાઇ તથા જ્યાં વાદળાંઓ

(૧) આ સાત ખડો આ પ્રમાણે આવેલા જણાય છે. પેહેલો કેશ્વર પશ્ચિમ દિશાએ, બીજો પૂર્વ દિશાએ, ત્રીજો નૈરૂત્ય કોણમાં, ચોથો અગ્નિ કોણમાં, પાંચમો વાવ્ય દિશાએ, છઠ્ઠો ઇશાન દિશાએ, સાતમો ખનિરથ ઉપલા છ કેશ્વરની વચ્ચે. વળી એ છેલ્લા ખનિરથ નામના કેશ્વરને બીજા બધાં કેશ્વરો કરતાં મોટું તથા સોભીતું (બાગીમ ચળકતું) કહેલ છે (જેની અંદર ઇરાની મુલકો આવેલા છે.) કા. એ. કાંગા.

(૨) પ્રોફેસર હાર્લે એને કેસ્પીયન અથવા એરલ સમુદ્ર સાથે અને પ્રોફેસર સર વેસ્ત અરબી સમુદ્ર સાથે સરખાવે છે. (એ. એ. પા માદનનો તરજૂમો.)

(૩) સએનનું પાછલા જમાનાની દંતકથામાં સિનમૃ તથા સિમૃગ કહેવામાં આવે છે. મિનોખેરદમાં કહે છે કે એ પક્ષિની આસાએશની જગા એક ઝાડ ઉપર છે કે જેને જદ-બેશ (નુકસાન નહીં કરનારૂં) અને તમામ ઝાડોના તોખમો ધરાવનારૂં કહેવામાં આવે છે. જ્યારે એ ઝાડ ઉપરથી પક્ષી ઉડે છે ત્યારે તેની ૧૦૦૦ ડાંખલી ફુટે છે; અને જ્યારે તે ઉપર આવીને બેસે છે ત્યારે તે તેની 1000 ડાંખલીઓ તોડી નાખે છે અને તેના બીજ વીખેરી નાખે છે. ચાંમરોશ નામનું એક પક્ષિ પડોસમાંજ રહે છે અને તેનું કામ એ હોય છે કે જદ-બેશ ઉપરથી જે બીજ ? છે તે તે ભેગાં કરે છે અને જે ઠેકાણેથી તિશ્ત્ર વરાળના આકારે પાણી ઉંચકી લય છે ત્યાં લઇ જઇને તે નાખે જેથી તિશ્ત્ર વરસાદની સાથે તે બીજ ને દુન્યાના જુદા જુદા ભાગોને ફળદ્રુપ કરવા માટે વરસાવે છે. (એ. મે પા. તરજૂમો.)

(૪) એ નદીને વરૂદી-ઈન-એરબીઆમાં આવેલી બે નદીઓ યુફ્રેટીસ અને ટાઇગ્રીસ એઓમાંની ટાઈગ્રીસ નદીને કહે છે.

પહોંચી શકતાં નથી તે ઉપર તથા બુલંદ વખાણવા લાયકના સોનાના બનાવેલા હુકઇર્ય [5] ઉપર પાહાડ કે જેમાંથી ૧૦૦૦ માણસોની ઉંચાઇ જેટલા તફાવતથી અર્દ્વિસુર અનાહીત વહે છે તે ઉપર તથા હરઇતની ટોચ ઉપર કે જેના ઉપર સેતારાઓ ચંદ્ર તથા સૂર્ય પહોંચે છે તેની ઉપર રશ્નુ ચોકસી રાખે છે. અને ત્યાર પછી ફકરા ૨૬ થી તે ફકરા ૬૨ સુધી જુદા જુદા સેતારાઓ ઉપર તે ચોકસી રાખે છે. જેમકે મજદના પેદા કીધેલા "વનત" [6] પ્રકાશીત અને તુરમંદ "તિશત્ર્ય" [6] તથા "હપ્તો ઇરીંગ" [6] તથા પાણીના તથા જમીનના [7] તથા ઝાડોના [7] તોખમો ધરાવનાર સેતારાઓ ઉપર તથા રપેન્ટો મઇન્યુને લગતા સેતારા ઉપર તે ચોકસી કરે છે. અને પછી ૩૩-૩૪ અને ૩૫ મા ફકરાઓમાં રશ્નુ યજતને ગોધાનું તોખમ [8] ધરાવનાર ચંદ્ર ઉપર સેતાબચાલના ઘોડાઓવાળા સૂર્ય [9] ઉપર તથા શરૂઆત વિનાની અને પોતાનાજ ટીપડાવાળી રોશણીઓ ઉપર ચોકસી રાખતો રહેલો છે.

આ પ્રમાણે સાત ખડો ઉપર પછી દરીઆ, નદીઓ, પાહાડો અને ઝાડો ઉપર અને ત્યાર પછી સઘળા સેતારા પર અને ચંદ્ર સૂર્ય તથા સઘળી રોશની પર તેને ચોકસી રાખતો જણાવ્યા પછી તેને છેલ્લો ત્રણ ફકરાઓમાં એટલે ૩૬-૩૭ અને ૩૮ એ ફકરાઓમાં અશોલોકોના પ્રકાશીત તમામ દબદબાવાળા બેહેસ્ત ઉપર રોશન ગરોથમાન ઉપર તથા ગુજરેલાંઓની લાસ માટેના આરામગાહની જગ્યા ઉપર ચોકસી રાખે છે. ઉપલા ત્રણે ફકરા ઉપરથી માલુમ પડે છે કે બેહેસ્ત રોશન ગરોઠમાન તથા ગુજરેલાંઓની માંસ માટેની આરામગાહની જગ્યાઓ એઓમાં ફરક છે અને ત્રણે એકજ નથી જેમકે ફક્ત ઉપરથી એકજ માલુમ પડે છે. "મીનોખેરદ" ના સાતમા બાબમાં સવાલ કરે છે કે બેહેસ્ત કેટલાં છે અને તે કેમ છે? ત્યારે મીનોખેરદ જવાબ આપે છે કે બેહેસ્ત ત્રણ છે. પહેલું સતર પહાડથી તે માહ પહાડ સુધી માહ પહાડથી તે ખુરશેદ પહાડ સુધી અને ખુરશેદ પહાડથી તે ગરથમાન સુધી કે જે દાદાર હોરમજનું પોતાનું મથક છે કે જ્યાં એક ઘણોજ પાક આદમી એની પાસે જાય છે. એ ઉપરથી માલુમ પડે છે સૌથી સરસ જે બેહેસ્ત છે તે ગરોથમાન દાદાર અહુરમજદનું મથક છે અને બેહેસ્ત એનાથી ઉતરતું છે પણ છેલ્લા ફકરામાં જે બોલો "હપન-હબના-તન સુપ" કરીને આવે છે તે જો કે હું અર્થ સમજતો નથી પણ એ. મે. પા. માદનના તરજુમા પ્રમાણે કરીએ તો "આરામગાહની જગ્યા" કરીને લે છે. તે કદાચ હોરમજ યસ્તના ૧ લા ફકરાના "મિસ્વાનેહ ગાત્વો" કે જેને હમેસ્તગેહાન કહે છે કે જ્યાં માણસોના સવાબ તથા પાપ એક સરખાં હોય છે અને જે બેહેસ્તની તથા દોજખની વચ્ચે આવેલા છે. (અધુરૂં.)

(૫) બુન્દહેશના બારમાં પ્રકરણના પાંચમાં ફકરામાં જણાવે છે કે બુલંદ ડુંગર (હુકઇર્ય) તે છે કે જેમાંથી અદ્રીસરનું પાણી હજાર માણસોના જેટલી ઉંચાઇએથી નીચે ફુટે છે. વળી ૧૩ માં પ્રકરણના ૪ થા ફકરામાં જણાવે છે કે અલબુર્ઝ પાહાડની દક્ષિણે એક લાખ સોનેરી ખાડીઓ બનેલી છે. એ ખાડીઓમાંથી પાણી ગરમી તથા સ્વચ્છતા સાથે બુલંદ ડુંગર જાય છે. એ પાહાડની ટોચ ઉપર એક સરોવર છે; તે સરોવરમાં તે ગેડે છે. તદન સ્વચ્છજ થાય છે અને એક જુદી સોનેરી ખાડીમાંથી તે પાછું જમીન ઉપર આવે છે. પ્રોફેસર વેસ્ટ ધારે છે કે, હુકઇર્ય એ કલ્પીત અલબુર્ઝ પાહાડની એક બીજી ટોચ છે અને ઘણું કરીને તેનું ઠેકાણું પશ્ચિમ તરફ છે-કારણ કે તે સેતારાઓના સમુદાયની પશ્ચિમ તરફના સરદાર સતવેસ સાથે સંબંધ ધરાવે છે. (એ. મે. પા. માદનનો તરજૂમો.)

(૬) બુન્દહેશ પ્રમાણે વનંત સેતારો દક્ષિણ દિશાનો ત્રીસ્રેય સેતારો પૂર્વ દિશાનો અને હપ્તોઇરીંગ ઉત્તર તરફનો સેતારા તરીકે મુખ્ય ગણાતો હતો.

(૭) મીનોખેરદના એક બાબમાં એમ જણાવે છે જે પાણીનો સેતારો પાણીના વધારા માટે, પૃથ્વિનો સેતારો પૃથ્વિના વધારા માટે, ઝાડોનો સેતારો ઝાડોના વધારા માટે તથા ગોસ્પંદોનો સેતારો ગોસ્પંદોના વધારા માટે છે. પાણી-પૃથ્વી-ઝાડો અને ગોસ્પંદોના સેતારાઓ માણસની વૃદ્ધી માટે છે.

(૮) ગોધાની તોખમ રાખનાર ચંદ્રની મતલબ એ દીસે છે કે માહને બહમન અને ગોશ સાથે ઘણો સંબંધ છે તેથી કદાચ એને ગોધાની તોખમો કહેલાં હોવા જોઇએ.

(૯) સૂર્ય હમેસાં સેતાબી ચાલના ઘોડા સાથે સરખાવે છે તે કદાચ એમ હોય કે ઘણા જુના જમાનામાં હિંદુઓ તથા ગ્રીકોની દંતકથામાં રથને મળતી આવે છે તે કદાચ એને પણ લાગુ પડે.

# બહેસ્તના બાગનો દરવાજો કેમ ખોલશો?



## ગુપ્ત જ્ઞાનીનું એક જાણુવાજોગ સ્વપનુ.

### બેહેસ્તના બાગનો ફિરેસ્તો.

લખનારઃ—મી૦ બેહમન શેરાબજી જહાં. બનાજી.

( પાને ૫૮ થી ચાલુ. )



બેહસ્તના બાગની સુંદર રોશની અને મનોરંજક દેખાવ ઉપર એક પળવાર નજર કેરવું તેટલાં મને આવકાર દેવા એક ફિરેસ્તો નીકળી આવ્યો, અને ઘણાજ પ્રેમથી મને બેહસ્તના દરવાજામાં દાખલ થવા ફરમાવ્યું. આ ફિરેસ્તાની શું ખુબસુરતી! શું ચહેરાનું નુર! શું તેના ખોરેનો ઝળકાટ,! શું તેના પોશાકનો સોનેરી રંગ! તેની આંખો તો જાણે ઝળકતા તારાઓ, તેના બાલો સોનેરી કસબના હતા જેવી આ ફિરેસ્તાની અને મહારી નજર એક થઇ તેવોજ મારામાં એટલો તો ભક્તિભાવ ઉત્પન્ન થયો કે હું એકદમ જમીન ઉપર ગુંટણીએ પડયો અને તેને નમન કીધું. તેણે ઘણાજ પ્રેમથી મારો હાથ ઝાલ્યો, મને જમીન ઉપરથી ઉઠાડયો અને બેહસ્તના બાગના સુંદર દેખાવો દેખાડવા લાગ્યો. જે સુંદર ફુલફળો, ચીજો, દેખાવો અને જોયા તેનું બ્યાન કરવું ઘણુંજ મુશ્કેલ છે, કારણ બ્યાન કરવા આપણી પાસે બોલીજ નથી. આ દેખાવમાં એટલોતો લીન થઇ ગયો કે હું શરીરમાં હૈયાતીમાં છું તે તદન વીસરી ગયો અને હું ફકત આત્માં છુ એવો ખ્યાલ મને આવવા લાગ્યો. આવા ખ્યાલોમાં જ્યારે ગરકાવ થઇ ગયો હતો ત્યારે પેલા ફિરેસ્તાએ મારી પીઠ ઠોકી મને આગળ ચાલવા ફરમાવ્યું. આગલ ચાલતાં આ પૃથ્વી કેમ પેદા થઇ, બીજી ચીજો, ફુલફળો કેમ પેદા થયાં વિગેરે બાબદોનું શીક્ષણ આપ્યું.

### દુઃખીઓની સેવા માટે બેહેસ્તના સુખનો ત્યાગ.

પેલા ફિરેસ્તાએ ઘણાજ પ્રેમથી મને જણાવ્યું કે "પ્રિય બેટા તારા ઉમદા સદ્ગુણો અને ઉતમ પ્રકારની પવિત્ર જીંદગી તેં ગુજારી છે તેના બદલા તરીકે આ બેહસ્તના બાગમાં હવેથી તારૂ રહેઠાણ થયું છે, જેમાં તારા હવે પછીના સર્વે દીવસો આનંદમાં ગુજાર." આ છેલ્લા શબ્દો જેવા મારા કાન ઉપર પડયા કે હું ચોંકયો. મારા હૈયામાં વીજળીના જેવો આંચકો લાગ્યો. હું તુરત ગુંટણમંડીએ પડયો અને પેલા ફિરેસ્તાનો ઉપકાર માની બોલ્યો "શું મારી જીંદગીના બાકીના દીવસો અહિંયા બેહસ્તના આનંદમાં ગુજારૂં. જ્યારે લાચારીમાં સપડાયલાં, દુઃખથી પીડાતાં, કુદીબતમાં વીલાપ કરતાં, અંધકારમાં ગોથાં ખાતાં, દુર્ગુણોની જાળમાં ફસેલાં મારા પ્રિય ભાઇ બહેનોને દુઃખના દરિયામાં ગુંગળાતા મુકી હું અહિંયા આનંદમાં રહું? ના

કદી નહી! આવો આનંદ કદી ભોગવીશ નહી! હું એ સર્વે દુઃખી માણસોને મુક્તિ આપી તેઓને આ બેહેસ્તના દરવાજામાં મારી સાથે લાવી તેઓને પહેલાં આનંદ ભોગવતાં જોઈસ, પછીજ હું આવો આનંદ ભોગવીશ તે અગાઉ હું તેઓજ સાથે રહીશ, તેઓના વિલાપથી હું રડીશ, હું તમામ દુઃખ ખમી તેઓને સુખ આપવાની કોશીષ કરીશ. જે બી કાંઇ મને ભોગ આપવો પડશે તે આપીશ અને તેઓને સર્વ સંકટમાંથી મુક્તિ આપીશ ત્યારેજ આનંદ ભોગવીશ. ઓ! આ બેહેસ્તના આનંદ! તું મારા દુઃખી ભાઇ બહેનોને રાહત આપવા જા! તું મને છોડી દે! એ બેહસ્તના બાગ તું તેઓને રીઝવવા તારી તરફ તેડ અને મને લલચાવ ના! મારેથી દુર રહે! મારૂ હૈયું તું દુખવે છે! આવી રીતે બોલતા મારૂ હૈયું ભરાઇ આવ્યું, આંખમાંથી આંસુ વહેવાં લાગ્યાં. આવી મારી સ્થિતિ જોઇ પેલો ફિરસ્તો બોલી ઉઠયો ધન્ય છે, ઓ ઉમદા ખવાસના માનવી, આજથી તું માનવી નથી, તું માનવીની પંકતી ઉપરથી આજથી ફિરસ્તાની પંકતી ઉપર મુકાયો છે આમ બોલી પેલા ફીરસ્તાએ ઘણુજ વહાલથી મને જમીન ઉપરથી ઉઠાડયો. અને ઘણુજ પ્રેમથી કોટી કીધી, આશીશ દીધા અને બોલ્યો એ પ્રિય બંધુ તારામાં દેવતાઇ ગુણો પ્રગટ થયા છે, તારે માટે એવી ઉત્તમ પ્રકારનું બેહસ્ત હાજર છે કે જ્યાં સર્વ ફિરસ્તાઓ અને દેવતાઓજ રહે છે. તારી માગણી દેવતાઇ જેવી પવિત્ર છે,તારૂ કાર્ય મનુષ્ય જાતના રાહબર ફિરસ્તા જેવું છે.

## બેહસ્તનો દરવાજો ખોલવાની ચાવીઓ.

"પ્રિયબંધુ તુ નીચલી દુન્યામાં તારી મરજી પ્રમાણે પાછો જા અને બેહસ્તનો દરવાજો ખોલવાની ચાવી જે તેં મેળવી છે તે તું લોકોને શીખવ. એ ચાવીઓ, ઉપયોગીપણું, પવિત્ર જીંદગી, પશ્ચાતાપ કરતા દુશમનોને માફી બક્ષવી, ઉત્તમ પ્રેમથી સર્વને ચાહવું, ઇશ્વરની યાદ ચાલુ મનમા રાખવી, અને ભક્તિના પ્રેમથી સર્વ ઉપર નજર રાખવી, અને દુઃખ્યાઓને સુખ આપી આનંદ મેળવવો. આ બેહસ્તની ચાવીઓ તું સર્વે માણસોને શીખવ. "આમ બોલી પેલા ફીરસ્તાએ પોતાના બન્ને હાથ મારા માથા ઉપર મુકયા, ઇશ્વરની ભક્તિ કીધી, મારી ઉપર આશીશ વરસાવ્યા જે આશીશથી આસપાસની જગા ઉપર ઉત્તમ અત્તર જેવી ખુશબો ફેલાઇ રહી અને મને આનંદમાં લીન કરી નાખ્યો અને આવી હાલતમાં ઘણુજ વહાલથી મને કોટી કીધી, જે કોટીથી મારા શરીરના રૂવે રૂવાં એટલાં તો આનંદી બની ગયા કે મારૂ ભાન ગુમ થવા લાગ્યુ. એવામાં મારા કાને પેલા ફિરસ્તાના છેલ્લા શબ્દો સંભળાયા કે "જા તારા ઉમદા કાર્યમાં તે સર્વ શક્તિમાન ઇશ્વર મદદ કરે, તુંને ફતેહ મલજો, ફેરી આનંદ મળજો. "આ શબ્દોનો ગણુ ગણાટ કાન ઉપર પડતા હું જાગૃત થઇ ગયો."

---

## એથી વધારે ખાત્રી શું જોઇએ?

નાનો હોમી એક દહાડો ફરવા ગયો હતો ત્યાંથી કુરખાતો હરખાતો ઘરે પાછો ફર્યો.

"મમા, મમા" તે બોલ્યો, "આજે મને કોઇનો ખોહવાયલો બોલ મળયો."

"પણ તારી ખાતરી છે કે આપ બોલ ખોહવાયલો હતો?" બાવાજી જેઓ ત્યાં વાંચતા બેઠા હતા તેવણે પુછ્યું.

"હારે પપા." હોમીએ ખાત્રી આપી. "મેં બે જણને બોલ શોધતાં જોયા, ને એ લોક શોધી શોધીને ઘરે ગીયા પછીજ હું લેઇને આવતો રહયો."

(સોલન.)

## વર્તમાન પત્રનો કાયદો.

"સાહેબ લગભગ એક મહીનો થયો મેં મારૂં બીલ મોકલ્યુંછ પણ હજુ તમે તેના પૈસા ચુકવ્યા નથી!" અધીપતીને લખનારે કહયું.

"તમે અમારો ધારો જાણોછની?" અધીપતીએ પુછ્યું "કાગળની બેઉ બાજુએ લખેલાં લખાણ પર અમે મુદલ ધ્યાન આપતા નથી, ને તે છતાં તમે બીલની પછવાડે લખેલું કે "જલદીથી પૈસા ચુકવી દેજો. અગત છે!"

(સોલન.)

# એક કુદરતી સંજોગ.

લખનારઃ—"દીલખુશ."

(એક ટુંકી વાર્તા.)



હવો ત્યારે સુના માસી એમને ૧૦ વરસે પણ યાદ કીધો ખરો. ગમે તે પણ દોસ્રાં માયાલુ તો ખરાં તેવણ શું લખે છે?

સુરત, તા૦ ૧-૯-૧૪.

વ્હાલા દીકરા સોલી,

મરે આખરે તું ચીનથી આયો ખરો? ગરીબ માસીને માટે ચીનાઇ શાકર કંઇ લાયોછ કે? લાયો હોસે તો તેજ શાકરે ઝીભરૂં તારાં લગન કરી મીઠું મોહડુ કરવું પડશે. તું જાણેછ દીકરા કે બેહસ્ત બીચારીને તે તારી માય સાથે આગળથીજ મારી શીરીનનું તારી સાથે ગોઠવવા ધારેલું છે. તેની હવેતો અપછ રહી વીસ વરસની થઇછ તેથી તું જરૂર મારો બોલ કરી ધરડી માસીને ખુશી કરજે. તમે તો એકેકને નાનપણમાં જોયલાં તેજ. જરૂરજ બેચાર દહાડા આવીને જજે. દીકરા શીલ્લાએ તુને દુવા લખાવીછ. ઘણી દુવા સાથે.

લી૦ તારી સુનામાસી.

"વાહ! દોસાંએ તો મારી બૈરીબી શોધી કાઢી દેખું? પણ તે મને ગમશે કે? મેંતો જબલાં વારી જોયલી તેજ ઑંખ ઑશ! આપરે કંઇ એકદમ કબુલ થવાના નથી. આપરે તો હવાં મુંબઇમાંજ મોજ મારી-એછ જ્યારે દોસાં વાત જોયાજ કરશે, દેખા જાયગા." વાંચનાર ઉપલું દાસ્તાન સોરાબ શેઠના પોતાના મન સાથે રેલવે હોટલમાં બબડતો હતો. તે કમનસીબે માબાપ વિનાનો હતો પણ એક મીત્ર સાથે ચીન જઇ વેપારમાંથી કમાઇ આવ્યો હતો એટલા ખુલાસા પછી આપણી વાર્તામાં આપણે આગળ વધીશું.

ચારેક દીવસ પછી તે ચર્ચગેટના દર્યા કીનારે સાંજે ભણતો હતો. તેટલાં એક બાઇની ચીસ સાંભળી પાછલ ફરી જોતાં એક નવજુવાન બાનુને રેલના પાટાની આંટી લાગવાથી તે ઉંડી પડેલી જોઇ. અધુરામાં પુરૂં એક લોકલ લગભગ નજીક આવી પુગી હતી જેથી તે વાને વેગે દોડયો અને તે બાનુને ઉંચકી બહાર લાવ્યો કે પેલી લોકલ પસાર થઇ ગઇ. તેણી ગભરાટને મારે બેશુદ્ધ થઇ ગઇ હતી. પાણી છાંટી હુશીઆર કરી એક વીકટોર્યામાં તેણીને બેસાડી તેણીને ઘર લઇ ગયો. ગાડીમાં તેણીએ જણાવ્યું કે તેણી બેજ દીવસની પોતાના માસી સાથે મુંબઇ આવી હતી અને તેવણનું માથું દુઃખતું હોવાથી એકલીજ ફરવા આવી હતી. તેણીને મકાને ઉતારી શરમાઇને બહારથીજ તેણીના ઉપકારના શબ્દો સાંભલી તે પોતાના હોટલમાં આવ્યો અને એક ખુશીનો દમ ખેંચી બબડયો "આહ! હવે સુના માસીને કહીએ કે વાટ જોયા કરજો. આયજ છોકરી—અરે કેવી ગ્રેસફુલ અને શરમાળ મારે લાયકની છે. પણ, મેં શું કાચું કાપ્યું. શરમ અને ગભરાટને મારે મારૂં નામ તેણીને સપલ સકલાંત કહેવાઇ ગયું. હવે તો એજ ચાલવા દેવું જોઇએ પછી જે થાય તે ખરૂં. નહીં તો તેણીની નજરમાં હું જુઠ્ઠો પડીશ." ટુંકમાં તેઓ ત્યારબાદ રોજાંની જાણ વગર વીકટોરીયા બાગમાં અને દરીએ કીનારે મલવા લાગ્યાં અને બન્ને એકમેકને ચાહતાં શીખ્યાં.

એક દીવસે તેને મુંબઇથીજ સુના માસી તરફથી પત્ર મળ્યું કે તેઓ મુંબઇ શીરીન સાથે આવેલાં છે.

મારે મળી જવું તેથી તે ગયો. પહેલાં તેને શીરીન મળી તેઓ એકમેક સાથે ખુશ ગોફતેગોમાં હતાં જે દોસાં જોઇને ચોંકયાં તે બોલ્યો? વ્હાલા શીરીન, તું મારી થશે!"

"હું દીલગીર છું વ્હાલા, કારણ મારૂં તો મારાં માસીએ મારા સગા સાથે ગોઠવ્યું છે અને તે આજેજ મળવા આવવાનો છે." આથી તે નાસીપાસ થઇને પાછો ગયો અને બીજે દીને માસીને મળવા ગયો. દોશાંએ તેને સારો આવકાર આપ્યો અને ચાહ પાણી કરાવી શીરીન સાથે પરણવાની વાત છેડી: સોલી બોલ્યો, "માસીજી, જો કે મેં તમારી શીરીનને જોઇથી નથી છતાં મારે લાયક બૈરી મેં જોઇ કાઢી છે માટે શીરીન આજથી મારી બહેન જેવી છે. મારી 'સ્વીટી' નામથી શીરીનજ છે જેને રેલવે અકસ્માતથી બચાવવાનો શુભ સંજોગ બન્યાથી અમો એકમેકને ચાહતાં થયાં છીએ."

"પણ દીકરા મારા, તે શીરીનને તો કોઈ સપલ સકલાતે બચાવ્યાંનું પેપરમાં મેં વાંચ્યું," સુના માસી બોલ્યાં. તે ખરૂં માસીજી, પણ ગભરાટને માર્યે મારાથી ખોટું નામ અપાઇ ગયું જે હજીથી સુધારવા હું શરમાયાજ કરૂંછ. "જો દીકરા, અંજાણ્યું ને આંધળું બરાબર પણ એ અમારાં સુપમાં નડતી પડતી મુઇ શીરીન તીરીન કોણ છે? તે મને કહેશો." તેટલાં શીરીન દાખલ થઇ લેવ માસીજી આયજ મારી શીરીન એને તમો સાથે કયાંની ઓળખાણ?

"આય મારી શીરીનને વાસ્તે તું કહેછ? ગરંધીયા તું ઘરડી માસીની મશકરી નથી કરતો?" માસીજી ઉકળ્યાં. "કાલેતો એનીજ સાથે તું પ્યારની વાત કરતો હતો."

"અલબત માસીજી હું ધારૂં છું કે કંઇ આંધરે બેહરૂં કુટાયુંછ. એજ મારી શીરીન, એનેજ મેં અકસ્માતમાંથી બચાવી." સોલીએ ખુલાસો કીધો.

હા માયજી, એનેજ સપલશાહેજ મને બચાવી.

"તે તારી માય મરેરે, તું કંઇ અકસમાતની વાત બોલનો નહીં. મરે, હવે કહાં જઇ મરૂં." દોસાં ઉશ્કેરાયાં.

"માયજી, તમે એકલા આયા સાથેની ફરવા નહી મોકલશો કરી બોલ્યા નહીં ને આયાબી. મેંજ તે દહાડે પાછી વારી."

"અરે, મરેરે, આય બેણ જોયાં? પણ શીરીન તુંને તો મારા બહેનના દીકરા સાથે પરણવાની હતી," દોસાં રમુજ કરતા બોલ્યા.

"અને એવણ તો તારે હાથની માગણી કરવા આયાછ?"

જોવ માયજી, તમારી દીકરીને સુખી કરવા માગતાજ હોય તો એવણજ મને ગમેછ," શીરીને કહ્યું.

"જો તારી મરજી એમ છે તો જા એમજ કરીશું," દોસાં બોલ્યાં.

"ઓ મારાં કેવાં માયાળુ મમા, મા હોય તો એવાંજ હોજો" કરી શીરીને હરખથી દોસાંને (કીસ) લાધી.

"પણ દીકરી એવણનું નામ સપલ નહીં પણ સોરાબ છે જો? ચોકતી ના પણ એવણ સાથેજ હું તારાં લગન કરવાની હતી," દોશાંએ ખુલાશો કીધો.

"અને સોલી, હું ઘણા દહાડાની ડાકટરની સલાહ લેવા મુંબઇ આવીછ જો દીકરા? મરે પેહલેજ અકસ્માતને દહાડે તુંને જોતે તો આવી મુઇ ભુલ ભુલામણી થતે નહીં જો દીકરા?"

ઓ! ત્યારે એવણે મને ઠગી? બીજુજ નામ કહી મને ભોળવી. જાવ હું કંઇ એવણ સાથે પરણવાની નથી" કરી કહેતાં શીરીનની આંખમાં બેહરામશાહ આવી ગયા.

"પણ વ્હાલી શીરીન, તું એમ કેમ કરેછ? હુંબી તું મારી માસીનીજ શીરીન છે એમ કયારે જાણતો હતો જે? ચાલ હવે પાછી હસતી પુતલી થા જોઉંછ તો? સોરાબ બોલ્યો. "ત્યારે કેવી 'ભુલ ભુલામણી' થઇ દેખું." ચાલો માસીજી કાલે પતેતીને દીવસેજ અમારાં લગન કરો. ખુદા આસાથી સૌને મુબારક કરે! શીરીન તથા સુના માસી:— "આમીન!"

# Fancy Needle Work.

# ફેન્સી નીડલ વર્ક.

લખનાર—**Irene.**

## "ચેરી બ્લોસમ" લેસ.

આ સુંદર લેસનો ઉપયોગ ઘણી રીતે કરી શકાશે. એ નમુનો એવો છે કે જેથી તરેહવાર ઉપયોગી અને ઘણી શોભાયમંદ ચીજો ઉપજાવી શકાશે. સદરાના શોખીનો ઘણો શોભીતો સદરો ગુંથી શકશે, તેમજ લેસ, ઈનસરશન, ટી કલોથ, ટેબલ કવર યા કોઇબી નમુનાથી ઘણી સુંદર અને વળી જેવી આકારમાં માંગશો તે આકારમાં બનાવી શકાશે.

**ગુંથવાની રીત**—૧૦ સાંકરી લઈ તેની ગોળ "રીંગ" બનાવો.

**પેહેલી હાર**—૨ સાંકરી, ૨૩ આંટા વગરના ટાંકાએ રીંગમાં ગુંથો, અને જે બે સાંકરી ગુંથી છે તેની સાથે જોડી નાખો. ૨ સાંકરી, ફેરવો.

**બીજી હાર**—એક ટાંકો છોડીને બીજામાં આંટા વગરનો ટાંકો ગુંથો, * એક "પીકટ," (એટલે ૪ સાંકરી ૧ આંટા વગરનો ટાંકો પેહેલી સાંકરીમાં), એકેક આંટા વગરનો ટાંકો બીજા ત્રણ ટાંકામાં, * થી ગોલ ગુંથી જાઓ, અને આગળ માફક બે સાંકરી સાથે જોડો. બધા મળી ૮ "પીકટ" થશે.

**ત્રીજી હાર**—૧૩ સાંકરી, એક 'લોંગ ટેબલ' (એટલે સુયા ઉપર બે આંટા લેવા) બે 'પીકટ'ની વચમાંના ટાંકામાં, * ૯ સાંકરી, ૧ લોંગ ટેબલ બે 'પીકટ' ની વચમાંના ટાંકામાં * થી પાંચ વખત ગુંથો, અને ૧૩ સાંકરીની ૪થી સાંકરી સાથે જોડી નાખો. એજ પ્રમાણે બધાં ફુલો ગુંથવાં!

બીજું ફુલ ગુંથતી વેળા તેને પહેલા ફુલ સાથે નીચે પ્રમાણે જોડવું.

છેલ્લા રાઉંડમાં નવ સાંકરી ગુંથતી વેળા ચાર સાંકરી ગુંથીને સુયો બાહાર કાઢી લેવો અને તે, પેહેલાં ફુલના કોઇબી નવ સાંકરીવાલાં લુપની પાંચમી સાંકરીમાં પોઇને મુંકી દીધેલી સાંકરી ઉપાડી લઈ બાકીની સાંકરી પુરી કરી ગુંથી જવું. હવે બીજાં લુપને પણ એજ પ્રમાણે જોડો. આકૃતી 'ખ'માં જોયાથી જોડવાની રીત તરત સમજ પડશે.

**નીચેની કીનારી**—નવ સાંકરીવાલાં દરેક લુપમા ૩ આંટા વગરના ટાંકા, ૧ 'પીકટ', ૩ આંટા વગરના ટાંકા, ૧ 'પીકટ', અને ૩ આંટા વગરના ટાંકા ગુંથો. બે ફુલોનાં જોડાણ આગલ અરધાં લુપ આવશે તેમાં ૪ આંટા વગરના ટાંકા ગુંથવા.

**ઉપલી કીનારી**—છુટાં બે લુપમાંના એકમાં * ૧ આંટા વગરનો ટાંકો, ૫ સાંકરી, ૧ આંટા વગરનો ટાંકો. પાસેના લુપમાં ૫ સાંકરી, ૧ લોંગ ટેબલ આગળ ગંથી ગયલા લોંગ ટેબલની ઉપર ગુંથવો, પણ સોયા ઉપર છેલ્લા બે આંટા રહેવા દેવા; ૧ લોંગ ટેબલ પાસેના ફુલના લોંગ ટેબલ ઉપર ગુંથો. સોયા ઉપર રહેલા ટાંકા પણ સાથે ગુંથી જવા, ૫ સાંકરી * થી છેડા સુધી ગુંથી જાઓ.

બીજો કોઇ નહિં મળે તો હું અતિશયોક્તિ નથી કરતો એમ સર્વ કોઇ કબુલશે. ઈ. સ. ૧૮૮૪ના ઑગસ્ટની ૨૫ મી તારીખે તેઓને ગાદી સોંપવામાં આવી હતી. તેમની સારી કેળવણી જોઇ ઈ. સ. ૧૮૮૫ માં તેમને યુનીવરસીટીના 'ફેલો' ચુંટી કહાડવામાં આવ્યા હતા. પશ્ચિમાત્ય સર્વ દેશોમાં ફરી તેઓએ કયા કયા સુધારાઓ આપણને અનુકરણીય છે ને કયા કયા ત્યજવા લાયક છે તેનો સાર ગ્રહણ કર્યો હતો. ૧૮૮૭ માં તેઓની ૨૩.માં વર્ષની ખુશાલીમાં પ્રજાની પાસેનું ૫૬૦૦૦ રૂપીઆનું દેવું માફ કીધું હતું. ૧૮૮૬ માં સ્કૉટલન્ડની યુનિવરસીટીએ તેમને એલ. એલ. ડી. ની ડીગ્રી એનાયત કીધી હતી. જ્યારે મહૂંમ મહારાણી વિકટોરીઆએ 'કૈસરે હિન્દ' નો એલ્કાબ ધારણ કીધો ત્યારે તેઓને ૧૧ તોપનું માન આપવામાં આવ્યું હતું. મહારાણીના ૫૦ માં વર્ષના રાજ્ય અમલની 'જ્યુબીલી' ટાંકણે ગોંડલના ઠાકોરને વિલાયત ખાતે આમંત્રણ કરવામાં આવ્યું હતું, જે વેળાએ તેઓને જી. સી. આઇ. ઇ. નો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો. ધરમપુર રાજ્યવાળાં નંદકુવરબા સાથે તેમનાં લગ્ન થયાં હતાં, જે રાણી થકી ગોંડલ દરબારને એક પુત્ર, અને બે પુત્રી છે. રાણી નંદકુવરબાએ સાહિત્ય પ્રદેશમાં સારૂં નામ કહાડ્યું છે, અને રાજકોટ ખાતે ભરાએલી સાહિત્ય પરિષદની સ્વાગત મંડળીના તેઓ પ્રમુખ હતાં. તેમજ મહારાણી વિકટોરિઆએ તેમને 'ક્રાઉન ઑફ ઇન્ડીઆ' નો ખેતાબ અર્પણ કીધો હતો. બે પુત્રીઓ પણ સાહિત્ય શૉખીન છે. પાટવીકુંવર ભોજરાજ શ્રી રાજકોટ ખાતે વસવાટ કરે છે.

સર ભગવતસિંહજી એડીનબરોની 'રૉયલ પ્રીઝીસીપલ કૉલેજ'ના સભાસદ હોવા ઉપરાંત તેના પ્રતિનિધિ રૂપે ૧૮૯૪માં મળેલી 'ઇનડીઅન મેડીકલ કૉંગ્રેસ' માં કલકત્તા મધ્યે બીરાજમાન થયા હતા.

અંગત અનુભવ વિના સ્વભાવ અથવા કૌટુંબીક બીના ઉપર લખવું અસ્થાને ગણું છું.

આ રાજ્યને (પાછળ વારસ ન હોય તો) નજરાણું આપ્યા સિવાય દત્તક લેવાની સનંદ નામદાર અંગ્રેજ સરકારે આપી છે, તેમજ સને ૧૮૭૭ માં 'બાદશાહી વાવટો' પણ આપ્યો છે.

### રાજ્ય આબાદી.

ભાવનગરથી ગોંડલ સુધીની ઢસાથી ધોરાજી સુધીની ૭૫ માઇલની રેલ્વે આ સંસ્થાનના ૨૮૮૪૦૦૦ રૂપીઆના ખર્ચે બાંધવામાં આવી છે. અને તે પછી ધોરાજીથી જેતલસર સુધીની રેલ્વે લંબાવવામાં આવી હતી. બે અંગ્રેજી શાળા, ૩૪ ગુજરાતી નિશાળો, ચાર સંસ્કૃત અને ઉર્દુ પાઠશાળાઓ આ સંસ્થાનમાં છે. રાજ્યની આબાદી સારી છે ને ત્રિજોરી હમેશાં આબાદી દર્શાવી રહી છે. 'ગોંડળ દરબાર ગેઝેટ' નામનું સરકારી ખબર-સમાચાર-સરકારી છાપખાનામાં છપાઇ સંસ્થાનને લગતા કાયદા, કાનુન અને વિગતો બહાર પાડે છે.

આ મહિનાની ૨૪ મી તારીખે સર ભગવતસિંહજીને ૪૯ મું વર્ષ બેસશે જે તેઓને, તેમનાં કુટુંબને આરોગ્યતા બક્ષી માન આબરૂનો વધારો કરે! અસ્તુ:

---

માય—(તરતના અદરાયલા દીકરાને) નવલ, તારી બયરીને અડી બીડીએ રાંધતાં આવડેછ કે? કોઇ દહાડે બબરચી બુમ પડાવશે તો?

દીકરો—નહીં માયજી, રાંધતાં તો કાંઇ આવડતું નથી, પણ બબરચી જો જરાબી તનપાંચ કરે તો આખે દાદરેથી એક ફુટબોલની માફક તેને ગબડાવી મુકતાં જાણે છે, કેમકે તે એક "લેડીઝ ફુટબોલ" કલબની મેમ્બર છે! K. D. J.

રસ્તેના ભીખારીઓબી કોઇ કોઇવાર એવા હાજર જવાબ આપે છે કે સામા ધણીને લગાર ભારી પડી જાય છે. એકવાર એક ભીખારી રસ્તે જતા એક શેઠ પાસે માગવા લાગ્યો.

"હું રસ્તા પર કોઇ ભીખારીને કાંઇ આપતો નથી." શેઠે ભપકામાંજ પરાવતા કહ્યું.

"ત્યારે સાહેબ, મહેરબાની કરી તમારૂં નામ ને ઠેકાણું આપો કે તમારે ત્યાં હું આઉં!" K. D. J.

# દી. બા. અંબાલાલ શાકરલાલ દેસાઈનો સ્વર્ગવાસ.

લખનારઃ—મી. હીરાલાલ વી. શાહ.

ગુજરાતના પાટનગર અમદાવાદના એક જાણીતા શહેરી દી૦ બા૦ અંબાલાલ સાકરલાલ દેસાઇ ગયા માસના બીજા અઠવાડિયામાં ૭૧ વર્ષની વયે સ્વર્ગવાસ પામ્યા છે. દી. બા. અંબાલાલનો જન્મ સને ૧૮૪૪ માં થયો હતો. તેઓ જાતે બ્રહ્મક્ષત્રી હતા. તેમના પીતા સાકરલાલ દેશાઇ અમદાવાદના જાણીતા વકીલો માંહિના એક હતા. દી. બા. અંબાલાલે ગુજરાતી કેળવણી લઇ અંગ્રેજી ભાષાની થોડી કેળવણી લીધી એટલામાં તેમના તન-મનની શક્તિઓ તદ્દન નરમ પડી જવાથી આગળ અભ્યાસ ચલાવવો બંધ કરી તે સર થીઓડોર હોપના હાથ હેઠળ નોકરીમાં દાખલ થયા હતા અને તે સ્થળે તેમણે બે વર્ષ નોકરી કીધી હતી. બે વર્ષ જેટલી મુદતમાં સર થીઓડોર હોપ દી. બા. અંબાલાલની શક્તિઓ જાણવા પામ્યા હતા તેથી તેમણે દી. બા. ને આગળ અભ્યાસ કરવા લલચાવ્યા જેથી તેઓ નોકરી છોડી અભ્યાસ કરવા લાગ્યા અને સને ૧૮૬૫ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયા. ત્યાર બાદ તે મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં ઉંચી કેળવણી સંપાદન કરવા દાખલ થયા હતા જ્યાં સને ૧૮૬૮ માં બી. એ. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પાસ થઇ સને ૧૮૭૦ માં અંગ્રેજી અને સંસ્કૃત ભાષા સાથે એમ. એ. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પહેલે નંબરે પાસ થઈ સર સ્ટેફર્ડ નોર્થકોટ પ્રાઇઝ મેળવ્યું હતું. અને વળી તેજ વરસે એલ. એલ. બી. ની પરીક્ષા પહેલે નંબરે પસાર કરી હતી એટલે એવી રીતે ગુજરાતમાંથી પહેલ વહેલા એમ. એ. એલ. એલ. બી. ની પદવી સંપાદન કરનાર તરીકે તેમણે કીર્તી સંપાદન કીધી હતી. હવે તેઓ સરકારી નોકરીમાં જોડાયા અને પ્રથમ તે સુરતની હાઇસ્કુલમાં પહેલા શીક્ષક તરીકે અને પછી તેજ હાઇસ્કુલમાં હેડમાસ્તર તરીકેની નીમણુક થઇ હતી અને ત્યાંથી અમદાવાદની હાઇસ્કુલમાં હેડમાસ્તર તરીકે થઇ હતી. તેમની કેળવણી આપવાની પદ્ધતિ વખાણને પાત્ર હતી. તેમની ઇચ્છા કોઇ રાજ્યમાં જોડાવાની હતી તેથી સને ૧૮૭૫ માં નવસારીના જીલ્લા જડજ તરીકે નીમાયા અને પછી ત્યાંથી વીસનગર અને વડોદરામાં જીલ્લા જડજ તરીકે બદલાયા હતા. સને ૧૮૭૯ માં મુંબઇની યુનીવરસીટીના ફેલો દી. બા. અંબાલાલને બનાવવામાં આવ્યા હતા. સને ૧૮૮૯ માં વડોદરાની વરીષ્ટ કોર્ટમાં કામચલાઉ ત્રીજા ન્યાયાધિશ નીમાયા. અને પાછળથી તેજ જગોએ વડા ન્યાયાધિશ થયા હતા. તેમની ન્યાય છણવાની નીતી-રીતી રાજા-પ્રજામાં સંતોષ કારક ગણાતી હતી અને તેમની અડગ ન્યાયવૃતિને લીધે તેઓ આખા વડોદરા રાજ્યમાં જાણીતા હતા. દી. બા. અંબાલાલ સ્વતંત્ર ન્યાય આપનાર હતા તેથી તેમણે ના૦ ગાયકવાડ સરકારનો બહુ સારો વિશ્વાસ સંપાદન કીધો હતો જેને લીધે એ રાજ્યમાં ગુજરાતી અને દક્ષિણી વચ્ચેનો પક્ષાપક્ષીનો પવન ફુંકાતો હતો ત્યારે જાણીતા બાપટ કેસ કમીશન ઉપર રિપોર્ટ કરવાનું કામ દી. બા. અંબાલાલ દેસાઇને શ્રીમંત ગાયકવાડ સરકારે સોંપ્યું હતું જેમાંથી તેમણે બહુ સારી કીર્તી અને વિશ્વાસ મેળવ્યો હતો. ના૦ બ્રિટીશ સરકારે તેમની કદર બુઝીને તેમને દીવાન બહાદુરનો ખીતાબ આપ્યો હતો. સને ૧૮૮૯ માં વડા ન્યાયાધિશની જગ્યા પરથી પેન્શન પર રીટાયર થયા હતા. દી. બા. સાહિત્યના પુજારી હતા. તેમણે ગુર્જર સાહિત્યની સેવામાં પણ સારૂં કામ બજાવ્યું છે. ના. બ્રિટીશ સરકારને માટે સંસ્કૃતની પહેલી બે ચોપડીઓનું તથા મીલનની પોલીટીકલ ઇકોનોમીનું ગુજરાતીમાં તેમણે ભાષાંતર કરી આપ્યુ હતું. ત્યારબાદ ના. સરકારે પહેલી અંગ્રેજી ગુજરાતી ડીક્ષનરી તૈયાર કરવાનું કામ તેમને સોંપાયું હતું અને તેમની મદદમાં મી. મોન્ટગોમરી તથા મી. મણીશંકર અસાદને આપ્યા હતા. મી. મોન્ટગોમરીનું તુરતમાંજ

મરણ થવાથી બાકીના બે ગૃહસ્થોએ ડીક્ષનરી તૈયાર કરવાનું મહાભારત કામ ઉપાડી લીધું હતું. આજે તે ડીક્ષનરી બીજી ડીક્ષનરીઓમાં સર્વોતમ ગણાય છે. સાહિત્ય તરફના પ્રેમના લીધે દી. બા. અંબાલાલ દેસાઇએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખનો હોદ્દો કેટલાંક વર્ષો સુધી ભોગવ્યો હતો. તેમણે એ સંસ્થાની જ્યુબીલી વખતે અને રાજકોટમાં ભરાયેલી ગુર્જર સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ પદેથી આપેલાં ભાષણો ગુર્જર સાહિત્યમાંના અનુપમ લેખો તરીકે વખણાયાં હતાં. તેમની રાજ સેવા અને દેશ સેવા કરવાની જે ઇચ્છાઓ હતી તેતેજ જાહેર સેવા ગાળવાની તેમની ઇચ્છા હતી જેથી નોકરીમાંથી રીટાયર થવા પછી પોતાનો સર્વસ્વ વખત જાહેર સેવાઓમાંજ ગાળતા હતા. અમદાવાદની મ્યુનિસિપાલટીમાં પ્રજાકીય સભાસદ તરીકે લાંબો વખત સુધી કામ બજાવ્યું હતું અને તેના વાઇસ પ્રેસીડન્ટનો હોદ્દો ભોગવવાને તેઓ ભાગ્યશાળી થયા હતા. મુંબઇ ઇલાકાની ધારા સભામાં દાખલ થવાને ઉત્તર વિભાગ તરફથી ઑ. બી. ગોકળદાસ કહાનદાસ પારેખ સામે તેમણે ત્રણ વાર હરીફાઇ કીધી હતી પરંતુ તેમાં તેઓ નીષ્ફળ ગયાં હતાં. આપણી નેશનલ કોન્ગ્રેસની ૧૮ મી બેઠક અમદાવાદમાં મળવા પામી હતી તેમાં તેઓ સ્વાગતકારીણી સભાના પ્રમુખ નીમાયા હતા. રીટાયર થયા પછી બીજાઓ જેમ પોતાની જીંદગી ધન મેળવવાને અનેક ઉપાધીઓ વહોરી લે છે તેમ તેમણે વહોરી લીધી નહતી. તેથી તેઓ જાહેરમાં સારી સેવા બજાવી શકતા હતા. અમદાવાદના નાગરીકોમાં અને ખાસ કરીને વિદ્યાર્થી વર્ગમાં તેમના માટે સારું માન હતું જેથી તેઓ ભાગ્યેજ કોઇક મીટીંગમાં પ્રમુખ તરીકે બીરાજી શકતા નહતા. જીંદગીના છેવટના ભાગમાં તેમણે પોતાના પુત્રોને વેપારી લાઇનમાં જોડયા હતા અને તેમની એજન્સી હેઠળ અમદાવાદ, નડિયાદ તથા સુરત ખાતે કાપડ સુતરની મીલો કઢાવી હતી. પરંતુ કામ કરવાના બીન અનુભવને લીધે તેમાં તેઓને નીષ્ફળતા મળવાથી મહુંમના મન પર મોટો ધક્કો લાગ્યો અને તેજ ધક્કાએ તેમનો પ્રાણ લીધો. જીંદગીના છેવટના ભાગમાં ધંધા રોજગાર તરફથી અનેક અડચણો આવી પડી છતાં તેમણે પોતાની ન્યાય વૃત્તિને જરા પણ ડગવા દીધી નહિ હતી. તેમની શારિરિક શક્તી ઘણી સારી હતી કારણકે તેઓ બહુજ નીયમીત હતા, કસરત કરવા તરફ અને મિતાહાર રહેવા તરફ તેઓ ખાસ લક્ષ આપતા હતા જેથી તેઓ ૭૨ વર્ષ સુધી જીવવા પામ્યા હતા. તેઓ મળતાવડા સ્વભાવના અને આનંદી હતા. અનેક પુરૂષો તેમની સલાહ લેવા જતા હતા અને તેમાં તેઓ સંતોષકારક સલાહ આપતા હતા. કોઇપણ સારા કામમાં તેઓ આગેવાની ભર્યો ભાગ લેવા કુદી પડતા અને લોકોપવાદથી તેઓ ડરતા નહિ હતા. આવા એક સ્વતંત્ર વિચારક, ન્યાયશીલ, રાજ્યક્રિય અને સામાજિક બાબતોમાં આગેવાની ભર્યો ભાગ લેનાર વયો વૃદ્ધ પુરૂષ આફાની દુનિયા તજી ૭૨ વર્ષની વયે લકવાના દર્દથી સ્વર્ગવાસ પામ્યા છે તેથી ગુજરાતે અને ખાસ કરીને અમદાવાદે એક નર ગુમાવ્યો છે. આથી ગુજરાતને એક મોટી ખોટ પડી છે. આ ખોટ પુરાતા લાંબો વખત લાગશે એમાં તો જરા પણ શક નથી. અમો ઇચ્છીએ છીએ કે મહુંમના આત્માને શાંતિ મળો! આ તકે અમારે અમદાવાદની પ્રજાને જણાવવાની જરૂર છે કે, મહુંમે પોતાની જીંદગીનો મોટો ભાગ તેમની સેવામાં આપ્યો છે અને તેથી તેવા નિઃસ્વાર્થી પુરૂષનું નામ અમદાવાદની પ્રજાના સ્મરણમાં રહે તે માટે સ્મારક કરવા ત્યાંના આગેવાનોએ પ્રયત્ન શરૂ કીધો છે તેમાં સહુ કોઇ મદદ કરશે.



# આર્યાવર્તના વીર રત્નો.

[ ૧૬ ].

## ગોંડલના ઠાકોર

# હીઝ હાઇનેસ ડૉ૦ સર ભગવતસિંહજી

કે. સી આઇ. ઈ; એમ. બી. સી; એમ. એમ. આર. સી. પી; એફ. બી. ચુ; એલ. એલ. ડી; ડી. સી. એલ. વગેરે.

(લખનાર:—મી૦ જે. એલ. ડી. બારભાયા.)

| | |
|---|---|
| नरस्या भरणं रुपं रुपस्या भरण गुणः।<br>गुणस्या भरण ज्ञानं ज्ञानस्या भरण क्षमा ॥<br>(મહાભારત) | નર તણું ભૂષણ રૂપ, રૂપનું ભૂષણ તે ગુણ છે;<br>ગુણ તણું ભૂષણ જ્ઞાન, અને જ્ઞાનનું ભૂષણ ક્ષમા છે.<br>(જેકીસન.) |

### ગોંડલ રાજ્યનો ઇતિહાસ.

ગોંડલ; ધોરાજી; ઉપલેટા; ભાયાવદર; સરસાઇ; સુલતાનપુર; અને હડમતીયા એ નામના સાત મહોટા માહાલોથી બનેલું ૧૭૪ ગામ અને ૧૦૨૫ ચોરસ માઇલના ક્ષેત્ર ફળવાળું ગોંડલનું રાજ્ય છે. આ સંસ્થાન હાલાર પ્રાંતના સર્વોત્કૃષ્ટ ભાગમાં આવેલું છે. સરધારના ઠાકોર પહેલા મેરામણજીના પુત્ર પહેલા કુંભોજી આ રાજ્યના પ્રથમ સ્થાપનાર હતા. મેરામણજીને બે રાણીઓ હતી, જે માહેલી એક ગોંડલના ચુડાસમાની પુત્રી હતી. મેરામણજીના મૃત્યુ બાદ બીજી રાણીના પુત્રને ગાદી મળી તેથી કુંભોજી પોતાને મોસાળ ગોંડળ ગયા. પછી પોતાના ભાઇ પાસેથી અરડોઇ અને રીબડાનાં બે ગામો મેળવ્યા અને આજુબાજુનાં ગામો છીની લીધાં. તેના મૃત્યુ પછી તેના પુત્ર સગરામજીએ ગોંડલની ગાદી મેળવી અને તેના પૌત્ર બીજા કુંભોજીએ ધોરાજી, ઉપલેટા, સરસાઈ વગેરે પરગણાંઓ મેળવી ગોંડળનો વિસ્તાર વધાર્યો.

### હાલના રાજ્યકર્તા.

ભગવતસિંહજીનો જન્મ ઈ. સ ૧૮૬૫ ના અક્ટોબરની ૨૪ મી તારીખે થયો હતો. રાજકુમાર કૉલેજમાં એક હુંશિઆર વિદ્યાર્થી તરીકે તેઓએ ખ્યાતિ મેળવી હતી. ૧૮૬૯ માં જ્યારે તેઓ ચાર વર્ષના હતા ત્યારે તેમના પિતાજી અને ગોંડલના આદ્ય રાજકર્તા બીજા સગરામજી પરલોકવાસ થયા હતા. જે દરમ્યાન રાજ્ય કારભાર અંગ્રેજ અમલદાર તેમજ જોડીઆ એડમીનીસ્ટ્રેટરો તરફથી ચલાવવામાં આવ્યો હતો. ૧૮૭૦ થી ૧૮૮૪ સુધી આવો મામલો ચાલુ રહ્યો હતો. તે દરમ્યાન તેઓએ વિદ્યાભ્યાસ ચાલુ રાખી ઘણી ઉપાધીઓ મેળવી હતી અને તેમાં પણ ખાસ કરીને વૈદક-શાસ્ત્ર પીકની ઉપાધી તેઓએ સ્થાનિક તેમજ પરદેશી વિશ્વ વિદ્યાલયમાંથી ઘણી મેળવી હતી. અને જો હું એમ કહું કે આટલી બધી ઉપાધીઓ મેળવનાર એક પણ રાજાકર્તા આખા હિં પરદેશમાં ... તો ગુજરાતી

બીજો કોઇ નહિં મળે તો હું અતિશ્યોક્તિ નથી કરતો એમ સર્વ કોઇ કબુલશે. ઇ. સ. ૧૮૮૪ ના ઑગસ્ટની ૨૫ મી તારીખે તેઓને ગાદી સોંપવામાં આવી હતી. તેમની સારી કેળવણી જોઇ ઈ. સ. ૧૮૮૫ માં તેમને યુનીવરસીટીના 'ફેલો' ચુંટી કહાડવામાં આવ્યા હતા. પશ્ચિમાત્ય સર્વ દેશોમાં ફરી તેઓએ કયા કયા સુધારાઓ આપણને અનુકરણ્ય છે ને કયા કયા ત્યજવા લાયક છે તેનો સાર ગ્રહણ કર્યો હતો. ૧૮૮૭ માં તેઓની ૨૩ માં વર્ષની ખુશાલીમાં પ્રજાની પાસેનું ૫૬૦૦૦ રૂપીઆનું દેવું માફ કીધું હતું. ૧૮૮૬ માં સ્કૉટલન્ડની યુનિવરસીટીએ તેમને એલ. એલ. ડી. ની ડીગ્રી એનાયત કીધી હતી. જ્યારે મર્હુમ મહારાણી વિક્ટોરીઆએ 'કૈસરે હિન્દ' નો ઈલ્કાબ ધારણ કીધો ત્યારે તેઓને ૧૧ તોપનું માન આપવામાં આવ્યું હતું. મહારાણીના ૫૦ માં વર્ષના રાજ્ય અમલની જ્યુબીલી' ટાંકણે ગોંડલના ઠાકોરને વિલાયત ખાતે આમંત્રણ કરવામાં આવ્યું હતું, જે વેળાએ તેઓને જી. સી. આઇ. ઇ. નો ખેતાબ એનાવત કરવામાં આવ્યો હતો. ધરમપુર રાજ્યવાળાં નંદકુવરબા સાથે તેમનાં લગ્ન થયાં હતાં, જે રાણી થકી ગોંડલ દરબારને એક પુત્ર, અને બે પુત્રી છે. રાણી નંદકુવરબાએ સાહિત્ય પ્રદેશમાં સારૂં નામ કહાડ્યું છે, અને રાજકોટ ખાતે ભરાએલી સાહિત્ય પરિષદ્‌ની સ્વાગત મંડળીના તેઓ પ્રમુખ હતાં. તેમજ મહારાણી વિક્ટોરિઆએ તેમને 'ક્રાઉન ઑફ ઇન્ડીઆ' નો ખેતાબ અર્પણ કીધો હતો. બે પુત્રીઓ પણ સાહિત્ય શૉખીન છે. પાટવીકુંવર ભોજરાજ શ્રી રાજકોટ ખાતે વસવાટ કરે છે.

સર ભગવતસિંહજી એડીનબરોની 'રૉયલ ફીઝીસીયલ કૉલેજ'ના સભાસદ હોવા ઉપરાંત તેના પ્રતિનિધિ રૂપે ૧૮૯૪માં મળેલી 'ઇનડીઅન મેડીકલ કૉંગ્રેસ' માં કલકત્તા મધ્યે બીરાજમાન થયા હતા.

અંગત અનુભવ વિના સ્વભાવ અથવા કૌટુંબીક બીના ઉપર લખવું અસ્થાને ગણું છું.

આ રાજ્યને (પાછળ વારસ ન હોય તો) નજરાણું આપ્યા સિવાય દત્તક લેવાની સનંદ નામદાર અંગ્રેજ સરકારે આપી છે, તેમજ સને ૧૮૭૭ માં 'બાદશાહી વાવટો' પણ આપ્યો છે.

**રાજ્ય આબાદી.**

ભાવનગરથી ગોંડલ સુધીની ઢસાથી ધોરાજી સુધીની ૭૫ માઇલની રેલ્વે આ સંસ્થાનના ૨૮૮૪૦૦૦ રૂપીઆના ખર્ચે બાંધવામાં આવી છે. અને તે પછી ધોરાજીથી જેતલસર સુધીની રેલ્વે લંબાવવામાં આવી હતી. બે અંગ્રેજી શાળા, ૩૪ ગુજરાતી નિશાળો, ચાર સંસ્કૃત અને ઉર્દુ પાઠશાળાઓ આ સંસ્થાનમાં છે. રાજ્યની આબાદી સારી છે ને ત્રિજોરી હમેશાં આબાદી દર્શાવી રહી છે. 'ગોંડળ દરબાર ગેઝેટ' નામનું સરકારી ખબર-સમાચાર-સરકારી છાપખાનામાં છપાઇ સંસ્થાનને લગતા કાયદા, કાનુન અને વિગતો બહાર પાડે છે.

આ મહિનાની ૨૪મી તારીખે સર ભગવતસિંહજીને ૪૯ મું વર્ષ બેસશે જે તેઓને, તેમનાં કુટુંબને આરોગ્યતા બક્ષી માન આબરૂનો વધારો કરે! અસ્તુ:

---

માય—(તરતના અદરાયલા દીકરાને) નવલ, તારી બયરીને અડી ભીડીએ રાંધતાં આવડેછ કે? કોઇ દહાડે બબરચી બુમ પડાવશે તો?

દીકરો—નહીં માયજી. રાંધતાં તો કાંઇ આવડતું નથી, પણ બબરચી જો જરાબી તનપાંચ કરે તો આખે ઘરેથી એક ફુટબોલની માફક તેને ગબડાવી મુકતાં આવે છે, કેમકે તે એક "લેડીઝ ફુટબોલ" કલ્બની

K. D. J.

રસ્તેના ભીખારીઓથી કોઇ કોઇવાર એવા હાજર જવાબ આપે છે કે સામા ધણીને લગાર ભારી પડી જાય છે. એકવાર એક ભીખારી રસ્તે જતા એક શેઠ પાસે માગવા લાગ્યો.

"હું રસ્તા પર કોઇ ભીખારીને કાંઇ આપતો નથી." શેઠે ભપકામાંજ પરાવવા કહ્યું.

"ત્યારે સાહેબ, મહેરબાની કરી તમારૂં નામ ને ઠેકાણું આપો કે તમારે ત્યાં હું આઉં!" K. D. J.

# બાનુંઓનો બાગ.

લખનારઃ—**સહનશીલ સખી.**

**જરથોસ્તી છોકરાંઓનાં ખ્રીસ્તી નામ.**

પારસીઓમાં કેટલીક બાબતો છે, જેમાં સુધારાની જરૂર છે, અને જે તેઓને પોતાને કે તેઓના ઘરનાંઓને દેખાતી નથી; પણ બીજાંઓ જ્યારે બતાવવાની અને સુધારવાની કોશીશ કરે છે, ત્યારે તેઓ બાપડાં ઘણી વેળા તેઓની ખફગીમાં ખેંચાય છે; ઘણે મોટે ભાગે તેમાં મા-બાપનો લાડ, અને જગ-હસી કે લોક-મજાહ તરફ તેઓની બેપરવાહી જણાય છે. પહેલાં તો આજ-કાલ પારસીઓમાં અંગ્રેજોના નામ ઘણે મોટે ભાગે છોકરાંઓને આપવામાં આવે છે; જાણે પારસી નામ કે ઇરાની નામની ખોટ હોય. ને જ્યારે લગનની કે મરણની ટીપમાં આપવું હોય, ત્યારે પેલો બોલતાં ઉબક આવે તેવો બોલ "ઉરફે" સાથે મુકીને પછી લગનની કે મોતની ટીપમાં નામ લખાવે ને છપાવે! કેટલાંક કુટુંબો જેઓ શુદ્ધ ઇરાની નામ રાખવાનોજ ફાંકો ધરાવે છે, તેઓને ત્યાં પણ બૈરાં-માટીડાનાં ઇંગ્રેજી નામો બોલાય છે ને વપરાય છે; અને તે પરથી ઘણાંક પ્રદેશીઓ મા યા બાપ પરજાત હશે, એવા તેઓના કુટુંબો માટે હલકા ખ્યાલો કરે છે. વળી કેટલાંક કુટુંબોમાં તો એવાં ઇંગ્રેજી નામો માટે બહુ ઉકમાઇ લેવાય છે, પછી ભલે ને લોકો તેઓને અંગ્રેજનાં છોકરાંઓ ધારે! જ્યારે અસલના જમાનામાં હિંદુ રાજાના આશરા હેઠળ આપણા વડવાઓ વસ્તા હતા, ત્યારે તેઓએ પણ કેટલાંક હિંદુ નામો ધારણ કર્યાં હતાં, હાલ ઇંગ્રેજ સરકારના આશરા હેઠળ છે, તે વિચારથી તેઓ નામ રાખતાં નથી; પણ ખાલી બડાઇ ને શોખીયારી દેખાડવા રાખે છે; જેમાં મગજનું સમતોલપણું હોય એ વિષે બીજાંઓને જરા શક રહે છે. જેમ ફેશનની હરીફાઈ ચાલે છે, તેમ ઇંગ્રેજી નામની પણ સરાસરી થતી કેટલાંક ખુણાં-ખાંચરાંમાં નજર પડે છે. પારસી નામ આપેલું હોય છે, તે છતાં મોંહડેથી તો પેલું **વગર અર્થનું** ઇંગ્રેજી નામજ બોલાય છે; પારસીઓ હવે ડહાપણ વાપરી આ બાબતમાં સુધારો કરે તો ઠીક; નહિ તો હમણાં જેમ તેઓની ઠેકડી તેઓની પીઠ પાછળ થાય છે તેમાં વધારો થશે.

❦

**પારસી બાળકો હિંદુસ્તાની ભાષા બોલે.**

એક બીજી બાબત. કેટલેક ઠેકાણે, અને મુખ્ય પ્રદેશોમાં પારસીઓનાં નહાનાં બચ્ચાંઓ ગુજરાતી બોલવાને બદલે મુસલમાનોની ભાષા બોલે છે. મા-બાપ ગુજરાતી બોલે ને તેઓનાજ બચ્ચાંઓ તેઓ સાથે હિંદુસ્તાનીમાં વાત કરે ને તેમાં મા-બાપ કૈંક વેળા ઘણી ઉકમાઇએ કહે કે "નહી, એને ગુજરાતી નથી આવરતું." જાણે તેમતો પોતાના બચ્ચાંઓની કેવીક હુશિયારી દેખાડતાં હોય! પણ તેઓને શુદ્ધ નથી, કે તેવાં મા-બાપોની કેવી હસી-મશ્કેરી થાય છે; નોકરો ને આયાઓનાં આશરામાં ઘણા કલાકો બચ્ચાંઓને રાખવાથી ખુદરતી તેઓ ચાકરો સાથે હિંદુસ્તાનીમાંજ વાત કરે અને મા-બાપના સમાગમમાં ઘણાં થોડાં આવવાથી જ્યારે મળે ત્યારે બે-ચાર બોલ તેઓ પણ બચ્ચાંઓ સાથે તેવીજ રીતે વાત કરવાથી, તેઓ ગુજરાતી લખવા વાંચવાથી અને બોલવાથી **અજાણ** રહી જાય છે. જ્યારે સમજુ અને ડાહ્યાં આસામીઓ આવો નાટક ને તમાશો જોય છે, ત્યારે તેઓ એક અફસોસનો નિસાસો નાંખે છે; આવાં બચ્ચાંઓનો અવતાર ધોબીના કૂતરા જેવો હોય છે. અને પછી જ્યારે તેઓ ગુજરાતી બોલવાની કે લખવા-વાંચવાની કોશીશ મોટપણે કરે છે, ત્યારે તેઓના દેખાવ પર બીજાંઓને દયા છુટે છે, કે જેમાં મોટો કસુર તેઓનાં બેવકુફ મા-બાપોનોજ આપણે જોઇએ છીએ. ઘણાંઓ બાહનું કાઢે છે કે "પરદેશમાં કોણ શિખવે?" પણ મા-બાપ પોતે તો ગુજરાતી

બોલે છે, લખે છે વાંચે છે, પછી મુસલમાની બોલીમાં બચ્ચાંઓ પાસે વાત કરાવવામાં શું ઉકમાઈ લેતાં હશે, તે સાદી સમજમાં ઉતરી શકતું નથી, શિવાય કે ખોટી તરબિયત અને ખોટી કેળવણી આપવામાં મા-બાપોની બેવકુફાઇ જણાય છે, જે ઓછી અકલનો એક પૂરાવો છે.

**દુઃખ-દર્દના અઘટિત નામ છાપામાં.** આ બાબતમાં સુધારો પારસી કોમે કરવા કરતાં પારસી છાપાએ કરવો ઘટે છે. લોકોનાં છુપાં દુઃખ-દર્દનાં નામ તેઓની કારકીર્દી છાપતી વેળાએ છાપી મારી એક જાતની તે આપડાંઓની ફજેતી કરવાનો છાપાને શું હક છે? નહિ વાંચવા જોગ દુઃખ-દર્દનાં નામો વાંચ્યાથી ફાયદો શું થાય છે? ઘણી વેળાએ બેશાં કે માટીડાનાં દુઃખ-દર્દનાં એવાં કઢંગા નામો છાપામાં આવવાથી તે નહાનાં બચ્ચાંઓ, નાદાનો અને અજાણ્યો વાંચીને નિર્દોષપણામાં સઘળાંની હાજરીમાં બીજાંઓને પૂછેછે કે "એનો અર્થ શું?" જેનો જવાબ ઘણી વેળાએ બીજાંઓને આપવો ઘણો ભારી પડે છે; અને તેથી એવું છાપવું એજ અયોગ્ય છે.

આપણે અંગ્રેજી છાપામાં હમેશાં ભરમમાં અને મર્યાદાશીલ છાપેલું વાંચીયે છીયે અને તેજ રીતી પારસી છાપાએ પણ નકલ કરવા યોગ્ય છે. આપણી કોમમાં ઘણે મોટે ભાગે કેટલાંક એવાં શરમાળ હોય છે, કે પોતાની સાધારણ માંદગી પણ કોઇને કહેવા રાજી હોતાં નથી અને બીજાંઓનાં દુઃખ-દર્દનાં નામ પણ બીજાંઓને મોંહડેથી સાંભળીને લજવાય છે.

એક વર્ત્તમાન-પત્ર કે એકુ ચોપાનિયું, જે ઘણાં હાથમાંથી પસાર થાય છે તેમાં એવાં અઘટિત શબ્દો વાંચી ઘણાંઓ કચવાય છે. અને વિશેષ કરીને જેઓનાં દુઃખ-દર્દ વિષે જાહેર છાપામાં છપાયલું હોય છે; તેઓ પોતે પણ તે વાંચીને કમકમે છે. એવી તેઓની ઉઘાડી ફજેતી કરવા માટે છાપાને સેસ ભરે છે; આવી રીતે સ્ત્રી-પુરૂષોનાં દુઃખ-દર્દનાં નામ છાપીને તેઓને જાહેરમાં ખરાબ લગાડવાનો કોઇ પણ છાપાને હક નથી.

---

## ઓત્તારીની!

બેવરા માસ્તર કલબમાં મેમબરોની ઠઠ થઇ હતી! આજે વરસગાંઠ છે અને દરેક જણા બબ્બાની બલીહારીમાં મશગુલ થયા હતા.

"બદલુ, આજે સવારે પેલી મ્યાઉં મ્યાઉં કરતી મારે ત્યાં આવી લાગીજે."

જમશુ ગલાસ ગટગટાવતો બદલુ આગલ બોલ્યો.

"ઓહો! વરસગાંઠને દહાડેજ કે? વાહ તુંને વરતી થઇ ને તેમજ તુંને મુબારકબાદી આપવી—"

"અરે શાની વરતી ને શાની મુબારકબાદી! કમબખ્ત આખો દહાડો માથું ખાઇ જવાની, ને ખરચ આ લડાઇની વખતે વધશે તે જુદો. હું તો બા—"

"ડીઅર જમશુ, તું ખુશી થવાને બદલે ઔર દલગીર થાયચ! હું બહુ અજબ થાઉંચ."

"અરે ડીઅર બદલુ, એમાં ખુશી થવા જેવું શું છે? હું તો બા એ દદા આવી તેથી દલગીર છેઉં ને કલબમાંબી જલદી નાહસી આયો." જમશુ બીજુ ગલાસ ભરતો બોલ્યો.

"જા જા જમશુ, તું ગાંડો છે ગાંડો. મારે ત્યાં એમ આવે તો હું તો બધાંના ગીદાં મોહડાં કરૂં. હું તો તેને રમાડું, ફાસીઓ લેઉં, ને કલબમાંબી આવું નહિ. તેણી સાથેજ બસ રમ્યાજ—"

"એ તું શું બકેચ? કોણને ફાસીઓ લેય?" જમશુ અજબ થતો બોલી ઉઠયો તેમજ બીજા ગોઠયાઓ પણ ડાચું વકાસવા લાગ્યા.

"વળી કોણને? બુચીનેજ તો! તારી બૈરીને મ્યાઉં મ્યાઉં કરતી આજે બુચી આવીની?"

"જા જા બદલુ, તું તો આંધરે બેહેરૂં કુટેચ. બુચી શાની આવે ને કુંચી કયાંથી લાવે? બુચી આવ્યાને તો હજુર વાર છે."

"એમ! ત્યારે તું કોણને વરે બોલેચ!" બધા મેમ્બરો બોલી ઉઠયા.

"અરે ભલા મનીઓ, હું તો મારી સાસુને વરે બરાપો કરૂંચ. આજે તેણી પુણેથી મારે ત્યાં ધામો નાખવા આવી મુઇચ ને તેથી હું દલગીર છું."

"ઓત્તારીની"! બધાઓ બોલી ઉઠયા ને હસતા હસતા તમપાલ ચહડાવા લાગ્યા.

બ. ર. ચીનાઇ.



# બાળકોને બરનું.

## પ્રભાતનો પાઠ ૨ જો.

## "ક્રીકેટ."

મ્હારાં વ્હાલાં બાળકો,

ઉધરતાં ઉછરતાં બાળકો અને ખાસ કરીને છોકરાઓની ઘણીક તરેહની રમતમાં "ક્રીકેટ" ની રમત ઘણો અગત્યનો ભાગ ભજવે છે અને દુનિયાના તમામ લોકો આ રમતની અંદર ઉલટથી ભાગ લેતા માલમ પડયાં છે. અગપાર અગપાર જણની ટોળી વચ્ચે એ રમત મેદાનમાં બોલ-બેટ અને "સ્તમ્પ્સ" ની મદદ વડે રમવામાં આવે છે અને તેમાં એકી વખતે ઘણા જણા ભાગ લે છે. એ રમત કેમ રમવામાં આવે છે તે સર્વને રોશન છે. એ રમત ઘણા ઘણા નીતી-રીતીના શીક્ષણો આપણને પુરાં પાડે છે. એ રમતથી રમનારાંઓમાં શુરવિરપણું કે સહનશીલતાજ શીખવા ઉપરાંત બીજા ઘણી તરેહના બોધો મલી શકે છે તે માંહેલા થોડાક આજ રોજે તમો વ્હાલાંઓ આગળ સહેજ રજુ કરવાની રજા લઉં છું.

દરેક રમતની અંદરથી જીંદગાનીની મહાન રમતનું કોઇ ઉમદા શીક્ષણ જ્યાં લગણ આપણે મેલવ્યે નહી ત્યાં સુધી તે રમતની ખરી ખુબી આપણે પીછાનેલી કહેવાય નહી. તેમ આ "ક્રીકેટ" ની રમતની અંદરથી જે ઉત્તમ ધડો આપણને મલે છે તે આપણી જીંદગીને વધારે ખુબસુરત અને સુંદર બનાવે છે.

જે મેદાન ઉપર તે રમવામાં આવે છે તે મેદાનને આપણે જીંદગીમાં સંસારના મેદાન સાથે સરખાવીશું અને એ રમતમાં મુખ્ય ભાગ લેનાર "બેટસમેન" તેને આ જીંદગાનીમાં આગળ વધવાની આશા ધરાવતા ઉમેદવારની સાથે સરખાવીશું જેણે "કર્મ" રૂપી આવી પડતા "બૉલ" ની સામે ઘણી હોશીઆરીથી લડવાનું છે અને જેમ પેલો "બેટસમેન" સામેથી આવતા "બૉલ" ને કોઈબી રીતે મારી હઠાવી પોતાની આગલની ત્રણ "સ્તમ્પ્સ" ને સહીસલામત સાચવી રાખે છે તેમ આ જીંદગીની મહાન લડત લડતાં સામે પારથી આવતા "કર્મ" રૂપી "બૉલ" થી ડરી નહી જતાં આપણને આપણી "મનસની"-"ગવસની" અને "કુનસની" ત્રણ મોતેબર "સ્તમ્પ્સ" ને હોશીઆરીથી ટકાવી રાખવાની છે. જો દુરાગેનાહ હુમતાને તાબે થઇ, આગેજ થઇ સામી બાજુથી આવતા "બૉલ" ને આપણું કોઇ રીતે ફટકાવી કહાડીશું નહી તો તે આપણી જીંદગીની "હુમત-હુખ્ત-હુવરશ્ત"ની

ત્રણ સુંદર લાકડીઓને ઉડાડી મુકશે અને પરીણામમાં આપણી જીંદગીમાં આપણે "આઉટ" થયલા ગણાઇશું. જે પ્રમાણે "વીકેટ કીપર" "બેટસમેન" તરફ ઉભો રહી ઘણીજ તકેદારીથી સામી બાજુથી આવતા "બૉલ" ને "વોચ" કરે છે તેમ જીંદગીની મહાન લડતમાં આપણી ઉપર આવી પડતા તમામ "કર્મ" ને "વોચ" કરવાનું છે અને જેમ "ફીલ્ડ" પર રહેતો દરેક શખ્શ "બેટસમેન" ને "આઉટ" કરવાને ઇંતેજાર રહે છે પણ તેઓની સામે "બેટસમેન" ઓસ્તેવારીથી ટકી રહેવાની ઉમેદવારી કરે છે તેમ આપણી જીંદગીની મહાન લડતના મહાન સંસારમાં ઘણી તરેહનો લોભ, લાલચો અને લંપટો આપણુને જીંદગાનીમાં ફસાવી ઇનસાનીયત હસ્તીમાં જાણે "આઉટ" કરાવવા માગે છે તેઓ સામે પુર બલતવારીથી લડી "નોટ-આઉટ" રહેવામાંજ જીંદગાનીની ખુબી સમાયલી છે; અને જેમ "કેપટન" આખી "ટીમ" ને દોરવે છે અને તેના હુકમને તાબે થઇ ખેલાડીઓ રમત રમે છે તેમ આપણા શારીરીક મેદાન ઉપર લાગણીઓ રૂપી ખેલાડી જોજે સુખ-દુઃખની રમત રમી રહે છે તેમાં અંતઃકરણ રૂપી "કેપટન" ના અવાજ અને હુકમ આપણી જીંદગીની જીત લાવી આપશે અને જેમ "અમપાયરો" આખી રમત ધ્યાનથી તપાસી રહી પોતાનો ઇનસાફી ચુકાદો આપી રહે છે તેમ આપણી જીંદગીની સુખ-દુઃખની કે હાર-જીતની મહાન રમત ઉપર ગેબી ફીરેસ્તાઓ પોતાની નોંધબાની બરોબર કરી રહ્યા છે અને જીંદગાનીની આપણી લડતમાં આપણે "લોભ" ને શરણ થઇ "આઉટ" થંઇએ કે ઓસ્તેવારીથી લડત લડી ભલાં બળથી "નોટ-આઉટ" રહીએ તેની સઘળી નોંધ તે કીરતારને દ્વાર નોંધાયલી રહેશે માટે આ ક્રીકેટની રમત ઉપરથી જીંદગીની રમતનો બોધ હમેશા આપણુને લેવો સત્તાવાર છે અને સજાવર છે.

લ૦ હમેસનું ભલું ઇચ્છનાર,

મોટા બાવા.

# "દૌલતે પ્રભાત."

વાંચક ઓ બોલ! 'પ્રભાત' બડી યા દૌલત ?
વાંચક ઓ બોલ! ખુદા પુંજાયચ યા દૌલત ?
બોલ ઓ ફીલસુફ! ચાહે તું દૌલતને ધીક્કાર!
ઓ મર્દ બચ્ચા! ચાહે તું દૌલતને માર!
ઓ કવી કાબેલ! ચાહે દૌલતને તાના તું માર!
પણ દૌલત, હા દૌલતજ છે આ પ્રભાતનો સરદાર!
હસાવસે, રડાવસે, હજારો નખરાં બતાવશે,
હા દૌલતજ એ બધાં ઢોંગ મચાવશે!
માન છે, અકરામ છે, સર્વ દૌલતનોજ દમામ છે.
દૌલત બીન દુન્યા! આ દુન્યાજ કાંઇ ઓર છે!
વાંચક! દૌલત તો જગમાં એક બીજો ખુદા છે;
વાંચક! ખુદા નથી પુંજાતો પણ હાલ દૌલત પુંજાય છે!
દૌલતથીજ આવે છે વાંચકને જોર,
દૌલત વીના બને છે આદમી કમજોર!
દૌલત વીન! આદમી હ્યાં મરે છે ભાઇ,
મગર દૌલત કરતાં માન વધુ છે જ્યાં જીંદગીની સરસાઇ.

જ. ર. મીનાઇ.

# રમુજ સંગ્રહ.

### "બાવાજીની શીખામણ."

આપરા મી. બેજુબા બાંગાભોઇની આજે સાલગરેહ હતી અને મી. બેજુબાએ પોતાના દોસ્તો, સગાં વ્હાલાંઓને રાતરે ખાણાપર નોતર્યા હતા.

રાત પડી બધાં જોભરના બેઠાં. તેબલ-મરચક થઇ રહી અને બબ્બાના બાટલા ઉઘડયા. બે ખુકો ચંપાયા અને મી. બેજુબાના નવેક વરસના દીકરાજી વચ્ચે બોલી ઉઠયા.

"અરરરર! પપા પપા ત—"

"કેમ દીકરા, મે તુંને ના કહયુંની કે હરગીઝ ખાતી વખતે બોલ્યે નહિ."

અલબત બેઠી બાપ દીકરાને ઘણી ખરાબ ટેવ હતી કે ખાતી વખતે બોટો પીજન પાટલો કરે અને કોઇ દીવસ પરોણાઓ વચ્ચે આટોબી બાફે તેથી બાવાજીએ પોતાના દીકરાજીને આજે સખત તાકીદ કીધી હતી અને શીખામણ આપી હતી કે ખાતી વખતે જરાપણ બોલવું નહિ નહિતો વળી કાંઇ બાગરો વાટશે કે "મમાજીના દાંત તો ખોટા છે ને પપાજીએ કલર કીધોચ."

પણ આ વખતેબી દીકરાજીથી બોલ્યા વગર રહેવાયું નહિ. કારણ તેમાં કાંઇ તે બચારાનો મુદલ વાંક નહતો એકુ બે મીનીટ પસાર થઇને પહેલ વહેલી સલામતી

"અરે પણ પપા તમે હ—"

"પેશુ દીકરા, નાલ્લે મોહડે વચ્ચે નહિ બોલ્યે મુગો મુગો ખા."

બે ત્રણ મીનીટ પસાર થઇ. બબ્બાના ગલાશો પાછાં લેવાયાં કંઇ ચરરર ચરરરના અવાજે થવા લાગા. કોઇ એ તે અવાજ પર ધ્યાન ન આપ્યું. પણ પેશુ દીકરાનું ધ્યાન તુરત દોડયું.

"અરે પણ પપા, ઓપ કરતા કે તમો ખુ—" દીકરાજીથી બોલ્યા વગર રહેવાયું નહિ પણ પાછો બચારો મુગો થઇ ગયો..

"જમશેદ ના કહ્યુંની તુંને પપાએ કે વચ્ચે નહિજ બોલવું. "યુ આર વેરી ડીસઓબીડીયંત." મમાજીએ હવે તરારો મુકયો ને તેબી પરોણાંઓને સમજાવા હાકુ ઇંગ્રેજીમાંજ પણ બોલ્યાં! હજુરતો મમાજી લારમાં ઇંગ્રેજી બોલીને છરીથી પેટીસ કાપેચ ને બધાં ઓ પાછી સલામતી લેચ એતામાં "ધરરરર ધુસ" નો મોટો અવાજ થયો બધા. ચમકયા! કોઇ સમજયું કે બોમ્બ ફેંકાયો તો કોઇ સમજયું કે કોઇ ઘરમા એનાર કીસ્ટ ભરાયો પણ નહિ તેવું કાંઇજ હતું નહિ. ન બોમ્બ કે ન એનારકીસ્ટ! એતો આપરા મી. બેજુબા વાંગા ભોઇ ખુરસી પરથી નીચે ધોસ મોરકુ થઇ ગયા ને ખમીસ ચીરર્યાં થયાં બધાં એકદમ ઉઠાં ને બચારા બેજુબાને ઉઠવામાં મદદ કીધી. કોઇ જાણે કે બેજુબાએ આજે વધુ ચોકયો છે, તો કોઇએ ધારયું કે બેજુબાએ પહેલેથીજ થોડા પેક લઇ લીધા હશે પણ નહિ. એવું કાંઈ હતુંજ નહિ. એના એતાતો સેંકડો પેક બેજુબા લેતા હતા પણ ખરું કારણ પડી જવાનું તો એ હતું કે જે ખુરસીપર જમવા બેજુબા બેઠા હતા તે ખુરસીની નેતર ઉતીજ નહિ પણ ફકત ઉપર કોઇએ અલગી ગાદી ગોઠવીને મુકેલી.

"એ કોણ કમબખ્તે આ અલગી ગાદી મુકી! મી. બેજુબા આ ટોક જોઇ ડોસો કહાડી બોલ્યા. "પપા, પપા, એતો મેજ મુકેલી પપા એ તો મેંજ માપરના પાલનજીને પારી નાખતા મુકેલી કે એવણ બેસે ને પરી જાય તે મજાહ પડે!" પેશુ દીકરાએ હવે ભરમ ફોરયો.

"હં એમ? ત્યારે મને કાંય બેસવા દીધો!—બોલાયું નહિ!"

"તે પપા હું તો તમોને પહેલાંથીજ કહેતો તો પણ તમોએ મને બોલવાજ કહાં દીધો જે મને તો તમોયે ચુપજ રહેવા કહયું; ને મમાજીએ વળી મને ડીસઓબીડીયંત કહયો હવે મારો શું વાક!"

(બ. ર. ચીનાઈ.)

## મહેનત બરબાદ ને ગુનાહ લાજમ.

"જોવની પાહલનજી! આય કેકુએ વરી કાલે બોલબેટ રમતાં હાથ ભાંજ્યો. કેવો સુજી આયો અને મને પોટીસબી કરવા નથી દેતો."

"પીલાં, બચ્ચાને તાહરી ધમકીજ ક્યાં છે?

"પણ પાહલનજી હું શું કરૂં? એ પોયરો તો માહરૂં કહયુંજ નથી માનતો. મરે કેવો હાથ સુજી આયોચ?

"કેમ નહિ કહયું માનતો? હુંબી જોઉચ. ચાલ જોઉં પેહલે પેલો બામ લાવ. ચાલ કેકુ સુઇ જા, ચાલ જલદી પોટીસ તો નહિ પણ આય બામ ભરવા દે. જો જરાબી જીદ પકડશે તો તારૂં કીધું તું જાણે. જો જરાબી હીલ્યોચ તો આ નેતર પરેલીજ છે ને તારા માસતરનેબી કહેવશ ને કેડે હું લઇબી નહિ જવશ. ચાલ પીલા એના વાગેલા હાથને બામ ભર ને પછી પાટો બાંધ."

"પણ પાલનજી બામ ભરીને પછી સેક કરવાનોની! ને પછીજ પાટો બાંધુની?"

"અરે હા, ચાલ જલદી હું અહિંજ નેતર લઇને ઉભોચ."

કેકુબા બીહને સુઇ ગયા. પીલાંમાએ જોસથી ઘસરીને બામ ભરવા લાગાં. ત્યાર પછી સેક કીધો ને પછી પાટો બાંધ્યો.

"ચાલ હવે કેવો ડાહયો લાગો! એમ હમેશા મારૂં કહયું માને તો—"

"પણ બાવા માયજીએ તો આય સારા હાથને બામ ભર્યોચ ને સારા હાથને પાટો બાંધ્યોચ. વાગેલા હાથ તો આય છે."

"અરે પણ ત્યારે ક્યારનો ભસી કાંય નહિ મુવો!" પાહલનજી દાંત કચકચાવતા બખારયા.

"તે બાવાજી તમો તો કેહુ જે એક બોલ બોલતો ના, જરા હીલતો ના, બસ મુગો મુગો ભરવા દે ને નહિ તો સોટીથી મારસ ને તેથી બાવાજી હું બીહને જરાબી બોલ્યો નહિ."

"મુઆ મેહેનત બરબાદ ને ગુનાહ લાજમ! પાહલનજી શું તમેબી! તમારીબી ધાંધલ હંમેશની એવીજ રહી ગઇ! મુઆ કેવી મહેનત કીધી ને બધા મારા હાથ ને પાસરાંબી દુખી આયા. બાવાજી ખસ્યાના પડી ઉપર જતા રહયા, માયજી પાલનજીપર ચીરડાંતાં રાંધણીમાં ગયાં, ને કેકુબા પાટો બાટો છોરી પોતાના પાંધરાં પાંસરાં સાથે બહાર લખોટા રમવા ગયા.

(બ. ર. ચીનાઇ.)

## વીમા કંપનીની જોખમદારી.

આવાં ડોશાંએ ઘેરના ફરનીચરનો વીમો ઉતરાવેલો હતો. હવે વીમાનું પ્રીમયમ ખલાશ થતું હોવાથી વીમા કંપનીનો એક એજન્ટ આવાં ડોશાંને તેની યાદ આપવા ગયો.

"બાવા આંય આતવારે હું ઘેર ખાલી કરવાની છેઉં તે મરી જાઉં ચાર ગારાં મોકલજોની"! તેવણે પેલા એજન્ટને કહયું," ને જોવ બા વરસાદના દહારા છે તે સામાન ભીંજાય નહી તે તાલપત્રી ગાડાંવાળાને લાવવા કેંહજો!"

પેલો એજન્ટ તો ડોશાં શું કેહવા માંગતાં હતાં તે બરાબર સમજ્યો નહી તેથી ડોશાને પાછું પુછયું.

"મકુંજે તમે શું કેહવા માંગોછ?"

"ઓવાય એમ સાહવજ શાનાં થઇ જાઓછ?" ડોશાં બોલયાં, ઘેર ખાલી કરવાનું છે તે કેહુંછ તે. સમજોછકેની?"

એજન્ટના ધ્યાનમાં કંઇ સહેજ ઉતરયું હોય એમ લાગ્યું.

"હં, વારૂં પણ તમે તમે તેના કેટલા પૈસા આપવા માંગોછ?

"પૈસા?" ડોશાં બોલી ઉઠયાં, "પૈસા શાના આપે? તમારી કંપની બધું કરવાને બંધાયલી છે!"

"નહીંજી હમારી કંપનીનો કંઇ એવો ધારો નથી," એજન્ટે કહયું.

"નથી કેમ!" ડોશાંએ તકરાર લીધી, "આય તમારી પોલીશી પર શું લખ્યુંછ તે વાંચોની."

એજન્ટે તે પોલીશી લીધી જે પર નીચે મુજબનું લખાણ હતું:—

"સભાસદો એક મહોલ્લામાંથી બીજા મહોલ્લામાં ખાલી કરી જાય તો તે લોકનું ટ્રાનસફર કંઇ પણ દામ લીધા વગર કરી આપવામાં આવશે!"

"વધુ બોલ્યા વગર પેલાએ ત્યાંથી ચાલતીજ પકડી.

(સોલન.)

## તેજ સારૂં તો પુછે છે.

"માફ કરજો સાહેબ, પણ તમારૂં નામ શું?" હોટલના કલાર્કે પુછયું.

"નામ?" ઉતારૂએ લગાર ગુસ્સાથી કહયું, મારા સાહેબ, આય તમારા રેજીસ્ટરમાં મેં સહી કીધીછ તે જોતા નથી કે?"

"હું તે જોઉંછ સાહેબ, ને તેથી તો તમુને પુછુંછ!"

(સોલન.)

# A Glimpse into The Religion of China.

By Mr. K. E. Punegar. B. A.,

( Continued from Page 74.)

The principal drawbacks noticed by the theologians in this religious system have been summed up as under :—

The right of communication with the Sublime Heaven vested with the mundane manadatory alone, namely, the Emperor, and private persons could not have any claims over that privilege which in their case would tantamount to criminal usurpation punishable by law.

Morality was no divine enjoinment with the primitive Chinese but inculcated and practised rather as a parental or ancestral enjoinment. The proper moral attitude was accentuated with a view to please a mundane father and not the Father in Heaven a wicked curse was avoided to obviate a parental frown rather than with a view to evade the displeasure of God.

This primitive Chinese religion had subsequently to pass through various vissitciudes. Superstition took more and more the place of right religious thoughts. Divination by numbers and diagrams was introduced and oft resorted to. Astrology and meteorology divindled into superstitious practices. Sorcery became prevalent as an inevitable outcome of the contaminating influence of the aboriginal fetichism. Sutteeism was practised by which men, women, horses, chariots and like other belongings of a departed person were forced into the other world with their dead lord.

After this dark period of decadence, a ray of hazy lustre enlivened the religious system of China with the advent of two men of thought, Lao-tzu and Confucius. These two thinkers formulated their own distinet systems of religious thoughts. Their views were diametrically opposed and hence it is aptly said of them that "they saw and did not understand one another." Their lines of religious thoughts are pithily set forward by modern critics in the following words:—

"Toward the end of the Chou dynasty the ancient beliefs and institutions were no better than a ruin, Lao-tzu wished to clear them all away, and then to build up something completely new. Confucius wanted to restore, piously and scrupulously the antique edifice, Lao-tzu the theorist soared into the clouds: Confucius the practical clung to the earth."

Lao-tzu was more a theoretical spiritualist, and Confucius more a practical materialist. The former was a philospher and the latter a politician. Laotzu's system of religious thought savored of pantheism, whilst Confucius' savored of monotheism. Lao-tzu denied God theoretically, Confucius prescinded from Him in practice.

According to Lao-tzu, everything was composed of two elements: the primordeal principle, the Force, which even superceded the sublime Ruler of old, and the primordeal breath, the subtle matter, which formed the substratum of evolutions. With Lao-tzu Life was nothing, the lasting repose after death was everything. This led to the observance of the principles of quietude and abstention instead of to activity and the involving of oneself into the bustle of life.

Conficius could hardly put up with abstract speculation and absract morality. With him the concrete was the principal factor of thought. He addicted to ancient thought and was averse to any change or modification. The great service rendered by him consisted in his compiling the Odes and the Annals which have preserved for us the religious history of those days. All this led to loyalty and kindness as the keystone of his ethics.

In subsequent centuries the influence of Japanese "shinto" was felt in China and Chinese "shinto" was beliv-ed in, according to which the Emperor come to be regarded as the son of God.

Chu-hsi was the pioneer of the Chinese philosophy. According to his religious system of thought, there can be no God, no mundane manadator, no Judge, no Providence. Everything was composed of form and matter. Beings spring from the great all and returned into it again.

Buddhism which was ushered in China in A. D. 65, at first met with little success. In the 5th century after Christ the foreign invaders of China succeeded in propagating Buddhism to such great an extent that all the north of China was covered with pagodas. The Buddhists rose in glory under the rulers of the Ming-dynasty. The Imperial family which was reigning but lately in China was Buddhist, though even then the litterati were in great favour.



# Musings in Solitude.

( By :—A Recluse. )

Blessed are the pure in heart for they shall receive light and blessing from the Lord. The Purity of heart is the one and only redeemer of thee from all the evils of the world, Oh man! No means of salvation for thee is as certain as Purity in heart which is unbreathed by the observance of the principles of Morality, Truth, Virtue and Duty. As the dark sky of mid-night is a wicked thing to the sight of man when compared with the clear glorious Light of the bright silver moon, the sight of a dark vicious heart is despicable when seen through the perspective of Virtue.

Good and Evil unceasingly rage on in battle-field of the heart of man and the war between them is greater than any war on the field of history. If good is victorious thou shalt be glorious; but if evil thou shalt live in eternal misery or shamefaced coward in the surrounding world. Persist in Virtue to constitute thy character on the basis of nobility and Godliness. Live the good life.

Leave off vice for that leads to eternal Death—a death of sorrow and misery. Vice brings a double death to man—Death here burried in the grave of fear, and death in the world to come for the soul grown clothed through the contagion of Vice becomes feelingless of the permanence of life and of happiness from the Lord. Say! Wilt thou be a mallowing swine in the mire of vice dispised of thy Creator and hated of thy fellow-brothers! or wilt thou be one blessed by the Heavens drinking of the azure serenity of the glories of the Lord?

Methinks thou can'st reason and thou shall love divine Virtue. If thou hast Virtue thou can'st see to do what thou would'st by the pure radiant light of Virtue's Self. Man bows down at the image of Virtue. Evil trembles at it with shame in her dark visage. God has His hand over it. Virtue knows no fear nor feels sorrow in the life here or death to come hereafter. But Vice is the constant victim thereof. As a cankering worm it eats up the heart of man and the core of his life with care; and what is left is but a vacant skeleton of himself in which no life abides nor no pleasure. God hath no seat in his heart nor are Love and Truth his companions. His God is his Satan. His friends are Hate and Falsehood that like the comrades of Mephistopheles lift him up Faust-like and bear him unto the Valhalla of torturing Eternity.

"He that ha'h light in his own clear breast
May sit in the Centre and enjoy bright day:
While he that hath dark Soul and foul thoughts
Benighted walks under the mid-day Sun."

Hast thou seon a Viceous man!
Dark is his countenance and
Evil the burthen of his talk.
Hast thou Seen a Virtuous man?
Pure and serene is his face.
Good drops itself our naturally
Like lucid honey from his inspired lips.
Love virtue, Live in virtue,
Teach Virtue to the vice-stricken humanity.
Die for Virtue.
Death in good is far better than Life in Evil.

Life is short. Time passeth away, Let not a moment vanish unserviceable to Love, God, Truth and Virtue. These shall save thee from calamities. Life bringeth with it in its train. Man is too feeble a creature to govern himself but with the staff of Virtue. Glory cometh to him here. Eternal Glory is his reward there. It is a law of God. Altered it cannot be nor shall it be. If our good actions be not rewarded the Sun-fire shall burn up the very life of the earth; and the sandy deserts shall turn into vice-versa. Oceans, volcanoes shall consume the earth. The threads of Nature's laws subsist on them the human life. If any of these be broken can life be untouched by death? Everywhere shall be chaos, just as much as there shall be anarchy were a law from the governmental code broken in a state. The world cannot get on were the dues of law not fulfilled. The world is made from law. The world is made by law. Practise law and its reword shall be thine.

Therewith shall Wisdom come to thee; and with Wisdom all the happipnss of life.

All heaven is thine. All world is thine. Know in this wicked world fools are they that say Wickedness can triumph. Truth and Righteousness ever triumph or else God cannot be in the world nor can life and light remain in it. The contraries shall devour each other.

Be thou a factor in the removal of this Wickedness and in constructing Virtue.

Truth and Love triumph in spreding their light from one corner of the World to the other.

Submit not to the evil passions provoked by thy environments, but fight manfully with them and trample out the Viper from there. Be not a prey to the temptations of Satan. Shackle them off with the sword of thine own Virtue. This is God-like; but Vice is hard to be crushed and takes very late to do so. It is the most formidable for the bravest can ever meet with. Yet the bravest of the brave and the greatest of the great is he who fights his Passion out and

bendeth not to the corrupt Will and foul desires of his heart. Virtue hath ever triumph destined. Vice is sure to fall. God reigns. Satan falls. Virtue has its glory in the end; Vice that fell Viper is inglorious. God is above in the Light-Sphere. Satan is in Hell.

The "Me" is made up of constituent-parts the material and the immaterial—the Physical and the spiritual—the seen body and the unseen soul.

The flesh is always suprincumbent upon the spirit. The spirit wills but the flesh denies. Oh Soul! Thou the shadow of the light of God! Bend not down to the vacant visonary glimpses of a passional thought as when Faust saw the shadow of Helen on the wall. Subdue not to the wicked charms of base and corrupt ideas. Pay no obeisance to the despicable love Satan oft beguiles thee with. Bodily pleasures are transient.

Why need thee all this turmoil of joy and pleasure when the end thereof is nothing! Pleasure will never endure. Joys are never eternal. Foolish Soul! Be not delighted at a gush of sweet satisfaction. Be not delighted at the sight of treasures. Joy not in the fatness of thy body, in the gorgeousness of thy palace infirm thing! Mockable drug frail humanity! When thou hast those thoughts in thee hast thou ever seen thy face in the mirror of thy soul! Thou seemest thou a lusty hog, or a wellowing sow in the mild of refuse! Thy the corrupt invadeth thee in thy worthless hours! Wretch! Better die than worship the satan of Passion. Eat not more nor drink not more than what can keep the body and soul together. For if thou doest not go the currents of wicked crimes are stirred in thee.

There are two ruling factors in every man inward life—namely the God and the Satan. Thou pious son of man! kill the over-ruling Satan in thee and let the God rule thee. So doing shalt thou rise higher and higher on to the level of Godliness. As soon as the conflict beginneth in thee between these Promethean lords of Heaven and Hell, Oh Man! if thou art not a brute give thy Will and reason to assist the God in thee. Satan soon shall withdraw. Thou shalt drive him only from thee as from Eden were driven our First Parents by God when they sinned.

Think not even a while of something wrong towards mankind. Even in thought harbour not an evil for that too hath its evil reward. Why think evil of others! Why envy those thou can'st not vie with! Why return hate for hate and curse for curse! Why speak falsehood about others! Why indulge in thinking and speaking ill

of others when you art full of faults and wickednesses! Why laugh at other swhen you dost know that death is the end of all, that this short priod of existence is someday or other surely to terminate when nothing of thee either every or curse or falsehood will bring thee happiness! Oh remember! Man shall not hate thee nor curse thee nor laugh at thee nor do any sort of harm to thee in any way if there be no evil on thee.

The cause is in thee and hence the effects thou may'st be growing under. Let the foolish world do what it lists towards thee. Thou pursue thy task of goodness and do it manfully.

Heaven's peace on earth! God's blessings on all!!

# God! Save The People!

(From Ebenezer Elliott, Chartist Poet, 1842.)

When wilt thou save the people?
O, God of Mercy, when?
Not Kings and lords, but nations!
Not thrones and crowns, but men!
Flowers of thy heart, O, God, are they;
Let them not pass like weeds away:—
Their heritage a sunken day:—
God save the people.
Shall crime bring crime for ever,
Strength aiding the strong?
Is it thy will, O Father,
That man shall toil for wrong?
"No," say the mountains. "No" the skies.
Man's clouded sun shall brightly rise
And songs ascend instead of sighs,
God save the people!
When wilt thou save the people?
O God of Mercy, when?
The people, Lord, the people!
Not thrones and crowns, but men!
God save the people! Thine they are
Thy children, as thine angels fair
From vice, oppression, and despair
God save the people!

# "The A. B. C. of the War."

### BY A BOMBAYITE.

A for the Army, that's gone to the front.
B for the Belgians, for they got the brunt.
C for the courage, they put in the fight.
D for the demon, set Louvain alight.
E for the Eagle, no more it will soar.
F for the French, who will pay off a score.
G for the guns, that we know how to fire.
H for our honour, not bought or to hire.
I for the Indian troops to our aid.
J for old Jollicoe, he's not afraid.
K stands for Kitchener, knowing and keen.
L for Liege, where some heroes were seen.
M for Mulhausen, for now it is free.
N for our Navy, the lord of the sea.
O for the Ocean, the Japanese guard.
P for the People, on whom war is hard,
Q for the quarter, we'll give when we're dead
R for the Russians, forging ahead.
S for the safety, of those we hold dear.
T for the test, that the nation can bear.
U for the unity, Britons have shown.
V for the vengeance, we hold not our own.
W for war, we have waged for the right.
X for the Red Cross, that works day and night.
Y for the year, that we hope war will end,
Z for our zeal to the cause we defend.

*Advocate of India.*

# To Death.

A Spirit fled! The call divine obeyed.
The levin-darting mouth, uneven blaze;
The clutches sure, a power that dismayed;
With swiftness unconceived, that set all craze.
Such venom weilding Terror of terrors,
Such of myst'ries a jumbled mass, O Death!
A stroke in conscience foul display errors
Sown broadcast till thine stealthy 'proach, O Death!
What dreadful scourge, tormenting wild what curse
Bequeathed be, but that of Love Divine!
And Life to Love, stately and true nor terse,
Deem we no richer chain of love combine.
Despite thy skittish javelim, mortals learn
To have at thee, O Death, no strong a spurn!

# O! Vanity!!

A little fledgeling I,
With fallen crest;
Helpless and sore bend I,
With heavy head and bursting breast.
O Vanity!
How full oft sore tried!
When parent-birds their marbling make,
All sweet and serene rise high;
I to my heart the longing take,
To keep with them in flight well nigh-
O Vanity!
As fleeting visions take thy flight
And be away.

MANECKJI FRAMJI SOONAWALLA.

# ⊰પ્રભાતનું પંચાંગ.⊱

## અક્ટોબર ૧૯૧૪.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **રવિ.** | હિંદુ માસ: આસો, કારતક.<br>પારસી માસ: ૧ લો, ૨ જો.<br>મુસલમાન માસ: જીલ્કાદ, જીલ્હજ. | પુનેમ.<br>૪<br>દેપદીન. | સાતમ.<br>૧૧<br>અનેરાંન. | ચૌદસ.<br>૧૮<br>અમરદાદ. | સાતમ.<br>૨૫<br>ગોશ. |
| **સોમ.** | | એકમ.<br>૫<br>દીન. | આઠમ.<br>૧૨<br>હોરમજદ. | અમાસ.<br>દીવાળી.<br>૧૯<br>દેપાદર. | આઠમ.<br>૨૬<br>દપમેહેર. |
| **મંગળ.** | આ મહિનાનો મુખ્ય લેખ;<br>"સંતોષ." | બીજ.<br>૬<br>અરશેસંગ. | નોમ.<br>૧૩<br>બહમન. | એકમ.<br>હિન્દુ નવું વરસ.<br>૨૦<br>આદર. | નોમ.<br>૨૭<br>મેહેર. |
| **બુધ.** | | ત્રીજ.<br>૭<br>આસતાદ. | દશમ.<br>૧૪<br>અરદીબહેસ્ત. | બીજ.<br>૨૧<br>આવાં. | દશમ.<br>૨૮<br>સરોશ. |
| **ગુરૂ.** | બારસ.<br>૧<br>બેહેરાંમ. | ચોથ.<br>૮<br>આસમાંન. | અગ્યારસ.<br>૧૫<br>શહેરેવર. | ચોથ.<br>૨૨<br>ખોરશેદ. | અગ્યારસ.<br>૨૯<br>રસને. |
| **શુક્ર.** | તેરસ.<br>૨<br>રાંમ. | પાંચમ.<br>૯<br>જમીઆદ. | બારસ.<br>૧૬<br>અસપંદારમદ. | પાંચમ.<br>૨૩<br>મોહેર | બારસ.<br>બકરી ઇદ.<br>૩૦<br>ફ્રવરદીન. |
| **શનિ.** | ચૌદશ.<br>૩<br>ગોઆદ. | છઠ.<br>૧૦<br>મારેસપંદ. | તેરસ.<br>૧૭<br>ખોરદાદ. | છઠ.<br>૨૪<br>તીર. | તેરસ.<br>૩૧<br>બેહરાંમ. |

# પ્રભાત.

પુસ્તક: ૨ જું. નવેમ્બર ૧૯૧૪. અંક: ૩ જો.



## ચિત્રો.



ભિન્ન ભિન્ન ભાતના થાળ ભરી, હાં? આવો સખી હાં? આવો સખી,
કુમ કુમ કેસર હાથ ધરી, હાં આવો સખી હાં? આવો સખી,
અંગ ઉમંગથી સંગ મળી, પુર પ્રેમથી વીણી પુષ્પ કળી,
ફુલમાળ ગુંથો હર્ષે ઉછળી, પછી નૂતન "વર્ષ" વધાવો સખી,
મધુરા મધુરા ટહુકાર કરી, ઉભરાવો આનન્દની લહરી,
શુભ "વર્ષ" મહીં ઉત્તકર્ષ ધરી, રસ સાગરને ઉછળાવો સખી,
રસ ઉછળે આવી દશે દીશથી, મન ઇચ્છીત આશ ફળે ઇશથી,
એવી અંતરની શુભ આશીષથી, ભૂમી ભારતી આજ ગજાવો સખી.

"શયદા."

# પ્રભાતનો પ્રકાશ.

મનુષ્ય જીંદગીમાં જીવવાની ખુબી ને જીંદગાનીની ફતેહની ચાવી મનુષ્યના પોતાના હાથમાંજ છે. "જેવું વાવશો તેવું ઉગાડશો" એ એક કુદરતી કાયદો છે અને તે કાયદો જેટલો જમીન અને ઝાડને લાગુ પડે છે, તેટલોજ તે મનુષ્ય અને તેના કૃતવ્યોને પણ લાગુ પડે છે. એ કાયદો જેટલો ખાકી દુનિયાના ખાકી ભુવન જેમાં ખાકી કારોબારને લાગુ પાડી શકાય છે તેટલોજ બલકે વધુ હદમાં એ કાયદો મીનોઇ ભુવનની મિનોઇ દુનિયામાંબી લાગુ પાડી શકાય છે. નીતી કે ફીલસુફી, ધર્મ કે સંસારનો પાયો જોતાંબી એ કાયદો સર્વ ઠેકાણે એક સરખો કાર્ય કરતો માલમ પડે છે. દરેક સ્થળે ને દરેક સંજોગ વચ્ચે એ કાયદાની બારીકીમાંથી આપણે છુટી શકતાં નથી. પણ એ કાયદાના સંબંધમાં સઉથી વધારે અગત્યનું જાણવાનું તો એ છે કે "જેવું વિચારશો તેવું પામશો. "ઈંગ્રેજીમાં એક પ્રખ્યાત કેહતી છે કે As a man thinketh in his heart so he becomes." જેવું તમો જીગરમાં ઇચ્છોછ કે વિચારોછ તેવાં તમો થાવોછ. જે હૈયે હોય તે હોઠે આવે. જે જીગરમાં હોય તેજ અંતે ફાવે. જેમ તમારી આવક વધતી જાય તેમ તમારો ખરચ વધતો જાય, તેજ રીતે જેમ તમારા સદ્‌ગુણો વધતા જાય તેમ તેઓનો ઉપયોગબી વધતો થવોજ જોઇએ; તેમ વળી જેમ જેમ તમારા જ્ઞાનમાં, વિદ્યામાં કે હુન્નર ઉદ્યોગમાં વધારો થતો જાય તેમ તેમ તમારા શુભ વિચારોનો પવિત્ર પ્રવાહ પારકાંઓ વચ્ચે ખાકી જગતમાં પાથરવો જોઇએ. તમારા બદનને પ્રકાશીત તંદરોસ્તીથી સાદમાન રાખો, તમારા મનને ઉંચ જ્ઞાનથી રોશન કરો અને તમારા અંતઃકરણને પાક પ્રેમથી ભરપૂર બનાવો અને તમારા જીવતાં જીગરમાંથી સઉ કોઇને માટે ભલા ભાતુભાવનો ભાવીક ખ્યાલ રાતને દહાડો બરપા કરો અને જુવો કે જીંદગીની ફત્તેહ તમારીજ છે. પછી મિનોઇ મોહબતને માટે લોકો તમારી મિત્રાઇ શોધતાં આવશે, તમારાં ભલાં જીગરના ભલા આશીરવાદ માટે તંગદસ્તો આરજુમંદ રેહતાં દેખાશે. આપણો અનુભવ આપણને શીખવે છે અને દીન દાનાઈ તેને ટેકો આપે છે કે દરેક ઇનસાન પોતાના જીગરમાં એ લોહચુંબીક આકર્ષણ શક્તિ ધરાવે છે જેના પરીણામે, તે કોઇ વેળા ખાકી શરીરોને કે કોઈ વેળા નેક લાગણીઓ ધરાવતા બદનોને કે કોઈ વેળા સુંદર વિચારો પ્રગટ કરતા મનુષ્યને પોતે પોતાની આસપાસ ખેંચી શકે છે અને એ રીતે જેઓની સાથેબી તે સમાગમમાં આવે છે તેઓમાં એક જાતનો મિનોઈ ધાર્મીક શાન્ત પ્રવાહ એવો તો ફેલાવી દે છે કે જેમ એક માયાળુ મરઘીની ઉફાળી પાંખોમાં તેના પ્યારા પીલ્લાંઓ વાસો કરી શાન્તી મેલવે છે તેમ આ જ્ઞાની કે નેક આસામીની પાક પનાહમાં જીગરતો ઉંડો ભેદ ખુલ્લો થાય છે. પ્રભાતના વ્હાલાં વાંચકોમાં આવી સુંદર શક્તિઓ ખીલતી જાય એવું અમો ઇચ્છીશું; કારણ કે મનુષ્ય જીંદગીમાં મુઝવણ અને મુશકેલીઓ વચ્ચે માત્ર નાસીપાસી અને નાઉમેદીના ખ્યાલો બરપા કરી હાય અફસોસમાં જીવવા કરતાં જીંદગીની તે મૂશ્કેલીઓ અને મુઝવણોની સામે બળીતવારીથી લડવામાંજ બહાદુરી છે અને જે નમોજુ ને વાંધા જેવું હોય તે તો ત્યાગ કરી ધીરજની ઢાલ વડે હીમતની હકુમત મુકરર કરી તમામ જાતની આફત તે અફશોશના ભયંકર ભુરાં વાદલાંઓમાંથી આસાનીથી બાહેર આવવું તેમાંજ જીંદગીનું જોર અને જોબન છે. તમો જુવો કે દર દીન તમારી આસપાસ કેટલાં કેટલાં તંગદસ્ત અને નીરાધાર કોઇ કોઇના ફરજંદો પડયા છે, તમો જુવો કે આટલી બધી કહેવાતી કેળવણી સાથે આગલ ધસતી ધરતી ઉપર હજી શાન્તીનું રાજ્ય સ્થપાયું નથી અને હવે પછી સ્થપાય એવી વકી નથી કારણકે માનવી જાતનો ખવાસ હજી સુંદર સદ્‌ગુણોમાં સંપુર્ણ થયો નથી. એવા સઘળા સંજોગો વચ્ચે ડાહ્યા ઇનસાન તરીકે આપણ સર્વેને એકજ રસ્તો અખત્યાર કરવાનો છે જે નેકીનો ભલો માર્ગ છે. નેકી-નેકી મોઢેથી પોકાર્યાથી

નેકી જીગરે આવતી નથી. ખુદા, ખુદા; લાખવાર બોલ્યાથી ખુદાઈ શક્તી જીગરે ખીલતી નથી. જે જોઇયે છે તે જાતી ગુણ, જે જોઇએ છે તે જાતી ખવાસ, જે જોઇએ છે તે જાતી જ્ઞાન. આપણી ચાલ સુધારવી ને ગઈ કાલ હતાં તેના કરતા આવતી કાલે વધારે જ્ઞાની, ડાહ્યા ને નેક થઇએ એવી ચાલુ કોશેશ આજેજ—આ ઘડીએ કરવી એમાંજ મનુષ્ય જીંદગીનું સાર્થક છે. એમાંજ ઇનસાનની હૈયાતીની ગુપ્ત ચાવી છે. એમાંજ જીંદગાનીનો ભેદ અને ભરમ ખુલ્લો થાય છે. ઇનસાન તરીકે જો તું જ્ઞાન ચાહતો હોય તો તારૂં સાચ્ચું ને હકદાર જ્ઞાન તારી પોતાની પાસે પૈસાના લોભે રાખી મુકવાને બદલે બીજાને આપ. આપ, બસ આપ કારણકે જ્ઞાનના દાન કરતાં બીજું કોઇ ઉત્તમ દાન નથી. તુંને લોકો ને મિત્રો ચાહે એવું જો ઇચ્છતો હોય તો પછી તારી જબાનો નહી પણ જીગરનો પાક અને પવિત્ર પ્યાર સઉ કોઇને આપ. આપ, બસ આપ કાંય કે ઇશ્વરી પ્યાર કરતાં મનુષ્ય જીગરે બીજો કોઇ ચડતો દરજ્જો નથી. જો તું એવું માગતો હોય કે તારા દીલના દુઃખો ટાળવા તારી આસપાસવાળાઓ તારી નજદીક આવે તો આપ આપ, બસ આપ ઓ ઇનસાન દુઃખી દીલની ટવળતી આંતરડીઓને તારાં જીગરની રાહત. એવાં એવાં નેક કાર્યોમાંજ ઇનસાનની જીંદગીની પ્રભાત છે, જેના પ્રકાશ માંજ આકાશના બાપની પાક પીછાન છે.

## પ્રભાતના કવર વીશે ખુલાશો.

અમારા વાંચકોની સેવામાં દર મહીને રજુ થતું '**પ્રભાત**' પોતાનું બાહેરનું એક સુંદર રંગીન કવર અત્યાર સુધી ધરાવતુ હતું પણ આ મહીનાના અંકથી તેનો સણગાર બદલી ને બીજીજ સાદી ઢબમાં તે બાહેર પાડવામાં આવ્યું છે તે સંબધી એક ટુંક ખુલાશાની જરૂર છે. ન્યુઝપેપરો કે ચોપાન્યાઓ પ્રગટ કરવાની પ્રેસની અનેક મુશકેલીઓ અને કેવી કેવી મુઝ્વણો વચ્ચે પ્રગટ કરનારાઓને પ્રેસ વાલાઓ સાથે કામ લેવું પડે છે તેનો કશો પણ ખ્યાલ ઘણું કરીને ગ્રાહકોને કે વાંચકોને રેહતો નથી. અમોએ જ્યારે **પ્રભાત**ને પહેલ વેહલુ પ્રગટ કરવાનું કામ આરભ્યું ત્યારે તેની મહીનાઓ અગાઉ **પ્રભાત**ને અનુસરતુ એક સુંદર રંગીન ચિત્ર કુદરતનો ખ્યાલ આપતુ ચીતરાવ્યું હતું પણ તેને બ્લોકમાં ઉતારી રંગીન સહીથી છાપવાનુ કામ મન માનતુ પાર પડ્યુ નહી અને જે કવર અત્યાર સુધી અમો આપતા હતા તે અમોને સંતોષકારક લાગ્યું નહી ત્યાર પછી અમોએ વીલાયતના કેટલાક ચીતારાઓ સાથે તેમજ જુદી જુદી સાહીથી રંગીન ચીત્રો છાપનારાઓની વેલાયતના પ્રેસવાળાઓ સાથે પત્ર વેહવાર કરી **પ્રભાત** ચોપાનીઆને અનુસરતુ એક વીલાયતી રંગીન ચિત્ર તૈયાર કરાવી વિલાયતમાંજ છપાવી મગાવવાની ગોઠવણમાં હતા તેટલામાં લડાઇના કમનસીબ બનાવથી બીજાઓ માફક અમારૂં કામ પણ અત્યારે ખોરંભે પડ્યુ છે અને હમે મુંબઇમાં જે પ્રેસમાં વગર સંતોષે અમો રંગીન ચીત્રને છપાવતા હતા તે કેટલાક નધારેલા સંજોગોને લીધે હાલની લડાઇના હીંગામમાં બની શકતુ નહી હોવાથી દીલગીરી સાથે એક સાદા ને સુંદર કવરમાં **પ્રભાત**ના અંકને સજ કરવામાં આવ્યો છે જે ઉમેદ છે કે અમારા ગ્રાહકો અને વાંચકોને પસંદ પડશે. "**પ્રભાત**" ની અંદરની વાંચનની બાબદમાં અમો એટલુંજ કહીશું કે દર મહીને સુંદર વાર્તાઓ અને નીબંધો સાથના ૧૦×૮ ક્રૌન સાઇઝના ૫૦ પાના ભરાય એટલુ વાંચન અમો જેમ દર મહિને પુરૂં પાડીયે છીયે તેમ લડાઇના હીંગામમાંબી ચાલુ આપ્યા જવાની અમો ખાત્રી રાખીએ છીયે.

અમારા ગ્રાહકો અને વાંચકોને જણાવવાની અમોને ઘણી ખુશી ઉપજેછે કે આપણા જાણીતા બાનુ લેખક બાઇ જરબાનુ મહેરવાનજી કોઠાવાળાની કાબેલ કલમથી લખાયલી એક ચાલુ લંબાણ **રસીલી વાર્તા** આવતા **જાનેવારીના** અંકથી **પ્રભાતમાં** ચાલુ કરવાની અમોએ ગોઠવણ કીધી છે.

મર્હુમ જાણીતા કવિ દા. એ. તારાપોરવાળાની રસીલી કવિતાઓનો એક મોટો સંગ્રહ છપાયા વગરનો એમના પુત્ર મી૦ જીમશેદજી તારાપોરવાળા તરફથી અમને મલ્યો છે જે અમારા વાચકોનો સંગીન શોખ પુરો પડશે.

# દુરબીનમાંથી બહાર

## અને

# દર્શને દુનિયા.



**આતશબેહરામોની સાલગ્રેહ.**

જરથોસ્તીઓના ધર્મ સ્થળો જે પાક આતશ બેહરામો તેઓના પરથવાના વારસીક દીવશે શુકર ગુજારીના જશનો કરવાં અને દસતુરો પાસે વાયઝો અપાવવી એ વરસોનો કાયદો છે અને આવા પવિત્ર મકાનોના નેક યાદના સ્થાપકોની યાદ જીગરે લાવવી એ પણ સ્વભાવીક કાર્ય છે. બીજા ધર્મોવાળાઓ સાથે સરખાવતાં આપણા ધર્મગુરૂઓ પોતાના યજમાનોની આગળ ધર્મોપદેશ કરવામાં કંઇ આગેવાન જગ્યા ધરાવતા હોય એમ લાગતું નથી. ખ્રીસ્તીઓના પાદરીઓ કે ઇસલામીઓના મોલવીઓ કે હિન્દુઓના બ્રાહમણોની માફક જરથોસ્તી દસતુરો જરથોસ્તી ફીરકાની આગલ ધાર્મીક નીતીમાન-બોધદાયક વાયઝો કે ભાષણો ચાલુ આપતા હોય એવું કાંઇએ નથી. જરથોસ્તી ધર્મની બુલંદી વીશે બાંગ પુકારનારા દસ્તુરો જીંદગીની જેટલી જોઇયે એટલી પાકી જગી ધરાવતા હોય એવું અમો ધારતા નથી. પોતાના બેહદીનોની રાહબરી કરવાને માટે આપણા દસ્તુરો પોતાના સાહેબશાહી ભર્યા ખવાસથી અને પોતાના જાતી ઉંચા જ્ઞાનથી લાયક થયા હોય એવું પણ અમો ધારતા નથી. વરસમાં એકાદ બે વખત વાયઝો આપી દસતુરો જો એમ ધારતા હોય કે તેઓએ પોતાના યજમાનોની સેવા કીધી તો અમો હીમતથી કહીશું કે તેમ ધારવામાં તેઓ ગંભીર પ્રકારની જ ભુલ કરે છે. માત્ર આતશબેહરામોની સાલગ્રેહ ઉપરજ તેઓએ વાયઝ આપીને બાકીના બીજા મહીનાઓમાં ચુપ બેસી રહેવાનું નથી પણ નીયમીન અઠવાડીયે, પખવાડીયે કે મહીને, બે મહીને દર શુભ અવસરે પોતાના યજમાનોને આતશબેહરામોમાં ભેગા કરી કંઇ નસીહતના કે દાનાઇના બોધદાયક સખુનોથી બેહદીનોની જીંદગીને નીતીમાં જાગૃત રાખવા-રખાવવા જરૂર પીછાનવી જોઇયે છે. જ્યારે અમો આતશ બેહરામોની સાલગ્રેહ વીશે બોલ્યો છીએ ત્યારે આતશ બેહરામના એકાદ અપવાદ સીવાય કેટલાંક મકાનોની હાલત વીશે એક બે બોલ લખવા ચાહીયે છીયે. ધર્મ સ્થળો એ ખુદાની યાદના મકાનો છે પણ બાજે વખત અમોએ ઘણીજ દીલગીરી સાથે જોયુ છે કે અગીઆરીઓ અને આતશબેહરામોના મકાનોમાં મુબદોએ ગોયા જાને "કાવા ખાનું" ઉઘાડયું હોય અને આ ધાર્મીક સ્થળોને "કલબો" નું ધામ સમજતા હોય એવો દેખાવ કરી મુકે છે. વળી એ મકાનો ઘણાજ સ્વચ્છ સ્થીતીમાં રેહવા જોઇયે, એ મકાનોમાં વપરાતી દરેક વસ્તુ બારી-અને બારણા, જમીન અને સીલીંગ, બાંકો અને બતીઓ વીગેરે સઘળું ચલકતું સાફ અને સફાઇદાર જોઇયે તેને બદલે ઘણુંજ હીનપસ્તી ભર્યું છે કે આપણી નજરે એ પવીત્ર મકાનો જેટલાં સાફ અને પવીત્ર, ચોખા ને ચલકતા રેહવાં કે રાખવાં જોઇયે તેની તકેદારી "મેનેજરો" રાખતા નથી. જ્યાં જુવો ત્યાં ધુર અને જાળાં, મેલ અને ગલીચી નજરે પડે તો ત્યાં પછી ખુદાની પવિત્ર એબાદત કેમ થાય? વળી એક બીજી બાબદ ઉપર પણ બે બોલ લખીશું. આજ કેટલાંક વરસ થયાં આતશબેહરામોની સાલગ્રેહના પાક દીવસ ઉપર મોહલાઓમાં કીટસન અને એવી બીજી રોશનીઓથી "લાઇટ" કરવામાં આવેછે અને મીઠાઇ મેવાવાલાઓ બારણે બેસી જાયછે જેથી જાણે જાત્રાનું રૂપ ધારણ થયું હોય એવું લાગે છે. એ કહેવાતી લાઇટ પાછલ થતો પૈસાનો ધુમાડો શો ખપનો? એ બીનફાયદાનો ખરચ જો બચાવી બીજા ઉપયોગી કામ પાછલ વાપર્યો હોય તો કેટલું બેહેતર!

સાત્વીક ભકતીના ધર્મ સ્થળો સાદાઇનો સનગાર રહેવાં જોઇયે. સફાઈ સુઘડાઇમાં તે મકાનોને રાખવા જોઇયે, ત્યાંના ધર્મગુરૂઓએ અને કામ કરતા મોબેદોએ પોતાની પાકી જગી ભરેલી જીંદગીથી આસપાસ વાલાઓને વરસમાં એક વખત નહિ પણ દરરોજ નીતીમાન બોધ આપવો જોઇયે.



**જાહેર વર્તમાન પત્રો.**

પારસી કોમની જગ-બત્રીસીએ ચહડી રહેલા રંગુન નવજોત કેસનો જે "નાટક" થોડાક મહીના થયા ભજવ રહેલા હતો તેનો છેલ્લો "સીન" ગઈ તા૦ ૪ થી અકટોબરના રવિવારે અત્રેના ઓલબ્લેસ બાગમાં પારસી કોમનું હીત હૈડે ધરનાર કેટલાક મીત્રોએ અને પારસી ટોળાને દોરવવાનું અભીમાન ધરાવનાર કેટલાક ખેરખાઓએ રજુ કીધો હતો, તે વેળાએ આપણી પારસી કોમના કેળવાયલા વર્ગ માહેલા કેટલા વિદ્વાન અને માન પામેલા જાણીતા સખસોએ પોતાની હાજરીથી કે ભાષણોથી ભાગ લીધો હતો તે અમો જાણતા નથી. પારસી કોમની પડખે રહી મુંબઇનાએ ગુજરાતી આગેવાન પત્રો "જામે જમશેદ" અને "સાંજ વર્તમાન," જેઓ અમારા અંગત મીત્રો છે અને જેઓને માટે અમોને માન છે તેઓએ પારસી કોમની જે "ઓરથોડાક્ષ" સેવા બજાવી છે તેને માટે તેઓને આપણે ધન્યવાદ દઇશું કારણકે આ બેજ પત્રોને લાગ્યું કે કોઇ કહેવાતી જુદદીન નવજોતથી પુરાણી પારસી કોમની બધી ખાનાખરાબી થઇ જશે અને પોતાના માનીતા મતને વળગી રહી પારસી કોમની સેવા કરવાની આ પંકાયલા પત્રોના પ્રખ્યાત માલેકો અને અધિપતિઓએ જે પોતાની ફરજ બજાવી છે તે ખરેખર શોભા ભર્યું અને સાબાસી-ભર્યુંજ છે. તેઓની તે ફરજ હતી અને તેઓએ તે બજાવી. તે ફરજને પાર પાડવા માટે તેઓએ કેટલાકો તરફની નામોશી પણ ખમી; પૈસાનો ને વખતનોબી ભોગ આપ્યો તે સઘળાં માટે પેલા "અલાહીબાગીઆઓ" તેઓને આભારી છે. જાહેર સવાલમાં લોકોને દોરવવા જેટલા જાહેર વર્તમાન પત્રો કાર્યસાધક થઇ પડે છે! તેટલું કોઇજ હશે છતાં અમોને કહ્યા વગર ચાલતું નથી કે એ રંગુનની કહેવાતી જુદદીન નવજોતની ચર્ચા ઉપર અત્રેના પારસી ગુજરાતી જાહેર વર્તમાન પત્રોએ જે ભાગ ભજી બતાવ્યો છે અને પોતાનો "કકો" ખરો કરવાને કોઈ કોઇ વેળા તો હલકી કીસમની ભાષા વીગેરેનો પણ ઉપયોગ કીધો છે તે સઘળું કેળવાયલી પારસી કોમને શોભા આપનાર તો નથીજ. પણ એ સઘળા બની ગયલા બનાવ ઉપર-અમો કંઇ બોલવા માગતા નથી. બને બાજુના ભાઇબંધ વર્તમાન પત્રોવાળા અમારા અંગત મિત્રો છે અને અમો કોઇનુંબી દીલ દુઃખવવા માગતા નથી. પણ જે અમોને અજાયબી ભર્યું લાગે છે તે એટલુંજ છે કે "જામે જમશેદ" અને "સાંજ વર્તમાન" જેવા ધનવાન વર્તમાન પત્રોના માલેતોજાર માલેકો માટે ફંડો ભેગા કરવાની શી મતલબ અને તે માટે કેટલાક ખેરખાહ મીત્રોએ સભા મેળવી ભાષણો આપ્યા કે અપાવ્યા હતાં તે સઘળું શાને માટે? વીલાયતના જાણીતા અધિપતિઓ "Truth" પત્રવાળા મર્હુમ લેબુશેર અને Pall-mall Gazette વાળા મર્હુમ સ્ટેડને જાહેર સેવા કરવા માટે બંધીખાનામાં વકીક જવું પડયું હતું અને તે જાહેર ફરજનો ખ્યાલ કરી પ્રજાની ઉન્નતીને ખાતર ખમ્યું હતું. પ્રજાની સેવા કરનારા અધિપતિઓની પીઠતો પોહલી જોઇએ. તેઓને માટે ફંડો ઉભાં કરી આપવાની પહેલ કહાડનારા મીત્રોને માટે કદાચ તેઓ એમ પણ મનમાં બોલતા હશે કે "અમારા મીત્રોથી અમોને બચાવો!" કારણ કે તેમ કરી આ મિત્રોએ વર્તમાનપત્રોવાળાઓને જરા કઢંગી સ્થીતીમાં મુકયા છે. ખેરખાહી અને મિત્રતાઇનીબી હદ હોય છે જે હદ ઓળંગી જઇ આ પ્રખ્યાત પત્રોને જાહેર ફરજ બજાવતાં અધિપતિઓને બનેલા બનાવ માટે દીલગીરી પત્ર લખી આપ્યા પછી "એડ્રેસો" આપવા અને તેઓની મદદ માટે ફંડો ભેગાં કરવાં એ અમારી કમીની અકલમાં ઉતરી શકતું નથી. માત્ર જો સભાજ મેળવી તે જાહેર વર્તમાનપત્રોની વાખવાખીને વખાણ કરી તેઓને ભાષણોથીજ જો કદરસ્નાસી કીધી હતે તો તે સેજબી ગનીમત ગણાતે પણ તેઓને માટે ફંડો ભેગા કરવાનું કામ

તો વખાણવા લાયક કહેવાય નહિ. ઘણીક તરેહના વિચીત્ર બનાવો દુનિયામાં ચાલી રહ્યા છે અને તે સઘળા આપણુને ડોળા ફાડીને જોવા પડે છે.

**સ્વદેશી સાહસો.** આજે ઘણાં વર્ષો થયાં હિંદના શુભઇચ્છકો બૂમો મારી રહ્યા છે કે દેશની દરેક હાજતો પુરી પાડવાને તેના વતનીઓએ મથન કર્યા કરવું કે જેથી આસમાની-સુલતાની વખતે તે દેશની પ્રજાને કષ્ટ સહન કરવું પડે નહિ અને તે માટે હુન્નર ઉદ્યોગની ખીલવણી કરવાને ના. સરકાર તરફથી પ્રદર્શનો ભરીને લોકો સમક્ષ જૂદી જૂદી જાતના અખતરાઓ કરી બતાવવામાં આવે છે એટલુંજ નહિ પણ સ્કુલોમાં સુધ્ધાં તે કેળવણીનો પ્રચાર કરાવવામાં આવે છે. છતાં તેનો લાભ જોઇએ તેવો મળી શકતો નથી કારણકે દરેકની ઇચ્છા લીટરરી કેળવણી સંપાદન કરવાનો છે. અલબત લીટરરી કેળવણી ઉત્તમ છે અને તેથી તેનો સ્વીકાર કરવો જોઇએ પરંતુ તેથી પોતીકા ધંધારોજગારના જ્ઞાનથી અલગા રહેવું જોઇતું નથી આમ કરવાથી તો આડકતરી ગરીબાઇમાં વધારો થાય છે અને તેથી દેશના હુન્નર ઉદ્યોગની ખીલવણી કરવા તેરત લીટરરી જ્ઞાન સાથે લક્ષ આપવાથી ઔર લાભ થાય છે. એક સમય એવો હતો કે હિંદ ઉપયોગી દરેક ચીજ હિંદમાંથી મળી શકતી હતી આજે તેને સોય અને ટાંકણી અરે દોરા અને ધાગા જેવી નજીવી ચીજ માટે પરદેશપર આધાર રાખવો પડે છે કારણકે હિંદીવાનોએ હિંદી હુન્નર ઉદ્યોગોને ખીલવવા તરફ અને જે હતું તેમાં સુધારો વધારો કરવા તરફ આપ્યું નહિ જેથી હિંદી સાહસોમાં વધારો થવાને બદલે ઘટાડો થવા લાગ્યો. હાલ લડાઇનો મામલો છે તેવે વખતે પરદેશી ચીજના ભાવો ઉંચા ચઢી ગયા છે અને તેવી નિત્ય ઉપયોગી ચીજની માંગણી બજારમાં વધુ છે શા માટે બાહોશ વેપારીઓ અને વેપારી બુધ્ધી ધરાવનારા ચંચલ નબીરાઓ બહાર નથી નીકળી આવતા? શા માટે પોતાની બુધ્ધીનો ઉપયોગ કરી પોતાની કોમની અને દેશની હાજતો પુરી પાડતા? નાના નાના ધંધાઓ ચાલુ કરીને મેચીસ, સાબુ, કાગલ વગેરે ઘરગથ્થુ ચીજો પુરી પાડી શકાય તેમ છે અને તેવું જેઓ સાહસ કરવાની તક હાથ ધરશે તેઓ જરૂર પૈસા કમાશે અને દેશજનોને નિત્ય ઉપયોગી ચીજોની ખોટ પુરી પાડી દેશની સેવા બજાવી શકશે.

---

## "સૂમ ધન ખરચે નહીં કે ખાય"—કંજુસ પર ફિટકાર.

લખનાર—મર્હુમ કવિ દા. એ. તારાપોરવાળા.

**ચતરંગ—ખ્યાલ.**

જલો એ નુરાંની—જલો એ નુરાંની,
તેરી મતી હુઇ દીવાની—તેરી ગતી કહાં છુપાની,
તેરી ગતી ન જવાની—જિંદગાની હુએ;
દુનિયાં હુએ એ ફાંની—કહાં હુએ દૌલત જ્હો છુપાની!
હોવે ગરચે તું મશાની—ન આની હુએ.—ટેક.
તોરી કહાં જલી શાન—અરી નીપટ નાદાન,
તોહે કૌન કહે ઇન્શાની હુએ?
હર હર હાની, મરમર લાની, ખાય ન પિલાય પાની,
કૌન કહે "દિલજાન" હાનિ પ્રાની હુએ?—(૧)

# સરજતની સુંદરી.



લખનાર:—દિલફરા.

"ધર્મોજય," "કુદરતનો ખેલ," "ઝુંપડીના ચેરાગ" વિગેરેના કર્તા.

## પ્રકરણ ૧૯ મું.

રોઝીના ગભરાટનો, દેવીદની અજાયબીને અને મીસ બેલના ગુસ્સાનો પાર હતો નહિ.

રોઝી હજી પણ દેવીદને ઠગવા માટે ગભરાતી હતી. તેણીએ ઘણું ચાહ્યું કે તે દેવીદ આગલ ખરો એકરાર કરે અને મીસ બેલને ઇનસાફ આપે, પણ નહિ. એમ કરતાં તે બીહી ધ્રુજી ગઇ. તે આટલી હદ સુધી જુઠું બોલી ફાવી જવા પછી ખરો એકરાર કરી મીસ બેલની નજરો નજર નીચી પડવા માંગતી હતી નહિ. તેણીએ જ્યારે જોયું કે તે આટલી બધી હદ સુધી ફતેહ પામી હતી ત્યારે તો તેણીએ કુંવારી સ્ત્રીના સૉંગ ચાલુ રાખવાનોજ ઠરાવ કીધો. તેણીએ ઘણું ઇચ્છયું કે તે મીસ બેલને એવી તો ગભરાવી નાખે કે તે ઓરત એમજ સમજે કે તે પોતાની નેમમાં ભુલી હતી. પણ એમ કરવાની રોઝીની હિમ્મત ચાલી નહિ. તે મીસ બેલના ભયંકર દેખાવ જોઇ નહિ શકવાથી બીધેલી હરણીની માફક દેવીદનાં પાસામાં વધુ અને વધુ ભરાતી ગઇ.

આથી દેવીદને ઘણું લાગી આવ્યું. તે મીસ બેલ તરફ ગુસ્સાથી ડોળા કકડાવી બોલ્યો, "મીસ બેલ, તારી ઘરધણીના ઓરડામાંથી મળી આવેલાં કાગળ ઉપરથી દીન સ્ટ્રીટમાં જઇ મીસીસ શાર્પના મોહડેથી બાતમી મેળવવા માટે હું તને મુબારકબાદી આપી શકતો નથી, કેમકે મીસીસ શાર્પના કહેવા મુજબ મીસ કેરીસબ્રુક(રોઝી)ની એક બહેન હતી જે મીસીસ વોગન હતી અને જેણીની સોનેરી વાળવાલી એક બેટી હતી. પણ રોઝીલીનને પરણેલી ઠરાવવાથી જુદા જેનની તમામ દોલત તને મળવાની હોવાથી તું કુદરતી રીતે ખોટે રસ્તે દોરવાઇ ગઇ અને તેં મીસ કેરીસબ્રુકને મીસીસ વોગન તરીકે સમજવામાં બહુજ ગંભીર ભુલ કીધી."

"પણ તમો ભુલી જાઓછો કે—" મીસ બેલ કાંઇ બોલવા માગતી હતી પણ દેવીદ તેણીને આગલ બોલતાં અટકાવી બોલ્યોઃ—

"મીસ બેલ, મહેરબાની કરી મને સાંભળી લે. કેમકે મીસ કેરીસબ્રુકને મીસીસ વોગન સમજવામાં તમોએ કીધેલી ભુલ ગમે તેટલી ગંભીર હોવા છતાં–તે લઇ ચલાવી શકાય એમ છે. પણ તમારી ભુલનો ભોગ મીસ કેરીસબ્રુકને બનાવવાની તમારી કોશીષ શરમ ભરી છે. તમોએ એ નિર્દોષ બાનુ ઉપર ગંભીરમાં ગંભીર આરોપ મુકયોછે કે મીસ કેરીસબ્રુક પરણેલી છતાં પોતાને કુંવારી જાહેર કરી ખોટી રીતે બલ્કે ઠગ બાજીથી, વિશ્વાસનો ભંગ કરી કાકાની દોલત પચાવી પાડીછે એમજ કેની?"

"હું હજીબી કહેવાની હિમ્મત કરૂંછ કે સાહેબ, હા, એમજ છે. મને એ ઓરતે દોલતથી ઠગીછે તેની મને પરવા નથી પણ તમોને એ ઓરતે મોહબતથી ઠગીછે તે માટે મને ઘણું લાગેછે. જે ઓરત દોલતને ખાતર પણ પોતાનાં પેટનાં ફરઝંદને તરછોડી દે અને તે બાળકની નજર પોતાની હકદાર માતા ઉપર પડતાં તે 'મમી' મમી, પોકારી એ ઓરત તરફ ધસી જાય,

છતાં જે ઓરત એમ કહેવાની હિંમ્મત કરે કે એ બાળક મારૂં નથી તો તે ઓરતની પોતાના ખાવિંદ તરફની મોહબત માટે શું ધારવું જોઇએ તે સમજી લેવાનું કામ એ ઓરતના ખાવિંદ થવા નિકળેલા તમો સાહેબનું છે."

દેવીદ કાંઇક વિચારમાં પડ્યો. મીસ બેલે આગળ ચલાવ્યું:—

"તમો સાહેબ માટે એક રસ્તો ખુલ્લો છે. આખો દીન સ્ટ્રીટ આ ઓરતને ઓળખતો હોવો જોઇએ. તમો આ ઓરતને લઇ મારી સાથે ચાલો અને ખાત્રી કરો કે મીસીસ વેગન તમારીજ પસંદ કીધેલી ઓરત છે કે નહી? અને એ ઓરતમાં સહેજ પણ હિમ્મત હશે, એ ઓરત ખરેખર પરણેલી નહિ હશે તો તે મારી ચેલેન્જ ઉપાડી લેવાને સહેજ પણ આનાકાની કરશે નહિ. પુછો એ ઓરતને તે એમ કરવાને કબુલ છે? પણ હું નહિ ધારતી કે—"

"સબુર," દેવીદ મીસ બેલને આગલ બોલતાં અટકાવી જુસ્સાથી બોલી ઉઠ્યો, "મીસ બેલ, મેં તને અત્યાર સુધી હદથી જ્યાદા સાંભળીછ. મને મીસ કેરીસબુક સાથે મસલહત કરવા દે. તું દરવાજો બંધ કરી બાહેર જા. હું જ્યારે ઘંટ વગાડું ત્યારે તારી ચેલેન્જનો જવાબ લેવા અહિં આવજે."

"મારે કબુલ છે."

મીસ બેલ દરવાજો બંધ કરી બાહેર ગઇ, પણ બીજીજ પળે તે પોતાની ભરાવાની જગોએ આવી ઉભી, જેનો ખ્યાલ વરીક દેવીદ કે રોઝીને હતો નહિ, કેમકે તેઓ બંને પોત પોતાની મુશકેલીમાં હદથી જ્યાદા ગર્ક ગયાં હતાં.

દેવીદે મીસ બેલ જેવી શત્રુ વગરનું મેદાન ખાલી જોઈ રોઝીને બેહદ હેત પ્રિતથી પોતાના પેટમાં દાબી તેણીના ગાલો લાલચોળ કરી નાખ્યા.

"મારી પ્યારી રોઝી, આસપાસ નજર કરી જો કે તારી લડાઇનું મેદાન તારા શત્રુ વગર ખાલી થયુંછ હવે મને મુકી દીને કહેવા દે કે મીસ બેલનો હું એક હર્ફ પણ માનતો નથી, તોપણ એકબારગી હું તે માનું. હું જાણું કે તું કુંવારી નહી પણ વીધવા છે તોપણ હું તને મારી પરણેતર બનાવવા તૈયાર છું. તું કુંવારી નહિ હોવાથી તારા કાકાની દોલત ભલે મીસ બેલના હાથમાં જાય પણ તને સુખ અને સંતોષમાં રાખવાને મારી પાસે પુરતી દોલત છે જેથી તું હાલના જેટલીજ મોજ મજાહ અને આરામમાં રહી શકશે."

દેવીદના આવાં ઉદાર દિલના ખુલાસાથી રોઝીએ ઘણું ચાહ્યું કે તે સાચો એકરાર કરી દે. ક્યાં સુધી તે પોતાનું પાપ છુપાવી શકશે? ક્યાં સુધી તે દુનિયાને થાપ આપી શકશે? ક્યાં સુધી તે મીસ બેલનો શ્રાપ લઇ શકશે? આ સવાલો ઉપર ખ્યાલ કરતાં તે કમકમી. તેણીનો આ કમકમાટ દેવીદ જોઈ શક્યો, જેનો અર્થ તે ઉલટોજ લઇ ગયો. તે એમ સમજ્યોકે રોઝી બિલકુલ નિર્દોષ હોવાથી તે તેના ખુલાસાથી કમકમતી હતી.

"રોઝી મને માફ કર. હું જોઉંછ કે તું બીલકુલ પાક અને સાફ છે. હવે હું સમજી શકુંછ કે મેં મારો ખુલાસો કરી તારૂં દિલ રંજીદા કીધુંછ. રોઝી, બોલ મને માફ કરશે કે?"

કેવું સાંકટ! રોઝી પોતાનો સાચો એકરાર કરવાને સહેજ સાજ લલચાઇ હતી, એટલામાં દેવીદના ઉપલા સવાલે તેણીની મતિ ફેરવાઇ ગઇ, અને તે ફરીથી કુંવારી હોવાનોજ એકરાર કરવાને લલચાઇ.

---

## પ્રકરણ ૨૦ મું.

"રોઝી, તારા ખુલાસાથી મારાં માથાં ઉપરનો ભાર ઉતરી ગયોછ. હવે તને મારી એટલીજ અરજ છે કે હું તને ઘણી જલદીથી મારી પરણેતર બનાવવા માંગુછ," દેવીદ રોઝીનો હાથ પોતાના હાથમાં લઇ બોલ્યો.

લગનનું નામ સાંભળતાં રોઝી ચોંકી બોલી, "પણ પ્યારા દેવીદ, ઘણા જલદી લગન તે કયારે તું કરવા માગેછ?" રોઝીએ ગભરાટમાં સવાલ કીધો.

હું એક અઠવાડીયાંમાં તને મારા આશ્રામાં લેવા માગુંછ, કેમ કબુલ છે કેની?"

દેવીદે આ સવાલ એટલા બધો તો કાલજી અને દીલટથી પુછ્યો કે તેનો જવાબ રોઝીને મોહડે સાંભળવાને તે હદથી જ્યાદા ઉશ્કેરાઇ ગયો હતો.

આ વેળાએ મીસ બેલ પોતાની ભરાવાની જગોએ પોતાનાં મન સાથે પટપટી:—

"હા, એ દદાનું દિલ ડંખેછ! લગનની કબુલાત આપતાં એ ઓરતનું જીગર જખમી બનેછ. દેવીદ! દેવીદ! યાદ રાખજે કે તારી રોઝી તને મારા જેવા અખુટ પ્યારથી ચાહી શકવાની નથી. જે ઓરત દોલતને પોતાના જાનથી જ્યાદા ચાહે તે ઓરત સાચી મોહબત કદી પણ ધરાવે નહિ. જે ઓરત દોલતની તરસી હોય છે તે મોહબતની પ્યાસી હોઈ શકતી નથી. દેવીદ! દેવીદ! હજી પણ તું મારોજ છે અને સદા તું મારોજ રહેશે."

"પણ જાન," રોઝી. દેવીદને વળગી પડી બોલી, "લગન માટે એક અઠવાડીયું ઘણુંજ ટુંક મુદત છે. મને એ ઉપર કાંઇક ખ્યાલ કરવાનો વખત આપ."

"નહિ રોઝી, હું તને આ મકાનમાં વધુ વાર એકલી રાખવા માંગતો નથી, અને હું તને મારી પરણેતર બનાવવા આગમજ આ મકાનમાં રહી શકતો નથી. હવે મીસ બેલ અહીં રહી શકશે નહિ અને જે ઓરત તારી ઉપર ગંભીરમાં ગંભીર તોહમત મુકે તે ઓરતની દયા ઉપર હું તને વધુ વાર છોડવા માંગતો નથી. મારાં કોઇ અતલગનાં સગાં નથી. તારી બ્હેન સિવાય તારૂં કોઇ એવું નથી કે જેના આશ્રામાં આપણાં લગન થતાં સુધી હું તને રહેવા દઉં. હું ખાસ લાઇસન્સથી તારી સાથે તુરતા તરત લગ્ન કરવા માગુંછ. કોઇ નજદીકનાં દેવળમાં આપણે ધણી ધણીઆણી તરીકે એક થઇ જઇશું, અને હનીમુન ગુજારવા લાંબી મુસાફરી ઉપર જઇશું. મારાં જીગર, તું એમ કરવાને ખુશી તો છેની?"

"પ્યારા દેવીદ, એમ ના બોલ. એટલી ઉતાવળ વાજબી નથી, તે ઘાતકી છે," રોઝીએ પોતાના બંને હાથો દેવીદનાં ગળાં આસપાસ નાખી આજીજી કીધી.

રોઝી પોતાની બેટી અને બેહેનને શોધી કહાડવા માંગતી હતી. દેવીદની પરણેતર થવા પછી તેણીને માટે એમ કરવું મુશ્કેલ હતું. વળી લગન પછીની લાંબી મુસાફરી તેણીને માટે મોટી આફ્ત સમાન થઇ પડે એમ હતું, કેમકે ત્યારે તે પોતાની બેટીને ફરી પણ મળી શકે નહિં. આ ખ્યાલથી તે લગન કરવાને સહેજ પણ ખુશી હતી નહિ. તેણીએ દેવીદને ચાહવાનો તેની આગળ એકરાર કીધો ત્યારે તેણીને સ્વપને પણ ખ્યાલ હતો નહિ કે તે તેણીને આટલી જલદી પોતાની પરણેતર બનાવવાની ઉતાવળમાં પડશે.

"પણ પ્યારી રોઝી, હું સમજી શકતો નથી કે લગનમાં ઢીલ કરવાનો સબબ શું? મારા જાન, ખુદાને ખાતર 'હા' કહે."

રોઝીએ પોતાની આંખ ઉંચકી અને દેવીદને કાંઇ અજાબ રીતે ધારી ધારી જોઇ પુછ્યું, "દેવીદ તું મને તારાં ખરાં જીગરથી ચાહેછ એ માટે તું શું ચોકસ છે? તું સહેજબી તો ભુલતો નથીની દેવીદ, તું મને તારી પરણેતર બનાવી સહેજબી પશ્ચાતાપ તો નહિ કરે કે?"

"કદી નહિ, રોઝી કદી નહિ. હું તને મારી પરણેતર બનાવવા આજનો તલપી રહ્યો નથી. તારા કાકાના આશ્રે તું રહેતી હતી તે વખતથી હું તને ચાહતો હતો. બોલ, તને શું તારી તરફની મારી મોહબતમાં કાંઇ શકછે?"

"સહેજબી નહિ મારા જાન, પણ મને એ બાબત ઉપર વિચાર કરવા દે. બોલ, દેવીદ, કહે મને કે તું મને વિચાર કરવાની રજા આપવા ખુશી છે?"

"બેશક," દેવીદે હસીને કહ્યું, "રોઝી, મને તે કબુલ છે. હું ખુશી છું કે તું તારી એકલવાઇ હાલત સમજી ગઇછ. હવે મારાં જીગર, હું મીસ બેલનો હીસાબ ચુકતે કરવા માગુંછ."

આ સાંભળતાંજ મીસ બેલ પોતાની ભરાવાની જગો હરણીની માફક છોડી ગઇ. બીજીજ પળે ઘંટ વાગ્યો અને મીસ બેલ કાંઇજ જાણતી નહિ હોય તેમ દેવીદ અને રોઝી આગલ જઇ ઉભી. તરતજ રોઝી બોલી ઉઠી:—

"મીસ બેલ, તેં જબરૂં ગોથું ખાધુંછ. મીસીસ વેગન તો મારી બહેન દોરા છે. તે મારા જેવીજ છે.

કોઇ પણ ભુલ કરે એવો અમો બંનેનો ચેહરો મળતો આવતો હતો."

"અને પેલી નાની છોકરી જે તમોને જોઇ મમા મમા કરતાં આપણી ગાડીની પાછળ દોડી હતી તે બેટી શું તમારી નહિ?"

"તે કદાચ મીસીસ વોગનની હશે," દેવીદે રોકડું પરખાવી દીધું.

"નહિ, મારા પ્યારા દેવીદ, તે મારી બહેનની પણ બેટી નહિ હતી. તે કોણુની બેટી હતી તે હું જાણુતી નથી, પણ તે બાળક મારી બહેનની બેટીને મળતી આવતી હોવાથી તે બેટી ઉપર મારૂં કુદરતી હેત દોડયું હતું અને જ્યારે મેં જોયું કે તે નિર્દોષ બાળક મને ગોલાબ આપવા જતાં મોટારમાં કચડાઇ મરવાની અણી ઉપર હતું ત્યારે મને કુદરતી હેત તે તરફ દોડયું."

"બિલકુલ ગલત," મીસ બેલ પોતાને પોતાની લડતમાં માહત થતી જોઇ ગુસ્સાથી બખાલી, "ઓરત તું જુઠી છે. તું હજી તને જાનો જીગરથી ચાહનારને ઠગેછ. જો! જો! ખુદાઇ તને જોઇ કમકમેછ! હું ધારૂંછ કે તારાં માથાં ઉપર શેતાન ભમેછ!"

દેવીદે જોયું કે મીસ બેલ રોઝેલીનને અપમાન કરવામાં હદ કુદાવી ગઇ હતી. તે પોતાની માશુકનું આટલી હદ સુધીનું અપમાન થતું કેમ જોઇ શકે? તે ગુસ્સાથી બખાળ્યોઃ—

"ઓરત, હવે હદ થઇ ગઇ. મીસ કેરીસબ્રુક પોતે પરણેલી હોવાનો ઇનકાર કરેછ, તે શું બસ નથી?" તું ખુદા જોનની દોલત નહિ મેળવી શકવા માટે નાઉમેદ થઇ હોય એ બનવા જોગ છે પણ તેથી એમ ઠરતું નથી કે તારે મીસ બેલ ઉપર ખોટા આરોપો મુકવા જોઇતા નથી."

"સાહેબ, હું ફરીથી કહુંછ કે મેં મુકેલો આરોપ ખોટો નથી," મીસ બેલે હાથ ઉપર હાથ અફાળી એક વાર ફરીથી કહ્યું.

"મીસ બેલ, હવે આ તકરારનો અંત આવવો જોઇએ. મીસ કેરીસબ્રુક કુંવારી હોવાનું જણાવેછ તે તમો માનતાં નહિ હોવ તો તમો સાબેત કરો કે એ બાનુ કુંવારી નહિ પણ પરણેલી છે અને એક બેટીની માતા છે."

મીસ બેલ ગુસ્સાથી પોતાનો હોઠ કરડી બોલીઃ—

"સાહેબ, તમારી મરજી એમજ છે તો હું એ માટે વધુ તકરાર કરવા માંગતી નથી. પણ તમોએ એમ નહિ સમજવું કે આ બાબત મેં છેવટની પાતી મુકીછ. સાહેબ, હું મારા હક અને લડત ચલાઉંછ, નહિ કે એક જાસુસ તરીકે મીસ કેરીસબ્રુકની મેં પુઠ પકડીછ. જે ઓરતનો તમો બચાવ કરવા માંગોછ, તે ઓરત ઠગારી છે, મારી દોલત અને મોહબતની ચોર છે."

"ખામોશ, ઓરત હોશમાં આવ! હું તને એક પળ પણ વધુ સાંભળવા માંગતો નથી. મીસ કેરીસબ્રુક ઠગારી નથી પણ તું પોતે ઠગારી છે, તું દોલતની પ્યાસી છે."

"નહિ, નહિ, ઓ ભોળા જવાન, હું દોલતની પ્યાસી નથી, પણ તારી મોહબતની પ્યાસી છું. હું તને એક ઠગારી ઓરતની મોહિણીની જાળમાંથી મારી જીંદગીના ભોગે બચાવશ. એકબારગી હું મારા પૈસાનો પણ ખ્યાલ નહિ રાખું પણ તને તારી મોહબતમાં ઠગાયલી હું કદી પણ નહિ સાંખુ. હું જાણુંછ કે જે ઓરતને તું ચાહેછ તે ઓરત તને તારી મોહબતમાં ઠગેછ. હું આ મકાન છોડી જાઉંછ પણ તે આગમજ હું બાપોકાર જાહેર કરૂંછ કે તું જે ઓરતને ચાહેછ તે ઓરત બેશક ઠગારી છે અને હું તે મારી જીંદગીના ભોગે સાબેત કરવા માંગુંછ."

દેવીદે કશો જવાબ દીધો નહિ. તે પોતાની પ્યારી માશુકના ચહેરા તરફ ટીકતો એક પણ બોલ બોલવા વિના બેસીજ રહ્યો. મીસ બેલ રોઝી તરફ ધિક્કારની નજર ફેંકી તે ઓરડો છોડી ગઇ, પણ તે તે મકાન છોડી ગઇ કે નહિ તે જણાયું નહિ, અને તે જાણવાની નહિ દેવીદે કે નહિ રોઝીએ દરકાર કીધી કેમકે બંને એક બીજાના વિચારમાં ખુબ મસ્ત બની ગયાં હતાં.

## પ્રકરણ ૨૧ સું.

મીસ બેલના જવા પછી થોડીક પળ ચુપકીદી ચાલી. દેવીદે ઘણુંજી ઇચ્છયું કે રોઝી મીસ બેલે

મુકેલા ગંભીર બલ્કે કમકમાટ ભર્યા આરોપનો એક વાર ફરીથી ઇનકાર કરે પણ તેમ કાંઇ થયું નહિ.

અંતે દેવીદેજ પોતાની જબાન ખોલીઃ— "મારી પ્યારી રોઝી, મને તારી બેહન દોરા માટે આગમજથી કાં નહિ ખબર આપી? પ્યારી રોઝી, તું તારાં મગજ ઉપર જે મોટો બોજો લઇ ફરેછ તે શું તારી બેહન માટેજ છે! એ બધી તારી મુશીબત શી છે? તું મને નહિ કહે!"

રોઝીને જવાબમાં પોતાની ડોક દેવીદનાં ખભાં ઉપર નાખી દીધી. દેવીદે જોયું કે તે થાકેલી, અને નિસોસ બનેલી લાગતી હતી.

તેણીએ તો ઘણુંખી ઇચ્છયું કે તે તેણીની સઘળી હકીકત કહી દે પણ તેણીની હિમ્મત ચાલી નહિ.

"મારી પ્યારી રોઝી, તું એટલી બધી તો દુઃખી માલમ પડેછ! શું પેલા મીસ બેલના કહેવાથી તું એટલી બધી દુઃખી બની ગઇછ! મને સ્વપને પણ વકી હતી નહિ કે એ છોકરી એટલી બધી ફટાઉ બની જશે! પણ જીગર, તારે એ ઓરત માટે સહેજબી ખ્યાલ કરવો જોઇતો નથી. પણ મારા જાન મને કહે કે તારે માથેની જંજાળ શી છે? હું તે જાણવા માંગુંછ."

"મારે શું કહેવું તે હું સમજી શકતી નથી," રોઝીને ધીમે સાદે જવાબ દીધો.

"રોઝી, શું તારી બહેનને કોઇ બદમાશે ફસાવીછ?" દેવીદે સવાલ કીધો. તેને એમજ લાગતું હતું કે રોઝી પોતાની બહેન દોરા યા તેણીના ખાવિંદની કાંઇક બેજાબસતથી દુઃખી થઈ ફરતી હતી.

શું જવાબ દેવો તે રોઝી સમજી શકી નહિ, તોપણ દેવીદના બોલને પકડી પાડવામાં તેણીએ પોતાની સેરમતની સલામતી જોઇ લીધી.

"પ્યારા દેવીદ, અટકળ ખરી છે. મારી બહેન દોરાનો ખાવિંદ જબરો ઉઠાઉગીર માલમ પડી આવ્યોછ. પણ આ બાબતનાં ઉંડાણમાં હું જવા માંગતી નહિ હોવાથી ખુદાને ખાતર એવા સમયમાં મને વધુ યાદ આપી મને વધુ દુઃખી બનાવો ના."

પણ રોઝીની આ અપીલની તેણીના ધારવા મુજબની અસર થઇ નહિ. તેણે આગળ ચલાવ્યું, "જ્યારે તેં મારી પરણેતર બનવાનું કબુલ કીધુંછ ત્યારે તો તારે મારેથી સહેજ પણ છુપાવવું જોઇતું નથી. તારે મને તારા વિશ્વાસમાં લેવો જોઇએછ. હું એમ પુછું કે તારી દોરાનો બદમાશ ખાવિંદ દીન સ્ટ્રીટમાં મીસીસ શાર્પવાલા મકાનમાં તમે બંનેની સાથે રહેતો હતો?"

"નહિ," રોઝીએ ધીમે સાદે જવાબ દીધો, "તે અમારી સાથે હતો નહિ."

"ત્યારે શું તે બદમાશ તારી બહેનને તજી ગયોછ, કાંઇ બોરો સોંગ સજી ગયોછ?"

રોઝીએ કશો જવાબ દીધો નહિ. કાંઇ પણ જવાબ આપતાં તેણીનું જીગર ડંખતું હતું. દેવીદ એમ સમજ્યો કે તેની અટકળ ખરી હતી અને તેથીજ રોઝી જવાબ દેતાં મુંઝાતી હતી.

"પણ જ્યારે એમજ છે મારાં જીગર તો શા માટે તું તારી બહેન અને તેણીનાં નિર્દોષ બાળકને અહિં લાવી રાખતી નથી!"

"મેં એમ કરવાની ઘણીબી કોશેશ કીધી પણ દોરા 'ના' થી 'હા' કહેતી નથી. તેણીનો ખાવીંદ પાછો આવ્યોછ. હું તેને મરતાંબી મારી સાથે રાખું નહિં. હું દોરાને પૈસાની મદદ કરુંછ. હવે નાણા સંબંધી બાબતમાં દોરાને સહેજ પણ જંજાળ કરવાની નથી. પણ પ્યારા દેવીદ, હવે મીસ બેલનું કેમ કરેં?"

"એ ઓરતને અહિંથી સદાની જવાજ દેવી જોઇએ. કોઇ પણ રસ્તે હું એ ઓરતને તારી પાસે રાખવા માંગતો નથી. એ ઓરત જોખમ ભરેલી છે. રોઝી, જ્યાર તારી બહેનની વાતથી તને હદથી જ્યાદા દુઃખ ઉપજેછ તો હું એ વાત હાલ તુરત બંધ કરુંછ. પણ આવતી કાલે શાંત બની તારી બહેનની કેફીયત તારે મને કહી સંભળાવવીજ પડશે. હું તારી બહેનને કાંઇક મદદ કરી શકાશ. અને એમ કરવાને તે કમનસીબ ઓરત તરફ તેણીના બનેવી તરીકે મને દરેક ફરજ બજાવવાની છે કેમ ખરૂં કેની રોઝી?"

રોઝીએ માત્ર ડોકુંજ ધુણાવ્યું.

## પ્રકરણ ૨૨ મું.

દેવીદ વધુ વાર થોભ્યો નહિ. એવી ગોઠવણ કરવામાં આવી કે દેવીદે ખાસ પરવાનો મેળવવો અને નજદીકના દેવલમાં જઇ લગન કરવાં. આ પછી રોઝેલીનના વારસાને લગતું કામકાજ બજાવી હનીમુન માટે બાહેરગામ ઉપડી જવું. દેવીદના જવા પછી રોઝી વિચારમાં પડી. દેવીદનો ઠરાવ તેણીને પસંદ પડયો નહિ. તે પોતાની બેટીને પોતાની પાછળ મુકી જવા માગતી હતી નહિ. વળી તે મીસ બેલને પણ ફફડાવી પોતાની પાછળ મુકી જવા માંગતી હતી નહિ. વળી તેણીની બેટીનો તે કેઠેથી પણ પત્તો હજી સુધી મેળવી શકી હતી નહિ. તે પણ છુપી રીતે પોતાની બેટીની શોધ ચલાવતી રહી હતી અને તેમ કરવા માટે તેણીને મોટો ભોગ આપવો પડયો હતો.

કેટલીક પળો ખ્યાલ કરી તે ઉઠી અને મીસ બેલના ઓરડામાં ગઇ. તેણીએ બારણાં ઉપર ટકોરા કર્યા અને અંદરથી જવાબ આવ્યો:—

"અંદર આવો."

રોઝી અંદર ગઇ, જ્યાં તેણીએ મીસ બેલને પોતાનો સામાન પેક કરતાં જોઇ.

"તમે શું માંગોછ?" મીસ બેલે ભવાં ચહડાવી સવાલ કીધો.

"હું જાણવા માંગુછ કે તું જવાજ માંગેછ?" હેસતર બેલે પોતાનાં ખભાં ચહડાવ્યાં.

"ત્યારે હું શું કરૂં?" મીસ બેલે તોબરા જેવું મોહડું ચહડાવી જવાબ દીધો.

"તું તારી નોકરી છોડવા પછી શું કરવા માંગેછ? તું કયાં જશે? તારી પૈસા સંબંધી હાલત તો સારી નથી, તેનું કેમ?"

"હું શું કરવા માંગુંછ તે તમો જાણવા માંગોછ કે બાનુ? હું લંડનમાં રહી સાબુત કરવા માંગુંછ કે બુઢા જોનની દોલત તેં ખોટી રીતે પચાવીછ, જ્યારે ખરી હકદાર વારેસ હું છું, કેમ ખરૂં કેની મીસીસ વોગન?"

"તું ભુલેછ, મીસ બેલ."

આ સાંભળતાંજ મીસ બેલ દીવાની પેઠે હસી પડી બોલી, "જોયું બાનુ, મીસીસ વોગનનાં નામથી તમોએ કેવો જવાબ આપ્યો! તમોને તમારૂં નામ મીસીસ વોગન સાંભળવાની તબેહ પડેલી લાગેછ. બાનુ, જોકે તમો મને મોહત થયલી સમજોછ, પણ ભવિષ્યમાં તમો મારી સામે માહત નહિ થવા પામો તો હું મારા બાપની બેટી નહિ. બાનુ, તમોએ મારી સોડેથી બે ચીજ જે મને ઘણી પ્યારી હતી તે ઘાતકીપણે છિનવી લીધીછ."

આ વેળાએ મીસ બેલે ગુસ્સાથી પોતાની મુઠી વાળી હતી. તેણીની આંખો કાંઇ અજબ રોશનીથી ચળકતી હતી.

રોઝી તેણીનો દેખાવ જોઇ બે કદમ પાછળ હઠી ગઇ.

"આ બે ચીજ તે બુઢા જોનની દોલત અને મારી મોહબત છે. ધન મેળવવા માટે મેં લોહીનું પાણી કીધું પણ તેં તે મને જરપત નહિ થવા દીધું. બાનુ, જ્યારે આપણે બંને એકલાં છિએ ત્યારે તો મને ખુલ્લી રીતે બોલવા દે, મારૂં દીલ ખુલ્લું કરવા દે. દીલના ડંખથી તું ગભરાતી તારા દેવીદના પાસામાં ભરાઇ જઇ તેની કુમક ઉપર તું કુદતી હતી નહિ? પણ હાલમાં તે અહિં નથી. હું જાણુંછ કે તે તને છોડી ગયોછ એટલે તેની મદદ તને હાલમાં મલી શકનાર નથી. હું દેવીદને પહેલીજ નજરે ચાહતાં શિખી હતી અને જો તું વચમાં આવી ન હતે તો તેણે મને જરૂરજ પોતાની પ્યારી પરણેતર બનાવી હોતે. તું શું એમ ધારેછ કે મારી દોલત અને મોહબત લુંટી લીધા પછી હું તને જતી મુકશ? હું તને માફ કરશ? કદી નહિ."

રોઝેલીન મીસ બેલનો દારૂણ જેવો ચેહરો જોઇ વળી બે કદમ પાછળ હઠી ગઇ.

"મીસ બેલ, મારી સાથે એ પ્રમાણે વાત કરતાં તને મારા દરજ્જાનો સહેજબી ખ્યાલ આવતો નથી?"

"સહેજ પણ નહિ બાનુ, જે ઓરત દોલત અને મોહબતની ચોર હોય તે ઓરતનો દરજ્જો ગમે તેટલો બુલંદ હોય તોપણ તે ઓરત સહેજબી માનને લાયક ગણાતી નથી. બાનુ, તારૂં અંતઃકરણ સારી પેઠે

જાણતું હોવું જોઇએ કે તું કેટલી જુઠી છે, જ્યારે હું કેટલી સાચ્ચી છું. દેવીદને જીતવાની મને મળેલી તકનો તેં નાશ કીધોછ. તારી ઠગબાજીથી મને ધીક્કારવા તેં દેવીદને જોકે શિખવ્યુંછ પણ યાદ રાખજે કે દેવીદ કદી પણ તારો થઈ શકવાનો નથી. તે અંતે મારોજ છે પણ મને કહે કે દેવીદે તને પરણવાની આંગણી કીધીછ ?"

"હા," રોઝલીને લથડતી જબાને જવાબ દીધો.

"શું ત્યારે ઘણાં જલદી લગન કરવા માંગોછ ?"

"હા, ઘણી જલદી."

"ગમે તે હોય," મીસ બેલે ગુસ્સાથી કહ્યું; "પણ બાનુ, યાદ રાખજે કે હું તને કોઇ પણ જોખમે ઉઘાડી પાડવા વિના રહેનર નહિ. હું તને ફરીથી કહુંછ કે તું દેવીદની કદી પણ પરણેતર થઇ શકવાની નથી."

આ વેળાએ રોઝી કમકમાટથી પોતાના બંને હાથો પોતાની આંખ ઉપર ઢાંકી દઇ પાસેની ખુરસી ઉપર ફસડાઇ પડી.

# "કિશ્મતની શી ક્રુરતા."



લખનારઃ—કવિ ભવાનીશંકર નરસિંહરામ.

(ગઝલ.)

પકવાન રાંધી પ્રિતથી, પત્રાળી માંહી પીરસ્યાં,
વિષમાંહિ પડીયું વ્યાલનું, કિશ્મતની શી ક્રુરતા.—૧
જમનાર તો જોતાં રહ્યાં, મ્હેનત બધી માથે પડી;
રાંધી રસોઇ પડી રહી, કિશ્મતની શી ક્રુરતા.—૨
વિધિએ કરી તરૂ વાવીયું, આંબા તણું નિજ આંગણે,
કેરી ન આવી કુદરતી, કિશ્મતની શી ક્રુરતા.—૩
મનહર કરાવી મેડીઓ, વસવા ન કીધું વાસ્તુ,
ગમતી હવેલી બળી ગઇ, કિશ્મતની શી ક્રુરતા.—૪
ખેપો કરી કરી ખુરદા, ભેગા કીધા બહુ ભાવથી,
ખાધું ન પીધું ખરચીયું, કિશ્મતની શી ક્રુરતા.—૫
છોટાં હતાં જે છોકરાં, મોટાં કર્યાં મ્હા મ્હેનતે,
રળતી વખત તે ના રહ્યા, કિશ્મતની શી ક્રુરતા.—૬
પરણ્યો પ્રિતેથી પ્રેમદા, માંદી પડી તે મોહિની,
સંસાર ભોગવતાં સુતી, કિશ્મતની શી ક્રુરતા.—૭
ભાવે ભવાની ભક્તિમાં, કાયા ફસી નહિ કામની;
કાયા બળી ગઇ કાયલી, કિશ્મતની શી ક્રુરતા.—૮

# લગનની મોતેબરી.

લખનારઃ—મી. મીનોચેહર માણેકજી માદન.

(પાને ૯૮ થી ચાલુ.)





હવે આપણે એક નાજુક પણ અગત્યની બાબદ જે સામે ભણેલાઓ બોલે છે અને મા-બાપો બખાળા કાહડે છે તે ઉપર આવ્યે. જે મહોબત છે. જો કે એ ઉપર લખવું અસભ્યતા ભર્યું લખાય છે અને નીતિ તેને તરછોડી કાહડે છે પણ શું કોઇ એવો મરદ યા ઓરત હશે કે જેણે પોતાની તમામ જીંદગીમાં એકપણ વેળાએ મહોબતની લાગણી ધરાવી નહોય? શું કુદરત તેને તેવી લાગણીથી બકાત રાખશે? પરદાંમાં જુઓ તે ત્યાં હયાત છે; ચરદાંમાં નિહાલો કે તે ત્યાં પણ છે; નદી, નાળાં, પહાડો, પરવતોને તપાસો તો ત્યાં પણ તે ખેંચાણ ચાલુ છે; શીકારી ફાડીખાનારાં જનાવરમાં જુઓ કે તેના દિલમાં તે જીવે છે ત્યારે શું માણસનેજ કુદરતે તેનેથી બાકત રાખ્યો છે? દલગીરી એ છે કે માણસાઇ ખાસીયત અને લાગણીની એ બાજુને નીતિની રૂએ ખિલવવામાં આવતી નથી. અને જવાન છોકરા-છોકરીઓ કહાણી કુથળાઓ વાંચી ખરા-ખોટા વિચારો ધરાવતાં શીખે છે અને માણસાઇ જીંદગીમાં મોટા ભાગ ભજવતી એ લાગણીને સિધ્ધી રાહે દોરવવામાં આવતી નહી હોવાથી ઘણાક નાશકારક સડાઓ આપણા સંસારને લાગુ પડયા છે.

એમ લખવું ગમે એવું અસભ્યતા ભર્યું હોય છતાં જો જવાન મરદ અને ઓરતમાં તેઓની ચાલ-ચલણની ખિલવણી સાથ મહોબતને પણ નીતિની રૂએ ચલાવવામાં આવતી હોય તો વખત આવે તેઓ હવસ અને મોહબત, શહેવત અને ખરા પ્યાર વચ્ચેનો ફરક પીછાની શકે અને તેથી તેઓ નીતિ અને પ્રમાણીકપણાને પોતાનો સાથી ગણે કે જે વગર માણસાઇ જીંદગી એક કંગાલ અને અનીતિનું ચિત્ર છે.

"સાધારણ રીતે ગણતાં મહોબત હેમાકત છે: પણ મહોબતને તેના સ્વચ્છ રૂપમાં લેતાં આપણી ઉચી નીતિનું કારણ અને પુરાવો છે," એમ એક લખનાર કહે છે. એજ મીનોઇ જુસ્સાના સબબથી આ દુન્યા આપણને હરહમેશ તાજી અને ખુશ માલમ પડે છે. માણસાઇ હસ્તિનું તે એક નિરંતર મધુર ગાણું છે. બાળપણ ઉપર તે રોશની નાખે છે અને મોટપણની આસપાસ એક ખુશનુમાં ખોરેહ ઉભું કરે છે. મહોબત એ વખાણની પેદાયશ છે અને ચાલચલણ ઉપર ખુશંદ અને સ્વચ્છ અસર કરે છે. સ્વાર્થના બંદીખાનામાંથી છોડવવાને તે એક અકસીર ઇલાજ છે; તે નરમી, દિલસોજી, યકીન અને હિમ્મતને ઉશકેરે છે.

એક બાનુ માટે એક લેખક કહે છે, કે "તેણીને ચાહવું એ ગોયા ઉચી કેળવણી લેવા બરાબર છે." એ મુજબ જોતાં, ઓરત એક શીક્ષક છે અને જેણી માણસાઇપણું અને મહોબત શીખવે છે. કહેવાય છે કે જ્યાં સુધી એક મરદ ઓરતનું જોડું મહોબતની મારફતે (union) ન થાય ત્યાં સુધી તે જોડું પકકું સંધાયલું ન કહેવાય. જે પ્રમાણે મહોબતની મીનોઇ લાગણીથી અજાણ રહેલી ઓરત કહેવડાવવાને નાલાયક છે તેમજ મરદનું પણ સમજવું એઉ એક એકને સંપૂર્ણ બનાવા પેદા થયાં છે. પ્લેતો ફિલસુફ કહે છે, કે "દરેક આશક પોતાની માશુકમાં સંપૂર્ણતા જોય છે."

## મહોબત અને વખાણ.

ખરૂં જોડાણ તો જેમ મનનું હોય તેમ દિલનુ પણ હોવું જોઇયે અને મહોબત ઉપર આધાર રાખવો જોઇયે. એક લેખક કહે છે, કે "વખાણ વગર કદી પણ એક સ્વચ્છ મહોબત જન્મ પામે નહી; તે સિવાયની કોઇ પણ મહોબત અફસોસ લઈ આવે છે અને તે ત્યારબાદ માણુસાઇ આત્મા માટે નાલાયક થઇ પડે છે." ખચિત જેને આપણે વખાણો તેનેજ ચાહી શકયે. ટુંકમાં, ખરૂં જોડાણ (union) ચાલચલણના ગુણો પર રહેવું જોઇયે કે જેથી સંસાર સફળ નીવડે!

એક લેખક ખરી દાનાઇથી લખે છે કે, "મહોબતની બાબદમાં બે મરદોના દિલની વચ્ચે નહી ટકી શકાય એવો દરીયો વહે છે; એક મરદ બીજા મરદની ગમે તેટલી દિલસોજી અને મદદથી રાહત મેળવતો નથી પણ તેની માતા, યા બહેન, યા પરણેતરથીજ તે સંપુર્ણ રાહત મેળવે છે."

## મહોબત પવિત્ર કરનાર.

મહોબતના દરવાજાથી માણુસ એક નવા ખુશ્તુમાં, દિલસોજ અને બિનસ્વાર્થની દુન્યામાં પ્રવેશ કરે છે. તે પોતાના નવાં ઘરની દુન્યામાં દાખલ થાય છે, જે તેની પોતાની મહોબતનુંજ ફલ છે જ્યાં તેને દિન ઉગતા નવા અનુભવ મલ્યાંજ જાય છે. તે પોતાની મહોબતથી જો ચાહે તો પોતાના ઘરને ખુશ્તુમાં બાગે બેહસ્ત બનાવે અથવા તેજ પવિત્ર મહોબતનો બુરો ઉપયોગ કરી કારમી અંધારૂં દોજખ બનાવે. એ સઘળું તેના હાથમાં છે. એક લેખક લખે છે, કે "કુટુંબી જીંદગી ભલે કાંટા અને આફતથી ભરેલી હોય પણ તે મીઠાં ફળો પેદા કરે છે. જો એક પતી પરણેતરનું ઘર ફરજંદો વગર ખાલી હોય તો ત્યાં ધણીક બદી રાજ્ય કરે છે."

દરેક ભૂલોને સુધારનાર ઘર છે. જે એક સ્વાર્થી મનને ઘડીભર ખરૂં સુખ પ્રાપ્ત કરાવે છે. એ બાબદ ઉપર એક ઇંગ્રેજી લેખક મી. આરથર હેલ્પ્સ Claims of Labour "નામના રેસાલામાં લખે છે;" કે તમો એક માણુસને તવંગર થતો, પોતાના ઓધામાં ઉંચી પદવી મેળવતો, એક વેપારી તરિકે ઉંચી નામના કમાતો જુઓ તો તમો કહો છો કે તે જીંદગીમાં સફળ થયલો છે. પણ જો તે ધણીના ઘરમાં કંકાસ અને કજીયો રાજ્ય કરતો હોય, જ્યાં મહોબત અને એક એકની સંભાળની જગ્યાજ ન હોય તો હું ખાત્રીથી કહું છું કે તે માણુસ પોતાની જીંદગીમાં તમામ નિષ્ફળ ગયો છે. તેણે ભલે ગમે તેવી મોટી ફતેહ દુન્યામાં મેળવી હોય પણ તે પોતાના ઘરની ફતેહનો કિલ્લો છતવા પછાત પડે છે. તે માણુસની જીંદગી ઉંચી છેજ નહીં. જેની સખાવત તેના ઘર ભણી ફરતી નથી તેને ભલે પોતાના કામોના કિરણો સઘળી દીશાએ મોકલ્યાં હોય પણ તે પોતાના ઘર તરફ-જે મહોબતનું મંદીર અને દિલનો દિલાસો છે-તે તરફ મોકલવા બેનસીબ છે.

એક માણુસની ખરી ખાસીયત તેના ઘરમાં ખરા આકારમાં પ્રગટ થાય છે અને તેની જાહેર જીંદગી અને કામકાજમાં તેનું જે ડહાપણ બહાર ન આવશે તે તેના ઘરમાં તુરત જણાઇ જશે. એક માણુસનું મન ભલે તેના કામ કાજમાં હોય પણ તે જો સુખી થવા ઇચ્છે તો તેનું દિલ તેનાં ઘરમાં રહેવું જોઇયે. ત્યાંજ તેની ખરી ચાલચલણ અને લાગણી બહાર પડે છે. ત્યાં જે પોતાનું બેસ્વાર્થપણું, શસ્તી, હિમ્મત, ધીરજ અને મહોબત બતાવે છે. જો એક ઘરમાં મહોબત રાજ્ય કરતી ન હોય તો તે ઘર એક કંગાલ્યત છે. તેમજ ચોખા ઇનસાફ વગર પણ મહોબત, વિસ્વાસ અને માન હોઇ ન શકે.

સર થોમસ મુર ઇંગ્રેજ માટે એક લેખક કહે છે; કે "ન તકરાર ન મારામારી કદીબી ત્યાં એક પણ ગુસ્સાથી ભરેલો શબ્દ સંભળાયો નથી-કદી કોઇ આળસુ હતું નહી સઘળા પોતાની ફરજ ઝડપ અને ખુશમીજાજથી બજાવતાં." સર થોમસે એવા ખુશમીજાજથી પોતાના ઘરને સુખી કર્યું હતું અને સઘળાં જીગરોને તાબે કર્યા હતાં. તે એટલી નરમી અને ડહાપણથી સત્તા વાપરી ગયો છે કે તેના ઘરમાં હમેશ મહોબત અને ફરજ રાજ્ય કરતાં હતાં અને જે સુન્નગ

તે પોતાની જાહેર જીંદગીમાં ભલાઇ કરતો તેમ પોતાના નાના કુટુંબના દરેક તરફ દર કલાકે નાની નાની ભલાઇઓ કરતો. ઘર–સંસારી મહોબત જે દિલસોજીને જન્મ આપે છે તે દુન્યામાં ફેલાય છે. એક લેખક કહે છે કે "એક માતાની નરમ એકાંત ગોદોમાં મહોબતની પહેલ્લી ચીંગારી ફુટે છે અને તે પ્રફુલ્લિત થતી તમામ દુન્યાના એકેએક જીગરોમાં ફરી વલે છે.

એક ઓરતનું રાજ્ય.

ઘર એક ઓરતનું રાજ્ય છે, દુન્યા છે. જ્યાં તેણી મહોબત, દયા, પ્રેમ અને નરમીથી રાજ્ય ચલાવે છે. એમાં કાંઇજ શક નથી કે ગમે એવો બદચલણુ શખ્સ એક ઉંચી મનોવૃતી ધરાવતી ઓરત સાથ જોડાઇ પોતાની બદચલણુ ઘણે દરજ્જે સુધારી શકે છે. ત્યાં તે શારીરિક આસાયશ, મનની શાંતી, સબુરી, સંતોષ મેળવી શકે છે. તેટલુંજ નહી પણ તે પોતાની પરણેતરમાં એક દાનાત સલ્લાહકાર જોઇ શકે છે કે જેણી પોતાની કુનેહથી તેને ભૂલ કરતો અટકાવા સીધે માર્ગે મુકી શકે છે. ના, એક મરદનાં સંકટ અને દુઃખના સમયે એક ઓરત ટેકો આપતી એક લાકડી સમાન છે અને તેવા બદબખ્ત સંજોગ સામે થતાં તેણી કદી પણ દિલસોજી અને દિલાસામાં ચુકતી નથી. જવાનીમાં તેણી મરદની જીંદગીનો સણગાર અને આરામ છે; અને જીંદગીના દરેક તબકે તેણી મરદની વફાદાર સાથી થઇ રહે છે.

અહા; ઈંગલાન્ડનો તે નામીચો રાજદ્વારી, એડમંડ બર્ક, કેવો સુખી હશે કે જ્યારે તે કહી ગયો છે કે "જ્યારે પણ હું મારાં છાપરા હેઠળ (યાને ઘરમાં) દાખલ થાવું છું કે સઘળી જંજાલ હું વિસરી જાવું છું. તેમજ પેલો મહાન સુધારક લુથર, પણ પોતાની પરણેતર માટે કહે છે, "તેણીની વગર અગર મને કારૂનનો ખજાનો આપવામાં આવે છતાં હું મારી આ તેણીની સાથના ગરીબાઇ કદી છોડું નહીં "તેમજ લગન માટે તે કહે છે," કે ખુદાની સૌ કરતાં મોટી અને ઉમદાહ બક્ષેસ તે એક ભલી અને અશો પરણેતર ધરાવાની છે, કે જેણી સાથ તે પતી શાંતી અને આરામમાં રહી શકે, અરે, જેણીને તે પતી પોતાની જીંદગી વકીક અર્પણ કરવાને ચુકે નહી...જવાનીમાં લાયક વખતે પરણવાથી કદી કોઇને પસતાવો થતો નથી."

એક મરદ જો હમેશની શાંતી અને સુખ મેળવવા ઇચ્છતો હોય તો તેની પરણેતરે તેની લાગણી તેમજ કામમાં મદદગાર નીવડવું જોઇયે. પણ તેથી કાંઇ એમ નથી ઠરતું કે તેણી તેની સારૂ નકલ કરે. એક પતી પરણેતરમાં મરદાઇપણું જોઇ ન શકે તેમ એક ખાવીંદમાં સ્ત્રીપણું પણ હોવું ન જોઇયે. એક ઓરત માત્ર મનોબળમાંજ હુશ્યાર નહીં પણ મહોબતમાં પણ આસ્તવાર હોવી જોઇયે. ખરૂં કહયે તો તેણી પોતાના પતીને પોતાની મહોબતથી દિલાસો આપે છે અને નહીં કે પોતાના જ્ઞાનથી. એક લેખક કહે છે કે "એક મનોબળવાળી સ્ત્રી (brain-woman) એક ખરૂં દિલ ધરાવતી સ્ત્રી (heart woman) કરતાં આપણને વધુ રીઝવી શકતી નથી." (from "The Professor at the Breakfast Table by Holmes) જીંદગીની જંજાળો મરદને એટલો કંટાળો ખવાડે છે કે તે ચાહે છે કે તેના ફુરસદના વખતમાં નવી ચીજો તેને મળે, એક લેખક એ બાબદમાં નીચલું જાણવા જોગ લખે છે, "અગર મને એકાએક ખુદાની સૌ કરતાં ન્યારી બક્ષેસ માટે પુછવામાં આવે તો હું કહીશ કે ખુદાએ એક મરદ અને ઓરતના દિલમાં જે ફરક રાખ્યો છે તેમાં તેની બક્ષેસ સમાઇ જાય છે. એ ફરકથીજ ઘણીજ ચાહવા લાયક, ઘણીજ આરામ આપનારી અને દિલખુશ દોસ્તી સંધાઇ શકે છે જે માટે માણસનું મન વિચાર કરવા પણ અશક્ત છે." ("The war and general Culture" by Mr. Helns.)

ઓરત માટે અગત્યનું શું?

સર હેનરી ટેલર પરણેતરની ફરજ માટે જે લખી જાય છે તેનું કદાચજ કોઇએ લખ્યું હોય. તે કહે છે:–"એક ઓરતે પોતાના ઘરને શાંતી અને આનંદથી ભરપૂર બનાવાની બનસ્વત ગદન કરવા જોઇયે છે તેની જરાતાં સુધી પોતના પતીને ઘર-સંસારી બબદનો કટાગો આપવો જોઇતો નથી. તેણીએ તેની આંખો અને

શોખને મળતી થવું જોઇયે. જ્યાં મહોબત હોતી નથી તે ઘર પતીની જંજાળી જીંદગીને માટે આસાયશ ભર્યું નથી. મહોબતનીજ મારફતે મનની શાંતી, બેજાની આસાયશ અને શારીરિક તંદોરસ્તી મેળવી શકાય છે."

## પરણેલી જીંદગીના કાયદા.

ઘણાકો પરણેલી જીંદગીથી સહેજ ધરાઇ જાય છે કારણકે તેઓ પરણેલી જીંદગી માટે કાંઇ અજબ વિચાર રાખે છે. અથવા તો તેઓ પોતાનો ખુશ મીજાઝ, મહોબત, સહનશીલતા અને સાદી સમજનો ઉપોગ કરતા નથી. પહેલ્લાઓ પરણેલી જીંદગીને બેહસ્ત કરતાં પણ કાંઇ વધુ સંગીન માની લે છે અને જ્યારે તેની જંજાળો, રોકાણો અને ફિકર સામે થાયછે કે તેઓ પોતાના ખુશ સ્વપનામાંથી જાગ્રત થઈ પરણેલી જીંદગીથી ઝટ ધરાઇ ગયેલો માલમ પડે છે. જ્યારે કેટલાકો પોતાની પરણેતરમાં સઘળી સંપુર્ણતા મેળવવાની આશા રાખે છે પણ તેઓ જ્યારે તેણીમાં ભૂલ-ચુક અને નબળાઇઓ જોય છે કે નાઉમેદ થઇ જાય છે. આ વર્ગના પતીઓ વિચાર કરતા નથી કે ખુદ તેઓમાં જાતજાતની નબળાઇઓ મોજુદ છે અને માણસ જાત એ ભૂલને પાત્ર છે. પણ હું તો એમ કહું છું કે એક માણસમાં ભૂલ-ચુક અને નબળાઇ રહેનાથીજ તે આપણી દયા અને દિલસોજીને વધારે લાયક છે અને એક સંપુર્ણતા પામેલી સ્ત્રી કરતાં નબળાઈ ધરાવતી સ્ત્રી સાથ મહોબતની મજબુત સાંકળ જોડી શકાય છે.

પરણેલી જીંદગીનો આ એક સોનેરી કાનુન છે કે, "ખમો અને દરગુજર કરો." લગન ગોયા બે રાજ્ય વચ્ચે શાંતીનું (compromise) છે એક આપવું અને લેવું જોઇયે છે. બીજાએ ખમી લેવુ જોઇયે છે. કદાચ તમો તેણીની ભૂલને અખાડા ન કરી જાવ છતા તમારે માફ તો કરવુંજ જોઇયે છ. બીજાએ ખમી લેવું જોઇયે. પરણેલી જીંદગીમાં ખુશમીજાજ, સબુરી અને સંતોષ દેખાવ દે છે. બર્ન્સ નામનો ઇગ્રેજ કવિ એક ભલી પરણેતરને ૧૦ ગુણોમાં વેંહચી નાખે છે. તેમાંના ચાર ખુશ મીજાજમાં સમાય છે; બે સમજ શકિત; એક હોશિઆરી અને શાણપણમાં સમાય છે, એક ખુબસુરતી અને બાકીની બે તેણીની કેળવણી, ખાનદાન વગેરેમાં સમાઇ જાય છે.

રમુજી ઢબમાં કેહવાયું છે કે નાજનીનો જોશ બનાવામાં ઘણી હોશિયાર છે. પણ હું કહું છું કે તેઓએ પીંજરૂં બનાવતાં શાખવું જોઇયે કારણ, મરદને પક્ષીની માફક સહેલથી પકડી શકાય છે પણ તેટલુંજ પકડી રાખવું ભારે છે. જો એક પરણેતર પોતાનું ઘર ઝળકતું અને સુખી ન બનાવી શકે તો તે પતી બીચારો છતે ઘરે ઘર વગરનો છે કારણ એક પતીને એક ઝળકતું, સુખી અને શાંતીવાળુ ઘર ધીરજ-આસાયશ આપી શકે છે. (અધુરૂં.)

---

## એક નવોજ ડૅાકટર.

"ઓહ! કોઈ આવોરે, મરેરે હવે શું કરૂં?" સુનાએ બુમાબુમ પાડી મુકી.

"શું છે સુનાં, શાંની બુમ પાડે છે? સુનાને હોમાએ પુછ્યું.

"અરે શું જો હોમી, તમેબી સાવજ જેવા બેશી રેહયા છ ઉઠો ડાકટરને બોલાવી લાવો, આપરૂં બેબી છે તે દોહડયું ગલી ગીયુંછ."

"અરે મમા, ડાકટરને શું કામ બોલાવોછ." નાનો દસી જે પાસે ઉભો હતો તે બોલી ઉઠયો, બાલ પરના પીરોજશાહને બોલાવોની તમે કાલેજ કેહતા તાંની કે એવન દોહડયાં ઓકાવવામાં ઘણા હુશયાર છે" (સોલન.)

## એક અજમાવવા લાયક નુસખો.

હોમી—પછી તારૂં પેલું હારમોનયમ વેચાયું કે?

સોલી—હા.

હોમી—કાણે લીધું?

સોલી—મારી પાસેના પડોસીએ.

હોમી—કેટલામાં લીધું?

સોલી—પોણોસોમાં!

હોમી—ઓહો? તું તો સાઠમાં કહાડવાને તૈયાર થયસો ને પોણોસો કેમ મળવા?

સોલી—અરે યાર મેંબી એક તાલ કીધી. વેચવા કહાડયું ત્યારે એને લીધું નહી એટલે આપણે તો જે સહવારથી વજાડવા માંડયું તેની તે રાત સુધી ચલાવ્યા કીધું તેથી આપરે બચારાએ ખેજાર થઇને મેં મોંગી માંગેલી કીમતે વેચાતું લીધું. (સોલન.)

"સાંજના પાંચ વાગે આઉં તો કેમ?"

સત્તાણુંનું સુતું ને વરી એ પૈ ઉપર."

"ઠીક છે, ત્યારે જરૂર સાંજે પાંચ વાગે આવસ,"

"તમે મારી બહેનને અદરાવાની વીટી પણ પહેરાવીનેજ જજો. તમોને અમેથી સાલપામરી ઓઢાડસું. આએ ફોટો તમેજ રાખો, સાંજે લઈનેજ આવજો સેવક મુબારકબાદી આપેછ."

"થેંક યું, સાહેબજી!"

સાંજના સાડાચારેક વાગે આપણે ઑફીસમાંથી નીકળ્યા અને એક રોલ્ડ ગોલ્ડની વીટી અઢીઆને ખરીદી ચાલ્યા. આપણે તો મી૦ તેમુરરપ ટચકરાના ઘર તરફ ઘેરમાં ધામધુમ હતી ને મી૦ તચકરાજી પોતે ઓટલાપર ઉભા રહીને એક મોબેદ સાથે વાત કરતા હતા.

મેં સલામ કીધી ને કહયું, "મને મીસ તેહમીનાને મળવું છ."

"મીસ તેહમીનાને મળવું છ? તમારે? શુ કરવા?" તચકરાએ તો પપેટા જેવા ડોળા કકડાઈને પુછ્યું.

"જી મને એવણે તેડયોછ."

"તું તે કોણ છે જે?"

"મારૂં નામ કેખશરૂ છે."

"કેખશરૂ હોય કે કેખશરૂનો બાપ હોય તો તેની સાથ મને શું કામ? તું છે કોન? અહિં શુ માંગેછ!"

"જી હું ચોપાનિઆવાળો છું."

"હં! એમ છે; ત્યારે જા બા અંદર જા તેહમીના હૉલમાં પ્યાનો વગાડે છ." તચકરાએ પહેલા મને ઓળખ્યો નહીં, પણ પછી ઓળખ આપી ત્યારે જાણ્યું કે હું તો એનો ભવિષ્યનો જમાઇ હતો."

મારાં માશુકજી તો પ્યાના પર બેસીને નીચલો પીસ લલકારતાં હતાં:—

"આહ! માયા મધુરી! મનમાં તનમાં વાસો તારો ખાસ આહારે વાહ પ્રીતા પ્યારી, એજીરે પ્રીત પ્યારી રસીલી, રગમાં જગમાં સંધે તુંજનો વાસ."

મને તો એવું થયું કે તેના પગ આગળ પડી, પગે પડીને રડી પડું. મારાં પગલાં સાંભળીને તેણી ઉઠી અને મારી સામે હસતે મોહોડે આવી.

"આવોજી, બાવાજીને પુછોછ કે?" તેણીએ પુછ્યું. જે અવાજ ટેલીફોનમાં સાંભળેલો તેથી જરા જુદોજ લાગ્યો પણ એ તો હોય. ટેલીફોનમાં અવાજ કાંઈ ફેરવાતો હસે.

"નહીંજી, તમોને પુછુંછ." મેં ધડકતી છાતી ને ધ્રુજતી જીભે જવાબ આપ્યો. "આએ તમારો ફોટો કેની?"

"અરે હા, આ માયરે તમે કયાંથી લાયા?"

"જી હું—"

"અરે એ સખીને માટે નકામી મેં બીચારી આયાને ધમકાવી. ગઇ કાલની એ ચોરાઇ ગઇ હતી. માફ કરજોજી, તમુને તસ્દી પડી. તમુને કયાંથી મળી?"

"તમેજ મારી પર મોકલીને?"

"મે' મોકલી? કાંય?"

"મારી સાથ પરણવા."

"કોણ? સખીને પરણવા મોકલી?"

"નહીંરેજી, તમે મારી સાથે પરણવા માંગોછની!"

"હું! અરે આએ પારસી તો ઘેલો છે." તેટલાં તો તચકરાજી પોતે અંદર આવ્યા.

"બાવાજી, આએ પારસી કોઇ ઘેલો છે, કહેજે તમારી સાથે પરણવા આયોછ."

"અરે નહીંરે, એતો કાંઈ ચોપાન્યાનું બીલ લઇ આયોછ પરંતુ તો શું બીચારાના ચાલવાના તો સકાં નથી ને બોલવાની તો આવડ નથી. કેમરે અઇ? શું કરવા આયોછ? પરણવા આયોછ કે? હેં! બોલની, મોહોડું સાનું ઘુવડની માફક જોયા કરેછ."

"નહીંજી, હું કાંઇ પરણવા નથી આયો"

"ત્યારે શું ધકેલા ખાવા આયોછ."

"તેહમીના સાથે અદરાવા આયોછ, વીટીંબી લેતો આયોછ."

"અરરરર! કોઈ તદનજ કાતર્યાનો ઘસેલો છે. એ રામા, એને બહાર કહાડ. કાંઇ હાથનું મુકેલું પગે ઉચકી જસે, એની સુરત બબે તે કોઇ ચીમલાનછ જેવે. છ તે પરણવા સાનો તુટી પડયોછ."

મને તો ધકેલો મારીને બહાર કહાડયો ને હું વિચારમાં પડયો કે નખોદ- ગીયો એ પાસો ઉલટઇ કેમ ગયો હસે. ત્યાંથી બહારો બહાર કલબમાં ગયો તો બધા દોસ્તો મારૂં મોહડું જોઇને થું-થું-થું-થું હસે પછી ભરકો ફુટયો કોઇએ કેહે મને તેલીફોનમાં બનાવી કહાડેલો ને એપ્રીલ ફુલ કીધેલો હટ તમારી જાતને દાહમ દઉં તમારી! પેલો માશુકનો ભાઇ ને ભવિષ્યનો સાલો થઇ આવેલો કેહે છણો આવાજ કહાડી સકતો હસે તે બે ચાર જણાએ મળીને મારા દાંડા ગણાવી દીધા. વાત રસ પર ચહડેલી બારેવાર થઇ ગઇ. ચોપાન્યું કહાડવાનો અભખરો જી દપટ પડી ગયોછ ને હાલ તુરત તો પાછું કલમનું ઠીકું હાથમાં લઇને ઘસવા માડયુંછ. ખુદા છે, એમ ભોંયના પડયા ભોંયે રેહીસું નહીં; કોઈ મળી જશે ખરી પચાસ હજાર નહીં તો પચાસસો મળશે તોબી બીસ મીલ્લાહ કરશું, નહીં તો આખરે પચાસ બી બાપજી કરવાનાજ.

કુવારી છુચીમાયોથી તો મારો રકાસ વાંચી હસઇ હસઇ જવાયછ અને બધી બદામ દરાખ વેરાઇ જતી દેખું. હું અં અં અં કોઇનો ખાટ્ટો મીઠ્ઠો વિચાર દોડેય કે શું. તેવું હોય તો આ તમારા માનીતાં "પેપર"નો અંક મલે કે તુરત અધિપતિની કેરમાં (કમરમાં નહીં હો!) મારી પર લખજો લેઓજી, ટુંકમાં મારી જીંદગીનું દાસ્તાને દીલરૂબા તમોને તદન ખાનગીમાં કહુછ તમો અને હું બેજ જણાં જાણયે હો, વાજાનું કામ નહીં બંદો લેખકની લાઇનમાં ઝીપલાયો છે, જરાક સૈવક જુવાન છે, ને બાવા પરણેલા તેજ. ૪૬ વંનો (અરમરધા અંદરવા બાસમાદ કરજો) લધ્યો થયોછ પણ હજુર કુંવારોજ છેઉં કોઇ ગુલચશ્મ, દીલચશ્મ, ગુલબદન, ગુલકંદ, અગરબટ્ટી માંડી વાળતી બાપુ એવાં વિશેષણો અનુભવ વગર આપણને નહીં આવડે-મકું જે કોઇ મને બૈરી હજુર આપતું નથી, ઘરી પડેલા સેવક ધમ દઇને ચોખ્ખા ચસકટા તગડેમીડે ચાટલાનો પગાર કમાયછ ન પગાર ને પાંચ દહાડા થાય નહીં તેટલાં નો દાળ વાટકો થઇ જાય અને બાવા નાહે ને તાપે તેવી વાત બની રહે. પછી કાણુની કમબખ્તી લાગે કે જુઠાઇએ દોડ઼ાડીવાના ચસ્રાની પુકે?

મારૂં નામ કેખશરૂજીશાહ છે છતાં મારા દોસ્તો મને કેકી કરકાબાલુસને નામે ઓળખેછ ને મારા દોસ્તો કોઇ બીજાને સલામ કરવી હોયછ ત્યારે પોતાના ફેંટા પર હાથ મુકેછ પણ મને સલામ કરવી હોયછ ત્યારે મારા ફેંટા પર હાથ મારેછ. મારા જેવા સમજુ, ઘડાયલા, પીખાયલા અને વળી મોજીલાને કરકાબાલુસનો ખેતાબ છાજે? મારા દોસ્તો બીચારા ઓડાની છે ત્યારે તે લોકને સમજાવે કોણ? જોવોજી, મારી સાથ કોઇ ખુલ્લખુલ્લે ગોઠવાનું હોય તો બે ચીજ પહેલાં ધ્યાનમાં રાખજો. એકતો દોસમોરીયાને બીજું ગોરી ચામડી! હા-બીની માફક નાકે છીબ લગાડું તેવો માણસ હું નહીં! પૈસા જોઇયે પહેલાં અને ખુબસુરતી જોઇયે પછી! જાઓ વારૂં ઘણા પૈસા હોય તો કાળી મસોટાં જેવી નેબી ખુબસુરત સમજી લેવસ. કહે છે કે આજે પારસીઓની દુકતીઓ રેવરેવ થાયછ. તેહું એ લોકનું! ક્યાં છે હું આટલાં વર્ષ થયાં રાહ જોઉંછ, તોબી મને તો એકબી દીકરી મલી નથી; હા, બેચાર કોર્ટની ડીક્રી પુઠે પુઠે ભટકેછ એ વાત ખરી.

કેમજી, કાંઇ ધ્યાનમાં ઉતરેછ કે? જો તેવું હોય તો જેમ બને તેમ જલદી કરજો હો! નહીંતો હું બીજે ઠેકાણે એન્ગેજ થઇ જવસ તો તમો બાપારો હાથ ઘસતાં રહી જસો. બી કવીક!

વળી "પ્રભાત" ના અધિપતિરાજ કહેશે કે એમ કરી મારાં માસિકમાં પોતાનાં લગનની જાહેર ખબર આપેછ. પણ ભાઇરે, પેલી-મેરી અધેલી મત ભુંગો-વાલી કહેવત ખબર છે કે? તેમ વળી તમારાં વાંચકોને મારી કહાંણીનો રમુજી હેવાલ આપવાનો અને સાથે સાથે કોઇ ખુલખુલી માગણી કરવાની એતો દુન્યાજ છે.

કોઇ સજાત(!)ની દુકની હાથ લાગશે તો એક વર્ષમાં હજારો બનાવો બનશે અને વળી જીવતા રહ્યા તો આવને વખત આજ તમારાં માનીતાં "પત્ર"ના અંકમાં મારો રીપોર્ટ તમો સનમુખ મરી મસાલાથી ભરપુર રજુ કરશ, અને જો તે દરમ્યાનનાં સ્વપ્નની સફરે સીધાર્યાં તો પછી આપણો ત્યાં મળાપ.

વાંચક ડિયર! ગુડબાઇ!!

# રશ્ને યજ્ત અને તેને લગતો ખોલાસો, રશ્ને યજ્ત વિષે અવસ્તા તથા પહેલવી ભાષાઓમાંથી મલતું બ્યાન.

## રશ્નુની આરાધના અને તેથી મળતા ફાયદા.

લખનારઃ—મી૦ ધનજીભાઇ માણેકજી વાચ્છા.

( પાન ૧૦૫ થી ચાલુ. )



શ્નુ યશ્તની પહેલા કરદાના પાંચમાં ફકરામાં તેની આરાધના કરવામાં આવે છે અને તેની પાસે માગણી કરવામાં આવે છે ત્યાં તે આરાધના કરનાર આ પ્રમાણે બોલે છે. "બળવંત રશ્નુને અમો [1] આરાધીએ છીએ તથા આશીરવાદ દેઇએ છીએ. ઉંચે ધરેલી બેરો ઉપર આતશ અને બર્સમ ઉપર અતિશે વહેતી પુષ્કળતા-શરબદાર ન્યામતનો તથા ઝાડોના રસનો ઢગલો (મેળવવા) માટે તેના પરોપકારને અમો વખાણીએ છીએ." બંદગી કરનાર શખ્સ પાંચમાં ફકરામાં આ પ્રમાણે બોલે છે અને છઠ્ઠા ફકરામાં તેને જવાબ મળે છે જે "બુલંદ બળવંત રશ્નુ તારી મદદે ઉંચે ધરેલી બેરો તરફ આતશ અને બર્સમ ઉપર અતિશે વેહેતી પુષ્કળતા-શરબદાર ન્યામતનો ઢગલો તથા ઝાડોનો પુષ્કળ રસ (આપવા) માટે ફતેહમંદ પવન અને ગનના આપ તથા બાદશાહી ખોરેદ તથા યઝ્દના ઉત્પન્ન કરેલા ફાયદા સાથે આવશે." આવી માગણીઓ સફળ માણસને થાય છે કે નહી તે જોઇએ.

આપણા માજદીયસ્ની જરથોસ્તી ધર્મ પ્રમાણે આપણામાં ૩૩ ફરેસ્તાઓ (અમસાસપંદો તથા યજતો) છે અને એ ૩૩ ફરેસ્તાઓમાંથી ઉપલા ત્રણ બરજો-હોમ અને દહમ સીવાય બાકીના ૩૦ ફરેસ્તાઓ આપણા મહિનાના ૩૦ રોજના નામો છે અને દરેક રોજે તે રોજ પ્રમાણે જે યજતનો દહાડો તેને તેની સેતાએશ તથા આરાધના જેમ એક માણસથી બની શકે તેમ કરવાની ફરજ છે. હવે સવાલ એ ઉભો થાય છે કે આપણે જે બંદગી કરીએ છીએ (એ અમસાસપંદ યજતોની) તે કોણને લાગે છે તથા પહોંચે છે. જોકે આ સવાલ ઘણોજ બીકટ છે અને મારા જેવા એક કાચા વિદ્યાર્થીથી આપી શકાય એવો નથી પણ જે આપણને આપણી કેતાબોમાં દાખલા મળી આવે છે તેમાંથી એકજ આપીને દેખાડીશ કે જે આપણે એ અમસારપંદો તથા યજતની બંદગી કરીએ છીએ તેથી ફક્ત એ અમસાસપંદો તથા યજતોજ ખુશી થતા નથી પણ સર્વેનો પેદા કરનાર સાહેબ પણ તેવોજ ખુશી થાય છે. જેમ કે ખુરશેદ નીઆએશના ૧૪ માં ફકરામાં તથા ખુરશેદ યસ્તના ૪ થા ફકરામાં આવે છે "જે શખ્સ અમર તુરમંદ (તથા) તેજ ઘોડાવાળા ખુરશેદને પુજે છે-(અથવા વખાણે છે) (તે ગોળા) હોરમજદને પુજે છે. અમસાસપંદોને પુજે છે તથા પોતાના રવા-નને પુજે છે. જે શખ્સ અગર, તુરમંદ (તથા) તેજ

(૧) અવસ્તાની લગભગ ક્રિયાઓ તથા બંદગીમા એક વચનમાં આવવાને બદલે બહુવચન આવે છે, એનો ખુલાસો એમ થઇ શકે કે કદાચ તે અસલના વખતમાં બધા (મુખ્ય કરીને એક આખું કુટુંબ) સાથે બંદગી કરતા હોના જોઇએ અથવા કદાચ એમ પણ એનો અર્થ થઇ શકે કે એક માણસ પોતાના ઘરના બીજા બાકી માણસોને માટે બંદગી કરતો હોય અને તમારે તેદને બદલે અમો ગુંટણીએ ભણી શકે એમ પણ હોય.

ઘોડાવાળા ખોરશેદને ઇજે છે (તે ગોયા) તમામ મીનો તથા ગેતીના ઇજદોને ખુશાલ કરે છે." આ ઉપરથી સ્પષ્ટ રીતે માલુમ પડે છે કે એક યજતની બંદગી કરવાથી આપણે હોરમજદને બીજા અમશાસપંદોને તથા આપણા પોતાને રવાનને તથા તમામ મીનો અને ગેતીના ઇજદોને આપણે આરાધીએ છીએ અને એજ પ્રમાણે એથી ઉલટું જો આપણે એક યજતને નાસીપાસ કરીએ છીએ તથા ધીક્કારી છીએ તો તેથી તે દાદાર અહુરમજ પોતે પણ દુ:ખી થાય છે અને તે ખુદ પોતાનેજ ધીક્કાર્યો હોય એમ માલૂમ પડે છે. જેમકે મેહેર યશ્તમાં ૧૩૯ માં ફકરામાં આવે છે કે "જે કોઇ **અહુરમજદને** અને બીજા **અમસોસ્પં-** "**દોને** ધીક્કારે છે, જે કોઇ બહોળાં ખેતરોવાળાં "**મિથ્રને** ધીક્કારે છે જે કોઇ **દીનને** ધીક્કારે છે જે "કોઇ દુન્યાની વૃદ્ધી કરનાર તથા તેની આબાદી કરનાર "**રશ્નુ** (સચ્ચાઇ) અને **અર્સ્તાત** (ધનસાઇને) ને "ધીક્કારે છે, તે અહુરમજદને તથા બીજા અમસાસ્પં- "દોને ખુશી કરતો નથી ને બહોળાં ખેતરોવાળા "મિથ્રને ખુશી કરતો નથી." આ ઉપરથી આપણે જોઇશું કે કોઇ પણ યજતની બંદગી કીધાથી આપણ ખુદાથી વીસંબ નથી તેમજ આપણે કાંઇ એકથી વધુ ખોદાને માનીએ છીએ એમ પણ કાંઇ કહેવાય નહી. આટલું નક્કી કીધા પછી **બીજો સવાલ** એવો છે કે શું એ અમસાસ્પંદો તથા યજતો આપણા તરફથી પોતાની આરાધના થએલી જોવાને ઇચ્છે છે યા નહી? આ માટે પણ અવસ્તામાંથી ઘણા દાખલા મળી આવે છે. જેમ કે "આવાં" યશ્તની અંદર ૮ મા ૧૧ માં અને ૧૨૫ માં ફકરાઓમાં આ પ્રમાણે આવે છે. "કોણ મારી સ્તુતી કરેછ? કોણ મને હોમોવટે, ગેમોવટે, અને સ્વચ્છ કીધેલા તથા છાંટેલા જોરોવટે આરાધેચ? કીઆ ઇમાનદાર એક સરખા વિચારના અને નેક મનવાળા ભેટ કરનારને હું મદદે જાઉં." આ પ્રમાણે અર્દ્વેસૂર પોતે બોલે છે. આ ઉપરથી ખુલ્લી રીતે સાબેત થાય છે જે અમસાસ્પંદો અને યજતો પોતાની આરાધણા થયલી જોવાને ઇચ્છે છે અને તે આરાધના ફક્ત મોંઢે ભણવાની નથી પણ તે ચોકસ ક્રિયા સાથેજ કરવામાં આવે છે જેમકે હોમોવટે-ગેમોવટે વગેરે ક્રિયામાંથી કરવામાં આવે છે અથવા બીજી રીતે જેમ આપણે અર્દ્વેસૂર યશ્તમાંથી મળે છે જ્યાં દરેક મુરાદ માગનારાઓએ, ફક્ત પેદા કરનાર અહુરમજદ તથા અશો જરથોસ્ત સીવાય કે જેઓએ એણીને હોમ-ગવ અને બરઅનુભવી ક્રિયાઓથી ઇજી છે. ઘોડાઓ, ગાયો તથા નાના ગોસ્પંદથી એટલે ખેરાત ક્રીયાથી આરાધેલી છે અને બીજુ વળી એ છે જે તે આરાધના કરનાર માણસ પણ ઇમાનદાર એટલે તે કોઇપણ રીતે તેનામાં કાંઇ ખરાબ ખામીઓ નહીં હોવી જોઇએ. જેમકે લુચ્ચાઇ, લુટફાટ, દગલબાજી અને બીજાં ખરાબ વ્યસનો, પણ તે આરાધના કરનાર માણસ એક સરખા વિચારનો હોવો જોઇએ. અને તેણે પોતાના મનમાં કાંઇ વેહેમ અથવા ઘચુપચુપણું રાખવું જોઇએ નહીં. જેમકે આરાધના કરવી કે નહીં એ આરાધના કર્યાથી ફાયદા થશે કે નહીં, તે આરાધેલા યજત મદદે આવશે કે નહીં એ વીગેરે બીજા એવાજ વિચારો વળી બીજી મોટી બીકટ ચીજ છે તે એકે મનની પર બંદગી કરતી વખતે પુરતો કાબુ હોવો જોઇએ. એ બંદગી કરતી વખતે બંદગી સીવાય આ દુન્યાને લગતા લોભ-માયા-કુદ્રિ-દગોફટકો એવા વિચારોનો સદંતર નાશ થવો જોઇએ છે. અને મનને એકદમ શાંત રાખી તથા ભલા અને સારા વિચારો તેમાં ભેલીને બંદગી કરવી જોઇએ છે; હવે આપણે આરાધના કરીએ છીએ તે કેવી મુરાદો બર લાવવાને માટે આપણને કરવી જોઇએ? શું કોઇપણ આપણી મુરાદ સારી યા બદ એક ચોક્કસ યજતને આરાધવાથી બર આવે છે, આના જવાબમાં પણ આપણને અવસ્તામાંથી લખાણો મળે છે. તે ઉપરથી આપણને માલુમ પડે છે. જો એક માણસ ચોક્કસ ઉપરથી યજતોની મદદ મેળવવા ચાહતો હોય તો તે તેની મુરાદ સારીજ-લોકોના ફાયદાવાળીજ હોવી જોઇએ, પણ એવીજ દુવાથી જો એક માણસ પોતાની બદ મુરાદ બદલાવવા માગે છે તો તે યજત તેની માગણી ના કબુલ કરે છે. જેમકે અર્દ્વેસૂર યશ્તના ૨૧ માં ફકરામાં ગોશયશ્તના ૮ માં ફકરામાં, રામયશ્તના ૧૫ માં ફકરામાં તથા અર્શીસંગ યશ્તના ૪ ફકરામાં ધર્મે એટલે જમશીદે

"દેવોની–જાદુગરો તથા ખરાબ માણસોની વગેરેની ઉપર ફતેહ મેળવવાને તથા માણસોને અલગ કરવાને અને ઝાડપાનને સુકાયા વગરના કરવાને એટલે ટુકામાં માણસોના ફાયદાને માટે એણે દુવા માગીથી તે દુવા તેને આવા ગોશ–રામ અને અર્શીશંને બક્ષી હતી. પણ બીજી બાજુએ એથી ઉલટી રીતે બીજે દહાડે એટલે જુદાકે અશેસર પાસે (ફકરો ૨૯ માં તથા રામયજત પાસે (ફકરો ૧૯ મો) એવી બદ દુવા માંગી કે "પૃથ્વીના સાતે કેશ્વરોને રહેવાસી વિનાના હું કરી નાંખુ" કે જે તેની મુરાદમાં તે નાસીપાસ થયો એટલે એ યજતોએ તેની ક્રિયા તથા બંદગી સમજી નહીં અને મંદદ નહી બક્ષી. આ દાખલા પરથી માલુમ પડે છે કે આરાધના કરનારની મુરાદ હમેશાં **નેકજ** અને નહીં કે બદ હોવી જોઇએ. વળી બીજી એક મુખ્ય બાબત વિષે આપણા ધર્મમાંથી આપણને ફરમાન મળે છે કે ફક્ત આરાધના કરતો માણસજ નેક હોવો જોઇએ એટલુંજ નહીં પણ તે યજતની નૈયતે જે ક્રિયા થઇ હોય તેની ચાસની પણ નેક માણસેજ કરવી જોઇએ. પણ અગર જો કોઇ બદ માણસ તે ઇજાએલી ક્રિયાની ચાશની કરે છે તો તે ક્રિયા જે યજતને પુગતી નથી એવું માલુમ પડે છે. એને મળતો એક ફકરો આવાં યસ્તના ૯૬–૯૬ ફકરાઓમાં આવે છે કે જ્યાં અશો .........બીજા દાખલા હોમયસ્ત; ઇજરનેહા જરથોસ્તના સવાલના જવાબમાં અર્થીસર કહે છે, "ક્રિયા કીધેલી ........વસ્તુની ચાશણી દીનના એલમ શીખેલા... ...........વીગેરે એવા તું અધોરમાં તેજ ચાશણી કરવી (અને) મારી આ ક્રિયામાંની ચાશણી–દુસ્મન ગોસ્સાવાળાઓએ ભુલ એ.........વીગેરે તથા આંધળા બેહેરા–બુરા ઘાતકી વીગેરે એવી બુરી આદતવાલા અને બાગીવાલા માણસોએ ખાવી નહીં." આવીજ રીતનું બીજું આપણને તીર યસ્તના ૫૯–૬૧ માં ફકરામાં અને બેહેરાર યસ્તના ૫૧ થી તે ૫૩ સુધીમાં આવે છે અને ત્યાં તો વધારે એમ મળે છે કે એવા બદ માણસો જો તે ઇજેલી ચીજને **હાતમાં** પકડે તો...... વીગેર તીર યજદ અને બેહરામ યજત જે ફાયદો આપે છે તે પાછો ખેંચી લે છે એટલુંજ નહીં પણ વધારે નુકશાન જેમકે "ઇરાન દેશમાં (એટલે કોઇપણ દેશ જ્યાં જરથોસ્તીઓ વસ્તા હોય ત્યાં) માણસો મારખાવો લસુરો ધસારો કરી આવે વગેરે બીજા નુકસાનો દેશને લગતાં કરે છે. આની મતલબ બે રીતે કરી શકાય (૧) એક જ્યારે એક ધર્મી નેક માણસ પોતાનાં ખરાં અંતઃકરણથી અમસાસ્પંદ યજતની આરાધના કરીને તેઓની પાસે નેક મુરાદોની લાગણીઓ હાંસલ કરવાની ઇચ્છા ધરાવે છે. ત્યારે તેની આવી મુરાદો તે અમસાસદો તથા યજતો બર લાવે છે પણ જ્યારે એવા ધર્મી માણસની આરાધના કીધેલી ક્રિયામાંની ચાશણી એક વરસ અસગ્રુ અધર્મી માણસના હાથમાં તે જાય છે ત્યારે તે એ ચાશણીને એટલે ખુદ ક્રિયાને એક વેહેમભરેલી ધારે છે અને તેને ધીકારે છે ત્યારે જે અમસાસ્પંદોની તથા યજતોની........ માટે આ આરાધેલી આ ક્રિયામાંની ચાશની હોય છે, તે અમસાસપંદો અને યજતો તેથી નાખુશ થાય છે. અને તેથી તે પેલા ખરા ધર્મી માણસની મુરાદ બર આવતી નથી. (૨) આ વખતની એક શોધ પ્રમાણે મેગનેકટીક ઑરા (Magnetic aura) કે જેને આપણે "ખોરેહ" કહીએ છીએ (કે જે આપણે આપણા અશો જરથોસ્ત સાહેબના માથાં ઉપર કુંડાળા જેવું જોઇએ છીએ તથા જે મેળવવા માટે તુરાની ઘાતકી અફરાસ્યાબે મેળવવાને માટે અશેસરને આરાધી હતી પણ તેની બદ મુરાદ બર ન આવી હતી.) કે જે દરેક માણસ પર હોય છે પછી તે માણસ ભલો હોય કે બૂરો, અને જ્યારે આ પાક ઇજેલી ક્રિયામાંની ચાશની એક બૂરા માણસના હાથમાં જાય છે કે જેની અંદર Unsympathetic aura હોય છે કે જે Cicra તે પાક ચાશની ઉપર ખરાબ અસર કરતી હોવી જોઇએ અને તેના સબબથી તે પાક ક્રિયા ખરાબ થવાથી તે અમસાસ્પંદો તથા યજતોને પુગતી નથી અને તેથી પેલા ધર્મી માણસની મોરાદે બર આવતી નથી. આપણા ધર્મ પ્રમાણે આ આરાધનાની બાબત ઘણીજ બારીકીથી એટલે એક નાના બાળની જેટલી પણ બારીકથી ભરપૂર છે. પણ તે બધી તે શેનાં થોડાજ શબ્દોમાં એક બીજી ઉપયોગી બાબત લઇને

સમાપ્ત કરીશ. તે બાબત આએ છે કે અમસારપંદો તથા યજતોમાં એવા છે કે જેઓ માણસની ખાસ આરાધના માટે તથા તેઓની જાળવણી તથા સંભાળને માટે તથા તેઓ આશા રાખે છે-અને જો તેમ નથી કરવામાં આવતું તો તે યજદોને સામે જે દેવો હોય છે તે દેવો તેઓ પર ગાલેબ આવે છે અને તે દેવો એ યજતો પર ગાલેબ આવ્યાથી આપણુ માણસ જાત પર તે દુઃખ દરદ અને બીજાં એવાં ખરાબ કારણો લાવે છે. આના દાખલા આપણને તીર યસ્તમાંથી તેમજ વંદીદાદની ૧૮ મી પ્રગર્દમાંથી મલી આવે છે. તીર યસ્તના કરદા છઠ્ઠામાં ફકરા ૧૦ થી ૩૪ સુધી એ બાબત પર એક લંબાણ સરખું બ્યાન આવે છે. જેનો ટુંક સાર આ પ્રમાણે છે. એ યસ્તમાં એમ છે કે જ્યારે માણસ જાત એ પછી આરાધના નથી કરતું ત્યારે તેની (તીર) ઉપર અપોષ નામનો દેવ ગાલેબ આવે છે કે જેના સબબથી વરસાદ, કે જેની ઉપર તીર યજત મવકલ છે, તે પડતો નથી અને તેથી આ દુન્યાના લોકો ખોરાકની તંગીમાં આવી પડે છે તથા બીજા ખરાબ રોગો જેવા કે મરકી-દુકાળ વગેરે પડે છે. એવી હાર થયા પછી તીર યજદ ફર્યાદ કરે છે કે જો તેને માણસ જાત જેમ બીજા યજતો આરાધે છે તેમ આરાધતે તો તે ગાલેબ નહીં થતે. આ ફર્યાદથી તેને અહુરમજદ પોતે મદદ આપે છે અને તેને આરાધે છે કે જેથી તે તીર યજત પાછો તે અપોષ દેવની ઉપર ગાલેબ આવે છે અને તેને મારીને હાંકી કાઢે છે અને પછી વરસાદ લાવે છે. દુન્યાના લોકોને આબાદ કરે છે વીગેરે. બીજું લખાણ વંદીદાદની ૧૮ મી પ્રગર્દના ૧૮ થી ૨૮ ફકરામાં **આતશનું** બ્યાન આવે છે કે જ્યાં આતશ રાતના પહેલાં પહોરમાં ઘર ધણીને, રાતના બીજા પહોરમાં ખેડુતને અને રાતના ત્રીજા પહોરમાં તે અશો શરોસને અરજ કરે છે કે જે શરોશ પરોદર્શ નામના મરઘાને ઉંઘમાંથી જાગૃત કરે કે જે માણસને ઉઠાડે છે ત્યારે આતશ અરજ કરે છે કે મારી સામેનો દેવ **આજીશ** મારી જીંદગીની સામે હુમલો કરવાને આવી પહોંચે તેની અગાઉ તમો ઉઠો અને મને સડી કાઠીથી રોશન કરો અને તેમ કર્યાથી તે આતશ તે માણસોને ચોક્કસ પ્રમાણમાં સુખ આપે છે. (અધુરૂ)

# અસાર સંસાર.

લખનાર:—મી. મનહર વરતેજવાલા.

(ગઝલ.)

અરે જીવડા તું જાણી લે જગતમાં કંઈ ન જોવાનું
સુખો કે દુઃખ દેખીને ન હસવાનું ન રોવાનું
મથે મિથ્યા મહેનતથી ફસાઇ આશને ફાંસે
મળે કયાંથી મલાઇ કહે જ્યાં પાણીનું વલોવાનું
નહીં ત્યમ સાર સંસારે અહો નિશ જે અસારજ છે.
કહે શું તારવે તેમાં જ્યાં કંકરનું છે સોવાનું
ભલે કોટી પ્રયત્નોથી કરે સંભાળ તેની પણ
ન દેખે દુધ તે કહિયે વરોળીમાં શું દોવાનું
મટે નહીં કોઇ કાળે એ સદા જે કોયલા કાળા
ધૂએ ધરી દુધમાં પણ તે છે તેનું વ્યર્થ ધોવાનું
જગત આ શુન્ય જાણીને ભજીલે ભાવથી ભગવત
કહ્યું મનહરનું માનીને ન કર પત્થર નિચોવાનું.

# આર્યાવર્તના વીર રત્નો.

[ ૧૭ ]

## ધી ઑનરેબલ જસ્ટીસ સર દિનશાહ ધનજીભાઈ દાવર નાઇટ.

(લખનારઃ—જે. એલ. ડી. બારભાયા.)

If you deny me, fie upon your Law, there is no force in the decrees of Venice: I stand for judgement: answer shall I have it?

(Shakespeare.)

ન્યાય સત્યતાએ નક્કી, જો સત્ય નહિ તો ન્યાય નથી;
ન્યાય ખરો એ કહેવાય, જેમાં અસત્યનું માપ ન તોલાય;
ન્યાય તણી તે પ્રાણાલીકા, શું નહિં અર્પશે તે—
ન્યાય બુધ્ધીકારી શાશનિકા?

(જેકીસન.)

મી. ધનજીભાઈ દિનશાહ દાવર નામના એક જરથોસ્તીને ત્યાં એકના એક પુત્રનો જન્મ ઇ. સ. ૧૮૫૬ ના નવેમ્બરની ૬ ઠી તારીખે થયો, જેનુ નામ દિનશાહ રાખવામાં આવ્યું. દિનશાહે ગુજરાતી માતૃભાષાનું શિક્ષણ લીધા પછી અંગ્રેજી વિદ્યાભ્યાસ પ્રોપ્રાઇટરી હાઇસ્કુલમાં પુર્ણ કીધો, અને વિશ્વ-વિદ્યાલયની કેળવણી લેવા માટે એલફીનસ્ટન કૉલેજમાં અભ્યાસ ચાલુ રાખી ઉપાધી મેળવી વિલાયત ખાતે વધું વિદ્યાભ્યાસાર્થે જવું ઉચિત ધાર્યું.

મી. દીનશાહ દાવરે ઇંગ્લન્ડ જઈ 'મીડલ ટેમ્પલ' દ્વારા કાયદાનો અભ્યાસ ૧૮૭૭ થી જારી રાખ્યો અને ત્રણ વર્ષ બાદ ૧૮૮૦ માં કાયદાશાસ્ત્ર રૂપે ઉપાધિ મેળવી, સ્વદેશ ભણી આગમન કીધું. મુંબઇ આવી બેરીસ્ટરનો ધંધો શરૂ કીધો, અને કાયદા શિક્ષણાલય ( Law College ) માં ગુરૂ ( Professor ) અને પછી નેતા ( Principal ) રૂપે કામ કીધું. મી. દાવરની ખ્યાતિ કાયદાશાસ્ત્રી રૂપે વધતી ચાલી, જે દરમ્યાન મી. બાળ ગંગાધર તિલકના તરફથી બેરીસ્ટર રૂપે કામ કરી મી. તિલકના પ્રથમના મુકદમામાં તેઓએ સારી પ્રખ્યાતિ મેળવી જેને લીધે ઇ. સ. ૧૯૦૬ માં તેઓને મુંબઇની વડી અદાલતના ન્યાયાસન ઉપર બિરાજમાન કરવામાં આવ્યા. જે દરમ્યાન તેઓની પાસે ઘણા જાણવા જોગ મુકદમાઓ આવી ગયા છે, છતાં પારસી પંચાયત, મી. તિલકનો બીજો મુકદમો, રુપેસી બેંક અને કેટલાક પારસી ગૃહસંસારી મુકદમાઓ જે તેઓ સમક્ષ ચાલ્યા હતા તે આપણું લક્ષ ખેંચે છે.

તેઓના ન્યાયાધીશ તરીકેના કાર્યોની પ્રસંશાર્થે નામદાર સરકારે તેઓને ઇ. સ. ૧૯૧૧ માં 'નાઇટ બેચેલર' ની પંક્તિમાં મૂકી અંગતમાન બક્ષ્યું છે. થોડા માસ પૂર્વે તેઓ વડા ન્યાયાધિશ તરીકે બીરાજી ચુકયા છે, અને મુંબઇની અદાલતમાં ન્યાયાધિશ રૂપે ધી ઑનરેબલ જસ્ટીસ સર દિનશાહ પ્રથમ પારસી હોવાથી આખી પારસી કોમને પ્રથમ અગ્ર ન્યાયાધિશ ધરાવવાનું જે માન મળ્યું છે તે માન મેળવી આપનાર સર દિનશાહ પહેલાજ છે. તેઓને એક પુત્ર અને બે પુત્રીઓ છે. પુત્ર મી. દાવર કાયદાશાસ્ત્રી છે અને તે અત્રે પોતાનો ધંધો ચલાવે છે.

ચાલુ નવેમ્બર માસમાં અઠ્ઠાવન વર્ષ જોનાર સર દિનશાહ લાંબું આયુષ્ય ભોગવી સત્ય માર્ગે ન્યાય રાજા અને પ્રજા ઉભયના આશિર્વાદને પામો! અસ્તુ:



નામદાર જસ્ટીશ સર દિનશા દાવર નાઈટ.

વૈરાગ પ્રેસ, કોટ, મુંબઈ.

# Fancy Needle Work.

# ફેન્સી નીડલ વર્ક.

લખનાર—**Irene.**

## "લીલી" પીનકુશન કવર.

આ કવર માટે "પેરી-લુસ્ટા" દોરાનો એક બોલ અને નંબર ૨ નો લોખંડનો સુયો લેશો તો પાંચ ચોરસ ઈંચના માપનું કવર થશે.

૫ સાંકરી લઇ તેની ગોળ રીંગ બનાવો.

**પેહેલો રાઉન્ડ**—૫ સાંકરી, એક આંટા વગરનો ટાંકો, એ પ્રમાણે ચાર લુપ બનાવો, ૬ સાંકરી.

**બીજો રાઉન્ડ**—૩ આંટા વગરના ટાંકા પેહેલા લુપમાં, * ૬ સાંકરી અને ૩ આંટા વગરના ટાંકા પાસેના લુપમાં, * થી બે વખત ગુંથો, ૬ સાંકરી.

**ત્રીજો રાઉન્ડ**—* ૩ આંટા વગરના ટાંકા પાસેના લુપમાં, ૨ આંટા વગરના ટાંકા આગળ ગુંથેલા, ત્રણ આંટા વગરના ટાંકાના પેહેલા બે માં, ૬ સાંકરી * થી ત્રણ વખત ગુંથો, ૬ સાંકરી.

**ચોથો રાઉન્ડ**—* ૪ આંટા વગરના ટાંકા પાસેના લુપના, એકેક આંટા વગરનો ટાંકો દરેક ટાંકામાં, સીવાય છેલ્લો, ૬ સાંકરી, * થી ત્રણ વખત ગુથો.

ચોથો રાઉન્ડ સાત વખત ગુંથો.

**બારમો રાઉન્ડ**—૬ સાંકરી * એકેક આંટા વગરનો ટાંકો ગ્રુપનો છેલ્લો સીવાય દરેક ટાંકામાં ૬ સાંકરી; એક આંટા વગરનો ટાંકો બે ગ્રુપની વચમાંના સાંકરીના લુપમાં, ૬ સાંકરી, * થી ત્રણ વખત ગુંથો ૬ સાંકરી.

**તેરમો રાઉન્ડ**—* એકેક આંટા વગરનો ટાંકો ગ્રુપના છેલ્લા સીવાય દરેક ટાંકામાં, ૬ સાંકરી, એક આંટા વગરનો ટાંકો પાસેના લુપમાં, ૬ સાંકરી, એક આંટા વગરનો ટાંકો પાસેના લુપમાં, ૬ સાંકરી, * થી આખો રાઉંડ થાય ત્યાં સુધી ગુંથો.

હવે તેરમા રાઉન્ડ પ્રમાણે જ્યાં સુધી આંટા વગરના ટાંકાના ગ્રુપ બબે ટાંકાના થાય અને બંને ગ્રુપની વચમાંના સાંકરીના લુપો ૧૨ થાય, ત્યાં સુધી રાઉન્ડો ગુંથ્યા કરો. ૭ સાંકરી અને એક આંટા વગરનો ટાંકો, ફરતો ગોળ ગુંથી જાઓ. અહીં કવરની આગલી બાજુ ખલાસ થઇ. હવે પાછલી રાઉંડ માટે ૫ સાંકરી લઇ ગોળ રીંગ બનાવો.

**પેહેલો રાઉન્ડ**—* ૬ સાંકરી, એક આંટા વગરનો ટાંકો, * થી ત્રણ વાર ગુંથો એટલે સાંકરીના ચાર લુપ થશે. ૭ સાંકરી.

**બીજો રાઉન્ડ**—એક આંટા વગરનો ટાંકો પેહેલા લુપમાં, * ૭ સાંકરી, એક આંટા વગરનો ટાંકો, એજ લુપમાં; ૭ સાંકરી, એક આંટા વગરનો ટાંકો પાસેના લુપમાં; * થી આખો રાઉન્ડ ગુંથી જાઓ.

**ત્રીજો રાઉન્ડ**—૭ સાંકરી, * એક આંટા વગરનો ટાંકો પાસેના લુપમાં, ૭ સાંકરી, એક આંટા વગરનો ટાંકો એજ લુપમાં, ૭ સાંકરી, એક આંટા વગરનો ટાંકો પાસેના લુપમાં, ૭ સાંકરી, * થી આખે રાઉન્ડ ગુંથી જાઓ.

આ પ્રમાણે ૧૧ લાઇન ગુંથો. હવે બંને ભાગોને સાથે પકડીને ત્રણે બાજુએ ૭ સાંકરી, એક આંટા વગરનો ટાંકો ગુંથી જાઓ. ચોથી બાજુએ ગુંથતી વેળા ફક્ત આગલીજ સાઇડના ભાગમાં ગુંથવું પાછલો ભાગ છુટોજ રાખવો કે જેથી કુશન અંદર મુકવાને બને.

હવે કુશનની ચારે બાજુએ જે બોરડર છે તે "સોલોમન સ્ટીચ" ની ચાર લાઇનની બનેલી છે. આ "સોલોમન સ્ટીચ" એટલો તો જાણીતો છે કે તેની વીગત આપવાની જરૂર નથી.

# રમુજ સંગ્રહ.

"ક્હેને માટીડાઓ અદેખા નથી."

પ્રભાતના બાનુ વાંચકો ! સમજોજ કે ? માટીડાઓ કહેછ કે "હમો કાંઇ બૈરાંની કાની અદેખા પરતા નથી." શું એ ખરી વાત છે ? નોટ આ ખીટ. જુઓ મારી ઉપર શું વીત્યું છે ? ને મારો માટીડો ઉલટુંજ સમજીને કેવો અદેખો થઇ ગયો હતો.

તે શનીવાર હતો. મારા નવલશા ઓપીશ સીધાર્યા હતા. સવારના આસરે અગયારેક વાગે મારાં માયજીએ બોય પાસે મને તેરાવી કારણકે તે દહાડે એવણ સાંધરાં કરવાના ઉતાં ને મને કામે લાગવા બોલાવી હતી. મારા નવલશાનું ભોણું ઓપીશે મોકલી ખાઇ બાઇ હું મારાં માયજીને ત્યાં સીધારીને જતી વખતે મારા નવલશાની જાણ માટે નીચલી ચીઠી લખીને ટેબલ પર મુકી, કારણકે તે સનીવાર હતો ને નવલશા જલદી આવનાર હતા. હું ત્યારે ત્યાર પછી હું ચીઠી મુકીને ગેઇ. એ ચીઠીમાં શું લખ્યું હતું તે જુવો.

"મારા વ્હાલા નવલશા,

મારાં માયજીએ મને બોલાવી ને તેથી હું સાં ગેઇચ, તેમજ મારા "ડોલી" માંથી જીવ ભરાઇ રહયો છે તેનેબી મલતી આવશ ને કીસી આપતી આવશ. હું જમી ખાઇને રાતના આવશ. બોય તમોને ભોણું આપશે. ફકર કરશો ના. લી૦ તમારી વ્હાલી નાજુ."

માયજીને ત્યાં સાંધરાં બનાવ્યાં ને હમોએ ચાંપ્યા તેમજ થોડાં મારા નવલશાને માટે લઇ જવા રાખ્યાં. રાત પરી ને હું જમી ખાઇ, મારા ડોલીને મલી, કીસી લઇ, રમાડી, ઘરે ગેઇ પણ ઓજજા ! બહારથી બારણું બંધ ! ઘણીક બુમો પાડી, મારી સાથે સાંધરાં લાવેલી આયાએ બારણાં ઠોકયાં, ઉપર નીચેના બૈરાઓએ બારીએ ડોકયાં કર્યા પણ મારા નવલશાએ બારણાં ખોલ્યાં નહિ. હું તો મરે પાણી પાણી થઇ ગઇ ને જ્યારે મેં ઘણીક બુમો પાડી ત્યારે નવલશાએ ગુસ્સામાં બારણાં ખોલ્યાં.

"નવલશા આજે એટલા ગુસ્સામાં કાંય છેવ !" મેં તેવણને પુછયું.

"ચાલ મુંગી મર ! વલી પુછેચ કે ગુસ્સામાં કેમ છેવ ! જા, તારો જે હોય ત્યાંજ જા ને "કીસી આપ."" નવલશા ચીરડાતા ન્યુસ વાંચતાં બેઠા.

"એ આય શું કહેવાય ? મરે એ તમો શું બકોચ ! કોણ મુવો હોય ને કોણ મુવાને કીસી આપું ?"

"કોણ મુવો હોય ને કોણને કીસી આપું ?" "હા, હા, વલી નવલશા તમો ને એમ બોલવું નહિ જોઇએ હું તો મારાં માયજીને ત્યાં ગયલી."

"હા માયજીને ત્યાં ગયલી ને ડોલી શોલીનેબી મલતાં આયાં ને કીસી આપતાં આયાં. એવા ડોલી સોલી ઉતા તો પછી મારી સાથે પરણવાનું શું કામ ઉતું ? જાની હજુરબી ડોલી સાથ પરણી જાની !"

"મુવો કોણ ડોલી ને કોણ સોલી ! નવલશા આજે એ શું ભલતું ભલતું બકોચ ?"

"ભલતું ભલતું બકોચ ! તેં ચીઠીમાં શું લખ્યુંચ કે હું ડોલીમાં જીવ ભરાઇ રહયોચ તે તેને મલતી આવશ ને કીસીબી આપતી આવશ. એ નાપાક કોણ ડોલી મુવોચ ? બોલની કયાં રહેચ. ? વલી સારૂ લખી ગેઇ કે હું મારા ડોલીને મલતી આવશ."

મરેરે ! હવે મને સમજ પડી. આય તો આંધરે બેહેરૂં કુટાયું !

"નવલશા, તમે ઘણા અદેખા થયાછ. કહેજે માટીડાતો અદેખા થાયજ નહિ."

"અદેખો નહિ થાઉં ! મારી સાથે પરણીને હવે તું બીજા સાથે દોસ્તી રાખેને—"

"અરે પણ તે ડોલી કોણ ઉતો તે તમો જાણોચ કે ?"

"હશે કોઇ ચોર, લોફર, લફંગો, ઠગારો, મુજી, બેવફા, મારે હાથનો માર ખાનારો, કમબખ્ત, મને મલે તો ખરો, પછી તેની—" મારા નવલશા હવે ઘણુંજ

ગુસ્સામાં આવી ગયા ને ટેબલ સાથે હાથો હાથ અફારવા લાગ્યા ને હવે મારેથી જોવાઇ નહી શકાવાથી મેં ભરમ ખુલ્લો કીધો.

"અરે પણુ નવલશા, કાંય અમથો જીવ દુ:ખમાં નાખોય? કાંય એટલા બધા ઉશ્કેરાવોય? એમ તે હું બેવફા, છેઉં કે પરણ્યાં પછીબી બીજા સાથે દોસ્તી રાખું."

"ત્યારે બોલ કોણુ આય મુછી ડોલી છે?"

"નવલશા, એ કાંઇ માટીડો નથી. એ ડોલી તો મારો પાળેલો મારાં માયજીને ત્યાં કુતરો છે. નાનપણુથી મેં પાલ્યોય."

"એમ?" નવલશાએ હવે ઠંડે અવાજે પુછયું.

"હા એમજ! તમેબી હરવેલા, નકામાં ખફા થયા. કેહેજે માટીડા તો અદેખા થાયજ નહિ, બોલ બોશ."

નવલશા હવે ધીરા પડયા ને સાથે લાવેલા સાંધરાં ચાંપવા લાગ્યા ને થંડા પડયા.

"પ્રભાત" ની વાંચક બાનુઓ, ચીઠી લખો ત્યારે ખુલ્લું લખજો કે તમારા માટીડાઓ એમ ઉંધું સમજી પોતાની આંખમાં ઝેર નહિ લાવે.

(મીસીસ જાલાં બરજોર ચીનાઇ.)

### મને કાલેજ કાંય નહીં કહયું?

માય—નહીં દીકરા અદી, આજે વરસાદ ઘણોજ જોરમાં છે. હું ધારૂંછ કે આજે તું સ્કુલમાં નહીં જાએ તો સારૂં.

આ સાંભળી અદીનો ચેહરો ખીલવાને બદલે જરા કરમાયો.

માય—કાંય શું છે? સ્કુલમાં નહીં જવાતું તેથી દલગીર થઇ ગીયોછ કે? ડાહ્યો દીકરો છે.

અદી—મને ગઈ કાલનું કહયું હોતે તો રાતના બે કલાક મહેનત કરીને લેસન કીધું તે કરતેજ નહીં! વરસાદ બી છડીયટ જેવો કાલે રાતેજ કાંય નહીં આયો હોસે?

(નોસાકરો કેકી.)

### સમજુ દીકરો.

"કેવો ડાહયો ને શયાણો દીકરો" માયજી બોલયાં "બોંય પર પરી ગીયો તોબી જરાક રડયો નહીં, એમજ કર્યે દીકરા!"

"માયજી તાંહ કોઇ સાંભળનારૂં ઉતુંજ નહી, તો પછી હું રડીને શું કરૂં?"

(સોલન.)

### દુરજ બેસુંછ.

બાપ—મંચેર, જાલ જસાવાલો ઘણો ખરાબ દુકતો છે, તેથી તેનાથી દુરજ રહેજે હં દીકરા!

મંચેર—હા મમા, હું એનેથી દરરોજ દુરજ રહેઉંછ. એ પહેલા બાંકપર બેસેછ ને હું છેલ્લા પર.

(નોસાકરો કેકી.)

### ધંધાદારી કુનેહ.

"નાલ્લાં પીકચરો મને મુદલ ગમતાં નથી. મજાહનાં મોટાં કેનવાસ પર હોય તે મને ઘણાંજ ગમેછ."

"હું તાહરે તમે કોઇ આર્ટના ખાં હોશી!"

"નહીરે, હું તો પીકચર ફ્રેમ મેકર છેઉં!"

(સોલન.)

### કેટલા વાગ્યા?

છુચો—મારા બાવા પુછેછ કે તમારાં ઘડીયાળમાં કેટલા વાગ્યા?

પડોસી—ચારને વીસ.

છુચો—તો મારા સાહેબ ચારને વીસ ચોવીસજ કહી દેવોની વરી.

(નોસાકરો કેકી.)

### એક નમૂ યાદ.

"મારો બધો સામાન ગાડામાં ભરાયોછ કે?"

"હાજી."

"કંઇ રહીતો નથી ગયું? જોજે પછી—"

"નહીજી, એક ખોરું દાહડયુંબી નથી રહી ગીયું."

(સોલન)

## પણ પુછવાનું કંઇ કારણ?

મવાલી—બાઇજી, પેલો ડગલો પાટલુન ધોવાનાં છે તે આપો.

ઘર ધણીઆણી—કાયો ડગલો પાટલુન?

મવાલી—શેઠનો કેશમીરનો ડગલો ને પાટલુન છે તે આજે એવણ ઑફીસમાં જતાં જતાં હમારી દુકાને આવ્યા ને કહયું કે મારો ડગલો પાટલુન ધોવાનો છે તે ઘેરથી લઇ આવજો.

બાઇ—ત્યારે એવણ આજે તમારી દુકાને આવી ગીયા?

મવાલી—હા બાઇજી.

બાઇ—એવણ સારી કાની તો ઉતા કેની?

મવાલી—હાજી.

બાઇ—ને ખરેખરી રીતેજ બોલતા'તા ચાલતા'તા કે?

મવાલી—હાજતો વરી. પણ એમ પુછવાનું કંઇ કારણ?

બાઇ—કારણકે આજે આઠ વરસ થયાં એવણ તો ગુજરી ગયાજી.

(નોટ—પેલાએ ચુપચુપ ત્યાંથી પોબારા ભાગ્યા.)

(નોસાકરો કેકી.)

"હેરી, એ તું કરેછ શું? આટલો નાનો છે ને બીડી ફુંકે છે? તારો બાપ હમણા જોય તો શું કરે?"

"એરજ ફુંકે તો!" હેરીએ કહયું, "કારણ એ એવણનીજ સ્પેશયલ મેકરની બીડી છે!"

(સોહન.)

## રામબાણ ઇલાજ!

મીસીસ—ડાક્ટર, હું ધારૂંછ કે મારા કાવસશાહનાં ભેજાંને કાંઇ અડચણ થયલી છે. ખરેખર તેમ છે કે નહીં તે શોધી કહાડવાનો તમારી પાસે કાંઇ ઉપાય છે?

ડાક્ટર—ઘણો સહેલો ઉપાય! તમે તેને કહો કે "હું તમારી સાથે કદી વાતજ કરવાની નથી." એ સાંભળીને જો તે હસે તો જાણજો કે એવણનું ભેજું તદન સલામત છે.

(નોસાકરો કેકી.)

## હુશીયારી કોઇના બાપની છે?

"અરેરે વરી તમે હારમોન્યમ શાનું ઉંચકી લાયા!" મીસીસે કહયું, "સુવા પેલા પાસેના હોમજી પાસે એક થોભલું બરેલું છે તેથી એ આખો દહારો મારૂં ભેજું ખાઇ જાય છે તેમાં તમે એક વધુ ઉમેરાયા!"

"હવે તું મુંગી મરની સમજે નહી તાહરે! એ મેં એનીજ પાસેથી વેચાતુ લીધુંછ. હવે એ શું વજાડશે! એનુ કપાળ!"

(સોહન.)

## વાગો બદલીને જાવો?

બેરામ બારીયા બાપડો બધાંથી બહુ કંટાલી ગયો હતો. એક દિવસે તો તેવણના મીજાજની સીમ ૧૨૪॥° ડીગ્રી જેટલી થઈ ગઇ અને આખરે તેવણે આપઘાત કરવાનો ઠરાવ કર્યો.

ફેંટો લઇને નીકલતાં બારણાં આગલ મેમસાહેબ મલ્યાં. "કેમ! વરઘોડો કયાં ચાલ્યો?"

"બસ, બસ, બચાઇ, હવે હું તારી આવી મશ્કરીથી તદન કંટાલી ગીયોછ. આજે સાંજ સુધીમાં તો તું દરીયામાં મારી લાસ તરતી જોસે!"

"અંહ! એમ છે? પણ આએ તમારો ડગલો, ફેંટો ને આજનો નવો કોરો વાગો બદલીને જાવાની!"

(નોટ—બેરામજીના ઓરડામાં વાગો બદલવા સધાવ્યા તે ઉંઘ આવી તે છીઓ કરી ગયા.)

(નોસાકરો કેકી.)

## અનુભવ લેઓ!

પેલો રૂશતમ વીધવાને પરણ્યો ને હવે ખરેખરો પસતાયછ. કહે જે વીધવા સાથે કદીબી પરણવું નહી.

કાંય?

ઘેર રાતના મોડો આવેછ તેનાં કારણમાં એવાં જુનાં દીલ્લાં બાહણા ચાલી શકતાં નથી

(સોહન.)

# તબીબી નીબંધ.

લખનાર—ડૉ. જાંહગીર ખરશેદજી દાજી એલ. એમ. એન્ડ એસ.

( પુસ્તક ૧ લાના પાને ૫૭૯ થી ચાલુ.)

તનદુરસ્તીનો નિયમ તોડીને દવાદારૂ વડે તનદુરસ્તી જાળવવાનો ખોટો ખ્યાલ ટેકવનારૂં એક અગતનું સાધન તબીબી સલાહ અને સારવારની ચાલુ રૂઢી છે. મજકુર રૂઢી મુજબ દવાના ધીચારા ધીચાવવામાં તબીબ મંડળના મોટા ભાગનો ગુજારો ચાલે છે, વાજબી સલાહની કીમત પિછાનવામાં આવતી નથી, તેનું દામ આપવામાં આવતું નથી. જે તબીબ મેહેનત લેઇને ધરાકને સમજાવે છે કે તેને દવાના ધીચારાની જરૂર નથી અને ઘટતી સમજ આપે છે કે ચોક્કસ નિયમ પાળવે તે સારી તનદુરસ્તી જાળવી શકશે, તેને મજકુર સલાહનું કંઇપણ દામ જડતું નથી, અને તે ધરાક ખોહે છે, એટલે વખત જતાં, તેની આવક સંબંધી સ્થીતી દયાજનક થઇ પડે છે; જ્યારે તેના ધંધાદારી ભાઇબંધો કે જેઓ જે આવે તેને નુસકાનું ભીલાડું ચીતરી આપે છે, તે જો કુનેહથી કામ લે છે, તો તેને ત્યાં ટંકશાળ ચાલે છે. કહે છે કે એક ચતુર વૈદરાજ એક શ્રીમંત ધરાકને બે નુસકાની દવા એકેક પછી ફેરવી ફેરવીને આપતો હતો, અને મજકુર ધરાક મહીનાના મહીના દવા લેઇ જઇ રોજીંદો વકરો કરાવતું હતું. એક વેળા વૈદરાજનું બહારગામ જવું થયું ત્યારે તેને પોતાની જગા રાખનાર બેટાને હવાલો આપ્યો, કે સાત દીવસ એક નુસકો બનાવી આપવો અને તે પછી સાત દીવસ બીજો નુસકો બનાવી આપવો. બેટાએ જોયું કે પહેલા નુસકાથી ફાયદો થાય છે, એટલે તેને તેજ ચાલુ રાખ્યો. વૈદરાજ પાછા ફરે તેટલાં દરદી સાજો થયો અને દવા લેતો બંધ પડયો. વૈદરાજ આવીને પુછે છે કે પેલો ધરાક કેમ નથી આવતો? બેટાએ હરખાઇને જવાબ વાળ્યો, કે તેને પહેલા નુસકાથી ફાયદો થયો, માટે તેજ ચાલુ રાખવામા આવ્યો એટલે તે સાજો થયો, વૈદરાજે નારાજ થઇ બેટાને ઠપકો આપ્યો, 'મુર્ખ' અનાડી એ તેં શું કર્યું? તેં મારો રોટલો ખોરવ્યો, તેને થોડે દીવસે બીજો નુસકો કાંય નહીં આપ્યો, પહેલોજ નુસકો કાંય ચાલુ રાખ્યો? એ તો શ્રીમંત છે, રોજ દવા લેતાં એને ક્યાં ખોટ જવાની હતી; હવે હું ગરીબ માણસ કયાંથી રોટલો રળી ખાવશ. એવો મામલો અભણ વૈદ વર્ગમા રજુ થાય છે, તે ના પાડી નહીં શકાશે, અને તે વડે ચોક્કસ લોકોમા એવો વિચાર ટકી રહે છે, કે તનદુરસ્તીની જાળવણી માટે રોજીંદી ચાલુ દવા લેવાની જરૂર છે. તબીબ મંડળ ઉપર એવો ગંભીર આરોપ મુકી નહીં શકાય, પણ એક બીજા પ્રકારનું ખેણુ કોટક થાય છે તે ના પાડી નહીં શકાશે, અને તેનો સ્પષ્ટ ખ્યાલ એક દાખલા વડે રજુ કરી શકાશે. મારા તબીબી અભ્યાસનાં પહેલાં વરસમાં એક બાળક સીક પડવે તેને લેઇને હું મારા કુટુંબના તબીબ કને જતો હતો. તબીબ સાહેબની ટેબલ આગળ અધીરાં ધરાકનો ધસારો થતો હતો. અમુક ધરાકની હકીકત શરૂ થતાં વાર તેવણ નુસકો લખવાનું શરૂ કરતા હતા, અને તે પુરો થવે રજુ કરતા હતા. કોઇ બોલકનાં બાઇ તનકો કરતાં હતાં કે, 'દાક્ટર મારી હકીકત પુરી નથી થઇ તેટલાં દવા શું લખી આપી' ત્યારે તબીબ સાહેબ ઠંડે કલેજે જવાબ વાળતા કે, 'અચ્છા બોલો, અમ સબ સમજતા' અને દાસ્તાન પુરૂં થવે હશીને પેલો નુસકો ફરી રજુ કરતા કે, 'અમ સબ સમજતા, ઓ સબકા દવા અમ લીખ દીયા.' ધરાક સંતોશ પામી કમપાઉંડર કને જતાં અભીપ્રાય આપતાં કે, 'મુવો બુધો બરો કાગડો છે, બધું જરામા સમજી જાયચ.' કમપાઉંડર નુસકો બનાવતો, જે લગભગ સઘલાંઓ માટે સોદા બાઇકાર્બ અને એસીદ સીટ્રીકનો દીડામા આવતો હતો. દવા બનાવવે ગેસ નીકલીને ફીણફીણ થતું હતું, ત્યારે ધરાકો વાત કરતાં હતાં કે 'એવી દવા ઘણી જલદ હોં, જોયું કે, બનાવતાં બનાવતા ફીણ ફીણ થાયચ; અને બીજાં તાપસી કરતાં કે, 'હારે માય, દવાતો

એવી જલદ કે તે દહારે હું લેઇ ગઇ, તે ઘુચ ફતાક કરીને ઉડી ગીયો.' એ રીતે સેંકડે નેવુંથી વધુ ટકા ધરાકને ફક્ત સોડા વાટર પાવામાં આવતો હતો, અને ઘણા દાખલામા ખુદરત દરદ સારૂં કરતી હતી, ત્યારે તબીબને તેનો જશ મલતો હતો, કારણ કે તે થોડું બોલવે 'બધું સમજી ગીયો' અને તેને 'દવા એવી જલદ આપી કે ફતાક દેઇને ઘુચ ઉડી ગીયો.' પણ મારાં બેશી બાળકને ફાયદો નહીં થયો. રોજીંદી હકીકત લેઇ જઇ દીવસો તુલીક ફરીયાદ કરવા છતાં સોદા બાઇકાર્બ અને સીટ્રીક એસીદનો નુસ્કો ચાલુ રહ્યો. હું બીજનાઇ ગીયો અને બાળકનાં માબાપને સમજાવીને બાળકને બીજા તબીબ આગળ લઇ ગયો. તેવણ પણ સેંકડે નવાણુ ટકા દરદીઓને એકજ નુસ્કો લખી આપતા માલમ પડયા, કે જે નુસ્કો સેનટોનીનનો પાઉડર અને સુનામખીના મીક્ષ્ચરનો હતો. પેલાં બાળકની બીમારી કરમની હતી, તેને કરમ પડયા અને રાહત મલ્યો, એટલે મજકુર તબીબની જગેજગ વાહવા બોલાઇ. પણ તેવણની ધટતી તપાસ પછી નુસ્કો લખી આપના નહીં હતા, તેવણનો સુંઠનો ગાંઠયો તે હતો. એક ત્રીજા તબીબનો સુંઠનો ગાંઠયો કુઇનીન મીક્ષ્ચર માલમ પડયો. ચોથા તબીબના અનુભવે મને વધુ વીચારમા નાખ્યો. તેવણ ધોબીને વાગે કપડાં બદલે તેમ થોડે દીવસે પોતાનો સુંઠનો ગાંઠયો બદલતા હતા, તે છતાં તેવણની પણ આગળા ચાર તબીબોની માફક વાખવાથી થતી હતી. એવા અનુભવ ઉપરથી શાંત વીચાર એકજ અનુમાન ખેંચી શકે છે, અને તે એકે ઘણા દાખલામા ખુદરત પોતે દરેક સારૂં કરે છે, કોઇ પણ દવા આપવા છતાં સારૂં કરે છે, અને કંઇ પણ દવા આપવા વીનાબી સારૂં કરી શકે એમ છે. જો ખુદરત સારૂં કરતી હોય, અને ભાત ભાતના નુસ્કા વગર વીચારે આંખ વીચીને ફરમાવવામા આવતા હોય, તો દવા વડે દુખ સારૂં થયું એમ માનવા કરતાં દવા છતાં દુખ સારૂં થયું એમ માનવાનું વધારે કારણ છે.

ઉપલું વીવેચણ દુઃખ થવા પછી દવાવડે સારૂં કરવા બાબેનું છે, છતાં દવાવડે તનદુરસ્તી જાળવવાના ભુલભરેલા ખ્યાલમાં તનદુરસ્તીનો નિયમ જાળવવા બાબે બેપરવા રહેવાના વીષ્ય સાથે તે અતલગનો સંબંધ ધરાવે છે. અમુક નુસ્કાવડે તનદુરસ્તીનો સર્વ પ્રકારનો બીગાડ મટાડી શકાય છે એવી માન્યતાને લીધે તનદુરસ્તીનો નિયમ જાળવવાની ધટતી પરવા કરવામાં આવતી નથી.

તનદુરસ્તીનો નિયમ પાળીને તેની જાળવણી કરવાની જગાએ દવાદારૂના ધીચારાવડે જાળવણી કરવાનો ખોટો ખ્યાલ ટેકવનારૂં બીજું અગતનું સાધન પેટંટ દવાનો ધંધો છે. પૈસા કમાવા થકી અનેક દવાઓનાં બાકાં ફુંકનારી જાહેર ખબરો છુટથી આપવામાં આવે છે, અને તેમાં મજકુર દવાઓને ગમે એવાં બીકટ અને ગંભીર દરદો સારાં કરવાની ખાતરી આપવામાં આવે છે, એટલુંજ નહીં પણ વળી તેનો અટકાવ કરવાની વટીક ખાતરી આપવામાં આવે છે. જ્યારે તબીબ અને વૈદને ઘરે લોકો દવા લેવાને જાય છે, ત્યારે મજકુર જાહેર ખબર લોકોને ઘરે રોજીંદી જાય છે, અને તેઓને એક પ્રકારની મોહીનીમાં નાખી તેઓનાં મગજમાં એવી માન્યતા નીપજાવે છે, કે તેઓ અમુક દવા વાપરીને તનદુરસ્તીની જાળવણી કરી શકશે, એટલે તનદુરસ્તીનો નિયમ પાળવાની જરૂર નથી.

તનદુરસ્તીનો નિયમ પાળવાની જગાએ દવાદારૂના ધીચારાથી તનદુરસ્તીની જાળવણી કરવાનો ખોટો ખ્યાલ ટેકવનારૂં એક વધુ કારણ તનદુરસ્તીના નિયમોનાં વીગતવાર જ્ઞાનની કોટાઇ તેમજ મજકુર નિયમો પાળવા બાબેની નામરજીમાં સમાયલું છે. આપણે આગળ જણાવ્યું તે મુજબ તનદુરસ્તીનો સામાન્ય ખ્યાલ કુલે ખોટો અને ભુલભરેલો રહે છે. ત્યાં આગળ તેના જુદા-જુદા નિયમોનાં વીગતવાર જ્ઞાનની આશા શી રાખી શકાય? તનદુરસ્તીના સામાન્ય ખ્યાલ ઉપરાંત તેની જાળવણીના નિયમોનાં વીગતવાર જ્ઞાનની જરૂર છે, તેની વીગતવાર સમજ વીના સામાન્ય ખ્યાલની સમજ બરાબર ધ્યાનમાં ઉતરી શકતી નથી અને જોઇતી અસર કરી શકતી નથી. આગલા પત્રમાં આપણે તનદુરસ્તીનો સામાન્ય ખ્યાલ રજુ કીધો હતો; આવતા પત્રમાં આપણે તનદુરસ્તીના નિયમોનું વીગતવાર જ્ઞાન રજુ કરવાની કોશેશ કરીશું.

# પેશવાઇ કેમ ગઇ?

લખનાર—મર્હુમ કવિ દા. એ. તારાપોરવાળા.

આપણી ઉપર રાજ્ય કરી ગયલાં મહારાણી વીકટોરીયાની પ્રતાપિ ગાદીની આગમજ જે અંધેર અમલો આપણા વડીલો ઉપર ચાલી ગયા છે તેનો આપણને જરાથી ખ્યાલ થાય છે ? એવા અંધેર અમલો જે આ ઇનસાફી રાજ્યની આગમજ ભરતખંડમાં હસ્તી ભોગવી ગયા, તેમાં "પેશવાઇ અમલ" એક હતો. આજે જોકે તેની નામ નસલ નથી, છતાં, તવારીખના સફાઓમાં તેની યાદ હમેશ માટે નોંધાઇ રહેલી છે અને આપણે તે માંહેલા સૌથી છેલ્લા બનાવો અત્રે યાદ કરીશું.

"પેશવાઇ કેમ ગઇ?" આ સવાલ વિદ્વાનોમાં આજે પણ ચર્ચાય છે, અને તેનો મુખ્ય દોષ ખુદ "બીજા બાજીરાવ પેશવા" પર મુકવામાં આવે છે. કહે છે કે બાજીરાવ પેશવામાં હીચકારાપણું ન હોત તો પેશવાઈ જાત નહિ.

**તવારીખ પોતે એની સાહેદત પુરે છે.**

બીજા બાજીરાવ પેશવાને ઇંગ્રેજ સરકારે બીજી વાર ગાદી ઉપર બેસાડયાને હજી તો વખત વીત્યો નહી એટલાં બાજીરાવ પોતાની કબુલાતથી ફરી ગયો. તે વેળા સિંધ્યા હોલકર વિગેરે રાજા રજવાડાઓ ભારે પ્રપંચ મચાવી રહ્યા હતા, અને આજના જેવી સુલેહ શાન્તીનો વેળ નહતો. સિંધ્યા અને હોલકરે તે પ્રસંગે ઇંગ્રેજથી માંથું ફેરવી હિંદુસ્તાનમાંથી તેને સમૂળગો હાંકી કાઢવાને છળ કપટો રચવા માંડતા હતા. તેમાં બીજો બાજીરાવ છુપી રીતે સામેલ હતો.

આ વખતે બાજીરાવના સલ્લાહકારોનો કાંઇ ઢંગ ધડો ન'તો. એમાં મોટું પ્રબળ બંડખોર મસલતકારોનું હતું. ઇ૦ સ૦ ૧૮૧૦ માં સદાશીવરાવ ભાઉની મારફતે ખુરશેદજી મોદી નામના એક પારસી ગ્રહસ્થને બાજીરાવ જોડે અચ્છી મીત્રાચારી પડેલી હોવાથી ઘણાનાં જાણમાં આવ્યા. એ ગ્રહસ્થ ઇંગ્રેજ સરકારની નોકરીમાં હતા અને પેશવા તરફથી બ્રીટીશ લોકો વિષે વકીલાતનું કામ કરતા હતા. એ ખુરશેદજી મોદીએ બાજીરાવનાં મગજમાં બ્રીટીશ વિષે સારા વીચાર બેસાડવાની અતિ કોશેશ કીધી; પણ સદાશીવરાવ ભાઉ અને ત્રીકમજી ડેંગાલીયા નામના મહા પ્રપંચી રાજ્યદ્વારી દરબારીઓ ઇંગ્રેજ તરફ ધિક્કારની નજરથી જોતા હતા. તેઓએ બાજીરાવને ઉલટુંજ સમજાવી ઉલટી અસર ઉપજાવી.

ત્રીકમજી ડેંગાલીયો એક નીચ અને હલકી પંકતીનો માણસ હતો એને ખુરશેદજી મોદીના એક કટ્ટા રાજ્યદ્વારી શત્રુની ગરજ સારી હતી, અને તેજ અંત તેમનો જીવલેણ જમ થઇ પડયો હતો. આ નામીચા ગ્રહસ્થનું મૃત્યુ દગાથી, ઝેર આપવાથી નિપજ્યું હતું. તે જોકે કોણનું કરમ હતું તે આજસુધી અંધારામાં રહી ગયું છે, તે છતાં તેનો મોટો શક એ પ્રપંચી ડેંગાલીયા ઉપર લાવવામાં આવ્યો હતો કે જે તે વેળા બાજીરાવનો ઘણોજ માનીતો થઇ પડેલો હતો.

મરહુમ મોદી સાહેબ જેઓ પાછળથી કરણાટકનાં સરસુબાનો ઓહદો મોટા દરમાયાપર ધરાવતા હતા. તેઓ જ્યારે મરણ પામ્યા ત્યારે બાજીરાવ જાણતો નહતો કે ત્રીકમજી ડેંગાલીયો, મોદીની અદેખાઇમાં બળી મરે છે.

ઇ૦ સ૦ ૧૮૧૬ માં ત્રીકમજીને ઇંગ્રેજ સરકારે પકડીને ઠાણાનાં કીલ્લામાં કેદ કીધો, પણ થોડા દીવસમાં બંદીખાનાના દરોગાની નજર ચૂકાવી તે નહાસી ગયો અને બાજીરાવ જોડે છુપા સંદેસાહ ચલાવવા લાગ્યો. તેનું એક પત્ર પકડાયું કે જેમાં તેણે બાજીરાવને એવું લખી જણાવ્યું કે "તને જલદીથી ઇંગ્રેજની તાબેદારીમાંથી મોકલો કરીશ માટે તારે કાંઇ ચીંતા કરવી નહી. એકાગ્રહ રીતે મારી દરશાવેલી ગોઠવણો મુજબ ચોકટુ ગોઠવતા જવું." પુનાના રેસીડન્ટ મી૦ એલફીનસ્ટનનાં

હાથમાં આ પત્ર આવતાંજ તેણે બાજીરાવથી તેનો ખુલાસો ચાહયો, કે જે તેને ઉડાવ્યા કીધો. છ માસ એમાં ને એમાં વહી ગયા અને જ્યારે બાજીરાવે ખુલાશો આપ્યો ત્યારે રેસીડન્ટની નજરમાં તે ખાતરીપૂર્વક દિસ્યો નહી. એ ઉપરથી કરનલ સ્મીથને પુના ઉપર હુમલો લઇ જવાનો હોકમ થયો.

બાજીરાવ આ મામલો જોઇ ગભરાઇ ગયો અને ઇંગ્રેજોને તાબે થવાની ખુશી બતાવી પણ આ તેનું ડોળ માત્ર નામનુંજ હતું. વચ્ચે થોડા દીવસ નહી ગયા એટલામાં તેને પોતાની સર્વે કબુલાતો ભૂલી જઇ ઇંગ્રેજો સામે લડાઇ ઉભી કરવાને સૈન્ય ભેગું કરવા માંડયું. આ જોઇ ઇંગ્રેજ સરકાર ગભરાટમાં પડી અને બીજીવારની તેની ઘણીજ મીનતજારી છતાં એક મોટી લડાઇ થઇ. કીલ્લો તાબે થવા છતાં પેશવાના લશકરે હીમ્મત છોડી નહિ. મગર હીચકારો બાજીરાવ જેણે આગળ રહીને પોતાના લશકરને સામી હીમ્મત આપવી જોઇએ તે બદલ છાવણી છોડીને નાશી ગયો.

જેવો બાજીરાવ પોતાના લશકરને પડતું મેલી નાશી ગયો તેવોજ તે સર જોન માલકમની પનાહ હેઠલ જઇ ઉભો જ્યાં સુલેહનાં નીચલા કોલકરાર થયા:—

૧–"પેશવાએ પોતાનું સઘળું રાજ્ય છોડી દેવું."

૨–"૨૪ કલાકની અંદર બાજીરાવે પોતાના કુટુંબ અને લશકર સહીત બ્રિટીશોને તાબે થવું."

૩–"પુના છોડી પેશવાએ બનારસ અગર બીજી કોઇ સારી જગ્યાએ જઇ વસવું."

૪–"ઇંગ્રેજ સરકારે તેના અને કુટુંબના પોષણ માટે રૂ. ૮,૦૦,૦૦૦ આપવા."

૫–"પેશવાના કુટુંબનું બ્રિટીશોએ જરાબી અપમાન કરવું નહિ"

આએ સરતોને 'ટ્રીટી ઑફ પુના' યાને 'પુનાની સરતો' કહેવામાં આવે છે. આ શરતો ઇ૦ સ૦ ૧૮૧૮ માં કરવામાં આવી હતી.

આ પ્રમાણે પેશવાના પૂરાતન રાજ્યની ઇ૦ સ૦ ૧૮૧૮ માં પાયમાલી થઇ, મજકુર સાલથી તેની આખી સલતનત ઉપર ઇંગ્રેજી અમલ શુરૂ થયો, કે જે પ્રતાપી અમલની પનાહમાં આજે આપણે સુખથી વશીએ છીએ.

બાજીરાવ પેશવા કે જે બીજો બાજીરાવ ગણાય છે તે ઘણો ખુબસુરત, ચપકી, મોજીલો અને માયાળુ હતો. તે એક અચ્છો વકતા (બોલનાર) હતો. સંસ્કૃત ભાષાનું તે ઉંચું જ્ઞાન ધરાવતો હતો. તેનો ખરાશ મોજો હતો અને એ જેમ તેની મોટી ખુબી હતી તેમ તે હીચકારો હતો અને એ તેની મોટી ખામી હતી.

એવું કહેવાય છે કે બાજીરાવ તરવાના હુનરમાં ઘણોજ કાબેલ હતો અને એકવાર એક ભયભીત વખતે નદીમાં પૂર આવેલો છતાં નખાતી દઇ બીજે પાર જઇ સલામત આવી શકયો હતો.

પેશવાઇ કેમ ગઇ તે જો આપણે જોઇશું તો પેશવાની તવારીખ આપણને ખુલ્લી રીતે તેના નીચલાં કારણો દેખાડી આપશે:—

૧—પેશવા પોતે હીચકારો.

૨—સલ્લાહ આપનાર આપ મતલબ્યા.

૩—હલકાં માણસોની દોસ્તી.

૪—લડાઇનું સમર્થ નહિ.

૫—હજુરીયા મંડળ બીન અનુભવી.

૬—દરબારીઓમાં દ્વેસ-દ્વેશ.

૭—ઇંગ્રેજો તરફ બેવફાઇ.

પેશવાઇ અમલ ભાંગી પડયાથી બાજીરાવ પોતાના કુટુંબ જોડે 'કહાનપુર' નજદીક 'ભીતૂર' ગામમાં જઇ વસ્યો, જ્યાં તેને પોતાની જીંદગીના બાકી રહેલાં ૩૩ વરસ બહુજ આળસાઇ અને એકાંત વાસમાં પૂરાં કીધાં. આ પ્રસંગે તે દેશે દેશની તવારીખો વાંચી પોતાનો વખત પુરો કરતો. એને માટે કહે છે કે વાંચતાં જ્યાંથી કોઇ શુરવીર લડવૈયો લડાઇ કરતાં પોતાની જીંદગીની દરકાર નહી કરતાં છાતી ગયલો નોંધાયલો ત્યાં બાજીરાવ ડુસકે ડુસકે રડી પોતાના હીચકારાપણાં પર ધોધબંધ આંસુઓ નાખતો હતો!

તેની ગાદી ગઇ ત્યારે તેની ઉમ્મર ૪૩ વર્ષની હતી. તે ૭૬ વર્ષની ઉમરે ઇ૦ સ૦ ૧૮૫૧ ના જાનેવારી મહીનાની ૨૫ મી તારીખે આ દોરંગી દુન્યામાં પોતાનો પ્યારો જાન તજી તે દયાળુ દાદારની દરગાહમાં હમેશને માટે ચાલી ગયો.

# કેવી છે આજની પારસણ પોરી?



## એક રમજી સ્કેચ.

લખનારઃ—રૂ. રે. ડુ.

છે આજની પારસણ પોરી,
તદન તાવદાન જેવી;
ભલે હોય કોલસો,
પણ મડમરી એક કહેવી. ૧

આ જોવ રે યારો મારા,
આય પેણુ ને કંઇ કોટક;
કે સારૂં નરસું જોતાં,
જીવ રોજ જાય ફોકટ. ૨

આ માયજી કરે વહીસ્નું,
બાપ દાલમાં કડછો મારે;
પણ દીકરીજી તો એવાં,
કે બાલનાં પફ કાહડે. ૩

શું નખરાં નુખરી ચાલે,
ને મચકઇ લચકઇ જાય;
કે મ્હોંમાં દાંતો ખોટા,
ઠસકઇ ફસકઇ જાય. ૪

આ બાલમાં પીંગ મુકી,
કે છાંટે પાઉડર ગાલે;
ને મારે કુદકા ભુસકા,
જો કે ચાલીસ પર ચાર ચાલે. ૫

શું નાખતું યારો ટીચકું,
શું નેયન નેજાર નાખે;
એ આજની એવી પોરી,
માબાપની સામે ભાખે. ૬

ઓ બાલ જોવ રે એવા,
કે ભુત જેવા માથે;
એ ફરે છીયરી પીયરી,
લબરતાં લટયાં રાખે. ૭

ગયાં યારો—ગયાં,
બધરાં ધરખમ ગયાં,
રહયાં આજે રહયાં,
તદન તાવદાન જેવાં. ૮

નહીં ઘેરની મલે કસરત,
નહીં ઘેરમાં વાસણ માજે;
ઉચકતાં એકાદ ફુલ્સું,
પોરી આજની કાંસે. ૯

છે ચરે મરે એવી,
કે કાંસ કુંસ ચાલે;
વર બચારો મુગો,
અફસોસમાં દીલ બાળે. ૧૦

આ છતરી પકડી હાથમાં,
ને કમરે તો પટો;
શું ચાલે આજની છોકરી
હડો બાબુ હડો. ૧૧

આ વરતી જોવો કમાઇ,
તો બગર પાંચર પાલે;
પણ આજની યારો પોરી
ને ફાલાફુલી ચાલે. ૧૨

ઓ જોવ રે મારી લાડકી,
શું લચકઇ મચકઇ ચાલી;
આ વરણ જાહેર ખાંણે,
ફેરવે છે જો ઠાલી. ૧૩

કહિ આગલું સાદું સુતરૂં,
કહિ આજનું હૉચપૉચ છી છી;
આ કાટલી જેવે ભેજે—
આટલીજ અક્કલ ! છી, છી. ૧૪

ગઇ મમઇ બપઇ મરી.
ઇજારપર દીન કાહરી;
ન પેટીકોટ હોય આજે
તો પેહરે કેમ સારી? ૧૫

બપઇ બુઢ્ઢાં કુટઇ મુવાં,
સારીના કાછરા વારી;
પણ મંડઇ મોરઇ ચાલી,
આ દુકતીઓ આજ સારી. ૧૬

ભાઇ સારી પાટવાં જેવી,
પહેરતાં બઇરાં આગલ;
પણ જોનરે આજે કેવી,
નરી જાંણે કાગલ. ૧૭

કેવું સાદું સુતરૂં પહેરતાં,
પહેરતાં લગન વાગે;
પણ આજે પારો જોવો,
જાંજર લંગર લાગે. ૧૮

હોય કપડું આના સાતનું,
પણ સીલાઇ સાત જાય;
આ દીવાલું કે દાદો?
બોલોની ઓ ભાય? ૧૯

કંઇ ફ્રીલ ફુલ લાઇટ,
આ લેસપીસ ટંગે;
ઉઇ! એકના બમણાં ખરચી,
ઘેરમાં અવ્વર માગે. ૨૦

કંઇ ખરચ કરે ખરચ,
ખરચ કરે એવો;
હોય વર થતો તો સુથાર,
તો બી દાદીશેઠ કહેવો. ૨૧

ઓ બાપરે બાપરે બાપરે!
શીસયારી વધી ચાલી;
આ ખરચ જુઠા સાચા,
બીલકુલ ફોકટ ખાલી. ૨૨

કહિ બાર આનાની સપાટ,
ને દશનાં બુટ આવે!!
બોલો ભાઇજી મારા,
કેમ વરણ જેલમાં જાવે!! ૨૩

જો શું જાસ હોયને પહેરે,
નથી વર કે કંઇ વાંધો;
કાં મીસકીન તણાઇ ફુટે?
કાં એ જુઠો સાંધો? ૨૪

બસ કર બેટા રૂસ્તમ!
અટકાવ કલમ તારી;
અધુરી કેળવણી કુલ,
આપે છે ફળ સારી. ૨૫



# બાનુઓનો બાગ.

લખનાર—સહનશીલ સખી.

**ખરૂં સહનશીલપણું.**

આપણામાં સહનશીલપણાનો ગુણ હોય છે, તો તેનો લાભ ઘણી વેળા અણઘટતી રીતે મતલબી કોઇ આસામીઓથી લેવામાં આવે છે. ને તેઓ આપણને સવાલ કરે છે કે "તમે તો સહનશીલ છેવો કેની? ત્યારે ખમો. અમારી સામે શું કામ થાવો છો?" પણ જો અધીરાઇની આકરી ચઢાઇ સહનશીલપણાનો નાશ કરે તો એક સાધુની સહનતા પણ સંકોચાઇ જાય તો તેમાં આશ્ચર્યકારક શું છે? જ્યાં સ્વમાનનો સવાલ હોય, જ્યાં આબરૂની આંકણી થવાની હોય, જ્યાં મીઠી શાંતિ પર કંકાસનો કિલ્લો તૂટી પડે, જ્યાં ભલાઇનો ભંડાર, અપજશના ડુંગરોથી ઢંકાઈ જાય, જ્યાં સભ્યતાભરી વર્ત્તણુક પર માઠણનો ટોપલો તૂટી પડે, જ્યાં કમઅક્કલ, ડહાપણને દમ ભરાવી દબાવે; જ્યાં નગુણાપણાનો નજીસ વાસ, નાક આગળ રૂમાલ ધરવાની ફરજ પાડે, જ્યાં સડેલાં ભેજાંમાંથી નિકળતી ગટર જેવી ગંદકી, તંદરોસ્ત તબિયતનો નાશ કરે; અને જ્યાં કપિણ કાવતરાંબાજો પોતાના કુકર્મી કાર્યો અને કંગાળ કજીયાથી શાંત મનની શાંતિને ઉંધી વાળે; તો-પછી, એક "સેન્ટ" નું કે ફરેસ્તાનું સહનશીલપણું પણ થોડી ઘડી હવામાં ઉડી જાય, તો તેમાં શું શક છે? સહનશીલતાનો સાલો પહેરવા છતાં, બલકે સહનશીલપણાનો અવતાર હોવા છતાં, જ્યાં સ્વમાનનો સવાલ આવે તો બેશક, એવી સહનતાને થોડો વખત બાજુ મૂકવાની ફરજ પડે. આદમીઓ પોતાની નીચ નેમ અને સગવડભરી મતલબ શોધવા કાજે, સામાં સહનશીલ આદમીઓની સહનતાનો અણઘટતો લાભ લે, તો બેશક, તેઓને તેમની નીચ નેમમાં ફાવવા દેવાં નહિ જોઇએ. એક આસામી સહનશીલ હોય, તેથી કંઇ તે સઘળાં અણઘટતા હુમલાઓ, અપમાનો, અને સંકટો સેહવવાને સંકડાયલું કે બંધાયલું નથીજ. શાંત સ્વભાવના સહનશીલ આસામીઓનાં સહનશીલપણા પર, જ્યારે તેંહકરાઇ, અભિમાની, તોછડાઇ, નિંદા, અને અધુરી કેળવણી જો ત્રાપ મારે તો એક સાધુ જેવાની પણ ધીરજ ખૂટી જાય, તો તેમાં અજબ થવા જેવું કંઇ નથી. ત્યારે, સહનશીલ રહેવા માટે આપણે અવશ્ય કરીને સારી ખાસિયતના, સારી રીતભાતનાં, અને સદ્‌ગુણી આસામીઓનાં સમાગમમાં રહેવામાં શોભા છે. જેઓ દુર્ગુણી અને આપણી શાંતી અને સહનશીલપણાને ઉંધાં વાળવાની કોશેષ કરી, દુન્યાની નજરમાં આપણને દુર્ગુણી દેખાડવાની હલકી યુક્ત કરતાં હોય, તેઓથી દાહડો કોશ દૂર રહેવામાં ડહાપણ સમજવું જોઇએ; અને તેજ ખરૂં સહનશીલપણું છે. "સોબતે અસર" એ કહેવત ખરી છે. સારી પ્રકૃતિના, ઉમદા નેમવાળાં, અને સ્વભોગ આપનારાં, સહનશીલ આસામીઓનાં સમાગમમા આવવાથી આપણને ફાયદો થાય છે. જેઓ આપણી શાંતીને ઉંધી વાળતાં હોય તેઓથી અલગ રહેવામાં આપણને લાભ છે.



**અલેક્ઝાન્ડ્રા સ્કુલનાં સુકાનીઓને સૂચના.**

મેં એક આગલા અંકમા લખ્યુ હતું, કે શેઠ નશરવાનજી મનચેરજી કામાના મરણનો વાર્ષિક દિવસ, કામા સ્કુલના વિદ્યાર્થીઓ પાળે છે, તે પ્રમાણે મરહુમ મી. માણેકજી ખરશેદજી જડજની ધી અલેક્ઝાન્ડ્રા સ્કુલના આગળાં તેમજ હાલના શિષ્યોને, સુકાનીઓએ એક સંપથી એકઠા મેળવી, જશન કરી, ભાષણો અપાવી મરહુમ સ્થાપકનો વાર્ષિક દિવસ પાળે, તો મરહુમનાં નામ કામની યાદ અને કીર્તિ તેઓના છુવરમાં

ચક્ષુ તાજી રહે. આવતો ખોરદાદ મહિનો અને ફ્રરવરદીન રોજ મરહુમનો વાર્ષિક દિવસ (બાજ) છે. જે ૨૯ મી નવેમબરે પડે છે તો તે દિને સઘલાં આગળાં અને હાલના શિષ્યોને એકઠાં કરી, જશન અને ભાષણથી મરહુમનો વાર્ષિક દિવસ ગંભીરતાથી ગુજારવો અને તે દને છોકરાંઓને છુટી આપવી. અલેકઝાન્ડ્રા સ્કુલનાં સુક્ષનીઓને મારી ઉપલી સુચના છે, અને મને ઉમેદ છે કે જો તેઓ પોતાના સ્વર્ગવાસી પિતાના એક ઉમદા કાર્યને યાદ કરવાની અને વર્ષમાં એક વખત ગંભીરાઇથી ગુજારવાની તક વિદ્યાર્થીઓને આપશે, તો તેમનું રૂહ ત્યાંથી પણ ખુશનુદ રહેશે! મારા વિચાર પ્રમાણે ઉપલી નિશાળના સ્થાપકનો વાર્ષિક દિવસ આવી રીતે ગંભીરાઇથી ગુજારવો જોઇએ. મારી આ અરજ પર લાગતાવળગતાઓ લક્ષ આપશે એવી આશા રાખું છું

# જ્ઞાનની દુનીયા.

લખનારઃ—મીનોચહેર માણેકજી માદન.

## ઇશ્વરના સેવકો–

"ઇશ્વર જે દયાનો સાગર છે. તેનો ખરો ચાકર તેજ છે જે નમનતાઇથી ભુમી ઉપર ચાલે છે; જ્યારે કોઇ અજ્ઞાન તેની સાથ તકરારમાં ઉતરે છે ત્યારે તે કહે છે શાંતી; [એટલે તેને ધુતકારી કહાડતો નથી] જે રાત્રી ઇશ્વરના ભજનમાં પસાર કરે છે; જે ઇશ્વરને આજીજી પુર્વક કહે છે કે ઓ ઇશ્વર, હમારેથી તું નરકની આફ્રત દુર રાખજે કારણ તે હમેશની છે; જે જ્યારે પૈસા ખરચે છે ત્યારે તથા કંજુસાઈ કરતો કે છુટે હાથે વેરતો–બલકે મધ્યમપણું જાલવે છે; જે બીજા ઇશ્વરમાં માનતો નથી; જે પોતાના આત્માને અપવિત્ર કરતો નથી; જે મરદપણાની નીતિ જાલવે છે કારણ તે વગર તે પાપી ઠરે છે" [કુરાન–સરાહ ૨૫–૬. ૬૪ થી ૬૮.]

## સુધરેલા મુલકોની સાંજ:–

રાજા લાલા બૈજનાથ પોતાની "England and India" નામની મુશાફ્રરીની ચોપડીમાં પાને ૭૨ (પ્રગટ કરનાર: જેહાંગીર કરાણી) જે લખે છે તે વગર ટીકાએ રજુ કરૂં છું. "(લંડનમાં) ફેશનેબલ રસ્તાઓ અને ચોગાનોમાં જે દેખાવ નજરે પડે છે તે એક હિન્દી શહેરને શરમાવે એવો છે, કાયદા મુજબ કોઇ પણ અનીતિની માગણી થઇ શકે નહી પણ ગરજ મોરી બાપડી. હયાં હજારો ભુખી, ફીક્રી, બદસુરત, બાલાઓ ખુલ્લી રીતે રાહદારીઓ પાસ અનીતિની માગણી કરે છે અને સાંજને છેડે તો પસાર થવું પણ મુશકેલ છે. પેરીસ ખાતેના બોલેવાર્ડ કરતાં પણ અત્રે તેઓની શંખ્યા વધારે છે, એ કમનસીબ સંખ્યાનું મોટું કારણ કેફીપણું છે."

# બાળકોને બરનું.

## પ્રભાતનો પાઠ ૩ જો.

## લખોટા.

મ્હારા વ્હાલાં બાળકો,

ગઈ વેળાએ "ક્રીકેટ" ની રમતમાંથી મળતું કે મેળવાતું જીંદગીનું કંઈક મહાન શીક્ષણ મેં તમો આગળ રજુ કીધું હતું.

આ વેળાના પાઠમાં તમારી આગળ એક બીજી માનીતી રમતનું અવલોકન રજુ કરવાની રજા લઉં છું જે ઉમેદ છે કે તમોને પસંદ પડતું થઈ પડશે.

આપણી જીંદગીમાં હરકોઈસમે આપણને આગળ વધવાનું છે અને તે વધવામાં એક નેમ રાખવાની છે કે જીંદગીમાં હું કોઈપણ રીતે જીત મેળવું, તે જીત મેળવવાને માટે એક ચીતની જરૂર છે, જે એક ચીતમાં જીંદગીનો પ્રકાશ બાહેર પડતો રોશન થાય છે અને તેને લગતો કંઈ બોધ આપણને જાણીતી લખોટાની રમતમાંથી મળી આવે છે.

લખોટાની રમત એ બાળકોની બહુ માનીતી રમત છે તેમાં કેટલાંક છોકરાંઓ એકી વખતે સાથે ભાગ લે છે. કેટલાંક છોકરાંઓ તો તે રસતે રસતે રમે છે. અને શું હિંદમાં કે શું ઇંગ્લાંડમાં છોકરાઓની એ રમત બહુજ માનીતી થઈ પડી છે. જમીનમાં એક ખાડો ખોદવામાં આવે છે અને પછી તેની પાસે એક ઝીણી લખોટી મેલવામાં આવે છે, અને થોડે છેટેથી બીજી લખોટી પેલી મુકેલી લખોટી ઉપર આબાદ ટાંકવામાં આવે છે અને તે ડાબા હાથના અંગોઠા અને જમણા હાથની આંગળી વચ્ચે પકડી એવી તો અજબ રીતસમથી ટાંકવામાં આવે છે કે આબાદ પેલી મુકેલી લખોટીને પાસેના ખાડામાં ગોથા મોકલી આપે છે. નેમ ટાંકવાની એ એક ખુબી છે. અને એ પ્રમાણે રમનારા છોકરાઓ વારાફરતી મુકેલી લખોટીને બીજી લખોટીની મદદ વડે ખાડામાં ઉતારવાની ચપલ રમતમાં રોકાઈ રહે છે અને જે નેમ ટાંકીને તેમ કરવાને ફતેહમંદ નીવડે છે તે જીતેલા કહેવાય છે. વળી કોઈ વેળા તો એથી વધુ લખોટીઓનો ઉપયોગ એ રમતમાં કરવામાં આવે છે અને ત્રણ ચાર લખોટીઓના સામટા "ઘસારા"થી પહેલી લખોટીને "ખાડા"માં ઉતારી દેવામાં ફતેહ કે નીસફળતાની રમત રમાય છે. આ એક નીરદોષ રમત છે પણ તેમાં ઘણી ઉંડી શીખામણ મળે છે. એ રમતમાં પહેલું શીખવાનું જે મળે છે તે એટલુંજ છે કે રમત રમનાર છોકરાએ પોતાનું ધ્યાન ઘણુંજ ચોકસ અને એક ચીતનું રાખવું, બીજું પોતાનું શરીર ઘણુંજ "સ્ટેડી" રાખવું ને બરોબર ધ્યાન ધરી આબાદ નેમ ટાંકવી. ઇંગ્રેજીમાં જેને "Attention" કહે છે તે ગુણ રમનારમાં આ રમતથી ઘણો ખીલી રહે છે.

વળી જેમ જેમ નેમ ટાંકીને પડેલી લખોટીને ખાડામાં ઉતારી દેવામાં આવે છે અથવા કોઈ તો ઈંટ કે પથ્થરનો ટુકડો મુકી તેની ઉપર બી નેમ ટાંકે તેજ પ્રમાણે તમારી જીંદગીમાં સઘળું ધુર હોય તેને ખાડામાં હોમાવી દેવાનું છે. ત્યાંજ તમારી જીંદગીની જીત છે.

લી૦ તમારો હમેશનો,

મોટા બાવા.

# "છેલ્લી સલામ."

લખનાર:—સત્ય.

સૌરાષ્ટ્ લેજે સલામ, છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ, (૧)
વિયોગ થાતાં, દુર દેશ જાતાં; છુટે છે દીલની હામ;
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૨)
સુંદર તારાં ઝરણો! ને ડુંગર સુંદર ખીણો તમામ,
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૩)
સુંદર નારી લટકે શી ન્યારી! ઘોડી કેશરી જાત ઉદ્દામ;
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૪)
દીવ્ય ભુમી શ્રી સોમનાથની શ્રી કૃષ્ણ પૂનીત આ ધામ,
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૫)
પંચ રત્નો શુભ સૌરાષ્ટ્ કેરાં ખ્યાતિ ગઈ ઠામો ઠામ;
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૬)
ગુર્જર ભાષા ઉદ્દિસ કરવા ફારબસે ધાર્યું હતાં કામ,
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૭)
હાથો તેને ત્યાં મળ્યો શુભ કેવો! કવિ પૂજ્ય દલપતરામ!
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૮)
નાટય કળા ગુર્જર ગીરાની, પ્રકટીને પામી સુનામ,
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૯)
સંગીત નાટયની રસીક ભૂમિ તું, સુકીર્તિને પામો દમામ!
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૧૦)
વૈદીક જ્ઞાન સ્વદેશી તણું હતાં, જંડુ ભટ્ટાદી ગામોગામ,
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૧૧)
ધર્મ ડંકો શ્રી દયાનંદે ગજાવ્યો, જગાડયો હિંદ સકામ;
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૧૨)
આર્ય પ્રતિજ્ઞા—શી—આર્ય પ્રતિષ્ઠા, ધ્વજા ધારી ગાંધી આમ,
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૧૩)
ગુર્જર દેશનું સ્કાટલાન્ડ તું, આબ હવા પરાક્રમ ધામ;
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૧૪)
પિતાથી પૂત્રને ઉજવળ શ્રેણી, પ્રસારો પ્રભૂ નિષ્કામ,
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૧૫)
દીન દીન દીવો, જુગ જુગ ઝળકો, સુખ કીર્તિ વધો, રાખો મામ;
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૧૬)
કેસરી ચહે કેસરી વત જાશુક ઉચ્ચતા દે ધન શ્યામ!
છેલ્લી હવે સૌરાષ્ટ્ લેજે સલામ—(૧૭)

# Musings in Solitude.



(By:—A. Recluse.)

Truth exists no more in the world. Everywhere falshbood and untruth holdeth their sway in the realm of mankind.

All the evils that torment the generations of mankind simply grow from the dominant control held by Injustice and untruth in this changeful world. Wickedness triumphs. Truth falls. Untruth and injustice, wicked ness and evil have glory in this mortal world.

Shame conquers. Pride wins. And impiety hath its festive day in this land of ingloriousness. Superstition thorn-scattering stalks on uncontrolled.

Hope is no more nor wisdom the friend of man. Life hath become false and death a terror for him.

Though truth and justice are the pivots on which moves the whole universe yet man doth pervert these wherefrom all the evils arise that we endure.

The sense of inward beauty is lost to man and love divine affects him not. Human love hath been but a pecuniary traffic; and money hath been the greatest factor in all the transactions of life. His evil heart and mind drop down shamefully to the allurments of god mammon.

His submissive thought bends down low at the call of desire.

His reason is marred; the rule of reason is lost to him. Anarchy pervades in his mind wherefrom emanate all the evils that are. The past and present are witness to it. Oh Lord! Let not the future be the same.

Great is Thy glory! Thou art the universal forgiver. We have with our own hands made a wreckage of Thy kingdom. Oh Lord! Forgive us. Let Thy kingdom come. We await Thy sovereignty. Peace and happiness spread on earth! Remove the misery that is rampant on the land and let Thy bliss divine spread its sanctity on earth.

We are but mere shadows on earth. The world is but a huge shadow a creation of our own sense—the shadow of a nightmare phantom-life that passes away Death to the inevitable end of all.

Ruin is constantly at our door. Its irrevocable current moves onward.

We advance onward and onward to the grim land-mark of death that is the final of our life, world, happiness all the while journeying on the path of life.

Our existence is but a drop in the vast ocean of life; and in this living splendour of the mighty universe we are but mutable clouds that shape their varied being, stay awhile, darken a portion of the sphere of time and then sweep down into the concave of nothingness.

Oh Lord! deliver us from all allurements of this illusive world. Nought is the be-all and the end-all of our existence.

Thoughts of the existence to come touch us not. We are groping in the ignorance of the seeming by some vain hopes and make ourselves miserable by cruel fears.

It is not the food thou eatest, Oh man; it is not the drink thou drinkest; it is not the vanity thou indulgest in that will be of use to thee in the end. But it is the good thoughts, good words, good actions, that will come to thy aid when fallest in the jaws of thy inveterate. for that is lying half-way of eternity.

Man that is born of woman is of few days, and full of trouble.

He cometh forth like a flower and is cut down! He fleeth away as a shadow, endureth not, nor doth he ever return.

As the waters fail from the sea and the flow decayeth up, so doth life fall short of him and he riseth not.

Man! thy breath shall slip away once and the world shall then be covered with darkness round about thee; and thow shalt be nowhere while in a vertigo of finality.

Pray! Be pious. Do good to all. Wish good for all. Buddha commandeth thee to do so, Christ, Mohmmed and Zarthushtra, acted thus,

Thou art thine own healer, thine own prophet, thine own redeemer.

Have the lofty in heart, in mind and in soul; that shalt thou be. Then by the joint force of all spread please on earth and place thou shalt aquire on heaven. Breed truth of intellect in the mind.

Be happy! Be eternal! Be sure in spirit. Be virtuous in thy actions and godly in thy dehaviour.

Lord! Lord! Teach us to create in the shrine of our heart, thy adamantine image of beauty and fall in self-sacrifice at thy feet.

Worship is made a ritual ceremony a practice for the satisfaction of the perceptive sense and not for the making of spiritual holiness out of a pure idea of love to Thee and love to Thy creatures.

The lower concept prevails the construction of social fabric.

The lofty sense of duty is but a dead matter crumblingly lying in the greedy heart of man. It hath its aim the bosom of god, but in the body of man its idea is limited in the conserved circle of material gains. Thus man

makes nobler thoughts passion's dreams corruped by the low sense of money.

Wicked mortal! All the divineness of the world and of self thou hast lowered to brute-platitudes Know! Thou sufferer of all these impions acts! Who is punished by the stern hand of evil for all this subversion?

Good God! Deliver us from evil and lead us on the path of faith, of truth, wisdom and purity.

These are the yogas whereby we can enter the door of hope and into thy majestic Kingdom.

Renunciation as the sternest factory in the salvation of man. Buddha ordains it as a religious command Christ was an embodiment of it. Mohammad renounced the world for forty years. And all these were the best, and the perfectest of mankind.

Renunciation meaneth not total abdication of world and all its connections. That is hypocrisy; it is inactivity. The sacred Gita forbiddeth it. It is a deeper appeal of Divine love that unites man more with the world in his capacity as its ruler and master.

It is invisible active force to steer the world into the righteousness and eternity. It is giving the soul and life through a lofty aim of self-sacrifice to the service of mankind. It is being servant in truth and master in reality of the world.

This total remunication will lead man to the higher glories of the spirit.

These latter will uplift its love towards the hope of Heaven.

This latter in its place will unite in perfect harmony the god in man with the man in him.

Union of God with man is effected and salvation is wrought in its entirety.

## MAXIMS.

Taking a pill does not solve the diet question.
Don't let your palate get your stomach into trouble.
What we eat to-day is working and thinking to-morrow.
Good food does not mean fancy food. Fancy food is generally poor food.
Body work is indispensable to first-class brain work.
Get the fresh air habit, and the exercise habit.
*Give the pores of your skin a chance to keep you well.*

*The Herald of the Golden Age.*

# Alchemy, Old and New.



**By Prof. Darab D. Kanga M.A., F.C.S.**

*The two main problems* which the twentieth century chemists have before them are:—

(1) The transmutation of one element into another and (2) The getting under control of the intra-atomic energy which when compared to the energy which we get by the burning of coal or wood or by the most powerful chemical action known is by far the greatest. The energy which we get by the breaking up of an atom is of a different class altogether; we cannot compare the two kinds of energy, the one obtained by the action of one system of atoms upon another and the other obtained by the disintegrating of the atom.

The heat evolved by the explosion of Hydrogen and Oxygen gases when they are taken in the proportion required to form water is about two calories while the heat given out by Radium emanation is over 3,500,000 times greater than that let loose by the most powerful chemical reaction known.

At present this heat is being given out by Radium before our very eyes. The disintegration of the Radium atom is taking place every moment and every fraction of a moment; it is not *under our control; we cannot check it*—it is an inevitable property of Radium and any other heavy element like Radium *e. g.* Uranium, Polonium and Actinium which are all radio-active and we know as a matter of fact that all matter is radio-active more or less. This is a tremendous power which the future man of science will get under his control; it is stated that the very breath of air which he draws will contain power enough to drive all the workshops of the world and when that energy, the intra-atomic energy is tapped and brought under control it will be comparatively so very great to the one which we are using at present that future scientists will simply look with horror and amusement at the burning of coal and wood.

I have touched upon this point simply because these two problems are so very closely related to each other; the transmutation of Radium into Helium and the spontaneous development of a large amount of heat in this transmutation.

If we look at the alchemists of old we find that their energies were directed to the finding out of the Philosopher's stone; though they were not able to find out that yet they, by

the experiments which they carried on, may be said to be the persons who laid the foundation of chemistry and so in a way they may be said to be the true chemists; and the chemists of the present day may be said to be the alchemists in a way because we know that they have saved many a chemical industry from a premature death, decay and ruin simply because of the help which they were able to give on account of their sound knowledge in chemistry in converting the waste products and the bye-products into useful and valuable substances. This may be said to be nothing else but simply an alchemical transmutation of useless substances into useful ones by the magic touch of chemical knowledge.

We can recount a number of such instances of the ulilization of waste products and bye-products in chemical industries. *e. g.* the utilization of:—

(1) Hydrochloric acid obtained as a bye-product in the manufacture of Soda in the Leblanc process;

(2) Alkali waste in the same industry;

(3) Glycerine in Soap industries;

(4) Sodium Sulphate in Aerated Water Factories;

(5) Carbomic acid gas from Lime Kilns, and many others.

## Morning.

*(By:—Adonais.)*

The lark enjoys the deepen'd gold
Of the disclosed Heaven's morn,
And doth her heart of rapture hold
Like noon its own sweet rose-dream's thorn;
Oh! She is a living joy of air,
Yet, she to me is a song of care.
The orb of Heaven's radiancy
Sends fleetest fancies in the heart
Of Beauty's worls with minstrelsy
That is but its own innate part;
Yet gloomy love makes it to me
Grief's mortal cloud of mystery.
Oh! Let me for a lonely nook
A place of darkest solitude,
This world abandon joy-forsook
To meet my death in sorrow's wood!
This world is dim, fragile to me,
Love!-Chant me to death's ecstacy.

## Solitude.

*(By:—A Recluse.)*

Oh Solitude divine! Thy blessed plumes
Spread over me, and seating me upon
Thy cloudy wings, to man unhaunted lawn,
Or, distant climes' most loney glooms,
Bear me to light where all be quietude,
And silence undisturbed, a tranquil home
Where pensiveness and thought soft.ebbing come
To meet the resident of solitude;
Or where alone upon the thickest groves
Impearled with dew at morn the Sun-light breaks
In column'd spires, the woodbine chirping pecks
At flushing corn or Philomela loves
To sing her melody responded by
The moon-lit caves where stars oft glimmering die.

# ⊰પ્રભાતનું પંચાંગ.⊱

## નવેમ્બર ૧૯૧૪.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **રવિ.** | ચૌદશ.<br>**૧**<br>રાંમ. | છઠ.<br>**૮**<br>જમીઆદ. | તેરસ.<br>**૧૫**<br>અસપંદારમદ. | પાંચમ.<br>**૨૨**<br>મોહોર. | બારસ.<br>**૨૯**<br>ફરવરદીન. |
| **સોમ.** | પુનેમ.<br>દેવ **૨** દીવાળી<br>ગોઆદ. | સાતમ.<br>**૯**<br>મારેસપંદ. | ચૌદસ.<br>**૧૬**<br>ખોરદાદ. | છઠ.<br>**૨૩**<br>તીર. | તેરસ.<br>**૩૦**<br>બેહરાંમ. |
| **મંગળ.** | એકમ.<br>**૩**<br>દેપદીન. | આઠમ.<br>**૧૦**<br>અનેરાંન. | અમાસ.<br>**૧૭**<br>અમરદાદ. | સાતમ.<br>**૨૪**<br>ગોશ. | હિંદુ માસ: કારતક, માગશર.<br>પારસી માસ: ૨ જો, ૩ જો. |
| **બુધ** | બીજ.<br>**૪**<br>દીન. | નોમ.<br>**૧૧**<br>હોરમજદ. | એકમ.<br>**૧૮**<br>દેપાદર. | આઠમ.<br>**૨૫**<br>દેપમેહેર. | |
| **ગુરૂ.** | ત્રીજ.<br>**૫**<br>અરશીસંગ. | દશમ.<br>**૧૨**<br>બહમન. | બીજ.<br>**૧૯**<br>આદર | નોમ.<br>**૨૬**<br>મેહેર. | આ મહિનાના મુખ્ય લેખ;<br>"મીરજ." |
| **શુક્ર.** | ચોથ.<br>**૬**<br>આસતાદ. | અગ્યારસ.<br>**૧૩**<br>અરદીબહેસ્ત. | ત્રીજ.<br>**૨૦**<br>આવાં. | દશમ.<br>**૨૭**<br>સરોશ. | |
| **શનિ.** | પાંચમ.<br>**૭**<br>આસમાંન. | બારસ.<br>**૧૪**<br>શહરેવર. | ચોથ.<br>**૨૧**<br>ખોરશેદ. | અગ્યારસ.<br>**૨૮** | |




પુસ્તકઃ ૨ જું. ડીસેમ્બર ૧૯૧૪. અંકઃ ૪ થો.

## સાંકળીયું.



વાર્ષિક લવાજમ રૂ. ૩॥ પોસ્ટેજ સાથે હિંદુસ્તાનમાં—રૂ. ૪॥ હિંદુસ્તાન બહાર.

**એન. બરજોરની કુ૦**

માલેકો "પ્રભાત," કાન્તા બીલ્ડીંગ, કાળબાદેવી રોડ, મુંબઇ નં. ૨.

# હવે તે દહાડા ગયા !!



એકાદ ઠુંઠ ભંડોળ્યા મહેતાજીના હાથના

લખાયલાં

**કાગળો ઉકેલવાની તેમજ લખવામાં થતી**

ઢીલની હાડમારીથી કયો વેપારી અજાણ્યો છે?

**એક ટાઇપરાઇટરની ઝડપ અને સફાઇની**

**કોણને ખબર નથી ?**

જાણીતી રેમીંગ્ટન ટાઇપરાઇટર કંપનીએ એક તદન સંપૂર્ણ

ગુજરાતી ટાઇપરાઇટર બહાર પાડયું છે.

**આ મશીન સરકારી ખાતામાં વાપરવાને સરકારે**

**પસંદ કર્યું છે.**



# રેમીંગટન ગુજરાતી ટાઇપરાઈટર.

દરેક મોટી ઓફીસ અને વેપારીને આ મશીન એક આશીરવાદ સમાન છે.

આજેજ એક કાર્ડ લખો, અમે તમારી ખાત્રી કરી આપીશું.

રેમીંગટન ટાઇપરાઇટર કંપની, લીમીટેડ,

૭૫ હોરનબી રોડ, કોટ,

મુંબઇ.

# પ્રભાત.

પુસ્તક: ૨ જું. ડીસેમ્બર ૧૯૧૪. અંક: ૪ થો.

અજ્ઞાને રાત, જ્ઞાને પ્રભાત,
નિર્દોષ નવિન એ કરશે એ વાત;
સુર્ય ઉદય ને લાવી સંગાત,
ખુશી સરખી દેશે જાત પરજાત.

અજ્ઞાન નિષાધિન કંઇક પડયાં,
શુભ જ્ઞાન વીના ન એ ઉંચે ચડયાં;
ચડવું પડવું સૌ જ્ઞાન થકી,
શુભ જ્ઞાન ખરે છે પ્રભાત નકી.

**The Spirit of Truth shall guide us unto all Truth.**

## "છે તકસીર કોણની?"

ગજલ.

જો લુટાયો રંગ ગુલનો કહો છે તકસીર કોણની?
જો કફસમાં આવ્યું બુલબુલ, કહો છે જંજીર કોણની?
જો લુટાયો રંગ ગુલનો—૧
જો અરૂએ બેઠી દિલબર લઇ સિતાર એક હાથમાં,
દિલ થયું ઘાઇલ બિચારૂં, કહો કમાં તિર કોણની?
જો લુટાયો રંગ ગુલનો—૨
રાજપર સહકે થઇ સરદાર ધસ્યો જંગમાં,
સર થયું તનથી જુદું તો, કહો છે સમશીર કોણની?
જો લુટાયો રંગ ગુલનો—૩
સર નમાવીને ઉભો નીમાજમાં તે પાકબાદ,
લઇ કજા ચાલી ઉઠાવી, છે કહો તાસિર કોણની?
જો લુટાયો રંગ ગુલનો—૪
મૌતને કબજે પડેલો કહેછ "ખુદા તું લે હવે"
દર્દ ન્હાસેછે દુર તેનું, કહો છે તકસીર કોણની?
જો લુટાયો રંગ ગુલનો—૫
કાં રડેછ તકસીર સમશીર? તીર કહાં જંજીર કહાં?
એ બધું તકદીરથી, ના પુછ "રહે તકસીર કોણની?"

'રફીક'



# શેહાદીના આશિર્વાદ.*

( ઈંગ્રેજી રાહ ) "મરરે માયો બેહેનો મારી"

૨૨-૧૧-૧૪.

ખાસ રચનાર:—મહુર્મ કવિ દા. એ. તારાપોરવાળા.

ધન્ય ધન્ય છે દીવસ આજનો ખુશખુશાળી કાજ,
એક થાય છે શાદી-કૉલે, કન્યા અને વર-રાજ;
થજો મુબારક આ જોડાંને, દીન આજનો નેક,
સંપ સુલેહથી સદા વસીને, જોજો સુખ દરેક.

( કોરસ. )

ખુશ ખીલી સમાજ, આજ નેક કાજ,
† ખુરશેદ સે ગુલબાનુનાં, શુભ લગન છે આજ. (૧)

સદા પરસપર પ્રિતી રાખી, સુખ જોજો સંસાર,
અનજુમન કુલ ભેગી આજે, ઇચ્છે તમને પ્યાર;
ભલાં બાળનાં માત પીતા થઇ, જોજો ભવનું સુખ,
કરણી એવી કરજો કે, નિત હરતુ રેહે તમ મુખ.

( કોરસ. ) (૨)

---

* આ આશિર્વાદ છોકરા અથવા છોકરી કોઇની તરફનાં સાથે ભેગાં મળીને અથવા છુટાં ગાઇ શકે.
† આ જગ્યાએ પરણુતાં વર કન્યાનું નામ લેવું.

શું સુખમાં કે દુઃખમાં તમ સંપે રેહુજો સાથ,
સંપીલાં જોડાં પર છે નિત, તે પરવરનો હાથ;
સંપીલી જોડાંની કુખથી, પામો જગ આરામ,
પાક ગુરૂને પગલે ચાલી, કરજો નેક કામ.

( કોરસ. ) (૩)

તન મનથી નિત તમે આપજો, માત પિતાને માન,
ફરજ તમારી સમજી પાલો, પ્યાર ધરી ફરમાન;
પાક કૉલથી એક થાય છે, આજે જોડું એક,
અનજુમન આશીશ દે છે, તે આમીન થાઓ દરેક.

( કોરસ. ) (૪)

સદા તમારી વધતી હોજો, સફલ થજો સંસાર,
ખરી ખુશીથી ખેંચો તમનાં, ખેશ કુટુંબનો પ્યાર.
થજો દુઃખીની દાદ લઇને, પરદુઃખ ભંજન હાર,
કિરતીનાં કીરણુ દિપાવી, કરજો શુભ નિતકાર.

( કોરસ. ) (૫)

કૈખશરૂ સમ કિરતિવંતાં, રૂશતમ સમ બળવાન,
સામ સમાનાં ખુબસુરત થઇ, લેજો જગતનું માન;
જાલ સમાની જીંદગી જોજો, શાવક સમ થઇ પાક,
લોભ ક્રોધના વિચાર દિલથી, કાઢો કુલ નાપાક.

( કોરસ. ) (૬)

નેક મનશની નેક ગવશની ને કુનશની નેક,
એજ તમારો સદા જાણજો, દયા ધરમનો ટેક;
દિવસ આજનો નિશદીન, ગણજો દિલમાં તમનાં મહાન,
આમીન આશિર્વાદ તમારો, સફળ થજો "દિલજાન"

( દોહરા. ) (૭)

ધન્ય લગ્નની શુભ ઘડી, ધન્ય દિવસને વાર,
સુખ્યાં દંપતી થઇ નમે, સફળ કરો સંસાર.

# પ્રભાતનો પ્રકાશ.

જીંદગીની મ્હાન મુસાફરીએ નીકળેલો માનવી પોતાની ચતુર અને ચોક્કસ ચક્ષુઓ કુદરતની રળીઆતમાં આસપાસ ફેંકતાં જે તરેહવાર કીસમતના બનાવો બનતા જુવે છે તેમાં શું સુખના કે દુઃખના, આબાદીના, બરબાદીના તરેહવાર બનાવો માનવીના મનને બેચેન કરે છે પણ તે સઘળાંની વચ્ચે કોઇ એકાંત કલાકે કોઇ શાન્ત ઘડીયે ઇનશાન જ્યારે કુદરતના ગેબી અને ડહાપણભર્યા કારોબાર ઉપર લક્ષ લગાડે છે ત્યારે તેમાં તેને ખુદાની ખુબી અને ખુબસુરતીજ જગે જગ માલમ પડી આવે છે. પોતાની બદલાતી ઉમરની બદલાતી ઉમેદો સાથે જીંદગીમાં તે આગળ અને આગળ વધે છે. તનમાં કે મનમાં, અંતઃકરણમાં કે આતમામાં તે વૃદ્ધીમાન થતો જાય છે. જ્ઞાનમાં કે માનમાં વિચારમાં કે આચારમાં પોતાના અને આસપાસવાળાઓ વચ્ચે તે અજબ પ્રકારનો ફેરફાર અને ઉન્નતી નીહાળતો આવે છે, પોતાની ગમે એવી મુશકેલીઓ કે મુંઝવણો આફતો અને ચિંતાઓ વચ્ચે તે એકજ ચીજથી માહીતગાર હર હમેશ રહે છે કે ખુદાતાલાની અપાર શક્તિ નહિ વર્ણવી શકાય, નહિ કલ્પી શકાય એવા મ્હાન વીસ્તારમાં વ્યાપી રહી છે. અને શુ માનવીની પેદાયશ કે શું ગોસપંદી પેદાયશ શું એોરવર આકાશ ને આતશ પવન પાણી કે મત્તી, આફતાબ કે માહતાબ સૌ નીયમીત ગતીમાં ચાલી રહ્યું છે તે દાતારનીજ દાનાઇ પોકારે છે.

એ સઘળાંની વચ્ચે માનવીની જીંદગી ત્યારેજ ફતેહમંદ થાય જ્યારે તે પુરતી દિન દાનાઇમાં સમજતો થાય કે ઇશ્વર એક છે ને કુદરતબી એક છે. પણ પેદાયશ અનેકમાં તે ઇશ્વરી શકતી આમેજ છે અને માનવી પોતાની મ્હાન શક્તિના પ્રમાણમાં જેટલા અંશે ઇશ્વરી કીરણો પોતાના તને ખેંચતો જશે, તેટલા પ્રમાણમાં તેનો આત્મા ખીલતો તે પ્રકાશતો માલમ પડશે. સત્ય ક્યાં છે અને અસત્ય ક્યાં છે તે જ્યાં લગી તે જોતાં ને સમજતાં શીખશે નહિ ત્યાં લગી માનવીને મનથી ખુદા કે કુદરતનો કારોબાર મીથ્યા ને વગર અર્થનો લાગશે, પણ નાશવંત ચીજોની પાછલ અમર શું છે અને વખનોના વેહવાથી આકારોના ફેરફારો વચ્ચે એકજ અખંડ ઇશ્વરી શક્તિ કેમ કાર્ય કરી રહી છે ને રેહેશે તેનું મનન કરવાથીજ માનવીના તનમનની મોતેબરી છે. જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે માનવી લોભ લાલચ ને લલીતામાં લીન થઇ ચલકતી ચાઇ ચાઇના ક્ષણભંગુર આકારો તરફ ખેંચાતો જાય છે; ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તે નાસીપાસી ને નીરાશીનોજ ધણી થઇ પડે છે. પણ જ્યાં જ્યાં ને જ્યારે જ્યારે તે પોતાની હસ્તી ખુદા તરફ કે ખુદાઇ શકિતઓ તરફ લંબાવે છે ને દરેક નાશવંત પલ કે આકાર પાછલ તે ગેબી કીરતારનીજ કરામત તે જુવે છે ત્યાં ત્યાં ને ત્યારે ત્યારે તે જીંદગીમાં ખરી રીતેજ જીવેલો કેહવાય છે. માણસની જીંદગીપર રોશની નાખનાર વિદ્યા એલમ કે જ્ઞાન શીવાય બીજું કંઇજ નથી અને જેટલા જેટલા પ્રમાણમાં તે જ્ઞાન–ખરી હકીકતમાં ઇશ્વરીજ્ઞાન, ઇશ્વરી કાયદાઓનુ કંઇ ભાન આપણે સંપાદન કરતા જઇશુ. ઇલ્મે એલાહીના અભ્યાસ જેમ જેમ આપણે ગ્રહણ કરતા જઇશુ તેમ તેમ ખુદાની નજદીક આપણે વધુ અને વધુ જતાં કહેવાઇશું અને પરીણામમાં આપણી જીંદગી વધારે ખુશાલ, વધારે સુખી, વધારે સાદમાન ને એકપતાથી ભરપુર માલમ પડશે. કુદરતના મુકરર કીધેલા સર્વ કાયદાઓને આધીન થઇ, તાબે થઇ જીંદગીની ગતીમાં આપણે ગબડતાં જઇશું, કરણીનો મહાન કાયદો કેમ કાર્ય કરે છે તે આપણે સમજતાં થઇશું, એક જીવ બીજા જીવના પ્રેમમાં કેમ ખેંચાયલો રહે છે, તે સઘળું જ્યારે આપણે જાણતા થઇશું ત્યારે આપણી જીંદગી ખુશાલીમાં ખરેખર ખીલી રહેશે. સુખ! સુખ જે આપણે આટલોવાર શોધ્યાં કરતાં હતાં તે સુખ ઇશ્વરનો અમર આનંદ આપણી આગળ આપણા જીગરે ઉભરી રહેશે અને ખુદાઇ જ્ઞાનમાં ઇશ્વરી ગાયનનાજ રાગો આપણને સંભળાશે. જે મ્યુઝીકના સુંદર સરોદ માટે અહિ તલબગાર છઇયે તે સુંદર શાન્ત આકાશી નાદ આપણે કયારે સાંભળીશું? જ્યારે દર પ્રભાતના પ્રકાશ વચ્ચે આપણા વિચારથી, વચનથી કે વર્તનથી કોઇબી પારકાનું કંઇબી રીતે ભલું કરવાની ભલી ઉમેદમાં દરરોજની આપણી કમીની જીંદગી ગુજારીશું ત્યારેજ તે સુંદર શાન્ત આકાશી નાદ સાંભળવાને આપણે સામર્થ્યવાન થઇશું.

# અમારાં વાંચનારાંઓને ખુશ ખબર !



અમારી આજ સુધીની સેવાની અમારાં મેહેરબાન ધરાકો અને વ્હાલા વાંચકો અત્યાર સુધી જે કદરસનાસી કરતાં રહ્યાં છે તેથી ઉત્તેજન પામી અમોએ આ માસિકની રગોમાં આવતા જાનેવારી માસથી નવુંજ લોહી આમેજ કરવાનો ઠેરાવ કર્યો છે. અમે અમારા આટલા ટુંક અનુભવમાં જોઇ લીધું છે કે વાંચક વર્ગ બેકદર નથીજ. ફકત તેઓ પોતાને માટે બહુજ તંદરોસ્ત અને રસીલું વાંચણુ માંગે છે અને તેઓની તે જરૂરને પુગી વળવાની એક ફરજ માત્ર સમજી આ માસિકને તેના હજી બીજા વધારા સુધારાના દેખાવ સાથે રજુ કરતા રહેવાનું અમને—અમે ઉપર કહયું તેમ અમારાં વાંચનારાંઓ તરફથી અમને મળતાં ઉત્તેજનથી-હિંમત આવી છે.

બાઇ જરબાનું કેહાવાલા વાંચક વર્ગને પુરતી રીતે જાણીતાં છે અને તેમની કલમથી લખાયલી એક ચાલુ વારતા માસ જાનેવારીના અમારા અંકથી આપવી શરૂ કરવાનું અમે જાહેર કરી ચુકયા છીયે, અને આજે અમારાં એ વાંચનારાંઓને બીજી જે ખુશ ખબર આપવાને અમે શકિતવાન થયા છીયે તે એ કે જાણીતા વારતા લખનાર મી. 'રશીક'ની રસીલી કલમથી લખાયલી—

**"સરજતની સાંકળ"**

યાને

**"મોત અને મારી"**

નામની એક પાવરફુલ પારસી સંસારી સીરીયલ જાનેવારીના અંકથી ચાલુ વારતા તરીકે દેખાવ દેતી રહેશે, તેમજ એજ લખનારની કલમથી એકેક સંપુર્ણ ટુંક વારતા દર અંકમાં આપતા રહેવાનો અમે મોંઘે દામે હક મેળવ્યો છે. મી. રશીકનું નામ એક બાહોશ વારતા લખનાર તરીકે જાણીતું છે અને અમને તમામ ખાતરી છે કે અમારાં ચોપાન્યાં પ્રત્યેની તેમની એ દીલસોજી ભરી સેવા એક અચુક ફતેહજ પુરવાર થશે.

ત્યારે જાન્યુઆરી ૧૯૧૫ના અંકથી જાણીતી કલમોથી લખાયલી બે ચાલુ વારતાઓ ઉપરાંત બે ટુંકી વારતાઓ જાણીતા રમુજી કવિતાઓ લખનાર "રૂસ્તમ રરરફુચકર"ની કલમથી લખાયલી રમુજી કવિતા મરહુમ કવી દા. એ. તારાપોરવાલાના સંગ્રહમાંથી ચુંટી કાઢેલું વગર છપાયલું કાવ્ય અને કવી ભવાની શંકરની મોહક કવિતાઓનો સ્વાદ તેમાં અપાતો રહેશે ટુંકમાં જેટલું આપો તેટલું પાંચન કરનાર વાચક વર્ગનુંબી પેટ તૃપ્ત થાય તેટલું રસીલું અને તંદરોસ્ત વાંચન પુરૂં પાડવાની દરેક કાળજી કરવામાં આવશે, અને જેમ આગળ તેમ હમણાં લડાઇના મોંઘા હીંગામમાંબી અમારૂં આ માસિક તેની અસલ કીંમતેજ દર મહીને "૧૦×૮" ની ક્રાઉન સાઇઝનાં બીચો બીચ ભરેલાં ૫૦ પાણાંઓ સાથે પ્રગટ થતું રહેશે જે પચાસ પાનાંમાં બીજાં સાધારણ સાઇઝનાં માસિકોનાં લગભગ ૬૦ પાનાં જેટલું લખાણ તેમાં દેખાવ દેતું રહેશે. અમારૂં વર્ષ સપટેંબર મહીનાથી શુરૂ થાય છે અને તેનું વાર્ષિક લવાજમ પોસ્ટેજ ખર્ચ સાથે રૂ. ૩-૮-૦ છે, પણ જે કોઇ 'રશીક'ની નવી ચાલુ વારતાનો લાભ લેવા ઇચ્છશે તેઓ જાનેવારીથી આગષ્ટ સુધી રૂ. ૨-૮-૦ નાં લવાજમે ધરાક તરીકે પોતાનું નામ આમેજ કરાવી શકશે. તા. ૩૧ મી ડીસેંબર ૧૯૧૪ સુધીમાં નામ નોંધાવનારને આ સાથે બીડેલાં હેન્ડબીલમાં સમજાવેલા લાભો તેઓને મળી શકશે, જેને લગતી વધુ ખબર મેળવવાને અમો હેન્ડબીલનો હવાલો અમારાં વાંચનારાંઓને સોંપવાની રજા લઇએ છીયે.

માલેકો,

**'પ્રભાત'**

# દુરબીનમાંથી બહાર

# અને

# દર્શને દુનિયા.



**નામદાર પ્રીન્સ ઓફ વેલ્સ.**

યુરોપમાં ચાલી રહેલી ખુનખાર લડાઇનું સુકાન કઈ બાજુ છે તે કશું પણ ચોકસપણે કહી શકાતું નથી, પણ આટલું તો ચોકસજ છે કે લડાઇની ખરાબીઓ સાથે લડાઇ ખલાસ થવે પ્રજાની કેટલીક ચોક્કસ છુપાઇ રહેલી ખુબીઓ પણ ખીલી રહેલી માલમ પડે છે. બ્રીટીશ શહેનશાહતનું બળ અને ખમીર તેના સુંદર સ્પેહસાલારોમાં સમાયલું છે જે લડાઇના વખતેજ પ્રકાશવંત થાય છે, પણ જ્યારે તે શુરવીર સ્પેહસાલારોની સાથે સાથે રાજકર્તા કુટુંબનો વારેસ બેટો નામવર પ્રીન્સ ઓફ વેલ્સ પોતાના કુમળા જીવની જરાબી દહેસ્ત કર્યા વગર રણસંગ્રામમાં ઝંપલાવે એ જેટલું અને પોતાને માન ભેર્યું છે તેટલુંજ તેની પ્રજાને માટે ખરેખર મગરૂર કરનારૂં છે. આપણા અતિશય પ્રિય શહેનશાહ અને શહેનશાહ બાનુનો આ નામાંકીત યુવરાજ પોતાની ફરજમાં કેમ પાછળ હઠે ! તે બનેજ કેમ ! પોતાના સોબતીઓની અંદર વખણાયલો, પોતાના વ્હાલાં સગાં–સ્નેહીઓમાં પળોટાયલો, પોતાના પિતાથી રાજા જ્યોર્જ તરફ સાચ્ચે સાચ્ચો વફાદાર એવો આ સપુત લડાઇના હીંગામમાં સુખે કેમ બેશે ? તે બનેજ કેમ ! લડાઇની શરૂઆતમાં રણભુમી ઉપર ઉતરવા તે સામર્થવાન હતો પણ તૈયાર ન હતો, તે ઇંતેજાર હતો પણ શીકરમંદ નહી હતો. શુરવીર સરદાર કીચનરે થોડાંક અઠવાડીયાંમાં એને તૈયાર કીધો અને સઉની નેક મુરાદો સાથે તે રંગ ભુમી ઉપર બીરાજ્યો. આખી શહેનશાહતની આંખ્યો પ્યારા પ્રિન્સ ઉપર લાગી રહી છે. એના એ કામને સઉકોઇ વખાણી લેછે. એવી ઉમેદ સાથે કે આ પ્યારો પનોતો પુત્ર પોતાની પ્રજા અને પીતાની સેવામાં હમેશાં પ્રકાશીત થાય. કે જે પીતા પોતાન વ્હાલા લસકરની જાતી મુલાકાતે ફ્રાન્સમાં સીધાર્યા છે.

❦

**અર્લ રોબર્ટસનું નામાંકીત મૃત્યુક.**

બ્રીટીશ શેહનશાહતમાં અતિશય મોટું નામ કહાડનાર શુર વીર સપેહસાલાર અર્લ રોબર્ટસ મૃત્યુ પામ્યો છે. ઇંગલાંડ અને હિન્દને સાચ્ચા સ્નેહી ભાવથી એકત્ર કરવામાં અર્લ રોબર્ટસે કંઇ ઓછો ભાગ નથી આપ્યો. ઇસ્વી સને ૧૮૩૨ માં હિન્દ ભુમી ઉપર (કાનપોર) જન્મનાર અને પોતાની અજબ શકતીથી વીખ્યાતી પામનાર આ વીરલો બ્રીટીશોનો એક હીરો હતો. તેની બાહોશી, તેની લડાઇઓમાં ભાગ લેવાની કુનેહ વીગેરે માટે એટલુંતો બોલાયુ લખાયું છે કે વધુ કહેવાનું કશું એ નથી. પોતાના દેશને વફાદાર, પોતાના રાજકર્તાને તાબેદાર, જાતી ભોગ આપી પોતાની કીર્તીમાં વધારો કરનાર લોર્ડ રોબર્ટસનુ નામ અને કામ આજે ઘેર ઘેર ગવાય છે. બયાસી વરસની બુજરગ વયે એનું મરણ નીપજ્યુ છે પણ તે કેટલું નામાંકીત ? પોતાની જાહેર જીંદગીથી ફારેગ થઇ લોકોને એશ અને આરામ લેવાની આ ઉમરે પણ ઇગલાંડને તેના નામ પ્રમાણેનુ લડાયક બળ બક્ષવામાં અને પ્રજાને એ બાબદમાં જાગૃત કરવામાં તેણે કશુ બાકી ન રાખ્યુ. અને હાલની

લડાઇના ભયંકર હીંગામે એક શાંત બેસવું એ નામવરને ગમયું નહી. પોતાના દેશની દાઝ તેને હઇડે ચહડી. જે હીંદ ભુમી ઉપર તે જનમ્યો હતો! તેના માટે તેનો ચાહ કેટલો બુલંદ હોવો જોઇયે કે ફ્રાન્સની ભુમી ઉપર હિન્દનુ લસકર કરી ઠામ થઇ પડવે તે ઇગલાંડથી ફ્રાન્સ ખાસ ગયો અને એક વાર જે હિન્દ લસકર ઉપર પોતે હાકેમી ભોગવેલી અને જે લસકરને એણે પ્યારૂં ગણેલુ તેજ હિન્દી લસકરના વફાદાર શુરવીરોની મુલાકાત તેણે ચાહી, તેઓની વચ્ચે ફરી એક વાર તે ગયો, લડાઇ સંબંધી તેઓ સર્વને તેણે જોઇતી સલાહ આપી, અને ઉધમાંને ઉધમાં તા, ૧૫ મી નવેમબરને દીને પોતાનો જાન તે ગેબી કીરતારને ને સ્વાધીન કીધો. ઇંગ્રેજી કેહવત પ્રમાણે he died in harness. તેના રૂહને શાન્તી હોજો.



**સુવાવડખાના અને પારસી નર્સીસ**

સ્ત્રી કેળવણી આગલ વધવા સાથે જરથોસ્તી કોમના આચાર વિચારો અને રાહ રીતીઓમાં ઘણો ઘણો સુધારો અને ફેરફાર થઇ ગયો છે. આગલી નુકસાનકારક રસમો અને બેમતલબી વેહમોની જગ્યાયે સફાઇ સુઘડતાઇની તેમજ વહેવાર રીતીઓની ચાલ દાખલ થઇ છે તે ખચીતજ ખુશી થવા જોગ બાબદ છે. એક વેળા એવો હતો કે સુવાવડી પારસી બાનુઓ અંધારી ખડકીમાં નવા બાળકનો જન્મ આપતી અને સુવાવડખાનાનુ નામ વદીક ન લેતી કે ન જાણતી. આજે તે જમાનોજ બદલાઇ ગયો છે, અને શહેરના જુદા જુદા ભાગોમા હમેલદાર સ્ત્રીઓની સુખ સગવડના સુવાવડખાનાઓ ઉઘડી ચુકર્યા છે. વળી બીજી બાજુ હમેલદાર સ્ત્રીઓ ઉપરાંત બીજા દરદીઓપણ હોસ્પીતલોમાં જવા શીખ્યા છે અને તેઓની સાહરવાર કરવાનો ડૉકટરો અને નર્સો મદદગાર થઇ પડે છે. આપણી જરથોસ્તી બાનુઓ નર્સીંગના પવિત્ર ધંધામાં જો રોકાય અને એ દયાવંતાં પુન્યવંતાં કામમાં શામેલ થાય તો કેવુ સારૂં? પરમાર્થી વૃત્તીના પ્રખ્યાત ડૉકતર હોરમસજી માસીના આ કામમાં આપણને મદદગાર થઇ પડે એમ છે. તેઓની જાણીતી હોસ્પીતલમાં વીલાયતની તાલીમ લીધેલી ખાસ નર્સો આવાત થઇ છે અને તેઓની વડી મેત્રન મીસ ડીકીન-જેણીના કામની અમોએ ઘણી તારીફ સાંભળી છે. તેણી પારસી બાનુઓને નર્સીંગની તાલીમ આપવા, અપાવવાને બહુજ આતુર છે. ડૉ. માસીનાની ઓસપીતલનો "નર્સીંગ સ્તાફ" વેલાયતથી આવેલી આ ખાસ નર્સોથી વધારે મજબુત ને સુંદર થયો છે અને જે લાભ તેઓ આપવા માગેછે તે જુવાન પારસી બાનુઓ જો ઉપાડી લે તો જરથોસ્તી કોમની અંદર પારસી નર્સીસ જે હાલમાં છુટી છવાઇ છે તેનો ઘણો મન માનતો વધારો થાય. ખરી કેળવાયલી નર્સીસ મલવે જરથોસ્તી સ્ત્રીઓનાજ શું પણ પારકી કોમની સ્ત્રીઓનીબી સાહરવાર કરવાને તેઓ સામર્થવાન થાય અને એ રીતે કોમની અંદર સ્ત્રીઓનો એક નવો ઉદયોગી અને ઉપયોગી વર્ગ બરપા થાય.



**પારસી સખાવતો અને તેના ઉપયોગો**

પૃથ્વી ઉપર વસતી મનુષ્ય જાતમાં પારસી જરથોસ્તી કોમની સંખ્યા અને સખાવત સાથે સરખાવતાં મોટો દીલગુરદો ધરાવનારી અને કોઇ પણ જાતના અંતર વીનાની તહેવાર ધર્મ ખાતાઓમાં સખાવત કરનારી જરથોસ્તી કોમ કરતાં બીજી કોઇબી કોમ ચઢતી હોય એવુ અમોને ભાષતું નથી. થોડા વખત ઉપર ગુજરનારા બેહસતનસીન શેઠ પીરોજશાહ કાકા પોતાની દોલતને પોતાની વાહાલી કોમને સપુરદ કરી ગયા છે. તેમના રૂહને શાન્તી હોજો. સખાવત કરનારા જરથોસ્તી સખીઓ તો સખાવત કરી જાય છે પણ તે કેવાં ખાતાંઓમાં જરી જોઇયે ચાલે તેનો કેવો વહીવટ ચોખ્ખોને શુધ્ધ થવો જોઇએ તેની કાંઇ જુશતેજાઇ કે તકેદારી રાખવું નથી એજ મોટા અફસોસની વાત છે. જરથોસ્તી ફીરકાના નાવારેસ અને ગરીબ કુટુંબો માટે સસ્તા ભાડાની ચાલીઓ બંધાય

છે, જ્યાં સુક્લેસ ને તંગદરત આબરૂદાર કુટુંબોને થોડા નજીવામાં ભાડામાં રાખવાની સગવડ સખાવત કરનારાઓએ ચાહી છે પણ આપણો અનુભવ આપણને કંઇ બીજુજ શીખવે છે. સસ્તાં ભાડાંની ચેલીઓ ઉપર મોંઘાં મોંઘાં ફરનીચરો સાથ સ્ચીલાંઓ વાપરનારાઓ અને ખરાં ગરીબોથી બે પૈસે વધુ સુખીઓ સુખએથી ત્યાં રહે છે. તેઓએ જાતી ભોગ આપી પોતા કરતા નબળી ને નપેતર હાલતનાઓને જગ્યા કરી આપવી જોઇયે. બીજી બાજુ પારસી જાહેર સખાવતો વિદ્યા હુન્નર અને ઉદ્યોગના કામ અર્થે પણ પુર છુટથી વપરાવી જોઇયે, મરહુમ શેઠ નવરોજી મા. વાહડીયાજીના ત્રસ્ટીઓ જે બારીકાઇથી અને ઉદાર દીલથી વર્તી નાત જાતનો ફરક જોયા વીના દુરઅંદેશ સખાવતો કરે છે તેનો દાખલો જાહેર ધર્મ ખાતાંના દરેક ત્રસ્ટીએ લેવો સનીવાર છે. મરહુમ શેઠ પીરોજશાહ કાકાના દુર અંદેશ ત્રસ્ટી સાહેબોને કંઇ શીખવવા જવુ પડે એમ નથી માટે આપણે એટલુંજ ઇંચ્છીશુ કે આ શુભ સખાવતનો રૂડો ઉપયોગજ થાય જેથી કોમની અંદર ઉદ્યોગ ખીલી, લાચારી દુર થાય, સુખ સગવડનાં મકાનોમાં ગરીબ કુટુંબોની વૃધ્ધી થાય અને પારસી કોમની અંદર ચપલ અને ચંચલ ઓલાદનુ વધવું થાય.

**આસામની સરકારી સ્ત્રી શિક્ષકો.** આસામ પ્રાંતની સરકારી કન્યા શાળામાં શીક્ષણ આપતી સ્ત્રી શીક્ષકો માટે એક વિચીત્ર હોકમ આપેલો અમારા સાંભળવામાં આવ્યો છે. આસામની સ્કુલોની ઓફીશ્યેટીંગ ઇનસપેક્ટ્રેસ નામે મીસ દાસ નો એવો હોકમ જાહેર થયો છે કે ત્યાંની નીશાળોમાં શીક્ષક આપતી સ્ત્રી જો પરણેલી હોય તો તેઓને પુરા પાડવામાં આવતાં સ્કુલને લગતા રેહવાના મકાનોમાં પોતાના પતીની સાથે રહી નહિ શકે, પણ વિચીત્રતા એ છે કે પોતાના ગમે એવા બીજા કોઇબી સોબતીની સાથે ત્યાં વસી શકે. પોતાના પતીની સાથે તેણી રહી નહી શકે પણ ચાહે તો પોતા સાથે "ચાહ" પીવા તેને બોલાવી શકે. આવી જાતનો વિચીત્ર હોકમ બાહેર પાડવાની શી મતલબ હશે તે તો અમોને મુદલ સમજ પડતી નથી. જો એમજ હોય તો પછી ગરીબ બીચારી પરણેલી સ્ત્રીઓને શીક્ષકો તરીકે રાખવાનીજ શી જરૂર? આવો બેહુદો ઠરાવ જો અમલમાં મુકાતો હોય તો તેમાં બન્ને શીખનાર અને શીખવનારનેજ ગેરલાભ છે. અમોને તો લાગે છે કે એવો ઠરાવ જાહેરમાં મુકવાને અથવા સમજનમાં લેવાને કંઇ ગેરસમજુતીજ હશે. નામદાર સરકાર એવો ઠરાવ પસાર કરવા દે એ અમારી અજાયબી છે.

# બ્રિટિશો જીતો!

રચનાર—મી. અકબરઅલી ડી. નુરાની.

બ્રિટિશો જીતો (૨)
તમ રાજ અમ કાજ અમ પર સદા તપો!—બ્રિટિશો.
જઈ જંગમાં ધસો. (૨)
આ વર્ષમાં હર હર્ષથી વિજય વિજય વધો!—તમ રાજ.
શત્રુ સંહારજો! (૨)
વિજય વાવટો વળી વધુ ફરકાવજો!—તમ રાજ.
બ્રિટિશો જીતો (૨)
ઇંગ્રેજી તાજ તેજથી વધુ વધુ તપો!—તમ રાજ.

# લગનની મોતેબરી.

લખનાર :—શ્રી. મીનોચેહર માણેકજી આદન.

( પાને ૧૪૫ થી ચાલુ. )





દો. ઇ પણ સમજુ શખ્સ માત્ર ખુબસુરતી ઉપરજ લોભાઇ પરણવાનું પસંદ ન કરે. ઘડીભર તે તેનેથી ખેંચાઇ રહે એ બનવા જોગ છે પણ તેનું પરિણામ હમેશનો પસ્તાવો અને કજીઆમાં આવે છે. પણ હું એમ લખી ખુબસુરતીની કિંમત ઘટાડી નાખતો નથી પણ એક ખુબસુરત ઓરતને તેણીની ચાલચલણ અને ખાસ્યત તપાસ્યા વગર પરણવું એ જીંદગીની મોટામાં મોટી ભુલ છે. કુદરતનો ગમે તેવો ખુશ્નુમાં દેખાવ હમેશ જોતાં નિર્જીવ અને બેશોખ થઇ પડે છે તેમ આજની ખુબસુરતી કાલે સાધારણ થઇ પડે છે; પણ જો તે સાથ ભલી ચાલચલણ અને ખાસ્યત સમાઇ હોય તો તે પતી ઘેહસ્તનું સુખ ભોગવી શકે છે. ભલી ચાલચલણ સાથની ખુબસુરતી વખત જવે ખુશ્નુમાં થઇ પડે છે અને નાશ પામવાને બદલે ઓર ખીલે છે. એડીશન કહે છે, કે " જ્યારે હું એક મરદને દિલગીર જોઉંછું કે તેની પરણેતર ઉપર મને અફસોસ છુટે છે અને જ્યારે મારા જોવામાં એક હસતો ચેહરો આવે છે કે હું તેના ઘરના સુખ અને પરણેતરનો ખ્યાલ કરૂં છું."

### એક બાપની બેટાને નસીહત.

હમોએ ઉપર કવિ બર્નના વિચારો ટાંકી બતાવ્યા છે હવે હમોને હોઇ બરલે જેવા રાજદવારી અને સંસારી અનુભવી નરે પોતાના છોકરાને આપેલી નસીહત ઉમેરવા દો. "ખુદાની મહેરબાનીથી જ્યારે તું પરણવાને લાયક થાય ત્યારે તારી પરણેતરની પસંદગીમાં મોટી સમજ શક્તિ વાપરજે કારણ તારૂં ભવિષ્યનું સુખ કે દુઃખ લગનના જોડાણ ઉપર આધાર રાખશે અને લડાઇમાં જેમ એક ભુલથી નાશ થાય છે તેમ તારી ભુલથી તારો નાશ કરશે......તેણીનો મીજાજ તપાસજે અને તેણીના મા-બાપ કેવાં હતાં તેની તપાસ કરજે; કારણ કહ્યું છે કે "એક ભલી માની દીકરીને પસંદ કરજે." જેમ તેણી તદ્દન મોહતાજ તેમજ મોટી તવંગર પણ ન હોવી જોઇયે કારણ બેઉમાં પસ્તાવો અને ધિક્કાર ઉપજશે. એક બેતમાંજ અને બુબખ ઓરતને પસંદ ના કરતો નહીંતો તને મોટી શરમંદગી વેઠવી પડશે, અને તેણીની 'વાઉ વીછન' જેવી વાતોથી તું કંટાળી જશે."

### પરણેતરનું નીતિજનક શરીર.

એક મરદની નીતિજનક ખાસ્યત તેની પરણેતરથી મોટી અસર પામે છે. હલકી ખાસ્યત જ્યારે તેને નીચે ડુબાવશે ત્યારે ઉંચા ખાસ્યતો તેને બુલંદી પર ચઢાવશે. પહેલ્લી જ્યારે તેની દિલસોજીને મારી નાખશે, તેની શક્તિને ઘટાડી નાખશે અને જીંદગીની ઉંચી નેમને ઉંધી વાળશે; ત્યારે પાછલી તેની મહોબતને જવાબ આપી તેની નીતિને ઓરખી વધુ બુલંદ કરશે અને ખરી શાંતી અપાવા મનને નવું કામ કરવાને ઉશકેરશે. એટલુંજ નહીં પણ એક ઉંચી ખાસ્યત ધરાવતી ઓરત અજાણપણે તેના ખાવીંદની જીંદગી બુલંદ અને તેનું

કામ અને ઉમેદ ભલી બનાવશે. જ્યારે તેથી ઉલટી ખાસ્યત ધરાવતી તેથી ઉલટુંજ કરી શકશે. એક ઈંગ્રેજ કહે છે કે "મેં મારી જીંદગીમાં ઘણાક નબળા પુરૂષોને ફતેહ મેળવતા જોયા છે. તેનું કારણ એટલુંજ કે તેઓ ઉંચા ખાસ્યત ધરાવતી પરણેતર ધરાવે છે કે જેઓ તેઓની કારકિર્દી દરમ્યાન તેઓને ટેકો આપે છે અને તેઓની જાહેર ફરજમાં દિલસોજ ભાગ લઇ વધુ ઉલટમંદ બનાવે છે. એથી ઉલટું મેં ઘણાક બાહોશ અને હિમ્મતવાન શખ્સો જોયા છે કે જેઓની પરણેતરોની હલકી ખાસ્યતથી તેઓ પોતે સ્વાર્થી થઇ ગયા છે જેઓ પોતાની ફરજ સમજતા નથી." આ ઈંગ્રેજ લખનાર પોતે એક ઉમદાહ પરણેતર ધરાવતો હતો અને તે પોતાના દોસ્તો જોગ કાગળોમાં પોતાની પરણેતરનો ખુશમીજાજ, હિમ્મત અને ઉમદા ચાલચલણને માટે ઇસારા કરે છે.

જેમ જેમ તે લખનાર સંસારનો અનુભવ મેળતો ગયો તેમ તેમ તેનું યાકીન મજબુત થતું ગયું કે કે મરદની જીંદગી ભલી અને ઉંચી કરવા માટે એક સુખી ઘર અને ભલી પરણેતરની ગરજ છે. માણસનું ખરૂં સુખ 'લગ્ન'માં છે. તે એમ કહે છે અને તે પોતાના લમને પોતાની જીંદગીનું ડહાપણમાં ડહાપણ ભર્યું કામ લખી જાય છે. તે લખે છે, એમતો મને સુખી થવા ઘણાં કારણો મલ્યાં હતાં પણ શુકર ખુદાનો કે માણુસાઇ જાતનું સૌથી ઉત્તમ સુખ જે ઘર છે, તેની મને બક્ષેસ મળી. પોતાના એક જાની-દોસ્ત ઉપર લખતાં તે કહે છે, ખુદાની મારી ઉપર મોટામાં મોટી બક્ષેસ તે મારી વહાલી પરણેતર છે. અરે, ભારીમાં ભારી સંકટ વચ્ચે તેણી કેવી હિમ્મત ધરાવે છે તેનો ખ્યાલ તને આવી ન શકે. જો કે તેણી નરમ અને શાંત છે પણ સંકટમાં તેણી ચપળ બની જાય છે. તેણી મને અજાણ્યા ભયમાંથી બચાવે છે, તેણી મને દિલાસો આપે છે, ભલો બનાવે છે, ઉમગી થવા કહે છે અને મારી મુશ્કેલીમાં પણ તેણી મદદ આપવા હમેશ તૈયાર ઉભી છે. "એક બીજા કાગળમાં તે લખે છે:" મારી પરણેતરની સાથ આજ વરસોથી રહેતાં મારી પર શું અસર થઇ છે અને મને કેવું સુખ મલ્યું જાય છે તે લખવાને હું અશક્ત છું. જ્યારે પણ હું ભલું કામ કરૂં છું તો તેણી મગરૂરીથી પોતાનું સર ઉંચકે છે જેથી મને તે કરવાની બેવડી ઉલટ છુટે છે. અને જ્યારે હું ભુલ કરતો હોઉશ ત્યારે તેણી ગંભીર અને ચુપ બની જાય છે કે જે ગોયા મારે માટે "ડેનજર સીગનલ" છે. જો કે તેણીને તાબામાં રાખું છું છતાં તેણીજ ગોયા મને ચલાવે છે, અને જ્યાં સુધી હું તેણીને ચાહતો આવીશ ત્યાં સુધી કોઇ પણ બુરૂં કામ કરવાની હિમ્મત હું કરી શકીશ નહી."

ઉપલો લખનાર જ્યારે પોતાની સ્વતંત્રતાના પ્રતાપથી રાજદવારી ચલવલમાં પછાત-પડયો ત્યારે તે ચીડાઉ, કજીયાખોર અને પાજી થઇ ગયો. પોતાના ઉલ્લા ગ્રંથમાં તે લખે છે, "હાથમાં કલમ પકડી હું કલાકો સુધી વિચાર કરતો બેસું છું પણ મારી ગુંચવણ અને મુશ્કેલી વધતી જાય છે. આ મારા કંટાળામાં મારી પરણેતર વગર હું આગળ આવી શકું નહીં કે જેણી મને દિલાસો અને હિમ્મત આપતી ખડી છે. મારી અને તેણીની વચ્ચેનો ફરક તપાસો, હું જ્યારે સેહજમાં કંટાળી માર ફાડ કરૂં છું છતાં તેણી શાંત મને પોતાની ફરજ બજાવે છે"

જાણીતો રાજદવારી ગીઝો પણ પોતાના સંકટ અને દુઃખ વેળા પોતાની પરણેતરથી હિમ્મત મેળવતો જો તે પોતાના રાજદવારી હરીફોથી તાણાતાણી ખાઇ હડધુત થતો તો તેનો દિલાસો તેની પરણેતર અને પવિત્ર ઘર હતું. તે પોતાના વૃતાંતમાં લખે છે, "માણસ ઉત્તમ સુખ અને આસાયસ મેળવવા પોતાના જાહેર કામમાં વાખાં મારે છે. હવે હું સમજતો થયો છું કે અમે તેની મુશ્કેલીમાં પણ ઘરની મહોબત ખરી જીંદગી અને ખરૂં સુખ છે; જાહેર જીંદગીમાં ભમે તેવી નામના અને નેકી કમાતો આદમી, જો તે ઘરનું સુખ ન અનુભવે તો, ગરીબ અને ગોહનાજ છે. તેની બાજુએ તેના સુખ કે દુઃખમાં; સંકટમાં કે આરામમાં, મુશ્કેલીમાં કે વૈભવમાં દિલોજાનની ભાગ લીધો. તેઓઃ પરણ્યાં તે અગાઉ ગીઝોએ તેણીને પુછયું. "મારી બદબખ્તી જે મને હવે ખુલ્લી માલમ પડે છે તેમાં તું ભાગ લઇ શકશે!" ત્યારે તેણીએ બહાદુરીનો

જવાબ કર્યો "ખાત્રી રાખજે કે તારી દરેક ફતેહમાં હું ખુશાલીથી ભાગ લઇશ અને તારી મુશ્કેલીમાં એક પણ નાસીપાસી અને નાઉમેદની હાય ભરીશ નહીં: જ્યારે તે હ્યુક ફીલીપનો વઝીર થયો ત્યારે તેણે એક દોસ્ત ઉપર લખ્યું કે, "મારી ગમે તેવી આપ્ત અને મુશ્કેલીમાં હું મારી બાનુથી સદા પુરતો સુખી છું અને ખુદા જો તેણીને જીવાડશે તો હું સદા સુખી રહીશ. "અરે અફસોસ, છ મહિનાની એક પલની મુદતમાં તેણી જમને હવાલે થઇ અને ત્યાર પછી ગીઝોની જીંદગી દુઃખી થઇ પડી.

ઇંગ્લાન્ડનો નામીચો રાજદ્વારી, બર્ક, એક ખુબસુરત મહોબતવંતી અને બાહોશ ઓરતના પ્યારમાં પુરતો સુખી હતો. તેની જાહેર જીંદગી રાજદ્વારી ચલવલથી ફિકર અને કંટાળાથી ભરપુર હતી પણ તેનો ખંગ તેના ઘરમાં વળતો. તે કહે છે "આપણા ઘરની ઓરતને ચાહવી એ તમામ દુન્યાના લોકને ચાહવાનું બીજ છે." તે પોતાની બાનુની ખુબસુરતીનું ચિત્ર નીચે મુજબ રજુ કરે છે. જે ભલા ચિતારાને શરમાવે એવું છે. તેણી ખુબસુરત છે; પણ તે ખુબસુરતી તેણીના ચેહરામાં, ઘાટઘટમ યા રંગમાં નથી. જો કે તેણી ખુબસુરત છે પણ તેથી કાંઇ તેણી મારાં જીગર ઉપર અસર કરી શકતી નથી. તેણીની ખુબસુરતી તો તેણીનો ખુશમીજાજ, દયા, નિર્દોષતા, લાગણી અને રહેમ દિલ છે. તેણીની આંખ્યોમાં મધુર રોશની પ્રકાશી રહી છે, તેથી તેણી સઘળાને હોકમ કરે છે પણ તે હક અને દાવાથી નહીં પણ તેણીના સદગુણથી. તેણી હજાર જણની વખાણ માટે સરજાઇ નથી પણ એકજ દિલ (યાને પોતેજ) ની આફરીન માટે જન્મી છે. તેણીનામાં દ્રઢતા છે તેજ વેળા તેણીમાં નાજુકાઈ પણ જોઇ શકાય છે; તેણીનામાં નરમાસ છે પણ તેથી કાંઇ તેણી નબળી નથી, તેણીનો અવાજ એક મધુર ધિમા ગાયન જેવો છે અને તેણી હજાર માણસની મીજલસમાં વાહવાહ કરવા બદલ મારાં જીગર પર મીસર કરેવા સરજાઇ છે; અરે—તે ગાયન સમજવા માટે તમોએ તેણીના સમાગમમાં આવવું જોઇયે! તેણીના શરીરનું ધ્યાન કરવું એ ગોયા તેણીના મન માટે બોલવા બરાબર છે; ગોયા તે એક બીજાની 'કોપી'છે. તેણીની સમજ અને બાહોશી ઘણા કાંમ કરવામાં સમાઇ નથી પણ ભલાઇને ચુંટવામાં છુપાઇ છે. તેણી સારૂં બોલવા કરતાં જે બુરૂં છે તે છોડી દેવામાં વધુ મથી રહી છે. તેણીની સભ્યતા કુદરતી અને અદેખાવની છે અને નહીં કે માત્ર કાયદાની; અને તેથી તે લાયક ઉપર અસર કર્યાં વિના રહેતી નથી. તેણી કદ અને એક ચિત્ર ધરાવે છે; તેણી એટલીતો ખુબી ધરાવે છે કે તેણીની ભૂલોને આપણ ઝટ માફ કર્યે છિયે."

અહા! આપણે કેવી ઉમદાહ, દિલજીત અને ખરી ખુદાઇ શક્તિ ધરાવતી એક બાનુનું ચિત્ર જોઇ ચુકયા. અરે તેવાજ શખ્સનું જીવનું પ્રમાણ છે! ત્યારે હવે આપણે એક મહોબતવંતી મહોરદાર પોતાના ખાવંદનું ચિત્ર કેમ દોરે છે તે હવે રજુ કરવા દો. ભાગ્યશાળી નર તે કરનલ હટચીનસન છે તે માટે તેની મોહરદાર લખે છે.

"આપણે જેને જીગરના ઉંડાણથી ચાહતાં હોઇયે અને જ્યારે તેજ મનની મનોહર મુર્તી ભાંગી જાય છે (યાને મરણ પામે છે) ત્યારે આપણી જીંદગી કંગાલ જાણે મુશકેલ થઇ પડે છે. વખત જવે આપણ દિલાસો શોધી શકયે છીએ અને જીંદગીની કેટલીક મજાહો ફરી રાખી શકયે છીએ. અરે, મને ખબરજ નથી કે મારા પતિના મરણ પછી હું શામાં દિલાસો લઉં! કે જેના વગર મને આ મારી જીંદગી પથ્થર સમાન છે. મારી પાસ સઘળું છે માત્ર તે પતિનું દિલ અને મધુર આંખ્યો નથી!"

તેજ ખાવંદ પોતાની મોહરદારની તારીફ કરતાં એટલાં તો મજબુત શબ્દો વાપરે છે કે તેણી આપણી યાદદાસ્ત શકિતમાં કોતરાઇ રહી છે. તે લખે છે, "જ્યારે પણ તેણી મને ઘર ખરચનો હિસાબ આપવા આવે છે તો હું કહું છું સઘળું તારૂંજ છે." વળી તેઓ મહોબતની સાંકળથી એટલાં તો જકડાયલાં હતાં કે જેમ જેમ તેઓ ઉમરમાં વધતાં ગયાં તેમ તેમ તેઓ એક એક ઉપર વધુ મોહબ્બતવંત અને પ્રેમવાળાં બનતાં ગયાં. બીજા વધુ દાખલાઓ આપણે હવે પછી જોઇશું.

(અધુરૂં.)

# જ્ઞાનની દુનીયા.

લખનારઃ—મીઠ મીનોચહેર માણેકજી માદન.

**આરબો અને ઘોડાઓ:—**

"સાયનટીસ્તોના મત મુજબ, અરેબ્યા ખાસ ઘોડાઓ માટેનો કુદરતી મુલક છે. ત્યાંની રૂતુની ઘોડાના કદ ઉપર મોટી અસર થતી નથી પરંતુ તેઓ ચાલાક અને ઝડપી બને છે. ઈંગ્રેજી અને સ્પેનીશ ઘોડાઓમાં અરેબીક લોહી ભેલાયું છે જેથી તેઓ નમુનેદાર હોય છે. આરબો પોતાના ઘોડાઓના લોહીને સ્વચ્છ રાખવાને ઝનુનથી મથન કરે છે અને નર કરતાં માદાને વધુ ચાહે છે. જ્યારે પણ તેઓને ત્યાં નવો ઘોડો જન્મે છે તે દિવસે આખાં કુટુંબમાં ખુશાલી ફેલાય છે અને ખાણી પીની થાય છે. તેઓ પોતાના ઘોડાઓને પોતાના બાળકો સાથ માયાથી કેળવે છે જેથી તેઓ એટલા નમ્ર અને વફાદાર નીવડે છે. અને કોઇ પણ હથિયાર વાપરવાની કદાચેજ જરૂર પડે છે. પોતાના માલેકના માત્ર સ્પર્શથી જીવ લઇ દોડે છે અને જો તે બેઠક ઉપરથી સરી પડે છે તો પોતે ઉભો રહી જાય છે." [ The Decline and Fall of the Roman Empire by Gibbon; ch. on "Arabia and the Arabs."]

**જીંદગી:—**

"વારંવાર જીંદગીની ટુંકાઇ અને ઢીલાપણા માટે અફસોસ અને ફરયાદ કરવામાં આવે છે; પણ જો આપણે જીંદગીની એક નાની બાબદ લઇએ તો તેમાં તમામ અગત્યપણું સમાએલું જોવામાં આવશે. જેમ એક નાનાં જંતુને કાચમાંથી જોતાં તેના શરીરના હરેક ભાગો ખુલ્લા જણાઇ આવે છે તેમ જીંદગીની નાનામાં નાની બાબદને જો યાદ કરવામાં આવશે તો તેમાં કેટલી ખુશાલી કે મોટું દુઃખ, બારિકાઇ અને અગત્યપણું દેખાઇ આવે છે. જીંદગીને સામટી લેતાં તેમાં જુદી જુદી સમાયલી બાબદોથી આપણું ગુંચવાઇ જશું, જ્યારે તેઓમાની એક લો તો તે પર વિચાર કરવાનો કેટલો ખોરાક મળશે"—[ From the "Letter-Bell by W. Hazlitt. ]

**દોખમું:—**

એક અમેરીકન બાનુ મુસાફર સારા ડંકન પોતાની "A Social Departure (P. 367)માં આપણા દોખમાં માટે છટાથી ઉચું મત દરશાવે છે. તેણી કહે છે, "ત્યાં ઉંચા ટાવરો ઉભા હતાં જેઓનું કામ મરણ પામેલાંઓ સાથ હતું. જરથુસ્તે માની લીધું કે કુદરતની કોઇ પણ પેદાયશ સ્વચ્છ છે અને રેહવી જોઇએ. કુદરતની અસ્વચ્છતામાંથી પોતાના ભાઇબંધોને બચાવી દુર ઉંચી ટેકરીઓ ઉપર મરણ પામેલાને નાખવામાં આવે છે, હમારી સામે જરથુસ્ત્રના ઉંચા સ્વચ્છતાના કાનુનના ટાવરો સફ સમારી ઉભાં હતાં."

**હાફેજ:—**

આ નામીચા ફારસી કવિ માટે ચાર્લ્સ સ્તુઅર્ટ કહે છે, "ઇરાનના તમામ કવિઓમાં હાફેજ કુદરતી લાગણીઓનો સૌથી સરસ જાહેરગાર છે. તેનું કલામ ફક્ત ખોદાઈ કલામથી ઉતરતું,અને બાકી સઘળા કલામોથી ચહડયાતું ધારવામાં આવે છે. તે સાદાઇ અને સુંદરતાથી ભરપુર છે. તેમાં બનાવટ અને મગરૂરી જોવામાં આવતી નથી.

**ધર્મ પાલનારાઓની સંખ્યા:—**

જુદા જુદા ધર્મ પાલનારાઓની સંખ્યા શું છે તે આ કોઠામાં જોવામાં આવશે. ખ્રીસ્તી ધર્મ ૫૬૩૦૦૦૦૦૦; હિન્દુ ૨૨૩૦૦૦૦૦૦; ઇસ્લામ ૨૨૨૦૦૦૦૦૦; બુધીઝમ ૧૦૭૦૦૦૦૦૦; જરથોસ્તી ધર્મ,૧૦૦૦૦૦;ઘણા દેવતામાં માનનારા,૨૮૩૦૦૦૦૦૦; તાઓઇસમ, ૪૪૦૦૦૦૦૦; શીનતોઇઝમ ૧૮૦૦૦૦૦૦; જુદેઝમ, ૯૦૦૦૦૦૦.

**સ્વપ્નો:—**

રાઇડર હેગારડ નામનો ઇંગ્રેજ એક જાણીતો નવલકથા લખનાર છે, તેને પોતાના કુતરાના મોત માટે સ્વપ્નું આવ્યું હતું જે તેને છાયા મારફતે જાહેર કર્યું. તે દિવસથી તેનો કુતરો ખોવાઇ ગયેલો જણાયો અને તેની લાશ નદીમાંથી મળી આવી.

તેમજ મીડસમર નોરટનની કોલસાની ખાણમાં ૧૯૦૯ માં એક મોટો અકસ્માત થયો હતો, આને લગતો સ્વપ્નો ત્યાંજ રહેતો એક શખ્સ જે થોડા વખત માટે આયરલેન્ડ ગયો હતો તેને આવ્યો હતો. 'વરતા' નામની સ્ટીમર ડુબી જવાની ખબર સ્વપ્ના મારફતે થઇ હતી તે વેળા બેઠેલા કમીશન સનમુખ રજુ થયું હતું. મી. સોયર નામનો શખ્સ જે ઓસ્ટ્રેલ્યાથી બેઠો હતો તેણે ત્રણ રાત વેર ભયંકાર સ્વપ્નો જોયો હતો કે એક શખ્સ લોહીથી ગગરતો માસનો કકરો કરડે છે. આથી તે દરબન ખાતે ઉતરી પડયો. બે દિવસ બાદ તેને ફરી સ્વપ્નું આવ્યું હતું કે સ્ટીમર ડુબી જાય છે અને તે ખરૂં પડયું.

**યોગ અને યોગી:—**

"તે ખરો યોગી છે જે પોતાની ફરજ, ફળની આશા વગર બજાવે છે. યોગ એટલે તર્ક છે; અને તે યોગી બની શકતો નથી જે ભવિષ્યની આશા માટે ઉમેદ રાખે છે. યોગ પ્રાપ્ત કરનાર માટે કાર્ય માત્ર એક હથિયાર છે; યોગ પ્રાપ્ત કીધા પછી શાંતી અને સ્થિરતા હથિયાર છે અને તેજ યોગ પ્રાપ્ત કરે છે જે ઇંદ્રીઓની ખ્વાહેશ કરતો નથી અને જે આશાની ઇચ્છાઓને તુચ્છ કરે છે."

**રોમનોની અસર:—**

"જ્યારે આપણુ યુરોપના જુદાં જુદાં રાજ્યો તરફ નજર કર્યે છીએ ત્યારે ગમે તેવા ફરક છતાં તેઓમાં કેટલીક રીતે એક સરખાપણું જણાઇ આવે છે તેનું મુખ્ય કારણ રોમનોએ જ્યારે તે મુલકોને છત્યા હતા ત્યારે પોતાના વિચારો, કાયદાઓ અને રેવાજોની છાપ પાડી હતી તે છે. અને તેઓમાં ફરક દિસવાનો સબબ એ છે કે તેઓએ રોમન વિચારોને એક સરખાં પ્રમાણમાં ગ્રહણ કર્યા ન હતા. કેટલાકોએ રોમના વિચારો અને બીજાઓએ જરમનોના વિચારો મોટા પ્રમાણમાં જાલવી રાખ્યા છે. આ ઉપરથી જણાય છે કે રોમે આખા યુરોપ ઉપર કેવી મોટી અસર કીધી છે." (History of Rome by Rev. M. Creigaton M. A.)

**અફસોસ ના કર:—**

ફોકટ છે જારીને કરવી ફર્યાદ,
ગયેલો માલ કદી ન દે ચોર હાથ;
કોઇ યા કશા પર ન બાંધ દિલ,
બાદ તે ઉકલવું થાય છે મુશકીલ.

**બધાંને ચાહ:—**

"જેમ તું બીજાની વર્તણુક તારી તરફ ચાહે છે, તેમ બીજાઓ સાથે ચાલ, અને જેમ તું ચાહે છે કે બીજાઓ તને આપે તેમ તું બીજાને આપ, જે તને ચાહે છે તેને તું ચાહે તો તેમાં શું ખોટું છે? કારણ એક પાપી પણ પોતાના ચાહનારને ચાહે છે. જે તારૂં ભલું કરે છે તેનું તું ભલું કરે તેમાં શું ગયું? કારણ પાપીઓ પણ એમજ કરે છે. તારા દુશમનને ચાહ તેઓનું ભલું કર ને આશા ના રાખ."

**શકનો એલાજ:—**

આપણુ સર્વ ઉપર હકુમત કરનાર હોરમજદ! જે બાબદનો મને શક હોય તેનો અંત લાવવા માટે ઘણી હુશીયારી આપેલી દીનદાર માણસની ધર્મ સંબંધી કેળવણી બધી રીતે સૌથી સરસ ઇલાજ છે. કારણ કે ધન ફેલાવવાની ખાહેશ રાખનારને તેનો ઘટતો-બદલો મળશે.

---

**શરમ શામાં?**

મેજીસ્ટ્રેટ સાહેબે બંધવાને જરા શીખામણ આપતાં કહયું, "ભલાં માણુસ, તુંને ઘડી ઘડી અહીં આ પ્રમાણે આવતાં શરમખી નથી આવતી?"

"અરે સાહેબ, એમાં શરમ શાની? તમારાં જેવાં માણુસ જ્યાં હોય ત્યાં જતાં મને શરમ નથી લાગતી, પણ હું એમ પુછુંછ કે તમુને દરરોજ બેસતાં શરમ લાગેછ કે વારૂં? (નોસાકરો કહી.)

# રફને યજત અને તેને લગતો ખોલાસો, રફને યજત વિષે અવસ્તા તથા પહેલવી ભાષાઓમાંથી મલતું બયાન.



## રફનુની ખુબીઓ–તે લોકોનું રક્ષણ કરે છે.



લખનાર:—મી૦ ધનજીભાઇ માણેકજી વાચ્છા.



( પાન ૧૫૩ થી ચાલુ. )



આપણે શરૂઆતમાં જોયું તેમ રફનુ આ દુન્યામાં સચ્ચાઇ અને રાસ્તી પર મવકલ છે. એ ઉપરાંત તેને રફનુ યસ્તમાં ૭ મા ફકરામાં આ પ્રમાણે ચીતારેલો છે. ઓ અશો રફનુ–ઓ ઘણુંજ સાચા રફનુ, ઘણુજ પવિત્ર રફનુ, ઘણુજ વિદ્વાન રફનુ, સંપુર્ણ રીતે તપાસ કરનાર રફનુ, સઘળી બાજુએ જોનાર રફનુ, ઘણું દુરનું જોનાર રફનુ, ઓ અશો લોકોને વધુ સારો ટેકો આપનાર રફનુ, ચોરોને વધુ સારી રીતે મારનાર રફનુ." આ ઉપરથી આપણે જોઇશું તો માલમ પડશે કે જેમ દરેક યજતોને અશો કહે છે અને તેવો છેજ એવા તેમ રફનુને પણ કહેલો છે, પણ વધુ જે આપણુને આ ફકરા ઉપરથી માલુમ પડે છે તે એ છે કે અહીયા એ યજતને ઘણોજ વિદ્વાન, સંપુર્ણ રીતે તપાસ કરનાર, સઘળી બાજુએ જોનાર, ઘણું દુરનું જોનાર, જો અવસ્તા લખાણ પરથી તેને જેમ આપણે ઓળખીએ તેમ એટલે ઇનસાફ કરનાર તરીકે ઓળખીએ છીએ, તેનું જે કાંઇ લખાણ મળે છે તે ફક્ત આ યસ્તના ૭ માં ફકરામાંથી મળી આવે છે. એ ફકરામાં એને સંપુર્ણ તપાસ કરનાર તરીકે કહેલો છે. અને તે ઉપરથી આપણુને જે પેહેલવી લખાણો એના ચોથે દહાડેની બામદાદે ઇનસાફ કરનાર તરીકે મળે છે તેને આ ફકરો વધુ ટેકો આપે છે. પાછું વળી બીજું જે તમે "સઘળી બાજુએ જોનાર" કરી કહેલો છે તે ઉપરથી આપણુને માલમ પડે છે તે "મીનોખેરદ" માં બીજા બાબમાં રફનુને "પાદશાહ અને ગરીબ" વગેરે સઘળાઓને બરાબર ગણેલા છે. તે ઉપરથી પણ સાબેત થાય છે કે રફનુ એક સઘળી તરફથી બરાબર ઇનસાફ કરનારો છે. આગળ ચાલતાં એજ ફકરામાં કહે છે જે "અશો લોકોને વધુ ટેકો આપનાર રફનુ." આ ઉપરથી આ સાર નીકળશે જે દરેક યજતની આરાધના કરનારને તે યજત ટેકો આપે છે, મદદ આપે છે. પણ અહીંઆં જે રફનુને માટે લખે છે, જે તે વધુ ટેકો આપે છે તે એજ છે જે તે રાસ્ત માણુસ જે હમેશાં પોતાનું કામ **રાસ્તીપરજ** કરે છે. તે માણસને રફનુ મદદ આપે છે એટલુંજ નહીં પણ વધુ જે તે કરે તે એક એક જુઠા અને રાસ્તીના માર્ગ પરથી વેગળા ગએલા માણુસ પર પેલો રાસ્ત માણુસ સરદારી ભોગવે છે. જેમ રફનુ યજદ ઉપર જોયું તેમ દરેક કેશ્વર ઉપર વીગેરે સરદારી ભોગવે છે તેમ અને તેથી રફનુને વધુ મદદ કરનાર તરીકે કહેવો જોઇએ.

હવે એજ યસ્તના આઠમાં ફકરામાં તેને "ઓ રફનુ તું સઘળાઓ કરતાં વધારે સારી રીતે ચોરોને તથા લુટારા માણસોને ધીઃકારે છે, હંફાવે છે મારે છે તથા તેમનો નાશ કરે છે" એમ આવેલું છે. હવે સવાલ ઉઠે છે કે રફનુ આવા ચોરો તથા લુટારાઓને કેમ ધીઃકારે, હંફાવે તથા મારે એવા દાખલામાં જો આપણે "ખુરશેદ"ને સાથે લઇશું તો ઠીક સમજ પડશે.

ખુરશેદને આપણે ફક્ત સાધારણ રીતે નજરે જોઈએ છીએ અને જાણીએ છીએ જે તે દરરોજ સવારે ઉગે છે, સાંજે અસ્ત પામે છે. તે આ દુન્યામાં રોશની આપે છે, અંધકારનો નાબુદ કરે છે વીગેરે આ તેની (ખુરશેદની) ફક્ત દેખાઇતી ખુબીઓ છે. હવે બાતનની બાતમાં તો ફક્ત જેઓ રસાયણ શાસ્ત્રીઓ છે, તેઓ શોધ કરે છે અને તેની ખુબીઓ શોધી કહાડે છે. હવે એ ખુબીઓ આપણે પણ રસાયણ શાસ્ત્રીની મદદ લેવા વગર આપણા પાક ધર્મ પુસ્તકો ઉપરથી જાણીએ છીએ. જેમ કે ખુરશેદની નીયાએશમાં ૧૨ માં ફકરામાં કહે છે જે જ્યારે ખુરશેદ ઉગે છે ત્યારે અહુરમજદની પેદા કોધેલી જમીનના વેહતાં ઝરણે દરીઆના તથા ચમપાણીને તથા અશો પેદાએશ કે જે સ્પેના-મીનાની છે તે એ બધાંઓને પાકી જગી થવાનો સબબ થાય છે પણ ૧૩ માં ફકરામાં કહે છે કે જો ખુરશેદ નહીં ઉગે તો, આ હપ્તોકેશર જમીનમાં જે ચાજો તથા જાનવરો છે તેને દેવો મારી નાંખે વગેરે. આ બધું જે થાય છે એટલે આ દુન્યામાં જો ખુરશેદ નહીં હોય તો બધી ગલીચી અને ખરાબ ચીજોનો વધારો થાય અને દરેક સારી ચીજનો નાશ થાય પણ ખુરશેદની હાજરીથી એ બધુ દુર રહેછ અને નાશ પામે છે એજ પ્રમાણે રષ્નુને પણ આવીજ રીતે સરખાવીએ. આપણે જોયું તેમ રષ્નું એ સચ્ચાઇ તથા રાસ્તની ઉપર મવકલ છે અને તેથી એક રાસ્ત માણસ ચોરો તથાં લુંટારાઓ ધીકારે તેમાં કાંઇપણ શક નથી અને તેજ પ્રમાણે તે પોતાના સચ્ચાઇ તથા રાસ્તીના બળથી-જોકે તે શરૂઆતમાં કદાચ અથવા જેમ આ દુન્યામાં ઘણું ખરૂં બને છે તેમ હમેશાં પોતાને પોતાના સચ્ચાઇના સુખનથી આ લુચી અને દગા ફટકાવાલી દુન્યાને નુકસાન પણ કરે તો પણ અંતે તેનો અને તેનોજ ને રાસ્ત અને સાચ્ચા માણસનો જય અને ફતેહ છે—અને ત્યારે તે રાસ્ત માણસ જે આ રષ્નુ યસ્તમાં કહે છે તેમ તે જુઠા, લુટારા તથા ચોરો ઉપર પોતાની રાસ્ત જબાનથી તથા રાસ્તીના અને એક ખુદાઇ માર્ગ પર ચાલવાથી તેઓ પર તે ગાલેબ આવે છે, ડરાવે છે, મારે છે, ધીકારે અને નાશ કરે છે. ઉપર આવી ગયું તેમ રષ્નુ તેથીજ હપ્તોકેશર નદી-દરીઆ-ઝાડો તથા પહાડો અને દરેક સેનારાઓ બહેસ્તની આરામગાહ-ગરોથમા વગેરેની જગા ઉપર સચ્ચાઇ ભોગવે તથા ચોકસાઇ રાખે છે અને તેજ પ્રમાણે છે. એક માણસ પણ આ દુન્યામાં સરદારી ભોગવી શકે તથા બીજાઓ પર ચોકસી રાખી શકે અને આ પ્રમાણે આપણામાં જે તેત્રીશ ફરેસ્તાઓ છે તેઓમાંનો દરેકે દરેક ચોકસ બાબત પર મવકલ છે અને તેઓ આ દુન્યાની અંદર સરખી (Directly) તથા આડ-કતરી (Indirectly) રીતે માણસોને તથા દરેક જનાવર તથા ચીજોને મદદગાર થાય છે. વળી મેહેર-યસ્તમાં ૯ મા ફકરામાં એમ કહે છે કે ચિત્ર (મીથ્ર) ધાસ્તી ફેલાવે છે, રષ્નુ (તેમના) દીલમાં ધાસ્તી દાખલ કરે છે જેથી આપણને માલુમ પડે છે જે રાસ્ત માણસ હમેશાં જુઠાઓને ધાસ્તીમાં રાખે છે અને જેઓ સચ્ચા અને રાસ્ત હોય છે તેઓને એ ખુલ્લી રીતે માલુમ પડે છે કે હમેશાં જુઠાઓ તેઓથી દૂર નાશે છે. આવી રષ્નુની ખુબીઓ હોવાથી દરેક બાજદીવસનીજ જરથોસ્તીઓની ફરજ છે જે રાસ્તને હમેશાં વળગી રહેવું, વળી રષ્નુને મેહેરયસ્તના ૩૨ મા ફકરામાં ૧૩૯ ના ફકરામાં દુન્યાની વધી કરનાર તથા તેની આબાદી કરનાર તરીકે કહેલો છે.

---

## ગામનો ઘડો લેશો?

ચાંદનબાઇ બારણે ચોક પુરતાં હતાં તેટલામાં એક ગામડયો મરારીનાં માટલાં લઇ આવી પહોંચ્યો.

"બાઇ ગામનો ઘડો લેશો?" તેણે પુછ્યું.

"આ તું મરે, તારી જખાં બરે, તારી ઉમ ખરી જાય. મુવો પોતેજ મારાં ઘેરનો ઘડો કાંય નહીં લેતો!" અને એમ બોલી ચાંદનબાઇ ફસક ફસક કરતાં ઘેરમાં ગઇ. પેલો ગામડયો વિચારમાં પડયો કે, "મારાં ગામનો ઘડો વેચાતો લેવા પુછ્યું, તેમાં એ ઘરડી આમ છેડાઇ કેમ પડી!"

(નોસાફરો કેઝી.)

ગણત્રી તેણે કીધી. પરણવા પછી રોઝીને જેમ ગમે તેમ નિચોવવાની ઘણી સારી તક હાથ લાગવાથી તે ઘણો ખુશી થયો. તેને લાગ્યું કે રોઝી તેને સોનાની ખાણ મળી હતી.

"મારી બેટીને તારી પાસેથી મેળવવા માટે મારો ભેદ વકીલ ખુલ્લો કરવાની મેં આંચકી ખાધી નથી, એ ઉપરથી તું જોશે કે હું તારી ઉપર કેવો આંધળો વિશ્વાસ રાખુંછ! ચાલ, હવે કહે મને કે તું ખરાં ફરઝંદને ક્યાં અને ક્યારે મારી સાથે મેળવવા માંગેછ

હું આવતી પરમદીને શુકરવારે તમોને તમાર બચ્ચાં સાથે મેળવશ. પણ હું તમારાં બચ્ચાંને એ દીવસે ક્યાં લાઉં? અહિંજ ઠીક થઈ પડશે."

રોઝી વિચારમાં પડી.

"નહિ, આ જગો હવે વધુ વાર સલામતી ભરેલી નથી. હું તારાં મકાનમાં મળવા માગુંછ. પણ તારાં મકાનનું ઠેકાણું હું ભુલી ગઇછ."

"મારૂં મકાન મોર્ટલેક ખાતે હોલમ બેંકમ આવેલું છે."

આ ઠેકાણું મીસ બેલને કાને પડતાંજ તે તેણીએ કાગળના ટુકડા ઉપર ઉતારી લીધું. બીજીજ પળે રોઝીએ આવતી પરમદીને પેલા શખ્સનાં મકાનમાં સાંજે ચાર વાગે જવાની કબુલાત આપી. જે વખતે હોરતન રોઝીની બેટીને તૈયાર રાખશે અને રોઝી તેણીનો કબજો લેવા પછી બીજા બસો પાઉન્ડ તેને સપુરદ કરશે.

મીસ બેલ વધુ વાર ત્યાં થોભી નહિ, કેમકે તેણીએ ધાર્યું કે રોઝી બાહેર નિકળવાની તૈયારીમાં હતી.

અને તેમજ થયું; મીસ બેલ તે જગો છોડી જવા પછી રોઝી પણ બાહેર પડી અને પરમદીને પોતાના પ્યારાં ફરઝંદની મળવાની અધીરાઈમાં ગેન્જ ભણીનો રસ્તો લીધો જ્યાં મીસ બેલ તુરતનીજ આવેલી હતી.

## પ્રકરણ ૨૪ મું.

"ઓ ખુદા!" હેસતર બેલ પોતાનાં મન સાથે બબડી, "રોઝીનું બાળક મારા હાથમાં આવે તો એ ઓરતને મારા અંગુઠા ઉપર ફેરી તો નચાઉં કે જેમ ચાહું તેમ સતાઉં."

બીજે દિવસે સવારમાંજ મીસ બેલે પોતાનો સામાન પેક કરવા માંડયો, તે આખા ઘરમાં દરેક નોકર ચાકરને મળી બેઠી પણ રોઝીને "છેલ્લી સલામ" કરવાની તેણીએ દરકાર કીધી નહિ. રોઝીએ એક ચીઠી મોકલાવી પણ તેના તેણીએ ચાર પાંચ તુકડા કરી તેજ પરબિડાંમાં બીડી રોઝી ઉપર પાછી મોકલી. એટલું છતાં પણ રોઝી તેણીનાં ઓરડામાં આવી ત્યારે મીસ બેલ ગેન્જ છોડી ગઇ હતી.

પણ ગ્રેન્જ છોડી જતાં તે મગરૂર અને ખારીલી ઓરતને એમજ લાગ્યું કે તે ગ્રેન્જ થોડા વખત માટે છોડી જતી હતી. તે થોડાજ દિવસમાં શેઠાણી તરીકે પાછી આવનાર હતી.

હોરતન સાથે રોઝીને કેમ ઓળખ થવા પામી તે આપણે જોઇએ.

મીસીસ પાઇકને વાંચનારાઓ ભુલી ગયા હશે નહિ. આ ઓરત તેજ હતી જેણીએ દોરા માટેનું પચીસ પાઉન્ડ સાથનું એનવલપ ચોરી લીધું હતું અને રોઝીના બાળકને લીલ નામની ફુલ વેચનારી ઓરતને સોંપી દીધું હતું. વળી વાંચનારાઓને યાદ હશે કે રોઝીએ પચાસ પાઉન્ડ બીડવા સાથે વધુ મદદ મોકલવાની કબુલાત આપી હતી. રોઝી પોતાનું ઠેકાણું જણાવવા માંગતી નહિ હોવાથી તેણીએ પોતાના કાગળનો જવાબ પોસ્ટ ઓફીસ મારફતે માંગ્યો હતો. આ જવાબ તેણીને દોરાનાં નામે લખાયલો મળ્યો હતો જ્યારે લખનાર તો પેલી લુચ્ચી મીસીસ પાઇક હતી આ કાગળ નીચે મુજબ હતો.

"મારી પ્યારી રોઝેલીન, મને પચાસ પાઉન્ડ સાથનો તારો કાગળ મળ્યો છે. મને કહેવું જોઇએ કે તેં મારે માટે તારાં બચ્ચાં સાથે ખરાબ વર્તણુક ચલાવીછ. દુનિયા સામેની જંગમાં આપણે બન્નેએ સાથે ઝોકાવ્યા પછી તારી ફરજ હતી કે મને તારે વિશ્વાસમાં લેવી જોઇતી હતી, તેને બદલે તું તારી બહેનથી અને તારાં એક પુરાં ફરઝંદથી છુપાતી રહીછ. એમ કાં મારી પ્યારી રોઝી? તોપણ હું તારી મરજીની આડે ચાલતી નથી. હું તારી મરજી રાખવા માંગુછ. નીચલે ઠેકાણે તારાં પ્યારાં બચ્ચાં સાથે રહુંછ. તારૂં બાળક

તને હવે તદન ભુલી ગઇછ. આ મકાન એક બોરડીંગ હાઉસ જેવું છે અને ત્યાંના એકેએક જણ તારી બેટીને ચાહેછ અને પ્યારથી રમાડેછ. બેચાર દિવસમાં હું તારી બેટીને હવા ખાવા એકાદ દરિયા બાજુના ગામડામાં લઇ જવશ, ત્યાં પુગ્યા પછી અમારા રહેવાનું ઠેકાણું તને લખી જણાવશ, પણ તેટલાં જેમ બને તેમ વધુ રૂપીઆ નીચલા સરનામે મોકલવાને ભુલતી ના. તારાં પ્યારાં ફરઝંદે તારે માટે અરધી ડઝન ચુમીઓ મોકલીછ તે તું કબુલ કરજે. અમારૂં ઠેકાણું નીચે મુજબ છે. હોલમ બેંક, ઓલ્ડ હીચમંડ રોડ મોર્ટલેક."

આ કાગળ રોઝીએ અનેક વાર વાંચ્યું. તેણીએ નહી માન્યું કે હવે કાગળ જોકે દોરાની સહી હેઠળ હતો, પણ તે દોરાનો નહિ હતો, કેમકે દોરા આ રીતે મરતાં પણ કાગળ લખે નહિ.

ત્યારે દોરાને નામે કાગળ લખનાર કોણ હતું, તે રોઝી સમજી શકી નહિ. શું દોરાનાં નામે કોઇએ ખોટો કાગલ લખ્યો હતો અને ખોટો કાગળ લખવાનો હેતુ રોઝી પાસે મોટી રકમ પડાવી લેવાનો હતો?

આથી તેણીએ ઉપર મુજબનાં સરનામે પોતે જાતે જવાને ઠરાવ કીધો.

ત્યાં ને ગઇ. પણ તેણીએ જોયું કે ના ત્યાં દોરા હતી કે ના ત્યાં તેણીની બેટી હતી. તેણીને એકજ શખ્સ મલ્યો હતો, જેણે રોઝીની બેટીને શોધી કાઢવાનું સાથે લીધું હતું. આ શખ્સે પોતાની વાકચાતુરીથી રોઝીનું એટલું બધું તો લક્ષ ખેચ્યું કે એ ઓરતે પોતાનો ભેદ સેહજબી આચકી વગર કહી સંભળાવ્યો અને એ બાનુ એજ મકાનમાં પોતાની બેટીને લઇ આવવા આવતી પરમ દીને જનાર હતી.

રોઝી પોતાની નેમમાં ફાવશે કે? મીસ બેલ તેણીની આ નેમમાં ફાવવા દેશે કે?

મીસ બેલ 'ગ્રેન્જ' માંથી નિકળી ત્યારે તેણીનાં બેજામાં જે એકજ ખ્યાલ રમી રહયો હતો તે હોરતનને મળવાનો અને તેની સોડેથી રોઝીની બેટીને મેળવવાનો હતો. તે આ બચ્ચાને મેળવી રોઝીને દેવીદથી સદાની છુટી કરવા માંગતી હતી.

મીસ બેલ એક આબરૂદાર મકાનમાં મીસીસ ફોર્ટના નામે જઇ રહી. તે ત્યાં પોતાનો સર સામાન ઠર પાડી હોરતનને શોધવા નિકળી પડી.

તે મોર્ટલેક ખાતે ગઇ. આ હોલમ બેંકનો પત્તો મેળવવા તેણીએ કેટલાક રાહદારીઓને પુછ્યું. કેટલીક મુશકેલી પછી તેણીએ અંતે આપેલી નિશાની મુજબ મકાન શોધી કાહડયું. તે ઉપર ગઇ. બારણું ઠોકયું પણ જવાબ મલ્યો નહિ. તે આખા ઓરડામાં ફરી વળી પણ કોઇની પણ નિશાની મળી નહિ. ઘણા ખરા ઓરડાઓ બીલકુલ ખાલી હતા, તે પણ બંધ કીધેલા હતા. તેણીને લાગ્યું કે આ એકાદ બંધ ઓરડામાં રોઝીની બેટીને બંધ કરી રાખવામાં આવેલી હોવી જોઇએ.

આથી તે એક ઉઘાડી રહી ગયલી બારી વાટે હિમ્મતથી કુદી પડી. કેટલાક ઓરડામાં ફરવા પછી તેણીના કાને કોઇ બચ્ચાંના રડવાનો સાદ સાંભળાયો. કેટલાક ઓરડાઓ ફરવા પછી તે તેજ ઓરડામાં દાખલ થઇ ત્યાં રોઝીની બેટી એક ખુરસી ઉપર રડતી બેઠી હતી- ચતુર મીસ બેલે તે બાળકને તુરત પેલા ફુલ વેચનારા બાળક તરીકે તુરત પિછાની લીધું.

"ના રડ, હું તને તારી મા પાસે લઇ જવા આવીછ."

"મારાં મમી મને મળશે?" તે બાળક રડવાનું ભુલી જઇ બોલી

"હા બેટી જરૂર મળશે. મને તારી મમીએજ અહિં મોકલીછ. તું આવેછ?"

"ઓ! હું મમીને મળવા કેવી ખુશ છું!" તે બાળક બેહદ ઉમેદથી બોલ્યું

મીસ બેલ વધુ વખત બેઠી થઇ તે ઠારી નહિ હતી. તે તે ગોલાબ જેવાં બાળકને લઇ ઉતરી પડી.

એ વેળાએ તેણીનો ચેહરો ફુલની માફક ખીલી રહ્યો હતો. તેણીએ પોતાને રોઝીને દેવીદથી સદાની છુટી પાડવામા ફતેહ પામેલી જોઇ.

તેણીના હર્ષનો પાર હતો નહિ.

## પ્રકરણ ૨૫ મું.

તે તે દિવસ હતો જે દિવસે હોરતને રોઝીને તેણીની બેટી સપુરદ કરવાની કબુલાત આપી હતી.

હોરતને આપેલાં ઠેકાણાં મુજબ રોઝીએ તેનાં મકાનમાં દાખલ થઈ દરવાજો ઠોક્યો, જેનો જવાબ હોરતને દરવાજો ખોલી આપ્યો.

"કેમ, મારી બેટી કયાં છે?" રોઝીએ ઘણીજ ઇંતેજારીથી સવાલ કીધો.

"બાનુ, અંદર આવો, હું તમોને કહું." હોરતને ધીમા શોકાતુર સાદે કહ્યું.

હોરતનના શોકાતુર સાદથી રોઝી ચોંકી. તે સમજી ગઇ કે કાંઇ બુરૂં થયું હતું. તે મોત જેવી ફીકી પડી ગઇ.

બોલ, "મારી બેટી કયાં છે?" રોઝીએ બેહદ ઇંતેજારીથી એકવાર ફરીથી પુછ્યું.

"બાનુ, હું બેહદ દલગીર છું કે—"

"ઓ ખુદા!" રોઝી ધાસ્તીથી બંને હાથો જોડી એક લાંગેલી બેઠક ઉપર બેસતાં બોલી ઉઠી.

"બાનુ, દલગીર ના થાઓ," હોરતનને લાગી આવવાથી તે દિલાસો દેતાં બોલ્યો, "બાનુ, મારી ગેરહાજરીમાં તમારી બેટીને કોઇ ચોરી લઇ ગયુંછ?"

"ચોરી લઇ ગયું? અરે ખુદા! તું શું બોલેછ? તું મને શા માટે ખોટું સમજાવેછ? મારી બેટી સપુરદ કરવાના બદલામાં તને વધુ મોટી રકમ જોઇતી હોય તો તેમ કહે. પણ ખુદાને ખાતર મને ધુજાવ ના."

હોરતન ગમે તેટલો બદમાશ હતો, છતાં તેને રોઝીની આવી દયા જનક હાલતથી લાગી આવવા વિના રહ્યું નહિ. આથી તે કરગરી બોલ્યો:—

"બાનુ, હું શું જાણું કે તમારી બેટીને મારી ગેરહાજરીમાં કોઇ ચોરી જશે. બાનુ, હું ગમે તેવો બદમાશ છું પણ એક બચ્ચાંને તેની માતાથી વિખુટું પાડવા જેટલો બદમાશ નથી. બાનુ, હું જો હમણાં તમારી બેટીનું પાંખકું તમારા હાથમાં આપવા નસીબવંત નિવડતે તો મને તો તમારી તરફથી બાકીની રકમ મળવા પામતે. પણ એટલી રકમ મારા નસીબમાં નહિ હોવાથી તમારી બેટીને કોણ જાણે કોણ ચોરી લઇ ગયું!"

રોઝીએ જોયું કે તે બદમાસની આંખો આસુંઓથી ચળકી રહી હતી, જેથી તેણીને પણ લાગ્યું કે તે સાચુંજ બોલતો હતો.

"તું શું ધારેછ? અરે ખુદા! તું શું કરવા માગેછ? મને કબુલાત આપ કે તું મારી બેટીને શોધી કાહડવા વિના જંપીને બેસશે નહિ."

હું પાક પરવરદેગારના કસમ ખાઇ એમ કરવાને બંધાઉંછ, પણ મને લાગેછ કે તમો બાનુના કોઇ શત્રુનું આ કામ છે. તમો બાનુનો કોઇ શત્રુ છે?"

"હા, છે, જે પેલી મીસ હેસતર બેલ છે, જેણીના હાથમાં મારા કાકાની દોલત જતાં મારેથી અટકીછ."

"તે શું પટલા અંગની છે?"

"હા."

"ત્યારે તેજ હોવી જોઇએ, કેમકે પતલા અંગવાલુંજ બારી વાટે તમારી બેટીવાલા ઓરડામાં જઈ શકે એમ છે."

"પણ તે કેમ જાણે કે મારી બેટી આ મકાનમાં છે? આપણે બે જણા સિવાય આ વાત બાહેર કેમ જઇ શકે?" રોઝી હજી કાંઇક શંકાથી બોલી.

"મને લાગેછ કે આપણી વાત એ તમારી શત્રુએ સાંભળેલી હોવી જોઇએ," હોરતને આબાદ તર્ક કીધી.

રોઝીને પણ લાગ્યું કે હોરતનની અટકળ ખરી હતી.

થોડો વખત સુધી શાંત ચુપકીદી ચાલી રહી. જેમ રોઝી તેમ હોરતને ચુપકીદી પકડી રાખી. ત્યાં શાંત ચુપકીદી રાજ ચલાવી રહી હતી.

અંતે રોઝીએજ ચુપકીદી તોડી.

"હું હવે શું કરૂં? હું મારી બેટી એ ઓરત સોહેથી કેમ મેળવું?"

આ વેળાએ રોઝીએ હોરતન તરફ ઘણીજ દયાજનક રીતે જોયું. તે પોતાની બેટીને મેળવવાના એવા તો જબરા ખ્યાલમાં હતી કે હોરતન એક હદ હરતો બદમાશ હતો તે પણ તે ભુલી ગઇ, હવેજ તેણીને લાગ્યું કે આવાં એક બદમાશને પોતાનો તમામ ભેદ ભરમ કહી દેવામાં મોટી ભુલ કીધી હતી. એ જો મીસ હેસતર બેલને મળી જાય તો!

આ ખ્યાલ તેણીને હમણાંજ થયો, અને આ ખ્યાલ થતાંજ તેણીના ચેહરા ઉપરનો રંગ ઉડી ગયો. તેણીએ ખચિત માન્યું કે કંગાલ અને ભીખારી જેવા બદમાશ આગલ પોતાનો ભેદ ખુલ્લો કરી દેવો જોઈતો હતો નહિ. પણ હવે તેણીની સોડે બીજો ઇલાજ હતો નહિ. વળી તેણીએ એ પણ જોઇ લીધું હતું કે તે જેટલો બદમાશ હતો તેટલોજ તે ચંચળ હતો એટલે પૈસાને ખાતર ગમે તે કરે તેમાં સહેજભી અજબ થવાનું નહિ હતું

તેણીએ આ પળે જોઇ લીધું કે હોરતન કાંઇ ઘણાજ ઉંડા વિચારમાં ગર્ક બની બેઠો હતો. તેનો સર્વેથી પહેલો ગમ મીસીસ વેગન (રોઝી) સોડેથી મળતી એક રકમ બંધ પડી જવાનો હતો. અને બીજો ગમ રોઝીની નાઉમેદીનો હતો. તેને મીસ બેલ ઉપર જબરી ચીઢ લાગતી હતી. તેને લાગ્યું કે હવે મીસીસ વેગન પાસેથી નાણાં મેળવવાની આશાને તેણે છેલ્લી સલામ કરવી જોઇએ. કેમકે મીસ બેલ રોઝીની બેટીને સોલીસીટર યા પોલીસ સનમુખ ઉભી કરશે તો રોઝી તેણીનાં ખરાં રૂપ-રંગમાં જાહેર થયા વિના રહેશે નહિ. એટલે રોઝી પાસે એક પાઇ પણ રહેવા પામેબી નહિ. આ ખ્યાલ થતાં તેણીને લાગ્યું કે તે શા માટે હમણાંજ રોઝીને થોડી ગણી નિચોવે નહિ?

એમ કરવાના ઠરાવ ઉપર આવતાં તેણે સવાલ કીધો :—

"બાનુ, તમોને કાંઇ ખ્યાલ છે કે મીસ બેલ ગ્રેન્જ છોડયા પછી કયાં ગઇ હતી?"

"મને એટલીજ યાદ છે કે તે લંડન ગઈ હતી. એ સિવાય મને કશી ખબર નથી."

"તમારી બેટી એ ઓરતના હાથમાંથી હું લઇ આવું તે માટે તમો મને થોડી ઉપયોગી ખબર નહિ આપી શકો?" હોરતને આગળ ચલાવ્યું." તમો મને કાંઇ ખર્ચનું આપો તો હું તમારી બેટીને શોધી લાવું."

રોઝીએ સહેજભી આનાકાની વગર તુરતજ પચાસ પાઉન્ડ હોરતનના હાથમાં મુકયા, અને હોરતને મોહડું મટમટાવ્યું.

રોઝીએ ત્યાં વધુ વાર થોભવાનું દરસ્ત ધાર્યું નહિ. તે તુરતજ બાહેર નિકળી પડી.

હવે શું કરવું તે તેણીને સુઝ પડયું નહિ. જો કે તેણીએ હોરતનને પચીસ પાઉન્ડ પોતાની બેટીને શોધી કહાડવા આપ્યા હતા તોપણ તેણીને પકી ખાત્રી હતી કે હોરતન ગમે તેટલો બદમાશ અને બાહોશ હોવા છતાં કદી પણ મીસ બેલના હાથમાંથી તે તેણીનાં ફરઝંદને શોધી કહાડી શકનાર નથી.

---

## ચેડાં છોકરાં.

હોમી—ઑફીસથી ઘરે આવતાં તું ઘણી થાકી ગએલી લાગેછ ડીયર શીરીન શું છે?

શીરીન—(થાકથી દબાએલા સાદદે) બચ્ચાંઓએ આજે મને થાકવીને તદન મારી નાંખીછ, ને ઘેલીનો અવતાર આપ્યોછ.

હોમી—(દમામથી) એ લોકોને એમ છેકજ ચેડાં ના થવાદે. (છોકરાંને) નવલ, પપા જ્યારે વાત કરે ત્યારે વચ્ચે પટ પટ નહીં કર. એ લોકની સાથ ઘણીજ નરમાસથી વરત. નવલ તું સમજેછ કે, ગડબડ ના કર સોલી મારૂં ગજવું ના તાણ, સમજેછ કે પ્યારી એ ઓની સાથે ઘણીજ માયાથી ચાલજે. સમજતો નહીં કે સોલી ગજવામાંથી હાથ બહાર કહાડ; અરરર! ચસમાની ફ્રેમ ભાંજી નાંખી. નીકળ અહિંથી આહ! પેલો નવલ શું કરી રહયોછ. મારા ફેંટો બધો કચરી નાંખ્યો. જલદીથી એના હાથમાંથી લઇ ખુંટી ઉપર ઓળગ. દુકતાઓને વાસ્તે પેલી નેતર લાવતો; નવલ મુંગો રહે, નહીં તો તુંને માર પડશે. અરરર! બેઉ જણાએ સાથે રડવા માંડયું. શીરીન, એકદમ એઓને બીછાંણે લઇજા. મારા ખોદાવ, હું ઘરમાં હોઉ તો મારાં ભેજાંનું શું થાય.

જ્યારે શીરીન છોકરાંઓને લઇ ઉપર ગઇ ત્યારે દયામણે ચેહરે હોમીએ પોતાની બીબીસ તરફ જોયું.

"નોસાકરો મેરી."

# આર્યાવર્તના વીર રત્નો.

[ ૧૮ ]

## ધી ઑનરેબલ ડૉ૦ રાશ બિહારી ઘોસ.

એમ. એ; બી. એલ; સી. આઇ. ઈ; એલ એલ; ડી.

( લખનાર:—મી૦ જે. એલ. ડી. બારભાયા. )

| | |
|---|---|
| "The three foundations of judgment, | ઊંચ શ્રેણી કર્મ, દીર્ઘ કામની ખંત ; |
| Bold Design, frequent Practice ; | અને વારંવાર કરાતી ભૂલો: |
| And frequent Mistakes " | આ ત્રણ અનુભવો પ્રવિણતા લાવે છે. |

**જન્મ:** બરધ્વાન જીલ્લામાં આવેલાં ટોરેકોણા નામના ગામડામાં મધ્યમ સ્થિતિનો બંગાલી ગૃહસ્થ રહેતો હતો જેનું નામ જગબન્ધુ ઘોસ હતું. તેને ત્યાં ઈ. સ. ૧૮૪૫ ના ડીસેમ્બરની ૨૩ મી તારીખે પ્રથમ પુત્ર જનમ્યો તેનું નામ રાશ બિહારી પાડવામાં આવ્યું.

**કેળવણી:** તે ગામડાની પાસે આવેલા બાનકુરા નામના શહેરમાં રાશ બિહારીએ શિખવા માંડ્યું. અને સોલમાં વર્ષની તરૂણ વયે ઇ. સ, ૧૮૬૦ માં એનટ્રન્સની પરિક્ષા પસાર કીધી, તે બાદ ૧૮૬૧ તેણે કલકત્તા ખાતે રહી પ્રેસીડન્સી કોલેજમો શિખવા મોડ્યું. ત્યારબાદ બી. એ અને પછી ૧૮૬૫ માં એમ. એ. ની પરિક્ષાઓ તેણે માનસહિત પસાર કીધી. પછી ૧૮૬૭ માં કાયદાનો અભ્યાસ કરી બી. એલ ની ઉપાધી મેળવી.

**વકીલાતનો ધંધો:** તેજ વર્ષના ફેબ્રુઆરી આસની ૫ મી તારીખે મી. રાશ બીહારી ઘોસને વકીલાત કરવાની મંજુરી મળી. અને કલકત્તાની વડી અદાલતમાં પોતાનો ધંધો શરૂ કીધો. પ્રથમમાંજ તેણે ધી ઓનરેબલ મી. જસ્ટીસ દ્વારકાનાથ મિતર જેવાની પ્રશંસા મેળવી. ચાર વર્ષ સુધી વકીલાતનો ધંધો કરવા ઉપરાંત કાયદો વાંચવાનો અભ્યાસ ચાલુ રાખ્યો. અને પછી કલકત્તા ખાતે પ્રવીણ કાયદા શાસ્ત્રીના પદ માટે લેવામાં આવતી પરિક્ષામાં બેસી ઈ. સ. ૧૮૭૧ માં ઘોસે તે પસાર કીધી. અને તે બાદ કાયદા ઉપર ઘણી પુસ્તકો તેણે રચ્યાં.

**જાહેર જીંદગી:** દિવસે દિવસે કાયદા શાસ્ત્ર તરીકે તેઓની જીંદગી વધુ અને વધુ અરાસ્વી નિવડતી ગઈ અને તે સાથે તેને બાહેરથી અનેક પ્રકારનાં માનો મળતાં રહ્યાં ઇ. સ. ૧૮૭૭ માં કલકતાં યુનિવરસીટીના તેઓને કાયદાના પરિક્ષક નેમવામાં આવ્યા અને ૧૮૭૯ મો યુનીવરસીટીના તેઓ ફેલો નેમાયા. ૧૮૮૪ ડાકટર આફ લૉઝની પદવીનું માન આપી ૧૮૮૭ માં કલકતાની યુનિવરસીટીના તેઓને સીનડીકેટ નેમવામાં આવ્યા. ૧૮૮૯ માં ડૉ. રાશ બીહારીને બંગાળની ધારાસભામાં એહક આપવામાં આવી. અને તે બાદ સર રોમેશ ચંદ્ર મીત્રની ખાલી પડેલી જગ્યા ઉપર તેઓને વડી ધારાસભામાં સ્થાન આપવામાં આવ્યું. ત્યાં બજાવેલી સેવાઓના પરિણામે ઇ. સ. ૧૮૯૬ માં તેઓને ઈન્ડીઅન એમ્પાયરના કમ્પેનીયનનો ચાંદ એનાયત કરવામાં આવ્યો. ઇ. સ. ૧૯૦૬ માં કલકત્તા મધ્યે ભરાએલી બાવીસમી રાષ્ટ્રીય પરિષદની આવકાર દેનારી મંડળીના તેઓને પ્રમુખ નેમવામાં આવ્યા હતા.

હાલમાં ડૉ. રાશવિહારી ઘોસ એક શ્રીમંત ઝમીનદાર ઉપરાંત કલકત્તાના આગેવાન વકીલ તરીકે લેખાય છે, અને થીએટર રોડ નામના જાણીતા રસ્તા ઉપર આવેલાં 'ગ્રાન્ડ હાઉસ' નામના મકાનમાં રહે છે. શ્રીમંત કાયદા શાસ્ત્રીઓ હાલમાં કલકત્તા મધ્યે જેમ અંગ્રેજી પોષાકમાં સજ થઇને ફરતા જણાય છે તેવું આ ગૃહસ્થના સંબંધમાં નથી. તેને ચપકાન અને છોગા સાથે સજ થયલા નિહળીએ છીએ. તેઓ બીજી વેળાએ પરણેલા છે. પ્રથમની સ્ત્રી ગુજરી જવા પછી ઘણો વખ્ત તેઓએ વિધુરાવસ્થા ચલાવી હતી, પરંતુ છોકરૂં ન હોવાથી બીજી વેળાએ પરણવું ઉચિત ધાર્યું હતું.

**દૈનિક કાર્ય ક્રમ.** રાતના લગભગ બાર વાગા સુધી વાચવાનો શોખ હોવાથી તેઓ સહવારના મોડા ઉઠનારા છે અને તેથી લગભગ સાડાનવને શુમારે ઉઠે છે. બારવાગે પોતાની ઑફીસમાં જાય છે. સાંજના ફરી રાત્રીએ ઘેર આવે છે. અને આવી રીતે ઘડીઆળની ગતી જેવી જીંદગી ગુજારીઆથી, સંધીવાના દર્દથી જ્યારે ભારે પીડાવા છતાં તેઓ સારી તબીઅત ધરાવી શકે છે.

**ઉદાર વૃતિ.** પરમાર્થમાં અને ખાસ કરીને કેળવણીના વિષયમાં તેઓ સારો ભાગ લેનારા છે. હિંદુ યુનિવરસીટીની તેઓની બક્ષેશ જગ જાહેર છે. આવી ઉદારતા પછી બીજી ઉદારતાના દ્રષ્ટાંતો આપવાં એ સોના ઉપર ઢોળ ચહડાવવા જેવુંજ થાય. ચાલતા માસની ૨૩ મી તારીખે તેઓ ૬૯ મું વર્ષ જોતા પામશે. તે તેઓને વધુ યશ, કિર્તિ અને આબાદી બક્ષે એમ ચાહી હું વિરમીશ.

---

# દીવાને શયદા.

લખનાર:—મી૦ હરજી લવજી દામાણી.

## બાકી ?

રખડતો આમના મૂકો હજીછે આરજુ બાકી,
ન છોડો હાથને પ્યારા હજી છે ગુફતગુ બાકી,
ખફીગી આ તજી દઇને રહમદીલી બતાવોને,
કે હક ઇન્સાફમાં તમને થવાનું છે હજુ બાકી,
મગરૂરી ધરીને શું કરો છો આમ હું! હું! હું!
કજાસર આવતા રહેશે ન હું બાકી ન તું બાકી,
અજામાં ચુસ માંગુછું જરા એતો બતાવોને,
કહોને કયાં સુધી રહેશે અરે આ જુસ્તજુ બાકી,
ઇબાદત શું કરૂં જાહેદ તમારી સાથમાં આવી,
મને દરબારે સાકીમાં જવાનું છે હજુ બાકી,
કરૂં શું હું મુસલ્લાને શું તરબી કામમાં આવે,
નથી હું જો નથી પાણી હજુતો છે વજુ બાકી.

# અંતે ધર્મોજય.

## એક ટુંકી વાર્તા.

લખનાર:—"દીલખુશ."

"આહ! હવેતો નખોદ ગઇ છેકજ કરકા કરકી ચાલેછ. પણ બાઇ જોવ! સર તેમુરસ્પ તાલેવંતના કુટુંબ સાથે ઓળખાણ થઇ છે અને તેવણુની એક બેટી પરીન અને દોકરાની દોલત બન્નેમાં સેવકનો ડોલો ખોબાયો છે. બટ, કનફ્રા ઉન્ડ ઇટ! સમજ્વા મેળે મારો મુછ પીતરાઇ રૂશીબી ત્યાં આવતો જતો દેખું. દોકરાએ આજે આઠ વાગે બોલાવ્યો છે તો ખરો હવે જોઇએછ કે ઉંદરો કઇ તરફ પેસે છે."

વાંચનાર ઉપલું ટાહેલું જસી બ્હાડીયા પોતાના રૂમમાં ફરતો કરતો હતો. તે તાલેવંત હોલમાં ગયો જ્યાં ઢેઠો રૂશીબી આવેલો તેને જોઇ ને બોલ્યો 'યુ ઇન્ફ્રનલ બીસ્ટ! તું અહીં'? "કેમ નહીં?" રૂસી બોલ્યો. "મને અત્રે સવા આઠનું એપોઇંટમેંટ છે. "અને મનેબી આઠવાગેનું છે" જસી ફફડીને બોલ્યો, તેટલાંમાં નોકરે આવીને ખબર આપી કે શેઠ જસી વ્હાડીયાને પહેલાં બોલાવે છે તેથી તે ગયો.

"વૅલ મી. વ્હાડીયા, તમે મને મળવા આવ્યા છોની?" તાલેવંત શેઠે કહ્યું.

"પણ મારી બેટી તમુને ચાહે છે?" તેવણે પુછ્યુ

"હું તેમ માનું છું સાહેબ અને તેથીજ આપને અરજ કરૂં છું" તેણે કહ્યું "ત્યારે જુવો મી. વ્હાડીયા હું મારી બેટીને મુવેલી જોવા ઇચ્છીશ પણ તમો સાથે પરણાવીશ નહીં. તમે એક ઉડાઉ, છાકતા, જુગારી અને બીલકુલ રદ બાતલ પુરૂષ છો. તમે તમારા બાપદાદાની લાખની દોલત શાખ કીધી જેથી તમારા પીતા પાછળ છ માસ પછીજ તમારી માતા તુટેલે હેડે મરણ પામી હું તમો માટે દીલગીર છું પણ મારી પછી મારી દોલત અને દીકરીની સંભાળ લેવા માટે તમે બીલકુલ ના લાયક છો. સીધારો સાહેબજી" તે બુધ્ધાજીએ હવે રોકડું પરખાવ્યાથી જસી એક શબ્દ પણ બોલ્યા વગર બહાર નીકળ્યો.

બીજે દીવસે બન્ને પીતરાઇઓ મળ્યા રૂશીને ખુશ જોઇને જસીએ પુછ્યું "કેમ બચ્ચા કંઇ ઘણોજ ખુશીમાં આવી ગયોછ?" "હા ભાઇ, ગઇ કાલે મારી પરીનના હાથની દોસાજી પાસે માગણી કરતાં જો હું બે માસમાં રૂ. ૩૦૦૦ પેદા કરૂં તો મને પરીન સાથે જોડવા તેવન કબુલ થયા છે," રૂશીએ કહ્યું. "આહ! ખરેજ નસીબવાન કુતરો!" કરી બબડતો જસી મનમાં ચોકસ ઠરાવ કરી ચાલતો થયો.

જસી પોતાના મીત્ર પેસી સાથે ત્રેનમાં મુસાફરી કરતો હતો, આ પેસી દુબારાબી એક પકો બદમાશ હતો.

"આહ! એ મારા પીતરાઇનો જીવ લેઉતો થોડું છે" જસી બબડયો.

"આહ! હા. હા. હા. હા! અરે જસી, એ તમો બન્નેને ઉંદર–બીલારીનું વેર કેમ છે" પેસી ખડખડાટ હસીને બોલ્યો.

"જોરે એઇ, હું હાલ રમુજ કરવાના મુડમાં નથી માઇન્ડ વૅલ! તે નખોદ ગીયો મજેહતરેહથી લખોની દોલતને ફાંકડી પોટી લઇ જાય અને હું એક ગોખલામાં બેસીને તે જોયા કરૂં! ઓ ધીસ ઇઝ ઇનટોલરેબલ!" જસી ફફડીને બોલ્યો અને બધી કાહણી પેસીને કહી.

"પણ તેની ઉપર તું કેવી રીતે કીનો લઇને તેને ખુવાર કરવા માગેછ?" પેસીએ બધી વાત સુણીને જસીને પુછ્યું.

"જો એઇ મકઈ ગુફા સાંભળ, પરીને તેની થવા કબુલાત આપી છે પણ દોસીં તો પોતાની શરતને વળગી રહ્યો છે તે જબરો વેપારી બચ્ચો છે. આહ! જો મારી પાસ રૂ. ૫૦૦૦ હોય તો બે માસ આગળ એ રકમની ખરકતે એને કોઇભી રીતે એના ધંધામાં ફાવવા નહી દઉં અને આવી રીતે એ કંગાલ કુતરા ઉપર વેર લઉં. પણ તે લાવવા કયાંથી?" જસીએ દાંત પીસીને ખુલાસો કીધો.

"તે કાંય તારી રૂ. ૫૦૦૦) ની પોલીસી છેની?" પેસીએ કહ્યું.

"પણ તે ગીરવી મુકતાં કંઇ પુરી રકમ નહીં આવે જ્યારે પુરા તો હું ધપી જાઉં ત્યારેજ મળે કેની?" જસીએ દુઃખથી કહ્યું. તે પોતાના ઉંધાં નસીબને શ્રાપ દેતો બેઠો હતો, તેટલાં ટ્રેન એક બીજી ટ્રેન સાથે અફડીને ભાંગીને આગ લાગી અને તેથી કેટલાંક માણુસ છુંડાઇ ગયા, અને કેટલાંક માર્યાં ગયાં જેમાં તેઓના ડબ્બામાંનોભી એક માણુસ મોહડું છુંડાઇને મરી ગયો. અમલદારો જે તપાસ કરતા હતા તે છેક પેલે નાકે હોવાથી જસીને એક વિચાર સુઝયો.

"ચાલ, પેસી, ઉતાવળ કર આ માણુસ મારાં કદને મલતો છે તેને મારાં કપડાં પેહડાવી દે મારા કોટમાંજ મારો કાર્ડ કેસને કાગળ છે જેથી સેવક મરેલો જાહેર થશે અને વીમાના નાણામાંથી સેવક બીજે નામે હૈયાતી ભોગવીએ બદમાસ રૂશીપર વેર લઇ તેનો પ્લાન ઉંધો વાળશે. બી કવીક! એ વીમાના નાણાનો 'કલેમ તુંજ કરજે. ઉતાવળ કર, હું કાંઇ ઍક થયો નથી. હું તેનાં કપડાં પેહડી લેઉછું એ પુરુષ સેવકના નામે ઘોરમાં જશે. ચલાવ સુકુલ, જોયા શું રેછ?" જસીએ ઉસ્કેરાઇને કહ્યું.

આં વાતને દીવસ વીત્યા બાદ બન્ને સાહેબો પેશી દુબાશ અને ખસી પાટક (જસી બ્હાડીવા) સાથે બેસીને પોતની યોજના ઉપર મલકાતા તે પાર ઉતરે તેની સલામતી લેતા હતા તેટલાં જસી એક પેપર ઉપર ટપકે જોતાં ફીકોફચ થઇ ગયો તેની આંખે અંધારાં આવી ગયાં.

"શું છે માઇ બૉય" પેશીએ આગળ જઇને પુછયું.

"વાંચ–અરે વાંચ આય–દારૂગોળાનો સમાન એ માઇ ગૉડ ચોરને પોટલે ધુલની ધુલ તે કેહું ખરૂજ રૂખું. આહ! ખુદાઇ લાકડીને અવાજ નથી. અંતે ધર્મોજ્ય!" જસી ઉશકેરાઇ બોલ્યો તે 'તાજા સમાચાર' ની કોલમમાંનો નીચલો પેરેગ્રાફ પેશીએ વાંચ્યો.

"અમો સારી સન્તોથી જણાવવાને ખુશી છીયે કે આપના જાણીતા શેહરી મી. રૂસતમજી બ્હાડીવાના એક દુરના સગા વિલાયતમાં ગુજરી ગયા બ જેવન પોતાની બેશુમારખની દોલત બન્ને પીતરાઇઓ રૂસ્તમજી તથા જમશેદજી બ્હાડીવાને સરખે ભાગે આપી ગયા છે. પણ છેલ્લા અહસ્ય થોડો વખત થયા બનેલા ભયંકર રેલ્વે અકસ્માતમાં માર્યા ગયલા હોવાથી બધી દોલત રૂસ્તમજીનેજ મળશે, જેવનનો વેપાર સાંભળવા પ્રમાણે કેટલાક વખતથી ગગડેલો હોવાથી આ બાદશાહી રકમથી પાછો ઉગી નીકળશે. વળી અમે વધુમાં જણાવવાને શકતીવાન છીયે અને મી. રૂસતમજીને મુબારકબાદી આપીએ છીયે કે તેવણુના લગન થોડુંકમાં અત્રેના જાણીતા લખપતી શેહરી સર તેમુરસપ તાલેવંતની એક પુરી બેટી પરીન બાનુ સાથે થનાર છે. ખુદા એ જોડાને ઘણું સુખ આપે!"

આ વાંચી બન્નેજણુ કપાલ કુટી બેઠા જ્યારે રૂસી પોતાની પ્રીયાને ટુંક વખતમાં પરણીને સુખીજ થયો.



# બાનુઓનો બાગ.

લખનાર—**સહનશીલ સખી.**

**ફરવરદીઆન અને પારસી બાનુંઓ**

ફરવરદીન મહિનોને ફર- વરદીન રોજે ઘણાં પારસી બાનુઓ ધર્મની દાઝ હૈડે ધરી દોખમાં નજીક ભણુનર માટે જાય છે. આવી એક પાક—પવિત્ર જગા આગળ પારસી બાંનુઓને જતાં આપણે જોઇએ છિયે, તેમા વાંધા જેવું કશું નથી; પણ, જ્યારે તેઓને **ભપકાદાર** પોશાકમાં, જણસો પહેરીને જતાં જોઉં છું, ત્યારે મારૂં મન એવું તો કચવાય છે કે શું લખું? એક જગ્યા, કે જ્યાં આપણાં મરહુમ વ્હાલાંઓની યાદથી આપણું જીગર ચીરાઇ જાય, જ્યાં આ તકલીદી ત્રણ પાંચ દહાડાની દોરંગી દુન્યાનાં ખ્યાલ મનમાંથી દૂર થઈ, ખુદાઇ ખ્યાલો આપણાં જીગરમાં ને મનમાં વાસો કરે; જ્યાં તોંહકરાઇ, અભિમાની, મગરૂરી, દરજ્જો, અને દોર-દમામ ભેજાંમાંથી નિકળી જઇ, ખુદા અને તેની કુદરતનો ખ્યાલ મગજમાં પેવશ થાય, તેવી એક પવિત્ર જગા પર, ગંભીરાઇથી, શાંતિથી, સાદા પોશા- કમાં જવાને બદલે પારસીના બૈરાંઓને લીલી-પીલી ...ગીઓ અને ઘરેણાં સાથે ખુશ-ખુશાલ ચેહેરે, હાલાવે છે તપ. જતાં જોઉં છું, ત્યારે તેઓનાં પથ્થર

"વૅલ મી. વ્હાડ. અને તેઓની કમ અક્કલ પર

છોની?" તાલેવંત શેઠે કહ્યું. — નિ...કાર

"પણ મારી બેટી તમુને ચાહે છે?" તેવણે પુછયું

"હું તેમ માનું છું સાહેબ અને તેથીજ આપને અરજ કરૂં છું" તેણે કહ્યું "ત્યારે જુવો મી. વ્હાડીયા હું મારી બેટીને મુવેલી જોવા ઇચ્છીશ પણ તમો સાથે પરણાવીશ નહીં. તમે એક ઉડાઉ, છાકતા, જુગારી અને બીલકુલ રદ બાતલ પુરૂષ છો. તમે તમારા બાપદાદાની લાખની દોલત રાખ કીધી જેથી તમારા પીતા પાછળ ૭ માસ પછીજ તમારી માતા તુટેલે હૈડે મરણ પામી હું તમો માટે દીલગીર છું પણ મારી પછી મારી દોલત અને દીકરીની સંભાળ લેવા માટે તમે બીલકુલ

બીજી કોઈ જગ્યા મુંબાઇમાં હોય નહિ, તેમ બે ભાટીયાં બાંધીને ત્યાં ખાવા-પીવા તે દીવસે તેમજ દીવસે ઉતરી પડે છે! જે જગ્યાના દેખાવથીજ આપણું જીગર આપણા વ્હાલાંઓની યાદથી ચી જાય, તે જગ્યા પર ગળાંમાંથી ખુક કેમ ઉતરે, મારી તો અજાયબી છે! જો આ વાત ખરી હોય પારસી બૈરાંઓ માટે એક શરમ ભરેલો અને ' પસ્તી ભરેલો દેખાવ ગણાય! મોજ-મજાક મારવાની બીજી જગ્યા શું તેઓને મળતી નથી? તે રસ્તેથી પસાર થતાં આપણી છાતી ફાટી જાય છે, તો તેજ જમીન પર બેસીને ખુશ-ખુશાલ ખાવા-પીવાનું જીગર કેમ ચાલતું હશે? જો તેવાં પારસીનાં બૈરાંઓ પથ્થરનાં હૈયાના અને કમ અક્કલ હોય, તો ઘરનાં માટીડાઓએ તેઓને સીધે રસ્તે દોરવાં જોઇએ. પૂરૂષોની તે એક પવિત્ર ફરજ છે!

**મ્યુઝિકના ખુદાઇ હુનરની અને હુન- રમ દો કદર અત્રે કેટલી છે?**

પ્રખ્યાત ગાનારી મૅડમ નૉરડીકા પોતાની પાછળ ત્રણથી ચાર લાખ પૌંડની દોલત મુકી ગઇ છે; એમ તેણીના મરણ પછી જાહેર થયું છે; અને તેણી વાર- સામાં પોતાના "એકમપનીસ્ટ" (તેણી ગાયન ગાય તે વખતે વાજીંત્ર વગાડનારાને છ

"જોરે એઇ, રૂ. રૂ. ૯૦,૦૦૦ વારસામાં આપી

માઇન્ડ વૅલ! તે નખો હુનરની કદર પૂર્વમાં કેવી છે દોલતને ફાંકડી પોટી બ્માંગી મળે છે! અત્રે સંગીતના લામાં બેસીને તે જોયા ! કેવાં નીચરવામાં આવે છે;

બલ!" જસી ફફડીનેપીને, પછી કેટલું બધું માગ-

પેસીને કહી. ...માં આવે છે; સખાવતનાં ઓછાં

"પણ તેની ...વાં રગડવામાં આવે છે; અને પોતાનાં

તેને ખુવાર કરવા ...નત કરનારાં સંગીતના પુજારીઓને

...ીને જસીને પુછયુાવે છે, એ સઘળાંનો જ્યારે આ...

પુર્વના એકદર લોકોનો ખ્યાલ કર્યે છિયે, ત્યારે પશ્ચિમની પ્રજાની સંગીતના ખુદાઇ હુનર તરફની પ્રસંસા, જાનફેશાની અને અક્કલ પસંદ કદરશનાસી માટે આફ્રીનનાં ઉદ્દગાર કાઢયા વિના રહેવાતું નથી. પૂર્વના લોકોને પૈસો પ્યારો છે; જ્યારે પશ્ચિમના લોકોને હુનર વ્હાલો છે. પશ્ચિમના લોકો હુનરમંદોને હાર પાડવા, તેઓને ઉત્તેજન આપવા, તેમના ગુજરાનના સાધનો શોધી આપવા આતુર અને ખંતીલાં હોય છે; ત્યારે પૂર્વના લોકો મોટે ભાગે સંગીતના હુનરથી અભણ હોવાને લીધે, તેમની કદર પિછાણવામાં પછાત પડે છે; તેઓ પાતાના જીવે મોજ-મજાહ મારતી વખતે, કે ખર્યાળુ પોશાકો પાછળ પૈસા વેરતી વખતે, નાણાની બરબાદીનો ખ્યાલ નથી કરતાં; પણ જ્યાં સંગીતની કેળવણીની કે હુનરમંદોને ઉત્તેજન આપવાની, યા પોતાના બચ્ચાંઓને મ્યુઝીકની તાલીમ આપવાની વાત આવે, ત્યાં પહેલો પૈસાનો વિચાર કરે અને તે માટે જેમ બને તેમ શિક્ષકોને નીચવવાની, અને બની શકતા ઓછા પૈસા ખરચીને તેઓ પાસે વધુ વહીતું કરાવવાની તાણખેંચ થાય; તેમાં જો પોતાની જાતવાળાં હશે તો તેઓને ગરજાઉ સમજીને કોઇ વેળા દબરાવવાની, તો કોઇ વેળા શરમમાં નાખીને હાથ કરવાની બાજી રમાશે. આ સઘળાનું મૂળ કારણ આપણને શોધવા જવા જેવું નથી. દેખીતું છે કે પુર્વના લોકો સંગીતના હુનરથી ઘણાં કમનસીબ અને અભણ છે; અને તેથીજ તેઓ આવા ખુદાઇ હુનરની પિછાણ કમ સમજને લીધે કરી શકતાં નથી; નહિ તો સંગીતના પુજારીઓ અને હુનરમંદો તો અત્રે મહેલમાં રહે! પૂર્વના કેટલાં મ્યુઝીસ્યનો અને શિક્ષકો લાખો પૌંડ એકઠા કરીને પૈસાવાળા થયા તે કોઇ દેખાડી શકશે? વર્ષો સુધી રગડાઇને મેહનત કરવા છતાં પણ તેઓ પોતાનાં ઘડપણનું કે ભવિષ્યનું રક્ષણ કરી શકે તેવી સ્થિતિમાં આવી શકતાં નથી, અને તેનું કારણ જોશો તો પૂર્વના લોકોની બેદરકારી છે. તેઓ સંગીતને એક હુનર તરીકે પિછાણતાં નથી; પણ જાણે મોજ-શોખનુ એકુ નજીવું સાધન ગણે છે, અને તે સાધન ઘણું સસતું ધારે છે; અને તેથીજ તેઓ સંગીન સંગીતની પિછાણ કરવામાં પછાત પડે છે.

સેંકડોની સંખ્યામાં છોકરાઓ બી. એ. થાય છે; પણ એકબી છોકરો સંગીતના ઉસ્તાદ તરિકે પૂર્વમાં બાહેર પડતો નથી. જે છોકરાઓ શોખને ખાતર મ્યુઝીક શિખવા ઇચ્છે છે, તેઓની પણ તે કુદરતી ઉલટને મા-બાપ દમ ભરાવીને દાબી દેછે; પરિણામમાં એક પણ મ્યુઝીશ્યન પૂર્વમાં આપણને મળતો નથી, અને તેથીજ પશ્ચિમનાં મ્યુઝિશ્યનોની મદદ ઘણી કિંમતી અને આવકારદાયક થઇ પડે છે. એક છોકરાનાં નિશાળનાં અને કોલેજનાં બાર-પંદર વર્ષો અભ્યાસમાં અટવાઇ જવા પછી તે ભાગ્યે રૂ. ૫૦ થી ૧૦૦ મેળવી શકે છે; જ્યારે જો તે ૧૨ થી ૧૫ પંદર વર્ષ સંગીતનો હુનર, (જો તેની કુદરતી વળણ મ્યુઝિક તરફ હોય તોજ) હાંસલ કરી મોટો ઉસ્તાદ થઇ શકે અને પછી તે પોતાની ચાલાકી અને હુશિયારીથી મહિને સેંકડો રૂપિઆ મેળવી શકે. એ બાબતમાં પારસીઓની આંખ હજી ઉઘડતી નથી એ અફસોસકારક છે!

## રમુજ.

રામલો અને પેમલો નામના બે લાલ્યાઓ રસ્તેથી વાત કરતા પસાર થતા હતા. તેઓનાં નાક સુકાતાં હતાં, પણ પાસે ખરચી નહીં એટલે એકાદ બે બેવડાનાં ગલાસો કેમ પેદા કરવાં તેના વમાસણમાં હતા. આખરે તેઓ પોતામાં મસલત કરી એક ઠેરાવ પર આવ્યા. રસ્તે એક પીઠું આવતાં રામલો બેસુદ્ધ થઇ જવાનો ઢોંગ કરી ભોંય પર ફસડાઇ પડયો અને પેમલાએ મદદ માટે મોટી મોટી બુમો પાડી ગડબડ કરી મુકી. લોક જમાવ થઇ ગયું અને પીઠાના શેઠ પણ બહાર દોડી આવ્યા. તેવણે રામલાની હાલત જોઇ દયા ખાઇ એક ટમલર ભરીને બેવડો તેને પીવા આપ્યો. પેમલો જાણે તેની કેવીક મેનેજ કરતો હોય તેમ તેની આગળ વાંકો વળી બેવડો તેને પાવા લાગ્યો, પણ સાથે કેઇ સાંભળે નહીં તેમ કહયું, "હહરીના, બધો ગટાવતો રખે, મારે હારૂ થોડોક રાખજે." આનો કાંઇ પણ જવાબ આપ્યા વગર રામલો ટમલરમાંનું ટીપે ટીપું ઓટી ગયો અને બેચાર બટાકા મારી ધીરેથી બોલ્યો, "અરે જારે પેપરા, ઉં હાનો તુને આપું? તારે જોઇયે તો તુંબી બેહુધ થઇ જા!" (નાસાફરો ફશી.)

# બાળકોને બરનું.

## પ્રભાતનો પાઠ ૪ થો.

### ગીલ્લીદાંડા.

**મ્હારાં વ્હાલાં ભુલકાંઓ,**

જુદા જુદા રમકડાઓમાથી મલતુ નીતીનુ શીક્ષણુ દરમહીને મેં તમો આગલ રજુ કીધું છે. જુદી જુદી રમતોમાંથી મેળવાતું નસયતનુ બ્યાન મેં તમો આગલ રજુ કીધુ છે અને ઉમેદ રાખુ છું કે તમારા વડીલોની મદદથી તમો એની સમજનમાં ઉતશાહથી ભાગ લઇ કોઇ રમત કે રમકડાંમાંથી કંઇ ને કંઇબી બોધ મેળવતા હશો.

આ અંકમાં **ગીલીદાંડાની** રમતમાંથી મલતુ શીક્ષણુ તમારી આગલ રજુ કરવા માગુછું એવી ઉમેદ સાથે કે એ શીક્ષણોની ઉપર તમારી કમીની જીંદગીમાં તમો અમલ કરો અને તમારી વધતી જતી વયમાં વૃધ વયે તેનો લાભ સંપુર્ણુ રીતે મેળવો.

**ગીલીદાંડાની રમત** એટલી બધી તો જાણીતી છે અને જે દરેક ઉધરતો છોકરો સારી રવેસે રમી જાણે છે. એમાં એક લાંબો દાંડો જમના હાથે પકડી તેજ હાથ ઉપર એક નાહની ગીલ્લી મુકી ચોકસ રીતે ઉછારીની નેમ તાંકવામાં આવે છે અને તે ગીલ્લી જ્યા ઉડીને પડે છે ત્યાથી ચોકસ રીતે માપ ગણવામાં આવે છે અને જેનુ વધારે માપ થયુ હોય તે જીતેલો ગણાય છે 'ગીલ્લી'નો ઘાટ પણુ લાંબો એક તુકડાની મીસાલ રહે છે અને લાંબા દાંડા વતે તેને આબાદ નેમથી ફેકવામાં આવે છે. હવે આ રમત પણુ આપણુને અર્થ સુચક બોધ રમનારને પુરો પાડે છે. લાંબી દાંડી છે તે ગોયા જીંદગીનુ સ્વરૂપ છે અને જેમ દાંડી લાંબી સાફ સુવાલી ને સ્વચ્છ હોય તેજ મીસાલ આપણી જીંદગીબી સીધી સાફ ને સુંદર રહેની જોઇયે. જાણે દાંડી તે આપણી હેવાતીનુ સ્વરૂપ છે જેના વગર જીંદગીની આબાદી નથી. જીંદગીમાં જીવવુ એ ખુબી છે પણુ તે જાતી ભોગથી બીજાના ભલાં માટે જીવવુ તેમાજ વધારે ખુબી છે તેમ પેલી દાંડી તે આપણી જીંદગીની અંદર પુરતી આબાદાંનીમાં જીવવાની જાણે ઉમદા નીશાની છે જે નીશાની હરદમ આપણે હઇડે રાખવી સજાવાર છે પણુ જેમ દાંડી વતે ગીલ્લીને ફેકવામાં આવે છે તેમ આપણી જીંદગી વતે થતી આપણી કરણી ચોકસ રીતે દોરવવાની છે; અને પછી આપણા કાર્ય કે કર્મ કે કરણીનુ સઘળુ માપ આપણે પોતાનેજ હાથે ગણી લેવાનુ છે. જેમ ગીલ્લી લાંબી ફેકાય અને તેના માપની ગણત્રી વધુ થાય તેમ સારૂં તેમ આપણી જીંદગી રૂપી દાંડીથી આપણી ભલી કરણીની સુંદર ગીલ્લી જેમ વધારે લોકોમાં ફેકાય અને તેનો માપ વધુ લોકોમાં જાયજ થાય તેમ વધારે સારૂં. આ ગીલ્લી દાંડાની રમત સાથે જો આવા સુદર વિચારો તમે કરતાં રેહશો તો તમારી જીંદગીનુ સાર્થક જલદી થશે અને તમારી ભલી મનસતીના કાર્યોનુ માપ વધારે ગણાતુ થશે અને તમારી જીંદગી વધારે સુખી ને સાદમાન રહેશે જો બીજી કોઇબી રમતની સમજન અને તેમાંથી કંઇ નીતીનુ શીક્ષણુ મેલવવા ચાહતાં હોવો તો અરજ કરીશું કે તે "**રમત**"ની વીગત અમો ઉપર લખી મોકલવી અને તેની ઉપરથી નીતીનુ શીક્ષણુ ઉપજાવી લખી મોકલવાને મને ઘણી ખુશી ઉપજશી.

લ૦ તમારો હમેશનો મીત્ર

**મોટાબાવા.**

તા૦ ક૦—આવતા જાનેવારીના નવાં વરસના નવા અંકથી નાતી રીતીને લગતા પાઠો રજુ કરવામાં આવશે વહાલાં વાંચકોને અરજ ગુજારવામાં આવે છે કે તેઓએ તેની ઉપર ધ્યાન પુગાડવું.

# રમુજ સંગ્રહ.



"પણ તેં મને પેહલીવાર ના કાય પાડી?" તે બોલ્યો

"હા, કારણ તમે એક પત્રથી માગણી કરી તેથી" તેણીએ કહ્યું

"પણ તેથી શું થયું?" તેણે પુછ્યું.

"વાહ, તમે શું એમ ધારો છો કે તમો રૂબરૂમાં પ્રોપોઝ' કરતાં લાલ અને વાંકા ટીકા થઇ ચુંહણુ મંડીએ પડો તે જોવાની રમુજ હું ચુકું. અમારી જીંદગીમાં આવી ટકો કંઇ ઘડી ઘડી આવતી નથી તેથી આવી મજાહ હું જાણી જોઇને ચુકું એવી ભોલી નથી સમજ્યાજી?"

(આશકે વિચાર્યું કે ખચીત બાઇજી ભોલાં તો નથીજ?)

"દીલખુશ"

ઉતારુ:—(રેલવે મેનેજરને) "જુવો સાહેબ, તમારાં ઇનજીનમાંથી કોલસો ઉડી મારી આંખમાં ગયાથી તેને દાકટરપાસે 'ટ્રીટ' કરાવાના મને રૂ. ૧૦ થયા છે તો હવે આપ તે માટે શું કહોછો?"

રેલવે મેનેજર:—"કંઇ નહીં મારા મેરબાન, એમા શું છે. હમોને તે ઉડતી કરચની કોઇજ જરૂર ન હતી તમે કંઇ ફીકર ના કરો જો કે એ કરચ અમારી મન્તા હતી છતાં નજીવી બાબદમાં હમો 'કાગનો વાઘ' કરવા માગતા નથી એ બનાવને સેહજબી મનમાં ન લાવતાં બે ફીકર રહો સાહેબ"

(ઉતારુનું કોહુ બોપ?)

"દીલખુશ"

સોરાબજી:—કેમ દોસ્ત નસવી ધાર કે તું પોતે પોતાનો નથી તો તું કોણનો છે? કોણના કેહવાયા!"

નસવી:—અલબત, એટલુબી નથી સમજતો મારા ભાઇ, વળી હું મારી બૈરીનો વર-મારી દીકરીનો બાપ-મારા પૌત્રનો બપાવો-મારા બાપાનો દીકરો-મારા કાકાનો ભત્રીજો-મારા મામાનો ભાણેજ-મારા—"

સોરાબ:—બસ-બસ ડીયર નસવી હું હવે સમજ્યો.

(સોરાબજી નસવીને બનાવા ગયા પણ સોરાબજી પોતે સામા બની ગયા.)

"દીલખુશ"

સાવકી માય:—"ઓ ખુદા! આય રૂસી કેટલો રડે છે! કેમ રૂસી, શા માટે રડે છે.

રૂસી:—"પપાએ મને કહેલું કે તેવન મારે માટે એક મજાહના નવા માયજી લાવશે જ્યારે તમે તો કંઇ નવા જેવાં લાગતાંજ નથી-હં-હં-હં-હં-"

સાવકી માય:—"અરે મરે રે, હવે એ ઘેલા ઘાંચીના કુટુંબને કેમ સમજાઉ."

"દીલખુશ"

## મીસીસની સ્નેહ.

ધણીજી—"ડીયર, હું ધંધા માટે વિલાયત જાઉછું માટે તુને આય સુનાની વીટી યાદગારી તરીકે આપી જાઉછું જે જોઇ મને રોજ યાદ કર્યા કરે."

મીસીસ—"થેંક્યુ! પણ હવે મારૂ કર્યું કરશો?"

ધણીજી—"બોલની વ્હાલી શું કહેછ?"

મીસીસ—"જુવો. હું ખરૂં કહું છું કે આપ વીટીથી તો તમોને હું યાદ કરીશ નહી પણ જો તમો એક હીરાની લૉકેટ આપી જશોતો તેમાંની તમારી શબીથી હું ઉઠતાં ને બેસતાં તમોને યાદ કરીશ-સમજ્યા મારા લવ?"

ધણીજી—(પીગલીને) "અરે હારે મારા લવ."

"દીલખુશ"

હોમી—મમ્મા આજનું પુડીંગ કેવું સ્વાદદાર છે (ચુપકીદી.)
ઓહ મમ્મા આજનું પુડીંગ કેવું સ્વાદદાર છે.

મમ્મા—(ગુસ્સામાં) વારૂં તેનું શું કરાવેચ.

હોમી—કંઇ નહીરે મમ્મા હું તો મકું જે જ્યારે કોઇ પરોણો આપરી ટેબલપર એમ કહેચ ત્યારે તમે બહોસ કરોચ કે બીજું જરાક લેશો બાવા તેથી મકુંજે મનેબી તમે એમજ.

એક અમીરે ભાપણ કરવાને માટે ખાસ પોતાને ખરચે એક ભપકાદાર બીલ્ડીંગ બંધાવીને ભાપણ કરવાના હોલમાં ખુબ ભપકો કરાવતા હતા એક દીવસ પ્રોફેસર સાહેબ તે હોલમાં કામદારો કામ કરતા હતા તે વખતે ગયાને તે કામદારોમાંના એકને પ્લેટ ફોરમ ઉપર જઇને એક ભાપણ કરવા કહ્યું કે બરાબર સમજાયચ કે નહી તેની પોતે ખાત્રી કરે, પેલા માણુસ ઉપર ચઢીને પોતાનું માથું ભમાવીને કહેવા લાગો કે, મને કંઇ ભાપણ કરતાં નથી આવડતું કારણ કે હું કંઇ ખરો ભાપણુ કરતો નથી. અમીરે કહ્યું કે કંઇ નહી તુંને જે જોઇએ તે બોલ ત્યારે પેલા માણુસે કહ્યું મહેરબાન સાહેબ લગભગ બે મહિના થયા હમો તમો મહેરબાનને ત્યાં કામ કરીએ છીયે પણુ પગારની એક અરધીબી મળી નથી તેથી મહેરબાની કરીને કહો કે તમો કયારે આપવાના છો પેલા અમીરે બીજેજ દહાડે પગાર ચુકવી આપ્યો. (ન. જ. ધરાની.)

એક આદમી પાંચ પાંઉ લઇને રસ્તેથી જતો હતો તેને તેના દોસ્તે પુછ્યું કે તું પાંચ પાંઉને શું કરેચ?

પેલાએ જવાબ આપ્યો કે બે પાંઉતો કરજદારને આપુંચ ને બે પાંઉ ઉછીના આપુંચને એક પાંઉ હું પોતે ખાંઉચ પેલાને સમજ નહી પડી તેથી પુછ્યું કે જરા બરાબર સમજાવ તો ખરો.

પેલાએ કહ્યું સમજ ત્યારે કરજદારને આપુંચ કરીને કહ્યું તે માય બાવાને ઉધાર આપુંચ તે મારા બચ્ચાં તે હવેબી સમજ્યો કે નહી? (ન. જ. પુ.)

તમારા સેવકને ત્યાં નવલાને ઉપરના કામને વાસ્તે રાખેલો હતો તે બીચારાનું સુવાનું બીછાનું દાદરની નીચે હમો લોકોએ કરી આપ્યું હતું. નવલુને રાખ્યાને ત્રણેક દહાડા થયા હશે તેટલા નવલુ ફરયાદ લાવ્યો કે બીજે મારનો લવજી એરફી રાતના બાર વાગે ધરધર ઉપર ચરેચ તે સવારના ચાર વાગામાં ધરધર નીચે ઉતરેચ તેથી તેની ઉંધ જતી રહેચ તેથી હમારા ઓરડામાં સુનારવો મેં નવલુને કહ્યું કે તું લવજીને કહે કે આસ્તે ઉતરે ને આસ્તે ચરે નવલુ. હેઠ મેં ઘણેબી ભાઇ બાપો કરીને હમજાયો પણુ કહેજે જા તારા હેડને જઇને કહે કે અહીંયાં કંઇ હવાની જગા નથી મેં વિચાર કીધો કે હું પોતે કહું પણુ હું કે હું ને મનેબી એવાં જવાબ આપે તો ઘણે વાર વિચાર કરીને એક યુક્તી મારા ધ્યાનમાં આવી એટલે જઇને એક દોરીયાના વટાણા ચણા લઇ આવોને નવલુને કહ્યું કે રાતના લવજી ઉપર જશે તેવીજ તું આય ચણા લઇને દાદરના બધા ફ્લાટપર નાંખજે ને સુઇ જજે. નવલુને મેં જેમ શીખવ્યુંતું તેમ કીધું ને સવારના લવજી શેઠ ધરધર ઉતરવા ગયા તેવોજ ચનાની ઉપર ગુડ ગુડતાંની સાથે પહેલે માળથી નીચે સુધી ધરધરતે નીચે આયો કે નવલુ ઉઠીને કહેવા લાગો હેઠને મેં ઘણી વખત હમજાવ્યા કે હેઠ આહસ્તે ઉતરો પણુ માનેજ નહી ને ઘણું વાયરું હેડ. ગરીબ બીચારો લવજી તેવણના ઘણીયાણીએ આવીને વાત સમજાવી તે જુદી ને નકામાં એક હાથ એક પગ લચકાઇ ગીયો તે જુદો જુદું શું કામ બોલું તે દહાડેનો નવલું મારી આગળ ફરીવાદ નથી લાયો.

(ન. જ. ધરાની.)



# પ્રભાતનો પ્રકાશ.

"God moves among His mighty worlds afar
Yet shines in every soul a quiet star;
So the huge sun, that climbs the unfathomed blue
Soars glittering in every drop of deed."

અનંત કાળના મહાન ચક્રમાં વખતનો હાથ પોતાનું ચોકસ કાર્ય ગુપચુપ કર્યા જાય છે. ધરતી માતા પોતાની ધરી ઉપર સોનેરી સુર્ય આસપાસ ફરી પોતાની મંજલનું એક સાલ પુરૂં કીધું છે ને આ મહીનાથી નવા વરસની નવી બામદાદથી પ્રભાતના પ્રકાશમાં પ્રવેશ કરી પોતાના પ્રગટીકરણમાં આગળ વધે છે ઇસવી સને ૧૯૧૪ નું સાલ આખેર થયું છે ને ૧૯૧૫ ના સાલમાં આપણુ દાખલ થયાં છઇયે. ૧૯૧૪ ની જાનેવારીમાં કોઇને સ્વપ્ને પણુ ખ્યાલ નહી હતો કે તે ગુજસ્તે સાલના આંઠમાં ઓગસ્ટ મહીનામાં આ પૃથ્વીના પડદા ઉપર લડાઇનો ભયાનક ભયંકાર દેવતા જાગૃત થશે ને મનુષ્ય જાતમાં પોતાની ખાના ખરાબીની નીશાનીઓ જાહેર કરશે. લડાઇ હજી ખલાસ થઇ નથી અને મનુષ્ય હૃદયમાંથી રાજદ્વારી પ્રપંચો હજી દુર થયા નથી. સુખ અને દુઃખ એ કુદરતનો નીયમીત કાયદો છે ને દુઃખના દમાણુ હેઠળ સુખના સાધનો ખીલી રહે છે. અસલી ઇતીહાસ આપણુને પુરવાર કરી આપે છે કે આ ઘરડી થયલી ધરતીએ કંઇ કઇ જુવાન કે જુના જીવોના જાનો લઇ લીધા છે. ફેરફારને ફેરફાર એજ બસ જાણે કુદરત ને ખુદાનો નીયમ છે. કંઇ હજારો જીવોની પાયમાલી થઇ છે ને હજારો જીવો હાડમારીમાં આજેબી અટવાય છે. સુલે-હનું રાજ્ય આ પૃથ્વી ઉપર ક્યારે થશે? શાન્તિનું સ્થળ આ ધરતી ઉપર ક્યારે પ્રગટશે? હકદાર ઇન-સાફથી સઉ કોઇને રાસ્ત રાહ ક્યારે જડશે? અસલી ઇતીહાસ ઉપર નજર ફેંકતાં માલમ પડે છે કે ઘણીએ ભયાનક લડાઇઓ અને ખુનખાર યુધ્ધોથી આ ધરતી ઘણીક વેળા ધ્રુંજી રહી હતી. હજીબી આજેબી સેંકડો શુરવીરે લડાયક ખમીર સાથે રણુસં-ગ્રામમાં જીપલાવ્યુ છે. વખતના વેહવા સાથે સેંકડો વરસો પછી આજની લડાઇથી આગલી લડાઇઓ માફક માત્ર ઇતીહાસના પાનાઓ ઉપર નોંધાઇ રહેશે. વખતના વેહવા સાથે સઉ વીસરાશે; શરીરો પછીના શરીરો નાશ પામશે. ખાકી તનોની ખાકમાં રાખ થશે પણુ એકજ ચીજ અમર આત્માની હસ્તીથી કાયમ રહેશે, જે છે ઇશ્વરનુ પવિત્ર નામ. ખુદાની હસ્તી અને ખુદાની અપાર શક્તિને કોઇ પુગી વળ્યું નથી ને કોઇ પુગી વળશે નહી. તે મહાન સાહેબની મહાન ગતીનો રેતીભારથી ખ્યાલ મનુષ્ય મગજને કદીપણુ પુરેપુરો આવશે નહી. તેની કર્મરૂપી કરામત અને તે ગેબી સાહેબની આ દુનિયાની તમામ મરામત સલામત તેને અને તેનેજ હાથ છે, જેનો કોઇ દાવો કરી શકનાર નથી. તે સાહેબનો સાહેબ જેની કર્મ બક્ષેશથી આ તમામ જગત જેહાનની રચના ને કારોબાર ચાલી રહયો છે, તે સઉનું સારૂંજ કરનાર છે. તે સાહેબ તો સારો છે તો પછી દુનિયામાં બુરૂં હોયજ ક્યાંથી. માનવીનુ મનજ બુરૂ ને લાચાર છે તેથીજ માનવી જ્યાં જુવે ત્યાં બુરાઇને દુઃખો જુવે છે. ખુદાતાલાની તમામ જાતની ન્યામતો અને પેદાયશોમાં માનવીજ માત્ર મોતેબર મરતબો ભોગવે છે તે તેની અંદર સમાયલી અક્કલના ઉત્તમ તત્વને લીધેજ છે, પણુ, અફસોસ કે અક્કલનું અવ્વલ તત્વ જેટલું જોઇયે એટલું ઇનસાન જાતના મગજે હજી પુરેપુરૂ ખીલ્યુ નથી અને દુઃખ કે આફતના ચીન્હો કે ચીનગારીઓમાંથી પસાર થયા વગર ઇનસાનનો અમર આત્મા પોતાના તમામ આનંદ રૂપી અક્કલમાં પુરેપુરો પ્રકાશવંત થઇ શકતો નથી. જેમ એક ઇનસાનનું કૃતવ્ય ને કર્મ છે તેમ તેમ આખી મનુષ્ય જાતનું છે અને તે કુદરતના ભંડારમાં એક યા અનેક રીતે ભરપાઇ કરી આપવાનું છે. તે કેમ અને કેવી રીતે થાય છે તે સમજવાનો કે સમજાવવાનો આ સમો નથી; પણુ એટલું તો ચોકસજ છે કે ખુદાતાલા જે રેહમતવંતો ને દાનાવ જેની શક્તિનો કંઇસાર નહી, જેની કરામતનો કંઇ પાર નહી તેવો ખુદાવંત તાલામાં સંપુર્ણ વિશ્વાસ અને અમુલ્ય એકીન આપણુ ઇનસાન જાતે ધરાવવું જોઇયે. પછી દુઃખ આવો કે સુખ આવો, આરામ હોવો કે આફત હોવો સર્વે સર્વ સંજોગો વચ્ચે મનની સ્થીરતા માનીએ જાળવવી જોઇયે અને આ વિષયને મંથાળે મુકેલી ઇમેજી સુંદર લીટીઓમાં પ્રભાતનો પ્રકાશ એટલોજ મેળવવો જોઇયે કે તે ગેબીઓનો ગેબી દાનાર કે જેની ઉપર સર્વે-સર્વેનો આધાર તે સઉ કોઇના જીગરમાં પ્રવેશ કરી રહયો છે. અને જેમ એક ખોરેમંદ ખુરશેદ દર પ્રભાતમાં પ્રગટ થતાં રાત્રીના કાર્યથી બનેલા દવના નીર્મળ ને સુંદર ટીપાંઓમાં પોતાનો પ્રકાશ પાંથરી તે દરેક દવના ટીપાંમાંથી પોતાનુ તેજ અપે છે તેમજ સુલેહ શાન્તિ અને સંપની દીપતી દેવીઓ પોતાનો પવિત્ર પ્રકાશ મનુષ્યના જીગરે પાંથરશે અને ચંદરોજમાં સુંદર સોસ્યસ પગરામણીથી આ ધરતી ઉપર ભાઇભાવ ચેકયતાનું રાજ્ય સ્થપાશે. તથાસ્તુ!

# દુરબીનમાંથી બહાર

## અને

# દર્શને દુનિયા.



**અંજાણનો પારસી સ્થંભ.**

ઇરાન સર જમીન ઉપર એક વેળા સંપુર્ણ જાહો જલાલી ભોગવી પરાગંદે થએલી જરથોસ્તી દીનને કોઇભી રીતે સાચવવા બચી રહેલા થોડાક મુઠીભર હમદીનો હજારો વરસની વાત ઉપર જ્યારે હિન્દ ભુમી તરફ પોતાનો રસતો લઇ સહી સલામત સંજાણમાં થરીથામ થયા હતા તેની ઐતિહાસીક નોંધ ભરૂચવાસી દસતુર અસપદયારજી કામદીનજીની ૧૮૨૬ માં સુરતમાં છપાએલી જાણીતી કેતાબ નામે "કદીમ તારીખ પારસીઓની કસર"માં લેવાયલી છે જેની વાસતવીક યાદ આપતાં આપણી કોમના જાણીતા તવારીખ નવેશ મી૦ રૂસતમજી પેસતનજી કરકરીઆએ ૧૫ મી ડીસેમબરના જામેમાં હાલના પારસી પીરકાની આંખ ઉઘાડી છે કે તીર મહીનાના બેહમન રોજ અને સનીવાર તા૦ ૧૨ મી ડીસેમબરે પારસીઓની સંજાણમાં ઉતરવાની બરોબર ૧૨૦૦ મી સાલગરેહ પડી છે; અને ખરેખર મી૦ કરકરીઆના શબ્દોમાં આ એક અફસોસ કારક બીના છે કે પોતાના વહાલા વતનને છોડયા પછી હીંદની ભલી ભુમી ઉપર પગ મુકવાના પ્રખ્યાત ઐતિહાસીક બનાવની યાદગી આપણા મગજમાંથી વીસરાઇ જાય! હિન્દના ઇતિહાસમાં સંજાણનું સ્થળ ખરેખર અસલ વતન ઇરાનથી નાસી આવેલાં પારસીઓનાં પગ મુકવાની ભુમી તરીકે જાણીતું રાખવા હાલની જરથોસ્તી કોમે કંઇ મુસકીન પગલાં ભરવા જોઇયે. અને મહા "મુસીબતે ઉંચુ કીધેલું આસરે ૨૦) હજારના ફંડમાં ધતો વધારો કરી યાદગારીનો મહાન સ્થંભ ઉભો કરવો જોઇયે કે ભવિષ્યની ઓલાદની જાણ માટે જરથોસ્તી વફાદારીનું ખમીર અત્યાર આગમચનું જાહેર થવું જોઇતું હતું પણ હજી અસુર થયું નથી. બીદાર થવાનીજ જરૂર છે.



**શોધખોળ માટે મુસાફરી.**

આ કેળવણીના સાધનો દર દીન વધતાં જાય છે, અને કેળવણી અને શીક્ષણો આપવાની રૂઢીઓ અને રીતીઓમાંથી ફેરફાર થઇ ચુકા છે. શીક્ષકો સાથે શીષ્યોની જુદી જુદી જગે મુસાફરી અને તેવી મુસાફરીથી થતું અવલોકન યાને મળતું જ્ઞાન શીખવનાર અને શીખનારને બેવડુ આવકાર દાયક થઇ પડે છે. વેહવારૂ જ્ઞાન અને પુસ્તકોમાંથી મેળવેલાં જ્ઞાન વચ્ચે આસમાન જમીનનો ફરક છે જાતી અનુભવથી મેળવેલું જ્ઞાન વધારે સંગીન ને કાયમનુ છે. જ્યારે પુસ્તક દ્વારે લીધેલું કે મેળવેલું જ્ઞાન તેટલુ સંગીન કે કાયમ રહેતુ નથી. અને ખસુસ કરીને રસાયન શાસ્ત્ર ભુગોલ વિદ્યા વીગેરે બાબદોનુ શીક્ષણ તો જેટલું જાતી જ્ઞાનથી મલે. તેટલું બેહતર. યુરોપને અમેરીકામાં એ રૂઢી કાયમ છે કે શીખતાં છોકરાંઓને જુદી જુદી જગોએ ફેરવીને જોઇતું જ્ઞાન વેહવારૂ રૂઢીઓથી આપવું. જાણીને ખુશી ઉપજે છે કે અત્રેની એલફીનસતન કોલેજના રસાયણ શાસ્ત્રના પ્રોફેસર દોરાબજી ડી. ગાંધી પોતાના કેટલાક શીષ્યોને લઇ ઉતર હિન્દુસ્થાનની મુલાકાતે ગયા છે અને આપણે

આશા રાખીશું કે તેઓની વિદ્યાને લગતી મુસાફરી નવી શોધખોળ કરવાને ફતેહમંદ નીવડે, અને તેનો લાભ ગરીબડા હિન્દને મળે.



**કન્યા કેળવણી** અત્રેની "યંગ લેડીઝ હાઈ સ્કુલે "પોતાની ૨૫ વરસની જુબીલી ગઇ તા. ૧૪ મી ડીસેમબર ૧૯૧૪ ને દીને મોટી ધામધુમથી ઉજવી હતી. એક વખત એવો હતો કે જ્યારે છોકરીઓને કોઇપણ જાતની કેળવણી આપવાનું કામ ઘણુંજ વાંધા ભર્યું અને નાપસંદ ગણવામાં આવતું હતું. વખત બદલાયો છે અને આજે ઉધરતી સ્ત્રીઓ કેળવણી લેવાને ઇન્તેજાર છે એટલુંજ નહી પણ તેઓના માત પીતાઓ પોતાની દીકરીઓને કેળવણી આપવાને ઇન્તેજાર છે. પણ સવાલ માત્ર એ છે કે છોકરીઓને કેવા પ્રકારની કેળવણી આપવી, તેઓને બી. એ; એમ. એ. કે વકીલ ડોકતર બનાવવાની કેળવણી આપવી કે ઘર સંસારી ઉપયોગી જીંદગીથી પોતાના અને પોતાની આસપાસ વાળાઓની જીંદગી સુખી અને ખુશાલ કરી શકે એવા પ્રકારની કેળવણીથી દરેક સ્ત્રીને માહીતગાર કરવી. ઉપલી સ્કુલના મેળાવડા દરમ્યાન નામદાર ગવરનર લોર્ડ વીલીંગડને જે માયાકુલ વિચારો જાહેર કીધા હતા તેનેથી દરેક માતા પીતા અને સ્ત્રી કેળવણીના હીમાયતીઓ વાકેફગાર થતું જોઇએ. નામદાર લોર્ડ વીલીગડને ઘણું વાસ્તવીક પણે કહ્યું હતું કે સ્ત્રી કેળવણીનો ખરો શ્રૃંગાર તે સંસારને સુંદર બનાવનાર હોવો જોઇએ. વિદ્યા અને હુન્નર કરતા વેહવારૂ જ્ઞાનથી દીપાયમાન થઇ પોતાના ભરથારને કે કુટુંબને સુખીને સાદમાન રાખવા જોગ કેળવણીથી દરેક સ્ત્રી માહીતગાર હોવી જોઇએ. દરેક માતા પીતાએ જાણવું જોઇએ કે તેઓની ઉધરતી દીકરી કેવા પ્રકારની કેળવણીથી પોતાની જીંદગી ઘડે છે.

**મ્યુઝીકની પરીક્ષા.** ઉધરતી બાળકીઓ સંગીતની કેળવણી લે એ ખરેખર વખાણવા જોગ છે. તે કેળવણી વેહવારૂ રીતે લઇ વેહવારૂ રીતે તેની પરીક્ષા પસાર કરે એ વળી વધુ ખુશી થવા જોગ છે. તેને પરીક્ષા માટે વેહવારૂ કેળવણી આપવાનુ સાધન સારાં નસીબે હાલના જમાનામાં આપણા વચ્ચે મોજુદ છે. દેશી તેમજ ઇંગ્રેજી ઢબ મુજબ સંગીત યાને મ્યુઝીક ઉધરતી બાળકીઓ અને બાળાઓ અને બાનુઓ શીખે એમાં કંઇપણ વાંધા જેવું નથી, પણ મોટા ખરચોને લીધે તેવી જાતની કેળવણી બધીજ બાળકીઓને મળે કે તેઓ મેળવી શકે એ બનવા જોગ નથી. કારણ કે ગરીબોના સંજોગો ઉંચ મ્યુઝીક શીખવવાના ખરચનો બોજો ઉપાડી શકે નહી એ તદન સંભવીત છે. છતા આ ખુશી થવા જોગ બીના છે કે આપણી જરથોસ્તી કોમના થોડાક ઉલટમંદ કુંટુંબો પોતાને ત્યાંની દીકરીઓને સારૂ ને સંગીન સંગીતનુ શીક્ષણ આપવા અપાવવાને ઇંતેજાર રહે છે અને લન્ડનની પ્રખ્યાત "ત્રીનીતી કોલેજ ઓફ મ્યુઝીક" તેઓની પરીક્ષા લેવાની જોઇતી સગવડ કરી આપે છે. મ્યુઝીકના અને ખાસ કરીને "પ્યાના" ના બાનુ શીક્ષક તરીકે બાઇ બીખાઇજી. ડી. પાલમકોટનુ નામ આપણા વચ્ચે મશહુર છે અને તેઓ તરફથી કેવી સંગીન પ્રકારની કેળવણી આપવામાં આવે ,છે તે એટલાજ ઉપરથી જણાશે કે ગયા ડીસેમબર માસમાં એઓના હાથ હેઠળ તાલીમ લીધેલી ૧૫, છોકરીઓમાંથી ૧૨, ઘણીજ ફતેહમંદીથી પસાર થઇ છે અને આજ સુધીમાં મીસ બીખાઇજીના [illegible] ૭૫) શીષ્યમાં લનડનની જાણીતી ત્રીનીતી કોલેજ ઓફ મ્યુઝીકની અધરી પરીક્ષા પાસ કરવાને નસીબવંત નીવડયા છે. અમો શીખનાર અને શીખવનાર બંનેને મુબારકબાદી આપીએ છીએ.



# સરજતની સાંકળ

યાને

# મૌત અને માફી

(એક પારસી સંસારી વાર્તા)

લખનાર—'રફીક'

## પ્રકરણ ૧ લું.

"ફિરોજશા શેઠ ઘેરમાંજ છે કે, બેહલા કાકા?"

"હા, બાઇ હાબ, છે જી."

"એકલાજ છે?"

"હાજી, એણીફાં આવો, હીરીનબાઇ" એમ કહી જેને તે અબલાએ બેહેલા કાકાનાં નામથી બોલાવ્યો હતો તે તેણીને પોતાનો શેઠ જે ઓરડામાં હતો તે તરફ લઇ ગયો. પણ આજે તે અબલાના ચેહેરા પર ગભરાટની કુદરતી નીશાણી જોઇ તે ભલો આદમી ઘણો વિચારમાં પડ્યો વધારે વિચારમાં તો તે એમ પડ્યો કે તે અબલા 'કેમ છેવો બેહેલા કાકા, સારીફાની છેવો' એમ તેને મમતાથી બોલાવ્યા વગર જ્યારે હોય ત્યારે કદીબી ત્યાં દાખલ થતી નહતી.

"આય હેઠનાનો હીરીનબાઇ આવેલાં, હેઠ" એમ કહી તેણે એક ઓરડાનું અળગું બંધ કીધેલું બારણું ઉઘાડ્યું અને તેમાં તેણીને તેણે દાખલ કીધી.

તેણીને ઘણીજ ગંભીર અદાથી તે ઓરડામાં આવી થંભ ઉભી રહેલી જોતાંજ ડાકટર ફિરોજ પટેલ જે એક ઇઝીચેરમાં બેસી વાંચતો પડેલો હતો તે ચોકીને ઉભો થયો અને શેકહેન્ડ માટે હાથ લંબાવી તે તેણીની આગળ આવ્યો.

"અહો આજે નહી ધારેલી, નહીં વકી રાખેલી મુલાકાતનું માન તેં સેવકને આપ્યું? કાંઇ સેવક ઉપર આજે તારી મેહેર—" પણ તેણીનો ઠઠેરો જોતાંજ તે ડરીને આગળ બોલતો અટકી પડ્યો. તેણે જોયું કે શેકહેન્ડ માટે તેણે લંબાવેલો હાથ તેણીએ લીધો ન હતો અને તેની સામે ટગર ટગર જોતી તે ખુબસુરત અબલા ઉભી હતી, અને જે રીતે તેણીની છાતી ઉઠ બેસ થતી હતી તે ઉપરથી તેને જોઇ લેવાનું બની આવ્યું કે તેણી હાલ ઘણી ઉશ્કેરાયલી હાલતમાં હતી.

તેણીએ હવે તેને માથાંથી પગ સુધી જોવા માંડ્યો અને તેણીના નાકનાં ગુલાબની પતલી પાંદડી જેવાં ફીફરાં ઉડવા લાગ્યાં, અને જાણે કંઇ બોલવાની તેણી જીવતોડ કોશેશ કરી રહી હોય તેવો તેનો દેખાવ થઇ રહ્યો હતો.

"ના—પાક!"

તેણીની સામે હરણફાળ થઇ ઉભેલો જવાન ડાકતર તેણીનો આ બધો ઠઠેરો જોઇ ગભરાયો તો હતો, પણ તેણીના આ ત્રણ અક્ષરી બોલથી અને જે ધિક્કારથી તે શબ્દ તેણીના બે હોઠ વચ્ચેથી નીકળ્યો હતો તેથી તે તો ફફરીજ ગયો, તે છતાં કંઇક ડોલ ઘાલી તે હસ્યો અને જેમતેમ હીમત રાખીને બોલ્યો—

"ઓહો! ત્યારે આજે સીરીં તું કાંઇક બીજીજ મતલબથી આવીછ, વારૂં! બેસ તો ખરી!" એટલું બોલી તે અબલા આગળ તેણે એક ખુરસી મુકી.

"હા, આજે હું એક જુદીજ મતલબથી તારી આગળ આવીછ, પણ તારા ઓરડામાં બેસવું મારે આજથી હરામ છે"

"હંમેશ તું કાંઇ એટલી બધી ચોક્કસ તો રહેતી'તી નહી!" તે બોલ્યો.

અને તેણી આ ટિકા સાંભળતાંજ તેણીના ચ્હેરા ઉપર રતાશ ચઢી આવ્યો અને તેણીની આંખ્યોમાં ઝનુંન વરસી રહ્યું.

"હા તેમ હોય પણ તે વખત જુદોજ હતો, અને તે વખતે હું મુર્ખ હતી અને ખુદા શાહેદ છે કે જેમ આજે તેમ તે વખતેબી મારી રીતી નીતીમાં પાપ તો નહીંજ હતું. હું મુર્ખ હતી, હું નાદાન હતી અને આજે તે મારી મુરખાઇ અને નાદાની માટે મને આપવી પડતી ભારી કીંમત ભરપાઇ કરૂં છ, મારી તે નાદાન્યતનો આજે હું નતિજો દેખું છ"

બન્ને થોડીવાર ચુપ રહ્યાં. કોઇ કશુ બોલ્યું નહીં અને તે દરમ્યાન તે અબલાને હજી જે કંઇ બોલવું હતું, હજી જે કાંઇ તેને કહેવું હતું તે બોલવાને અને કહેવાને બની આવે માટે તે થાક ખાતી ત્યાંજ ઉભી રહી અને પેલો જવાન તેણી તરફ, તેણીના ચ્હેરા તરફ, તેણીનાં સરૂના તીર જેવાં સીધાં બદનને નિહાળતો તેણીની સામો ઉભોજ રહયો.

"હંમેશ કરતાં આજે તું ઘણી વધારે ખુબ સુરત લાગેછ, શીરાં?" તે જવાને આખરે ચુપકીદી તોડી.

"ચુપ! કેમ એવા સુખન તું તારાં મોહડાંમાંથી કાઢેછ? તેં મને ધાટકીમાં ધાટકી ફટકો માર્યો પછી તુંને આવા બોલ વાપરતાં શરમાવું જોઇએ."

તે તેણીને પટાવતો આગળ વધ્યો અને પોતાના હાથો તેણે લાંબા કીધા, પણ, પોતાના હાથના એક અછાતથી તે હાથોને તેણીએ બાજુ ઉરાડી નાંખ્યા.

"મને એક આંગળીથી લગાડવાનું તેં જે હીચકારાપણું બતાવ્યું છ તો મદદ માટે હું બુમો પાડસ દુર રહે- મારી આગળ તું આવતોજ ના, હું તુંને ધિક્કારૂં છ" અને આટલું બોલતાં તેણીનો દમામ એટલો બધો વધી ગયો કે તે ખરેખર પાછળ હઠીને ઉભો.

"જો શીરાં તું"—

"મારૂં નામ મીસીસ શેઠના છે!"

"ઠીક ત્યારે, મીસીસ શેઠના- તો જોકે આજ સુધી તો મને શીલ્લા યા શીરાંનાં નામથી તુંને બોલાવવાનો હક—"

"હા, તે હક તુંને મેં નહીં પણ મારી મુરખાઇએ આપેલો હતો."

"ત્યારે બૈરાંઓને છેક અસુરેથી અક્કલ સુઝેછ એમ કાંય ?"

"તો માટીડાઓને શુધ્ધી હોવા છતાં તે ફુટી જાયછ એમ કાંય ? છેક અસુરેથી ? હજુન છેક અસુરૂં નથી થયું ને તેથીજ હું અંહીં આવીછ. તારે સાચે સાચી વાત જાહેર કરવીજ પડશે અને મારાં નામને લાગેલો ડાઘ તારાં સાચવટનાં પાણીથી તારે ધોવોજ પડશે!"

ત્યાં પાછો તે જવાન હસ્યો અને તેને એમ હસતો જોઇ તે જવાન અબલાના ચ્હેરાનો રંગ ફીકો મારી ગયો.

"તુંને ખબર છે કે મારા જમશેદજી મારી સામને છુટા છેડાની ફર્યાદી માંડેછ તે મારે કાને એવી વાત આવીછ કે તું તારો બચાવ કરવા કોર્ટમાં આવવાનો નથી"

તે વાત ખરી હોવાનું તેણે 'હા' નું ડોકું ધુણાવી જણાવ્યુ અને પોતે કરી મુકેલા તે ઠેરાવને સદા મજબુતીથી જાણે તે વળગી રહેવાનો હોય તેમ તેના ચેહેરા ઉપરથી ખુલ્લું દેખાતું હતું, અને તે જોઇ તેની સામે ઉભેલી તે અબલાનો ચેહેરો ઉતરી ગયો.

"તું જાણેછ કે તેથી મને કેટલું નુકશાન થશે તે?"

અને જવાબમાં પાછું તેણે 'હા' નું ડોકું ધુણાવ્યું.

"ત્યારે આવુંનીચ કામ તું કાંય કરેછ?"

"કાંય કરૂં છ? તે તું જાણવા માંગેછ તો લે હું તુંને તે કહું."

એમ બોલી તે બે કદમ તેની નજીક આવ્યો પણ ચાર કદમ તે પાછળ હઠી.

"હું એ કેસમાં મારો બચાવ નથી રજુ કરવાનો કેમકે તુંને હું મારી પરણેતર કરવા માંગુંછ. તેમ કરી દુઃખમાં ડુબા ડુબ થયેલી શેઠનાને ફીરોજ પરેલની સુખી શીરાં બનાવવા માંગુંછ. મારી એ મુરાદ હાંસલ કરવાનો એ એકજ માર્ગ છે અને તે

માર્ગે અખત્યાર કરવાની જે એક તક મને તારો ખોટી રીતે વ્હેમાયલો ભરથાર આપવા માંગેછ તે લઇ લેવાનો છે. તે તક હું માગવા નથી ગયો, હું તે શોધવા નથી ગયો, તે તક મને શોધતી આવીછ. આંઠ દાહાડાની વાત ઉપર એ કેસને લગતો મને સમન્સ મળયો ત્યારે ઉલટો હું અજબ થયો. મારી ચુપકીદી તારા વરને તેનો કેસ જીતાવી આપશે અને મને મારી મોહબતની મુરતી મેળવી આપશે અને જે સાચો પ્યાર તારા જમશેદજીથી તુંને નથી અપાયો તે મારાથી તુંને મળશે."

"પણ હું તો મારા જમશેદનેજ ચાહુંછ અને મારી જીંદગી સુધી તેનેજ ચાહતી રેહેવસ તેનું કેમ?" હવે ગુસ્સે થવાની તેની વારી આવી.

"તું જમશેદને ચાહેછ? અને જે રીતે તેં મને એ રસ્તે ઉતાર્યોછ તે પછી તારી એ વાહીઆત વાત તું મને માનવા કહેછ? મારી ઉપર તેં વ્હાલ નથી બતાવ્યું? તેં મને નથી નચાવ્યો? તેં મને તેવી રીતે નથી જોયો કે જે રીતે માત્ર પ્યારનીજ આંખોથી જોવાઇ શકાય? હા, હું કબુલ કરૂંછ કે મેં તુંને કોઇવાર કીસ નથી લીધી. અને તેં તે આપવાની કાળજી પણ નથી કીધી, એટલુંજ નહીં પણ શેકહેન્ડને માટે તારો હાથ મારા હાથમાં લીધા સિવાય તારા આંગને વટીક મેં હાથ લગાડયો નથી, કે નથી તેં મને તેવી કશી છુટ આપી; તે સઘળું છતાં ઓ ઓરત! જો કોઇએથી મને મારી હાલની હાલતે પુગાડયો હોય તો તે તુંજ છે, અને તુંજ મને હમણા કહેવા નીકરીછ કે 'હું તો મારા જમશેદજીનેજ ચાહુંછ.'"

"ત્યારે તું તો એમજ હમણાં સુધી જખ મારેછ કે હું તુંનેજ ચાહુંછ?"

"અલબત!" તે બોલ્યો "અને હું તો શું પણ મારી હાલતમાંના સૌએ સૌ જણ એમજ સમજે."

તે જવાનનાં મોહમાંથી પડતો આ એકેક બોલ તેની મદદ શોધતી આવેલી તે અબલાનાં હૈયાંપર તાવેલાં સીસાંનાં એકેક ટીપાંની માફક પડયો! તે વિચાર કરવા પડી કે એવું તે શું તેણીએ કીધું હતું કે તેણીની સામે ઉભેલા તે જવાનને તેણીના સંબંધમાં આવું પાપી મત બાંધવાનું કારણ મળયું હતું? અને તે સવાલનો જવાબ તેણીને તેણીનાં પોતાનાં હૈયાં તરફથીજ મળયો અને ગોયા તેણીની આંખ આગળથી અજાણપણાનો પડદો સરી પડયો.

હવે તેણીને કાંઇ અણદીઠ અવાજે સવાલ કીધો કે તે જવાને તેણીને હમણા કહી સંભળાવેલા બોલ ખરા હતા કે નહીં?

હા, ખરૂંજ હતું કે તેણીને મોંઢેથી 'પ્યાર'નો શબ્દ નીકળ્યા સિવાય બધુંજ જે તેણે કર્યું હતું તે ખરૂં હતું.

આતશ સાથે ચેડાં કાઢવામાં શું ખાનાખરાબી છે તે તેણી આજેજ માત્ર શીખતી હતી.

"ત્યારે તું મનમાં એમજ ચાહે પીએછ કે હું તુંનેજ ચાહુંછ" ધિક્કારથી કમકમીને તેણીએ તેને પુછયું "અને તેમ માનવાનો તને હકજશું છે? એમ ધાર કે મારી કાંઇક નબળાઇથી તુંને એમ માનવાનું કારણ મળયુંબી હોય તો તે છતાં આ કેસમાં તું જે નીચ પણું બતાવવાનો ઇરાદો રાખેચ તેથી તો મારાં દીલમાં તારે વાસ્તે જે કાંઇબી લાગણી હોસે તેબી મરી જસે કેમ કે અત્યારથીજ હું તુંને ધિક્કારતા શીખીછ.

"હમણાં તું એમ કહેછ સીરીન, કેમ કે તું હાલ બે બાખરી બની ગેઇછ, તુંને હાલ તારાં ભલાં નામનોજ વિચાર આવેછ."

"ત્યારે તે વિચાર તુંને નથી આવતો?"

"હા, આવેછ મનેબી તે વિચાર આવેછ શીરીન, અરે મીસીસ શેઠના અને તુંને મારી કરવાનો એ કરતાં કાંઇ બીજો વધુ સહેલ રસ્તો હતે તો તે હું ખુશીથી લેતે. આ કેસમાં મેં લેવા ધારેલી વલણને લીધે હું મને પોતાને તારા જેટલોજ ધિક્કારૂંછ, અને મારી જો ખાતરીજ નહીં હતે કે તું તારા વરને નથીજ ચાહતી, ફક્ત મનેજ ચાહેછ તો હું એ વળાણ અખત્યાર નહીંજ કરતે. પ્યારને ઘણા મોટા ભોગો લેવાનો હક છે અને તેને માટે તું જે આ ભોગ આપશે તે ઘણોજ મોટો કહેવાશે, પણ ખાતરી રાખજે કે તેનો બદલો હું તુંને મારા અથાગ પ્યારથી વાળી આપસ."

ત્યાં તે જરા થોભ્યો અને પાછો ધીમે અવાજે બોલ્યો.—

"આપણે બંન્ને-તું અને હું-તો જાણશું કેની કે એ બધી વાત ખરીજ છે? જમશેદનો વ્હેમ તદન નાપાયાદારજ છે? આપણી દોસ્તીમાં પાપ જેવું કશુ હતુંજ નહીં?

"ત્યારે તું એટલો ધાટકી કાંય થાયછ?" તેની સામે ઉભેલી અબલા કરગરીને બોલી અને તે બોલતી વખતે તે અબલાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં "જો શીરાઝ, તું મને રીબાવીને મારેછ? તારે ગમે તો લે આય તેબલપરની છરી, આય છાતીમાં ભોકી બધો ફેડો લાવી નાંખ! ઓ નાપાક! અબઘડી છરી લઇ હું પોતેજ ચીરાઇ ફસાઇને આપઘાત કરૂં—પણ નહીં—મારાં નામને જહાં સુધી ડાઘ છે ત્હાં સુધી મને મરવાનો ગોયા હક નથી, એ ડાઘ સાફ કીધા કરાવ્યા વગર મારા પેદા કરનારની રહેમતમાં હું ઉભીજ કેમ રહી શકું? તે દાતારની દયા હું કેમ માંગી શકું? ઓ મેં તારી સાથે એવું તે શું કીધુંછ કે આજે તું ઇનશાન્યત છોડી હેવાન રૂપે મને સતાવવા મારી સામે ઉભોછ? ઓ નીચ! એક ઓરતનું પરણ્યું ઇમાન તુ શું સમજેછ?"

અને આટલું બોલતાંજ તે ઓરત એવી ઉશ્કેરાઇ ગઇ કે ઘડીભર તેની સામે ઉભેલા મરદાંને મરદ પણીક એક પાંદડાંની માફક ધ્રુજવા લખલખવા પડયો, મગર, તેણે પોતાની હઠ છોડી નહીં.

"તેં શું કીધુંછ તું પુછેછ? શીરીન, તેં મને પ્યારથી દીવાનો બનાવ્યોછ, બસ બીજું તેં કાંઇજ નથી કીધું."

"અને તે જો ખરૂંજ હોય-તું જો ખરૂંજ બોલતો હોય તો—" અને તે અબલા રડતી ડચકાં ખાતી, આજુબાજુથી પોતાની ડોક એક બાજુ નમાવી તેની આગળ ગઇ અને તેનાં ખભાપર પોતાનો એક હાથ મુકી તે બોલી.—

"એ બધુંજ તું જો ખરૂં બોલતો હોય તો—તો આજે દયા કરી તારા તે પ્યારની મને પુરવારી આપ; જા જમશેદજીને જઇને કહે કે આપણા વચ્ચે પાક દોસ્તી સિવાય કશું હતુંજ નહીં. મારે ખાતર શીરોજ તું એટલું કર ને તારે માટે મને હદથી જયાદા માન ભરપા થશે. હું આજનો દેખાવ બધો ભુલી જવસ ને જે માનથી તારી તરફ હું જોની આવીછ તેજ માનથી તારી તરફ જોની રહેવસ."

જેમ જેમ તેણીનો આ એકેક બોલ તેણીનાં મોંહની કીલેબંદી છોડતો ગયો તેમ તેમ શીરોજના ચ્હેરાના કદનો જે હાલ સુધી કઠોર હતો તે કંઇક નરમાસ પકડતો ગયો.

"પણ તે છતાં તે માનશે નહીં તો?" તે બોલ્યો.

"તે વાત જુદી છે—તો તેમાં તારો વાંક નહીં કહેવાશે, તારી—તું જેવા તેવણના દોસ્તની વાત જો તેવણ નહીં માનશે તો તેવણ માટેનો મારો પ્યાર મારાં દીલમાં વાસો કેમ નિભાવી શકશે?

"હું દલગીર છેઉં શીરોજ કે તારી સાથની મારી રીત ભાત અને ચાલ ચલણથી તું ખોટે રસ્તે દોરવાયો. ખુદાને હાજર નાજર જાણીને કેહુંછ, શીરોજ, કે મારી મતલબ તારી સાથે ચેડાં કરવાની હતીજ નહીં-મારો ફેજ હવે તારા હાથમાં છે, મારાં સુખનું જાણી જોઇને સરીયામ સત્યાનાશ વાળવાથી, મારાં નામને બદનામ કીધાથી મારી પાકદામનને ડાઘ લગાડી તું જો એમ સમજતો હોય કે તું મને જીતી શકસે તો તેમાં ફીરોજ તારી ભુલ છે. જો હું જોવસ કે હવે મારો કાંઇ ઇલાજજ નથી તો મારી ગમે તેવી નામરજી છતાંબી હું મારો જાન કબજ કરસ ને તુંને તારી જીંદગીની આખેરી સુધી સંતાપ એજ રહેશે કે તેં એક જવાન નિરદોસ જીવને નાહક માર્યો! પણ હું નહીં ધારતી, મારી પકી ખાતરી છે કે તું મને એ ફેજે પુગાડશે. તારાં માયજી મને પોતાની એક દીકરી માફકજ ગણતાં'તાં ને ચાહતાં'તાં તો તે મરહુમ મરંબીનાં નામથી તુંને આજીજી કરૂંછ, ફીરોજ કે કાંઇને ખાતર નહીં તો મારાં ફુલ બચ્ચાને ખાતર ખાસ્તીમાં આવી પડેલી મારી નેકીને તેમાંથી મોકળીકર!"

ત્યાં હવે શીરોજ ઉપર રાગઆણુ અસર થયલી તેના ચ્હેરા ઉપર થતા ફેરફારોથી પ્રગટ માલમ પડી.

તે અબલાની આજીજીને આધિન થઇ તે તેના કહ્યા મુજબ કરવાની અણીપર હતો તેટલાં તેની સામે શાખાવાલા કરતાં ઉભેલાં પીકચર ઉપર તેની પાછી નજર પડી અને તે અબલાની અનુપમ ખુબસુરતીથી તેનું મસ્તક ફરી ગયું. તેનાં ભવાંનો ચીલ્લો વળી પાછો ચઢી ગયો તેનો ચ્હેરો એકવાર પાછો કઠોર અને ક્રુર બની રહયો.

"નહીં, તમે કહોછ તેમ મારે નથી કરવું. મીસીસ શેઠના તમે અંહીંથી જાવો નહીં તો હું કાંઇ જાણ્યું ન જાણ્યું કરી દેવસ–બસ જાવો અહીંથી!" એમ બોલી તેણે ઓરડાનાં બારણાં તરફ આંગળી બતાવી. તે વખતે તેની આંખોમાં ઝનુંન પ્રગટી રહ્યું હતું.

અને તે અબલા તેની તરફ એવો ચ્હેરો કરી ત્યાંથી ફરી કે જે ચ્હેરાનો વખતે થયલો દેખાવ ફિરોજ મરતાં તુલીક કલાક વિસરવાનો નહીં. જાણે એક વિકાળ સિંહણ ગોલીથી વિંધાઇ નાચાર નિરાધાર જમીનપર ફસડાઇ પડે તેવો તેણીનો આ વખતનો દેખાવ હતો અને જેવી તેણી તે ઓરડામાંથી બાહાર પડી અને તે બારણું પોતાનાં મીજગરાં ઉપર ચીચવાઇને બંધ થયું કે ફિરોજના ચ્હેરાપરનો રંગ ઉડી ગયો અને તે જાણે બેશુધ્ધ થઈ જતો હોય યા ગુંગળાઇને મરવાની અણીપર હોય તેમ તેનો જીવ ગભરાવા લાગ્યો.

તે જ્યાં બેસી પડયો હતો ત્યાંથી હવે ઉઠયો અને એક ઇઝીચેરમાં પછડાઇને પાછો પડયો.

## પ્રકરણ ૨ જું.

શીરીન શેઠના તેના ઓરડામાંથી ગયા પછી લગભગ એક કલાક દાકતર ફીરોજ પરેખ હીલ્યા ચાલ્યા વગર તરેહવાર લુસ્સાઓનો ભોગ થઇ પડી રહયો.

હાલ તુરત ત્યારે તેને આપણે તેનાં અંતઃકરણ સાથે એકાંતમાં છોડી એ બધી બાબદ શું હતી તે આપણે તપાસયે.

લગ ભગ ત્રીસ વર્ષની તેની જીંદગીમાં ફક્ત એકજ અબલા, એકજ સ્ત્રી–એકજ ઔરત તેની રેહણી કેહણી, તેની રાહ રસમ તેની રીતી નીતી અને તેની દરેકે દરેક હીલચાલ ઉપર અસર કરી શકી હતી, અને તે તેનાં મરહુમ મા પોતે હતાં. તેવણે તેને એવી સારી તાલીમ આપી તેને એવી સારી રીતે રાખ્યો હતો કે તેની જરા સરખી વાત નીકળતાં તે આટલો મોટો હોવા છતા 'હજુતો એ મરું મારું દુધ પીતું બચ્ચું' કરી તેને હેતથી બોળખાવતાં હતાં અને માય પરબી તેનો પ્રેમ એટલે બધો હતો કે તે એક ભક્તિભાવની હદે પુગ્યો હતો.

ત્યાર બાદ ઘણે મોડેથી તેની જીંદગીના સરલ વ્હેતા રોહમાં એક બીજી અબલા આવી ઉભી અને તે વ્હેતા રોહમાં એક અટકાવ એક કફોડો અટકાવ તેણીએ નાંખ્યો. શીરીન શેઠના ઉપર તેની નજર પડતાંજ પ્યારની લાગણી કેવી હોય તેનો તેને અનુભવ થયો અને તે અનુભવે તેને લગભગ ત્રણ વર્ષ સુધી ટળવળતો રાખ્યો.

હવે ડાકતર ફીરોજ કરતાં કોઇ વધુ શ્યાનો આદમી હતે તો તેના રસ્તામાં આવેલી તે લાલચથી તે દુરજ રહેતે, પણ કમનસીબે આપણા ઘણાક જવાનોના સંબંધમાં બને છે તેમ ફીરોજ ઉપર કહેલા શ્યાણા આદમી કરતાંબી વધુ શ્યાણો અને થોડો ઘણો ફીલસુફ થવા ગયો. તેણે પોતાની ઇજતપર અને શીરીનની સમજ શકિતપર જોઇએ તે કરતાં વધુ ઇતબાર રાખ્યો અને તે વખતે ઇનશાન જાતનાં મનની નબળાઇનો તેને કશોજ ખ્યાલ થયો નહીં. તેઓ બંન્ને વચ્ચેની લાગણીને પાક દોસ્તી તરીકેજ માની તેઓ એકમેક સાથે વધુ અને વધુ ભેળાતાં ગયાં અને ખરું કહયે તો તેઓ વચ્ચે તે પાક દોસ્તી સિવાય કશું વધુ બદનામ કરનારું હતુંજ નહીં.

ફિરોજે શીરીનને જે કહ્યું તે ખરેખર ખરુંજ હતું કે તેણે કોઇબી વખતે તેણીનાં આંગને હાથ વરીક લગાડયો ન હતો, અને તેઓ વચ્ચેના તે સંબંધને તેઓએ તો માત્ર પાક દોસ્તી તરીકેજ સાચવ્યો અને માન્યો હતો, પણ લોક તેમ કેમ સમજે અને તેમ કેમ માને? અને જ્યારે લોક તેમની વચ્ચેની દોસ્તીને માત્ર પાક દોસ્તીનાંજ રૂપમાં ન લેય તો પછી શીરીનના ખાવીંદ જેવો એક ગંભીર તોરવાલો ઉંચે ઈંચ

અવશ્ય તેઓ વચ્ચેના એ હદબાહાર વધી ગયલા સંબંધને પાક દોસ્તીનાં રૂપમાં લેવાને પોતાનાં મનને કેમ મનાવી શકે?

તેઓનું બોહોળું મિત્રમંડલ તેઓને જોઈ ડોકું ધીલવવા લાગ્યું અને તેઓમાંથી જેઓ ભલાં અને સાચવટવાલાં હતાં તેઓ તો બીહવાળી લાગ્યાં કે એમાંથી એકુ દહાડો મોટું તુફાન જાગવાનું, અને તે વાત તેઓ તરફથી તે બંન્નેને કાને વટીક આવી તે છતાં લોકની લાગણીની અને લોક અવાજની દરકાર કર્યો વગર તે બંન્ને નાદાનો જે જોખમ ભરેલો રસ્તો તેઓએ અખત્યાર કીધો હતો તે ઉપર આગળ વધતાંજ ગયાં, તેમાં અમે ઉપર કહ્યું તેમ ફીરોજ પોતાની ઇજ્જત ઉપર અને શીરીન પોતાના ખાવિંદ ઉપરના પોતાના અખંડ પ્યાર ઉપર આધાર રાખી બેઠાં.

તે વખતે ફીરોજને સ્વપ્નેબી નહીં કે તેમ કરતાં એક વખત એવો આવશે કે પોતાની જે ઇજ્જત ઉપર તે એટલો બધો આધાર રાખી ફરતો હતો તે ઇજ્જતની સોખમાં સખ્ત સંજોગો વચ્ચે કસૌટી થશે; અને જમશેદજીએ પોતાની પરણેતર સામે માંડવા ધારેલી છુટા છેડાની ફર્યાદીને લગતી નોટીસ તેની ઉપર આસમાનથી છુટેલા ધડાકા સમેત આવી પડી નહીં ત્યાં સુધી તેની શુધ્ધિ ઠેકાણે આવી નહીં. ત્યારે અને ત્યારેજ તેની આંખ આગળનો ખોટાં ડાહાપણનો પડદો સરી પડ્યો; ત્યારે અને ત્યારેજ તેની નાદાની તેની આગળ ઉઘાડી પડી અને ત્યારે અને ત્યારેજ તેણે શીરીનને કેવા ભયંકર જોખમમાં ઉતારી દીધી હતી તેનું તેને ભાન આવ્યું.

હવે જમશેદજીએથી એ વાત આટલી હદ સુધી પોતાની તરફના કશાબી પ્રોટેસ્ટ વગર વધવા દીધી હતી એમબી નહતું. કોઇબી શુધ્ધ સાચો ગૃહસ્થ એમ કરેજ કેમ? તેવણ ડાક્ટર ફિરોજ કરતાં શીરીનને તેઓએ અખત્યાર કીધેલ રસ્તેથી વાળવાની ઘણી કોશેષ કીધી અને જ્યારે તે બધી કોશેશ ફોકટ ગઈ ત્યારે તેવણે ડા. ફિરોજ પર હાથ અજમાવ્યો અને શીરીને યા ડા. ફિરોજે તેમનું નહીંજ માન્યું એમબી કાંઇ ન હતું પણ મામલો બધો શેઠની શીખામણ ઝાંપા સુધી જેવો હતો. અત્રે કદાચ એટલી અટકલ એ બેઉ ભાનભુલાંઓની તરફથી કરી શકયે કે જો તેઓના તે મેળાપમાં પાપ હતે તો તેઓ તેનાં પરિણામથી ડરી જઇ તેઓએ લીધેલા માર્ગેથી બાઝ આવતે ખરાં પણ અમે આગળ કહ્યું છે અને હાલબી વાંચનારને ખાતરી આપ્યે છીયે કે તેઓનાં મનમાં મેલ કે દીલમાં પાપ હતું નહીં અને તેથી કદાચ પોતાનાં સ્વચ્છ અંતઃકરણ ઉપર મુસ્તાક રહી તેઓએ લોક લાગણીને અને જમશેદજીની તકરારને જોઇયે તેવું વજન ન આપ્યું હોય તે બનવા જોગ છે કે જેમ કરવામાં તેઓએ સર્વાંસ ખોટુંજ કીધેલું કહી શકાય.

ત્યારે આપણે ઉપર જોઇ ગયા તેમ ફીરોજ તો તે બાબે એટલો બધો નબરવસ અને નચીંત રહ્યો કે તેને તે છુટા છેડાના કેસમાં જોડયા જવાબદાર બનાવવાને લગતી નોટીસ તેને મળી નહીં ત્યાં સુધી તે પોતાની બે ખબરીના ખાબમાંથી જાગૃત થયોજ નહીં.

અને તે સઘળું છતાં હજીબી એ બધી આફતને એક તરફે દુર કરવાનો એકજ માત્ર ઇલાજ હતો, અને તે એકે તે નોટીસ તેને મળતાંજ તે જો જમશેદજી પાસે દોડી ગયો હતે-કેમકે તેઓ બંન્ને ઇષ્ટ મિત્રો હતા—અને તેવણ આગળ બધો ખુલાસો કરી દઇ હવે તે વાતથી હાથ ઉઠાવવા તેમને જામીનગીરી આપી હતે તો જમશેદજી કાંઇ એવા નહીં હતા કે તેની વાત તેવણ નહીં માનતે.

જમશેદજીને આ બાબદમાં વ્હેમાવાનું ઘણુંજ મજબુત કારણ હતું, પણ જમશેદજી પોતે ઘણાજ ગંભીર અને શાંત સ્વભાવના હતા. તેવણને વળી ખબર હતી કે તેથી બંન્નેનાં ઓળખીતાઓ જેઓ તેઓનું ભલું જોનાર અને ઇછનાર હતાં તેઓએ તે બંન્ને નાદાનોનું ધ્યાન તેઓએ લીધેલા ખોટા અને જોખમથી ભરેલા રસ્તા તરફ ઘણીવાર ખેંચ્યું હતું તે છતાં તેઓ બંન્ને એક ડગલુંબી જ્યારે પાછળ નહીં હઠયા હતાં ત્યારે તેવણે જોયું કે હવે કોર્ટનો આશરો લેવા સિવાય છુટકો ન હતો. એમ તો હજીબી તેવણ એક છેલ્લી કોશેશ કરી જોતે અને કદાચ ટીકો લાગીબી

જતે પણ તેમ કરવું તેવણે પોતાના દરજાથી હવે ઘણું ઉતરતું અને નમાલું વિચાર્યું.

તેવણે તકરાર લીધી કે આસપાસ શું બોલાય છે તે સાંભળવાને તેઓના કાન ફુટી ગયાછે? આસપાસ શું ચાવાચીવી થાયછે તે જોવાને શું તેઓની આંખો નથી?

અલબત એ બાબદમાં ફીરોજ કરતાં શીરીનનું ધ્યાન તેવણે ઘણું ખેંચ્યું હતું, પણ ત્યારે વળી તે સમજુનું પુછડું કેની—અને આજેની ઘણીક છોકરીઓ પોતાને સમજુનું પુછડુંજ માની લેય છે—તે એમજ સમજી કે ફીરોજ સાથની તેણીની દોસ્તીમાં જ્યારે પાપ જેવું કાંઇ છેજ નહીં અને જો એમ લોકનાં કહેવાથી શીરીન ફીરોજથી દુરજ રહેતો ખરેખર તો તે દોસ્તીમાં કાંઇ પાપ હોવુંજ જોઇયે એમ સાબેત થાય!

કેવી વાહીયાત તકરાર અને કમનસીબે ફીરોજનાં ભેજાંમાંબી કાંઇ એવીજ તકરારનું ભુસું ભરેલું એટલે તે ત્રણે જમશેદજી, શીરીન અને ફીરોજ પોતપોતાની ભુલોમાં ભુલવાયાં અને કાંટાનું કરેસર થઇ ગયું.

એ સઘળું છતાં અમે ઉપર કહ્યું તેમ ફીરોજને નોટીસ મળી તેવોજ તે પોતાની ખરી ફરજ વિશે જાગૃત થયો હતે તો સઘળી વાતનો છેડો ત્યાંજ આવી જતે, પણ પ્રિય વાંચનાર જ્યાં તારાં નસીબમાંજ આ કાંહાણી વાંચવાનું સરજેલું ત્યાં ફીરોજને તેવું સુઝેજ ક્યાંથી?

ઉલ્ટો, જમશેદજીએ લીધેલાં એ પગલાંથી ફીરોજને ગુસ્સો ઉપજ્યો. તેને અતુન છુટ્યું કે 'એક ગાય જેવી ગરીબ બૈરી' ઉપર આવો ગલીચ વ્હેમ લાવી તેને હેરાન કરવા માંગતાં જમશેદને કાંઇજ દીલમાં અરે નથી આવતી? તેને એવુંજ ગમેછે તો ઠીક છે અને પોતાનેથી અથડાવા દેવોજ જોઇએ.'

પણ તેજ વખતે તે હૈવાંકુદાને એમ તો વિચાર આવ્યોજ નહીં કે એ લડાઇમાં જેને 'ગાય જેવી ગરીબ' કહે છે તેનો કચડઘાણ નીકળશે, તે બીચારી ચોકલાજની ઘાતકી ચકીમાં પીસાઇને છુંદો થઇ જશે તેનું કેમ!

તેનું તો તેને ભાન આવ્યુંજ નહીં, અને જેમ ઘેરાયલો આદમી વધુ ઘેરાય તેમ તેનાં વિખરાયલાં મનની કીલેબંદી ઉપર સેતાને હવે વધુ ગલબો કીધો, અને નાપાક સેતાનનાં નામ અને કામને પેશ પડતો એક પાપી ખ્યાલ તેને આવ્યો, અને તેને આવેલા આવિચારમાં તેણે તેનાં કીસ્મતે યારી આપેલી તેણે ખોટી રીતે જોઇ.

જો બુરૂં બનવાનુંજ હોયછે તો ઇનશાનને ઉંધે દાહાડે ઉંધું સુજ પડયા વિના રહેતું નથી, તેનો આ એક દાખલો છે.

જમશેદજી ઉપર તેને છુટેલું જનુંન કાંઇક દરજ્જે કમી થયું અને તે જરા શાંત પડયો. તે શાંત થતાંજ તેને વિચાર આવ્યો કે શીરીનને જમશેદજીથી છોડવી તેને તે પોતાની કાંય નહીં કરે?

જમશેદજીએ લેના ધારેલાં આ પગલાંથી તે નાદાને તો એમજ માની લીધું કે એ રીતે તેને અને શીરીનને એક થવાનું તેનાં કીસ્મતમાંજ હતું, અને તેમ જો હોય તો તેને મળેલી આ તક તેણે શા માટે છોડવી જોઇયે?

જો ચુપજ રહ્યાથી તેની એ ધારણા પાર પડતી હોય તો બોલવાનું કામજ શું હતું? તેણે ત્યારે કરવાનું જે હતું તે એટલુંજ કે કાયદાને તેનું માથું ફોડવા દેવું—જમશેદજી શીરીનને છુટી થવા દેશે અને તે છુટી થશે કે તેને પોતાની પરણેતર બનાવશે!

એ રીતે તે બેવકુફ હાલ તુરત તો મનમાંજ અદરાયો અને મનમાંજ પરણ્યો, પણ તેના એ વિચારો શેખચલ્લી જેવા હતા, એ વિચારોમાં તેણે જમશેદજીની હાર અને પોતાની અને શીરીનની જીત માની લીધી અને તેની એ બુરી વાસનાનો નતિજો શું આવશે તે જોવા માટે તેની અકકલની આંખ તો બંધજ રહી.

અને હવે તેણે કીધેલા આ ઠેરાવપર પાણી રખે ફરે તેથી તુરતજ તે ઉઠયો (વાંચનારે યાદ રાખવું કે આ બધું શીરીન અને તેના ઉપર વર્ણવેલા મેલાપની આગમજ બન્યું હતું) અને પોતાના બચાવને માટે પોતાના વકીલને જે મુખત્યાર નામું આપવા તેણે તૈયાર રાખ્યું હતું તે તેણે ફાડી નાંખ્યું.

બાઇએ તે સઘળું ખુશીથી લઇ ચલાવ્યું. પરણ્યા પછી ૬ વરસે તેને પકડવામાં આવ્યો અને કેદમાં મોકલવામાં આવ્યો. ત્યાં તે ભલી બાનુ પણ તેની સાથ જોડાઈ તેની મુશકેલીમા ભાગ લીધો. બાકરતર કેદમાં પડયા પછી પોતા માટે જણાવે છે, "હરેજ મને માલમ પડયું કે મારી બાનુ કેટલી ભલી, ખુશમીજાજ અને મહોબતવંતી છે, કે જેણી મારે માટે હજારો હાંદેસામાંથી પસાર થાય છે." તેણીના મરણ પછી તે દુઃખી અને નાઉમેદ થઇ ગયો અને તે ભરથારે તેણીનું એક અતી દસીલું બ્યાંન લખી તેણીની યાદગારી હમેશ તક કાયમ રાખી ગયો છે.

કાઉંટ ઝીનઝીનડોર્ફ એવાજ એક ઉમરાવદિલની ઓરતથી જોડાયો હતો જેણી પોતાની હિમ્મત અને બાહોશીથી તેના ભારી કામોમાં મદદ આપી તેને ટેકાવી રાખ્યો, તે સુખી ભરથાર એક ઠેકાણે લખતાં કહે છે. "૨૪ વરસના મારા અનુભવ પછી હું જાણવા શકિતવાન થયો છું કે એવીજ મોહરદાર મારાં કામ માટે તદ્દન લાયક છે. અરે, બીજું કોણ મારા કુટુંબની અગવડો સંભાળી લેતે? અરે બીજી કઇ ઓરત એટલી દાનાઇથી દિલાસો આપતે? અરે, કઇ પરણેતર પોતાના ભરથારને આવી સખ્તીઓ અને હાડમારીઓ વેઠતો જોઇ પોતાની હિમ્મત ટકાવી રાખતે? હર્યા ત્યાં ભટકવાની મુંસીબતો તેણી સિવાય કોણ ઝીલતે? તેવી હાલતોમા મને કોણ ટેકો આપતે?" "કઇ પારસી પરણેતર માટે આવા શબ્દો વપરાયા હશે?

ડૉ. લીવીંગસ્ટન, જેને આખું આફ્રીકા ખેદાન મેદાન કર્યું છે, તેને પોતાની મુસાફરીમાં પોતાની પરણેતરના મરણથી જે દુઃખ લાગ્યું હતું તેવું તેને કદી અનુભવ્યું નહતું. તેણીએ પોતાના ખાવિંદનો પલ્લો ન છોડતાં મુસાફરીની સઘળી મુશકેલીઓ ખુશીથી ઉઠાવી લીધી હતી. ત્યારે તે ઓરત, આપણી પારસી પુત્રીઓએ કેટલી ખરી કેળવવાલી અને ડાહી હોવી જોઇયે, કારણ, પારસી પરણેતરો, જો પોતાનો ખાવિંદ નાનાં ગામડામાં નોકરી અર્થે આવી રહેશે, તો તેને બદનામ કરશે! ઉપરોજ ડોકતર તેણીના મરણ પછી પોતાના દોસ્ત ઉપર કાગળ લખતાં કહે છે:—"મારે કેહવું જોઇયે કે આ ભારી આફતથી હું તદ્દન નાહિંમત થઇ ગયો છું જો એથી બીજું કોઇપણ દુઃખ ઉપજતે તો હું વધુ હિમ્મતથી કામ લેતે પણ આ ગજબથી તો હું તદ્દન નાસીપાસ અને દુઃખી થયો છું. હું તેણીને અને તેણી મને ચાહતી હતી; અને જેમ જેમ તેણીના સમાગમમાં હું વધતો આવતો ગયો તેમ તેમ તે મહોબતવંતી માલમ પડતી તેણી એક ભલી પરણેતર અને બાહોશ માતા હતી. હું હવે મારૂં કામ કર્યા જાઉંછું પણ તે અરધે દિલે અને અણગમતાં મને!"

એક પરણેતરની સંભાળ અને મહોબતથી પતિમાં શું ફેરફાર થાય છે તે આપણને સર સેમ્યુઅલ રોમીલીના દાખલામાંથી મળે છે, તે કહે છે કે "મને જે જે ફતેહ મળી છે તે સઘળી મારી પરણેતરની મેહનતનું ફળ હું માનું છું. આ મારાં પંદર વરસ એક બાહોશ, ભલી અને માયાળુ પરણેતરનાં અભ્યાસમાં ગયાં છે. તે મારી મોહરદારમાં મહોબત પ્રેમ અને પ્યાર સાથ બાહોશી, લાગણી, દરકાર, સદગુણ અને હિમ્મત જોડાયલાં હતાં. તેમજ તેણી મન અને દિલે નાજુક અને મહોબતવંતી હતી." તે ખાવિંદની મહોબત છેવટ સુધી ટકી હતી અને તેણીના મરણનો ઝટકો તેને માટે અસહ્ય હતો. ભૂખ મરી ગઇ, ઉંઘ ઉડી ગઇ, મન ઉંચુ થઇ ગયું અને ત્રણજ દિવસમાં તે પણ માર્ગે લાગી ગયો!

સર ફ્રાનસીસ બરડેત પોતાની પરણેતરના મરણથી એટલો તો નાસિપાસ થઇ ગયો કે હજી તે તેણીને કાહડે તે આગમચ તેપણ મરણ પામ્યો અને તે હેતાળાં જોડાંને એક કબરમાં દાટવામાં આવ્યું.

બીજો જાણવાજોગ દાખલો સર ગ્રેહામપરથી મળે છે કે જ્યારે તેની પરણેતર મરણ પામી કે તેનો ગમ વીસરવા ૪૩ વરસની ઉમરે લશકરમાં જોડાયો. તેઓ ૧૮ વરસ સુખ અને સંપમાં રહ્યાં હતાં અને તેણીના મરણ પછી પોતાનો ગમ વીસરવા અને પોતાની જીંદગી તેણીના વગર એકલી પસાર કરવા કરતાં લશકરમાં જોડાઇ યુરોપની લડાઇમાં નામના છતી.

જે પ્રમાણે એક હેતાળુ પરણેતરના મરણ પછી પતિ નાસિપાસ થઇ જાય છે, જેના દાખલા આપણે, ઉપર વર્ણવી ગયા તેમ કેટલાક દાખલા એવા જણાએલા છે કે જેમાં પોતાના પતિના મરણ પછી પરણેતર આજેજ થઇ માર્ગે લાગી જાય છે. સર માર્ટીનના મરણ પછી તેની પરણેતરે તુરત સ્વર્ગવાસ શોધ્યો. આ ઉપરથી એક કવિ કહે છે "તે પહેલ્લાં મરણ પામ્યો; અને તેણીએ થોડી વેળા તેના વગર રહેવાની કોશેશ કરી; પણ જ્યારે તે અસહ્ય હતું કે તેણી પણ મરણ પામી."

જ્યારે મહાન વેલીંગટનના મરણની ખબર તેની પરણેતરને પુગાડવામાં આવી કે દીલગીરીના જોશથી નખાઇ જતી તે ઓરતે શુરવીર ઓરત માફક કહ્યું કે:—"અરે, સઘળું ખતમ થયું છે. હવે હું તેની પાસ જઇ પુગીશ; હવે મારી પરિક્ષા કરવાનું બાકી રહ્યું નથી."

ઓરતો માત્ર દિલાસો આપનાર દોસ્ત યા મહોબતમયએક માતાજ નહીં પણ બાજેવેળા મરદના કામમાં ઉમંગી મદદ કરનાર પુરવાર થઇ છે. વિજળીનો શોધક ગેલવાન પોતાની પરણેતરનાં સુખમાં પુરતો સુખી હતો. તેને વિજળીની શોધ એક તુરતના મરેલા દેડકાના ટાંટયાની હિલચાલ પરથી કીધી હતી એમ આપણ જાણીયે છીયે. જ્યારે ખરૂં કહીયે તો તે તરફ પહેલ્લું ધ્યાન ખેંચનાર તેનીજ દિલસોજ બાહોશ ઓરત હતી.

લા વેસીયરસ જેવા પુતળાં કોતરનાર પણ પોતાની પરણેતરના જોડાણમાં પુરતો સુખી હતો. જેણી પોતાના ખાવંદના કામમાં મદદ આપવા ઉપરાંત તેને લગતું કોતરકામ પણ કરતી.

ડૉ. બકલંડ પણ પોતાની પરણેતરમાં એક ઉપયોગી મિત્ર મેળવી શકયો છે તેણી તેના કામમાં મદદ કરતી અને તેની ચોપડીઓને લગતાં ચિત્રો વિગેરે પણ પાડતી. આ સુખી જોડાના બેટાએ તેઓને લગતી જે ચોપડી કહાડી છે તેમાં તે લખે છે:—"જો કે તેણી પોતાના પતિના કામમાં દિલોજાનથી મદદ આપતી છતાં તેણી પોતાના બાળકોને કેળવણી આપવામાં પછાત પડી નથી અને હરેક સહવારે તેઓને લેસન કરાવતી અને ઉપયોગી બાબતોનું જ્ઞાન આપતી અને હવે હમો તેણીના શીક્ષણના ફળ ચાખ્યે છીયે અને હમો પોતાને ખરા નસીબવંત સમજ્યે છિયે કે એવાં ભલાં માતાની બક્ષેશ હમોને મળી." આગલ આવતાં તેજ ભાગ્યશાળી બેટો લખે છે "જ્યારે મારા પિતા પોતાની ચોપડી કાહડવાની ખટપટમાં હતા કે મારી માતા મહિનાઓ સુધી રાત અને દિવસ તે ચોપડીના લખાણો લખતી, ચિત્રો પાડતી. તેઓ એટલાંતો ગુંથાયલા રહેતાં કે કાઇવાર સહવાર પડી જતી અને જ્યારે સુરજના કિરણો બારી વાટેથી ઘરમાં આવતાં કે તેઓ આરામ લેતાં. મારા પિતાની ચોપડીમાં આવેલાં કંઇક ચિત્રો તેણીનાજ હાથનું પરિણામ છે." અહા! આવાં જોડાંના ફરજંદો પણ તેવાંજ નીવડે એમાં શું શકછે.

એજ વેલા આપણને એક બીજો સાયનટીસ્ટ હયુબરનો ચોકાવનારો દાખલો મળે છે. હયુબર બારિક જંતુઓની શોધ કરતો હતો, પણ કમભગ્યે પોતાની ૧૭ વરસની ઉમરમા પોતાની આંખ્યોનુ રતી ગુમાવી બેઠો હતો. એ છતાં તે નામીચાંમા નામીચાં પુસ્તકો લખી શકયો છે કે જેમાં બારિક જંતુઓ અને છોડવાઓનું બારિક અવલોકન કરવામાં આવ્યું છે. અને તે કામ તેની પરણેતર બજાવતી હતી. નાનામાં નાના જંતુઓની હિલચાલને નોંધી તે દિલસોજ ઓરત પોતાના ખાવંદને કેહતી જે ઉપરથી તે નામાંકિત પુસ્તકો લખી શકયો છે. ઘણીવેળા તે ખાવંદ નિરાશ થઇ જતો ત્યારે તે બહાદુર ઓરત તેને દિલાસો યાને હિમ્મત આપી ફરી તેને પોતાના કામ ઉપર લગાડતી. ધીમે ધીમે તે પોતાનાં કામમાં એટલો તો ગુંથાયો કે પોતાની નિરાશી ભુલી જઇ કેહતો કે, "અગર મારી આંખ્યો સાજી થાય તો હું દુઃખી થઇ જાઉં" તે લખે છે, "હું નહીં જાણતો કે મારી સ્થિતિમાં સુકાયલો ખાવંદને તેની પરણેતર કેટલી ચાહે પણ મારા ખ્યાલોમાં તો મારી પરણેતર સૌ કરતાં સુંદર મિઢનુ અને મહોબતવંતી છે, જે નાની સુની બાબત નથી. તેનું લખેલું પુસ્તક મધમાખ હજી ચુનંદુ પુસ્તક ગણાય છે, જેમાં તે જંતુઓની હિલચાલ, અને આદત ઉપર

બારીકવાન મુન્નાહેમત ચલાવવામાં આવી છે. તે વાંચતાં કોઈ એમ ધારે કે તેના લખનારની આંખ્યો કેટલી તેજ હોવી જોઈએ જ્યારે ખરૂં તો એ છે કે તેને ૨૫) વરસ વેર અંધાપો ભોગવ્યો હતો અને તેનું ખર માંન તો તેની પરણેતરને ઘટે છે.

એડીનબરોની યુનીવરસીટીના 'લોજીક' અને 'મેટાફીઝીક્સ'ના પ્રોફેસર હેમીલટનની બાનુનો જાણવાજોગ દાખલો નોંધી લઈશું. ૫૬ વરસની ઉમરે જ્યારે તે લકવાથી પટકાઈ પડ્યો કે તેની પરણેતર તેની આંખ્યો, હાથ, મન, જે કહો તે, થઇ, તેણી પોતેજ અભ્યાસ કરતી, શોધખોળ ચલાવતી, ઉતારા કરતી અને તેનાં સઘળાં ભાષણો તૈયાર કરી આપતી. તેણીનું કાંમ કોઇ પણ રીતે હિમ્મતવાંન કહેવરાવાને લાયક છે. અને એમાં કાંઇજ શક નથી કે તેણી વગર સર હેમીલટન જેટલી વિખ્યાતી પામ્યો છે, તે ભાગ્યેજ પામતે. સર હેમીલટન ઘણો અનિયમિત અને લાસરયો હતો. જ્યારે તેની બાનું નિયમીત અને સભાલસરી હતી. તે જો કે ચાલાક હતો, પણ આળસુ બનતો. જ્યારે તેણી મેહનતુ હતી. એમાં કાંઇજ શક નથી કે જે જે ગુણો પતિમાં ન હતા તે તેની પરણેતરમાં પુરતા પ્રમાણમાં હતા.

યુનીવરસીટીના પ્રોફેસર તરીકે તેને મોટી લડત કરવી પડી હતી, કારણ તેને ઉંધનસી ગણવામાં આવતો. જ્યારે તેને ચુંટવામાં આવ્યો કે પોતાને ટેકો આપનારાઓને ખરાબ ન લાગે તેવા ઇરાદાથી તે મોડી બેપર રાતદીવસ જાગૃત રહી બીજે દીવસના લેકચરો તૈયાર કરતાં. જ્યારે તે બોલતો કે તેણી વિજળીની ઝડપે ઉતારી લેતી. અહા! તેઓનું જન્મચરિત્ર લખનાર કેટલી લાગણી સાથ લખે છે:– "કેટલીક વેળા ભાષણની બાબદ બહુ અધુરી રહેતી તો તે પતિ મોડી રાત વેર માથાઝીકણ કરતો જ્યારે તેની ભલી પરણેતર વાકી જઈ ત્યાંજ ઉંઘમાં પડતી." કોઇ વેળા તો ભાષણમાં જવાને થોડીક મીનીટ રહેતી છતાં તે પતિવ્રતા ઓરત ભાષણના કાંમ ઉપર ઉમંગ અને ઉલટથી વળગી રહેતી, એ રીતે સર હેમીલટને પોતાનું કામ બજાવ્યું. એક સુંદર ભાષણ કર્તા તરીકે વિખ્યાતી પામ્યો; આખા યુરોપમાં અભ્યાસી તરીકે તેનું નામ જાણીતું છે. તેનો જન્મવર્તાંત લખનાર લખે છે:– "જેથી તે પ્રોફેસરની ચોપડી છપાઇ છે તે લખવાનું કાંમ તેની બાનુ કરતી. આ કાંમ તેણીએ મહેનત અને ભકિતથી કર્યું છે. તેટલુંજ નહીં પણ તેણી પોતાના ખાવિંદને એક ચીજ ઉપર દૃઢપણે લાગી રહેવા શકિતવાંન કરતી. તે વારેઘડીએ નીરાશ અને આળસુ બની જતો ત્યારે તે બાનું તેને ફરી ઉમંગ અને ઉલટ આપતી. તે ઉપરાંત તેણીનો ખુશમીજાજ હમેશ તેને ખુશખુશાલ અને હસમૂખો રાખતી અને તેમાં છેલ્લાં ૧૨ વરસ જ્યારે તે પતિ ખીછાના ઉપર રહ્યો છતાં તે ખુશખુશાલ હતો."

### "આશકની અરજ."

આશક:—(ઘોડાવાલાને)—'એઇ, મીસ લુસીના ઘોડા ઉપર તેં કાલે જીન ગોઠવેલું કે?"

ઘોડાવાલો:—"હા સાહેબ, કાંઇ ખોટું હતુ, મેહરબાન?"

આશક:—તે ઢીલું હતું, જેથી તેણી બેસતાંજ પડી જતી હતી તેને મેં ઝીલી લઇ બચાવી લીધી,"

ઘોડાવાલો:—"હું તેથી ઘણોજ દીલગીર છું સાહેબ."

આશક:—"કંઇ ફીકર નહીં. હું તેને બચાવનાર કેવો છું. લે આ પાંચ શીકકો અને આજથી એમજ ઢીલું ગોઠવજે."

ઘોડાવાલો (નમીને)—"વારૂં, મારા મેહરબાન."

"દીલખુશ"

### "ઘુંઘા પાણીએ કાસલ."

તે રોજ આવી તેણી સાથે પ્યારનું માથાં દુઃખણુ કરતો હતો એવું ધારીને કે તેણી તેને ચાહતી હશે. જ્યારે તેણી તો તેની દરકારજ નહીં કરતી હતી પણ એક દીવસે ભરમ ફુટયો.

તે:—"વ્હાલી, હું આવતી કાલે જાઉછું."

તેણી:—અં-સધાવોછ કે? આવજે હં!"

તે:—"શું તેથી તું દીલગીર છે."

તેણી:—અલબત વલી, ઘણી દીલગીર કારણ તમો આજેજ સાંજે વિદાય થશો એમ હું ધારતી હતી."

(ટાઈમ્સ!)

"દીલખુશ"

# કક્કો.

(ભવાનીશંકર નરસિંહરામ કવિ.)

કક્કા કર કર કરથી શુભ કામ, કપટ કુટિલતાને તજ કામ,
ક્રૂર શિરપર ફરતો કાળ, તેનો ભજન થકી ભય ટાળ.
રાખ હૃદયમાં રહેશે રામ, કક્કા કર કરથી શુભ કામ.

(૨)

ખખ્ખા અંતરમાં કર ખોજ, મુક વિષય માયાની મોજ,
તૃષ્ણાનું ટાળી દે તાન, ભજ ભાવ કરીને ભગવાન.
રસનાથી ભજ હરિને રોજ, ખખ્ખા અંતરમાં કર ખોજ.

(૩)

ગગ્ગા ગુરૂથી લેતું જ્ઞાન, અંતરનું કાઢી અજ્ઞાન,
મોહ મમતને છાંડી માન, ગોવિંદનું હોંશે કર ગાન,
અંતરનું ટળશે અજ્ઞાન, ગગ્ગા ગુરૂથી લે તું જ્ઞાન.

(૪)

ઘઘ્ઘા પહોંચી જા તું ઘેર, મહા પ્રભુની થાશે મ્હેર,
પરમ ધામમાં પરમાનંદ, અધિક અધિક ત્યાં છે આનંદ,
વિષય વાસના ને તુજ વેર, ઘઘ્ઘા પહોંચી જાતું ઘેર.

(૫)

ચચ્ચા ચતુર થઇને ચેત, પાછળ થાવું ન પડે પ્રેત,
મનમાંથી ટાળી દે મોહ, દુનિયામાં નવ કરવો દ્રોહ,
હરિનું વધશે તેથી હેત, ચચ્ચા ચતુર થઇને ચેત.

(૬)

છ છછા મનના સંશય છેદ, ભ્રમણાનો ભાંગીદે ભેદ,
મલીનતાના કાઢીમૂળ, ભૂલી જા માયાની ભૂલ,
ખળતા જાતાં જાશે ખેદ, છ છછા મનના સંશય છેદ.

(૭)

જજ્જા કર જીવનનો જાપ, કિલ્મિશ અંતર કેરાં કાપ.
મનમાંની પ્રભુ કરશે મયા, દિનાનાથની કરશે દયા,
પૂર્વ જન્મના જાશે પાપ, જજ્જા કર જીવનનો જાપ.

(૮)

ઝઝ્ઝા શિરપર ઉગ્યાં ઝાડ, પુણ્ય કુહાડાથી તું પાડ,
દીનતાના દાતરડાં વડે, પાપ વૃક્ષના ડાળાં પડે,
ત્રિવિધિ તાપ રૂપી તરૂને તાડ, ઝઝ્ઝા શિરપર ઉગ્યાં ઝ.ડ.

(૯)

ટટ્ટા જ્ઞાન સિખરની ટોંચ, પુણ્ય પગથીએ પળમાં પહોંચ.
સ્વર્ગ તણું ભોગવ તું સુખ, ભવસાગરની ભાંગી ભુખ.
પુરૂષાર્થની હોયજ પોંચ, ટટ્ટા જ્ઞાન શિખરની ટોચ.

(૧૦)

ઠઠ્ઠા માયાકેરો ઠાઠ, પ્રપંચનો આપે છે પાઠ;
દગા કપટથી રહેજે દુર, પાપતણું તરી જાજે પુર,
સમજ થયાં છે વર્ષા સાઠ, ઠઠ્ઠા માયા કેરોઠાઠ.

(૧૧)

ડડ્ડા ડહાપણનો તજ ડોળ, પળમાં તારી નિકળશે પોલ;
ફોકટનો તું થઇશ ફજેત, ચતુર હોયતો હમણા ચેત;
તારૂં જનમાં થાશે તોલ, ડડ્ડા ડહાપણનો તજ ડોળ.

(૧૨)

ઢઢ્ઢા પીઠે બાંધી ઢાલ, ચોંપે રણમાં લડવા ચાલ;
કરમાં પકડી ધર્મ કટાર, મૂળ કાળને બળથી માર.
કાયર થઇને હુઠશે કાળ, ઢઢ્ઢા પીઠે બાંધી ઢાલ.

(૧૩)

ણણ્ણા રણુંકારથી રીઝ, ખળને કુટીલ પુરૂપ પર ખીજ,
શાંતિ સરોવરમાં કર સ્નાન, ધરણીધરનું ધર તું ધ્યાન,
બહુ પુણ્યના વાવી બીજ, ણણ્ણા રણુંકારથી રીઝ.

(૧૪)

તત્તા તનમાં આણી તાન, ભાવે ભજીલેને ભગવાન,
તેજી બાંધીને તરવાર, શત્રુ અંદરના સંહાર,
કથા તથા કિર્તન સુંણુ કાન, તત્તા તનમાં આણી તાન.

(૧૫)

થથ્થા ઉતરી જાશે થાક, હરિ ભજનની વગાડ હાક,
ભાગી જાશે ભ્રમણા ભૂત, ત્રિવિધિ તાપનો તૃષ્ણા તૂત,
પૂર્વ જન્મના ઉતરે પાક, થથ્થા ઉતરી જાશે થાક.

(૧૬)

દદદા દુનિયામાં થા દીન, મોહ મમત મેલી થા મીન,
રા રાંકપર રાજી રહે, કવિ—કોવિંદ કથી કથી કહે,
પરમ જ્ઞાનમાં થઇ પ્રવિણ, દદદા દુનિયામાં થા દીન.

(૧૭)

ધધ્ધા પામીશ હરિનું ધામ, જ્યાં છે પરમ સુખ દીન-જામ,
મરણુ—જન્મના ફેરા મટે, રામનામ *રસનાથી રટે
રીઝે અંતરજામી રામ, ધધ્ધા પામીશ હરિનું ધામ.

(૧) પાપ * જીભ

(૧૮)

નન્ના લે નારાયણુ નામ, સ્મર સદા તું સુંદર શ્યામ,
પામીશ ભવ સાગરનો પાર, નામ ભજનથી તું નિરધાર,
જપ નારાયણુ દીનને જામ, નન્ના લે નારાયણુ નામ.

(૧૯)

પપ્પા મુકી દે પાખંડ, દેશે જમડા તુંજને દંડ;
કરણી એવું દે કિરતાર, સમજી લે તેથી તું સાર.
શ્રી હરિનું સ્મરણુ સુખકંદ, પપ્પા મુકી દે પાખંડ,

(૨૦)

ફેફ્ફા મુકી દે તું ફેલ, મેલી દેને મનનો મેલ.
ચોખું કર ભકિતથી ચિત્ત, પરમેશ્વર પર કર તું પ્રિત.
મરી જશે માયા મુશ્કેલ, ફેફ્ફા મુકી દેતું ફેલ.

(૨૧)

બબ્બા સત્ય વચન તું બોલ, ખરે ખરો મારગ તું ખોલ
પરમધામમાંહી પહોંચાય, જન્મ, મરણુના ફેરા જાય;
મળે ભવાની મુકિત મ્હોલ, બબ્બો સત્ય વચન તું બોલ.

(૨૨)

ભભ્ભા જાણુ જગતનો ભેદ, વાંચી પુરાણુ, કુરાન વેદ;
તિમિર અનાદિનું તું ટાળ, પુણ્યતણી બાંધીલે પાળ
ખપાવીદે અંતરનો ખેદ, ભભ્ભા જાણુજગતનો ભેદ.

(૨૩)

મમ્મા મેલ મમતને માન, અંતરનું તજીદે અભિમાન.
સમતાની ઓઢીને શાલ, તૃષ્ણા ટાઢ હૃદયથી ટાળ.
પ્રભુ ભજનનું કર તું પાન, મમ્મા મેલ મમતને માન.

(૨૪)

યય્યા અંતે થા યશવંત, ભ્રમણા મુકી ભજ ભગવંત,
કપટ આવઘા અળગાં કરી, સ્થિર વૃતિ થકી જાતું ઠરી
ખબડદાર થાવા ઘર ખંત, યય્યા અંતે થા યશવંત.

(૨૫)

રર્રા રાખ ભજનમાં રંગ, સત્પુરૂષોનો રાખી સંગ,
કથા તથા કિરતન સુંણુ કાન, ભવસાગરનું ટળશે ભાન
અનુંભવ આનંદ થાશે અંગ, રર્રા રાખ ભજનમાં રંગ

(૨૬)

લલ્લા લાલચને તજ લોભ, મુકી દે માયાનો મોભ
મૃગજળ સરખી માયા માન, જગત ઝાંઝવાં સરખું જાણુ
ક્ષુદ્ર વિષયપર કરતું ક્ષોભ, લલ્લા લાલચને તજ લોભ.

( ૨૭ )

વવ્વા વિવેકવડે વિચાર, સ્મરી લેવા સરજન હાર,
હરિજન થઇને હરિકર હાથ, સદ્ગુરૂનો કરને તું સાથ.
સમજીને સદ્ગુણનો સાર, વવ્વા વિવેકવડે વિચાર.

( ૨૮ )

સસ્સા કર સદ્ગુરૂનો સંગ, રામભજનનો રાખી રંગ
દયા, ધર્મ રાખી દે દાન, કરશે તારૂં એ કલ્યાણ,
ભોગ ભજનમાં કરશે ભંગ, સસ્સા કર સદ્ગુરૂનો સંગ.

( ૨૯ )

શશ્શા કર હરિકેરી શોધ, કામ, કપટને મુકી ક્રોધ,
અંતર તારૂં તું અજવાળ, ભવાની રૂદીયામાં તું ભાળ.
બનતો શ્રવણ કરીને બોધ, શશ્શા કર હરિકેરી શોધ.

( ૩૦ )

હહહા હૈયામાં ધર હોંશ, અંતરનો તજી દે અફશોસ,
હરિ સંગાતે બાંધી હેત, પાપતણું મરી જાશે પ્રેત.
હૃદયતણો ટળી જાશે રોષ, હહહા હૈયામાં ધર હોંશ.

( ૩૧ )

ક્ષક્ક્ષા ક્ષમાંથી થાશે ક્ષેમ, પ્રાણીપર રાખી લે પ્રેમ,
શાંતિ સાગરમાં કર સ્નાન, ગોવિંદનું કર પ્રિતે ગાન,
હોંશે થઇશ કથીરનું હેમ, ક્ષક્ક્ષા ક્ષમાથી થાશે ક્ષેમ.

( ૩૨ )

જ્ઞજ્ઞા ભર અંતરમાં જ્ઞાન, ધરણીપતિનું કર તું ધ્યાન,
અંતરની આંખો ઉઘડે, પાપ થકી જનમવું ન પડે,
ભવાનિ રાખ ભજનમાં ભાવ, જ્ઞજ્ઞા ભર અંતરમાં જ્ઞાન.

( ૩૩ )

બત્રીશ અક્ષરનો સુંણબોધ, સુક્ષમમાં સુક્ષ્મ કરશોધ.
અંતર માહ્યિઅર્થં ઉજાર, વિવેક થકી ભવાનિ વિચાર,
કપટ, કુડને કાઢી ક્રોધ, બત્રીશ અક્ષરનો સુંણ બોધ.

( ૩૪ )

સંવત ઓગણીસેં અડસઠ, રામ ભજનમાં લાગી રઢ,
ભાદરવામાં જાણ્યા ભેદ, કૃષ્ણ પક્ષમાં હુટી કેદ.
દ્વાદશીને દીન ઉઘડયું દ્વાર, બીક તજીને નિકળ્યો બહાર,
અક્ષર જ્ઞાંનથી થયો અભેદ, ભાદરવામાં જાણ્યા ભેદ.

( ૩૫ )

નરસિંહ પિતાનું નામ ગુણવતું લીંમડી નિજ ગામ,
માતા દેવકુંવર મતિવાન, સામવેદી શ્રીમાળી જાણ,
નિર્મળ ભવાનિશંકર નામ, નરસિંહરામ પિતાનું નામ.

# જેન કૅનન.

## એક ટુંકી વાર્તા.

લખનાર—"થૅલમાં."

સઘળાં ઘડિયાળોની ટકોરીઓ પડે તેના સામટા ગણગણાટમા પોતાનો પેગામ તેણીને કહેવાને તેણે પસંદ કર્યું હતું.

તે પોતાની ચાલથી શરમીંદો બન્યો હતો, અલબતે, તે ઘડિયાળોની ટકોરીઓના ગણગણાટમાં તે પોતાની શરમ વધુ સારી રવેસે છુપાવી શકશે, એમ તે માનતો હતો. ગોયા કાંઇજ બન્યું ન હોય એવા બાહેરના દેખાવ સાથે તેઓ બંનેએ સાથે ચા પીધી હતી. તેણે ધાર્યું હતું કે તેણીએ તેની અકળામણ દીઠી નહતી, લેકીન તેણીએ તેને ત્યાં દાખલ થવા સાથેજ જોઇ લીધું હતું કે તે કાંઇક દબાયલો હતો. તેનું નામ ધી ઑનરેબલ રિચર્ડ ઍન્ટલી હતું અને તેણીનું નામ લેડી જેન કૅનન હતું અને હાલમા તેઓ પૉર્ટલૅંડ પ્લેસમા આવેલાં લોર્ડ વેલૅંડના કુશાદે દીવાનખાનામા ભેગાં મળ્યાં હતાં.

તેણે કહ્યું:—"હું સીબિલ વૉટસન સાથે અદરાયો છું. ગઇ રાત્રે તેણીએ મારી માંગણી મંજુર કરી હતી."

સગડીને પિઠ કરી તે ઉભો હતો અને તેણી ઉપર તેની નજર પડેલી હતી. એક વર્ષની વાત ઉપર તે જેવો દેખાતો હતો તેવોજ આજે પણ તે હતો કે જ્યારે ત્રીજી વખત તેણે તેણીના હાથની માગણી કરી હતી—અને તે પણ અત્રેજ આજ જગ્યા ઉપર. તે ઠીંગણા કદનો અને પોહળી પેશાનીનો હતો. તે મોટી ભુરી આંખ્યો ધરાવતો હતો. તેના વાળો અને મુછ કાળી હતી—તેની આંખ્યો જોતાં તે ખુબસુરત લાગતો હતો—મગર બીજી સઘલી રીતે તે સાધારણ દેખાવનો હતો.

તેણીએ તેને ઉત્તર કર્યો નહીં અને તે સેજ ઝંખવાણો પડી પોતાની મુછ પસવારતો આગલ બોલવા લાગ્યો:—"તેમ કરવાને તેં મને કહ્યું હતું જેન—કાંઇ નહીં તો એમ તો તેં મને કહ્યુંજ હતું કે મારે તારે મારે થોભવું નહીં. હું પાંત્રીસ વર્ષની ઉમ્મરનો થયો છું અને હવે મારે લગનના ગાંઠથી જોડાવુંજ જોઇયે. હું સીબિલને ચ્હાતો નથી—તેણી તે જાણે છે—મને તેણી ગમે છે. આપણી મરજી પ્રમાણે તેણી વર્તશે અને આપણે સદા સાથે મળતા રહીશું. તેણી પોતે કાંઇ હદ બાહેર પ્રેમ માટે તળપતી નથી—અને મારા ઘરમાં એક ધણિયાણી વના હવે ચાલે તેમ પણ નથી. છેલ્લી વેળાએ એક વર્ષની વાત ઉપર તેં મને કહ્યું હતું કે તારો પિતા કદાચને બીજાં દસ યા વીસ વર્ષ પણ જીવવા પામે અને જ્યાં સુધી તે અત્રેથી પોતાનો વાસો ઉઠાવી બીજી દુન્યામાં જાય નહીં ત્યાં સુધી તું છુટી થઇ શકે તેમ નથી. એટલું વધીક તેં મને કહ્યું ન હતું કે તું મારી દરકાર કરતી હતી. જો તે બાબે મારી ખાતરી હતે તો હું તે વખત આવતાં સુધી થોભી જતે."

તે થોભ્યો, અને તેણીની આંખ્યોથી પોતાની આંખ્યો મેળવવાની તજવીજ કરી, લેકીન તેણી બારીની બાહેર જોતી હતી. તેણે ફરીને આગલ ચલાવ્યું.

"મેં ત્રણ ત્રણ મરતબે તુંને પુછ્યું અને તે દરેક વખત તેં નાની નાજ પાડી અને હાલમાં જેમ ચાલે છે તેમજ ચાલવા દેવાની ઇચ્છા જણાવી. છેલ્લા છ માસથી મારાં માતા મને પરણાવવા કાજે કાલાવાલા કરતાં રહ્યાં છે. તેઓ હવે વૃધ્ધ વયે પંહોચ્યાં છે અને તેઓની જીંદગીની આખેર આવે, તે આગમચ

મારાં એક બાળકને જોવાની તેઓની એકપુરી હોંશ છે. વૅલ, આવંદે હું તેઓની આજુજીને તાબે થયો. રીબિલ એક શિકારી છે—વર્ષો તક અમો મિત્રો હતા આ ઉપરથી તું જોશે કે તેણી સાથની મારી સગાઈ કોઈ રવેસે નુકશાનકારક નથી-અમારૂં જોડાણ કાંઈ પ્યારનું નથી, મગર વ્યવહારોપયોગી છે."

તે બોલતો એકાએક અચકી ગયો. તેણી પોતાની બેઠક ઉપરથી ઉઠી અને તેની નજદીક ગઈ. તેણી તેના કરતાં કદે ઉંચી હતી.

તેણી તેની છેક નજદીક ગઈ. "મગર, ડિક, હું ઘણીજ ખુશી થઈશું તું શા માટે મારી ચાહે છે? રીબિલ આબાદ તારે લાયકની સ્ત્રી છે. હવે મારે માટે-આપણે સદા મિત્રો હતાં, અને આપણી જીંદગીના છેડા તક તેમજ રહીશું. તમો બંને સાથે આવીને રહેવાને મને ઘણુંજ ગમશે."

જ્યારે તેણી બોલતી હતી, ત્યારે અર્ધ બંધ આંખોથી તે તેણીને ટીકતો હતો. તેના હાથો, જે તેની પિઠ પાછળ વાળેલા હતા, તે એકાએક છુટા થયા અને તેણીને પકડી. તેણીના બને હાથોમાં ઝાલી તેણે તેણીને પોતા તરફ ખેંચી.

"જેન કહે તું મને ચ્હાય છે, અબ ઘડી, તાજ, હરઘડી અને હું તે સઘલી કબુલાતો તોડી નાખું. તે સાટું છુટું કરી નાખી, બીજાઓના શોરબકોરની દરકાર પણ નહીં કરૂં. હું તારે માટે ખોટી થઈશ, જો તું મને માત્ર એટલુંજ કહેશે, તો તારે માટે સદા ઘેલો થઈશ."

ઘણીજ શાંતીથી તેણી તેનેથી છુટી થઈ. તેણી દુર જઈ તે દીવાનખાનાની અધવચ્ચે ઉભી.

"મગર હું તને ચ્હાતી નથી, ડિક. હું તને ચ્હાતી નથી. અને તે છતાં તું જબરી કરેછ, તે શું કંટાળો ઉપજાવનારૂં નથી! શું તેં મને કહ્યું નથી કે આજ મધ્યરાત્રે તેં કોઈ બીજીના હાથની માંગણી કરી છે! તે પછી આટલીજ વારમાં એક બીજા સાથે લગ્નની રમત રમવી એ શું વાજબી છે!"

આ એકાએક થઈ પડેલા બીનાનામાં ગોવા તેણી તે મરને દેખતી હોય, કે જેને તેણી પીછાણતી હતી, અને જેનામા તેણી વિશ્વાસ મેલતી હતી, તેવો તેણીનો ગુંચવાયલો નાસીપાસ હાલ જોતાં તે દુઃખી થયો.

"હું કાંઇક નાલાયક બન્યોછું—મારે અત્રેથી રૂખસદ લેવી જોઇયે."

તે બારણા ભણી ગયો. તે પાછો ફર્યો, અને બોલ્યો:—"ગઇ રાત્રે મેં રીબિલને કહ્યું હતું કે, હું એક બીજી ઓરતને ચ્હાતો હતો—તે એક એવી ઓ હતી કે જેણીને હું પરણી શકતો નહતો—અને વર્ષો તક તેણીને પરણીને પરણી શકાય તેમ પણ નહતું મેં તેણીને કહ્યું હતું કે, હું સદા તે ઓરતને ચ્હાતે રહીશ. રીબિલે તે બાબે કાંઈ વાંધો ઉઠાવ્યો નહતો" તે થોભ્યો, અને પાછું આગલ બોલવા માંડ્યું, તેનો સાદ ધ્રુજતો હતો. "લેકીન ખોદાના નામથી કહુંછું, જેન, કે જો આ સઘલાં વર્ષો તક તું મને ખરેખરજ ચ્હાતી હતી—અને કેટલીક વેળાએ હું ધારછું કે તું તેમ કરતી હતી—તો હું કહુંછું કે તારા પિતાને ખાતર યા કોઇને પણ ખાતર તેં એક પાપી કામ કર્યું છે, તે વાત છુપાવીને તેં એક પાપી કામ કર્યું છે." આટલું બોલી તે ત્યાંથી ચાલી ગયો.

હાલમાં લેડી જેન કૅનનની વય તેત્રીસ વર્ષની હતી, અને છેલ્લાં દસ વર્ષથી તેણી ડિક ક્રૅન્ટલીને ચ્હાતી હતી. તેને પરણવાને તેણીએ ના પાડી હતી, કારણ તેણીનો પિતા હવે ઘણીજ વૃધ વયનો અને બીલકુલ અશક્ત હાલતનો થયો હતો; વળી તેણી તેને ચ્હાતી હતી તે પણ તેનેથી તેણીએ છુપુંજ રાખ્યું હતું, કારણ જો એક વેળા તેણી તે જાહેર કરે, તો પછીથી તેણી પોતાની નબળાઇને તાબે થઇ પોતાનો બચાવ કરવાને અશક્ત થઇ પડે તેમ હતું. ત્રણ મરતબે તેણીએ તેની માગણી સ્વીકારવાને ના પાડી હતી, અને હવે આવંદે તેની ધીરજની ઓટ થઇ હતી.

તેણીએ હિંમતથી સઘલું સાંખ્યું હતું. તેણી ઘણીજ હિંમતવાન સ્ત્રી હતી. તેણી પોતાનાં માત્ર પિતાનું એક પુરૂં ફરજંદ હતી, અને તેણીને જન્મ આપતાં તેણીની માતા મરણ પામી હતી, અને છેલ્લાં થોડાંક વર્ષો આગમજ તેણીના પિતામાજ તેણીનું સંર-

મન સમાઇ ગયું હતું. ચાર વર્ષની વાત ઉપર તે પોતાની મોટારમાંથી પડી ગયો હતો, અને તે અકસ્માત પછીથી તે બીલકુલ અશક્ત બની ગયો હતો. તે કોઇ પણ પળે આ જગતમાંથી પોતાનો વાસો ઉઠાવી જાય, યા વર્ષોના વર્ષો તક બીછાણે પડી રીબ્યા કરે એવી તેની હાલત હતી. હાલમાં તે નાનાં બાળક માફક માલ ઉપર રમકડાં સાથે રમતો હતો, અને હર પળે પોતાની બેટીને હાંક મારતો હતો.

"મોટારનો આ અકસમાત થયો તેની આગમજ જેન કૅનને ઘણાક મેળાવડાઓ કર્યા હતા, અને તેણીના ઘણાક મિત્રો હતા; મગર આ અકસમાત બન્યા પછી તેણીએ પોતાનો સઘલો વખત પોતાના પિતાની જતન પાછળ રોકવા માંડયો, અને ત્યારે ઘણાજ થોડાં લોકો જેઓ તેણીને ઘણું વ્હાલથી ચ્હાતાં હતાં તેઓજ માત્ર તેણીને મળતાં, ભેટતાં રહ્યાં-હવે ઓલખાણ પિછાણવાળાઓને મળવા જેટલી તેણીને ફુરસદ નહતી.

ડિક ઍન્ટલી હર હમેશ તેણીને મળવા આવતો હતો. તે તેણીના પ્યારમા નહતો એવો ખોટો દેખાવ તેણે કદી કર્યો નહતો, અને તેઓની મુલાકાત વેળાએ તેણીની પોતાની લાગણીઓ ઉપર કાબુ રાખી ડિકને એક મિત્ર કરતાં વધુ લાહવો ન આપવાનું કામ તેણીને માટે કાંઇ સેહલ નહતું. અને હવે-હવે-તેઓ કદી એવી રવેસે પાછા મળનાર નહતાં. ડિક હવે કદી પણ તેણીને મળવા આવનાર નહતો, અને હવણાં એક પળમા જેમ સુર્ય આ પૃથ્વિને અંધકારમા ગરક કરી અસ્ત થનાર હતો, તેમ તેણીની પોતાની જીંદગી પણ તેણીને અંધકાર જણાવા લાગી. તેણી તે બારી તરફ પિઠ કરી ઓરડામા પાછી ફરી. જેવી તેણી તે અંધારા ઓરડા તરફ ફરી કે તેણીને તેના છેલ્લા શબ્દો યાદ આવ્યા:— "જો તું મને ખરેખરજ ચ્હાતી હતી, તો તે વાત છુપાવીને તેં એક પાપી કામ કર્યું છે." શું તેણીએ એક પાપી કામ કર્યું હતું? તેણી જાણતી નહતી. તેણી ખાતરીથી માત્ર એટલુંજ માનતી હતી કે તેમ કર્યા સિવાય બીજો ઉપાયજ નહતો. બીજી ઓરતોએ કદાચને બીજીજ રવેસે કામ લીધું હતે.

તેણી અતિશય થાકી ગઇ હતી. પોતાના એકલવાયાં ભોજન માટે તેણીને ડ્રેસ કરવાનો હતો. તેણી માલ ઉપર જવાને દાદર તરફ ગઇ, તે ચળકતા મોટા પથરના દાદરા સામે જઇ લાગતાં તેણીનાં બદનમાંથી એક ધ્રુજરી પસાર થઇ ગઇ, તેણીને લાગ્યું કે, ગમે એવી હિંમત છતાં એ રીતની જીંદગી ગુજારી શકાય તેમ નહતું.

૨

તેણી સદા એકલીજ પોતાનું ભોજન લેતી હતી, અને તે કારણે તેણી ત્યાં લાંબો વખત લેતી નહતી. કોઇક વેળાએ તેણી જમી રહ્યાં પછી સાંજ બેસી એક ચોપડી વાંચતી હતી, અથવા પોતાના જુના બટલર સાથે સેજ વાતચીત કરતી હતી; લેકીન આજ રાત્રે તેણી ચુપચુપ પોતા સામે ટીકતી બેઠી હતી, અને ડીક અને તેણી વચ્ચે જે બની ગયું હતું તેનો ખ્યાલ કરતી હતી. તેણીના પિતાને નડેલા અકસમાતની એકજ દીવસ આગમજ તેણી કેટલી બધી સુખી હતી. આખા લંડનમા તેણીના પિતાના આ મકાનની અનેક તારીફો થતી હતી; મગર તેણીને માટેતો તે સદાનું સુનુ અને ગમગેર હતું.

તેણી એકાએક સાવધ બની. આ તેણીની કેવી નબળાઇ! તેણીનો પિતા હજી હૈયાત હતો; તેના વના તેણીની જીંદગી બેશક સુની હતી!

અકસમાતથી તેણીનો પિતા બેખ્યાન અને અશક્ત બન્યો તેની આગમજ તેણીને કદી ખ્યાલ વરીક આવ્યો નહતો કે તેણી તેને કેટલાં બધાં વ્હાલથી ચ્હાતી હતી. મગર હવણાં, જ્યારે તે નાનાં બાળક માફક ચિરડાઉ અને ચિયરાફાટેલ બન્યો હતો, ત્યારે તેણી તેને એટલાતો પ્રૌઢ પ્યારથી ચ્હાતી હતી, કે જેવી રવેસે તેણીએ કદી કોઇ આદમ જાતને ચ્હાયું નહતું.

પોતાનું ભોજન લઇ તેણી પોતાના પિતાના ઓરડા તરફ માલ ઉપર ગઇ. આ ઓરડો કુસાદે અને અંધકાર હતો, તેમા એક પથરની બાંધેલી મોટી સગડી હતી. ત્યાં ઘણુંજ થોડું રાચરચીલું હતું. ઓરડાની વચ્ચો વચમા એક મોટો અસલી ઢબનો પલંગ મેલેલો

હતો. થોડી મિનબતીનો ઝાંખો ઉજાશ તે બીછાણાં ઉપર પડતો હતો, તે સિવાય તે આખા ઓરડામા અંધકાર વ્યાપી રહ્યો હતો. જેવી જેન ત્યાં દાખલ થઈ કે એક નર્સ ઉઠી ઉભી થઇ, અને તેણીને કાંઇ કહી ત્યાંથી ચાલી ગઇ. તે પલંગની ઉપર એક આકાર પડેલો હતો, તેનું માથું એક તકીયા ઉપર મેલેલું હતું. તેની આંખ્યો બંધ હતી, અને તેનું તવામલું શરીર બીછાનામા ભાગ્યેજ જોઇ શકાતું હતું. એક વેળાના નામના પામેલા મોટા લૅાર્ડ વેલૅડનું જે સર્વસવ બાકી રહ્યું હતું તે આ હતું.

આ ઘરડો લૅાર્ડ પોતાનાં મનની અસ્થિર હાલતમાં પતરાંના બનાવેલાં સોલજરો સાથે રમતો હતો, તે તેનાં બીછાણા નજદીક એક નાની મેજ ઉપર ગોઠવી મેલેલા હતા, તેમાના કેટલાંક પડી ગયલા હતા. તેને જેન કૅનને ઉચકી પાછા બરાબર ગોઠવ્યાં. તે પછી તેણી તે પલંગ નજદીક બેઠી અને પોતાના પિતાને જોવા લાગી. તે વૃધ મર્દ અચાડ પચાડ કરતાં બડબડવા લાગ્યો; જેનો અર્થ 'તમે કેમ છો?' એવો થતો હતો. આવીજ રવેસે તેણીએ બીજી કેટલી બધી રાતો સુધી તેની સંભાળ લીધી હતી.

આ એકાંત કલાકોમાં કેટલી બધી વખત પહેલાં નામરજી છતાં, અને ઉલટ ભેર તેણીના ખ્યાલો તે મર્દ તરફ દોરવાયા હતા કે જેને આજે તેણીએ સદાને માટે પોતાથી દૂર કર્યો હતો. તેની સાથે તેણી કેવી સુખી થઇ શકતે. તેણી કેવાં કેવાં કામો બજાવી શકતે! તેણી કેવી વિખ્યાતી મેળવી શકતે! લેકીન હવે–હવે.

સઘલું ખલાસ થઇ ગયું હતું—સઘલું મરણ પામ્યું હતું.

આવા ખ્યાલોમા તેણી ધીમે ધીમે નિંદ્રા દેવીને વશ થઇ. એકાએક તેણીને કાને એક સાદ પડયો, જે ગોયા પડોસના ઓરડામાંથી તેણીનો પિતા તેણીને હાંક મારતો હોય તેવો હતો. તેણી ચોંકીને જાગૃત થઇ.

તે સગડીમાં આતશ પુર જોશમા બળતો હતો; પવનના સુસવાટાથી તે ઓરડાની બારીઓ હાલતી હતી. સગડી માંહેલા આતશના ઉજાશમા તેણીએ જોયું કે, તેણીનો પિતા બીછાણામા ઉઠી બેઠો હતો.

"જેન!"—તે પોતાના અસલ તંદરૂસ્ત મોટા સાદે પુકાર્યો, કે જેમ અકસમાત થવાની આગમજ તે કરતો હતો. એક પળ તે ઝોકા ખાતો પોતાના બીછાણા ઉપર બેઠો, અને પછી એક ધીમા નિશ્વાસા સાથે તે પછડાઈ પડયો.

હેબતથી ધડકતી છાતી સાથે તેણી તેની ઉપર વાંકી વળી; તે મરણ પામ્યો હતો. તેનો ચેહરો સુફેદ, શાંત અને અકલમંદ દીસતો હતો; તેની આંખ્યોમાથી દીવાનાપણાનાં ચિન્હો નાબુદ થયાં હતાં. એકવાર ફરીને તે અસલ હાલતે પોંહચ્યો હતો.

૩

બે કલાક પછી સદંતર થાકીને તેણી પોતાના ઓરડામા જઇને સુતી. જ્યારે તેણી જાગૃત થઇ ત્યારે તેણીએ જોયું કે સહવારનું ઝઝખલું થઇ ચુકયું હતું, અને આખાં મકાનમા ગંભીર ચુપકીદી પથરાઈ હતી. જેવી તેણી પોતાનાં બીછાણામા ઉઠીને બેઠી કે તેણીને કાંઇ મોટા ભયની ચિંતા પેદા થઈ. પહેલાંતો અર્ધ ઉંઘમાં તેણી સમજી નહીં શકી કે તે ભય માત્ર ખ્યાલી હતો કે ખરેખરો. શું તે ઝઝખલામા કોઇ ભયભીત પડછાયો જોવાની તેણી આશા રાખતી હતી?

જ્યારે તેણી પુર જાગૃત થઇ ત્યારે તેણીએ જાણ્યું કે, આ તો તેણીનો આત્મા ભયથી કાંપતો હતો. તેણીએ પોતાના પિતાનો ખ્યાલ કરવાને યત્ન કર્યો; મગર તેનો વિચાર તેણી કરી શકી નહીં. તે અંધકાર ઓરડામાં માત્ર એકજ ચીજ તેણીની સાથે હતી, અને એકાએક ગોયા ત્યાં અજવાળું પ્રકાશી નીકળ્યું હોય તેમ તે ચિંતા શી હતી તે તેણીએ જાણી લીધું. હવે ડિક ગ્રૅન્ટલીને પરણવાને તેણી છુટી હતી. પોતાના પિતાનાં મોતનો ઉપયોગ આટલીજ વારમા તેણી કરતી હતી, તે માટે તેણીનાં બદનમાથી એક ધ્રુજરી પસાર થઇ ગઇ. લેકીન તેણી જાણતી હતી કે, જાણી જોઇને તેવો ખ્યાલ તેણી કરતી નહતી. વેરના દેવતાઓએ એવુંજ નિર્માન કર્યું હતું, કે જે કામથી તેણીએ હાલમા અલગ રહેવું જોઇયે, તેજ કામ કરવાને

તેણીની આવી નાસિપાસ અને થાકથી આજેજ બનેલી હાલતમાં તેણીને લલચાવી. તેણીએ ખુલ્લું દીઠું કે, એક અંધકાર જંગલમાંથી એક કુદકા સમેત ધસી આવતાં એક વિકાળ પ્રાણી માફક ડિકને પરણવાનો ખ્યાલ તેણીનાં મગજમા ધસી આવ્યો હતો. એક અવાજ તેણીને કહેતો હતો કે,–"ડિક ગ્રેન્ટલી આગલ જા! સહવાર પડતાં જા, અને તેને કહે કે, હવે તું છુટી થઇ છે, તું તેને સદા ન્હાતી હતી, અને હવે તું તેને પરણશે. પેલી બીજી ઓરતની તું દરકાર ના કર. તેણી સઘલું સમજી જશે. તે ઉતાવળો બન્યો હતો, તે કારણે શું તમો બંનેની જીંદગી બરબાદ કરવી લાજેમ છે? કદાચને તેમ કરવું તેને માટે મુશકેલ થઇ પડે તેમ હોય, છતાં શું તમો બંનેએ દુઃખમા સબડવું જોઇયે? હરરોજ શું મર્દો એવાં કામો કરતા નથી? આ વાતમા કાંઇ ઝાઝો દમ નથી. તારી એકલવાઇ હાલતનો ખ્યાલ કર. હવે તારો પિતા તારી નજદીક નથી, તારી આસપાસ બીજું કોઇ રહ્યું નથી. તું ઉમરે વધતી જાય છે. જેમ જેમ વર્ષો વહેતાં જશે, તેમ તું વધુ અને વધુ એખલી પડતી જશે—જ્યારે ડિકને મળીને તારૂં દિલ ખુલ્લું કર્યાથી તું સેહલાઇથી સુખી થઇ શકશે. વળી ગ્રેન્ટલીને એક કેવો મર્દ તું બનાવી શકશે, તેનો ખ્યાલ કર! તારી મદદ વના તે ખુણે પડી સબડયા કરશે, તેના કરતાં હવણાં આટલો એક નાતો ભોગ આપી તારી સંગતમાં સુખી જીંદગી તે ગુજારે તે શું ભલું નથી! જેન કેનન જેન કેનન, તારી જીંદગીના છેડા સુધી આ તક ગુમાવવા કાજે તું પસ્તાશે! તારી સામે ડોળા ધુરકતા તે એકાંતવાશમાં કરવા પડનારા પશ્ચાતાપનો ખ્યાલ કર!—તે એકાંતવાશ—તે એકલવાઇ હાલત."

તેણીને લાગ્યું કે આવી હાલતમા કલાકો સુધી તેણી બેસી રહી હતી, અને આ સાદ તેણીના કાને પડયા કરતો હતો. તેણીને લાગ્યું કે તેનેથી તેણી દુઃખી થતી હતી, અને ગોયા કોઇ તેણીની પાસે એક કબુલાત લેવાને યત્ન કરતું હતું. તેણી ઉંઘવા કાજે પછાડા મારતી હતી. જો તેણીના કાને પડતો આએ અવાજ બંધ થાય તો તેણી કાંઇ પણ કબુલાત આપવાને તૈયાર હતી.

"હા, હું જઇશ,"—આખરે તેણી મોટેથી બોલી.

"તું તે કાગળ ઉપર લખ,"—તેણીના કાનમા કોઇ કહેતુ સંભળાયું. તેણી બીછાણા ઉપરથી ઉઠી, બતી સલગાવી. અને લખવા માંડયું.

"વ્હાલા ડિક, જો તું મને કબુલ રાખે."

કોઇ અવાજે તેણીને આગલ લખતાં અટકાવી. પેન હાથમા પકડી તેણી અચકી ગઇ તેણીના ઓરડાનું બારણું બંધ હતું, છતાં તેણીને ખુલ્લું સંભળાયું:—"જેન, જેન, તું કયાં છે? મને તારી જરૂર છે. આ સોલજરો ઉભા રહેતા નથી. મેજ ઘણીજ સડકણી છે, અને મારા હાથો ધ્રુજે છે. તેઓ માંહેલો એક પડી જાય છે, તો સઘલા સરી પડે છે." તે ધ્રુજતો સાદ આગલ બોલતો ગયો.

તેણીએ પોતાના હાથમાથી પેન મેલી દીધી. એક પળ તેણી તે ઓરડામાં ઉભી, પછી પોતાનું ડ્રેસિંગ ગાઉન લઇ બતી ગુલ કરી બાહેર ચાલમાં નિકળી.

બે ઘડિયાળો એક બીજાના હમનબર્દો માફક સામસામે ટિક ટિક કરતાં હતાં. હજી પણ તે સાદ બીલકુલ ખુલ્લો તેણી સાંભળતી હતી:—"જેન તું આવતી કેમ નથી? કેટલાક સોલજરો તો મેજ ઉપરથી નિચે પડી ગયા છે. તેઓને ઉંચકવા કાજે મારો હાથ પોંહચતો નથી." તેણીએ પોતાના પિતાના ઓરડાનું બારણું ઉઘાડયું. તે સાદ સંભળાનો બંધ થઇ ગયો.

એકાએક તેણીની શુધ્ધ ઠેકાણે આવી. તે ઓરડામાં સઘલું શાંત હતું. તેણીના પિતાનો ચેહરો ગંભીર અને દમામદાર હતો. તે બીછાણા નજદીક તેણી ગુડણે પડી.

"પિતાજી, મને મદદ કરો. હું જાણુંછું કે તમો સમજોછો. હું ડિક ગ્રેન્ટલી આગલ જવા અને તેને કહેવા માગુંછું કે, હું તેને પરણીશ, અને તેણે બીજીને કબુલાત આપી છે, તે થકી મારે તેમ કરવું ન જોઇયે. વ્હાલા પિતાજી, મને આમ કરતી અટકવાને હિંમત બક્ષો. હું જવા માગુંછું. હું જવા માગુંછું. તેમ નહીં કરવાને મને મદદ કરો."

તેણી પોતાના પિતાની યાદને વળગી રહી. તેણીને લાગ્યું કે તે ઓરડામાં એક મોટું યુધ્ધ ચાલતું હતું અને તેણી માત્ર તે નિહાળતી હતી, છતાં તેણીની આખી જીંદગી એ યુધ્ધ તરફ તેણીને ઘસડી જતી હતી. તેણી જીવ ઉપર આવીને લડી. તેણીને લાગ્યું કે જો તેણી પોતાના પિતાનાં બીછાણા આગળથી એક ડગલું પણ હટશે, તો તેણીની હાર થશે. તેણીના પિતાએ તેણીને ત્યાં અટકાવી મેલી હતી. તેણીને લાગ્યું કે તેણે તેણીને વધુ મજબુતીથી ત્યાં પકડી રાખી હતી. તેના હાથો તેણીની આસપાસ વિંટળાયલા હતા. તેણી નાની હતી ત્યારે જેમ તેણીને ઉંચકીને ઉપર ઉછાળતો હતો, તેમ તેણે તેણીને ઉંચકી હતી, અને તેની નજર તેણીની ઉપર હતી. તેણે હાલમા તેણીને બીજા કોઇના હાથો પોંહચી નહીં શકે એટલી ઉંચી પકડી હતી. આવી હાલતમાં ગુરણ મરડી તેણી નિંદ્રા દેવીને વશ થઇ, તેણીનું માથું તે બીછાણા ઉપર તેણીના પિતાનો હાથ ઉપર મેલેલું હતું.

એવી હાલતમા કેટલાક કલાકો પસાર થયા પછી જ્યારે તેણી જાગૃત થઇ, અને બાહેર દીવાનખાનામાં ગઇ, ત્યારે ત્યાં બીજાં કેટલાંક કાગળો જોડે ડિક ગ્રૅન્ટલી તરફથી આવેલો એક કાગળ પણ તેણીના લેવામાં આવ્યો.

તે નિચે પ્રમાણે હતો:—

"મારી વ્હાલી જેન,—ગઇ કાલે તારેથી છુટો પડવા પછી હું સીબિલ વૉટસનને ત્યાં ગયો, અને તેણીને કહ્યું કે મારી કબુલાત પ્રમાણે મારેથી વર્તી શકાય તેમ નહતું. ગઇ કાલની તારી સાથની વાતચીત આગમજ મેં જાણ્યું નહતું કે, તું મને ચાહે યા ન ચાહે, છતાં કોઇ પણ બીજી ઓરતને હું મારી કરી શકું તેમ બનવું મુશ્કેલ હતું. આગલ કોઇને પણ વેળાએ મને જે ખ્યાલ ન થયલો, તે ગઇ કાલે થયો હતો. સીબીલ ખરેજ એક ફિરસ્તો છે, અને તેજ પ્રમાણે તેણી વર્તી હતી. અમારી અદરાવાની વાત જાહેર કરવામાં આવી નહતી—તે વિષે કોઇને પણ કહેવામાં આવ્યું નહતું—અને હું જાણુંછું કે, કોઈ દીવસે તેણી મારા કરતાં દસ હીસ્સે સરસ પતિ મેળવી શકશે. તું કલ્પી શકશે કે, હાલ તુરત હું મારે માટે ખાસ મગરૂરી લઇ શકતો નથી. એક અઠવાડયામાં હું કેનેડા તરફ ઉપડી જનારછું, અને ઉનાળામાં પાછો ફરીશ. મને હા, ના, નો જવાબ આપવાને હવે હું તને કદી પણ કંટાળો આપીશ નહીં. એક દીવસે જ્યારે તુંને લાગે કે, તું છુટી છે અને મને ચાહેછે,. ત્યારે મને તારે માટે ઓઢી થતો તું જોશે.

"તારોજ

"રિચર્ડ ગ્રૅન્ટલી."

બસ હવે વધુ લખવાની કાંઇ જરૂર નથી

---

બુકસેલર:—"દરેક ઘેરમાં એકેકી મોટી ડીક્ષનરી રેહવી જોઇએ."

બાનુ:—"અલબત, તમે બીલકુલ ખરૂં કહ્યું ભાઇ, તે કાગલો વીગેરે દાબવાને માટે ઘણીજ ઉપ્યેગી ખચીતજ થઇ પડે છે."

(બુકમેલરનું કાહું મોપ!)

"દીલખુશ"

તેણી:—"જો હું ગરીબ હતે તો મને શક છે કે તમે મને પરણતે નહીં."

તે:—આપ જોયું, કહે જે અનાથીયાને ગામની કનવાર. "અરે જે ચીજથી આપણે ખુદાના હુકમથી દુરજ છીયે તેનો વિચારજ શાનો કરવાનો અને દુઃખીજ શાનું થવાનું ગમે તે કહે પણ હું તો તું અને તારી પાસે જ છે તેથીજ પુર્ણ સંતોષ પામું છું. હવે તો બસ!"

"દીલખુશ".

# રશ્નેં યજત તેના દોસ્તદારો તેઓના કામ.



## દરરોજનો હીસાબ રાખનાર બેહમન, ત્રણ દહાડાનો હીસાબ રાખનાર મેહેર, શરોશ અને રશ્ને અને રસ્તાખીજને દહાડે હીસાબ લેનાર અહુરમજદ વગેરે.



લખનાર:—મી૦ ધનજીભાઇ માણેકજી વાચ્છા.

( પાને ૧૯૧ થી ચાલુ. )



રશ્નુ યજતના જે મુખ્ય દોસ્તદારો છે તે આપણને ઉશહેન ગેહપરથી જે માલમ પડે છે તે ફક્ત શરોશ અને આરતાદ છે, પણ અરદ્દિસૂર નિઆએશ શરોશ ફરવરદીન, અશીસંગ વગેરે યસ્તોમાં અને મુખ્ય મેહેર યસ્તમાં રશ્નેના હમશરીકો તરીકે શરોશ, મેહેરે, આસ્તાદ આવે છે. પહેલવી ચોપડીને આધારે વળી એઓમાં વધારો થાય છે એટલે બહમન (ભલું મન,) બેહેરામ વગેરે ઉમેરાય છે. હવે એઓના એક એક સાથે શું કામો છે તે જોઇએ. મેહેર યજત રશ્નેના જમણા હાથ જેવો છે એમ દેખાય છે કારણ કે મેહેર યસ્તના ૨૦ માં કરદામાંથી એમ માલમ પડે છે કે રશ્નેએ પોતાની ફતેહનો પાયો એ મેહેર યજતપર રાખેલો છે, જેમકે એ ફકરામાં આવે છે કે "જેને માટે રશ્ને જેણે બાથુકનું મકાન (સંસાર મંડળ) સ્થાપ્યું છે, તેણે દોસ્તીની મજબુત ગાંઠ બાંધવા માટે એક રેઠાણુ તૈયાર કર્યું છે.

તું (મેહેર યજત) ઘરનો રખેવાલ, ઠગાઇ નહીં કરનારા માણસોનો રક્ષણ કર્તા છે, દગો નહીં જાણનારા માણસોને તે ટેકો આપે છે કારણ કે તારી ઉપર (રશ્ને)એ સંસાર મંડળનો સંપૂર્ણ અને મજદની પેદા કરેલી ફતેહનો પાયો સ્થાપ્યો છે, તથા એ પાયા ઉપરતો જે માણસોએ મિથ્રને ઠગવાની કોશેશ કરી હતી તેમનો તેમના પાપી પણાને લીધે નાશ થયો છે, વળી દાદેસ્તાને દીની ઉપરથી માલમ પડે છે જે મેહેર યજત માણસના શરીર, વચનો તથા નશીબની ઉપર પણ છે.

બેહેમન (ભલું મન) એ રશ્નેને ઇનસાફને દહાડે આ પ્રમાણે મદદ કરે છે. જ્યાં સુધી માણસો આ દુનીઆમાં રહે છે ત્યાં સુધી તેઓ જે કામો કરે છે, પછી સારાં કે નઠારાં તેનો એ બેહેમન અમશાસપંદ દરરોજ ત્રણ વખત હિસાબ લે છે, કારણ કે વીચારો, શબ્દો અને બીજાં બધાં મુખ્ય કામોનો હિસાબ રાખવો એ તેનું એક કામ છે, આસતાદ વિષે આપણે ઉપર કહી ગયા પણ સાએસત લાસાએસતના ૧૭ માં બાબના ૪ થા ફકરાપરથી એમ માલમ પડે છે કે જ્યારે રશ્ને એક માણસ પાસે હિસાબ તેના કરતુકનો લે છે ત્યારે તે ત્યાં હાજર હોય છે અને તેને (રશ્નેને) ટોળ કરવામાં મદદ આપે છે.

શરોશ યજત અશો લોકોનો બચાવ કરે છે તથા પાસબાની કરે છે તથા તેમને પુલગુજાર કરવાની સોહલાઇ કરી આપે છે.

બેહેરામયજદ રવાનનો ઇનસાફ થયા પછી જો તે રવાન અશો માણસનું હોય છે તો તેને પોતાની મદદ આપે છે અને ચીનવદ પૂલ પસાર કરવાની વખતે તેની નીગેહબાની રાખે છે.

અહુરમજદ જે હીસાબ લે છે તે ફક્ત કયામતને દીવસેજ લે છે તેનું મળતું વર્ણન દાદેસ્તાની દીનીમાં નીચે પ્રમાણે આવે છે. "એક માણસના આ દુન્યામાંથી જવા પછી જો તે એક પાક આદમી હોય છે તો તેની જગા બેહેસ્તમાં થાય છે અને ત્યાર પછી તેને કાંઇ પણ ત્યાં પોતાનો હીસાબ રાખવો પડતો નથી, અને જો કાંઇ હીસાબ રાખવો પડે છે તો તે ફક્ત કયામતને દહાડે કે જ્યારે અહુરમજદ, બેહેમન મહેર, રશ્ને અને શરોશ એઓ જ્યારે દરેકનો એક સરખી રીતે હીસાબ કરે છે ત્યારે એઓને પણ હીસાબ લેવાય છે," આ બાબત બરાબર સમજ પડતી નથી. શું

એક વખત તેને તેના કરતુકના કામનો હીસાબ આપ્યા પછી પાછો કયામતને દહાડે આપવો પડે છે અને જો એવું હોય તો એક માણુસના હીસાબ થયા પછી તેને પેલી દુન્યામાં કાંઇ પણ કામ કરવું પડતું હોવું જોઇએ, જો કે એની બીજી કશી શહાદત મળતી નથી.

## રૂને યજત અને તેનું પેલી દુન્યાનું કામ, ઇનસાફ કરનાર, અશો માણુસનું રવાન અને ખુબસુરત કુમારીકા, બદ માણુસનું રવાન અને બદ ઓરત, ચીનવત પૂલ, છેલ્લી જગ્યા, સૂખ અને દુઃખ.

દરેક આદમજાતને આ ફાની દુન્યા છોડીને પોતાના આ દુન્યામાં કીધેલાં કરતુકોનો હીસાબ આપવો છેજ. હવે એક માણુસના મરણ બાદ તેના રવાનનું શું થાય છે તેનું વર્ણન વંદીદાદમાં તેમજ પેહેલવી કેતાબો જેવી કે અરદાવીરાફનામું હાદોખ્ત નુસક (જંદમાં પણ) મીનો ખેરદ સાએસ્ત લાસાએસ્ત બુંદહેશ વગેરેમાં આવે છે પણ બધી રીતે જોતાં મીનો ખેરદના બીજા બાબમાં ફકરા ૧૧૪ થી શરૂ થાય છે, તેનો ટુંક સાર નીચે પ્રમાણે છે. માણુસના મરણ બાદ તેનો જીવ ત્રણ દહાડા અને ત્રણ રાત સુધી જ્યાં તે રવાન મુકેલું હોય છે ત્યાં ભંમ્યા કરે છે અને હાદોખ્ત પ્રમાણે ઉશ્તવદ ગાથા ગાએ છે પછી ચોથી બામદાદે જો તે રવાન અશો હોય છે તો શરોશ વાએ ભલો તથા ફતેહમંદ બેહરામ વગેરેની મદદથી તે ચીનવત પૂલપર આવે છે, જ્યારે તે પૂલ તેના કામ સારાં હોવાથી પોહોળો થાય છે અને પછી તે રવાન જ્યારે ચીનવદ પૂલ પસાર કરે છે ત્યારે તેને ત્યાં એક ઘણીજ ખુબસૂરત કુમારીકા કે જેના જેવી આ દુન્યામાં કદી તેણે જોયલી નહીં તેવી તેની નજરે પડે છે. ઘણો ખુશ થાય છે અને તેને પૂછે છે કે અએ ખુબસૂરત કુમારીકા તું કોણ છે? ત્યારે તે કુમારીકા જવાબ આપે છે કે અએ અશો માણુસ હું કાંઇ ખરી કુમારીકા નથી, પણ હું તો જે તેં પેલી દુન્યાની અંદર સારાં કામો કીધાં તે છેઉં. એટલે તારી કેરદાર છું અને ત્યાર પછી પેલો આદમી આગળ વધે છે.

પણ જો તે માણુસનું રવાન ખરાબ કામોથી ભરપુર હોય છે તો ચોથી બામદાદે તેને અસ્તવેહાદ ખરાબ વાએ ફરીઝગત દેવ વગેરે મળે છે કે જેઓ તેને આગળ લઇ જાય છે પણ મારગમાં ચીનવત પૂલ પસાર કરતી વખતે તે પૂલ એક તરવારની ધારના જેટલો પટલો થાય છે કે જેનાથી તેને ઘણુંજ દુઃખ ખમવુ પડે છે અને પડી જાય એવી ધારતી લાગે છે. આગળ ચાલતાં તેને એક બદસૂરતની ઓરત કે જેવી બદસૂરત તેણે આ દુન્યામાં નહીં જોયલી તેવી બદસૂરત તેની સામે આવે છે ત્યારે તે બીહીને પૂછે છે કે અએ બદસૂરત તું કોણ છે? ત્યારે તેણી જવાબ આપે છે કે અએ નાપાક આદમી, જે તેં ખરાબ કામો પેલી દુન્યામાં કીધાં છે તેનો હું આકાર છુ એટલે તારી તે કામોની કેરદાર છેઉં.

આ પ્રમાણે તે બેઉ માણુસો પેલા અશો તથા બીજો નાપાક રૂને યજત કે જે ઇનસાફ કરનારો છે ત્યા આવે છે ત્યાં રશ્નું યજત પોતાના સોનેરી ટોળથી, એક બાલ જેટલો પણ ફરક રાખ્યા વગર અને બાદશાહ અને ગરીબ અશો અને નાપાક વીગેરે સૌને એક સરખા ગણે છે અને ઉપર કહ્યું તેમ કાંઇ પણ ફરક રાખ્યા વગર ઇનસાફ કરે છે.

આ પ્રમાણે ઇનસાફ થયા પછી પાક અશો માણુસ ઘણાજ ખુશબોદાર સુગંધ સાથે પોતાનો પહેલો એક પગ "હુમત" પર મૂકે છે પછી બીજો "હુખત" પર અને પછી ત્રીજો "હવરશ્ત" અને ચોથે પગલે તે ગરોથમાન બેહેસ્ત કે જે બધો રોશનીથી ભરપૂર છે તથા જયાં સઘળા અમસાસપંદો અને યજતો રહે છે ત્યાં જાય છે કે જ્યાં તેને ત્યાંના અમસાસપંદ અને યજતો તેની આ નાપાક દુન્યામાંથી સહીસલામત સારા કરતુકોથી મીનોઇ જેહાનમાં જવાને વાસ્તે શકતીવાન થયો તેને માટે તેને મુબારકબાદી આપે છે, ત્યાર પછી તે અહુરમજદ આગળ જાય છે જે અહુરમજદ કહે છે અને કાંઇ પૂછોના એ પેલી ભંપકાર દુન્યાના રસ્તાપરથી ખાવોછો તએને પછી ખાનુ સ્વાદીસ્ત જેને મેદીઓજરેમ રોગન કહે છે તે આપે છે અને ત્યાં તે ખુશ ખુરમીમાં રહે છે.

એથી ઉલટું પેલા નાપાક માણુસના ઇનસાફ પછી તે ખરાબ બદબો વાલી જગ્યાપર જાય છે અને જ્યારે પોતાનો દુશ્મન હુજુખ્ત અને હજુવરશ્ત મૂકીઆ પછી દોજખ જે અંધકારથી ભરપૂર હોય છે અને તેનોમાં જાદેવો તથા ચાતુકો તે દુઃખ છે ત્યારે જારી કરે છે અને બૂમ બરાડા મારે છે પણ તેની કોઈ મદદે જતું નથી પણ એથી ઉલટું તેને તાના મારે છે અને તેને પીજવે છે અને તેને ખરાબ ચીજોનું ખાણુ પીવાને જબરદસ્ત કરે છે.

માથાના એક ફકરામાં એમ આવે છે કે જે લોકો અશો હોય છે તેને અશો જરથોસ્ત સાહેબ ચીનવદ પૂલ ઉપરથી પસાર કરાવે છે પણ જો તે અશો નથી હોતો તે પૂલ પસાર કરી નથી શકતો.

# ગ્રે કાલકન.

લખનાર:—જરબાનુ મેહરવાનજી કોઠાવાલા.

## પ્રકરણ પેહેલું.

"ઝડપથી આવો, લેડી ફેલીસ અને હું તમને તે બતાવીશ. તમો કહો છો કે ગરીબ ખેડુતોમાં ખોટી દહેશત બેસાડવા મેં આ બુમારો ઉડારીયો છે. મગર તમે પોતેજ નજરે જોઇ ખાત્રી કરો અને ત્યારેજ તમે માનશો કે બુઢો જેનેટ જુઠું બોલ્યો નથી. મારાં જવાન લેડી, મારી બુઢાપાથી નબલી બનેલી આંખો મને ઠગતી નથી કે નથી મારૂં મગજ પોચું બન્યું. તેજ ત્રાહીત આકાર માત્ર દસ મીનીટ ઉપર અહીંથી પસાર થયો હતો અને તે હમેશાં આ રસતેથીજ પાછો ફરતો હોવાથી તમે તેને આ તરફથી જોઇ શકશો".

ફ્રાંન્સના ઉમરાવી લેંગડોક કુટુંબનો બુઢો કારભારી જેનેટ, પોતાની જવાન શેઠાણીને ગીચ્ચ ઝાડીઓમાંથી સલામત ચલાવી લઇ જતાં ઉપર પ્રમાણે બોલ્યો.

સુંદર લેડી ફેલીસ હસતે મુખડે બીન દહેશત તે કારભારીની પુઠે ચાલતી હતી અને જ્યારે ત્યારે સુર્યાસ્ત પછીથી બનેલા તે કુદરતના ખુબસુરત દેખાવ ઉપર તેણી વખાણની નજર ફેંકતી.

બેશક સાંજના સોનેરી ઝલકાટ વચ્ચે ત્યાંનો દેખાવ દેમાગ તર કરે એવો હતો. ઉંચા અને સરખાં ગીચ્ચ ઉભેલાં લીલા ઝાડોની રમણ્ય ઘટા વચ્ચે બુલંદ "લેંગડોક કાસ્ટલ" આવેલો છે તે કાસ્ટલનું શીખર બોયા બીજના ચાંદની રૂપેરી ફાપલી જેને તે વેળાએ આકાશ ઉપર દેખાવ દીધો હતો તે સાથ કાંઇ છુપી મસલત કરવાની મતલબમાં હોયની, એ મીસાલ દીસતું હતું.

તેની જમણી તરફ એક વીશાળ જંગલ આવ્યું હતું, જે તે ઉમરાવી લેંગડોક કુટુંબની મોટાઇ દર્શાવનારી બાપીકી મીલકત હતી. કાસ્ટલની ડાબી બાજુએ ઉછાળા મારતી મેડીટરેનીયન નદી વહેતી હતી, જેની ઠંડી લહેરો ઘણી દીલખુશ લાગતી હતી. અસ્ત પામતા સુર્યના સોનેરી ઉજાસમાં નદી માહે પડેલા ફ્રેજસના ગામડાનાં મકાનોનાં છાપરાંના ઓળા હારેકટાર જોવા જોગ જણાતા.

આ વાર્તાની શરૂઆતનો વખત ફ્રાન્સના કમનસીબ, રાજા સોળમા લુઇની રાજ્યગાદી વખતનો છે. ફ્રાંન્સમાં લોકો રોજીંદા એકઠાં મળતાં અને હુલ્લડ ઉઠાવી રાજગાદી ઉથલી વાળવાના પ્રપંચો રચાતા, જો કે હજુ સુધી આ ફ્રેજસનું ગામડું હુલ્લડખોરોથી બચી જવા પામ્યું હતું, પણ ત્યાં વસનારાઓ કાંઇ પેરીસ શહેરની બદબખ્તીથી તદન અંજાણ ન હતાં.

પરંતુ આ જવાન લેડી ફેલીસને આવતી આફતનો ઝાંખો ખ્યાલ પણ હોય તેવું જણાતું હતું નહી તેણીએ ખુશખુશાલ પોતા આસપાસના તે બીનમુલ દેખાવ ઉપર મગરૂરી ભરી ચશમ ફેંકી. આ બાપીકી મીલકત કાઉંટ લેંગડોકની એક પૂરી બેટી દાખલ હવે પછીથી તેણી પોતાની થનારી હકદાર મતા હતી તે ઉપર ખુશ થતાં તેણી આગળ વધી.

બુઢો જેનેટ ઘણોજ ગંભીર દીસતો હતો. પોતા પાછળ આવતાં તે લગભગ હવાઇ જેવાં હલકાં પરીરૂપ પગલાંને તે હર પલે ધાસ્તીની નજરેથી ટીકતો હતો. તેની સુંદર શેઠાણી બાલપણમાં તેના ગુંઠણ ઉપર રમેલી હતી અને તે હવે જુવાનીના બહારમાં ખીલી રહી હતી, પણ જેવું તે બચપણ મોજશોખ ભર્યું. પસાર થયું હતું તેવીજ સુખવાસી જવાની જનાર હતી કે તે માટે બુઢા જેનેટને ઘણી વહેમ પડતી આગાહી થતી હતી, જો કે, ભવીષ્ય તો તદન ભેદના પરદામાં છુપાયલું હોય છે.

"આ જગાએ ઉભાં રહો, લેડી ફેલીસ, હું હમેશાં અંહિજ છુપાઇને ઉભો રહુંછું અને અહીંથીજ તમે તે ત્રાહીત આકારને જોજો."

બુઢા જેનેટનું ગંભીર ડાચું અને હેબતથી ચમકતા, ડોળા જોઇ ફેલીસના ચહેરા ઉપરનું રંગીલું હસવું

ઉડી ગયું. તેટલાં એકાએક જેનેટે તેના ખભાં ઉપર હાથ મેળ્યો "સાંભળો"

એક કઠોર ભારી કોહાડીના ઠોકાના અવાજે ત્યાંની શાન્તીમાં ધાસ્તી ઉપજાવે એવી ખલલ કીધી

"હું દર વખતે આવો અવાજ સાંભળુંછું" જેનેટ ધીમે શાદે બબડ્યો "અને આ ચેતવણી પછી તે ખચ્ચીતજ થોડા વખતમાં આવે છે"

"પણ ભુતો કાંઇ કામ કરતા નથી, જેનેટ" લેડી ફેલીસ સહેજ હસતાં બોલી "કાંય નહી તમે આ અવાજ ક્યાંથી આવે છે તે થોડાંક આદમીઓ લઇ તમે શોધી કાહ્તા?"

"અરે મારી જવાન બાનુ, મેં એકલાએ આખું જંગલ ખુંદારી માર્યું, ખુણે ખુણે શોધ કીધી મગર કેટેબી જમીન ભાંગેલી કે ખાડા ખોદાયલા મેં જોયા નથી. પહેલાં મને ઘણાં ભયભીત ખ્યાલો આવતા હતા. કોઇ પોતાનું પાપ છુપાવવા અહીં ખુન કરેલું શરીર યાનો ચોરાએલો ખજાનો દાટતું હોય અને તે શોધી કાઢવા મેં ઘણી ઘણી તજવીજ કીધી, મગર ફોકટ. તમે [illegible]નો યા ના માનો, લેડી ફેલીસ, આ કાંઇ ભુત પ્રેતના [illegible]ળા મને તો લાગેછે અને એવાં શેતાનનાં કામમાં [illegible]ચ્ચે પડી મને તેનો કહેર ખેંચી લેવા ગમતું નથી. ઓ પવીત્ર મેરી હમો સર્વેને તું બચાવજે; પણ તમે મારૂં કહ્યું માન્યું નહી અને હું ફોકટ નોકરોમાં ગભરાટ બેસાડતો હતો એવું તમે મને કહ્યું તેથી માત્ર તમારી ખાત્રી કરવા હું તમને અહીં લાવ્યો છું. "હવે આ"—તે વધારે બોલતાં એકદમ અચકી ગયો અને ધાસ્તીથી થર થર ધ્રુજવા લાગ્યો. તેને ચુપકીદીમાં પોતાની એક આંગળી ઝાડીની ઉપર ટાંકીને બહાર બતાવી, લેડી ફેલીસે ધરકતે દીલે ચીમાઇને જોયું.

એક ઉંચો, કાલાં કપડાંમાં વીટલાએલો આકાર, ખભા ઉપર પાવડા સાથે ચાલતો જતો જણાયો. તેના એક હાથમાં પાવડો પકડેલો હતો અને બીજો હાથ ખાલી તેની બાજુમાં લટકતો હતો, અને બતી જેવું તેના પાસ કશું ન હતું છતાં તેના પગતળીયેથી જાણે આતશના ભડકાં નીકળતાં હતાં. ગમે એવી હીમત રાખતા છતાં એક ઠંડી ધ્રુજરી તે જવાન છોકરીના અંગમાંથી પસાર થઇ ગઇ, અને જ્યાં સુધી તે ભેદી આકાર ત્યાંથી પસાર થઇ ગયો નહિ ત્યાં સુધી તેણીને દમ લેવાનુંબી યાદ રહ્યું નહી.

બુઢો જેનેટતો બંદગી બબડતો હતો. લેડી ફેલીસ પોતાની નબળાઇ માટે પોતા સાથેજ ગુસ્સે થઇ અને હીમત રાખી તેણી બોલી "છટ, એ ફકટ કોઇ આદમી છે. એ કોઇ બદવિચારમાં અહિં ભમતો ફરે છે તેમાં તો શક નથી. હું કબુલ કરૂછ મારા ભલા જેનેટ કે તમે મારી ખાત્રી કીધીછ. હવે હું કદીબી ઉતાવલે મત બાંધીશ નહીં. તમુને ખોટી ગપ ઉડારનાર દાખલ કહેવા માટે હું પસતાઉંછું તમે એને ભુત ધારોછ પણ એ માત્ર કોઇ આદમીજાત હોવો જોઇએ. આપણાં નોકરોને લાવી એ આદમીની પુંઠે જાવો.

"મારાં બાનુ. મારી સાથે કોઇબી આદમી આવવાને ખુશી થશે નહી, કારણ આપણાં તમામે તમામ આદમીઓ ખાત્રીથી માન છે કે આ ભુત છે. મેં પોતે એકવાર એની પુઠ પકડેલી પણ એને એકાએક હાથ હલાવીને પોતાની આસપાસ નાહાનાં મોટાં બળતાં ભડકાં ઉભા કીધા અને એક એવી કદર બીહામણી ચીસ મારી કે તે હજુરબી મારા કાનમાં વાગ્યા કરે છે. તે દીવસ પછીથી હું રાજ તાજની લાલચેબી કદી અહીં આવવાને તૈયાર થતે નહી પરંતુ માત્ર મારા ઉપરનું તોહમત દુર કરવા હું તમોને અહીં લાવ્યો. મને કાંઇ એવીજ ઈસારત થાએછ કે આ કાંઇ બુરૂં બનવાની શરૂઆત છે, પવીત્ર મેરી આપણુને બચાવે. ચાલો, લેડી ફેલીસ તમારી દાસી વીકટર વાર જોતી હશે અને કદી જો "માઇ લેડી" જાણવા પામસે કે તેમનાં લાડકાં બેટીને હું અહીં લાવ્યોછ તો તેવણ મારી ઉપર બહુ ખફા થશે. ખોદા ખાતર ચાલો, અને તે કારભારીએ ઘર તરફ ચાલવા માંડ્યું. તે જવાન સુંદરી તેની પુઠે ચાલી.

"એ ઘણુંજ કઢંગુ છે, જ્યારે મારા પીતા પેરીસથી પાછા ફરસે ત્યારે અહીં ઘણી શોધ થવી જોઇશે." તેણી બબડી "હા હું કેવું ઈચ્છુંછ કે કાઉંટ વેહલા ઘેર પાછા આવે. મે જ્યારે આ ભુતના

ચાળા મારે લેંગડોક બીલકતના ઉપરી મેં જ્યો પીએરેને કહયું ત્યારે તેને મને બુઢો મુરખ કહયો આપણા નામદાર કાઉંટબી કદાચ પોતાના રકવાએર પીએરીનું માનશે અને મને હસી કાઢવા નીકલસે, પણ તમે તમારા પીતાજીની જરૂર ખાત્રી કરજો કે હું ખોટું બોલતો નથી. જેમ મોં. પીએરે કહેછ તેમ હું દરેક આદમીઓને બીહ ધરાવતો નથી પણ આ વાત વધારે વખત પડતી રાખવાની સારી નથી"

"ખરૂં, પણ કેટલું બધું અંધારૂં થઇ ગયું. ચાલો! જો મારા કાઉનટેસ મમા જાણે કે હું અહી સુધી આવીછ તો ખચીત તમોને અને મને બન્નેને ઠપકો મલશે. જલદી ચાલો." જ્યારે તેઓ ઝાડીમાંથી બહાર ખુલ્લી સડક ઉપર આવ્યાં ત્યારે તેણીએ છુટ-કારાનો દમ ખેંચ્યો. આકાસ ઉપર ઝમકતા સેતારાઓ પ્રદીપ્ત થઇ ચુકયા હતા. સુર્યાસ્તનો સોનેરી ઝલકાટ હાલ ફીકો રૂપેરી બન્યો હતો. તે બુલંદ મહાલની દરેક બારીઓમાંથી ભભુકદાર રોશનીના ઝલકતા ઓળા બહારના જંગલ સુધી પડયા હતા.

આ વેળાએ સામી ટેકરી ઉપરથી એક પાતલો આકાર ઝડપથી કુદકા મારતો નીચે ઉતરી આવ્યો.

"ઓ મારાં ન્હાનાં લેડી, તમે આવ્યાં કે?" તે આકાર જે લેડી ફેલીસની દાસી વીકટરનો હતો, તેણી બોલી "તમારાં લેડી મમાએ તમોને બે વખત બોલાવવા મોકલ્યાં હતાં" પછી તેણી નજદીક આવી ધીમેથી બોલી "તમે તે જોયું કે લેડી ફેલીસ?"

"વીકટર તું મને નાખુશ કરવા માંગતી હોય તો એ સવાલ પુછજે" લેડી ફેલીસે ઉડાવ્યું "હાલતો હું ઉતાવલમાં છું, મારે તરત મમા પાસે જવુ જોઇએ"

વીકટર તાબેદારીથી નમી ચુપ રહી, પણ ફેલીસને જતાં જોઇ તેણી મનસે બબડી "એતો નકકી છે કે લેડી ફેલીસે ભુત જોયોછ. નહીતર બુઢો જેનેટ મારા તરફ આવી ફતેહની નજર ફેંકતે નહી. ખચીત આ ઉમરાવી બાનુઓ કેટલી બહાદુર હોવી જોઇએ. બા, આપરેતો જયારથી આ ભુત પ્રેતના ચાળા મારે સાંભળ્યુંછ ત્યારથી સાંજને વખતે બગીચાની અંદરથી એક તસુ જેટલુંબી બહાર નીકળવાને જીવ ચાલતો નથી"

લેડી ફેલીસ તુરતજ પોતાની માતાના અયેવાન તરફ ગઇ.

કાઉનટેસ લેંગડોક એક ઘણીજ ખુબસુરત ટેકા-વદાર અને દબદબાભરી બાનુ હતી. તેણીએ ઘણોજ ભપકાભર્યો પોશાક સજ્યો હતો અને ઝાહોઝલાલી માટેજ તેણી જન્મી હોય તેવો તેણીનો દમામી હાવભાવ હતો, છતાં તે દીલકસ ચહેરા તરફ જોનારા ચતુર આદમીઓ તેણીની આંખો માહેલી ગમી જોઇ લઇ શકતાં તે એક એવી કદી ન ભુલાય તેવી ગમગીની તેણીની સુંદર આંખોનાં ઉંડાણમાં ઉતરેલી જણાતી કે તેનો છાંયો સદાકાલ તેણીની ચશમોમાં છવાઇ રહેલો હતો. લોકો પહેલીજ નજરે કહી શકતાં કે આ બુલંદ મહા-લની શેઠાણી કાઉનટેસ લેંગડોક એક સુખી બાનુ ન હતી.

પોતાની બેટીને આવતાં જોઇ તેણી પોતાના મખમલી દીવાન ઉપરથી ઉઠીને ઉભી થઇ.

"ફેલીસ, ફેલીસ, તું કહાં હતી? મને ખબર મલી કે તું તારી દાસીઓ વગર એકલી જંગલમાં ફરવા ગઇ હતી. ખચીત ફેલીસ આવો ભટકવારો તારા કાઉંટ પપાને ગમશે નહી. તેતું—"

"હા માતાજી, હું જાણુંછ કે પપાને તેવું ગમતું નથી" ફેલીસ તુરતજ પટામણે હસકે બોલી ઉઠી. "પણ તેવણ તો હાલ પેરીસ છે અને મારી ખાત્રી છે કે તમે તેવણને એ બાબે કાંઇ કહેશો નહી. બહાર એકલું ફરવું હરવું કેવું ખુશનુમા લાગે છે. પપા હમેશાં અરધા ડજન નોકરોના રસાલા સાથે મને ફરવા મોકલેછ તે મને જરા નહી ગમતું. હું તેવી વખતે એકલી ફરતી ખેડુતની છોકરીનીબી અદેખાઇ કરુંછ અને તારે હવે મેમી ડીયર, તમેજ મને કહો કે તેવી એક તક મને મલે તો હું તે પકડી પારૂં, અને થાકેલા નોકરોને જરા આરામ લેવા દઉં તે સારૂં કની"

કાઉનટેસ મમા હસ્યાં "હું ધારૂંછ મારી દીકરી કે તે કુદરતીજ છે"

"મારા પપાની સખતાઇ મને બીલકુલ ગમતી નથી, હર પલે ને ડગલે ડગલે મોટાઇ જાળવવાનો ફંદો

મને ગમતો નથી. જુવો મમા, આપણાં ખાણાંના અએવાંનમાં નોકરોના રસાલા વચ્ચે બેસીને ખાણું લઇએ તેને બદલ અહીંજ આ ઓરડામાં મંગાવો. અહીં એકાન્તમાં તે વધારે સારૂં લાગશે" લેડી ફ્રેલીસ બોલી.

કાઉન્ટેસે તુરતજ ઘંટ તરફ હાથ લંબાવ્યો. નોકર આવતાં તેને ઘટતા હુકમો અપાયા. ફ્રેલીસ એક મખમલી ન્હાનું સ્ટુલ પોતાની મમાના પગ આગળ મુકી પોતે તેના ઉપર બેઠી.

"હવે મમા આપણે અહીં એકલાં વાતો કરીએ"

"તે પહેલાં તું મને કહે બેટા કે તું આટલો લાંબો વખત કયાં હતી?"

"તેની દમ વગરની વાત જવા દેવો, મમા મને આજે કાંઇ બીજુંજ સાંભળવુંછે. મમા તમે કોઇપણ દહાડે તમારી જવાનીની વાત મને કહેતાં નથી, બોલો, મમા તમે શું જવાનીમાં મારા જેવાંજ આકરાંને ઉછાછળાં હતાં?"

કાઉન્ટેસનો ચેહરો કાંઇ દુખભરી યાદથી કુમલાઇને ફીક્કો ફક્ક મારી ગયો. તેણીએ ધીમેથી પોતાની બેટીના રૂપાળા હાથો ઉઠાવી પોતાની ગમગીન આંખે દાબ્યા.

"તે વાતની મને યાદ ના આપ ફ્રેલીસ, પણ સાંભળ, હમણાં તારી ગેરહાજરીમાં મને એક કાગળ તારા પીતા તરફથી મળ્યુંછ, તે આવતે અઠવાડીએ પેરીસથી અહીં આવી પુગશે અને તે ધારેછે કે જવાન મારકવીસ એવ્રીન-ડ-બેરી તેની સાથે અહીં આવશે અને તે માટે તુંને તૈયાર થઇ રહેવા તે ફરમાવેછે" કાઉન્ટેસ લેંગડોક બોલી.

ફ્રેલીસ ચમકી અને તેણીનો ખુબસુરત ચેહરો ઉસકેરાટથી રાતો મારી ગયો.

"ઓ મમા" તેણી ફક્ત આટલુંજ બોલી અને હાથોમાં મોંઢ છુપાવી તેની ખફગીથી રડી પડી.

કાઉન્ટેસે ઘણુંજ હેતથી અને ભારે અફસોસની એક હાય સાથ વાંકી વળી ફ્રેલીસના ભીંજએલા ગાલ ઉપર ચીમ ચીધી. તે જવાન છોકરી ગુસ્સાભર ઉઠી, ચોબાજુ ફેરા ફરવા લાગી "એ હેતું ધીકકારવા જોગ છે. એક મુગા જનાવર માફક માત્ર સરખે સરખું ખાનદાન હોવાથી એકમેકનું જીગર પુછયા વીના જવાન જીવ વેચવા કહારવો? ઘણુંજ ઘાટકી" તેણી પોતાના પગો અફાળી બોલી "ઘણુંજ શરમભર્યું?".

કાઉન્ટેસ અફસોસીમાં ચુપ બેસી રહી.

"શું પપા એમ ધારેછે કે હું એક થોભલું છેરૂં કે મને કાંઇ લાગણી કે ઉમેદો હશેજ નહી. ઓ મેં આગલથી બેકુનાણુની જીંદગીની અદેખાઇ કીંધીછ, પણ આજના જેટલીતો નહીજ હોય. હું જનમીજ નહી હોતે તો કેટલું સારૂં."

કાઉન્ટેસે પથર ફાટી જાય એવી ઉંડી હાય મારી તે સાંભળતાંજ ફ્રેલીસ પોતાનો ઉછાછળો ગુસ્સો કાબુમાં લઈ ઝટ પોતાની માતા આગળ આવી તેઓને વળગી પડી.

"ઓ મમા, મમા, મારાં વ્હાલાં માયાળુ મા ખચીત તમે મારી ઉપર સખતાઇ કરશો નહી. મારી ઉપર રહેમ લાવો, ઓ મારા પપાને સમજાવો કે આવાં લગન ઉપરથી હાથ ઉઠાવે. આ મારકવીસ વીષે હું કશું જાણતી નથી, મેં તેને કદી જોયો પણ નથી અને જોવા માંગતીબી નથી. એ લગન અટકાવવાંજ જોઇએ."

"મને ફીકર છે મારા ફરઝંદ, કે હું તુંને જરાબી મદદ કરી શકશ નહી" ઘણીજ ગમખ્વારીથી તેણી બબડી.

"ઓ કોઇનેબી મારાં સુખની પરવાહ નથી?" તેણી ગુસ્સાથી પાછી બબાલી.

"ફ્રેલીસ" અતિ મીઠા કરગરતા અવાજે કાઉન્ટેસ ફક્ત આટલુંજ બોલી અને જવાન લેડી ફ્રેલીસ તુરતજ માથી માંગતી ગુંઠણુ પર પડી "મને માફ કરો મારાં મીઠાં મા પણ તમે કદીબી ખ્યાલ કરી શકશો નહી કે હું કેટલું ખમુંછ—"

"ખોદા સાહેદ છે કે તારૂં દુઃખ હું સમજી શકુંછ, મારી બેટી તે માતાએ ધ્રુજતે હોઠે કહ્યું.

"અને તમે મારો વાંક જોતાં નથી કેની મા?"

"મારી દીકરી તારો કસુરતો નહી. મગર એક નાદાન પક્ષી બંધ સળીયાના પાંજરામાથી છુટવા જેમ માથું અફાળે તેમ તું કરેછ. તું જાણેછ કે એ ચોકકું

હવે કદીથી અટકી શકનાર નથી, ત્યારે નસીબ સામે લડત કરવી સજાવાર નથી"

"ઓ ખોદા". તેણી બબડી.

તેણીની માતાએ આગળ ચલાવ્યું. "મારી વ્હાલી ફ્રેલીસ, કાં નહીં મારકવીસ એક તારે લાયકનો શુરો જવાન હોય, મેં આજ સુધી ઘણી બારીકીથી તારા ઉપર નજર રાખીછ અને મારી ખાત્રી છે કે તેં કોઇ ઉપર તારૂં દીલ બાંધ્યુ નથી ત્યારે કા નહી તુંને મારકવીસ એકદમ પસંદ પડી આવે."

"નહી, તેમ બનનાર નથી. ફક્ત મારાં નામ અને મારી દોલત ઉપર મને પરણવા તૈયાર થનાર એક મર્દ કદીબી શુરો કહેવાએજ નહી—"

"પણ બેટી તું ભુલી જાએછ કે તે તો આપણાં શેહરનો રવૈયોજ છે. ફ્રાન્સમાં એકમેકના છગર કરતાં એકમેકના ખાનદાન તપાસીનેજ જોડાં સાંધવામાં આવે છ. હું જાણુંછ કે એ જંગલી રસમ છે પણ અફસોસ, મારાં બચ્ચાં કે તેમાં હું કોઇબી રીતે અટકાવ નાખી શકતી નથી. તું હવે સમજમાં આવીછ ફ્રેલીસ અને એટલું તો જોઇ શકતી હોશે કે તારા પીતા અને મારા વચ્ચે કેટલો બધો તફાવત છે છતાં:—"

"હું તે જોઇ શકુંછ, નહાનપણથી હું તે જોતી આવીછ. તમો કઇ રીતે આપણી મીલકત પરના ખેડુતો સાથે વરતોછ અને બાવા કઈ રીતે તેઓ સાથે ચાલે છે તે હું જાણુંછ. જ્યાં તમે જાઓછ ત્યાં દરેક જણ તમુને હસતે ચેહરે આવકાર આપેછ, જ્યારે પપાને જોઇ ઘણાકતો છરેચોક મોહડું મરડેછ અથવા તેવણને સલામ કરવા ખાતર ઘરમાં ભરાઇ જાએછ. તેવી વખતે શરમીંદગીથી મારા ગાલ બરી જાએછ. પણ તે છતાં હું દીલસે કબુલ કરૂંછ કે એમાં બધો કસુર મારા પીતાનોજ છે. ઓ મમા, એવણ એટલા સખત. એટલા હદ બહાર બે રહેમ કાંવ છે?"

"હશ, હશ, મારી દીકરી, તુંને એમ બોલવુ છાજે નહી" તે માતા બબડી.

"મમા, મને ઘણીવાર એમ લાગેછ કે તમે પપાને પરણીજ કેમ શકીતાં હશો. તમે આવાં ખુબસુરત દયાળુ ધર્મી—"

"બસ બચ્ચાં, બસ, તારા પપાને હીણુંપતી દેનારો એકબી સખુન મારે સાંભળવો જોઇએ નહી કારણ તે મારો ધણી છે. હું ખરા દીલથી ઇંછુંછ કે આપણા મેહનતુ ખેડુતો તરફ તે જરા વધારે રહેમદીલનો બને. આપણે દરેકજણ ખામી વગરનાં તો છઇએજ નહી—"

"જાણે મારાં ફરેસતાઇ ખસલતનાં સાથમાં કાંઇબી ખાંપી હોય્એની?" ફ્રેલીસ બબડી.

"ફ્રેલીસ, મને મારે લગતો વીચાર કરવા ગમતો નથી. હું તારાં સુખનો વીચાર રાતદીન કર્યાં કરૂંછ. મારી બધી આશાઓ મેં જવાન મારકવીસ ઉપર બાંધીછ. મેં હમેંશ તેને માટે સારીજ ખબરો સાંભળીછ મારાં બચ્ચાં મારાં ખરા દીલની આ શીખામણ ધ્યાન ઉપર લે અને નસીબની સાંમે થવામાંથી બાઝ આવ. ખોદાના શુકર કર બેટી કે તારૂં દીલ બીજે કેહે તેં આપ્યુ નથી અને હવે મારકવીસ તારે માટે નક્કી થયોછ, તો તેને માટે દરેક સારા વીચારો તું કર અને તે તને ગમવોજ જોઇએ. ઓ ફ્રેલીસ મેં જે જે ખમ્યુંછ તેમાંથી ખોદાતાલા તારો હમેંશા બચાવ કરો એવી રાતોદીનની મારી દુવા છે"

"તમે મમા—" તે દુખી ધ્રુજતો અવાજ સાંભળી ફ્રેલીસ પોતાની માને વળગી પડી.

"હશ, હશ, બચ્ચાં, નોકરો ખાણાની ટ્રે લાવેછ—"

તેજ વખતે થોડાક નોકરો અંદર આવ્યા અને ત્યાંની મેજ ઉપર ખાણું ગોઠવી બતી વધારે બગુકદાર બનાવી પોતાની શેઠાણી તરફની ઇસારત થતાં તુરતજ ઓરડો છોડી ગયા.

## પ્રકરણ બીજું.

આપણે ગયા પ્રકરણમાં વાંચી આવ્યા તે પ્રમાણે સેંગરોક કાસ્ટલની શેઠાણી કાઉનટેસ સેંગરોક અને તેની બેટી ફ્રેલીસ પોતાના ઓરડાનાં એકાંતમાં નોકરોના રસાલા વગર એકલાં રાતનું ખાણું લેતાં હતાં. કાઉનટેસે પોતાની બેટીને ખબર આપી હતી કે હવે થોડાજ વખતમાં તેણીનો પીતા પેરીસથી પાછો ફર-

તે ઉપર એક ઓવરકોટ પેહરી લેજો, તેનાં ગજવામાં એકાદ બે કાગળો તમારે નામનાં, અથવા તમારે નામની પોકેટ બુક અથવા નામનાં કાર્ડ રાખજો; લાંસ નહીં મલે તો ઓવરકોટ મલે ત્યારે તમે મરી ગયાછ એમ પૂરવાર થશે. હું તમને ત્યાં મલીશ. આવતી કાલ સવારમાં મી૦ સેમ્યુઅલ ઓર્ડને તમે મુવેલા સાંભલશો, ચાલો 'ખલાસ, મારે બીજા કામો આટોપવાં છે."

સેમયુઅલ ઓર્ડ ઉઠીને ઉભો થયો, તેને ટીકી ટીકીને તેના ચ્હેરાપરથી કંઇક જોવા જાણવાની મેહનત લીધી પણ કશાંમાં હોયજ નહીં તેમ પીન્ચ બાવા દસ્તા બેઠા.

"રાતે બાર વાગે!"

"રાતે બાર વાગે."

"હું ત્યાં જઇશ. ?"

"હું ત્યાં મલીશ."

આ પ્રમાણે છેલ્લી વાત પછી તે છુટો પડયો, ને દરવાજો બંધ કરતો ગયો.

"એ સેમ્યુઅલ ઓર્ડ જેવો સાદો તો છેજ નહીં, કોણને છેતરવા આવ્યોછ? ઝપાટામાં નામ પુછ્યું તેનો જવાબ એક આંચકો ખાઇને આપ્યો તે વખતે સેમ્યુઅલ કેહવાતા સાહેબ, તમારા ચ્હેરા પરનાં ફેરફારથી બંદો ચેતી ગયો કે તમે મને જોડી કાહડેલું નામ આપોછ. ભોળા ભટાક અને ઓલ્યાગપાટ દેખાવા માંગો પણ સીલાસ કંઇ છેત્રાયકે! સરસ્વતી માતાનાં મજનુન આશીક જણાઓછ. જ્ઞાનનાં પુંજારી, જ્ઞાનનાં ભંડારી શીર્યા જણાઓછ." તેનાં જવા બાદ જોશી માહરાજ સીલાસ પીન્ચ બબડયા "તું સેમ્યુઅલ ઓર્ડ નથી, એમ જાહેર કરનારૂં લખાંણુ મેં તને પરબીડીમાં બીડી આપ્યુંછ, મારી પકકીજ ખાત્રી છે કે બાસેબાસ સાચાં વચની જણાતો તું માણુસ કદીબી એ વિશ્વાસ ભંગ કરશેજ નહીં. દાઢી ને ભવાં ખોટાં હોય તો; હોય બીઃ હોયબીઃ"

તેજ રાત્રે સીલાસ ટ્રાફલગર સ્કવેર આગળ આવ્યો, કોતેટલાં એક મોટો જેવો આવરકોટ ઓઢીને ત્યાંજ ખોરી કરતો ઉભેલો સેમ્યુઅલ ઓર્ડ સામો થયો. તેનો કોટ વળી ઘણોજ જુનો અને ચરકુળાં માણુસને લાયકનો હતો.

"જરાક લટાર મારે? હજી ઘણો વખ્ત હાથમાં છે."

"હું તમારો ફરમાવેલો બંદો છું, સાહેબ." તે બોલ્યો અને સીલાસ સાથે ચાલ્યો. તેનો હાથ હાથમાં લઇને ઝાડોની ઘટા વચ્ચે પસાર કરતાં પંડીતજી બોલ્યા."

"તમે જાનોછની કે મારો ઇરાદો તમુંને આપઘાત કરાવવાનો છે. ઢોંગી આપઘાતથી તમે દુન્યામાં જીવતાં છતાં મુવેલાં જાહેર થશો. પણ લોક ચર્ચા ઘણી થશે."

"જેમ ચર્ચા જાગે તેમ સારૂં. મારૂં મોત લોકનાં માન્યામાં ને સાંભલવામાં આવશે."

"હવે મરવાને થોડો વખ્ત બાકી છે. જુનાં શરીરમાંથી એ શરીર સાથે લાગતાવળગતાપણુ ધરાવનારાઓ ઉપર કંઇ કશું કેહવાડયુંછ?"

"એક છલતુંબી નહીં. કંઇ નહીં.

"વારૂં ત્યારે. તમારે જે કરવુંછ તે એટલુંજ કે સાંમે રેલ્વેનો દાદર જણાયછ તે ઉપરથી ચઢીને સાંમી પારે ઉતરી, નદીને કીનારેનાં પુલ ઉપર ધીરે ધીરે ચાલજો, એ પુલને શરૂઆતને જગ્યેજ એક કોન્સટેબલ ઉભો રેહછ તે તમને પુલ ઉપર જતાં જોશે. અડધે રસ્તે જઇ લાગો ત્યારે ધીરેથી તમારાં નામનો કાર્ડ ધરાવતો પેલો ઓવરકોટ આંગમાંથી કાઢીને પુલ ઉપર નાંખી જજો, ઝપાટામાં ચાલીને પુલને છેડેનાં ડાબા હાથનાં રસ્તાની પેહલી ગલીમાં ૧૪ માં ઘર પાસે જઇને ઉભા રેહજો, હું તમારી પાછળજ રહીશ અને ત્યાં આપણે મલીશું. ચાલો, તમે જતા થાઓ. હું થોડે છેટેથી પાછળજ આઉંછ. પુલને અડધે છેટે ઓવરકોટ નાંખવા ભુલતાનાં.

સેમ્યુઅલ ઓર્ડ કંઇ બોલવા માંડયું. પણ વિચાર ફેરવી નાંખી ફરમાન બજા લાવવા ચાલતો થયો. દેખાઇતી મોટી સફેદ દાઢીવાળા તરફ જોતાં તેની ઉમરનો ખ્યાલ કર્યે તો તેનાં પગલાં તેને ઘણી નાહની વયનો બતાવવાનું કરતાં.

હેઠે ફ્રાયલમાં તે ખુંટી બેઠી હશે. "કેવી વાત હું" અને પીન્ચ હસ્યો.

"બીજું શું કે સેમ્યુઅલ ઓર્ડ કોણ હતો? તેની ફેમીલી કયાં છે? તેનાં દોસ્તો કોણ છે? કોણને ને કયે ઠેકાણે ખબર આપવી તે બધું કંઇ ખબર નથી પડતું, પોલીસે ઓવરકોટમાંથી તેનાં નામનો કાર્ડ કાઢ્યો તે ઉપર 'ટેક્ષાસ' અમેરીકા કરીને લખેલું. બધી નજરે જોનાર વાત કેહનાર ફકત એકલો હું જ સવારનાં પેપરમાં કોઇ નહીં જણાવશે સેમ્યુઅલ ઓર્ડ નામનો લાંબી દાઢીવાળો ઘરડો પુરૂષ નદીમાં આપઘાત કરી મુવોછ એવી વાત જાહેર થશે. તમે માંગતા તે મલ્યું."

પોતાનાં મોતની વાત સાંભલી જાણે કેવોક જીવ ઠર્યો હોય તેમ મોટોરની સીટપર અઢેલીને બેસી તે સારી રીતે હસ્યો.

"આ ફાર્સ ભજવતાં મેં તમને પાછળથી જોયા, તમને હેભતની ચીંચપારી મેલતાંબી સાંભલ્યા, તમારો મોંહ ઉપરનો ડરામણા મોતનો ખ્યાલ આપનારો હેબ-તાવનારો દેખાવ મેં જોયો, ઓહ! તમે સંપુર્ણતા ધરાવોછ, મને મુવેલો પુરવાર કરવાનો તમારો નાહનો નાટક ખરેજ ફત્તેહમંદ છે. પીન્ચ હસ્યો, ને બોલ્યો.

"હવે વાત એમ છે કે મારેથી કંઇ નવુંજ નામ આપવું કેની? તેથી મેં જ્યોર્જ જેક્સન નામ પોલીસને આપ્યુંછે, અને લાસ મલે તો મને સેવોય હોટલમાંથી તેડી મંગાવે એમ જણાવ્યુંછ. આજે બપોરે તમારા ગયા પછી સેવોય હોટલમાં એક રૂમ મેં ભાડે રાખ્યો. તે પછી શોફરને આ ગાડી લાવી ને ચોકસ રસ્તે રાતનાં એક વાગતે તૈયાર રેહવા કહેલું તેમ એ ગાડી બી તૈયાર આવી ઉતરી; તે છતાં તમુને લાંબો વખ્ત ખોટી રેહવું પડયું તેથી દીલગીર છું."

"ઝાઝો વખ્ત મને ખોટી રેહવું પડયું નથી. હવે આપણે ક્યાં જઇયે છે?"

"કેન્ટ પરગણાંમાં મારી એક નાહની કોટેજ છે, ત્યાં આપણે જઇયેછ. બેચાર દહાડા તુલીક ત્યાં વસ્તીથી દુર રેહીને ભરી બ્યમાં જે પ્લાન રચવે હોય તે રચજો. તેટલાં હું તમને મુકીને પાછો ફરી, સવારનાં પેપરો લઇ આવીશ. એમાં તમ[illegible] ખબરો વાંચીને તમને શંતોષ વળશે ખરેર [illegible]

"ખચીતજ:" [illegible]

"વળી તમને ગમે તેટલો વખ્ત [illegible] મુબારક, એ મારી ગરીબડી ઝુંપડીમાં ર[illegible] વાંચનની ચોપડીઓ, સારા સારા દારૂનાં બોયરો [illegible] સીગરેટો જે માંગશો તે તમારી સેવામાં હાજ[illegible] મારાં મુવેલાં માંણુસ, તમે મને ચમટીમાં મારી નાંખો તેવા તંદુરસ્ત ને મજબુત જણાઓછ."

બન્ને ખીલખીલ: અવાજ કરીને ગાળમાં હસ્યા.

ધીમું સહવારું પડી ચુકયું હતું, ગુલાબી ઠંડી વાતી; જ્યારે તે મોટોર પીન્ચની નાહની સુંદર વાડીમાં દાખલ થઇ દરવાજે ઉભી. ત્યાંથી એક સુઘડ નીકળી આવ્યો અને કુરનસ બજાવી હુકમ લેવા હાથ ટેકવી ઉભો. (કોઇ કેહશે કે નોકર હુકમ આવ્યો ને કમરે હાથ શાનો? પણ પગ લચકા[illegible] ડોકને મરોડ આપી, એક હાથ કમરે દેવો, એ તરફનાં નોકરને શેઠ તરફ મોટો મહલાજો બતાવવા[illegible] શીખવેલું હોયછ)

"વીસ મીનીટમાં બે જનનો નારતો જોઇએ, ખુદ!" પીન્ચે હુકમ આપ્યો. "ચાલો સાહેબ, મારૂં માંણસ તમને નાહવા ધોવાની સગવડ કરશે. હવે ફરાગત થઇને ઘરમાં હોવો એમજ માનજો."

તેઓ ત્યાં જરા વારમાં નવા જુના થઇ ગયા નાસ્તો લીધા બાદ ગામમાં જવા પીન્ચ તૈયાર થ[illegible] આવી ઉભો. "તમારો કંઇ હુકમ છે? ત્યાંથી [illegible] લાવવું લેવું છે?" તેને જતાં પુછયું.

સેમ્યુઅલ ઓર્ડને ત્યાંની જગ્યા ઘણી પ[illegible] તેમ વરંડા પરની મોટી ખુરસીપર અઢેલી પડયો [illegible] મોતનાં સમાચાર!"

"તે તમને મલશે. હવે મારે ત્યાં જોઇયે કે ત્યાં પોલીસ શું ધારેછ. આવતાં નુ[illegible] આવીશ તેટલાં બુક તમારી દરેક-સગવડ સાર[illegible] ચાલો સાહેબજી."

એમ કહી સાહેબજી કરતો મોટોરમાં જ[illegible] ધુળની વાદળીઓમાં ગુંચાઇ ગયો.

જોડીને તારી પાસથી માફી માંગી લઉંછ, અને ખરા, દીલથી તને કાબેલ્યત સ્વિકારૂંછ."

"સિકારીછ ખરા કે દોસ્ત?" ફત્તેહથી હરખાઇને હસતાં પીન્ચ બોલ્યો. "પણ ત્યારે સેમ્યુઅલ ઓર્ડ? તે કેવો હાઈ?"

"માફ: માફ:" તેને પાછા બંન્ને હાથો જોડયા. "તે કોઈ નહીં જણાયલો માંણસ, પાછો નહીં જણાતો થઇ ગયોછ. જોડી કાઢ'શે. માંણસ જોડી કાહડેલાં મોતે મુએછ."

"સારૂં, સારૂં. પોલીશ માથું કુટીને મરી જશે યા તેનાં સગાં કે દોસ્તોનો પત્તો મેળવવા પામશે નહીં. એટલી તસ્દી આપુંને ઓછી."

પ્રોફેસર બેનટ્રી પીન્ચને બનાવવા આવ્યો, અને તેનું ચોર પકડવા ગયો પણ પોતેજ ફજેત થઇને માફ માંગતો બેઠો. "આજનાં દીવસની મારી ફત્તેહની યાદમાં મારે એક માહભારત કામ કરવું જોઇયે. આ તમે મને જે રૂ. એક હજારનો ચેક ભરી આપયોછ, તે સેમ્યુઅલ ઓર્ડને નામે તેની યાદમાં હું અને તમે બન્ને મલીને એકાદ ચર્ચમાં તખ્તી કોત્રાવ્યે, યા એકાદ કુવો તળાવ ખણાવ્યે, યા એકાદ હોસપીટાલમાં બિછાંનુ આપ્યે. હું ધારૂંછ આ મારી વાત તમને ગમશે!" પ્રોફેસર બેનટ્રીએ તેની ઘણી તારીફ ગાઇ, આ છેલ્લા વાકય પરથી તે પૈસાનો ભુખ્યો નથી એમ તેને જોઇ લીધું.

"આફ્રીન: આફ્રીન: દોસ્ત, તું તારી વિધ્યાને જોરે એક નહીં ઉકેલી શકાય તેવું ઉખ્ખાણું થઇ પડયોછ. એક નહીં હરાવી શકાય તેવો જાણકાર, ફત્તેહમંદ જાણકાર પુરવાર થયોછ."

# દિવાને શયદા.

## રંગ બતલાવ્યો.

### (ગજલ)

સનમ તારી જુદાઇનો જમાને રંગ બતલાવ્યો,
અચાનક આપત્તિનો આ જમાને રંગ બતલાવ્યો,
જીગર માંહિ હતી આશા પ્યાલો વસ્લ પીવાને,
બદલ તે ઝેર પીવાને જમાને રંગ બતલાવ્યો,
શરાબે ઇશ્કનું પ્યાલું, મેં લબપાસે ધર્યું તું પણ,
પિધા વિણું ફોડવા તેને જમાને રંગ બતલાવ્યો,
બગીચો આ બનાવ્યો મેં હવે નિજ હાથથી હાયે,
પુરો પામાલ કરવાને જમાને રંગ બતલાવ્યો,
અતિશે જેહમતો એંચી વફાદારી કરી જ્યાં મેં,
વફાપર બેવફાઇનો જમાને રંગ બતલાવ્યો,
ગરેબાં ચાક આ દીધું વહે છે ચશ્મથી ધારાં,
રે પથ્થર સર પટકવા ત્યાં જમાને રંગ બતલાવ્યો,
તમન્ના તીર ખાધાને હવે શમશીર ના નીચે,
ગરદન આ ઝુકાવાને જમાને રંગ બતલાવ્યો.

હરજી લવજી દામાણી.

વાઘની માફક ઝનુનથી ડોળા ઘુરકતા હમારી બન્નેની વચ્ચે આવી ઉભા. તેવને એમાયલને ઘણાક નાલાયક હીણપસ્તી ભર્યા બદ સુખનોથી હરધૂત કીધો. તેના પગ નીચેની જમીનને વટીક તેવને ધીકકારી કાઢી એમાઇલ આ બધો વખત એક સંગેમરમરના પુતલાં જેવો સ્થીર અને સફેદ મારી ગયો પણ તેની આંખ આતસના ગોળા માફક બળની હતી. મારા બાવાને કશોબી જવાબ આપીયા વના તે ચુપચુપ મારી નજદીક આવ્યો અને તદન કઠોર મારી ગએલા ખોખરા અવાજ—જે હજુરબી મારા કાનમાં ઘુમેછ—થી તે બોલ્યો, "નશીબ સામે વધુવાર લડવું ફોકટ છે. છેલ્લી સલામ. મારગ્રૅટ, ખોદા મારૂ બધુ સુખ તુને બક્ષે" અને હું કાંઇબી બોલું તે પહેલાં તે ત્યાંથી ચાલી ગયો. મારા પીતાંનો સ્વભાવ ઘણો કરડો હતો અને મારી દીકરી હું તેઓને તાબે થઇ; અને એમાઇલની છેલ્લી સલામ પછીથી એક માસે મને આ સેંગડોક કાસ્ટલની કાઉનટેસ દાખલ અહીં લાવવામાં આવી."

"ઓ મમા મમા, મારાં ફ્રેસતાઇ મમા" ફેલીસ ડચકાં ખાવા લાગી "ઓ તમે કેટલું ખમ્યું હોસે—"

કાઉનટેસ ગમીથી હસી. "મારા બચ્ચાં ગમગીની કાંઇ હમેશાં આદમીને મારી નાખતી નથી. વળી ભલા પાદરી ઍબીરેકડે મને ઘણી નશીયત દીધી અને મને શાન્ત કીધી, તેને મને સાફ કહ્યું કે ફ્રાન્સમાં એવોજ ધારો હતો કે બાપની મરજી મુજબ બેટીઓના ચોકઠા ગોઠ-વાતા અને હું જો ના પાડું તો મારા પીતા ખુદ રાજાની પરવાનગી મેળવીને મને પરણાવી આપશે, તે કરતાં તો બેહતર હતું કે મારે ચુપકીદીથી મારા પીતાની ખાહેશને તાબે થવું. અંતે મને તેમજ કરવું પડયું અને તે ભલા ધર્મગુરની નસીયતે મને મારા થએલા ધણી તરફની ફરજમાં ઓસ્તવાર રહેવા શીખવી. મારી દીકરી એ ઉપરથી તું જોશે કે તે માયાળુ ધર્મગુરની કબર ઉપર હું દર ક્રીસ્ટમસે ફુલ ચઢાઉંછ.

તારા જન્મ પછી—મારાં સુખ, મારા ઝવેર, મારા ખઝાના, તારા જનમ પછી હું વધારે શાન્ત થઇ. મેં તુને એ વાત કદીબી કહેવા ધારી હતી નહી, પણ હવે તારે માટે એવો વખત આવેલો જણાએછ કે મારા ઉપરથી તું દાખલો લઇ શકશે અને તેથી આ હકીકત મેં તુંને કહીછ. ફેલીસ, તું તારા પીતાની મરજીની ઉપર વારી થઇ શકશે નહી, અને તેથી મારા બચ્ચાં, મારૂં કહયું માન અને આ જવાન માટે સારા વીચારો તારાં મગજમાં એકઠા કર અને તું જનમભ-રની ગમીમાંથી બચી જશે.

"તે ભલા માયાળુ એમાઇલને તેને તમે ત્યાર પછીથી કદીબી જોયો કે, મમા?" ફેલીસે પુછ્યું.

કાઉનટેસ આ સવાલથી લગાર ગુસ્સે થઇ પણ શાન્તીથી જવાબ દીધો.

"બે વખત, એક વખત પેરીસમાં જયારે હમારી ગાડીના ઘોડા ભડકયા ત્યારે તેને મને તદન મોતમાંથી બચાવી તે એક સખુનબી બોલ્યો નહી. બસ મને કા-ઉન્ટના હાથોમાં સોંપી પોતે ટોળામાં ગુમ થઇ ગયો. તારા બાવા તેની હસ્તી વટીક જાણતા નથી."

"અને બીજી વેળા?" દીકરીએ સવાલ ચાલુ રાખ્યા.

"અહીં આપણાં મહેલ આગળ તું ન્હાની હતી અને હું તુંને બાગમા ફેરવતી હતી ત્યારે મેં તેને બરાબર જોયો. તે વધારે મજબુત અને દમામી દેખાતો હતો, તેની આંખોમા તેજ, માયા અને પ્રમાણીકપણાનો છાપ હતો, આપણને જોતાંજ તેને પોતાના બન્ને હાથો છાતી ઉપર વાળી મુકયા"

"અને તમે તેની સાથે વાતો કીધી, મમા"?

"નહીં મારી દીકરી, હું ભુલી ગઇ નહી હતી કે હું કાઉન્ટ સેંગડોકની ધણીવાણી હતી," કાઉનટેસ બબડી. "ગરીબ એમાઇલ; હું જો તમારે જગે હતે તો તેને બેચાર ઉપકારના સખુનો કહી સંભળાવતે—"

"ફેલીસ હું દલગીર છું કે તું વધારે ઉછાછળું મગજ બતાવેછ, આ વાત કરવાની મારી એકજ મક-સદ છે અને તે એજ કે માબાપના મતને ના તાબેદાર થવું નહી. આપણાં રાજમાં તેમ બની શકતુંજ નથી. હવે બોલ, ફેલીસ, મારકવીસ માટે તારો શું વીચાર છે?

કાઉનટેસને નારાજ બનેલાં જોઇ ફેલીસ નરી પડી "મમા, પહેલાતો હું પપાને સમજાવી જોવશ

જોડીને તારી પાસથી માફી માંગી લઉંછ, અને ખરા દીલથી તારી કાબેલ્યત સ્વિકારૂંછ."

"સ્વિકારોછ ખરા કે દોસ્ત? " સ્નેહથી હરખાઇ ને હસતાં પીન્ચ બોલ્યો. "પણ ત્યારે સેમ્યુઅલ ઓર્ડ? તે કેવો માણસ?"

"માફ: માફ:" તેને પાછા બંન્ને હાથો જોડયા. "તે કોઇ નહીં જણાયલો માણસ, પાછો નહીં જણાતો થઇ ગયોછ. જોડી કાઢશ. માંણસ જોડી કાહડેલા મોતે પુગ્યોછ."

"સારૂં, સારૂં. પોલીશ માથુંકુટીને મરી જશે યા તેના સગાં કે દોસ્તોનો પત્તો મેળવવા પાંમશે નહીં. એટલી તસ્દી આપુંને ઓછી." પ્રોફેસર એનટ્રી પીન્ચને બનાવવા આવ્યો, અને તેનું મોં પકડવા ગયો પણ પોતેજ ફજેત થઇને માફ માંગતો બેઠો. "આજના દીવસની મારી ફત્તેહની યાદમાં મારે એક માહલારત કામ કરવું જોઇયે. આ તમે મને જે રૂ૧ એક હજારનો ચેક ભરી આપયોછ, તે સેમ્યુઅલ ઓર્ડને નામે તેની યાદમાં હું અને તમે બન્ને મલીને એકાદ ચર્ચમાં તખ્તી કોત્રાવ્યે, યા એકાદ કુવો તળાવ ખણાવ્યે, યા એકાદ હોસપીટાલમાં બિછાનું આપયે. હું ધારૂંછ આ મારી વાત તમને ગમશે!" પ્રોફેસર એનટ્રીએ તેની ઘણી તારીફ ગાઇ, આ છેલ્લા વાકય પરથી તે પૈસાનો ભુખ્યો નથી એમ તેને જોઇ લીધું.

"આફ્રીન: આફ્રીન: દોસ્ત, તું તારી વિધ્યાને જોરે એક નહીં ઉકેલી શકાય તેવું ઉખ્યાણું થઇ પડયોછ. એક નહીં હરાવી શકાય તેવો જાણકાર, ફત્તેહમંદ જાણકાર પુરવાર થયોછ."

# દિવાને શયદા.

## રંગ બતલાવ્યો.

(ગજલ)

સનમ તારી જુદાઇનો જમાને રંગ બતલાવ્યો,
અચાનક આપત્તિનો આ જમાને રંગ બતલાવ્યો,
જીગર માંહિ હતી આશા પ્યાલો વસ્લ પીવાને,
બદલ તે ઝેર પીવાને જમાને રંગ બતલાવ્યો,
શરાબે ઇશ્કનું પ્યાલું, મેં લબપાસે ધર્યું તું પણ,
પિધા વિણ ફોડયું તેને જમાને રંગ બતલાવ્યો,
બગીચો આ બનાવ્યો મેં હવે નિજ હાથથી હાયે,
પુરો પામાલ કરવાને જમાને રંગ બતલાવ્યો,
અતિશે જેહમતો ખેંચી વફાદારી કરી જ્યાં મેં,
વફાપર બેવફાઇનો જમાને રંગ બતલાવ્યો,
ગરેબાં ચાક આ દીધું વહે છે ચશ્મથી ધારાં,
રે પથથર સર પટકવા ત્યાં જમાને રંગ બતલાવ્યો,
તમન્ના તીર ખાવાને હવે શમશીર ના નીચે,
ગરદન આ ઝુકાવાને જમાને રંગ બતલાવ્યો.

હરજી લવજી દામાણી.

આદમી આહતું નથી અને જો મામલો ખચીત ગંભીર હોએ તો મને મારા ધણી માટે ઘણી ચીંતા લાગેછ "

"મમા તેમ છે ખરૂં. મેં ઘણી વખત ખોદા પાસ દુવા ગુઝારીછ કે મારા પપાને મીઠો દયાળુ સ્વભાવ બક્ષ. ઓ મમા, એવણ આપણા ગરીબ ખેડુતો તરફ એટલા સીતમકારક શું કામ થઇ શકતા હશે "

કાઉનટેસે એકદમ ઇશારતથી પોતાની બેટીને ચુપ કીધી. બહાર કોઇનાં પગલાં વાગતાં હતાં.

"મો. પીએરી આવેછ. હું એના આય સાંપ જેવાં લીસાં પગલાં ઉપરથી પીછાણી શકુંછ" ફેલીસ બોલી "મમા તમે એ બે બદામના આદમી સાથે ઘણા તોરથી વર્તજો, મને તો એને જોતાંજ ધીક્કાર છુટેછ."

"છટ ફેલીસ, મો. પીએરી તારા બાવાનો વિસવાસુ કારભારી છે" કાઉનટેસ બબડી. તેજ વખતે દરવાજો ધીમેથી ખોલી એક મધ્યમ વયનો પુરૂષ બપકાદાર કપડાંમાં સજ થએલો અંદર આવીને ઉભો. તે પહેલાં કાઉનટેસને નમીયો અને પછી ફેલીસને નમન કર્યું. તે નમનોમાં એમ ખુલ્લો અર્થ હતો કે મારાં શેઠીઓ હું તમારાં ખેતાબને માન આપુંછ પણ તેની આંખો જણાવતી કે તમે મને ધીક્કારોછ તેની મને પરવાહ નથી, કારણ કાઉન્ટ જેવા મુરખાને મેં એવો રંભાડી લીધોછ કે હું કાંઇબી હુકમો ચલાવશ તોપણ તમે મને કહાડી મુકશો નહી. કાઉનટેસ તેની આ ઢબછબ પામી ગએલી જણાતી.

"મેડમ, તમે મને બોલાવ્યો?" તે નમીને બોલ્યો.

"હા, મારે તમારા સાથ વાત કરવીછ, બેઠક લેવો." કાઉનટેસ બોલી તેણીનો હોકમ કરતો સત્તાવાન અવાજ અને રાણી મીસાલનો કુદરતી ટેક અને દબદબો જોઇ પીએરી એક પલ ઝંખવાયો. તેણીએ એક નીચી ખુરસી તરફ તોરથી આંગલી ટાંકી જે જોઇ છુપા કીનાથી પોતાનો હાથ પીસી પોતાને લાગેલી ખીજવાટ છુપાવવાની તજવીજ કરતો તે ઝટ બેસી ગયો.

"મેં કાઉન્ટ તરફથી કાગલ મેળવ્યુંછ, તેમાં તેઓ ફરમાવેછ કે આપણાં ફ્રેંજસના ગામડાંમાં ઘણી તકેદારી રાખવાની જરૂર છે. ખાસ કરીને આપણી ખેતી ઉપર કોઇપણ અંજાણ્યા આદમીને આવવા દેવો નહી, એમ હુકમ ફરમાવવાને કાઉંટને ઘણું સંગીન કારણ મલેલું છે." કાઉનટેસ બોલી.

"એવા હુકમો ફરમાવવાના સહેલ છે માઇ લેડી, પણ તે બજાવવા મુશ્કેલ છે. એ કરતાં તો મેડીટરેનીયન નદીનું પાણી ઓસારવાનું સેહલું પડે!" મો. પીએરી બોલ્યો. "મારે તે કાગલ જોવું છે"

કાઉનટેસ આ નફટાઇથી લાલ મારી ગઇ.

"મેં તમુને તમારા માસટરનો પેગામ પુગારયો છ, એથી વધારે તે કાગલમાં તમને લાગતું વળગતુ કશું નથી." તેણી ગુસ્સાથી બોલી.

"જેમ તમો મેડમની મરજી, મગર જો કાઉંટ પોતે અત્રે હતે તો આવા તેમનાં ફરમાનનું કારણ શું તે હું તેમને પુછી શકતે, હું ધારૂંછ માઇ લેડી કે તમે પોતેબી જાણતાં હોવાં જોઇએ."

તમારે તમારા માસ્ટરના હુકમો બજા લાવવાની ફરજ સમજવાની છે, તેના કારણો જાણવા માંગવાને તમને કશો હક નથી "તેણી હજુરથી શાન્તી રાખતાં બોલી."

"ઠીક, ત્યારે તમે મારાં કામમા વચ્ચે પડવાનું છોડી દેવો અને હું મારૂં કામ કરીશ. હરેક વખતે મુર્ખ ખેડુતો મારા પાસ આવવાને બદલ તમારા પાસ આવેછ પછી હું મારી સત્તા શી રીતે ચલાવી શકું!"

"મારો તમુને હુકમ છે કે મારા ગરીબ ખેડુતો ઉપર તમારે જુલમ ચલાવવો નહી. તેઓ મારી પાસ આવેછ તે મારી પોતાની ખાહેશથી છે."

"હું ધારૂંછ કે આ પ્રમાણે તમારા વચ્ચે પડવાનો જવાબ તમુને છેલ્લાં કાઉન્ટ તરફથી મલી ગયો હતો" મોં પીએરીએ એક અદાવતી નજર ફેંકતા કહયું.

કાઉનટેસના ગાલ ઉપર ફરી જોશમાં લાલાસ ચઢીયો. તેણી પોતાના ગુસ્સેમાજ ધણીનું અપમાન ભુલી ગઇ હતી નહી. તેણીએ પીએરીની ના કદરી માટે

# Fancy Needle Work.

# ફેન્સી નીડલ વર્ક.

લખનાર—**Irene.**

## બચ્ચાંની પેટી.

જોઇતી ચીજો:—બે આઉંસ "Lady Betty Ply" ઉન અને નંબર ૧૨ ના હાથીદાંતના સોયાની ૧) તથા ગરડન માટે એક વાર એળી રીબીન.

સોયા ઉપર ૭૨ ટાંકા લેવો, અને ૧૦ હાર. દી ગુંથો.

**પેહેલી હાર**—સાદી ગુંથો.

**બીજી હાર**—૧૨ ટાંકા બખીયાના લેવો, ૧૦ સાદા ગુંથો.

**ત્રીજી હાર**—સાદી ગુંથો.

**ચોથી હાર**—૧૨ ટાંકા બખીયાના ગુંથો, ૧૦ સાદા ગુંથો.

**પાચમી હાર**—સાદી ગુંથો.

**છઠી હાર**—સાદી ગુંથો.

**સાતમી હાર**—૧૦ સાદા, ૧૨ ટાંકા બખીયાના ગુંથો.

**આઠમી હાર**—બધા સાદા ગુંથો

ઉપલી આઠ હારો ૭ વખત ગુંથો, ને, જો મોહોડું બરચુ હોય તો વધારે લાઇન ગુંથજો. જો સાત વખત ગુંથશો તો ૫૬) હાર થશે.

**સતાવનમી હાર**—પેહેલી હાર માફક ગુંથો, અને છેલ્લા ટાકામાં આગલના દોરામાં એક ટાંકો ને પછવાડેના દોરામાં એક ટાંકો ગુંથો.

**અઠાવનમી હાર**—બીજા ટાંકામા આગલીની માફક એક ટાંકો વધારે ગુંથો, ને બાકીનું બધુ બીજી હાર માફક ગુંથો.

બીજી ચાર લાઇન તરાહ માફકની ગુંથીને નાકેના ટાંકામાં એકેકો ટાંકો વધારે ગુંથવો જેથી એ ચાર લાઇન પુરી થતાં ૭૮) ટાંકા રેહેવા જોઇએ.

**૬૩ મી હાર**—દસ ટાંકા સાદા ગુંથો. બાકીના બધા બખીયાના ગુંથો, ને ખભાં માટે ૧૨ નવા ટાંકા લેવો.

**૬૪ મી હાર**—બધા સાદા ગુંથો, બધા મલી ૯૦) ટાંકા થશે.

હવે તરાહ પ્રમાણે ૧૫ હાર ગુંથો.

હવે આપણે ખભાંને માથે આવી પુગીયા.

એટલે ખભાંની ૧૫) હાર ખલાશ થઇને ૧૬ મી ગુંથીએ. તેમા બગલ માટે ૨૪ ટાંકા બન કરો ને બાકીના બધા સાદા ગુંથી જાવો. હવે સુઇયા ઉપર ૬૬ ટાંકા રહયા. હવે ૮૦ હાર પુરી થઈ.

**૮૧ મી હાર**—બધા સાદા ગુંથો ને નાકેના બે સાથે ગુંથો.

**૮૨ મી હાર**—પેહેલો ટાંકો સેરવી લેવો, એક બખીયાનો ગુંથો, સેરવેલો ટાંકો એની ઉપરથી સેરવી લેવો.

બાકીના બધા બખીયાના ગુંથો ને નાકેના ૧૦ સાદા ગુંથો.

**૮૩-૮૪ મી હાર**—૮૧, ૮૨ માફક ગુંથો.

**૮૫ મી હાર**—બધા બખીયાના ગુંથો. છેલ્લે બે સાથે ગુંથો. હવે સુઇયા ઉપર ૬૧ ટાંકા રેહેવા જોઇએ.

**૮૬ મી હાર**—સાદી ગુંથો.

**૮૭ મી હાર**—બધા બખીયાના ગુંથો, ને નાકેના ૧૦ સાદા ગુંથો.

**૮૮ મી હાર**—સાદી ગુંથો.

**૮૯ મી હાર**—તરાહથી પેહેલી હાર માફક ગુંથો ને બગલ આગલ એક ટાંકો વધારો.

**૯૦ મી હાર**—એક ટાંકો વધારો ને બખીયાના ગુંથો. નાકેના ૧૦ સાદા ગુંથો.

**૯૧-૯૨ મી હાર**—૮૯ ને ૯૦ માફક ગુંથો.

**૯૩ મી હાર**—૬૫ ટાંકા સાદા, એક વધારો અને ૨૪ ટાંકા ખભા માટે નવા લેવો. બધા મલીને સુઇયા ઉપર ૯૦ ટાંકા થશે.

૯૪ મી હાર—સાદી ગુંથો.

૯૫ મી હાર—દસ સાદા, બાકીના બખીયાના.

૯૬ મી હાર—સાદી ગુંથો.

હવે બીજી ૧૩ હાર તરાહ માફક ગુંથી જાવો અને ૧૧૦ મી હાર—ગુંથતી વેળા આગલ માફક ખભાં આગલથી આઠ ટાંકા બંધ કરો, ને બાકીના સાદા ગુંથો.

૧૧૧ મી હાર—દસ સાદા, બાકીના બખીયાના પણ છેલ્લા બે ટાંકા સાથે ગુંથવા, જેથી એક ટાંકો ઓછો થશે.

૧૧૨ મી હાર—એક ટાંકો સેરવો, એક સાદો સેરવેલા ટાંકા ગુંથેલા ટાંકા ઉપરથી પસાર કરો. બાકીના સાદા ગુંથો.

હવે દરેક હાર તરાહ પ્રમાણે ગુંથવી.

૧૧૩ મી હાર—તરાહની પેહેલી હાર પ્રમાણે પણ છેલ્લા બે ટાંકા (ગળાં આગલથી) સાથે ગુંથો,

હવે પછીની ત્રણ હારોમા એજ પ્રમાણે ટાંકા ઓછા કરતા જવું, જેથી સુઈ ઉપર ૭૬ ટાંકા રહેશે (અહિયા પીઠ સરૂ થાય છે) સાત પટા પીઠ માટે થાય ત્યાં સુધી એ ૭૬ ટાંકા ઉપર તરાહ માફક ગુંથી જાવો. હવે ૫૭ મી હારથી—૬૩ મી હાર સુધી ગુંથ્યા જાવો. પણ ખભાં માટે બાર ટાંકા નવા લેવાને બદલે આઠ લેવો. આથી ૯૦ ટાંકા આગલ માફક સુયા ઉપર થશે. આગલના ખભાં જેટલું ઉંચુ ખભું ગુંથાયા પછી બગલ માટે ૨૪ ટાંકા બંધ કરો, જેથી સુયા ઉપર ૬૬ ટાંકા રેહેશે.

૮૧ મી હારથી ૯૩ મી હાર સુધી ગુંથી જાવો જેથી સુયા ઉપર પાછા ૯૦ ટાકા અને ખભાની પાહોલાઈ બરોબર થાય ત્યારે ટાંકા બંધ કરજો.

૧૧૧ મી થી તે ૧૧૬ મી હાર સુધી ગુંથી જાવો જેથી ૭૨ ટાંકા રેહેશે. હવે બીજા ફ્રન્ટ થાય છે જે માટે એ ૭૨ ટાંકા ઉપર ૭ સાત પટા થાય ત્યાં સુધી ગુંથી જઈ, પછી માટે ૧૦ સાદી હાર ગુંથી, બધા ટાંકા બંધ કરી નાખો. અને ખભાં ભાગને ઘણી સફાઈથી જોડી નાખો.

કીનારી—એક અણીના સુયા (Crochet એ છેલ્લા ખભાના ટાંકા બન કીધા ત્યાંથી ગુંથો એક સાંકરી એક ટાંકો છોડી એક આંટા સાથનો ટાંકો * થી ગોલ ગુંથી જાવો અને ઉન તોડી નાખો હવે પાછું પેહેલા ટાંકાથી સરૂ કરો અને પેહેલા નાકામાં એક આંટા સાથનો ટાંકો લેવો, ૩ સાંકરી, એક આંટા વગરનો ટાંકો (પીકટ) પાસેના આંટા સાથના ટાંકા ઉપર ગુંથો.

આ માફક ચાર આંટા સાથના ટાંકાને ચાર હોલ પડે ત્યાં સુધી ગુંથો, તેજ ટાંકામાં એક આંટા સાથનો ટાંકો લેવો * એક હોલ છોડી બીજાં હોલમાં એક આંટા સાથનો ટાંકો લેવો એક પીકટ એક આંટા સાથનો ટાંકો એક પીકટ, એક આંટા સાથનો ટાંકો * થી છેડા સુધી ગુંથી જાવો.

એજ પ્રમાણે બીજા ખભાં ગરદન તથા નીચે ફ્રન્ટમા બધે ગુંથ્યા જાવો.



# આર્યાવર્તના વીર રત્નો.

[ ૧૮ ]

## મી૦ રતન જમશેદજી તાતા.

(લખનાર:—જે. એલ. ડી. બારભાયા.)

YE GENTLY WISE.

Ye noble few? who here unbending stand
Beneath life's pressure, yet bear up a while :
And what your bounded view, which only saw,
A little part deenidevil, is no more ;
The shade of false applause will quickly pass,
And one response to truth expressive all.

(Thomson.)

મ્હારી ખરી ડાનાઇ ?
લોક હિતકાજે દેહ અર્પણ કરનારાં બહુ જુજ છે,
દેજે તોફાની જીંદગીમાં અસ્ખલીત રહે છે,
ઘડીકનું તોફાન સમયે આપ મેળે ટલી જશે,
એવું ધારી જેઓ કાર્ય કરવામાં પાછા ન હઠશે.
ઉંચ વિચારોના માર્ગમાં નિયમીત જાય છે,
અને તેમાંજ ડાનાઇ તણી સત્યતા સમાય છે.

(જેકોસન.)

હિંદુસ્તાનમાં આધુનિક કાળમાં એવું કોઇ જન્ સેજ હશે કે જેણે વ્યાપાર ઉદ્યોગના પિતા મર્હુમ મી. જમશેદજી નસરવાનજી તાતાનું નામ સાંભળ્યું ન હોય. તેમના બીજા પુત્ર મી. રતનનો જન્મ ઇ. સ. ૧૮૭૧ ના જાન્યુઆરીની ૨૦ મી એ થયો હતો. માતૃભાષાની અને અંગ્રેજીની કેળવણી લીધા પછી તેઓ સેન્ટ ઝેવીઅર્સ કૉલેજમાં દાખલ થયા હતા. ઇ. સ. ૧૮૯૨ માં તેઓનાં લગ્ન મી. અરદેશર મેરવાનજી સેઠનાં પુત્રી જોડે થયાં હતાં.

મર્હુમ મી. જમશેદજી તાતાની હૈયાતીમાં તેઓ મેસર્સ તાતા સન્સની કું૦ માં ભાગીદાર તરીકે જોડાયા હતા. અને હાલમાં તેઓ તાતાનાં સઘળાં સાહસો સાથે જોડાયલા છે. આખા હિંદમાં તો શું પણ આખા એશીઆમાં પ્રથમ દરજ્જાનું આવતું તાજ મહાલ હૉટેલ જે ઇન્ડીઅન હૉટેલ્સ કું. લી. ને હસ્તક છે તે સંસ્થાના તેઓ પ્રમુખ છે. તે સીવાય લન્ડન ખાતેની મેસર્સ તાતા લીમીટેડ, અને અત્રેની તાતા આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ; તાતા હાઇડ્રૉ ઇલેક્ટ્રીક પૉવર સપ્લાઇ કું. લી; તાતાની સર્વે મીલો; આફ્રન લેડ માઇનીંગ કું. લી; વગેરે ઘણી સંસ્થાઓના તેઓ ડાયરેક્ટર છે. હિંદુસ્તાનમાં તેઓની માલેકીની ઘણી મીલકતો છે. તે ઉપરાંત ઇંગ્લન્ડનાં મીડલ સેક્સ પરગણામાં ટ્વીકનહેમ ખાતે તેઓની જગ્યા છે, જ્યાં તેઓ વર્ષમાં ઘણા માસ સુધી રહે છે. થોડાજ સમય ઉપર તેઓએ પાટલીપુત્ર ખાતે શોધ ખોળ કરવા વાસ્તે મદદ આપી છે.

પુરાણી વસ્તુઓના સંગ્રહ અને સાહિત્યના તેઓ વિલાસી છે, અને તે માટે તેઓએ જે મદદો વખતો વખ્ત આપી છે તે પ્રશંસાને પાત્ર છે.

સરવન્ટસ ઓફ ઇનડીઆ સોસાઇટીને તેઓએ સંગીન મદદ કીધી છે અને દેશનાં હીતને લગતી બીનાઓમાં તેઓ છુટે હાથે મદદ કરવા ટેલા છે. આપણી તરફ ખઇનાં દર્દીઓના ઉપચાર ગૃહ, દક્ષિણ આફ્રીકામાં હીંદીવાનોના દુઃખ નિવારણાર્થે અને તેવાં અનેકાનેક સ્થળોએ તેઓએ જેટલી મદદ આપી છે એટલી ભાગ્યેજ બીજા કોઇ મુંબઇના રહેવાસીએ આપી હશે.

મુસાફરીનો તેઓને ઘણો શોખ છે, અને મુસાફરી કરવામાં તેઓને જરાપણ કંટાળો હોતો નથી. તે સિવાય ઝાડપાનની રોપણીમાં પણ શોખ ધરાવે છે. ઘોડેસ્વારીનો પણ સારો શોખ છે. પૈસાદારના પુત્ર તરીકે ગુણ ન ગણતાં આપણે તેઓની ઉદારવૃતિ તરફ નજર કરીશું તો જણાશે કે પરમેશ્વરે તેઓને જે અખુટ દોલત આપી છે તેનો તેઓ સદ્ ઉપયોગ કરે છે. ચાલુ માસની વીસમી તારીખે તેઓને ચુમાલીસમું વર્ષ શરૂ થશે; જે આપણે ઇચ્છીશું કે તેઓને દીર્ઘાયુષી બનાવી હિંદુસ્થાનના લાભનું વિચાર કાર્ય કરાતું જેમ બને.

# તે શું હુંજ હતો?

## (એક ટુંકી વાર્તા)

લખનાર 'રફીક'

હું ધારતો હતોજ કે મેરપતવારે સહવારે મારાથી ઓફીસમાં ટાઇમસર જવાશે નહીં; અને તેમ ધારવાને મારી પાસે કારણ હતું.

સહવારે છેક હું અસુરેથી ઉઠયો હતો, અને તેમાં મારો ખરૂં પુછો તો વાંક નહીં હતો. આજ ત્રણેક દહાડા થયા રાતે મને બરાબર ઉંઘ નહીં આવતી હતી અને જો ઉંઘ આવતી હતી તો કોણજાણે શા સબબસર બેચેની એવા ગલબો કરતી હતી કે તે રાત મારી સારી જતીજ ન હતી; તેમાં બુધવારની રાત તો મારી એવી ગઇ કે સુતો ત્યારથી તે ઉઠયો ત્યાં સુધી મેં દરેકે દરેક કલાક ગણ્યાજ કીધો. ત્યાર પછી કોણ જાણે કયારે મારી આંખ લાગી તે વાર જોઇ જોઇને મારી ઘેરવાલીએ મને જયારે મારાં બારણા ચોકી થાકીને સજાગર કીધો ત્યારેજ હું જાગ્યો; ત્યાર બાદ તૈયાર થતાં કોલરનું બટન પડી ગયું જે જેમતેમ ઘણા વારે શોધી કાઢયું, ત્યારે બુટ પેહેરતાં બુટની લેસ તુટી ગઇ એટલે મેંતો જાણ્યું'તુંજ કે નવને પંચાવનની ત્રેન જો મને મળશે તો પણ હારીસમાં હું અડધો કલાક લેટ થતસ પણ વળી મને એવો ધખારો થયાજ કરતો હતો કે નવને પંચાવનની ત્રેનથી મારાથી નહીં પકડાશે અને તે નહીંજ પકડાઇ, પણ કેવા સંજોગ વચ્ચે !

સ્ટેશનપર જતાં પોલીસ ચોકી આગળથી પસાર થતાં એક કોન્સટેબલ મારી આગળ આવ્યો અને મને અટકાવી બોલ્યો:

"જરા સાહેબ, એક મીનીટ અંદર આવશો? એક બાધવાને ઓળખવાને માટે અમને સાક્ષીઓની કાયદામાં ફરમાવેલી સંખ્યા પુરી કરવાની છે."

"એટલે! તમે શું કહોછ તે હું સમજી શકતો નથી, અને મારીથી હાલ એક મીનીટબી થોભાય તેમ નથી."

તે કોન્સટેબલ ઘણો નમાનો હતો તે છતા મકમ રહી બોલ્યો,

"હું દલગીર છેઉં સાહેબ, પણ તમારે મારી સાથે આવવુંજ પડશે: ઘણું તો તેથી તમને પાંચેક મીનીટ મોડું થશે. કલેપાર્કમાં થયલાં ખુનને લગતી બીના છે."

"ખુન! કયું ખુન?"

"કલેપાર્કનાં એક મકાનમાં જે ખુન થયું તે આજનાં બધાં પેપરોમાં છે. અમે જે એકને તે માટે પંકડયોછ તેને ઓળખાવવાનો છે અને તે વખતે જેટલા સાક્ષીઓ જોઇયે તેમાં એકજ ઘટે છે." મેં જોયું કે ઇલાજ નહતો.

મેં આવવાની હા કહીને તે મને પોલીસ ચોકીમાંના એક મોટા હોલમાં લઇ ગયો જ્યાં દજનેક બીજા શખ્સો હતા જેઓ પણ મારીજ માફક સપડાયલા હોવા જોઇયે. અમોને હારબંધ ઉભા રાખ્યા બાદ પોતાની વચ્ચે એક શખ્સને લેઇ બે પોલીસ કોન્સટેબલો અંદર આવ્યા, જેમની પાછલ પોલીસ સારજન્ટ આવ્યો.

"ચાલ, તું આ ગૃહસ્થોમાં ભેળાઇને કંઠબી ઉભો રહે" પેલા શખ્સને પોલીસ સારજન્ટે કહ્યું, અને તે બાપડો મારી પાસેજ આવીને ગોઠવાઇ ગયો. તે વિકાળ ચ્હેરાનો એક શખ્સ હતો અને તેણે ખુન કીધું હોવું જોઇયે કે નહીં તે પારખી લેવાને કાંઇ ઘણાં ચાલાક ભેજાંની જરૂર ન હતી.

તયાર બાદ એક ઔરત જે પેલા માર્યા ગયલાં શખ્સની ચાકરડી હતી તેને અંદર લાવવામાં આવી અને જે શખ્સ તેણીના કહેવા પ્રમાણે મંગળવારે રાત્રે તેણીના શેઠને મળવા આવ્યો હતો અને જેને તેણીએજ ઘરનું બારણું ઉંઘાડી અંદર દાખલ કીધો હતો તેને

અમારી હારમાંથી ઓળખી કાઢવાને તેણીને ફરમાવવામાં આવ્યું.

તેણીએ અમારી આખી હાર તરફ પોતાની સોડી જેવી આંખ્યો ફેરવીને જોયું અને મારી તરફ આંગળી કરીને તે બોલી.

"આય રેહયો તે શખ્સ!"

"તું સોગંદપર એમ કહેવાને તૈયાર છે?"

"હા."

"તેં કેમ જાણ્યું કે તે શખ્સ એવણુજ છે?"

"એવણુ ખભાં આગળથી જરા વાંકાં વળેલા છે. તે ઉપરથી એવણુને કેથેથીબી હું ઓળખી કાઢયા વગર રેહું નહીં."

અને તેણીએ જે કહ્યું તે ખરંજ હતું, કેમકે ઘણાક અભ્યાસીઓને આપણે જોઇયે છે તેમ હું મારાં ખભાં આગળથી જરા વાંકો વળેલો હતો.

"અરે, પણ ભલાં માણસ—"હું બોલવા ગયો, પણ મને ચુપ કરી દેઇ તે સારજંન્ટ બોલ્યો.—

"ચાલ જા હવે તારૂં કામ નથી."

અને પેલી ઓરત ત્યાંથી ચાલી ગઇ.

તે ગઇ કે પેલા બંધવાને લઇને પેલા બે કૉન્સ્ટેબલો ત્યાંથી ચાલી ગયા અને અમને પણ તે સારજંન્ટે ચાલી જવા કહ્યું.

હવે પેલી નવને પંચાવનની ટ્રેન હું ચુકયો કે તે પછીની ટ્રેનને હજી બીજો અડધો કલાક હતો, અને આ ઢીલથી મને ઉપજેલો કંટાળો અને કચવાટ જાણે થોડો હોય તેમ મને પેલી ઓરતે પોતાના શેઠના ખુની તરીકે ઓળખાવી પોલીસમાં મારી ફજેતી કીધી હતી!

"હું ઘણો દલગીર છેઉં, મીસ્તર" તે સારજન્ટ મારી આગળ આવી બોલ્યો. "એવી ભુલો વારંવાર બનેછ એમ તો તમેબી જાણતા હોસો, પણ અમારે મારે તો એ ભુલ ઘણી કમનસીબ કહેવાય, કેમકે ખુની સામેનો અમારો કેસ એવી ઘણો નબળો થયલો માની શકાય."

તે બીચારાને એ મોટી ખોટ ગયલી લાગતી હતી.

"પણ, વારૂં તમે તો તે મારી ગયલા શખ્સને પરમ દીને રાતના દશેક વાગતે મળવા તો નહીં ગયા હતા?" તેણે મને પુછયું.

"ખચીતજ, નહીં, ને હું જાણુતોબી નથી કે ખુન થયુંછ કોણનું? અને મને તે જાણવાની દરકારબી નથી. કેમકે પોલીસના મામલાની મને ખબર છે!" એમ કહી હું ચાલતો થયો. ખરૂં જો પુછો તો મને યાદ છે કે મંગળવારે રાત્રે હું કામપરથી એટલો થાકીને ઘરે આયો હતો કે નવ વાગ્યામાં હું ગોદું મારી ગયો હતો. અને ત્યારે હું સ્ટેશનપર આવ્યો અને મેં ઉપર કહ્યું તેમ ટ્રેનને વખત હોવાથી મેં એક પેપર ખરીદયું અને તે ઉખેડતાં મારી નજર

"સાઉથ લંડનમાં થયલું ખુન!"

એમ ચોકાવનારાં મથાળાં ઉપર પડી. એવી દીલમાંનું દોડતું લોહી બંધાઇ જાય તેવી ખબરો અકસર કરી હું વાંચતોજ નથી, પણ જ્યારે તે ખુનના સંબંધમાં પેલી ઓરતે મને સંડોવ્યો હતો ત્યારે તેને લગતી વિગત જાણવાની જીગ્નાસા હું થોભાવી શકયો નહીં.

પણ વાંચું શું? હજતો શુરૂઆત વાંચુ તેટલાંજ હું ચોંકયો અને તે પેપર મારા હાથમાંથી પડી ગયું કેમકે, જેનું ખુન થયું હતું તેનું નામ એન્ડ્રુ ફ્લેવરીંગ હતું અને તેને તો હું સારી પેઠે ઓળખતો હતો.

હવે નેન્સીનો નાજુક ખુબસુરત આકાર મારી આંખો સામે આવીને ઉભો. જેવી તે બે વર્ષની વાત ઉપર હતી તેવીજ આજેબી મને તે જણાઇ. તેણીની ઉપર મારો ઘણોજ પ્યાર હતો અને થોડોકવાર હું બી એવી આશામાં હતો કે તેનુંબી હેત મારી ઉપર હશે અને અમે પરણીને એક થઇશું.

પણ તેટલાં તો નાપાક ફ્લેવરીંગ અમારાં બેઉની વચ્ચે આવ્યો અને તેણીને તે જીતી ગયો. નેનસીએ પોતાનાં લગનમાં આવવાની મને ઘણી આજીજીથી અરજ કીધી તેને લીધે તેણીને બીજાની પરણેતર થતી જોવાને હું ગયો હતો અને તેણીને પાદરીને મોઢેથી

નીકળતો એકેક બોલ મારા મોતના ઘંટના એકેક ટકોરા જેવો મને લાગ્યો હતો.

તેણી પોતાના વરના હાથનો ટેકો લેઇ દેવળમાંથી જ્યારે બહાર નીકળી ત્યારે તે ઘણીજ સુખી દેખાતી હતી, પણ તે બીચારીનો તે સુખી અને સંતોષી દેખાવ છેલ્લીજ વારનો હતો, કેમકે કલેવરીંગ કાંઈ સારો ભરથાર નીવડયો નહીં હતો. તે તેણીની સાથે માયાથી ચાલતો નહીં હતો તો નહીં પણ તેણીને મારફાડ કરતો હતો અને મારી નેનસી એવી ગરીબ અને ગરવી હતી કે તે કંગાળની મારફાડથી તે ચલાવી લેતે પણ રફતે રફતે તે તેણીથી એવો અલગ થઇ ગયો કે દાહાડાના દાહાડા તેણીને તે મોંઢ નહીં બતાવતો હતો, અને ત્યારથી તેણીનાં દીલમાંથી ખુશી-મનમાંથી સુખ-અને ચ્હેરા પરથી સંતોષ તેણીને સદાનાં છોડી ગયાં હતાં.

લગભગ એક વર્ષ થયું મેં તેને જોઇ ન હતી અને જ્યારે એકાદ મહીનાની વાત ઉપર તે મને મળી હતી ત્યારે તેનો હાલ ખરેજ દયા ઉપજાવવા જોગ મને લાગ્યો હતો, અને જો ખરૂંજ પુછો તો તેણીનો તે દેખાવ જોયા પછી તેના ને તેના વિચારમાં મને રાત્રે ઉંઘ નહીં આવતી હતી. હવે તેણીને તેણીની આ કંગાળીયતમાંથી છોડવવાનો ઇલાજજ શું હતો? મને તો એમ લાગતું કે તેણી પોતાનાં આ દુઃખમાંથી તેનાં મોતે યાતો તેણીનાં પોતાનાં મોતેજ છુટી થાય. હવે આ અગાધ દુઃખમાંથી તે બીચારી મરીને છુટી થાય એમતો મારૂં ચાહવું હતુંજ નહીં અને હોયબી નહીં, અને ત્યારે આજે કલેવરીંગનાં ખુનની ખબરથી મેં જે એક છુટકારાનો દમ ખેંચ્યો તે એજ હતો કે મારી નેનસી સદાનાં દુઃખમાંથી હવે છુટી હતી! અને કલેવરીંગનો ખુની પછી તે પેગ પોલીસમાં મે જ્યલો બંધવો હોય કે કોઇ બીજો તે મને નેનસીનો સાચો હિતાર્થી લાગ્યો.

એટલાં મારી વ્હેન આવી પુગ્યાથી મારા નેનસી વિશેના વિચારોનો શેરડ અટકી પડયો. આરીસમાં તે દીને પણ કામ હતું એટલે ઉંડે અમુરેથી ઘરે આવીને તે ખુનને લગતી મેં હકીકત પુરે પુરી વાંચી.

તે ઉપરથી મને જણાયું કે મંગળવારની રાત્રે ૧૦ વાગે કલેવરીંગને મળવા કોઇ શખ્સ આવ્યો હતો. કલેવરીંગની ચાકરડી તેને આગળ પીછાણતી નહીં હોવાથી અને તેને પોતાના શેઠનાં મકાનમાં દાખલ કરતી વખતે અડછતો જોયલો હોવાથી તેણીએ પોતાના શેઠના ખુની તરીકે મને ઓળખાવ્યો હતો.

હવે પોતાના શેઠ કલેવરીંગને એમ મોડી રાત્રે કોઇ કોઇ મળવા આવતા હતા અને પેલા અજાણ્યા શખ્સની તે રાતની મુલાકાતમાં કશું અસાધારણ જેવું ન સમજતાં તેણીએ તેને તે મકાનમાં દાખલ કીધો હતો.

તે રાત તો એમજ પસાર થઇ, કશું અસાધારણ બન્યું નહીં હતું પણ જ્યારે મીસીસ કલેવરીંગ સહવારે ૭ વાગે સજાગરૂ થઇ ઉઠી ત્યારે તેણીએ જોયું કે તેણીના વરનું બીછાણું ખાલી હતું. તે પેલી ચાકરડી સાથે નીચે ઉતરી તો હૉલમાં તે બંન્નેએ કલેવરીંગને લોહીનાં ખાબોચ્યાંમાં મુવેલો પડેલો જોયો!

તુરત ત્યાં શોર બકોર થઇ રહ્યા અને દાક્તર આવી લાગતાં તેણે તેને ૭ યા આઠ કલાકનો મરણ પામેલો જાહેર કીધો.

જેને ત્યારે તે ચાકરડીએ રાત્રે દશ વાગે દાખલ કીધો હતો તેણેજ તે ખુન કીધું હોવું જોઇયે એમ સૌએ નકી માન્યું પણ જર જવેરાત દર દાગીના અને સઘળું જેમનું તેમ હતું એટલે તે ખુનનું કશું કારણ સમજી શકાયું નહીં.

તેની સાથે મને હવે કશું કામ ન હતું મને જે લાગતું વળગતું હતું તે એટલુંજ કે હવે નેનસીનું શું થશે તેનો વિચાર મને પડયો!

એ બધા વિચારોમાં હું મશગુલ હતો તેટલાં મારી ઘરવાલીએ લાવીને મારા હાથમાં એક કાગલ મુકયું, અને જ્યારે સીરનામાના અક્ષરો મેં નેનસીનાં હાથના પારખ્યા ત્યારે મારીગી ચોંકયા વિના રહેવાયું નહીં.

મેં તે તુરત ઉખેડીયું. તે કાગળ ઘણું ટુકું ને ટચ હતું. તે કયાંથી લખવામાં આવ્યું હતું તે તેમાં લખેલું ન હતું, તેમ તે જેણે લખયું હતું તેની સહી

પણ ન હતી માત્ર મેં અક્ષર પરથી પારખ્યું કે તે નેણુસીના હાથનું હતું, અને તે નીચે મુજબ હતું:—

"મારે તમુને જેમ બને તેમ જલદી મળવું છે. મારે ઘરે આવવાનું કાંઇ કામ નથી પણ મરકયુરી રોડને નાકે પોષ્ટનો થાંભલો છે ત્યાં રાત્રે આંઠ વાગે મને મળજો"

આ સેંદી કાગળ મને મળયું તે વખતે સાતતો વાગી ચુકેલા હતા અને તે કાગળ વાંચી તેની મતલબ માટે હું તો વિચારમાં પડ્યો.

મને તો તે કાગળ બે મતલબ સર લખાયું હોય તેમ લાગ્યું:

એક તો એકે કદાચ નેણુસીની ચાકરડીને માલમ પડ્યું હોય કે હું કોણુ હતો અને તેણીએ મને પોતાના શેઠના ખુની તરીકે ઓળખાવ્યાની વાત તેણે પોતાની શેઠાણીને કહી હોય યાતો નેણુસીને તેણીનાં આ દુઃખમાં મારી મદદની, મારી સલાહની જરૂર હોય, અને તે ચીઠી ગમે તેવા ભરમમાં લખાયલી છતાં મને તે લખવાનું આ છેલ્લું કારણુ વધુ સંભવીત લાગ્યું.

ઠેડવેલા વખતની દશ મીનીટ આગમજ હું મરકયુરી રોડને નાકેના પોષ્ટના થાંબલા આગલ જઇ ઉભો, અને મને ત્યાં આવ્યાને વીસેક મીનીટ થઇ હશે કે ત્યાં નેણુસી આવી પુગી.

તેણીએ અલબત કાળો પોષાક પ્હેર્યો હતો અને ચ્હેરાપર જાડો કાળો બુરખો નાંખ્યો હતો. તેણી મારી આગળ આવીને ઉભી રહેતાંજ તેણીનો હાથ મારાં હાથમાં હું લેવા ગયો પણુ તેણી "નહીં!" કરી બોલી મારી આગળથી બે કદમ પાછળ હઠી.

એ 'નહીં' બોલતી વખતનો તેણીનો અવાજ જોકે દયાજનક હતો તોપણુ તેમાં બીહીક અને ધિક્કારની ભેગી લાગણીનો કાંઇક અંશ મેં જોયો અને મને લાગ્યું કે તેણીની ચાકરડીએ પેલી પોલીસ પરની વાત તેણીને કહીજ હોવી જોઇયે. પણુ ખરેખર, તેમળી હોય તો મને લાગ્યું કે તે ખુન મેંજ કીધુંછ એવો તો શક તેણીને કદી આવવોજ ન જોઇયે.

હું તો તેણીને ટગર ટગર જોતો ઉભો. તેણીએ કાંઇજ બોલી નહીં અંતે અમાંથી એકનાં બોલ્યા વગર તે ચુપકીદી તુટવાની નહીં એમ સમજી હું પોતેજ બોલ્યો—

"તમે મને બોલાવ્યો?"

"હા, કેમ કે—કેમ કે—હું તમોને કહેવાજ માંગતી હતી કે મને આય ચીજ મલીછ." એમ કહી તેણીએ એક ચામડાંની વૉલેટ મારી સામે ધરી જેને મેં મારી પાકેટ બુક તરીકે તુરત પીછાણી.

"અરે, હા, એ તમોને કયાંથી મળી!" મેં અજબ થઇને પુછ્યું. "હું તે ગઇકાલ સહવારની શોધુંછ."

"તમે ત્યાં મુકી આવ્યાતા" તે બોલી.

"ત્યાં? એટલે કયાં" મેં અજબ થઇ પુછ્યું.

"હવે ઢોંગ કરવામાં લાભ શું મી. જેનકીન્સ? હૉલમાં નીચે આવતાંજ મને એ મળી અને જેવો મેં તેને બીચારાને તેની હાલતમાં જોયો તેવીજ મેં તે સંતાડી દીધી, અને જ્યારે પોલીસ આવી—"

હવે મને સમજ પડી

"ઓ ખુદા! તું એમ તો નથી ધારતી કે—" જેના જવાબમાં પેલી પાકેટ બુક જે હજીભી મેં મારાં હાથમાંજ પકડી હતી તે તરફ તે પોતાની આગળી બતાવતી ઉભી.

"હું જો ચાહતે તો એ પોલીસના હાથમાંજ મુકતે પણુ આગલી દોસ્તીને ખાતર મેં તેમ નથી કીધું."

નેણુસી, ખુદાના કસમ ખાઇને કેહુંછ કે તું કાંઇ જબરી ભુલ કરેછ. આજ વરસ થયું તારાં ઘેરમાં મેં પગે મુકયોજ નથી."

"આહ! તું કહેછ તે માનવા જેવી હાલતમાં હું જો હોઉતો કેવું સારૂં! તું કહેછ કે તું મારાં ઘેરમાં આવ્યોજ નથી તો આય પાકેટ બુક કેમ, પોતેજ ચાલીને આવી?"

હું શું જવાબ આપું! મારા મગજમાંથી તે વખતે તરેહવાર વિચારો પસાર થઇ ગયા.

"તેં એ નીચ કામ કાંય કીધું તે હું જાણુતી નથી અને જાણુવા માંગતીભી નથી. આપણે એકવાર એકમેકને જાણીતાં હતાં તેથી આય પાકેટ બુક તારે સ્વાધિન કરૂંછ, હવે આપણે એકમેકને મળવું નથી"

એટલું બોલી તે ફરી અને મારી આગળથી ચાલતી થઇ, અને તેણીને મેં ગમે તેટલી બોલાવી પણુ તેણીએ મારી તે અરજને કશીજ મચક આપી નહીં.

આડધો ઘેન્રા જેવો હું મારે મકાને આવ્યો અને જે બાબદમાં સદંતર અજાણપણે હું ગુંચવાયો હતો તેનું કારણ શોધવાનાં ફોકટ ફાંફાંમાં પડ્યો.

અંતે થાકીને હું સુવા જવા ઉઠયો તેટલાં મારા તે રૂમનું બારણું ઉઘડયું અને મારો એક દોસ્ત અંદર આવ્યો.

"અહો જેનકીન્સ! બચ્ચા, કાંઇ નસીબ કે આજે પરે મેળાપ થયો. પરમ દાહાડે રાતેથી હું આવી ગીયો પણ તું મળ્યો નહીં."

"પરમ દાહાડે રાત્રે? કયારે, મંગળવારે? મને મારી ઘેરવાલીએતો નહીં કેહ્યું કે તું આયો'તે।?"

"ઘેરવાલીને શું દરકાર પડીછ અને મારા આવ્યાની ખબર કદાચ તુને કહે—નહીં કહે તેથી તો હું તારે માટે ચીઠી મુકી ગીયો'તો"

"પણ હું મંગળવારે રાત્રે તો બહાર ગીયો'તોજ નહીં? હું તો જલદી સુઇજ ગીઓ હતો!"

"તું બાહાર નહીં ગીયો'તો! ત્યારે કયાં હવો?"

"બીછાણામાં, નવ વાગ્યામાં હું સુઇ ગીયો'તો"

"જા જા કોણુને સમજાવેછ? હું તારા સુવાના ઓરડામાંથી જઇ આયો તો—તો બીછાણું જેવું ને તું બીછાવેલું હતું"

"બીછાણું જેમનું તેમ હતું? એ શું બોકછ? કેટલે વાગે?"

"આશરે દશેક થયલાં હોસે."

"પણ દોસ્ત હું સવા નવેક સુવા ગીયો તે છેક સહવારે ઉઠયો."

"નોનસન્સ હું કેમ માનું? મેં તારૂં બીછાણુ ખાલી જોયું; તારો રગ તારા પગ આગળ પડી બંધ ગોઠવેલો હતો; ટકયા બરાબર હતા અને ચાદરપર એક કરચલી નહતી—પણ છે શું? કાંય આટલો ફીકરો કાંય મારી ગીરેછ?"

"તું-તું-ખરંજ કહેછ કે હું દસ વાગે મારા બીછાણામાં સુતેલો હતોજ નહીં?"

"હા, હા, પણ તેમાં એટલો બધો ગભરાયછ કેમ? એમાં શું? પેલી તારી ઉંઘમાં ચાલવાની આગલી આદત પાછી તુને પડી હોસે, તું સ્કુલમાં હતો—".

હેવો, હું થોભ્યોછ, હવે ગમે તો પોલીસ આવે ને મને પકડે. જ્યારે મારી બદનામીથી નામોશીમાં જનારૂં મારૂં કોઇજ નથી તો મને શું ફીકર છે? નેણસી તો છુટી? અને તે જ્યારે બોલી હતી કે આપણે બેઉએ હવે મળવુંજ નહીં! ત્યારે તેણીએ ખરીજ આગાહી કીધી હતી.

# નૂતન વર્ષાભિનંદન.

**સાખી.**

સન ઓગણીસો પંતરે, હિન્દ રહો ઉલ્લાસ;
રિધ્ધી સીધ્ધી પામો સદા, એ ઉરની છે આશ.

**ગઝલ.**

વિભૂતું સહાયતા દેજે નવા આ વર્ષની માંહે,
કૃપાળુ કષ્ટ તું હરજે નવા આ વર્ષની માંહે;
અમી નીધિ ઉછાળીને સહુ સંસાર ભીંજવજે;
હુલાસે રાખજે નીશદીન નવા આ વર્ષની માંહે;
સફળતા આપજે સરવર ભજવતા ભારત ભુમીમાં;
પુરણ કીર્તિ પ્રકાશે હાં! નવા આ વર્ષની માંહે;
પ્રિતે પ્રભાતની આશીષ, અપું જ્યોર્જ પંચમને;
વિજયવર આપજે તેને, નવા આ વર્ષની માંહે.

"શાપદ."

# સુખઃદુઃખ.

લખનાર—શીરોઝ શેહરીઆર કાપડીઆ.

(પાને ૧૮૭ થી ચાલુ.)

આગલ લખેલી એક નાના બાલકથી તે ઘડપણનાં મરણ સુધીની અવસ્થામાં આપણે અનુક્રમે જોઇ આવ્યા કે પોતાની માના ગોદમાના સુખથી તે ઘડપણ સુધીના દરેક સુખ જેવા કે રમત ગમત, અભ્યાસ, ધંધો, રોજગાર, સ્ત્રી, પુત્ર, ધન, દોલત, ઘરબાર વીગેરે અનેક એવી મનની માત્ર માની લીધેલી સુખ આપનારી ચીજોમાંથી કોઇપણ ચીજ તેને સ્થાઇ સુખ નીરંતરની નચીંતાઇ અથવા તો પરમતત્વની અપાર શાંતી આપી શકતી નથીજ, પણ એથી ઉલટું જ્યારે કોઇ માણસ નાનપણથીજ પોતાની જાતનો તેમજ પોતાના પેદા કરનારનો વીચાર કરીને પોતાના મનને તેવીજ બાબદનો અભ્યાસ પાડયો હોય છે તો તે માણસ પોતાનું યથાર્થ કાર્ય પોતાની શકતી અનુસાર કરેલું હોવાથી હર હમેશ છેલ્લી ઘડી સુધી સર્વોતમ સુખ અને પરમ શાંતી સાથે તે દાદગરની દરબારમાં જવાને ખુશીથી તૈયાર હોય છે.

પોતે કોણ છે, કયાંથી આવ્યો છે, શામાટે આવ્યો છે આ સઘળા ફેરફાર થવાનું કારણ શું છે વીગેરે વીગેરે અદ્રસ્ય બાબદો ઉપર વારંવાર મનન, ચીંતન કરવાથી તેમજ માહાત્મા સંત પુરૂષોનો સતસંગ કરવાથી બહુજ ફાયદો થશે એ ખાતરીથી માનજો; કોઇ માણસ પોતાની નાનપણની ઉમરથી તે ભરજુવાન વયમાં પોતાનું યથાર્થ કાર્ય કરવા લક્ષ નહી આપશે તો ઉપર કહ્યા મુજબ ઘડપણમાં તે બનવું બીલકુલ અશક્ય છે એ ખાતરીથી માનજો; આપણે ઘણીખરી વખત જુવાનીઆઓને બોલતાં સાંભલીએ છીએ કે ભાઇ અત્યારે જુવાનીમાંતો ધન દોલત કમાવાનો તેમજ સ્ત્રી પુત્ર વીગેરેનું અપુર્ણ સુખ ભોગવવાનો વખત છે; અને ઇશ્વરને ઓલખવાનો વખત તો ઘડપણનો છે, પણ ખરેખર તેમનો આવો વીચારજ ભુલ ભરેલો છે.

એક ગઝલમાં કહ્યું છે કેઃ—

"જબ તુમ આયે જગતમેં, લોક હસે તુમ રોય"
કરણી એસી કર ચલો, કે પીછે હસી ન કોય"
દીલસે યાદ મવલા કર ઉસીકી એબાદત સારી કીજીયે
હમે પયેદા કીયા જીસને ઉસીકી યાદગારી હરૈ૦

મતલબકે જ્યારે તમો આ દુનીઆમાં જનમ્યા ત્યારે લોકો ખુશી થઇને હસતાં હતા પણ તમો તેવખતે નાના બાળક તરીકે રડયા હતા, પણ જ્યારે આ દુનીયા છોડીને જાઓ તો એવાં સારાં કાર્યો કરીને જાવો કે તમારી પાછલ કોઇ હસે નહી. સારાં કાર્યો તે શું કે ખુદાતાલાની એબાદત અને તુને પેદા કરનારની યાદગારી હર હમેશા મનમાં જારી રાખવી તે; હવે દુનીઆમાં કોઇ બચ્ચું જન્મતી વખતે તે રડે છે પણ તે બચ્ચાને જોઇને તેની આજુબાજુના દરેક લોકો ખુશી થઇને હસે છે તેનું કારણ ઉંડા વીચારથી એજ નીકલે છે કે જ્યારે બચ્ચું દુનીઆમાં આવે છે ત્યારે આ દુનીઆમાં લોભ લાલચ મોહમાયાં જીતીને પોતાનું ખરૂં કૃતવ્ય પાર પડશે કે કેમ એવાં વીચારના સંદેહને લીધે તે રડે છે. મતલબ કે આ દુનીઆમાં પોતાનું ખરૂં કૃતવ્ય નહી થશે તો ખોદા તાલા પાસે પાછો જઇને શું જવાબ દઇશ એવા વીચારથી બાળક રડે છે. અને બાલકના જન્મ વખતે લોકો હસે છે તેની મતલબ એ છે કે તે લોકો એમજ વીચારે છે કે જેવી રીતે આપણે આપણું ખરૂં કૃતવ્ય નહી કરતા દુનીઆ વહેવારમાં લપટાઇ ગયાં છે તેમ આ નવાં આવનાર ભાઇ અથવા બાઇ સાહેબ પણ આપણી ટોલીમાં ભળનારા થશેજ એવા વીચારથી હસે છે, કારણ કે તે લોકો દુનીઆ, સંસારમાં ખુબ રચી પચી રહેલા હોય છે. પણ ગઝલનો લખનાર બીજી લીટીમાં લખે છે કે ભાઇઓ આ જીંદગીમાં પોતાના ખરા સ્વરૂપને જાણવા જેવું એવું તો યથાર્થ કાર્ય કરી જાઓ કે મરતી વખતે

તમારી પાછળ કોઇ હસે નહી એટલેકે તમો યથાર્થ સારાં કરમો કરીને મરી જસો તો લોકો તમારા મોતથી હસસે નહીં પણ વીલાપ કરશે.

કોઇ સાહેબોને વીચાર આવશે કે મથાળે તો સુખ દુઃખ નામ લખીને અહીં આં કરમની થીવરીને કરણીના કાયદા ઉપર કયાં ઉતરી પડયાં તો તેઓનું સમાધાન એટલાથીજ થસે કે જેમ દરેક ચીજનો તેઓની આકૃતી પ્રમાણે ઓલો અથવા પડછાયો પડે છે તેવીજ રીતે દરેક સારા માઠા કરમોનો અથવા સારી માઠી કરણીના સુખ દુઃખ રૂપ ઓળો અથવા પડછાયો પડે છે. અને જેમ કોઇ આકૃતીનો પડછાયો વાસ્તવીક રૂપે તેનું ખરૂ સ્વરૂપ નથીજ પણ માત્ર આભાસ રૂપ ઓળો અથવા પડછાયોજ માત્ર છે તેવી રીતે સુખ દુઃખ જે પોતાની કરણી અથવા કરમના ભાસ રૂપ પડછાયો છે અને જેમ કોઇ વીચારશીલ પુરૂષ પોતાનો સારો યા માઠો પડછાયો જોઇને ખુશી અથવા દલગીર થતો નથી તેમ દરેક માણસે પોતાના કર્મના ફળ રૂપ સુખ દુઃખ જોઇને તે બધો ક્ષણ ભંગુર અસ્થીર અને મીથ્યાં છે એમ સમજીને તેના ઉપર ઝાઝુ લક્ષ નહીં આપતાં પોતાના પેદા કરનારનું દર હમેશ મનન ચીંતન કરવું એજ માત્ર કર્મ અથવા કરણી તેઓમાટે ઉતમ છે; એજ આ સુખઃ દુઃખના વીષયમાં કરમની થીઅરી સમજાવવાની મતલબ છે; જેવીરીતે કોઇ ઉભેલા માણસને પોતાના પડછાયાંના માથા ઉપર પોતાનો હાથ મુકવો હોય તો જેમ તે પોતાના પડછાયાના માથાપર હાથ મુકવા જાએછે તો ત્યાં હાથ મુકાતો નથીજ; પણ જો તે જરા વીચાર કરીને પોતાના માથા ઉપરજ પોતાનો હાથ મુકી દેછે તો તરતજ તેના પડછાયાના માથા ઉપર પણ તેનો હાથ પોતાની મેળેજ પોંહચી જાએછે; અને તેવીજ રીતે જેમ જેમ આપણે પોતાના પડછાયાને પકડવાને તેની પાછળ દોડીશું તો આપણો પડછાયો આપણી આગળ ને આગળજ દોડયા કરશે પણ આપણા હાથમાં આવશે નહીજ, પણ જો આપણે આપણા પડછાયાની તરફ પીઠ ફેરવીને સુરજ તરફ ધીમે ધીમે અથવા જલદીથી ચાલવા માંડીશું કે તરતજ આપણો પડછાયો આપણી પાછળ પાછળ પોતાની મેળે આવ્યાજ કરશે; જેમ સુર્ય કુલ સૃષ્ટીનો જીવન દાતા છે તેમ દરેકનો આત્મા તેનો પોતાનો પરમ સુખ અને શાંતી દાતા છે, અને જયાં સુધી ઇનસાન પોતાના કર્મના ફળરૂપ સુખ દુઃખ જેવા પડછાયાની પાછળ મીથ્યા દોડીને ભમ્યા કરે છે ત્યાં સુધી સુખ દુઃખ રૂપ તેનો પડછાયો તેનાથી દુર નાસે છે. પણ જયારે પોતાના પડછાયા રૂપ સુખ દુઃખ તરફ પીઠ ફેરવીને તેની તરફ ધ્યાન નહી આપતાં જયારે પોતાના ખરા સુર્ય રૂપ આત્મા તરફ ફરીને તેના તરફ આપણે આપણો રસ્તો લઇએ છીએ અને તેના મનન ચીંતનમાં અનંત તંતરહ પરમ શાંતીનું જે અનુપમ સુખ મલે છે. તેજ સુખને ખરે ખર ફીલસુફો સુખનું નામ આપ્યું છે; બાકી દુનીઆને લગતાં જે જે દરેક સુખો તમે જોશો ને તેના ઉપર વીચાર કરશો તો માલમ પડશે; કે જયા સુધી તમોને એવા તમારાં મનથી માનેલાં સુખો મલ્યાં નથી ત્યાં સુધીજ તમોને તે બહુ પ્રીય લાગશે, પણ જયારે તમોને તમારૂં ઇચ્છેલું સુખ પ્રાપ્ત થયું કે તરતજ તમારૂં મન બીજાંજ તેવા મીથ્યા સુખની ઇચ્છા કરશે અને એવી રીતે જયાં સુધી પોતાના આત્મા સ્વરૂપમાં પોતાનુ મન લીનથાય નહી ત્યાં સુધી જેમ વાંદરો એક ઝાડ પરથી બીજા ઝાડ ઉપર કુદકા મારી સંતોષ પામતો નથીજ તેમ જયાં સુધી આ દુનીઆના સુખ મેળવવા પાછળ કુદકા મારીને ફોકટના અથડાવા કરશો ત્યાં સુધી અચલ સુખ કદીબી મળવાનું નથી.

આ લખાણથી એવો સાર નીકલતો નથીજ કે કોઇએ સ્ત્રી પુત્ર, રમત ગમત, નોકરી ધંધો, ઘરબાર, માલ મીલકત, વીગેરે બાબદોમાં ધ્યાન આપવુંજ નહી. પણ એ દરેક બાબદો જરૂર કરવી એમ દરેક મોટા ધર્મોમા ખાસ હુકમ છે. પણ તે દરેક બાબદો એવી રીતે થવી જોઇએ કે જેમ કમળનું ફુલ દર હમેશાં પાણીમાં રહેવા છતાં જયારેબી તેને પાણીની બહાર કાઢીએ છીએ ત્યારે તે કમળને પાણીનો જરા સરેશ સરખો પણ થયો હોય એમ માલમ પડતું નથી, તેવી રીતે દરેક માણસોએ પોતાના અનેક કાર્યોમાં ધ્યાન આપવાં સાથે તેમા બીલકુલ લીન થઇ જઇને

તેવી બાબદોમાં રચીપચી નહી રહેતાં, પોતાની જાતને ઓલખવા જેવા યથાર્થ કાર્યમાં હર હમેશ સાવધ રહેવું એજ આ લખાણમાંથી સાર કાઢવાનો છે.

પોતાના આત્મા સ્વરૂપનું મનન ચીંતન હરહમેશ કરવા છતાંની કોઇ આગલા જન્મોના કર્મો અનુસાર કોઇ આધી, વ્યાધી કે ઉપાધી આવીપડે અથવા તે કોઇ કુલ દુનીઆની બાદશાહી તમારે હસ્તક આવીપડે. તો તેવાં દરેક દુઃખ સુખ માત્ર ક્ષણભંગુર અને મીથ્યા છે એમ મનમાં બરોબર ઠસાવીને આપણું ઉપર જણાવેલું અચલ સુખ મેળવવાના યથાર્થ કાર્યમાં મચ્યા રહેવું કે જે અનંત સુખ મેળવવાને એજ અમુક રસ્તે આજે કાલે અથવા તો કોઇભી અનંત કાળમા જતા વીના છુટકોજ નથી એ નીશ્ચય માનજો

અરે અમુલ્ય માનવ દેહ ધારી સુજ્ઞ બધુંઓ, "ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો" એ કહેતી મુજબ આ જનમથીજ અથવા ખરૂ કહીએ તો આજના શુભ દીવસથીજ જો તમોને તમારા મનમાં ખરૂ સુખ, યથાર્થ અચલ સુખ મેળવવાની અભિલાષા થઇ હોય તો, માત્ર આજથીજ નહી પણ હમણાંથીજ તમારા આંતરમનને તમારી જાતને ઓળખવા જેવું કાર્ય કરવાને વલણ આપીદો; અને તે સાથે તમારા મનને એવી તો આદત પાડીદો કે ગમે તેવા કામમાં તમે હો છતાં તમારા આત્માસ્વરૂપનું ભાન-તમારૂં મન કદીભી વીસરી શકેજ નહી. અને યાદ રાખજો કે જેટલા પ્રમાણમાં તમારા મનને એવા મનન ચીંતનની સ્વભાવીક આદત પાડી દીધી હશે તેટલાજ પ્રમાણમાં ખરાં સુખનો લાહવો તમો લઇ શકશો.

એવા આત્મા સ્વરૂપના મનન ચીંતનના સંસકાર તમારા મન ઉપર એકવાર પડી ગયા પછી જેમ જ્વર વરસ વરસાદ પડવાની સાથે તુરતજ જમીન ઉપર ઘાસ પોતાની મેલે ઉગી નીકળેછે તેવી રીતે તમારા મનમાં એક વાર ચોકકસ પડેલા એવા સંસકારથી, માત્ર આ જનમમાંજ નહી પણ જન્મો જનમકે જ્યાં સુધી તમારો આત્મા પરમાત્મા સ્વરૂપમાં મળી જસે ત્યાં સુધી કામ આવશે અને પોતાનું સત્ય સ્વરૂપ જાણવાની અભિલાષાથી પરમ સુખરૂપ ઇચ્છીત ધામમાં સત્વર પોહોચી જસો, કે જે સ્થિતિ એજ માત્ર પરમ સુખ રૂપે સત ચીત આનંદ ચવાયે છે.

જેવી રીતે પૃથ્વીનો જેટલો ભાગ જ્યાં સુધી સુર્યની તરફ રહે છે તેટલાજ ભાગમાં સુર્યનો પ્રકાશ પડેછે અને દીવસ હોય છે; અને જેમ રાત જેવી કશી વસ્તુ નથી પણ માત્ર સુર્યની ગેર હાજરીનો વખત છે, તેવી રીતે જ્યાં સુધી કોઇભી માણસ જેટલા સમય સુધી અને જેટલા પ્રમાણમા સુખની અભીમુખ રહે છે એટલે જ્યાં સુધી તે સર્વત્ર સુખના તનદરસ્તીના પરમાર્થે જેવા ભલા વિચારનુંજ મનથી ચીંતન કરે છે ત્યાં સુધી અને તેટલા પ્રમાણમા તે સુખીજ હોય છે અને રહે છે, પણ જ્યારેથી સુખની તરફ પીઠ ફેરવીને એટલે જ્યારેથી સુખનો વિચાર નહી કરતાં ફીકર ચીંતા, દુઃખ, દારીદ્ર, કુડકપટ, ઇર્ષા અદેખાઇ જેવા દુઃખ ઉપજાવનારો વિચાર તે કરવા માંડે છે કે તરતજ દુઃખનો અનુભવ જરૂર બેજરૂર તેને થવાનોજ. માટેજ ગમે તેવા દુઃખમા પણ સુખનો અનુભવ કરવો, એજ સુખ મેળવવાનો ખરો રસ્તો છે.

માણસ માત્ર ભુલને પાત્ર છે ત્યારે એવાં ભુલને પાત્ર મારા જેવાના લખાણમાં કશી ભુલ હોય એ બનવા જોગ છે, પણ સુજ્ઞ વાંચકો એવી ભુલો તરફ ધ્યાન નહી આપતાં આ લખાણનો જે અસલ સાર છે તેજ માત્ર સમજી ને તે ઉપર ધ્યાન પોહચાડશો તો આ લખવાની મતલબ સફળ થયેલી માનીશ.



# સરજતની સુંદરી.



લખનારઃ—દિલફશ.

"ધર્મોજય," "કુદરતનો ખેલ," "ઝુંપડીનો ચેરાગ"
વિગેરેના કર્તા.

## પ્રકરણ ૨૬ મું.

રોઝેલીનની ધાસ્તી ખરી પડી. હોરતન તેણીની બેટીને શોધી કાહડી શકયો નહી. અંતે રોઝીએ મીસ બેલને મળવાનો ઠરાવ કીધો. તેને હૈયે નેહ હતી કે તેણીનાં વાહલાં ફરઝંદને ચોરી જનાર બીજું કોઇજ નહી પણ મીસ હેસતર બેલ હતી. રોઝીએ ઘણું ઇચ્છયું કે તે મીસ બેલના પગ આગળ ગુંટણીયે પડે અને આઝેજી અને મીન્તજારીથી તે પોતાના વાહલાં ફરઝંદની માગણી કરે. પણ મીસ બેલ ગ્રેન્જ છોડવા પછી હાલમાં કયાં જઇ રહી હતી તેનો રોઝીને સ્વપનો પણ હતો નહી.

રોઝી આવા ખ્યાલમાં મસ્ત બની રહી હતી એટલામાં તેણીએ બેહદ અજબ થઇ જોયું કે મીસ બેલ તેણીની નજર સામે ઉભી હતી.

"કોણ મીસ બેલ?"

"હા, હું મીસ બેલ છું."

"મીસ બેલ, તારામાં દયાનો સહેજ પણ કતરો છે કે તે પથરો છે?"

"રોઝલીન, મને જવાબ આપ કે તારાં દીલમાં જીગર છે કે પથર છે?"

"મીસ બેલ, તારી તરફની મારી વર્તણુકને યાદ કર. મેં તને કેવી કેવી ચાહી!"

"પણ અફસોસ કે તેં મારી દોલત સાથે મોહબત પણ ચુકી. અગરજો તું મારી મોહબત મને પાછી હવાલે કરે તો હું તારી પ્યારી બેટી તને હવાલે કરૂં. જા, મને દોલતની સહેજ પણ દરકાર નથી પણ દરકાર મારા સાચ્ચા પ્યારની છે. બોલ, તે આપવા તું કબુલ છે?"

રોઝી ચુપ બેસી રહી. તે એક પણ હર્ફ બોલી શકી નહી.

"રોઝી, હું તારૂં અંતકરણ ચોપડીની માફક વાંચી શકુંછ કે તું કુંવારી નથી પણ પરણેલી છે. તું શું એમ માનેછ કે દેવીદ સાથે તું પરણવા પછી તારૂં પાપ બાહેર આવશેજ નહી? અને તારૂં એ પાપ બાહેર આવ્યા પછી તારી શી ગતી થશે તેનો તને કાંઇ ખ્યાલ છે? તે વેળાએ તું દેવીદની નજરમાં કેવી લાગશે? તારી તરફનો તેનો પ્યાર ધીક્કારમા બદલાઇ જશે. તારી તરફની તેની મોહબત કમકમાટમાં ફેરવાઇ જશે રોઝી, તે તને ઠોકરે મારશે અને તારી સાથની દોસ્તી થવાની પળને તે હજારો આપથી વધાવી લેશે. રોઝી, આવી હાલતે પરણેતર થવા કરતાં તારા કાકાની દોલત ઉપર તારાં એકપુત્તાં વાહલાં ફરઝંદ સાથે સુખમાં દીવસો ગુજારવા તું શું પસંદ કરવા જોગ નથી? જે દોલત ઉપર મારો એકલીનો હક છે અને જે દોલત તું પચાવી બેઠીછ તે દોલત તને હું આપી દેવા છતાં શું દેવીદની મારી તરફની મોહબત તું મને પાછી નહી આપશે?"

રોઝી બીલકુલ ચુપકીદી પકડી બેસી રહી. મીસ બેલને લાગ્યું કે તેણીના બોલવાની રોઝીનાં મગજ ઉપર અસર થઇ ચુકી હતી.

"મીસ બેલ, તું શુ મને બેટી સપુરદ કરશે, બોલ એમાં તો તું મને ઠગતી નથીની ?"

"હું તે આપવા ખુસી છું પણ તે એકજ શર્તે !"

"અને તે શર્ત" કમનસીબ રોઝી શર્તનું નામ સાંભળતાંજ ચમકી બોલી.

"તે શર્ત તારો સાચો એકરાર છે. ડેવીદ ઉપર તારે સાચો એકરાર કરવોપડશે. તે એકરારમાં તારે કબુલ કરવું જોઇએ કે તું કુંવારી નહી પણ એક પરણેલી ઓરત છે, પણ કાકાની દોલત જીતવા માટે તારે–"

"બસ, હું સમજી," રોઝી હેસતરને આગલ બોલતાં અટકાવી ગુસ્સાથી બોલી ઉઠી, "મીસ બેલ, મારાં વાહલા ફરઝંદને મારી છાતીએ દાબવા માટે હું એ સઘળું કરવાને તૈયાર છું. હેસતર, ખુદાને ખાતર મને વધુ ના ટવળાવ, મને મારું ફરઝંદ બતાવ. બોલ, તેને તેં કયાં સંતાડયુંછ ?"

આ વેળાએ રોઝી એટલી બધી તો ઉશકેરાઇ ગઇ હતી કે હેસતર પણ તેણીનો ગુસ્સો જોઇ ધભરાઇ ગઇ.

પણ હેસતરનો ધભરાટ થોડીજ પળનો હતો. તે જબરી ઠાવકી હતી. તે રોઝીના ગુસ્સાથી એકદમ દબાઇ જાય એવી નહી હતી.

"બાનુ, હળવો. મને તારા એકરારની મને પહેલી જરૂર છે. ચાલ, તારો એકરાર લખી આપ. તું ડેવીદ ઉપર તે લખતી હોય તેમ મને લખી આપ. ચાલ, હું લખાઉંછ તેમ લખ ને પછી તારી બેટીને તારી છાતી સાથે દાબ."

રોઝી ચાવી આપેલાં પુતળાં માફક ઉઠી અને તેબલ આગલ જઇ બેઠી તેણીએ હેસતરે જેમ લખાવ્યું તેમ લખ્યું.

"ચાલ રોઝી હવે તારી સહી કર."

પોતાના નામની સહી કરતાં રોઝીની છાતી ભરાઇ આવી અને તેણીની આંખમાંથી આસુંઓ ગબડી પડયાં.

રોઝી પોતાના એકરારવાલું કાગળ હેસતરના હાથમાં આપતાં ગલગલતા સાદે બોલી, "ઓરત, હું માહત થઇછ, તને સદાની રાહત થઇછ. ચાલ, મને વધુ ના તરસાવ, મારૂં ફરઝંદ કયાં છે, મને બતાવ."

"તારૂં ફરઝંદ મારા મકાનમાં સલામત છે"

"તારૂં મકાન કયાં છે ? તું તે મને કયારે સપુરદ કરશે? મારાં વાહલાં ફરઝંદને મળવા મારૂં દીલ કેવું તલપી રહયુંછ તેનો તને સહેજબી ખ્યાલ નથી."

હેસતર બેલે પોતાના ઘરનું ઠેકાણુ લખી આપ્યું જે રોઝીએ ઘણી સંભાળથી લીધું. હેસતર બેલે તેણીને આવતી કાલે તેણીની બાળક બેટીને સપુરદ કરવાની કબુલાત આપી.

હેસતર બેલ પોતાનું કામ પુરૂં થવાથી વધુ વાર થોભી નહી. તે પોતાની ફલેટ ઉપર હસતી બાહેર નીકળી. તેણીને હજી ઘણું કામ કરવાનું હતું. ગેન્જનો કંપાઉન્ડ આ ઓરત એવાજ ખ્યાલમાં પસાર કરતી હતી એટલામાં તારવાલો તેણીની સામે મલ્યો, જેણે તારનો એક સંદેશો મીસ બેલના હાથમાં મુકયો મીસ બેલે રોઝીના સંબંધમાં કાંઇક નવું જાણવાની જીગ્નાસાથી પોતેજ સહી કરી આપી લીધો. કંપાઉન્ડમાંથી બાહેર નીકળી તે તેણીએ વાંચ્યો. તારનો સંદેશો કોઇ ડાકટર તરફ નો હતો જેમાં ડેવીદની ભયંકર બીમારીની અને ડેવીદ રોઝીને મલવાની કેટલી બધી તમરમાં છે તેને લગતી ખબર આપવામાં આવી હતી.

"કેવું સારૂં થયું કે તારનો આ સંદેસો રોઝીના હાથમાં જવા પામ્યો નથી, નહી તો મારી સઘળી ઉમેદ ધુળ મલી ગઇ હોત. હા, બસ મને મલેલી તકનો લાભ લઉં ને મારી ઉમેદના દરખત ઉપર મીઠાં ફળ લાઉં."

હેસતર બેલનાં જવા પછી રોઝીને કશું ચેન પડયું નહી. તેણીને મીસ બેલના જવા પછીજ ખ્યાલ થયો કે તેણીએ પોતાના ફરઝંદનો કબજો લીધા વગર એકરાર આપી દેવામાં મોટી ભુલ કીધી હતી. તેણીને લાગ્યું કે જ્યારે તે ઓરત તેણીને આવતી કાલે તેણી

નું ફરઝંદ હવાલે કરનાર હતી તો તેણીનો એ કરારનામાં ઉપર કશો હક હતો નહી.

આ ખ્યાલ તેજ વેળાએ નહી થયો તેટલા માટે તેણીને ઘણુંજ લાગ્યું પણ હવે મોડું થઈ ગયું હતું. હેસતર બેલ એકરાર લઇ ગેન્જ છોડી પણ ગઇ હતી.

હવે શું કરવું?

એક ખ્યાલ તેણીને ધાઇ આવ્યો. કાલ ઉપર પોતાનાં ફરઝંદનો કબજો લેવાનું મુલતવી રાખવાનો બદલે તે તેણીએ આજેજ લેવાનો ઠરાવ કીધો.

બોલ બોલતામાં તે બાહેર જવાનાં કપડામાં સજ થઇ અને હેસતર બેલે આપેલી નીશાની મુજબ તેણીનુ મકાન શોધી કહાડવાને બાહેર નીકળી.

## પ્રકરણ ૨૭ મું.

---

રોઝી પોતાને ઘરેથી નિકળી ત્યારે સાંઝનું ઝઝકલું હતું; એટલે હેસતરનું મકાન શોધી કાહડતાં તેણીને ઝાઝો વિલંબ લાગ્યો નહિ.

તેણીએ દરવાજો ઠોકયો, અને એક ઓરતે તે ઉઘાડયો.

"મીસીસ ફોર્ડ ઘરમાં છે?" રોઝીએ ઘણીજ ઇંતેજારીથી સવાલ કીધો.

"નહિ બાઇ મીસીસ ફોર્ડ બાહેર ગઇછ," પેલી બાનુએ રોઝી તરફ ઘણુંજ માનથી જોઇ જવાબ આપ્યો.

"પણ મીસીસ ફોર્ડ મારે મકાનેથી અહિં આવવા કયારની નીકળી ચુકીછ બાનુ, તમારી કાંઈ ભુલ તો નથી?"

"નહિ બાનુ. પણ તમો બેસો તે હમણા આવતી હશે," પેલી ઓરતે સધિયારો આપ્યો.

હેસતર બેલે ગ્રેન્જ છોડવા પછી, પોતાનુ નામ મીસીસ ફોર્ડ રાખ્યું હતું.

રોઝેલીનને મીસ બેલના આવ્યાની રાહ જોતી બેસવાની ફરજ પડી. પેલી બાનુ પણ તેણીની સામે બેઠી.

"બાનુ, તમોને મીસીસ ફોર્ડ તમારાં મકાનમાં મળા ગયાં ત્યારે તેણીએ કાંઇ કહ્યું હશેતી કે તે કયાં જાએછ?

"નહિ."

"તમો બાનુને મીસીસ ફોર્ડ સાથે કાંઇ ખાસ કામ છે?"

આ પળે "મમી, મમી," નો સાદ સાંભળતાંજ રોઝીએ ચોંકી પાછળ ફરી જોયું તો તેણીની બેટી હતી, જેણીને જોતાંજ તે કમનસીબ માતા ખુરસી ઉપરથી છળાંગ મારી ઉઠી વળગી પડી.

"મારાં ફરઝંદ, મારી પ્યારી બેટી, તું આખરે મને મળી ખરી! ઓ! હું તને મળવા કેટલી કેટલી ઇંતેજાર હતી! ખુદાએ તને આખરે મેળવી ખરી! મારા જાન, તું તારી કમનસીબ માતાને ભુલી તો નથી ની?"

આટલું બોલી માતાએ પોતાની બેટીને વધુ જોશથી પોતાની છાંતી સાથે દાબી તેણીના ગાલ લાલચોળ બનાવી મેલ્યા. તે નિર્દોષ બાળક પણ પોતાની માતાને બેહદ જોશથી વળગી પડયું.

આ એક જોવા લાયક ચિત્ર હતું.

"ઓ મમી! મમી!" અંતે તે નિર્દોષ બાળક બોલ્યું, "તમો કહાં ગયેલાં હતાં! મેં તમોને કેટલાં કેટલાં શોધ્યાં! તમે બાહેર ગીયાં ને મને મુકી ગીયાં! બોલો, હવે મને તમે ફરીથી છોડી જશો નહિ."

"નહિ, મારાં ફરઝંદ કદી પણ નહિ. મારા દમમાં છેલ્લો દમ બાકી રહેશે ત્યાં સુધી હું તને મારી નજર આગળથી ખિશકીશ નહિ."

"ત્યારે કેવું મજેનું! મમી, મને તમારી આગળ રહેવા કેવું કેવું ગમેછ!"

"ઓ મારા જાન, હું તને સદા મારાં જીગર સાથે દાબેલી રાખશ. તને એક ઘડી ભરખી છુટી પાડવા દેવશ નહિ."

"ત્યારે શું બાનું, આ બાળક તમારું છે? હા મીસીસ ફોર્ડ એમજ કહેતીતી કે એ બચ્ચું તેણીની એક સહીનું છે. ઘણુંજ ગરીબ ને સ્યાનુ બચ્ચું છે. ત્યારે શું તમે આ બચ્ચાંનો કબજો લેવા મીસીસ ફોર્ડને મળવા માંગતાં હતાં?"

"હા, મારાં આ લાડકવાયાને માટેજ હું અહિ આવીછ. પણ કમનસીબે મીસીસ ફોર્ડ હજી આવી નહિ. મને નાહક ખોટી થવું પડેછ."

રોઝીને બળાપો કરતી જોઈ પેલી ઓરતને દયા આવી તે મમતાથી બોલીઃ—

"પણ એમાં શું મુન્જારો છે? તમો બેલાશક તમારાં ફરઝંદને લઇ જાઓ. જોકે એ બાળકની ગેર હાજરીમાં અમોને મુદલ સોહવાશે નહિ તોપણ તમો બેલાશક લઇ જાઓ. હું મીસીસ ફ્રોઇને તમારા આવ્યાની અને તમારાં બાળકને લઇ જવાની ખબર આપશ."

રોઝીને એવુંજ જોઇતું હતું.

"હું તમારો બેહદ ઉપકાર માનુંછ બાનુ, મીસીસ ફ્રોઇને જણાવજો કે આજે આપણી વચ્ચે મારાં મકાનમાં થયલા વાતચીત મુજબ હું મારી બેટીને લઇ અઇછ વળી એમ પણ કહેજો કે—"

પણ રોઝી આગળ બોલી શકી નહિ કેમકે તેણીને કાને એક ભયંકર ચીચીયારી પડી.

એ શું હશે તે જાણવા ઘણીજ દયાજનક રીતે રોઝીએ પેલી બાનું જેણીનું નામ મીસીસ માઇલ્સ હતું તેણીની તરફ જોયું.

મીસીસ માઇલ્સ હસીને બોલી, "બાનુ, ઘબરાવો ના. એતો એક કમનસીબ ઓરત છે જે બીચારીને અકસમાત થવાથી તે પોતાની યાદદાસ્ત શકિત ગુમાવી બેઠીછ. તે બીચારી કોણ છે તેનું તેણીને સહેજબી ભાન નથી. તે જ્યારે પોતાની આગલી સ્થિતિ જાણવાની કોશીશ કરેછ અને તેમાં તે ફાવતી નથી ત્યારે એવીજ રીતે બુમ પાડી એવી કોશેશ કરવાનું છોડી દેછ."

"કેવી કમનસીબ!" રોઝીએ ખરાં જીગરથી બળાપો કીધો.

"ખરેજ કમનસીબ!" મીસીસ માઇલ્સે રોઝીને ટેકો આપ્યો.

હવે વખત ઘણો વહિ જવાથી રોઝી મીસીસ માઇલ્સનો બેહદ ઉપકાર માની તે મકાન છોડી ગઇ.

બીજો અરધો કલાક પસાર થયો નહિ અને મીસ બેલનાં પગલાં મીસીસ માઇલ્સે સાંભળ્યાં. તે ઓરત તુરતજ દોડી આવી અને સઘળી કેફિયત કહી સંભળાવી પણ મીસ બેલને મીસીસ માઇલ્સની કેફિયત કરતાં વધુ અગત્યની બાબદ ઉપર વિચાર કરવાનો વખત જોઇતો હતો. દેવીદ ઘોડા ઉપરથી પડી જવાની અને તેનાં ભેજાં અને આંખોને ઘણીજ ગંભીર ઇજા થવાના બેહદ કમનસીબ બનાવ ઉપર તેણીનું ધક ધ્યાન લાગી રહ્યું હતું.

તેણીને લાગ્યું કે તારનો સંદેશો તેણીના હાથમાં ન ધારેલો આવી જવામાં કુદરતનો કાંઇ ખેલ હતો. રોઝી દેવીદની ભયંકર બીમારીથી તદન અંજાણ હતી, એ તેણીને મોટો સધિયારો હતો.

તેણીએ ઠરાવ કીધો કે તેણીએ દેવીદને મકાને જવું અને ત્યાંનો રાહઘાત જોઇ કામ લેવું.

## પ્રકરણ ૨૮ મું.

બીજે દીવસે મીસ બેલને દેવીદના મકાનના મોટા કંપાઉન્ડમાં દાખલ થતી આપણે જોઇએ છિએ. તે ઓરતે ધીમા પણ મજબુત કદમે આખો કંપાઉન્ડ ઓળંગી દરવાજા ઉપરનું બટન દાબ્યું. બટલરે દરવાજો ખોલ્યો, અને મીસ બેલ મકાનમાં ઝડપથી દાખલ થઇ.

બટલર જે મીસ બેલને ઘણી સારી રીતે પીછાનતો હતો, તેને તેણીએ સવાલ કીધો, "કેમ જેવોન્સ, તારા શેઠ કેમ છે?

તે વફાદાર નોકરે નાસીપાસીથી ડોકું ધુણાવી કહ્યું, "બાનુ, શેઠની હાલત ઘણી ખરાબ છે. કેટલી હદ સુધી ખરાબ છે તે હું જાણતો નથી પણ હું એટલું જાણુંછ કે માથાંની ખોપરી ઘણી જોખમાઇછ અને આંખને ગંભીર ઇજા થઇછ. ડા૦ કારનર અહિંજ છે અને એક સ્પેશ્યાલીસ્ત આજે આવનાર છે."

મીસ બેલ કશો જવાબ આપે તે આગમજ ભલો બટલર યાદ આવવાથી બોલી ઉઠયો, "પણ બાઇ, મીસ કેમીસબુક (રોઝી) ક્યાં છે? શેઠે એમનીજ તગર પકડી રાખીછ! ડા૦ કારનર કહેછ કે મીસ કેરીસબુકના આવવાથી શેઠને ઘણો લાભ થશે."

આ વેળાએ મીસ બેલનો ચહેરો અદેખાઇથી લાલચોળ થઇ ગયો હતો. પણ તેણીને એટલો સધિયારો હતો કે દેવીદ પોતાની શુદ્ધીમાં હતો અને તે રોઝેલીનને મળવા આતુર હતો.

"ભલા જેવોન્સ, મીસ કેરીસબુક હવે તારા શેઠ આગળ આવી શકે એમ નથી. અને તેથીજ હું ડાકટરને મળવા માંગુંછ કે મીસ કેરીસબુકના સંબંધમાં

તારા ભલા શેઠને મારે કેવી ખબર આપવી. ડાકટર મને હમણાં મળી શકશે?"

બટલર મીસ બેલને લાયબ્રેરીવાળા ઓરડામાં લઇ ગયો જ્યાં તે ઓરત બેહદ વમાસણમાં બેઠી.

"ઓ ખુદા!" તે પોતાનાં મન સાથે બબડી, "શું દેવીદ પોતાને થયલી ઇજાથી મરી જશે? નહિ, નહિ, હું જ્યારે ફતેહની છેક નજદીક આવી પુગીછ ત્યારે તો તે દયાળુ ખુદા મારી તરફ જોશે ને જેને હું વર્ષોથી ચાહતી આવીછ તેને મારી સાથે મેળવશે. જ્યારે—"

તે વધુ બોલી શકી નહિ. લાયબ્રેરીનો દરવાજો ઉઘડી ગયો અને એક અધેરવયનો ગ્રહસ્થ દાખલ થયો, તેણે હેસતર તરફ નજર કીધી, અને પછી કપાળ ઉપર કરચલી વાળી તે બોલ્યો:—

"તમો બાનુ મીસ બેલ છો. તમો બાનુ મીસ કેરીસબ્રુક તરફથી આવેલાં લાગોછ," ડા૦ કારનરે હેસતરને માથાથી પગ સુધી ટીકી ટીકી જોઇ પુછ્યું.

"નહિ, હું મીસ કેરીસબ્રુક તરફથી આવીજ નથી. પણ ખુદા ખાતર મને જણાવો કે તમારો દર્દી કેમ છે? શું તે મોટી ધાસ્તીમાં છે?"

ડાકટરે કાંઇક ગંભીર ચહેરો કરી કહ્યું, "હા, બાનુ, એમ છે ખરૂં. હાલ તુરત તો મારો દર્દી મોત અને જીંદગી વચે છે. મોટી ધાસ્તી માથાંની ખોપરીના સંબંધમાં છે. એ બીચારાની આંખોને પણ સખ્ત ઇજા થઇછે. પણ આંખની બીમારી માટે મને જેટલી ધાસ્તી નથી તેટલી તેની બીજી બીમારી માટે છે."

હેસતર અચકી અચકી બોલી, "પણ સાહેબ, તમો શું એમ ધારોછ કે તમારો દર્દી પોતાને થયલી ઇજાથી જીવશે નહિ?"

ડાકટર હેસતરને ધારી ધારી જોઇ બોલ્યો, "હું એવી આશા રાખતો નથી, મારો દર્દી જવાન અને લોહીવાળ હોવાથી મને આશા છે કે તે મોતને યા બીમારીમાં લાત મારવા વિના રહેશે નહિ. પણ હું પુછું? બાનુ કે મીસ કેરીસબ્રુકનું (રોઝી) કેમ કરશું? મી૦ દેવીદની તગર એકજ છે જે મીસ કેરીસબ્રુકને મળવાની છે. તે એમજ સમજેછ કે તેની અજલ નજદીક આવીછ. પણ તેમ નથી. તે જો શાંત પડી રહે તો મને દરેક ઉમેદ છે કે તે મોતને લાત માર્યા વગર રહે નહિ. પણ તે જ્યાંસુધી મીસ કેરીસબ્રુકને જોશે નહિ ત્યાંસુધી તે શાંત પડશે નહિ."

હેસતરનો આ પળે ગુસ્સો સમાઇ ગયો નહિ. તે સમજી શકી નહિ કે રોઝેલીનમાં એટલું બધું ખેંચાણ દેવીદને શા માટે લાગતું હતું? તેણીનો ચહેરો ગુસ્સાથી વધુ લાલચોળ થઇ ગયો હતો. તેણીએ ડાકટરની હાજરીનો કાંઇ પણ ખ્યાલ કીધા વગર પોતાના બંને હાથોની મુઠી વાળી અને તેને ઓરત ગુસ્સાથી હવામાં ગુમાવવા જતી હતી એટલામાં ડાકટર કારનરે આગળ ચલાવ્યું:—

"કમનસીબે તેની આંખની સ્થિતિથી તે વધુ અસ્વસ્થ બન્યોછ. અને તે જેમ જેમ બેહતર થતો જશે તેમ તેમ તે વધુ અસ્વસ્થ અને બેચેન બનતો જશે."

"એટલે શું એજ કે દેવીદ પોતાની આંખને થયલી ઇજાથી સદાનો આંધળો થઇ જશે?"

"કાંઇ કહેવાઇ શકાય નહિ. હાલમાં મેં એની આંખોએ પાટા બાંધેલા હોવાથી એનો ચટપટયો જીવ ઘણો ગભરાયછ અને તેનાં પરિણામે તે પોતાની આંખનો પાટો છોડી નહિ નાખે તે માટે એક એવા જીવડાની જરૂર છે કે જેને એ ચાહતો હોય અને જેને ખુશી રાખવાને પોતાની બેચેનીની પણ દરકાર કરે નહિ."

હેસતરે વધુ ગુસ્સાના આવેશમાં પોતાનો હોઠ કરડયો.

તે ઓરત વિચારમાં પડી અને તેમાંથી તેણીને ફારેગ થતાં બે પળ પણ લાગી નહિ.

તેણીએ ડાકટર તરફ ધારી ધારી જોઇ પુછ્યું, "ત્યારે ડાકટર શું તમે એમ નથી ધારતા કે મારે મીસ કેરીસબ્રુકનો ભાગ ભજવી બતાવવો જોઇએ? જ્યારે તમારા દર્દીની આંખે પાટા છે તો તે મને પિછાની શકશે નહિ. મીસ કેરીસબ્રુકની હાજરી ભુલી જાય તેવીજ રીતે મારો ભાગ ભજવી બતાવશ. જો તમારી રજા હોય તો—"

"નહિ, બાનુ," ડાકટર પોતાનો ચેહરો લગાર ગંભીર કરી બોલ્યો, "એ અખતરો તમો ધારોછ તેટલો

ફાયદાકારક નથી, બલ્કે સામો નુકસાનકારક છે. આવો અખતરો તે દર્દીઓ માટે છે કે જેની પળ ભરાઇ રહેલી હોય છે. પણ તેમ આ કેસ નથી. મારો દર્દી દરેક રીતે સાવધ છે, ફક્ત માથાંને લીધે તે જોઈ શકતો નથી એટલુંજ છે. બાકી તમો બંને બાનુનો સાદ તે ઘણી સહેલાઇથી પિછાની શકે એમ છે."

ડાકટરની આ સુચના હેસતરને પણ પસંદ પડતી થઇ પડી, કેમકે જ્યારે દેવીદ દરેક રીતે શુદ્ધીમાં હતો ત્યારે તો રોઝીનો એકરાર ખુલ્લો કરી દેવામાંજ લાભ હતો એમ થવાથી તેણીએ ખાત્રીથી માન્યું કે દેવીદ પોતાની બીમારીમાં રોઝીને ધિક્કારી તેણીનેજ ચાહવા વિના રહેશે નહિ.

"ડાકટર હું તમારા વિચારને મળતી છું. મારી સુચનાની મતલબ કાઇ પણ રીતે તમારા દર્દીને રાહત આપવાની હતી, પણ હું હવે જોઇ શકુંછ કે મારી સુચના, રાહતને બદલે આફત લાવનારી છે."

"બેશક મીસ બેલ. તમો મી० દેવીદના ખેરખાહ છો એટલે મારે તમોને કહેવું જોઇએ કે મીસ કેરીસબુક (રોઝી) ને બોલાવી લાવવી જોઇએ. હું ધારૂંછ કે મારે હવે ટેલીફોન કરવો જોઇએ. મેં જે તારનો સંદેશો મોકલ્યો હતો તે જે ગામડાંમાં મી० દેવીદને અકસમાત થયો હતો ત્યાંથી હતો. પણ હવે ટેલીફોન—"

"ભલા ડાકટર, મીસ કેરીસબુક એનજ છોડી ગઇછ. તે કયાં ગઇછ તે જણાતું નથી. હું તેણીની શોધમાંજ છું. પણ ડાકટર, હું તમારા દર્દીને એકલી મળવા માંગુંછ. તમારાં દર્દીના મારી ઉપર મીસ કેરીસબુક જેટલોજ વિશ્વાસ હોવાથી હું તેની બેચેની દુર કરી સકીશ."

ડાકટરે ભવાં ચહડાવ્યાં. તેણે હેસતર તરફ વધુ બારીકીથી જોયું, અને તે ઘણાજ ગંભીર સાદે બોલ્યો:—

"બાનુ, એટલું યાદ રાખજો કે મારા દર્દીના મોત જીવતનો સવાલ તેને ઉશ્કેરવો કે નહિ ઉશકેરવા ઉપર છે.

"હું તે જાણુંછ ડાકટર."

"ત્યારે મહેરબાની કરો મારી પાછળ આવો. હું તમોને મારા દર્દીનો ઓરડો દેખાડું."

ડાકટરે ચાલવા માંડયું. તેની પાછળ મીસ બેલ મનમાં મળકાતી ચાલતી હતી.

અંતે ડાકટર થોભ્યો અને આંગલી વડે ઓરડો દેખાડયો જ્યાં દેવીદ જીંદગી અને મોત વચે તડફડીયાં મારતો પડેલો હતો.

"બાનુ, મહેરબાની કરી દર્દીને ઘણો વખત સુધી વાતમાં રોકી નાખતા ના."

મીસ બેલે એમ કરવાની કબુલાત આપી અને ડાકટર ત્યાંથી ચાલી ગયો.

મીસ બેલ ઓરડાનું બારણું હળવેથી ઉઘાડી અંદર ઘણાંજ ધીમા કદમે દાખલ થઇ.

## પ્રકરણ ૨૯ મું.

દર્દીનો ઓરડો બિલકુલ બંધબસ્ત હતો. હેસતરે અંધારામાં પોતાને ગોટાં ખાતી જોઇ. બારીના વીનીશનો બંધ હતાં. બારી બારણાં પરદાથી ઢાંકી નાખવામાં આવ્યાં હતાં. ધડકતાં જીગર અને ધ્રુજતા પગ સાથે હેસતર દર્દીના બિછાના આગળ જઇ ઉભી તેણીએ જોયું કે પોતાના પ્યારાનો ચેહરો બિલકુલ સફેદ પુણી જેવો થઇ ગયો હતો જેમાં સફેદ પાટા આંખો ઉપર અને માથે બાંધવાથી તે વધુ સફેદ લાગતો હતો.

હેસતર ઘણાંજ દુ:ખી જીગરથી દેવીદનો ચેહરો જોતી ઉભી હતી. આ વેલાએ તેણીની છાતીનો ધપકારો તેણીના કાને આબાદ સંભળાતો હતો.

આ પળે દેવીદે પોતાનો હાથ લાંબો કીધો. દેવીદે તે ધ્રુજતા હાથમાં પોતાનો હાથ મુકયો જે દેવીદે બેહદ મોહબતથી જેટલું જોર થઇ શકયું ત્યાં સુધી દાબ્યો.

"હા, રોઝી તું અંતે આવી ખરી મને તો ધાસ્તી હતી કે હું તને કદીપણ જોવા પામશ નહિ એ મારી પ્યારી રોઝી, હું તને જોવાને કેટલો કેટલો બેતેજાર હતો!"

દેવીદ એટલું બોલતાં હારી ગયો. એકાદ બે પળ ચુપકીદી રાજ્ય ચલાવી રહી.

અંતે તેણેજ ચુપ કીદી તોડી. "મારી પ્યારી રોઝી, તારૂં માથું મારી છાતી ઉપર મુક મારાં જીગરને ચંડક વળશે."

હેતસરે તેમ કીધું અને દેવીદ તેણીનાં માથાંનાં વાળ સાથે રમવા લાગ્યો.

"મારાં બુલબુલ, હું કેવું ઇચ્છું છું કે હું તારો ચેહરો હમણાં જોઇ શકું. પણ તું ધભરાતી ના શું હું કાંઇ આંધળો થઇ, જવાનો નથી? ખુદા આપણી બન્ને તરફ જોશે રોઝી, જ્યારે તું હવે મારી નજદીકમાં છે ત્યારે મારૂં દુઃખ દર્દ દુર થઇ દફે થવા વગર રહેશેજ નહિ. ચાલ, મારાં ગોલાબ, તારી મીઠી જબાન ખોળ ને કાંઇ મીઠું મીઠું બોલ."

આ વેળાએ મીસ બેલ પોતાનો હોઠ દેવીદના હોઠ ઉપર મુકયો. રોઝી માટે દેવીદની આટલી બધી મોહબતના મરસીયા(!) સાંભળતાં હેસતર બહુજ મુશકેલીથી દમ લેતી હતી. તે રોઝી તરફની મોહબત વધુ વાર સાંભળવા માંગતી હતી નહિ.

"દેવીદ મારા જાન! તું ભુલેછ. હું કાંઇ રોઝી નથી. ખુદા ખાતર તું ગુસે થતો ના યા ઉશકેરાતો ના. હું હું હું તારી કમનસીબ હેસતર છું."

દેવીદ પોતાનાં પાસામાં તોપનો ગોળો છુટયો હોય તેમ ચોંકયો અને બીજીજ પળે હાથની એક અછાડ સાથે હેસતરને પોતાનાં પાસાંમાંથી દુર કીધી.

"દેવીદ મારા જાન, તું નાહક મારી ઉપર ગુસ્સે ના થા. હું બિલકુલ નિર્દોષ છું. તું આ માટે મને એમ ધિકકારી તરછોડી કાહડેછ? રોઝીના, ડા૦ કારટર તરફના તારના સંદેશા છતાં નહિંજ આવી ત્યારે હું આવી. મેં રોઝીને ઘણીબી સમજાવી કે જ્યારે દેવીદ તારીજ તગર કરેછ તો જા, પણ તે નાકદરે નાથી હા કહ્યું નહિ ત્યારેજ તારી તરફની મારી મોહબતથી હું ઘસડાઇ અહિં આવી."

"રોઝી નહિ આવી! એમ કેમ બને? રોઝી કદી પણ આવવા વગર રહે નહિ. પણ તને મારે માટે સહેજબી દયા હોય તો જા રોઝીને મારી પાસે લાવ હેસતર, મને રોઝી વગર, ખુદાને ખાતર ના ટવલાવ."

"પણ તે તો કેઠે જતી રહીછ."

"જતી રહી! કયાં! હું માનતો નથી. તેં રોઝીને કેઠે છુપાવીછ," દેવીદ બેહદ ઉશકેરાઇ બોલ્યો.

આ વેળાએ હેસતરનો ચેહરો ગુસ્સાથી કેટલો બધો લાલ ચોળ થઇ ગયો હતો તે દેવીદ શું જાણે તેણી ગુસ્સાથી પોતાના બન્ને હાથોની મુઠી વાળી બોલી:—

"હું ફરીથી કહુંછ કે રોઝી તારી બીમારીની ખબર સાંભળવા પાછી જતી રહીછ. અને જતી વેળાએ એક એકરાર કરી ગઇછ, જે તને અથવા મને જણાવી ગઇછ."

"એકરાર!" સર્પે ડંખ માર્યો હોય તેમ પોતાનાં બિછાના ઉપર ઉછળી દેવીદ પોકારી ઉઠયો.

"હા, તે એકરાર છે જે કરવાનું રોઝીને શા માટે સુઝયું તે હું સમજી શકતી નથી. કદાચ તેણીનું ડંખ તેણીને સર્પની માફક ડંખ્યું હોય, કદાચ તે ધભરાઇ હોય કે હું તેણીને પરણેલી ઓરત તરીકે શાબેત કરશ કદાચ તેણીનો ખાવિંદ જે જીવતો હોય તે એકા એક ગુમ થયલો પુઠી નિકળ્યો હોય, ગમે તે હોય પણ તેણીએ એકરાર કરી તેણીને મને સપુરદ કીધોછ. જો, તે હા રહ્યો હું તમને વાંચી બતાઉ?"

દેવીદે એક ઝટકા સમેત રોઝીનો એકરાર પોતાના હાથમાં ખુંચવી લીધો, અને હેસતર અટકાવે તે આગમજ તે લઇ પોતાની આંખ ઉપરથી પાટો કપાળ ઉપર સેરવી નાખ્યો. પાટો ખસી જવાથી આંખો ઉપરના જખમો જોઇ મીસ બેલ કમકમ્યા વિના રહી નહિ તેણીની આવી સ્થિતિનો લાભ લઇ દેવીદે તે કાગલ પોતાની આંખ આગળ ધર્યું જે તે લઇ વાંચ્યું. તે નીચે મુજબ હતું:—

"દેવીદ, હું તારી નજર આગળથી સદાની જાઉંછ, કેમકે મેં તને એકદર બની ઠગ્યોછ, હેસતર બેલનો મારી ઉપરનો આરોપ બિલકુલ ખરો છે. હું કુંવારી નથી, પણ પરણેલી છું, જો કે મારો ખાવિંદ કબરમાં સુતોછ. મારી એક બેટી છે જે માટે હેસતર બેલ તને ખાત્રી આપીછ. મારા કાકાની દોલત હાથ કરી ભુખમેરા માંથી બચાવ માટેજ મને એક કુંવારી ઓરતનો સોંગ સજવો પડયોછ, જે માટે ખુદા મને માફ કરે! હું ખુદાની ને તારી ગુનેહગાર છું. દેવીદ, મને માફ કરજે, મને ભુલી જજે, ને હેસતર બેલ જે તને ખરાં જીગરથી ચાહેછ તેણીને હક ઇનસાફ આપજે. તે તને સાચી રહીછ, ને સદા સાચ્ચી રહેશે. મને શોધવાની સહેજ પણ કોશીશ કરતો ના છેલ્લી સલામ! **કમનસીબ રોઝેલીન ચેગન**"

છેલ્લી લાંઇન દેવીદની આંખ આગળ જઇ અંધકારમાં ગાયબ થઇ ગઇ, અને તેના હાથમાંથી રોઝીનો એકરાર બિછાના ઉપર પડવા સાથે તેણે એક ઉંડો નીસાસો નાખ્યો.

હેસતરે જોયું કે રોઝીની બેધ્યાનીથી ખારી થવાથી દેવીદ બેભાન થઇ ગયો હતો.

# બાનુંઓનો બાગ.

લખનાર—સહનશીલ સખી.

**બેસતાં સાલની બંદગી.**

૧૯૧૫ નાં બેસતાં સાલની આપણી પહેલી બંદગી, બેશક, આપણા માહાન રાજ્ય-કર્તા અને રાજ્ય-કુટુંબ માટે છે; કે જે શિર-છત્રનાં શીતળ છાંયાં હેઠળ આપણે કેવાં નિર્ભય-પણે શાંત જીંદગી સુખી સ્થિતિમાં પસાર કર્યે છિયે! નવાં વર્ષનાં પ્રભાતમાં આપણે પ્રાર્થના કરીશું કે તે સર્વ વ્યાપક સર્વ સ્થળે શાંતિ સ્થાપે, હાલ ચાલતી લડાઈનું ઘેરાયલું વાદળ વિખેરાઇ જાય, આપણી સલામતી માટે ઈંગ્રેજ સરકારનું રાજ્ય આપણે માથે સદા કાયમ રહે! આ ખરાં જીગરની બંદગી કરવામાં આપણે વ્યાજબી છિયે; કારણ કેળવણીનાં મીઠાં ફળથી; વેપાર-ઉદ્યોગ અને ધંધા-હુનરનાં બોહોળા પ્રસારથી. તેમજ ઈનસાફી રાજ્યનાં નિર્મળ ન્યાયથી આપણે જેટલાં ઈંગ્રેજ સરકારનાં રાજ્યમાં સુખી, આબાદ, નિર્ભયપણે શાંતિથી જેવી જીંદગી ગુજાર્યે છિયે, તેવી જીંદગી અને તેવું સુખ, આપણે બીજા કોઇ પણ રાજ્ય-કર્તાના અમલ હેઠળ ભોગવી શકયે નહિ; અને તેટલા માટે, ખરૂં બોલ્યે તો આપણાજ ભલાં માટે આ બંદગી દાદારની દરબારે આપણે પ્હોંચાડીયે છિયે!

શહેનશાહ, શહેનશાહબાનુ, રાણી માતા અલેકઝાન્ડ્રા અને આખાં રાજ્ય કુટુંબને આ બેસતું સાલ તનની તંદરોસ્તીમાં, મનની શાંતિમાં અને દોલતનાં ડુંગરમાં આબાદ નિવડે એવી મારી ખરાં જીગરની પ્રાથના તે મહાદાની મીનોતુમ સાંભળે! અને તેઓને આમીન થાએ!!



**દિકરો દેશને અર્પણ!**

આજ-કાલ આખાં હિંદુસ્તાનની દિલસોઝી આપણા ભલા વાઇસરૉય લૉર્ડ હાર્ડીન્જ તરફ કુદરતી ખેંચાઇ છે. એક પ્રેમાળ ને પતિવ્રતા પત્નીને ખોયાને હજી ૭ માસ થયા નથી, તેટલે પોતાના ભરજુવાન હેતાળુ દિકરાને ખોહવાની ખોટ, તે નામદારને ખમવી પડી છે! જેઓ ભલાં હોય છે, તેઓને આ જંજાલી જગતમાં મુંગે મોંહડે ઘણું સોસવું પડે છે; જેઓ પરમાર્થી હોય છે, તેઓને ઘણું ખોહવું પડે છે; જેઓ પરોપકારી હોય છે, તેઓને ઘણા ભોગ આપવા પડે છે: અને તેવો એક તાજો દાખલો આપણી સામે નામદાર વાઇસરૉયનો છે.

દેશ અને દુન્યાને ખાતર એવા સ્વભોગ આપનારાં આસામીઓનો આપણે જ્યારે ખ્યાલ કર્યે છિયે, ત્યારે તેઓનાં તેવાં મહત્વના કાર્યો આપણા અંતઃકરણમાં મહાન માન ઉત્પન્ન કરે છે. દ્રવ્યવાનો દોલત કાઢી આપતાં દસ વાર વિચાર કરે છે, જ્યારે નામદાર વાઇસરૉય જેવા દેશભકતો દિકરાઓને દેશ-સેવા ખાતર મોતના ડાચાંમાં દાખલ કરતાં એક પળનોબી ખ્યાલ કરતા નથી. રાજા અને રાજ્ય તરફના ભક્તિભાવનો એથી વધૂ ઉત્તમ નમુનો બીજો કયો હોય?

આપણા ઉદાર દિલના વાઇસરૉયે પોતાનો પ્રેમાળ પૂત્ર દેશને અર્પણ કર્યો, તેનો શાંત મને ગંભીરાઇથી આપણે વિચાર કર્યે છિયે, ત્યારે ખચ્ચીતજ આપણને ખ્યાલ આવે છે કે દેશ-સેવા એ કેવું મહત્વનું કાર્ય છે. અફસોસ! એક ખીલતી ગુલાબની કળી કવખતે કરમાઇ ગઇ છે! ભર જુવાનીમાં હજારો આશા-ઉમેદો ભરેલો વ્હાલો દિકરો ખોહવો, એ કંઇ જેવું તેવું દુઃખ નથી; એ દુઃખનો ખ્યાલ તો જેઓ પર એવું સંકટ પડયું હોય, તેઓને બરાબર આવી શકે.

તે સર્વ શક્તિવાન સાહેબ પાસે આપણે દુઆ ગુજારીશું કે આપણા ગમખાર હાકેમને આવાં અસહ્ય સંસારી સંકટો સબુરીથી ખમવાની શક્તિ આપે! તેમનાં અને તેમની વ્હાલી દિકરીનાં ગમમાં આપણે ભાગ લઇએ છિયે. નામદાર વાઇસરૉયને આ મહાન દુઃખ દરમ્યાન એટલો સંતોષ લેવાનો છે કે દિકરો દેશને અર્પણ કર્યો છે!

અહુરમજદ મરહુમનાં રૂહને અમર શાંતિ બક્ષે!

# બાળકોને બરનું.

## પ્રભાતનો પાઠ ૫ મો.

### જીંદગીની સુંદરતા.

મ્હારા પ્યારાં બાળકો,

ઉભરતી ઉછરતી જીંદગીમાં જીપલાતાં મ્હારા વ્હાલા બાળકો તમારી રમણ્ય જીંદગીને વધારે રમણ્ય કરવા આ પ્યારા પ્રભાતના પેહલા અંક સાથેજ તમારે માટે માલેકે એકાદ બે પાના દર અંકે રાજલ પાડી કંઇ કોઇ રમત કે રમકડાં ઉપર વિવેચન કે વર્ણન કરી સુંદર સમજણ આપવાનું કામ આ લખનારને સોંપ્યુ હતું; અને તે મ્હારી કમીની શક્તિના પ્રમાણમાં તે ફરજ ઘણી ખુશી સાથે મેં બજાવી હતી.

હવે ૧૯૧૫ ના નવા વરસની નવી શરૂઆત સાથે તમો આગલ નિરાી રીતીના સુંદર ને સુશોભીત શીક્ષણો, બોધદાયક વાર્તાઓ ને તસીઅતના સખુનો જે દાનાવો શીખવી સમજાવી ગયાછે તેનો રસકસ તમો આગલ દર મહીને રજુ કરીશ ને ઉમેદ ધરાવીશ કે તે તમને અને તમારા વ્હાલાં વાલીઓને મન પસંદ ઉપયોગી ને ફલટમંદ થઇ પડશે.

મ્હારા પ્યારા બાળકો, યાદ રાખજો કે જે જીંદગીની અંદર તમારા વ્હાલા માત-પીતાને ત્યાં તમોએ જન્મ લીધો છે તે જીંદગી ઘણી ઘણીજ અમુલ્ય છે. તેની ખુબીનો પ્રકાશ જેમ જેમ તમો મોટાં થતા જશો તેમ તેમ તમને માલમ પડતો જશે. તમારી જીંદગીનું સાર્થક સુંદર કેળવણીનેજ સ્વાધીન છે. પછી તે કેળવણી તમારા તનને લગતી હોય, મનને લગતી હોય કે અંતઃકરણને લગતી હોય. જેટલું તમારું તન અને મન સ્વચ્છ ને સુંદર રાખવાની જરૂર છે તેટલુંજ તમારું અંતઃકરણ નીખાલસ ને નીર્મળ રાખવાની જરૂર છે. યાદ રાખજો કે તમારી વધની જતી ઉમર સાથે તમારી જીંદગીનો પ્રકાશ તમારા સુંદર સ્વભાવ, મળતાવડી ખાસીઅત અને ખરી નમનતાઇની ઉપરજ આધાર રાખે છે.

સર્વે જાતના સુંદર સદગુણોમાં તમો દીપાયમાન થજો અને તમારૂં કે તમારી આસપાસવાલાઓનું ભલું ચાહવામાં કે ભલું કરવામાંજ તમારી જીંદગીની ઝમકને રોશનમંદ કરજો, તમારી જીંદગીમાં કેમ પ્રકાશમંદ થવું તેનો એક સુંદર દાખલો તમારી આગલ આજે રજુ કરીશ. તે એક જાપાનીસ સ્ત્રિની વાર્તા યા કથા છે જે બોધથી ભરેલી છે. કહે છે કે પુરાણા કાળમાં જાપાનના એક મહાન મંદીરના એક ઓચ્છવને દીને તે મંદીરમાં ઇશ્વરની ભક્તી કરવા આવનારા સેંકડો બલકે હજારો સ્ત્રી પુરૂષો એકેકુ સુંદર રોશની વાળુ ફાનસ અર્પણ કરતા હતાં. તે વખતે એક બહુજ શ્રીમંત ને માલેતુજાર ધણીએ હજારો સુંદર લાઇટથી દીપાયમાન કરીને તે મંદીરની દીવાલો ઉપર ચહડાવ્યા અને ઘણીજ મગરૂરીથી ઇશ્વર તરફની પોતાની ભક્તિભાવનો પુરાવો દુનિયાના લોકોને જાહેર કીધો. તેજ વેળાએ ત્યાં એક બહુજ મુફલસ અને ગરીબ, કંગાલ અને ચીથેહાલ સ્ત્રી આવી જેણીની પાસે પૈસાનો એક સીક્કો પણ નહી હતો. તેણીએ ઇશ્વર તરફનો પોતાનો ભક્તીભાવ અને બંદગી કરવાના પેલા મંદીરના મકાન તરફની પોતાની ફરજ કેમ બજાબવી! પોતાના સુંદર સુંવાળા લાંબા પ્રકાશીત બાલ તેણીએ કપાવ્યા અને પોતાના અંગ ઉપરથી ઉતારેલા તે સુંદર બાલનો જથ્થો તેણીએ વેચ્યો જેની કમાણીમાંથી ઉપજેલા પૈસાનું એકજ સાદુ ને શુદ્ધ ફાનસ ખરીદ કીધુ અને ઇશ્વર તરફની સંપુર્ણ ભક્તી ભાવની એક અદના નીશાની તરીકે તે મંદીરને તેણીએ

તે સાદી "સાઈટ" નું સાદુ "ફાનસ" અર્પણ કીધું. બીજી બાજુ જુવો કે શું બને છે! કહે છે કે તે મંદીરના રમણ્ય દીવસે જ્યારે હજારો ફાનસોથી જ્યારે તે મંદીર ચકચકીત થઈ રહ્યુ હતું અને પેલી મુફલેસ બાઇએ આપેલાં ફાનસ ઉપર કોઇનું ધ્યાનથી ન હતું તે દરમ્યાન પવન અને તોફાનના એકજ જબરજસ્ત ઝપાટામાં સર્વ ફાનસો એકકી વખતે બુજાઇ ગયાં પણ પેલી મુફલેશ ને ગરીબ સ્ત્રીએ મુકેલી વચ્ચે મેળવેલું ફાનસ તેની અંદરની રોશની સાથે કાયમ રહ્યુ કે જે ફાનસની ઉપર કોઇયે નજરથી પુગાડી ન હતી. સર્વે જણા અજાયબીમાં ગરકાવ થયાં અને હજારો બુજાઇ ગયેલા ફાનસોમાથી એકજ અને એકજ પ્રકાશીત ફાનસ—જે ગરીબ બાઈ તરફથી અર્પણ થયલું—ઉપર નજર પુગાડી અને સઉ કોઇએ ખાત્રી કરી લીધી કે ઇશ્વરી નજરે માલેતુજાર મીલકતદારોનો તુમાખી તોર ભકતીના મકાનો ઉપર કદીથી કાયમ રેહતો નથી પણ ગમે એવા મુફલેશની સાચ્ચી જાન ફેસાની અને આફતમાં અટવાયલાઓનું ઇશ્વરી એકીનજ વધારે પ્રકાશમંદ થાય છે. તેમ આપણી આ કોમીની જીંદગીમાં બાહેરનો ભપકો ને સપકો ખોટો ને નાશવંત ચલકાટ કદીથી કામ આવનાર નથી, પણ બીજાઓના એકલપેટા દીવાઓ જ્યારે અસ્ત થશે ત્યારે પોતાના જાતી ભોગના સુંદર સદગુણોથી સલગાવેલું જીગર રૂપી ફાનસની અંદરનો જીંદગી રૂપી દીવોજ પ્રકાશમંદ રેહેશે.

લા. ફુવાગીર સેવક,

મોટાબાવા.

---

# દાનાઈના દાના.

ગંગાજળ કાય બયથક, કીયો ભજન દીન રાત
સાધુ બન મથ સુમર સુમર, હરી ન લગો હય હાથ
માળા ભજી મય રામકી, બચન હમારો હોય
ચીતકી ચીડીઆં ઉડરહી, રહો બેઠોમય રોય

માનવ જાત જ્યારે તે જન્મ આપનારની જનાબમાં પાક કલામથી ફરજ અદા કરે છે યાને જ્યારે તે ખોદા તાલાની બંદગીમાં સર ઝુકાવી ઉભો રહે છે ત્યારે તેનાંમાં એક ખામી (સોએ નવવાણુ ટકા માણસોમાં) હોય છે તે એજ કે તેનાં મગજની ૩ ભમતા વિચારની ચકલીઓ તેનાં મનને શાંન્ત રહેવા દેતી નથી; ઉપલી ચાર લીટીઓમાં આટલો સાર છે કે એક પવિત્ર જગા ઉપર એક માણસ રાત ને દીવસ ખોદાનું નામ લઇ બંદગી કર્યા કરે છતાં તે ખોદાને ન મેળવી શકે યાને પોતાની બંદગીનાં પ્રતાપથી પોતાનાં મનને શાન્ત ન રાખી શકે, પોતાની ઉમેદો ન મેળવી શકે તો તેની બંદગી કયા કામની! જેનું ચીત બંદગી કરતી વખતે બંદગીમાં નથી રહેતું તે ગોથા બંદગી કર્યા પછી પણ રડતો રહે છે. બંદગી એ મનની શાન્તીનો ખોરાક છે. અને જો તે ખોરાક પ્રાપ્ત ન થયો તો તે બંદગી શા કામની! બંદગી તે ખોદા અને માનવ વચ્ચેની સબંધની સાંકળ છે અને તે સાંકળની એકક કડીને શાન્તીનું પાણી પાયેલું છે. ઘણા જાણજે કે ચીત વગરની બંદગી એ માત્ર મનને સમજાવવાનું છે. માટે પ્રીય વાંચક બંદગીમાં મગજની-લગામ મજબુત વિચારનાં હાથે પકડી પાક કલામનાં ઘોડાઓને ખુદાઇ રસ્તા ઉપર છોડી દેજે એટલે છેવટે વિજય વાવટો તારોજ છે.

"ફકીર."

# ─ઃપ્રભાતનું પંચાંગ.ઃ─

## જાનેવારી ૧૯૧૫.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| રવિ. | | બીજ.<br>૩<br>દીન. | નોમ.<br>દશમ.<br>૧૦<br>હોરમજદ.<br>માહ–અમરદાદ | બીજ.<br>૧૭<br>દેપાદર. | નોમ.<br>૨૪<br>દેપમેહેર<br>પુનમ.<br>૩૧<br>ગોઆદ. |
| સોમ. | આ મહીનાનું રત્ન:—<br>"ગોમેદ." | ત્રીજ.<br>૪<br>અરદેસંગ. | અગ્યારસ.<br>૧૧<br>બહમન. | ત્રીજ.<br>૧૮<br>આદર. | દશમ.<br>૨૫<br>મેહેર. |
| મંગળ. | | ચોથ.<br>૫<br>આસતાદ. | બારસ.<br>૧૨<br>અરદીબહેસ્ત. | ચોથ.<br>૧૯<br>આવાં. | અગ્યારસ.<br>૨૬<br>સરોશ. |
| બુધ | હીન્દુ માસ<br>પોષ ને<br>માહ. | પાંચમ.<br>૬<br>આસમાન. | તેરસ.<br>૧૩<br>શહેરેવર. | પાંચમ.<br>૨૦<br>ખોરશેદ. | બારસ.<br>૨૭<br>રશને. |
| ગુરૂ. | જરથોસ્તી માહ<br>તીર ને<br>અમરદાદ. | છઠ.<br>૭<br>જમીઆદ. | ચૌદસ.<br>૧૪<br>અસ્પંદારમદ. | છઠ.<br>૨૧<br>મોહોર. | બારસ.<br>૨૮<br>ફરવરદીન. |
| શુક્ર. | પુનેમ.<br>બેંક ૧ બંધ.<br>ગોઆદ.<br>માહ તીર | સાતમ.<br>૮<br>મારેસપંદ. | અમાસ.<br>૧૫<br>ખોરદાદ. | સાતમ.<br>૨૨<br>તીર. | તેરસ.<br>૨૯<br>બેહરામ. |
| શનિ. | એકમ.<br>૨<br>દેપદીન. | આઠમ.<br>૯<br>અનેરાન. | એકમ.<br>૧૬<br>અમરદાદ. | આઠમ.<br>૨૩<br>ગોશ. | ચૌદશ.<br>૩૦<br>રામ. |

જાનેવારીનું ઝવેર. { જાતિ ભાગથી જીવની જાગૃતી, જાતી જ્ઞાનથી જીંદગીની જતન,

# પ્રભાત

# DAWN

પુસ્તકઃ ૨ જું. ફેબ્રુઆરી ૧૯૨૫. અંકઃ ૬ ઠો.

## સાંકળીયું.



વાર્ષિક લવાજમ રૂ. ૩॥ પોસ્ટેજ સાથે હિંદુસ્તાનમાં—રૂ. ૪॥ હિંદુસ્તાન બહાર.

એન. બરજોરની કં૦

માલેકો "પ્રભાત," કાના ટેરેસ, કાલબાદેવી રોડ, મુંબઇ નં. ૨.

# પ્રભાતનું પંચાંગ.

## જાનેવારી ૧૯૧૫.

| | | | | | |
|---|---|---|---|---|---|
| રવિ. | આ મહિનાનો ગુરૂ મંત્ર:— “ઉદ્યમ.” | બીજ. ૩ દીન. | નોમ. દશમ. ૧૦ હોરમજદ. માહ-અમરદાદ | બીજ. ૧૭ દેપાદર. | નોમ. ૨૪ દેપમેહેર / પુનેમ. ૩૧ ગોઆદ. |
| સોમ. | | ત્રીજ. ૪ અરદેસંગ. | અગ્યારસ. ૧૧ બહમન. | ત્રીજ. ૧૮ આદર. | દશમ. ૨૫ મેહેર. |
| મંગળ. | | ચોથ. ૫ આસતાદ. | બારસ. ૧૨ અરદીબહેસ્ત. | ચોથ. ૧૯ આવાં. | અગ્યારસ. ૨૬ સરોશ. |
| બુધ. | હીન્દુ માસ પોષ ને માહ. | પાંચમ. ૬ આસમાંન. | તેરસ. ૧૩ શહેરેવર. | પાંચમ. ૨૦ ખોરશેદ. | બારસ. ૨૭ રસને. |
| ગુરૂ. | જરથોસ્તી માહ તીર ને અમરદાદ. | છઠ. ૭ જમીઆદ. | ચૌદસ. ૧૪ અસ્પંદારમદ. | છઠ. ૨૧ મોહોર. | બારસ. ૨૮ ફરવરદીન. |
| શુક્ર. | પુનેમ. એક ૧ બંધ. ગોઆદ. માહ તીર | સાતમ. ૮ મારેસપંદ. | અમાસ. ૧૫ ખોરદાદ. | સાતમ. ૨૨ તીર. | તેરસ. ૨૯ બેહરાંમ. |
| શનિ. | એકમ. ૨ દેપદીન. | આઠમ. ૯ અનેરાંન. | એકમ. ૧૬ અમરદાદ. | આઠમ. ૨૩ ગોશ. | ચોદશ. ૩૦ રાંમ. |

જાનેવારીનું ઝવેર. { જાતિ ભાગથી જીવની જાગૃતી, જાતી જ્ઞાનથી જીંદગીની જતન,

# પ્રભાત.

પુસ્તક: ૨ જું. ફેબ્રુઆરી ૧૯૧૫. અંક: ૬ ઠો.

અજ્ઞાને રાત, જ્ઞાને પ્રભાત,
નિર્દોષ નવિન એ કરશે એ વાત;
સુર્ય ઉદય ને લાવી સંગાત,
ખુશી સરખી દેશે જાત પરજાત.

અજ્ઞાન નિધાધિન કંઇક પડયાં,
શુભ જ્ઞાન વીના ન એ ઉંચે ચડયાં;
ચડવું પડવું સૌ જ્ઞાન થકી,
શુભ જ્ઞાન ખરે છે પ્રભાત નકી.

**The Spirit of Truth shall guide us unto all Truth.**

## હિણાયલી વીંટી.

અરે કમનસીબ!

તુંજને હ્યાં પટકી તે ચાલી ગયી, મેહેર તેની ખટકી હ્યાં ખાલી થયી;
હું કંગાલની ભુલનો તું આજે થઇ ભોગ, મુજને સતાવવા આ સાંધ્યો સંજોગ;
આહ! જન્મી તું કોઇ આંગળે કરવાને રાજ, કે નહીં છાજતું અપમાન આ ખમવાને,કાજ?
ચંદર પર થુકતાં ખુદ છંટાયીછ તે, તુંજને તેમ હિણતાં ખુદ હિણાયીછ તે;
બસ, મુંગી રહે, ચુપ! કડવાં કહેતી ના વેણ, તું મારી છને એંચસ તુંજ નેણ;
મજનેથી ગુસ્સો તો ઘણો છુટેછ, પણ આગલા તે ચાહની ચોદ સિને ખુટેછ;
ગૌહર કેમ ગમે હોય સંગ જેનું દિલ, કાગ અને બુલબુલ કેમ બને ખલિલ?
કંઇ નહીં, હ્યાં સુખમાં સદા થોભજે, મજ મેહબુબને મુબારક હાથ શોભજે.

'રફીક.'

# દુરબીનમાંથી બહાર

## અને

# દર્શને દુનિયા.



**મોહનચંદ કરમચંદ ગાંધી. હિન્દનો એક વિરલો.**

હિન્દદેશની સેવામાં પોતાનું તન-મન અને ધન અર્પણ કરનારા આંગળી પર ગણાય એટલા વિરળા પુરૂષોમાં દક્ષીણ આફ્રીકામાં સત્યાગ્રહ લડત ચલાવવાને માટે પ્રખ્યાત થયલા મી. મોહનચંદ કરમચંદ ગાંધીની ગયા જાનેવારી માસમાં થયલી પધરામણી વગર નોંધે પસાર થવી જોઇતી નથી.

આ કાઠયાવાડી નરમાં પોતાના દેશની દાઝનું ખમીર એટલું બધું તો ખીલી રહ્યું છે, પોતાના જાત ભાઇયો માટેની ચાહેનાત એ બંધેમાં એટલી બધી તો બંધાઇ રહી છે, પોતાની જન્મભુમી માટેનું માન એ સુધ્ધા અહરથમાં એટલું બધું તો જામી રહ્યું છે કે દર દીવસની એ ભલા નરની ભલી અને જાતી ભોગ આપનારી જીંદગી દરેકને દડો લેવા જોગજ થઇ પડી છે. દક્ષીણ આફ્રીકામાં બેરીસ્ટર તરીકે ફતેહમંદીથી જીંદગી ગુજારનાર મી. ગાંધી રાજદ્વારી ચલવલમાં પડી પોતાના ગરીબ હિન્દિ ભાઇબંધોને હક ઇનસાફ આપવા-અપાવવાના કામમાં આજ વરસો થયાં પડયા છે અને ઘણીક તરેહનાં દુઃખો અને કષ્ટ ખેંચી, તુરંગમાં વતીક જઇ, દંડો વતીક આપી કેટલેક દરજ્જે પોતાની નેક નેમ પાર પાડવાને ફતેહમંદ નીવડયા છે. વરસોના વસવાત પછી હિન્દ દેશમાંજ પોતાની વધુ કાયા વધારે અર્પણ કરવા જાનેવારી માસમાં તેઓ મુંબઇમાં પધાર્યા હતા પણ હિન્દના આ વિખ્યાતી પામેલા વિરલાને માનપંતો આવકાર આપવાને હિન્દે શું કીધું? પુરાણી કેહતી પ્રમાણે "રડતીના આંસુ લુછવા" જેવી આવકાર આપવાની ગોઠવન થઇ. અંદર ઉપરની લોકોની ધમાળ કંઇ ઓછી નહી અને "રીસેપસન કમિટી" તરફથી અપાયલી "પાર્ટી" બી જેટલી જોઇયે એટલી ધરખમને દમામદાર નહી. અરસપરસનાં ભાષણો અને વખાણો ઉપરાંત સાચ્ચી પ્રશંસાની કોતાઇ કંઇ જણાઇ આવતી હતી. અને એ "પાર્ટી"માં સર ફીરોઝશા મેહતાએ જે ચાલાકી ભર્યું ભાષણ કરી મી. ગાંધીના કામકાજનો દાનતેખાબ આપી જે જે વખાણનાં શબ્દો મી. ગાંધીની તારીફમા કહ્યા તે ખચ્ચીતજ ધ્યાન પુગાડવા જોગ હતા પણ તેથી વધુ મી. ગાંધીનો જવાબ હતો કે જેની અંદર તેઓએ આવી અપાતી પાર્ટીના "તમાશા" (આ શબ્દ મી. ગાંધીનો પોતાનો હતો) કરતાં ચુપચુપ મુગે મોહડે દેશની સેવામાં જીંદગી અર્પણ કરવાનું કાર્ય તેમને વધુ પસંદ કીધું. છતાં તેમના ખોખઃ મિત્રો અને વખાણનારાઓ તરફથી આ માન મેલવવાને માટે તેવણે પોતાનો હર્ષ જાહેર કીધો.

જેઓ મી. ગાંધીની ખાનગી જીંદગીથી માહીતગાર છે તેઓ એક અવાજે અમની તારીફનાજ સખુનોમાં આપણને જણાવે છે કે બહુજ સાદી, નીયમીત અને છબરી જીંદગી તેઓ ગુજારે છે. રેહનશમાં ને પેહરવાશમાં, રેહનીમાં ને કરણીમા બહુજ ચોખ્ખા શુધ્ધા ને નીરમીર છે; અને જીંદગીના ઘણોજ ઉંચ ideal તેઓ ધરાવે છે. પોતાની સાદી જીંદગીને વધુ અને વધુ સુંદર અને પ્રકાશીત રાખવાની એ નરની નેક નેમમાં મદદ કરવા અરનાં ભતાં નેક શુસીલ ને સહનશીલ પત્ની મીસીસ ગાંધી પોતાના કૃતજ્ઞથી આપણા માન અને આદરને પુરે

પુરાં લાયક નીવડયાં છે. એ બંધે નર–નારીની વખાણવા લાયક જીંદગી, ખમેલાં કષ્ટો અને દેશ પ્રત્યે તેની અર્પેલી સેવા કોઇનેબી જાગૃત કરવાને પુરતી છે. મુબઇના સ્ત્રિ વર્ગે મીસીસ ગાંધીને માટે માધવ બાગમાં મેળાવડો કરી જે માન આપ્યું છે તેને તેણી ઉંચ ઉંચ લાયક છે. એ વીશે હમારાં ચંચલ લેખક "સહનશીલ સખી"એ "બાનુઓના બાગ"માં જે લખાણ કીધું છે તેની ઉપર હમારી વાંચનારી બેહનોનુ ધ્યાણ ખેંચીયે છીયે.



**સર જમશેદજી અને નવસારી.** માનવંત ભલી યાદના અને નેક દીદારના પેહલા બેરોનેટ સાહેબ નામદાર સર જમશેદજી જીજીભાઇનો જન્મ નવસારી મધે થયો હતો કે જે બખતાવર ભુમીએ શેઠ જમશેદજી તાતા જેવા સાહલીક વેપારી અને શેઠ દાદાભાઇ નવરોજી જેવા નામાકીત નરોને જન્મ આપ્યો છે. નવસારીની ભુમી નામદાર ગાયકવાડ સરકારને તાબે છે અને ત્યાં જરથોસ્તીઓની વસ્તીની સખ્યા મુંબઇની વસ્તીના કરતાં બીજેજ નંબરે આવે છે. મુખ્ય આતશબહેરામો અને અગીઆરીઓનુ તે વડું અને ધાર્મીક મથક છે જ્યાના નાવર મરાતબો કોઇબી ઠેકાણેની અગીઆરી આતશબેહરામોમાં કામ કરવાને પહેલા છે. તે પુરાણી ભુમી ઉપર જાણેવારી મહીનાની અધવચે હાલના નામદાર જવાન પાંચમાં બેરોનેટ સર જમશેદજી એ મુલાકાત લીધી છે અને ત્યાંના જરથોસ્તી રેહવાશીઓનું માનપત્ર મેળવવાને ભાગ્યશાલી નીવડયા છે. તે માન પત્રનો જે દુર અંદેશીથી સર જમશેદજી એ જવાબ વાળ્યો હતો તે તેમાં સમાયલી બે બાબદોને માટે વધારે ધ્યાણ ખેચનારો હતોઃ એક તો ખંદગીની શુંલંદી માટે પેહલા બેરોનેટ સાહેબ નામદાર સર જમશેદજીના બહુજ ચાનક આપનારા અને અનુભવી વિચારો અને બંદગીની અગત્યતા વીશેનુ તેમનુ માયાકુળ વર્ણન ખચીતજ વખાણવાજોગ હતુ જ્યારે બીજી જે બાબદ સર જમશેદજીએ રજુ કીધી હતી તે તો નવસારી કે જે જરથોસ્તી શીરકાતી ધર્મની તેકડી તેની ઉપર પારસી સેનત્રલ કોલેજ સ્થાપવા સંબંધી ઉલતમંદ વિચારો તેવણે કહયા હતા જે આજના ચાલુ જમાનામાં ઉપાડી લેવા જોગજ ગણાતા હતા પણ તે સુંદર વિચારોને અમલમા મુકનારા કયાં છે? પારસી ભાઇયો બોલે છે ગજના ગજ પણ ફારે છે તસુ"–મગજ ઘસે છે જ્યારે ગજના ગજ પણ પરીણામ લાવે છે આટલુ સરખું. પણ કંઇ નહી, હાલની ધીરજ શીખવશે આપણને ભવિષ્યની ફરજ. આજે સર જમશેદજીએ જે ઉમેદ જાહેર કીધી છે તે આવતા જમાનામાંબી જલદીથી પાર પડે એવુંજ અમારૂ ચાહવું છે જે ખુદા આમીન કરે.



**નવસારીમાં સુવાવડ ખાનું.** સર જમશેદજીની નવસારી મધે છેલ્લી મુલાકાત દરમ્યાન ત્યાંના જાણીતા વતની અને શહેરી મી. મેહતાની સારી સખાવતથી બરપા થયલું અને ઉઘડેલું પારસી સુવાવડ ખાનું એક વખાણવા લાયકજ અને ઉપેયોગી ખાતું થઇ પડવું જોઇયે. ચુસ્ત અને અસલી વિચાર ધરાવનારા જરથોસ્તી નરનારીઓનું નવસારી એકવેળા એવું મથક હતું કે ત્યાં સુવાવડખાનાનું નામ લેવું તેબી ગોયા જાણે ગુનાહ ગણાતો; પણ વખત બદલાયો છે અને કેળવણી આગળ વધી છે; પરીણામે આગલા વેહમી ને બેઅકલી ખ્યાલો બાઇઓ ને ભાઇઓના મગજમાંથી દુર થયા છે; સુગ ઉડી ગઇ છે; ઓસપીતલો અને સુવાવડખાનાની સગવડો અને જરૂરી હાજતો જણાઇ આવી છે તેઓનો રૂડો ઉપયોગ કરનારાઓની સંખ્યાબી હવે વધી છે. આ સઘળુ સ્તુતી પાત્ર છે અને એટલુંજ ઇચ્છવા જોગ છે કે એવાં ધર્મખાતાંઓનો વહીવટ દરોબસ્ત ચાલે. દીનપર દીન એવા ઉપેયોગી ખાતાંનો વધારો થતો રહે તેનો વધુ લાભ લેવાતો રહે દેશ પરદેશમાં જન્મ આપનારી માતાઓના સુખ સગવડ ને નવા જન્મતા જીવોના આરામ અર્થે એવાં ધર્મસ્થળો ખચ્ચીતજ આવકારદાયક છે, અને તેને બંધાવી આપનારાઓને પુરતો ધન્ય છે.

# સરજતની સાંકળ

યાને

# મોત અને માફી

(એક પારસી સંસારી ચાલુ વાર્તા)

લખનાર—'રફીક'.

## પ્રકરણ ૩ જું.

મીસીસ શીરીન શેઠના, દાકતર ફીરોજ પટેલનાં મકાનમાંથી નીકળી ગયા બાદ ફીરોજ પોતે એક ઇઝીચેરમાં પંજડાઇને પડયો તે આપણે ગયા અંકમાં જોઈ આવ્યાં છીએ, અને એ બધી બાબદ શું હતી તેની એક ઉડતી તપાસ તેજ અંકનાં છેવટનાં પ્રકરણમાં લીધા પછી એ વાર્તાની સાંકળ જ્યાંથી આપણે છોડી આવ્યાં છીયે ત્યાંથી પાછી પકડી નીયમસર આપણે આગળ વધીશું.

ઇઝીચેરમાં તે પડયો પડયો શીરીનની હમણાંની મુલાકાતનો, તેણીની સાથે તેને થયલી તકરારનો અને તેણીની ઉપર તેણે બાંધેલી પણ વ્યર્થ ગયલી આશાનો તે વિચાર કરવા લાગ્યો. તેણે જોયું કે લગભગ ત્રણ વર્ષની મુદત સુધી તે ભુલવાયો હતો. તેઓ વચ્ચેની દોસ્તીને શીરીન જ્યારે બોલે બોલ નિરદોષતામાં લીધી હતી, ત્યારે તેણે તેને ખરા પ્યારનું રૂપ આપવામાં કેવી થાપ ખાધી હતી તેના અફસોસમાં તે હવે પડયો હતો.

અફસોસ? એક પરણેતરના નાદાન હસ-બોલ ઉપરથી તેણે એમ સમજી લેવું કે તે અબલા તેની સાથે પ્યારમાં છે અને તેવા પોતાના વાહીયાત વિચારમાં ઠગાવાથી અફસોસમાં પડવું એના જેવી બીજી હેમાકત કઇ હોય? એ હેમકના જેવો સંસારનો શત્રુ બીજો કયો?

જે ઓરડામાં તે હાલ બેઠો હતો ત્યાંની હવા તેને ગરમ લાગવા લાગી અને તેથી જાણે તે ગુંગળાઇ જઇ મરી જવાની ધારતીમાં હોય તેમ તેને લાગ્યું. તો તેની આસપાસની હવા ગરમ નહીં લાગે? અમે તો અજબ છૈયે કે તેની આસપાસની હવાએ ભડકું લઇ સળગી ઉઠી તેને બાળી નહીં નાખ્યો! એવાઓનો એથી બીજો ફેજ શું હોય?

તુરતજ તે ઉઠયો અને ત્યાંની બધી બારીઓ તેણે ઉઘાડી નાખી અને તે બારીઓમાંથી ફરફર આવતી હવાથી તેના હાલના ઉશ્કેરાયલા જીવને રાહત આપવા બસ નહીં હોય તેમ ત્યાં પડેલો એક પંખો ઉંચકી ગળાં આગળનું શર્ટનું બટન છોડી નાંખી જોરથી હવા ખાતો ઉભો.

તે છતાં તેનાં મનને નિરાંત વળી નહીં એટલે હવે તેણે પહેલે ધીમે અને પછી જોરમાં આમતેમ લટાર મારવા માંડી.

તેની સામે આવીને ઉભી રહેલી મુશ્કેલીથી તે એટલો ગુંચવાયો કે તેનો ચહેરો ઉજળો રાખ થઇ ગયો હતો. આવી દુઃખની ઘડી તેણે કોઇબી દીવસ અનુભવી ન હતી. પોતાના વ્હાલાં માયજીનાં મોતના બીછાણાં આગલ બી આવે દુઃખી હૈયે તે ઉભો ન રહે હતો એમ હવે તેને યાદ આવ્યું. તેનાં મગજ આગળથી નેસ ઉડવા લાગી અને તેનાં ગળાંમાં કાયદ બાઝ હોય તેમ તેને લાગ્યું. એકવાર તો તેનાથી બુમ પડાઇ ગઇ અને તેના જવાબમાં જ્યારે બેહેલા કા અંદર દોડી આવ્યા ત્યારેજ તે તેનાં ભલાભોળા ચહેરા ઉપર ગભરાટની નિશાણી જોઇ તે કંઇક શાંત થયે

અને તેને ચઢી આવેલો જોશ નરમ પડતો ગયો, પણ તે છતાં જાણે ઉંઘમાં તે બીહામણું સ્વપ્નું જોઇ ઉઠયો હોય તેવી તેની હાલત હતી. હજી તેના બદ વિચારો ઉપર નેકી પુરેપુરી ફાવી ન હતી; હજી તેનાં મનમાં ભલી અને બુરી વાસનાઓ બાથોબાથ લડી રહી હતી.

હવે તેને તેનાં પોતાનાં માયજીનો વિચાર આવ્યો। પણ ત્યારે શીરીનેબી તેણીના નામેજ તેને વિણવવાની વેતરણ કીધી હતી. પણ, તે વખતે તેનાં ઝનુન મારી ગયલાં મગજ ઉપર તે કશી અસર કરી શકી ન હતી; પણ હવે તેને તે મરનાર વ્હાલાંની યાદ એવડા જોશ સાથે આવી અને મરતી વખતે તે નેક અબલાએ તેને દીધેલી નસ્યતનો એકેક બોલ તેનાં ગરમ મગજ ઉપર હથોડાના એકેક ફટકા માફક પડયો. "ફીરોજ" તેવણુ તે વખતે બોલેલાં તેને યાદ આવ્યાં અને તે મનસે અજબ થયો કે શું તેવણ આયજ વખતને માટે બોલવાં હશે કે "મારે પેટે તું સિવાય કોઇ ફરજંદ થયું નહીં હતું. એક દીકરીની મને ઘણી હોંસ હતી, પણ મારી તે મુરાદ ખુદાએ પાર પાડી નહીં ને તેથી જાણે દુન્યાંની દીકરીઓ મારી પોતાનીજ હોય તેમ જે છોકરીઓના સંબંધમાં હું આવતી તેઓને હું મારી પોતાનીજ સમજી તેઓ ઉપર મારૂં દીલ દોડતું હતું. આપરે ઘેરેબી તું કોઇ છોકરીને લાવે તો તેને સુખી કરજે. મારા દીકરા સાથે પરણીને પસ્તાઇ એમ કોઇબી છોકરી ધારે નહીં તેવું તું કરજે. તું પરણેલો હોય કે કુંવારો રહે પણ કોઇબી નાજુક અબલા તારી પનાહ શોધતી આવે તેને અધુરે દીલે તારી સીડીએથી ઉતરવા નાં દેતો. આય વાત દીકરા કાંઇ મારાં મનમાં રમી નહીં રેહી હતી. હું જાણુંછ તું મારો નમાનો નિતીમાન અને નેક દીકરો છે પણ કોણજાણે સાને વાસ્તે આય બોલ તુંને સંભળાઉંછ; મારી અજલ જોઇ તું ગભરાતો ના, રડતો ના, બરાપોના કરતો, ખુદા ઉપર વિશ્વાસ બાંધીને રહેજે ને સુખી થજે."

આય તેવણુના છેલ્લા બોલો હતા અને તે તેને આજે યાદ આવ્યા અને તુરત તે ગભરાઇ ગયો.

"ઓ ખુદા! શું કોઇ ગેબી બશારતથી આયજ વખતને માટે તો આ બોલો મારાં વ્હાલાં માયજીએ મને નહીં કહી સંભળાવ્યા હોય!" તે મનસે બડબડયો "અને જે છોકરીને હુ પરણી લાવું તેને નહીં તો નહીં પણ જેમી નાજુક અબલા મારી મદદ માંગતી આવે તેને ખાલી હાથે ને ભારી હૈયે પાછી નહીંજ ફેરવવાનું મને તેવણનું ફરમાન હતું! તે છતાં આજે શીરીન જેને તેવણ એક દીકરી તરીકેજ લેખતાં અને ચાહતાં હતાં તેનેજ મેં રડતી આંખે અને લોહીથી ઝઝરતાં દીલે પાછી ફેરવી! ઓ ખુદા ખુદા!! ને શીરીન બોલીતીમી શું? 'તારાં માયજી મને એક દીકરી માફક ચાહતાં'તાં તો તે મરહુમનાં નામથી તુંને આજીજી કરૂંછ, ફીરોજ, કે કોઇને ખાતર નહી તો મારાં ફુલ બચ્ચાંને ખાતર ધાસ્તીમાં આવી પડેલી મારી નેકીને તેમાથી મોકલી કર! ને એ બધું છતાં હું સખત કેમ રેહી શકયો? ને નાની તેહેમી? તેના વગર તેની માય શું કરશે ને કેમ જીવશે?"

ત્યાં હવે તેની પુરે પુરી ખાતરી થઇ કે તેણે લેવા ધારેલાં પગલાંથી શીરીનનું સર્વોમ સત્યાનાસ નીકળી જવાનું અને તેમ નહીંજ થાય તેથી તુરત તેણે તેબલ તરફ પોતાનો હાથ લંબાવી ઘંટ માર્યો અને તેના જવાબમાં બેહેલા કાકા આવે તેટલાં કબાટમાંથી બ્રાંડી કાઢી તેમાં જરાકજ પાણી નાંખી તે ગટાવી ગયો।

"બેહેલા કાકા" તેનો કારભારી તેના તે ઓરડામાં દાખલ થતાંજ તે બોલ્યો "જરા ટાઇમતેબલ લાવોની ને મારા નાલ્લા બેગમાં એક બે જોડી કપડાં ભરો, જરા જલદી કરો ને પછી ગાડી મંગાવો, મારે જરૂરનાં કામસર મુંબાઇ જવુંછ."

વીશ મીનીટમાં તો તે પોતાને માટે તૈયાર ઉભેલી ગાડીમાં બેસવા પોતાના બંગલામાંથી બાહાર નીકળ્યો.

"કોઇ આવે તો બેહેલા કાકા તેને કહેજો કે એક બે દહાડા હું બાહાર ગેયેલો છેઉં. કદાચ કાલેબી આઉં; તેમ હોશે તો તમુને હું તાર કરસ. એને કેહો સ્ટેશનપર હાંકે, સાહેબજી."

હવેજ તેને કાંઇક કળ વળી, કેમકે, શીરીનનો વર જે હાલ મુંબાઇમાં હતો તેને મળવા અને મળીને બધુ સાચેસાચું કહી ફરીથી શીરીનની અડાસે નહીં જવાની તેને ખાતરી આપવા તે મુંબાઇ જતો હતો.

## પ્રકરણ ૪ થું.

શીરીન શેઠનાએ ડા૦ ફીરોજને આપેલી મુલાકાત પછી ડા૦ ફીરોજની શું હાલત થઇ હતી અને તે વિચારોના કેવા તુફાની વંટોળમાંથી પસાર થયો હતો અને આખરે તે શું ઠેરાવપર આવ્યો હતો તે આપણે હમણાંજ પુરાં થયલાં પ્રકરણમાં જોઇ આવ્યાં છીએ. હવે આ પ્રકરણમાં ડા૦ ફીરોજ સાથની શીરીનની તે મુલાકાત પછી શીરીનની હાલત શું હતી તે આપણે તપાસીયે.

"આયા," તે પોતાનાં મકાનમાં આવતાંને વારજ તેને સામેજ મળેલી આયાને પોતાનાં ખભાંપર નાંખેલી શૉલ આપતાં બોલી "આયા, આય શૉલ લે ને હું મારા ઓરડામાંજ છેઉં પણ કોઈ મને પુછતું આવે તો કહેજે કે બાઇ બાહાર ગીયાંછ, સમજી!"

"જી, હાજી," તે વ્હેલી પોતાની બાઈ આગળ આવી અને તે શૉલ લેતાં પોતાની બાઇના ચ્હેરા પર તે આયાની નજર પડી અને તે ચેહેરાનો રંગ જોઇ તે આયા દઘાઇજ ગઇ.

શીરીન શેઠના જે કામે ગઇ હતી તે કામમાં નિરાશ નાસીપાસ થઇ જે બંગલામાં તે પાછી ફરી હતી તે તેના ધનવાન ધણીએ સીઝનને માટે ભાડે રાખ્યો હતો.

તેણી ઘણી થાકીને આવી હતી અને થાક ઉપરાંત તેણીની હાલત ઘણીજ ઉશ્કેરાયલી હોવાને લીધે તેણીનું આંગ તપી આવ્યું હતું.

"બાઈ તું જમતી નહીં? તું કહે તો ઓરડામાંજ જમવાનું લાઉ?" આયાએ ઓરડામાં આવી પોતાની બાઇને પુછ્યું.

"હા—નહીં—નહીં મારી તબીયત ઠીક નથી, તેથી હમણાં હું કાંઇજ લેતી નથી, હું જરા સુઇ જાઉંછ ને ઉઠીને પછી કાંઇ ને તોરત કરી લેવસ, પણ હું ઉઠીને તુને હાંક મારૂં નહીં ત્યાં સુધી મને તુ ઉઠાડતી નાં."

એણી ગમ આયા ગઇ કે શીરીન બારણુંને કુળ દઇ બીછાણાંપર પડી.

ત્યારે શું તેણીને ઉંઘ આવી હતી? નહીંજ. તેણીને આવી હાલતમાં ઉંઘ આવે તે બનવા જોગ નહતું. જ્યારથી તેણીના વરે તેણીને તે ધારતો હતો તેમ તેણીનાં પાપને માટે ખખડાવી હતી અને તે વાતને આજે કાંઇક અઠવાડયાં થયાં હતાં ત્યારથી તેણીની ઉંઘ અને પાકરી ભુખની ખરેખર મોહોતાજ હતી.

જે દાહાડે એ પંચાતી પહેલી જાગી તે દાહાડે પોતાનાં બાવને મળવાનું બાહાણું કાઢી જમશેદજી મુંબાઇ ગયા હતા અને ત્યાંથી તેવણ આજ સુધી પાછા ફર્યાજ નહતા.

તાપથી સસરતું ઇનશાન ઓખારની ભીતમાં કેમ આંખ બંધ કરીને પડી રહે તેમ તે બીચારી ત્યાં આંખ બંધ કરીને પડી હતી, અને તે વખતે તે પેલી મારામારીનો આખો દેખાવ આજે પાછો તેણીની સામે આવી ઉભો રહયો હતો; અને તે દેખાવમાં તેણીએ પોતાની સામે ગુસ્સાથી ઉશ્કેરાઇ ગયલા ખાવીંદને ડોળા કકડાવતો ઉભેલો જોયો. તેનો તે વખતનો દેખાવ તેણીને આજ સુધી ગભરાવતો ઘેરતો રહયો હતો અને તે વખતે તેણે તેણીને કહી સંભળાવેલા બોલો તેણીના કાનમાં હજી આજ સુધી ગણગણયા કરતા હતા.

તેજ મુજબ તેણીનાં પરણ્યાં માન ઇમાન અને ભરતખા ઉપર તેણે મુકેલાં ગલીચ તોહમતોને તેણીએ જે જોસથી તુચ્છકારી ધિક્કારી કાઢયાં હતાં તે વખતે તેણીને ચઢેલું ઝનુંન હાવ તેણીને યાદ આવ્યું, અ[illegible] તે આરોપોની પુરવારીમાં તેણીએ જ્યારે સા[illegible] માંગી ત્યારે તેના જવાબમાં તેણીને તેણે કહી [illegible] ળાવેલા શબ્દો જેમના તેમ તેણીનાં મનમાં [illegible] તાજા થયા.

"સાબેતી!" તે વખતે ધિક્કારથી તે [illegible] યાદ આવ્યો.

"તુને સાબેતી જોઇયેછ! તારાં પાપ[illegible] તેની સુપકીદી કરતાં વધુ સાબેતી બીજી

ામજ, એ કમઅક્કલ ઔરત કે ફીરોજ પટેલ તેની ામે મેં મુકેલાં તોહમતોનો બચાવ કરવા નથી માંગતાનો-ને સાફ કહેછ કે બચાવ કરવા લાયક તેની ાસે કશાજ મુદ્દા નથી !"

ત્યારે અને ત્યારેજ શીરીનના પગની નીચેની જમીન નીચેને નીચે સરતીજ તેણીને લાગી. તેણીની આંખે અંધારા આવવા લાગ્યાં અને માંડ મુશ્કેલીએ પોતાની સુધબુધ મારી જતી હોશ ઉપર કાબુ રાખી ફક્ત એટલુંજ બોલી શકી હતી કે "એમ હોયજ નહીં."

ત્યાર બાદ ગુસ્સા ભરેલા ઇનકાર ઉપરથી તે ગોજર પ્યારી ભરી સમજાવત ઉપર આવી; તેજ વખતે તેણીએ ગુંદણમરડીએ પડી હાથ જોડી પોતાની સામે ઉભેલા મર્દને ઇનસાફ અને દયાને માટે વિનવ્યો હતો. પણ તે મરદે તેના પગ આગળ પડેલી તે અબળાની પ્રાયાં અંતઃકરણની આજીજીને એક પાપી જીવની પાણીતોડ સમજી તુચ્છકારી કાઢી હતી. તેના લોખંડી ચ્હેરા સામે તેણીએ ઘણું માથું ઝીકયું પણ તે ધણું જ્યારે તેણીએ ફોકટ જોયું ત્યારે લોહીન ઝરતાં જીગરે નિરાશ અને નાસીપાસીમાં ડુબા ડુબ થઇ તે ચુપ બેઠી.

તેણીને જે મોટો ગમ લાગ્યો હતો તે એ હતો કે જે આદમીને જીંદગી સુધી ચાહવાના ખુદાને બાર ગાંઠ નોંધાવી તે પરણી હતી તેજ આદમી હાલ તે પાક સોગંદને બેવફા થવાની તેણીને માનતો હતો.

હાલ તુરત પેલા ડા૦ પટેલને માટે તેણી કશીજ તેયાર ફરજ પાડી શકી નહીં, કેમકે તેણીને સ્વપ્નેબી એવો ખ્યાલ ન હતો કે જે પોતાને ઇનસાન કહેતો, દેખાડતો હોય તે એવી દગલબાજી તેણીની સાથે રમે.

પણ, તેણીની ઉપર તેણીના વરે મોકેલા જુઠા ગુનાના દાવાને લગતાં કાગળો તેણીને મળ્યાં પછી, કેટલેક દહાડા વિટતાં તેણીની હાલત જે જોખમમાં ઉપી પડી હતી તેનું તેણીને ભયંકર ભાન થયું;

ત્યારેજ ડાક્તર પટેલ જે બી હાલ પુનામાંજ હતો. આ જંગમાં જઈ તેને વિસરવાનો વિચાર તેણીને આવ્યો. તેણીએ વગર ઢીલે અમલમાં મુક્યો અને તેનું શું પરિણામ આવ્યું તે આપણે આગલા અંકમાં જોઇ આવ્યાં છીયે.

કોઇબી અબળા આવી ઘાતકી અને નાતરસ હાલતમાં આગળ કોઇ વાર મુકાઇ હતી?

બેઉ મરદો જેઓ બન્ને તેણીને જીગર જાનથી ચાહવાનો ફાંકો રાખતાં હતા તેઓ બન્ને તે બીચારીનુ સર્વાંમ સત્યાનાસ વાળવા બેઠા હતાં; અને તે અબળા નાદાન હતી, મુર્ખ હતી પણ નિર્દોષ હતી, તેથીજ આટલી ટળવળતી હતી, તેથીજ તે આટલાં તરફડીયાં મારતી હતી.

વળી કાંઇ એમબી ન હતું કે શીરીન તેણીના ખાવિંદ સાથે કશાબી પ્યાર વગર પરણી હતી. તેઓ બન્નેને પરણ્યાંને પાંચ વર્ષ થયાં હતાં અને તે વખતે તે પ્યારનાં લગન કહેવાયાં હતાં. હા, એટલું હતું કે તે બન્નેના સ્વભાવ વચ્ચે આસમાન જમીનનો ફરક હતો.

શીરીન એક હસમુખા સ્વભાવની, ખુશ મીજાજી, રડતાંને હસાવે તેવી ઘણી મીઠાસવાળી છોકરી હતી, અને જમશેદ જે તે વખતે ચાલીસ વર્ષની ઉંમરે પુગી ચુકયો હતો તેને તે છોકરી ઘણીજ ગમી હતી. તેણીની ઉંમર તે વખતે ચોવીસ વર્ષની હતી અને તેજ વખતે જમશેદને તેણીએ ગંભીર અને એકમાર્ગી સ્વભાવના જોયા અને જાણ્યા હતા, છતાં તેણીએ તેવણમાં એવા ઘણાક ગુણો જોયા હતા અને તેથી જ્યારે જમશેદજીએ પોતેજ ચાહીને તેણીના હાથની માંગણી કીધી હતી ત્યારે તેણીએ તે દેવાંના હરખ સાથે કબુલ રાખી હતી.

તેણીની પરણેલી જીંદગી તેણી પોતે જેવી ચાહે તેવી પ્યાર ભરી અને સુખી નીવડી ન હતી એમ શીરીન પોતેબી કાંઇ કહેતી ન હતી. તેણીના ખાવિંદનો તેણી ઉપર અથાગ પ્યાર હતો. તેણીની મરજી તે તેણીના ખાવીંદને મનસે એક હોકમ જેવી હતી. તે ધનવાન ખાવિંદની પનાહમાં તે દુન્યાનું સુખ જોતી હતી એમ તે પોતેબી કબુલ કરતી હતી. ત્યારે વાંચનાર પુછશે કે એથી વધુ તે માંગતી શું હતી? એ સઘળું છતાં તેણીના ખુશામ જીગરને પેસ આવતો જે એક ખીસમનો

લાડ તેણીને જોઇતો હતો, જે એક ચોક્કસ તરેહનાં ધરાંપરાંને માટે તેણીનો જીવ ટળવળતો હતો તે તેણીને જમશેદ આપી શકતો ન હતો; ને તે આપી શકતો ન હતો કાંયકે તે ફીસમના લાડ અને તેણી ચાહતી હતી તેવાં ધરાંપરાંને પુગી વળવા જેવો તેનો સ્વભાવજ ન હતો. અને એ રીતે તેણીના પરણ્યા ખાવીંદથી જે તેણીને ન મળ્યું તે મેળવવા તેણીએ પોતાના ખાવીંદનોજ એક જાની દોસ્ત કે જે તેઓને ત્યાં આવતો જતો હતો—ભેળાતો હતો તેની તેણીએ સોડ સાંધી, અને અલબત તેમ કરવામાં તેણીએ પોતાની જીંદગીમાં એક મોટામાં મોટી ભુલ કીધી હતી.

આગળ આપેલી હકીકતથી વાંચનારને જોઇ લેવાને બન્યું હશે અને અમેબી તેને વળી પાછી ખાતરી આપે છીયે કે તેઓ વચે પડેલી અને પાછળથી વધી ગયલી દોસ્તીમાં પાપ જેવું કશુંજ ન હતું, પણ તે વધી ગયલી દોસ્તીએ રફતે રફતે એવું રૂપ લીધું કે તેઓ બંન્નેને સાથે જોનારાં તેઓના તે મેળાપમાં પાપ સમજે એમાં નવાઇ ન હતી.

## પ્રકરણ ૫ મું.

પોતાની પરણેતર કેવી હોવી જોઇયે તે વિશેના જમશેદજીના વિચારો જુલ્યસ સીઝર જેવા હતા, અને તેથી તેની માંગણી એવી હતી કે તેની જે પરણેતર હોય તેની ઉપર તો વ્હેમનો ઓળો સરીક ન પડવો જોઇયે અને તેની તે માંગણી અલબત વાજબીજ હતી.

જો જમશેદજીએ બી જોયું હોય કે તેનાં પોતાનાં બચ્ચાંની માય, તેને તે પરણ્યો તે વખતે જેવી હતી તેવી આજે ન હતી, તો તેણેબી તે બાબદની કશી કનવાર કીધી ન હતી; વળી જ્યારે તેણે એટલુંબી જોયું હતું કે દાક્તર ફીરોજની હાજરીમાં તે જ્યારે અસલના જેવીજ રંગીલી, મોજીલી, હસમુખી બનતી તો તેની પોતાની આગળ તે ઓસકનાળી અને ગંભીર થઇ જતી, તો તે વિશેબી તે ઉફ કરીને કોઇ દાહાડે બોલ્યો ન હતો; અને તે નહીં બોલ્યો તેમાંજ તેની મોટી ભુલ હતી. તે વખતની તે નાદાન પરણેતરને તેણે જેવી પોતાની ફરજમાં ચુકેલી પેહેલી જોઇ કે તેવણે ચાંપતા ઉપાય લઇ તેણીને વારી હતે તો એ મામલો આજનું ગંભીર રૂપ ન લેતે.

જેટલો જમશેદજીને પોતાના પેદા કરનાર ઉપર વિશ્વાસ હતો તેટલોજ વિશ્વાસ તેવણને પોતાની પરણેતર શીરીનપર અને પોતાના દોસ્ત ડાક્તર ફિરોજ પર હતો, અને તેથી જ્યારે પેહેલ વ્હેલો તેવણનો વ્હેમ પોતાની પરણેતરનાં પરણ્યાં ઇમાન ઉપર ઉશ્કેરાયો ત્યારે તેવણ તેનાં દબાણ હેઠળ ગોયા કચડાઇ બચડાઇજ ગયા.

આગળ ચાલતાં તેવણે તે બન્નેનું પાપ પોતાનાં મનમાં સાબેત થયલું માન્યું, ત્યારે પોતે ઘણુંજ અજબ થયા. તેવણે માનીજ લીધું કે તેવણની પરણેતરે અને તેવણના જીગરજાન દોસ્તે તેવણને નામોશીમાં ગીરફતાર કીધા હતા, અને તેવણનું જીવવુંજ ગોયા તેવણને અકારૂં થઇ પડયું હતું. પણ, તેજ વખતે વળી તેવણને પોતાનાં ફુલ બચ્ચાંનો વિચાર આવ્યો, અને વળી સારે નસીબે તેવણ પોતે નબળાં મનના ન હતા તેથી પોતાની પરણેતરને તેવણે ધારી હતી તે કરતાં વધુ નબળાં મગજની જોયાથી કાંઇ તેવણ દુન્યાદારી તજી બેસે તેવા ન હતા, અને તેથીજ એ બધા દિવસો તેવણે તનનાં અને મનનાં કેવાં અગાધ દુઃખમાં પસાર કીધા હશે તે તેના સિવાય કોઇનાં ધ્યાંને પણ ખબેર હતી નહીં.

શીરીને ઓરડામાં આવી આયાને તો રૂખસદ આપી હતી, પણ, ઘણીક વખત એ જાતમાં જે વફાદારી અને પોતાની બાઇ પ્રત્યેની જે લાગણી જોવામાં આવે છે, તેને આધિન થઇ તેણીની શેઠાણીના બંધ ઓરડાનાં બારણાં આગળ તે બાહાર ભમ્યા કરતી હતી, અને તેથીજ જ્યારે તેણીએ તે ઓરડામાં જરા સરખો સનસારો સાંભળ્યો તેવીજ તેણી રાંધણીમાં દોડી ગઇ અને ત્યાંથી ગરમ ગરમ કાફીનું એક કપ અને તોસ્ટ પાંઉની બે કાતરી લઇ આવી જાણે કશામાં હોયજ નહીં તેમ તે બંધ બારણું તેણીએ ઠોકયું.

તેની શેઠાણીએ તે બારણું ઉઘાડયું અને તેજ વખતે તેણીની નજરે પડેલા તેણીની બાઇના ચ્હેરાએ તેણીને ખરેખરી હેબતાવી મારી.

તેણીની શેઠાણીના બાબમાં હાલ જે ગુજરતું હતું તેથી થોડે ઘણે દરજ્જે તે દીલસોજ ચાકરડી વાકેફ હતી અને તેની શેઠાણી તરફ તેણીની પુરે પુરી દીલસોજી હતી.

તે આયા અંદર દાખલ થઇ અને એક તેબલપર તે કાફીનું કપ અને તોસ્ટની રકાબી તેણીએ ગોઠવી મુકી અને પછી બાહાર ચાલી જવા જતી હતી પણ તેની બાઇએ તેને બોલાવી.

"નહીં, આય લઇ જા, મારૂં માથું હજુ નરમ નથી પડયું. લાવ, મારી લખવાની ચોપડી લાવ બે ત્રણ કાગળ મને લખવાનાં છે ને તે નાંખી આવવા તુને બોલાઉં તારે તું પાછી આવજે." તે આયાએ તેણીનો બ્લોટીંગ પેડ તેણીને આપી અને પછી પેલું કપ અને તોસ્ટની રકાબી ઉંચકી અને—

"આઉં ત્યારે તેહેમીબાઇને લઇ આઉં કે?" એમ પુછતાં તેણી જરા બારણાં આગળ ઉભી.

"નહીં, હમણાં નહીં હું કેહું ત્યારે બોલાવીને ."

"હા, સારૂં કીધું-લાવ મને આપ" અને તે કાગળ તેણીના હાથમાંથી લઇ શીરીને ફાડી નાંખ્યું.

ડા. ફીરોજ કયાં ગયો હતો અને શું કામે ગયો હતો તે જો બીચારી શીરીન હાલ જાણતે તો તેણીની તે રાત અલબત સુખની તો નહીંજ પણ કાંઇક શાંતીની જતે.

તે બીચારીને થોડીજ ખબર હતી કે જે વખતે તેણી એક છેલ્લી આજીજી ડોકટર પટેલ ઉપર લખવા બેઠી હતી તેજ વખતે તે પોતે જમશેદજી આગળ બધો સાચે સાચો ખુલાસો કરી દેવા મુંબાઇ જતી પુના ટ્રેનમાં ગોઠવાઇને બેઠો હતો.

જમશેદજીને તે વાત કેવા જોશ સાથે કહેવી તેનો તેણે મુસાફરી દરમ્યાન બરાબર વિચાર કરી રાખ્યો હતો અને પ્રિય વાંચનાર છેક અંતની ઘડીએ તેણે જમશેદજીને મળી એ વાતનો સલાહ શાંતીથી નિવેડો લાવવાનો વિચાર કીધો હોય તેમાં નવાઇ કાંઇજ ન હતી, કેમ કે જમશેદજી બાલેબાલ-પેલા વારતા લખનારાઓ કહે છે તેમ પોતાનાં માથાંના વાળની ટીચકીથી તે પગનાં તળીયાં સુધીનો એક સાચો શુધ્ધ ગૃહસ્થ હતો, અને તે જાણતો હતો કે જમશેદજીને ફકત આગલાં કામનો સાચો પકરાર તેને માટેનો પસ્તાવો અને તેવું કામ ફરી ન બને તે માટેની ખાતરી સિવાય કશું વધુ જોઇતું ન હતું.

પુનાની ટ્રેન જી. આઇ. પી. લાઇનપર સૌએ ચોરાણું પંચાણું ટકા બને છે તેમ મુંબાઇ ઘણી લેટ આવી અને તે વિકટોરીયાં તરમીનસ સ્ટેશને આવી પુગતાં લગભગ રાત થયલી હોવાથી તે સીધો વૉટસન હૉટેલમાંજ ગયો અને રાત ત્યાંજ ખેંચી કાઢી સહવારે સકાલે તે જમશેદજીને મળવા તેઉનાં માયને બંગલે પહોંચી ગયો.

તે બે વચ્ચે ત્યાં શું વાતચીત થઇ તેની કોઇને ખબર પડી નહીં.

જે માત્ર જણાયું તે એટલુંજ કે લગભગ બે એક કલાક એક બંધ ઓરડામાં તેઓ બંન્ને વાત ચીતમાં રોકાયા અને ડાકતર ફીરોજે પોતાના પરમ સંતોષ વચ્ચે જોઇ લીધું કે બધી વાતે તે પોતે જેવી

રીતે ચાહતો હતો તેવી રીતે જમશેદજીની ખાતરી કરવાને શક્તિવાન થયો હતો, અને અમને પોતાને પણ તે વિશે કશો શક નથી, કેમકે, જમશેદજીને ફક્ત એટલુંજ જોયતું હતું અને તેવણને તે મળતાંજ એક શુધ્ધ અને સાચ્ચા ગૃહસ્થની માફક તેવણે તે કબુલ રાખ્યું હતું.

તેઓ બંન્ને તે મુલાકાતનાં પરિણામમાં મુંબાઈથી બપોરે ઉપડતી ટ્રેનમાં પુને જવા બેઠા.

બેઉમાંથી કોઈએબી ઝાઝી વાતચીત કરવાની ટ્રેનમાં મરજી દેખાડી નહીં, કેમ કે તેઓ બેઉનાં મનમાં શીરીનને લગતા જુદા જુદા પ્રકારના વિચારો તુફાન કરી રહ્યા હતા. જમશેદજી વિચાર કરતા કે શીરીન આગળ એ વાત કેમ છેડવી, તેને શાંત કેમ કરવી અને તેની સાથે સલાહ કેમ કરવી?

ડા. ફિરોજ તેણે જે આજે ભલું કામ કીધું હતું તેનું પરિણામ કેવું મન માનતું આવશે અને શીરીનનાં મનનું કેવું સમાધાન થશે તેનો તે વિચાર કરતો ઘાટની સીનરી જોતો બેઠા હતો.

"પણ, એમ ધાર ફીરોજ" ટ્રેને ખડકી છોડતાં જમશેદજી બોલ્યા "કે શીરીન કદાચ નહીંજ સમજી તો! તે આગળી પાછલી નહીંજ ભુલે તો.?

"તે નહીં સમજે? શીરીન જેવી બૈરી આગલી પાછળી નહીં ભુલે? જમશેદ, તું કાંઇ ખસી બસી ગીયોછ? તેં મને આય સવાલ ચાર કલાકમાં ચોવીસમી વખત પુછ્યો; અરે, માફ્ભી માંગવાની શાંની બળીછ? તું ફક્ત એટલુંજ કહેશે કે 'શીરાં ચાલ બધું ભુલી જા, મારાં મનમાં કાંઇજ નથી' તો તે એવી બૈરી છે, જમશેદ, કે તારા પગ પર માથું મુકશે.

— તે બંન્ને દોસ્તો પુણાનાં સ્ટેશન પર ઉતરી પ્લાટફાર્મ ઉપર ઠરીઠામ થતાં જમશેદજી બોલ્યો—

"ફિરોજ હું તો હમણાં બંગલે નથી જતો, હું સીધો ક્રોનોટમાં જાઉંછ, ને પાછી નયીંત જીવે સહવારે બંગલે જવસ"

"ને હમણાંજ કાંય નહીં!"

"મારી છાતી નથી ચાલતી. સહવારે મને લાગેછ કે મને હીમત આવશે ને—"

"તો તારી મરજી, પણ તારે જગે જો હું હોઉં તો મજેહનો વ્હીસ્કીનો એક સ્તીફ પેગ લઇ ઘેર જઇને આજે હમણાંજ સલાહ કરી નાંખું. તે બીચારીએ એટલું ખમ્યુંછ કે એક રાતથી વધુ તેણીને તેણીનાં દુઃખ સાથે એકલી છોડવી એ હું ઘાતકીપણું સમજુછ"

"પણ હવે રેલ્વા કેટલા કલાક? પોણાઆઠ તો અંહીંજ થયા. નહીં, હું તો હોટેલમાંજ જાઉંછ. તુંબી ચાલની, પછી જમીને તું તારે બંગલે જજે."

"નહીં, ઠેંક્યુ. હું તો બંગલેજ જાઉંછ, કેમકે મારો વિચાર કાલે સહવારેજ અંહીથી કેઠે દુર ઉપડી જવાનો છે."

"કેઠે દુર? કયાં? ને આય મોસમમાં?"

"કહીં તે મેં હજી કાંઇ નકી કીધું નથી. મારો વિચાર કાલે કલકત્તે ઉપાડી જવાનો છે, ત્હાંથી રંગુન જવસ ને રંગુનથી લંબાણ દર્યાની સફરે નીકળવાનો મારો ઇરાદો છે. વાસ્તે સાહેબજી, હવે કદાચ હમણાં મળાય કે નહીંબી મળાય—પણ, મુસાફરીથી પાછો ફરૂં ત્યારે તુંને અને બેહેન શીરીનને જરૂર મળસ. શીરીનને મારી દુવા કહેજે."

"ચાલ ત્યારે અંહીંજ રીફ્રેશમેન્ટ રૂમમાં એકેકો પેગ લઇ છુટા પડીએ."

"ચાલ, ચાલ, ફીરોજ હોટેલમાંજ જઇએ, હવે એક બે કલાક બંગલે મોડો જજે. હોતેલમાં સાથેજ જમ્યે ને કાલે અંહીંથી જવાનો તું વિચાર માંડી વાલે તો હું કાલે રાતે મારે ત્યાં પારટી કરૂં" રીફ્રેશમેંન્ટ રૂમમાં જતાં જમશેદે ફીરોજને બોંદોસ્ત કીધી.

"નહીં, ઠેંક્યુ મારો જીવ હવે ઉચર ,ઘડયોછ,- મને બધું પૅક કરવાનું, બેહેરાને બધી વરદી આપવાની ને—"

"શું મંગાવું? ટ્રેમ કે નેપ્પર."

"જે હોસે તે ચાલશે, વરી હું પીનારો એવો રાક્ષસ કે વ્હીસ્કી કયો સારો તે જાણું"

"સે દોસ્ત" ફીરોજ પોતાનું ગ્લાસ ઉંચકી બોલ્યો "જમશેદ, મારી મુરખાઇથી તુંને અને બીચારી મારી બેહન શીરીનને ઘણુંજ ખમવું પડયુંછ, તેની

મારી ખરાં દીલની માંરી કબુલ કરજે. આજનો આપણો મેળાપ તારા હવે પછીના સંસાર સુખમાં તુને મુબારક થાય. ખુદા તુને અને શીરીનને તમો બેઉની બાકીની જીંદગી સુધી એક મેકનાં સુખમાં ગુચવાવલાં ગંઠાયલાં રાખે!"

"ખુદા! ફુલથી નહીં રાખે જુદી ડાળી,
સદા તેની હીફાઝતમાં રહે માળી!"

"સાહેબજી, ઉંકયુ એ કહાંથી તફડાવ્યું? કરાંચીના કાર્ડમાંથી કે?"

"અરે, નહીં રે તેમ કરૂં તો એતો લાગલો તફરાંમચીમનની ફર્યાદીજ માંડે!"

તેઓ હવે સ્ટેશનની બાહાર નીકળયા અને ત્યાંજ છુટા પડયા.

જમશેદે હોતેલનો રસ્તો લીધો અને ફીરોજ પોતાને બંગલે ગયો

હવે ફીરોજે જમશેદજીને કહ્યું હતું તેમ પોતાને બંગલે જઇ બધું બાંધવા રૂંધવા તે પડયો હતે તો ખરેજ બેહેતર થતે, પણ તેને શીરીનની રાત કોણ જાણે કેવાં દુઃખમાં જશે તેના વિચારે ધીર્યોજ કીધો. જમશેદજીથી તેને ખરે ખર કહણુ હૈયાનો લાગ્યો.

એક પોતાની પરણેતર આગળ જઇ, એક ભુલ કબુલ કરી સમાધાન કરવામાં એટલું તે શું હીંમતનું કામ હતું તેની તેને સમજ પડી નહીં.

ત્યારે જમશેદજી શીરીનને મળે તેટલાંજ જો શીરીનનાં મંનનું સમાધાન કરવુંજ હોય તો ઉપાય શો હતો?

તેનીથી તો તેઓને બંગલે જવાય નહીં!

ઓહ! જમશેદજી સાથના મેળપનાં આવેલાં શુભ પરિણામની તેણીને એક કાગળ મારફતે તે ખબર કરે તો કેમ? હા, તેમાં શું ખોટું હતું?

એ મુજબ તેણે ગાડીમાં બંગલે જતાં ઠરાવ કીધો અને તેનો બંગલો આવી લાગતાં તે ગાડીમાંથી કુદી પડયો અને ગાડીનું ભાડું ચુકવી તેની બેગ બાહાર કાઢવાનું ઉતાવળમાંજ બેહેલા કોકાને સોંપી તે પોતાના ઓરડામાં ગયો અને ત્યાં શીરીન પર એક કાગળ લખવા બેઠો.

## પ્રકરણ ૯ મું.

ડાં ફિરોજે શીરીનપર જે કાગળ લખ્યું અને જે કાગળ શીરીનની જીંદગીમાં ઘણોજ મોટો ફેરફાર કરનારૂં પાછળથી થઈ પડયું હતું તે આ રહ્યું!

"શીરીન

"મુંબાઇ જઇ આજેજ સહવારે તારા જમશેદજીને હું મળી આયોછ એમ જાણી તારાં મનને આશા છે કે કાંઇક કળ વળશે.

"ગેઇ કાલે જ્યારે તું મને મારે ત્યાં મળવા આવી હતી તે વખતે તેં મને ફરમાવ્યા મુજબ મેં કીધું છે, અને કહેવાને તારે ખાતર હું ખુશી છેઉં કે મેં જે જમશેદજીને કહ્યું તે તેવણે બંધુજ સાચુ માન્યું છે. આય કાગળ આવી મોડી રાત્રે તારી ઉપર લખી મોકલવાનું કારણ એ કે તે વાંચી તારી આજની રાત શાંત પસાર થાય. હવે, શીરીન, તારા ઘરનું સુખ એક વાર ફરીથી જાતી થજે, કેમ કે, છુટા છેડાની ફર્યાદીની હવે કશીખી જરૂર રહેશે નહીં, અને તારાં ભલાં નામને કશો બટ્ટો લાગશે નહીં.

"એ કેસ કોર્ટમાં આવવા દઇ મારો બચાવ હું રજુ નહીં કરવાના મારો અસલ ઠરાવને વળગી રહેયો હતે તો તે પછી થોડો વખત રહી તું મારી પરણેતર થતે અને મારી બાકીની જીંદગી હું પરમ સુખમાં ગુજારતે! પણ મારા જેટલો મારી ઉપરનો તારો પ્યાર જોરાવર પુરવાર થયો નથી, કેમ કે જો તેમ હોતે તો એટલો ભોગ આપવાને તું આચકો નહીં ખાતે. હવે આવતી કાલે સહવારનાં પ્હોરમાં હું પુનેથી ઉપડી જાઉંછ. હું કહાં જવસ તે કાંઈ ચોકસ નથી; અને ખાસ કરીને તમો બેઉ-વર બૈયરે જેવાં અસલ હતાં તેવાં ફરીથી થઇ જવાની તું વ્હાલીને તક આપવાજ તું વ્હાલીથી દુરદરાજ નીકળી જાઉંછ.

"આવતી કાલે જમશેદજી તારી આગળ આવશે અને ખુદા કરે ને તે તારી આગલ આવે ત્યારે તારે માટે અનંત સુખ લેતો આવે! પણ તારા સ્વભાવથી હું વાકેફ હોવાને લીધે મને ભય છે કે તેવણના પ્યારમાં તારો જીવ જે સુખ માંગતો ટળવળે છે તે તેવણથી તુને મળશે કે?

"હું તો એકલો અટુલો કેયેખો રઝળસ રખડસ પણ મારા તે એકાંત વાસમાં તારી સાથે ગુજારેલા કલાકોની યાદ મને મારી તે એકાંત પલો સોહાવવાનું ઘણું મીઠું મોહક સાંધણ થઈ પડશે.

"શીરીન, તુને હું કેટલી હદ સુધી ચાહુંછ તે તો તું મારા કહ્યા વગરજ જાણેછ; મારા તે પ્યારની આ છેલ્લી વાર તુને યાદ દેવરાવવામાં હું ધારૂંછ કે હું કંઇ ખોટું કરતો નથી, પણ હવે આજ પછી મારાં મરનાર માયજીના કસમ ખાઇને કેહુંછ કે એકબી આડી નજર કે આડા બોલથી તારાં ભલાં નામને હું બતો બગાડસ નહીં, અને તેથીજ શીરીન મેં છેલ્લીવાર મારાં હૈયાંનો ઉભરો આ કાગળમાં ખાલી કીધો હોય તો તું મને માફ કરજે.

હાલ એજ

"લા૦ જીંદગી સુધી તારો

"ફિરોજ"

એ કાગળ તેણે બીડયું. તે ઉપર શીરીનનું તેણે સીરનામું કીધું અને એક માણસને દોડતો તે પ્હોંચાડવા મોકલી આપ્યો, અને તેણે વળી તેને તાકીદ કીધી કે જો બાઇ ઘરમાં ન હોય તો તેણે તે કાગળ ત્યાં મુકી આવવું.

હવે જો કે શીરીન અને જમશેદજી વચ્ચે ઉઠેલા આપ વાંધા અને થયલા અણબનાવની વાત એક જાહેર ભવા જેવી થઇ ગઇ હતી તે છતાં શીરીનનાં સાચવટમાં તે બેઉનાં કેટલાંક ઓળખીતાં અને પીછાણવાલાઓમાં એટલો વિશ્વાસ હતો કે તેઓ તે બનાવને એક ઘણીજ કમનસીબ નાદાનીનું પરિણામ માત્ર લેખી શીરીન અને જમશેદજી સાથે જેવાંને તેવાંજ મળતાં ભેટતાં રહેવાની તેઓ કાળજી બતાવતાં હતાં. તેઓએ તે બેઉની વચ્ચે પડવાની ઘણી કોશેશો કીધી હતી, પણ તે વ્યર્થ ગઇ હતી. જમશેદજીનું થોકી થાકીને કહેવું એમજ હતું કે "તમો બધાં મને સમજાવવા આવોછ એ તમારી લાયકી છે અને હું તે માટે તમારો ઉપકાર માનુંછ, પણ જેને એ મારી કમનસીબી સાથે લાગેછ વળગેછ તે કેમ દુમ દબાવીને ન્હાસતો ફરેછ?"

ત્યારે, અમે આજે કહેછ કે તે સાંજે પુણાના એક જાણીતા અને માન પામેલા રઈશ ખાનબાહાદુર શેઠ નસરવાનજી રતનજી નરીમાનનાં આઘ્રમાય બોર્ડીંસ કરી શીરીનને લઇ ગયાં હતાં, તો વાંચનારને તેમાં અજબ થવાનું કાંઈ કારણ મળશે નહીં.

શીરીન પોતે જો કે એકલી ફરવા હરવા જતી, પણ કોઇને ત્યાં હાલ તુરત જતાં ઓરકાતી હતી અને તેથીજ તેનું મત વેરાય એમ સમજી તેણીનાં ઓળખીતાંઓ જ્યારે તેણીને મળવા આવતાં ત્યારે તેણીને પોતાની સાથે ખેંચી જવાને ચુકતાં નહીં.

ખાનબાહાદુર નરીમાને પુણામાં પોતાની જીંદગી એક સાધારણ સ્કુલ—માસ્તર તરીકે શુરૂ કીધી હતી પણ પાછળથી તેવણે નાનાં નાનાં કંટ્રાકટો લેવા માંડયા અને તેમાંથી આપ બળથી તેમજ પોતાના મળતાવડા સ્વભાવથી વધીને તેવણ મોટા સરકારી કંટ્રાકટર થયા અને તેટલાં નાયફાવાલાઓનું હીંદુસ્થાનની ઉતરે કાંઇક મોટું રમખાણ જાગ્યાથી સરકારનાં કોમીસેરીયટ ખાતાંનું તેવણને કામ આપવામાં આવ્યું જે ક્રમમાં ખુદાના હુકમથી એવણ પાસે પાંચ પૈસાનો જીવ થયો, અને સરકાર તરફથી ખાન બાહાદુરનો ખેતાબ મળયો; પણ હાલ તુરત અને કેહાની કે આ વારતા દરમ્યાન તેવણ સાથે આપણને કશુંજ કામ ન પડવાથી તેવણને તેવણની ઘડપણની મોજ ભરી આસાયશમાં છોડી આપણે આગળ વધીએ.

હવે શીરીન નરીમાનને ત્યાં ગયલી હોવાથી, ફિરોજની પેલી ચીઠી તેનો માણુસ તેણીને બંગલે માળીને આપી ચાલતો થયો; માળીએ તે ચીઠી શીરીનની આયાને આપી અને આયાએ તે ચીઠી શીરીનના ઓરડામાં લખવાની તેબલપર પેપરવેટ તળે દાબીને હાળી મુકી.

આયા ચીઠી મુકવા ઓરડામાં આવી એટલે પોતાની બાઇનાં બદલવાનાં કપડાં સ્લીપર તેમજ મોરીમાં સાબુ ટુવાલ, મોંહ ધોવાનું પાણી ને સુતી વખતનું નાનું ફેરી લેમ્પ એ બધી જરૂરી ચીજ ત્યાં ગોઠવી મુકીનેજ તે ઓરડામાંથી નીકળી.

તે ઓરડામાંથી નીકળી પછવાડે રાંધણીમાં જવા જાયછે તો હોલમાંની બતી મોટી થયલી તેણીને જણાઇ, અને તે ધીમી કરવા ત્યાં ગઇ તો તેણી પોતાના શેઠને ત્યાં ઉભેલા જોઇ ચોંકી.

તેવણ પાઘડી કાઢી એક ત્રીપાઇ ઉપર મુકતા હતા, તે ઉપરથી તેણી જોઇ શકી કે તેવણ હમણાંજ આવ્યા હતા.

"કેમ, આયા બાઇ ક્યાં છે?" જમશેદજીની નજર તે આયા ઉપર પડતાંજ તેવણે પુછ્યું.

"જી, બાઇ નરીમાન શેઠનાં આઇમાય સાથે ગીયાંછ"

"જમીને આવવાનાં છે કે? તુને કાંઇ કેહી ગીયાંછ કે?"

"નહીંજી, કોણ જાનેજી, પણ નવ થઇ ગીયાછ તે વખતે બાઇ જમીનેજ આવસે."

"જા, જરા બોયને મોકલ, અરે એમ આવ અને કહે વ્હીસ્કી સોડા લેતો આવેને મીસ્ત્રીને પુછ કાંઇ જમવાનું છે કે!"

જો કે પોતાના શેઠને જોઇને આયા ચોંકી ખરી પણ કાંઇ અજબ થઇ નહીં, કેમકે, જમશેદજી જોકે ઝાઝા પુનેના બંગલામાં રહેતા ન હતા તોપણ કાંઇ કામે કાજે કાંઇ લેવા મુકવા દાહાડો અડધો દાહાડો એમ આવતા જતા હતા અને તેથી જ્યારે તેણીએ તે ખબર તેવણના બોયને અને મીસ્તરીને આપી ત્યારે તેઓભી કાંઇ તેવણની હાજરીથી અજબ થયા નહીં.

હોતેલમાંજ જમીને રાત કાઢવાનો તેવણે જો કે વિચાર રાખ્યો હતો તે છતાં તે વિચાર આપણે ઉપર જોયું છે તેમ ફેરવી નાંખવામાં તેવણે શીરીનનાં સુખનીજ કાળજી કીધી હતી, કેમ કે હોતેલમાં ઠરી ઠામ થતાંજ ફિરોજે તેવણને કહેલા બોલો તેવણને ખટકયાજ કીધા હતા.

(સાંધન છે.)

---

## બરાબર સમજયો.

"મને એક એવી બારણાની સ્પ્રીંગ જોઇએછ કે જે ઘડી ઘડી બગડી નહીં જાય."

"બારણાની સ્પ્રીંગ?" દુકાનદારે પુછ્યું.

"હા, ને જોવની બી. વળી એટલી ભારીબી નહીં જોઇએ કે જે ઉઘાડવા દશ માણુસનું જોર વાપરવું પડે."

"આઇ સી."

"ને તોબી તે એવી મજબુત હોવી જોઇએ કે બારણું આખો વખત ઉઘાડ બંધ થાય તો તેને કશી અળવળ નહી આવે ને બારણું બરાબર ચપટ બંધ થવું જોઇએ. જરાબી ગેપ રેહવો નહીં જોઇએ."

"હું સમજયો." દુકાનદાર બોલયો, "તમુને સાદુ પણ ઘરખમને ટકાઉ જોઇએછ!"

"બરાબર છે." ઘરાકે કહયું. "મને એવુંજ જોઇએછ. ઘડી ઘડી બગડી જાય તે સારૂં નહી. લઇએ તો ઘરખમજ"

"હાજી હું સમજયો તમુને શું જોઇએછ?"

"વેલ, એવી સ્પ્રીંગ બતલાવશો."

"અમો બારણાની સ્પ્રીંગ રાખતા નથી!"

(સોલન.)

# લગનની મોતેબરી.

લખનાર:—મી. મીનોચેહર માણેકજી માદન.

( પાને ૨૪૨ થી ચાલુ. )



એક ઓરતની હાજરીજ ઉલટ, ઉમંગ અને ઉત્તેજન ઉશ્કેરવા બસ છે; ગમે તેની નિરાશી દફે થાય છે; દિલાસો આપવા તેણી એક રામબાણ ઇલાજ છે અને ગુયર પોતાની પરણેતરની વખાણ એજ મુજબ કરતો હતો. તેણી તેને એટલીતો મદદગાર થઈ પડી કે તેઓ બેઉ તવારીખ અને રાજ્યદવારી સંબંધી તકરાર કરતાં. જે ઉપરથી તે પોતાની કિંમતી ચોપડીઓ લખી શકયો છે.

જોન સ્ટુઅર્ટ મીલ જેવા લોજીસ્યનની પરણેતર પણ તેને તેના ઉંડા જ્ઞાનમાં મદદ આપતી. પોતાની એક ચોપડી પોતાની પરણેતરને અર્પણ કરતાં તે હેવાણુ ભરથાર લખે છે:—"આ ચોપડી એક મિત્ર અને પરણેતરની વહાલી યાદને હું અર્પણ કરૂં છું કે જેણુ આ સઘળી ચોપડીઓ લખવા મને ઉશ્કેરતી હતી. તેણીની સચ્ચાઇ મારૂં ઉત્તેજન હતું અને જેણીની વખાણુ મારી મેહનતનું ઉંચામાં ઉંચું ઇનામ છે."

મીલ જેવા ભાગ્યશાળી પતિ જેવાએજ પોતાની પરણેતર માટે તેણીની કબર ઉપર આ મધુર શબ્દો લખ્યા છે; "તેણીની જીંદગી પણ ગમ, રંજ અને દલગીરીમાંથી પસાર થઇ હતી પણ તે છતાં તેણી પોતાની આહોદી, મીજાજ અને વફાદારી જાલવી રાખી હતી. ૪૦ વરસના લાંબા ગાળામાં તેણી પોતાના ભરથારની વફાદાર મદદગાર હતી અને તેના દરેક કામમાં તેને પોતાના શબ્દો અને કામોથી આગળ પાડતી રહી હતી."

જાણીતા સાયનટીસ્ટ ફેરેડેની પરણેલી જીંદગી પણ સુખી નીવડી હતી. તેની પરણેતર એક મદદગાર, હરેક કામમાં ટેકો આપનારી, રીઝવનારી અને મહોબત વંતી હતી. તેથી તે પરણેલી જીંદગી માટે કહે છે. "લગન સુખ અને માનનું મોટામાં મોટું મુળ છે. તેની પરણેલી જીંદગી ૪૬ વરસ વેર લંબાઇ હતી તેથી તે લગન માટે જે પણ લખે તે વજનદાર ગણાવું જોઇયે. તે લખે છે:— "એ એક એવો બનાવ છે કે જેથી શારીરિક, માનસીક કે આત્મિક તંદોરસ્તી મેળવી શકાય છે. અને તે ચાલચલણને વધુ મજબુત અને ભલી બનાવે છે." ઉપલો અનુભવ તેને પોતાની પરણેલી જીંદગીના ૨૮ મેં વરસે થયો હતો અને ઉપર કહ્યું તેમ ૪૬ વરસ તક તે સુખી જોડાણ ચાલુ રહ્યું અને જેમ જવાનીમાં તેમ બુઢાપામાં પણ તેઓ સંપીલા અને મહોબતવંત રહી શકયાં. ખચિત, એક ઇંગ્રેજ કવિના શબ્દો આ તકે ઉભરી આવે છે કે "લગન એક સોનેરી સાંકળ છે જે ખુદ ઇશ્વરના રહેઠાણમાંથી આ દુન્યાતક લંબાય છે; તે બે મહોબત, જીગર અને મનને એક મેકથી બાંધે છે.

ઓરત મદદગાર, વફાદાર અને ભલાઇના ભોમીયા ઉપરાંત એક દિલાસો આપનાર ફિરેસ્તો છે. તેણીની દિલસોજી કદી બ્યર્થ જતી નથી; તેણીની દિલસોજી કદી કમી થતી નથી. તેણી દિલાસો આપે છે, ઉત્તેજન આપે છે, ઉમંગ ઉશકેરે છે અને સુખ અપાવે છે. એ બાબતમાં હુડની જીંદગી પણ લાગણીવંત ખરે

આપે એમ છે. તે જન્મથીજ અકલવંત હતો, છતાં તેની પરણેતર તેને વફાદાર અને મદદગાર રહી છે તે એક ઉંચી સમજદારી ધરાવતી બાહોશ અને પતિવ્રતા ઓરત હતી અને પોતાના ખાવંદને ઉતેજન આપી તેની દુઃખી જીંદગીમાં તેને ટકાવી રાખ્યો હતો; તેની આસપાસ આશા અને ઉમગની હવા ફેલાવતી અને તેના બીમાર બીછાનાને પોતાના ખુશમીજાજ અને દિલાસાથી એક બગીચો બનાવતી તેમ તે ભરથાર તેણીથી બે સમજ હતો નહીં. જ્યારે તેણી ગેરહાજર હતી ત્યારે તેણી ઉપર કાગળ લખતાં તે ભરથાર લખે છેઃ- "ડીયરેસ્ટ તારા સિવાય મને કશું સુજતું નથી, અને હું તારી હાજરીમાં મને પોતાને સૌ કરતાં સુખી, ખુશમીજાજ અને આબાદ ધારૂં છું. આ કાગળ હું કારણ વગર લખતો નથી. હમણાંજ મને તારૂં કાગળ મળ્યું છે; બીજું આપણા ફરજંદોની યાદ છે; ત્રીજું તારા દિલાસા અને મહોબતની યાદ છે; અને છેલ્લું મને પકકી ખાત્રી છે કે તારી મધુર આંખો આ કાગળ ઉપર મહોબતથી નંખાશે" એક બીજા કાગળમાં તે લખે છેઃ- "આપણે બાગમાં જ્યાં બેસીએ છીએ ત્યાં બેસ્યા સિવાય મને કશું ચેન પડતું નથી." તેણી એક દિલસોજ દોસ્ત ઉપરાંત તેના કામમાં મદદ કરતા મિત્ર હતી, તેણીની ઉંચી સમજદારીમાં તેને પુરતો ભરોસો હતો અને તેથી તેણી તેના લખાણો વાંચતી, સુધારતી અને નવું ઉમેરતી તે ભરથારે લખેલી ઘણીક ચોપડીઓ તે વફાદાર પરણેતરને આભારી છે; આ રીતે ઉમરાવો-પદશાહી નહીં પણ દિલથી-બાનુઓની સંધમાં મીસીસ હુડ પણ એક આગેવાન જગ્યા રોકે છે.

તેમજ પેનીનસ્યુલાર લડાઈ "ના તવારીખ નવેશ સર નેપીઅરની પરણેતર પણ ઓછી આગેવાન જગ્યા રોકતી નથી. તેણીએજ પોતાના ભરથારને તે લડાઈની તવારીખ લખવાને ઉશ્કેર્યો હતો, અને તેણીની સહાયતા વગર તે પુરૂં કરી શકતે કે નહીં એ એક શકમંદ સવાલ છે. નહીં વાંચી શકાય એવા હાથના દસ્તાવેજો અને કાગળવાંઓ તેણી મોટી મુશ્કેલી વચ્ચે ઉકેલતી અને તેનો તરજુમો કરતી. સર નેપીઅરના અક્ષર એંજન્ જ્હેંસુધી ચુંથવાડા ભરેલા અને નહીં વાંચી શકાય એવા હતા, જેને તે ઓરત મોટી મુશ્કેલીએ ઉકેલતી તેની શુધ્ધ કોપી કરતી. એ ઉપરાંત જાણવા જોગ તો એ છે કે આ ભારે જોખમ ભર્યાં કામના દબાણ તળે તેણી કદી પોતાના ફરજંદોની સંભાળ અને કેળવણી આપવામાં પછાત પડી ન હતી. જ્યારે ભરથાર મરણ શૈયે પડયો હતો ત્યારે તેણી પણ ભયંકાર માંદગીમાં સબડતી હતી. આખરે પોતાના મરતા પતિને જોવા તેણીને ખુરસીપર નાંખી તેના ઓરડામાં લઈ આવવામાં આવી. તે બન્નેએ મુંગી મુલાકાત લીધી અને તેજ ઘડીએ ખાવંદનો પ્રાણ ઉડી ગયો અને તુરતજ થોડા કલાક પછી તેની પુંઠે તે પતિવ્રતા ઓરતે ચાલવા માંડયું, અને આજ તક તેઓ એકજ ઘોરમાં સાથે સુતાં છે!

એવા એવા તો હમો પાસ પુષ્કળ દાખલાઓ પડયા છે જેને આપતાં ચોપડીઓ ભરાય તો પણ આ તકે થોડાક વધુ આપવા દુરસ્ત સમજાય છે.

જાણીતા કોતરકામ કરનાર ફ્લેકસમેનની પરણેતર પણ એક દિલસોજ દોસ્ત અને મદદગાર હતી, જે પોતાના ખાવંદના કોતર કામનાં જોખમ ભર્યાં કામમાં ખુશમીજાજથી ભાગ લેતી અને ૪૦ વરસની લાંબી પણ સુખી પરણેલી જીંદગીની યાદમાં તે હેતાળ ખાવંદે પોતાનું સુંદર "યકીન" "આશા" અને "સખાવત" દેખાડતું પુતળુ તે મહોબતવંતી પરણેતરને અર્પણ કર્યું છે,

એવોજ એક દાખલો બ્લેક ચિતારાનો છે, જેને તેની પરણેતર દુન્યાનો સૌથી સરસ ચિતારો માનતી. તેનું સઘળું ઉપર ટપકેનું કામ તેણી ઉંચકી લેતી અને ૪૫ વરસ તક તેના સુખ યા દુઃખમાં એક-સરખો ભાગ લીધો. સૌથી લાગણી ભર્યું તો એ છે કે જ્યારે તે ખાવંદ મરવા પડયો કે તે પતિવ્રતા ઓરત તેની પાસ ધીમે આંસુ પાડતી દાખલ થઇ. તે મરતા ખાવંદે કહ્યું; "એમજ રહે વહાલી કેત, એમજ બેસી રહેજે; હું તારી તસવીર પાડી લઇશ; કારણ તું મારી હમેશની મદદગાર હતી" અહા! તે વફાદારી!! તે મહોબત!!!

ઝીમરમેન એક હાઈઆર્તથીઅર્, ગમગીન અને ઉદાસ જેવો શખ્સ હતો. અને કોઈ બીજી પરણે-તરે કદાચ "મેત્રીમોન્યલ કોર્ટ" નો આશરો લીધો હતે ત્યારે તેની બાનુ તેને દિલાસો અને આનંદમાં રાખવાને કોશીશ કરતી, અને તેના વિચારોનો ગેયા અભ્યાસ કરતી. જ્યારે તે મરવા પડયો ત્યારે પતિવ્રતા ઓરતે રડી દેતા કહ્યું "મારા વહાલા ઝીમરમેન! હવે હું કયાં તારા વિચારોનો અભ્યાસ કરવા જઈશ"

ખરી કેળવાયલી અને લાગણીવંત પરણેતરો હંમેશા પોતાના ખાવંદોને મદદ આપવા તૈયાર રહે છે. તે માટે તવારીખનો એક દાખલો ટાંકતા મારા હાથો લાગણીથી ધ્રુજે છે. મધ્ય યુરોપમાં આવેલું વીન્સબર્ગ ગામડું દુશમનોને હાથ ગયું ત્યારે ત્યાંની ઓરતોએ માગણી કરી કે હમોને હમારી કીમતી ચીજો ઉચકી લઈ જવાની પરવાનગી આપવી. પરવાનગી આપવામાં આવી, અને જ્યારે તેઓ ગામડાંનાં દરવાજામાંથી બહાર પડી ત્યારે તેઓની કીમતી ચીજ તરીકે તેઓએ પોતાની ખાંધ ઉપર શું આણું હતું? પોતાના ખાવંદને! (સાંધન છે.)

---

## મેહનત બરબાદ.

સોલી.—છટ બરાબર નહી. બધી મેહનત ફોકટ ગેઇ.

હોમી.—શાની મેહનત? શું બરાબર નહી?

સોલી.—હીપનોટીઝમ રે યાર, હું હીપનોટીઝમ શીખેલો તે તુંને યાદ છેની? વેલ તે દહાડે દુધવાળાનો મેહતાજી બીલના પૈસા લેવા આયો. મેં તેને ખુરસીપર બેશાડયો, પછી તેની તરફ એકી ટશરે જોયા કીધું. તેનેબી મારી તરફ એમજ જોયું, પછી હું આસનેથી બોલ્યો, "આપ બીલ તો મેં આપેલું છે."

"પછી મેહતાજીએ શું કહયું?"

"મેહતાજી તો કેહજે તમે ભુલા છેઓ! પૈસા આપ્યાજ નથી."

(સોલન.)

"શેઠ તમુને કોઇ મલવા આયુંછ," નોકરે કહ્યું.

"વારુ એણે કંઇ નામ આપ્યું હોયેની?" શેઠે પુછયું.

"નહીંજી, પણ હું ધારુંછ કે એ તેજ આદમી છે જે તમારી દીકરીને પોતાનું નામ આપવા માંગેછ."

(સોલન.)

## જબરો અકલમંદ.

"મારા ગરીબ કાવસામાં અકલ ખરીજ-બચારો ઘણોજ ભલોતે—

"ભલો ને અકકલવાળો" બીજી બોલી ઉઠી "ભલો તો કેવો, રોજ તુંને મેડીપાક જમાડતો તો."

"અરે મારતો તો ખરોજ પણ તે એવી જગાએ કે તેના દાગ પડીને કોઇને દેખાય નહી."

(સોલન.)

પ્રોફેસર બીખાજી ભાનભુલાને માટે કહેછે કે તેરન જબરા વીસરભો હતા. એક કલાકપર શું થયુ તેબી તેને યાદ રહેતું નહી.

એક દીવસ તે પોતાની મીસીસ સાથે બહાર ખાણાપર બેઠો હતો. તેનશ પરોણાઓથી ચીકાર હતી પહેલાં સુપ બધાંને પીરસવામાં આવ્યો બીખાજીબાએ તો સુપના બે સબુરકા ભર્યા. પછી મીસીસ તરફ બધા સાંભળે તેમ મોટેથી બોલ્યો,

"વરી આજે તેં સુપ તદન પાણી જેવો કીધો છ. હું તુંને કંઇજ આવરતું નથી."

(સોલન.)

"સમજ્યો, એક ઠગાઇ ભર્યું મોત તમને જોઇયેછે. લોકો જાણે કે તમે મરી ગયાછ તે સિવાય બીજું કંઇજ નહીં. વિચીત્ર મામલો."

"તમારેથી તે બનશે!"

"સીલાસ પીન્ચ આગળ કંઇથી નહી બને એવી વાત છેજ નહીં." જરાક વખ્ત બંન્ને જણુ એ પછી ચુપ બેઠા, પંડીતે સીગારનો દાબડો કાઢી પોતાનાં ગ્રાહક સામે મેલ્યો પણ એક હાથની અછાતે તેને ના પાડી. જે બાદ સીલાસે એક સળગાવી મોહમાં ખોસી તેનાં ધુવાના ગોટાઓમાંથી બારીકીથી તે નિર્દોષ દેખાતા, ઢોંગી મોતે મરવા જાહેર થવા ચાહનારનો ચ્હેરો તપાસ્યો. સીલાસે મનથી કબુલ કીધું કે અત્યારેતો વાતચીત ટપચપ, ચ્હેરા પરથી દરેક આવનારને અર્ધોઅર્ધ હું ઓળખી લેતો, પણ આ ગુંચવાડો ખવાડે તેવો માંણસ હતો એને હું જાણી શકતો નહીં.

"મારે માટે જુઠું મોત જગતને જાહેર કરો તો હું તમોને માંગો તે રકમ આપવા કબુલ છું" બોલવાની વળ જોઇને આખર તેજ બોલ્યો.

વળી પાછી ચુપકીદી. એકાએક જરા વારે ટેબલને છેડેથી ખુરસી ઉછળાવી તે ઘરડા પુરૂષની લગોલગ આવી લાગી તેને પુછ્યું.

"તમે કોણ છો?" તેને ઉતાવળે પુછ્યું.

જવાબ આપ્યા પેહલાં તે અચકાયો, ગુંગળાયો, પછી ગળું ખુંખારી તેને જવાબ કર્યો "મારૂં નામ ઓરડ સેમ્યુઅલ ઓરડ છે." "અને તમારો ધંધો?" તેને ચપ દઇને પુછ્યું.

"મારો ધંધો જાણીને તમે શું કરશો? તે સાથ તમને લાગે વળગે નહીં." ઠીક. એક માણુસ મરવા ચાહે, અને એમ કરીને દુન્યાને છેત્રે, પોતાંનાં ઓને છેત્રે તેમાં તેનો કંઇ હેતુ તો હોવોજ જોઇયે. હેતુ સારો હોય તો સારૂં, પણ અનુભવ શીખવેછ કે ૧૦૦ એ ૯૯ ટકા એવી વાતમાં હેતુ ભલો રહેતો નથી. મારે દોસ્તેથી ગુજરવું અને દુન્યાંમાં જીવતા રેહવું તેનો હેતુ શું? તમારા હેતુ માટે મને કેહવો?"

"તે બી. મારી પોતાની વાત છે. હેતુથી હું દીઉ નહીં."

"ત્યારે તો ભલા ભાઇ, બધુંજ છુપાવવું છે તો એકલે હાથે મરવું હતું, મને કહીને મારી મદદ શાંની લેવા આવ્યાં?"

"મેં એકલાંએ મારા લાગતાવળગતાઓથી મુવેલો જાહેર થવાનાં ઘણાએ પ્રપંચ રચી જોયા, પણ કંઇ વળયું નહીં, એક દહાડો હમારી કલબમાં તમારી જાળની તારીફ થતી સાંભળી હું તમારી મદદ લેવા આવ્યો છું. એ કામ માટે હું તમને સારી રકમ આપીશ."

તે કેમ? મુવેલો માંણસ પોતાની બેંકમાંથી પૈસા કેમ ઉપાડી શકે?" પંડીતે પુછ્યું.

"મરવા ચાહનાર માંણસે હવે પછી નામ ધારણ કરવા ધારેલાં નામ ઉપર પોતાનાં પૈસા ચહડાવી દીધા હોય તો પછી શું?"

સીલાસે એક પરબીડુંને કોરૂં કાગળ કાહડી તે ઉપર કંઇ લખ્યું, પછી તે પરબીડું બીડી તેના હાથમાં મેલ્યું.

"જુવો સાહેબ, આ પરબીડયાંમાં મેં તમારે માટેનું મારૂં મત લખ્યુંછ એ હમણાં ખોલશો નહીં. હું જ્યારે તમને હુકમ કરૂં ત્યારેજ ખોલજો."

"તમને મારી ઉપર વિશ્વાસ નથી આવતો? હું ઘર જતાંનેજ વાર ખોલી જોઇશતો?"

"તમે વિશ્વાસઘાત કદીબી કરોજ નહીં, મને પુરતો અનુભવ છે." તે બોલ્યો, પૈસો ચોકયો. બોલો સાહેબ, હવે તમે કયારે મરવા માંગોછ?"

"બને તેમ જલદી." તેને આ ઉતાવળથી અજાયબીનો આંચકો ખેંચી કહયું.

"ઠીક, ત્યારે કહો કે આજે રાતે બાર વાગે મને મલશો?" સમયુઅલ ઓર્ડનો ચ્હેરો ખીલી નીકલ્યો. અજબ થતા તેને પુછ્યું "કંઇ તાગડો રચીબી કાહડયો કે શું!"

એનો જવાબ તેણે દીધો નહીં. તેણે પોતાનુંજ દાસ્તાનં આગળ ચલાવ્યું.

"દુન્યામાં જીવતા રહીને મરવા ચાહતા હોય તો આજે રાતનાં બાર વાગતે ટ્રાફલગર સ્કવેર આગળ ભમજો, હમણાં પેહરયાંછ તેવાંજ કપડાં પેહરજો પણ

# રશ્નુનું ફુલ, તેની ઊપરથી ઊપજતા આપણી પાક ક્રિયાને લગતા વિચારો તથા ખુલાસો.





લખનાર:—મી૦ ધનજીભાઇ માણેકજી વાચ્છા.

(પાને ૨૫૪ થી ચાલુ.)

ખુર્દેહશના ૨૭ ના બાબમાં ૨૪ મા ફકરા પરથી એમ જણાય છે કે આ દુન્યામાં જે સુગંધી-ખુશબોદાર સારાં ફુલો થાય છે તે દરેક અમસાસપંદ તથા યજતને લાયક છે તથા અનુસરતાં (appropriate) છે. અને તેજ પ્રમાણે ખુર્દેહશના એ હા ના બાબમાં દરેક અમસાસપંદ તથા યજતને તેના અનુસરતાં ફુલો સાથે ગોઠવ્યાં છે. જેમ કે અહુરમજદને "મર્થલ અને મોગરાં" (Myrthle and Jassamine) અનુસરતાં છે. બહમનને સફેદ મોગરાં, આવાં જે પાણી ઉપર મવકલ છે તેથી તેને Water-lily (વૉતર-લીલી) અનુસરતાં છે અને તેજ પ્રમાણે એ બાબના ૨૪ માં ફકરા પ્રમાણે રશ્નુનું અનુસરતું ફુલ ડૉગ-રોઝ (Dog-Rose) નામનું છે.

આ ખુર્દેહશના બાબપરથી આપણે જે ક્રિયાકામ કરીએ છીએ તે મારે એક ખ્યાલ આવેછે. આ દુન્યામાંથી ગુજર થએલાં માણસો કે જેઓ આપણા સગાં હોય છે અથવા જેઓ સારાં અને અશો હોવાથી આપણે તેઓની "દરુન બાજ" કરીએ છીએ અને તે વખતે "આફ્રીનગાન" કરીએ છીએ. એ વખતે આપણે કોઇ વખતે ફુલોને ચોકસ રીતે ગોઠવીએ છીએ તથા સાથે મુકીએ છીએ અને વલી કોઇ વખતે ક્રિયા કરતાં કરતાં એક મુબેદ યા દસ્તુર જે "આફરીનગાન" કરતો હોય તે-જે બીજો મુબેદ તથા દસ્તુર તેની સામે હોય તેને એક મોગરાનું ફુલ આપે છે અને એમ અરસ પરસ કરે છે. અને "આફ્રીનગાન" કરતી વખતે તથા "બાજ" ધરતી વખતે આફ્રીનગાનમાં તથા બાજમાં ફુલ હોવાંજ જોઇએ એવો જે વીચાર આપણા જરથોસ્તીઓમાં છે તે વીચાર કદાચ આવાજ દાખલા પરથી નીકળીઓ હોવો જોઇએ. એટલે આપણે જે ફુલો ક્રિયામાં લઇએ છીયે તે એ યજતોની યાદ તરીકે મુકીએ છીએ. કે જેથી જો તે ભણનાર એ ફુલો અને તેને લગતા યજતો અમસાસપંદોને બરાબર પીછાને તો (જેમ કે ભણુતી વખતે જો આપણે બરાબર તેનો અર્થ સમજીએ તેમ) હોયતો. તે યજતની આ ક્રિયા બરોબર કરવાને તથા તે યજતને વધુ યાદ કરવાને બની શકે છે અને તેથી છેલ્લે આપણે આ પ્રમાણે અમસાસપંદ તથા યજતોને એમ યાદ કીધાથી આપણે આપણા પાક પરવરદેગારને તથા વળી આપણા રવાનને પણ યાદ કરીએ છીએ—

## રશ્નુ, રસ્તાખીજના વખતે બીજા યજતો સાથે મદદ કરનાર, તથા રસ્તાખીજ વાસ્તે બીજા ધર્મમાંથી મળતું બયાન, અને થોડાક એને લગતો ખુલાસો.

દરેક ધર્મમાં ઘણુ કરીને કયામતના દહાડા એટલે રસ્તાખીજના વખતની યાદ આવે છે. આ આ દહાડાને The day of Judgment

કહે છે. કે માહોમેદનોનો વિચાર એવો છે જે જે વખતે તેઓ મરણ પામે છે ત્યારે તેમનો કાંઈ ઇનસાફ થતો નથી પણ તેઓએ જે કાંઇ આ દુન્યામાં પાપ કીધાં હોય તેને માટે જે શીક્ષા થાય છે તે આ છે જે ફકત તેઓના સવાબ અને પાપના ટોળ તથા પ્રમાણ પ્રમાણે જ્યારે તેઓને તેઓના મરણબાદ ઘોરમાં નાંખે છે ત્યારે તે ઘોર નાની એટલે સંકડાસવાળી જેને ગુરે તંગ કરી કહે છે. તથા પોહોલાઇમાં મોટી થાય છે. એટલે જ્યારે તે સવાબથી ભરપૂર હોય છે. ત્યારે તે ઘોર મોટી એટલે વધારે પહોલી હોય છે કે જેથી તે ઘોરમાં તેનો જાન સુખથી રહે છે. અને તેને કાંઇ દુઃખ મળતું નથી. પણ જ્યારે તેના પાપો ઘણા હોય છે ત્યારે તે ઘોર નાની સંકડાસવાળી થાય છે કે જેથી તેની અંદર તેના જાનને દુઃખ લાગે છે. અને તેઓનો ઇનસાફ જ્યારે છેલો રસ્તાખીજ થશે ત્યારે થાય એવો વીચાર છે . . . .

હિંદુઓમાં જો કે અવતાર લેવાની બાબત (Doctrine of Incarnation) આવેલી છે તો પણ તેઓના આત્મા જ્યારે ઘણીજ પાકીજગી મેળવે છે ત્યારે તે આ દુન્યાથી પેલી દુન્યામાં જાય છે અને બીજા બધા સાથે તેનો પણ રસ્તાખીજને વખતે છુટકારો થાય છે. આપણ જરથોસ્તીઓમાં આપણી કેતાબોમાં મુખ્ય કરીને પેહેલવી કેતાબોમાં એ બાબતપર ઘણું ખરું લખાણ મળે છે. કે માણસના મરણબાદ ચોથી બામદાદે તેનો ઇનસાફ આ દુન્યામાં કીધેલાં કરતુકો માટે થાય છે અને તેની જગા તેના કર્મો પ્રમાણે સારી-યા નઠારી એટલે બેહેસ્ત યા દુજખમાં થાય છે. અને અહીંઆં સુખ જોતાં-(જો તેઓ પાક હોય છે તો) તથા દુઃખ જોતાં (જો તેઓ પાપી હોય છે.) તો ત્યાં કયામતના એટલે રસ્તાખીજના દહાડા સુધી પડી રહે છે. તથા તેઓ ત્યાં શું કરે છે તેનું બ્યાન પેહેલવી મીનો ખેરદ તથા દાદેસ્તાની દીની વગેરે ચોપડીઓમાં આવેલું છે —

માટે તમોએ પેદા કીધી.? કોણે મને બનાવી? મારી ઉપર ગુસ્સો લુટફાત, મારામારી, ખરાબી, દુસ્રાઇ (અથવા બખેડા,) અને જુલમ આવી પડે છે તમારા સિવાય મને બચાવનાર કોઇ નથી, એટલા માટે મને તમો ઉધ્યમ શીખવો, કે (જેથી મજકુર બલા હું દફે કરું)" આ ઉપરથી માલમ પડે છે કે જ્યાર આ દુન્યામાં બધી રીતનું બદફેલ ચાલે છે જેમ કે ઉપલા ફકરામાં આવ્યું તેમ મારામારી જુઠાઇ ખરાબી વગેરે ત્યારે આ દુન્યાના લોકો ફરીયાદ કરે છે અને પછી એજ ૨૯ માં હાના બીજા ફકરામાં અહુરમઝદ પુછે છે જે કોણને મદદને માટે મોકલું અને ત્યારે તે અશો જરથોસ્ત સાહેબને આ દુન્યામાં આ દુન્યાનો કારોબાર બરાબર ગોઠવવા મોકળે છે તેજ પ્રમાણે આ દુન્યામાં જ્યારે બધી રીતનું ધર્મ ગ્નાન પાકીજગી અને સારાં કામો જતાં રહેશે અને તેની જગા બધી રીતની બદ ચીજો લેશે અને બુનદિહશના ત્રીજા બાબના ૩૧-૩૨ વગેરે ફકરા ઉપરથી માલમ પડે છે કે જ્યારે ગજસ્તેહ ગનામીનો એટલે અહેરેમન [illegible] એટલે તેને

# ગ્રે ફાલકન.

(ચાલુ વાર્તા.)

લખનાર:—મીસીસ જરબાનુ મેહરવાનજી કોઠાવાલા.

## પ્રકરણ ત્રીજું.

જેમ દહાડાઓ પસાર થતા ગયા તેમ "લેંગ ડોક-કાસ્ટલ"ની જાગીરી ઉપર સાંજરે ફરવા નીકળતા પેલા ઓળાની ઉશકેરણી કાસ્ટલના નોકરોમાં વધારે ને વધારે થવા લાગી. કાઉનટેસ અને તેણીની બેટીએ પોતાના રકવાએર મો. પીએરીને બધી વાતોની બારીક જુસ્તેજુ કરવાને સોંપ્યું હતું તે પ્રમાણે પેલો ખાઇબગડેલો પીએરી ત્યાં શોધ ખોલ કરી પરવાર્યો હતો અને તેના કહેવા મુજબ ત્યાં તેવું કશુંબી હતું નહીં. કાઉનટેસને તે માનવાની ફરજ પડી પણ તેણીના ગમે એટલા સમજાવવા છતાં મહાલના નોકરો સુર્યઅસ્ત થવા પછીથી મકાનની બહાર નીકલવાને સાફ ના પાડતાં.

પીએરી સીવાય દરેક જણ કાઉંટની પેરીસથી પાછાં ફરવાની બહુજ આતુરતાથી રાહ જોતાં હતાં; પણ પીએરી પોતાના માલિકની આ લાંબી ગેરહાજરીથી ઓરબી ખુશ હતો.

હવે કાઉંટ તરફનાં કશાં કાગલ પત્રો પણ આવતાં ન હતાં અને ગરીબ કાઉનટેસ ફકર ચીંતાથી બેધીરજ બની ગઇ.

"ફેલીસ," એક બપોરે કાઉનટેસે પોતાની બેટીને કહયું. "એ હવે વધુ વખત મારેથી ખમી શકાશે નહી. આપણે કોઇબી રીતે આ ભુત માટે શોધ કરવી જોઇએ; તારા પીતા કોણજાણે કયારે આવશે અને પીએરી ઉપર જરાબી ભરૂસો મુકી શકાતો નથી. મારી સાથે સાંજને છેડે આવ જંગલમાં આવવાની તારામાં હીમત છે? આપણે એટલી સાવચેતીથી કામ લેવું જોઇએ કે કીલ્લામાં કોઇનેબી આપણી ગેરહાજરીની ખબર પડે નહી.

ફેલીસે તે શાન્ત હીમતવાન ચેહરા ઉપર એક હસતી નજર ફેંકી.

"મારાં વ્હાલાં મમા, હું તમારી સાથે તો દુન્યાને છેડેબી આવવા તૈયારછું, પણ બુઢા જેનેટને આપરી સાથે રાખશો કે?"

"નહી દીકરી, તેનેબી નહી, કાઉન્ટની રીવોલવર હું મારી સાથે રાખસ અને પછી આપણને કશી ફકર નથી."

માતાની બહાદુરી જોઇ ફેલીસ દંગ થઇ ગઇ.

"મારાં મા તમે કેટલાં હીમતાવાન છો, હું અજબ થાઉછ કે આપણાં મગરૂર ઑસટ્રીયન રાણી મેરી એનટોઇનેટમાંબી આટલો દમામ હોશે કે? કોણ માની શકે કે કાઉનટેસ લૅંગડોક એક ભુતને શોધી કાઢવા રાત્રીના વખતે જંગલમાં કોઇબી મર્દની રાહબરી વગર એકલાં ગયાં હતાં"

"કાઉન્ટની ગેરહાજરીમાં મારાં ગરીબ માણસોની સલામતી મારે હાથ છે અને તે હું મારી ફરજ ભુલી શકતી નથી. એ આકાર કયે વખતે બહાર આવેછ?"

"સુરજ અસ્ત પામ્યા પછી."

"ખચીત એ કોઇ જીવતો જાગતો ભુત હોવો જોઇએ, કારણ હવાઇ આકારો માટે દુન્યામાં ભટકવાનો વખત એ નથી! વારૂં તું તારી દાસી વીકટરને કેહજે કે સાંજે તું મારા ઓરડામાં આવે કે પછી તેણીનું કશુ કામ પડનાર નથી માટે નીચે ચાલી જાએ. તેજ પ્રમાણે હું મારી દાસીનેબી કહીશ અને જ્યારે તમામ નોકરો આપણને લાયબેરીના ઓરડામાં બેસીને વાંચતાં ધારશે ત્યારે આપણે પાછલને રસતે બહાર નીકલી જઇશું. મને કાંઇ ખરાબ બનવાની આગાહી થાએચ. તે શું છે તે મને કશું સુજતું નથી. ખોદા આપણો મદદગાર."

સાંજને વખતે ઘણી સાવચેતીથી તે બંન્ને-માં બેટી દાદર ઉતરી બહાર બાગમાં નીકળ્યાં અને ઝડપી પગલે તેઓએ તુરતજ બહાર ઝાડીઓમાં ચલાવ્યું.

"મમા, શું તમને દેહશત નથી લાગતી?" ફેલીસ ધીમે બબડી

"મારાં ફરઝંદ, શું પોતાનાં બચ્ચાંની સલામતી ખાતર વાઘણ પોતાના જીવ ઉપર આવીને લડતી નથી? મારી લાડકી તારાં સુખના વીચારે મને એવડી હીંમત આવી ગઇછે; તુને જેનેરે ક્યાં ઉભી રાખી હતી તે જગીયો તુને યાદ છે?"

"હા, આપણે તે તરફજ જઇએછ."

જેવાં તેઓ તે જગીએ જઇ ઉભાં રહ્યાં કે કોદાડીના કઠોર ઘોડાનો અવાજ આવવા માંડયો.

તે માં બેટી ગભરાટથી થોડો વખત દંગ થઇને ઉભાં.

આહ! બરાબર પેલાજ પાવડાવાલો કાલો આકાર સામી સડકેથી ચાલિયો આવતો હતો અને તેની આજુ બાજુ આતશના ભડકાં નીકળતાં હતાં. જેવો તે આકાર આગલ નીકલી ગયો કે કાઉનટેસ હામત ધરીને ઝાડીની બહાર નીકલી.

"ઓ મમા, તે પાછળ ફરીને જોશે તો? -" ફેલીસ બોલવા ગઇ. "કાંઇ ફકર નહી મારે શોધી કાઢવુંછ કે એ કોણ છે. આપણે અંહી ઝાડીઓના અંધારા ઓળામાં ચાલશું તો તે આપણને જોઇ શકશે નહી" આટલું બોલતાં તે બહાદર ઉમરાવજાદીએ આગલ ચલાવીયું એટલે ફેલીસને મુંગે મોહડે પુઠે જવું પડયું.

ઝાડીનો છેડો આવતાંજ તે આકાર અચાનુચ ગેબ થઇ ગયો. આ વખતે ચાંદ પ્રકાશીયો અને ઝાડીઓમાંથી ચાંદનાં રૂપેરી પ્રતીબીંબ છુટાં છવાયાં પડનાં હોવાથી ત્યાં સહેજ ઉજાસ ફેલાયો. કાઉનટેસ નાસીપાસ નાગાજ થએલી ત્યાંજ થંભી ગઇ.

"એ શું હશે!" તેણી બોલી "જાણે જાદુથી અલોપ થઇ ગયો"

"પણ તે ખરેખર ભુતજ હોય તો કેવું!" ... ફેલીસે ધ્રુજતે અવાજે પુછ્યું.

"છટ, હું ભુતોની વાત માનતી નથી—"

એકાએક ફેલીસે પોતાની માતાનો હાથ મજબુત ઝાલી લીધો "જુવો જુવો" કાઉનટેસે જોયું કે નીચેની સડક ઉપર તેજ આકાર જાણે ચોકી ભરતો હોય તે મીસાલ ફેરા ફરતો હતો. તેઓ પોતાની .અજાએબી માંથી ફારેગ થાએ તે પેહલાં તેઓએ સામેથી એક તેવાજ બીજા આકારને બળતાંનાં ભડકાં સાથે આવતો જોયો. હવે તેઓને છુપાઇ જવાનો માર્ગ રેહયો નહી. જમણી તરફ જતાં એક આકાર હતો ત્યારે વળી ડાબી તરફ બીજો હતો.

"ઓ આપણું શું થશે મમા?" ફેલીસ થરથર ધ્રુજતાં બબડી "ઝાડીમાં છુપાઇ જવા સીવાય બીજો આપણો કશો ઇલાજ નથી ફેલીસ. ખોદા આપણો બચાવનાર છે" કાઉનટેસ બોલી "બીક ના, મારાં બચ્ચાં, તે માલક આપણી સાથે છે અને તે આપણને બચાવશે."

"ખરૂં છે મેડમ તે માલેક સર્વેનો મદદગાર છે." અચાનુચ તેઓની લાગોલગ પાછળથી એક ગ્રાહીન અવાજ આવ્યો અને કાઉનટેસ જે ઝાડને અથીંગી ઉભી હતી તેના થડે હાથું વકાસીયું અને પડી જતી કાઉનટેસનાં ખભાંને પાછળથી કોઇએ ટેકો આપીયો.

"તમે કોણ છેઓ?" હેમતાએલી કાઉનટેસે પુછ્યું.

"એક દોસ્ત"

આ વખતે પેલા બે ભયંકર આકારો છેક લાગોલગ આવતા જતા હતા. બચવાને ઘણોજ થોડો વખત હાથમાં હતો, પણ કાઉનટેસ ડગમગી; તેજ વખતે પેલા આકારે ધીમેથી તેણીના કાનમાં પોતાનું નામ કહયું તે સાંભળતાંજ કાઉનટેસ લૅંગડાક એક હાથભર ઉછલી "અંદર આવ ફેલીસ, આ મદરય આપણા મીત્ર છે અને મને એમના ઉપર પુરેપુરો વીસવાસ છે" તેણી ધ્રુજતે અવાજે બોલી. પોતાની માતાના અવાજમાં થએલો ફેરફાર જોઇ ફેલીસ હેરત રહી.

તે ઝાડનાં થડમાં એક ન્હાની બારી જેટલું બારણું હતું. તુરત તેઓ માહે ઉતરી પડ્યાં. થડમાં

ચોડાંક બાકોરાં હતાં તે તરફ આંગલી કરી તેઓને બચાવનાર બોલીયો "આ બાકોરાંમાંથી તમે પેલા આકારોને જોઇ શકશો, જો તેઓનેજ જોવા તમે અત્રે આવ્યાં હોવો તો"

ફેલીસે ચુપ કીકીથી પોતાની માતા તરફ જોયું કાઉનટેસની છાતી કાંઇ છુપી ઉશકેરણીથી ઉકલાતી હતી "તમે શું કાંઈ બીમાર છો મમા?" ફેલીસે પુછ્યું, "મને તો આ રહસ્ય ઉપર કાંઇ કુદરતી ધણો વિપવાદ આવેછ."

"મારાં બચ્ચાં હું બીમાર નથી. મને પોતાને પણ એનણુ ઉપર પુરેપુરો ભરૂંસો છે"

"શું એ તદન ખરૂં છે?" પેલા ગ્રાહીત સખસે પુછ્યું. "તદનજ"

"તમારો આભાર માનુંછ હું ધરચુંછ કે અહીં અંધારૂં છે તેથી તમને હરકત નહી જણાતી હોય, હું કદાચ રોશની સલગાંઉ પણ પેલાઓ અજવાલું જોઇ આ મારો છુપો માર્ગ શોધી કાઢે, જુવો તેઓ અહીંજ આવેછ"

કાઉનટેસ અને ફેલીસે પોતાની આંખો તે ન્હાનાં બાકોરાઓમાં ખોસી અને તેઓએ ત્યાં બહાર ઝાડીઓ આગળ ત્રણ આકારો જોયા. ત્રણે પેહર વેષમાં તદન એક સરખા હતા; તે ઝાડથી માત્ર બે વારને છેટે તેઓ બેઠા.

"કેમ જેમ્સ આજ રાતે શું ખબર?" મોં. પીએરીનો કઠોર અવાજ સંભળાયો "પેરીસમાં કામ કેમ ચાલેછ?"

"વણુંજ સારૂં, મારા દોસ્ત, પેરીસ બહુજ જોશપર ચઢયુંછ. જાહેર હુલ્લડની આગ પ્રજામાં વધારે પસરતી જાએછ, અરે એક મોટું ટોળુંતો રાજા લુઇના મેહલ ઉપરથી ધસી ગીયુંતું અને રાજાને આપણા કાયદા કબુલવાની ફરજ પાડી. અરે જોજેની દોસ્ત, થોડા વખતમાં એ રાજા યતાને ઉઠારી દઇને બધે પ્રજા રાજ ફેલાએછ કે નહી તે હુંજ બતાવરા!"

"હા હા, તેજ વખતે આપરા મગરૂર ઉમરાવ માંસ્ટરોને આપણા ગોલામો બનાવશું." પીએરી કીનાથી દાંતો કચકચાવી બોલ્યો.

"પણ જેમ્સ તું ખરૂં કહેછ કે હવે હુલ્લડ મચાવાનો વખત નજદીક આયોછ?

"અરે હારે ઉમરાવ અમીરોની કતલતો શરૂથી થઇ ચુકી, અને એ મોટેશઓમાં પ્રજાએ એવો તરખાટ મચાવ્યોછ કે બધા એ ખાસ વર્ગો ચાંકી રહ્યાછ વળી બાદશાહ તો નહાસી જતો તો પણ તેને તેના આખાં કુટુંબ સાથે પકડી પાડીને પરહેજ કીધોછ, હવે એ પ્રજાસત્તાકની ફત્તેહ નહી તો શું!"

"ત્યારે તો આપણો દાવપેચ બહુ સારી રીતે પાર પડસે." પીએરી બોલ્યો.

"ખચીતજ, હવે તમે પેહલાં બધાં ધરેણાં ગાંઠા હાથ કરી લેવો, આયજ કમાવાનો વખત છે, પેલો બેવકુફોનો પાદશાહ તારો માસ્ટર કાઉન્ટ તો હજુર પોતાનુ ઘેરબાર સુદ્ધા મુકીને પેરીસમાં શું માથું કુટેછ, પણ આપણે માટે આયજ લાગ ઉત્તમ છે." પેલો બીજો સખસ બોલ્યો.

"એ તો કેવી સીફતથી બધું પસાર કરી લેવાનું તે મને આવરેછ પણ ખબરદાર હું તમુ લોકોને આગલથી કહી રાખુંછ કે પેલી પોરી મારૂં ઇનામ છે." પીએરીએ કહ્યું.

"કોણ, પેલા કાઉન્ટની દીકરી કે? લોકો કહેછ કે તેણી ખુબસુરત છે, તુંથી મારો વ્હાલો જયરો દેખું, કાંઇ ભાવતુંજ નહી, પણ તેની કંઇ એકાદ બેહનથી તો કાંઇ છે કે?"

"છે તો એક પુરી પણ એટલી મગરૂર છે, હમણાં તો મગજમાં ખાંડી બંધ રાઇ લઇને ફરેછ પણ એના માબાપને કતલ કરીને એ કુત્તીને હું મારે હાથ કરસ ત્યારે એની અભીમાનીનો બરાબર નતીજો ચખારશ" તે મુછ્છ સખસ ધણાજ ઝનુનથી હવામાં મુક્કી ઠકડાવી બોલીયો.

ફેલીસે પોતાનો ધ્રુજતો હાથ પોતાની માતાના હાથમાં મુકીયો. ગરીબ કાઉનટેસ ઢંઢીગાર મારી ગઇ હતી જ્યારે તેઓને બચાવનાર પેલા ગ્રાહીત સખસની આંખો અંધારામાં પણ ગુસ્સાથી ચમકી રહી.

પીએરીએ બોલવું ચાલુ રાખ્યું "આજ રાતે હું વધારે સોનાની પલેટ લાવ્યોછ; કાઉન્ટની ગેરહાજરી આપણે માટે ઘણીજ નસીબદાર કેહવાય આપણને આ ભુતનો દેખાવ ઉભો કરવાનું સારૂં સુજ્યું. નોકરો તો એટલા બીહી ગીયાછ કે સાંજ પરતાં તો સૌ પોતાના ઓળાને જોઇનેજ બીહેછ અને કોઇ સાંજના બહાર ફરકતું પણ નથી. આખું જંગલ આપણે માટે ખુલ્લું છે. આજે આંય સુનાની પ્લેટો લાયોછ તે આપણે અંહી દાટવી જોઇએ, યારો આપણેવી ઘણા સારા ભુતો છીયે; લે ઉઠો હવે આપણે કામે વળગીએ" અને તે ત્રણે શખ્સો પાવડા કોહાડી ખભે મારી આગલ ચાલીયા તેઓના પગલાંનો અવાજ નાબુદ થઇ ગીયો. પછી કાઉનટેસ બોલી:

"ખોદાવંદતાલાનો આભાર કે મને અંહી આવવાની ગેબી બસારત થઇ. એ શું કામ કાઉન્ટ હજુર પેરીસમાં રોકઇ રહયોછ?"

"કારણ તેવણ પેરીસ છોડી શકતા નથી તેવણનો રસતો હુલ્લડ ખોરોથી ઘેરાઇ રહલો છે, છતાં મે એક એવી યુકતી કરેલી છે કે કાઉન્ટ છટકીને આવી શકશે" પેલો અભાગ્યો સખસ બોલ્યો.

"તમે કેટલા માયાલુ છેઓ?" કાઉનટેસ બબરી.

"હું માત્ર એનેજ માટે જીવુંછ. મારૂં વ્હાલું વતન ફ્રાંસ હુલ્લડ અને જાસ્તીથી મોકલું થાએ તે મારાં ખરાં જીગરની આરઝુ છે; એક ઘણા અકસમાતીક સંજોગે મને આ ઝાડનું પોકલપણું માલમ પડી આવ્યુ. એટલે મેં સાહુચેતીથી અંહી એક દરવાજો કોતરીયો તેને મેં છુપા ચાંપો આપીછ અને અંહીથી નીચે ભોંયમા જવાનો મેં રસતો કોતરી અંદર બે ઓરડા બનાવીયાછ. આ મોરો રેકડો તમુને દીસે છે તેની નીચે તે બે છુપા ઓરડા છે, હું તેમાં ખોરાકી ભરતો થાઉંછ અને મને ફકર છે કે ફ્રાંસ માટે જ્યારે તે કાલા દીવસો આવશે ત્યારે તમુને અહીં તમારી બેટી થે આસરો મલશે તમે નીરદોષ અને ભલાં છો. . દર કાઉન્ટ સાથની તમારી સગાઇને ખાતર તમને પણ હલાક કરી નાખવામાં આવશે જેમાંથી તમુને બચાવવા મેં તૈયારી કરી રાખીછ."

"ખોદા તમુને સુખી રાખે" ફેલીસ બબડી.

કાઉનટેસ એક પલ વીચાર કરી બોલી "તમોએ કાઉન્ટનેબી મારી સાથે બચાવવા અને નહીતો હું કીલ્લામાથી એક ડગલુંબી આગલ ભરનાર નથી"

"જો મારેથી બનશેતો હું જરૂર કરીશ" તેણે ઘણી ગંભીરાઈથી કહવું. "મારા જાનના જોખમે બી હું કાઉન્ટને બચાવવાને બનતું કરીશ,"

"આ ખોદા તમુને સુખી રાખે, એમાઇલ" કાઉનટેસ ડચકાં ખેંચી બોલી.

"એમાઇલ!" લેડી ફેલીસે અચરતીથી પુકાર માર્યો "મમા શું એવણ એમાઇલ છે? ઓહ કેવું ઇચ્છુંછ કે અહીં આટલું અંધારૂં નહી હતે"

આ સાંભળી પેલાએ પોતાની કમરના પટામાંથી એક ન્હાનુ ફાણસ કાઢી સલગાવ્યું અને તેના ઝલકાટમા એમાઇલે ચાતુર નજરતી સુંદર જવાન લેડી ફેલીસને જોઇ તેમજ ફેલીસેબી એકજ નજરમાં તે ઉમરાવી તોરવંતો ચેહરો તે કદાવર બાંધા અને તેની બાજ જેવી તીણી ચલકતી પણ માયાથી ભરપુર આંખો જોઇ લીધી.

"આગલી યાદોનો આય હુબહુ ચીતાર, તું એમાઇલ વીષે કેમ જાણે?" તેને અજાએબીથી પુકાર્યું.

"મારાં મમાએ મને બધું કહયુંછ અને ઓ, હું તમુને માન આપુંછ અને હું ઇચ્છુંછ—" તેણી અચકી.

"તું શું ઇચ્છેછ, બચ્ચાં!" એમાઇલે વ્હાલથી પુછ્યું.

"કે તમારી મોટી નીરાશી માટે હું તમુને પ્રરતો દીલાસો દઇ શકું." ઉછાછલી ફેલીસે ખરાં દીલથી કહી દીધું.

આ શબ્દોથી તે કદાવર સખસનું તન બદન થરથર કાંપી રહયું. તેણે પેલી જવાન છોડીનો હાથ લઈ જુસ્સાથી પોતાને હોઠ દાબ્યો અને તેના ગરમ આંસુઓથી ફેલીસનો રૂપાલો હાથ ભીંજાઇ ગયો.

"ખોદા સાહેદ છે કે તારા સખુનોએ મને જીગર ભરી નાખનારો સંતોષ બક્ષોછ." તે બોલ્યો

"કાઉનટેસ વર્ષો પછીની આ એકજ ઘડી મને સુખ અક્ષતી થઇ પડી છે"

ગરીબ કાઉનટેસે એક છુપું ડચકડું ખેંચ્યું. "ખોદા તમુને તમારી ભલાઇનો બદલો આપશે. એમાયલ, કારણ તમારો આભાર કઇ રવેષે માનવો તે મને સુજ પરતું નથી."

આ વખતે એમાઇલે પોતાના હાથમાંની રોશની કાઉનટેસના ચહેરા તરફ ફેરવી અને તે દુખી ગમગીન શીકકો ચેહરો જોઇ તે સખત ચોંકયો.

"આહ! તમે એક કાઉનટેસ થવાના કરતાં તમારાં જીગરના રસતાએ દોરવાયાં હતે તો વધારે સુખી થયાં હતે મારગ્રેટ, તારામાં આ કેટલો ફેરફાર" તે અતિ ઘણી લાગણીથી બોલીયો.

"છટ, તમારે આગલી પાછલી યાદ કરવી જોઇતી નથી, તમારે ભુલી જવું જોઇતું નથી કે હું એક દુખી નાઉમેદ ઓરત છું અને કાઉનટેસ લેંગડાક મારૂં નામ છે. આ બન્નેએ તમોને તે આગલા વીચારો કરવામાંથી રોકવા જોઇએ હું તમુને હજુરથી જુવાનીમા તનદરસ્ત જોઇ ખોદાની ઉપકારીછુ અને તમારી મેહરબાનીઓ માટે ઘણીજ આભારી છું."

તેની બાજ જેવી તીણી આંખો ફરી પાછી ફેલીસ તરફ ફરી. "જ્યારે હું આ મીઠો ચેહરો જોઉંછ ત્યારે મને ગયા આગલાં પસાર થએલાં વરસો એક દિવસ જેટલાં લાગેછે. મને લાગેછે કે હું ગયા મારા જવાનીના સ્વપના સાહેલી, મારી મનની મુરતીને જોતો હોઉં" તે ઘણી લાગણીથી બબડયો.

કાઉનટેસ બેચેન જેવી જણાઇ "મારી દીકરી, જવાન મારકવીસ-ડ-એરી સાથ અદરાએલી છે, લગન હવે જલદીજ થનાર છે"

"મને તે વાતની ખબર છે." એક ગંભીર હસવાં સાથ તે બોલ્યો. "તે એક ઘણોજ ભલો જવાન છે અને આ જવાન બાળકીને તદન લાયક છે. જો કે આ વખત શાહદી રંગમશનીનો નથી છતાં હું એઓને લગનનું સંપુર્ણ સુખ ઇચ્છુંછ. હવે તમારી આસપાસ જે ભય છે તે માટે આપણે વાતો કરીએ: હમણાં પેરીસમાં ઘણું અગત્યનું કામ છે એટલે મને ત્યાં જવા વગર છુટકો નથી; પણ હું ત્યાં લાંબો વખત માટે થોભનાર નથી. હું નહી ધારતો કે મારી ગેર-હાજરીમાં અહીં કશું બનવા પામે. વળી તમારે માટે આ છુપો જગો તૈયાર છે. હું ધારૂંછ ત્યાંસુધી બે એક દીવસમાં કાઉન્ટ પણ આવી પુગશે. આ નીમકહરામ પીએરી બાબે તમે તેને કહેશો?"

"નહી, તે કહેવું તદન ફોકટ છે. પીએરીની વીરૂદ્ધ એક સખુન પણ કાઉન્ટ માનનાર નથી, તે સામો હમુને ધમકાવશે અને પીએરી પાસેથી ખુલાસો ચાહવા જઇ તેને બધી હકીકતથી જાણીતો કરશે"—કાઉન્ટેસ દુઃખથી બોલી.

"નહી નહી, તો કાલનો દુકાલ આજે પડશે. તમે સમો સમાલીને કામ લેજો. વારૂં અહીં પાછો ફરૂં તે વખતે તમુને જાણવા માટે મારે કાંઇ નીશાણી કરવી જોઇશે. હું શું કરશ?"

"ફુલનો એક ગોટો આ સામેની બે ટેકરીઓ વચ્ચેની લીલા ઉપર નાખશો તો હમે જાણીશું કે તમે પેરીસથી પાછા ફર્યાછ; હું રોજ બામદાદમાં તે જોવા આવશ." ફેલીસ બોલી.

"ઠીક, હવે ચાલો હું તમુને કિલ્લા સુધી મુકવા આવું." એમ કહી તેણે બત્તી બુજાવી નાખી. ફેલીસ પેહલાં ઝાડમાંથી બ્હાર કુદી પડી.

"હવે તારી ધાસ્તી કહાં ગઇ, ફેલીસ?" તેણી માતાએ પુછ્યું.

"પણ મને ખબર નહતી કે એમાઇલ આપણા બચાવનાર દાખલ આવી પુગશે." તેણી ખુશાલીથી બોલી.

"એ મીઠાં ફરઝંદ ખોદાતાલા મને હમેશા વિશ્વાસને લાયકનો કરે" એમાઇલ ધ્રુજતે સાદે બોલ્યો. "કાઉનટેસ, તમારી બેટીને મારા માટે આવી માયાળુ લાગણી તમે શીખવીછે, તે માટે હું ખરાં દીલથી તમારૂં હેશાન માનુંછ."

"એના લગન માટે એને નસીયત દેવા ખાતર મેં એ બીના એને કહી હતી."

"તમે આ લગન માટે શું ધારોછ?" એમાઇલે ફેલીસને પુછ્યું.

"એ રસમ બહુજ ધીકકારવા જોગ છે, અને એ જોડાણ માટે મને ઘણો મોટો ધીટકાર આવેછ" તે જવાન છોડી ઉશકેરાઇને બોલી ઉઠી.

"અને કાઉનટેસ તે માટે શું કેહછ?"

"નસીબ સામે લડવું એ મુરખાઇ છે છતાં એ રીવાજ તો બેશક ધીકકારવા જોગ છે." તેણી બોલી.

"આહ ફ્રાંસ, તારી પડતી આવતી દેખાએછ તેં આવા તારા અકકલહીણ સખત ધારાઓથી નાજની પસ દગીથી પરણવું અને મહોમેદી ધર્મ મુજબ એકમેકના ચેહરાથી લગન આગમજ જોવામાં નહી આવ્યાં હોય એ રસમ બેશક પરણનારને બાઝે વખત દુઃખના દર્યામાં ડુબાડેછ, અને તેઓની જાવેદાનીની હાયથી ફ્રાંસની ધર્તી બુરા શ્રાપ પામેછ એમાં શક નથી" અને પાસેની ઝાડી હાલી રહે એવી જબરી દર્દનાક હાય તે સખસે મારી કાઉનટેસનું માથું નમી પરીયું.

ઝાડી પુરી થતાં તેણી બોલી "હવે વધારે વખત હમારી સાથે આગલ વધોના, અહીં ઉજાસ પુરતો છે અને હમે કીલ્લા તરફ સલામત જઇ શકશું."

તે ઉભો રહી ગયો કાઉનટેસે ગૂડનાઇટ બોલી આગલ વધવાની તૈયારી કીધી પણ ફેલીસ તે મર્દના કદાવર ખભાંને વળગી પડી.

"ભલા એમાઇલ, હમુને નગુણા ધારતા ના તમારી તરફનાં હેશાનથી હમારું જીગર ભરાઇ ગયુંછ અને તે હમો શબ્દોમાં દર્શાવી શકતાં નથી." અને તેણીએ વાંકી વળી તેનાં ખભાં ઉપર વહાલ અને માનથી હોઠ દાબ્યા તેના ઉપર ઘણી અસર થઇ અને ફેલીસનો રૂપાલો હાથ દાબી તેણે મારગ્રેટ તરફ શકેહેન્ડ માટે હાથ લંબાવીયો.

વરસો પછી તેઓનો હસ્ત મેલાપ થયો પણ આ સ્પર્શથી બન્નેને ગઇ ગુજરીની સખત યાદ થઇ. એમાઇલ એક ડચકું ખેચી તુરત પીઠ ફેરવી ત્યાંથી ચાલી ગયો અને કાઉનટેસે પોતાના લપેરા ખાતાં બદનને ટેકો આપવા ફેલીસને ધરી લીધી.

કીલ્લાની બારીઓમાંથી ભભુકદાર રોશની બહાર સુધી ખેંચાઇ આવતી હતી તેના ઉજાસમાં તેઓએ આગલ પગલાં ભર્યાં. જવાન ફેલીસ બબડી "ઓ મમા હું તમારે માટે કેવી હેરત થાઉંછ. નહી ખેતાબે, કે નહી અખુટ ગંજે કે નાતો એવા સખત મીજાજના એક હઝાર બાપોએ મને એમાઇલ જેવા બહાદુર પેહલવાનથી છુટી પાડી હતે"

બસ થઇ ચુકીયું. વરસોસુધી સારી સમજથી સમાવી રાખેલો તમામ ઉભરો કાઉનટેસમાં જોશથી ઉછલી આવ્યો અને પોતાની બેટીના ખભાં ઉપર પોતાનું માથું પટકી નાખીં તે બેતાકાત બનેલી ઓરત એક નહાના બાળક માફક રડી પડી. ફેલીસ આ જોઇ ગભરાઇ ગઇ. કાંઇક વખતે તે ગરીબ અબળા શાન્ત થઈ અને પછી તેઓ કિલ્લે પોંહચ્યાં.

પોતાની મોટી આરામ ખુરસી ઉપર ઢબ લઇને બેસી પરતાં કાઉનટેસ બોલી. "ફેલીસ ઘંટ વજાડીને કોરી મંગાવ મને કાંઇ ઠીક લાગતું નથી."

તરતજ દાસી વીકટર આવીને ઉભી.

"ઓ મડામ, આજેબી, જેનેટે બે આકારો જોયા. હમુને ઘણીજ બીહક લાગેછ એ કોણના ભુત હોશે, એ લોકના આત્માને સંતોષવા જોઇએ" વીકટર બોલી.

"મારાં ગરીબ આદમીઓ, જાવો, જઇને બંદગી કરો કે તમો સલામત રહો, બાકી ભુત જેવું દુન્યામાં કશું છેજ નહી" કાઉનટેસ ઘણાં જુસ્સાથી બોલીયાં.

તે છોકરી આ બન્ને ઉમરાવી મા બેટીઓની બહાદુરી ઉપર ડંગ થતી નોકરોના ખંડમાં દોડી ગઇ.

"અરે જુવોરે આખી સાંજ આપણા શેઠાણીઓએ વાંચવામાં કાઢી અને તેઓ એટલાં શાન્ત અને ખુશ દેખાએછ કે, જાણે ભુત જેવી ચીજ અહીં ભમતીજ નહી હોય" તેણીએ નોકરોને ખબર આપી.

(સાધન છે)

# રમુજ સંગ્રહ.

## બેહસ્ત બીચારા પંચીરામ જોશીને.

ગઈ ક્રિસ્ટમસની રજા ભોગવવા ગુસ્તાદ ગરગર અને તેનો પ્રિય દોસ્ત બહમન બબ્બા માસ્ટર મુંબઇથી નવસારી ઉતરી પડયા. નવસારીમાં કોઇ પીછાણવાલુ નહીં હોવાથી તે બંનેએ "સોરાબ બાગ"માં ઉતારો લીધો.

તે એક ડિસેમબર માસની તા૰ ૩૦ મીની ખુશનુમાં સાંજ હતી. અને તે બને દોસ્તોએ લાલવાવટા તરફ હેર્યુ લીધું. ત્યાં ચોળીમાસીનાં પેટમાં સજગડ ચચડાટ પડવાથી લથર પથડ કરતા, નવસારીની પ્રખ્યાત ધુળનો ફેસ પાઉડર (!) મોં પર લેના અને મ્યુનિસિપાલીટીનાં ફાણસોની સાથ બગલગીરી કરતાં તે બને મિત્રો મોડી રાત્રે પોતાને મુકામે આવી પહોંચયા. તેઓ પોતાનાં કપડાં વેર વીખરે રીતે કહાડી બિછાનાંમાં ચોંટાવા ગયા. ગુસ્તાદ ગરગર તો મારો વ્હાલો જતાંની વારમાંજ નિંદ્રાદેવીને વસ થવા લાગો, જ્યારે બહમન બબ્બા માસ્ટરને બળની બતીએ કદીબી ઉંઘ આવતીજ નહીં; બતી બુજવતો ત્યારેજ શાંતિથી ઉંઘાતો હતો.

તે દિવસે તાડીની ઝુમમાં બતી બુજાવ્યા વગરજ બિછાંનાંમાં ગોઠવાયો, પણ સુતા પછી તેનું ધ્યાંન બતી તરફ ખેંચાયું બતી હોએ તો ટેવ એવી કે ઉંઘજ ન આવે ત્યારે કરવું કેમ? આળસાઇ તો એવી કે ઉઠે કઇ વલારતનો બાપ! ઠંડીગી સખત ને ખાસ્સી મજેની તરેહથી ઓઢી પોઢીને થમ પડવા પછી પાછું ઉઠવું કાંઈ સહેલ હતુ વારૂં? અંતે તેણે એક યુક્તિ શોધી કહાડી અને ગુસ્તાદ ગરગરને જગાડયો તેણે બીચારાએ તો આટલા વારમાં અડધી ઉંઘબી ખેંચી કહાડી હતી.

"મકુંજે ગુસ્તાદ, ઓ ગુસ્તાદ, તું જાગેછ કે?" બહમન બબ્બા માસ્ટરે તેને મોટેથી કહ્યું.

"કેમ?" ગુસ્તાદે બંડુસમાંથી પોતાનું છોલેલું માથું બહાર કહાડી પુછ્યું.

"મકુંજે પેલા પંચીરામ જોશીને તું ઓળખેછ કે?"

"નહીં, કાંએ?"

"નહીંરે, બીચારો કાલે સહવારે ગુજરી ગયો." બહમન બબ્બા માસ્ટરે પાટવાં ગોઠવ્યાં "હું જાણું કે તું ઓળખતો હશે—પણ ચાલ, નહીં ઓળખતો ત્યારે તો કાંઇ નહીં, સુઇ જા બીચારો ચટને પટ મરી ગયો."

"શાએ?"

"ઘણુંજ અજબ જેવું મોત! રાતે ખાઇ પીને સુતો તે સુતો. સહવારે ઉઠયો ત્યારે તો મુવેલો!"

"વરી મુવેલા હતો તો ઉઠયો કેમ?"

"અરે ઉઠતો'તો શાનો જો! મરીજ ગયો કહુંછ ત્યારે!"

"અરે હા, પણ શાથી મરી ગયો?"

"નજીવા કારણથી, રાતે સુતો ત્યારે ઓરડામાં કેથી બતી બલ્યા કરે ને એકસો ઓકસારોજની નામની જે ગેસ કોઇ કોઇ બતીમાંથી નીકળવાનું વેરાનના ડાક્ટરોએ શોધી કહાડયુંછ તે ગેસ દમમાં જવાથી તેનો ભોગ થઇ પડયો ને સહવાર સુધીમાં લાંબોજ થઇ ગયો. આજનાં "નવસારી પ્રકાશ"માં તે માટે ખાસ લંબાણથી એક લીડીંગ આર્ટીકલ પણ હતી જે સુતી વખતે બનતાં સુધી ઓરડામાં દીવો રાખવોજ નહીં."

ગુસ્તાદ તો એ સાંભળી બિછાંનાંમાં ખડો થઇ બેઠો. "ત્યારે તુબી આપણા ઓરડાની બતી બુજવી-નેજ સુતે કે ની?" તેણે બખાલ્યું.

"ઓ આપણીબી બતી બલ્વાજ કરેછ શું? મારૂં તો ધ્યાંનબી નહીં! ચાલ કાંઇ નહીં. હવે સુઇ જા બુજાવાની હશે ત્યારે બુજાયા કરશે. મને તો ઉંઘ આવેછ."

"તુંને ઉંઘ આવેછ તો ચોંટાઇ જા. બા, મારે કાંઇ પેલા પંચીરામ જોશીનાં મોતે મરવું નથી તો!" ગુસ્તાદે ફફડતાં કહ્યું, અને એક તડાકે કુદકો મારી બિછાંનાંમાંથી બહાર આવ્યો અને બહમન બબ્બા માસ્ટરના ભારે સંતોષ વચ્ચે બતી ગુલ કરી તે પાછું ગોતુ મારી ગયો.

બીજે દિવસે ગુસ્તાદે મજકુર પેપરમાં એમથી તેમ શોધવા ફાંફાં માર્યાં, પણ કાંઈ માલમ પડયું નહીં; તેથી બહમન બબ્બા માસ્ટરને તે આર્ટીકલ બતાવા પુછ્યું ત્યારેજ બહમન બબ્બા માસ્ટરે પોતાની ચાલાકીની ખરી હકીકત ખુલ્લી કીની.

હજુરબી આ બંને મિત્રો જ્યારે સાથે મલે છે ત્યારે પેલા બહેસ્તી પંચીરામ જોશીનાં રૂહને હજારો હજાર દુવા કરે છે.

બાવાજાન! એવી એક—હુંઉઉઉેસર છે! કોઇ વખત કામ પડવે અજમાવી જોજો, રામબાણ ઇલાજ છે. પરવાનગીની જરૂર નથી.

"નોશાકરો કેકી."

## "ઘરના ઘેશે."

મોબેદ રૂસ્તમદારૂ આગલ રામલો દુબરો પોતાની બાયડી પેમલી સાથે આવી પુગ્યો અને ફર્યાદ કીધી કે "જો અંધારૂજી, આ સોમલીની મા, મને બહુ હતાવે ને મારૂં કીધું માને નીહ ને ગાર ભાંડતી છે."

રૂસ્તમદાર મોબેદે પોતાનો ચસમો ચઢાવી પેમલી તરફ જોયું અને પછી શિખામણનું દાસ્તાન શરૂ કીધું. "એમ કોઇ કરે કે? માટીને તો પરતું છટર શમઝંવું જોઇએ. ને રામલા, તુંબી ભાઇ મોટો જેવો ગધેડો છે. ઝરા પગમોનું ખાપરૂં પગમોઝ રાખ્યે કેની? બઇ-રીની કંઇ મગદુર છે કે પાબું બોલે! તડ દેતો કે તમાચો ખેંચી કાડયે ને દોરા કાઢીને એવી વાત કરીયે કે બઇરીની થાતી ઠબીઝ ઝાય."

આ 'ખત ઘરમાંથી મોબેદનાં ગોરાંણીનો અવાજ આવ્યો. "એ શું બકબકારો માંડયોપ! બુચી પોરેલી છે. તે જાગ્યે તો ઓય તમારૂં તોડકું ભોજી નાખપ પાલો, તેમ ઝાઇને બકબક કરો, નહીંતો સમેલું છુટ્ટું મારપ."

"રામલા, પાલ આવ પેલી તરફ આપણે વાત કરીયે." મોબેદ બોકયા.

રામલો બડબડતો ચાલતો થયોકે, "કેરી તારીએ વાત મારી જેવીજ દેખું! ઘેરમાં ઘેશો ને બહાર ડાહ્યો થવા નીહર્યો." "નોશાકરો કેકી."

## નકરી જાણે મમાઇ.

(જેવણ પોતાને ઘણાં જુવાનમાં ખપાવા માંગતાં હતાં.)

મેરીમડમ—જેમી, જેમી, અરે જોની પેલો કોઇ મને કેમ ત્યારનો જોયા કરેછ! જા જઇને ખબરાવ કે એમ તે કાંઈ બઇરાંને ટીકયા કરવાની રીત છે.

જેમીજીંગલો—ખરેખરા લાવની જઇને એને ખોખરો કરી નાખ.

મેરીમડમ—(થોડેવારે જેમી પાછો આવી લાગ્યો તેને) કેમ તુને હસુ કેમ આવેછે. પેલાએ શું જવાબ દીધો અં!

જેમીભંગલો—તે તો કેહેજે, એની મમાઇને શોધતો'તો નેતું તદન તેવણ જેવી લાગી તેથી કેહેજે જોયા કરતો'તો. તે કેહેછ કે તું નકરી જાણે એની મમાઇ જેવી લાગેછ. દીનાં અ. ફ. ચીનાઇ.

## દુખી પરીન.

દોરાબ—કાંય પરીન શું છે એમ દલગીર કાંય છ?

પરીન—તે શું કરૂં. પેલા નાટકમાં જવાનું છે ને ત્યાં ગવરનર સઉ આવવાનો ને મારી પાસે તો નવી સારી નથી, તેથી ઘણી વમાસણમાં પડી ગઇછ કે કઇ પેહેરૂં.

દોરાબ—(બેહેલી ગુરડો થઇને) ઓ મારાં કલેજા તું શું કરવા એટલી દુખી થાયછ! મારેથી તારૂં દુખ નહીં સોસાતુ દીકરા. ચાલ હું મારેજ માટે એક ટીકીટ લાવશ. તુ તારે નચીંત જીવે ઘેરમાં રેહેજે, મારા જાંન

દીનાં અ. ફ. ચીનાઇ.

## મ્યુઝીકના ખાં યાને પારખનું પુછડું.

નાજાંમાય—(જેવણ પોતાને મ્યુઝીકનાં ખાં સમજતાં હતાં, તેવણ એક કોનસર્ટમાં બેઠાં બેઠાં મ્યુઝીક કેટલુંક સમજતા હોય તેમ તરેહવાર ડાંચાઓ કરીને ટીકા કરતાં હતાં. એક ઘણું સરસ વગાડનાર 'પીયાનીસ્ટ' વજાડવા બેઠો થોડો વાર તો તેવણે મુંગા મુંગા સમજ્યા કીધું તેટલાં તે 'પીસ'ની અંદર 'રેસ્ટ' આવેલી હોવાથી થોડોવાર પેલો 'પીયાનીસ્ટ' થોભ્યો.

નાનામાય—અરરર! બીચારો ભુલી ગયો. તેમાં થોભી ગયો અં. અરરર! બધાં લોકોમાં કેવું બીચારાને ભારી પડી ગયું હશે. વલી મ્યુઝીક થોડું આગલ ચાલ્યું ને વલી 'રેસ્ટ' આવવાથી પેલો જરા ઘડીવાર થોભ્યો.

નાનીમાય—મરેરે એતે કાંઈ રીતછે! એવા ભડોલ્યાને તે કાંઇ વજાડવા બેસાડવાનો હોશે વારૂ? હરવાયો વજાડતાં વજાડતાં બે વખતનો અટકી પડયો ચાલો, ચાલો, નવલશા આપરે ઘેર જઇયે. મને તો બા મ્યુઝીક ઘણું મજાનું આવડે તે એવું કચરાજેવું સમજતાં તો મુવો જીવ ઉકરી આવ્યો જોવોની આ આપણી આસપાસના બધાં જનાંબી મશકેરી કરીને હસેછ તેને તમે એમ બોય રડી પડે તેવું ડાસું શું કીધુંજ જો. દીનાં અ. ફ. ચીનાઇ.

## જીવ સટોસટની ઘડી.

શીરીન—શોરાબ ઓ શોરાબ. અહીં આવતો જલદી આવ ઓ માયરે હવે શું કરૂં. આવનીતો જલદી.

શોરાબ—(જે ફરાગત થઇને ઇઝીચેર પર અલેટાયલો હતો તે સ્લીપર વગર, ઉઘાડે પગે દોડી આવતાં સેનટરપીસ, સ્ટેન્ડ વગેરે બધું ઉડલાવી નાંખતાં) કાંય કાંય શું છે ડીયર! ઓ માયરે બોલની શું થયું?

શીરીન—અરે જોવોની અહીં આવોની પેલી બધરી મોહોલાને નાકે તો જઇ લાગી ને બોય કરતી દેખાતી બંધ થશે તો શુ કરશ જો, જોવોની, જોવોની એની સારી તબોને ગમેછ કે? એવી મને અપાવશોકે?

દીનાં અ. ફ. ચીનાઇ.

# સરજતની સુંદરી.



લખનાર:—દિલકશ.

"ધર્મોજય," "કુદરતનો ખેલ," "ઝુંપડીનો વૈરાગ"
વિગેરેના કર્તા.

## પ્રકરણ ૩૦ મું.

ગયાં પ્રકરણમાં આપણે દેવીદને રોઝીનોનો એકરાર વાંચતાં બેશુધ્ધ થઇ ગયલો જોયો છે. દેવીદની થઇ પડેલી આવી સ્થિતિથી હેસતર બેલ બેહદ ધભરાઈ ગઇ, તોપણ તે ઓરત હિમ્મત હારી નહિ. અનેક ઇલાજોથી દેવીદને શુધ્ધીમાં લાવતાં તેણીને ઘણો વિલંબ લાગ્યો નહિ તેણે ડોળા ફાડી મીસ હેસતર તરફ જોયું એવી મતલબથી કે જે એકરાર તેણે વાંચ્યો હતો તે ખુદ રોઝલીનનોજ હતો કે? ઘડી ભર એ એકરારના સાચવટપણાં માટે તેને શક ઉપજયો પણ બીજજ પળે તે તેણે દુર કીધો. રોઝીના અક્ષર તે સારી રીતે ઓળખતો હતો. એટલે એ એકરાર ખુદ રોઝીના હાથેજ લખાયલો હતો એવી તેને મજબુત ખાત્રી થઇ. એ પળે તેનો ચેહરો હતો તે કરતાં વધુ ફિક્કો ફક પડી ગયો.

"દેવીદ, તારી આવી બીમારીમાં તને રોઝીથી નાઉમેદ કરવા માટે મને માફ કર. બોલ, કે તેં મને માફ કીધી. હું તારા ચેહરા ઉપરથી ખુલ્લી રીતે જોઇ શકુંછ. તારી તરફની રોઝીની આવી નાલેશી ભરી ચાલથી તારૂં જીગર જખમી થઇ ગયુંછ! પણ હું શું કરૂં! હું લાચાર છું!"

દેવીદ એક ઉંડો નીસાસો નાખી બોલ્યો, "હું રોઝીની ચાલચલન વધુ વાર યાદ કરી શકતો નથી. તે તે રોશન રોજ માફક મારી નજરમાંથી પસાર થઇ ગઇછ. અને મારી નજર આસપાસ અંધકાર ફરી વળ્યોછ! હું રોઝીને એ અંધકારમાં જોઇ શકતો નથી. હું તે ઓરતને જોવા માંગુંછ. હું રોઝીને કેવી રીતે શોધી કાહડી શકશ!"

હેસતર બેલે એકાદ બે કદમ પાછળ હટી પુછયું, "શું રોઝીની તારી તરફની આવી નાલેશીભરી ચાલ પછી તેણીને મળવા માંગેછ?"

"કાં નહિ? તેણીએ મને દગ્યોછ, પણ તેમાં હું તેણીનો વાંક જોઇ શકતો નથી. કેમકે તેણીએ જે ખોટું પગલું ભર્યું છે તે પોતાના એકપુરાં નિર્દોષ બચ્ચાંને ભુખે તલળતું નહિ જોઇ શકવાનું પરિણામ છે. હું અને તું રોઝીની જગો ઉપર હોઇએ તો આપણે પણ રોઝીથી બેહતર ચાલ ચલાવી શકયે નહિ."

"ઓ ખુદા!" હેસતર બેલ પોતાના મન સાથે બોલી, "ત્યારે શું મહેનત બરબાદ અને ગોનાહ લાજમ!"

તેણીએ ગુસ્સાથી પોતાની મુઠી વાળી અને તે થોડીક પળ વિચારમાં પડી. અંતે તેણીને એક વિચાર સુઝ પડયો અને તે આંખોના ભવાં ચડાવી બોલી:—

"સાંભળ અને ધુજ કે તારી રોઝીની બદમાશીની હદ કયાં છે? એ ઓરત પરણેલી છે એટલુંજ નહિ પણ એ ઓરતનો ખાવિંદ જીવતો છે."

"રોઝીનો ખાવિંદ જીવતો છે! ત્યારે શું રોઝીને હું કદી પણ પરણી શકનાર નથી? ઓ! ત્યારે મારી જીંદગી શું કમની? પણ મીસ હેસતર, હું માનતો નથી. તને ખોટી ખબર મળીછ. હું મારી નજરે રોઝીનો નસીબદાર ખાવિંદ જોવા માંગુંછ."

"હું તેને કાલે લાવીશ," હેસતર બેલે નાકનું ટીચકું ચહડાવી કબુલાત આપી.

બીજે દિવસે મીસ હેસતર બેલ દેવીદનાં બિછાના આગળ કબુલાત પ્રમાણે હાજર થઇ.

"રોઝીનો ખાવિંદ હાજર છે. તે તમારી સાથે વાત કરવાને આર્ઝુમંદ છે."

"બોલાવ તેને. હું તેને મળવા માંગુછ," દેવીદે એક ઉંડો નિસાસો નાખી જવાબ દીધો.

મીસ હેસ્તર બેલ બીમારના ઓરડામાંથી બાહેર ગઇ અને એક શખ્સને દેવીદનાં બિછાના આગલ લઇ આવી.

આ શખ્સ કોઇ જ નહિ, પણ હેલન હતો જેના કબજામાંથી હેસતર બેલ રોઝીની બેટીને નહસાડી લઇ ગઇ હતી.

તેણીએ મોટી લાલચ આપી હોતનને દેવીદ આગળ રોઝીના ખાવીંદ તરીકે રજુ કીધો, ત્યારે દેવીદની સ્થિતિ બહુજ દયાજનક થઇ પડી.

"તું કોણ છે?" હોતનને જોતાંજ દેવીદે સવાલ કીધો.

"હું રોઝેલીનનો ખાવિંદ છું. રોઝી મારી પરણેતર છે."

"તમારાં લગન થયાંછ?"

"હા."

"કયારે?"

"તે મને બરાબર યાદ નથી."

"હમણાં તારી પરણેતર કયાં છે?"

"તે મારી બેટી સાથે કોણ જાણે કહાં નાહસી ગઇછ!"

"રોઝી જાણેછ કે તું જીવતો છે?"

"નહિ, તે મને મુવેલો ધારતી હતી પણ હું મુવેલો પાછો ફુટી નિકળ્યોછ. હવે હું તેની શોધમાં નિકળુંછ."

"તું અહિં કયારે ફુટી નિકળ્યો?"

"આજેજ."

"આજેજ!" દેવીદ સર્પે ડંખ માર્યો હોય તેમ ચોંકીને બોલી ઉઠયો, "પણ મીસ બેલ તો મને ગઇ કાલે તારે માટે મને ખબર આપી હતી."

મીસ બેલ અને હોતને જોઇ લીધું કે કાચું કપાયું હતું.

મીસ બેલ કાંઇ ઠીંગડું મારવાની તૈયારીમાં હતી તેણીને દેવીદે અટકાવી કહ્યું, "બાનુ, મહેરબાની કરી એનેજ બોલવા દેઓ."

આટલું બોલી તેણે હોતન તરફ ફરી પુછ્યું, "તને ખબર છે કે રોઝીની એક બેહન મી છે?"

આ સવાલનો જવાબ શું આપવો તે હોતન સમજી નહિ શકવાથી અને કાંઇ વધુ છબરડો થતો અટકાવવાની મતલબથી તેણે હેસતર તરફ જોયું, પણ હેસતરના ચેહરા ઉપર દેવીદની નજર ઠરી રહી હતી. તેને હવે વેહમ પડવા માંડયો હતો. રોઝી પરણેલી હોવી જોઇએ એમ તે માનતો હતો પણ રોઝીનો ખાવીંદ તેની સાંમે ઉભેલો શખસ હોય એમ તે માની શકયો નહિ.

પણ એટલામાં દરવાજો એકદમ ઉઘડી ગયો અને ઓરત અંદર ધસી આવી. તેણીને જોતાંજ હોતન તથા હેસતર ધબરાઇ બે ચાર કદમ પાછળ હઠી ગયાં. તેમની આ હિલચાલ દેવીદ પામી ગયા વગર રહયો નહિ.

"કોણ મારી રોઝી!" દેવીદ એટલું બોલતાં એક છળાંગ સમેત બિછાના ઉપરથી બાહેર આવ્યો અને તેણે રોઝીને ગળે લગાડવાને સહેજબી આનાકાની કીધી નહિ. એ વેળાએ તેની નજર હોતન તરફજ હતી. તેણે જોયું કે હોતન પોતાની કહેવાતી પરણેતરને બીજાનાં પાસાંમાં જોઇ સહેજબી ગુસ્સે થયલો યા કચવાયલો જણાયો નહિ. તેની આ હિલચાલથી દેવીદની પુરી ખાત્રી થઇ કે રોઝીનો ખાવિંદ હોતન હતો નહિ.

## પ્રકરણ ૩૧ મું.

"રોઝી," દેવીદ બેહદ ઉશકેરાઇ બોલ્યો, "પેલા શખસ ઉપર તું નજર કર. તું એને ઓળખેછ?"

"હા, મને હવે સાચો એકરાર કરવા દો કે મારી મુર્ખાઇથી એ શખ્શના હું સંબંધમાં આવીછું," રોઝીએ સહેજ પણ ધબરાયાં વિના ખુલાસો કીધો.

"બોલ, રોઝી એ તારો ખવિંદ નથી," દેવીદે વધુ અને વધુ ઉશકેરાઇ સવાલ કીધો.

"મારો ખાવિંદ!" રોઝી ચમકીને બોલી, "હા જોકે હું કબુલ કરૂંછ કે હું કુંવારી નહિ પણ પરણેલી છું પણ મારા ખવિંદ કાંઇ છેજ નહિ. મારો ખાવીંદ મરણ પામ્યોછ."

"ઓ ખુદા!" હોતન અને હેસતર તરફ ફરી દેવીદ પોકારી ઉઠયો," આ કેવી બદમાશી! હું તુરત પોલીસને ખબર આપી બંનેના મુસકા ટાટ કરાવુંછ!"

આ સાંભળી તુરતંજ હોતન ધબરાઇ ગયો, અને તેણે સાચો એકરાર કરી દીધો. આ સાંભળતાંજ હેસતર બેલ દેવીદના પગ આગળ પડી અને તેણીએ માફી માટે મીનતજારી કીધી. આ મીનતજારી રોઝી સુચનાથી દેવીદે કબુલ કીધી.

× × ×

પ્રિય વાંચનાર, આ વાર્તા હવે વધુ લંબાવવાની જરૂર નથી. હેસતર બેલ રોઝીની દોલતની માલેક થઇ છે. રોઝીને પોતાના કાકા જોનની દોલતની કશી જરૂર રહી નથી. તેણીને માટે દેવીદની દોલત પુરતી છે. દોલત કરતાં તેણીને દેવીદનો સાચો પ્યાર બહુજ કીમતી થઇ પડયો છે. ખુશાલી જ્યારે આવે છે ત્યારે ચોમેરથી આવે છે. દોરા પણ રોઝીને હાથ લાગી છે. મીસીસ માઇલસે જે કમનસીબ ઓરતે અકસ્માત થવાથી પોતાની યાદદાસ્ત શકિત ગુમાવવાની રોઝેલીનને ખબર આપી હતી તેજ દોરા હતી. રોઝીને પોતાની બેહન દોરા દેવીદનીજ કોશેશથી મળવા પામી છે.

દેવીદ અને રોઝી ધણી ધણીયાણી તરીકે ઠર પડયાં છે.

સમાપ્ત.

# બાનુંઓનો બાગ.

લખનાર—સહનશીલ સખી.

**એક દેશભકત વનિતા.** મી. અને મિસિસ ગાંધીને મુંબઇમાં જે અસાધારણ આવકાર મળ્યો છે, તે લાયકને લાયક માન મળ્યું છે; અને વિશેષ કરીને મિસિસ ગાંધી માટે હું મગરૂર છું; મુખ્ય કરીને મિસિસ ગાંધીએ જે દેશ સેવા બજાવી છે ફકત તેજ માટે નહિ; પણ એક વફાદાર વનિતા તરિકે જે વિપત્તિઓ આ શુરવિર સ્ત્રિએ પોતાનાં ખાવિંદને ખાતર વેઠી છે તે માટે. અને તે પ્રત્યેક પત્નીને માટે ધડો લેવા જોગ છે

મિસિસ ગાંધીએ એક પતિવ્રતા સ્ત્રી તરિકે પતિની પડખે રહી જેલમાં જવાની જરૂર જોઇ છે; અને કેદખાનાનાં સંકટો ખુશીથી સહન કર્યા છે. એવા દાખલાઓ આપણને બીજી કોમમાંથી મળે; પણ હું નહિ ધારતી કે દેશ-સેવા ખાતર એક ભરથારની ભાગ્યણ બની, તેની સાથે બંદીખાને જવા કોઇ પારસણ, જો જરૂર પડે તો, આજના જમાનામાં, જેલમાં જવા તૈયાર થાય! મિસિસ ગાંધીને જે માન મળ્યું છે, તે જોઇ કેટલાંક પારસી બાનુંઓ મનમાં મગન થયાં હશે ને ઘણાંઓએ ઇચ્છયું હશે કે "અમોનેબી એવું માન ભવિષ્યમાં મળે!" પણ—પણ મને શક છે, કે તેજ વેળાએ, મિસીસ ગાંધીએ ખમેલાં કષ્ટો માથે લેવાની તેઓમાં સહન-શકિત હોય! પરણીને ધણી સાથે દેશાવર જઇ આસાનીથી ને સુખ-ચેનથી વસવાનાં કારણને લીધે પણ કેટલીક પારસી કન્યાઓ વા તેઓનાં મા-બાપ લગ્ન માટે ના કહે છે. કાંવ? કારણ, "દિકરીને નજર આગળથી દૂર કરવી નહિ;" જો કે દેશાવરમાં મહીરાં કરતાં ને મુંબઇ કરતાં સેંકડો જાતનું સુખ—સગવડ હોય; તોપણ દિકરીને કુંવારી રાખશે; પણ દેશાવરને આપશે, યા ખ્યાલી આપદ કાંદાંણી!! ખોટી ધારનીને લીધે પરણાવશે નહિ. તો પછી મિસિસ ગાંધી જેવી સ્ત્રીઓ આપણા પારસીઓનાં તે કયાંથી જડે? વળી પરણેલી સ્ત્રીઓ પતિ સાથે તેનાં ધંધા અર્થે પણ તેના સાથે દેશાવર જવા નાખુશ હોય છે; ને મહીરાંમાંજ સબડયા કરી તાણા-તપેલાના ટુકડા ખાવા તૈયાર થાય છે, તો પછી મિસિસ ગાંધી જેવા માન-પાન ને વખાણ તે કયાં મળે!

હું હિંમતથી કહછું કે "રામ ને સીતા"ની કથાથી કેવળ પોણો પારસી લોકો બીનમાહિતગાર છે હું ઇચ્છું છું કે કોઇ હિંદુ સાક્ષર આ કથાને ટુંકમાં ગુજરાતીમાં છપાવી તેનો ઓહોળો પ્રસાર છુટથી કરે કે જેથી ઘણી પારસી બાનુંઓને તે પરથી બોધ મળે!

ભરથારની ભાગ્યણ બની, માત્ર સુખનોજ ખ્યાલ મન અને જીગરમાં રાખી, તેની વિપત્તિનાં વખતમાં વિયોગ રાખનારી ભામિની, મિસિસ ગાંધીની પંકિતપર, કયાંથી આવી શકે? ફકત મિસિસ ગાંધી જેવા સ્વાર્થને ઠોકરે મારનાર અને સ્વભોગ આપનારા આત્માઓજ તેમ કરી શકે.

મિસિસ ગાંધીને જે માન મળ્યું છે, તે તેમની સબુરીનો બદલો મળયો છે એમ કહી શકાય. ખાવિંદ સાથે તન-મન-ધનનાં ભોગે, દેશે દેશ ફરીને, દેશ-સેવા ખાતર અનેક વિપત્તિઓમાં પિંટળાવું, એ માત્ર પતિવ્રતા કુલાંગનાનુંજ કાર્ય હોય છે. સૃષ્ટિમાં સઘળી સ્ત્રીઓની સરજતમાં તવારિખમાં અમર રહી જવાની કીર્તિ હોતી નથી. એવી મહીલાઓ આ જગતમાં જવલેજ જન્મે છે અને તેઓ પોતાની સુકીર્તિથી સદા કાળ જીવતી રહે છે; આવી અબળાઓમાં એક મિસિસ ગાંધીનો ઉમેરો થયલો જોઇ, આપણે આનંદ પામીએ છીયે.

હું ઇચ્છું છું કે સુશીલ મિસિસ ગાંધીનો સુબોધ પારસી સ્ત્રીઓ માટે એક દ્રષ્ટાંત રૂપે રહે!

મિસિસ ગાંધી! તમારાં સુકૃત્યોથી તમે સદા જીવતાંજ છો, અને રહેશો. જે માન-પાન-વખાણ મેળવતા તમે આજે ભાગ્યશાળી થયાં છો, તે તમારા ઉત્તમ પ્રકૃતિવાળા પ્રખ્યાત પતિના પ્રતાપ સમજવા; કે જેમના વિના તમે આજે આટલી પ્રખ્યાતિ મેળવતા ભાગ્યશાળી થાત નહિ.

આવી જાતની સુશીલ ને પતિને અર્પેલું થયલી સ્ત્રીઓથી પારસી કોમ દીપી નિકળે એવું ઇચ્છું છું!

મિસિસ ગાંધી! ધન્ય છે તમારી ધીરજ ને! તમારાં સહનશીલપણાંને! પરમેશ્વર તમારી પડખે રહે અને તમારી કીર્તિ, તવારખમાં આવતી ઓલાદ માટે એક ઉત્તમ નમુનો રજુ કરે! તથાસ્તુ!



# બાળકોને બરનું.

## પ્રભાતનો પાઠ ૨ જો.

### તાબેદારી.

મારા વ્હાલાં બાળકો,

તમો સનમુખ ગીએ મહીને જે સુંદર વાર્તા રજુ કીધી હતી તેની ઉપર તમોએ જરૂર મનન કીધું હશે એવી ઉમેદ છે. જીંદગી બે તરાહની છે: બાહેરની અને આતેનની. હાલ તમો જે જીંદગી નીરદોશતામાં ગુજારોછો તે બાહેરની રસીલી મોજીલી જીંદગી છે પણ જ્યારે તમો મોટાં થશો ને જ્યારે તમારી ઉપર સંસારના સુખ દુ:ખો આવી પડશે તે વેળા જે તમો જીંદગી ગુજારશો તે હમનાના કરતાં તદન જુદીજ આલમ પડશે; પણ યાદ રાખજો કે તમારી જીંદગીના હવે પછીના જે વરસોમાં જીંદગી તમો પસાર કરનાર છો તેનો સઘળો આધાર તમો હાલમાં કેવી જીંદગી ગુજારોછો તેની ઉપર છે. જાતીભોગ, તાબેદારી, સચ્ચાઇ ને ઉદ્યોગ એ ચાર મ્હાન સદગુણો છે જે તમારી હાલની નાનકડી જીંદગીમાં ખીલવવાના છે કે જેથી તમારી મોટી ઉમરમાં મોટી ને જાહેર જીંદગીમાં તમોને વધારે ખુશબોદાર ને ખીલતાં બનાવી શકશે. જાતી ભોગ વીશે મેં તમોને ગીયે મહીને કંઇક કહયુ હતું. આ હફતે તાબેદારી ઉપર કંઇક બોલીશ.

તાબેદારી એ એક એવો સદગુણ છે જેના પાળનમાં તમારી જીંદગીનું તમામ સાર્થક છે.

તાબેદારી તમારા વ્હાલા માત-પીતાની, તાબેદારી તમારા ગુરૂ શીક્ષકની, તાબેદારી કુદરતના તમામ કાયદાઓની. આ જીંદગીમાં જેઓએ તમને જન્મ આપ્યો, જે વ્હાલાં માત-પીતાએ તમોને આ ધરતી ઉપર ઉધાર્યા ઉછેર્યાં તેઓ પોતાની વૃધ ઉમરથી તમારાં કરતાં હજારો દરજ્જે વધારે ઉપ્યોગી અને અનુભવી છે. તેઓની જીંદગીનુ ઉપ્યોગીપણુ અને તેઓના ભલા અનુભવનુ આચરણ તમોએ ત્યારે ગ્રહન કીધેલું કેહવાશે જ્યારે તમો તમારી જીંદગીના દરેક તબકકામાં તેઓને તાબે થઇને ચાલશો. નાફરમાનીએ કોઇને સુખ આપ્યું નથી ને આપશે નહિં. જો તમારાં માત-પીતાને તમો નાફરમાન નીવડશો, જો તેઓની રૂડી સલાહનો અનાદર કરી તમારીજ મરજીનું છુતાપણુ વાપરી ગેરવર્તનુક તમો ચલાવશો તો કુદરત તેનો ગેબી ફટકો માર્યા વીના રહેશે નહી માટે મ્હારા વ્હાલાં બાળકો એ બાબદમાં તમો ઘણાંજ સાવચેત રહેજો.

માત-પીતાની અને વડીલ ભાઇ બહેનોની તરફ તાબેદારીથી વર્તવા ઉપરાંત તમારા શીક્ષક અને ગુરૂ તરફ વફાદારી ભરી તાબેદારીથી તમારૂં સર હર હમેશ નમાવતું રાખજો. જ્યારે માતપીતાએ આ સ્થળ દેહમાં તમને જન્મ આપ્યો અને આ દુનિયામાં લઇ આવ્યા ત્યારે તમારો શીક્ષક અને ગુરૂ તમોને આ દુનિયાના કાયદાઓથી માહીતગાર કરશે અને ગ્નાનની રોશનીથી તમારી જીંદગીને ચળકતી કરશે. તમારો શીક્ષક તે તમારી જીંદગીનો રાહબર છે અને તેઓના શીક્ષણોની ઉપર તાબેદારીથી અમલ કરવામાંજ તમારી જીંદગીની ફતેહ છે પણ સઉથી વધારે મજબુત તાબેદારીમાં તો આપણુ સર્વને કુદરતના કાયદાઓનેજ આધીન થવાનું છે. જ્યારે તમો તમારા માતપીતાના ફરમાનને તાબે થઇને જીવશો અને તમારા ભલા ગુરૂના કહયાસર ચાલશો તો વધતી જતી ઉમર સાથે કુદરતના ગેબી ને ભેદ ભર્યાં કાયદાઓનુ તમને વધારેને વધારે ગ્નાન થશે અને તમારી જીંદગી વધારે સાદમાન ને સુખી થશે.

લ. તમારો હમેશનો ભલુ ઇચ્છનાર,

મોટાબાવા.

# કિર્તીની ટોંચ.

## (એક ટુંકી વારતા.)

લખનાર—'રફીક'

પોતે અને પોતાની ભવિષ્યની ધણીયાંની માટે બાંધેલાં સુંદર ઘરમાંથી નીકળી આજે નવેમ્બર મહીનાની કકડતી ઠંડીની સહવારે જ્યારે જોન પરસી ચાલ્યો જતો હતો ત્યારે તે ખુશાલીથી એટલો ફુલીફાલી ગયો હતો કે જાણે તે જમીનપરને બદલે હવામાં ચાલતો હોય તેમ લાગતું હતું.

તેમ કરતાં તે એક ઢળાવ ચઢીને ટેકરીપર આવ્યો કે જ્યાં પોતાના બંન્ને હાથો કોટના બે ગજવાંમાં ખોસી મજેહથી નીચાણમાં આવેલાં રમકડાં જેવાં આખાં એશમીન્સટર ગામને નિહાળતો તે ઉભો.

એમ ઉભો હતો તે વખતે તેની આખી કારકીરદી જે ઘણી ગરીબ અવસ્થામાંથી શુરૂ થઇ હતી તે તેની સામે આવીને સીનેમેટોગ્રાફના પડદા ઉપર પડતા દેખાવની માફક ઉભી રહી. અને આજે? આજે તે એશમીનસટરનાં લોકોના બેહદ સંતોષ અને શાબાસી વચ્ચે તે ગામનો મેયર થઇને ત્યાં આખાં ગામને નિહાળતો ઉભો હતો.

તે આખાં ગામને ટીકતો ઉભો હતો તે વખતે તેને યાદ થઇ કે એક ગરીબ વિધવાનો તે એક પુરો દીકરો હતો અને ગરીબ નાવારેસનાં બચ્ચાં તરીકે ત્યાંની સ્કુલમાં તેને મુફત દાખલ કરવામાં આવ્યો હતો. પોતાનાં બચ્ચાંને એમ કોઇ પરગજુની સખાવતથી શીખવા બેઠેલો જોઇ તેની માયની આંખમાં હરખનાં આંસું આવી ગયાં, કેમકે તેણીને તેણીની જીવતી જીદગીમાં મોટો અફસોસ એ હતો કે ગરીબીને લીધે તેણી પોતાનાં ફરજંદને કશીબી કેળવણી લીધા વગરનો મુકીને રખે તે મરી જાય.

જે તે મા દીકરાને ઓળખતાં હતાં તેઓ તે સુદીને ખાતરી આપતાં હતાં કે તેણીનો જોન જો જીવશે અને શીખવાપર ધ્યાન આપશે તો તેણીનો દાહાડો ફરી જતાં વાર લાગશે નહીં અને તેણે તે બધાંઓની અટકલ પ્રમણે શીખવાપર ધ્યાન આપ્યું ખરૂં અને કેળવણી પુરી કરી બુઢા સ્કીપ્પી વકીલને ત્યાં તે નોકરી રહ્યો. તે તે નોકરીમાં પોતાની જાતી હુસ્યારીથી વધતો ગયો, તે એટલે સુધી કે તે સખાવની તબેહના બુઢા વકીલે પોતાનાં મરણની થોડુંક આગમજ તેને પોતાનો ભાગ્યો બનાવ્યો! અને તે વકીલનાં મરણ પછી સ્કીપ્પી વકીલની આફીસ તે જોન પરસી સોલીસ્ટરની ઑફીસ દાખલ ઓળખાવા લાગી.

એ મુજબ જોન પરસી આગળ આગળ વધતોજ ગયો અને જ્યારે તેની એકવારની ગરીબ બુઢી મા મરણ પામી તે વખતે તે પોતાના ધનવાન દીકરા સાથે સુખની રેલછેલમાં પોતાને રહેતી જોવાનો તેણીને સંતોષ થયો હતો.

હાલ તેની ઉમર ૪૫ વર્ષની હતી, અને તેણે નાણુંબી સારૂં પેદા કીધું હતું; તે વળી તે ગામડાંનો મેયર થયો હતો. અને પોતે પોતાની ભવિષ્યની પરણેતર તરીકે તેણે પોતાનાં મનમાં જેને ધારી રાખી હતી તેને પરણનાર હતો. ત્યારે આજે આપણે જ્યારે તેને પોતાની માલેકીનાં સુંદર ઘરમાંથી નીકળી ટેકડી ઉપર ઉભેલો જોઇયે છીયે, ત્યારે તેના ચ્હેરાપર જે ખુશાલી પ્રગટી રહી છે તે તે દોલતમંદ બન્યો હતો તે કારણે નહતી, કેમ કે દોલતની તો તેને હવે ગોયા આદતજ થઇ ગઇ હતી, તેને તેની હાલતની કશી નવાઇ નહતી, પણ તે મારસ્યા કેટનો ધણી થનાર હતો તેથી તેનો ચ્હેરો ખુશીથી ઉભરપુર જતો હતો.

વાંચનાર પુછશે કે કાંય? તેમાં એવું શું મોટું હતું? હા, મારસ્યાના ધણી થવામાં ખરેખર તેને મન

સેનો એક મહત્વજ હતું, કેમકે, મારસ્પા જેવી નામીચી ખુબસુરતી તેને મળશે એમ જોન પરસીને સ્વપ્ને વટીક ખ્યાલ નહતો.

કેટનું ખાનદાન ઘણું નામીચું અને દોલતમંદ હતું અને જવાનીમાં જો કોઇ તેનું ભવિષ્ય ભાખી. તેને એમ કહેતે કે આગળ ચાલતાં તે મારસ્પા કેટનો ખુશનસીબ ધણી થશે તો તેની તે ભવિષ્ય વાણીને તે પોતેજ હસી કાઢતે અને જ્યારે તે વખત આજે આવ્યો હતો ત્યારે તેનું હૈયું ખુશાલીથી છલાછલ થાય તેમાં કંઇ નવાઇ હતી?

તે બે વચ્ચે વીસ વર્ષનો અંતર હતો, પણ જોન પરસી પોતાની ઉંમર છતાં તંદુરસ્તી એવી સાચવી શકયો હતો કે કોઇ તેને ભાગ્યેજ ત્રીસની ઉપરનો જવાન સમજી શકે.

"સાહેબજી, મી. મેયર"

,ના સુમ્મી પોતાના ખુશ વિચારોમાંથી ચોંકીને સજા-
જીંદગી ગુજારશાછ ? ફરીને તેણે જોયું તો તેની નજર
માલમ પડશે; પણ થોડેનાર એક ગૃહસ્થપર પડી; તે
હવે પછીના જે વરસોમાં ઘે જતા ઘરથી નીકળ્યો હતો
છે। તેનો સઘળો આધાર તમો તમારો તો કાંઇ
ગુજારોછો તેની ઉપર છે. જાતીભોગ, ૫, ,,
ને ઉદ્યોગ એ ચાર મ્હાન સદગુણો છે જે ત. જે તો દીસે
નાનકડી જીંદગીમાં ખીલવવાના છે કે જે.
મોટી ઉમરમાં મોટી ને જાહેર જીંદગીમાં તમોને કાંઇ ?"
ખુશબોદાર ને ખીલતાં બનાવી શકશે. જાતી ભોગ વીશે મેં તમોને ગીયે મહીને કંઇક કહયું હતું. આ હફતે તાબેદારી ઉપર કંઇક બોલીશ.

તાબેદારી એ એક એવો સદગુણ છે જેના પાળનમાં તમારી જીંદગીનું તમામ સાર્થક છે.

તાબેદારી તમારા વ્હાલા માત-પીતાની, તાબેદારી તમારા ગુરૂ શીક્ષકની, તાબેદારી કુદરતના તમામ કાયદાઓની. આ જીંદગીમાં જેઓએ તમને જન્મ આપ્યો, જે વ્હાલાં માત-પીતાએ તમોને આ ધરતી ઉપર ઉંધાર્યા ઉછેર્યા તેઓ પોતાની વૃધ ઉમરથી તમારાં કરતાં હજારો દરજ્જે વધારે ઉપયોગી અને અનુભવી છે, તેઓની જીંદગીનુ ઉપયોગીપણુ અને તેઓના ભલા

તમેબી જે નિયમ હંમેશ ચાલતો આયોછ તેનેજ વળગી રહેશો કે?"

"તે શું?"

"નવો થયલો મેયર તેની સામે જે પ્હેલો બંધવો આવે તેને છોડી મુકે એવો નિયમ ચાલતો આવેલો છે તે તમે જાણોછ કેની?"

"હા, તેનો જાણીતી બીના છે, હું જાણું કે કાંઇ વળી બીજો નવો નીયમ હોસે."

એમ કરતાં તેઓ ગામમાં આવ્યા અને રસ્તામાંથી પસાર થતાં બધાં લોકોએ પોતાના નવા મેયરને હસી હસીને સાહેબજી કીધી અને કોઇ વધુ અતરંગવાળાઓએ તેને શેકહેન્ડ કરી માન આપ્યું.

"જુવો ખરી મોટાઇ શું છે તે તમે આજે જાણોછ. પ્રમાણીકપણે મેળવેલી મોટાઇ બધે દુન્યાની વાખવાણી મેળવેછ, અને—પણ પેલો એપલબી તમુને હાથ કરી બોલાવેછ."

મી૦ પરસીએ તે તરફ જોયું અને એપલબી જે પણ એક વકીલ હતોઅને તે ઉપરાંત મેયરનો તેના ઓધ્ધાની રૂહે કલાર્ક હતો તેની આગળ તે ગયો.

"સાહેબજી, મી૦ પરસી, તો આરીસમાં જોવો તે આગમજ તમારી સાથે હું વાત કરવા તડપી રહેલ હતો; તમે પેલી ખબર સાંભળી કે?"

એપલબી પોતાનાં પાટલુનનાં ગજવામાં હાથ નાંખી તેમાં કાંઇ પૈસા હશે તે ખખુખણાવતો બોલ્યો.

"ઘણી દલગીરીની વાત છે કે આજે પ્હેલેજ
તમારા ...જોગ બનવા પામ્યોછ, કેમકે ગુનેહગાર
તેઓના શીક્ષણોના રી આગળ પુરૂા રજુ કરવામ
માંજ તમારી જીંદગી નહીં. હું પેલા મારટીન ઉડને
મજબુત તાબેદારીમાં અંહી આયોછ જો!"
કાયદાઓનેજ આધીન થ મી૦ પરસી પેલા એપલબીને
માતપીતાના ફરમાનને તાબે
ભલા ગુરૂના કહયાસર ચાલશે જે સ્ટીપલી ચરીકની
સાથે કુદરતના ગેબી ને ભેદ ભર્યા
વધારેને વધારે જ્ઞાન થશે અને ત
સાદમાન ને સુખી થશે. હું કહુંછ કે એ ઘણી
લ. તમારો હમેશનો ના વચ્ચે નાહાસી ગયો

પરસી જે આ સાંભળી ફીકકોફચ મારી ગયો હતો, તેણે જાણે તે વાત તેને ખબર નહીં હોય તેમ ડોકું ધુણાવ્યું.

"તેને–તેને વખત એટલો લાંબો થયો કે–કે—"

"હા, બરાબર. તે વાતને લગભગ પચીસ વર્ષ થયાં; લેવોની તે વાત તમે ભુલી ગયા હોવ તો હું તમુને યાદ દેવડાઉં. તમને એટલું તો યાદ હોશે કેની કે માર્ટીનઉડ તમે અને સીમસન જે હાલ તમારો પોતાનો કલાર્ક છે તેઓ મરનાર સ્કીપસી વકીલની આફીસમાં સાથે હતા. સ્કીપ્સીના પોતાના ઓરડામાંતી એક કબાટનાં ખાનાંમાંથી ગીણી ૧૦૦ ની રકમ ચોરાઇ અને તે ચોરવાનો વાંક માર્ટીન ઉડને ગળે ઓળવાયો અને તે વાંક પુરવાર થતાં તેને સેશન્સ જડજે એક લાંબી મુદતની ટેપ મારી, એ બધું તમને યાદ છે?"

"હા, હા મને યાદ છે!"

"ત્યારે તમને એબી ખબર હશે કે તેને પોતાની ટેપ ભોગવવા અતરેથી લઇ જતી વખતે તે કમનસીબ કંગાળ નાહસી ગયો હતો અને તે દીનથી તે ગઇ કાલ તાલક તેનો કશોજ પતો હતો નહીં."

"હા–હા–ને આજે તે કયાંછે?"

"તેને મોઢેજ તે મેં વાત સાંભળી, કેમ કે તેણે મને આજે એક પોલીસ સીપાઇ પાસે તેડવા મોકળ્યો અને મારી આગળ અંહીંથી છટકી ગયા પછીની બધી વાત કહી, જે એમ છે કે અંહીંથી નાસી ગીયા પછી તે કેનેડા તરફ નીકળી ગયો અને ત્યાં પ્રમાણીક મેહેનત કરી ખુબ કમાયો, પરણ્યો અને તેને ત્યાં આજે મજેહનાં ખુબસુરત બચ્ચાંઓબી છે. તે પોતાની સાથે પોતાની એક ગુલાબ જેવી દીકરીને લઇને અંહીં આયોછ"

"ત્યાર હવે?"

"હવે શું? હવે થાય તે ખરૂં? એમ માલમ પડેછ કે આજ બે ત્રણ મહીના થયા તેનું મન બસ અંહીંજ આવવા લાગી રહ્યું હતું અને પોતે જાણેછ કે તેનાં મનના એ ધખારામાં સાફ ઘેલાપણું હતું, પણ તેને એમ વિશ્વાસ ઘણો હતો કે તેણે રાખેલી દાઢીથી અને તેનામાં થયલા ફેર ફારથી તે આગળના માર્ટીન ઉડ દાખલ ઓળખાવો મુશકેલ થઇ પડશે. હવે તમને ખબર હશે કે તેનાં માય બાપ અને બીજા સગાંઓની કબર અંહીંનાં દેવળમાં છે; ત્યાં બીચારો તે ગયો હશે અને કેહો ઇન્સપેકટર મારશલ જે ઉડના કેસની વખતે કાનસતેબલ હતો અને જેણેજ ઉડને પકડેલો. તેના જોવામાં તે ત્યાં આવ્યો અને તેને ઓળખ્યો. ઉડ અને તેની દીકરી જે પણ તેની સાથે દેવળમાં આવી હતી તેઓની પુઠે પુઠે મારશલ તેઓનાં હોતેલ તરફ ગયો અને તે માર્ટીનઉડજ હતો અને તે હોતેલમાંજ ઉતરેલો હતો એવી ખાતરી કરી લઇ પોલીસની મદદથી તેને પકડયો. તે હાલ તાઉનહોલમાં કેદમાં છે અને તેને આજે તમારી સનમુખ ઉભો કરવાનો છે"

"ત્યારે તે છોકરી બીચારી હાલ કયાં છે?"

"તેની આગળ મારી બૈરીને મેં મોકળીછ; ગરીબ બીચારી તે બાળા! ઉડે ખરેખર અહીં આવવામાં સર્વાંમ મુરખાઇ કીધીછ; તમે જાણોછ કે ની તેને મારેલી ટેપનો એક દાહાડોબી તેણે નહીં ભરેલો હોનાથી તે જેમની તેમ ઉભેલી છે?" પરસીએ 'હા' કહી અને તેણે સાંભળેલી આ હકીકતથી તે ઘણોજ દુઃખી થયો હોય તેમ લાગ્યો.

"વારૂં એ વાત બાહાર આવીછ કે?"

"એવી વાત એશમીન્સટરમાં કાંઇ છુપી રહે?" ઍપલબી હસીને બોલ્યો. "એ વાત બધે શેહેરમાં ફેલાઇ ગઇછ; આજે હમણાં તમે મેજીસ્ટ્રેટોની કુસ બેન્ચના પ્રમુખ તરીકે બીરાજશો?"

"હું ધારૂંછ કે એ કેસ પોકરાય તેની અગાઉ તેના સંબંધમાં અમે કેવાં પગલાં લેવાં તે બાબે અમે બધા મેજીસ્ટ્રેટો વિચાર ચલાવ્યે તો ઠીક". પરસી બોલ્યો "કેમ કે કદાચ—"

"તમારીથી કશું–કાંઇજ થઇ શકે નહીં; તમારે કાંઇ તેની તપાસ કરવાની નથી, તેની તપાસ તો થઇ ચુકી છે અને હવે તો જે સજામાંથી તે છટકીને નાહાઠો હતો તેજ સજા તેને ભોગવવા પાછો જેલમાં મોકળવાનું માત્ર તમારૂં કામ છે, વંધારે કમનસીબી તો એ છે કે આજે તમારી સનમુખ પ્હેલો લાવવાને બીજા નાના ગુનાહનો કેસ કોઇ નથી."

પરસીએ પોતાનું ઘડયાલ કાઢીને જોયું અને તે બોલ્યો. "ઠીક ત્યારે, હું હવે મારી આફીસમાં જાઉંછ. ટાઉનહૉલમાં તમુને મળીશ. તમારાં ધણીયાણી બીચારી ઉડની છોકરી આગળ છે તે ઠીકજ છે. ભલો માણસ, ત્યાં આયોજ શું કામ?"

પરસી પોતાની આફીસમાં ગયો અને હંમેશાં તે પોતાના રૂમમાં દાખલ થઇ ઘંટ વજાડી પોતાના મેને-જીંગ કલાર્કને બોલાવતો હતો પણ આજે તેણે તેમ કીધું નહીં અને પોતે પ્હેરેલા ફ્રેક કોટ તોપી અને હાથનાં મોજાં કાઢયા વગરજ વીચારમાં ને વિચારમાં તે પોતાની ટેબલ આગલ જઇ બેઠો.

તે એમ એકાંત વિચારમાં બેઠો હતો, તેટલાં તેનાં બંધ બારણાં પર ટકોરા પડયા અને અંદર આવવાનો હુકમ મેળવવાની વાટ જોયા વગર તેનો કલાર્ક સીમસન પોતેજ અંદર આવ્યો.

સીમસનની આ બેહાધથી પરસી વકીલ ગુસ્સાથી લાલ ચોળ થઇ ગયો.

"કેમ તું અંદર આયો? મેં કાંઇ હજી તુંને તેડયો નથી. જા બાહાર, તુંને તેડું ત્યારે આવજે"

પણ સીમસનની મરજી બાહાર જવાની હતીજ નહીં, એટલે પોતાના શેઠના હુકમને માન આપ્યાને બદલે તે તો તેની સામે અદબવાળીને ઉભોજ રહયો, અને પરસીને તેનો દેખાવ જાણે ચળયું પકડવા આવેલાં ગરૂડ પક્ષી જેવો લાગ્યો.

"કેમ? તુ શું માંગેછ? જા, હું તુંને બોલાવું ત્યારે આવજે"

"તમારી સાથે મારે વાત કરવી છે."

"તારી વાત ખાનગી હોય તો હાલ ઉતાવળ શું છે? હું હમણાં કામમાં છેઉ પછી બધું—'

"નહીં, તે વાત મારી પોતાની અંગત નથી; તે ખાનગી છે ખરી, પણ જેમ તે સાથે મને લાગેછ વળગેછ તેમ તે તમનેબી લાગતી વળગતી છે" એમ કહી તે વકીલ સાહેબની સામે એક ખુરસીપર તે ગોઠવાયો.

"મારટીનઉડ પાછો પકડાયોછ તેતો તમે સાંભળ્યું હેસે? પણ હા, મેં તમને મી૰ એપલબી સાથે વાતે જોયા તે પરથીજ મેં જાણ્યું કે તમે એ વાત જાણી હેસે."

"વારૂં, તેનું શું?"

"આજેજ તે બનાવ બન્યોછ એ સૌની તેમજ મારીબી દલગીરી છે; પણ એક વાતે હું ખુશ છું કે તે બીચારાને નિરદોષ જાહેર કરવાની એક તક મારા હાથમાં આવી છે."

પરસી જે આટલોવાર પોતાની સામે પડેલાં બ્લૉટીંગ પૅડ તરફ ટીકનો બેઠો હતો તે હવે ચોંકીને પોતાની સામે બેઠેલાને ટગર ટગર જોવા પડયો.

મારટીન ઉડનું નિરદોષપણું? તે કેમ?" તેણે સીમસન તરફ ડોળા ઘુરકીને પુછ્યું.

"તેનો ગુનાહ તમારે ગળે ઓળવીને" સીમસન મોહ ડાવકું રાખી બોલ્યો.

એક મીનીટ સુધી પરસી પોતાની સામે બેઠેલા સીમસન તરફ ટીકતો ચુપ બેઠો; તે જાણે એક સેતાનના કબજામાં આવી ગયો હોય તેમ તેને લાગ્યું. તુરત તે છલાંગ મારીને ઉઠયો અને સીમસનને તેના કોટના કૉલરમાંથી ધરી બાહાર ખેંચી લાવ્યો અને પોતાનો ફ્રૉક કોટ તોપી અને હાથનાં મોજાં ખેંચી કાઢી તે એક ગમ ફેંકયાં અને તેની સાથે 'ફાઇટ' કરવાનો હોય તેમ તૈયાર ટટણુખાર થઇને ઉભો.

"ચાલ, તારે જે કહેવું હોય તે કહે, તું શું માંગેછ?"

"ખુશીથી; હું એમ કેહુંછ કે હું તે સાબેત કરી શકીશ કે પેલી સો ગીની મારટીન ઉડે નહીં પણ તમે ચોરી હતી!"

"ને તારી સાબેતી શું છે?"

સીમસન હસ્યો અને એક કબાટ તરફ આંગળી કરીને તેણે બતાવી અને તે બોલ્યો.—

"આજે પચીસ વર્ષ થયાં આય રૂમમાં કશો ફેરફાર થયો નથી; પાસેના રૂમમાંથી આ રૂમમાં શું બનેછ તે બધું દેખાયછ એ વાત તમે ભુલીતો નહીં ગયા હશો; મી૰ જોન પરસી, મેં પોતે તમને તે ગીનીઓ લેતાં નજરો નજર જોયા હતા."

જોન પરસી તેની સામે ટીકતોજ ઉભો.

"જુવો, તમને તે વાતની યાદ નહીં આવતી હોય તો સેઓ હું તમારી યાદ દાસ્ત તાજી કરૂં અને ત્યારે તમે જોશો કે તમારી મુંડી મારા હાથમાં કેવી છે; ત્યાં આપણે ત્રણ જન હતાઃ તમે ઉડ અને હું, જેઓમાં મારો દરજ્જો વડો હતો, અને તમે સ્કીપ્પી સાહેબનાં માનીતા હતા; ઉડ જેમ માનીતો ન હતો તેમ અણુ-માનીતો બી ન હતો અને વડો હું હતો એટલે ઘસડ બોરેણી મારે હસ્તક વધુ હતો. એક બપોરે આપણને આપણાં કુલને સો ગીની આપવાની હતી; જેને તે પૈસા બધાજ સોનાનાં ચલણમાં જોઇતા હતા. હું એક કેનવાસની થેલીમાં તે પૈસા બેંકમાંથી લાવ્યો. મેં તે તેને ઠેકાણે મુકયા તે અગાઉ આપણ ત્રણેએ તે ગણી જોયા. પેલું કુલ પૈસા લેવા આવ્યુંજ નહીં. હું આફીસમાંથી ગયો એટલે તમો બધાએ જાણ્યું કે હું ગયો અને તમે અને ઉડ આફીસમાંજ રહ્યા; બાદ, ઉડબી ગયો પણ તેને કાંઈ 'એકસ્ટ્રા' કામ કરવાનું હશે તે તેને જમીને પાછું આફીસમાં આવવાનું હતું. હવે તમો એકલાજ રહ્યા એટલે તે એકાંતવાસનો લાભ લઇ તમે બાપ ઓરડામાં આવ્યા અને પેલી કબાટનાં ખાણાંમાંથી તે પૈસા તમે લીધા, જે મેં બાપ પાસેના ઓરડામાંથી નજરો નજર જોયું."

ત્યાં તે દમ ખાવા થોભ્યો અને પાછું તેણે બોલવું શુરૂ કર્યું.—

"મારે કબુલ કરવું જોઇયે કે ઉડ પૈસા લેવાની આ ટક હાથ કરશે એમજ મને વ્હેમ હતો અને તમને તે લેતાં જોઇ હું ઘણો અજબ થયો. બીજી સહવારે શું બન્યું તે તો તમો જાણોછો. પૈસા ગેબ થયલા માલમ પડયા, અને ઉડ ઉપર વ્હેમ પડયો. તે વખતે તે ઘણો જવાન હતો, નાદાન હતો. ઘોડાની શર્તનો તે શોખીન હતો અને છચોક દારૂનાં પીઠાં-ઓમાં તે વારંવાર દેખાતો હતો; વળી તે વાજેવાળ કરજદાર હતો. તે વળી ત્યાં પડેલા સોનાના સિક્કા સાથે રાતનો કેટલોક ભાગ એકલોજ પડયો હતો અને સહ-વારે તે સીક્કા ગેબ થયલા માલમ પડયા એટલે કુદરતી તેજ ઝીલાયો. તેની તપાસ થઇ અને તેને લાંબી મુદતની ટેપ મળી. જ્યારે તમે તેની આગળ હતા-પોલીસમાં તેની પાસેજ ઉભા હતાં અને તમે ચુપજ રહ્યા!"

"તેમ તુંબી ચુપકીદી પકડી બેઠો!"

સીમસન આ સાંભળી હસી પડયો.

"પણ મારા શેઠ, મેં તેમાં મારૂં ભલુંજ વિચાર્યું; મેં તમને એક પગથયું ચઢતાં જોયા અને મને ખાતરી હતી કે તમે ભવિષ્યમાં મોટાં માણસ થશો અને તે વખતે મારી આ ખબરથી મને તડાકો પડશે એમ મેં માની લીધું હતું, જે, તમે જુવોછો તેમ આજે ખરૂંજ પડયું છે."

"વાત તો તેં ઠીક જોડી કાઢી, સીમસન; વારૂં, તે માનશે કોણ?"

"તમે તો તે માનોછોકેની? તે વાત ખરીજ છે તેથી તો તમે તે ખરી તરીકે માનોછ; જો હું બોલસ તો તે આખું શેહેર માનશે. જોન પરસી, હું કંઇ મુર્ખ નથી, જુવો સાંભળોઃ બેંકમાંથી તે સીક્કા હું લાવ્યો અને તે કબાટમાં મુકયા તેને વચગાલે તે સીક્કા હું ઘેરે લઇ ગયો અને એકે એક પર મેં છુપી નીશાણી કીધી, કેમકે, ઉડ એ સિક્કા સાથે ચેડાં કાઢશેજ અને તેને ઝીલાવવો સેહેલ થશે. એમ હું ધારતો હતો. હવે જે રાત્રે તમે તે પૈસા ચોર્યા, તેજ રાત્રે તમે તમારાં માયની ઘરવાલીને સાત સિક્કા ભાડાંના આપ્યા."

સીમસન આટલે સુધી આવતાં પરસી તો ફીકકો ફચ મારી ગયો અને તે તેનાં આંગપર ધસવા જતો હતો, પણ તેને અટકાવી સીમસન બોલ્યો "થોભો! મને મારૂં બોલવું પુરૂં કરવા દેશો તેમાં તમોને લાભજ છે. મને ખબર હતી કે પ્હેલી તકે તમે તમારાં માયની ઘરવાલીનું ભાડું ચુકવશો કેમકે તે ઘણા મહીના થયા ચઢી ગયું હતું અને તે ઓરત જે મારીબી ઘેરવાલી થતી હતી તેને મેં હાથમાં લીધી. અમે તેમ તેને આપેલા સોનાના સિક્કા એક નાની કોથલીમાં મુકી તેને સીલ કરી બીજીજ સહવારે બેંકના મેનેજરને સ્વાધિન કીધા હતા, જે તેની પાસે હજીબી છે, કેમ કે મને તે માંગી લેવાની જરૂર આજ સુધી પડી નથી. તે સિવાય બાકીના સિક્કા તમે જેઓને

આપ્યા તેઓની બાતમી મારી પાસેછે અને વખત આવશે તે હું રજુ કરીશ."

"ઠીક, તું ચાલાક તો બહુ છે." વકીલ પરસી બોલ્યો અને તે બોલતી વખતે તેના ચ્હેરા ઉપર બેદરકારીનો છાપ હતો-પણ વાંચનારને કહેવાની કાંઇ જરૂર નથી કે તે માત્ર ધારણ કીધેલો હતો, બાકી અંદર ખાનેથી તો તેવણનાં 'પોત્યાં સેવાયલાં' હતાં.

"તું હુસ્યાર છે તેથી મેં કબુલ કીધું, મી. સીમસન, પણ, ધાર કે તેં મારી સામે આ બોહોતાન મુકયું-તું સાક્ષીથી લેઇ આયો પણ જ્યારે તુંને એમ પુછવામાં આવશે કે ૨૫ વર્ષ સુધી તું કયાં ટોપલા તળે ઢંકાઇ રહયો હતો, તો તેનો જવાબ તું શું દેશ?"

જાણે એ સવાલ તેની કુચ્છ બીસાદમાં ન હોય તેમ સીમસન હસ્યો અને બોલ્યો—

"જુવો, તેથી તમને કહું-હું એમ કહીશ કે હું આટલે સુધી ન બોલ્યો તેનું એક કારણ એ હતું કે મારટીનવુડ નાહાસી ગયો હતો; બીજું કારણ એ કે તે સુખી હતો અને ત્રિજું એ કે એ કમનસીબ બનાવ ઉપરાં બંન્ને કારણ ... દાટી દેવાનો મેં ઠેરાવ કીધો હતો ... શેઠના હુકમને માન

... તેની સામે અદબવાળીને ઉભોજ રહયો, અને પરસીને તેનો દેખાવ જાણે ચળયું પકડવા આવેલાં ગરૂડ પક્ષી જેવો લાગ્યો.

"કેમ? તુ શું માંગેછ? જા, હું તુંને બોલાવું ત્યારે આવજે"

"તમારી સાથે મારે વાત કરવી છે."

"તારી વાત ખાનગી હોય તો હાલ ઉતાવળ શું છે? હું હમણાં કામમાં છેઉં પછી બધું—'

"નહીં, તે વાત મારી પોતાની અંગત નથી; તે ખાનગી છે ખરી, પણ જેમ તે સાથે મને લાગેછ વળગેછ તેમ તે તમનેબી લાગતી વળગતી છે" એમ કહી તે વકીલ સાહેબની સામે એક ખુરસીપર તે ...યો.

"મારટીનવુડ પાછો પકડાયોછ તેતો તમે સાંભળ્યું હોસે? પણ હા, મેં તમને મી૦ એપલબી સાથે

રહેવાને માટે મને તું શું આપશે.?" પરસી હવે અધીરો પડયો કેમકે તેને ટાઉનહોલમાં જપ્ મેજીસ્ટ્રેટ તરીકે બીરાજમાન થવાને માત્ર ૩૦ મીનીટ રહી હતી.

"તું જાણેછ, સીમસન, કે એતો પૈસા ઓકાવવાની વાત થઇ અને કાયદાની નજરમાં તેથી એક ગુનાહજ કેહેવાય! હું જો ચાહું તો હમણાં પોલીસને બોલાવું ને—"

"એઇ પરસી," હવે સીમસને શરમ છોડી—

"કાયદો જેટલો તું જાણેજ તેટલો મનેબી માલમ છે. મુગો મુગો મરી રહે. એક લાખ રૂપો તોલ, અને બધું જેમ ચાલેછ તેમ ચાલવા દે. કેમ કે નહીં તો એક બીજી ગમથી તને મોટું નુકશાન—

"બીજી ગમથી? તે કયાંથી?"

"મારસ્યા કેડ."

"ઠીક છે, સીમસન" પરસી થોડાક વિચાર કરી બોલ્યો. "તું બપોરે કોર્ટ ઉઠયા પછી મને મળજે. આપણે એવિશે વધુ વાત કરસું. હમણાં હવે મને વખત નથી, કાગળ-બાગળ બધાં બપોરેજ લાવજે."

સીમસન એકબી બોલ બોલ્યા વગર ત્યાંથી ચાલતો થયો.

તેના ગયા કેડે એશમીન્સતર શેહેરનો નવો
માંગેછ?" ...નાં રૂમની બારીએથી બાહાર એકી ટશે
"ખુદાથી;" રહયો.
શકીશ કે પેલી સો ગા... પારી આગળથી હઠયો અને પોતાનો
તમે ચોરી હતી!" પોષાક પેહેરી ટાઉન હાલમાં ગયો.
"ને તારી સાબેતી ... આવકાર મળયો, ત્યાં તેને
સીમસન હસ્યો એવિશેની તેણે કશીજ દરકાર
આંગળી કરીને તેણે બતાવી ...
"આજે પચીસ વર્ષ થયાં પોતાના ભાઇબંધ મેજીસ
ફેરફાર થયો નથી; પાસેના રૂમમાંથી ગ...
બનેછ તે બધું દેખાયછ એ વાત ત... ચીકાર હતી, કેમકે
ગયા હશો; મી૦ જોન પરસી, ... નવા મેયરને જોવ્વું
ગીનીઓ લેતાં નજરો નજર જોયા" મારટીનવુડ કોણ છે,

કેવો છે, તે બીચારાનું શું થશે ઇત્યાદી જાણવા તે એક સરખું ઉલટ મંદ હતું.

મેયર સાહેબ એટલા ઉશકેરાયલી હાલતમાં હતા કે તેવણે કોઇને નીહાળીને જોયાં નહીં; ફકત તેમની નજર ત્યાં રૂમમાં એક ઘરડા ગૃહસ્થપાસે બેઠેલી જવાન ગુડ્ડીપર અને મીસીસ એપલબીની પાસે બેઠેલી ખુબ સુરત છોકરીપર ખેંચાઇને ઠરી રહી હતી.

મુબારકબાદીનાં ભાષાણો શુરૂ થયાં અને તે પુરાં થતાં મેયર પરસીએ તેઓનો પ્રસંગોપાત જવાબ કર્યો. ને પછી કોર્ટમાં શાંત ચુપકીદી જેને વારતા લખનારાઓ એક ટાંચણી પડે તો તેનેબી અવાજ સંભળાયે એમ ઓળખાવે છે તે—પ્રસરી રહી.

બાદ, એક નાટકમાં જેમ એકાયક ઓચીંતો અચાનક કોઇ દાખલ થાય છે તેની ઢબે મજબુત બાંધાનો, રાક્ષસી કદનો દાઢીવાલા ચ્હેરાનો એક ગબરૂ જવાન બંધવાને મારેનાં પીંજરાંમાં પોતેજ દાખલ થયો અને બધીગમ નજર કરતો ઉભો; તે મારટીન ઉડ હતો! આહ! ત્યાં કાંઇક ઉંમરે પુગેલાઓ હતા, જેઓએ જવાનીમાં ઉડને જોયો હતો તેઓ પાછા આટલે વરસે તેને જોઇ અચરત થયા અને ત્યાં એવાબી જવાનો હતા કે જેઓએ ઉડને જોયો નહીં હતો પણ તેને માટે સાંભળયું હતું અને તે કમનસીબ બીચારો કેવો હતો અને હાલ કેવો હશે તેના જે તેઓ વિચારમાં હતા તેઓ તેને હાલ જોવા ત્યાં એકઠા થયા હતા.

પેહેલોજ કેસ તેનો નીકળ્યો, કેમકે, જેમ કોર્ટમાં હમેશ બનતું આવે છે તેમ દારૂ પીને ધાંધળ કરવાના, કે રસ્તામાં હરકત કરવાના એવા નાના કેસો જેમને શુરૂઆતમાં આરોપી લેવામાં આવેછે તેમાંનો કોઇપણ કેસ આજે હતોજ નહીં.

કોર્ટના કલાર્ક ત્યારે મારટીન ઉડનોજ કેસ ઉપાડવા ઉઠયો.

"નામદાર સાહેબ" તે બોલ્યો "મારટીન ઉડની બાબદમાં આજે—"

તે બોલનાર એપલબીજ હતો, પણ તે તુરત અટકી પડયો કેમકે આપણા નવા મેયર અને ત્યાં બીરાજેલા મેજીસ્ટ્રેટોના પ્રમુખ સાહેબે તેને હાથ કરી અટકાવ્યો હતો.

"થોભો! વધુ બોલવાની કાંઇ જરૂર નથી, મારે એ વિશે બોલવું છે."

આહ! હવેજ તેની નજર ભર કોર્ટમાં તેની સામેનીજ બરાબર જગ્યા લેઇ પેઠેલા સીમસન જે તેને ગરૂડ જેવી આંખ્યોએ જોતો ઉભો હતો તેની ઉપર પડી.

"મારા મેહેરબાન ભાઇબંધો" પરસી સાહેબે બોલવાની શુરૂઆત કરી અને તે એકેક બોલ. તેનાં મોહડામાંથી એવો ખુલ્લો અને છુટો પડતો હતો કે તેનું બોલવું એકેએક જણને સ્પષ્ટ સંભળાતું હતું. "મારા મેહેરબાન ભાઇબંધો, આપણે સારી પેઠે જાણ્યેછ કે આય મારટીન ઉડ શા માટે આપણી સાંમે આવીને ઉભો છે. પણ મારટીનઉડ તદન નિર્દોષ હતો. ગુનાહગાર તો એક બીજોજ હતો અને તે આય તમારી સામે ઉભો છે." એમ કહી તેણે પોતાની તરફ પોતાની આંગળી બતાવી.

"પેલા સોનાના સો સિક્કાની ચોરી તેણે નહીં, પણ, મેં કરી હતી. મેં મારા પોતાના મુરબી શેઠનાં ખાણાંમાંથી તે ચોર્યાં હતા. તે ચોરનાર હું પોતે જોન પરસી હતો!"

તે જરા થોભ્યો અને ત્યાં તેને સાંભળનારાઓનાં મગજપર તેના આ ઇકરારથી શું અસર થઇ હશે તે વિચારવું સહેલ છે.

તેણે આગળ બોલવું શુરૂ કર્યું.

"મારો તે ગુનાહ ઓછો કરવા-કરાવવાનાં હું ફોકટ ફાંફાં મારતો નથી; તે મારા ગુનાહને કોઇ બાહાનાંનાં ઓથાં હેઠળ ઢાંકવાના પછાડા હું મારતો નથી; હું જાણુંછ કે મારા ઇકરારથી હું શું ખોહોવસ અને કેટલું ખમસ, પણ આ સાચા ઇકરારથી મને સુખ કેટલું થશે તેનોજ વિચાર હું કરસ. તમો માનશો નહીં પણ આજે મારે મારેના આજના ખુશબખ્ત દાહાડે મારો વિચાર એક જણી આગળ એ વાતનો સાચે સાચો ઇકરાર કરી તેણીની સલાહ લેવાનો હતોજ, પણ હવે મેં જાહેરમાં મારૂં પાપ ઉઘાડું મુકયું છે, હવે તમે મારા

બાબમાં ચાહે તે પગલાં લેવો!" એટલું બોલી પોતાને ગળેથી મેયરના ઓધ્ધાની સોનાની ઝળઝળ થતી સાંકળી તેણે કાઢી અને તેબલ પર તે મુકી નીચી મુંડીએ તે ત્યાંથી ચાલતો થયો.

ઉપલા બનાવને એક કલાક થયા બાદ પરસી પોતાની ઑફીસના રૂમમાં બેઠો હતો ત્યારે એક કલાર્કે તેના હાથમાં એક ચીઠી મુકી.

"ગઇ કાલે તમને વેસ્ટમીનસ્ટર શેહેરે પોતાના મેયર દાખલ ચુંટી કાઢીને તમને એક અનુપમ માન આપ્યું હતું, પણ આજે તમે તમારી તે કિર્તીમાં એક એવી કલગીર ઉમેરી છે કે જે વેસ્ટમીનસ્ટર શેહેરની હૈયાતી સુધી વિસરાનાર નથી. જે ગમે તે હવે થાય પણ જ્યારે ગમે ત્યારેબી તમે મારો હાથ તમારા હાથમાં લેવા આવશો ત્યારે હું સદા તમારીજ

મારસ્થા
થઇ રહેવાને
થોબીશ.

પાછા તે બારણાપર ટકોરા પડીયા અને એક નોકરે આવી ખબર આપી—

"સાહેબ, ઇનિસપેક્ટર મારશલ બે કૉન્સ્ટેબલ સાથે આયાછ, તેવણ તમને મળવા માંગેછ."

"આવવા દે તેઓને, હું તૈયાર છેઉ" જોન પરસી બોલ્યો.

અને પ્રિય વાંચનાર તેને તેના આગલા ગુનાહ માટે પોલીસના કૉન્સતેબલોએ તેને બેડી થોકી અને તે પોતે પોતાનાં ફેરવાયલાં નસીબને ચ્હેરાઉપર સંતોષના છાપ સાથે શરણ થયો.

☞ આવતા અંકમાં **મી૦ રવીક**ની જાણીતી કલમથી લખાયલી સંપૂર્ણ પારસી સંસારી વારતા રજુ થશે.

---

**લડાયક વાંહણોની કીંમત**—હંમેશાં એવું ધારવામાં આવે છે કે સૌથી મોટાં અને ખરચાળું બારકસો બસ બ્રીટનોજ બાંધે છે, પણ તેમ નથી. બ્રીટીશોનું સૌથી મોટું લડાયક બારકસ ૨૮૦૦૦ ટનનું છે.

જાપાને એવા ચાર લડાયક બારકસ દરેક ૩૦૦૦૦ ટનનાં, અમેરીકાએ એક ૩૧૪૦૦ ટનનું, જ્યારે રશીયાએ ચાર લડાયક બારકસો દર ૩૨૦૦૦ ટનનાં હમણાં બાંધ્યાં છે. તે બારકસો બાંધતાં રશીયાને દરેકને માટે લગભગ ત્રીસલાખ પાઉંડ લાગ્યા હતા, જ્યારે બ્રીટીષોની એક સુપરડ્રેડનોટ તે ઉપરના લડાયક સરંજામ વગેરે ૧૭૫૦૦૦૦ પાઉંન્ડમાં તૈયાર થાય છે.

૧૮૦૦૦ ટનની દશ તોપ સાથની એક ડ્રેડનોટનો ઉપર મુજબ ખરચ આવે છે, જ્યારે ૧૨૦૦૦ ટન અને ચાર તોપ સાથનાં લડાયક બારકસની કીમત ૧૨૨૦૦૦૦ પાઉંન્ડ લગભગ થતા જાય છે.

તે જોતાં નાનાં કરતાં મોટાં બારકસો બાંધવા સસ્તાં પડે છે કેમ કે મોટાંનાં સંબંધમાં તે બાંધવાનો ખર્ચ એક તોપે ૧૮૦૦૦૦ પાઉંન્ડ જ્યારે નાનાને માટે એક તોપે ૩૦૫૦૦૦ પાઉંન્ડ થતા જાય છે.

**પેટ્રોલ** મોટે ભાગે રશીયાથી આવે છે.

**બ્રીટનનાં લશકરનો** ખર્ચ ગયે સાલ ૨૮૦૦૦૦૦૦ પાઉંન્ડ જેટલો થઇ ગયો હતો.

**બેલજીયમનો** દર્યાનો કીનારો ૪૨ માઇલ લાંબો છે.

**ઇંગ્રેજી કાફલાના** એક ઍડમીરલનો પગાર ૨૧૯૦ પાઉંન્ડ હોય છે; તેને જે ભથ્થું મળે તે જુદું.

**ઇંગ્લાંડના** કેટલાક લક્ષાપતીઓની ધણવાતી પ્લેઝર બોટોને તરતી આસ્પીતલ વિગેરેના કામમાં લેવામાં આવી છે.

**સેલરો** પોતાના કાલરોની તળે જે કાળો રેશમી રકાર્ફ બાંધેલો આપણે જોઇયે છીયે તે તેઓ નેલસનની યાદમાં પેહેરે છે.

**યુરોપમાં** ગઇ અડધી સદીમાં જમીનની જે લડાઇઓ થઇ છે તેમાંની અડધી અડધ બેલજીયમમાં થઇ હતી.

**બેંક ઑફ ઇંગ્લાંડની** આજ સુધીની તવારીખમાં તેણે ફકત એકજ વખત નાણાં આપવાનું થોડા વખતને માટે મોકુફ રાખવું પડ્યું હતું.

"ત્યારે શું તુંને કાંઇજ ખબર નથી?" ધન કોલસા દલાલે પોતાની માજરી આંખો ફીરોઝ પટેલના ચ્હેરાગમ ટાંકેલી રાખી તેને પુછ્યું.

"ઑન માઇ વર્ડ એન્ડ ઑનર, મને કાંઇજ ખબર નથી, મને અતરેનું કોઇ પેપરજ નહીં મળતું હતું, ધન ફૅક્ટ હું તે મેળવવા માંગતોતોજ નહીં, કેમકે ચોક્કસ મુદત સુધી મારે મુંબાઇને બોળી બાળી મુકવાનું હતું."

"ત્યારે તુંને પેલા છુટા છેડાની કાંઇજ ખબર નથી?" માણેક વાછાએ તેને પુછ્યું.

"છુટા છેડા? પેલા છુટા છેડા એટલે કયા છુટા છેડા?" ફિરોઝે ખરેખરજ અજબ થઇને પુછ્યું અને તેની એ પ્રમાણીક અજાયબીને માત્ર ઢોંગ સમજી એક ઉજબખ મેમ્બર જેને ફીરોઝને નામની ટાઢક હશે તે જાણે ડાકટર ફીરોજનાં એ અજાણપણા વિશે શકમંદ હોય તેમ હસી પડયો.

"એ શું છે મને કેહોતો ખરા, મને કાંઇજ એ ખુદા, મને ખરું નહીંતો—"

"સબર, સબર, તું ગભરા ના. આઇસે ડોન્ટ બી પુઝલ" એમ બોલી માણેક વાછાએ ફીરોજની આ લાગણી ભરી હાલત જોઈ ત્યાં કેટલાક હસી મશ્કેરી કરનારાઓને ડોળા કકડાવ્યા "હીયર, બોય, પ્લીઝ વન પેગ બ્રાંન્ડી એન્ડ સોડા—ફીરોજ તું જરા બેસ, હું તુંને બધી વાત કેહુંછ, પણ તે પ્હેલાં જરા મેં બ્રાંન્ડી સોડા મંગાવ્યોછ તે લઇ લે"

"નહી મને પ્હેલાં કહે, માણેક કે શું જમશેદજી શેઠનાએ—"

"હા, ખરી વાત છે, ફીરોઝ, શેઠના વિરૂધ શેઠના અને ડા૦ પતેલવાલો મુકદમો, ત્રણ મહીનાની વાત ઉપર નીકળ્યો અને ડીક્રી એબસોલ્યુટ થઇ."

"ત્રણ મહીના થયા! ગ્રેટ હેવન્સ!" અને આ છેલ્લા શબ્દો ડા૦ ફીરોજ એવી તો દુઃખદાયક હપે પુકારી ઉઠયો કે ઘડીભર તેની આસપાસ એકઠા મળેલાઓભી ગમગીન અને ગંભીર બની ગયા.

પેલો ઉજબખ મેમ્બર જે પહેલે ફીરોઝની અજાયબીને માત્ર એક ઢોંગ માની હસી પડયો હતો તે હજુસે ત્યાંથી વડી ગયો અને તુરત બાર આગળ જઇ બૉય જે બ્રાંન્ડી સોડા લાવતો હતો તેના હાથમાંથી તે પોતે લઇ ફીરોઝ આગળ દોડી આવ્યો.

"લેવો ડાકતર, જરા આય લઇ લેવો કે તમુને કાંઇ સુઝ પડે."

ફીરોજેથી તે લેવાની જરૂર જોઇ અને તેના હાથમાંથી તે તમ્બલર લઇ એક ટાંસે તે પી ગયો અને તમ્બલર બાજુની એક તેબલપરજ મુકયું.

"કાંઇ ઘણીજ ગંભીર ભુલ થઇ હોવી જોઇએ. કેમકે મુસાફરીએ ઉપડયા અગાઉ જમશેદજીને મળીને મેં બધો ખુલાસો કીધો હતો અને તે તેવણુ સાચો માની પોતાની બૈરી સાથે સલાહ કરવા મારીજ સાથે મુંબાઇથી પુને આયા હતા! અરરર, બીચારી નીરદોશ છોકરીની જીંદગી ધુળ મળી ગેઇ! હવે?"

તેના સાંભળનારાઓની તેની તરફ દીલસોજીતો ખેંચાઇ પણ તે વાત કાંઇ તેઓના માન્યામાં ન આવી. કાંય? આગળ જણાશે.

"ઘણી ડૅમનીંગ એવીડન્સ તો એક કાગળની પડી જે કાગળ તમે મીસીસ શેઠના ઉપર જુન મહીનામાં લખ્યું હોસે ને તે કાગળ કોઇ સંજોગે જમશેદજીના હાથમાં ગયું હોસે. અલબત હું તો પેપરોને આધારે કેહુંછ. જો તે કાગળ તમેજ લખ્યું હોય તો મીસીસ શેઠના પોતાના આજના છુટકારા માટે તેનેજ આભારી હોવી જોઇએ." માણેક વાછાએ ખુલાસો કીધો, અને ત્યારેજ ફીરોજને અફસોસ કરવાનું બન્યું કે તે કાગળ જે તેણે તા૦ ૨૨ મી જુને એટલે તેના ઉપડયાની એક દીવસ આગળ લખેલું તે કદાચ જમશેદજીના હાથમાં જવાથી જમશેદજી, જેવણુ બારવને એટલે ૨૩ મી જુને શીરીનને મળવા જનાર હતા તેવણુ તે કાગળ વાંચી પોતાનો વિચાર ફેરવી તેજ રાતે ત્યાં ગયા હશે અને બધું ૨ફૂચક્કર થઇ ગયુ હશે!

"અરરર, કયાંનું કયાં તેણે તે કાગળ લખ્યું!" હવે તેણે મનસે વિચાર્યું "બીચારી શીરીનને આહી એક રાતની કંગાળવતમાંથી બચાવવાની તેની તજવીજે તો તેણીને સદાની જીંદગી સુધીની કંગાલવતમાં નાંખી

હતી! હવે કરવું કેમ? શીરીનનું હવે શું થયું હશે? અને તેને પોતાને માટે તે બીચારી શું ધારતી હશે?

"માણેક" તે માણેક વાજા તરફ જોઇને બોલ્યો સૌ જો કે પોતે જે કહેવાનો હતો તે ત્યાં ભેગા મળેલા બધાઓને કહી સંભળાવવાની તેની મતલબ હતી "તે કાગળમાં એવું કાંઇજ નહીં હતું; જીમખાના જેવાં એક કલબરૂપી મકાનમાં મીસીસ શેઠનાને લગતી કાંઇબી ચુનોચેરા કરવી જો કે વાજબી નથી, તોપણ, હું હવે રૂખસદ લેઉં તે અગાઉ મારે એટલો તો ખુલાસો કરવાની મારી ફરજ છે કે મીસીસ શેઠના તમામ નિર્દોષ છે, એમ હું તુંને અને બધાઓને મારી પ્રમાણીક ખાતરી આપુંછું. તમો સૌ માનો યા ન માનો પણ એ ખાતરી હું મારાં મરહુમ માયજીના કસમથી તમોને આપુંછું. જો, હું જાણતે કે મારા આટલા ખુલાસા પછીબી જમશેદજી પોતાની પરણેતર સામે પ્રોસીડજ થનાર છે તો હું કદીબી મુંબાઇથી બાહાર કેહે જતેજ નહીં"

એટલું બોલી બીજી થોડી ઘણી વાત કરી ડા૦ [illegible] ત્યાંથી ચાલતો થયો.

## પ્રકરણ ૯ મું.

### એ બધું શું થઇ ગયું?

ડા. ફિરોજ જીમખાનામાંથી નીકળી પોતાને બંગલે ગીયો ખરો પણ તે કશી હુમરમાં ન હતો; અરે હુમર શું બલાજી? તેનું મગજજ ઠેકાણે ન હતું. તેનાં મગજમાં આગના સોળા ઉડી તેનું ભેજું ભુંજાતું હોય તેમ તેને લાગ્યું. શીરીનના છુટા છેડા થઇ ચુકયા હતા, ત્યારે તે હાલ કયાં હશે અને હાલ તે શું કરતી હશે તેના વિચારે તેને દેવાનો બનાવી મુકયો. નહીં તેને બેહેલા કાકા સાથે વાત કરવા ગમી કે ના તેને જમવા ગમ્યું. બંગલાના હૉલમાંજ તે એમનો એમ ડગલા ફેંટા સાથેજ માથે હાથ દેઇ કપાલનો ચીલ્લો ચઢાવીને બેઠો.

હજી તો રાતના સાડાસાત આઠ થયા હતા અને હાલ તેણે કરવુંબી શું, જવુંબી કયાં, અને શીરીનનો પત્તો મેળવવોબી કેમ?

હવે તે ધ્યાનમાં ને ધ્યાનમાં 'ટાઇમ્સ' લઇને બેઠો, પણ તેનું ધ્યાન લાગેબી કેમ? તે બાજુએ ફેંકયું અને હાથમાં જામે લીધું અને તેબી એમ તેમ ફેરવી બાજુએ મુકવા જતો હતો તેટલાં તેની નજર

## "સુરીદે શક."

### (એક નાટક)

### વ્હેમાયલા ભરથારની કાંહાંણી.

એ મથાળાં ઉપર પડી અને ચોંકીને તે બાબદ વાંચવા તેણે 'જામે' પાછું પોતાની નજર સામે ધર્યું. તે મી૦ કાવસજી ખટાઉના જાણીતા મુરીદેશક નાટકનો રીવ્યુ હતો અને તે તેણે આખો વાંચ્યો. તેણે તે પાછો વાંચ્યો અને તેને લાગ્યું કે આખો નાટક જાણે થોડાક ફેરફાર સાથે શીરીન અને જમશેદજીની જીવતી જાગતી કાહાંણી ઉપરથીજ લીધો હતો! તે રીવ્યુપરથી તેણે જાણ્યું કે તે પ્લે આજે સ્ટેજ થનાર હતો અને તેણે તે જોવાનો ઠેરાવ કીધો અને જમવાનું કહડાવી મુકયાચક ખાઇ લઇ તૈયાર થઇ તે તે નાટક જોવા નીકળ્યો અને કોટની ગેઇટી નાટકશાળા જ્યાં તે નાટક તે રાત્રે રજુ થનાર હતો ત્યાં તે ગયો અને ઓરચેસ્ટ્રા કરતાં ગેલરી તેને વધુ સગવડ ભરી લાગ્યાથી ત્યાંની ટીકીટ લઇ ગેલરીની આગલી હારમાં તે ગોઠવાયો. નાટક એકતો લોકનો માનીતો એટલે તેને નાટકની તે રાત્રે ગેલરી અને તેબી વળી આગળી હારની ટીકીટ મળેબી શાની? પણ આજકાલ નાટકવાલાઓ બાહારના મવાલીઓને ટીકીટો આગમજથી વેચી નાંખી પરવાડી જવાનું જે શીખ્યા છે તેનો ડા૦ ફીરોજે લાભ લીધો હતો, જો કે તેમ કરતાં તેને તે ટીકીટનાં ખરાં દામ કરતાં બેવડું બલ્કે લગભગ અઢી ગણું દામ આપવું પડયું હતું!

એ નાટકવાળા સાહેબો અને તેમી આવો ફત્તેહમંદ જોરાવર પ્લે રજુ કરનારા માલેકો એમ કાંઇ કરતા હશે? શું નાટક જોવા આવનાર શોખીનોમાં એવું દેખાડવા કે દાહાડાઓ આગમજથી ટીકીટો ખપી ગઇ છે? પણ ત્યારે એવા-લોકો પંદર વખત જોય તો ન ધરાય તેવા-નાટકના સંબધમાં અમો ધારયે છીયે કે નાટકના માલેક સાહેબોની એ અખિરાઇ

ફેક્ટની છે, કેમ કે જો તેઓ નાટક જોનાર શોખીનો આરેથી ગમેતો કાંઇક વધુ દામે ટીકીટો વેચાતી ચુકે તો અમો ઘડીભરથી માનતા નથી કે તેઓને કશી ચીતના અવકરા પડે. હશે, જેવી તેઓની મરજી કેમ કે હાલ આપણે કાંઇ તે સાહેબોને બોધ દેવા નથી બેઠા.

ડા. ફિરોજે ત્યાં ગોઠવાઇ ઓરચેસ્ટ્રામાં નજર ફેંકી તો તેણે તેની ખરેખર ઘણીજ અજાયબી વચ્ચે જમશેદજી શેઠનાને એક સીટ ઉપર ગોઠવાયલા જોયા: અને ખરેખર જમશેદજી શેઠના જેવો એક ગંભીર આદમી 'મુરીદે શક' જેવા નાગીચા નાટકને એક સીટની પેટ્રોનેજ આપવા આવે તેમાં અજબ થવા જેવું હતું સો નહીંજ, પણ જયારે ફીરોજ જાણતો હતો કે એવા અને એથીબી સરસ ઇંગ્રેજી કંમ્પનીના નાટકો તેની સાથે યાતો પોતાની પરણેતર સાથે જોવા આવવાની જમશેદજીએ કોઇ દીવસબી કાળજી બતાવી ન હતી ત્યારે હાલમાં તેમને એક ઉરદુ નાટકમાં ગોઠવાયલા જોઇ ફીરોજને જો અચરતી લાગી હોય તો તેમાં તે વાજબીજ હતો.

"કદાચ એબી" ડા. ફિરોજે વિચાર્યું "મારી આફ્રેડ જામેમાં રીવ્યુ વાંચીને તો નહીં આવ્યો હોય?"

હોયબી અને નહીં બી હોય–પણ જમશેદજી ત્યાં બેઠા હતા અને તે નાટકમાં જે બનતું હતું તે ઘણાં ધ્યાનથી જોતા હતા એ ખરૂં હતું.

પણ જયારે ફીરોજે જોયું–અને તે જમશેદજીની હીલચાલ ઘણાં ધ્યાનથી જોતો બેઠો હતો–કે જમશેદજી પેલી દાસી જે તે વખતે મરહુમ અમૃત નાયક થતો હતો તેની વહેમી બાદશાહ સાથની તકરાર–જે ખરેખર એ આખા નાટકમાં એક 'માસ્તર પીસ' છે તે–સ્ટેજ તરફ ટીંગાઇ તણાઇ ખેંચાઇને ઘણુંજ ધ્યાનથી જોતા હતો ત્યારે તેની ખાતરીજ થઇ કે જમશેદજી તે નાટક ફક્ત એક નાટક તરીકેજ જોવા નહીં પણ તેને પોતા ઉપર વીતેલી કહાંણી સાથે કેટલેક દરજજે સરખા અણીમાં મળતો આવતો જાણીનેજ ત્યાં આવ્યો હોવો જોઇયે અને વળી વધુ ખાતરી તે વિશેની તેને ત્યારેજ થઇ કે તે તકરારવાલો સીન પુરો થતાંજ પાઘડી લઇને જમશેદજી ત્યાંથી ઉઠી ગયો અને તેની પછીના સીનોમાં તે દેખાયોજ નહીં હતો. હવે પાછું તેનું ધ્યા સામે ચાલતા નાટક ઉપરથી ખસી ગયું અને વાલીજ બાબદપર તેણે પોતાનું ભેજું પોચું માંડયું.

"શું તે બીચારીનેબી કોર્ટમાં આવવાની પડી હશે કે?" તેણે મનસે સવાલ પુછયો "અને તેણીને આવવાની ફરજજ પડી હોય અને તે બી જો ત્યાં ભર કોર્ટમાં આવીજ હશે તો તે વખતે તેણી શું હાલત થઇ હોવી જોઇયે તેનો વિચાર કરતાં ત કંપારી છુટી અને તેજ વખતે તે નાટકમાં તે વ્હેમા ભરથારની તેણીનાં નિરદોષપણાંની ખાતરી કરી તેને પો ની તરફ પાછો ખેંચવાની જે તે અબલાએ યુક્તિ રચી હતી અને તેથી જે તે વ્હેમાયલો બાદશાહ અને તે વીખુટી પડેલી રાણી પાછાં એક થયાં હતાં તે સીન તેની સામે રજુ થયો અને તેણે મનસે સવાલ પુછયો કે શીરીનને જમશેદજી શું હજીબી એક ન થઇ શકે? નહીંજ થઇ શકે, કેમકે તે બંનેની જીંદગીમાં બનેલા સંજોગો તથા તે બાદશાહ અને તેની રાણીની જીંદગીમાં બરપા થયલા સંજોગો ઘણે દરજજે જુદા હતા. મુખ્ય વાતતો એજ હતી કે આખેર તે બાદશાહ પસતાયો હતો અને પોતાની રાણીને મરણ પામેલી સમજી તે હવેરાબાવરો બની ગયો હતો અને તેથીજ તે રાણી અને તેની કુશળ દિલસોજ દાસીને તે પુતલાંવાલા સીનમાં રજુ થતું. ચોકઠું ગોઠવવાનું રહેલ થયું હતું! ત્યારે જમશેદને તો કશો પસતાવો હતોજ નહીં! તે કાંઇ પોતાની કમનસીબ પરણેતરને મળવાને તલબ કરતો ટળવળતો હતો નહીં? એટલે તેઓને સલાહ કરાવવાનો અને તે કરાવવાનું કોઇ માથે લેય તો તે કામ પાર ઉતારવાનો ખ્યાલ ઘણો દુરદુરજ હતો, એમ તેને લાગ્યું.

પણ, હા એ વાતતો તેના ખ્યાલમાં આવીજ નહીં કે જમશેદ આજે નાટક જોવા આવ્યો હતો! કોઇ દાહાડે કોઇ નાટકમાં નહીં ને આજે તે એક ઉરદુ નાટકમાં આવ્યો હતો, તે નાટક તેણે ઘણુંજ ધ્યાનથી જોયો હતો, અને વળી પેલી દાસીની બાદશાહ સાથની તકરાર પછીના સીનથી જે તે ઉઠી ગયો હતો તે ત્યાં પાછો ફટકયોજ નહીં હતો, ત્યારે શું તે સીનથી,

તેની ઉપર કાંઇક અસર થઇ હતી? જો તેમ હોય તો, તાને ધાએ કોઇ ફટકો મારે તો શું તેની અસર તેવણ પર નહીં થાય? થાય, પણ કઈ રીતે? શું તદબીરથી?

નાટક પુરો થયો, લોક બધું ઘરોઘર નાટકશાળામાંથી નીકળવા લાગ્યું અને તેઓ સાથે ડા૦ ફિરોજ બી નીકળયો અને લાગલો પોતાને બંગલે ગયો.

બંગલે જતાંજ બેહેલા કાકા જે બીચારો પોતાના જવાન શેઠની વાત જોતો વરંડામાંજ એક બાંક પર કાને રૂમાલ બાંધી બાંક ઉપર બંન્ને પગો વાળી તેમને પોતાના બેઉ હાથોના કબજામાં ટેકવી ભીંતે અઢીંગીને બેઠો હતો તે પોતાના શેઠને ગાડીમાંથી ઉતરી બંગલામાં આવતો જોઇ ચોંકીને ઉભો થયો.

"બેહેલા કાકા, તમુને મેં સત્તર વખત ના કહ્યું કે તમે મારે વાસ્તે જાગો ના; હું આખી રાત નહીં આવતે તો તમે બેસી રહેતે કે? પછી તમે મરવા પડશો તો તમારૂં કોણ કરશે? જાવો સુઇ જાવો ને જુવો સહવારે વળી વીરતીરમાં પડીને ઉઠતા ના, કાંઇ નહીં આરતે રેહીને ઉઠજો સમજોછ કે? વારૂંજી! તે કયાં સુધીનું? શેઠની શીખામણ ઝાંપા સુધી કે?"

બેહેલા કાકા વારૂંજી કરીને ત્યાંથી વિદાય થયા કે તેની પછવાડે હસીને ટીકતો તેનો શેઠ ઉભોજ રહ્યો.

"યા ખુદા, એ બુઢો જો આજે નહીં હતે તો મારૂં શું થતે? બીચારો કેવો ભલો છે! ભલાં માણસને કેહુંછ કે હવે થોડુંક આપું તે લઇને ઇચ્છાપોર ગગડી રેહો, તો કેહેજ 'હેઠ ઉંતો હીંજ મરવાનો' વળી ઉલ્લુ એવો છે કે મહીને મહીને પગારણી યાદ દેવાડીને લેતો નથી ને વળી સખાવતે બાહાદુર એવો થવા જાય છ કે મારે કામે ખરચેલા પૈસાબી પાછા માંગી લેવાની દરકાર નથી કરતો! હોય એ ખુદા પાસે એવીજ ભલાઇ અને ભોળાઇ લખાવી લાયો હોસે તેને આપણે શું કરશું?"

બેહેલા કાકાનો ખરેખર ઘણોજ છવ ડા૦ ફિરોજ પર હતો. બેહેલા કાકાના બાપ ડા૦ ફીરોજનાં મમાઇ મમાવાને ત્યાં નોકર હતા અને બેહેલા કાકાબી લગભગ ત્યાંજ ઉછરીને મોટા થયા હતા, અને જમારે ડા૦ ફીરોજનાં માય ફીરોજના બાપને ત્યાં પરણી આવ્યાં ત્યારે જાણે બેહેલા કાકાને પોતાની સાથે રીતમાં લઇ આવ્યાં હતાં અને ત્યારથી બેહેલા કાકાએ ફીરોજનાં મમાઇ મમાવાને ત્યાંની ઇમાનદારી અને જાનફેશાની ફીરોજનાં બાપને ત્યાં ત્રાન્સફર કીધી હતી; અને તેમાં વળી ફીરોજનાં માના ગુજર્યાં પછી તો ફીરોજને તેણે તન મન અને જાન અર્પણ કીધાં તે એટલે સુધી કે તેનાં માયજીની હૈયાતીમાંતો તે ભલો માણસ જરા તરાખી બાહાર નીકળતો હતો, તેની એક વિધવા બેહેન જે એકલી બીચારી મજગાંમ મઝેગાનની મ્હેલીપર રહેતી હતી તેનેબી આઠ દાહાડે પંદર દાહાડે મળવા જતો પણ પોતાની શેઠાંણીનાં મરણ પછી તો તેણે કેઠે જવા આવવાનુંબી છોડયું અને પોતાની તે એકપુરી બેહેનનેબી આવારનીવાર કરી મુકી હતી.

તે બીચારી તેને કોઇવાર મળવા આવતી હતી કેમકે ભાઇની લાગણી બેહેન ઉપર ગમે તેવી હોય તે છતાં ભાઇ ઉપર બેહેનનાં હેતની વાત ઓરજ છે, અને જ્યારે મળવા આવે ત્યારે તે બીચારી પરીયારો કરતી કે,

"બેહેરાંમજી, બેહેન મરેછ કે જીવેછ તે જોવાતો કોઇ દાહારે આવો! અમસી બેહેન એક દાહાડે મરી જશે ને લોકો લોક નાંખી આવશે પણ અખઇ રહ્યા ભાઇને તેની ખબરબી નહી પરવાની!"

"તુંને કાંઈ થવાનું નથી, કુમળી, તુંને મળવા આવું તો આય મારા પોર્યાને કોણ પર મુકીને આવું?" એમ બેહેલા કાકા તેને સાફ પરખાવી દેતા.

કયાં છે આજે તે બેહેલા કાકાઓ? ખરેખર પગેપગ અટવાતા જાય બતલર આયાઓ અને દેશ દુબડાંઓની ધુમ ચકરીમાં તે બીચારાઓની જાત ગોયા આજે નાબુદ થઈ ગઇ છે.

ડા૦ ફિરોજ બેહેલા કાકા સાથે હમાંજોર કરીને પોતાના ઓરડામાં ગયો તેણે કપડાં કાઢયાં અને ઢોળવા પર પડયો પણ તેને ઉંઘ આવીકે?

અરે આજે ઉપરાસાપરી બનાવો એટલા બન્યા હતા કે ઢોળયાપર સુતાંજ તેને નીરાંતે ઉંઘ આવી એમ ધારવું તે તેને ગોયા દેવાં સુકુનો જાહેર કરવા બરાબર હતું.

નાટકમાંથી ઘરે આવતાંજ તેણે વિચાર કરી રાખ્યો હતો કે શીરીનને લોકની નજરમાં કેમ નિરદોષ જાહેર કરવી તેનો તેણે કાંઇ તોર શોધી કાઢવો અને તે વિચાર અમલમાં મુકવા તે ઢોળયા પરથી છલાંગ મારી ઉઠયો અને એક ખુરસી ઉપર પડયો.

શીરીનનું શું થયું હતું અને તે હાલ કયાં હતી, કેમ હતી, એ સંવાલો બેહુલા કાકાને પુછવાનું તેને ઘણું મન થયું, પણ તે વિચારજ તેને ગમ્યો નહીં. જીમખાનાંમાંથી તે સાંજે શીરીનની બાબદમાં જે વાતચીત થઇ હતી તે તેને ગમી ન હતી પણ તેમાં તેનો ઇલાજ ન હતો.

શું કુદરત છે કે ફીરોજ જો શીરીન છુટી થાય તો તેને પોતાની કરવાને તતપર હતો, પણ આજે જ્યારે તે છુટી થઇ ચુકી હતી ત્યારે તેને હુંડી કાઢી પોતાનો તે વિચાર અમલમાં મુકવાનું તેને તો ભાનજ આવ્યું ન હોતું. બસ આજે જે વિચાર તેને ઘેરતો હતો તે એજ હતો કે તેને તેણીનાં નામને લાગેલા કલંકમાંથી મોકળી કેમ કરવી?

હવેજ તેને જ્યારે જીમખાનાંની વાત યાદ આવી ત્યારેજ તેને પોતાની ઉપર કહેર છુટયો કે નકામું શીરીનપર તે ન્હેરત કાગળ તેણે લખ્યું હતું. બીચારીએ આટલી રાતતો માહા અગાધ દુઃખમાં કાઢી હતી અને હવે એક રાત વધુમાં શું ખાટું મોડું થઇ જવાનું હતું કે તેણે ઉતાવળ કરી તે કાગળ ચીતરી કાઢયું હતું. જીમખાનામાંજ માણેક વાછાએ કહેલું તેને યાદ આવ્યું કે 'ઘણી ઉમનીંગ એવીડન્સતો એક કાગળની પડી, જે કાગળ તમે મીસીસ શેઠના ઉપર લખ્યું હશે અને તે કાગળ કોઈ સંજોગે જમશેદજીના હાથમાં ગયું હોસે' અને હવે તેને સમજ પડી કે કાગળ શીરીનને બંગલે તેણે મોકલાયું તે વખતે શીરીન ત્યાં ન હશે અને તેટલાં જમશેદજી સહવારે પોતાને બંગલે જવાનો પોતાનો વિચાર ફેરવી તેજ રાત્રે ગયા હશે અને તે કાગળ તેવણના હાથમાં આવ્યું હશે! એમ જો હોય તો તે કાગળમાંની બાબદ વિશે શીરીનતો માહીતગાર હશેજ નહીં અને તેમ જો હશે તો તે કાગળમાં શું હતું અને તે પોતે પુના અને પછી મુંબાઇ એકાયક કાંય છોડી ગયો હતો તેનીબી શીરીનને ખબરજ ન હશે, ત્યારે તે બીચારીએ તો એમજ ધાર્યું હશે કે તેની મતલબને ખાતર-તેણીના ખાવીંદથી તેણીને છુટી થયલી જોવાને ખાતરજ-તે અતરેથી દુરદરાજ ઉપડી ગયો હશે.

હવે તેને એકવાર ફરીથી જમશેદજીને મળવાની લાલચ થઇ અને તે જો કે ડુબતો માણસ ફીણને વળગે તેવીજ માત્ર કોશેશ તેને લાગી તે છતાં તે લાલચને એક પકકું વ્યવહાર રૂપ આપવાનો તેણે ઠેરાવ કર્યો. પણ તે ઠેરાવબી સહવાર અગાઉ અમલમાં મુકી શકાય તેમ ન હતું અને તેટલા માટે તેણે સહવાર સુધી થોભવાનુંજ હતું.

જમશેદજીને મળ્યાથી જો મામલો ઠેકાણાંપર આવે તો શીરીન પાસ જઇ તેણીની માંરી માંગવાની તેની પ્હેલી ફરજ હતી એમ તે સમજયો.

હવે જમશેદજી આગળ તેણે કેમ જવું, શું બાહાણે જવું, અને શું વાત કરવી તેના તે ઘણાજ ગંભીર વિચારમાં પડયો.

એક વર્ષ અગાઉ જ્યારે તે જમશેદજીને મળવા અને ખરી વાતનો ખુલાસો કરવા પુનેથી મુંબાઇ ગયો હતો ત્યારે તે વખતે શીરીને તેને આપેલી મુલાકાતનો અને તે વખતની શીરીનની આજીજીનો તેવણ આગળ તેણે કશોજ ઇશારો કીધો નહીં હતો.

ખરૂં પુછો તો તેને તેટલી હદ સુધી પ્હોંચવાની કાંઇજ જરૂર પડી ન હતી, કેમકે તેને જે કહેવું હતું તે જમશેદજીને તેણે સાદી સરળ ભાષામાં કહી સંભળાવ્યું હતું અને તે સઘળુ જમશેદજીએ તે ખરાં તરીકેજ માન્યું હતું. પેલું કમનસીબ ચોપડયે લખાયલું કાગળ જો વચમાં નહીં આડું પડયું હતે તો સઘળું સમાધાનીથી પાર ઉતરતે એમ તેને હવે ખટકયા કીધું.

હવે જ્યારે તેણે એકવાર ફરીથી જમશેદનેજ એ બાબદમાં મળવાનો વિચાર કીધો હતો તો તે એજ ઠેરાવ ઉપર આવ્યો કે હવે કાંઇબી વાત બાકી રાખવી નહીં; જો જરૂર પડે તો કેવી નીચ અને સ્વાર્થી મતલબને લીધે તેણે શીરીનવાલા કેસમાં જોડયા પ્રતિવાદી દાખલ કોર્ટમાં હાજર થવાનું તેણે માંડી વાળયું હતું.

તેથી જમશેદજીને હવે આય કરેક્ટ વખતે કહી દેવાનો તેણે ઠેરાવ કીધો.

પણ, વારં, જમશેદજી જો એ બધું છતાં તેની વાત માનવાને સાફ ના પાડે તો? તેને વળી વિચાર આવ્યો, અને એ સવાલનો તેનાં અંતઃકરણેજ જવાબ વાળયો કે તેની વાત જમશેદજીએ ના પાડવાનો સંભવ ઘણો હતો.

ત્યારે તેમ થાય તો તેની પોતાની વાતના ટેકામાં રજુ કરવાની તેની પાસે સાબેતી શું હતી? કાંઇજ નહી, માત્ર તેનો સુખન અને શીરીનનો બોલ!

એક જીવ સટોસટના મામલાને તેને ઠેકાણે પાછો લાવવાની એક ધનશાનમાં શકતી નથી એવી ખાતરી મળતાં જેટલો તેનો જીવ ટવળે તેટલોજ ટવળાટ તેના જીવને હવે થયો.

તેમ જો થયું તો શીરીનથી જીવાશેજ કેમ? તેનો પરણેલો ખાવીંદ તેની ઘુચી તેહેમી અને તેની ઇજત અને તેનાં માન વગર તેની જીંદગીના બાકીના દાહાડા શીરીન ક્યાં જીવતરે જીવીને પુરા કરશે? પોતાની આખી જીંદગીમાં ફીરોજ એકજ અને આય પ્હેલીજ વખત ખુશી થયો કે આ બધું કાંટાનું કટેસર થયેલું જોવાને અને સાંભળવાને આજે તેનાં મા હૈયાત ન હતાં.

## પ્રકરણ ૧૦ મું.

### ખબરદાર! પસ્તાશે!!

બારવને અગ્યાર-સાડા અગ્યારને સુમારે ડા૦ ફીરોજ, શેઠનાના જમશેદજીને મળવા તેવણની કોટની આફીસમાં ગયો.

જ્યાં તેવણની આફીસ હતી તે મકાનના માળ ઉપર પ્હોંચતાં તેવણને તેના આવ્યાની ખબર આપવાને ન થોભતાં તે લાગલો તેવણના ખાનગી ઓરડામાં ગયો અને ત્યાં જમશેદજીને એક રોલ ટૉપ ડૅસ્ક આગળ બેસી કાંઇ લખતા જોઇ તેને જીવ આવ્યો.

તે તે ઓરડામાં દાખલ થતાંજ તેણે તેનું બારણું બંધ કરી અંદરથી પોતેજ સાંકળ દીધી કે અંદર કોઇ આવી તે વાત કરતો હોય ત્યારે તેઓને ડીસ્તર્બ કરે નહીં.

"નહીં, બેસી રેહો" તેને જોતાંજ ભવાંનો ચીલ્લો ચઢાવી જમશેદજી ઉઠવા જતા હતા પણ તેવણને તેમ કરતાં અટકાવી ફીરોજ બોલ્યો "મને લાત મારી બાહાર કાઢવાના ઇરાદાથી તમે હમણાં ઉઠતા જતા હતા નહીં કે કદાચ તમારી તરફના તેવા આવકારને લાયક હું હોઉં ખી કેમકે મેંજ પેલું મુરખાઈ ભરેલું અભાગ્યું કાગળ લખ્યું હતું. તે કાગળ લખવાની, જમશેદજી, મારી કાંઇબી બુરી મતલબ હતી નહીં. હવે આજે મારે જે થોડુંક વધારે કહેવાનું છે તે તમારે સાંભળવુંજ પડશે; પછી મારાં કહેવાપર તમારે અમલ કરવો કે નહીં તે તમારૂં કામ છે, અને ત્યાર પછી તમારે ગમેતો મને લાત મારીને ઉભે દાદરેથી ગબડાવી દેજો"

ફીરોજને તેનાં આ ભાષણનો કાંઈબી જવાબ આપ્યા વગર જમશેદજીએ પોતાની વેસ્ટનાં ગજવાંમાંથી પોતાનું ઘડયાલ કાઢી તેની સામે મુકયું.

"તમુને ઘણું તો હું દશ મીનીટ સ્પેર કરી શકસ તેટલાં તમારે જે કહેવું હોય તે કેહી દેવો ને. લાત મારવાના તમે પોતે ઉઠાવેલા સવાલનો મારો જવાબ એટલોજ છે કે તમને હાથ લગાડવો તો શું પણ એક ચીપ્યા વડેબી તમારાં આંગને અડકવામાં હું નજીસાત સમજું છ."

"એમ? ત્યારે તમારો એ વિચારતો ફેરવાયજ નહીં જમશેદજી કે? આગળનો—"

"બસ, વધારે વાત નહીં, તમારે જે કહેવું હોય તે કેહી દેવો"

"ઠીક છે, ત્યારે શરૂઆતમાંજ મને કહેવા દેવો કે જમશેદજી તમે એક નિરદોષ અબલાનું નખ્ખોદ વાળયું છ."

"અં પછી?"

"આજે વર્ષની વાત ઉપર તમારા 'ડાયવોર્સ સુટ' ની આગમજ તમને પુનેથી મુંબાઈ આવી હું મળયો હતો તે તમને યાદ છે?"

"હા, ને પુનેનાં સ્ટેશનના રીફ્રેશમેન્ટ રૂમમાં તમે મોંગાચેંગા થઇ સલામતી લીધી હતી અને પેલી ડાળીને માળી વાલી કરીતા બોલ્યા હતા તેબી મને યાદ છે."

"જમશેદજી, ખરેખર હું આજે ગંભીર વાત કરવા આયોછ તમારા તાણા તપલા—"

"આહ-હા-હા, મેં તમને તાણા તપલા શું મારયો? ઉલ્ટું તમે તે વખતે જુઠા સોગંદ ખાઇને જે અને ઠગી ગીયા હતા તેની મેં તમને યાદ આપી, એટલુંજ કે ની?"

"નહીં, જમશેદજી, તે સોગંદ જુઠા નહીં હતા, પણ, જે બધું કહેવાની મારી ફરજ હતી તે બધું મેં તમોને તે વખતે કહ્યું નહીં હતું; મેં જેટલું તમોને સોગંદપર કહ્યું હતું તે તમે બધું માન્યું એટલે વધુ કહેવાની મેં તે વખતે જરૂરજ નહીં જોઇ હતી."

અને પછી ડા૦ ફિરોજે જમશેદજી આગળ શીરીને તેને આપેલી મુલાકાત અને તે વખતે તેણીએ કીધેલી આજીજીની બધી વાત કહી અને તે બધી જમશેદજીએ તેની સામે બેસી ધીરે મને સાંભળી.

"ત્યારે, તમે આજે મને એમ કહેવા આવ્યાછકે પેલી (અને પોતાની પરણેતરને તેને નામે નહીં પણ માત્ર 'પેલી'ના તુચ્છકાર ભરેલા એલકાબથી જમશેદજીને બોલતાં સાંભળી ફીરોજની છાતીનાં પાટયાં બેઠાં) સાદન નિરદોષ છે અને તમે-તમે-એટલે ડા૦ ફિરોજશા ખમનજી પટેલ કયારે હું તેની સાથે છુટા છેડા મેળવું કે પોતે તેની સાથે પરણી જાય તેની કાગને ડોળે વાર જોતા બેઠા હતા? ત્યારે તેથીજ તેજ નીચ મતલબથી તમે તમારો બચાવ રજુ નહીં કરનાર હતા કે?"

"હા, અને તેથીજ શીરીન મેં કહ્યું તેમ મારે બંગલે આવી હતી. મેં તેણીનું નહીંજ માન્યું અને તે ઘણી દુઃખી થઇને મારે ત્યાંથી પાછી ફરી હતી, અને ત્યાર પછી મને તે વાતનો પસ્તાવો થતાં હું તમને મળવા પુનેથી મુંબાઇ આવ્યો હતો, કેમકે મેં જોયું કે જે અબલા તને અને મને પાક તેની તરફ જેમ હું વર્તયો હતો તેમ વર્તવામાં શીર્ફ હાંચકારાપણું હતું"

"ત્યારે એક વખતતો તમે જેને તમે નિરદોષ અબલા સમજોછ તેણીની ઉપર જગની લાનત નખાવવા તમે તૈયાર હતા, નહીં? ઓ સંસારના શત્રુ, તારી એક નીચ મતલબને ખાતર તું મારા પરણ્યા સંસાર નું નખ્ખોદ વાળવા તૈયાર થયો અને તેં તે વાળયું; ઓ નાપેકાર! ગામમાં શું પરી સુરત છોકરીઓના ટોટા છે? તારા જેવા એટલે જેવો તુંને એક વખત હું ધારતો હતો તેવા જવાનોને વરવાને અને તેઓનો સંસાર સુખી કરવાને આજે આપણી જાતમાં કેટલી પુનમના ચાંદ જેવી છોકરીઓ તૈયાર છે તેની તુંને ખબર નથી? આહ! અફસોસ છે કે પારસીયોમાં કોઇ રેનલ્ડસ જેવો લડવૈયો લેખક નથી, નહીંતો **"મોટે ખાંચરેના ભરમો"**નાં અર્થ સુચક મથાળાં હેઠળ તેને કેટલું બધું લખવાનો ખોરાક મળે!"

"જમશેદ, તું-અરે-તમે જે બોલો તે સાંભળવાને તૈયાર છેઉં બલકે એથીબી લાખ ઘણું સખ્ત તમે બોલો તે નીચી મુડીએ બધું સાંભળવાની આજે મારી ગેયા ફરજ છે. તે વખતે હું હેમક હતો છકપત હતો દિવાનો હતો કહોકે પાપી હતો, આજે હું તે નથી."

ત્યાં જમશેદ થયાક દેતા તેબલ આગળની પોતાની બેઠક પરથી ઉઠીને ઉભા થયા અને ડા૦ ફિરોજની સામે તેને ડોળા ધુરકતા ઉભા.

"અય ઇનશાન, તારી વાતનો એક બોલ એક અક્ષરથી હું નથી માનતો; જા, નીકળ અંહીંથી ઉઠ!" એટલું બોલી તેવણે તેને પોતાના ડાબા હાથની આંગળીએ બારણું બતાવ્યું.

ડા૦ ફીરોજબી ઉઠીને ઉભો થયો પણ તેની સામે નરમીથીજ જોતો તે ઉભો.

"ત્યારે તમે મેં કહેલી વાત નથી માનતા?"

"એક બોલ નહીં-એક અક્ષર નહીં!"

આ સાંભળી ડા૦ ફીરોજને એક લખલખું ભરાઇ આવ્યું.

"જમશેદ, એક વખત એવો હતો કે મારો એક બોલ તારે મનસે વકીલને ત્યાં થયલાં એક કરારનામાં જેવો હતો."

"હા, તેમ હતું, પણ તે વખત આજે નથી; તેમ હતું કેમકે તે વખતે તું મારા જીવનો મારા જાનનો સોબતી હતો; જો મારી કલમ નથી, નથી હું કોઇ સાથે એટલો ભેળાતો તે છતાં જેની દોસ્તીમાં હું આખી દુન્યા સમજતો હતો તે તુંજ હતો; તુંને સાચવીને મારાં દેવાંની પાસે મારી બેયમાં રાખ્યો તો તું 'મારે

# લગનની મોતેબરી.

લખનાર:—મી. મીનોચેહર માણેકજી માદન.

( પાને ૩૦૩ થી ચાલુ. )



લોર્ડ નીથડેલ જ્યારે કેદખાનામાં પડ્યો હતો ત્યારે તેનો છુટકારો તેની પરણેતરે કર્યો હતો. તેણી મળવા જતી હોય તેમ ગઈ અને એકમેકના કપડાં બદલી તે બહાર પડયો, જ્યારે તેણી બહાદુરીથી ત્યાંજ પડી રહી! એથી પણ હૃદયભેદક દાખલો તો ગ્રોતીયસના બાબમાં બન્યો હતો. લોસતીનના ભયંકાર કિલ્લામાં તે ૨૦ મહિના કેદ રહ્યો હતો, તેની પરણેતર તેની સાથ કેદમાં રહી અને તેની ગમગીની દુર કરતી. તેણીને અઠવાડયામાં બે વાર ગામમાં જવાની છુટ મલતી કે તેણી ચોપડીઓ ખરીદી લાવતી. ચોપડીઓ એટલી બધી વધી પડી કે તે માટે એક મોટી પેટી બનાવવાની ગરજ પડી. શરૂઆતમાં પોહરાગીરોએ તેને તપાસવા માંડી અને ચોપડીઓ જાણી બીજી વેળા જોવાની તકલીફ ન લીધી. તેણીએ તુરત પોતાના ખાવંદને નસાડી લઇ જવાનો વિચાર કર્યો, અને ચોપડીઓને બદલે પોતાના ખાવંદને બેસાડી કિલ્લામાંથી બહાર પડી. દરવાજાના પોહરાગીરોએ જ્યારે તેને ઉંચકી જોઇ કે તેઓને ભારી માલમ પડી, ત્યારે તેઓએ મજાકમાં કહ્યું "એ કંઇ પેલો કિલ્લાનો રહેનારોતો નથી?" (યાને તેણીનો ભરથાર) ત્યારે તેણીએ હસીને ઉમેરયું, "નહીંરે એતો તેની ચોપડીઓ છે." પેટી સહીસલામત કિલ્લાની બહાર નીકળી અને તે સાથે તે ઓરતનો કીંમતી ખજાનો—ભરથાર,—પણ છુટકારો પામ્યો અને ત્યાંથી તેઓ નાશી ગયાં.

દુ:ખ અને સંકટ એ પરણેલી જીંદગીની કસોટી છે. તેઓ એક જોડાંની ખરી ખુબી અને ખાસ્યત ખુલ્લી કરવા ઉપરાંત તેઓને એકએકની વધુ નજદીક લઇ આવે છે. ઘણીવાર એક જોડાંના સુખનો આધાર તમામ તેઓ ઉપરજ રહે છે; તેઓ એકબીજાને સહાય થાય છે અને દિલાસો મેળવે છે. જ્યારે હીન્સની પરણેતર મરણ પામી ત્યારેજ તેને માલમ પડયું કે તેને કેવી મોટી ખોટ ગઇ હતી. તેઓ બેઉએ મહોતાજમંદી અને કંગાલ્યત હાથમાં હાથ મેળવી અનુભવી હતી; અને તેણીના મરણ પછી તે ખાવંદને મોટામાં મોટું દુ:ખ એજ હતું કે જ્યારે સુખ તેઓને શોધતું આવ્યું કે તેણી મરણ પામી હતી. જ્યારે તેણી મરણ પામી ત્યારે દુ:ખ અને વિચારોથી ઉભાતી છાતીએ તે ભરથારે ઉચ્ચાર્યું:—"અફસોસ, મને જે ખોટ ગઇ છે તેમાંથી તેણીની મહોબતનો હું બાકીજ રાખશ કે જેવી મહોબત કદાચજ કોઇની હશે; જેણીથીજ હું સૌ કરતાં સુખી આદમી હતો, તેણીએ કદી મારેથી સુખ અનુભવ્યું નથી છતાં અરે! તેણીએ કેવા ખુશમીજાજથી સઘળું દુ:ખ સેહવ્યું હતું. મારાં દરેક દુ:ખમાં તેણી કેવી મને દિલસોજી દેખાડતી. અરે, જ્યારે હમારાં દુ:ખથી હમો સાથે રડતાં ત્યારે તે અસલ દુ:ખમાં પણ મારાં જીગરમાં શું લાગણી ઉત્પન્ન થતી હતી તેનો ખ્યાલ કોણ આપશે?"

એક મરદ પોતાની લાયકાતે ઓરતનો પ્યાર પોતા તરફ ખેંચે છે તેમ તેણી પોતાના ખુશમીજાજથી તેને સંતોષ આપે છે. તે હરડરના દાખલા ઉપરથી માલમ પડે છે. તેઓએ એકએકને પહેલવહેલાં એક ભાષાણમા જોયાં હતાં, તે પરણેતર લખે છે:—"હું એક

ફરેસ્તાનોજ અવાજ સમજી; અને તે આત્મિક શબ્દો હતા જે તે ઉચ્ચારતો હતો; સાંજના હું તેને મળી અને મેં મારો ઉપકાર દરશાવ્યો તે વખતથી હમારા આત્મા એક હતા." પોતાના પરણવાનો હેવાલ લખતાં તેણી કહે છેઃ—"એક સુંદર સાંજની ધીમી અને મધુર રોશનીમાં હમો પરણ્યાં. હમો એક જીગર અને એક આત્મા ધરાવતાં હતાં." તે ભરથાર પોતે આમ લખે છેઃ—"મારી પરણેતર મારો દિલાસો, અને સુખ છે હમો હમારા દરેક વિચારમાં વટિક એક છિયે."

જ્યાં ખરી મહોબત હોય છે ત્યાં મગરૂરી ફીસ્યારી કે કુંપણું હોતું નથી. અને "પ્રીત"ના દાખલામાં તેમ નોધાયલું છે. તે બીચારો અતીઘણો તંગદસ્ત હતો જ્યારે તેની પરણેતર માલેતોજાર હતી; પરણવા અગાઉ જ્યારે તેને બીજે ગામ જવું પડયું ત્યારે તેની પરણેતરે તેની તંગદસ્તીનો ખ્યાલ કરી, નાણાની રકમ ઓફર કીધી. પહેલ્લી બારીમાં તેણે અપમાન લીધું પણ વિચાર કરતાં તેણી ઉપર એક માયાકુલ પત્ર લખ્યો, અને તે નહીં કબુલ કરવાને મારી ચાહી. લાંબા અરસાની સખ્ખત હેજગારી પછી તે પુરતું કમાઇ ચુકયો કે તેણી સાથ પરણવાને પોતાને લાયક સમજ્યો. તેણે લખ્યું, "ડીયરેસ્ત, હવે હું મને પોતાને તને અર્પણ કરૂં છું અને તેં મારી જીંદગીના સાથી તરીકે કબુલ કરવાને પસંદ કર્યું છે તે માટે હું હેશાનમંદ છું. . . . હું માનું છું કે હાં આ દુન્યામા કોઇપણ સુખની જગ્યા નથી—પણ આ મેહનતની દુન્યા છે, કે જ્યાં હરેક ખુશાલી આપણને વધુ મેહનત કરવા ઉશકેરે છે, હાથમાં હાથ લઇ આપણુ તે જગ્યા તરીપાર કરીશું અને એકમેકને બળ અને ઉત્તેજન આપીશું. જે બાદ આપણો જોડાયલો આત્મા તે મહાન શાંત ભુમી તરફ ઉડી જશે." તેની પરણેલી જીંદગી બહુ સુખી હતી. તેની પરણેતર એક સાચ્ચી અને દાનાવ ઓરત પુરવાર થઇ છે. તેઓ બેઉ તે ચેળા ચાલેલી લડાઇમાં ઘાયલ થયલાંઓની સારવારમાં રોકાયાં જ્યાં તેણી એક નેહસ્ત તાપના હુમલામા પટકાઇ પડી મારગે લાગી. તે પોતે પણ તેના હુમલાથી છટકયો નહીં છતાં લાંબે વખતે સાજો થયો. તો પણ પોતાની પતિવ્રતા પ્રિયાનાં અકાળ મોતમાં તે પણ જવાંન ઉમરે સ્વર્ગે સિધારયો.

એક બીજો અસાધારણ દાખલો વીલ્યમ કોબેટનો છે. તે પોતે એક તુમાળી, સંગીન બેઅદબ અને પાજી હતો. એકવેળા ૨૧ વરસની ઉમરે તે એક રસ્તા ઉપરથી પસાર થતો હતો કે એક ૧૩ વરસની કુમારીકા ઉપર તેની નજર પડી ને બોલી ઉઠયો, "તે છોકરી મારે લાયક છે." જ્યારે તેઓ અદરયાં કે કોબેટ બહારગામ જતાં તેણીને ૧૫૦ ગીની આપી જેથી તેણી નોકરી કરવી છોડી દઇ આરામમાં રહી શકે. જ્યારે તે પાછો ફર્યો કે તે તેણીને મળવા ગયો. ત્યાર પછીનો હેવાલ તે લખે છે, "વરસના માત્ર ૮૦ રૂપીઆમાં તેણી એક કુટુંબમાં નોકરી કરતી હતી. અને તે માટે એક પણ શબ્દ બોલ્યા અગાઉ તેણી મારી તરફ આવી અને ૧૫૦ ગીની તેમની તેમ મારા હાથમાં મુકી." તેણીની આ કરકસર, મેહનત અને ભલી ચાલચલગત ઉપરાંત તેણીનો અખંડ પ્યાર તે જીતી ગયો. થોડુંકમાં તેઓ પરણી એક થયાં. તે પોતે તેણીની વખાણ ગાવામાં કદી હાકતો નથી અને તેની જીંદગીની ઘણીક ફતેહો માટે તે તેણીનેજ ઉપકારી ગણે છે.

આપણે ઉપલી લીટીઓ દરમ્યાંન પરણેલી જીંદગીની ફરજો, મહોબત, ઉદ્યોગ જોઇ ગયા તેમજ જાણવા જોગ દાખલાઓ આપી આપણા બોલવાને ટેકો આપ્યો. આશા છે જે આપણી કોમના જવાન પરણેલાં જોડાંઓ નકલ કરી પોતા પાછળ એક મહોબતવંતુ, કેળવાયલું સદગુણી અને નામના અને નેકીમાં નાજ કરતું કુટુંબ મેલી જાવ! પણ આપણને આગળ વધવાનું છે. એક પરણેલી જીંદગી કેમ અને કેવી હોય તે આપણે જોઇ ગયા એ દરોબસ્ત છે, પણ ત્યાંજ આપણું કામ ખતમ થતું નથી. અને તેથી આપણે જે છેલ્લાં ત્રણ કારણો દર્શાવ્યાં છે તે ત્રીજાના "ઘર"ની ઉપર આવી કાંઇક બોલવાની રજા લઇશું.

## ઘર.

ઘર આપણી ચાલચલણની પહેલ્લી અને અગત્યની નિશાળ છે; ત્યાંજ પહેલ્લાં એક શખ્સ પોતાની નિર્તની રૂઠી યા માઠી કેળવણી લે છે; જે તેની આખી જીંદગી દરમ્યાન તેની સાથી થઇ રહે છે. એક કેહવત છે કે "ચાલચલણ માણસને ઘડે છે," બીજી એ છે કે "મનથી માણસ ઘડાય છે;" પણ એ બેઉ કરતાં વધુ સચ્ચાઇ ભરી તો આ છે કે "ઘર માણસને બનાવે છે." કારણ ઘરમાં કેળવણી, મન, તન અને ચાલચલણ પણ બંધાય છે. ઘરમાંજ દિલ ખુલ્લું થાય છે, આદતો બંધાય છે, સમજશકિત ખીલે છે, અને ભલી યા બુરી ચાલચલણ રચાય છે. આપણા માણસાઇ કાયદા ઘરથીજ શરૂ થાય છે. કાયદા કંઇજ નહીં પણ ઘરનો પડછાયો છે. એક એકાંતમાં એકાંત ઘરમાં એક કુમળાં મગજ ઉપર એક નાનામાં નાનો વિચાર ઠસાવવામાં આવે તો થોડાં વરસમાં તે વિચાર તે કુમળાં મગજની મારફતે સઘળાં લોકોમાં ફેલાઇ જાય છે. એમાં કાંઇજ શક નથી કે નાનાં બાળકોને કેળવણી આપતો માસ્તર રાજ્યના મહાન વજીરો કરતાં વધુ અસર અને બળ ધરાવે છે.

ખુદ કુદરતનો આ કાયદો છે કે દુન્યવી જીંદગી અગાઉ ઘરની જીંદગી આવવી જોઇયે અને મન અને ચાલચલણ પહેલ્લાં ઘરમાં બંધાવાં અને રચાવાં જોઇયે. હરેક જીવડો, જે પોતે ખીલી નીકળી દુન્યામાં પોતાની હુશ્યારી દેખાડે છે, તે પહેલ્લાં ઘરની ભઠીમાંથી પસાર થાય છે અને જેમ સોનાને પીગળાવી નિર્મળ કરવામાં આવે છે તેમ ઘરની ભઠીમાં તે જીવડાની ખાસયત પીગળી નિર્મળ થાય છે. તે ત્યારબાદ કુટુંબમાંથી દુન્યામાં પગલું મુકે છે; અને છોકરવનપણામાંથી શેહરીપણા તરફ ધસે છે! એ રીતે, આપણા સુધારાની પહેલ્લી અને મોટી અસર કરનારી સ્કુલ તે ઘર છે. સુધારાનો સવાલ જોઇયે તો હરેક શખ્સની કેળવણી ઉપર લટકેલો છે અને જેટલા પ્રમાણમાં બાળકોને ભલી યા બુરી કેળવણી આપવામાં આવશે તેટલા પ્રમાણમાં ભવિષ્યની પ્રજા સુધરેલી કે કુધરેલી નીવડશે.

ગમે તેવા ભણેલા શખ્સની બાળપણની કેળવણી તેને અસર કર્યાં વિના રહેશે નહીં. એક બાળક જ્યારે જન્મ લે છે ત્યારે તે નિરાધાર અને પોતાની કેળવણી અને ખીલવણી માટે તમામ બીજાઓ ઉપર આધાર રાખી પડે છે. અને તેના પહેલ્લા શ્વાસથીજ તેની કેળવણી શરૂ થાય છે. એક પાદરીને એક માતાએ પુછયું કે તેણીના ચાર વરસના બેટાને કેટલામાં વરસથી કેળવણી આપવી. તે પાદરીએ જવાબ દીધો, "બાનુ, જો હજી તમોએ શરૂ ન કરી હોય તો તમોએ તમારૂં બાળકના ચાર વરસ ફોકટ ગુમાવ્યાં છે. તે બાળકને કેળવણી આપવાની પહેલ્લી તકજ જે ઘડીથી તમોએ તેની ઉપર નજર કરી ત્યાંથી શરૂ થઇ છે." એક અરેબીક કહેવત કહે છે, **"એક અંજીરનું ઝાડ બીજાં ઝાડ તરફ જોઇ ફળ આપે છે."** એજ કાયદો બાળકોમાં છે. તેઓનો પહેલ્લો ઉસ્તાદજ તેઓ જે દાખલાઓ જોય છે, તે છે.

---

**બ્રિટીપ જેનરલો જેઓએ કદી હાર શું તે જોઇ નથી અને જાણી નથી**—આવા બ્રિટીશ જેનેરલોની સંખ્યા ઘણી નાની છે કેમ કે ઘણાક નામીચા બ્રીટીશ પેહેલવાનોને એક યા બીજી વખ્ત હાર ખમવી પડેલી જણાવલી છે.

ડયુક ઓવ મારલબરોએ કદી હાર અનુભવી ન હતી. તે બ્રિટીશોનો ઘણો નામિચો જેનેરલ હતો, અને જો કે તેને બીજા દેશોના ઘણાક પંકાયલા પેહેલવાનો સામે લડાઇમાં ઉતરવું પરયું હતું પણ તે બધાઓને તેણે સીકસતજ આપી હતી.

ડયુક ઑવ વેલીંગટન બ્રિટીશોનો તેવોજ નામિચો પેહેલવાન થઇ ગયો છે, જેને લડાઇમાં કોઇએથી હરાવવાની તાકાત બતાવી નથી.

જર્મનોના કાઉન્ત વૉન મોલ્ટકીને માટે પણ એમજ કહેવાય છે.

ફ્રિલ્ડ મારશલ ઉલસ્લી અને મરહુમ ફિલ્ડ મારશલ રૉબર્ટસ પણ તેજ નામિચાં લીસ્ટમાં આવી શકે છે.

# કુપનની કોપીઓ!

યાને

# અધીપતીએ લીધેલું વેર.

### એક ટુંકી વાર્તા.

---

લખનારઃ—સોલન.

"ઓરંગા અખબાર" નો એડીટર-દીનશાહ દમરી વીચારવંત અદાએ માથે હાથ દઈ તેબલપર બેઠો હતો. તેબલપર તેની સામે "ઓરંગા અખબાર" નું ૭ મહીનાના હીસાબનું સરવાયું પડેલું હતું; તેની સામેની ખુરશીપર તે પત્રનો માલેક મી૦ સાવક સ્પેનસર બેઠો હતો. દેખઇતી રીતે તેની (સાવકની) દાળ દાઝી ગયલી હતી, કારણ આ હીસાબનું સરવાયું નફાને બદલે ટોટો દેખાડતું હતું.

"કેમ મી૦ દમરી, તમે આય તપાસ્યું કે?" તે બોલયો, "હવે તમારો એ વીશે શું વીચાર છે?"

"મેં તો મારેથી બનતું કીધું" દીનશાહે બચાવમાં કહ્યું, "ઘરાકી ઘટતી જાય છે, તેમાં કાંઇ મારો વાંક નથી."

"હું કંઇ હાં તમારો વાંક કહાડવા આવ્યો નથી" સાવકે કહ્યું, "હું તમુંને એટલુંજ કહેવા આવ્યો છું કે આવતા મહીનાની પહેલી તારીખથી-એટલે આવતા સોમવારથી આય પેપર બંધ થશે, અને તમારી નોકરીની હવે વધુવાર જરૂર રેહશે નહીં. મારો પૈસો કંઇ હરામનો નથી આવ્યો કે ફોકટમાં હું એની. પછવાડે ઘસાયા કરૂં."

દીનશાહને લગાર કચવાટ લાગયો. તે કાંઇ સખત બોલીમાં તેનો જવાબ વાળવા જતો હતો, પણ પાછો અટકી ગયો.

"ઠીક છે" તે બોલયો, "તમે કેહોછ તેમ આવતી પહેલીએ પેપર બંધ થશે, આજથી બરાબર અઠવાડયું છે, પણ મારી તો એવી પકી ખાત્રી છે કે આંપણે જો બીજા ૭ મહીના પેપર વધુ ચલાવીશું તો આપણે ફાવ્યા વગર રહીશું નહીં. બીજાં ચીહડયાંઓ કરતાં તો બેશક આપણું "ઓરંગા અખબાર" ઘણું સરસ છે. આટલા ૭ મહીનાંમાં કંઇ એક નવુંસવું પેપર ફાવે નહીં, એ તો પહેલે એમજ ખોટ આવે પણ મોડે . વહેલે—"

"મારે વધુ વાર એ પેપર ચાલુ રાખવું નથી!" સાવકે કહ્યું, "તમે મારો ઠરાવ સાંભળયો છે. તમુને અને તમારા સ્ટાફને પુરેપુરો પગાર મળશે. હું તો આજેજ બપોરની ગાડીમાં દેવલાલી જાઉં છું. પણ તમારો બધો બંદોબસ્ત કરીને જઇશ. તમે એક બે દહાડા અગાઉથી પેપરમાં લખી દેજો કે સોમવાર તા૦ ૧ લીથી પેપર બંધ થશે."

એટલું બોલી તેણે ત્યાંથી ચાલતી પકડી.

"હું એનું એની પર વેર લઇશ!" દીનશાહ બોલયો.

દરરોજ સાંહજનાં તે ઘરે ટ્રામમાં બેસી જતો હતો, અને રાબેતા મુજબ આજે પણ તે તેમજ ઘરે પાછો ફરતો હતો, તેટલાં માર્ગમાં વીજળીક પ્રવાહ બંધ થઇ જવાથી તેની ટ્રામ એકાએક થંબ થઇને અમેરીકા ઇન્ડયા સીનેમા આગળ ઉભી રહી ગઇ.

ટ્રામ ઉભી રહેવાથી દીનશાહે બહાર ડોકયું કહાડયું અને જોવા લાગયો તો સીનેમાની સામેની બીલડીંગ પર તેની નજર ગઇ.

તે બીલડીંગની નીચેની દુકાનમાં ધામધુમ ચાલતી તેની નજરે પડી. દુકાનમાં કામદારો હારેદાર લાગી

ગયા હતા. કોઇ ચુનો દેતું તો કોઇ બારીબારણાં સાફ સુફ કરતું નજરે પડતું હતું. આ દુકાનની કાચની એક મોટી બારીપર હવે દીનશાહની નજર પડી. તેપર એક મોટા પપરદા જેવા હરફે જાહેર ખબર ચીટકાવવામાં આવી હતી. દીનશાહે તે વાંચી અને તે વીચારમાં પડયો; તે નીચે મુજબ હતી :

> આ દુકાનમાં આવતા સનીવારથી મેસર્સ સપેનસરની કું૦ પોતાની એક શાખા ખોલશે કે જ્યાં તરેહવાર ખાદ્ય ખોરાકી તથા પરચુરણ સામાન મારકીટ ભાવે વેચવામાં આવશે.

આ નોટીસની હેઠળ વળી એક બીજી નોટીસ નીચે મુજબ લગાડવામાં આવી હતી.

> સઘળી જતી આવતી ટ્રામો હમારી દુકાન આગળ ઉભી રહેશે.

દીનશાહ આ જાહેર ખબરો વાંચી બડબડવા પડયો.

"વાહ સાવક કાકા હારેહાર દુકાનો ઉઘાડતા ફરેછ ! પોતાને ત્યાં ટંકશાળ ચલાવે છે તે છતાં આવું રસ એક ન્યુસપેપર વધુ વાર ચલાવવાને ના પાડેછ ! રાક ખોટખી આવી તો શું થયું? પેપર કંઇ એક મજ ખીલી નીકળેછ?"

આખરે તે ઘરે આવી પુગ્યો. પોતાના શેઠપર કેવી રીતે વેર લેવું તેનો વીચાર કરતો તે બીછાંને ગયો. તેનો બરાબર ઘાટ ઘડવાની તેણે મનમાં યોજના રચી રાખી હતી.

બહારવણે તે સ્પેનસરની નવી દુકાને ગયો. ત્યાંનો મેનેજર ધાંધળમાંજ હતો. નોકરો પર તે દમ કરીને હુકમો કર્યો જતો હતો. દીનશાહ ત્યાં ગયો પણ પેલો જાણે જાંણુનો નહીં હોય તેમ ઉભોજ રહ્યો.

"માંફ કરજો મી૦ પણ તમે આંય નવી દુકાનનાં મેનેજર છેઓ કે?" દીનશાહે પુછ્યું.

"હા, હુંજ મેનેજર છેઉં. કેમ કંઇ ફરમાસ?" જાણે શું એક મોટો વાઘ મારતો હોય તેમ મેનેજરે લગાર દમામથીજ પુછ્યું.

"હું મી૦ સાવકશાહ સ્પેનસર તરફથી આવ્યો છું," દીનશાહે કહ્યું.

સાવક સ્પેનસરનું નામ સાંભળતાંજ પેલા મેનેજરની દીનશાહ તરફની વર્તણુક તદન બદલઇ ગઇ તે હવે ચીંગોપીંગો થઈ ગયો.

"માફ કરજો, સાહેબ, હયાં એકબી ખુરશી નથી તેથી હું તમુંને ખુરશીપર બેસવાની ઓફર કરી શકતો નથી. પણ તમે જો કંઇ હલકું નહીં ધારતા હોવ તો આ બોક્ષપર બેસો."

દીનશાહે એક ઉંચા બોક્ષપર પોતાની બેઠક લીધી.

"તમુને માલમ છેની કે મી૦ સ્પેનસરનું "ઓરંગા અખબાર" નામનું એક પત્ર છે?" દીનશાહે પુછ્યું.

"હા, હું જાણુંછ."

"હું તે પત્રનો અધિપતી છેઉં" દીનશાહે કહ્યું, "વારૂં તમારૂં નામ શું?"

"મેરવાનજી"

"મી૦ મેરવાનજી, વાત એમ છે કે આપ મી૦ સ્પેનસરનાં ન્યુસપેપરનું ટટુ કાંઇ બરાબર ચાલતું નથી. હવે એવણે કાંઇ નવીજ યોજના ઘડી છે અને તેબી વળી તમારી આપ દુકાન સનીવારે ઉઘડેછ એટલે એવણને બેવડો લાગ મળી ગયો છે. સનીવારે પેપરનો છેલ્લોજ દીવસ છે તે દહાડે એવણે એવો ઠરાવ કીધોછ કે ન્યુસપેપરનું હોજરૂં આપ તમારી નવી દુકાને ભરવું."

મેરવાન લગાર ગભરાટમાં પડયો.

"મ-મને સ-સહમજ નહી પડતી" તે બોલયો.

"હું લગાર ગોળ ગોળ બોલું છું. ન્યુસપેપરનો ફેલાવો ઘણો થોડો છે, જેથી તેને આપ દુકાનમાંથી એવું કંઇ પીણું આપવું જોઇએ કે જેથી તે વધુ ટટાર થાય."

"પણ-પણ એવાં પીણાં માટે અમારી પાસે લાઇસન્સ નથી." મેરવાન ગભરાટથી બોલી ઉઠયો.

મેરવાનને તેના બોલવાથી જે ગભરાટ ઉપજ્યો તેથી દીનશાહને હસવું આવ્યું.

"મારે તમારી સાથે ખુલ્લા શબ્દોમાં વાત કરવી જોઇશે. લાઇસન્સ કંઇ જોવતું નથી, હું તો એમ

કેહવા માંગતો હતો કે જેમ ન્યુસપેપરને કશાંનો ટેકો જોઈએ છે તેમજ આય નવી દુકાનનેબી જોઇએછ. આવતા સનીવારે "ઓરંગા અખબાર"ની વધારે કોપી કહાડવામાં આવશે; લગભગ બે હજાર કોપીઓ કહાડીશું, દરેક કોપીની અંદર એક કુપન રાખવામાં આવશે તે કુપન આંય દુકાને લાવનારને એક રતલ ખાંડ ભેટ આપવામાં આવશે. જો દરેકે દરેક કુપન હાં લાવવામાં આવશે તો તમુંને એક રતલ ખાંડનાં બે હજાર પડીકાં તૈયાર રાખવાં પડશે. લેબલપર તમારી "ગીની" છાપ છે તે મારજો. કેમ સમજણ પડેછકે?"

"હા, આવી રીતે મફત ખાંડથી અમુને વધારે જાહેરાત મળશે."

"બરાબર છે." દીનશાહ બોલ્યો. "ખરચ થોડો છે જ્યારે નફો ઘણો બહોળો છે. આવતા બ્રેસપત અને શુકરવારનાં ન્યુસપેપરમાં અમે લોકની જીગ્નાશા ઉશકેરવા જાહેર ખબર આપીશું કે 'સનીવારનાં પેપરમાં આય જગા જોજો કાંઇ તમારાજ લાભનું મળશે,' એટલે કોપી પર તુટાતુટ પડશે, અને જેમ કોપી પર તુટાતુટ એટલે હાં દુકાનપર તેટલોજ દરોરો ને લુટાલુટ. જેથી તમુંને અને તમારાં મદદનીશોને ઘણી તકલીફ પડવાની. ઘણુંજ થોડાંઓ આંય એક રતલ ખાંડ લઇને જતાં રહેશે. ખરાબ લાગશે કરીને કંઇને કંઇબી ખરીદી તો કરશેજ. જો કોઇ નહીબી ખરીદી કરે તો તમે લગાર ચેશતા કરીને પુછજો કે કેમ કાકા મફતની ખાંડ લઇને ચાલ્યા તે કંઇ બીજું ખરીદતાબી નહી કે? એટલે બચારો ચકુનમનો મારેલો કંઇબી ખરીદશે. હુંતો ધારૂંછ કે તે દહાડે તમારૂં કામ ચોવડું વધી જશે."

ખુશાલીને મારે મેરવાનની આંખો ચમકવા લાગી.

"ઘણીજ સરસ યોજના છે સાહેબ!" તે બોલ્યો. "મી૰ સ્પેનસરને મારી તરફથી સંઘયારો આપજો કે હું આરેથી બનતું કરીશ. ખરેખર એવન ઘણુંજ ચાલાક ભેજું ધરાવે છે!"

"બેશક!" એટલું બોલી દીનશાહે ત્યાંથી ચાલતી પકડી.

* * * * *

"ઓરંગા અખબાર"નો માલેક સાવક સ્પેન દેવલાલીમાં હવા ધોરતો હતો. હોટલની અગાસી પ બેઠો હતો; આજે શુકરવાર હતો, તેના હાથમાં કાલનું બ્રેપતવારનું "ઓરંગા અખબાર" હતું પકડી તે વીચારમાં પડયો હતો.

"બસ બેજ દહાડા આય પેપરને રહ્યા" તે પ પટયો. "જોઇએ એમાં દીનશાહે એ વીશે શું ખુલા કીધોછ, કંઈ ગાબડું માર્યુંછ કે?"

એટલું બોલી તેણે પેપર ખોલ્યું. એડીટોર પેજ પર કાળા હરફે નીચલી જાહેર ખબર પર ત તુરતજ નજર ગઇ.

**આ જગ્યા પર નજર રાખજો.**

આવતી કાલે અને સનીવારે આજ જગ્યા પર તમારી નજર જરૂર નાખજો. તમારે માટે એક ઘણીજ અગતની ખબર હાં પ્રગટ થશે. આ નવી ખબરથી મુંબઈમાં કોઇ દીવસ નહી થયલી એ હોહો થઇ રહેશે.

આ ખબર વાંચી સાવક પહેલાં તો અજાય પડયો, તેણે તે ખબર બીજી વખત વાંચી, અને તેને તેમાં કાંઇ રમુજ માલમ પડી.

"આય દીનશાબી કોઈ જબરો હુશયાર લાગે તે બોલયો, "જેની લોકને સાબુત બનાવી કહ કાલે યા સનીવારે, એ ખબર આપી આપીને શું ક કે સોમવારથી અમારૂં પેપર બંધ થશે. અને તે જાણવા સારૂં એણે લોકની જીગ્નાશા જબરી ઉશ્ રાખાશ, બે દહાડામાં પાંચેક હજાર કોપી વધુ જશે, ચાલ એબી સારૂં. એટલી આપુને ખોટ ઓ

સનીવારે સાવક શુકરવારની "ઓરંગા અખબાર" ની કોપી લઇને હોટલનાં વરંડા પર વાંચતો બેઠો. આજેબી સનીવારે તેની નજરે ગઈ કાલ વાળી ખબર પડી. "**આજે સનીવારે**" એટલાજ તેમાંથી કહાડી નાંખવામાં આવ્યા હતા, બાકી જાહેર ખબર તેજ હતી. તેને શું ખબર હતી કે હું તે (શુકરવારનું) ન્યુસ વાંચતો બેઠો હતો ત્યારે ઘડીએ તેની મુંબઇની દુકાનપર શું દરોરો પડતો

* * *

ગયા હતા. કોઇ ચુનો દેતું તો કોઇ બારીબારણાં સાફ સુફ કરતું નજરે પડતું હતું. આ દુકાનની કાચની એક મોટી બારીપર હવે દીનશાહની નજર પડી. તેપર એક મોટા પપરદા જેવા હરફે જાહેર ખબર ચીટકાવવામાં આવી હતી. દીનશાહે તે વાંચી અને તે વીચારમાં પડયો: તે નીચે મુજબ હતી :

> આ દુકાનમાં આવતા સનીવારથી મેશર્સ સપેનસરની કું૦ પોતાની એક શાખા ખોલશે કે જ્યાં તરેહવાર ખાદ્ય ખોરાકી તથા પરચુરણ સામાન વાજબી ભાવે વેચવામાં આવશે.

આ નોટીસની હેઠળ વળી એક બીજી નોટીસ નીચે મુજબ લગાડવામાં આવી હતી.

> સઘળી જતી આવતી ટ્રામો હમારી દુકાન આગળ ઉભી રહેશે.

દીનશાહ આ જાહેર ખબરો વાંચી બડબડવા મંડયો.

"વાહ સાવક કાકા હારેઠાર દુકાનો ઉઘાડતા ફરેછે ને પોતાને ત્યાં ટંકશાળ ચલાવે છે તે છતાં આવું ... એક ન્યુસપેપર વધુ વાર ચલાવવાને ના પાડેછે! ... ખોટણી આવી તો શું થયું? પેપર કંઇ એક ... ખીલી નીકળેછે?"

આખરે તે ઘરે આવી પુગ્યો. પોતાના કાકાપર કેવી રીતે વેર લેવું તેનો વીચાર કરતો તે બીછાને ગયો. તેનો બરાબર ઘાટ ઘડવાની તેણે મનમાં યોજના રચી રાખી હતી.

બાહારવળે તે સ્પેનસરની નવી દુકાને ગયો. ત્યાંનો મેનેજર ઘાંધળમાંજ હતો. નોકરો પર તે દમ કઢીને હુકમો કર્યો જતો હતો. દીનશાહ ત્યાં ગયો પણ પેલો જાણે જોયુંજ નહીં હોય તેમ ઉભોજ રહ્યો.

"માફ કરજો મી૦ પણ તમે આય નવી દુકાનનાં મેનેજર છેઓ કે?" દીનશાહે પુછયું.

"હા, હુંજ મેનેજર છેઉં. કેમ કંઇ ફરમાસ!" જાણે શું એક મોટો વાઘ મારતો હોય તેમ મેનેજરે લગાર દમામથીજ પુછ્યું.

"હું મી૦ સાવકશાહ સ્પેનસર તરફથી આવ્યો છું," દીનશાહે કહ્યું.

સાવક સ્પેનસરનું નામ સાંભળતાંજ પેલા મેનેજરની દીનશાહ તરફની વર્તણુક તદન બદલાઇ ગઇ તે હવે ચીગોપીગો થઈ ગયો.

"માફ કરજો, સાહેબ, હયાં એકબી ખુરશી નથી તેથી હું તમુંને ખુરશીપર બેસવાની ઓફર કરી શકતો નથી. પણ તમે જો કંઇ હલકું નહીં ધારતા હોવ તો આ બોક્ષપર બેસો."

દીનશાહે એક ઉંચા બોક્ષપર પોતાની બેઠક લીધી.

"તમુને માલમ છેની કે મી૦ સ્પેનસરનું "ઓરંગા અખબાર" નામનું એક પત્ર છે?" દીનશાહે પુછયું.

"હા, હું જાણુંછ."

"હું તે પત્રનો અધિપતી છેઉં" દીનશાહે કહ્યું.

"વારૂં તમારૂં નામ શું?"

"મેરવાનજી"

"મી૦ મેરવાનજી, વાત એમ છે કે આય મી૦ સ્પેનસરનાં ન્યુસપેપરનું ટકુ કાંઇ બરાબર ચાલતું નથી. હવે એવણે કાંઇ નવીજ યોજના ઘડી છે અને તેથી વળી તમારી આય દુકાન સનીવારે ઉઘડેછે એટલે એવણને બેવડો લાગ મળી ગયો છે. સનીવારે પેપરનો છેલ્લોજ દીવસ છે તે દહાડે એવણે એવો ઠરાવ કીધોછે કે ન્યુસપેપરનું હોજરૂં આય તમારી નવી દુકાને ભરવું."

મેરવાન લગાર ગભરાટમાં પડયો.

"મ-મને સ-સહમજ નહી પડતી" તે બોલ્યો.

"હું લગાર ગોળ ગોળ બોલું છું. ન્યુસપેપરનો ફેલાવો ઘણો થોડો છે, જેથી તેને આય દુકાનમાંથી એવું કંઇ પીણું આપવું જોઇએ કે જેથી તે વધુ ટટાર થાય."

"પણ-પણ એવાં પીણાં માટે અમારી પાસે લાયસન્સ નથી." મેરવાન ગભરાટથી બોલી ઉઠયો.

મેરવાનને તેના બોલવાથી જે ગભરાટ ઉપજ્યો તેથી દીનશાહને હસવું આવ્યું.

"મારે તમારી સાથે ખુલ્લા શબ્દોમાં વાત કરવી જોઇએ. લાયસન્સ કંઇ જોવતું નથી, હું તો એમ

કેહવા માંગતો હતો કે જેમ ન્યુસપેપરને કશાનો ટેકો જોઇએ છે તેમજ આપ નવી દુકાનનેબી જોઇએછ. આવતા સનીવારે "ઓરંગા અખબાર"ની વધારે કોપી કહાડવામાં આવશે; લગભગ બે હજાર કોપીઓ કહાડીશું, દરેક કોપીની અંદર એક કુપન રાખવામાં આવશે તે કુપન આપ દુકાને લાવનારને એક રતલ ખાંડ ભેટ આપવામાં આવશે. જો દરેકે દરેક કુપન ત્યાં લાવવામાં આવશે તો તમુને એક રતલ ખાંડનાં બે હજાર પડીકાં તૈયાર રાખવાં પડશે. લેબલપર તમારી "ગીની" છાપ છે તે મારજો. કેમ સમજણુ પડેછકે?"

"હા, આવી રીતે મફત ખાંડથી અમુને વધારે જાહેરાત મળશે."

"બરાબર છે." દીનશાહ બોલ્યો. "ખરચ થોડો છે જ્યારે નફો ઘણો બહોળો છે. આવતા બ્રેસપત અને શુકરવારનાં ન્યુસપેપરમાં અમે લોકની છજ્ઞાશા ઉશકેરવા જાહેર ખબર આપીશું કે 'સનીવારનાં પેપ. રમાં આપ જગા જોજો કાંઇ તમારાજ લાભનું મળશે," એટલે કોપી પર તુટાતુટ પડશે, અને જેમ કોપી પર તુટાતુટ એટલે ત્યાં દુકાનપર તેટલોજ દરોરો ને લુટાલુટ. જેથી તમુને અને તમારાં મદદનીશોને ઘણી તકલીફ પડવાની. ઘણુંજ થોડાંઓ આપ એક રતલ ખાંડ લઇને જતાં રહેશે. ખરાબ લાગશે કરીને કંઇને કંઇબી ખરીદી તો કરશેજ. જો કોઇ નહીબી ખરીદી કરે તો તમે લગાર ચેશતા કરીને પુછજો કે કેમ કાકા મફતની ખાંડ લઇને ચાલ્યા તે કંઇ બીજું ખરીદતાબી નહી કે? એટલે બચારો ચકુનમનો મારેલો કંઇબી ખરીદશે. હું તો ધારૂંછ કે તે દહાડે તમારૂં કામ ચોવડું વધી જશે."

ખુશાલીને મારે મેરવાનની આંખો ચમકવા લાગી.

"ઘણીજ સરસ યોજના છે સાહેબ!" તે બોલ્યો. "મી. સ્પેનસરને મારી તરફથી સધપારો આપજો કે હું મારેથી બનતું કરીશ. ખરેખર એવન ઘણુંજ ચાલાક ભેજું ધરાવે છે!"

"બેશક!" એટલું બોલી દીનશાહે ત્યાંથી ચાલતી પકડી.

* * * *

"ઓરંગા અખબાર"નો માલેક, સાવક સ્પેન દેવલાલીમાં હવા ખેરતો હતો. હોટલની અગાસી પ[illegible] બેઠો હતો; આજે શુકરવાર હતો, તેના હાથમાં કાલનું બ્રેપતવારનું "ઓરંગા અખબાર" હતું પકડી તે વીચારમાં પડયો હતો.

"બસ બેજ દહાડા આપ પેપરને રલા" તે પ[illegible] પટયો. "જોઇએ એમાં દીનશાહે એ વીશે શું ખુલા[illegible] કીધોછ, કંઈ ગાબડું માર્યુંછ કે?"

એટલું બોલી તેણે પેપર ખોલ્યું. એડીટોર પેજ પર કાળા હરફે નીચલી જાહેર ખબર પર ત[illegible] તુરતજ નજર ગઇ.

> **આ જગ્યા પર નજર રાખજો.**
>
> આવતી કાલે અને સનીવારે આજ જગ્યા પર તમારી નજર જરૂર નાખજો. તમારે માટે એક ઘણીજ અગત્યની ખબર ત્યાં પ્રગટ થશે. આ નવી ખબરથી મુંબઈમાં કોઇ દીવસ નહી થયલી ગો[illegible] હોહો થઇ રહેશે.

આ ખબર વાંચી સાવક પહેલાં તો અજાય[illegible] પડયો, તેણે તે ખબર બીજી વખત વાંચી, અને [illegible] તેને તેમાં કાંઇ રમુજ માલમ પડી.

"આપ દીનશાબી કોઇ જબરો હુશયાર લાગે[illegible] તે બોલયો, "જોની લોકને સાબુત બનાવી [illegible] કાલે પા સનીવારે, એ ખબર આપી આપીને શું [illegible] કે સોમવારથી અમારૂં પેપર બંધ થશે. અને તે જાણવા સારૂં એણે લોકની છજ્ઞાશા જબરી ઉશ[illegible] રાખ્યાશ, બે દહાડામાં પાંચેક હજાર કોપી ચડ[illegible] જશે, ચાલ એગી સારૂં. એટલી આપુને ખોટ એ[illegible]"

સનીવારે સાવક શુકરવારની "ઓરંગા અખબાર" ની કોપી લઇને હોટલનાં વરંડા પર વાંચતો બેઠો આજેબી સનીવારે તેની નજરે ગઇ કાલ વાળી ખબર પડી. "આજે સનીવારે" [illegible] તેમાંથી કહાડી નાંખવામાં આવ્યાં હતા, બાકી [illegible] જાહેર ખબર તેજ હતી. તેને શું ખબર હતી કે હ[illegible] તે (શુકરવારનું) ન્યુસ વાંચતો બેઠો હતો ત્યારે [illegible] ઘડીએ તેની મુંબઇની દુકાનપર શું દરોરો પડનો.

* * *

# તારાં મનનો ગમ તું દુર કર.

લખનાર—"રોશન"

"સંગી હમારે ચલ ગય, હમભી જાને હાર;
કાગજમે કછુ બાકી હય, તાસે લાગી બાર."
"જો મરનેસે જગ ડરે, સો મેરે મન આનંદ;
કબ મરીયે કબ ભેટીયે, પુરણ પરમાનંદ."

કબીર.

હે જીવ, તારૂં કોઈ વ્હાલું ગુજર પામ્યું હોય, જો તે તારાં લોહીમાંનું લોહી, અને માસમાંનું માસ હોય, જેણે તારૂં જીગર જીતેલું, અને પછી તેનો ત્યાગ કરી ગયું હોય, તો પણ તેને માટે ગમ કરવો મોકુફ રાખ! તે વાહાલા જીવને, તારા અને મીનોઈ આલમ વચે એક સાંધણ, યાને ખુદા અને તારા પોતા વચે એક વધારે ધાડો સંબંધ માની, દરેક રીતે, તે આતમા મારફતે, ઇશ્વરને પીછાનવાનો સમજવાનો પ્રયત્ન કર. માન, કે તે ખુદાની દરબારે (તુરત વેલા) તારા એક કાસદ દાખલ, તારો તે તરફનો માર્ગ મોકલો કરનાર દાખલ ગયલો છે, અને તારી લાંબી જીંદગી દરમ્યાન, વખતે ને વખતે, તે તારા સમાગમમાં આવ્યો, અને પાછો આવવાનોજ એજ એકીન, તારાં જળતાં જીગરને થંડક આપનારૂં એમાંજ તારી મુક્તિ છે એમ જાણજે.

કારીગરને એક ઝવેર કારીગરી માટે સોંપવામાં આવ્યું, તે તેનુ પોતાનુ થતું નથી. ધણી માંગે અને તૈયાર ન હોય તેમાં કસુર કારીગરનો. વિશ્વાસપાત્ર ઠરયો નહીં; માંગનાર તો તે લઇજ જવાનો. એજ પ્રમાણે, જો તારી ફરજ ભરૂસા પાત્ર બજાવી હોય તો, ખુશી થા, ગમ નહીં કર. ખ્યાલ કર, કે જે કફન તેણે પેહેરયું તેજ તું પેહેરશે, જે લોખંડના તખતા ઉપર તે ગયો, તેજ તને પણ ઉઠાવશે, અને જે રસ્તો તેણે લીધો, તેજ રસ્તે તું પણ પાછળ પડવાનો. ફક્ત તારી તૈયારી રાખ! અને, અરે! છતાં તારી ગમખ્વારી અને જીગરનો ટળવળાટ કમતી થતો ન હોય, દુન્યવી ખેંચાણો હવે નહીં જેવાં લાગતાં હોય જેમ ચાટક પાણીના લાંબા અવવાસ પછી ચોકસ નક્ષેત્રના જળ માટે આરજુમંદ હોય, તેમ, જો તારૂં જીગર તે ગુજરનારને મળવાની તલબ કરતું હોય, તો, તારે માટે એક માર્ગ છે. તારા મનની મુરતીને તે માહાન "ભેદ" સાથ એકત્ર કર. તેમાજ તે સમાઇ ગઇ છે; અને, જ્ઞાન, અગર કર્મ માર્ગે, ભક્તિદ્વારે તેને જઇ મલ. તે શક્તિ તને પોતા ભણી ઉપર ઉઠાવશે, તું તેને તારા તરફ હવે ખેંચી શકનાર નથી. જો તને ગયલી ખુટ ન પુરાય એવી લાગતી હોય તો બેહેતર છે, કારણ, સંસારી બીજી ખટપટો સામે ટકર ઝીલવાને તું સાબેત થશે, અને, દરેક ઘડી, જેમ કાબીના પાંદડાં ઉપરથી દવના ટીપાં ખરી પડે તેમ, તારૂં મન જે અહુરમજદનુ રહેઠાણ, તે ઉપરથી ગાવ ખરી પડશે.

જો તને તારો ગુરૂ મળ્યો હશે તો, આ ભેદનો પડદો તાહરી આંખ્યો સામે ખુલ્લો છે.



# રષ્નું, તેની ક્રૂવષી તથા બીજી યસ્તોમાંથી મળતું તેને લગતું બયાન.

(પાને ૩૧૪ થી ચાલુ.)

લખનાર :—મી૦ ધનજીભાઇ માણેકજી વાચ્છા.

આપણા પવિત્ર પૂરતકો પરથી માલમ પડે છે કે દરેક ફરેસ્તાને તેની લાયકાત મુજબ તેને શરીર તરીકે વર્ણવેલું છે. જેમ કે અર્દીસુરને તથા અશીશંગ ને નાજુકાઇ બક્ષેલી છે ત્યારે બીજા નર યજદોને તેણે પાક પરવરદેગારે જોરમંદ વગેરે ચીતારીઆ. તેજ પ્રમાણે રસ્નને માટે પણ મળે છે કે તે બળવંત અને બુલંદ કદનો છે અને મેહેર યસ્તના ૧૦૦ મો ફકરો તથા ૧૧૬ માં ફકરાથી માલુમ પડે છે કે તે મેહેર યજદની જમની તથા દાબી બાજુએ ચાલે છે. અને જેમ ફરવરદીન યસ્તમાં દરેકની ફરવરશીઓને આરાધેલી છે તેમ રષ્નુની ફરવષીને પણ મેહેર અને શરોશની ફરવશી સાથે આરાધેલી છે અને વળી બીજું જે અશીશંગ યસ્તના પેહેલા કરદાના ૧૬ માં ફકરાપરથી માલુમ પડે છે તે એ છે કે રષ્નુની બેન અશીશંગ છે જ્યાં લખે છે—"અએ સર્વેથી ઉતમ યજત, સર્વેથી બુર્જોગ યજત (અશીશંગ) અહુરમજદ તારો પીતા છે, પવીત્ર આરમઇતી તારી માતા છે, અશો અને પવિત્ર શરોશ બુર્જોગ અને બળવંત રષ્નુ બોહળાં ખેતરવાળો, હજાર આંખવાળો, દશ હજાર કાનવાળો મિથ્ર તારા ભાઇ છે અને માજદીયસની દીન તારી બેન છે.

**રષ્નું. તે રાસ્તી તથા સચ્ચાઇ પર મવકુલ છે. રાસ્તી અને સચ્ચાઇને લગતું મળતું વર્ણન. અવસ્તામાંથી તથા પેહલવી કેતાબોમાંથી મળતું વર્ણન. અને તેની અગત્યતા.**

આ ખાકી દુન્યામાં આપણ માણુસ જાતને લાલચના ફાંદામાં નાખવાને કેટલીક ચીજો એવી છે કે જેની અંદર લગભગ દરેક માણુસ થોડા ઘણા તેના સપાટામાં આવેલા હોય છે. એ ચીજોમાંથી એક ચીજ છે તે સચ્ચાઈ તથા રાસ્તીથી ઉલતી ચીજ તે જૂઠાઇ છે કેમકે એ જુઠાઇ માણસ જાતને પહેલ વહેલા તો તેને લાલચના ફાંદામાં નાખે છે અને ઘણીક વખત તેમાં તેને સચ્ચાઇ તથા ફતેહ આપે છે પણ એ સચ્ચાઇ તથા ફતેહ લાંબો વખત ટકતી નથી અને મોડે યા વહેલે તેનો નાશ થયા વગર રહેતોજ નથી.

અસલ આપણા ન્યાગાનોના વખતમાં એટલે અવસ્તા જમાનામાં જે મુખ્ય મનની કેળવણી તનની કેળવણી સાથે આપવાંમાં આવતી હતી તે તેઓને (બચ્ચાંઓને) તેઓના બચપણથીજ ખુદ આપણા અશો જરથોસ્ત સાહેબના કલામો જે સાચુંજ બોલવું વમાસવું તથા કરવું એ કેળવણી આપવામાં આવતી હતી. અને ફરજંદોએ નાનપણથી આ શબ્દોની ટેવ રાખવાથી ખુદરતના કાયદા પ્રમાણે તેઓ પોતાનો વખત જવા પ્રમાણે મોટપણમાં બીજા ઘણાક સાદા ગુણો એ ઉપરથી સંપાદન કરે છે. અને તેથી બીજાને એવો સારો ધડો આપે છે. આ બાબત પર " હીરોદોટસ" પોતાના જમાનાના ઇરાનીઓ માટે શું કહેછે તે જોઇએ. તે કહે છે કે "તેઓ (ઇરાનીઓ) પોતાના બચાંને પહેલાં સાચ્ચું બોલવાને શીખવતા" અને બીજું જે તે નીચે પ્રમાણે કહે છે તે સઘળું તેના જમાનાના જરથોસ્તીઓ પોતાના વડાઓના વારસામાં મેળવેલા ગુણો છે તે કહે છે "જે ચીજ કરવા ના રવા હોય છે તે ચીજ વિષે વાત કરવી પણ તેઓ નારવા ધારતા કે જુઠું બોલવું એ દુન્યામાં અત્યંત નામોશી ભર્યું કામ છે એનાથી ઉતરતું (નામોસી) ભર્યું કામ કરજ કરવાનું છે તેના ઘણા કારણોમાંનુ એક કારણ એ પણ છે કે કરજદારને જુઠું બોલવાની ફરજ પડે છે.

આપણા પાક અવરતાના લખાણોમાંથી પુષ્કળ ઠેકાણેથી એ રાસ્તી તથા સચ્ચાઇને મળતા દાખલા મળે છે અને મુખ્ય કરીને આપણા પાક અશો જરથોશ્ત સાહેબના પાક ગાથાવાનીમાં તો ઘણેજ ઠેકાણેથી ૨.જે છે અહુનવદના યજશ્નના ૨૮ માં હા-દાના એટલે એ પાક ગાથાવાણીની શરૂઆતનાજ પેહેલા ફકરામાંજ અશો જરથોશ્ત સાહેબ દુવા માંગે છે "નમનતાઇથી હાથ ઉંચા કરીને સઉથી પેહેલા અનદીદ તથા આબાદી કરનાર હોરમજદના તમામ રાસ્તી [1] ભરેલાં કામોને તથા ન્યા ભલાં મનની અકલને આ ખુશાલીમાં હું માંગું છું કે જેથી કરીને દુન્યાના આત્મા (અથવા જોહરને) હું ખુશાલ કરૂં" આ ઉપરથી માલુમ પડે છે કે અશો જરથોસ્ત સાહેબ પેહેલેથી રાસ્તીને માટે નમનતાઇથી દુવા માંગે છે અને તેનેજ (રાસ્તીને) પોતાની છેલ્લી ઘડી સુધી જાળવી રાખી હતી, કે જેનો પુરાવો જ્યારે એ અશો નર અહ્રીમનની સાથે ગુફ્તેગુ કરે છે ત્યારે અહ્રીમન તેને "અરેઝવો અશાઉમ જરથોશ્ત" કરીનેજ વાત કરે છે એટલે સાચ્ચા અને અશો જરથોસ્ત-એમજ કહે છે-વળી એજ અહુનવદ ગાથામાં વળી એક ઠેકાણે એટલે અહુનવદ ગાથામાં યજશ્નેના ૩૪ માં હાના ૭ માં ફકરામાં તો ખુદ **અહુરમજદને રાસ્તી** તરીકે ગણેલો છે ત્યાં કહે છે "ઓ રાસ્ત તારા સિવાય બીજા કોઇને હું જાણતો નથી માટે હમુંને તું બચાવ." વળી જો એક માણસે આ દુન્યાનું તેમજ પેલી દુન્યાનું સુખ મેળવવાની આશા રાખવી હોય તો તેણે પણ રાસ્તીજ અખત્યાર કરવી જોઇએ, કે જે અહુનવદ ગાથાના યજશ્નેના ૨૮ મા હાના બીજા ફકરાપરથી માલમ પડે છે કે "(આ જે) હાડમંદ તથા (પેલી) જે મીનો (એ) બેઉ દુન્યાના ફાયદા (જે) રાસ્તીથી (છે) (યાને રાસ્તીથી મેળવી શકાય છે તે) મને તું આપ, જે ફાયદાઓની મારફતે ખુશાલી આપનારૂં સુખ હાસિલ થાય" આ ઉપરથી માલુમ પડે છે જે આ દુન્યામાં માણસ જાતને જે મુખ્ય **પેહલી** ચીજ જોઇએ છે તે **"સચ્ચાઇ"** અને **ભલુમન** (સારી અક્કલ) છે. અને જે શખ્સ આ બેઉ ચીજોનો ધણી હોય છે તો તેને આ તકલીફો-અને ખાકી દુન્યાની-ખોટી-જુઠી સમજાતી લોભ લાલચ તેની ઉપર ગલબો કરતી નથી અને જો એવા માણસ ઘણોજ દરિદ્ર હાલતમાં પણ હોય છે તોપણ તે એક ઘણા પૈસાદાર માણસની બરોબર પોતાને ગણવા શક્તિવાન થઇ શકે છે એટલે તે સંતોષી રહે છે પણ જેઓ આ દુન્યાની જુઠી માયા અને લોભ લાલચ મનમાં રાખે છે તેઓ આ દુન્યામાં તેમજ પેલી આવતી દુન્યામાં કાંઇપણ ખરૂં સુખ મેળવવાને નસીબવાન થતા નથી વાસ્તે સચ્ચાઇ અને ભલા મનની અક્કલ માણસ જાતને આ તેમજ પેલી દુન્યાનું ખરૂં સુખ અને મોહોતાજ છે અને તે તેઓએ પોતાની નાની કાચી વયથી સંપાદન કરવી અને છેક પોતાની છેલ્લી ઘડી સુધી જાળવી રાખવાની બનતી કોશેશ કરવી વળી સ્પેન્તોમદ ગાથામાં-યજશ્નીના ૪૯ માં હામાં ફકરા ૭-૮ અશો જરથોસ્ત સાહેબ પોતાને પોતાના દીન ફેલાવવાના કામમાં કોણ મદદગાર થશે તથા ખેરી તરીકે કોણ થશે કે જેઓ એ સાહેબને એઓના પેગમબરીના કામ માટે સારી શીખામણ આપે-એવી અરજ કરતા માલમ પડે છે. અને તે પાક દાદાર અહુરમજદ પાસે માંગે છે કે "મને મદદ તથા બચાવ આપવાની **શકિત તથા રાસ્તીની સરદારી અએ હોરમજદ!** ફરશોસ્તરને (એ સાહેબના સસરા-તથા દીન ફેલાવવામાં મદદ કરનાર) તું આપશે (તેં આપ્યુ છે). એ (અરજ) મારે ખાતર (હું) તારી પાસેથી માંગું છું, જેથી હમેશ સુધી તારી નેક પાદશાહીમાં સર્વ પ્રિય હમો થઇએ" એ ઉપરથી આપણે જોઇશું કે **પેગમબરીના કામમાં પણ** મદદને માટે રાસ્તીની ઘણીજ જરૂર છે. વળી એની પછીના ફકરા ૯ માં કહે છે કે જે "સાચ્ચું બોલનારે દુષ્ટ માણસની મારફતે (દુષ્ટ માણસની સાથે) સરદારી લેવી નહીં

(૧) ગાથાની અંદર જે શબ્દ રાસ્તી તથા સચ્ચાઇની અંદર આવે છે તે ફકત ૪૬ મો હા એટલે ઉસ્તવદ્દવી ગાથામાં આવે છે. બાકી બધે ઠેકાણે અષ શબ્દ લીધેલો છે અને એ. કા. એ. કાંગા અષેમની માએની આપતાં એને અશોઇ-રાસ્તી સચ્ચાઇ વગેરે કહેછે અને તેમજ એવણે ગાથામાં બધે ઠેકાણે એ શબ્દ લીધો છે.

. . . . , રાસ્તીને લીધે . . . . . બહાદુર (ગુસ્તાસ્પ) અને જામાસ્પ હકીમ જોડાએલા છે એટલે બેઉએ રાસ્તીમાં પુરેપુરા હતા તેથી તેઓના દીલ પણ એકજ હતાં. વળી આપણે **બેશી** તરીકે કોણને ગણવા તેને માટે પણ આપણે રાસ્તીનોજ જવાબ મલે છે, જેમ કે ઉસ્તવદ ગાથામાં યજશનીના ૪૬ હામાં-ફકરા ૫ માં કહે છે **"રાસ્ત-નેક માણુસોને પોતાના બેશી તરીકે** ગણવા—" આ બાબત પણ આપણા ધર્મનું ઉતમપણું અને એક દીલી દેખાડે છે જેમ કે . . . . સાધારણ રીતે આપણે હાલમાં જેઓ જરથોસ્તીઓ નથી તેઓને . . . . "દરવંદ" તથા દેવો કહીએ છીએ. પણ એનો ખરો અર્થ તો એમ છે કે જે માણસ બદ હોય અને અહુરમજદના તરીકાથી ઉલટી રીતે ચાલે અને એહેરેમનના માર્ગ પર જાય પછી તે જરથોસ્તી હોય કે કોઇ પણ જાતના એટલે ધર્મનો હોય-તેને દેવ કહેતા હતા-તેજ પ્રમાણે આનો પણ અર્થ થઇ શકે કે આપણા પોતાના બેશી તો ઘણા પણ હોય, પણ જેઓ નેક અને રાસ્ત હોય-પછી તેવો જરથોસ્તી હોય કે પર કોમના હોય તો પણ તેઓને બેશી તરીકે ગણવા એ સઝાવાર છે. વળી વહિસ્તોઇશ્ત ગાથાના છેક છેલ્લા ફકરામાં કહે છે "ખોટા એતેકાદવાળાઓને લીધે (દીન ઉપર) ફેલા થયલા તારા. ધર્મ ગુરૂઓને (અએ અહુરમજદ) સંકટ વેઠવું પડે છે. જાણી જોઇને **રાસ્તીને** હાણી કરનારાઓ તનાફુર (એટલે ગુનેહગાર) થાય છે અથવા ગણાય છે. રાસ્ત સાહેબ . . . . કર્યાં (છે) કે જે તેવા શખ્સોના છુટા પણાનો તથા જીંદગીનો નાશ કરી શકે. ખચિત અએ હોરમજદ તારી પાદશાહી (એવી છે) કે જેથી નેક જીંદગી ગુજારનાર ગરીબ માણસને (તેની નેકીના બદલામાં (તું) બેહેતરી (એટલે બુલંદ દરજજો) બક્ષે છે." આ ફકરા ઉપરથી પણ માલુમ પડે છે જે જેઓ ખરા ધર્મી અને રાસ્ત હોય છે તેઓને ખરાબ માણસોથી વેઠવું પડે છે. એજ પ્રમાણે પેહેલવીમાં પણ રાસ્તીને ઉંચી જગા આપી છે જેમ કે મીનો ખેરદના એક બાબમાં કે જ્યાં દરેક સારાં કામ જે માણસ કરે છે તેના દરજજા પ્રમાણે મુકેલા છે, ત્યાં સખાવતને પેહેલી મુકી છે અને પછી બીજી રાસ્તી આવે છે અને પછી બીજાં બધાં સારાં કામો આવે છે.

---

**લડાઇનો ખર્ચ શું?** આ સદીમાં થયલી બધી લડાઇઓ કરતાં હાલ ચાલતી જંગી લડાઇ સૌથી વધુ ખરચાલુ પુરવાર થશે. બાલકન લડાઇ આ લડાઇના પ્રમાણમાં ઘણી નાની હતી તે છતાં જ્યારે સુલેહ થઇ ત્યારે તે લડાઇના ખર્ચનો અડસટો પાંચ કરોડ પાઉંન્ડનો કાઢવામાં આવ્યો હતો.

રૂશો તરકીશ લડાઇનો ખર્ચ મહીને દાહાડે એક કરોડ હેંસી લાખ પાઉન્ડનો આવ્યો હતો. જ્યારે સુલેહ થઇ ત્યારે રશીયાએ હારેલાં તરકીનો ૧૪ કરોડ ૫૦ લાખ પાઉંન્ડ આપવાની ફરજ પાડી હતી. પણ તરકીનાં સંસ્થાનો વિગેરે રશીયાને હવાલે કરતાં કુલે પાંચ કરોડ પાઉંન્ડની બાકી તેને રોકડ નાણાંમાં આપવી પડી હતી.

ફ્રાંન્કો જર્મન લડાઇ જે આઠ મહીના ચાલી હતી તેનો ખર્ચ ૩૧ કરોડ ૬૦ લાખ પાઉંન્ડ સુધી થવા ગયો હતો અને ફ્રેન્ચોએ જર્મનીને આલસેસ લોરેન આપી દેવા ઉપરાંત ૨૦ કરોડ પાઉંન્ડનો દંડ નગદ હાતે આપ્યો હતો.

**લશ્કરી બુટના** જાગેલા અસાધારણ ખપને લીધે સાધારણ બુટ શુના ભાવોમાં ૨૫ ટકાનો વધારો થઇ ગયો છે.

**જર્મન કાફલાનો** ખર્ચ ૧૮૯૮ પછી ૬૦૦૦૦૦૦ ઉપરથી વધી વધીને ૨૩૦૦૦૦૦૦ પાઉંન્ડ જેટલો થયો છે.

એવો અડસટો કાઢવામાં આવ્યો છે કે હાલના જેવી લડાઇમાં રોકાયલા લખ્ખો સિપાહીને માટે જોઇતા ગોળાઓ બનાવવા જેટલું સીસું આખી દુન્યામાં કંઠે નથી મળી શકવાનું.

ઇંગલાંડમાં જો કે એક પાઉંન્ડની નોટોનું ચલણ નવું અને તેથી કાંઇક નવાઇ જેવું લાગે છે, પણ સ્કૉટલાંડમાં તો તે ગીની કરતાં ઘણું સાધારણ વપરાસમાં છે.

રશીયામાં લડાઇ પર ગયલા મરદોનું કામ કરવા હજારો સ્ત્રીઓ બાહાર પડી છે.

# ગ્રે કાલકન.

(ચાલુ વાર્તા.)

લખનાર:—મીસીસ જરબાનુ મેહરવાનજી કોઠાવાલા.

## પ્રકરણ ચોથું.

વર્ષો પછી કાઉંનટેસ લેંગડોકનો અજબ સંજોગે પોતાની જવાનીના ભલા મીત્ર એમાઇલ સાથે મેલાપ થયો. લેંગડોક કાસલની જાગીરી ઉપર ભમતા ઓળાઓમાં શું ભરમ હતો તે જાણી લેવા કાઉનટેસ પોતાની બેટીની સાથે શોધ કરવા નીકલી અને ત્યાં ઝાડીની અંદર આવેલાં એક ઝાડનું થડ એકાએક ખસી ગયું અને ત્યાં તે મા બેટીએ એમાઇલને છુપું ઘર બાંધીને ત્યાં રહેલો જોયો. પેલા ભમતા ઓળાઓ લેંગડોક કાસલના નીમકહરામ રકબાએર મેં૦ પીએરીએ ખાસ ઉભા કીધા હતા અને તેને તેના સાથીઓ જોડે પોતાના પાપી પ્રપંચને લગતી વાતો કરતાં સાંભળી કાઉનટેસે તે બુરા આસામીને તેના ખરા રંગરૂપમાં જોઇ લીધો તે આપણે બધું ગયા પ્રકરણમાં જોઇ આવ્યાં.

ત્યાર પછી તે મા બેટી પોતાને મેહલે પાછાં ફર્યાં. એમાઇલ સાથની મુલાકાતે તેણી ઉપર ઘણી અસર કરેલી જણાતી. કાફી મંગાવી ફેલીસ આવીને પોતાની માની પાસ બેઠી. કાઉનટેસ ધીમેથી બોલી—

"ફેલીસ, જો મારકવીસ સાથની સગાઇ તુંને પસંદ નહીં હોય તો હું તુંને એ વાતની બોહસ કરીશ નહી. હું બરાબર સમજુંછ કે દોલત હશમતની ગમે એવી ઝાહોઝલાલી કરતાં એક ગરીબ ખેડુતના સાચાં જીગરના વ્હાલમાં વધારે સુખ છે. આવા અણઘટતા જુલમોથી જવાન જીગરોમાંથી નીકલતી હાય પીશાપના આપથી ફ્રાંસની ભુમીને બદબખ્તીએ ઘેરીછ; તું તારી ખાહેશ પ્રમાણે ચાલજે, અરે પણ હું કેહુ છુંછ કે તારા પીતાને એ બાબે સમજાવી શકું."

લેડી ફેલીસ આંખે હાથ દઇ રડી પડી. તેણી સારી રપેઠે સમજતી કે તેના કઠોર સખત દીલના બાપને સમજાવવો એ હીમાળય પરવતને પોતાનાં બરફથી પીગલાવવા જેટલો નહી બનવા જોગ બનાવ હતો. કાઉનટેસે તે રાતે પોતાની બેટીને પોતાના પાસાંમાંજ સુવાડી; રાત્રે કાઉનટેસ એક ઘણોજ ત્રાસદાએક સ્વપનો જોઇ ઉંઘમાંથી ઝબકીને ઉઠી. પોતાની પાસે પોતાની લાડકી બેટીને નીરદોષ ઉંઘમા પડેલી જોઇ તેણી તુરત ગુંઠણ મંડીએ પડી અને ફેલીસના માથાં ઉપર અતિઘણાં વ્હાલથી હાથ મેલી તેણી બબડી—

"મારી લાડકી બેટી ખોદા કરે ને જે દુઃખ તારી માતાના કમનસીબે તને વેઠવું પરીયુંછ તે તારાં નસીબમાં હોય નહી; તુંને ખરાં જીગરથી ચાહનાર એક માયાલુ ધણી મલે અને નહી કે તારી માતા જેવો સાંકડા મગજનો ગુસ્સેબાજ ને કાચા કાનનો, જો કે તે એવો હોવા છતાં પણ તે બેહસ્તનો માલેક સાહેબ છે કે હું તેના તરફ ખરાં યકીનથી વફાદાર રહી છું."

જે પ્રમાણે એમાઇલે કહ્યું હતું તે પ્રમાણે બે દહાડા પછી કાઉન્ટ આવી લાગ્યો. તેની સાથે જવાન મારકવીસનો બુઝર્ગ પીતા અર્લ-ડ-બેરી હતો. તે બંને વહેવાઇઓ સાથેજ આવ્યા.

કાઉન્ટ દમામમાજ પોતાની પરણેતરને નમીયો પણ પોતાની બેટીને તેણે વ્હાલથી પાસામાં ચાંપી. એટલુંતો ખરૂં કે તેણી તેને દુન્યામા સઘેથી પ્યારી હતી સીવાય કે તેની ખાનદાની મગરૂરી અને જાતી ખવાસની એકલપેટાઇ.

"ડ-બેરી, આ મારી બેટી લેડી ફેલીસ છે, તમે જોયું એ હવે કેટલી મોટી થઇછ તે?" કાઉન્ટ મગરૂરીથી પોતાની દીકરીને તેણીના ભવીષ્યના સસરા સાથ ઓળખાંણ કરાવતાં બોલ્યો.

બુઝર્ગ અર્લ-ડ-બેરી માનથી નમીયો.

"આ ખુબસુરત ચહેરાએ મારી આંખોને ઘણી ટાઢક આપીછ દોસ્ત, પણ બેશક એની સુંદરતાની કીમત તો મારો બેટોજ કરી શકશે." ડ-બેરી નરમાસથી બોલીયો.

"તમારા બેટા તમારી સાથે આવ્યા નથી?" કાઉનટેસે પોતાની બેટીને જવાબ આપવાની ગુંચવણમાંથી બચાવી લેવાને ધારી કહ્યું.

"નહી, બાનુ તમુને બેશક પેરીસની પ્રજાના હુલ્લડની ખબર તો મલી હશે; મારા બેટાએ ઘણીજ બહાદુરીથી આમ લોકોના અપમાનમાંથી નામદાર રાણીનો બચાવ કીધો અને એ તેની હીમતથી તેને બચારાને બહુ ખમવું પરીયુંછ; જ્યાં સુધી મારો બેટો અહીં સલામત આવી પુગશે નહી ત્યાં સુધી મારા જીવને જપ રેહશે નહી."

"મેં પેરીસની ખબર ઘણી થોડી મેળવીછ, કારણ કાઉન્ટે અહીં ફ્રેજસના ગામડાંમાંથી કોઇને પેરીસ તરફ જવા દીધા નથી એટલે ત્યાંની ખબર કાંઇ મલી શકી નથી, હું ઇચ્છુંછ કે મામલો ઘણો ગંભીરતો નહી હોય" કાઉનટેસ બોલી,

"શું બનશે તે કોઇ કહી શકતું નથી, હમણાંતો જરાક શાન્તી છે પણ પ્રજાની આગેવાની લેનારાઓ ઘણા કાવત્રાંબાજ છે તેઓ જો એકાએક હુલ્લડ કરાવશે તો કહી શકાતું નથી કે શું થશે; ખોદા આપણુને બચાવે."

કાઉનટેસે ઇંતેજારીથી કાઉન્ટ તરફ જોયું.

"તમે એમ ધારોછ કે એ હુલ્લડ અહીં ફ્રેજસ સુધીની આવશે?" તેણીએ પોતાના વરને પુછ્યું.

"જટ!" કાઉન્ટ ભવાં ચઢાવી બોલીયો. "આરતો એવી બાબદો શું સમજે? મારે પેહલાં જઇને મારા વીસવાસુ મોં. પીએરીને મલવું જોઇએ. તેનાથીજ હું જાણી શકશ કે ફ્રેજસની હકીકત શું છે."

"થેમો" કાઉનટેસ વચ્ચે પડી. "તમે પેહલાં મારૂં સાંભળો—" કાઉન્ટ તુચ્છકારથી તેના તરફ ફર્યો.

"તમારૂં સાંભળું? ખરેખર? શું તમે કાંઇ રાજદ્વારી સમજ ધરાવોછ? માફ કરજો કાઉનટેસ પણું તમારી આખી અક્કલ કરતાં હું મારા પીએરીની અરધી અક્કલને વધારે કીમતી ધારૂંછ."

કાઉનટેસ લાલ લાલ મારી ગઇ, ફેલીસની આંખો ગુસ્સાથી ચમકી ઉઠી. બાપડો ડ-બેરી તો દંગજ થઇ ગયો.

"આપણું બોલેલું તે કદી માનનાર નથી" કાઉનટેસ ધીમે બબડી; કાઉંટ ધસારામાં બહાર ગયો. કાઉનટેસે પેરીસને લગતી બધી ખબરો ડ-બેરીને પુછવા માંડી અને તે બુઢ્ઢો અર્લ આ ચહેરેનમુન કાઉનટેસની ચાલાકી-અને રાજ તરફની અનંત વફાદારી વખાણીયા વગર રહી શકીયો નહી.

"શું" તેણે મન સાથે વમાસીયું "આ ગુસ્સે: બાજ કાઉન્ટ પોતાની અમીરી ખવાસની બાનુના ગુણો જોઇ શકતો નથી? જો મા જેવીજ ખસલત એની બેટીની ધરાવતી હશે તો બેશક મારો ભલો બેટો એક લાયક ધણીયાણી મેળવશે."

આટલા વખતમાં કાઉન્ટ નાચતો કુદતો પાછો આયો "કેવી ખુશ ખબર? ડ-બેરી, આપણી બધી આશાઓ સફળ થશે; મૉં. પીએરીએ મારી ખાતરી કીધી છે કે આપણાં ગામડાંમાં તદન શાન્તી અને સુલેહ રાજ કરે છે. પેરીસમાં જે જે બન્યુંછ તે માટેથી એ માહીતગાર નથી અને મેં તેને જણાવ્યું પણ નહી માટે આપણા હાથમાં ઠીક વખત છે. આપણે આપણી દરેક કીમતી ચીજો લઇ, આપણાં છોકરાંઓના લગન કરી ફ્રેજસથી વખતસર નહાસી જઇશું.?

"તમારી ખાતરી છે લેંગડોક, કે આ માણસ તદન ખરૂંજ કેહછ? "ડ-બેરીએ પુછ્યું.

"બેશક, ખચીતજ આખાં યુરપમાં આવો નીમકહલાલ, વફાદાર વિશ્વાસુ માણસ મલવો મુશ્કેલ છે" આંધલા કાઉન્ટે જવાબ દીધો.

કાઉનટેસ અને ફેલીસે એકમેક તરફ જોયું; તેઓની આંખો માહેલી ગભરાટની ઇસારત જોઇ લેતાં ડ-બેરી બેચેન બની ગયો. તેણે કહ્યું. "આવા ગભરાટના, કટોકટીના વખતમાં આપણે આપણા નોકરો ઉપર બહુ ભરોસો મુકવો જોઇએ નહી, લેંગડોક."

"અરે પણ મારા પીએરીના સખુનો ઉપરતો હુ મારી જામીનગીરી આપવા તૈયાર છું." અવીચારી કાઉન્ટ બોલ્યો.

કાઉનટેસે કાંઇ બોલવા માટે હોઠો ઉઘાડયા પણ પેલા ગુસ્સેબાજનાં ભવાં ચઢતાં જોઇ તેણીએ પોતાની બેટી તરફ જોયું.

"પપા તમારા અવિશ્વાસમાં હું બીલકુલ ભાગ લેતી નથી" ફેલીસ બોલી ઉઠી "હું તમુને કાંઇ હકીકત કહીશ કે જેથી તમે એ દગાખોર પીએરીને તેના ખરાં રંગરૂપમા પીછાણી લેશો."

"દગાખોર પીએરી!" કાઉન્ટ ધીક્કારથી પોતાની બાનુની સામે જઇ બોલીયો. "કાઉનટેસ લેંગડોક, તમોએ મારી ગેરહાજરીનો ઘણો હીચકારો લાભ લીધોછ. તમે આપ છોકરીના મગજમાં તમારા જેવાજ હલકા વીચારો મારા ભલા પીએરી માટે ભરી મુકીયાછ."

ગરીબ કાઉનટેસે આ બેઅદબીભર્યા સખુનો સાંભળી દુ:ખથી પોતાનો હોઠ કરડયો. "ફેલીસ તમારી બાની દરી આપશે કે આ સખુનો એના પોતાનાજ છે, હાલતો એ વાત પડતી નાખો કારણ બીચારા અર્લ-ડ-બેરી થાકેલા લાગેછ, ચાલો ખાણુંતો પણ ટાઇમ થયો."

ડ-બેરીએ ઝટ પોતાની જમણા હાથની બાજુ કાઉનટેસ આગળ ધરી અને તેઓ બન્ને ચુપચુપ ખાણાંના ઓરડા તરફ ગયાં; કાઉન્ટ પોતાની બેટીને લઇ તેઓની પાછળ ચાલીયો.

ખાણા ઉપર કાઉન્ટે ભરીબ્બની માસ્સ્પોનેસ ડ-બેરીની સલામતી લીધી જે ફેલીસે ચુપ મોંહડે કબુલ રાખી.

"હું કેવું ઇચ્છુંછ કે મારો બેટો એડવીન એકાદ અડવાડયાંમાં આવવા પામે" ડ-બેરીએ બહુજ ઇંતેજારીથી કહ્યું.

જ્યારે તે મા બેટી એકલાં પડયાં ત્યારે ફેલીસ બોલી—

"મમા આપણે શું કરીએ? પપા કાંઇ આપણું માનશે નહી, તેવણુને પેલા બુરા આદમી ઉપર ઘણોજ વિશ્વાસ બેઠોછ. અને આપણે જો એવણુને કહીશું તો એ વાત એવણ પીએરી આગલજ લઇ જઇ તેનો ખુલાસો પુછશે તો કામ બગરી જશે."

કાઉનટેસે કઠવાસથી હાય મારી.

"ફકત એકજ ચીજ ઉપર આપણો આધાર છે. એમાઇલ હવે વેહલો પેરીસથી આવે તો સારું; તું રોજ પેલા ફુલના ગોટા માટે તપાસ રાખજે, જે આપણુને એમાઇલની પધરામણીની ગુવાહી આપશે, અને હવે મારી દીકરી તું તારાં લગન માટે શું કેહછ?"

તે છોડીએ નીચી નજર કીધી.

"મારા બાવાનો હુકમ હું કેમ તોડી શકુ? તે સાથ વળી એમાઇલે તે જવાનને જોયોછ અને તે મારે લાયકનો છે એમ કહેછ ત્યારે તો હું મારાં નસીબને તાબે થવસ. એટલુંતો ખરૂં કે બુઝર્ગ ડ-બેરી મને પેહલીજ નજરે ગમી આવ્યાછ."

કાઉનટેસ વહાલથી તેણીને ભેટી પડી.

"મારાં બચ્ચાં, એ ભલા બાપનો બેટો પણ તેવોજ નેક હોવો જોઇએ ખોદા તુંને હમેંશા સુખી રાખે."

"અજબ જેવું નથી કે પપાના અને ડ-બેરીના સ્વભાવમાં આટલો બધો તફાવત છતાં તેઓ એકમેકના મીત્ર થઇ શકીયાછ."

"છટ બેટી, તું તારા સુરંબી તરફની ફરજ ભુલી જાએછ" તે નેક કેરદાર બાનુએ પોતાની બેટીને રોકી.

બીજી સવારે કાઉન્ટ અને ડ-બેરી તદન સાધારણ પોશાકમા તૈયાર થઇ ઘોડેસ્વાર બની ફ્રેજસના ગામડાં તરફ ગયા. પીએરી તેઓને જતાં જોઇ કીનાથી દાંતો કચકચાવી બબડયો "આપ બે મોટા મુરખાઓ વાઘ મારવા નીકલીયાછ. એ લોકના પાછાં ફરવા પછીજ એ લોકની સુધ્ધ ઉપડસે.

તેઓ પાછા ફર્યા ત્યારે ડ-બેરી ઘણો ઉદાસ જણાતો હતો. કાઉનટેસે પુછ્યું.

"કાંઇ ખરાબ ખબરતો નહી હશે—"

"મડામ, હું મારા બેટા માટે ઘણો ઇંતેજાર બની ગયોછ. મેં ગામડાંનાં દરેક લોકના ચેહરા ઉપર

ઘણાં નાપસંદ ચીન્હો જોયાં અને તેથી કાંઇ મને ઠીક લાગતું નથી,"

કાઉનટેસે એક છુપી હાય મારી.

દહાડાના અઠવાડીયાંઓ અને પછી એકાદ બે માસથી ગબડી ગયા પણ નાતો જવાન મારકવીસ ડ-બેરીની ખબર કે નાતો પેલા છુપા પેગામનો પુલનો ગોરો દરેક જણ ધાસ્તી અને ચીંતાથી બેબાકળાં જેવાં બની ગયાં હતાં.

એક સવારે કાઉન્ટ અને ડ-બેરી બગીચામાં ફરતા હતા ત્યારે એક ચીથરેહાલ ખેડુત તેઓ તરફ ધસી આવ્યો. કાઉન્ટના ટાંગ ફરી ગયાં પણ ડ-બેરી હરખભેર ગાંભી ધસીને તેને ભેટી પડ્યો.

"મારા દીકરા, મારા એડગીન, આ તારા કેવા હાલ?"

"ખોદાનો ઉપકાર માનો પીતાજી કે હું તમુને ટવેલો આવીને મલી શકીયો, પણ મને લાગેછે કે હું હમણાં બેસુદ્ધ થઇ જવસ" અને એટલું બોલતાંજ તે જવાન પોતાના પીતાની પોહલી છાતી ઉપર ગબડી પડ્યો.

કાઉન્ટ અને અર્લ બન્ને મલી તે બેહોશ જવાનને ઉઠાવી અંદર લઇ ગયા. લેડી ફ્રેલીસે જ્યારે જાણ્યું કે મારકવીસ આવી ચડ્યો હતો ત્યારે તેણી પોતાના ઓરડાના એકાન્તમાં ચાલી ગઇ.

જવાન મારકવીસને માથાં ઉપર મોટો ઘા થએલો જણાતો અને તેમાંથી પુસકલ લોહી ગયું હોય તેમ તે બીચારો તદન ફીકો ને હાડેલો જણાતો; પોતાના ગુલેગુલાબ જેવા તનદોરસ્ત દદાવર બેટાના આવા હાલહવાલ થયલા જોઇ પેલા બુઝર્ગ બાપની છાતી દુખથી ફાટી જતી હતી અને માયાળુ કાઉનટેસ તેને બની શકતો દીલાસો આપી જવાન મારકવીસની સારવારમાં એકે પગે ઉભી રેહતી.

એક સાંજ પછનાં મા બેટીનો મેલાપ થયો.

"આપણાં વહાલાં પેરીસ માટે મારકવીસ શું ખબર લાવ્યાછ?" ફ્રેલીસે પોતાની માને પુછયું

"બધાજ બદબખતી ભર્યાં સમાચાર છે, બેટી. અરે ખોદા, આવો ચીઢા વખત શું કામ આવ્યોછ! બાદશાહી મહાલમાં લુટ ચાલી રહીછે, વફાદાર આદમીઓ બધાં રેહસાંઇ ગયાંછે. અમીર ઉમરાવોનાં લોહીની નેહર ચાલી રહીછે. રાજા રાણી કેદ પરીયાંછે તેઓને બચાવવા જતાં મારકવીસને જખમી કરીને પણ બંદીખાને પકડી ગએલા; એ કેહેછ કે કોઇ નાહેત સખસે એને એક રાત છુપો છોડી દીધો અને ફ્રેજરના ગામડાં સુધી તેને મુકી આવ્યો. મારકવીસતો કેહછે કે હુલ્લડખોરો અહીં સુધી થોડા વખતમાં આવી પુગવા જોઇએ."

"પણ મમા હવે મારકવીસ આવી પુગાછ તો આપણે બધાંએ શા માટે ખોટી થવું જોઇએ? હવે આપણે ઉતાવલે ન્હાસી જવું જોઇએ "ફ્રેલીસ બોલી.

"ખોદા ખબર કે આપણાં તાલેમા શું લખ્યું હસે; પણ મને કાંઇ ખરાબ બનવાની આગાહી થાએછે. મારી દીકરી આપણી કરણીનું જેવું ઘટે તેવુંજ ફળ મલસે એટલે સબુરી રાખવા સીવાય છુટક નથી."

"પણ જે પેલા નાહીન સખસે એને બચાવીયો તે કોણ હશે?" ફ્રેલીસે પુછયું.

"કોણ જાણે એ કેહછે કે તેવું નામ ઘણુંજ અજબ જેવું હતું. "શ્રે ફાલકન" તેવું નામ હતું અને તે કોઇ ઘણોજ દીલછીત દેખાવનો ને બાજ જેવી તીણી નજરનો સખસ હતો, મને શક છે કે તે—"

આ પલે કાઉન્ટ ત્યાં એકદમ ધસી આવ્યો. "મારગેટ, જલદીથી આપણી ફ્રેલીસના લગનની હવે તૈયારી કરવા માંડ, આપણે બનશે એટલી ઉતાવલે ઇંગલંડ ઉપડી જઇશું. મેં અને અર્લે આપણી બધી રોકડના હીરા વેચાતા લઇ લીધાછ એટલે તે સાથે લઇ જઇશું. જો નોકરોથી અંજાણ બનશે તો આપણી સોનાની પ્લેટો પણ લઇશું ફકટ મોં૦ પીએરીજ એ વાત જાણુરી."

"મોં૦ પીએરી!" બંન્ને મા બેટી પુકારી.

કાઉન્ટના ભવાં ચડયાં. "હા, મારો વીશ્વાસુ પીએરી!" કાઉન્ટ દમામથી બોલ્યો.

"કાઉન્ટ લેંગરોક, તમે એ આદમી ઉપર વિશ્વાસ મુકશો તો આપણુ બધાંનો નાશ કરશો. હું માંગી લઇને કહુંછ કે જીંદગીમાં એકજ વખત મારો બોલ માનો: મોં૦ પીએરી એક રાક્ષસનો વંશ છે જે રાજા

આપણુ બધાંને મારી નાખવા તૈયાર છે." કાઉનટેસ ઘણી ઉશ્કેરાઇને બોલી.

"એ એક સદંતર ખોટી વાત છે. રોળી શું ને હુલ્લડ શું? પેરીસની વાત તો એ એક શબ્દથી જાણતો નથી.—"

"એ એક ખરેખરો નીમકહરામ ઠગ છે. હમે પોતે તેનાં કાવત્રાં કાનેકાન સાંભળીયાંછ—"

"મને બધા પુરાવો જોઇશે—" કાઉન્ટ બોલીયો.

"હા, હું તમુને બધી હકીકત કહેવા તૈયાર છું. પણ એક સરતે કે તમે પીએરીને જઇને કશું કહો નહી, નહીતર તે ભર મધરાતે આપણુને હલાક કરી નાખશે."

"તમારી હકીકત એ બોલેબોલ જુઠાણું છે અને તેથીજ તમે પીએરીને બચાવ કરવા માટેની ટક આપવા માંગતાં નથી. કાઉનટેસ, હું ખુશીછું કે બૈરાંઓની નીંદા માનું તેવો હું કાચા કાનનો નથી. હું હવે તમારું કાંઇબી સાંભળવા માંગતો નથી. મેં કહ્યું તે પ્રમાણે કરો, ફેલીસ માટે એક રાજવંસી દબદબાભર્યો શાહદીનો પોશાક તયાર કરાવો. એવું જોઇ કોઇ બોલશે નહીં કે લેંગડોક કુટુંબ પાસ્તીને વખતેબી પોતાની જાહોઝલાલી મેલવી શકીયું નથી" આટલું બોલી તે ચાલી ગયો.

"પહાડ જેવો સખત, હમેશનો પહાડ જેવો સખત," કાઉનટેસ બોલી.

જવાન મારકવીસને બીજે દીવસે સખત બોખાર આવવી ચાલુ થઇ અને દરેકના ચેહરા ઉદાસ મારી ગયા.

નાસતા પછી લેડી ફેલીસ બહારથી ફરીને આવી ત્યારે તેણીના હાથમાં એક પમરતો સુંદર ફુલનો ગોટો હતો,

"એ મમા, આ ગોટાએ મને તાજી તનદરૂસ્તી બક્ષીછ, મમા, એમાઇલ આવ્યાછ."

કાઉનટેસનો ચેહરો ઘણી શાન્તી પામેલો દેખાયો

"મમા, આજ સાંજે આપણે એવણુને જઇને મલશું, એવણુ આપણુને બધી ખબર આપશે.

"તેમજ કરશું! બેટા"

---

**લડાઇમાં માર્યા કેટલા જાય છે?** બનવા જોગ છે કે આ જંગી લડાઇમાં માર્યા ગયેલાઓની સંખ્યા આગલી લડાઇઓમાં માર્યા ગયલાઓની સંખ્યા કરતાં ઘણી વધારે થવા જશે.

બાલકનની લડાઇબી ઘણી ખુનખાર નીવડી હતી તેમાં બેઉ તરફથી દશ લાખ નેવું હજાર સિપાહો ઉત્તર્યાં હતા અને ત્રણુ લાખ વીશ હજાર માણુસો માર્યા ગયા હતા જેમાં બે લાખ તર્ક હતા.

રૂશો જેપેનીસ લડાઇ વખતે મુકડનની લડાઇમાં રશીયાના સાહાઠ હજાર રશીયનો કપાઇ મુવા યા જખમી થયા હતા અને જાપાન જેની તરફથી છ લાખ માણુસ તે લડાઇમાં ઉતર્યું હતું તેમાંથી ૪૦,૦૦૦ માણુસ માર્યું ગયું હતું.

સ્પેન અને અમેરીકા વચ્ચે જાગેલી લડાઇ દરમ્યાન બેઉ તરફથી ઉતરેલા ૧૩૧૨૦૦ માણુસોમાંથી ૨૩૫૦૦ સિપાહો માર્યા ગયા હતા, જેમાંનાં ૯૫૦૦ લડાઇમાં, એક હજાર તેમને થયલા જખમથી, દશ હજાર તાવની બીમારીથી અને બીજાં જુદાં જુદાં દર્દથી ૩૦૦૦ એમ આંકડો આવ્યો હતો.





# બાળકોને બરનું.

## પ્રભાતનો પાઠ ૩ જો.

### "અદેખાઇ"

વ્હાલાં વ્હાલાં બાળકો,

દર રોજની તમારી જીંદગીને રમ્ય રાખવાની જીવનાં પવિત્ર શીક્ષણો તમારી સનમુખ દર મહીને જે રજુ કરવામાં આવે છે તેની ઉપર તમો પુરતુ લક્ષ આપતાં હશો એવી આશા છે. તમારી દરરોજની નાની મોટી રમતો કે દરરોજ તમારા વપરાસમાં આવતાં નાનાં મોટાં રમકડાંઓથીજ માત્ર સંતોષ પામીને તમારે બેસી રેહવાનું નથી પરંતુ ઘણા ઘણા સુંદર ને સંગીન સદગુણોના સંગારથી તમારા દીલને સ્વચ્છ ને શોભાયમાન રાખવાનુ મ્હાભારત કામખી દરરોજ તમને કરવાનું છે. અને તેવા ઘણાક સદગુણોમાં તાબેદારીનો સદગુણ ઘણો અગત્યનો છે જેની ઉપર ગીઆ પાઠમાં પુરતુ વીવેચન કરવામાં આવ્યું હતું. તેની ઉપર તમોએ વધુ મનન કીધું હશે. આજ રોજે એક બીજી વાત તમો આગળ કરવા માગુ છું અને તે "અદેખાઇ" ને લગતી છે. ઘણા ઉછરતાં ઉછરતાં બાળકોમાં આ દુરગુણ આવેલો વીશેષ જોઇએ છીયે કે તેઓ પોતાની હાલતથી સંતોષ ન પામતાં બીજાં બાળકની કે કોઇ બીજાની બાબે અદેખાઈ કરે છે. હવે અદેખાઇ એ એકલપેટાપણાનુ ઉંડું સ્વરૂપ છે. બસ તમેજ મોટાં થશો ને દુનિયામાં બધું તપૂનેજ મળે એ કોઇ કાલે બની શકે નહી. આ દુનિયામાં ઘણાંખી આદમીઓને ઘણીખી રીતે ખુશ રાખવા લ્યે છે અને તેઓ સઘળાંની કરણી તેવી ખાર ઉતરતી કરે છે. 'જેવું જેણે રોપ્યું હશે તેવું તેને મળી રેહશે. જુઓ એક વાર્તા કહું. એક વેળા ત્રણ મીત્રોને મુસાફરીએ જતાં ધન દોલત મળવાનો કંઇ સંજોગ થઇ પડયો. ત્રણે મીત્રો અસલથીજ જનની દોરનો હતા અને નવી માલ મીલકત મેળવવાની ઉમેદમાં હતા પણ કમનસીબે એક બનાવ બન્યો. ત્રણેમાં અદેખાઇ ઉતપન્ન થઇ. બે મીત્રોએ એક સંપ કરી ત્રીજાને ખોરાકમા ઝેર આપીને મારી નાખવાની ગોઠવણ કીધી કે જેને તેને મારી નાખે તો ખજાનાનો વધેલો લુમકો પેલા બે મીત્રો વેંહચી લે, એવું વિચારી પેલા બે જને ત્રીજાને કંઇ અસેમસે સમજાવી પરદેશ મોકલ્યો ને કહ્યું કે ફલાને દહાડે તું પાછો આવજે આપણે સાથે જમીશું. તેમ તેતો ગયો પણ તેનાં મનમાં કંઈ અદેખાઇ ઉતપન્ન થઇ આવી. તેણે વિચાર્યું કે "જો હું આ બે જનનું કાસળ કહાડી નાખુ ને કોઈ રીતે એ બન્ને ને મારી નાખું તો આખો ખજાનો મારે અસ્તક થઇ જાય એવા બુરા અને અદેખાઇ ભર્યા એકલપેતા વિચારમાં સજ થયલો આ આદમી પરદેશ ફરી ઠેરવેલા દીવસે પેલા અસલ બે મીત્રોને મળ્યો; અને જમવા આવવાને મસે તેઓની મુલાકાત લીધી બે જને વિચાર કીધો કે ત્રીજાને ખોરાકમાં ઝેર આપી મારી નાખવો ને ત્રીજાએ વિચાર કીધો કે બે જનને કાંઈપણ રીતે ઘાયલ કરી તેઓની અમુલ્ય જીંદગીને નાશ કરી નાખવો ને બાકી વધેલો ખજાનો બસ પોતેજ વહેંચી લેવો. હવે પરીણામ શું આવ્યું તે જુવો. પેહલા બે જને ત્રીજાને માટે ઘણો સ્વાદીશ્ત ખોરાક તૈયાર રાખ્યો હતો, પણ જેની અંદર ઝેર ભેળવ્યું હતું તે ત્રીજો ખાવા જાય તેની અગાઉ ત્રીજાએ પેલા પાનાના બીજા બે મીત્રોને ખુબ ઘાયલ કરી મારી નાખ્યા અને ખજાનો મેળવવાની ખુશાલીમાં પેલું સ્વાદીસ્ત ભોજન જમવા લાગ્યો, પણ ભોજનમાંનો ઝેર પીરસેલું એટલે એ ગરીબ બીચારોખી જીંદગીથી નાશ પામ્યો અને ફલ શું આવ્યું? ખજાણો કોઇનેખી મળી શક્યો નહીં અને અદેખાઇના પરીણામમાં ત્રણેના જીવ ગયા.

વ્હાલાં બાળકો આ વાર્તા ઉપરથી આપણને નસીહત લેવાની છે કે અદેખાઇને અંજામ ઘણોજ-ઘણોજ બુરો છે, અને કોઇ પારકાંની કે કોઇની બીજાની અદેખાઇ કરવામાં છેવટે આપણનેજ ઘણી મોટી હાની છે, માટે વ્હાલા બાળકો ચેતતાં રેહશો.

લ૦ દુવાગીર તમારો,
મોટા બાવા

# સાચા પ્યારની ફત્તેહ!

યાને

# કોણ સરસ? પૈસો કે પ્યાર?

(પારસી સંસારની એક સંપૂર્ણ વારતા)

લખનાર:—'રફીક'

## પ્રકરણ ૧ લું.

વસંત રૂતુની તે મોસમ હતી અને તેના એક દીવસની એક સાંજે ઝઝકળામાં પુણાના પારેખ કાસ્ટલનો જવાન માલેક જહાંગીર પારખ પોતાના કાસ્તલને લગતી વિશાળ જાગીર જમીન નિહાળતો ઉભો હતો. તે જમીન અને જાગીર તેની પોતાની માલેકીની હતી. પણ તે પોતે વાળેવાળ કરજદાર હોવાથી તે કાસ્તલ અને તેને લગતું બધું મારગેજ હતું અને જે વખત જોય તેમાં તે બધું પારકે હાથ જવાનું હોવાથી તે બધાંની એક છેલ્લી મુલાકાત લેવા તે ત્યાં ઉભો હતો.

"હવે મને લાગેછ કે આય બધું ખોવાને લાંબો વખત લાગવાનો નથી" તે મનસે બડબડયો "એમ તો આહું તો એ હુંજ રાખું પણ કેટલી મોટી કીંમત તેની મને આપવી પડે? ને તે હું આપું કયાંથી?"

એટલું બોલી તે આગળ ચાલવા જતો હતો તેટલાં તેની પછવાડે કોઇનાં ધીમાં પગલાંનો અવાજ તેને સંભળાયો અને પાછું ફરીને જોતાંજ તેણે પોતાની પાછળ એક રૂપાળી છોકરીને કાંઇ વિચારમાં ઉભેલી જોઇ.

"મીસ પરીચ્હેર! તમે આય વખતે અંહી? આવે વખતે ને આય રસ્તે તમે તો કોઇજ વખતે દેખાઓછ?"

"ગુલમાયને વાસ્તે વેટડન્સ મેગેઝીન લેવા સ્ટેશનના બુક સ્ટાલ પર આવીતી, હવે ફરતી ફરતી ખંગલે જાઉછ. તમે અહીં શું કરોછ?"

"હું? હું મારી આય જાગીર જમીનને છેલ્લી સલામ કરવા ખાસ હમણાં અહીં આયોછ, જ્યારે મને તે આપી દેવી પડશે ત્યારે મને ઘણુંજ દુઃખ ઉપજશે, ખરૂં કેની?"

"પણ, શું ખરેખર, તમુને એ બધું આપીજ દેવું પડશે?"

"તો બીજું શું? એ બધું આપી દેવાની મને ફરજજ પડશે."

"મીસ. મેહેતા" થોડીકવાર ચુપ રહી તે બોલ્યો "મીસ પરીચ્હેર, તમે ઘણાં ભલાં છેવો અને મારી તરફ તમે સાચી દિલસોજી ધરાવોછ તેથી તમોને કહેવાની મને હીંમત આવેછ કે મેં મારાં પારેખનાં નામીચાં ખાનદાનને મારી ચાલથી ઘણું નામોશીમાં મેળયું છે. પારેખ ખાનદાનનો હું છેલ્લોજ વારેસ છેઉં. મેં મારી દોલત ખાઇ ખરચી નાંખી છે. એ બધું નખ્ખોદ મારાં બીચારા માય બાવા અને નાનો મુકી ગુજરી જવાને લીધે બન્યું છે, કેમકે, તેઓની ગેરહાજરીમ મને સીધે રસ્તે દોરવી ઉધારનાર અને મને સારે રસ્તે ઠેકાણે પાડનાર મારે માથે વાંસે કમનસીબે કોઇ રેહ્યું નહીં હતું. હું મુર્ખ બન્યો, અને એક વાર જે ઉંચાણમાં હું મારા બાપદાદાથી મેળાવલો ત્યાંથી જે મેં ઉતરવા માંડયું તે ઠેક હેઠાંણુમાં ગબડી ગબડીને અતે આય હાલતમાં હું આવી પડયો; હવે મને જ્યારે મારી એ મુરખાઇનો દંડ આપવો પડેછ ત્યારે ઘણીજ અસુરે મને શુધ્ધી આવે તે હવે મને શા ખપની? એતો

પરીન્હેર દેખીતો પોતાની એ હીણી હાલતને ગમે હતી રહી ને તાબે નહીં થાય તો જાય કયાં?

જહાંગીર પારખ અને પરીન્હેરના તે યાદગાર મેળાપની સાંજ પછીના દીવસની રાત્રે પરીન્હેર ગુલબાનુંના વાળ ઓરતી હતી. બાઇ સાહેબ આજે કંઇક ચરતપત્તા મુડમાં દીસતાં હતાં એટલે બોલ્યાં,

' કાલે રાતે મને પેલો પારખ કારતલવાલો જહાંગીર મળ્યોતો: પરીન્હેર, સાંભળેછ કે? મકુંજે તે રાતે મેલો જહાંગીર પારખ મળયોતો; મારી પુઠેપુઠ ભમનારાઓમાં એ બીચારો ઘણો ખંતીલો અને છેદી છે, તેથી મરે મને એની દયાબી લાગેછ ને તેથી હવે તેનાં હલાસહાંવલાસરાં અનેફંદામાંથી છુટી મારી અને તેનાં બેઉંને રાહત આપવા આખરે મને લાગેછ કે મા રહેના માંગણી કબુલ રાખવીજ પડશે. હવે તું મને પારખ કારતલનાં ગુલબાનું કહીને બોલાવવાની જરા જરા આદત પાડ. તુંને કોઇ પારખ કારટલની પરી-ન્હેર કહેતો ગમે કે? મરે, તું તો એ માન અને મર-તબાથી હેબતીજ જાય ને રકાસ કરે, કેમકે તુંને એવી આદતજ નહી રેની—ને તુંને એવું કોઇ મોટું માન કે કેવું સારરૂં મળહેજ નહીં એવી તારાં સારાં નસી-બો જ રેની!"

"એટલે!" અને ત્યાં ગુલબાનું પોતાની ડોક પરીન્હેર તરફ ફેરવી તેને ટીકતી બેઠી.

"એટલે એમ, ગુલબાઇજી કે હું હવે અંહીથી રજા લેવા ચાહુંછ ને—

"તું કાંઇ ખસી તો નથી ગેઇ?"

"જરાબી નહીં, એ પગલું લેવાનો હું કયારનો વિચાર કરતીતી અને તમારી જીંદગીના આ ફેરફારથી મનેબી મારી જીંદગીમાં ફેરફાર કરવાની તક મળશે તમોને બીજી નોકર તો સહેલાઇથી મળશે."

"તું કાઇ મારી નોકર નથી! ને તું અહીં નોકર તરીકે રેહીછ ને અમે તુંને તેમજ ગણીએછ એમ કહેવુંજ નગુણાપણું છે. મમા જો જાણશે કે તું તેવણની મેહેરબાનીને માયાનો બદલો તું એમ આપેછ તો તેવણ ઘણાં ચીરડાશે; તારે બદલે કોઇ બીજી હોતે તો અમારી ઉપર કહેવાય નહીં તેમ કરતે; આય રીતે તું અમારો ઉપકાર માનેછ કે! જ્યારે જરા તરા અમુને તું કામ લાગતી થઇ ત્યારેજ અમુને છોડી જવાનું તુંને સુઝ પડેછ કે!"

અને એ તુફાન તે પારાખાઉનાં ઘરમાં ચાલુજ રહ્યું! પારાખાઉનાં રતનબાઇને પુછવું પડે? તેવણે તે ભીલ્લસ જેટલી વાતને વધારીને બાર હાથ જેટલી કરી મુકી, અને માય દીકરી ત્યારથી ચોબડા ચહાડીનેજ ફર્યાં કીધાં.

વળી ગુલબાનુંએ એ વાત જહાંગીર પારખને

તેણીની વાહીઆત વાતથી તેણીને માટે શું ધારે? એટલે તેણી એટલુંજ બોલી કે—

"નગુણાપણું, બીજું શું? માયજીને તો ઘણોજ ગુસ્સો લાગેછે ને મારા ધારવા પ્રમાણે વાજબીજ ગુસ્સો લાગેછે. અમે તે બચ્ચું હતી ત્યારે તેની ઉપર દયા લાવી તેને પાળી પોષી મોટી કીધી ત્યારે કેની? નહીં તો કોણ જાણે કાંહાં મારાં માવજી કહે તેમ પારકાંને બારણે ભીખારી અફળાયા કરતે. ખરેખર અમે એની સાથે ભલાઇ કીધી તે જાણે એક ભુલજ કીધી; આખર ફરે ને નીચજ હોહી કેતી?"

ત્યાં જહાંગીર ડોળા ધુરકી જોશમાં પોતાની મુછ મરડવા લાગ્યો અને તેના આ દેખાવને ગુલબાનુ પરીચ્હેર પ્રત્યેનો તેનો ગુસ્સો સમજી ખુશી થઇ, પણ ગુલબાનુનાં છેલ્લાં વેણ સાંભળી જહાંગીરને તો એવું ઝનુન છુટયું કે તે સોખન કાઢનાર જો તેની સામે કોઇ મરદ હતે તો પોતાના હાથમાં પકડેલી નેતરથી તેની પીઠ ફાડી નાંખતે!

જહાંગીર તેણીને થોડા વારમાં છોડી ચાલતો થયો અને પરીચ્હેરને મળ્યો.

"હું હમણાંજ તમારાં ગુલબાનુ આગળથી આયો, પરીચ્હેર, તેવણ તો તમારી સાંએ ખુબ ખખાળેછ."

"હાજી, તે હું જાણુંછ"

"ત્યારે એ વાત શુ છે?"

"ગુલબાનુએ મને પોતાની સાથે પારેખ કાસ્ટલમાં આવવા કહ્યું અને મેં ના કહ્યું"

"તેમાં શું મોટું ખોટું થઇ ગીયું? જ્યાં તમો શેઠાણી દાખલ જવા લાયક ત્યાં તમે બીજીનાં કમ્પાન્યન દાખલ કેમ જાઓ? પણ ત્યારે તમે પારાખાઉનું ઘેર છોડીને જવાનાં ક્યાં?"

"તે કંઇ નક્કી નથી, પણ હવે એ લોક સાથે મને એક વખત વાંધો ઉઠશેજ, એટલે હવે મારેથી ઝાઝું એ લોકને ત્યાં ટકાય નહીં"

"હા, તે ખરૂં, પણ એકલી તું જશેમી ક્યાં?"

પછી થોડોક વાર ચુપ રહી તેણે તેણીનો હાથ પકડયો અને બોલયો. ....

"પરીચ્હેર, કાલે તેં મને જે બોલ કેહ્યા તે ઉપર મેં ખુબ વિચાર કીધો. મને મારા બે ચાર દિલસોજ દોસ્તોએથી એમ કાંઇ કહ્યુંતું ખરૂં, પણ તારે મોંડેથી એજ તકરાર સાંભળયાથી મારી ઉપર અસર થઇછ, અને મેં ધારેલું પગલું હું ભરવા નથી માંગતો. તેમ તું જો મને મદદ કરે તોજ. બોલ તેમ કરશે? ફક્ત મને એટલુંજ કહે પરીચ્હેર કે તું મને ચાહેછ, તો લખખોની દોલતને તુચ્છ ગણી તારી સાથનો ગરીબ સહવાસ કરોડ દરજ્જે હું બેહેતર અને મુબારક ગણુસ. મારા જેવા એક મર્દને માટે વાવ જેહાંન એકલી હાલતે રસ્તો લેવો જ્યાં મુસ્કેલ, ત્યાં તારા જેવી નિરાધાર અબલા તો અટવાઇજ જાય! જ્યારે તું તેવી જોખમ માથે ઉઠાવવા તૈયાર થઇછ તો લે, મને સાથે લે ને મારી બધી મુરખાઇઓને પછાત નાંખી તારી સાથે હુ દોર બાંધ્યો આવસ. તું મને કબુલ રાખશે તો હુ એમ કરી નાંખસને તેમ કરી નાંખસ એવું એવુ બોલવાની જખાં મારાંમાં નથી. આપણે એક થઇને બાહાર કેઠે દેશાવર ઉપડી જઇશું અને ત્યાં નવેસરથી જીંદગી શરૂ કરશું. પાલનજી પારાખાઉ મારૂં નામ પોતાની દીકરીને અપાવી, તેણીને પારખ કાસ્ટલની શેઠાણી બનાવી મારૂં કરજ ભરપૈ કરવા અને પારખ કાસ્તલ જે તેવણને મારગેજ છે તે છોડવી પોતાની દીકરીને અને મને તે ભેટ આપવા એક પગે તૈયાર થઇ રેહ્યાછ તો, પરી, તારા પ્યારને ખાતર તે બધાંને ઠોકર મારવા તૈયાર છઉં. બોલ કબુલ છે?"

"પણ તમને ખાતરી છે કે તમારાં સુખને માટે તમુને મારી જરૂરજ છ?"

જહાંગીર ત્યાં ચેતી ગયો કે તેની ફતેહ થઇ હતી એટલે તેણીને બાજુમાંથી પકડી પોતાની આગળ ખેંચી તેણે એક કીસ લીધી.

"ચાલ ડીયર, પ્યાર સિવાય જે કંઇ બીજું હોસે તે મારા માંગનારા ગીધોને હવાલે કરી આપણે અહીંજ ચાર ચોખા પરની લઇ ત્યાંથી કેઠે ઉપડી જઇશું ચાલ."

એક અઠવાડીયું તે વાતને વીતી ગયું અને પાલનજી પારાખાઉ પોતાનાં ધણયાણી સાથે ગ્રેન સ્ટોરમાં

આવેલાં તેમના બેહું બગલારીકાં ઘરના હોલમાં વાતે બેઠાં હતાં. વાત બીજી હોય શું? પરીચ્હેર મગજ ફેરવી બેઠી હતી તેની બધી તકરાર હતી અને હવે તે નગુણી છોકરીનું શું કરવું તે ઠીસકસ કરવા તેઓ બેઠાં હતાં, તેટલાં, પરીચ્હેર પોતે સાદા સુતરા ડ્રેસમાં સજ થઇ હાથમાં છતરી લઇ તે હૉલમાં દાખલ થઈ.

"મેહેરબાની કરીને તમો મેહેરબાનો મને આજેજ રજા આપશો? જો તમને કાંઇ અગવડ નહીં પડે તોજ."

"અલબત, અમુંને માણસ વગર અડચણ તો પરસેજ પન તારી જવાનીજ મરજી હોય તો જા, અમે તુંને અટકાવતાં નથી. કાંઇ બીજે ઠેકાણે ચાકરી મળી કે?" રતનબાઇ બોલ્યાં.

"જી, હા."

"તારે પરીચ્હેર એ નગુણાપણુંજ કેની?" પાલનજી શેઠ બબાડ્યા "કોઇ જેવી હોય તો રતનબાઇનો ગુણ જાણી તેવણના પગ ધોઇને પાણી પીએ; આટલો વખત બેસીને ખુસ્યાની કાની ખાધું ને લગન જેવા અવસરે કામ કરવું પડે તેથી બીહીને ચાલી એ કેવું મરાજ? વારૂં તુંને કાંહાં ચાકરી મળી? તું કાંઇ જવાબ?"

"પારખ કાસ્તલમાં જી"

"પારખ કાસ્તલમાં? અરે, ત્હાં શું ધુર ફુંકવાની છે?"

"જી, પારખ કારતલની શેઠાણી દાખલ ત્હાં જાઉંછ, હું આજે તણુ દાહાડા થયા જહાંગીરજી સાથે પરણીને—"

"એ શું બકેછ? તું સારીકાંની તો છેની? લાવ તારો હાથ જોઉં કાંઇ તાપઆપતો નથી આવતી? પાલનજી, એ બીચારી કાંઇ મેટતો—"

"અરે તું સાંભલ્યા કરની, રતન! કોણ જાને શું પોંટાલો હોસે; જહાંગીર એકતો ભીખારી ને વરી એ તેથી સરસ ને—"

"તું કહાં પરણી? આસરવાદ કોણે સાર્યો?"

"એ બધી વાતથી તમો મુરબીઓએ વાકેફ થવું હોય તો સરની અગ્યારીના આદરજી દસ્તુરને પુછો."

"જાવો, પાલનજી, એતે એજ એ આપુંને બનાવા આવીછ તો જે તે ઘરો લાવરો કરીજ નાંખો ને આદરજી દસ્તુરને પુછી એને બધાં પુનામાં હરધુત કરો; વરી મોટી તોખમવાલી ને ખુબસુરતીનું ખોબુંભી પરી કેની તે જહાંગીર પારખની ધણ્યાંણી થવા નીકરીછ, જહાંગીરનું—"

"અરે પણ રતન આપુને શું? મરવા દેની! તારે એમજ થયું કેની કે અહીં રેહીને તેં અમારૂંજ ઘેર ખણ્યું? ને કદાચ એક મીનીટનાં ઘેલાંપણાંમાં જાંહાંગીરે તુંને કબુલીબી હોય, પણ તેને જ્યારે ખરો વિચાર આવશે ત્યારે તારે માટે તે સું ધારસો? ચાલ જા, પારખ કાસ્તલમાં જા ને ત્હાંથી તમે બેઉને કેવાં પસેમાન કરીને કારૂંછ તે જો."

"હા, મારા જીભરૂં પાલનજીને એ પારખ કારતલ તો મારગીજ છે ને તે ઉપરાંત જહાંગીર એવણનો મોટો કરજદાર છે તેથી એક મીનીટમે એવણ તમે બેઉને લાત મારીને બાહાર કારસે; પછી જીવજે રોટલીનો ટુકડો ખાઇને ને પછી જોજે કે—"

"વારૂંજી, થેંક્યુ" એમ એટલુંજ બોલી રતનબાઇની વધુ ગાળાગલોચ સાંભળવા નહીં પામતાં તે બેઉનું વધુ ગેરવવા તેઓને નમીને પરીચ્હેર પારખ ત્યાંથી ચાલતી થઇ, અને અરધાક કલાક પછી પોતાના ખાવીંદનાં પાસાંમાં ભરાઇ હરી હસીને તેઓની સાથની પોતાની મુલાકાતની વાત કરતી બેઠી.

## પ્રકરણ ૩ જું.

રતનબાઇએ પરીચેહેરને કહ્યું હતું તે ખરૂંજ હતું કે તેણીના વરે જહાંગીરને ઘણી મોટી રકમો ધીરી હતી; તેવણે એવું સમજીને તે અવારનવાર કાઢી આપી હતી કે જહાંગીર પારખ ગુલબાનું સાથેજ પરણશે એટલે એ બધું આપેલું આખરે ગુલબાનુંનુંજ થશે કેની!

હવે જહાંગીરે જોયું કે જ્યારે તેણે પાલનજીની દીકરીને તુચ્છકારી કાઢી હતી અને પરીચ્હેરને તે પોતાની પરણેતર બનાવી બેઠો હતો, એટલે પાલણજી 'દિલફરોશ'માંના શાઇ લોકની માફક પોતાનું માંગતું મેળવવાને ચુકવાના નથી. પારખ કાસ્ટલપર હવે તેવણ જલદી

જપતી લાગી તેઓને કોઈથી ઘડીએ બાહાર કઢાવશે ને તેથી તેઓએ તે સામેની પોતાની તૈયારી કરીજ રાખી હતી.

શતેરાત હવે તેઓએ મુંબાઇ જવાનો ઠેરાવ કીધો અને ત્યાંથી કયાં જવું તેથી તેઓએ મનમાં નક્કીજ કરી રાખ્યું હતું. બધું પેકપુક કરીને પરીન્હેરને બધી મુસાફરીની નીકનૅક તૈયાર કરતી છોડી જહાંગીર જરા બાહાર જવાને મસે પોતાની બેહોળી જાગીર જમીન પર એક છેલ્લી નજર નાંખવા મહેલમાંથી નીકળ્યો; તે હજતો કમ્પાઉન્ડના દરવાજામાંથી બાહાર નીકળેછ કે તેને ત્યાં દરવાજા આગળજ એક ખોજા જેવો દેખાતો ગૃહસ્થ મળયો.

"શેઠ સાહેબ, આપ શેઠ જહાંગીરજી પારખ કે?"

"જી, હા; કાંઇ કામ છે? તમારે મને મળવું છે?"

જી, હા, મારૂં નામ અલારખ્યા શીવજી હાસમ છે. તમો શેઠના મુંબાઇના વકીલો મેશર્સ બીકનસ મેરવાનજી એન્ડ મોતીલાલ તેજ મારાબી વકીલો છે. તેઓનીજ સુચના ઉપરથી આય બંગલો-માફ કરજો શેઠ કાંઇ મનમાં માઠું ના લાવતા-હું જોવા આયોછ. તમે શેઠ હાંથી ઉપડી જનાર છો એમ એઓને ખબર હોસે તેથી મને તાકીદે અહીં મોકળયો કે તમારી સાથે વાત કરી મારે તમને એ વિશે પુછવું હોય તો પુછી બી લેઉં; હું હમણા ઇસ્તેસનપરથી પાધરો અહીં આયો, બંગલો જમીન સૌતો મને પસંદ છે પણ શેઠ તમે દામ બહુ મોટું માગોછ, કાંઇ જરા વિચાર કરીને ઉતરો તો આપણે સારૂં થેકી દઇયે"

"તમને એ કોઇ તમારાં ઘરાકને વરે જોઇયેછ કે?" જહાંગીરે તેના ડ્રેસ તરફ ટીકતાં પુછયું.

"ના, શેઠ મારે પોતાને વાસ્તે જોઇયેછ. શેઠ બહુ રોજગારી કરી, દુઃખથી બહુ જોયું ને ખાનાર કોઇ નથી એટલે જરા હવે લાંબા ટાંટયા કરી પડયે કેની!" એટલું બોલી તે હસી પડયો.

જહાંગીર તો વિચારમાંજ ઉભો. તે મહેલની તે જે કીંમત માંગતો હતો તે તેનાં મારગેજપર લેણે લીધેલાં નાણાં જેટલીજ હતી. આય મેમણ જો તે લઇને તેને તેનાં નાણાં આપેતો પાક્કનજી પારાખાઉનો તે મેહેલમાં આવી વસવાનો ખ્યાલ હવામાં અધ્ધર ઉડી જાય, તો જો કે તેને પોતાને તો તેથી કશોજ ફાયદો થાય નહીં.

"ઠીક છે, શેઠ અંદર આવો-આવો ચાહે પાણી કરો, તમુને તો અમારૂં ચાલે કેની? તમે બરાબર ટેઇટ વખતેજ આવી પુગા 'કેમકે' આજે રાતે સ્લીપીંગકારવાલી ત્રેનમાં મારાં ધણીયાંણી સાથે હું મુંબાઇજ જાઉંછ. તમે હવે જવાના કયાં છેઓ? આપણે સાથેજ જમ્યે કે બધું તમુને જમતાં જમતાં કહેવાનું બની આવે ને—"

"નહીં, શેઠ, મારે નીમાજ કરવી ને વળી હું અહીં શેઠ કરીમભાઇ ઇબ્રાહીમને બંગલે જનાર છું, ત્યાંજ મેં ઉતારો લીધો છે ને તેઓ મારી રાહ જોતા હસે. તમે એમ કરો, આજની રાત જવાનું માંડી વાળો, હું હમણાં જમીને આઉં છું, પછી આપણે નીરાંતે વાત કર્યે; જો સારૂં બને તો તેમ અને નહીં તો આપણે ત્રણુંએ સહવારની ત્રેનમાં મુંબાઇ ચાલી જઇશું, કેમ?"

જહાંગીરને એ વિચાર પસંદ પડયો અને તે ભલો ખોજા ગૃહસ્થ ત્યાંથી રૂખસદ ચાહતો હતો તેટલાં પરીન્હેર હસ્તી હસ્તી પોતાના હાથમાં ચાનુ કપ લઇ ત્યાં આવી.

"ઓ લેવો, શેઠ અલારખ્યા, ચાહે પીનેજ જાવો" જાંગીરે તેને હાથ પકડી બેસાડયો.

"માફ કરજો બાઇ, તમુને તજદી પડી; તમે બાઇને કહ્યું કયારે ને ચાહે બની કયારે? તમો પારસી ભાઇઓ જબરા, શેઠ, પારસીઓમાં મારો જનમારો ગીયો, તમુને મેં બહુજ તજદી આપી બાઇ."

"નહીંજી, એમાં શું છે? કાંઇ નહીં" પરીન્હેરે જવાબ કર્યો અને તેણીને સલામ કરી મી. અલારખ્યાએ ચાહે પીધી અને ત્યાંથી રૂખસદ લીધી.

* * * *

રાતના દશેકનો અમલ થયલો હતો અને પારખ કાસલના આગળા હાલમાં જહાંગીર અને અલારખ્યા શીવજી વાતે બેઠા હતા,

"જહાંગીરજી શેઠ, મને બહુ અજબ લાગેછ કે આવી મજેહની જમીન-આવો સુંદર મહેલ, અને એ બધાંની માવજત કરનાર તમારાં આવાં ધણીયાણી છતાં

તમે એ બધું વેચવા કાઢોછો, એ મને બહુજ દલગીરી પેદા કરનારૂં લાગેછે"

જહાંગીર દીલનો સાફ અને ભોળો હતો એટલે ને ગૃહસ્થ આગળ પોતાની મુરખાઇની વાત જેટલી ટુંકમાં કહેવાય તેટલી કહી અને ઉમેરયું કે

"ને આખરે તેણીનો હાથ મને કબુલવાની ફરજ પડતે પણ મને પરીન્હેર મેહેતાના માણસાઇ સાથામાં એક ફ્રિરેસ્તો મળયો અને તેણે મને બચાવ્યો—પરીન્હેર મેહેતા જે હું કેહુંછ તેવણ મારાં ધણ્યાંણી થાય"

"કોણ? તમે શેઠ શું નામ બોલ્યા?"

"પરીન્હેર મેહતા, કાંય વારૂં?"

"ના, કાંઇ નહીં—પણ તેવણુતો હમણાં પોઢેલાં હોસે ને—"

"નહીજી, જાગતાં હોસે એવણુને હમણાં ઉંઘ નહીં આવે પણ—"

"ત્યારે જરા તેવણુને મારી આગળ બોલાવશો?"

"હા, પરીન્હેર જાગેછેકે? જરા એમ આવની"

"હાજી આવી"

અને પરીન્હેર ત્યાં આવી પોતાના જહાંગીર આગળ ગોઠવાઇ.

"બેહેન, તમારા બાવાજીનું આખું નામ શું?

"જી, ફરદુનજી સોરાબજી મેહેતા"

"ને સોરાબજીના બાવાનું નામ બેજનજી?

"જી, હાજી"

"યા, અલ્લાહ! આય શું સાંટક? બેસો બેસો, બાઇ તમે બેસો હું તમુને વાત કેહું તે સાંભળો"

આ ઉપરાછાપરી સવાલોથી કાંઇક ગભરાઇને પરીન્હેર, જે ઉઠીને ઉભી થઇ હતી તેણીને બેસવાની ઇશારત કરતાં તે બોલ્યો

"આજથી વીસેક વર્ષની વાત ઉપર હું ને તમારા બાવાજી તે મારા દોસ્ત ફરદુનજી સાઉથ આફ્રિકા ગયા. મુંબાઇમાંથી અમે થોડો થોડો વેપાર સાથેજ કરતા હતા. ત્યાં જઇ ટુંક મુદ્દતમાં અમે વેપાર કરતા માંડ્યો તેમાં અમે કમાયા અને તે કમાઇમાંથી અર્ધે ભાગમાં એક નાની ખાણ ખરીદી લીધી. ત્યાંના જાણીતા ઓએ અમુને ઘણુ ના કેહ્યું ને ખરૂં પુછો તો મારી મરજી નહીં; શેઠની મરજી તે લેવાની ઘણી થઇ એટલે તેમને રાજી રાખવા મારેબી તેવણ સાથે જોડાવાની ફરજ પડી; નસીબ સંજોગે તે ખાણ વિશેના અમારા વિચારો ખોટા પડયા, અમે ઘણી હેજમારી કીધી ને ફરદુનજી શેઠની તબ્યત તેવામાં લઠડી. તેવણ કંટાળી ગીયા ને હવે પોતાના જીવવાના દાહાડા થોડા સમજી મને પોતાનો ભાગ વેચી નાંખ્યો. ભાગતો બાઇ હોય શાનો? ખાણજ નિષ્ફળ નીવડી તો તેવણનો ભાગ હું વેચાતો કેમ લેઉં? પણ મારા તેવણ ઘણા મુરબ્બી જેવા દોસ્ત હતા, એટલે તેવણનું મન રાજી રાખવા મેં તેવણના ભાગના પૈસા તેવણને આપ્યા જે લઇ તેવણ મુંબાઇ આવવા નીકળા, પણ તે અગાઉ તેવણ લોરેન્ઝો મારકવીસ કોઇને મળવા ગયા અને ત્યાંજ બીમારા—પણ હવે તે વાત રેહી. તેવણના ગયા પછીબી મેં તો ખાણ ઉપરની મારી મેહેનત ચાલુ રાખી. તેવણને ગયા પછી દોઢેક મહીને તે ખાણની છેક ઉંડાણમાં ઉતરતાં એક નેસ અમોને જણાઇ જેની આખી લંબાઇએ પીળીપીળી રજકણ છવાયલી દેખાઇ મારા કાન હવે ઉભા થયા; તેજ વખતે મેં મનમાં ચીત્યું કે જો એમાંથી સોનું નીકળયું તો ફરદુનજીનો ભાગ કાયમ સમજસ અને તેવણને ફાલે જે આવશે તે તેવણનું કાંઇ સગુ મળશે તો તેને હવાલે કરસ ને નહીંતો તેવણને નામે ધરમ કરસ. તેવણનું કોઇ હતું નહીં પણ નવસારીમાં તેવણની એક બુચી છે એમ મને કહેતાતા, વાસ્તે મુંબાઇ જઇ તે વિશેની તલાસ કરવાનો મેં ઠરાવ કરી રાખ્યોતો; કંઇક વર્ષે તે ખાણમાંથી સારી કમાઇ કરી બધું ઉંચકી ઉપાડી તે ખાણ સારી કીંમતે વેચી નાંખી હું પંદરેક દાહાડા થયાજ મુંબાઇ આયો ને ત્યાં ઠરીઠામ થઇ ફરદુનજી શેઠની બુચીની તલાસ કરવાનો મેં ઠરાવ કર્યો તો લેવો તેવણ શેઠનાં બુચીમાયતો અહીંજ મળયાં ને વળી—"

"ઓ મારા જહાંગીર, આય એવણ કહેછ તે ખરૂં હોસે કે?" એટલું બોલી પરીન્હેર પોતાના વરને વળગી પડી.

"ખરૂં, માયજી, સાત પાણીએ ધોયલું ખરૂં; બાકી વરી ખરી મેહેનતે મેળવેલા દોલતનો અરધો ભાગ પારકાને આપવા કોણ તૈયાર થાય? ખાણમાંની પેલી પીળી નેસ દેખાતાં મેં જે વિચાર કીધો હતો તેને

દમાનથી હું વળગી રહેલો છું. મારૂં કોણ છે? ને હોતે તોબી શું થયુ? ખાણ હું પોતે કયાં લેતો હતો? તમારા બાવાજીએ બોહોંસ કીધી ને મને તે લેવીજ પડી પછી તેવણુનો ભાગ—"

"પણ જી, એવણુનો ભાગ તો તમુને એવણે વેચ્યો કેની?"

"તેથી શું થયું અમો બેઉનું નસીબ તેમાં જોડાયલું હતું કે ની?"

"હાજી, પણ આજે હક હલાલનું કોઇ નહીં આપે ને તમે પરજાત—"

"કાંઇ નહીં બાઇ સૌ કોઇ પોતાનાં નસીબનું ખાયછ, કોણ જાણે તમારાં નસીબે જોર કીધું હોય ને મારી દયાનતની કસોતી કરવા મને તે ખાણ ફળી હોય; હવે બધી વાત રહેવા દેવો તમે બધો આય બાંધેલો સામાન છોડી નાંખો, તમારો આય મેહેલ તમોનેજ મુબારક; પણ વારૂં એમ કેહુ કે તમે તો પરણીબી ચુકયાં છો, ને તમારા બાવાના જાની દોસ્ત દાખલ હું તે વખતે તમને કશી પેહેરામણી આપી નથી શકયો તેનું કેમ?"

"જી, આય કાંઇ તમે થોડું કીધેલું કહેવાય? હું નહીં ધારતી કે ખરી જીંદગીમાં આવું કોઇ વખતે બી બનતું હોય, કહાં બાવાજીના દોસ્તદારને કાંહાં—"

"કેમ શું છે?" એટલામાં એક નોકર ત્યાં આવ્યો જેની તરફ જોઈ જહાંગીરે પુછ્યું

"શેઠજી, પાલણજી શેઠ આયાછ"

"એ એવણ એવડી રાતે કાંય આયા હોશે, જહાંગીર?"

"એવણુને ડીયર માલમ પડયું હોસે કે સાડા-અગ્યારની ટ્રેનમાં આપણે જવાનાં છેયે તેથી પોતાનાં મારગેજનું કાંઇ નક્કી કરવા—"

"એમ કે?" અલારખ્યા બોલ્યો "લેવો ત્યારે આયજ માણુસ પાસે આય ચેક હું લખું છ તે એવણુને મોકલો, તમે પોતે ના જતા, કેટલા રૂપ્યા તમે મને કહાતા?" એમ બોલી તેણે પોતાની ચેક બુક કાઢી.

"અરે પણ ઉતાવળ શું છે? સહવારે હવે વાત, બધું બરાબર કરીને એવણુને આપ્યેકેની? વખતે—"

"એમ?-તો લેવો પરીચ્હેરબાઇ આય—" એમ બોલી તે ભલો ખોજા ગૃહસ્થ તેબલ આગળ ખુરસી તાણી ચેક ભરવા બેઠો "લેવોજી, પરીચ્હેરબાઈ આ ચેક, એ ચેકથી જહાંગીરનો પારખ કાસ્તલ તમે પે છોડવી મારી તરફથી એ મેહેલ મારી તરફની લગ-પહેરામણીમાં કબુલ રાખી પાછો જહાંગીરભાઇને હ... કરજો ને જહાંગીર શેઠ—"

"કયાં ગીયા એવણુ?"

"જી નીચે પેલા પાલનજી આગળ ગીયાછ, પ... જી, તમે કાંય અમુને એટલાં શરમાવોછ? તમે—"

"કેમ જહાંગીર શેઠ શું કરી આવ્યા?" પે... ખોજા ગૃહસ્થે પુછ્યું અને તેવણુને જહાંગીર જવા દેય તેવામાં "આય જુવોની જહાંગીરજી" કરીને પ... ચ્હેર પોતાના ધણીને પેલા તેણીને ભેટ મળેલા ચેક... વાત કહેવા જતી હતી પણ—

"જરા ઉભાં રેહોની બાઇજી, અમુને વાત ... કરવા દેશો કે નહીં?" એમ બોલી પેલા ભલા ખોજા... તેણીને ચુપ કરી દીધી

"કેમ જહાંગીર શેઠ નીચે શું કરી આવ્યા?

"શું કરી આઉ? મેં તો તેવણુને રોકડું પરખા... કે સહવારે મેહેલ અને જે જે જમીન જાગીરનાં ખ... તેવણુ પાસે હોય તે લઇને આવવું અને તેવણુનાં ના... ભરપાઇ કરી બધું છોડવી લેનામાં આવશે. તેનો મને ઘેલો સમજી હસવા ને ઠઠા કરવા લાગ્યો પણ મેં કાંઇ... નહીં આપ્યું એટલે પોતાની મેજે ચાલતો થયો."

"આય જહાંગીરજી એવણે—"

"હુ હંહંહ—અ...ાઇ માયજી છે? જરા થયું અમુને બે જણુને વાત કરવા નથી દેતાં! ચાલો ત્યારે સાહેબજી"

"અરે, પણ ભાઈ આય—"

"હું નહીં જાણુતો-મને હવે વખત થા... સહવારે આવીશ."

"પણ ભાઇ આપ-અરે અલારખ્યા શેઠ, પણ જરા—"

પણ અલારખ્યાભાઇ તયાં હોયતો સાભળે કે? તે ફિરસ્તો તો કયારનો કયાંનો કયાં આલોપ થઇ ગયો અને સહવારે પારાખાઉવાલાઓ કેવાં દાંત ઘસતાં રહી જશે તે ઉપર હસતાં હસતાં તે ધણી ધણયાનીનું જોડું તે રાતે પહલ પ્હેલુંજ નચીંતે પોઢવા ગયું.

સમાપ્ત.

# રમુજ સંગ્રહ.

"મારા વરને તો કંઇજ દયા મલે નહીં જો" સાંએ કહ્યું.

"એ તું શું બોલેછ હીરલાં," તેની સહી ક્ષાંએ પુછયું. "આવો દયાળુ ને નરમ સ્વભાવનો તેઓ તું એમ બોલેછ?"

"અરે તું એને હજી બરાબર ઓલખતી નથી માં" હીરલાં બોલી "જેની હમણાં બાબાને દાંત વેછ તે બીચારો આખો દહાડો રરરર કર્યા કરેછ પા ઓશીકૂથી આવે કે એવનની દાઢી ખેંચીને જાનો મુગો મુગો રમતો તો તે કાલે જઇને દાઢીજ .તી આવ્યા! હવે કોઇ એવનને પુછે?"

"આજની છોકરીઓનો કંઇજ ઠંગડો નથી" મી ડાહ્યો થનો બોલ્યો, કોઇબી મુરખાએ તેણીના તેની પહેલવહેલી માંગણી કીધી કે તુરત કુદી પડેછ 'ધારૂંછ કે તુંબી એમજ કરે, કેમ ખરૂં ની?"

"તેતો હવે તમે પુછીને શોધી કહાડો તાહરેજ ખાય." મુનાએ જવાબ દીધો.

પેરી વીચારમાં પડયોછ. એ પુછે તો મુરખામાં .. કે નહી?

"પણ, ડારલીંગ હું તારા હાથ માટે તદનજ લાયક ઉઉં જો" કાવસ ચીબો થનાં પોતાની પ્રોયાની ...દીક બેઠક લેતાં બોલ્યો

"ઓહ કાવશ," દીના બોલી, "આંય બાબદમાં મેં ને મારા બાવાજી તદન એક મત પર આવેછ .અગર દરેક બાબદમાં એવી રીતે એક મત થાઓ કે ની તો આપણો સંસાર કેવો સુખી જાય!"

"હમણા હમણાં માટીડાઓ પૈસાપર પરણેછ" પીલાંએ કહ્યું "તમેબા એમ મારી સાથે મારા પૈસા પર તો નથી પરણવાની?"

"નહીં," હોમીએ જવાબ દીધો. "હું આખી દુન્યાના પૈસાને ખાતરબી તારી સાથે નહી પરણું"

પીલાં હજી સુધી સમજી નથી શકી કે હોમી એમ બોલતાં હસયો કાંય.

ઘરાક-(રેસટોરાંમાં ખાતાં ખાતાં) અરે એઇ વેટર, આંય પુડીંગ જેની, કેવી રીતે બનાવેછ! અહે... સોપારીના ચીપ નીકળી! વેટર-બરાબર છે, સાહેબ હમે કેબીનેટ પુડીંગ ઓરડર કીધેલું કે ની!

(સોલન).

## છોકરો ચાલાક ખરો.

સ્કુલ ઇન્સપેક્ટર દુમ્બાસીંગ એક વખતે નીશાળમાં તપાસ અર્થે ગયા હતા ત્યાં તેવણે પહેલા વર્ગની તપાસ કરવા માંડી અને છોકરાઓને જણાવ્યું કે હુશીઆરી સાથે જવાબ આપવો

પહેલો સવાલ તેવણે એક હીંદુ નીશાળીઆને કર્યો.

દુમ્બાસીંગઃ—પોણવાદાસ, બેદુ કેટલા?

પોણવાદાસઃ—બેદુ ચાર સાહેબ.

દુમ્બાસીંગ આ જવાબ સમજી નારાજ થઇ ગયા અને એક બીજા છોકરાને સવાલ કર્યો જે કર્મ સંજોગે પારસી હતો.

દુમ્બાસીંગઃ—અલ્યા જહાંગીર, બેદુ.

જહાંગીરઃ—સાહેબ બેદુ એટલે ઇંડું. મારા મમ્મા મને રોજ એક આપેચ. (ઇન્સપેક્ટર સાહેબ શીવ, શીવ કરતા સ્કુલની બહાર નાંશી ગયા.

## બાવાજીનાં પેટમાં બુચો.

આદરજીને કલીંગર (તરબુચ) ખાવાનો શોખ ઘણો પણ પાસેનો પડોશી મંચુ મદારી રોજ ખાવાની વખતે આવી બેશે એટલે આદરજીને મહી પીડા પડે એક દીવસે આદરજી એક મોટું કલીંગર બજારમાંથી લઇ આવ્યા પણ નબોદગો મંચુ તે વખતે ઘરમાં હાજર હોવાને સબબે તેવણે કોટની નીચે કલીંગર સંતાડી દીધું પણ કમનસીબે આદરજીનો નાનો બુચો ત્યાં આવી લાગ્યો અને તેને બાવાજીનું પેટ સુજેલું જોયું જે વખતે હોલમાં મંચુ પાસે દોડી ગયો અને બુમ મારી બોલવા લાગ્યો.

"મંચેરજી મારા પપાનાં પેટમાં મમાજી માફક બુચો ઉગેલો છે"

(ગરીબ બીચારા આદરજીનો ભરમ ફુટી ગયો અને તેવણને આખરે કલીંગર કાપવાની ફરજ પડી).

"ફકીર"

## જીવતો દાખલો.

બુચોઃ—મમા લીજનો કીસ્સો કેવો હોસે.!

મમ્મા—દીકરા તારા બાવાની દુમ જેવો.

માણેકઃ—શીરીન ડીયર હું મરી જાઉં તો તુંને કોઇ જાતની ફીકર રહે કે?

શીરીનઃ—(હેતનો કટકો) નહીરે ડીયર તમે વીમો ઉતરાવ્યોચ એટલે પછી ફીકર શાની?

આઠેક દીવસની વાત ઉપર વેણીલાલ મહેતાજીએ છોકરાઓને એવું શીક્ષણ આપ્યું હતું કે જ્યારે પણ જવાબ આપો ત્યારે દાખલા દલીલ સાથે આપજો. વેણીલાલે આજે સવાલ કર્યો "અલ્યા રૂસ્તમ લડાઇ કેમ થાય"? રૂસ્તમે તો વગર વીચારવે પાસે બેઠેલા પંડયાશંકર નામના છોકરાને બેચાર થપડ લગાવી કહાડી પંડયાશંકર એકદમ ઉઠયો ને રૂસ્તમને મારવા લાગ્યો. રૂસ્તમે પણ વળતા જવાબમાં બેચાર ઢોકી કહાડી તેટલાં વેણીલાલ વચમાં પડયા.

"અલ્યા રૂસ્તમ કાં આને થપડ મારી!" રૂસ્તમે ધીરજથી જવાબ આપ્યો સાહેબ તમે શીખવેલું કે દાખલાથી જવાબ આપવો તેથી મેં તમોને દાખલા દલીલ સાથે આપ્યો.

(વેણીલાલે દાખલા માંગવાનું તે દિવસથી માંડી વાળ્યું).

# આપણું આયુષ્ય.

લખનારઃ—મી૦ અકબરઅલી ડી. નુરાની.

આપણી આયુષ્યમાં સર્વથી અગત્યની બીના એ શિખવાની છે કે, આપણું આયુષ્ય કેવી રીતે ગુજારવું? આ બાબત સમજવી સ્હેલ નથી. હિપોક્રેટસે પોતાનાં વૈદક અખતરાનાં સિદ્ધાંતોની શરૂઆતમાં કહ્યું હતું કે, "આયુષ્ય ટુંકી છે, હુન્નર લાંબા કાળ માટે છે, આપણી તકો ક્ષણિક છે, એટલે કે, તે વારંવાર હાથ લાગતી નથી, અખતરાઓ નિશ્ચિત નથી અને ન્યાય આપવો એ મુશ્કેલ છે."

આપણી આયુષ્યમાં સુખ અને ફતેહ સંજોગો પર આધાર રાખતા નથી, પરંતુ આપણી પોતાની જાત ઉપર આધાર રાખે છે. "ઘણાં મનુષ્યો બીજાઓએ તેમને નાશ કર્યા કરતાં, પોતે જાતેજ પોતાની પાયમાલી અને પડતી શોધી છેઃ ઘણાં ઘરો અને શહેરો ધરતીકંપના આંચકાઓથી નાશ પામ્યાને બદલે મનુષ્યોનાંજ હાથથી નાશ પામ્યા છે.

દુનિયામાં બે પ્રકારનાં નાશ છે; એકતો એક વહી જતો વખત અને બીજાં પ્રકારનો નાશ મનુષ્યોનાં હાથથી થાય છે, બધાં નુકશાનો અને નાશ કરતાં માણસોથી થતો નાશ અર્થાત પાયમાલી ખરેજ ખેદજનક છે, અને મનુષ્યનો દુષ્ટ દુશ્મન છે, કે જેવી રીતે સેનીકાએ કહ્યું છે કે, તે પાયમાલી મનુષ્યની છાતીની બરાબર છે. સૃષ્ટિનો સૃજનહાર મહાન કિરતાર કશું પણ ખરાબ કરતો નથી, પરંતુ આપણને દરેક પ્રકારની છુટ આપે છે, અને જો આપણે આનો ખોટો ઉપયોગ કરીએ તો અવશ્ય આપણને આપણી ભૂલ માટે ખમવુંજ જોઇએ, અને આ માટે પોતાની જાતને દોષિત ગણવી જોઇએ. લા બ્રુએરી નામનો વિદ્વાન કહે છે કે, "ઘણાં મનુષ્યો અન્ય માનવોને દુઃખી બનાવવા માટે પોતાનો ઘણો વખત ગુમાવે છે." કારણ કે, "જે બાબત બની ચુકી અને થતાં થઇ ગઇ, તેને કર્તાપો ફરી વખત વણાટમાં ન લાવી શકે તેમજ એપોલોસ ફરી વખત સ્મરણ કરી શકે." ઘણાં શખ્શો પોતાની યુવાનીના વખતમાં પોતા પર એવી રીતનું જંજાળી જગતની ધુસરી વ્હોરી લે છે કે જે શરૂઆતમાં ખરેખર સહ્ય તથા ખુશકારક લાગે છે, પરંતુ ત્યાર પછીનાં વર્ષોમાં તે દિનબદિન અસહ્ય અને બોજારૂપ થઇ પડે છે. મનુષ્યો પોતાની જાતને બહુજ ચાહે છે, કદાપણ ભલી રીતે નહિ પણ સારી રીતે પોતાનું શ્રેય ઇચ્છે છે, આ આયુષ્યમાં અંધકારવાળા એ પડછાયાઓ છે કે જેમાં એક માણસ પોતાનાંજ પ્રકાશમાં જ્યારે ઉભો રહે છે, ત્યારે પોતાનો છાપો પાડે છે. આપણામાંનો પ્રત્યેક મનુષ્ય પોતાની આયુષ્યને કેમ દરિદ્ર અને કંગાળ બનાવવી તે સારી પેઠે જાણે છે. આ કામ ખરેખર રહેલું છે. સ્વાર્થી થાવ, પોતા વિષે ઓછું લાવી માઠું લગાડો, પોતાની જાત માટે વિચાર કરો અને અન્ય મનુષ્યો માટે કશોજ વિચાર લાવો નહીં, ઉડાઉ થાવ, કરજના ખાડામાં ઉતરી પડો, ખાવાપિવામાં મિતાહારી થવાને બદલે અકરાંતિયા પેઠે ખાયા કરો, ચોખ્ખી હવા, કસરત અને મેહનત ઓછી લ્યો અને આ સઘળું કર્યા પછી જોવો કે, તમે પુરતાં કંગાળ અને દરિદ્ર છો કે નહિં?

આ ઉપરથી આપણે સ્હેલાઇથી જોઈ શકીશું કે, આપણી જાતને સુખી કરવાને આપણે કયા ઉપાયો યોજવા જોઇએ?

દુનિયાનાં દરેક દરિદ્ર દુઃખો, હાડમારીયો અને અથાગ જેહમતી સારાં કાજેજ છે; એમ માન્યા માટે મને ઘણી વખત દોષિત ઠરાવવામાં આવ્યો છે, પરંતુ આયુષ્યની જંજાળી જેહમતો અને દિલગીરીઓ હોવા વિષે હું કદીજ ના પાડતો નથી. હું એમ નથી કહી શકતો કે મનુષ્યો સુખીજ છે, પરંતુ મારૂં કહેવાનું

# રમુજ સંગ્રહ.

"મારા વરને તો કંઇજ દયા મળે નહીં જો" શાંએ કહ્યું.

"એ તું શું બોલેછ હીલ્લાં," તેની સહી ચાંએ પુછ્યું. "આવો દયાળુ ને નરમ શવભાવનો ણી તું એમ બોલેછ?"

"અરે તું એને હજી બરાબર ઓલખતી નથી ાં" હીલ્લાં બોલી "જોની હમણાં બાબાને દાંત વેછ તે બીચારો આખો દહાડો રરરર કર્યા કરેછ પ. ઓરીસથી આવે કે એવનની દહારી ખેંચીને ાનો મુંગો મુંગો રમતો તો તે કાલે જઇને દહારીજ ારી આયા! હવે કોઇ એવનને પુછે?"

"આજની છોકરીઓનો કંઇજ ઢંગઢડો નથી" ધી ડાહેલો થતાં બોલયો, કોઇબી મુરખાએ તેણીના ચની પહેલવહેલી માંગણી કીધી કે તુરત કુદી પડેછ ! ધારૂંછ કે તુંબી એમજ કરે, કેમ ખરૂંની?"

"તેતો હવે તમે પુછીને શોધી કહાડો તાહરેજ ણાય;" સુનાએ જવાબ દીધો.

પેસી વીચારમાં પડયોછ. એ પુછે તો મુરખામાં કે નહી?

"પણુ, ડારલીંગ હું તારા હાથ માટે તદનજ લાયક છેઉં જો" કાવસ ચીઓ થતાં પોતાની પ્રોવાની ટીક બેઠક લેતાં બોલયો.

"ઓહ કાવશ," દીના બોલી, "આંય બાબદમાં ને મારા બાવાજી તદન એક મત પર આવોછ ાજ દરેક બાબદમાં એવી રીતે એક મત થાઓ કે ી તો આપણો સંસાર કેવો સુખી જાય!"

"હમણા હમણાં માટીડાઓ પૈસાપર પરણેછ" ીલાંએ કહ્યું "તમેબા એમ મારી સાથે મારા પૈસા ર તેઃ નથા પરણુતાની?"

"નહીં," હોમીએ જવાબ દીધો. "હું આખી દુન્યાના પૈસાને ખાતરબી તારી સાથે નહી પરણું"

પીલાં હજી સુધી સહમજી નથા શકી કે હોમી એમ બોલતાં હશયો કાંય.

ઘરાક-(રેસટોરામાં ખાતાં ખાતાં) અરે એઇ ટર, આંય પુડીંગ જેની, કેવી રીતે બનાવેછ? અંદ- ાં લાકડાંની ચીપ નીકળી? વેટર-બરાબર છે, સાહેબ મે કેબીનેટ પુડીંગ ઓરડર કીધેલું કે ની!

(સોલન).

## છોકરો ચાલાક ખરો.

સ્કુલ ઇન્સપેક્ટર દુમ્બાસીંગ એક વખતે નીશા- ામાં તપાસ અર્થે ગયા હતા ત્યાં તેવણે પહેલા વર્ગની ાસ કરવા માંડી અને છોકરાઓને જણાવ્યું કે ખુલાસા સાથે જવાબ આપવો.

પહેલો સવાલ તેવણે એક હીંદુ નીશાળ્યાને કર્યો.

દુમ્બાસીંગઃ—પોણ્યાદાસ, બેદુ કેટલા?

પોણ્યાદાસઃ—બેદુ બાર સાહેબ.

દુમ્બાસીંગ આજવાબ સમજી નારાજ થઇ ગયા અને એક બીજા છોકરાને સવાલ કર્યો જે કર્મ સંજોગે પારસી હતો.

દુમ્બાસીંગઃ—અલ્યા જહાંગીર, બેદુ.

જહાંગીરઃ—સાહેબ બેદુ એટલે ઇંડું. મારા મમ્મા મને રોજ એક આપેય. (ઇન્સપેક્ટર સાહેબ શીવ, શીવ કરતા સ્કુલની બહાર નાંશી ગયા.

## બાવાજીનાં પેટમાં બુચો.

આદરજીને કલીંગર (તરબુચ) ખાવાનો શોખ ઘણો પણ પાસેનો પડોશી મંચુ મદારી રોજ ખાવાની વખતે આવી બેશે એટલે આદરજીને મટી પીડા પડે એક દીવસે આદરજી એક મોટું કલીંગર બજારમાંથી લઇ આવ્યા પણ નબોદગ્યો મંચુ તે વખતે ઘરમાં હાજર હોવાને સબબે તેવણે કોટની નીચે કલીંગર સંતાડી દીધું પણ કમનસીબે આદરજીનો નાનો બુચો ત્યાં આવી લાગ્યો અને તેને બાવાજીનું પેટ સુજેલું જોયું જે વખતે હોલમાં મંચુ પાસે દોડી ગયો અને બુમ મારી બોલવા લાગ્યો.

"મંચેરજી મારા પપાનાં પેટમાં મમાજી માફક બુચો ઉગેલો છે"

(ગરીબ બીચારા આદરજીનો ભરમ ફુટી ગયો અને તેવણને આખરે કલીંગર કાપવાની ફરજ પડી).

"ફકીર"

## જીવતો દાખલો.

બુચોઃ—મમા લીજનો કીલ્લો કેવો હોસે.!

મમ્મા—દીકરા તારા બાવાની દુમ જેવો.

માણેકઃ—શીરીન ડીયર હું મરી જાઉં તો તુંને કોઈ જાતની ફીકર રહે કે?

શીરીનઃ—(હેતનો કટકો) નહીરે ડીયરૂ તમે વીમો ઉતરાવ્યોચ એટલે પછી ફીકર શાની?

આંઠેક દીવસની વાત ઉપર વેણીલાલ મહેતાજીએ છોકરાઓને એવું શીક્ષણ આપ્યું હતું કે જ્યારે પણ જવાબ આપો ત્યારે દાખલા દલીલ સાથે આપજો. વેણીલાલે આજે સવાલ કર્યો "અલ્યા રૂસ્તમ લડાઇ કેમ થાય"? રૂસ્તમે તો વગર વીચારવે પાસે બેઠેલા પંડયાશંકર નામના છોકરાને બેચાર થપડ લગાવી કહાડી પંડયાશંકર એકદમ ઉઠયો ને રૂસ્તમને મારવા લ.ગ્યો. રૂસ્તમે પણ વળતા જવાબમાં બેચાર ઠોકી કહાડી તેટલાં વેણીલાલ વચમાં પડયા.

"અલ્યા રૂસ્તમ કાં આને થપડ મારી?" રૂસ્તમે ધીરજથી જવાબ આપ્યો સાહેબ તમે શીખવેલું કે દાખલાથી જવાબ આપવો તેથી મેં તમોને દાખલા દલીલ સાથે આપ્યો.

(વેણીલાલે દાખલા માંગવાનું તે દિવસથી માંડી વાળ્યું).

# આપણું આયુષ્ય.

લખનાર:—મી૦ અકબરઅલી ડી. નુરાની.

આપણી આયુષ્યમાં સર્વેથી અગત્યની બીના એ શિખવાની છે કે, આપણું આયુષ્ય કેવી રીતે ગુજારવું? આ બાબત સમજવી સ્હેલ નથી. હિપોક્રેટસે પોતાનાં વૈદક અખતરાનાં સિદ્ધાંતોની શરૂઆતમાં કહ્યું હતું કે, "આયુષ્ય ટુંકી છે, હુન્નર લાંબા કાળ માટે છે, આપણી તકો ક્ષણિક છે, એટલે કે, તે વારંવાર હાથ લાગતી નથી, અખતરાઓ નિશ્ચિત નથી અને ન્યાય આપવો એ મુશ્કેલ છે."

આપણી આયુષ્યમાં સુખ અને સ્નેહ સંજોગો પર આધાર રાખતા નથી, પરંતુ આપણી પોતાની જાત ઉપર આધાર રાખે છે. "ઘણાં મનુષ્યો બીજાઓએ તેમને નાશ કર્યા કરતાં, પોતે જાતેજ પોતાની પાયમાલી અને પડતી શોધી છેઃ ઘણાં ઘરો અને શહેરો ધાર્તિકંપના આંચકાઓથી નાશ પામ્યાને બદલે મનુષ્યોનાંજ હાથથી નાશ પામ્યા છે.

દુનિયામાં બે પ્રકારનાં નાશ છે; એકતો એક વહી જતો વખત અને બીજા પ્રકારનો નાશ મનુષ્યોનાં હાથથી થાય છે, બધાં નુકશાનો અને નાશ કરતાં માણસોથી થતો નાશ અર્થાત પાયમાલી ખરેજ ખેદજનક છે, અને મનુષ્યનો દુષ્ટ દુશ્મન છે, કે જેવી રીતે સેનીકાએ કહ્યું છે કે, તે પાયમાલી મનુષ્યની છાતીની બરાબર છે. સૃષ્ટિનો સર્જનહાર મહાન કિરતાર કશું પણ ખરાબ કરતો નથી, પરંતુ આપણને દરેક પ્રકારની છુટ આપે છે, અને જો આપણે આનો ખોટો ઉપયોગ કરીએ તો અવશ્ય આપણને આપણી ભૂલ માટે ખમવુંજ જોઇએ, અને આ માટે પોતાની જાતને દોષિત ગણવી જોઇએ. લા બ્રુએરી નામનો વિદ્વાન કહે છે કે, "ઘણાં મનુષ્યો અન્ય માનવોને દુઃખી બનાવવા માટે પોતાનો ઘણો વખત ગુમાવે છે." કારણ કે, "જે બાબત બની ચુકી અને થતાં થઇ ગઇ, તેને કર્તાપો ફરી વખત વર્ણનમાં ન લાવી શકે તેમજ એગ્રોપોસ ફરી વખત સ્મરણ કરી શકે." ઘણાં શખ્શો પોતાની યુવાનીનાં વખતમાં પોતા પર એવી રીતનું જંજાળી જગતનું ધુસરી વ્હોરી લે છે કે જે શરૂઆતમાં ખરેખર સહ્ય તથા ખુશકારક લાગે છે, પરંતુ ત્યાર પછીનાં વર્ષોમાં તે દિનબદિન અસહ્ય અને બોજારૂપ થઇ પડે છે. મનુષ્યો પોતાની જાતને બહુજ ચાહે છે, ડહાપણ ભરી રીતે નહિ પણ સારી રીતે પોતાનું શ્રેય ઇચ્છે છે, આ આ આયુષ્યમાં અંધકારવાળા બે પડછાયાઓ છે જેમાં એક માણસ પોતાનાંજ પ્રકાશમાં જ્યારે ઉભો રહે છે, ત્યારે પોતાનો છાપો પાડે છે. આપણામાંનો પ્રત્યેક મનુષ્ય પોતાની આયુષ્યને કેમ દરિદ્ર અને કંગાળ બનાવવી તે સારી પેઠે જાણે છે. આ કામ ખરેખર સ્હેલું છે. સ્વાર્થી થાવ, પોતા વિષે ઓછું લાવી માનુ લગાડો, પોતાની જાત માટે વિચાર કરો અને અન્ય મનુષ્યો માટે કદીજ વિચાર લાવો નહીં, ઉડાઉ થાવ, કરજના ખાડામાં ઉતરી પડો, ખાવાપિવામાં મિતાહારી થવાને બદલે અકરાંતિયા પેઠે ખાયા કરો, ચોખ્ખી હવા, કસરત અને મેહનત ઓછી લ્યો અને આ સઘળું કર્યા પછી જોવો કે, તમે પુરતાં કંગાળ અને દરિદ્ર છો કે નહિં?

આ ઉપરથી આપણે સ્હેલાઇથી જોઇ શકીશું કે, આપણી જાતને સુખી કરવાને આપણે ક્યા ઉપાયો યોજવા જોઇએ?

દુનિયાનાં દરેક દરિદ્ર દુઃખો, હાડમારીયો અને અથાગ મેહમતી સારાં કાજેજ છે; એમ માનવા માટે મને ઘણી વખત દોષિત ઠરાવવામાં આવ્યો છું, પરંતુ આયુષ્યની જંજાળી મેહમતો અને દિલગીરીઓ હોવા વિષે હું કદીજ ના પાડતો નથી. હું એમ નથી કહી શકતો કે મનુષ્યો સુખીજ છે, પરંતુ મારે કહેવાનું

ટકવુંજ છે, તેઓ સુખી થઈ શકે; અને જો તેઓ પ્રમાણે સુખી નથી, તો તેમાં તેઓનોજ પોતાનોજ દોષ છે. આપણામાંના ઘણાંકો સુખ ભોગવી શકે, પરંતુ તેનો લાભ નહિં લેતાં સુખ સાથનાં સંતોષી જીવનનાં પ્રસંગનો કશોપણ લાભ લિધા સિવાય તેને ખાલી વ્હેવા દે છે. આ બાબત દરેકને દુઃખી અને શોકાતુર કરી મૂકે છે.

આયુષ્ય ગુલાબનાં ફુલોનું બિછાનું નથી, તેમજ જંજાળી મેહનતની લડાઇ પણ નથીજ.

ઘણાં લોકો પોતા પાસે કેટલીક વૈભવની ચીજો નહિં હોવા માટે, અને જે બાબત તેઓ અંતઃકરણમાંથી ખસેડી શકે તેવી હોય તેનો અફસોસ કરવામાં અને જે બાબત પોતે નહિં સમજી શકે તેમાં દાખલ થવામાં પોતાનું આયુષ્ય ગુમાવે છે. યંત્રનું એક પૈડું અને પીપ પણ મશીનને લાયકનું બંધ બેસતું ન ગોઠવવામાં આવે તો જેવી રીતે આખું મશીન બરાબર કામ આપતું અટકી પડે છે, તેવીજ રીતે જો આપણે જનસમાજમાં મિલનસાર વાતાવરણમાં નહિં રહીને આપણો સંબંધ સંપીલી પ્રજા તરિકે ન જોડીએ તો આપણને તે માટે અવશ્ય સહન કરવું જોઇએ. હદ બહાર હિંમત મનુષ્યોને હઠિલાં બનાવે છે, હદથી વધારે લાગણી આપણી નબળાઇ જતાવે છે, અને હદથી અવધિ કરકસર લોભની ઉત્પત્તિ સુચવે છે. એ એક કેહવત થઇ પડી છે કે "જેને માંસ એક ખોરાક થઇ પડયો છે, તેજ માંસ બીજાઓને ઝેર સમાન છે." કોઇ પણ મનુષ્ય કુદરતનાં કાયદાઓમાં કશો પણ ફેરફાર કરવાને અથવા બતાવી શકવાને સમર્થવાન થયો નથી.

પુરાની લોકો હોરમઝદને પોતાનાં સુખનું કારણ ગણતું છે. અને ખરાબ વિચારો અને કૃત્યોના દેવ અહરીમનને પોતાનાં દુઃખો અને દિલગીરીઓનાં કારણભૂત ગણે છે પરંતુ ખરું જોતા આપણે જાતેજ આપણી પોતાનીજ ભૂલોથી આપણી આયુષ્યની હાડમારીઓ વધાર્યા કરીએ છીએ કે જે ભૂલો બે પ્રકારની છે. તે એ—જે બાબત આપણને ખોટી જણાયા છતાં આપણે આપણું કાર્ય કરે જઈએ છીએ; પરંતુ તે ખરાબ અને ખોટા રસ્તે દોરવાઇ ગયા છતાં પણ તેમાં પાછી ભૂલ થાય ખાઇ જઇએ છીએ. જ્યાં સુધી પહેલી રીતની ભૂલ થાય છે, ત્યાં સુધી આપણે આપણી જાતમાં નહિ ભૂલ થાય ખાઇ જાય તેવા ખરા ભોમિઆની રોપણી કરી છે. તમારે જે કાર્ય કરવું જોઇએ તે બેલાશક કરવાનો પ્રયત્ન કરો અને તે કાર્ય પૂર્ણ કરવામાં તમારે કશી પણ શંકા કરવી જોઇએ નહિં. આપણી ઉંઘાડી આંખો હોવા છતાં આપણે ખોટું કાર્ય કરી બેસીએ છીએ. કારણ કે જો તે ખુલ્લી હોતી નથી તો ખરેખર આપણે પોતે તેને જાણી જોઈને બંધ કરી દઇએ છીએ અને આવી રીતે આપણે ડહાપણ વિનાનાં કૃત્યો કરે જોઇએ છીએ.

બીજી રીતની જે ભૂલો આપણે કરીએ છીએ તે બાબતપર આવતાં જાણવું આવસ્યતું છે કે આપણે આપણાં માતપિતાઓની, મોટેરાંઓની, મિત્રોની, આપણા જ્ઞાનની અને આપણી પોતાની સમજ શક્તિપર વિશ્વાસ અને આધાર નહિં રાખવા માટે છે. ખરેખર આપણું જ્ઞાન તે આપણી જાતનો એક ભાગ છે; આપણે સર્વે દરેક રીતે એકજ વિદ્યાર્થી તરિકે છઇએ કે જેને આપણે શિખવવું અને કેળવવું આવસ્યતું છે.

જે કંઇ આપણે આપણી જાતને શિખવીએ છીએ તે આપણે અન્ય મનુષ્યો આગળથી શિખેલાં કરતાં તે આપણી જાતનો એક વધારે ભાગ છે. આપણું જ્ઞાન નિશાળ છોડયા પછી પૂર્ણ થતું નથી; કારણ કે ત્યારે તો તે ભાગ્યેજ શરૂ થયું હોય છે. તેતો આખી આયુષ્યભર ચાલુ છે. સેનીકાએ કહ્યું કે, "જેમ મનુષ્યો પોતાના શરિરોને કસરતથી કે મેહનતથી કસે છે, તેમ તેઓનાં મગજોને કસતા હોત અને જેમ મોજમઝાઓ ભોગવવા માટે જેટલો શ્રમ વેઠે છે, તેટલોજ શ્રમ સદગુણો ગ્રહણ કરવામાં લેતા હોતતો કેટલું બધું સારૂં લેખાય?

કેટલીક જાતો નશિબ પર આધાર રાખનારી હોય છે. તેમનાં મત પ્રમાણે દરેક ચીજ અગાઉથી થવાની નિર્માણ થયેલી છે, અને જે બનવાનું છે તે બન્યા સિવાય રહવાનું નથી, પછી ભલેને આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ મનુષ્ય માત્રને તેઓ આત્મચાલક (automaton) તરિકે લેખે છે. પહેલો પોઇન્ટ કે

જે વિષે આપણે વિચાર કરવાનો છે તે એક સાયન્સ (science) ની આયુષ્ય છે કે નહિં? આપણે આપણું નાવ આયુષ્યના જમાનારૂપ સમુદ્રમાં તરાવી હાંકી શકીએ કે કેમ? અથવાતો આપણે જલદીથી આ દુનિયાની અંદરથી ઘસડાઇ જવાને ધિક્કારને પાત્ર થયલાં છઇએ? આવો ઉત્તર સ્પષ્ટ છે. "મનુષ્ય તે મનુષ્યજ છે, અને પોતાનાં નશિબનો ધણી છે." અથવાતો જો તે પ્રમાણે નથી, તો તેમાં તેનોજ વાંક છે. તે પોતાની આયુષ્યને ચાહે તેવી બનાવી શકે છે, તેમજ જો તે ધારે તો પોતાની જીંદગીને સુખી, સંતોષી અને વિજયી તથા દરિદ્ર, કંગાળ અને મોતસમાન પણ કરી શકે છે. "તમે જે રીતનાં જેવાં થવા ઇચ્છતા હો, તેવાં તમો અવસ્ય થઇ શકશો; કારણ કે તેમ થવામાં પ્રત્યક્ષ પરમેશ્વરની સામટી મદદ સાથે આપણે ઇચ્છાની પ્રબળતાથી તેવાંજ થઈ શકીશું."

આવી અનુપમ શક્તિ જ્યારે આપણે આપણાં નશિબ પર ધરાવીએ છીએ, ત્યારે આપણા માટે ઘણુંજ અગત્યનું એ હોવું જોઇએ કે, આપણે આપણી જાતને જે રીતના થવાં ઇચ્છતા હોઇએ તે વિષે અને આ આયુષ્યમાં સર્વોત્કૃષ્ટ સુખ સંતોષના પરમ લ્હાવાની મિલકતો કેવી રીતે ગ્રહણ થઇ શકે તે માટે પુછવું અને માંગણી કરવી જોઇએ આપણો પહેલો મુખ્ય ઉદેશ એ હોવો ઘટે કે આપણે સર્વથી સર્વોત્તમ જીંનગાની કેવી રીતે કરી શકીએ? હમબોલ્ડ નામનાં વિદ્વાને કહ્યું છે કે, "પ્રત્યેક મનુષ્યનો સર્વથી ઉંચ ઉદેશ દરેક કાર્ય પૂર્ણ કરવાનો અને પાર પાડવા માટે તેની દરેક શક્તિઓની સંપીલી ખીલવણીઓ પ્રાપ્ત કરવા માટે હોવો જોઇએ જીનપૉલ રીચટરે કહ્યું છે કે, "પ્રત્યેક." કાર્ય સંપૂર્ણ અને ફત્તેહમંદ ઉતારવા માટે દરેક વ્યાક્તએ પોતામાં જેટલું પાણી હોય તેટલી બધી પોતાની શક્તિઓનું સામટું બળ વાપરી દેવું જોઇએ. આપણે આ માટે, તેમ છતાં, માત્ર સ્વાર્થ બુદ્ધિથીજ આ બાબત વિષે પ્રયત્ન કરવો જોઇએ નહિં; નહિંતર તેમ કરતાં આપણે નિષ્ફળતાને સહન કરવા માટે નિર્માણ થયેલ હોઇશું." જેવી રીતે બેકને કહ્યું તેમ, "કોઇપણ મનુષ્યની પોતાની ખાનગી દોલતનો ઉપયોગ તેની હયાતી સુધીજ કોઇપણ રીતે થવો જોઇએ નહિં." એટલે કે તેણે પોતાની સંપત્તિનો ભાગ પરમાર્થી અને સખાવતી કામોમાં પણ આપી જવો જોઇએ કે જેથી કરીને તેની આયુષ્ય બાદ પણ તેનાં નાંણાનો ઉપયોગ થઇ શકે. પ્લેટો અને ઍરીસ્ટોટલ; બુદ્ધ અને સેન્ટ પૉલ નામનાં શ્રેષ્ટ અને મહાન મહાત્માઓએ માત્ર પોતાનાંજ જીવનોમાં મગ્ન રહી સ્વાર્થી આયુષ્ય ભોગવ્યું નથી, પરંતુ બીજાંઓને દરેક રીતે ઉપયોગી થવા પોતાની જાતને દરેક પ્રકારનાં સદગુણોથી ભરપુર કરી મહાન પુરૂષો થઇ ગયાં છે.

---

**નવલ**—કોઇબી વખત તેં અજાણપણીથી વિચાર કીધોછ કે રૉકફેલર યા કારનેગીની દોલત તારી પાસે હોય તો તું શું કરે?

**ફિરોજ**—નહીં, એમતો વિચાર નથી કીધો પણ ઘડીઘડી હું એમ અજબ ઘણોજ થાઉંછ કે તેઓ પાસે મારી ફાકમફુકી હોય તો તેઓ બીચારા શું કરે?

*

**શીરીન**—મરેરે પેલા ગાંધીની ધુન્નાં વિશે મેં એવી ખરાબ વાત સાંભળીછ કે બસ—"

**આલાં**—તે શું મને કહેની!

**શીરીન**—નહીં, આવરી કલબમાં આવતા સનવારે "કોઇનીની બુરાઇમાં આપણે મજાહ માનવી નહીં" એ વિષય ઉપર તકરાર ચાલવાની છે ને મેમ્બરો ઘણા આવશે ત્યારે એ વાત કરસ કે બધાં સાંભળે.

એક બીચારો ગામડયો પ્હેલોજ મુંબાઇ આવ્યો. એએક દાહાડા ગયા પછી તેને માલમ પડયું કે તેનાં બનીયાનનાં સોનાનાં બટન ગુમ થયાં હતાં હવે મુંબાઇના પોલીસની ચબરાકીની વાતતો તેણે સાંભળેલી એટલેકે લાગલો દોડયો પોલીસમાં ને તે ચોરીની ત્યાં ખબર નોંધાવી.

ઘરે પાછો આવીને જોયછ તો તેનાં બટન તેના ખાતલાપરના ટકધા તળે હતાં! હવે? તુરત પાછો પોલીસમાં જવા તે દોડતો નીકળયો, તેટલાં રસ્તાપર નવા નળ નાંખવાનું ખોદકામ ચાલતું હતું ત્યાં જઇ પુગી ત્યાં ઉભેલા મુકાદમને તેણે કહ્યું કે "ઓ બાપ, હું કામ શોધાં મારોછ, મારાં બટનતો મળાં!"

ખરો ભોળોજ કેની?

# The Secret of Success.

By A Parsi Lady.

The wise men of old have said that our mind is always wavering and runs away from one thing to another. At first when a person tries to control it, he comes to know that it is so much difficult to bend and so fleeting like wind. In modern days when so many things appear to one's gaze and is tempted to do all in a sweep, the adage comes to our mind, seeing us running hither and thither before deciding which steps to be taken. The mind is said to be restless and how true are the words of wisdom even to-day, when we see man hurrying along for nothing and making fuss about trifles. The book of celestial song says thus:-

"For the mind is verily, restless, it is impetuous, strong and difficult to bend. I deem it as hard to curb as the wind."

This restlessness of mind is predominant in young age, which always resents control, but this is the time when the seed of wisdom should be planted in the plastic soil of mind. In youth the mind remains very imitative and takes up any path, which appears to the vision very attractive.

Why we are sent in different countries and nations, with different natures and habits of life! Why we see the different types around us, blooming forth like flowers of various colors, but shooting forth on one tree of life. If a person only grasps the fact, that he has not been sent in vain, in various nations and climes, but there must be some purpose in the Creator's mind in spreading all, wherever He thought to put them best. We all know that we do not live permanently here, after enjoying a few years of life, any way we have to depart from here, so why should we not try to mould our lives according to the beneficial laws of nature, and principles shown by the great men of the past, who have recorded their own experience of life for the benefit of all mankind.

Truths of nature do not change according to times, and the great men have told us that they are changeless and immortal. The same is true now as of old, because we see the fact that this world is like a resting place, where man come and go, but the impress of his doings is left behind each, which is the sum-total of his thoughts and feelings. If a traveller goes to a country without making any necessary preparation for the journey, he is sure to meet with despair and sorrow and perhaps may not reach the desired goal. But the case is reverse for a man, who takes necessary steps before undertaking the journey, and will reach his destination with ease. The same rule should be applied to our coming and going in this world. We gain what we strive at, we prepare condition of ease or sorrow by our behaviour to others, our own cravings being in conact with the desired object of pleasure or pain, and in short we get what we deserve. The old dictum runs thus:- As we sow so we reap, and the lessons learnt in one life become the treasures of another life. At present we work for future, as we did in the past and built our present destiny of bitter or sweet experience of life, we all do not get the same experience in the same way, because the nature is very profuse in her plans and she teaches some by knowledge or suffering, others get it by love or devotion, and some rush forward

without caring for the results in either of the good or evil paths as they for time being suit them. But the difference lies in that, the sooner or later we have to repent or be glad for our choice, made at the beginning of an action or to satiate a cherished desire of long. Thus we prepare ourselves for good or ill and be worthy of our gains or losses.

Now we shall try to take the picture of the lives of great ones. What we see in them? Were the road for them strewed with flowers of life or full of hardships and trials! From the picture we could distinctly see that they braved all the difficulties of life with joyous heart and unswerving determination to follow the right path, taking no notice of whatever came to their lot. This kind of courage gave them the necessary strength and energy to cope with the undesirable things of life, and in the end they came out triumphantly.

Now where lies the secret of their success. They never got discouraged by the seeming reverses of fortune, but worked on and on to better their lives according to the good law, devised many ways and plans to bring nearer the desired end. They experimented with their lives in such a way, which was not contrary to the true path, but tried again and again to settle firmly on it, and followed the trade-marks of those, who left a good and permanent record of their doings in the world. They made use of the knowledge and experience of the wise-ones of old, gained by the hard struggle of life, and profited by their counsels and words of wisdom preserved in the sacred books of old.

Another cause of their success was that they were not indifferent or lazy in their gaining the object in view. They worked with resolute will and were never afraid of any kind of failure or got wearied with the work.

Nothing is achieved without paying the price. The labourer should be worthy of his wages, and this law was applied by them to the fullest. They worked hard along the line of development and disciplined their mind and body in such a way, that both these instruments were obedient to the inner will, which controlled and guided them, instead of being driven away on the way which pleased them. The following words of wisdom are as good and true now as they were before.

"The excited senses of even a wise man, though he be striving, impetuously carry away his mind."

"Such of tho roying senses as the mind yieldeth to that hurries away the understanding just as the gale hurries away a ship upon the waters."

At the present time we enjoy the results of labour done for years to-gether, in the invention or discovery of things, which were useful to man-kind, and the inventors or the discoverers sacrifised themselves to the last point of their energy, time and money.

Can we imagine what they gained by the hard toil of life? From the account of their lives, it is visible to our mind that they developed perseverance, strength of will, cultivation of mind, and good and better ways of life.

How useful and praise worthy these qualities of mind and body are. The men or women, who have got them are certain to be on the way to success in life. But practice makes a man perfect and without putting in practice what we already possess or know, no increase of knowledge, wisdom and experience is possible.

# ⊰પ્રભાતનું પંચાંગ.⊱

## માર્ચ ૧૯૧૫.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **રવિ.** | હીન્દુ માસ<br>ફાગન. ચૈત્ર.<br>જરથોસ્તી<br>શહરેવર મેહર. | સાતમ.<br>**૭**<br>આસમાંન. | ચૌદશ.<br>**૧૪**<br>શહરેવર. | પાંચમ<br>**૨૧**<br>ખોરશેદ.<br>જમશેદી નરોઝ. | બારસ.<br>**૨૮**<br>રસને. |
| **સોમ.** | પુનમ.<br>હોળી **૧** બેંક બંધ<br>રામ. | આઠમ.<br>**૮**<br>જમીઆદ. | અમાસ.<br>**૧૫**<br>અસપનદાદ. | છઠ.<br>**૨૨**<br>મોહર. | તેરસ.<br>**૨૯**<br>ફરવરદીન. |
| **મંગળ.** | બીજ.<br>**૨**<br>ગોઆદ. | નોમ.<br>**૯**<br>મારેસપંદ. | ચૈત્ર માસ.<br>**૧૬**<br>ખુરદાદ. | સાતમ.<br>**૨૩**<br>તીર. | ચૌદશ.<br>**૩૦**<br>બેહરામ. |
| **બુધ** | ત્રીજ.<br>**૩**<br>દેપદીન. | દશમ.<br>**૧૦**<br>અનેરાંન. | ચાંદરાત.<br>**૧૭**<br>અમરદાદ. | આઠમ.<br>**૨૪**<br>ગોશ. | પુનમ.<br>**૩૧**<br>રામ. |
| **ગુરૂ.** | ચોથ<br>**૪**<br>દીન. | અગ્યારસ.<br>**૧૧**<br>અહુરમજદ.<br>માહ મોહેર. | બીજ.<br>**૧૮**<br>દેપાદર. | રામનવમી<br>નોમ.<br>બેંક **૨૫** બંધ<br>દેપમેહેર. | આ મહિનાનો મધ્ય ભાગ—<br>સારું મન, ઉદાર દીલ. |
| **શુક્ર.** | પાંચમ.<br>**૫**<br>અશીશંગ. | બારસ.<br>**૧૨**<br>બહમન. | ચોથ.<br>**૧૯**<br>આદર. | દશમ.<br>**૨૬**<br>મેહર. | |
| **શનિ.** | છઠ.<br>**૬**<br>આસતાદ. | તેરસ.<br>**૧૩**<br>અરદીબેહેસ્ત. | પાંચમ.<br>**૨૦**<br>આવાં. | અગ્યારસ.<br>**૨૭**<br>સરોશ. | |

માર્ચનું મનન. { માતા, મમતા ને મહેતાની મહતાને મહતાની મજ્બુત મેળાપમાં મા<br>{ છે મેહેતર મોટા.




પુસ્તકઃ ૨ જું. એપ્રીલ ૧૯૨૫. અંકઃ ૮ મો.

## સાંકળીયું.



વાર્ષીક લવાજમ રૂ. ૩ાા પોસ્ટેજ સાથે હિંદુસ્તાનમાં—રૂ. ૪ાા હિંદુસ્તાન બહાર.

એન. બરજોરની ફ્રાઠ

માસીકો "પ્રભાત," કાન્તા પ્રેસ, કાલબાદેવી રોડ, મુંબઇ નં. ૨.

# પ્રભાત.

પુસ્તક: ૨ જું. એપ્રીલ ૧૯૧૫. અંક: ૮ મો.

અજ્ઞાને રાત, જ્ઞાને પ્રભાત,
નિર્દોષ નવિન એ કરશે બે વાત;
સુર્ય ઉદય ને લાવી સંગાત,
ખુશી સરખી દેશે જાત પરજાત.

અજ્ઞાન નિપાધિન કંઇક પડયાં,
શુભ જ્ઞાન વીના ન એ ઉંચે ચડયાં;
ચડવું પડવું સૌ જ્ઞાન થકી,
શુભ જ્ઞાન ખરે છે પ્રભાત નકી.

The Spirit of Truth shall guide us unto all Truth.

## આસ્માની અવાજ.

( ટેનીસન ઉપરથી )

આકેલ ને દાના એક મર્દ સર્ફરાજ—
—ને કાને એમ પડયો ફલકથી અવાજ,
કે 'દુન્યાને તેમાંનું' સર્વસ્વથી,
ફના થાશે રહેશે ફકત એક ઘડી,
વળી ત્યાં એક ભિક્ષુકે માર્યો પુકાર,
'ખુરાક આપો નહી' તો મરીશ હું આ વાર,
હવે આપેલું તેણે લેવું શું કામ?
ને માંસ મારે તેને કહો દેવું શું કામ?
જે આખી આ જગતને સર્વસ્વથી,
રહેવાનું નહીંજ એકથી બીજી ઘડી.

'રશીદ.'

# દુરબીનમાંથી બહાર
## અને
# દર્શને દુનિયા.



**ધી ધણાક ધાર્મીક ધંબાર.** જરથોસ્તી કોમમાં ધર્મ સંબંધી ઘણાક ધાર્મીક રેવાજોમાં "ધંબાર" એક બહુજ અગત્યની જગ્યા રોકે છે. જરથોસ્તી દીનની સરીયત પ્રમાણે "ધંબાર" કરવાનુ અને "ધંબાર"નું રંધાયલું જમાવાનું એક ઘણુજ પુણ્યવંતુ અને સવાબકારક કામ ગણાય છે, પરંતુ આજના જમાનામાં "ધંબાર" પોતાનું અસલ ગંભીરપણું સાચવી રાખે છે કે નહી તેજ એક સવાલ છે. પુર્વના કાલના સખીતબેહ જરથોસ્તીઓની નેક સખાવતના પરીણામે "ધંબાર"ની ગોઠવનો આજેબી પારસી કોમમાં મોજુદ છે એ ગનીમત છે અને કેટલાક સુધારકો ગરીબો ને તવંગરો એક પંતિ જમે એવા ધરાદાથી "ધંબાર" કરીને પૈસા બરબાદ કરવાને બદલે ગરીબોને માટે "ઘેરા" બાંધવાની તરફેનમાં અથવા ઓસ્પીતલો જેવાં ખાતાની ખીલવણી કરાવવામાં પોતાનું મત ઓચરે છે તે પણ એક રીતે વિચારવાજોગ સવાલ છે. બુધવાર તા૦ ૧૦ મી માર્ચનો દિવસ મુંબઇની પારસી અનજુમનમાં ગોયા એક તેહવાર દાખલ પલાયો હતો; કારણ કે અત્રેના શેઠ કાવસજી બનાજીવાલા આતશબેહરામના સુંદર અને દીલપસંદ બગીચામાં મોટા મંડપ હેઠળ જરથોસ્તી બાનુંઓ અને બાળકોની એક જબરદસ્ત સંખ્યાને "ધંબાર"નું જમન પીરસવામાં આવ્યું હતું. તે મજકુર આતશબેહરામ સાહેબના લસ્ટી સાહેબોના હાથ હેઠળ રહેલા એક મોટાં ફંડની બરકતનું પરીણામ હતું. આજ બે વરસ થવાં એ લસ્ટી સાહેબોએ પેહલ કહાડી જરથોસ્તી બાનુઓ માટે ખાસ ધંબાર કરવાનું બીડું જડપ્યું છે અને તેઓની મહેરબાનીથી કહે છે કે માત્ર બાનુઓ અને બાળકો મલી લગભગ ૮૫૦૦) ની સંખ્યામાં સહવારથી તે સાંજ સુધી જમન ચાલ્યું હતું. હવે આટલી બધી મોટી સંખ્યાને જમાડવાનુ અને તેઓની માવજત કરવાનું કામ કંઇ "ખાવાનુ" નથી અને જેઓ એ મેનીજ પોતાને માથે લીયે છે તેઓને જો કે ખચ્ચીતજ મુબારક બાદી આપવા જોગ છે તો પણ અત્રે અમો ઘણીજ માન પુર્વક રીતે કરતા કારવરતાઓનું ધ્યાન એક બે બાબદો ઉપર ખેંચીશુ કારણ કે એ ધંબારના જમન સાથ કેટલીક નાખુશ ચર્ચાએ જન્મ લીધો છે, અને ભવિષ્યમાં તેનો અટકાવ થવાની જરૂર છે. ફરીઆદ બાહેર આવી છે કે કેટલીક બાઇઓ જ્યારે બે વાર જમી ગયા હતાં ત્યારે કેટલીક બાનુઓને જમ્યાં વગર ઘરે પાછું ફરવું પડ્યું હતું. બીજું કેટલીક બાઇઓએ સભાનો તરીકો સાંચવ્યા વગર એક બીજાની ઉપર એટલો બધો તો જબરો ધસારો કીધો હતો કે અમારા સાંભળવા પ્રમાણે એક માનવંત ત્રસ્તીને મોટી બુમો પાડીને કહેવાની ફરજ પડી હતી કે "ઓ ભણેલી બાઇયો જરા ધીરજ રાખી સભ્યતાથી વર્તો." વળી પાસે આવેલી બેહરામજી સ્કુળના છોકરાઓ અંદર દાખલ થઇ કહે છે કે "રોતલી"નો ચોરો એકઠો કરતા હતા અને એ ઉપરાંત બીજી ઘણી મુશ્કેલીઓ નડી હતી. અમો સમજી શકતા નથી કે આવી જાતનો "ધંબાર" કરવામાં શું સવાબ છે? યાદ રાખજો કે અમો ધંબારની સામે બોલતા નથી પણ આવી રીતે ધંબાર કરવાથી ઉલ્ટી કોમમાં હસી થાય છે. તેને બદલે સુખ સગવડ સાચવવા ખાતર મુંબઇ શહેરના જુદે જુદે સ્થળે એક દીવસે માત્ર મુફલેસ અને તંગદસ્ત બાનુઓ અને બાળકોને જમન આપવાનું કાર્ય અમો ધાર્યે છીયે કે વધારે સવાબકારક છે; માલેતાજારો કે જેઓ બે પૈસે સુખી છે તેઓને ખાનપાણુંની મુજાકો નથી પણ જેઓ ગરીબ અને નાવારેસ છે જેઓ દરરોજ અન-પાણીને માટે ગોથા ટવળે છે તેઓને માટે

અને તેઓનેજ માટે વરસમાં એકાદ વાર જમાડવાનું કંઈ સાધણુ કીધું હોય તો તે ગણીમત ગણાય. બાકી "ઘરેણાં ગાંઠાં" પહેરેલી ભપકાદાર પોષાકમાં સજ થયલી બાનું ઓને "ધાનસાક" જમાડવામાં પુણ્ય હાંસેલ થતું હોય એમ અમો બીલકુલ માનતા નથી. બીજી બાજુ, અમારી અજાયબી ભરેલી દીલગીરી એટલીજ છે કે આ ગંજાવર પાયા ઉપર થતા ધાર્મીક અને જરથોસ્તી ધંબારમાં પીરસાતી વાણીઓમાં એકજ વાંધા ભરેલી ચીજે અમારૂં વિશેશ ધ્યાન ખેચ્યું છે તે "ગોસ્ત" છે જે મેલવવાને માટે સેંકડો બકરાઓનો જાન કહાડી ધંભાર કરવાનું જો દયાળુ જરથોસ્તનું ફરમાન હોય તો પછી જરથોસ્તી દીન અને ક્રિયાં કામ માટેનું આપણું માનનું માપ કરવાની જરૂર છે. દીનધર્મ પાલવામાંથી દુર અંદેશીની જરૂર છે; નહી કે આંધલુ અનુંન ને આંધલાં રીવાજ.



**અતયંજોની કેળવણી.**

આ દુનિયામાં ચહડ ઉતર કીસ મના જે સેંકડો મનુષ્યો જીવે છે તેમ ગરીબ પણુ નીરાધાર અતયંજો આપણી દયાને પાત્ર છે; તેમાં ખસુખ કરીને ભંગી-મેહાર-ચમાર-પાહડીઆ વીગેરે લોકો જેઓને હાથ લગાડવાનેબી કેટલાકો કમકમે છે તેવા તરફ દયાળુ ધનસાનો તરીકેની આપણી લાગણીઓ વીશેશ ખેંચાય છે. આપણા લોકપ્રીય ગવરનર લાર્ડ વીલગડનનાં પ્રમુખપણા હેઠળ ગઇ તા૦ ૧૨ મી માર્ચને દીને હીંદુસ્તાનની "ડીપ્રેસ્ડ ક્લાસીસ મીશન સોસાયટી"નો જે મેળાવડો અત્રે મલ્યો હતો અને ત્યાં જે રીપોર્ટ રજુ કરવામાં આવ્યો હતો તે સ્તુતીપાત્ર હતો. આ ગરીબ અને હીનાવસ્થાં અતયંજોની કેળવણી ઉપર શ્રીમતોએ ખાસ ધ્યાન આપવાની જરૂર એટલા માટે છે કે આવા લડાઇના હીંગામમાં આ ઉપયોગી મંડળી હસતક ચાલતું કામ કોઇબી રીતે ઉતરવું નહી જોઇયે. આ ગરીબ કે નીરાધાર મનુસ્યોને કેળવણીથી બે નસીબ નહીજ રાખવાં જોઇયે. હમોને યાદ છે કે થોડાંક વરસ ઉપર ભંગીઓએ પોતાની સભા મેલવી પોતાને લગતો કોઇ ઠેડાવ પણુ પસાર કીધો હતો. કેટલાંક વરસની વાત ઉપર ગુજરાત તરફનાં શહેરોમાં અને ગામડાંઓમાં "અભણુ" ગણાતા "કોલીઓ"—"દુબરાઓ" અને "ગોલાઓ"એ પોતપોતામાં સભાઓ મેળવી પોતાની નાત—જાતના સુધારા વધારાના ઠેડાવો પસાર કીધા હતા. જો તેવા ઉલટમંદ ધનસાનોમાં કેલવણીનો વધુ પ્રસાર થાય તો તેના પ્રતાપે તેઓ પોતાની નાતજાતને વધારે સુખીને આબાદ બનાવી શકે એમાં કંઇજ શક નથી.



**નીશાળો અને કોલેજોમાં ભાષા નો ઉપયોગ.**

નામદાર વાઇસરોયની દીલ્હી ખાતે મલેલી કાઉન્સીલમાં એક અગત્યનો સવાલ ચરચાયો હતો. આજ લાંબો વખત થયાં કેળવણી સંબંધી ઉત્સાહથી ભાગ લેનારા કેટલાક શખસો જે સવાલ વારંવાર ઉભો કરે છે તે ધ્યાન ખુગાડવા જોગ છે. પૃથ્વીના જુદા જુદા ભાગો ઉપર આજે કેળવણીનો વધુ અને વધુ પ્રચાર થયો છે અને થતો જાય છે અને તેની અસર હીંદુસ્થાન દેશમાંબી થવા લાગી છે એ ખુશી થવા જોગ છે, પણુ જે મુશ્કેલી બીજા દેશોમાં નડતી નથી તે અહીં હીંદુસ્થાનમાં આપણુને ભોગવવી પડે છે. તે મુશ્કેલી તે ભાષાની છે. હીંદુસ્થાન દેશની જુદા જુદા પ્રકારની જુદી જુદી નાતજાતોમાં બોલાતી વપરાતી ભાષાઓની સંખ્યા એક બે ની નહીં પણુ સેંકડોની છે. કેહવામાં આવે છે કે ખુદ બંગાલ પ્રાંતમાં બંગાલીઓમાં બસેં જાતની ભાષાના વપરાસ જાયજ છે. મરાઠી, હીન્દી, ગુજરાતી, તેલગુ વીગેરે અનેક ભાષાઓનો ચાલુ વપરાસ હીન્દુસ્થાનના જુદા જુદા ભાગોમાં એટલો બધો તો પસરી રહ્યો છે અને માનવંત ઇંગ્રેજી સરકારના ઇંગ્રેજી રાજ્યમાં હીન્દ મધે ઇંગ્રેજી ભાષાનો વપરાસ આસરે ૨૦૦) વરસ ઉપરે શરૂ થયો હતો તે છતાં હીન્દુસ્થાન દેશના વતનીઓનો એક ઘણો ઘણોજ મોટો ભાગ ઇંગ્રેજી ભાષા જાણુવાથી બે નસીબ છે અથવા તો તે શીખવા સમજવાના સન્જોગોથી નીરાશ છે. હવે આજનું આગળ વધતું જ્ઞાન-ખુદા-કુદરત કે આદમને લગતું—ઇંગ્રેજી ભાષામાં એટલું બધું તો પડયું છે અને તેનું સાહીત્ય ઇંગ્રેજી જબાનમાં એટલુંતો વીસતારમાં-

આબરૂદાર દેખાવનાં અને આપણાં કોઇ મમાઇ બપાઇ હોય તેવાં એક બાઇ બાહાર આવ્યાં.

"મરૂં કોણુને પુછોછ?"

"જી, અંહી કોઇ શીરીનબાઈ શેઠના આવી રેલાંચ?"

"નહીંજી, શીરીનબાઇ શેઠનાતો અંહી કોઇ નથી. એવણુ કાહારે અંહીં આયાંજી? હમણાંતો નવું કોઇ અંહી આયું નથી"

"નહીંજી, હમણાં નહીં, પણ વરસેક થયું—"

"તો તેવણુ નવાજબાઇ ખરાસતો નહીં?"

આ નામ સાંભળતાંજ તેને વિજલીના એક ચમકારા પેરે યાદ આવી કે શીરીનને મહીરેનું નામ નવાજબાઈજ હતું અને તેણીના બાપની અટક ખરાસ હતી એટલે તે તુરત બોલી ઉઠયો

"હાજી, તેવણુજ—તેવણુ કાંહાં રહેછ?"

"તારે ઉપર બીજે મારે સીધારોબા—આય મારાં માથાંપરનોજ ઓરડો."

"માફ કરજોજી."

"નહીંરે બાવા કાંઇ નહીં."

અને ફીરોજ તુરત બીજે માળે ગયો અને તે માળપર તે જઇને ઉભો રેહતાંજ એક ગમતું બારણું ઉઘડયું અને તેમાંથી એક ડોસાં બાહાર આવ્યાં, જે મને તેણે બેહેલા કાકાનાં કુંવરબાઇ તરીકે તુરત ઓળખ્યાં.

"કેમ છેવો કુંવરબાઇ, સારીકાંની છેવોની?"

"ઓ મરૂંરે, બાવા આજે તમારાં પગલાં કાંઇ અહીં?"

"તમુને જરા મળવા આયો-કાંય, નહીં આઉં?"

"નહીંરે, મરૂં, ઘેર તમારૂંજ છે. પણુ કાંય આજે ચાલી ચલાવીને—મારા બેહેરાંમજી સારી—"

"અરે, હારે હા, તમારા બેરાંમજીને વરી હુ સીક પડવા દેઉં? પછી મારી ચાકરી કોણુ કરે? પણુ, જરા મને અંદર તો આવવા દેવો!"

અને કુંવરબાઇ તેવણુને અંદર લઇ ગયાં. ફીરોજ શીરીનને મળવા ઘણો અધીરો થઇ રહ્યો હતો તોપણુ, કુંવરબાઇથી તેણી વિશેની બધી બાતમી મેળવવાનું વધુ દરૂસ્ત વિચાર્યું, કેમકે, તેને ખબર હતી, તે જાણુતો હતો કે શીરીન કદાચ તેને પોતાની આગળ આવવા દેશે નહીં અને જો આવવાળી દીધો તો તેણી ઉપર પડતા હાદેસા અને હાડમારીની પુરેપુરી વાત તે તેની આગળ હરગેજ કરશે નહીં.

"કુંવરબાઇ, આજે અહીં હું એમ આયો કે અહીં પેલાં શીરીનબાઇ શેઠના રહેછ તેવણુને જરા મળું; તેવણુ કાંહાં રહેછ?"

"હા, બીચારી તે અહીંજ રહેછ, છેક નાકેના ગારામાં રહેછ પોતાને મહીરેને નામે રહેછ, બેરાંમજીજ મારી આગળ અહીં તેવણુને લઇ આવા; બીચારી ગાય ગેલાબ જેવી બૈરી છે ને એ એના વરને શું સુઝ પર્યું હોસે. આપરે તુસતો વાંચતાં મુવાં પન બેરાંમજીએ ચોડીઘણી મારી આગળ વાત કીધી, તારે જાણ્યું."

"પણુ કેહે એ બીચારી જાયછ આવેછ કે? ફરેછ હરેછ કે?"

"અરે નહીંરે ફરતી હરતી ડોસી થઇ, સારપરથી હેઠે નહીં જતી; ને ઘરી ચપકો મારી આગળ જરા આવેછ ને તેવી સીવવા મુકરાતું લેવા કરવા"

"ત્યારે ખાધા પીધાનું કેમ?"

"આય પાંઉ, માખણુ, ઈંડાં—ને કોઈ વખત મારી પાસે બજારમાંથી ખીમો મંગાવેછ. હું બજારમાં જાઉંછ તારે બીચારીને પુછતી જાઉંછ. મેંતો કેહ્યું કે માય તું મારી સાથે જમ. દીકરી હું જમસ તે તુંને જમારસ, તો એકની બે નહીં થઇ. બે તન વખત બેરાંમજીએ તેને કેહ્યું પણુ એવી બેહોંસીલી છે કે 'નાં'ની 'હા' નહી."

"વારૂં એનો વર કાંઇ મોકલેછ કે? તમુને કદાચ એણે કેહ્યું હોય, યાતો તમે કાંઇ જાણુતા હોવ તેથી પુછુંછ"

"મને વરની વાતતો માલમ નથી પણુ એક વખત બેરાંમજી કાંઇ અડછતું બોલ્યા કે તેણે હરરાયાએ કાંઇ

મુસારો બાંધી આપવા કેહેલા, પણ અભાગણીએ ના કેહી ને આય હું સીવવાના સદરા લઇ આવુંછ તે એને આપુંછ. બીજું કાંઇ આય કેરબોર ભરેછ તેમાંથી ચાલતું હોસે ને કાંઇ વરી એવા વરની બૈરી તે એની પાસે પોતાનુંબી કાઇજ હેસે નહીં?"

"ચાલો ત્યારે હું જરા તેવણને મળું તમે કાંઇ કેહેતાં ના કે મેં તમુને બધું પુછયુંતું."

"નહીંરે બા હું જાણુંછ. વધો મરૂં, આય પેલા સાંમેનો ઓરડો."

એટલું બતાવી કુંવરબાઇ પોતાના ઓરડામાં ભરાઇ ગયાં.

ડા. ફિરોજ શીરીનના ઓરડા આગલ ગયો અને સારાં નસીબે તેણીના ઓરડાનું બારણું ઉઘાડુંજ હતું એટલે જરા વારમાં તે બેઉની નજર એક થઇ ગઈ.

બંન્ને એકમેક તરફ ટગર ટગર જોતાં ઉભાં.

"કેમ, તમે અહીં આવ્યાં? બાહાર જાઓ. ચાલી જાઓ, હું તમોને નથી મળવા માંગતી" એમ કહી તે રેહીંસાભર ઉઠીને તેની સામે ટીકતી ઉભી.

"ખુદા ખાતેર, શીરીન, તું ઠંડી પડ, તું શાંત થા, હું સોગંદપર કેહુંછ કે તુંને ફરી વાતે હું હેરાન નહીં કરૂં. મારી જરાક વાત સાંભળ. પછી તું કેહેશે તો તારી આગળ કોઇ દાહાડે નહીં આવસ. તુંને મારો ઓળાખી નહીં દેખાડસ. બસ આય વખત મારે જે કહેવું છે તે સાંભળ."

તેને તેણીએ ખુરસી આપી બેસાડયો નહીં, પણ પોતે પાછી પોતાને જગ્યે બેઠી અને બારી તરફ બાહાર ટીકવા લીધું અને તે વખતે ડા૦ ફિરોજે જોયું કે તેણીની આંખો આંસુથી તર હતી.

"શીરીન, હું—"

"ચુઉપ, મારૂં નામ એ નથી. એ નામ જેણે પોતાને માટે પ્યારૂં ગણીને પસંદ કીધુંતું તેણે જ્યારે તે નામને નાંમોશીમાં ગીરફતાર કીધુંછ તો મેંબી સે નામની નિશાણી નાબુદ કીધીછ. મારૂં નામ નવાજબાઇ છે."

"ત્યારે, નવાજબાઇ, સાચું માનજો કે પેલા નેહેસ્ત મુકદમા માટે મને કાંઇજ ખબર નહીં, તેને લગતી હકીકતતો હું જ્યારે મુંબાઇ આયો ત્યારેજ મેં જાણી. તું એમ સમજેછ કે તે મુકદમો નીકળશેજ એમ હું જાણતે તો તેમાંથી દુર રહેવા દુમ દબાવી નાહાસી જવા જેટલો હું નીચ કુતરો હતો? જે સહવારે હું પુનેથી ઉપડી મુંબાઇ અને મુંબાઇથી દુર દર્યાની મુસાફરીએ જવા નીકળયો તે સહવારની એક રાત આગમજ મને જમશેદજીએ ખાતરી આપી હતી કે તારી સામે તેવણ ક્યાંજ પગલાં લેશે નહીં, ને—"

"પુના છોડયું તેની એક રાત અગાઉ—એક રાત અગાઉ?" તેનું કહેવું ધ્યાનમાં ન ઉતર્યું તેથી તેની તરફ જોઇ તેણીએ પુછયું.

"હા, એક રાત અગાઉજ, પણ ત્યારે તે વાત શું કોર્ટમાં નહીં નીકળી?"

શીરીને મોંહ કચવાવ્યું અને તેને આખે આંગે જાણે લખલખું ભરાઇ આવ્યું હોય તેમ ફિરોજને લાગ્યું.

"કોર્ટમાં શું બન્યું તે હું કાંઇજ જાણતી નથી ને મેં તે વીશે પેપરમાંથી વાંચવાની દરકાર કીધી નથી. મેં ધાર્યું કે તમે તમારો બચાવ કરવા નહીં આયા ને મારૂં સત્યાનાશ તેથી વળી ગીયું પણ એ વાત હવે તાજી કરવામાં મતલબ? હવે એ વાત મને કેહી મને સતાવવાની કાંઇ મતલબ? હું તમુને હાથ જોડીને કરગરીને કેહુંછ, પીરોજશા કે તમે એજ કારણેથી વાત સુંધવા અહીં આવ્યા હોય તો તમે અહીંથી જાવો—ખુદાને વાસ્તે જાવો."

"ઓ ખુદા, શીરીન—નવાજબાઇ તે વખતે તમે મારે વાસ્તે શું ધાર્યું હોસે? તમે મને કેવો ધિક્કાર્યો હોસે!"

જાણે તેની એ લાગણી જુઠી હોય અને તેની સચ્ચાઇમાં તેણીને ફરીબાર વિશ્વાસ નહીંજ હોય તેમ તે જરા હસીને પાછી ગંભીર થઇ ગઇ.

પાછી તે બેઉ વચ્ચે ચુપકીદી પંથરાઇ રહી. અને ફીરોજનાં મગજમાંથી તરેહવાર વિચારો પસાર

થઇ ગયા, અને તે પસાર થઇ જતા તહરેવાર વિચારો માંથી હાલ તે હાલતમાં હતો તે હાલતને ખરના વિચારો ચુંટી કાઢી તે મુજબ કામ લેવાની તેને જોગવાઇ થઇ.

તે હવે પોતેજ એક ખુરસી પોતાની તરફ ખેંચીને બેઠો અને તેણીને જે બધું કહેવું હતું તે ધીરજથી કહ્યું. શીરીને તેની મુલાકાત કરીને ગયા પછી તે કેમ અને કેટલો પસ્તાયો હતો, અને તેજ રાત્રે તે પુનેથી મુંબાઇ જમશેદજીને મળવા કેમ તે ઉપડી ગયો હતો, અને તેમની સાથની તેની મુલાકાત પછી કેવા તે બંન્ને સલાહ સંપજથી પાછા પુને આવ્યા હતા, સાથેજ દારૂ પીધો હતો, તે બેઉ ધણી ધણીઆણીના સંપની તેણે કેવી સલામતી લીધી હતી, તેણીને તેજ રાત્રે મળવાની અને મળીને બધું સમાધાન કરી નાંખવાની જમશેદજીની છાતી ન ચાલી હતી, કેમકે શીરીન તેવણુને આગલી પાછલી ભુલી જઇ માફ કરશે કે નહીં તેને માટે જમશેદજી કેટલા શંકાશીળ હતા અને રખેને શીરીનને એક વધુ રાત અશાંતીની કાઢવી પડે કરી તેણે—એટલે શીરોજે—ગધેડા જેવાએ પેલું કાગળ લખ્યું હતું અને તેજ રાત્રે તે પોતાની લંબાણ દર્યાની મુસાફરીએ જવા મુંબાઈ ઉપડી ગયો હતો, તે બધુ તેણે ધીરજથી તેણીને કહ્યું અને તેણીએ તે બધું ડોકું બારીની બાહારજ રાખીને સાંભળ્યું અને જેવો શીરોજનો અવાજ બંધ થયો કે તે બોલી:—

"હું દલગીર છેઉં, ત્યારે કે હું તમારી ઉપર વ્હેમાઇ અને મેં તમને ગેરઇનસાફ દીધો"

"તોબી મારો ગુનાહ કાંઇ ઓછો થતો નથી, મેં અથવા આપણે બેઉએ એવણુને હું જેમ મળયા તેમ મળીને બધો ખુલાસો કરી દેવાની તક લીધી હતે તો, જમશેદજીને કોર્ટમાં જવાની ફરજ પડતેજ નહીં અને તું—તમે આય હાલતે પ્હોંચતે નહીં"

"તમારા કરતાં મારો ગુનાહ ઘણો ગંભીર કહેવાય કેમકે દુનયાન્યતમાં એક કાયદો છે કે જે ભુલને માટે તે મર્દને જેટલો જવાબદાર ગણે તે કરતાં સો દરજ્જે વધારે એક ઓરતને તે જવાબદાર ગણે છે. મરદના ડીડી ઠાઠા નિરદોષ મશ્કરીમાં નીકળી જાયછ, જ્યારે ઓરતને તેથી દશ ગણા, કમતી ઠીઠી ઠાઠાને માટે લાખગણો વધારે દંડ ભોગવવો પડેછ'."

"એમ નથી, પણ—"

"હવે તે ગમે તે હોય તે વાસ્તે આપણે તકરાર હાલ કરવી બેજા છે. હું તો તમારી વાત સાંભળી દલગીર થઇ કે પુનેથી મુંબાઇ વેરનો તમારો ધકેલો અકારત ગીયો ને—"

"પણ મારી મુલાકાત કારગત લાગી હોતે તો બધું—"

"નહીં, તોબી નહીં."

"કાંય નહીં?"

"જયારથી તેવણુને ને મને છેલ્લી તકરાર થઇ ત્યારથી મારી ઉપરનો તેવણુનો વિશ્વાસ આટલો બધો ઉડી ગયલો જોઇ તેવણુને માટેનો મારો બધો પ્યાર કચડાઇ ભચડાઈ ગયો હતો, મારાં સુખનું પ્યાલું તેવણુના અવિશ્વાસની અછાતથી ભોંયપર પટકાઇ પડી ભાંગીને ભુકો થઇ ચુકયું હતુંને—"

"હા, તે?"

"ને—ને તે ટુકડાઓ ભોંયપરથી વીણી એકઠા કરી તેઓને જોડી તે પ્યાલું પાછું આખુંબી કરું તોબી તેમાં અસંખ્ય સાંધાઓતો રહેજ."

## પ્રકરણ ૧૩ મું,

* * *

"પણ, ત્યારે, તે ટુકડા તું નહીં ઉચકીને એકઠા કરે?"

"નહીં."

"ત્યારે તેહમીનું શું થાય?"

આહ! પ્રિય વાંચનાર, તે નિરદોષ બાળકીનું નામ દેતાંજ શીરીનનુ દિલ ભેદાયું.

"જો જમ—મારા વરે તમારું માન્યુંજ હોતે અને અમે બેઉ તેવણુ કોર્ટમાં જવા વગર છુટાં પડતે અને રહેતે તો મને મારી ગુલાબ દીકરી ઉપર તેવણુનાં

જેટલોજ હક રહેતે પણ હવે જે નહીં બને તેવી વાત, તે ઉપર વિચાર શાનો કરવો?"

જો કે શીરીન એમ કચવાટ અને કંટાળાથી બોલી પણ ડાૅ. ફિરોઝે જોયું કે તેહેમીની વાત છેડ-વાથી તેણીનાં હૈયાંએ કાંઇક નરમાશ પકડી હતી, એટલે તેણે હીંમત પકડી તેણીને પુછ્યું.—

"ત્યારે, હું તારી—અરે—તમારી આગળ જરા આઉં જાઉં?"

"હા, મને કાંઇ અડચણ નથી, પણ અહીં વેર છેક ફેરો ખાવાની જરૂર શું છે?".

"શીરીન, તે દાહાડે મેં તુંને દુ:ખ દેઇ ઘણી હાડમાર કીધી તે મારી ચાલ આજ સુધી મારીથી માફ થઇ શકી નથી; પણ તું માફ કરશી?"

"હવે તે વખત ગીયો—તે વાત ગેઇ."

"તું ધારેછ, શીરીન, લોકો શું આશા રાખતાં હોસે તે?"

"હા, તે તે આશાંતે તેઓનાં દિલમાં જનમ આપનાર તમારી હેમેકાઇજ કેની? તેમ જો આપણે હવે કર્યે તો આપણું જીવતર બળયું. આપણી—હું એક-લીને માટે કેહું તો મારી શુદ્ધ ઘણી મોડેથી પણ ઘણી અસરકારક રીતે ઉઘડીછ."

"પણ, શીરીન,—હું તુંને શીરીન કરીને બોલાઉં કેની? પણ, શીરીન, તુંને રેહેવાનું બીજું સારૂં ઠેકાણું ચળયુંજ નહીં? તું છેક ચાલી ચાલીને અહીં કાંય આવી? તુંને અહીં કોણ લાયું?" ફિરોઝે અજાણ થઇ આ છેલ્લો સવાલ પુછયો હતો.

"મારી મજા પરમાને મારે રહેવું જોઇએ કેની? ને અહીં શું છે? માત્ર ગરીબી છે. બાકી આબરૂ ને ઇજત તો ઠારેઠાર ડગલે ને પગલે છે. ને અહીંની મને જગા કાંહાં મલતીતી? એતો બેહેલા કાકાનાં બીચારાં બેહેન મરજબાન આગળ ગીયાં. તેવણને સમ-જાવ્યું કે મારૂં કોઇ નથી ને મારી મરજી તેવણની આગળ રહેવાની છે તેથી જેમતેમ મને આય જગા મળી."

"ત્યારે તારૂં ગુજરાન કેમ ચાલેછ?"

"મારી પાસે થોડું ક છે ને વરી સીવું છ સાંધું છ ફોર ભરૂંછ. બીચારાં બેહેલા કાકાનાં બેહનજ મને સીવવાનું બી લાવી આપેછ."

"ત્યારે બજાર હાટ? ને રાંધેછ કોણ?"

"કોઇ વખત પાઉં ને ઇંડાં તો કોઇ વખત પાઉં ને માખણપરજ ચલાઉંછ. કોઇ વખત તેવણ પાસે બજારમાંથી કાંઇ મંગાવી બેઉ વખતનું સાથેજ રાંધી નાંખુંછ."

"તુંજ રાંધેછ?"

"તો કાંય નહીં? ત્યારે મીસતરી રાખું ને તેબલ પર સર્વ કરવા બોય રાખું? ગરીબ સંસારે હું પરણી ગેઇ હોતે તો શું કરતે? હાથે રાંધતે નહીં? હા, હાથે નહીં આવરતું હોતે, મારે મહીને આખાં હાડકાંની રેઠી ખુલ્યાની કોની મેં. ખાખા કીધું હોતે તો આજે મારા દાંડા ગણાતે. એણે એમ તે મને માંસીક લવાજમ બાંધી આપવા કેહ્યું કે જે લવાજમ તેવણની આવક તરફ જોતાં ઘણું મોટું મને મળતે પણ—"

"તેં ના કહ્યું?"

"તુચ્છકારથી મેં ના કહ્યું."

"તમારા બેહેલા કાકાનેબી આ કેસની થોડીક વખત આગળ મેં તેડાવ્યા ને મારે વાસ્તે એવી કાંઇ સગવડ શોધી કાઢવા મેં તેમને કેહ્યું પણ, ખરેખર મને અંહી કશીજ અગવડ નથી, બીચારાં કુંવર ડોસાંબી કહેવાય નહીં તેમ કરેછ ને બીજી બધી બૈરીઓ બીચારી થોડી થોડી થઇ જાયછ."

"પણ, તુંને અહીં સોહાવાયછજ કેમ?

"આય મેં કેહ્યું તે કામોમાં વખત નીકરી જાયછ. એમતો મારૂં વાયોલીન જે મારે મહીરેનું હતું તે હું લઇ આવીછ પણ કોઇ દાહાડે વગાડવા કાહ્યું નથી ને કાઢસણી નહીં, કેમકે આવાં ધરમ ખાતેના ઘેરમાં રેહેવું તે એવી શોખની ચ્હેલ મ્હેલ કરવી તે રહેતારને ને રાખનાર બેઉને ઘણું નમોજું થઇ પડે; એમ બીજા એવાં ધરમનાં મકાનોનો ઘણો સાબો પડેલો મેં વાંચ્યો ને સાંભળેલો છે."

"ને ફરવા હરવાનું?"

"હા, જવા માંગું તો જાઉં પણ મારૂં કાંઇ ધ્યાન લાગતુંજ નથી. મને ગમતું નથી. બસ આટલુંજ છે તે ગણ્યું:મતને બધી વાતે હું સંતોષી છેઉં. ફક્ત એકજ બાબદ મને રાતને દીસ ટવળાવેછ."

ને અહીં વળી તેણીની આંખોનાં પાપણો હેઠલ પલપલ્યાં ભરાઇ આવ્યાં.

"તે કેઇ બાબદ તે તમુંને ખબર છે? તે મારી ગુલાબ તેહેમીની ગેરહાજરી! આજે બાર બાર મહીના ઉપર થયા મારી તે દીકરીને નથી જરા પેટમાં ચાંપી, અરે તેને જોવાનીજ એવઇ, તો પેટમાં કાંહાંથી ચાંપું? અરે મારી દુધ પીતી ગુલાબની કળી, તે પોતાની માયને વારતે શું જાણતી, શું સમજતી ઉધરશે?"

અને ત્યાં તે કમનસીબ અબલાનું હૈયું ભરાઈ જમશેદજી' કોર્ટલાસને, આંખે રૂમાલ દાબી માથું નીચું કરીને એક વધુ રાત અશાંતીની ન જોયું કે તેણીનો ચેહેરો રાતો પીરોજે—ગધેડા જેવાએ પેઝીટલે તેણે જાણ્યું કે તે બીચારી તેજ રાત્રે તે પોતાની લંબાણ દ્વાન મુંબાઈ ઉપડી ગયો હતો, તે બધુ તેણે ધીરજ્ગોજ રહો. તેણે કહ્યું અને તેણીએ તે બધું ટુંકું બારીની બાહાર વચ્ચે રાખીને સાંભળ્યું અને જેવા પીરોજનો અવાજ બંધ થયો કે તે બોલી:—

"હું દલગીર છેઉં, ત્યારે કે હું તમારી ઉપર વ્હેમાઇ અને મેં તમને ગેરઇનસાફ કીધો."

"તોબી મારો ગુનાહ કાંઇ ઓછો થતો નથી, મેં અથવા આપણે બેઉએ એવણુને હું જેમ મળયા તેમ મળીને બધો ખુલાસો કરી દેવાની તક લીધી હતે તો, જમશેદજીને કોર્ટમાં જવાની ફરજ પડતેજ નહીં અને તું—તમે આય હાલતે પ્હોંચતે નહીં"

"તમારા કરતાં મારો ગુનાહ ઘણો ગંભીર કહેવાય કેમકે ધનચાન્યતમાં એક કાયદો છે કે જે ભુલને માટે તે મર્દને જેટલો જવાબદાર ગણે તે કરતાં સો દરજ્જે વધારે એક ઓરતને તે જવાબદાર ગણે છે. મરદના ડીડી હાહા નિરદોષ મશ્કરીમાં નીકળી જાયછ, જ્યારે ઉથલ પાથલ થતી હતી, તે પીરોજ સ્હેજમાં સમજી શકયો હતો.

જ્યારે શીરીન કાંઇક શાંત થઇ તેણીએ મોઢું છાંટયું ત્યારેજ પીરોજની જબાં જરા ઉપડી.

"શીરીન તું એમ રોજ બળાપો કરેછ કે?"

"નહીં, રોજ એમ રડતાં કાંઇ પરવડે? રડતાં રડતાં આંસું હવે ખલાસબી થયાં, તોબી હું માય જેવી માય તે જ્યારે મને મારી દીકરી યાદ આવેછ ત્યારે મને ઘણું દુઃખ થાયછ."

"હું તે સમજુંછ, પણ તું હીંમત રાખ, તુ સ્યાણી છે તુંને કાંઇ ઝાઝું કહેવું પડે તેમ નથી. ચાલ ત્યારે હવે હું જાઉં"

"જાઓછ? બેસોની ચાહ કરૂં, ચાહ પીનેજ સીધારો ને—"

"નહીં, હેં કયું, આજે નહીં, વરી કોઇ વખત હું આવસ. સાહેબજી"

અને તેણીએ પોતેજ શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો, જે તેણે ઘણાંજ માનથી લીધો અને ઘણીજ નરમાસથી શેકહેન્ડ કરી તે ત્યાંથી ચાલતો થયો.

જતી વખત બેહેલા કાકાનાં કુંવરબાઈને મળવા ચુકયો નહીં અને તેવણને મળી શીરીનની વિશે સંભાળ લેવાની તેવણને તાકીદ કીધી, જો કે તેની તેની તેની તે ભલી ગામડપન બાઇને માટે કશી જરૂર

હતી અને સફેદ બરફ જેવા ટુંકા ફ્રૉકનેબી બ્લુજ રંગનો સૅશ બાંધેલો હતો. પગમાં સફેદ મોજા હતાં અને સફેદ કીડનાં બુટ હતાં.

જેમ ગાડીમાં આખે રસ્તે તેમ ફીરોજની કેડપર બેસી દાદર ચઢતાં, તે બચ્ચાંએ "કહાં છે મમા" ના સવાલથી ફિરોજનો જીવ લઇ નાંખ્યો હતો.

શીરીન રાબેતા મુજબ પોતાનું સીવવાનું લઇને બેઠી હતી અને એકાએક દાદરપર ચઢવાનાં કોઇનાં પગલાં સાથે બચ્ચાંનો પટપટ કરવાનો ઝીણો સાદ સાંભળી તે ચોંકી ને તે અવાજ પોતાની તેહમીનોજ અવાજ જણાતાં તે ભુખી વાઘણ પેરે પોતાની બેઠકમાંથી ઉછળી અને બારણાંમાંથી બાહાર નીકળી ચાલમાં ગઇ. સાંટક એવું બન્યું કે તેણીનું ચાલમાં જવું અને ફીરોજનું તે બુચી સાથે ઉપર ઓળંગી ચાલમાં દાખલ થવું એકીજ વખતે થયું એટલે તે મા દીકરીની નજર એક થઇ અને બેઉ એકમેકને રોટે એવી સાંમટી વળગી પડી કે મળવાની પ્હેલી તલબ કોણે કીધી તે શોધી કાઢવું ફિરોજને માટે મુશ્કેલ થઇ પડયું.

માએ દીકરીને અને દીકરીએ માએને ગળાંસે ચાંપી અને પ્યાર ભરી મીઠી ચુમીઓનો ત્યાં વર્ષાદ વર્ષી રહ્યો.

શીરીન તે બચ્ચાંને લઇને અંદર ગઇ અને તે પવિત્ર મેળાપ જાણે ફિરોજ જોવાની આંખોને લાયક ન હોય તેમ ફિરોજ બાહાર ચાલમાંજ એક બારીએથી બાહાર ટીકતો ઉભો રહ્યો.

થોડે વારે ઓરડામાંથી કાંઇ અવાજ ન આવતાં ફીરોજે ફરીને જોયું તો બુચી ડાહી ડોહોરી થઇને તેબલ પર બેસી, દુધમાં બીસ્કીટ બોરીને ખાતી હતી. તેને એમ ખાતી છોડી શીરીન ફીરોજ આગળ આવી.

"ફિરોજ! એ બુલબુલ કયા બાગમાંથી પકડી લાયો?"

"શીરીન, એને માટેની કાલની તારી તલબગારી શું તું એમ ધારેછ કે તારી આગળથી બાહાર જતાં હું વીસરીજ ગીયો હોવસ? નહીં, અંહીંથી કાંઇ બાહાર નીકળતાંજ તમો બંન્નેને એકબી વખતે મેળવવાનો મેં પકકો વિચાર મારે મનસે કરી મુકયો હતો, પણ મને ખબર નહીં કે તે વિચાર હું એટલો જલદી અમલમાં મુકસ. જમશેદજી બાહાર કેડે ગયેલા છે ને ખબર કાઢતાં મેં જાણ્યું કે તેને મુંબાઇ પાછો ફરતાં ત્રણેક મહીના લગી શકે તેટલાંતો હમણાં સાડા ચારેકને શુમારે ચોપાટી તરફ ફરવા જતાં તારી પેતીજ આયા બેરીન મને દેખાઈ તે બુચીને બાબાગાડીમાં ફરવા લાવી હોસે ને વળી તેની સાથેજ મારા બેહેલા કાકાને જોવા એટલે ચોકકું અજેહતું બેસી ગીયું.

બેહેલા કાકા સાથે હું કાંઈ વાતમાં ઉભો અને તે બાહાણે મેં આયાને બુચીની જમશેદજીની જમશેદનાં માય હીરાંબાઇની ખબર અંતર પુછી આયાએ મને તારી ખબર પુછી અને એમ જરા લાહાત પર આવતાં તારાં નસીબમાં બુચીને મળવાનું તે બીચારી આયાથીજ બોલાયું કે

"સેઠ, એક દાહાડે બાઇની આગળ બુચીને લઇ જા. એ બીચારાં 'જી હો' થી કેમ કહેવું તે કાંઇ સમજતાંજ નથી. બુચી રોજ કાંઇ પંદર વખત મમા કાંઢ છે, આયા, મને મમા આગળ લઇજાની કરીને બોલ્યા કરેછ. જરા નવું કુરતું પ્હેરાઉંછ કે મોંહું ધોઉંછ કે મને પુછેછ કે આપરે મમા આગર જઇયેછ કે!"

મેંબી જોયું કે આજે જે થાય તે કાલપર રાખવાની વાત સારી નહીં, એટલે હું બોલ્યો.

"લાવની કોઇ દાહાડે શું કામ? આજે મારીજ ગાડીમાં લેઇ જઇ લાવું. તું અહીંજ થોભજે. હું પાછી એને અહીંજ લાવસ કરી બુચીને "ચાલ મમા આગળ આવેછ કે?"

મેં પુછયું ને તેતો નાની કુદકરી મારીને ગાડીમાં ઉભી થઇ ને મારે રોટે વળગી પડી"

તેટલાં હવે તે બુચી દુધ બીસ્કીટ ખાઇ રહી શીરીને તેના હાથ પોવા વાળ ખેરાઇ ગયેલા હતા તે પાછા ઓળ્યાં અને મળી બેઠીને તે મા દીકરાં છુટાં પડયાં.

ગરીબ નિરદોષ બચ્ચું તેતો મમાને પોતાની સાથે નહીં આવી જોઇ દધાઇ ગઇ અને અટેલઇનેજ ઉભી.

"નહીં મમાબી આવે"

હવે તેને કોણ સમજાવે?

મામલો જ્યારે તદનજ આશા વગરનો લાગ્યો ત્યારે ફીરોઝે શીરીનને ઇશારત કીધી જે શીરીન સમજી ગઇ અને જરા વારમાં

"ચાલ, તેહેમી હું બી આવુંછ ચાલ, માય"

કરી તે ફીરોઝ અને બુચી સાથે બાહાર નીકળી નીચે ઉતરી ગાડીમાં બેઠી અને ફીરોઝે કોચમેનને કદમ કદમ ગાડી હાંકવાનો હોકમ કીધો.

"શીરીન, એને કાંઇ ઘડીવડી લવાય નહીં મારૂં માને તો તારે વરે હું ગાડી મોકળયા કરૂં ને ગમેતો ભાડેની ગાડીમાં તુંજ ચોપાટી તરફ બેચાર દાહાડે જમશેદ ગામ છે ત્યાં આવ્યા કર ને એને મળ. જોની આપણે શું વાત કર્યેછ તે સાંભળેછ કેવી? તારાં કપડાં મુલી આવી કરીને તું ત્રામ તરમીનસ આગળ ઉતરી જા, પછી હું એને વિસરાવી મુકસ."

ત્રામ તરમીનસ આવ્યું કે શીરીને ફીરોઝ બતાવેલા પલાન પ્રમાણે કીધું અને સઘળું રામબાણ પાર ઉતર્યું.

શીરીન થોડા વારમાં એકલી બીચારી પોતાનાં ઓરડામાં બેઠી અને બુચીબાઇ બાબાગાડીમાં બેસી આયાને હવાલે થઇ પોતાના બાપને બંગલે સીધાર્યા.

એમ લાગટ ત્રણ મહીના મા દીકરી એકમેકને ભેટતાં રહ્યાં અને આખરે ફીરોઝે તેણીને જમશેદના મુંબાઇ આવી પુગ્યાની ખબર આપી અને તેઓની તે મુલાકાત બંધ પડી ગેઇ.

* * * *

હવે "આઇને નહીં લાગું ને દાઇને લાગું" તેમ શીરીનપર આવી પડેલું આ સંકટ બીચારા બેહેલા કાકાને ઘણું ડંખતું હતું તેમાં એક ચોક્કસ વાત એક ચોક્કસ બીના તેવણને ઘણીજ ખટકતી હતી તે શું હતી?

આપણે આગળ જોઇશું.

પ્હેલો બળાપો તેને તેના શેઠ ફીરોઝનો હતો તે જોતો હતો કે દહાડે દહાડે ફીરોઝ નખાતો જતો હતો, અને તેમની ભય તેમના શેઠનાં બાબમાં ખરી હતી. ફિરોજને શીરીનની રાત દિવસની ચીંતાએ ઘેરી રાખ્યો હતો. તેણીની તે હાલ તેનીજ મુરખાઇ તેનીજ નાદાનીને લીધે હતી એમ તેનાં અંતઃકરણથી ના પાડી શકાતું ન હતું.

બેહેલાએ મામલો જોઇ પોતે ચીંતાતુર બન્યા હતા, કેમકે જમશેદજીને કોર્ટે જવાબદારોની ગેરહાજરીમા છુટા છેડા અપાવ્યા પછી જેમ બધાં તેમ બેહેલા કાકા એકજ પરિણામની વકી રાખી બેઠા હતા અને તે એ કે ફિરોજ અને શીરીન પરણીને એક થશે, પણ જ્યારે તે વાતને દાહાડાના દાહાડા, અને મહીનાઓ પસાર થઇ ગયા ત્યારે જેમ સૌની તેમ બેહેલા કાકાની અજાયબીનો પાર રહ્યો નહીં. હવે ખરૂં કહે તો એક ચોક્સ બાબદથી બેહેલા કાકાને આ વાત બનવાં પામે તે વિશે શકજ હતો. તે ચોક્સ બાબદ કે જેણે બેહેલા કાકાને ફીરોઝ અને શીરીન પરણી જાય તેને માટે સંકાશીળ બન્યો હતો તે બાબદ તેને એકલાનેજ ખબર હતી. અલબત જેને તે લાગેવળગે તેઓ તે જાણતાં હતાં પણ તેઓ સિવાય જે બાહારનાને તે બાબદની ખબર હતી તે બાહારના માત્ર એક બેહેલા કાકાજ હતા એમ તેવણ જે જાણતા હતા તે ખરૂંજ હતું.

ત્યારે જો પ્રમાણીકપણે કહે તો બેહેલા કાકાની બીચારાની હાલત તેજ બાબદને લીધે કફોડી થઇ પડી હતી.

ત્યારે હવે તેવણને માટે એકજ સવાલ રહયો હતો અને તે સવાલ એ હતો કે તેવણ તે બાબદ જો ખડકો ફોડવે કે નહીં?

જો તે બાબદ બાહાર લાવી તેવણ તેને ઉઘાડી પાડેછ તો શીરીનને ફિરોજ એક થવાને બદલે જમશેદજી અને શીરીનને સલાહ થઇ જાય તેઓ એક થઇ જાયછ જો તે બાબદ તેવણ પોતાનાં મનમાંજ રાખેછ તો શીરીનને ફિરોજ એક થવાનો સંભવ રહેછ પણ પણ

**નર્સ; તેને સર્વેથી સરસ ઘર, સંભાળ, કેળવણી અને દરેક ચીજ મળશે! અમો તેની ઘણી જતન કરીશું!"**

તે નર્સ આ રવેશે વમાસ્તી હતી, જ્યારે મિસિસ ઍવરીટ પોતાનો પટપટારો ચલાવીજ જતી હતીઃ— "હું જે ઇચ્છા ધરાઉછું, તે એજ છે કે, અમને કોઇ તાલેવંત વાંજયું જોડું મળે અને તે આ નાના સૈતાનને પાલક કરી લઇ પોતા સાથે રાખે, કે જેથી કરી મને કાંઇ વધુ કડાકુટ કરવી નહીં પડે!"

તે નર્સે પોતાનું સુફેદ ટોપીવાળું માથું એકાએક ઉંચું કર્યું. "તમો આ ખરાં દિલથી બોલોછો, મિસિસ ઍવરીટ?"–તેણીએ સવાલ કર્યો. "મિ૦ ઍવરીટનું કેમ? શું તેઓને પણ સમજાવી લઇ શકાશે?"

"તેઓને સમજાવવાની કાંઇ જરૂર પડશે નહીં,"—તે જવાન પરણેતરે કડવાસથી કહ્યું "તેઓતો સામા ઘણાજ આભારી થશે. તેઓ આવે ત્યારે પુછી લેજો."

તેજ સાંજે મી૦ ઍવરીટ તે નર્સીંગ હોમમાં પોતાની પરણેતર આવી હતી કે નહી તે વિષે ખબર કાઢવાને ત્યાં આવ્યો. તે મજબુત બાંધાનો, સાંવલા ચેહરાનો, ગંભીર દેખાવનો એક મર્દ હતો. નર્સને જોતાં તેણે સ્હેજ હસ્તું મોંહ કર્યું.

"જબરી પિડા છે,"–તેણે નર્સને કહ્યું. "એનું અમારે શું કરવું તે કાંઇ સુજતું નથી!"

આ વેળાએ તે બાળકને દતક તરીકે આપી દેવાની સુચના તે નર્સે કરી અને પેલા અધિર મર્દ વિષે ઇશારો કર્યો; કે જેને તેણી ઓલખતી હતી. તે તવંગર હતો, અને કાપડ વણવાનું કારખાનું ધરાવતો હતો, અને વળી બાળકો ઉપર તેને ઘણી પ્રીતી હતી.

આ સુચના મી. ઍવરીટને ઘણીજ પસંદ પડી અને તે હાર પાડવાને તેણે નર્સને રજા આપી. "એજ માત્ર એક ઉપાય છે,"–પોતાની ટોપી ગોળ ગોળ ફેરવતાં, અને તે નર્સનો સુફેદ પોશાક નિહાલતાં તેણે કહ્યું. "એ ધણી ધણિયાણી બાળકોના માત પીતા થવાને ખરેજ લાયક છે. અમો બંનેમાંથી એક જણ પણ એ બાળકને લઇને બેસી શકયે એમ નથી; અને કોઇ પણ સંજોગે એ નાના જીવડાને રહેવાને એક ઘર અમારેથી પુરૂં પાડી શકાવાનું નથી. મારી પરણેતરે તમને કહ્યું હશે કે—વૅલ, ખરી બીના એ છે, નર્સ, કે તેણીની અને મારી વચ્ચે ઘડી ઘડી કજીયો થયા કરેછે. અફસોસ, લેકીન હવે તમને એ પિડા પતાવવાનું સોંપ્યું છે. સાહેબજી. હું કાલે આવીશ."

બીજે દીવસે મિસિસ ઍવરીટે એક બાળકને જન્મ આપ્યો. તે બાળક એક બેટો હતો, અને તે નર્સીંગ હોમમાં તેને 'વૉર બેબી'ને નામે ઓલખવામાં આવતો હતો, કારણ તે બાળકના જન્મની ખબરની સાથેજ એક બીજી ખબર પણ બાહેર પાડવામાં આવી હતી, કે જે ખબરે ઇંગલંડમાં એક નાકેથી બીજા નાકાં સુધી હોહોકાર મચાવી મેહલો હતો–તે ખબર જાહેર લડાઇ થવાને લગતી હતી.

"અને હાં આપણે માટે એક જવાન સોલજર છે,"–મગરૂરીથી રાતા થયલા ચેહરા સાથે નાના ઍવરીટને ત્રાજવામાંથી ઉંચકતાં તે નર્સે કહ્યું "એ એક ઘણોજ દબદબાવાળો નાનો પોર્યો છે! ગેયા ત્રણ અઠવાડયાંનો હોય એટલો એ મોટો દેખાય છે! તમે તો એને જોવા માંગતાં નહશો, મિસિસ ઍવરીટ?"

"આ તેને જોવાને મને કાંઇ વાંધો નથી," આનંદથી રાતા થયલા ચેહરા સાથે તે જવાન માતાએ કહ્યું; "તેને મારી આગળ લાવો."

પાછળથી મી૦ ઍવરીટ ત્યાં આવ્યો. "ગમે તેમ છતાં એ એક પોર્યો છે, એ ઠીકજ છે,"—એક નાના છોકરા માફેક બેદરકારીભર્યા સાદે તેણે કહ્યું; જ્યારે તે નર્સને હસવું આવ્યું, અને તે જવાન મર્દના સોનેરી વાળો પીખી નાખવાનું મન થયું, "હાલમાં છોકરીઓ ઝાઝી આવકારદાયક થઇ પડતી નથી. જે લોકો આ પોર્યાને પાલક કરી લેનાર છે, તેઓ એને લશકરમાં સામેલ કરવા જેટલી અક્કલ ધરાવે છે કે નહીં, તેતો ખોદા જાણે. તેઓ તાલેવંત તો છે."

જ્યારે તે બાળક વનાનું તાલેવંત જોડું નાના ઍવરીટને જોવાને આવ્યું, ત્યારે તે નાના મગમોટાને

જોઈ તેઓ અતિષ્ય ખુશ થયાં. તેજ વખતે પોતાની રાહ જોઈ ઉભેલી ગાડીમાં તેઓ તે બાળકને લઈ ગયાં હતે. મગર નર્સે કહ્યું કે:—"હવણાં નહીં." તેણીએ ધાર્યું કે, કાંઇ નહીં. તો એક માસ સુધી તે બાળકને તેની માતાનું દુધ મળવું જોઈયે,

તે તવંગર મરદની સ્ત્રી લગભગ છેડાઇ પડી. "ખીશક"—તેણીએ કહ્યું "એ બાળકની માતા પોતે એને ધવાડવાની તો નહીંજ હશે? તેણી તો એમજ સમજેલી લાગે છે કે, એ બાળકને પહેલેથીજ ઉપરનાં દુધ ઉપર ઉધારવામાં આવશે."

"વેલ, મેં કહયું કે, મેં તેમ ધારયું હતું" તે નરસે આનાકાનાથી ઉતર કરયો, "મગર એ બાળકને ધવાડવાને તેણી પુરતિ શક્તીવાન લાગે છે અને વળી તેમ કરવાને તેણીએ ના પણ પાડયું નથી!"

નાનો ઍવરીટ પોતાની માતાનાં દુધના કુદરતી ખોરાકથી પોખાતો ચાલ્યો.

નૉર્થ સી તેમજ બૅલ્જીઅન લડાઇનાં મેદાનની ઉપલાંમા ઉછલી ખબરો સાથે નાના ઍવરીટના વજનમાં થતા વધારાની ખબર તે નર્સીંગ હોમમાં ઉલટ સાથે સાંભળવામાં આવતી હતી.

એક સાંજે નાના ઍવરીટનાં કપડાં પેહરાવીને નર્સ લઈ આવી જ્યારે તેણીએ દીઠું કે તે બાળક પોતાની માતાના ખોળામા પોઢેલું હતું, કે જે માતા એક ગાયશુકાર તરીકે પોતાનું નામ આશકારા કરવાને તલપી રહેલી હતી. આ વેળાએ મિસિસ ઍવરીટ ડચકાં ખાતી હતી— હા, તેણી મુંગે મોઢે ગમગીનીથી આક્રંદ બની, ડચકાં ખાતી હતી. તેણીના ગાલો ઉપરથી આંસુનાં મોટાં ટીપાં ગબડી નિચે પડતાં હતા. આ આંસુઓ માહેલું એક તે લૉર બેબીનાં માથાં ઉપર પડયું.

"મિસિસ ઍવરીટ, વ્હાલાં, આ પ્રમાણે હું ચાલવા દઇ શકીશ નહી,"—તે નર્સે વાંધો ઉઠાવ્યો. "તમારે એ પ્રમાણે ઉશ્કેરાવું નહીં જોઇયે; આ બાળક પ્રત્યેની ફરજ તમારે યાદ રાખવી જોઇયે! આ બાળકના ખોરાકમા તમો ઘટાડો કરશો, તે હું ચાલવા દઇ શકિત નથી! તમો એ રવેસ ગમગીન બનેશો, તો એ બાળક માટે પુરતું દુધ તમે આપી શકશો નહીં."

"ખોદા સાહેદ છે, હું તેમ કરવા માંગતી નથી!"—તેણી રડતાં બોલી. "એ બાળકને ધાવતું છોડવવા હું માગતી નથી—એને બીજાઓને આપી દેવા પણ હું બીલકુલ રાજી નથી! પેલા કમકમાટ ઉપજાવે એવાં માટી બૈઅર એને લઇ જાય તે હું-સાખી-

"તે માટી બૈઅર કમકમાટ ઉપજાવે એવાં નહીં પણ માયાળુ દિલનાં છે, બાઇ,—" તે નર્સે ધીરે ઉતર કર્યો; "તેઓ એ બાળક માટે સઘળું કરશે!"

"તેઓ સઘળું કેવી રવેસ કરી શકશે?"—તે જવાન માતા ઉશ્કેરાઇ બોલી. "તમે જાણતાં નથી. નર્સ! જ્યાં સુધી તમો એક બાળકનાં માતા થાઓ નહીં, ત્યાં તક તમે તે જાણી શકો નહીં! હું પણ તે જાણતી ન હતી! લેકીન હવે-ઓ, હું એ બાળકને અતિયંત ચાહું છું! જો મારથી એને મારી પાસે રાખી શકાતો હોય તો! એને બીજાઓને આપી દેવાને મારા ભરથાર—"

એટલામા દાદર ઉપર કોઇનાં પગલાં સંભળાયાં બારણાં ઉપર એક ટકોરો પડયો, અને તેણીનો પતી ઉતાવળે માંહે દાખલ થયો.

"હલો! મેરી, હું આપણને સારૂં કાંઈક ખબર લાવ્યોછું,"—તેણે ઉતાવળે કહ્યું. એમ છતાં તેના સાદમા ખુશાલી હતી, અને મગરૂરીથી તેની છાતી ખીલેલી હતી. ગોયા તેનાં ખભાં ઉપરથી કાંઇ ભાર ઉંચકાઇ ગયો હોય, અને તે ખુશાલ બન્યો હોય, એવો તેનો દેખાવ હતો. "મારી પહેડી બંધ થઇ છે,"—તેણે આગલ ચલાવ્યું. "હાલને કાજતો હું નોકરી વનાનો થયોછું; મગર જો એક શોલજર તરીકે આપણા માનવંત રાજાના લશકરમાં હું જોડાઉં, તો મને અર્ધો પગાર આપવાને અને લડાઇ ઉપરથી પાછો ફર્યા પછી ફરીથી નોકરી રાખવાને મારા શેઠો કબુલ કરે છે. હું ધારૂંછું કે, તું અને આ બાળક મારા અર્ધા મુસારા ઉપર આનંદમા રહી શકશો, માટે હું લડાઇ ઉપર જાઉછું!"

મિસિસ ઍવરીટ શંકાથી તેને ટીકવા લાગી. "આ બાળક અને હું?"–તેણીએ પડઘા કર્યા. અને તે પછી તેણી જે બોલી તે સાદમાં અનહદ ખુશાલી સમાઈ ચલી હતી, તે વિષે શક લઈ જવાને કાંઈએ કારણ નથી. "ત્યારે આ બાળકને હું રાખું કે?"

તે બાળકના પિતાએ એકી ટગરે તેણીની તરફ જોયું, અને ધીમેથી તે હસ્યો.

"મેં ધાર્યું હતું કે; એમ કરવામાં કાંઈ અડચણ નહીં પડશે!"–તેણે દાંત કાઢતાં કહ્યું. "મેં અટકલ કરી હતી કે તું એ બાળકથી છુટી પડવાને નારાજ છે! મેં તારા ચારામાંરા જોયા હતા!"

"મગર પેલાં તવંગર માટી બૈઓરતું કેમ!"

"ઓ, તેઓ!–તેઓ આગલે કરતાં પણ વધુ માતબર બન્યાં છે. તેઓનાં કારખાનામાં હમણાં ખાકી ડ્રીલ વણવામાં આવે છે, અને તેમાથી તેઓ મોટી દોલત પેદા કરે છે!–તે બેદરકારીથી હસ્યો. "લેકીન આપણે આપણા બેટાને–જો આપચે આપણા બેટાને આપી દઈએ, તો આ જગતમાનું આપણું સર્વસ્વ આપી દેવા બરાબર થાય. માટે લાંબો વિચાર કરતાં મને લાગે છે કે, ગમે તેમ કરી આપણે એ બેટાને આપણાં પાસાંમાંજ રાખવામાં લાભ છે–કેમે, મૉલી?"

તે પતિ પોતાની પ્રિયા બેઠેલી હતી તે ખુરસી નજદીક ગુડણે પડયો, અને તેણે પોતાની પરણેતરની કમ્મર આસપાસ પોતાનો હાથ નાખ્યો, જ્યારે તેણીના હાથમા તેઓનો બાળક બેટો હતો.

જ્યારે તે નર્સ તેઓના ઓરડાનાં બારણાં આગલ ગઈ, ત્યારે તેણીએ તેને બોલતો સાંભળ્યો:—"તું ધારેછ કે આ સઘળું હવે તુંને સુગમ પડતું થઈ પડશે? આપણી આગલી જીંદગી કરતાં બીલકુલજ જુદા પ્રકારની થઈ પડશે!"

નિચે ઉતરી જતાં તે નર્સે ધીમે સાદે હસી "હા, મેં ધાર્યું હતુંજ કે તેઓને આ નવીન પ્રકારનુંજ લાગશે,"–તેણીએ વધારયું. "વ્હાલા જીવડાઓ! આ લડાઈના પ્રતાપે કાંઈ નહીં તો આ બે પ્યારા જીવડાઓને એકત્ર કર્યાં!"

અફસોસ! આ નેહસ્ત લડાઈએ ઉપર જણાવેલા બે જીવડાઓને એકત્ર કાર્યાં છે, લેકીન લખો જીવડાઓને સદાના જુદા પાડયા છે, કે જેઓ માત્ર એક બીજાંની હસ્તીમાંજ પોતાની જીંદગીનું સાર્થક સમજતા હતા.

---

**બમનુંભાઈ**—તુંને ખબર કે? કહે જે વેલાતનો કોઈ દારૂગોળો બનાવનાર ધરાધર જર્મનો ઉપર ગોળાઓ મોકલી આપેછ!

**ફરામરોજ**—એ શું બોલેછ? તે કેમ બને? એ તો ખરેખર ઘણું નામોશી ભરેલું! વારૂ તે એ ગોળાંઓ મોકલેછ કોણુની મારફતે?

**બમનુંભાઈ**—આપણા ઇંગ્રેજ સેપાહોની બંદુક મારફતે!

"મજનું"

"એમ આવ, એમ આવ, આવ કુતરોભી નહીં ખાય તેવો કતલેસ કયાંથી લાયો? લઈ જા અંહીથી ને–"

"લાવો લાવો મને નહીં ખબર–ત્યારે તો તમારીથી તે નહીંજ ખવાય." "મજનું"

કાવસ અને રતાં મો–જીનીને ત્યાં મરઘીની એક ડીશની લિઝત ચાખતાં બેઠાં હતાં. મરઘીમાંથી મળી આવતું પેલું "લકી બોન" રતાંને બતાવી તેની સંમજ કાવસ આપતો હતો.

"જો, આય એક છેડો તું પકડ અને બીજો છેડો હું પકડી; આપણે તે બેંચ્યે હવે તારાં મનમાં તું કાંઈ ધાર ને જો તારી તરફનો છેડો પ્હેલો તુટી તારા હાથમાં આવે તો તે ધારેલું પાર પડશે."

"અરે, હું શું ધારૂં?"

"કાંઈભી, ગમેતે"

"પણ, મનેતો કાંઈજ યાદ નહીં આવતું"

"ચાલ ત્યારે, હું ધારૂંછ–જો મેં પકડેલો છેડો તુટી મારા હાથમાં આવશે તો એમ સમજશકે તું મારી સાથે પરનશે ને જો–"

"પણ, વ્હાલા ત્યારે નકામા કાંઈ માથાંફોડ કરોછ–સેવની હમણાંગીજ કેહી દેવુંછકે હું તમારી સાથે પરણુસ–નકામો બીચારી મરઘી પર આજાબ!"

"મજનું"

# રશ્નું યજત અને તેને લગતો ખોલાસો.

(પાને ૩૭૨ થી ખતમ.)

લખનાર :—મી૦ ધનજીભાઇ માણેકજી વાચ્છા.

**મેહેરદરૂજી તથા તેને મળતું અવસ્તામાં વર્ણન.**

જેમ આપણે ઉપર જોયું તેમ રશ્ન અને મેહેર યજદ બેઉ એક એકના જાની હમશરીકો છે અને ઉપર જણાવ્યું તેમ રશ્નએ પોતાના ફતેહનો (સચ્ચાઇ તથા રાસ્તી ફતેહનો) પાયો મેહેર યજદપર રાખેલો છે તેમજ રાસ્તી સાથે (એટલે રશ્ન) એક માણસે બીજા માણસને આપેલા કોલથી બંધાવલા રહેવું (એટલે મેહેરયજદ) એ બેઉને ઘણો સંબંધ છે વાસ્તે એની ઉપર થોડું વિવેચણ કરવું વ્યર્થ નહીં જશે જેઓ જૂઠાઓ વચન તોડનારાઓ કોલ આપ્યા મુજબ કામ નહીં કરનારાઓ વગેરેને મેહેર યસ્તમાં "મિથ દ્રુખ્શ" અથવા મેહેરદરૂજી કરનારા કહેલા છે. જેઓ આપેલા કોલો બરાબર પાલે છે તેઓને મિથ્રન્સ કાસેદો તેઓની રખેવાલી કરે છે તથા બચાવે છે. એને મળતું બ્યાન મેહેરે યસ્તના ફકરા ૫ માં આવેલું છે જેમકે "જેના ચિત્રના ભક્તિભાવ ધરાવનારા કાસેદો તમામ ઉંચી જગાઓ ઉપર અને તેમના મીનારા ઉપર અવલોકન કરવા બેઠલા છે જેઓ મિથ્ર દ્રુજોને જોય છે મીથ્રને જેઓ આગળ ઠગી ગયા હોય છે જેમને જેઓ યાદ કરે છે. જેઓને મીથ્ર દરૂજો.......નાશ કરનારાએ (ઇજા કરવા માટે) શોધે છે તેમના માર્ગનું તેઓ રક્ષણ કરે છે. વળી ફકરા ૨૨-૩૪ માં કહે છે જે સખ્સ મેહેરદરૂજી કરતો નથી તેને મિથ્ર સઘળા જુલમમાંથી ટાલે છે અને સઘળા નાશમાંથી ઉગારે છે તથા સંકતમાંથી છોડવીને તેને બચાવે છે.........જે દેશવાળાઓ મિથ્રને ઠગતા નથી તેઓના દેશોને મિથ્ર સરસ સત્તા તથા ફતેહ આપે છે તેઓના મકાનમાં તે સંતોષી રહે છે તેઓને પુષ્કળ માણસો અને ગોસપંદોના ટોળા મેળવી આપે છે. તેઓના મકાનોને બાનુઓથી મોહોતાઇવાળાં અને ગાડી ઘોડા અને ફરનીચર વગેરેથી ખુબસુરત કરે છે-તેઓને તે દોલત હીમત-જુના મવાળી ફતેહ ખુમીવાળી અશોઇ-રવાનની લગતી મોહોતાઇ ડહાપણ, ભરેલી વિદ્યા-સઘળા ઉપર ફતેહ મેળવનારી પવિત્ર સરસાઇ-તથા પાકદીનનો અભ્યાસ કરવાની ઉલત આપે છે; તેમ દેવરૂપી બદીઓ સામે તથા ખરાબ અને પાપી માણસો તથા ઘાટકીઓ અને જુલમગારો વગેરેની સામે મદદ અને ફાયદો કરે છે જેમ મિથ્ર કોલ-વચન-સોગંદ અને નિતીનો રખેવાલ છે અને જેઓ તે પામે છે તેમને તે બચાવે છે તથા સંભાળે છે, તે પ્રમાણે જેઓ મેહેરદરૂજી કરે છે યાને કોળ તોડે છે, ઠગે છે-અને બેઇમાન થાય છે તેઓ ઉપર તે ગુસ્સે થાય છે-અને તેમને શિક્ષા કરે છે-વળી જેઓ મેહેર દરૂજી કરનારા છે તેઓને સજા કરવામાં આવે છે-જેમકે મેહેર યસ્તમાં ૧૭-૧૯ ફકરામાં કહે છે મિથ્ર કોઇથી ઠગાતો નથી નહીં ઘરધણીથી નહીં મોહોલ્લા કે ગામના વડાથી, કે નહીં દેશના રાજાથી. અગર જો કોઇ ઘરધણી-અથવા મોહોલ્લા કે ગામના વડાઓ અથવા કોઇ દેશપતી મિથ્રને ઠગે કોલ તોડે, તો તે ગુસ્સે થયલો અને આજુરદે થયલો મેહેર તે ઘેર-મોહોલ્લા-ગામ અને દેશનો, અને તેમજ તેઓના ધણી અને વડાઓનો અને દેશના આગેવાનોનો નાશ કરે છે-; જે પણ દીશાએ અને ઠેકાણે મેહેરદરૂજી કરનારા રહે છે ત્યાં સુધી ગુસ્સે થયલો મિથ્ર જતો રહે છે અને બેહેશત વિષેની ખાતરી આપતો નથી વળી મેહેર યસ્તના ફકરા બીજા પરથી માલુમ પડે છે કે અશો માણસ સાથનો કોળ અને (દરવંદનો કોલ એ બેઉને એકજ ગણેલા છે-જેમકે એ ફકરામાં અહુરમજદ......સ્પેંતમાન જરથોસ્તને કહે છે-" જેટલું સો

તેઓ એક થાય કે ન થાય અને નહીંજ થાય એવા સંજોગ હાલ વધારે હતા, એમ બેહેલા કાકાને લાગ્યું.

ત્યારે હવે કરવું શું?

બેહેલા કાકા કોઇનાંથી ભલાંમાં રાજી હતા, એટલે શીરીન અને જમશેદજી વચ્ચે પડેલા આ ઝઘડો અને તેનાં આવેલાં પરિણામથી બેહેલા કાકા અકર વકરમાં પડ્યા હોય તેમાં કાંઇ નવાઈ ન હતી.

ત્યારે 'ડોહી બોલતી રખે તો કેહેજે નારે બાપા!,' તેવી હાલત બેહેલા કાકાની થઇ પડી હતી, અને તે બીચારો શું કરવું તેના સેવટ પર આવે તેટલાં તો તે સુકાઇને અડધો થઇ ગયો.

તેવણમાં થયલો એ ફેરફાર ફીરોજશાથી છુપો ન રહ્યો તે એટલે સુધી કે તેવણે તેને પોતે આપે તે દવા લેવાં અને નહીં તો બે મહીના પોતાને ગામ જઇ આવવાં ઘણું દબાણથી કહ્યું પણ બેહેલા કાકા માને શાના!

તેટલાં વળી તેવણનાં બેહેન કુંવરબાઈથી બેહેલા કાકાને ખબર મળી કે "હજુન દીકરીને મળવા બેટવાની શીરીનને લાલચમાં નહીં નાંખી હોતે તો પર વડતે કેમકે હવે તેહમીનાને મેળવાનુ સદંતર બંધ થઇ જવાથી શીરીન ઘણી મુઝાતી હતી અને મરે હાલ તે થઇ રહી હતી."

બસ, હવે બેહેલા કાકાને છેડાય તેમ નહીં હતું; તેવણ જે એક બાબદ જાણતા હતા તેનો ભડકો ફોડી દેવાનો તેણે હવે પક્કો વિચાર કીધો અને તેવણ તે ફેડાવ કેમ અમલમાં લાવ્યા તે આપણે આવતા અંકમાં જોઇશું. (સાધણ છે.)

---

ધણી—માઇ ગૉડ! તું શું બકેછ! આપ બનીચાનના તું ૨૫ રૂપ્યા આપી આવી? અરે એમ કાંય તું અવતર્યા—"

ધણયાણી—અમથા ના ગોથ્યારું કરોરે-હું આપી નથી આવી-બીલ તમારી ઉપરજ મોકલવા કહી આવીછ-હું કાંઇ મુરખ છેઉ કે લગનથી તમે મેળવેલો રૂક હું છીણુવી લેઉ?

"મજનું"

"ભાઇ, એમ આવ; હું એમ પુછું કે બીવતી બે બાયડી કરવાની સજા શું હોસે?"

"સજા? સરકાર એવાઓને સજા કરતીજ નથી-તેઓને દયા આવે છે કે—

હેં એ-શું? દયા આવેછ?"

"તો નહીં? તે બીચારાઓને એકને બદલે બે સાસુ મળે એ કાંઇ થોડી સજા કહેવાય?"

"મજનું"

આ નીચલી જાહેર ખબર એક ગેઝેટમાં આવી હતી:-

"એક સારા સભ્યા સુખવાસનો ખાનદાની અને પરણીને દર . . . . ઇરાલનાર જવાન, એવા એક ઠરેલ પાકટ બુધ્ધીના આદમીની ઓળખ કરવા રાજી છે કે જેનામાં તેને તેણે આ લેવા-ધારેલાં આપધાટીક પગલાંથી બચાવી લેવાની શકતી હોય!"

"મજનું"

ધન—યાર, પનવાથી તો હાથ જોડ્યા-જો સાવ તારું ભુત લઈ નાંકે ધસુંછ!

નસવાન—કાંય? કાંય! એટલું બધું તે શું થયું?

ધન—શું થયું? જરા પણની જોની-જ્યારે જોઇયે ત્યારે બસ લાવ-લાવ-ને પૈસાજ લાવ-દીસે પૈસા મંગેછ-ચાહ પીતાં પૈસા માંગેછ, નાસ્તો ખાતાં પૈસા મંગેછ-બપોરનું જમતાં પૈસા માંગેછ-સાંજની ચાહ પીતાં પૈસા માંગેછ-રાતનું જોમરતાં પૈસા માંગેછ સુતાં પૈસા માંગેછ-ઉંઘમાં પૈસા માંગેછ-સજાગર થઇ કે પૈસા માંગેછ-ઉઠતાં-"

નસવાન-પણ તારી બૈરી એ બધા પૈસાનું કરેછ શું? કાંઇ ખબર-"

ધન—(બાજરી આંખે હસીને) બલા જાણે મારી, હું પૈસા આપતો હોઉં તો જાણું કેની?

# લગનની મોતેબરી.

લખનાર —મી. મીનોચેહર માણેકજી માદન.

( પાને ૩૬૩ થી ચાલુ )



બાળકના મન ઉપર ગમે તેવી પણ નાની અસર કરવામા આવે તે તેની તમામ જીદગીભર વળગી રહે છે કવિ કહે છે, "બાળક માણસનો પિતા છે" મીનતન એ વિચારને બીજા શબ્દોમા રજુ કરે છે, 'જેમ સહવાર આખો દિવસ કેમ જશે તે બતાવે છે તેમ બાળપણની ભવિષ્યની જીદગી દેખાડે છે" આપણી ઘણી ઘણી ચાલચલણો અને ટેવો આપણા જન્મ પછી તુરત ધારણ કરવામા આવેની હોય છે. બાળપણમાજ ભનાઇ યા બુરાઇના બીજો વવાય છે, જે આખી જીદગીવેર કડવા યા મીઠા ફુલો આપે છે

એક તુરતનુ બાળક એક નવીજ દુન્યામા આવે છે જ્યા જેની ઉપર પણ તેની આખ્યો પડે છે, તે તેને નવાઇ જેવુ અને વિસ્મય પમાડે એવું લાગે છે. શરૂઆતમા તે તેની સામે માત્ર જુએ છે, રફતે રફતે તેને બારિકીથી જોય છે, તપાસે છે, મુકાબલો કરે છે, શીખે છે, અને તેના વિચાર અને ખ્યાલને મનમાં જાનવી રાખે છે અને જો એક માતા ડાહી અને ભલેરી હોય તે આ પહેલી જણસુ બસ્તે સારે ફસા ઉપરાત કાબેલ્યતથી તેના મગજ ઉપર ઠેસવશે એક દાનાન શખ્સ કહે છે, 'એક બાળક ૧૮ અને ૩૦ મહિનામા જેટનુ આ દુન્યા વિષે શીખે છે, પોતાની શકિત માટે ખબર ધરાવે છે, બીજા સાથ મુલાકાતો કરે છે, અને પોતા માટે જાણુતા શીખે છે, તેટલુ તે તેની આખી જીદગીમા પણ શીખી શકતું નથી.' એક બાળક જે વિચાર કરે છે, જે શીખે છે, તે અતી અગત્યના છે.

બાળપણમાજ આપણુ મન કોઇપણુ ચીજનો છાપ પકડી લે છે, અને તેની નકલ કરવા મંડી જાય છે. તે બાદ વિચારો બધાય છે જે તેની તમામ જીદગી રવે રહે છે. એ માટે અતિ જાણીતો દાખનો સ્કોટ લાન્ડના નામીચા કવી, સ્કોટ નો છે તે પુરાણી વાર્તાઓને કવિતાઇ રૂપમા મુકી નામીચુ નામ કમાયો છે. અને હજી તો તે વાચના-લખતા શીખે તે અગાઉ તેનો છાપ તેની માના અને મમાઇથી તેના મગજ ઉપર પડયો હતો. બાળપણુ એક આયના (mirror) મિસાલ છે જેમા તેની ભવિષ્યની જીદગીના છાપો દેખાય છે એક બાળકની વગણુ તેની જીદગીની વગણુ છે. અને એક બાળકની ભવિષ્યની જીદગીનુ મેદાન તેની બાળપણુની ખુશાળી, દનગીરી, ફતેહ, નિષ્ફળતા, કોશેશ અને નિરાસાથી બધાય છે

આપણી માણુસાઇ જીદગીનુ સુખ આપણી ચાલચલણ, મીજાજ, ઇચ્છા અને ટેવ ઉપર લટકેતુ છે, જે સઘળાનો પહેંનો છાપ બાળપણમા પડે છે આપણુ માણુસ તરિકે ચોક્કસ રીતનુ છુટાપણુ ધરાવ્યે છિયે એ ખરૂ છે પણ તે છતા આપણી ઉપર બહારની અસરો પણ મોટા પ્રમાણુમા પડે છે તે ભુનવું જોઇતુ નથી. એક ગમે એવા પહરેજગાર શીનસુફને ચાલુ બુરાઇ હવસ અને અનીતિમા મુકો તો તેની ગમે તેવી પહરેજગારી અને શીનસુફી છતા તે રફતે રફતે તેવો થશે, જો તેવા પહરેજગાર શીનસુફ બહારની અસરોને વશ થાય છે તો ખ્યાલ કરો કે એક નિરાધાર મદદરતા બાળક ઉપર કેટની અસર થતી હશે? માટે જે ઘરમા બુરાઇ હોય, કજીયા હોય, અપવિત્રના હોય ત્યા કદીમી બાળકોના મન ઉપર મહોબત, નેકી શાતી અને પવિત્રાઇના બીજો વાવી શકાય નહી

ઘર એક બાળકની નિશાળ છે અને જેવી અસર એક નિશાળ કેનાવે છે તેવી અસર બાળકો લઇ ભવીષ્યમાં ઉઘરે છે જે ઘરમાં મહોમત અને ફરજ હોય, જે ઘરમા મગજ અને હૃદયની દાનાઈનુ રાજ્ય ચાલતુ હેય, જે ઘરમાં રોજીંદી જીદગી સદગુણી અને પ્રમાણિક હોય, જે ઘરમાં મહોબત, દયા, પ્રેમ કામ કરતા

હોય; તો તે ઘરમાંથી આપણે તેવાંજ સદ્ગુણી, ફરજ સમજનારાં, પ્રમાની, મહોબતવંત જીવડાઓની આશા રાખીશું. કારણ બાળકો કાંઇ નહીં પણ માં-બાપની કુટુંબ-કબીલાની નકલ કરે છે. તેથી ઉલટું જો મા-બાપો અજ્ઞાનતા, સ્વાર્થ, અસભ્યતાથી ઘેરાયલાં હોય તો તે બાળકો અજાણપણે તેવીજ ચાલચલન પકડશે અને જવાનીમાં વધુ અજ્ઞાન, વધુ સ્વાર્થિ, વધુ અસભ્ય નીકળી આ જીંદગીની લાલચોને વશ થઇ પડશે. એક ગ્રીક ફીલસુફ કહે છે, "જો તમો તમારાં બાળકને ગુલામના હાથમાં સોંપસો તો એક ગુલામને બદલે બે ગુલામ થશે."

એક બાળકને નકલ કરવા સિવાય ચાલી શકેજ નહીં. જેબી તે જોય છે તેની તે નકલ કરે છે. એક નામીચી ચોપડી આ મુજબ વિવેચન કરે છે, એક માણસ માટે સૌ કરતાં અગત્યના વરસો તે તેના બાળપણના છે; કે જે વરસોમાં તે બાળક બીજાને જોઇ તેની નકલ કરતાં શીખે છે. તે પછીની કેળવણી તેના ઉપર ઓછી અસર કરે છે. જો આપણે આખી જીંદગીને નિશાળ ગણીયે તો એક મુસાફર તેના બાળપણમાં જે અનુભવ અને કેળવણી લે છે તે તેની તમામ મુસાફરી દરમ્યાન પણ લઇ શકતો નથી. "(The Doctrine of Education" by Richter.)

આથી માલમ પડે છે કે જે જે ચીજો એક બાળક જુએ તે ભલી હોવી જોઇયે; જે જે દાખલાઓ એક બાળક તપાસે તે ભલા હોવા જોઇયે અને એક સૌ કરતાં અતલગતી અને સૌ કરતાં નજરનો દાખલો એક બાળક માટે કાંઇ પણ હોય તો તે તેની માતા છે એક ઇંગ્રેજ કહે છે, એક ભલી માતા સો માસ્તરો કરતાં વધુ લાયક છે. એક માતા સઘળાં જીગરો અને સઘળી આંખોનું ખેંચાણ છે. તેણીની નકલ એક બાળક હરહમેશ કરે છે. અને આપણે જાણીયે છિયે કે હજાર નસીહત કરતાં એકજ દાખલો વધુ અસરકારક છે તે વગર શબ્દોએ શીખવે છે અને વધુ અસરથી. એક બુરા દાખલાની હાજરીમાં સૌ કરતાં સરસ નસીહત બી ઉપયોગી અને બે કીમત છે. દાખલાની નકલ થશે અને નહીં કે નસીહતની. એક નસીહત કહી બતાવી તે ઉપર અમલ ન કરવો એ મોટામાં મોટું ઢીચકારાપણું છે. જે બેહલીભગતપણું શીખવે છે. જો જુવું જોઇયે કે બાળક પણ વિચાર કરી શકે છે અને જેઓ મા-બાપો કહે એક અને કરે બીજું એ તુરંત તે બાળક પારખી શકે છે. એક પાદરી માટે કહે છે કે તેની બગલમાં ચોરેલી મરઘી હતી છતાં તે પ્રમાણિકપણાં ઉપર ભાષણ આપતો હતો!

નકલ કરવાથી ચાલચલણ ધિમે પણ મક્કમપણે બંધાય છે. એક નાના કામની અસર કદાચ માલમ ન પડે પણ જેમ ટીપે ટીપે સરોવર ભરાય છે તેમ તેટલીજ નાની નાની અસરો આખી જીંદગીને બાંધે છે.

એક પિતા કરતાં માતાની નકલ એક બાળક વધારે કરે છે માટે એક ઘરમાં માતા ભલી હોવી જોઇયે. કારણ ઘર એ ઓરતનું રાજ્ય છે અને તેણીના બાળકો જેઓ રૈયત જેવાં છે, તેઓ ઉપર તેણી પુરતો કાબુ ધરાવે છે. તેઓ પોતાની દરેક ચીજને માટે તેણી તરફ આતુરતાથી જોય છે. તેણી તેઓની સામે એક નકલ કરવા લાયક દાખલો છે, જેની તેઓ દર પળે નકલ કરે છે. એક બાળકના કુમળાં ભેજાં ઉપર કેમ અસર થાય છે તે માટે એક લખનાર જણાવે છે. જેમ એક ઝાડના થડ ઉપર નાનો પણ કાપ હમેશતક રહી જાય છે તેમ બાળકના ભેજા ઉપર એક નનો પણ છાપ ભુસરી શકાતો નથી. એક બાળકને અપાતું શીક્ષણ એક તૈયાર થયલા જમીનમાં દાણા રોપવા બરાબર છે જે લાયક વખતે ફુટી નીકળે છે. એ રીતે **એક માતા તેણીના બાળકોમાં ફરી જીવે છે.** તેણીની આદતો તેઓની બને છે અને તેણીની ચાલચલણ તેઓમાં ફરી દેખાવ દે છે." માતાની આ અસર અને મહોબત હમેશતકની છે. એક બાળક આ ધરતી ઉપર જનમ્યું કે તેની કેળવણી દરમ્યાન તેની માતાની અસર ચાલુ થાય છે, અને એક ભલી માતા તેની તમામ ઉમર પેર અસર કરતી રહે છે. વિચાર કરો કે એક બાળક મોતપણે આ મેહતાજી રૂપી નિશાળના લીલા સુકા અનુભવોની સોટીઓ ખાઇ અને જમાનાના હાથીની થપ્પડો ખાધા પછી કોણની તરફ દિલાસા માટે ફરે છે? બેશક તે તેની માતા તરફ! જે પણ ભલા વિચારોના બીજો તેણીએ પોતાની જીંદગી દરમ્યાન પોતાના બાળકના મનમાં વાવ્યા હોય તે વિચાર તેણીના મરણબાદ પણ ખીલતાજ જાય છે!

એમ કેહવું કરીજ રીતે હમો અયોગતી ગણતા નથી કે આ દુન્યામાં સુધારો કે કુધારો, સુખ કે દુખ, સીવીલીઝેશન કે બારબેરીઝમ એ સઘળું એક ઓરતની **ઘર સંબંધી અસરમા** સમાણું છે. એક અમેરીકન ફીલસુફ લખે છે, "એક ભલી ઓરતની અસર સુધારાનું પ્રમાણ છે." એક માતાના ખોળામાં રમતું બાળક આપણી ભવિષ્યની પ્રજા છે અને તેથી તે પ્રજા કેવી નીવડશે તે સઘળું તે બાળકની માતા તેને કેવી કેળવણી આપે છે અને રીતભાત શીખવે છે તે ઉપર આધાર રાખે છે.

# માતાનો પ્રેમ.

## એક ટુંકી વાર્તા.

લખનાર—"થેલ્મા."

"તમે જાણો છો, હું એ બાળકને રાખી શકીશ નહીં,"—ઉશ્કેરાયલી, ચીરડાયલી અને ગભરાયલી હાલતે નર્સીંગ હોમમાં દાખલ થતાં મિસિસ ઍવરીટે કહ્યું "એક બાળકનું પોશન કરવા જેવી હાલતમાં અમો નથી, નર્સ."

તે શાંત ચેહરાની અને થંડા સ્વભાવની નર્સે એજ મોંહ મળકાવી ઉપલા બોલો સાંભળ્યા, કારણ એવી વાતો સાંભળવાની તેણીને ટેવ પડી ગઇ હતી; અને ઠંડે કલેજે ઉતર કર્યો કે, "તે બાળક પોતાનું નસિબ પોતાની સાથે લેતું આવશે."

"અમારા બાબમાં નહીં,"—તે નર્સ નેતરની એક બાસ્કેટની અંદર તકયા ગોઠવતી હતી, તેણીની તરફ તથા તે ઓરડામાં આસપાસ નજર ફેરવતાં મિસિસ ઍવરીટે જીદ કરી. "અમારી સ્થિતી ઘણીજ કંગાલ છે. તમો જાણોછો, મારા ભરથાર માત્ર એક નાના પગારના કલાર્ક છે. અને ખોદા જાણે કયારે તેઓનો પગાર વધારવામાં આવશે! અને વળી—વૅલ, અમારાં લગન એક મોટી ભુલ પુરવાર થયાં હતાં. એક સ્ત્રી ગાયણકાર, કે જે જો પોતાના ધંધાને વળગી રહેવા માંગતી હોય, તો તેણીએ લગનના ગાંઠથી કદી પણ જોડાવું નહીં જોઇયે. મારો ભરથાર તે સમજતો નથી! અને અમારી પરણી જીંદગીના પહેલા ત્રણ માસ પછીથી અમો બંને હરપળે પસ્તાઇએ છીએ!"

"ખરેખર?"—તે નર્સે પોતાના રાબેતા પ્રમાણે કાંઇ પણ મત ન આપતાં કહ્યું અને મિસિસ ઍવરીટે પોતાનાં બીછાણાં ઉપર બેસી આગલ બોલવા માંડયું:—"મેં દુન્યામાં નામ કાઢયું હતે. હું એક ગાયણકારણું; એટલે કે, હું એક ગાયણકાર બની હતે. હું પાછી મારા સ્ટુડીઓમાં ગઈ હતે, અને જે છોડી સાથે પરણ્યા આગમજ હું રહેતી હતી, તેની સાથે જઇ રહેતે; લેકીન—આ પીડાને લીધે મારેથી તેમ થઇ શકયું નહીં!" આમ કહેતાં તેણીએ ગુસ્સાથી તે પાળણા તરફ આંગળી દેખાડી. "એ મને કેટલો ગુસ્સો ઉત્પન્ન થાયછ, તે હું કહી શકિત નથી!—અને વળી અધુરામાં પુરૂં, અમો બંનેનાં એવાં કોઇ સગાં નથી, કે જેને અમો એ બાળકને સોંપે.! હું તેને ધવાડી શકીશ નહીં, તેમજ તેની માવજત પણ મારેથી થઇ શકવાની નથી! મારેથી તેને બીલકુલ રાખી શકાવાનું નથી; કહો મારેથી તેમ થઇ શકશે? હું હંમેશાં મુસાફરી કરતી ફરૂંછું, કોઈ વેળાએ એક કૉનસર્ટ પાર્ટી સાથે તો બીજી વેળાએ કોઇ બીજીજ ટોળી સાથે; અને જો મારો ભરથાર તાલેવંત હતે, તોય તે એટલો બધો તો આપસ્વાર્થી છે કે તેનાં ઘરમા બાળકોની કલાબલાર તે સાંખી શકતે નહીં. હું ધારૂંછું કે, તવંગર મર્દો આતેનમાં આપમતલબી હોવા જોઇયે!"

"એ સઘળાજ નહીં,"—તે નર્સે વાંધો ઉઠાવ્યો. તેણી એક મર્દનો વિચાર કરતી હતી, કે જે તેજ સહવારે તેણીની મુલાકાત લઇ ગયો હતો. તે અઘોર વયનો એક મર્દ હતો, અને તેનો ચેહરો સોરાયલો છતાં માયાવંતો હતો, અને તેણે તેણીને નિચે પ્રમાણે કહ્યું હતું:—**"મારી ધણિયાણી ઘણીજ મુઝાય છે, તેમજ હું પોતે પણ અતીશ્ય રંજીદા થાઉછું, કારણ, અમને પરણ્યાને આટલાં બધાં વર્ષો વહી ગયાં છે, છતાં અમને એકે બચ્ચું થયું નથી! એક બેટાનાં માત પિતા થવા કાજે કાંઇ પણ કરવાને અમો તૈયાર છીએ,**

બુરાએ અશોઇની દુન્યાને નુકશાન કરે છે તેટલો એક ખરાબ માણુસ જે મેહેરદરૂજી કરે છે તે તમામ દેશનો નાશ કરે છે. તેથી ઓ સ્પીતમ–; તું કોલ તોડતો મા. પછી તે કોલ એક દુર્વંદ (પાપી માણુસ) સાથે કર્યો હોવકે તારી પોતાની દીનવાળા એક અશો સાથે કીધો હોય–તો પણ તે કોલ તોડતો ના–કારણકે એક પાપી માણુસ સાથે અને તેમજ અશો માણુસ સાથે કીધેલો કોલ એ બને એકજ સરખું છે" વળી સદ્દરે[1] તવીલ નામની ચોપડીમાંથી એ બાબતપર નીચે પ્રમાણે મળે છે–"કોલ તોડવો તે પોતાની દીનની રાહથી ફરવા બરાબર છે–કે જે કોલ તોડવાને આપણી દીન મધે મેહેરદરૂજી કરીને કહે છે" તે મહેરદરૂજીના કામથી મોળેતી પરહેજગારી તપાસીને તું ચાલવું કર–અગર જો કોઇએ દુન્યામધે એ મેહેરદરૂજીપણું કીધું હોય તો તે કોલ ભાંજવાને લીધે બધે જહાંનમાં તેશય ઓહાર તથા બદબખત થાય છે.

"તથા કોલ તોડવાના અથવા વચનથી ફરવાના ગોનાહથી "મેહેર" તથા "રશને" યજત અને "આફતાબ" તથા "માહતાબ" તથા આસમાન ઉપરના તમામ ફરેસતાઓ પણ તે કોલને તોડનારા મરદથી ઘણાંએક–નાખુશનુદ થાય છે–અને ઘણીજ સખ્ત તેયાનતો તે નાપક પર નાખે છે.

"એ[2] (મેહેરદરૂજી) વિષે અશો જરથોસ્તે ઓરમઝ્દ પરવરદેગારને એ રવેશે પૂછ્યું કે "જૂઠું બોલનારા શખ્સછે હાલ તથા મરટ ઓરી પ્રકારનો છે" ત્યારે........જૂઠું બોલનારના રવાનની જગો અંધારાં દોજખ મધે અહરેમનની નજદીકમાં અને તે જગોએ તેના રવાંનને ઘણાએક દેવો દાજ તથા આજાબ દે છે.

વળી આગળ ચાલતાં એજ કેતાબમાંથી મળે છે જે રાસ્તીએ કરી......પરવરદેગારે ગેતી તથા મીનો, આદમ તથા આલમ, દીન–પાકીજગી–નૂર જલકાટ–જમીન–પાણી–ગોસપંદ–ઓરવર–પરવત–તથા દુન્યાની સર્વે ચીજો પેદા કીધી–વળી રાસ્તીથી દફતાલાએ ફરતા આસમાન......સેતારા આફતાબ–તથા મહાતાબનું પણ સરજવું કીધું છે–અને સરવે જેહાનનું કાયમ તથા બરપા રહેવું પણ એ ઇજદ તલાની રાસ્તીથીજ થએલું છે,"

વળી જમીઆદ યસ્તના ૭ મા કરદામાંથી એમ મળે છે કે જ્યાં સુધી જમશીદ ખરો અને સાચો રહ્યો હતો ત્યાં સુધી તેનુ ખોરેહ તેની પાસે હતું તથા તેની દરેક મુરાદ બર આવતી હતી પણ જ્યારે તેણે જૂઠાઇ ભર્યો માર્ગ ધર્યો કે તેનુ ખોરેહ જતું રહ્યું અને પોતાની મુરાદોમાં નાસીપાસ થવા લાગ્યો.

છેવટે આ બાબત પૂરી કરવા પહેલાં સ્પેન્તોમદ ગાથાના વોહુખશ્થ્રનેના ૫૦ મા હાનો ૯ મો ફકરો ટાંકી લઉછું.

"મારાં દિલના ઉલટાના કવિતારૂપી વચનો, જે પૂરતી રીતે જણાએલાં (છે તે) સાથે આજેજીની રીતે બેઉ હાથ ઉંચા ધરીને, અમે........અહુરમજદ–તુંને હું પહોંચું. રાસ્તીની મારફતે તથા ડિયાની ભેટ સાયની બંદગીની મારફતે તથા નેક મનશાની ખુબી મારફતે અમે અહુરમજ તુંને તુંને ખચિત હું પહોંચું. (કા. એ. કાંગા)

સમાપ્ત.

---

[1] સાધારણ રીતે સદર કેતાબને નામે ઓળખાય છે. જુઓ પાનું ૧૯૦–૧૯૧ (દા. દ. જ. મી. જામાસ્પ આસાનો તરજૂમો.)

[2] જુઓ પાનું ૨૯૪–૨૯૫.



સોસની વાત છે. ગરીબ ફ્રાંસ તારી ધર્તી હાલમાં કેવા ઉત્તમ અમીરજાદાઓનું લોહી ચુસેછ, એ મારૂં જીગર તુટી જાએછ." તે બહુ ગમખ્વારીથી બોલીયો.

કાઉનટેસ અને ફેલીસે ઘણીજ તાજુબીથી આ બધું સાંભળ્યા કીધું. એમાઇલ ત્યારે કોણ હતો? એની આટલી બધી સત્તા હતી એની કશી ખબર તેઓને હતી નહીં અને તેઓ દંગ થઇ ગયાં.

"પીએરીને હું ફાવવા દેનાર નથી, હું આજે દેજ સના ગામડામાં જઇને ત્યાંથી મારા થોડા વફાદાર આદમીઓને લઇ આવીશ જેઓ પીએરી ઉપર નજર રાખશે. પણ આવો, તમે આ બધી ઝાડની છુપી ચાવીઓ જોઇ લેવો, કદાચ હું પાછો ફરૂં તે પેહલાં તમુને એનું કામ પરસે."

કાઉનટેસ થાકી ગએલી હોવાથી નીચે બેસી ગઇ જ્યારે એમાઇલે ફેલીસને બધી છુપી ચાવીઓ બતાવી. જ્યાં સુધી પોતાની મેળે તે ખોલી શકે ત્યાં સુધી ફેલીસે તે ઉપર ધયાન આપ્યું.

"ચાલો હવે આપણે જઇએ." કાઉનટેસ બોલી "ખોદા તમુને સુખી રાખે. એમાઇલ હવે હમારે જવું જોઇએ."

તે મા બેટીના જતા આકાર તરફ દીલના ઉભરાથી જોતો તે કદાવર તન સખસ થોડોવાર ઉભો રહયો. કાઉનટેસનો ઓળો નજરેથી દુર થયો ત્યાં સુધી તેણે છુપી નજરે તે બેકીંમતી આકાર પાછળ ટીકયા કીધું અને પછી એક જબરી હાથથી ત્યાંની ઝાડી હલાવી તે ઝાડની અંદર ઉતરી પડયો.

જ્યારે તેઓ બગીચા આગળ આવી પુગીયાં ત્યારે તેઓએ સામેથી કાઉન્ટને દોરતો કુદતો આવતો જોયો.

"કાલ સવારે બધી તૈયારી થવી જોઇશે મારકવીસ હાલમાં સાહએ થયોછ એટલે કાલને કાલ તારાં લગન કરવાના છે. મારી દીકરી, જ્યાં સુધી તું લગનના દમામદાર પોસાકમાં સજ થસે નહી ત્યાં સુધી તુંને હું મારકવીસ આગલ રજુ કરશ નહી, અને પછી તે તુંને આપણાં ખાનદાની ઝવાહેરોમાં સજ થએલી જોશે ત્યારે તે તારી સુંદરતાથી કેવો છક થઈ જશે. મારી દીકરી, આપણે જ્યારે ફ્રાન્સમાં શાનતી થયા બાદ આપણે વતન પાછાં ફરસું ત્યારે ઘણાજ બપકાથી તારી શાહદીની ખુશાલીમાં મેળાવડો કરીશું. કાલેતો લગન પછી આપણે ઈંગલંડ તરફ ઉપડી જઇશું."

"લગનની એક ભેટ દાખલ પપા મારી એક માંગણી કબુલ કરશો? મેં. પીએરીને જણાવતાના કે આપણે કાલે મુશાફરીએ નીકલનાર છૈએ" ફેલીસ રડતાં બોલી.

"રડેચ કાં, ઘેલી?" કાઉન્ટનો મીજાજ ગયો.

"મને તે આદમીની બહુજ ફકર છે, એ મને એટલું વચન આપો, પપા"

"વારૂં ઠીક હવે મુંગી રહીજા. હમણાં પીએરી આગલ જનાર નથી." તે કબુલ કરતાં ખંચાયો કે હમણાં અડધા કલાક ઉપરજ તે પીએરીને આવતી કાલના લગન અને મુશાફરીની તૈયારી માટે કહી આવ્યો હતો. કેવો ખરેખરો અક્કલ હીણુ!

ફેલીસ અને કાઉનટેસ હલકાં દીલે અને લગાર ખુશાલ મને કાસટલમાં દાખલ થયાં.

બીજી બામદાદે બ્હારથી ગમે એવો શાન્ત દેખાવ રાખવા છતાં આજે કિલ્લામાં કાંઇ ધામધુમ હતી એમ માલમ પડી આવતું. જવાન મારકવીસ વરરાજાનો પોશાક પેહરીને બેઠો હતો અને ઉપરના ઓરડામાં તેની જવાન સુંદર કન્યાને પણ શાહદીનો ઠઠેરો કરવામાં આવતો હતો.

"આહ! કેવી સુંદર તું લાગેછ, મારી બેટી, એડ્વીન તુંને પેહલીજ નજરે પસંદ કરશે." પોતાનાં એક પુરાં ફરઝંદની ગુલછરી જેવી ગરદન આસપાસ મોતીની માળા પેહરાવતાં તે માતા મગરૂરીથી બોલી.

"ચાલો જલદી, કેટલી વાર કહાં સુધી ખોટી કરશો?" બ્હારથી અધીરા કાઉન્ટે મગડાત કીધો.

કાઉન્ટેસે એક ગંભીર ચુમી પોતાની બેટીના કપાલ ઉપર લીધી. "ખોદાવંદતાલા મારી બેટીને પોતાની પનાહમાં સંભાલે અને સદા સુખી રાખે."

આહ! ત્યાર પછીથી ફેલીસ આંખોમાં આંસુઓની ધારા વચ્ચે આ પોતાની માતાના છેલ્લા આસીસો કેટલાં દુઃખ સાથે યાદ કરસે.

કાઉન્ટ પોતાની ખુબસુરત બેટીનો હાથ ધરી દુરખથી ઉછળતાં છાપરે તેણીને નીચે લઇ ગયો જ્યાં થોડાંક વીશ્વાસુ નોકરો આ ધામધુમ વગરના લગન માટે મુબારકબાદી આપવા ઉભાં હતાં. કાઉનટેસ ખોદાની બંદગી બબડતી તેઓની પુઠે આવતી હતી.

જેવી કન્યા તે શાહદીના ઓરડામાં દાખલ થઇ કે પોતાના હવે થનારા ધણીને જોવા તેણીએ શરમથી ગુલાબી બનેલા રોખસારાએ નજર ઉંચે કીધી પણ મારકીસની તેણી તરફ પીઠ હતી. તે બારીની બ્હાર જોતો હતો અને તે વીચારમાં એટલો ચકચુર હતો કે તેણે પોતાની કન્યા તરફ જોવાની પણ દરકાર કરી નહી.

કાઉન્ટ હવે પાદરી તરફ ફર્યો પણ તેજ ઘડીએ મોં. પીએરીએ બહારની બારી વાટેથી માહે કુદકો માર્યો અને પોતાના હાથમાંની સીટી જોશથી વગાડી કે બીજીજ પલે એક ડઝન ધાટકી ખવીસ રાખસો તે ઓરડામાં ધસી આવ્યા. જવાન મારકવીસ જે બીચારો ઘણા દીવસની બીમારીથી નાતવાન થએલો હતો તેના ઉપર હીચકારા પીએરીએ એક જબરજસ્ત ફટકો લગાવીયો કે તે પોતાની શાહદીના લેબાશમાંજ પોતાના બુઝર્ગ બાપના પગ આગલ જમીનદોસ્ત થઇને પડયો. ગભરાટની એક બીહામણી ચીશ સાથ કાઉન્ટ પોતાના કહેવાતા વફાદાર પીએરી તરફ ફર્યો. તે પાપી બદમાશે નફટાઇથી હસી એક પીસટોલ પોતાનાં પેહરણમાંથી ખેંચી કાઢી. એકજ પલ તે તાતા મીજાજના હમઅકલી કાઉન્ટને, પોતાની મુરખાઇ, તેના કારભારીની દયાનતી બેવફાઇ અને પોતાની નેક ધણીયાણી તરફની બેરેહમીનો ખ્યાલ કરવાને મલી અને બીજીજ પલે પીએરીની પીસટોલથી જાનથી બેજાન બની એક કાકલુદીભરી માશીની નજર પોતાની કાઉનટેસ તરફ ફેંકી તે પોતાની બેટીના પગ આગલ મુરદું થઇ પડયો.

ફેલીસની હાવરી બાવરી બનેલી ચીસોથી તે ઓરડો ધમધમી રહયો. તેણી પોતાની માતા તરફ ઘેલી દીવાની જેવી દોડી પણ ગરીબ કાઉનટેસ પોતાના ધણીનાં ગળામાંથી ઉડતી લોહીની સેર જોઈ તેણીનો જાન કબજ થઇ ગયો હોય તેમ ભોંય ઉપર તુટી પડી બીચારા બુઝર્ગ ડ-બેરીનું પોતાના બેટાને કમોતે મરતો જોઇ હાર્ટ બંધ થઇ ગયું અને તે પોતાની એકકમાંજ મરણ પામ્યો. ફેલીસ બેસુદ્ધ બની તુટી પડી.

ઘણેવારે જ્યારે ફેલીસ સુદ્ધીમા આવી ત્યારે પોતાનાં વ્હાલાંઓના મુરડાં આગલ પોતાને પડેલી જોઇ તેણી કમકમાટથી ધ્રુજી રહી, અંતે હીમત રાખી તેણી પેહલાં પોતાની માતા નજદીક ગઇ અને તેણીનું છીન્નવનાનું બદન તપાસવા લાગી, મગર સર્વે ફોકટ છતાં ત્યાં કાંઇભી ફટકો કે જખમ નહી પડેલો જોઇ આવા દુઃખમાં પણ તે ગરીબ છોડીને સંતોષ મલીયો કે તેની પવીત્ર માતા કોઇ ખુનીને હાથ મરણ પામી ન હતી પણ દુઃખના આંચકાથી તેણી બેહસ્તને માર્ગે નીકલી ગઇ હતી.

ભલી કાઉનટેસ લેંગડોક. તેની બેટી જાણતી હતી કે અહીં કરતાં તેણી પેલી દુન્યામાં વધારે સુખ જોઇ શકશે છતાં તે મીઠી માવતરને ખોહવાના ખ્યાલે તેણી માથું પટકીને ધોધમાર રડી.

એકાએક તેણીને પોતાની કંગાલ એકલવાઇ હાલતની યાદ થઇ અને જો ચંડાલ પીએરી ત્યાં આવી પુગે તો તેણીનું શું થાએ તે ખ્યાલે તેણીને નવું જોર આવ્યું. તેણીએ પેલા બીચારા માર્યાગએલા પાદરીના બદન ઉપરનો જભ્ભો કાઢી પોતાના દીલ ઉપર ઓઢીયો અને બારી કુદાવી તેણી એક છુટેલા તીરની ઝડફે પેલાં એમાઇલવાલાં ઝાડ તરફ જવા ઝાડીમાંથી દોડી ગઇ એકાએક તેણીએ પોતા પાછળ કોઇનાં પગલાં સાંભળ્યાં. એક ગભરાતની નજર પોતા પાછળ ફેંકી જોતાં તેણીએ પીએરીને જોયો. તે દગાખોરને જોઇ તેણીનાં પગમાં વીજળીક જોર આવ્યું. આજુબાજુ ઝાડીઓમાં ભરાતો પોતાનો ઝભ્ભો ખેંચતી તાણતી તેણી બાહોશ આગલ વધતી ગઇ પણ હજુર પાપી પીએરીનાં પગલાંનો પડઘો પાછળ પ્રગટ આવતો હતો. તે એક છીન્ન સટોસટની પળ હતી. ઝાડની એક વળાંકથી તે દગારાનો આકાર નજરેથી એક ક્ષણવાર બંધ થયો કે તેજ ઘડીએ પેલા ઝાડની છુપી ચાવી દાબી તેણી અંદર ઉતરી પડી.

એક ઠંડી ધ્રુજારી તે નાજુક બદનમાંથી નીકળી ગઇ કારણ તે ઝાડનું મકાન ખાલી હતું. ઓ ખોદા તેણીનો એકલો રહેલો બચાવનાર એમાઇલ કયાં હતો? શું તેણીનો ખેરખાહ આ ધર્તિ ઉપર હવે રહ્યો હતો નહી? તેણી અવાચક જેવી નીચેં બેસી ગઇ, અને પોતાની મીઠી માવતરનાં કમોત ઉપર એક દર્યાવ ભરીને ગમખારીનો આંસુ ઉતારીયાં "ઓ મારાં મા, મારાં મા, તમારા વગર હું કેમ જીવશે, આજે એમાઇલથી ગુમ થઇ ગયા હશે અને ચંડાળ પીએરી મને શોધી કાઢશે તો મારૂં શું થશે?" આ બધા વીચારથી તેણીના આંસુ સુકાઇ ગયાં અને તેણી મગજથી બે મગજ બની ગઇ હોય તેમ બેફામ જેવી ગાફેલ બની ગઇ. જો આવોજ એક કલાક વધારે જતે તો તે ખચીત દીવાની બની જતે પણ તે બ્હાર કોઇનાં ભારી પગલાં વાગીયાં, તે ન્હાનો દરવાજો ખુલ્યો અને હાવરો બાવરો બનેલા જેવો એમાઇલનો સાદ પુકાર્યો:—

"લેડી ફેલીસ, લેડી ફેલીસ! તમે અંહીં છેઓ!"

જવાબમાં તેને એક ઉંડુ ડચકડું એક દુખી હાય સંભળાઇ અને તેને અંદર આવી પોતા પાછળ દરવાજો બંધ કીધો. ગરીબ ફેલીસને ત્યાં પડેલી જોઇ તેને અતી મમતાથી તે બાળકીને પોતાના હાથમા ઉઠાવી લીધી અને બે સીડી ઉતરી તે તેણીને નીચે બતાવેલાં ભોંયરામાં લઇ ગયો. એક નહાનાં બીછાણાં ઉપર તેણીને મેળી એમાઇલે બત્તી સળગાવી અને એક ગલાસ ભરીને વાઇન લઇ તેણીના હોઠ આગળ ધરીયો "આ પીજા મારાં બચ્ચાં, અને પછી મને કેહ કે તુંને કાંઇ ઇજા થઇછ?"

ફેલીસે જબરીથી હોઠ ખોલી કહ્યું "ઓ એમાઇલ, એમાઇલ; મારાં મા મરણ પામીયાંછ"

અતી દુખની વેદનાથી તે પીલતન સખસનો ચેહરો કરમાઇ ગયો. તેણે પોતાના હાથો મજબુતીથી પોતાની છાતીએ દાબી દીધા, ગોયા ગમખ્વારીથી તેનું જીગર ઉછળીને બ્હાર કુદી પડતું હોય "હું જાણુંછ, મારાં ફરઝંદ કે તારાં ને મારાં બન્નેનાં નસીબ ફુટી ગયાંછ, ખોદા આપણુને મદદ કરે. હું કમબખ્ત તેમ બનતું અટકાવવાને કમજોર હતો. મને જો ખબર હતે કે આજે લગનનો દીવસ હતો તો હું મારાં આદમીઓને લઇ આવી તૈયાર રેહતે પણ 'ઘણું' મોડું થઇ જવા પછી મને આપ નીચ કાવત્રાંની ખબર મળી તેવોજ હું મારા સાથીઓ સાથ ત્યાં કીલ્લા આગલ દોડી પુગો. હમો ચંડાલો સાથ બાથાબાથ લડીયા પણ મારાં માણસો થોડાં હતાં. પેહલાં મેં તુંને કાઉન્ટની પાસ પડેલી જોઇ હતી પણ જયારે તેઓ સાથે લડત કરીને હું બીજા મારાં માણસોને બોલાવવા પાછો ફરવા આગમજ તમો મા બેટીને ત્યાંથી ઉઠાવી લાવવાનો હતો ત્યારે મેં ફક્ત તારા લગનની જાલી ત્યાં પડેલી જોઇ. તમો બન્ને મા બેટીને ત્યાં નહી જોઇ હું દુખથી ગાંડો બની ગયો. તારી નેક માવતરતો બીચારી બેહુરતના બાગમાં ગઇ હતી એટલે તેણીના રવાનને તે બુરાઓ ઉડારી ગયા પણ તુંને જીવતી લઇ ગયા તે માટે મને ઘણો અફસોસ થયો છતાં મને આશા હતી કે કદાચ તું બચીને અંહી દોડી આવી હોય. ખુદાના શુકર મારાં ફરઝંદ કે તું તે પાપીના કાલા હાથોમાંથી બચી જવા પામી."

"પણ મારાં માતા, મારાં વ્હાલાં માતા" ફેલીસ વીલાપ કરતાં બોલી.

"તે નેક બાનુ આ જગતી બધી જંજાલોમાંથી મોકલી થઇછ એટલો આપણે સબ્બારો લેવાનો છે, એમાઇલ તે દૂખી છોકરીને દીલાસો આપવાને મકસદે બોલીયો, પરંતુ તેની છાતી ફાટી જતી હતી. "હું તારા એક બાપ અને મા બન્નેની જગ્યા રાખશ. તે મરહુમ ફરેસ્તાઇ ખસલત બાનુ તરફની મારી લાગણી હું ભુલ્યો નથી પણ ફેલીસ આવી ધાસ્તીના હીંગામમાં તારે હીંમત રાખવી જોઇએછ, બેટી, તારી હીંમત વગર હું તદન કમજોર થઇ જઇશ."

તે ગરીબ છોકરીએ મહા જેહમતે પોતાનાં આસું લુછી નાંખીયાં અને તેના હાથમાં પોતાનો હાથ મુકીયો,

"હું મારેથી બનતી હીમત રાખીશ. મારી માવતરના અને મારા સાચા રફીક એમાઇલ હવે તમોજ મારી સ્થીતીના મદદગાર એક એકલા બાકી રહયાછ"

આ શબ્દોથી તે બ્હાદર તન સખશ ઉપર ઘણી અસર થઇ અને તેને પોતાની આંખમાં દોરી આવેલાં આંસુ છુપાવવા પોતાનો ચેહરો ફેરવી નાંખીયો.

"તે ચંડાળ ચોકડી વધારે ખરાબી કરવા ફેજસના ગામડાં તરફ પોતાના જેવાજ બીજા પાપી સાથીઓની શોધમાં ગઇછ તેટલાં હું કિલ્લામાં જઇ જે કાંઇ બે કીંમતી ચીજો હાથ આવે તે તારી હકદાર મત્તા તારે માટે લઇ આઉં. તારા પોશાકોબી મારે લાવવા જોઇશે, તેનો જગીયો ક્યાં હશે?"

ફેલીસ ટુંકમાં કહ્યું પણ પછી ધાસ્તીથી ઉમેર્યું "પણ તેઓ જો પાછા ફરી તમને પકડશે તો મારૂં અંહી શું થશે?"

"બીહ ના, મારાં માણસોએ હજુર કિલ્લાની રવાનીપી રાખીછ અને તેથીજ પેલો દગાખોર વધારે મદદ લાવવા ફેજસ તરફ ગયોછ. વળી મેં ને મારાં બધાં આદમીઓએ ચેહરા ઉપર બુરખા પેહડયાછ એટલે પીએરી હમુને લુટારાઓ દાખલજ ઓલખેછ. તું જરાબી ફકર ના કરતી દીકરી, અને હું પાછો ફરૂં ત્યાં સુધી બતી બળતી રહેવા દેજે. અંધારામાં તુને વધારે ડર લાગશે."

"વારૂં મહેરબાન એમાઇલ, હું તેમજ કરીશ." તેણી બોલી.

એક કલાક સુધી માથું ઝુમાવી ખોદાતાલાની બંદગી કરતી ફેલીસ બેસી રહી અંતે સીહડી ઉપરથી ઉતરતાં પગલાંએ ચોંકી તેવણે ઉપર જોયું. અને એમાઇલને એક ફીક્કા પાતલા જવાન સાથ ત્યાં ઉભેલો જોયો.

"મેડમોઇઝલ એવણ એક મારા મીત્ર છે" એમાઇલ ઉતાવલે બોલીયો. "અને એવણબી બીચારા પેલા પાપીઓને હાથ સપડાઇ જવાથી ઇજા પામીયાછ, આપણે એવણને અહીં છુપાવીશું."

તેણીએ ઘણી દીલસોઝીથી તે શોભીતા પણ દુખથી તમ્મર ખાતા તે જવાન તરફ જોયું.

"હું તમુને બોજો તો નહી થઇ પડું?" તે ભારે ઉદ્દમનથી જેમ તેમ બોલ્યો દેખીતી રીતે તે ઘણોજ હેરાન થએલો જણાતો અને એમાઇલ તેને લગભગ અરધો ઉચકીને ઉભો હતો.

"જરાબી નહી, અહીં કોઇબી દોસ્તની જરૂર હતી અને હું તમુને જોઇ ખુશી છું."

"એવણનાં માથામાં એક સખત જખમ થયોછ માટે એઓએ એકેદમ લેટી જવું જોઇએ સારૂં છે કે મારાં ભાંએરાંના બે ઓરડા છે" આટલું બોલતાં એમાઇલે ત્યાંના પથરમાંની એક ચાંપ દાબી કે એક બીજો ન્હાનો ઓરડો ખુલી ગયો.

"માણસો જોઇતી ચીજો લાવેછ તેઓને મેં ઝાડીને નાકે થોભાનીયાછ હું જઇને તે બધું લઇ આઉંછ, હું તેઓનેબી મારો છુપો જગો બતાવવા માંગતો નથી, મેડમોઝલ, તમે આ જવાનનું માથું ધોઇ ઉપર પાટો બાંધસો?" અને વાંકો થઇ ને તેણીના કાનમાં બોલીયો "તારૂં નામ અને ખાનદાન એને કેહતીના એ તુંને મારી એક મુફલેસ સગી ધારેછ અને તું એક આમનું ફરજંદ છે એમજ એને ધારવા દેજે."

ફેલીસ તુરત તાબે થઇ ત્યાં પડેલા એક કુંજામેં પોતાનો રૂમાલ બોલી તેણે પેલા તદન હોંસથી બેહોશ પડેલા જવાનનો ઘા ધોવા માંડયો. તેના રેશમ જેવા નરમ સુંવાલા બાલો ઘણેક ઠેકાણેથી લોહીમાં ભીંજાઇને સખત થઇ ગયા હતા તે નરમીથી સાફ કરતા અને બેભાનીમા પડેલા તે ખુબસુરત ચેહરા તરફ દયાથી જોતાં તેણી બબડી. "આવા નાજુક ને દમામી ચેહરાનો જવાન કદીબી એક ખેડુત તો હોઇ શકેજ નહીં. એક ભલા શાહજાદા જેવો એનો તોખમી દેખાવ લાગેછ. આહ ફ્રાંસ! તારી બદબખ્ત ભુમી ઉપર વસતા ઉમરાવોનો શું આવોજ અંજામ વર્તાએલો છે, અરે આ બધી આફત કયારે વહી જસે, અને મારૂં શું થસે, એક માબાપ વનાની મુફલેસ બનેલી છોકરીનું?"

આ શબ્દોના જવાબમાં એમાઇલ જે સુરતનોજ હાથો ભરી સામન લઇ આવ્યો હતો તે બોલીયો.

"વ્હાલી બેરી, એક ફરેસ્તાઇ માતા, બેહસ્તમાંથી તુંને મદદ કરનાર છે તે સાથ તે બેહસ્તનો પીતા આપણ સર્વેનો પાલનાર છે, તેને ભુલતી ના"

"મારા ભલા રફીક, હું તે ભુલી નથી અને કદી ભુલીશ પણ નહી" ફેલીસે શાન્ત જવાબ દીધો.

# શું હશમતપર દુનિયાંબી ઉઠીચ માહરી!

લખનારઃ—મરહુમ કવિ દા. એ. તારાપોરવાળા.

ચાક માહરો પ્યારમાંબી પામ્યો ખતા,
નાશ માહરા વડીલની થઇ કુલ મતા,
સુખિયારી દેહ જઇને ઉપજ્યા રોગ,
ભાન મારૂં ભુલ્યો હું એબી મુજ ભોગ!
કીસ્મત તું કાંય બેઠું'ચ કરવા ખ્વારી!
શું હશમતપર દુનિયાંબી ઉઠીચ માહરી! ૧

પાસ માહરી નથી આ જગતમાં જર,
કે પ્યાર કરે જોઇ તેને પ્યારી દિલબર–
ને ભાઇ–બ્હેન કે માતાનું ઘટે નહિં વ્હાલ,
ન નાર ફરે લઇ મોહડું ધુવડ મિશાલ!
ઓ આદમ! છે જરથીજ હ્યાં કદર તાહરી!
શું હશમતપર દુનિયાંબી ઉઠીચ માહરી! ૨

કરૂંછ જો કોઇપર હું અદના ઉપકાર,
અભાગ માહરાં! જોઉંછ ત્યાં પાછો અપકાર.
કરૂંછ કોઇ દોસ્તોપર જરા હેશાન–
તો ટાંપેછ તે સાંમા મજ લુટવાને માન!
શું ખાલી છે વફાઇથી ખલક સારી?
શું હશમત પર દુનિયાંબી ઉઠીચ માહરી! ૩

પ્રીયા જો ફરતે ન આપી વચન,
ગમ એવો આપતે ન કાપી વચન;
નાશ મારા વડીલની મતા ન થાય–
તો હાલ માહરો નહિ આજે એવો બદલાય.
નસિબ કંઇ દેખાડેછ વલણુ ન્યારી,
શું હશમતપર દુનિયાંબી ઉઠીચ માહરી? ૪

સુખિયારાં ઘરમાંથી નાઠું કુલ સુખ,
દુઃખ આવી ઉભું લઇ આફતનું મુખ.
તન–સુખ ને મન–સુખે કીધી સલામ,
ભોલવાયું ભેજુંબી માહરૂં તમામ.
ભાન ભુલી ભયભિત તે થયું ભારી,
શું હશમત પર દુનિયાબી ઉઠીચ માહરી! ૫

કોણને છે કવેતની મારી કદર?
નાંખેછ કોઇ આંખીબી તેપર નજર?
કોણને છે ખાલેશ તે ખુબીનો ખ્યાલ?
કોણ જાણે પ્યારની હોઇ કેવી મશાલ?
કોણ જાણે કાયાનો જખમ કારી?
શું હશમતપર દુનિયાંબી ઉઠીચ માહરી! ૬

મો'ત મારાં જવાનની પડતાં ખબર,
ચાક તારૂં કેવું રે થશે જીગર?
શુધિ ત્યાં કુલ તારી ખોહશે તું જો!
આબ નાખો આંખોથી રોશે તું જો!
કેહશે કે 'કેવી છું સંગદિલ નારી!'
શું હશમતપર દુનિયાંબી ઉઠીચ માહરી! ૭

ધરતી જો ફાટે તો ગરક હું થાઉં,
ગગન જો ગાજે તો ત્યાં જઇ ભરાઉં;
કેમ ભુલું ચેહરો હું તારો સનમ,
તે વચન, તે વખત, વિચારો, સનમ?
હામ માહરી સર્વે હ્યાં હવે હારી,
શું હશમતપર દુનિયાંબી ઉઠીચ માહરી! ૮

એવોબી આવશે તુજ હસ્તીમાં દન,
કે મો'ત મારાં જવાનપર કરશે રદન–
ને ખાલેસ મજ મોહબતનો આવશે વિચાર,
ને વ્હેશે તુજ ચશમથી આંસુની ધાર.
યાદમાં મજ કરશે તું હરદમ જારી,
શું હશમતપર દુનિયાંબી ઉઠીચ માહરી! ૯

ઓ શક્તિવાન સાહેબ ને આકાશી બાપ!
હામ મને જખમ આ ખમવાની આપ.
મ્હાજ્ઞાનિ મોટા ને સૃષ્ટિનાં શાહ!
કાપ માહરાં કષ્ટોની કૃપાથી રાહ.
કે રૂઠયો છે કોપને કંઇ તુંબી ધારી?
શું હશમતપર દુનિયાંબી ઉઠીચ માહરી! ૧૦

તેડ તારી પાંસે તું જલદી હવે,
જગમાં છે શોભા મજ જલદી જવે.
સરજતપર કરૂંછ હું મારી સબર,
પણ તેડ હવે કરી મજ હાલપર નજર;
વચનથી વંઠી મજ "દિલજાન" પ્યારી,
શું હશમતપર દુનિયાંબી ઉઠીચ માહરી! ૧૧

# નજર ચુક!

## (એક સંપુર્ણ વાર્તા)

લખનાર—'રફિક.'

ઇઝેકયલ ફારલો કંજુસ હતો તે કંજુસ પણ સાથે નેહેસ્ત જીવનો, લુચ્ચો, કપટી, નીચ, દગલબાજ, આપ મતલબી અને આંખમાં કશીબી શરમ વગરનો હતો.

કેટલાકો તો એને વાસ્તે એમબી કહેતા હતા કે તેની રગેરગમાં લોહી નહીં સોનાનો રસ દોડતો હોવો જોઇયે. તેની જીંદગીની મોટામાં મોટી નેમ પૈસો પેદા કરી તે સંઘરવાની હતી. એમ તો દરેક ઇનસાનની ફરજ પૈસો પેદા કરવાની છે, અને સંઘરવાનીબી તેની ફરજ છે; પણ આપ ઇઝેકયલની પૈસો પેદા કરવાની રીત જુદી હતી. જ્યારથી સ્કુલનો બાંક છોડી એક ઉનના દલાલની આફીસમાંની તેબલ ખુરસીએ તે બીરાજમાન થયો ત્યારથી તે તેનો જીવ આખેર ગયો ત્યાં સુધીની તેની નેમ મેં ઉપર કહી તેજ હતી.

એકવીસમે વર્ષે તે પરણ્યો હતો. ને તે એમ પર પડ્યો તેનું કારણબી ઘણું વીચીત્ર હતું. તેને કાને એમ વાત આવી કે એકે ચુલુલે એક જન રાંધી ખાય તેના કરતાં તેજ ચુલુલે જો બે જન પોતાનો ગુજારો કરે તો ઘણો ફાયદો થાય! એ વાતના ટકોરા તેના મગજની સોટી ઉપર વાગ્યાજ કીધા અને તક સાંધી અનાજના એક મોટા વેપારીની દીકરી સાથે તે પરણ્યો. જોયું કેની? એમાંબી તેણે કર કસરનોજ ફાયદો અમલમાં મેલ્યો હતો!

તે નવા થયલા સસરાને તે સપરપુરો જમાઇ એવે ચોઘડીએ હાથ લાગ્યો કે થોડાવારમાં તે બીચારો બીગડી ગયો અને ઇઝેકયલ પાસે તેને નાણાંની મદદ લેવી પડી અને એક બે વર્ષમાં ઇઝેકયલ તે ધંધાનો માલેક થયો અને તેનો સસરો તેને ત્યાં કુલ પગારે નોકરીએ રહ્યો.

થોડા વખતમાં ઇઝેકયલે નોકરી છોડી દીધી અને જેનરલ કમીશન એજન્ટ તરીકે શેહેરમાં પોતાની એક આફીસ કાઢીને બેઠો.

પાંચ વર્ષની કંગાળ પરણેલી જીંદગી ગુજારી તેની બાપડી બીચારી મરણ પામી અને તેની દીકરી લુસા પોતાના બાપની સીધી સંભાળ હેઠળ મુકાઇ. બાપડી મરી ગઇ એટલે ઘરના ખરચમાં બચાવ થયો તેને માટેબી ઇઝેકયલે ખુદાની શુકરગુજારી કીધી કે નહીં તેની મને ખબર નથી.

થોડા વારમાં તેનો સસરોબી મારગ લાગ્યો, એટલે છત્રીસ વર્ષની નવજુવાન ઉમરે ઇઝેકયલ પોતાની બાકી રહેલી જીંદગી જેમ ગમે તેમ પોતાને પેથ પડતી રીતે ગુજારવાને પોતાની દીકરી લુસા સાથે એકલો પડ્યો.

તેણે હવે પેલું પોતાના સસરાનું હાથ કાપેલું અનાજનું 'બીઝનેસ' સારે ભાવે વેચી નાંખ્યું અને નાણાં ધીર ધારની એજન્સી સ્થાપી જે ઉપરાંત શેરને સટ્ટામાં પડ્યો ને તેથી જે આપણી તરફના ઉલ્લુઓ ખુદાર થાય છે તેમ તે ખુદાર થયો કે! અરે ખુદાય ખુદાય કરો! ઉઝેકયલ જેનું નામ, તે તે ધંધામાં એ વોતો સાવચેત કદમે ચાલતો ગયો કે તેના પૈસામાં પૈસો ઉમેરાતોજ ગયો. તમે ઉપર વાંચો, મેં તેને ચીતારતાં જે વિશેષણો લગાડ્યાં છે તેમાં દુલ્લડ બોલતો નથી વાપર્યો કેની? અને તે નહીંજ વાપર્યો તેનું કારણજ એ કે તે દુલ્લડ નહીંજ હતો, બલ્કે હદ બાહાર સાવચેત અને ચો તરફ ચેતીને ચાલનાર તે હતો.

ચાલીસ વર્ષની ઉમરે તો તેનું માથાનું ટાલક બોડકું થઇ ગયું અને જે માત્ર બે ચાર પીસ્તાં રહી ગયાં હતાં તે બરફ જેવાં સુફેદ હતાં. તે પીઠેથી વાંકો વળી ગયો હતો અને તેનાં કરચલીવાલા ચેહેરા સાથે તેનાં હોઠાં

ડાચાંઓથી અત્યારથીજ કદર ખીહામણો લાગતો હતો. તમે જો તેને જોઇ તેની દીકરી લુસી તરફ નજર કરો તો લુસી તેનીજ દીકરી થતી હતી તે વાત તમારાં ધ્યાનમાં કદીએ ઉતરી શકે નહીં. અને ઘણી વેળાં આપણને કાંટા કચરા અને થુવડના ઢગમાંથી એકાદ ગુલાબ મળી આવે છે તેમ તે ઇઝેકયલના ખરેખર કંગાળ સહવાસ છતાં લુસી એક ગુલાબ જેવી દીકરી ઉધરવા પામી હતી.

લુસી સરોવરનાં કદની, હરણી જેવી ચશમની ગુલાબ જેવા ચહેરાની, મોતી જેવા દાંતની, મીઠી સાકર જેવા અને રાતા હોઠની, હંસ જેવી ડોકની, અને કમળ જેવાં ઉજળાં હૈયાંની એક નવ જવાન નાજનીન હતી. તેણીના હાથની તલબ કરતા કાંઇક જવાનો તેણીના પગ પાસે પડયા હતા પણ તે સઘળાઓને એકજ જવાબ-"નહીં." ફકત એકજ જવાન તેણીના હૈયાંની ચાવી મેળવવા ભાગ્યશાળી થયો હતો; તેનું નામ ડેવીડ કાર્લ હતું.

તે લડાઇ ખાતાંની ઓફીસમાં એક કલાર્ક હતો, અને તે આંગમાં કદમાં અને ચ્હેરાનાં રંગ રૂપમાં લુસીને એટલો મળતો આવતો હતો કે જેમ એક ચણાની બે ફાડ!

અને સાથી વધુ અજબ જેવું તો એકે ઇઝેકયલ જે ખામખા પોતાની બેટીની મરજીની હંમેશ વિરૂધ્ધ જઇ તેણીને તોડતો તે ડેવીડ કર્લ પ્રત્યેના તેણીના પ્યારને મારે તેણી સાથે એક મત હતો! તેને તે ઘેરે બોલાવતો, તેનો આવજો ભાવજો કરી તેને માન આપતો, તે દીને તે એકું વાણી વધુ રંધાવતો અને તેને ખવાડી પીવાડી ઘેરે મોકલતો.

"પણ એવણ એમ કાંય કરેછ તે હું સમજુંછ વ્હાલી લુસી" ડેવીડે પોતાની લુસીને એક સાંજે કહ્યું "તારા પપાને ખબર છે કે હું સ્તીફન વેલવેરનો ભત્રિજો છેઉ."

"સ્ટીફન વેલવેર? તેવણ કોણ?"

"વેલવેરની કુા. નું નામ તેં નથી સાંભળ્યું? તેઓ ઉનના મોટા વેપારી છે."

લુસીએ 'ના' નું ડોકું ધુણાવ્યું તેથી ડેવીડે ખુલાસો કીધો કે—

"તારા પપા ઉનના દલાલની ઓફીસમાં હતા ત્યારના ઓળખેછ કે સ્ટીફન વેલવેર તે કોણ. વેલવેરનું કુા. તો અમસ્થું નામ છે, પણ તેના એકલા માલેક મારા કાકાજ છે, અને લોકના કહેવા પ્રમાણે તેવણ ઘણા દોલતમંદ છે. મને તેવણેજ બચગીથી ઉધાર્યો, પાળ્યો પોષ્યો અને કેળવણીબી મને તેવણેજ આપી, જો કે મેં તો તેવણને કોઇ દહાડે જોયાજ નથી.

"જોયાજ નથી? એમ કેમ!" લુસીએ પુછયું.

"તેનું કારણ એ કે તેવણ છેક ન્યુ સાઉથ વેલ્સમાં રહેછ, પણ હવે ઇંગ્લાંડ આવવાનો તેવણ ઇરાદો રાખેછ એમ મને લાગેછ. લોક કહે છે કે એવણની તબીયતબી બરાબર ચાલતી નથી, એટલે પોતાના છેલ્લા દાહાડા પોતાનાંજ વતનમાં નીરાંતે કાઢવાની જો તેવણને હોંસ હોય તો તે કુદરતી છે. તેવણનો વારસ હું છેઉં,"

"આહ! ને તેથી ત્યારે પપા તારી સાથે-"

"હં, ડીયર સમજી કેની!"

તે વાતને છ મહીના થઇ ગયા અને બુઢો સ્ટીફન વેલવેર ઇંગ્લાંડ આવી પુગ્યો. તે કેવો હતો, તે મને પુછોછ? તેનું શું વર્ણન આપું? છુટાં છવાયાં હાડકાંનો ભરેલો એક ચામડાંનો થેલોજ સમજી લેવો. જેમ તેની તનની શકતી ઘટી હતી તેમ તે મનેબી નબળો પડી ગયો હતો. તે ચીરડાઉ, ફટાઉ અને એક ચરેલો બુઢો હતો, પણ તે દોલતમંદ હતો એટલે આપણા ઇઝેકયલ તો તેવણ પરથી ઓહઇ પથરાઇ ગયા અને બોહોંસ કરીને તેવણ પોતાને લાયકનું કાંઇ મકાન શોધી કાઢી હરીહામ થાય તેટલાં તેવણને હસ્તક તેણે પોતાનું મકાન સોંપી દીધું અને ત્યાં રહેવા તેવણને લઇ આવ્યો, અને સ્ટીફનને પણ તેનુંજ ભાવતું હતું, કેમકે જયારથી તેની નજર ઇઝકયલની પરીસુરત બેટી ઉપર પડી ત્યારથી તે બુઢો ઇડયત તેને પરણવાનો એક ખ્યાલ કરી બેઠો હતો,

અને તેથીજ તેનો જવાન ભત્રીજો લુસી આગળ આવતો જતો હતો, લુસી સાથે ફરતો હરતો હતો તે તેવણને ગમતું ન હતું તે એટલે સુધી કે જો દેવીડ લુસીનો ખ્યાલ ન છોડેતો તેને પોતાના વારસા હીસ્સામાંથી રદ બાતલ કરવાની ધમકી વકીલ તેણે આપી હતી. ઇઝેકયલે આ મામલો જોઇ દેવીડને પોતાને ત્યાં આવતો જતો બંધ કીધો.

હવે તે ડોસાએ નીરાંત જીવે લુસીનો પીછો પકડયો.

"તું મારી સાથે પરણ" લુસીને તેણે એક વખત કહ્યું "ને હું તુને ધરેણાં ગાંઠાથી મઢી નાખસ તુને મોટર અપાવસ, મેહેલમાં રાખસ અને તારે પગે પગે નોકર નફરો દોડતા કરસ."

પણ લુસીએ તેની તે વાત તુચ્છકારી કાઢી.

હવે તે બાબદ ઇઝેકયલે પોતાના હાથમાં લીધી.

લુસી પોતાના બાપના ઘણા ધાકમાં હતી. બચપણમાં તેણીએ તેને હાથનો ખાધેલો જેરબધ માર તેણીને યાદ હતો અને તે પોતાના બાપને પુરેપુરી પીછાણતી હોવાથી તેણીને ખબર હતી કે તે તે આગલા વખતને પાછો યાદ કરાવવામાં પછાત પડે તેવો ન હતો. તે પોતે તો હતી મગજ ફેરાવન અને મક્કમ વિચારની છોકરી તે છતાં તેના બાપની તેણીને એવી હેબત હતી કે તેનાં ફરમાનને તાબે થવા સિવાય તેણીનો છુટક નહતો. તેની મરજી તે તેણીને મનસે એક જુલમગાર હોકમ સમાન હતી. તેણીનો બાપ તેણીની સામે બેસી તેણીને ડોળા ઘુરકી જયારે જોતો ત્યારે એક સાપની સામે જેમ એક કબુતર ધ્રુજે તેમ તેણી ધ્રુજતી. તેના એ હેવાનીયત ભરેલા કબજામાંથી છુટવાની તેણીએ નરેદવાર તજવીજો કીધી હતી પણ તે બધીજ ફોકટ ગઇ હતી. કેમકે, ઇઝેકયલ પોતાની બધીજ મરજીમાં ફાવતો હતો.

તેના હાથમાં તે લાચાર લાઇલાજ હતી અને તેના જાલેમ કબજામાંથી દેવીડ માટેનો તેણીનો બેહદ જોરાવર પ્યાર તેણીને છોડવી શકે તેમ ન હતું.

"તારે મી૦ વેલવેર સાથે પરણવુંજ પડશે, છોકરી." તેણે એક વખત ગડગડાટ કીધો "તું મને ઓળખેછ કેની? પેલા ભીખારી પોરયાને હવે ભુલીજ જા. તેના એ કાકાજી અંહી નહીં હોતે તો વાત જુદી હતી, પણ ઝાડ પર બેઠેલાં પંખેરાંને પકડવા ખાતર, આપણા હાથમાં જે પંખેરૂં આવેલું હોય તેને છોડી મુકવું એ મુરખાઇ નહીં તો બીજું શું? અને તેથી–"

અને દેવીડ જેમ આગળ આવતો જતો હતો તેમ ચાલુજ રહયો હને તો તેના બાપની આ જાલેમ સમજાવટથીબી તેણી ઠેકાણે ન આવતે, પણ દેવીડેજ જયારે પોતાના કાકાની બીહીકથી ત્યાં આવવા જવાનું અને તેને મળવા બેટવાનુ મુકી દીધું હતું એટલે લુસીને તેની હીંમત હવે રહી નહીં હતી. તે મળતો હતો નહીં તો નહીં, પણ તેણીની સાથે કાગળ પતરનો વ્યવહાર ચલાવવાનુંબી તેણે બંધ કીધું હતું.

એકાદવાર તેણીએ હીંમત કરી તેની આફીસને સરનામે એક કાગળ વકીલ લખ્યું, પણ કમનસીબે દેવીડ પોતે આફીસનાં કામે બહાર ગામ દુર દેશાવર કેહે ગયલો હોવાથી તે કાગળ ડેડ લેટર આફીસમાંથી પાછું તેણીને મળયું, એટલે તેણીએ બધી હીંમત હવે મુકી દીધી.

રોજની ફીકર ચીંતા અને હાય અફસોસથી તેણીને હવે પોતાની જીંદગી વકીલ અકારી પડી અને હવે તેણીનું શું થાય શું નહીં તે વિશે તેણી નફકરી બની ગઇ, અને પોતાના બાપની તે અધમ મરજીને આખરે તાબે થઇ.

તે ડોસા અને તે ખુબસુરત સોળ વર્ષની કોમળાંગી વચ્ચે લગ્ન નકકી થયાં અને ત્યાર બાદ થોડા વખતમાં તે સાપ અને કબુતર પરણીને એક થયાં.

લુસી તે બધી ક્રીયાઓમાંથી એક ચાવી આપેલાં પુતલાં અથવા ઉંઘમાં ચાલતાં ઇનસાનની માફક પસાર થઇ.

જેવાં તે બંન્ને ધણી ધણીઆણી પોતાની સામે આશીરવાદ દેવા ઉભેલા પાદરી આગળ ગુંથણ મરડે

પડયાં કે તેણીને લાગ્યું કે તેણીનાં તનનું ખોખું ત્યાં રહી તેણીનો જીવ ઉડી ગયો હતો.

તેઓને લગનના ગાંઠથી એક કરનાર પાદરીનો બોલતો અવાજ બંધ થયો કે તેણી પાછી ઉઠીને ઉભી થઇ અને તે વખતે તેણીને ત્યાં કાંઇ ગડબડ થઇ રહી હોય તેમ લાગ્યું, અને આસપાસ નજર કરતાં તેણીએ જોયું કે તેણી સાથે પરણીને એક થયલા તે ખવીસ ખાવીંદના ગુરા જેમ ગુંડણ્યુ મરડયે પડયો હતો તેમ તેજ પોઝીશનમાં વળગી ચચરી ગયા હતા અને તેનીથી પાછું ઉઠાતુંજ ન હતું તેની તે બધી ગડબડ હતી. જેમ તેમ તેને બધાઓએ પકડીને ઉઠાડયો અને તેને બે જન પોતા વચ્ચે પકડીને લગનના દસ્તાવેજ ઉપર સહી કરવા લઇ ગયા, અને ત્યાંથી નીકળી એક સીડી ઉતરી 'હનીમુન' ઉપર જવાને માટે ત્યાંજ તૈયાર ઉભેલી એક ભપકા ભરેલી મોટરકારમાં બેસવા તે ધણી ધણીઆણીનું જોડું બાહાર આવ્યું.

તેઓ તે સીડી ઉતરી મોટરમાં બેસવા જાયછ તેટલાં તે નવા પરણેલા વરરાજાને કશાંની ઠોકડ લાગી અને મોટરકાર આગળ તે અફળાઇને પડયો. બધાઓ તેની મદદે દોડી ગયા અને તેને ઉંચકવા જાયછ તેટલાં તો.—

"અરરર! બીચારો મરી ગયો" એ વાકય તે હરણફાળ થયલી લુસીને કાને પડયો.

ને હતુંબી તેમજ તે ડોસો તે ઠોકર ખાઇને પડતાંજ મરી ગયો હતો.

બીચારી લુસીને ત્યાંથી તુરતજ ઘેરે લઇ જવામાં આવી જ્યાં તે પોતાના ઓરડામાં જઇ પોતાનો લગનનો વાગો ચુથી પીખીને કાઢી નાંખી પલંગ ઉપર ઉંધે મસ્તક પડી. તે એવી તો ગભરાઇ ગઇ હતી કે પેલા ખવીસનાં અચાનક થયલાં મોતથી તેનો જે કમનસીબ ફેજમાંથી અચાનક છુટકો થયો હતો તેના વિચારથી છુટકારાનો એક દમ ખેંચવાનુંબી તેણીને ભાન ન રહ્યું હતું.

* * * *

તે વાતને ચારેક દીવસ થયા કે લુસીનો બાપ તેણીના ઓરડામાં આવ્યો અને તેણીને ધમકાવીને પોતાની સાથે નીચે પોતાના ઓરડામાં લઇ ગયો.

"જો, દુકતી મારૂં સાંભળ" તેણીને તે પોતાની સામે ઉભી રાખી તે બોલ્યો "મેં હમણાં મારા વકીલને બોલાવેલો છે, તે હમણાં અહીં આવી લાગશે, મેં તેને તારા મરહુમ ખાવીંદના વીલના સબંધમાં અહીં તેડાવેલ છ; મેં સ્ટીફન પાસે આંઠ દાહડાની વાત ઉપર વીલ કરાવ્યું. મેંજ તે વીલ લખાવ્યું અને તે બીચારાએ મારા કહેવા પ્રમાણેજ કીધું, કેમકે તેજ સરતે મેં તુંને તેની સાથે પરણાવવા કાઢી'તી; તે બુઢો બુબખ મારા હાથ તળે દબાયલો હતો; તે પોતાની બધી દોલત તુંને આપી ગીયોછ અને મને તારો ટ્રસ્ટી તેણે ઠેરાવેલ છ એટલે તારી કુલ્લે અસ્કયામતનો વહીવટ મારેજ કરવાનો છે, પછી તું ઉંમરમાં આવતાં તે બધું તુંને મારે સોંપવાનું છે, હમણાં નહીં, તું સમજી? ઠીક, ત્યારે, મારો વકીલ આવે તેને તું હસીને કહેજે, આવું ધન ચકકર જેવું મોહું ના રાખતી, તેને કહેજે કે તું તારી મીલ્કત ને દોલતનો વહીવટ મનેજ સોંપવા માંગેછ, ધ્યાનમાં ઉતરયું કે?"

તેણીએ તેની તરફ ટગર ટગર જોયું અને પછી ધીમે સાદે તેને પુછયું–

"એમ કે? શું તમે મારી દોલત તમારે સ્વાધીન મારી પાસે કરાવવા માંગોછ?"

"તો વળી બીજું શું?" તે દાંત કચકચાવી બોલ્યો. "ને તું જો સારી ચાલ–

પણ તે વાકય પુરો કરવાનું તેનીથી બન્યુંજ નહીં, કેમકે તેટલાં તો પેલા વકીલ સાહેબ આવ્યાની તેને એક નોકરે ખબર આપી.

તેઓને અંદર બોલાવવાનો તેણે હુકમ આપ્યો અને જરા વારમાં તે વકીલ પોતાની ઢબ પ્રમાણે ધાંધલ ધરપચ કરતો અંદર આવ્યો અને લુસીને નમીને તે એક ખુરસી ઉપર ગોઠવાયો.

# બાનુંઓનો બાગ.

લખનાર—સહનશીલ સખી.

## સાવકી માતા ને સાવકાં છોકરાં.

**હાલની બીજી બાજુ.** એક કમનસીબ સાવકી માતાનાં ઘડીભરનાં ગુસ્સાની ગંભીર ભૂલનો મુકદ્દમો ઇનસાફની દરબારમાં આવવાં કોમમાં ખલભલાટ થયલો જોઇ અફસોસ છૂટે છે! કમભાગ્ય બાઇને નીચલી કૉર્ટે કરેલી સખ્ત સજામાં, ઉપલી કૉર્ટે થોડીગી દયા દેખાડી સજા ઓછી કરી છે. પણ આપણે આશા રાખીશું કે એથી પણ વધુ ઊંચી કૉર્ટ—દાદારની દરબાર—દયા અને માફીની રેહમ નજરથી જોશે. પણ પડતી પર પથ્થર, તે કેહતી મુજબ, પારસી છાપાએ, ખુદ પારસી કોમનાં થઇને, દયા દેખાડવામાં ઘણી બખીલાઇ કરી છે અને કોમને ધડો લેવાની શિખ આપી છે!! શું શિખ!

ઇનસાફ સાથે દયાનું જોડાણ હમેશાં હોવું જોઇએ; દયા જ્યાં આસપાસનાંઓ કે સગાં-વહાલાંઓનાં જીગરમાંથી ગુમ થઇ જાય, તો કૉર્ટ કે કોમ તરફથી **દયાની આશા** કેટલી હોવી જોઇએ? કમભાગ્યે બાઇને કેદખાને નખાવ્યાથી કોમમાં શું સારો દાખલો કે ધડો બેસાડવામાં આવ્યો છે? કોમમાંથી એક બાઇ જેલમાં ગઇ છે, અને તેથી **પારસી કોમની કીર્તિમાં ઘટાડો થયો છે!**

સાવકી માતાઓનાં જુલમાતનો આગળો જમાનો હવે વહી ગયો છે, અને તે જગ્યા ઘણે ઠેકાણે **સાવકાં** છોકરાંઓએ લીધી છે. સાવકી માતા કરતાં સાવકાં છોકરાંઓ વધુ નિર્દય, અદેખાં, નગુણાં અને નિમકહરામ સાબેત થયલાં છે!

સાવકી માતાના જુલમના એક દાખલાથી એવું નથી ઠરતું કે સઘળી સાવકી માતાઓજ જુલમગાર હોય છે. શું સાવકાં છોકરાંઓ નગુણાં અને નિર્દય નથી પુરવાર થયાં?

વર્ષે પચાસ પર તેમજ હાલના વખતમાં ઘણી સાવકી માતાઓએ દયાળુપણે દિલસોજીથી સગી માતાઓની ગરજ સારી છે; અને તેવા ઘણા રૂડા દાખલાઓ આજે પણ આપણી નજર સામે નામ-ઠામ સાથે લખી શકાય તેવા છે. જો કોમમાં દાખલો કે ધડો બેસાડવો હોય, તો આગળ થઇ ગયલી અને હાલની સાવકી માતાઓના રૂડા દાખલા તેઓનાં નામ સાથે જાહેરમાં મૂકવા જોઇએ, કે જેથી હિંદુ-મુસલમાન કોમ કરતાં પારસી કોમના રૂડા દાખલાઓનો સરવાળો વિશેષ મોટો જણાશે.

મારાં અશો માતુશ્રીએ એક સાવકાં માતા તરીકે, એક સાવકાં સાસુ તરીકે અને એક સાવકાં બપાઇ તરીકે—એક સગાં માએ, એક સગાં સાસુ અને એક સગાં બપાઇ કરતાં પણ ઘણી સરસ રીતે દયા-માયા, રેહમદિલી, લાગણી અને દિલસોજીથી વર્તી, સઘળાંને પાંખ-પાસામાં લઇને બેઠાં હતાં, અને સુખી કીધાં હતાં. સાવકાં માતા તરીકે તેવણે સગાંઓને અને દુન્યાને એક નૈનમ ધડો પોતાના જાતી સદ્‌ગુણો અને શિંચા, ઉમદા ખવાસ અને ખાસિયતથી દેખાડયો હતો.

એવા તો પારસી કોમમાં હજારો શુભ દાખલા મૂકી ગયાં છે; તેઓને જાહેરમાં લાવ્યાથી કોમમાં બીજી સાવકી માતાઓને ધડો બેસશે; અને નહિ કે કમ અક્કલ, અભણ બાઇઓને જેલમાં ધકેલીને! કોમને એવા દાખલાની કે ધડાની કશી જરૂર નથી; બલકે કોમ કે પર-કોમમાં હિણું લાગે છે! કોમમાં આજે પણ સેંકડો ઘણી ભલી સાવકી માતાઓ હયાત છે, જેઓ સગી માવતરની ગરજ સારે છે.

પારસી કોમની નાજુક નારીઓને તેઓના ઘડીભરના આકરા મિજાજની ગફલતિને લીધે, જેલમાં નખાવીને બીજી સાવકી માતાઓને ધડો કે દાખલો બેસાડવા કોમ જો આતુર હોય, તો હવેથી ભવિષ્યમાં કુંવારી છોકરીઓ યા રંડાયલી બાઇઓ, બીજી, ત્રીજી કે ચોથી વખત શૈરી કરવા નિકળતા બચ્ચાં-છોકરાંવાળા રંડાયલા માટીડાઓ સાથે પોતાની જીંદગીની ધુળ કરવા અને ભવિષ્યને સિહા કરવા આગમજ સાતસો વખત વિચાર કર્યા પછી પણ પોતાના વિચારને અમલમાં મૂકતાં અચકાશે, અટકશે, તેની દોલતને કે લાગવગને ઠોકરે મારશે, તેની કેળવણી, ચાલાકી હુશિયારી કે હુનરમંદી તરફ તુચ્છકારની નજરથી જોશે, અને પોતાની સુખી જીંદગીને દુ:ખનાં દરિયામાં ડૂબાડવાને બદલે કુંવારી જીંદગી યા વિધવાપણું વધુ પસંદ કરશે. પરિણામમાં ઘણે મોટે ભાગે બચ્ચા-છોકરાંવાળા રંડાયલા માટીડાઓ રખડી જશે; અને જો ફાવી જશે તો ઘર-બાર અને બચ્ચાં છોકરાં જાળવવાની પોતાની મતલબી અને સ્વાર્થી નેમમાં ફાવવા આગમજ સામી પક્ષનાં પકા બંદોબસ્ત અને વ્યાજબી સરતોને શરણ થવું પડશે; કે જેમાં પણ તેઓનાં બચ્ચાંઓના રખડાટ સમાયલો રેહશે.



# બાળકોને બરનું.

## પ્રભાતનો પાઠ ૪ થો.

### નમનતાઇ.

મ્હારાં વ્હાલાં બાળકો,

તમારી ઉઘરતી જીંદગીમાં જો કોઇબી સદગુણની વધારે જરૂર પડતી હોય તો તે "નમનતાઇ"નો ગુણ છે. આપણી આસપાસ જ્યારે આપણે કોઇ નાફરમાન, બીન તાબેદાર અને વઢકણાં છોકરાંને જોઇએ છીયે ત્યારે કુદરતી રીતેજ આપણુને કચવાત ઉતપણ થાય છે. પરંતુ જ્યારે આપણી આસપાસ આપણે તાબેદાર અને મલતાવડા સ્વભાવનાં છોકરાં નમનતાઇમાં રમતાં જોઇયે છીયે ત્યારે આપણુને ખરો આનન્દ થાય છે હવે કીયા વર્ગમાં તમો તમને મુકવા કે મુકાવવા માગો છો તેનો સઘળો આધાર તમારી કેળવણી ઉપર રહેશે. નમનતાઇ એ કુદરતનો ગુણ છે; નમનતાઇ એ ખુદાઇ સ્વભાવ છે. તમારી આસપાસ ઝાડની ડાંખળીઓ જુવો! જુવો તેઓ કેવી નમનતાઇથી નમી રહી છે. જુવો જેમ જેમ તે ઝાડની ઉપર ફળ પાકતાં જાય છે તેમ તેમ તેની ડાળીઓ કેવી નમતી રહે છે? જુવો તમારી આસપાસ મનુષ્ય કામમાં ઉપ્યોગ લાગતાં જાનવરો જેવાં કે ઘોડા ગાય અને કુતરા વીગેરેનાં મોંઢ કેવાં જમીન તરફ નમેલાં છે. મગરૂરી એ જીંદગીની પાયમાલીની નીશાની છે. નમનતાઇ એ જીંદગાનીની ઉંચી ટોચ છે. મગરૂરીથી જમશેદ જેવો પાદશાહ પાયમાલ થયો. નમનતાઇથી મર્હુમ રાણી વીકટોર્યા ભલી ગણાઇ; કોઇબી એક ચીત્ર તરફ તમારી નજર પુગાડો; તમારાં ઘરમાહેલા કોઇબી તમારા વ્હાલા તરફ તમારી નેગાહ પુગાડો. જો તેઓનો ચેહરો નમનતાઇ ભર્યો—તેઓનો ખવાસ સાલેસાઇ ભર્યો હશે તો ઝત તેઓ તમારૂં જીગર ખેંચશે પણ જો તેથી ઉલટુંજ હોય તો પરીણામબી ઉલટુંજ આવશે. કરૂર આંખોનો તીરસ્કાર ભર્યો ચેહરો કોઇ ચીત્રમાં જોતાં શું તમોને કોઇ જાતનો અનગમો થતો નથી? તો પછી તેવીજ જાતનો તીક્ષણ વર્તીનો ચેહરો દયા-માયાથી અળગો, ગુસ્સા ભરેલો જો તમો તમારી આસપાસવાળાને દેખાડો તો નીશ્ચય માનજો કે તમારેથી તમારી આસપાસવાળાઓ દુખી થશે, પણ નમનતાઇ સાલેસાઇથી જો તમો તમારો સ્વભાવ દરરોજ ખીલવતાં જાવો તો પરીણામ તેનુ ઘણુંજ શુભ આવશે. તમારા સારા સ્વભાવથી તમારી આસપાસ ભલી ભલાઇ પાંથરવાને તમો બંધાયલા છો. તમારી સારી ખસલત અને ખાસ્યતથી તમારી આસપાસ તમો સુખ પાંથરી શકશો-ખુશાલી આપી શકશો. નાનાં બાળકો—તમારી જીંદગીમાં સરજતે તમને નીરદોશ ને નમાના બનાવ્યા છે તો તમારી ઉઘરતી જીંદગીમાંબી સમજન સાથે નીરદોશને નમાના રેહવો એજ મ્હારી અંતઃકરણપુર્વક દુવા છે, જે તમારી ઉઘરતી અને વધતી જતી જીંદગીમાં જરૂર આમીન થજો.

લી. દુવાગીર સેવક

મોટાભાવા.

# મહાન પુરૂષોના સોનેરી સખુનો.

લખનાર—"દીલખુશ."

૧ એક માણુસનો માયાળુ ચેહરો, શબ્દો, કામો, અને આવકાર સામાનાં દુઃખમાં અપાતો આર્શીવાદ સમાન થઈ પડે છે કે તેઓ પોતાની જીંદગીની લડત આસાંની સાથે લડી શકે છે.

"હૉલ"

૨ "આતશમાં બલીદાનના વારંવાર ભોગ આપવા કરતાં આત્માનો ભોગ તે મહાન યજ્ઞ કુંડમાં આપ્યા કરો.

"સ્વામિવિવેકાનંદ."

૩. આપણે બધાં પ્યાર માટેજ જન્મેલાં છીયે, તેજ આપણી જીંદગીનો મુખ્ય હેતુ અને છેડો છે.

"ડીસરાયલી"

૪ જીંદગીનો મીઠાસ, ચાહવામાંજ છે ચહવાવામાં નથી અને આપવામાંજ છે, લેવામાં નથી.

"હયુબ્લેક."

૫ ખરાં દીલની દીલસોજીનો મીઠાશ, થોડાક પ્યાર ભર્યાં શબ્દો અને મનના ગુસ્સા પરનો થોડોક કાબુ તે સુખ અને દુઃખ વચ્ચેનો ફરક ભુલાવી નાખશે.

"સ્ટૉફર્ડબ્રુક."

૬ પેગમબર જીસસ ક્રાઇસ્ટ સાહેબે દુન્યામાં આવીને હકને માટે ન બોલતાં ફરજ, પ્યાર, સ્વભોગ અને યકીન માટેજ વીવેચન કરી તેમનેજ સર્વોપરી ગણ્યાં છે કે જે સાહેબે પોતાના સુકૃત્યોથી સૌનું ભલુંજ કર્યું છે.

"મેઝીની."

૭ "ખુદાતાલાનો સર્વથી સરસ આર્શીવાદ તે એક ભલી બાયડી છે."

"મૅરીડીઠ."

૮ ડાહપણ કરતાં સરસ એક ભલી બાયડી છે, જ્યારે તેણી કરતાં વધુ સરસ કંઇજ નથી.

"ચૉસર."

૯ સંભાલ ! ઓ જીંદગીના ચેલા, તારા અંતરમાં, જે મહાનામી સાહેબનો પવીત્ર અંશ છે તેનીજ સંભાલ રાખીને માત્ર તેનેજ ઉછેરવામાં તારૂં જીવન ગાળ.

"એમીઅલ."

૧૦ જેનાં હૈડાંમાં નમ્રતા છે તેજ ખરો માણુસ છે અને તેજ બીજાઓ ઉપર રાજ ચલાવવાને લાયક છે. તે એક ઉત્તમ ગુણ છે અને માણુસાઇ ખવાસનો ઉમદા પાયો છે.

"કનફ્યુસીઅસ."

૧૧ એક સારો અને મક્કમ ઠરાવ ઉમદા ટેવ ઉત્પન્ન કરે છે અને તે નવી ટેવ તમારો પોતાનોજ એક ભાગજ થઇ પડે છે. "ફ્રૅંકલીન."

૧૨ કરજ ખરાબ વાસના અને મૅલ એ મહા બુરી ચીજો છે જેમાંની પહેલી બે કરકસર પ્રમાણીકપણું અને સ્વચ્છતાથી મટે છે જ્યારે છેલ્લી જે સાપની માફક હેરાન કરે છે તેને જેમ બને તેમ કાબુમાં રાખવી. "સ્પરજીયન."

૧૩ જ્યારે તનનાં દુઃખ, સંસારી કજીયા અને ગેર ઇન્સાફ તથા નાસીપાસીથી તમારો મીજાજ જાય ત્યારે શાંતી રાખી તે માયાળુ પીતા ઉપર વિશ્વાસ રાખી બંદગીની એજમતી અસરથી તમારાં મનના ગુસ્સાને કાબુમાં રાખજો. "ઍસ. બુક."

૧૪ વખત, એ ખુદાતાલાની પવીત્ર બક્ષેસ છે અને એકેક દીવસ એક નાની જીંદગી સમાન છે તેનો સારો લાભ લેવાની કોશેશ કરો. "સર જૉન લબક."

૧૫ મહાભારત દુઃખની વખતેજ તે ઇશ્વરની ખરાં દીલથી સેવા થઇ શકે છે તેવી અતી દુઃખ ભરી વેદનાઓજ સ્વચ્છ તથા શ્રેષ્ટ લાયકાતોને અજવાલાંમાં આણી ભીત્તરમાં સમાયલા સઘલા ખુબીવંત ગુણોને બહાર જાહેરમાં આવવાની ટક આપે છે.

"મૅાલીનૅાસ."

૧૬ આશા સીવાય દુઃખની બીજી કોઇ દવા નથી. દુઃખના વખતમાં, તે ઇશ્વર તરફથીજ પડે છે એમ માની આપણે ધીરજ રાખવી. તે બહારથી ભયંકર લાગે છે પણ માહે કંઈ ઔરજ મીઠો માવો ધરાવે છે.

"શેક્સપીઅર."

17. Hate and fear, breed a poison, in the blood which if continued affects eyes, ears, nose and the organs of digestion, therefore, it is not wise to hear the unkind things that others may say of us.

"PITHAGORAS."

18. Love, when true, faithful and well fixed is eminently the sanctifying element of human life, without it, the soul cannot reach its fullest height of holiness.

"RUSKIN."

# ગુમાયલું ગોહર ગોખલે.

રચનારઃ—" ફકીર "

અરે! એ હીંદ!, શું સરજત, સજી છે તુંજ, તે બાપે
કીધો શું વાંક, તેં કારી જખ્મ સહે છે વિનાં કાપે
ખરી છે ખોટ, નહી શોભે, કદી કો બાગ, વિનાં ફુલફુલ
વિનાં બુલબુલ, મરી જાય બધાં આ, બાગનાં ગુલગુલ.
અરે! કુદરત, કરો છો કાં', સીતમ ઝારી, ગરીબ હીંદ પર
હઝારો જખ્મમાં એક તેં, દીધો કારી, ખરે પરવર
હતું કીર્તી તણું જે ઝાડ, કીધી હસ્તી, તેની ધુળધુળ
વિનાં બુલબુલ, મરી જાય, બધાં આ, બાગનાં ગુલગુલ.
ખરો હીંદનો, હતો કોહીનુર, અરે ગોખલે, ગયો ચાલી
વિનાં ઝળકાત તુજ ખલકત, દીસે દીવસને રાત કાલી
અથડતાં કાં', કીધાં અમને, છોડી વનમાં કરી ફુલફુલ
વિનાં બુલબુલ, મરી જાય, બધાં આ બાગનાં ગુલગુલ.
હતું તું. કીર્તીનું એક વૃક્ષ, ચખાડયાં ફળ, અમને મીઠાં
થયું તુજ, લોહીનું પાણી, જેનાં સુખો અમે દીઠાં
અરે! જમડા, કુહાડી કાં, લગાવી તે વક્ષે મુલમુલ
વિનાં બુલબુલ, મરી જાય, બધાં આ, બાગનાં ગુલગુલ.
માયાળુ તુંજ, જબાં શમશેર, વિનાં ખુન કામ ઉતારે પાર
ખરી ખાસ્યત, ફરેસ્તાઇ, પસંદ થઇ, ફાની દરબાર
સુકાયા આશ તણા સાગર, કીધાં રડતાં, અમને ફુલફુલ
વિનાં બુલબુલ, મરી જાય, બધાં આ, બાગનાં ગુલગુલ.
ઝળકયો સુર્યસમ વહાલા, ફેલાવી ચંદ્રસમ શીતળ
પરગજુ રોહ સમ દોડયો, તરસ્યાં, ખતરે દેઇ જળ
હીંદનાં સુર્ય સમ દીવા, ચહડી તુજ પર, કેમ ગુલગુલ?
વિનાં બુલબુલ, મરી જાય, બધાં આ, બાગનાં ગુલગુલ.
જવું છે, આખરે સઉને, અરે સર્જન, ફકીર કે શાહ
રડે છે હીંદ, આજે કુલ, ખોહી ખરો, ખુદ ખેરખાહ
પીયે છે ગમ, તણો પ્યાલો, ચહડસાં આશનાં પુલપુલ
વિનાં બુલબુલ, મરી જાય, બધાં આ, બાગનાં ગુલગુલ.
થઇ ખલકત, હીંદ ગમગીન, ખુશાલી, બહેસ્તમાં વ્યાપી
મુસાફીર બાંધી, પુન થેલા, શાહી, ઇશ ઘરે સ્થાપી
હોજો રહને, શાંન્તી હજાર, આશીશ એ, હીંદનાં ફુલફુલ
વિનાં બુલબુલ, મરી જાય, બધાં આ, બાગનાં ગુલગુલ.

ગોહર ગ્યું ગુમાઇ તું
ખજાનો થયો છે ખાલી:
લેવડ દેવડ કરી પુરી
ફકીર તુંબી ચાલી.

# રમુજ!

માજીસ્ટ્રેટ—(બંધવાને) હું ધારૂંછ મેં તને કેઠે જોયલો છે!

બંધવો-(નફટાઇ સાથ) ધારવાથી કાંઇ આવો મુકદમો આગળ વધી શકનાર નથી, એ માટે તો તમને યકીનથી કહેવું પડશે, એટલુંજ નહી પણ તમારી ધરમપોથી પર સોગંદ લઈ સાક્ષીઓ સાથ તમો અદાલતમાં કાંય દાખલ ન થાઓ એ મારો સવાલ છે, જેનો ફડચો પુલ બેંચે કરવો જોઇયે.

જોકર.

*  *  *

આદરજી અખરોત-(ચીરડાતમા) પણ ગુલ! તું તો ખરે જુલમ કરેચ! તારી અક્કલ કયા ટોપલા તલે ઢાંકી મુકીચ? આવા લાંબા લચ બીલો ચુકવતાં બીજા મહીનામાં દીવાળું ફુંકશ.

ગુલાં-આવા વીચારો તો તમારે પરણ્યા અગાઉજ કરવા હતા કારણ તમોએ તમારી ખુલ્લી આંખે મને માથાંથી તે પગ સુધી ફાશીનમાં ડુબેલી જોવાં છતાં કાંય પરણી લાયા! એ વાંક તમારો કે મારો? પણ હવે તો પડી ગયલાં દુધ પર ફોકટનો વીલાપ ઠીક નહી—આ બીલ જરા ચુકવી આપો એક વરષ ઉપર થઇ ગયુંછ—હોબી હોબી તેબી બચારો કયાં લગી હોબે?

આદરજી અખરોત-હેં! એ શું બકેચ? તું શું એમ કહેવાં માગેચ કે પરણ્યા અગાઉ તેં જે ખરીદી કિધીચ તેનાં બિલોબી માહરેજ ચુકાવવાં?

ગુલાં-(તણકાથી) ત્યારે શું તમો નહિ તો તમારો બાપ ચુકવશે કે? મારી ખુબસુરતીપર મોહિ પડી કરી જે ખરચ કર્યાં તે બધા ખર્ચ તમો નહિ તો બીજો કોણ ભરે?

આદરજી અખરોત-પણ તારા બાપને ભરનાં શું રોગ ઉઠયો?

ગુલાં-માહરા બાપને બિજી બે છોકરીઓ પરણાવવાની છે! ચાલો હવે મુગામુગા બિલ ચુકવી દો! વધુ ચેસ્ટા ના કરો!

(પ્રિય વાંચનાર! ડરો ના! આવો જમાનોબી લગભગ નજદીક આવી ગયલો સંભવે છે.)

"જોકર"

*  *  *

ટાઇરોલ નામનું એક ખુશનુમા પરગણું કે જે ઓસ્ત્રીઆમા આવેલું છે, ત્યાં એવો કાયદો હસ્તી ધરાવેછે કે છોકરી જેવી ઉમરમા આવી કે તુરત કોઇ લાયક સાથ પરણાવી દેવીજ જોઇયે. લગન થતાંજ તેણીને પોતાના પતિના ઘરે જતી વેળા જે ધોધમાર આસુંઓ વહે છે તે નુછવા તેણીની માતા તરફથી અતિ સુંદર નકશીદાર રૂમાલ ભેટ મલે છે જે વડીજ તે વેળાના આસું નુંછવામા આવે છે. તે રૂમાલ "આસું નુછવાનો રૂમાલ" તરીકે ઓલખાય છે. આવાં આસુંઓ નુછાયા બાદ તે રૂમાલને ઉંચો કરવામા આવે છે, જે ફક્ત તેણીના મરણ પરજ બાહાર કાઢવામા આવે છે. તે કિમતી રૂમાલ કયાં મુકાવો જોઇયે એ સર્વ કોઇ જાણતા હોવાથી તે સોધવો પડતો નથી. તેણીની માતા યા કોઇપણ વડો સગો તે બાહારે કાઢી તેના વડી તે મરનારનો ચહેરો ઢાંકવામાં આવે છે, જે તેણીની સાથે કબરમા જાય છે.

"જોકર"

*  *  *

એક શાળામાં માસ્તરે એવી નોટીસ આપી કે જેઓ પોતાની 'હેટ' માસ્તરની ટેબલ ઉપર ભુલથીબી મુકશે તેને તેવણ ફેંકી દેશે. હવે એક દીને માસ્તરે

પોતાની ટેબલ ઉપર એક હૅટ જોઇ અને ખુશીમાં આવી જઇ એક દમ તે બહાર ફેંકી દીધી, આ જોઇ છોકરાઓ હસી પડયા-જેનું કારણ પુછતાં માલમ પડયું કે તે ટોપી તો ખુદ માસ્તરની પોતાનીજ હતી!

ગરીબ બીચારા માસ્તર! કેવું ભુલકણું ભેજું!

"દીલખુશ"

* * *

રૂસીને અકસ્માત થયો. દાકટરે તેની હડપચી ઉપરનો ઘા 'ડ્રેસ કરીને કહ્યું:—

"રૂસી, મને ભય છે કે આ ઘા સદા સુધી રહી જશે"

"કંઇ ફીકર ના કરો દાકટર સાહેબ," તેણે ખુલ્લાં દીલથી જણાવ્યું મને દાઢી ઉગશે કે તે તુર્તજ આ ઘાને ઢાંકી નાખશે સમજ્યા?"

"દીલખુશ"

* * *

જસી:–"રૂસી, હમના સુધી તો તું નાકે જીભ લગાડતો હતો ને એ તુને એકદમ પરણવાનું શું મન થયું?"

રૂસી:–"જોની માય, વાત એમ બની કે હું મારી એક પીતરાઇને મલ્યો જેની છ બેહનો ને ચાર ભાઇ હતા જેથી બેસવા ઊઠવાનીમી ઘણીજ આપદા પડતી હતી તેથી તેમાંથી એક ઓછું થાય તો કંઇ સગવડ થાય કરીને તે મારી પીતરાઇને હું પરણવાનો છું–આયા સમજકે બીચમેં?"

"દીલખુશ"

## આટો બાફવાની નવી રીત.

બચઇ મડમ પોતાના લાડકા બુચા સપલને સાથે લઇ પોતાની સહી શીરીન સુધરેલીને ઘર ટી પાર્ટીએ ગયાં. બધાં ચાહ પીવા બેઠાં ત્યારે શીરીન લાગણીથી બુચાને કેક મુકે, બીસ્કોટ આપે, ચાહ પીવાડે પણ બુચો કંઇ ખાય પીયે નહીં. આ ઉપરથી શીરીને અજાયબી બતાવી કે, "બચું, તારા છોકરાને બહુજ થોડું ખાવાની ટેવ છે, આટલા છોકરાંઓતો સારા ગામનું ખાય ને ભુખાને ભુખા. કંઇ દવાદારૂ કરેછ કે?" "શું કરૂં શીરીન, એ દુકતાના તો એનાં એજ કોતક. મારી માફક એ કંઇ મન મુકીને ખાતો પીતોજ નથી" બચઇ મડમે નાજુકાઇ બતાવી શીરીન આથી બુચાને પટાવવા લાગી, "જો બુચા જરા જેલી આપું, અખરોત ખાયચ, રાસ્પબેરી પીયેચ, ઓછ્યા કંઇ ખાનીતો" અત્રે બુચો કે જે અત્યાર સુધી મુગોજ બેસી રહ્યો હતો તેને થડે પેટે જવાબ દીધો, "નહીંજી, મમા કહેતાંતાં કે તું પારકા ઘેરમાં જઇને એઘીની કાની દગુસા મારસે તે ખરાબ લાગશે તેથી અગાઉથીજ મને ખુબ ચાંપીને ખવારેલું છે. ઘેરથી નીકલતાંજ મેં બે સપરચંદ, ચાર કેરાં ને એક કેક ખાઇને બે બાટલી ભરીને લેમનેટ પીધોય તેથી હમને તો પેટમાં જગા ખાલી નથી, તમે કેહો તો થોરૂં બાંધી લેઉં"

"ખાકસાર."

## સ્વર્ગનું સુખ.

સાવકઃ પપા, ચોપડીમાં હું ઘરીઘરી વાંચુંછ કે "સ્વર્ગનું સુખ એટલે શું?

પપાઃ પહેલે દીકરા તું જોની કે તારાં મમા નજદીકમાં છે કે?

સાવકઃ નહી પપા, નથી, પણ તમે મને પેલું કેહોનીતો.

પપાઃ દીકરા સ્વર્ગનું સુખ એટલે જે માણસ પરણે નહીં ને કુમારો રહે તે, હવે સમજ્યો.

"ખાકસાર"

## પણ એ એક તે કોણ?

એક જણે એક વખતે "ગધેડા" ઉપર ભાષણ આપ્યું. દાખલ થવાની ટીકીટ ઉપર છાપ્યું હતું, "ગધેડા ઉપર ભાષણ, એકને દાખલ કરવો"

"ખાકસાર"

### નફટાઇની હદ.

બીમજીભાઇ ભોલા એક દહાડો કામસર મારકેટ તરફ જતા હતા, એટલામાં રસ્તામાં નામચીન મંચુ ચીલઝડપ્યો મળ્યો. "સાહેબજી બીમજીભાઇ, કેમ છો ખુશતો ખરા, કેમ કહાં ચાલ્યા. મુરંબીને કેહુ જે બે રૂપ્યા બનશે સાંજ પડતા પહોંચાડી દઇશ." બીમજીભાઇએ પાકીટ ઉઘાડી બતાવ્યું કે તેમાં તો એકજ રૂપ્યો હતો, "ચાલો કંઈ નહી એબી ચાલશે" મંચુએ ચાટલો ગરપ કરી ચાલતી પકડતા માંડી. "હા, પણ તે એ રૂપ્યો પાછો કહારે આપશો?" "પાછો? ભલકની દુન્યા છે, બે રૂપ્યાનું કામ હું જેમતેમ એક રૂપ્યામાં ચલાવશ ને તમે પાછો માંગોચ? વારૂં કંઇ નહીં, હાલ તરંતતો મને બીજા રૂપ્યાની જરૂર નથી પણ આજ કાલમાં મોકલી દેજો હું મારેથી વધુવાર એમ થોભાશે નહીં"

"ખાકસાર"

### હીસાબી ખરો.

માસ્તરે કલાસમાં ગુણાકાર શીખવવા દોઢ કલાક ભેજું દુખવી પહેલો સવાલ જાંગુને પુછયો–

માસ્તરઃ "બોલ અરથા જ્યાંગુ, જો તારા બાપાને એક બકરી ખરીદવાના ચાર રૂપ્યા બેસે તો ચાર બકરીનું શું પડશે?

જાંગુઃ (ઝડપથી) "પણુ તે સાહેબ, ચાર બકરી ખરીદવાની જરરજ શું? એક બકરી ખરીદી તેને પાળ્યે તો થોડા વખતમાં ચાર તો શું બાર બચ્ચાં પોતાની મેળેજ મળે"

કોણ કહેશે કે આગલ જતાં આ જાંગુચો નામ નહીં કહાડે.

"ખાકસાર"

### જાહેર ખબર આપવી

### એબી એક–હુઉઉઉજ્ઞઅમ્બર છે!

એક રેસટોરાં પર નીચલી જાહેર ખબર હતી.

**આ રેસ્ટોરાનો માલેક ખરાબ ખોરાકને ધીક્કારે છે, અને હમેશાં સોજ્ઞેજ ખોરાક વાપરે છે.**

આ વાંચી એક દિવસે ધનજી ધાનશાખખાઉ અંદર ધુસ્યો અને એક પ્લેટ ધાનશાખનો ઓડર આપ્યો. ખાસ્સો પા કલાક જવા બાદ એક વેટરે તેવણ આગળ મેલાં અખતર જેવાં ઠીસાં કાંકરા અને છાલાંથી ભરેલા ચાવલ અને છીછડાં હાડકાંવાળી કાળી મેશ જેવી દાળ લાવી મુકી. આ જોઇ ધનજી એ વેટરને પુછયુંઃ—

"તમે બહાર તો લખોછ કે સોજ્ઞેજ ખોરાક આપવામાં આવશે અને—"

"સાહેબ, તમારી ભુલ છે! અત્રે આપવામાં આવતા ખોરાક વિષે તો એક બોલબી લખ્યો નથી. જે લખ્યુંછ તે તો અહિંના શેઠ કેવા ખોરાક ખાયછ તેજ. બાકી બીજું કાંઇ નહીં! સમજ્યા, મારા મહેરબાન!"

### બચ્ચાંઓને ખેરવજો!

જુચી–તેહમી માસી, જો હું બી તમારી સાથે માછલી પકરવા આઉં?

તેહમી માસી–માછલી પકડવા? મરે, વરી તે શું યાદ આયું? માછલી પકડતા કોણ જાયછ જો!

જુચી–હાજી, હમે જાણીએચજી. કાલે પપાજી આગલ મમા બોલતાં'તાં કે હવે તો પાસેના બંગલામાં કુખ્યાત કરકાબાલુસ રહેવા આયાછ, તે હવે તો તમે રોજ રોજ જાલ નાખવા જશો! હંઅંઅં! કેમ હવે, ખરૂં કેની?

તેહમી માસી–મરેરે, મરે, આએ દુકતીથી તો હવે હાય જોડયા!

* * *

સાચ્ચો મિત્ર.

જહાંગીર–સાચ્ચું કહે દોસ્ત, લોકોનું મારે સારૂં શું મત છે?

માણેક–અને તેમ કરી તારી સાથે જનમ સુધીની દુશમનાઇ કરૂં? નહીંરે, જવા દેની યાર!

પોતાની ટેબલ ઉપર એક હૅટ જોઇ અને ખુશીમાં આવી જઇ એક દમ તે બહાર ફેંકી દીધી, આ જોઇ છોકરાઓ હસી પડયા-જેનું કારણ પુછતાં માલમ પડયું કે તે ટોપી તો ખુદ માસ્તરની પોતાનીજ હતી!

ગરીબ બીચારા માસ્તર! કેવું ભુલકણું ભેજું!

"દીલખુશ" •

* * *

રૂસીને અકસ્માત થયો. દાકટરે તેની હડપચી ઉપરનો ઘા 'ડ્રૅસ કરીને કહ્યું:—

"રૂસી, મને ભય છે કે આ ઘા સદા સુધી રહી જશે."

"કંઇ ફીકર ના કરો દાકટર સાહેબ," તેણે ખુલ્લાં દીલથી જણાવ્યું મને દાઢી ઉગશે કે તે તુર્તજ આ ઘાને ઢાંકી નાખશે સમજ્યા?"

"દીલખુશ"

* * *

જસી:—"રૂસી, હમના સુધી તો તું નાકે ભીભ લગાડતો હતો ને એ તુને એકદમ પરણવાનું શું મન થયું?"

રૂસી:—"જોની માય, વાત એમ બની કે હું મારી એક પીતરાઇને મલ્યો જેની છ બેહનો ને ચાર ભાઇ હતા જેવી બેસવા ઊઠવાનીમી ઘણીજ આપદા પડતી હતી તેથી તેમાંથી એક ઓછું થાય તો કંઇ સગવડ થાય કરીને તે મારી પીતરાઇને હું પરણવાનો છું-આયા સમજકે બીયમે'?"

"દીલખુશ"

## આરો બાફવાની નવી રીત.

બચઇ મડમ પોતાના લાડકા બુચા સપલને સાથે લઇ પોતાની સહી શીરીન સુખરેલીને ઘર ટી પાર્ટીએ ગયાં. બધાં ચાહ પીવા બેઠાં ત્યારે શીરીન લાગણીથી બુચાને કેક મુકે, બીસ્કોટ આપે, ચાહ પીવાડે પણ બુચો કંઇ ખાય પીયે નહીં. આ ઉપરથી શીરીને અજાયબી બતાવી કે, "બચું, તારા છોકરાને બહુજ થોડું ખાવાની ટેવ છે, આટલા છોકરાઓતો સારા ગામનું ખાય ને ભુખાને ભુખા. કંઇ દવાદારુ કરેછ કે?" "શું કરૂં શીરીન, એ દુકતાના તો એનાં એજ કોતક. મારી માફક એ કંઇ મન મુકીને ખાતો પીતોજ નથી" બચઇ મડમે નાજુકાઇ બતાવી શીરીન આથી બુચાને પટાવવા લાગી, "જો બુચા જરા જેલી આપું, અપરોત ખાયચ. રાસ્પબેરી પીયેચ, ઓચ્છ્યા કંઇ ખાનીતો" અત્રે બુચો કે જે અત્યાર સુધી મુગોજ બેસી રહ્યો હતો તેને થડે પેટે જવાબ દીધો, "નહીંજી, મમા કહેતાંતાં કે તું પારકા ઘેરમાં જઇને એધીની કાની દણુસા મારસે તે ખરાબ લાગશે તેથી અગાઉથીજ મને ખુબ ચાંપીને ખવારેલું છે. ઘેરથી નીકલતાંજ મેં બે સપરચંદ, ચાર કેરાં ને એક કેક ખાઇને બે બાટલી ભરીને લેમનેટ પીધોચ તેથી હમને તો પેટમાં જગા ખાલી નથી, તમે કેહો તો થોરૂં બાંધી લેઉં"

"ખાકસાર."

## સ્વર્ગનું સુખ.

સાવક: પપા, ચોપડીમાં હું ઘરીઘરી વાંચુંછ કે "સ્વર્ગનું સુખ એટલે શું?

પપા: પહેલે દીકરા તું જોની કે તારાં મમા નજદીકમાં છે કે?

સાવક: નહી પપા, નથી, પણ તમે મને પેલું કેહોનીતાં.

પપા: દીકરા સ્વર્ગનું સુખ એટલે જે માણસ પરણે નહીં ને કુમારો રહે તે, હવે સમજ્યો.

"ખાકસાર"

## પણ એ એક તે કોણ?

એક જણે એક વખતે "ગધેડા" ઉપર ભાષણ આપ્યું. દાખલ થવાની ટીકીટ ઉપર છાપ્યું હતું, "ગધેડા ઉપર ભાષણ, એકને દાખલ કરવો"

"ખાકસાર".

### નફ્ફટાઇની હદ.

ભીમજીભાઇ ભોલા એક દહાડો કામસર મારકેટ તરફ જતા હતા, એટલામાં રસ્તામાં નામચીન મંચુ ચીલઝડપો મળ્યો. "સાહેબજી ભીમજીભાઇ, કેમ છો ખુશતો ખરા, કેમ કહાં ચાલ્યા. મુરંબીને કેહુ જે બે રૂપો બનશે સાંજ પડતા પહોંચાડી દઇશ." ભીમજીભાઇએ પાકીટ ઉધાડી બતાવ્યું કે તેમાં તો એકજ રૂપો હતો, "ચાલો કંઈ નહી એબી ચાલશે" મંચુએ આટલો ગરપ કરી ચાલતી પકડવા માંડી. "હા, પણ તે એ રૂપો પાછો કહારે આપશો?" "પાછો? ભલાઇની દુન્યા છે; બે રૂપાનું કામ હું જેમતેમ એક રૂપામાં ચલાવશ ને તમે પાછો માંગોચ? વારૂં કંઇ નહીં, હાલ તરતતો મને બીજા રૂપાની જરૂર નથી પણ આજ કાલમાં મોકલી દેજો હું મારેથી વધુવાર એમ થોભાશે નહીં"

"ખાકસાર"

### હીસાબી ખરો.

માસ્તરે કલાસમાં ગુણાકાર શીખવવા દોઢ કલાક ભેજું દુખવી પહેલો સવાલ જાંગુને પુછયો—

માસ્તર: "બોલ અલ્યા જપાંગુ, જો તારા બાપાને એક બકરી ખરીદવાના ચાર રૂપા બેસે તો ચાર બકરીનું શું પડશે?

જાંગુ: (ઝડપથી) "પણ તે સાહેબ, ચાર બકરી ખરીદવાની જરૂરજ શું? એક બકરી ખરીદી તેને પાળ્યે તો થોડા વખતમાં ચાર તો શું બાર બચ્ચાં પોતાની મેળેજ મળે"

કોણ કહેશે કે આગલ જતાં આ છુચો નામ નહીં કહાડે.

"ખાકસાર"

### જાહેર ખબર આપવી

### એબી એક–હુઉકઉન્નઅખ્બર છે!

એક રેસટોરાં પર નીચલી જાહેર ખબર હતી.

**આ રેસ્ટોરાનાં માલેક ખરાબ ખોરાકને ધીકકારે છે, અને હમેશાં સોજ્જેજ ખોરાક વાપરે છે.**

આ વાંચી એક દિવસે ધનજુ ખાનશાખખાઉ અંદર ઘુસ્યો અને એક પ્લેટ ધાનશાખનો ઓડર આપ્યો. ખાસ્સો પા કલાક જવા બાદ એક વેટરે તેનણ આગળ મેલાં અખતર જેવાં ડીશમાં કાંકરા અને છાલાંથી ભરેલા ચાવલ અને છીબડાં હાડકાંવાળી કાળી મેશ જેવી દાળ લાવી મુકી. આ જોઇ ધનજુ એ વેટરને પુછયું:—

"તમે બહાર તો લખોછ કે સોજ્જેજ ખોરાક આપવામાં આવશે અને—"

"સાહેબ, તમારી ભુલ છે! અત્રે આપવામાં આવતા ખોરાક વિષે તો એક બોલખી લખ્યો નથી. જે લખ્યુંછ તે તો અહિંના શેઠ કેવા ખોરાક ખાયછ તેજ. બાકી બીજું કાંઇ નહીં! સમજ્યા, મારા મહેરબાન!"

### બચ્ચાંઓને ખેરવજો!

છુચી–તેહમી માસી, જો હું બી તમારી સાથે માછલી પકરવા આઉં?

તેહમી માસી–માછલી પકડવા? મરે, વરી તે શું યાદ આયું? માછલી પકડવા કોણ જાયછ જે!

છુચી–હાજી, હમે જાણીએચજી. કાલે પપાજી આગલ મમા બોલતાં'તાં કે હવે તો પાસેના બંગલામાં કેપ્ટ્ટર કરકાબાલુસ રહેવા આયાછ, તે હવે તો તમે રોજ રોજ જાલ નાખવા જશો! હંઅંઅં! કેમ હવે, ખરૂં કેની?

તેહમી માસી–મરેરે, મરે, આએ દુકુતીથી તો હવે હાથ જોડયા!

* * *

સાચ્ચો મિત્ર.

જહાંગીર–સાચ્ચું કહે દોસ્ત, લોકોનું મારે સારૂં શું મત છે?

માણેક–અને તેમ કરી તારી સાથે જનમ સુધીની દુશમનાઇ કરૂં? નહીંરે, જવા દેની માર!

## તમોને નાંખ કયાં છે?

દીનશાહ–માસ્ટર! તમોને નાંખ છે કે?

માસ્ટર–એ તે કેવો સવાલ? આએ શું મારૂં નાંખ!

દીનશાહ–હું નહીં માનતો કે તમોને નાંખ છે.

માસ્ટર–કાંય, કાંય, મેં તુને હાથ મુકીને બતાવ્યું 'ની?

દીનશાહ–હા માસ્ટર, પણ કાલે જ્યારે તમે મને માર્યો ત્યારે હું રડતો રડતો ઘરે ગયો અને બાવાજીને કહ્યું કે "બાવાજી, બાવાજી, માસ્ટરે મને અમથો અમથો માર્યો."

માસ્ટર–અં, પછી બાવાએ શું કહ્યું? તુને માર્યો તે સારૂં થયું એમ કહ્યું કેની?

દીનશાહ–નહીંજી, બાવાએ તો એમ કહ્યું કે "તારા માસ્ટરને નાંખ કયાં છે કે એ સુધરે! નફટને નાંખ હોયજ નહીં."

તેથી માસ્ટર મેં તો તમોને પુછયું.

(નોટ–શું ઇલાજ લેવો તેને માટે માસ્ટર સાહેબ વિચારમાં પડયાજી.)

## હવેજ મારો છુટકો થશે!

રંડાયલો બાપ–(નવ વર્ષની દીકરીને) નાજાં, તું જાણેછ કે તારી માસ્ટરણ મીસ મહેરાં મહેતા પરણવાની છે તે?

નાજાં–(ખુશાલીથી) ઓ ખરેખર? મને ઘણીજ ખુશાલી લાગેછ કે એ ધુરકથી હવેજ મારો છુટકો થશે. પેતબરી દરરોજ મને માર્યા કરતી'તી. પણ કોણ નંગ શોધી કહાડયુંછ?

રંડાયલો બાપ–(પટાવતાં) નહીં દીકરી, આપણી માસ્ટરણને એમ નહીં બોલ્યે. હુંજ તેની સાથે પરણવાનો છેઉં અને આવતા હોરમજદ રોજે તો તેણી તારી માય થશે, સમજી!

*    *    *

## ઉપકાર કે અપકાર.

બાગનો ધણી–(એક નાનાં છોકરાને પોતાના હાથમાં એક પાકી કેરી પકડીને ઉભેલો જોઇને) એ શું કરેછ? આએ ઝાડ પરથી કેરી ચોરતાં તુને શરમ નહીં આવતી?

છોકરો–નહીં સાહેબ, એ કેરી મેં કાંઇ ચોરી નથી. એ તો નીચે પડી ગઇ'તી તે હું પાછી ઝાડ ઉપર તેની અસલ જગાએ મુકવા જતો'તો તેટલાં તમે આવી લાગા.

## ભલા થનારના ભોગ!

ફ્રેની—કેમ ભાઇ ફીરોજ, તું સ્કુલ નહીં આવતો કે? આજે તુને છુટી સાની મળી?

ફીરોજ—કેમકે કાલે મારી કલાસના માસ્ટર મરી ગયા, તેથી સ્કુલ બંધ રાખીછ,

ફ્રેની—હેં! કલાસનો માસ્ટર મરી જાય તેથી કાંઇ સ્કુલ બંધ રાખતા હોશે!

ફીરોજ—હા, કેમકે તે માસ્ટર ઘણોજ ભલો હતો. તેથી બધા માસ્ટરોએ ઠરાવ કરીઓ કે તેની ભલાઇની યાદગીરી રાખવા માટે સ્કુલ બંધ રાખવી જોઇયે.

ફ્રેની—એમ! અરે, ત્યારે તો મારો માસ્ટર પણ મરી જાય તો બહુજ સારૂં કેમકે તે પણ ઘણોજ ભલો છે, તેથી તે મરે તો અમારો હેડ માસ્ટર પણ સ્કુલ બંધ રાખે, અને તેથી મને પણ છુટી ભોગવવાની મજાહ પડે. કેમ ફીરોજ?

ફીરોજ—હાં હવે મારી સ્કુલના છોકરાઓ પોતાના ભલા માસ્ટરોની મરવાની રાહ જોવાજ કરેછ!

## વહીરે માય, હવે કાંહ જાઉં!

(દેખાવું એક ત્રેનમાં.)

પહેલો ચીતારો–હવે મારે ત્યાં આગલની માફક બચ્ચાંઓની ખરીદી ઝાઝી થની નથી.

બીજો ચીતારો-(જરા મોટા આવાજે) કાંય, મારાં તો ઘણાંજ જલદી ખરીદી લઇ જાયછ. મેં હજુર તો કાલેજ ત્રણ બચ્ચાંઓનાં ડોકાં છાંટયાં, તેટલાંજ એક ગ્રાહકે કહ્યું કે થોડા દિવસમાં બીજાંબી બચ્ચાંઓની ખરીદી કરશ.

પાસે બેઠેલાં એક બુઝોર્ગ બાઈ-(બારીની બહાર ડોકું કહાડી બુમ પાડતાં) ગાડી, બાવા મરી જાઉંરે જરા ગાડી ઉભી રાખતો; મને બહાર નીકળી જવા દેઓ; નહીં તો મારૂં ખુન થશે. (વધુ બીકકે ચહેરે) ચહીરે માય, હવે કેમ કરૂં? કાંહ જાઉં?

* * *

કાંઇ નહીંરે સાહેબ!

વીમાનો એજંટ-કેમ બાઇ, કાંઇ ઘણાં ખુશ દેખાઓ છે?

બાઇ-કાંઇ નહીંરે સાહેબ! મારૂં ઘર આગળથી બલી ચાલ્યું તેથી હું તો વીમાના રૂપયા લેવા આવીછ.

### સૌથી મોટા ખરચ શું?

જર ઝવેરી કે જેણી તરતનીજ પરણી આવી હતી, તેણીએ એક દિવસ પોતાની સહી શીરીન શરાફને પુછ્યું:—

"હું મારા ઘેરમાં એવી કરકસર ચલાવશ કે કોઇ દહાડો અડચણ પડશે નહીં. તમે અવારનવાર મને જરા જરા સલાહ આપતાં જજો પણ હું એમ પુછું કે સૌથી મોટા ખરચ તો ભાડું હશે? કેમ ખરૂં કેની?"

શીરીન શરાફ કે જેણી આજ છેલ્લાં દશ વર્ષ થયાં સંસારમાં છુપલાપલી છે અને જેણીને ત્યાં દર વર્ષે ગલગોટા જેવાં કેલેનડરોની વૃદ્ધિ થતી જાય છે તેવણે જવાબ આપ્યો; "હા પહેલાં ચાર પાંચ વર્ષ ભારૂં એ સૌથી મોટા ખરચ."

"અને પછી?"

"પછી દુકતાંઓને સારૂ ઢગલા બંધ બુટ."

### ખોદાનો ઉપકાર!

કેપટન-અરરર, તોબાહ વહાણ ડુબી ચાલ્યું. એક કલાકની અંદર તો આપણે બધાં ડુબી જનશું.

દરીયામાં સીક પડેલો ઉતારૂ-ખોદાનો ઉપકાર!

"નોશાકરો કેકી."

* * *

### વેલાતની મુસાફરીમાં ફાયદા તો ખરો!

ડાકટર-તમો વેલાત જઇ આવ્યાં તેથી તમોને કાંઇ ફાયદો થયો કે?

દરદી દાદી દુબાશ—હારે ડાકટર, મોટો ફાયદો મારી હીરલા, સીલ્લા, સુનાં અને પીલાં દુકરીઓ પરણી ગયછ, અને મારે માથેથી બોજો હલકો થયોછ.

"નોશાકરો કેકી."



# કીનો !



લખનાર—"જોકર."

"સાહેબ! આપના હુકમ મુજબ હું ત્યાં જઈ આવ્યો છું, એટલુંજ નહીં પણ આંખો ખુલ્લી રાખી જાદુગર રાઘુની તમામ હિલચાલ મેં ઘણી બારીકી સાથ તપાસી છે. મર્દો કરતાં નાજુક કંઠની ઓરતો તે પર ખરાં મને નિશાર છે! આપની મોહરદાર દીકરીસ ને પણ મેં ત્યાંજ દિઠી હતી, કે જે જાદુગરની લગોલગ હાથો જોડી ઉભી હતી. રાઘુ જાદુઇ ને ફાળ જોવાના હુન્નરમાં પ્રવીન છે. તે પોતાનું કામ એટલીતો સાહુચેતી સાથ બજાવ્યો જાય છે કે જેથી આપણી સરકાર કોઇ કાલેબી વચમાં આવી શકે તેમ નથી!"

"હરીલાલ! એક બારગી જો તે ફાળ જોવામાં એકકો હોયબી, પણ તે આપણી ઓરતોને ખોટે માર્ગે દોરવી જાયછે તેનો શું કાંઇ ઉપાય છેજ નહીં?" તે હરીલાલના સાહેબે ઘણી આતુરતા સાથ સવાલ કર્યો.

"નહિ! કોઇએ ઉપાય નથી! તે ચાલાક જેણુનો આસામી એટલી તો ચતુરાઇ સાથ કામ કરે છે કે જેથા તમો પ્રજા કે સરકાર તેના વચ્ચે આવી શકનાર નથી!"

"હરીલાલ! હાલતો તું અતરેથી જા! માહરુ માથું ચકભમ થયુંછ! કાલે આપરે શું પગળાં લેવાં તે પર વિચાર કરીશું!"

તે નિમકહલાલ નોકર બાહાર પડયો, જ્યારે આફતમાં ઘેરાયેલો તેનો સાહેબ તે પાહાડ જેવાં દુઃખ સાથ ત્યાયેબાય કેમ થવું તેના ખ્યાલમાં મુબતલા થયો.

* * * *

"તારો શેઠ છે કે?" ખુબસુરત દેખાવના એકાદ જવાને એક ચોકકસ ઇમારતના બંધ બારણાં આગળ આવી લાગતાં બાહાર ઉભેલા છોકરાને કાંઇક કચવાટ સહિત સવાલ કર્યો.

"અંદર જાઓ સાહેબ! તેઓ હાલ એકલાજ છે!" તે છોકરાએ બારણું ખોલી અંદર જવાનો રસ્તો કરી ઘણા નમ્રતા ભર્યાં અવાજે બોલ્યો.

તે વિફરાળ જવાન ધસારાબંધ અંદર ઘસી ગયો ને ભપકા ભર્યાં ઓરડામા વચ્ચોવચમાં એક ઉચી બેઠકપર જે રોબ સહિત સંકોચાઇ બેઠેલો હતો તે પર નજર કિધી. તેનું કદ મધ્યમ ઉચાઇનું, સામળા રંગનો ભરેલા ગાળો ને અણીયાલા નાકનો કાંઇક અંશે સામેવાલાનું દિલ જીતીલે તે વર્ણનનો જવાન હતો. તેનો બાંધો એક મર્દ કરતાં ઓરતને પેશ પડતો વધારે હતો.

"બેસો સાહેબ!" તે જવાને ઘણી સાલેસી સાથ ફરમાવ્યું—"કાંઇ ફરમાશ?"

"માહરે તારા કાળાં ધામમાં બે ઘડીથી વધુ રોબવું નથી! તું જેવા એક કાળાં કરતુકના કાલા માનવીને ઘોડાના ચાબુકે ફટકાવવા ખાસ અતરે હું આવ્યોછ!"

"વાહ! શું નેક કલામ છે તમારા? અય ખાકી ઇનસાન! આય બધી ગર્રી તું શા આધારે કરેછ? યાદ રાખજે કે તું માહરી સામે રજ છે!"

"જાદુઇનાં કરતુક પર મુસ્તાક રહેનાર જવાન તું પોતે ક્યાં ખુદા સામે રજ નથી! માહરા આ ચાબુકના ફટકા તાહરા નહેસ્ત ઇલમનો જરૂર નાશ કરશે." આટલું બોલતાં તે જવાને ચાબુકવાલો હાથ ઉઠાવ્યો અને તેની છેક લગોલગ ધસ્યો ગયો.

"જેક હેરીસન! તારી મજાલ નથી કે તું મ્હને મારે!"

તે જવાન અજબ થયો અને એક પળ પાછળ હઠયો!

હરીલાલના કહ્યા પ્રમાણે શું એ યુવાન ખરેખર જાદુનું ઇલમ જાણતો હશે કે જેની મદદેજ તે તેનું નામ જાણી શકયો "કેમ? તું શું મહને હજુબી પિછાણતો નથી? જો! જો! તારી આંખો ફોડી તારા એક વારના માનીતા ચહેરાને ગૌરથી નિહાલ!" આટલું બોલતાં રાઘુએ માંથાપરથી પોતાની કોલાહ રૂપી ટોપી ઉતારતાં લાંબા બાળ ઝુલતા કર્યા "કોણ? લુસી? કોમળ

-કંઠની બિહકણુ લુસી શું જાદુગર રાણુ બનવા પામી? ઓહ ખુદા! આ બધાનો શો ભેદ?"

"આ બધાનો ભેદ એજ કે મહને બેવફા થઇ માહરેથી વધુ ખુબસુરતી પર લોભાવા ખાતર બદલો લેવા અને બળતાં જીગરને ટંડુ કરવું! એક કોમળ કંઠની બિહકણુ ઓરત સાથ પણુ તારા જેવા બદકાર મરદો બેવફા થાય છે તો તેના ગુસ્સા એકાદ વિકરાલ વાઘનથી જ્યાદા ઉશકેરાય છે! મિઠા કિનાએ મહને ઉસકેરયાથી માહ મહેનતે હું જ્યોતીશ વિધ્યા શીખી સામે વાલાનું દિલ કેમ જીતવું એ પર મેં જહેમત ઉઠાવી અને આજે તને માહરા કિનાનો ભોગ થવા આવી લાગેલો જોતાં મેં ઉઠાવેલી તમામ મહેનતને જહેમતનો હું ખંગ વલી ગયલો સમજુંછ!"

"લુસી! તારા આવાં પગલાંથી તું ખરેખર તમામ ઓરતોની આંખોમાં નિચી પડશે! તારે તો સખી દિલ -ગુરદો બતાવી હમારાં સુખમાં તારૂં સુખ માનવું જોઇયે! ટંડી પડ! અને ધીરજ સાથ એપર વિચાર કર, એ માટે આકેબતમા કદિબી તું પસ્તાશે નહી"

"બરાબર છે. તને જે પાયમાલીએ પુગાડીશ તો તમામ ઓરતની આંખોમાં નિચી પડીશ જયારે તે શું મહને પરણુવાને વચન આપી માહરી આબ-રૂનો બોગ લીધો તે સારૂં તું શું તારી મરદ ટોળીમાં વ્યવખાતો લેખાશે કે? ઓ નાતરસ વરૂ! માહરૂં જીગરૂં તે હવે શા ખપનું? તે જે એક ભુલ કરી હોય તો નહી માફ થઇ શકે તે ભુલનું પરીણામ તાહરે તાહરી બન્ને આંખો સહીત જેવુંજ પડશે; કોઇનું ઘર ભાંગતી વખતે તાહરી ઉપરનું છાપરૂં ધસી પડી કચડાઇ મરશે તેનો તાહરે પહેલાં ખ્યાલ કરવો હતો."

"એમજ જો છે તો મહને માર! લે! માહરો જીવ લે? હું એ માટે તને કદુવા દઇશ નહિ!" તુરત તે ગુડણુ પર પડતાં કરગરી બોલ્યો.

"તને મારવાથી માહરા કિનાનો આતશ કેમ ઓલવાશે? નહિ! નહિ! એક લાચાર બેચાર ઓરતની પાક દામાન પર ડગાઇથી દાઘ લગાડી ખસી જનારે તો ઘણી મોહટી સજા ખમવી જોઇયે છે! તને મારી હું નાહક તારી પરણેતર અને ભુલકાં બાળકનો શ્રાપ શા માટે માહરે સર ખેંચી લઉં? બસ? તું મુગો મુગો જેયા કર! બે પળનો તમાસો તને નહિતો આખી ધરતીને એક નેક દાખલો બેસાડશે, અને તે જાણશે કે હમારી આબરૂ કાંઇ ગટરમાં ફેંકી દેવા જેવી હોતી નથી!—પરતાબ! જલદી આવ!" બારણા તરફ ફરી તાબડા ફોડતા પોતાના માણસને હાંક મારી.

પરતાબ નામનો એક વિશ્વાસુ નોકર તુરત પહેલાંથી પોતાને મલેલા હુકમ મુજબ એક નોકદાર ભાલા સહિત ત્યાં દાખલ થયો જયારે તે શુરવીર કહેવાનો યુવાન દહેસ્ત અને કચવાત સહિત નિચી મુડીએ ધ્રુજતો ઉભો હતો. એક પળ વધુ!

"અય બદબખ્ત યુવાન! નિચે શું જોય છે? ઉપર નેગાહ કર અને તાહરાં નહેસ્ત કરમના ફળ આજે કેવાં થયાં છે તે જો!"

તે બેઅદબ અને અદના નોકરના આવાં કલામથી તે યુવાનનું લોહિ ઉછળી આવ્યું, તુરત તેને કેસરી ઝિલવવા આગળ વધ્યો—પણુ ઓ! તે અજબ હદ સુધી ચોંકી પાછળ હતી ગયો, કારણુ તેજ કનોકત વખત છેડાયલી લુસી ત્યાં ધસી આવી અને સહેજ પણુ વિચાર કરવાને તે યુવાનને વખત ન આપતાં તે વ્હાલાં ભુલકાંને ઉપર ઉછાલ્યું જેવું તે નીર્દેય પર-તાબે પોતાના ભાલા પર ઝિલી લઇ પાછળ હતેલા બાપ ભણી ખાલી ખોખું ફેંકયું—તે નીરદોષ બાળકે ભાલાની નોકપર પડતાંજ દિલ ફાડી નાખે તેવી એક ઝિની ચિચ્યારી સાથ પોતાનો પ્રાણુ છોડી દિધો.

હજી તો તે પોતાનાં વ્હાલાં ભુલકાંને પોતાના પાંસામા ચાંપે તે અગાઉ તે ભુલકાંની માતા રડતી ચશમ સહિત ધસી આવી અને કકળાત કરી બેલ્યો.

"મહને બેવફા થઇ એક નહેસ્ત મર્દના પાસામાં દબાવાની મકસદે માહરૂં ઘર છોડી જવાની સજા તાહરા વ્હાલા રાણુએ આ આપીછ!" તે કમ-કમાત વચ્ચે બડબડયો.

"નહિ! નહિ! મહનેતો ખબર આપવામા આવીહ કે એ નહેસ્ત કામ તારૂં છે!" વિકરાલ વાઘન સમવે બડબડી.

"એ તું આંધલી ઓરત તું જે મર્દને ચાહેછ તે કાંઇ ખરો મર્દ નથી તેતો મર્દના લેબાસમા સંતાયલી એક જાદુગરણી છે!"

"હું નહિ માનુ!" આટલું બોલતાં તે રાધુ ઉભો હતો તે તરફ ફરી તો તેની અતીયંત અજાયબી વચ્ચે તેજ રાધુને પોતાનો મરદાઇ લેબાસ કાઢી ઓરતના લેબાસમા ગોયા સજ થઇ ઉભેલી જોઇ ફાટીજ ગઇ.

"જેક! આ બધાનો શો ભેદ? ઓ ખુદા મહને બચાવ! જો જેક મહને અહીંથી લઇ જા!" આટલા બોલો સહિત તે ગુડણ પર પડી પણ તે ભલા યુવાને તુરત હાથો પકડી ઉઠાવી પોતાને ગળે વલગાવી.

"દોરીસ! માહરાં સુખમાં ખલલ નાખનાર ઓ નાગણ, તાહરા જેકમા હવે એવી તાકાત નથી કે જે તને બચાવી શકે! કરી લે બંદગી તને ખુદાને ઘર જવું છે!" પુર ખફગી વચ્ચે તે ઓરત બબાળી.

"માહરે કબુલ છે! માહરા ધણીની અગાઉ જો તું મહને મારવા રાજી છે તો લે હું માહરો ભોગ આપુંછ! તું કોણ છે એ હવે હું જાણી શકુંછું, કારણ માહરા ધણીએ તને અનેકવાર યાદ કરેલી મહને યાદ છે! લે માહરો પ્રાણ માહરા ધણીના એક કસુર માટે માહરો ભોગ હું આપુંછ!"

તે ફુગળાયલી અકરાયલી ઓરત તુરત તે નીર્દય જોહાક સામે હજી તો જઇ પુગે તે આગમજ તેજ સામે આવી અને તિણા ખંજર વટી તેણીને નિચે તરપરટી માછલી સમ તરપર કરતી છોડી મેલી।

"આહ! ઓરત! ઓરત! કસાઇ જેવો ખાટકી પણ પોતાની ફરજયાત નોકરી તરીકે મેંઢાં રહેંસી નાખવા માટે સહેજ આનાકાની કરી કાપતો હશે—પણ તું! ઓહ! જુહાક તું કેટલી સખ્ત હૈયાની હોવી જોઇયે કે આવી નીર્દય કાપાકાપી ચલાવી શકીછ!"

આજ કહેલ પ્રસંગે જેકનો નીમકહલાલ નોકર હરીલાલ ગડબડ કરતો ચઢી આયો! અને ત્યાં રમાઇ રહેલી રમત તરફ નિગાહ કરી હદથી જીયાદ તે કમકમ્યો

"હરીલાલ! હરીલાલ! આ ઓરતે મહને પાયમાલ કરી મેલ્યોછ, માહરો તને છેલ્લો હુકમ છે કે એ નાપાક ઓરતને ઇનસાફની દેવડીએ પુગાડે!"

હરીલાલ તો રાધુના ઘરમા એક ઓરતને પોતાના નોકરોને હુકમો આપતાં જોઇ હેરત સાથ દંગ થઇ ગયો!

"હરીલાલ! તાહરે માહરી ગમખાર કથા જાણવી જોઇયે!

માહરા રમળમાં છે કે તારો શેઠ હવે દીવાનો થઇ જશે અને તેમ થતાં આજે બનેલા બનાવો સદા માટે અંધારાં રહેવા પામશે—જો સાંભળ" આટલું બોલતાં તે ઓરતે પોતાની આખી કથા તેણે કહિ સંભળાવી.

"તમારી કથા ઘણી ગમનાક છે છતાં તમને હું જતાં મેળનાર નથી. તમો માહરાં ને સરકારનાં કેદી છો!" હરીલાલ આગળ વધી બોલ્યો—પણ તે તેણીને જીવતી પકડી શકયો નહી.

હરીલાલને આગળ આવતો જોઇ ઘણી ચતુરાઇ સાથ પોતાની કમ્મરમાં છુપાવેલું ખંજર ખેંચી કાઢી છાતીમાં આરપાર ભોકી દીધું—અને હસતા મુખડા સહીત પોતાનો હીસાબ ચુકાવવા બારેહકતાળાની દરબારમાં ચાલતી થઈ.

લુસીના કહેવા મુજબ કમનશીબ જેક હેરીસન ખરેખર દીવાનો બની ગયો અને અજબ હદ સુધીનાં હસવાને રડવા સાથ આસેપાસેના લોકમા એક આપદ જેવો પુરવાર થવાથી તેને દીવાનશાળામાં પુરવામાં આવ્યો. જીંદગીની આખેરી સુધી હરીલાલ પોતાના શેઠને ખંત સાથ વળગી રહયો હતો. અને જેઓ તે કમનસીબ યુવાનની કથા જાણવા માંગતાં તેઓને તે દુખદાયક કથા દુખી દીલે કહી સંભલાવતો હતો.



# પ્રભાતનો પ્રકાશ.



આ દુનિયામાં શ્વાસોશ્વાસનો એક મહાન કાયદો ચાલી રહ્યો છે જેને ઇંગ્રેજીમાં Inhaling and Exhalingના નામે ઓળખવામાં આવે છે. સાધારણ રીતે માનવામાં આવે છે કે આપણે માત્ર નાક વાટે રાત દીન દમ શ્વાસ લઇયે છીયે અને બાહેર કહાડીયે છીયે પણ ખરી હકીકતમાં તો નાક ઉપરાંત આપણી આમડીના કંઇ હજારો છીદ્ર મારફતેથી આપણે બેભાનપણે શ્વાસ ખેંચીયે છીયે અને તેજ રસ્તે રાત દીન તે બાહેર કહાડીયે છીયે. આ શ્વાસોશ્વાસની નીરંતર ચાલી રહેલી કુદરતી ક્રીયાની ઉપર મનુષ્યની તંદરોસ્તીનો તમામ આધાર છે. પણ શું એ શ્વાસોશ્વાસની ક્રીયા માત્ર મનુષ્યોમાંજ છે? અને તે શું માત્ર "દમ"ના "ધમન" ચાલવામાંજ સમાઇ છે? નહી! જરા ઉંડી દાનાઇથી આપણે દરીયાફ્ત કરીશું તો આપણને માલમ પડશે કે એ મહાન કાર્યની ઉપર આપણી જીંદગીનો તમામ આધાર લટકયો છે એટલુંજ નહી પણ કુદરતની તમામે તમામ પેદાયશ શ્વાસોશ્વાસની ખરી ને ખુદાઇ ક્રીયા વગર પોતાની હસ્તી સાચવી કે સંભાળી શકતી નથી. માત્ર દરરોજ આપણને દમ વાટે કે ચામડના છીદ્ર વાટે ચોખ્ખી હવાજ શરીરમાં દાખલ કરીને બેસી રહેવું નથી. પરંતુ પ્રેમ, ડહાપણ, અને બીજા ચહડાતી કીસમના સદગુણોનો શ્વાસ આપણા જીગરે દરરોજ ઉતારવાનો છે અને ઉત્સાહ-ઉદાર-માયા અને મોહબતના પવિત્ર પ્રવાહ દરરોજ નીરંતર બાહેર પાડી આપણી અને આપણા આસપાસવાળાઓની જીંદગીને ખુશાલી ભરેલી અને ખુબસુરત કરવાની છે.

સ્થુળ શરીરનો જે કાયદો તે ગેબી મીનાઈ મનનેબી લાગુ પડે છે માત્ર બાહેરની શોભામાંજ કે બાહેરનાજ ચલકાતમાં કંઇ જીંદગીની મોતેબરી કે મરતબો સમાયો નથી પરંતુ આપણી જીંદગીને સદગુણોના અને સભ્યતાના સંગારથી સ્વચ્છને શાદમાન કરવાની જરૂર નથી. હવે એ કામ કરવાને માટે કંઇ એકાંત વાસની જરૂર નથી. પહાડની ટોચ કે જંગલના ખુનાને શોધી કહાડી ત્યાં સદગુણો ખીલવવામાં કંઇ બહાદુરી નથી. ખરી રીતે સઉને રોશન થવું જોઇયે કે ખુદાતાલાએ આપણને જ્યાંથી અને જેવી સંજોગ કે સ્થીતી વચ્ચે જન્મ આપ્યો છે તેજ ખરેખરો સ્તુતીપાત્ર છે અને ત્યાંજ રહી જીંદગીની મહાન લડતમાં લડી સંપુર્ણ રીતે સુંદર થવામાંજ જીંદગીની નેમ બર આવે છે. કેટલાકો જીંદગાનીથી કંટાલી જાય છે, કેટલાકોને જીંદગાનીમાં કોઇ જાતનો કરાર લાગતો નથી, પોતાની હાલની હાલતથી તેઓ સંતોષ પામતા નથી. સમતોલપણામાં રહેવું એ કુદરતી કાયદો છે; આપણે પાછો "દમ"નોજ દાખલો લઇશું: જોઇયે તે કરતાં વધુ હવા આપણા "દમ"માં આપણે લઇ શકતા નથી કે જોઇયે તેથી ઓછી હવા આપણા "દમ" વાટે આપણે બાહેર કહાડી શકતા નથી, સમતોલપણામાંજ આપણે જીવીયે છીયે. તેજ પ્રમાણે સદગુણોના સમતોલપણામાં કે મન-રૂહીના મીનોઇ બીજાનમાં આપણને હર હંમેશ જીવવાનું છે. અદેખાઇ, મગરૂરી કે ધીક્કારે કોઇનાબી હૃદયને સુખી કે ખુશાલ રાખ્યું નથી. ગરીબાઇ એ કાંઇ પાપ નથી. એ સઘળું આપણે જાણીયે છીયે પણ તે ખરી હકીકતમાં આપણે સમજીયે છીયે કે? જો એ વાત સમજતા હોઇયે તો પછી જોઇયે શું! શ્વાસના સમતોલપણામાં જીવવા સઉ કોઇ માંગે છે-સદગુણોના સંગારમાં કોણ જીવશે?



over raiding of ugly passion in the heart to conquer thy decrepit Reason. Shall not he think evil of thee? Surely, if not his heart will mysteriously curse thee. Thou shalt merit scowl for scowl as thou wilt Love for Love. Man is weak, frail mortal! What cans't thou do to fight revenge for revenge and hatred for hatred. God shall avenge the crime for God is Omnipotent.

Do thy best in all the actions that tend to benefit thy self and exalt the trend of thy environments. Do all thou can'st to be of use to mankind. Keep God in sight and the high Vocation of Duty and all actions impossible though they seem, shall fall within thy grip.

Impossibility existeth not. For him who is manly in thought and deed nothing is but what can be achieved.

When any peril comes over thee, remember! it is the transient cloud of destiny over ruling thee. Suffer and hear with patience all its troubles. The tempest will pass away as the fleeting Time and Tranquility shall succeed. Sufferance and forbearance ought to be the badge of humanity. Sufferance leads to universal Victory in the end. Triumph is meant for him who suffers with patience when troubles turn up. Patience is the goal to Glory. Patience is bitter but its fruits are sweet.

Why! Time is changeful as is the World. Art thou suffering to-day? Tomorow the Sun of Happiness shall wake thee up. Be not melancholy nor gloomy for that is the sign of weakness in thee, and human infirmity, lack of power to suffer the torments of the ideal world. God likes thee, not if thou lettest sorrow overcome thee for a bit of misery befalling thee.

Fall to the ground the Devil of Temptations and trample him under the curbing sovereignty of Virtue and no particle of an unclean thought shall be able to make an encroachment upon thee. This shall give thee no Sorrow.

Unveil not the Secrecy of thy heart to any one for as soon as it is unveiled the glimpses of its light are caught by the world-folk among whom it becometh current and the Secret becometh open unto all.

Tell thy secret to any faithful friend and honest relation of thine own whom you do not doubt. "Please speak this to none." Senseless fool thou! Thou hast no reason. Weigh a man ere thou givest him thy heart. Put no faith at once in one who professeth love towards thee-Why! that may be a hypocrite. Doubt, honestly doubt the character of men that speak good of thee and show friendliness. Try them. If they stand thy test put faith in them. Ere that to do so is dangerous.

In weighing be thou not suspected nor give any reason for suspecting thee-men love not those that suspect others.

Speakest thou ill of others! Oh! thou Scandal-monger. The Viper of poison shall eat away thy tongue. Revenge shall gnaw away thy heart. Thou whilest away thy time in vain in minding others' business and having no look-out for thine own. Destiny shall cudgel out thy brain.

Despair not if thou failest in any of thy vital tasks for that shall crumble down thy

power of resolution. Who knoweth the depression may lead to a higher level! Despair is a sign of weakness and infirmity of purpose. Despair, think not, is a cankerer of life and that it bringeth misery. There are men whose whole periods of life are past away in despair and in not attaining to their purpose of life.

Hope beyond the bounds of Hope for a great piece of human happiness lieth therein. Hope till the end of thy life. Hope only perishes with the life above.

Be not discontented with thy lot. Discontent breedeth jealousy which in its stead leads on to self-ruin. Be discontent in the lofty and spiritual sense of the word, but not in its corrupt and physical. Think not that when thou hast attained to the great object of thy life thy will is satisfied, and object accomplished. Get onward! Higher duties await thee. Greater things thou hast still to do. Be not satisfied with what thou hast done. Deed never reaches its limit but with the end of life.

When thou art needy think of those that are more in need than thee. When art successful in life think of the more successful. Example shall teach thee to be what thou wishest to be. Example joined with experience is a greater teacher of life than anything. Keep no limit fixed to thy deeds. As time progresses, progress thou too, on the path of action.

Seek not peace nor happiness nor rest on earth but seek them in Heaven. Futile are the businesses of Earth. Ever-living are those deposited in Heaven.

Know that the whole Creation moveth according to the bidding of the Law of God. The Order that pervades in the whole Universe and in the Life of Man is according to the Law of God. Man hath no power to alter even an atom of it, for he is but an atom of the Law-abiding Universe. All things that proceed from thee by the Law of Karma are in accordance with this Ordained Law whose active influence is every where and on everybody, man, beast and plant.

This Law hath much to do with what is called Destiny or Fate. Hence all thy Karma is worthy of thy Fate. Thy good deeds are so because of thy fate moulded in previous life upon the basis of God by the purity of thy actions; and so, also for evil deed. Mark well this Truth and live accordingly.

Heaven's peace on earth! Gods' blessings on all!!



# ⊰પ્રભાતનું પંચાંગ.⊱

## એપ્રીલ ૧૯૧૫.

| | | | | | |
|---|---|---|---|---|---|
| રવિ. | આ મહીનાનો મુબારક દીન:—<br>“ખુદા બક્તિઆર” | પાંચમ.<br>૪<br>અરસીસંગ. | બારસ.<br>૧૧<br>બેહમન. | ચોથ.<br>૧૮<br>આદર. | અગીઆરસ.<br>૨૫<br>મેહર. |
| સોમ. | | છઠ.<br>બેંક ૫ બંધ.<br>આસતાદ. | તેરસ.<br>૧૨<br>અરદીબહેસ્ત. | પાંચમ.<br>આંવાં ૧૯ જશન.<br>આવાં. | બારસ.<br>૨૬<br>સરોશ. |
| મંગળ. | હિંદુ માસ<br>ચૈત્ર-વૈશાક. | સાતમ.<br>૬<br>આસમાન. | ચૌદશ.<br>૧૩<br>શહેરેવર. | છઠ.<br>૨૦<br>ખોરશેદ. | તેરસ.<br>૨૭<br>રસને. |
| બુધ | પારસી માહ<br>મહેર<br>તથા<br>આવાં. | આઠમ.<br>૭<br>જમીઆદ. | અમાસ.<br>૧૪<br>અસપનદાદ. | સાતમ.<br>૨૧<br>મોહર. | ચૌદશ.<br>૨૮<br>ફ્રરવરદીન. |
| ગુરૂ. | એકમ.<br>૧<br>ગોઆદ. | નોમ.<br>૮<br>મારેસપંદ. | એકમ.<br>૧૫<br>ખુરદાદ. | આઠમ.<br>૨૨<br>તીર. | પુનમ.<br>૨૯<br>બેહરામ. |
| શુક્ર. | બીજ.<br>બેંક ૨ બંધ.<br>દેપદીન. | દશમ.<br>૯<br>અનેરાંન. | ચાંદરાત.<br>૧૬<br>અમરદાદ. | નોમ.<br>૨૩<br>ગોશ. | એકમ.<br>૩૦<br>રામ. |
| શનિ. | ત્રીજ<br>બેંક ૩ બંધ.<br>દીન | અગીઆરસ.<br>૧૦<br>અહુરમજદ.<br>માહ આવાં. | ત્રીજ.<br>૧૭<br>દેપાદર. | દશમ.<br>૨૪<br>દેપમેહેર. | |

[illegible] અંતઃકરણના આવાજથી અદરનો




પુસ્તક: ૨ જું. મે ૧૯૨૫. અંક: ૯ મો.

## સાંકળીયું.



વાર્ષીક લવાજમ રૂ. ૩॥ પોસ્ટેજ સાથે હિંદુસ્તાનમાં—રૂ. ૪॥ હિંદુસ્તાન બહાર.

**એન. બરજોરની કુ૦**

માલેકો "પ્રભાત," કાન્તા ટેરેસ, કાલબાદેવી રોડ, મુંબઇ નં. ૨.

# પ્રભાતનો પ્રકાશ.

જીંદગીમાં જીવવાની કળા! આ ટુંકો પણ અર્થસુચક વાક્ય ઉપર વાંચક તું બે વાર વિચાર કરશે? જીંદગીમાં જીવવાની કળા? આ ઓહલી ને પોહલી પૃથ્વિ ઉપર જે તરેહવાર કીસમના માનવીઓ વસે છે, તેમાંથી જીંદગાનીના રંગ-ઢંગ અજબ પ્રકારે પ્રકાશતા કે ધંકાતા આપણને માલમ પડે છે. માનવી જાતને ખુદાતાલા કે કુદરત તરફથી અક્કલનું જોર જે મળ્યું છે તેની ઉપરજ જીંદગાનીમાં જીવવાનો સઘળો આધાર આવીને અટકયો છે પણ એઈન વગરની અક્કલમંદી શું કામની? જીગરની નેક ખસલત-ખાસીયત ખવાસ વગરની મનની હોશીઆરી શું ખપની કે ખુબીની! અને ત્યાંજ જીંદગાનીની ખુબસુરતી જાહેર થાય છે. મનની હોશીઆરી કરતાં જીગરની જવાબદારી વધારે જોખમદાર છે. મગજની મજબુતાઇના કરતાં હૃદયની નમ્રતા વધારે પસંદ કરવા જોગ છે. અને છતાં દુનિયાના ધંગ કંઇ ન્યારા છે. કોઇને તે પ્યારા છે કોઇને તે અકારા છે. જીંદગાનીની જે ઓહુવી નદી વહી રહી છે તેની બંને બાજુની જમીન ગોયા કર્મના કાંતાઓથી ગુંચવાઇ ગઇ છે. જીંદગાનીની તે નદીના પાણી કાંઇ તદનજ સ્વચ્છ કે શાંત માલમ પડતાં નથી. તનો રેહ કેટલો જોરાવર છે, અને તેમાં દરેક જણા દરેક રીતે માત્ર ઘસડાયાજ કરે તો પછી એવા ઘસારામાંજ જીંદગાની ઉપર નહી સમજી શકાય એવો બોજો પડે અને પરીણામમાં પતાની જીંદગીને વધારે શોભાયમાન, ખુબસુરત કે ખુબીવંતી બનાવવાનું કાર્ય વ્યર્થ જાય.

આપણું એક વેહવારૂ દાખલો લઇયે. જેમ કે એક આસામીને દાગ અથવા ખયનો રોગ લાગુ પડયો હોય તેનું હૃદય ગોયા રાતને દહાડો ઘસાતુ અને કોતરાતું જાય તેમ કોઇના દીલમાં દુઃખ કે દલગીરીએ મજબુત વાસો કીધો હોય તો તે તેનુ મન ચકભમ કરે અને તેનુ જીગર બધુ કોતરાઇ કોતરાઇ જાય. પરીણામમાં તે આસામી દુઃખીને ગમગીન થઇ પડે. પણ હવે ધારો કે ખયના રોગથી પીડાતો પેલો આસામી શેહેરની ગીચ વસતીથી દુર થઇ કોઇ શાંત પહાડો વાલાં એકાંત મુકામ ઉપર જઇને વાસો કરે અને ત્યાંની સુકી ને સુંદર આબો હવાનો લાભ લે તો પરીણામમાં તેનું દુઃખ ઓછું થતું થતું નાબુદ થાય અને શરીરને આરામ થાય તેજ પ્રમાણે જેઓ જીંદગીમાં દુઃખ કે દલગીરીથી કંટાલી ગયાં હોય તેઓ જો પોતાની આસપાસ ખુદા કે કુદરતની રચનાતમાં સર્વ સારૂંજ જોય અને ખુદાના કાયદામાં સંપુર્ણ વિશ્વાસ રાખવાની કળા હાથ આવે તો પછી દુઃખ અને દલગીરીના ચિન્હોથી તે નીરાળો થાય અને પોતાની અંદરથી દુઃખ કે દલગીરી આફત કે ચિંતાના ભયભીત બીઆંઓ નાબુદ કરી ખુશાળી, સુખ અને સુંદરતાના કીરણો પોતાની આસપાસ ફેંકવા કે ફેલાવવાને તે સામર્થવાન થાય. એ કળા આપણે હાથ આવવીજ જોઇયે. દુઃખ, દુઃખને દુઃખના પોકારથી દુનિયા ગોયા દીવાની બની ગઇ છે. સુખ સુખને સુખના સખુનોથીજ હવે દુનિયાની દાદ લેવી જોઇયે છે. અલબત્તા સુખ અને દુઃખ, દલગીરી કે ખુશાલીની વચ્ચે માનવીને હરદમ જીવવાનું છે. એ એક બીજા વગરનું જીવેલુંબી ફોકત છે, અને આવી જાતની સામ સામા પ્રકારની લાગણીઓ વચ્ચેની નીરંતર લડતમાંજ જીંદગાની જીવ આવીને અટકી છે. મનુષ્ય સીવાયે કુદરતમાં દેખાતી કોઇબી પેદાયશ જીંદગાનીમાં જીવવાની કળા ધરાવવાને સામર્થવાન નથી. ખરી હકીકતમાં અલબત્તાં કુદરતની બધી પેદાયશો પોતાની મુકરર કીધેલી હદમાં પોતાની જીંદગાનીનો જીવનગાળો ગુજારે છે. માણુસની પેદાયશજ એવી છે કે જેની જીંદગાની વૃદ્ધિનો તમામ આધાર તેના પોતાનેજ શર રહેલો છે. અને ત્યાંજ જીંદગાનીમાં જીવવાની કળા હાથ ધરવાની જરૂર છે. "જીંદગી"એ એક એવો ઓહલો શબ્દ છે અને વળી તેમાં "જીવવાની કળા" એ એટલી બધી તો જીવંતી જાગતી ગોયા કીધાં છે કે ખરી ફીલસુફીમાં જેની કંઇ સરૂઆતબી નથી કે જેનો કશો અંતબી નથી. "જીવવું" એ તો સઘ કોઇની સરજતે સચવાયલું છે પણ કાંય જીવવું અને કેમ જીવવું એજ મહાભારત સવાલો થઇ પડે છે. એ સવાલોના જવાબો આપવા કંઇ સેહલું કામ નથી. એ સવાલોના જવાબો આપવા તે ગોયા જીંદગી ભરની મંજલની રંજ ખેંચવા કે એડવા બરોબર છે. "ભલા થવું અને ભલું કરવું" એજ માનવીની જીંદગાનીની ચાવી છે: પણ જુદાં જુદાં આસામીઓ તેજ ચાવીનો જુદી જુદી રીતે ઉપયોગ કરે છે. એકને માટે જે ચીજ સારી તે બીજાને ભારી થઇ પડે છે અને જે ચીજ એકને માટે અકારી તે બીજાને પ્યારી થઇ પડે છે. તે સઘળી જુદાઇ વચ્ચે સમતોલપણું સાચવી જીંદગીની પ્રભાતને પ્રકાશીત કરવી એમાજ આત્માનો આનંદ છે. એમાજ મિનોઇ મોજ છે. એમાજ જીંદગીની ખરી ખુબી અને ખુબસુરતી છે. તમારામાં જો તેવી કંઇ ખુબી કે ખુબસુરતી હોય તો તેમાં વધારો કરી દર દીન તેને ખીલવવામાં ઓ વ્હાલા વાંચકો પ્રભાતના પ્રકાશનો ઉપયોગ કરશો!

# દુરબીનમાંથી બહાર

## અને

# દર્શને દુનિયા.



**લડતાં લશ્કરમાં દારૂનો ઉપયોગ.** નામદાર બ્રીટીશ સરકારની આબકારી નીતી કેવા પ્રકારની છે તે તકરાર બાજુએ મુકી-ગીયા મહીનામાં આપણા ભલા પાદશાહ નામવર રાજા જ્યોર્જનો દીલાવર દાખલો "દારૂ"ના સબંધમાં જાહેરમાં આવ્યો છે તે ખરેખરો વખાણુવા લાયકજ છે. હમના જે કમનસીબ સંજોગો વચ્ચે યુરોપની ભુમી ઉપર ભયંકર લડાઈ ચાલી રહી છે તેમાં ભાગ લેતા સીપાહીઓમાંથી દારૂની બદી દુર થાય તેના સંબંધમાં જુદા જુદા રાજ્યો ઘણી તરેહની યોજના રચે છે. અને "રસીયન" લશ્કરમાંથી દારૂનો ઉપયોગ નાબુદ કરવાનુ ફરમાન જાહેરમાં પણ આવ્યું છે. આપણા બ્રીટીશ લશ્કરને નામદાર લોર્ડ કીચનરે ઘણીજ કીમતી સલાહ આપી છે કે દારૂથી નીરાળા રેહવું; પણ સઉથી વધારે સરસ તો કીંગ જ્યોર્જે પોતેજ દાખલો બેસાડયો છે કે પોતાના ઘરમા તેમજ બાહેર દારૂનો ઝઝો ઉપયોગ કરવો નહી અને એ દાખલો લઇ લશ્કરમાંથી દારૂની બદી જો દુર થાય તો તે કામમાં સ્હાય થવાની પોતાની મરજી જાહેર કીધી છે.

દારની બદી ઉપર વિવેચન કરવાની કંઇબી જરૂર નથી. એ જીવલેન ઝેહરથી કેવી ખાના ખરાબી થાય છે તેની ઉપર કંઇબી સરેહની જરૂર નથી. એ દારૂની બદીથી લશ્કરમાં કેવી બીમારી પેદા થાય છે અને લશ્કરનો સામન્ય બાંધો કેવો નબળો પડી જાય છે તે સઘળુ ધ્યાનમાં લઇને નામદાર જ્યોર્જે જે ફરમાન બાહેર પાડયું છે તેની ઉપર વેહવાર અમલ થાય તો કેવું સારૂં!

**અથોરનાન મંડળ.** જરથોસ્તી તોલાની બુલંદીનો આધાર તેના ધર્મ-ગુરૂઓની ઉપર છે અને તેઓની બેહતરીનો સવાલ પારસી કોમમાં એટલી બધી વાર ચરચાઇને ચવાઇ ગયો છે કે હવે તો કંઇ વેહવારૂ ઉપાયો યોજી આ ગરીબ બીચારા હીનાતા અકૂલાતા "અંધ્યારૂઓ"ની હાલત તમામ રીતે સુધારવા સમારવાનો મુશ્કેલ સવાલનો જેમ બને તેમ જલદી નીવેડો લાવવાની જરૂર છે. અને અમો જાણીને ખુશી છઇયે કે ગયા એપ્રીલ માસમાં એક નવા મંડળની સરૂઆત થઇ છે જેને "અથોરનાન મંડળ"નુ ટુંકુ પણ ભપકાભર્યું નામ આપવામાં આવ્યું છે. જેટલુ નામ ભપકાભર્યું છે તેટલુ તેનું કામબી ધરખમ થાય એવી અમારી ઉમેદ છે તે પાર પડશે? કે રખેને જેટલુ તેનુ ટુંકુ નામ છે તેટલી ટુંકી હયાતીમાં તે ખતમ થશે! ખુદા કરેને હવે કંઇ જરથોસ્તી કોમમાં સંપ રાજ્ય કરે અને ધારેલાં મુસતકીમ કામો કોમની ઉન્નતીને માટે પાર પડે. "અંધ્યારૂ"નો દરજ્જો કેટલો મોટો છે-ધર્મગુરૂની પદવી કેટલી બુલંદ છે અને દસતુરનો ઓધો કેટલો મોતેબર છે તે આપણે સર્વ જાણીયે છીયે. તે આપણે "જાણીયે છીયે." પણ "પાળીયે છીયે" કે? આજ કાલ ગરીબને અભન અંધ્યારૂઓ બીચારા અજ્ઞાનપણાના અંધકારમાં કેવાં ગોથાં ખાય છે, આજે મોબેદોની મરતબ રાખનારા બેહદીનો કયાં છે?

દસતુરોનો દરજ્જો સાચવનારા દીનદારો આજે કયાં છે? સઉ ઠીકો ઠીક છે.

બેહદીનો અને મોબેદોની જોડીથીજ પારસી જરથોશ્તી કોમ તકી રહી છે અને રહેશે.

બન્નેને એક બીજા ઉપર આધાર અને આસરો છે પણ કેટલો કમનસીબીભર્યો આ સવાલ છે કે મોબેદ પોતાની અભન અને ગરીબ હાલતમાં બેહદી-નોથી હીનાય છે અને બેહદીનો શીખેલા પઢેલા અને સાચ્ચા ધાર્મિક ધર્મગુરૂઓની રાહબરી વગર રાતને દહાડો કેવા તલવે છે અને હેરાન હેરાન થાય છે. તમો જાણો છો કે ખુદ "મોબેદી તોળા"માં કેવી અને કેટલી મતફેરીઓ આજેબી ૨૦ મી સદીના કેલવાયલા જમાનામાં મોજુદ છે.

ભગરીયાઓ અને કકરીયાઓ અને મીનોચેહર હોમજીનાઓ અને ફલાના ચીનાઓ વચ્ચે "હક"ની લડત અને કીર્યા કામોની મમતભરી મતફેરી અફસોસ કે આજેબી મોજુદ છે. "અથોરનાન મંડળ" શું કરી બતાવે છે તેજ હવે જોવાનું રહ્યું છે.



**"ગુડ લાઇફ લીગ."**

એપ્રીલ મહીનામાં અત્રે બે મંડળોની સ્થાપના થઇ. એક તો ઉપર કહેલુ "અથોરનાન મંડળ" અને બીજું તો આપણા શેહરના કેટલા ઉમંગી પારસીઓની બાહેધરી હેઠળ જન્મ પામેલું એક નવું મંડળ નામે "ગુડ લાઇફ લીગ." નામના ત્રણે અક્ષરો ઇંગ્રેજી? પણ તેના દેશી કામ દારો "ઇંગ્રેજી"જ કામ કરી બતાવશે કે?

આ પુર્થવી ઉપર જાણીતા શેહરોમાં ઘણા ઘણાંઓ ઉભરઇ જતા મંડળો છે તેમાં વળી એકનો નવો વધારો! આપણે તેઓના કાર્યને ફતેહ ઇચ્છીશું અને જેઓ "બેડ લાઇફ લીડ" કરતા હોય તેઓને "ગુડ લાઇફ લીગ"નો હવાલો સોંપીશું કે દુનિયામાં ભાઇબંધી, ખરી અને ખુબીવતી ભાઇબંધીનો વધારો થાય અને પોતાની મમત અને મતફેરીમાં લોકો જીંદગી ગુજારે છે તેમાં કંઇ ઘટાડો થાય. "ગુડ લાઇફ લીગ"ની નેમો તો ઘણીજ ભલી ને સારી છે પણ તેને પાલનારાઓ અને પ્રગટ કરનારાઓ જો દર-રોજ જેટલા "બોલે" ભલા છે તેટલા વરતણુંકે "ભલા" થાય તો પછી આ દુનિયા જે "દોજખનુ ધામ" કહેવાય છે તે "બેહસ્તના બાગ"માં બદલાઇ જાય.

"ગુડ લાઇફ લીગ"ની નેમો અને મકસદો અને તેના સ્થાપકોના અને કરતા કારવતાઓના નામો અમોએ બબે વાર વાંચ્યાં છે અને અમો જો ભુલતા નહી હોઇયે તો જગ જાહેર થીઓસોફીકલ સોસાય ટીની નેમોનો આધારજ અને થીયોસોફીના સુંદર સાહીત્યમાં શીખવવામાં આવેલી જીંદગી સુધારવાની રીતીઓજ આ ભલા ભાઇઓએ અખત્યાર કીધી છે. એના સ્થાપકોના મુબારક નામોમાં થીઓસોફીકલ સોસાયટીના એક વેળાના કે હાલના સભાસદોજ આપણને જણાઇ આવે છે. અને જાહેર પ્રજા આગલ આ વાત છુપાવવાની જરૂર નથી કે આ સઘળા ભલા અને નેક નીશતાના સાહેબો પોતાનીજ હકુમત થીઓસોફીકલ સોસાયટીની અત્રેની શાખા "બ્લેવાટસકી લોજ"માં કમનસીબે મુકરર કરી શકયા નહી અને થોડા મહીનાની વાત ઉપર તેની એક સામન્ય સભા છોડીને બાહેર ચાલી ગયા પછી થીયોસોફીનાજ જોર અને જેહદથી આ નવું મંડળ સ્થાપ્યું છે તો તેઓ સઘળાંને આપણે મુબારકબાદી આપીશુ અને એટલુંજ ઇચ્છીશું કે એ "ગુડ લાઇફ લીગ" ખરે-ખરીજ "ગુડ" નીવડે. આ પૃથવીના પડદા ઉપર કેળવણીનો કેટલો બધો પ્રચાર થવા છતાં સામન્ય આમ લોકમાં હજી ઘણા પ્રકારનુ અજ્ઞાનપણું જાયેજ છે જેના પરીણામમાં ભલી જીંદગી કેમ ગુજારવી તેના સામન્ય બ્યાનથી તેઓ હજી બેનસીબ છે તેવાઓની આગલ "ગુડ લાઇફ લીગ"ના "લીડરો" કંઇ પોતાનું પાણી અજમાવી બતાવશે તો અમો ધારે છીયે કે તેઓ કંઇ ઉપયોગી કામ કીધેલુ કેહવાશે બાકી કેળવાયલા સખસો આગલજ કેળવણીની વાતો કરવી અને જેઓ પોતાનું ચારીત્ર ચણી શકવાને માટે બીજા મંડળોને આભારી છે તેઓની આગલ ચારીત્ર સુધાર-

વાની વાતો કરવી તે ભરેલા કુવામાં પાણી ભરવા જેવું છે. કેળવણી છતાં આજે હંકારની ધુંધમાં આપણી આસપાસ કેટલી ખાનાખરાબી, બદબોધ નીંદા ને નાલેસી ચાલી રહી છે. કેહવાતા શ્રીમંત વર્ગનો સડેલો સંસાર આજે કેવી હલકી પંકતી ઉપર ઉતરી પડયો છે. પોશાકના ખેંચાનકારક તત્વ હેઠળ અનીતી અને બેમર્યાદાપણું કેવું ઘેર ઘાલી બેઠું છે તે વિગેરે બાબદોની ઉપર જ્યારે આપણે મનન કરવા બેસીયે છીયે ત્યારે આપણે હબકે અફસોસજ છુટે છે અને ઉમેદનો એક ઉદગાર એવો બાહેર પડે છે કે "ભલી જીંદગી"ની ઝળકતી ભલાઈ ફેલાવવાનું કામ કેટલું બધુ પુણ્યવંતુ છે, અને આજેથી ભલા થવામાં અને ભલું કરવામાં કેટલુ સુખ આપી શકાય છે. "ગુડ લાઇફ લીગ"ના સુંદર નામ હેઠળ સંગીન કામ કરવાનું છે; માત્ર પોતાનીજ મતલબના વિચારો ફેલાવવા ઓરડા ભાડે લઇ દર સાંજના મળનારાઓજ વચ્ચે મળી પોતાની માની લીધેલી અને પોતે જે જીંદગી ગુજારે છે તેજ "ભલી જીંદગી" છે એવા અનુમાનથી વર્તનારાઓએ જરા આંખ ખોલીને જોવું જોઇયે કે દુનિયા કેટલી બોહલી અને પોહલી છે અને મતમતના માણસોની લાગણીઓ વચ્ચે થતી વૃદ્ધિનો ખ્યાલ કરી પોતાથી વીરૂધ મત ધરાવનારાઓથી પોતાનેથી તેટલીજ હદમાં ભલા ગણી શકે એ સંભવિત છે અને તેવી જાતના વિરૂધ મતની પણ ભલી જીંદગી ગુજારનારા "ગુડ લાઇફ લીગ"ના "લીડરો" કરતાં હજાર દરજ્જે બેહતર, જ્ઞાની અને દાનેશમંદ સ્ત્રી-પુરૂષો આ ચોખંડ દુનિયામાં પડયાં છે તેથી ભુલી જવું જોઇતું નથી. "ગુડ લાઇફ લીગ"ની સ્થાપનાનું મુળજ જો "ગુડ લાઇફ" હોય તો પછી અમારે કંઇ બોલવું નથી પણ અમોએ ઉપર કહ્યું તેમ તે જો "મમત અને મતફેરીનુંજ પરીણામ" હોય અને પોતાનાજ અહંકાર અને અભીમાનને સર્વોપરી આપવાનું જો તેમાં કંઇ ભાન હોય તો પછી એક દાનાના સખુનમાં એક સંતોષકારક સલાહ અમો આપીશું કેઃ— "Your goodness is of no use to you if you are not good to *others*."

# ગઈ તે ગઈ.



રચનારઃ—"ફકીર"

સુનો મુજ અંધની અરજી, રહેશે દીલ સદા કરજી
લાવો ગઇ તેણી ક્યાં? દરશન લેવા થઇ મરજી
રમી થોડા દીન મુજ સાથ, શાખી મેં માહરી બાથ
કરી રડતો કાં' ગઇ ચાલી, ભણું છું તેણીનો હું પાઠ
ચલાવતી ચાલ લટકાલી, બની માળણ હું માળી
હાય! કરમાયુંજોબન તેણીનું, દીસે દુન્યાં બધી ખાલી
ક્યાં ઢુંઢું? ક્યાં ખોળું? ક્યાં પુછું? ક્યાં બોલું?
અરે! ગઇ તેણી બીજા સાથ, રડતાં હાથ હવે ચોળું
ફકીર બનાવી ગઇ-તે-ગઇ, ન પાછી આવવાની રહી
દગો દઇ જેણી ચાલી ગઇ, જુવાની ગઇ જુવાની ગઇ

જયસી ચાલ પાણીકી, વયસી જુવાની હય
ભર કટોરા, ગર પીયા, તો ફકીર લા શાની હય!

# તાબેદારી.

લખનાર:—મી. જાંહગીર દારાશા દુંગાજી.

તાબેદારી એ એક ખુદા તરફની આદમ જાતને ઉમદા બક્ષેસ છે, જે વડે સામા ધણીનું માન અથવા યાદ આપણે ખેંચી સકવાને નશીબવાન થઇએ છીયે. ઘણા એક ફીલસુફો તેમજ લેખણબાજો પોતાની કલમના જોરે યા મેજાંની શકતીથી તાબેદારીને એક આશીરવાદ સમાન લેખી ગયા છે. અને તેઓનાં લખાણ ઉપરથી પણ માલમ પડે છે જે તાબેદારી આ દુન્યાનો મુખ્ય પાયો છે. તાબેદારી ઉપર કાંઇ એક પુસ્તકો રચાયાં છે તથા એ ઉપર આજ સુધી ઘણું બોલાયું છે. તો પણ આપણે હજી તુલીક તેની ખરી ખુબી પીછાનવાને બે નસીબ રહ્યા છીયે.

આપણે સારી રવેશે જાણયે છીયે જે આ દુન્યા તાબેદારી વગર ચાલી શકતી નથી, યાને આપણે જ્યાં પણ જોઇશું ત્યાં સઘલે તાબેદારીજ છે. એક ચાકર શેઠને, શેઠ સતાવાલાઓને, સતાવાલાઓ સરકારને એમ સર્વ જણાં પોત પોતાનાં વડાને તાબે રહે છે. આ ઉપરથી માલમ પડે છે જે આ દુન્યાનો મુખ્ય પાયો તાબેદારી ઉપરજ રચાયલો છે.

હવે તમો નજર કરો કે એક લશકર પોતાના વડાને કેવું તાબે રહે છે! અને જો લડાઇનાં ખુનખાર મેદાનમાં તે લશકરનો વડો કાંઇ ખોટો હુકમ પોતાનાં લશકરને આપે છે, તો પણ તેવા બારીક સમયમાં તે લશકર પોતાના વડાને તાબે રહી તેના ખોટા હુકમને માન આપી પોતાની અમુલ્ય જીંદગીને લડાઇનાં મેદાન તરફ ઝીપલાવે છે: અને તેવા સમયે મોહતનો કશો પણ ડર ન રાખતાં પોતાનાં વડાને તાબે રહી પોતાના કીમતી જાનનો નાશ કરે છે, અને આવા ખોટા હુકમથી એક નહીં પણ એવા સેંકડો નીરદોષ જીવડાઓ માર્યા ગયા છે, આ તે ખરી તાબેદારી કહેવાય!

એ વીષેનો ખાસ સફો આજે આપણું ધ્યાન ખેંચી રહ્યો છે અને તે ઇંગ્લાંડની તવારીખમાં સોનાના હરફે લખાયલો "Charge of the Light Brigade" નામે જાણીતો છે, તેમાં તે લશકરનો સરદાર પોતાનાં લશકરને તોપોનાં મોંઢ ભણી ધસી જવાનો હુકમ આપે છે, અને તે ૬૦૦ બાહદુર લડવૈયાઓ તેનાં ફરમાનને તાબે રહી તે પ્રમાણે ધસી જાય છે,- અને આખરે માત્ર ૧૯૦ આદમી આ ખાકી જેહાંન જોવા પામે છે જ્યારે બાકીનાઓ પોતાનું નામ આ જેહાંનમાં તાબેદારીને સારૂં અમર કરી ગયા છે.

આપણે એ વીષેનું બ્યાન ઇરાનની તવારીખમાંથી પણ કાંઇક મેલવી શકયે છીએ અને ત્યાં પણ તાબેદારીને સારૂં એક ઉમદા દાખલો આપણી નજરે પડે છે; જે વીષે કયો જરથોસ્તી અંજાણ હશે?

સ્યાવક્ષ કે જે ઇરાનના પાદશાહ કૈકાઉસનો બેટો હતો તેને એક દીન પોતાના બાપ સાથ ચોકસ બાબદ સર તકરાર થવાથી પોતાના બાપના હુકમનો અનાદર કરી અને તેની દરબાર છોડી તુરાન દેશનાં પાદશાહ અફરાસ્યાબ પાસ તે ચાલી ગયો. અને ત્યા થોડોક વખત બાદ તે અફરાસ્યાબની દીકરી સાથ લગનના ગાંઠથી જોડાયો; પણ ટુંક વખતમાં અફરાસ્યાબનો કોપ તેની પર ઉતરયો અને આખરે તે પાદશાહે તેને ગરદન મરાવ્યો. મરતી વખતે તે બોલ્યો કે "જો હું મારા પેદરને તાબે રહયો હતે તો આજે મારી એવી દશા થતે નહિં" પણ અફશોસ કે એ પશ્ચાતાપ બહુ મોડો હતો.

આથી આપણને માલમ પડે છે જે કેટલાક શખ્સો તાબેદારીનાં લીધે અમર થઇ ગયા છે કેટલાકોએ તાબેદારી સારૂં પોતાનો જાન પણ કુરબાન કરયો છે; અને જ્યારે કેટલાકો તાબેદારીના અનાદર કરવાથી દુઃખી પણ થયા છે કે જે વીરેનો મજબુત પુરાવો આપણે સ્યાવક્ષનાં દાખલામાં પુરવાર કરી ગયા છીએ.

આ ઉપરથી એમ નહીં સમજવું જે તાબેદારી માત્ર ગરીબોને સારૂંજ સરજાયલી છે, પણ એથી ઉલટું તાબેદારી ગરીબો તેમજ તવંગરને માટે રચાયલી છે. કદાચ કોઇ તવંગર પોતાના પૈસાના જોરે ગરીબોને તાબે રાખી શકશે; પણ તેજ તવંગર સરકારને તાબે છે, એમ પણ ભુલવું નહિ. આથી આપણે જોઇયે છીયે જે આ ખાકી જેહાંનમાં સર્વથી પહેલી અને સર્વથી અગતની ચીજ જો કાંઇ પણ હોય તો તે "તાબેદારી" છે.

# સરજતનાં સાંકળ

યાને

# મોત અને માફી

(એક પારસી સંસારી ચાલુ વાર્તા)

લખનારઃ—'રશીક'

### પ્રકરણ ૧૪ મું.

જમશેદજી શેઠનો મિજાસ આજે કમનસીબે બર ખેલાફ હતો.

તેહેમીનાને પોતાની માયને મળવા જવા દેવાની આપાની લુચ્ચાઇ તેવણુને કાંઇ પસગવટ માલમ પડી આવી હતી, કેમ તે અમને ખબર નથી. તે બંન્ને મા દીકરીને મેળવવામાં ફિરોજે જે ભાગ બજાવ્યો હતો તેનીથી તેવણુને જાણ થઇ હતી અને હજુથી ફિરોજે તેણીની 'કાઢી મુકેલી' બેરીનો પીછો નહીં છોડયો હતો તે વાતથી તેવણ બહુજ છેડાયા હતા; એમ કાંય? કમનસીબ સંજોગે વાજબી યા ગેરવાજબી સબબે વિખુટી પડેલી માયને તેનાં પેટનાં બચ્ચાં મળે તો તે તેમાં તેમના બાપોને એટલો વાંધો કાંય? એ ફકત આપણે વારતાઓમાંજ નહીં પણ આપણા ખુદ જીવતા જાગતા સંસારમાં આપણે ડગલે ને પગલે જોઇયે છીયે.

તેહેમીને તેની માય સાથે ભવિષ્યમાં મળતી અટકાવવાને તેવણે શું ઉપાય લીધા હતા અને શું લેવા ધારતા હતા તે આપણુને જણાયું નથી, પણ એટલું ખરૂં કે આવા જે વખતે 'રડતી રડતી' દુરમાં જવા પોતાના ગાંસડા પોટલા બાંધતી હતી તેજ વખતે બેહેલાકાકા જમશેદજીને મળવા તેવણુને બંગલે આવી ઉભા હતા.

બેહેલા કાકાને જોતાંજ જમશેદજીનો ચ્હેરો ચીડનો માર્યો કઠોર થઇ ગયો અને તેવણ તેની સામે ભવાં ચઢાવી ઉભા.

"બેહેરાંમજી તમે શું કામ આયાછ તે હું જાણતો નથી-તે છતાં જે કહેવું હોય તે ટુંકમાં પટાવી ચાલતા થાઓ, કેમકે મને હાલ કામ ઘણું છે."

બેહેલા કાકા આય ઠેહેરાથી બીચારા ચકરવકરમાં પડી પાણી પાણી થઇ ગયા અને ત્યાંથી મુગા મુગા પોબારા ગણી જવાનું તેવણુને ઘણું મન થયું પણ, નહીં, જે વાત તેવણ કહેવા ત્યાં આવ્યા હતા તે તમામ પુરેપુરી કહ્યા સિવાય ત્યાંથી બાહાર નીકળવું નહીં એવો પક્કો ઠેરાવ કરીનેજ તેવણ ત્યાં આવ્યા હતા.

જમશેદજીને બેહેલા કાકા તરફ એક નોકર તરીકે માન હતું. બેહેલા કાકા એક નોકર હતા પણ બીજા નોકરોની કીસમના નોકર નહીં હતા એટલે તેણે તેને બેસવા એક ખુરસી બતાવી અને પોતે એક સોફા પર બેઠા.

તેની લગભગ સામેજ જમશેદજીએ બુનાવેલી ખુરસીની છેક કોર પર પોતાના બે પગને ગુંઠણ આગળથી બીડી તેવણ બે પગના એક ખાંચામાં પોતાના બેઉ હાથની મુથથી દાબી ખભો ચ્હડાવી બેઠા અને મનમાં યથા અષેમ ભણી વાત શરૂ કીધી જરા પેહેલે લહડયા પણ પછી તેવણુને હીંમત જે આવી તે જાણે "પંજાબ મેલ" છુટો!

તે વાતજ એવી હતી કે જમશેદજીએ મોંહ ફાડીને તે સાંભળી.

વાત પુરી થઇ અને જાણે પોતાનું કામંબી પુરું થયું હોય તેમ બેહેલા કાકા પોતાની ખુરસી જરા દુર ખસાડી જરા ફરાગતથી બેઠા.

થોડોક વાર બંન્ને ચુપજ બેસી રહ્યા. તે ઓરડાની જમણીગમ ગોઠવેલી એક સાઇડબોર્ડ પર મુકેલાં આરબલના ઘડીયાલની ટીકટીક સિવાય બીજો કશો અવાજ ત્યાં સંભલાતો નહતો.

જમશેદજીને તેમના વિચારમાંથી જાગૃત કરવા બેહેલા કાકાએ એક ખંખાર માર્યો અને બેહેલા કાકાની ક્રૉસ એકઝામીનેશન શરૂ થઇ.

"તમે ફીરોજશાહનીજ નોકરીમાં હજુન છેવોની ?"

"જી હા, મારા મુરબ્બી"

"ત્યારે મારી આગળ જે હમણાં તમે વાત કીધી તે તમે તમારા શેઠને જણાવીછ કે ?"

"હજુન નથી કેહી મારા મુરબ્બી."

"જુવોની બેહેલા કાકા—અરે બેરાંમજી એ તમારી મુરબ્બી અને મુરબ્બો તમારા શેઠને વરે રહેવા દઇ મારી સાથે સીધી વાત કરો; એમ તમે ચેંગા મેંગા મારી આગળ થશો તેથી તમે જે મને બધું કહેવા નીકળયાછ તે હું માની દેવસકે ?"

"વારૂંજી"

"તમે અગાઉ તમારા શેઠની એવી કાંઇ ખાનગી વાતની ખણખોદ કીધી'તી કે ?"

"નહીંજી"

"હું કેમ માનું કે તમુને એવી ચાવાચીવીની ટેવ નથી"

"હું સૉગંનપર કેહુંછ, મુર-બરે-સાહેબ."

"ત્યારે આવજ વાત તમે કેમ સાંભળી ?" ત્યાં જરા આપણા બેહેલા કાકા શરમાઇને લાલચોળ થઇ ગયા.

"તે-સાહેબ-છે તે-કરીને-સાહેબ—"

"જુવો બેરાંમજી; મારી આગળ બધું હું જે પુછું તે છે-તે-છે-તે કર્યા વગર બરાબર કેહો નહીં તો હું તમુને અંહીંથી રસ્તો પકડાવસ"

"નહીં, સાહેબ—આય તમારી ને તમારા-હીરીનબાઇ વચ્ચેની પંચાતની મને થોડીક અડછી ખબર પડીને—"

"તે તમારી જીજ્ઞાસા ઉશ્કેરાઇ, એમજ કેની ?"

"હાજી, બરાબર."

"વારૂં ત્યારે તમારા શેઠને પેલી વચ્ચેની વાર વાર થયલી મુલાકાતોની સાબેની આપવા તમુને તો મારા એક સાક્ષી દાખલ બોલાવેલા કેની?"

"હાજી."

"તે તમો કોર્ટમાં સાક્ષી આપેલી કેની?"

"હાજી,"

"ત્યારે આવે વાતે કહેવા તે વખતે તમે કયાં બાઇ સુતા'તા ?"

"તે જુવો હાએબ, મને મારા હેઠનો વિચાર પહેરે આવે કેની ? હવે હીરીનબાઇ જે મારા હેઠને મળેલાં ને મેં હેઠનાંજ બારણા આગળ વાત હાંભરેલી તે વખતે મારા હેઠનો વીચાર હું ઉતો તે મેં હાંભરી લીયેલી ને જો કે બાઇએ તો તે વિચાર જાણતાં છરી ઉંચકેલી પણ, હેઠ, આપરે ગરીબ મનીખની અકકલ કેટલી ! ઉં એમ હમજેલો કે હીરીનબાઇ ગુસ્સાં થઇ તો કદાચ—"

"હા, બોલો બોલો-આગળ બોલો"

"નીહ હાએબ મારી જીભજ નીહ ઉપરતી તી"

"ત્યારે હમણાં કાંય ફુટી નીકર્યા!"

"તે મારી બેહેને મને કીહેલું—"

અને ત્યાં બેરાંમજી પોતે બોલતાં ફસી જતા હોય તેમ અટકીને ઉભા, કેમકે હીરીનને ઠરીઠામ પાડવામાં તેમનો હાથ હતો એમ જમશેદજી જાણીને રખે ચીરડાઇ પડે તેની તેવણને ધાસ્તી લાગી.

"તમારી બેહેન ? તમારી બેહેનબી વળી છે કે ?"

"હારેજી, મારી બેહેન જહાં રહેછ કેની તાંજ કેહાં બાઇ રહેતાં છે તે કાંઇ મારી બેન તેવણને મળી હોસે તે કહેતી'તી કે બીચારી હીરીનબાઇના હાથ અવતાર પરી ગીયાછને બાપારી રાતને દાહારો રડ-બેઠાને—"

"હાય? તવળેજ કાંય? પીરોજંશાતો તેને મળેછ બેરેછ ને એમ કેમ? વારૂં એ જહાં રહેછ તે જગા તમારા શેઠેજ અપાવીને તાંહાં રાખી કેની?"

"નીરે હાય, તેવણુનેતો પ્હેલું મેંજ કેહ્યું તારે તેવણુને બાઇનું ઠેકાણું માલમ—

"આય તમે ખરંજ કેહોછ? કાંય જુદા થઇને જુઠું બોલોછ, બેરાંમજી?"

"હેવો હાય આય જુવો" એમ કહી ઠાક દઇને ઉભા થઇ એક હાથે કસ્તી પકડી અને બીજે હાથે દગલાં અને બતીવાનનાં ઉપરનાં બટન છોડી નાંખી સદરાનું ગેરેબાન હાથમાં પકડીને ઉભા.

"ત્યારે, તમે તે બેઉના પેલા મેલાપની વાત કેહી તે સાચીજ છે? પેલીએ તમારા શેઠને તુચ્છકારી કાઢયો'તો એ ખરૂં છે?"

"બોલે બોલ ખરૂં–કેહો તો જંદવરતાની ચોપરી લેઇને કેહું."

"નહીં, હમણાં નહીં, પણ હું જેની આગળ તમોને લઇ જાઉં તેની આગળ તમે સોગંદ પર કહેશો?"

"જી હા,"

"ને તે તમારૂં આય કહેવું બધું લખી લઇ તમારી સહી માંગશે તો તમે આપશો?"

"બરાબર આપસ, કાંય નહી હાએબ?"

જમશેદજી હવે વિચારમાં પડયા; એટલો બધો વખત તેવણુ શાંત બેઠા કે બેહેલા કાકાને ત્યાં એક હાથમાં ગેરેબાન અને બીજા હાથમાં કસ્તી જેમ તેવણુ પકડીને ઉભા હતા તેમ ઉભુંજ રહેવું કે ચાલી જવું તે તેવણુને સુઝ પડયું નહીં.

"બેહેલા કાકા, આય બધું તમે ખરંજ કેહોછ?"

"મુરબી, આય હું તે જાણોછ કે?" કરી પેલા બે હાથો રોકાયલા તેવણે બતાવ્યા "બેહેલાકાકાને તમે તારે ઓરખ્યો નહીં મુરબી-તેને મરે છરીથી ફેરે કેની તો કસ્તીને તે જુઠો હાથ ની લગારે, મુરબી."

ત્યાં જમશેદજી ઉઠયા ને લીટીવાલાં ફુલ્સકેપનો એક તાવ લાવ્યા અને તે તેબલપર મુકી ત્યાં શાહીનો ખડયો અને સ્ટીલ પેન બ્લોટીંગ સૌ ગોઠવી ત્યાં બેહેલાકાકાને બોલાવ્યા.

"જોઉં લેવો તમે મને જે કહ્યું તે બરાબર લખી કાઢી તમારી સહી કરો જોઉં"

"તે હેઠ મને લખતાં એવું—"

"તમે ગામ કાગળ લખોછ કેની? તો તેમ આય બરાબર લખોની!"

બેહેલાકાકાએ લખવાનું શરૂ કીધું.

પ્હેલાં તો કલમની ટાંચ તપાસ્યે તેમ સ્ટીલ પેનની તેવણે તાંચ તપાસીને તે શાહીમાં બોલીને લખવા બેઠા.

પા એક કલાક થયો ને કાગળને હજી ઉપલેજ ભાગે તેવણુને ફાંફાં મારતાં જોઇ જમશેદજી ઉઠી તેવણુની આગળ ગયા અને કાગળમાં ડોકું ખોસ્યું.

"એ શું બધું આબડ ગુબડ લખ્યું? 'આય બધી દુન્યાને ખબર પુગારૂંછ કે હીરીનબઇનો કાંઇ વાંક નથી ને જમહેદજી હેહનોબી વાંક નથી ને મારા હેઠ દાકતર પીરોજહાનોબી વાંક નથી ને મારોબી વાંક નથી ને ઉએ—"

"એ બધું શું લખોછ? કોઇનો વાંક નથી ત્યારે વાંક કોણુનો? ને તમુને પણ પુછયું કોણે કે વાંક કોણુનો તે શોધી કાઢો? અરવાપા તમે લખતા, લાવો હું લખી કાઢું ને તે બરાબર વાંચીને તમે સહી કરજો."

"તે હાય માફ કરજો, પન મકુંજે એમાં મને અરચણુતો નહીંની?"

"અડચણ? અલબત, એમાં એકબી બોલ જુઠો હોસે તો તમુને બતંબે—"

"અરે, તારે કંઇ નીહ, ખોટો હોય તો કની?"

"હા."

"લખો તારે બેલાહક હેઠ લખો. લાવો કેહોતો પ્હેલેજ મારી હઇ કરી દહકત મુકું? લાવો."

"તમે અપટ છેવો? તમે પ્હેલેથી સહી કરોને પછી હું મારી મતલબનું લખું તો? તમે જોઇ તપાસી મેં લખ્યુંછ તે બરાબર છે કે નહીં તેની ખાતરી કરીને સહી મુકજો."

"ની હાબ, તમે તેવા નીમરે-તમારીથી એમ થાયજ નીહ-તમારૂં તેવું લોહીજ નીહ તે?"

"વારૂં ત્યારે, હવે પટપટ ના કરતા હું લખું ત્યાં વેર મુગાજ બેસજો."

"વાઃ મુરબ્બી—હવે મુરબ્બી કેઉની હાએબ?" જમશેદજી આખરે જરા મુછમાં હસ્યા ને બેહેહ્લા કાકાએ જોયું કે તેવણુની ફત્તેહ થઇ હતી, બાકી જમશેદજી એમ હસે?

આખરે તે લખવાનું કામ પુરૂં થયું અને જમશેદજી ઉઠીને બેહેલા કાકા આગળ આવ્યા અને તેવણે લખેલા ખુલાસો બેહેલા કાકાને વાંચી સંભળાવ્યો.

તે ખુલાસો કાંઇજ નહીં, પણ જેમ વાંચનારાં અત્યાર આગમજ ચેતી ગયાં હશે તેમ શીરીન અને ફિરોજ વચ્ચેના પેલા યાદગાર મેળાપને લગતો હતો. તે મેળાપની વાત જમશેદની આગળ ફિરોજે તેણે પ્હેલી મુલાકાત લીધી તે વખતે છુપાવી હતી અને મુસાફરીથી પાછો ફરી જ્યારે તે જમશેદજીને મળ્યો હતો ત્યારે તે મેળાપ તેણે તેવણને જાહેર કીધો હતો, પણ જમશેદે તે મેળાપની વાત જોડી કાઢેલી તરીકે હસી કાઢી હતી. ત્યારે બેહેલા કાકાથીજ જમશેદજીની ખાતરી થઈ કે તે મેળાપની વાત ખરીજ હતી અને શીરીને ફિરોજ સાથે પરણીને એક થવાની વાત સદંતર તુચ્છકારી કાઢી હતી; ત્યારેજ જમશેદજીએ જાણ્યું કે કોઇણી વખતે ફિરોજે શીરીનનાં અંગને એક આંગળી વડીક નહીં લગાડવાનો ફિરોજે શીરીન આગળ યકરાર કીધો હતો. ત્યારેજ હવે જમશેદજીની ખાતરી થઇ કે શીરીન સાચી અને તેવણુનેજ વફાદાર હતી, અને ખરેખર જો શીરીન અને ફીરોજના ત મેળાપની વાત કોઇ તેવણના વિશ્વાસુ દોસ્તે જમશેદજીને કહી હતે તો જે બધો ગડબડ ઘોંટાળો થયો હતો તે નહીંજ થતે.

"કેમ, આય બધું મેં લખ્યુંછ તે ખરૂં છેની? બોલોબોલ તમે મને જે કહેલું તેજ મેં લખ્યુંછની?

"હાજી, મુરબ્બી, બરાબર છે. પન પન—"

"શું ? કાંઇ રેહી ગીયુંછ કાંઇ ખોટું"

"ની જી, છેતો બરાબર પન ઇમાં એમ લખોની કે શીરીનનો કાંઈ વાંક નીહ મરેને ને—"

"બસ પટપટારો છોડો, બરાબર છે કે?"

"હાજી."

"લેવો ત્યારે હવે તમારા દસ્કતે હું લખાઉંછ તેમ લખીને તમારી સહી કરો"

એમ કહી, બેહેલાકાકાએ લખવાનું શુરૂ કીધું.

"ખુદાને હાજર નાજર—લખ્યું?"

"જી, હા,—તમે હાએબ, ધીરે ધીરે બોલતા જાઓ, હું લખસ, તમે મને પુછવા ના થોભો."

"એમ? ત્યારે આગળ ચાલો—તા૦ ૨૧ મી જુને ડા. ફીરોજશા પતેલ અને બાઇ શીરીનબાઇ જમશેદજી શેઠના વચ્ચે જે મુલાકાત, ડા. ફિરોજશાનાં ઘરમાં થઇ હતી તે મુલાકાતનો આય બોલેબોલ સાચો અને ખરો હેવાલ છે. એ મેં મારા શેઠ ડા. ફિરોજશાના ઓરડાના બંધ બારણા આગલ ઉભા રહી બધી હકીકત સાંભળી હતીઃ-ચાલો આજની તારીખ લખો ને તમારી સહી કરો. દસકત પોતે કરીને કરજો— અરે ઉભા રેહો—સહી ના કરતા"

એટલું બોલી તેવણે ઘંટ માર્યો, જેના જવાબમાં એક હમાલ આવ્યો, જેને તેવણે હુકમ કીધો—

"જહો છાપખાનાવાલા પીરોજશા શેઠકું બોલાવ"

મી૦ પીરોજશા અંપું, ઓરફનેજ પ્રેસ તરફથી જમશેદજીની આફીસનું છાપવાનું કામ લેતા તેવણને ત્યાં આવતા જતા હતા અને આજે પણ તેજ કારણસર તેઓ આવેલા હતા. તેવણ ત્યાં આવતાં જમશેદજીએ તેવણને કહ્યું—

"જરા આય બેહેલા કાકા સહી કરેછ તે તમે જોઇ તમારી સાખ મુકોની—ચાલો સહી કરો બેહેલા કાકા" બેહેલા કાકાએ સહી કીધી અને પીરોજશાએ સાખ મુકી અને ત્યાંથી તેવણ ચાલતા થયા કે જમશેદજી અને બેહેલા કાકા બેઉ પાછા એકલા પડ્યા, અને જમશેદજીએ જો કે સીધી રીતે નહીં, પણ વાત કરતાં કરતાં આડકતરી રીતે બેહેલા કાકા પાસ તેવણની બેહેનનું સરનામું જાણી લીધું અને પછી એમ શેઠ લોકનાં બારણાં આગળ ભરાઈને કોઇની

વાત નહીં સાંભળેથી તે વિશે એક નાનું જેવું લેકચર કરી બેહેલા કાકાને તેવણે ત્યાંથી રવાના કીધા.

"અરે હાં—એમ આવો બેહેલા કાકા" બેહેલા કાકા છેક કમ્પાઉંન્ડની બાહાર નીકળી ગયા પછી જમશેદજીને કાંઇ યાદ આવ્યાથી તેવણને પાછા બોલાવ્યા.

"જુવો તમે આવે કપડે મારે ત્યાં હવેથી આવતા ના, કાંઇ ગરમ ડગલો—બગલો સીવ્જો છે કેની? ને આય જોડાના શું હાલ ને પાઘડી–ઉડઉ એ બધું—"

"તે લાબ, ગરીબ મનીખ કાંથી લાઉં? ને જરા એણી ગમ પેલી ગમ ફાટેલું ઓઢે તો પણ કાંઈ ડાઘ કે ફુવ કાંઇ છે? જુવો" એમ બોલી બધે ગોળ ફરીને પોતાનો ડ્રેસ તેવણને તેણે દેખાડયો.

"વારૂં વારૂં, પણ જરા થોભો!" એમ કહી જમશેદજી અંદર ગયા અને જરા વારમાં પાછા આવી તેવણે બેહેલાકાકાના હાથમાં એક બંધ પરબીડું મુક્યું.

"લેવો આપ–હમણા ઉઘાડતા ના ઘેરે જઇને જોજો—એમાં કાંઈ ચીઠી છે!"

પણ બેહેલાકાકા એમ ઘેરે પુગેજ શાના? તેવણનો કાંઇ જીવ રહે?

રસ્તામાંજ તે ચીઠી ઉખેડીને જોઇ તો તેમાંથી સો રૂપીઆની એક નોટ નીકળી—અને ત્યારેજ બેહેલા કાકાને માલમ પડયું કે જમશેદજીએ તેવણને પોતાનાં કપડાંને માટે તેડીને જે ખખડાવ્યા હતા તે માત્ર ઢોંગ હતા.

* * * *

બેહેલાકાકા ગયા કે જમશેદજી હાલમાં બેસી કાંઇ ખુબ વિચારમાં પડયા. એ વખતે તેવણનો ચ્હેરો બેહુજ ઉદાસ હતો અને જો અમે ભુલતા ન હોઇએ તો તમની આંખોમાં આંસુ હતાં, તેમ જો હોય તો તમારે ખાતરી રાખવી કે તેવણને કાંઇ ઘણીજ મજબુત લાગણીએ ઘેર્યાં હોવાં જોઇએ.

હવે તેવણ પોતાના ઓરડામાં જવા ઉઠયા અને જતાં જતાં એક હમાલને પુકારીને તેવણની મોટર સાવ્ત્રા વરદી કીધી, અને હાલમાંથી ઉપર પોતાના ઓરડા તરફ તેવણ જાયછ તેટલાં દાદરપર તેમને આયા મળી. આયા રડતી હતી અને તેની કેડપર તેહેમી દબાઇને બેઠી હતી. આયા રડતી હતી કેમકે તે ઘણી જુની આયા હતી અને શેઠે તેણીને આજેજ રજા આપી હતી.

"આયા, તું હમણાં જતી ના, બુચીને તૈયાર કર, હું એને બાહાર લઇ જાઉંછ ને તું હું આઉં પછી હું કેહું તો જજે."

"વારૂંજી" કરી દબાપલે સાદે આયા બોલી અને બુચીને તૈયાર કરવા પાછી તે ઉપર ગઇ.

અને પ્રિય વાંચનાર ત્યાર પછી એક અડધા કલાકમાં તે બાપ દીકરીને લઇ શીરીનને મળવા તે મોટરકાર જેટલી ઝડપથી દોડાય તેટલી ઝડપથી દોડી.

---

## પ્રકરણ ૧૫ મું અને છેલ્લું.

તેજ દીને જે દીને સહવારે જમશેદજી નાની તેહેમીને લઇને મોટર કારમાં મજગાંમ તરફ જવા પોતાને બંગલેથી નીકળવા તેજ સાંજે ચારેકને સુમારે 'એડવોકેટ ઑફ ઇંડિયા'ની આફીસ આગળથી સાંજનું તે પેપર લઇ વેચનારા પોર્યાઓ ધોધમાર ચારે તરફ પોતપોતાની કાપી લઇ દોડતા નીકળ્યા.

"પઇ પર! આઇડવો કાઇટ!! મોટી અકસ્માતની ખબર! એકેક આનું—આઇડવો કેટ"

એ પ્રમાણે આ પોર્યાઓ અકસ્માતની ખબરથી જાહેર લોકને વાકેફ કરતા હતા ત્યારે ડા. માસીનાની આસ્પીતાલના એક ખાનગી એલાયેદા ઓરડામાં ઉજળા પુલ્લી જેવા ચેહરાની એક પારસી અબલા આવી અને ત્યાં વચમાં ગોઠવેલાં એક બીછાણાં પર સુતેલા પોતાના ખાવિંદનાં માથાંની પાસેજ પોતાની ડેક ગોઠવી બીછાણાં આગળ ગુંડળુ મરડે પડી.

તે દુઃખી ચ્હેરાની અબલા શીરીન હતી અને તે બીછાણાં પર સુતેલા જમશેદજી શેઠના હતા.

જમશેદજીનાં માય પણ ત્યાં હતાં પણ તેવણ બીજા વીઝીતરો સાથે બીજા ઓરડામાં બેઠલાં હતાં.

"જમશેદજી! ઓ મારા જમશેદ!!" ધીમે સાદે તે અભાગણી અબલા બોલી.

તેનો સાદ સાંભળી આંખ ઉઘાડી તેવણુનો ચ્હેરો જરા મલકાયો. સારે નસીબે તેવણુના ચ્હેરાને કશીજી ઇજા થઇ નહતી પણ બીચારાની છાટી કચડાઇ ગઇ હતી.

"તેહેમી કેમ છે?"

"છે, સારીફાની છે તેને અમથા ઘસા લાગાછ દાક્તરે મલમ લગાડીને તેને ઘેરે મોકલીછ"

"શુક્રાના ખોદાના!"

થોડીવાર ત્યાં ચુપકીદી પંથરાઇ.

"ડીયર, તું—ને—અરે!" ત્યાં કાંઇ દુઃખ થવાથી તેવણે મોંહ કુમળાવી બુમ પાડી.

"તું ને-મગવાજ-ને બધું-આ! બધું સમાધાન કરવાજ-હું તેહેમીને-લઇને-આવતો'તો—"

ત્યાં શીરીનની આંખોમાંથી આંસુનો ધોધમાર વરસાદ વરસ્યો અને તેણીએ પોતાના હાથમાં લીધેલા તેવણુના હાથને આંખોમાં દાબી તેને ચુંબીઓ લીધી.

"કહે શીરીન કે તેં મને માફ કીધું છે હું મરી જાઉં—"

"ઓ એમના બોલો, જમશેદજી એમના બોલો" ત્યાં તે ઓરડામાં એક નર્સ આવી પણ તે તે બીમાર આગળ જવાને બદલે બીમારને પોતાની બૈરી સાથે જોઇ એક બારી આગળ જઇને ઉભી.

શીરીને તેવણુને હવે નહીંજ માફ કરવાનો અને તેવણુને હવે નહીંજ મળવાનો પકો ઠેડાવ કીધો હતો અને જો તેવણુ પોતાની જીવતી જાગતી તંદરોસ્ત હાલતમાં તેણી આગળ આવતે તો કદાચ તે પોતાના ઠેરાવને વળગીજી રહેતે પણ આવી વખતે? ઓ ખુદા! ઓરતનાં દેયાંને—તેણીનાં જીગરને કોણ પીછાણે?

શીરીન એમ ઘસારાબંધ આપણા નાટકોમાં બનેછ તેમ કળાપીત કરતી નહી આવી હતી. આવ્યા અગાઉ તેણી ડાo માસિનાને મળી હતી અને ડાo માસિનાએજ તે બીચારીને ઘણી દીલસોજીથી ખબર આપી હતી કે તેણીના ધણીની આશા ખોટી હતી, અને જ્યારે એકની જીંદગીથી માસીના જેવો કાબેલ શાસ્ત્ર વૈદજ હાથ ધોઇને એમ કહેતો પછી શીરીનને પોતાના વરની હાલત વિષે કાંઈબી શક રહે?

શીરીનને ખુદા ઉપર પુરતો ભરોસો હતો અને તે બીચારી ઉપર પડેલાં અગાધ દુઃખોમાંથી તે ખુદાને ઘેરના ઇનસાફમાં માનતી હતી પણ આજે તેણી ઉપર તુટી પડેલા પહાડમાં તેણીએ જીંદગીમાં પહેલીજ વખત ખુદાના ઇનસાફી હાથને બદનામ કીધો હતો. ખુદાનું આ પગલું તેણીને આજે ગેરવાજબી લાગ્યું હતું.

"જતી વખત શીરીન—તારાં—નામને-પાક કરી-જવસ-મારા વકીલ ફ્રેગીને મેં બોલાવ્યોછ—તેને-પેલા બેહેલા કાકાનો-મા-રી આગળ—અરે! માયરે! કીધે લો ખુલાસો-મેં બંગલામાં—કાંહ મુકયોછ-તે કહેવસ ને ને—"

ત્યાં તે બીચારાથી વધુ બોલાયું નહીં તેનો દમ ભરાઇ આવ્યો અને છાતીમાં વધુ દુઃખાવો થયો. તેવણુનો જીવ ગભરાઇ આવ્યો.

તુરત તેવણુ આગળ નર્સે દોડી આવીને ડાo માસીના જેવણુ પાસેનાજ ઓરડામાં હતા તેવણુને તુરત બોલાવ્યા.

તેવણે ચમચી ચમચીએ કાંઇ દવા આપી અને તેવણને ઉશ્કેરાવા નહીં દેવાની શીરીનને તાકીદ કરી તે બેઉને એકલાં રહેવાની પાછી તક આપવા તેવણુ પાસેનાં ઓરડામાં જઇ બેઠા.

પેલા બેહેલાકાકાને માટે જમશેદ શું કહેતો હતો તેની તે બીચારીને કાંઇ સમજ પડી નહીં, તે છતાં તેણી મોંહ ઢાંકું રાખીનેજ તેવણુ જે કહે તે સાંભળતી બેઠી હતી.

"નહીં, જમશેદજી, એવું ના બોલો મારું નામતો આજે તમારી આય ગોદમાં હું બેદાગ માફ થઇ ગીયુંછ. તમે સારા થઇને ઉઠો કદાને ખાતર નહીં તો મારે ખાતર મેં ખમેલાં દુઃખને ખાતર જીવો અને મને મારી બાકીની જીંદગી સુધી સુખ દેખાડો. જમશેદજી આય ચાર ચીતળ લઇને—"

"નહીં, શીરીન, હું કાંઇ-નાનું બચ્ચું છેઉં? મારી આંખ-જેવી-ઉઘડી ને-ડાo માસીનાનું મોઢુંજ જેવું મેં જોયું કે મેં જાણ્યું કે-મારો કેસ-ખરાબ છે; તે ભલા-દાક્તરની આંખમાં-શીરીન-આંસુ હતાં

તે-બીચારા-આપણી કાંહાંણી જાણે એટલે એટલે ઓ! અય! મારો! આહ! મને છાટીમાંજ કાંઇ એવું થાયછ કે. ને શીરીન જો ફિરોજ તુંને ચાહતોજ હોય તે તે—"

"ઓ નહી-જમશેદ એમ બોલી મને વગર મોતે આય વખતે રીબાવીને ના મારો—"

"પણ લાંબે વખતે કહાય—"

"નહીં નહીં જમશેદજી કભી નહીં હું તમારીજ પરણેતર છેઉં ને મારાં મોત સુધી તમારીજ રહેવસ અને મુવા પછીબી તમારીજ થરસ."

"મને મને એક કીસ લે શીરીન—"

શીરીને તેવણના હોઠપર એક કીસ લીધી

"આહ! એ મારીની કીસ શીરીન, બેઉની—મોત અને મારીની એકજ કીસ હવે હવે—"

"વરી, જમશેદજી! તારે હું ઉઠી જાઉં, ડીયર?"

હવે ત્યાં જમશેદજીનાં માય, ડા૦ ફિરોજ બીજા જમશેદજી અને શીરીનના ઓળખીતાઓ તે ઓરડામાં આવ્યા અને ઉભા. ડા૦ માસીનાએ જમશેદજીની નાડ જોઈ અને મોઢું કુમળાવ્યું કે શીરીન માથે તડાપ મારી ડુસકે ડુસકે રડી પડી.

બધાંઓની આંખોમાં આંસું હતાં; જમશેદજીનાં માય ડાહ્યાં પાકાં હતાં; ઘર શું અને ઇસ્પીતાલ શું તે તેવણ સમજતાં હતાં અને જો કે પોતાના પ્હાડ જેવા દીકરાને આવાં અકાળ અને જાલેમ મોતને બીછાણે પડેલો જોઇ તેવણનું કલેજું ચીરાઇ કસાઇ જતું હતું છતાં તેવણ ઘણીજ હદ વગરની ધીરજ અને સબુરીથી એ બધું જોતાં ઉભાં હતાં.

"શીરીન, એ કોણ રડેછ? માયજી કહાં છે? માયજી, એ રડવાનો સાદ કહાં આવેછ?"

"દીકરા, હું અંહી છેઉં એ તો દીકરા કોઇ પાસે શીક હોસે તેવું સગું કોઇ રડતું હોસે."

તેવણે સફથી વાત ઉડાવી.

"શીરીન આજે સો રોજ?"

"આજે ખોરદાદ રોજ જમશેદજી"

"ને મહીનો?"

"તીર"

"ત્યારે તો આપણા લગનનોજ મહીનો ને રોજ"?

"હા, ડીયર,"

"ડા. કયાં છે?"

"કેમ, જમશેદજી, હું અંહીં છેઉં કાંઇ કહોય"

"જરા મી. ક્રેગીને મારી આગળ મોકલોની? તેવણને મેં બોલાવવા કહ્યું હતું તે આવાછ કે?"

અને હવાં, ત્યાં એકઠાં મળેલાંઓએ પોતાના ભય વચ્ચે જોયું કે જમશેદજીને હુસ્યારી આવેલી હતી જેવી હુસ્યારી એવાં બીછાણે પડેલાંઓનાં સંબંધમાં હમેશ છેલ્લીજ હોય છે.

મેસર્સ ક્રેગી, લીન્ચ, અને ઓવનની જાણીતી પેઢીવાલા બાહોશ વકીલ ક્રેગી જે પોતાના લક્ષાપતી કુલને પ્રાણઘાતક અકસ્માત થયલો સાંભળી ત્યાં દોડીજ આવ્યો હતો તે જમશેદજીવાલા ઓરડામાં દાખલ થયા અને શીરીન અને તેવણનાં સાસુ સિવાય બધા તે ઓરડામાંથી ચાલી ગયા.

અડધેક કલાકે ક્રેગી તે ઓરડામાંથી બાહાર નીકળયો અને બધાં જમશેદજીને જોવા આવેલાઓ જમશેદજીના ઓરડામાં પાછા એકઠા થયા.

"માયજી, જરા અહીં આવો"

માય બીચારાં તેવણ આગળ ગયાં. તેવણને કાનમાં કાંઇ જમશેદજીએ કહ્યું, પછી માઠ મેહેનતે પોતાના બે હાથ તેવણની ગરદન આસપાસ વિંટાળી તેવણને કોટી કીધી.

"શીરીન, સાહેબજી ફિરોજ માફ કરજે, મારી શીરીન હવે ફરમાવે તેમ કરજે. નહીં શીરીન રડ ના. જે બનવાનું હોસે તે બન્યું. તેહેમીની સંભાળ લેજે. તેને રડાવતી ના. બધું મેં મારા ક્રેગીને કહેલું છે તે જેમ કહે તેમ તું કરજે. શીરીન-તેહેમી ઓ માયરે!"

બસ, તે ગંભીર તોરવતો શાહ વેપારી જમશેદજી શેઠનાએ તેજ સાંજે સાત વાગે પોતાનો પ્યારો પ્રાણ તે કીરતારને હવાલે કીધો.

હવે અમારે માટે કહેવાનું કાંઇ બાકી છે?

દા થોડુંક છે—જે અંહી તંહી ઝાડ ઝુડ કરીને અમે વાંચનારથી રૂખસદ ચાહીશું.

* * * *

શીરીનને માસીનાની હસ્પીતાલમાં લાવનાર ફીરોઝ જ હતો.

તે અકસ્માત બન્યાની તેને તુરતજ ખબર પડી અને બેહેલાકાકાને તેણે તુરતજ મજગામ દોડાવ્યો, અને તાકીદ કીધી કે તે બનાવની ખબર કુંવરબાઇની મદદ સાથે ઘણીજ ધીરેથી શીરીનને કરવી.

"ને જોવ બેહેલા કાકા, કુંવરબાઇનેજ કહેજો કે શીરીનની સાથે માસીનાની હસ્પીતાલમાં આવે, તમે વ્હેલા દોડી જાવોની.!"

ડા. ફિરોજ પોતેજ તે ખબર આપવા દોડતે પણ તેની છાતી ચાલી નહીં.

જમશેદજી અને બેહેલાકાકા વચ્ચેના તે સહવારના મેલાપથી તે વાકેફ થયો હતો.

બેહેલા કાકાએ જમશેદને ત્યાંથી આવતાંનેવાર તે ખબર પોતાના શેઠને આપી હતી, અને તે વાત કોર્ટમાંજ બેહેલા કાકાએ નહીં રજુ કીધી તે માટે ફિરોજે તે બાચારાને તે દાહાડે બહુજ દાડમાર કીધો હતો.

બારવને સહવારનાં બધા પેપરોમાં જમશેદજીને થયલા અકસમાત અને તેથી તેમનાં નિપજેલાં મરણની ગમખવાર નોંધ આવી હતી, જે નોંધમાં તેવણ અને તેઓની પરણેનગની વચ્ચે થોડુંકપર થયલા કમનસીબ અણુ બનાવની કાંહાંણીની યાદ આવતાં એકે એક વાંચનારની દીલસોજી તે કમનસીબ મરનાર અને તેમની સેટલીગ કમતાલેની વિધવા તરફ ખેંચાઇ હતી.

એક જાણીતાં રોજીંદાંએ લીધેલી એ બનાવની નોંધ અમે વાંચનારાંઓની વાકેફગી ખાતર નીચે ઉતારી લઇયે છીયે:—

"આપણી તરફના જાણીતા શાદ વેપારી અને લક્ષાપતી શેઠયા શેઠ જમશેદજી ખરશેદજી શેઠનાને ગઇ કાલે સાંજે થયલા મોટરના અકસમાતથી નીપજેલાં તેમનાં દુઃખદાયક મરણની આજે ખબર લેતાં ખરેખર દલગીરી ઉપજે છે અને જ્યારે વાંચનાર જાણશે કે જે વખતે તેવણને અકસમાત થયો તે વખતે પોતાની નાની દીકરીને લઇ તેવણ પોતાની ધણીયાણી કે જેણી સાથે થોડુંકની વાત ઉપર તેવણે કાયદા પુર્વક છુટા છેડા કીધા હતા તેણીને મળવા અને મળીને પાછી સલાહ કરવાજ તેણીના મજગામ ખાતેનાં રેહેવાનાં મકાન તરફ જતા હતા. તે છુટા છેડાના મુકદમાની કેફીયત હજી અમારાં વાંચનારાંઓનાં મનમાં તાજી હશે એટલે તે વાત અતરે ચુંથવામાં સાર નથી એમ અમે માનીયે છીયે.

"તોપણ, અમે સારી સત્તાને આધારે કહેવાને આજે શક્તિવાન થયા છીયે કે તે છુટા છેડાની ફર્યાદી સર્વાંશ એક ભુલજ હતી એમ મરનારની ગઇ કાલે સહવારેજ ખાત્રી કરવામાં આવી હતી અને જ્યારે અમે કહીયે છીયે કે શેઠ જમશેદજી જેવા એક ગંભીર અને ખરાં ખોટાંનું બરાબર તોલ કરનાર વેપારી બચ્ચાનીજ જ્યારે પોતાની પરણેતર નીર્દોષ હોવા વીશેની ખાત્રી થઇ હતી તો તે ભલી પરણેતરનાં નીર્દોષપણાં બાબે વાંચનારાઓના મનમાં કશીજ શક રહેવો જોઇયે નહીં અને એ ખાત્રી મરનારને કેમ મળી હતી અને કોણે આપી હતી તેને લગતી પુરેપુરી વિગતની ગેરહાજરીમાં અમો વાંચનાર સનમુખ કશું રજુ કરી શકતા નથી, છતાં, તેવણના સોલીસીટર મી. કેગી અમને જે જણાવે છે તે ઉપરથી અમે કહી શકયે છીયે કે મીસીસ જમશેદજીની પોતાની પરણેતર પ્રત્યેની વફાદારી અને સાચવટ એક જરાબી કલંક લાગ્યા વિનાનાંજ પુરવાર થયાં છે.

"મીસીસ જમશેદજી શેઠના અને મરનારનાં બુઢાં માતાજી તરફ આ બુરા બનાવથી હદ બાહાર દિલસોજી ખેંચાઇ છે. એ અકસમાતને લગતો લંબાણ હેવાલ બીજા ભાગ ઉપર રજુ કીધેલો જણાશે."

* * * *

જમશેદજીને ગુજર્યાંને ચાર દાહાડા થઇ ગયા હતા અને આવતાં જતાંઓની મધુખરમાં કેટલાનેક

શીરીન પોતાના કોલાબાના બંગલાની દર્યા સામેની પાળ પર એક સાંજે ડુબતો સુરજ જોતી નાની તેહેમી સાથે બેઠી હતી. કાળી સાડી અને કાળી ફીટ સાથનાં સુધ સુફેદ બન્યાનમાં તે એક જોવા જોગ પીકચર રજુ કરતી હતી; કહેછ કે ખુબસુરત ચ્હેરો ખુશી કરતાં ગમીમાં ઔરજ મીઠો અને દિલ ચરપ લાગે છે. બીજી ખુબસુરતીઓના બાબમાં તેમ હોય કે ન હોય પણ શીરીન જે વખતે પાળપર બેઠી હતી તે વખતે તેણીનો મુખડો જે ખુબસુરતીથી દીપી રહ્યો હતો તે ઉપરથી તો અમે તે કહેનારની વાત સાચીજ માન્યે છીયે.

તેટલાં ડાબી બાજુએથી ચાલી આવી એક જવાન ત્યાં ઉભો રહ્યો. શીરીને તેને જોયો અને તેણે શીરીનને જોઇ, પછી તુરી આગળ જઇ તેને પછવાડેથી ઉંચકી કાઠી, અને તેની સાથે આ જાતની બેઅદબી કરનાર કોણ છે તે ડોકું ફેરવીને જોવાની જે નિરદોશ કોશેશો તે કરતી હતી તે જોઇ શીરીનનો ચ્હેરોબી કાંઇક નરમાશ પકડી મલકાયો.

"શીરીન, બસ તું એ ખ્યાલ નહીંજ છોડશે?"

"હું એ ખ્યાલ છોડું? કાંય? મારૂં મોત આવે ત્યારેબી જો એ ખ્યાલ મારીથી ભુલાશે તો મારી તે છેલ્લી ઘડીએબી હું અજબ થવસ."

"ત્યારે હું કેહુંછ તે તો નહીંજ કે?"

"નહીં-નહીં-નહીં-ને નહીંજ!"

"તેવણુની પોતાની તો મરજી હતી કેની?"

"નહીં-મારૂં દીલ જોવા બચારાએ મરતે દાહાડે મને અમસ્યું એમ કેહ્યું હોસે, પણ એ વાત તું કોઇ દાહાડે કરતોજ ના. બસ મારા દિલનો ધણી તેજ એકલો હતો અને હજીબી તેજ છે ને તેજ સદા રહેશે."

"તારી મરજી-પણ હું તુંને મળું ભેટું તેમાં તુંને કાંઇ વાંધો તો નથીની?"

"જરાબી નહીં."

**સમાપ્ત.**

નોંધઃ-સરજતની સાંકળ આજે પુરી થઇ એક [illegible]વી પાવરફુલ ડીટેકટીવ વાર્તા આજના અંકથી શરૂ થાય છે.

અમે સદા અમારૂં કામ ચુપચુપ કરતા આવ્યા છીએ. અમારૂં એકાદ કામ સારૂં છે એમ કહેવા કહેવડાવવાનો અમને કશોજ અભખરો નથી, અને અમારાં આધીન મત મુજબ તેની કશી જરૂરબી નથી, કેમકે આજનો વાંચક વર્ગ તેને જે વાંચણ મળે છે તે કેવું છે, કેવું નહીં તેનું બરાબર તોલ કરવાને પુરતો સામર્થવાન છે, અને તેથી જયારે એક લાયક કલમની લાયક કદર કરવાના હેતુથીજ આજે જો અમે અમારા એ નિયમથી વેગળા જતા હોઇયે તો વાંચનાર અમને દરગુજર કરશે.

**'સરજતની સાંકળ'** જો કે એક નાની સીરીયલ હતી તે છતાં તે પોતાના પ્લૉટની મજબુતીમાં કે લખાણની ઝમકમાં ઘણી ફતેહમંદ પુરવાર થઇ છે, એમ અમને બેતકરાર ખાતરી મળ્યાથીજ, એક બીજી મોટી સીરીયલ પણ અમે એ જાણીતા લખનારનેજ સોંપી છે, જેનો શુરૂઆતનો થોડોક ભાગ આજના અંકમાં અમે દાખલ કીધો છે.

**'બીલોરી બુચ'** એક ઘણીજ જોરાવર પ્લૉટની ડીટેકટીવ વાર્તા છે. તે એક મોહાન ચોર-જેને ચોરોના નેપોલ્યનની વાજબી ઉપમા મળી છે તેની જીંદગીમાંનો ઘણોજ રસીલો, વાંચતાં દાંતમાં આંગળાં પકડાવે, અને ઘડીભર રગેરગમાં દોડતું લોહીબી થંભ કરી નાંખે તેવો સફો છે. તેનાં પરાક્રમોએ આખાં યુરોપમાં પ્હેલી પંકતીએ લેખાતા પેરીસનાં પોલીસખાતાંને 'માહુ-માહુ' બોલાવ્યું છે, તેનાં પરાક્રમો ઉપરથી લખાયલા નાટકોએ આખાં યુરોપની સ્ટેજો ધ્રુજાવી છે અને એવી એકબી સીનેમા કું૦ આજે નથી કે જેની સ્ક્રીનપર એનાં પરાક્રમો નહીં નખાયાં હોય! ત્યારે તે એવો કોણ છે?

તે ઉઠાઉગીરોનો ઉસ્તાદ, ભલાભલાઓને એક ચુટકીમાં ઉડાવનાર, ચોરોનો શાહ, હથેલીમાં ચાંદ દેખાડનાર, બ્લૅક ગાર્ડોનો બ્લૅક ગાર્ડ, લુચ્ચાંનો પીર, પોતાનાં નાકના ટીચકીપર બેઉ હાથોની બીલ્લસ મુકી, તેમનાં આંગળાં ફડફડાવી મુછપર લીંબુ નહીં ઠરવા દે એવા ડીટેકટીવોને ફજેત પોગલી કરનાર, બારણાંના નકુચામાંથી કે સોયનાં નાકામાંથી નાહાસી જનાર, તે '[illegible] રફીક'ની નવી સીરીયલનો નાયક.

**આરસીન લુપીન!**

અને 'બિલોરનો બુચ' તમારી સનમુખ તેનું આખેરી પરાક્રમ રજુ કરશે.

# બિલોરનો બુચ !

## (આરસેન લુપીનનું આખેરી પરાક્રમ)

( ચાલુ વાર્તા )

લખનારઃ—'રફીક'

### પ્રકરણ ૧ લું.

તે બાગની એક બાજુ તે સરોવરની તરફ હતી અને તે બાજુને તે છેડે જે એક ડક્કો બાહાર નીકળી પાણીમાં લંબાયલો હતો, તે ડક્કાને બાંધેલી બે હોડીઓ, હવાથી હીલતી તે પાણીની સપાટી ઉપર બે કાળાં હંસ હોય તેમ નાચતી ને ગેલ કરતી હતી.

જો કે તે રાત્રે-જે વખતની અમો વાત કર્યે છીયે તે રાત્રે-ધુમસ હતું, છતાં અંહી તંહી બતીના ઉજાસથી બારીઓ ચમકી રહી હતી, અને જો કે સપ્ટેંબરનો મહીનો હોવા છતાં, ત્યાંનું જાણીતું 'એન્જીન-હેંસીનો'ને નામે ઓળખાતું કલબ હાઉસ તે સરોવરને સામે કીનારે ભભુકદાર રોશનીથી ઝગઝગી રહ્યું હતું.

આસમાનપર થોડાકજ તારાઓ હતા, રાત અંધારી હતી અને પવન ધીમો અને ઠંડો હતો.

તેજ બાગનાં એક ખુણામાં બાંધેલાં સમર હાઉસમાંથી મોંહમાં પકડેલી શીગાર ફુંકતો, આરસેન લુપીન બાહાર આવ્યો, અને તે ડક્કાની પાળપરથી ડોકાવતાં તેણે પુછ્યું—

"આઉસર? મેશર? તમો બંને અંહી છેવો કે?"

તુરત તેનો અવાજ સાંભળી તે બંને બોટોમાંથી એકેક જન ઉભો થયો.

"હા, મેહેરબાન"

"ત્યારે તૈયાર રહેજો-ગીલબર્ટ અને વૉશરેને લઇ મોટરકાર પાછી આવતી સંભળાયછે."

તે પછી બાગની જે તરફ મોટો ધોરી રસ્તો આવેલો હતો ત્યાં તે ગયો અને આંખ તાણીને તેણે જોયું તો તેને મોટરની આગલી મોટી બતીઓનો ઉજાસ દેખાયો, અને જરાવારમાં એક મોટર તેની આગળ આવીને ઉભી, જેમાંથી મોટા ઓવર કોટ પેહેરેલા બે આદમીઓ ઉતરી તેની આગળ આવી લશકરી ઢબે સલામ કરતા ઉભા.

તેઓ ગીલબર્ટ અને વૉશરે હતા. ગીલબર્ટ વીસથી બાવીસ વર્ષનો એક જવાન્યો હતો. તેના ચ્હેરાનો ઘાટ ઘણો સુંદર હતો, અને તે આંગે પટલો અને દેખાવનો ચબરાક હતો.

જ્યારે વૉશરે, મોટી ઉંમરનો, કદે ઠીંગણો સુધ્યા જેવા વાળવાલો, અને ફિક્કા સીકલી ચ્હેરાનો એક આદમી હતો.

"કેમ?" લુપીને પુછ્યું "તમે તે ડેપ્યુટીને જોયો ?"

"હા, મહેરબાન" ગીલબર્ટ બોલ્યો "અમે તેને સાતને ચાલીસની ટ્રેનમાં પૅરીસ જતાં જોયો, ને અમે અગાઉથીજ જાણતા હતા કે તે તે ટ્રેનમાં પેરીસ જશેજ."

"ત્યારે આપણે આપણું કામ કરવાને આપણે છુટાજ છીયેની ?"

"તદન, બેતકરાર, એ વીલા મરાયા જાણે આપણા બાપનુંજ મકાન હોય તેમજ સમજો."

પેલી મોટરનો 'શૉફર' જે પોતાની બેઠકપરજ હતો તેની તરફ લુપીન હવે ફર્યો અને તેને હુકમ કીધો કે—

"તારે અંહી થોભવું નહીં,-કોઇનું ધ્યાન ખેંચાશે. બરાબર સાડા નવે તું સામાન ભરવા અંહીં આવજે ને જો બધું કામ રામબાણ ઉતર્યું તો—"

"કેમ વારૂ? એમાં હવે શું વાંધો છે, સાહેબ?" ગીલબર્ટે પુછ્યું.

લુપીને કશો જવાબ આપ્યો નહીં.

તે મોટર હંકરાઇ ગઇ અને તે પોતે પોતાના તે બે સાથીઓ સાથે પાછો સરોવર તરફ આવ્યો.

"તેં શું પુછ્યું ગીલબર્ટ?"

"આપણે ધારેલું એ કામ રામબાણ પાર ઉતારવામાં હવે વાંધો શું છે, સાહેબ?" ગીલબર્ટે પોતાનો સવાલ પાછો રજુ કીધો.

"વાંધો શું છે? વાંધો એટલોજ કે આય કામનો પલાન મેં નથી નક્કી કીધો, અને જયારે કોઇનાં કામની તૈયારી હું પોતે મારી જાતી અક્કલે કરતો નથી, ત્યારે તે કામ માટે હું અડધે ભાગે શકીલો રેહુંછ."

"એ શું બોલોછ, સાહેબ? તમારી સાથે મને કામ કરતાં ત્રણ વર્ષ થયાં ને હવે હવે બધી યુક્તિઓ મને સમજ પડતી જાયછ."

"હા, છોકરા, તુંને હજી બધી સમજ પડતી જાયછ તેથીજ રખેને તારાં કામોમાં કાંઇ નજરચુક હોય તેની મને બીહીક લાગેછ; લે, ચાલ તું મારી બોટમાં બેસ ને વોશરી તું બીજી બોટ લે......એમ! ચાલો, મારો જોરથી હલેસાં.........ને જો જરાબી અવાજ નહીં, હું કેઉ"

પેલા બે હોડીવાલાઓ ઓક્ટર અને મેશરે તે હોડીઓને હાંકી, અને સામેને કીનારે દેખાતાં પેલા કલબ હાઉસની ડાબી તરફ હેંકું લીધું.

તેઓને રસ્તે એકાદ બે બોટ મળી, જેમાંની એકમાં એક આશક માશુકનું જોડું બેસીને ગમ્મત કરતુ હતું અને બીજીમાં કોઇ જવાનોની ટોળકી ગીત રંગમાં મશગુલ બેઠી હતી.

લુપીન પોતાના ગોઠયાની છેક નજીક આવ્યો અને ઘણુંજ હળવેથી તેને કાને લાગી તેણે પુછ્યું—

"ગીલબર્ટ, આય-કામ તેં શોધી કાઢ્યું કે વૉશરે એ?"

"તે સાહેબ હું તમુને ચોક્કસ નહીં કહી શકતો; અમો બંન્ને એ બાબે કાંઇક અઠવાડયાં થયાં નક્કી કરતા હતા, અને—"

"જોની, વાત એમ છે કે મને વૉશરે ઉપર ભરોસો નથી; તે હલકત બવાસનો અને લુચ્ચો છે; તેને જે ઓળખે તેજ ઓળખે. મને સમજ નહીં પડતી કે મારીથી એને પેડા કેમ નહીં પકડાવાતો?"

"કાંય વારૂ, સાહેબ?"

"હા, હું કેહુંછ તેજ ખરૂં છે. તે જોખમ ભરેલો આદમી છે; મને લાગેછ કે તેનું અંતઃકરણ મેલથી ભરપુર છે"

તે થોડોકવાર ચુપ બેઠો, પછી પાછો બોલ્યો:

"તારી ત્યારે ખાતરીજ છે કે તેં ડૉબ્રેક ડેપ્યુટીનેજ જોયો?"

"મેં મારી આંખે જોયો, સાહેબ."

"ને તું જાણેછ કે પેરીસમાં તેને કામ છે?"

"સાહેબ તે નાટકમાં જવાનો છે."

"ને તેના નોકરો?"

"રાંધનારીને તો તેણે કેહે મોકલીછ, ને તેનો ખાનગી નોકર પેરીસમાં પોતાના શેઠની રાહ જોતો થોભવાનો છે, અને ડૉબ્રેક જયાં જનાર છે ત્યાંથી તે રાત્રે એક વાગ્યા અગાઉ પાછો ફરનાર નથી, પણ......"

"એ વળી પણ શું?"

"પણ, જેવો ડોબ્રેકનાં મનનો લાહાત! વખતે તે પોતાનો વિચાર ફેરવે ને જલદીથી નીકળી આવવાનું મન કરે, વાસ્તે આપણુને જે કરવાનું છે તે એકુ કલાકમાંજ આટોપી લેવું જોઇયે."

"ને એ બધી ખબર તુંને કયારે મળી?"

"આજે સહવારેજ. વૉશરે અને મેં તેથી તુરતજ એ તક હાથ કરવાનું બેહેતર ધારયું. પાસેજ એક નવું બંધાતું ઘેર છે. તેનો બાગ અમે પસંદ કીધોછ; કેમકે રાત્રે તે તદન એકાંત રહેછ. આપણી હોડીઓને માટે બે ખલાસીઓને મોકલી આપ્યા ને તુરત મેં તમને તાર કરીને બોલાવ્યા."

"ચાવીઓ તારી પાસે છે કે?"

"હા, આગલાંજ બારણાની"

"અંહીથી આય સામે દેખાયછ તેજ મકાન કે?"

"હા, એજ 'વીલા મરાયા.' અને પેલાં બીજાં એ મકાનો દેખાયછ તે તદન ખાલી છે, એટલે મજે-હથી નચીંતે જે સામાન આપણને કાઢવો હશે તે કાઢી લઇશું. હું ખરૂં કહુંછ સાહેબ, કે એ એક 'માલ' છે."

"છટ, પણ કામ તદન સ્હેલ છે" લુપીન બડ-બડયો "એમાં કાંઇ મજાહ નહીં."

હવે તેઓ સામી તરફનાં તે સરોવરની ઉંચી પાળ આગળ આવી પ્હોંચ્યા અને ત્યાંજ કાઢેલા એક ખાંચામાં કોતરેલી સીડી આગળ તે હોડીઓને થોભાવી

આરસેન લુપીન પોતાના મળતીઆઓ સાથે સીંહના ગુફામાં સીંહની દાઢી બોડવા જેવું સાહાસ કામ માંથે ઉઠાવી આવ્યો હતો. તેનાં કામોજ એવાં હતાં; તે અં-ધારામાં ફટકો મારતો ન હતો અને જેબી કાંઈ કરતો તેમાં તે લોહીનું એક ટીપુંબી રેડવા દેતો નહતો. આજે જ્યારે આપણે તેને જોઇયે છીયે ત્યારે ફ્રાંન્સના એક માહાન ઓધેદાર ડીટેકટીવ ખાતાંઓના વડા ડેપ્યુટી ડૉબ્રેકના વિલા મરાયામાંનું અતી કીંમતી ફરની-ચર ઉંચકી લઇ જવાનું તેણે બીડું ઝડપ્યું હતું, અને એ કામ તેને મનસે એક બચ્ચાંની રમત જેવું હતું, એમ વાંચનારે તેના ઉપલા ટીકાથી માની લીધું હશે; તેને કોઇબી સ્હેલ કામ, સ્હેજમાં પાર ઉતરે તેવું કામ પસંદ ન હતું. તેણે એવાં કામો કીધાં હતાં અને હજીબી તેને એવાં કામો જોઇતાં હતાં કે જેમાં તેને પોતાની ત્રાંબાની છાતી, લોખંડી મગજ અને પોલાદનાં આંગનું કામ પડે, તો તે કામ, નહીંતો કાંઇજ નહીં. જેવી હોડી તે સીડી આગળ આવીને ઉભી કે લુપીન બોલી ઉઠયો.

"તે વીલામાંતો લોક હોય તેમ લાગેછ; જોની પેલી બતી!"

"એ તો ગેસની બતી હસે, મેહેરબાન, જોઇ કેની તે કાંઇ હીલતી ચાલતી જણાતી નથી."

માઉલરે પોતાની હોડીને લાંગરી, અને તેને જોઈ તપાસ રાખવાનો હુકમ થયો; જ્યારે મેચર તે તરફના રસ્તા પર ઉઘડતા એક દરવાજા આગળ ગયો અને લુપીન અને બીજાઓ તે સીડીના ખાંચામાં ભરાઇને થોભ્યા.

તેઓ હવે લાગ જોઇને આગળ વધ્યા અને પેલાં મકાન આગળ આવ્યા. ગીલબર્ટ ચાવી લગાડી જે બરાબર લાગી અને બારણું ઉઘાડતાં તે ત્રણે લુપીન ગીલબર્ટ અને વૉશરે તે મકાનમાં દાખલ થયા.

હૉલમાં ગેસની બતી પુરેલીજ બળતી હતી.

"જોયું કે સાહેબ?" ગીલબર્ટ બોલ્યો.

"હા, હા, પણ મને લાગેછ કે જે બતી મેં જોઇ તે એ નહીં" લુપીન બોલ્યો.

'ત્યારે તે કયી?"

"તે હું કહી શકતો નથી. પેલો ઓરડો કયેર આયજ કે?"

"નહીં, સાહેબ" ગીલબર્ટ બોલ્યો, અને અજબ કે તે મોટે બોલતાં જરાબી બીહીતો કે અચકાતો નહીં હતો. "સલામતીને ખાતર તેણે એ બધું ફરનીચર પહલે મજલે પોતાના સુવાના અને બાજા આજુબાજુના બે ઓરડામાં મુકયુંછ."

"ત્યારે દાદર કયાં છે?"

"જમણી તરફ, પડદાની પછવાડે."

લુપીન તે પડદા આગળ જઇ તે ખસેડવા જતો હતો, તેટલાં તેનીથી ચારેક પગલાં આગળનું ડાબી ગમનું એક બારણું ઉઘડયું, અને તેમાંથી એક આદ-મીનું માથું બાહાર આવ્યું.

"મદદ! મદદ! ખુન!" તે આદમીએ બુમો પાડી, અને પાછો તેજ ઓરડામાં તે ભરાઇ ગયો.

"એ તો ડૉબ્રેકનો અંગત નોકર લીયો!" ગીલબર્ટ બોલી ઉઠયો.

"એ જો ગડબડ કરશે તો એને હું સવાદ-ચખાડસ" વૉશરે બોલ્યો.

"તારે કાંઈજ તેવું કરવું નહીં, વૉશરે, સમ-જ્યો?" લુપીને તેને હુકમ કીધો, અને જે બારણામાં તે આદમી પાછો ભરાઇ ગયો હતો તેજ બારણા તરફ તે તેની પુઠે દોડયો.

પહેલે તે જમવાના ઓરડામાં આવી પુગ્યો જ્યાં એક તેબલપર એક સલગાવી મુકેલું લેંપ હતું, જેની આસપાસ રકાબીઓ અને દારૂની એક બાતલી ગોઠવી મુકેલી હતી; અને તે ઓરડાને એક નાકે આવેલી ખાધ ખોરાકી ભરી રાખવાની ઓરડી આગળ પેલા લીયોને એકાદ બારી વાટે નાહાસવાનાં ફાંફાં મારતો તેણે જોયો.

"જરાખી હઠતું ના, મારા બકલ્યાં! થોભ ને આય.... પણ આહ!" એમ કહી જેવો લીયોને તેણે પોતા તરફ હાથ લાંબો કરતાં જોયો કે લુપીન ભોંય પર સુઇ ગયો અને તેમ તેણે કીધું તો સારૂંજ થયું કેમકે તેજ વખતે એક પછી એક ત્રણ ગોળીનાં બાર લીયો તરફથી છુટા. તરતજ સુતાં સુતાં લુપીને તેના પગ પકડીને તાણ્યા કે લીયો જમીનપર ફસ ડાઈ પડયો, અને તેના હાથમાંથી લુપીને રીવોલર ઝુંટવી લીધી અને તેને ગલચીમાંથી પકડયો.

"લુચ્ચા બદમાશ! તું જાણેછ કોણ સાથે તું હીરજોરી કરેછ તે? એમ આવ, વોશરે એને બાંધ!"

તેને વોશરેને હવાલે કરી લુપીને પોતાનાં ગજવામાંથી એક નાની વીજલીની બતી કાઢી તે પેલા નોકરના મોંહ ઉપર ધરી.

"ચાલ પુરૂં કીધું કે વોશરે? મારે આખી રાત અંહી કાઢવી નથી."

"હવે કાંઇ ધાસ્તી નથી સાહેબ" ગીલબર્ટ બોલ્યો.

"ખરેખર? ત્યારે શું આય ગોળીબારના અવાજો બાહાર સંભળાયા નહીં હોસે?"

"બિલકુલ નહી."

"ઠીક, તે છતાં, આપણે તાકીદ કરવી જોઇયે વોશરે, ચાલ બતી લે, ને મારી સાથે ઉપર આવ."

તેણે ગીલબર્ટને બાજુમાંથી પકડયો અને તેને પોતાની સાથે ઉપર ધસડતાં તે બોલ્યો—

"ગધેડા! એમ તપાસ રાખે કે? મેં જે શુરૂઆતમાં વ્હેમ બતાવ્યો તે કાંઇ ખોટો હતો?

"પણ, મેહેરબાન સાહેબ, અને શું ખબર કે એ એમ વિચાર ફેરવી અંહી ખાણું લેવાં આવશે?"

"જ્યારે લોકનાં ઘેર પેઠી તેઓનો સામાન હોઇયાં કરી જવાનો ધંધો કર્યે ત્યારે તો બધીજ ખબર રાખવી જોઇયે! હવે તારી ને વોશરેની મને ખુબ યાદ રહેશે, મુરખાઓ!"

તેઓ પહેલે મજલે પહોંચ્યા, અને ત્યાં ઓરડાઓમાંનું ગોઠવી મુકેલું ફરનીચર જોઇ લુપીનનોજીવ ખુશ થઇ ગયો અને તેનું ઝનુન તુરંત સમી ગયું.

"ઓ, બાઇ જોવ! કાંઇ ઘણું નથી, પણ જે છે તે ઘણુંજ-ઘણુંજ અસલના વખતનું અને કીમતી છે. એ તે ખરેખર માલ!" એમ બોલી તેણે બધે નજર ફેરવી પોતાનાં મગજમાં તેની ટીપ કરવા માંડી. "હું ધારૂંછ કે આ માંહેલા માત્ર એકેક દાગીના માટે કોઇ અમેરીકન કરોડપતી પોતાની બધી દોલત આપી દેવા તૈયાર થાય; અને તોબી કેટલાક મુરખાઓ બબડેછ કે અસલનું ફરનીચર કેઠે રહ્યું નથી! ને આય ડૉબેક સાહેબ એ કયાંથી લાયા હોસે? પોતાના પૈસા ખરચીને? અરે ખુદા-ખુદા કરો? એ તો જેમ તે એવણના હાથમાં આવ્યું તેમ તે એવણનાજ હમન બરદ આરસેન લુપીનના હાથમાં જવાનું!"

હવે ગીલબર્ટે અને વૉશરેએ તેઓના વડાના હુકમ મુજબ એક પછી એક દાગીનો ખીસાડવા માંડયો અને બેઉએ ઝડપ એવી કીધી કે અડધા કલાકમાં તે બોજા સમેત ત્યાંથી પેલી બે બોટોમાંની એક બોટ તો ઉપડીબી ગઇ; અને તે બોટમાં આડીલર અને મેશરને ઉપડી જવાનો હુકમ થયો કે જેથી તેઓ તે સામાન પેલી તેની વાટ જોતી ઉભેલી મોટરમાં ભરવા કામે લાગે.

લુપીન પોતે તે બોટ ઉપડતી જોવા ત્યાં હાજર થયો. તે મકાનમાં પાછો આવતા પેલી ખાધ ખોરાકી ભરી રાખવાની ઓરડી તરફથી કાંઇ અવાજ આવતો હોય તેમ તેને લાગ્યું.

તે ત્યાં ગયો તો તેણે લીયોને બાંધેલો પડેલો જોયો.

"ઓ! ત્યારે એ બુમ તું પાડેછ કે? ઉતાવળો આકળો ના થા, અમારૂં કામ હવે ઝટ ખલાસ થશે. ફકત એટલુંજ કે જો તું એમ કાંસ કરીજ કરતો ચાલુ

રાખશે તો અમારે સખત પગલાં તારા સંબંધમાં ભરવાં પડશે. તુને પેર ખાવા ગમેછ? ગમતું હોય તો હમણાં આયજ હાથની મુઠીથી એક પેર તારાં ડનોરાંમાં મુકી દેઉં."

એમ તેની ખુશાલ મશ્કેરી કરી તે ઉપર ગયો અને પાછો તેને કાંઈ સાદ આવ્યો. એ શું સાદ હતો તે તે ચુપચાપ સાંભળતો ઉભો અને તેને કાને નીચે મુજબ અવાજો આવ્યા:

"મદદ! ખુન! કોઈ આવો!! મને મારી નાંખશે! પોલીસના વડાને જલ્દી ખબર આપો!!"

"મને લાગેછ, એ મુર્ખ મગજનો ગયેલો હોય યા તો હું કોણ છેઉં તે તે જાણતો નહીં હોય" લુપીન બબડયો "ગરીબ બીચારી પોલીસ! રાત્રે નવ વાગે તકલીફ!"

એટલું બોલી તે પાછો કામે વળગ્યો અને જેટલી લુટ મળી તેટલી લુટ તેણે પોતાના સાથીઓને એકઠી કરવાનો હુકમ આપ્યો. હવે તેની ધીરજની હદ આવી.

"ચાલો, બસ હવે!" તે બોલ્યો "વધુ લોભને સારૂ બધી બાજી મારે નથી બગાડવી, અને હવે થોડાં ચણાંને વાસ્તે મોટરને નહીં ખોટી કરવી. ચાલો, હું તો હવે બોટ લેઉંછ."

તેઓ બધું લઈ દરીને કીનારે આવી લાગ્યા, અને તેઓ બોટમાં તે સામાન ભરી તેમાં બેસવા જાયછ કે ગીલબર્ટે લુપીનને બાજુમાંથી પકડીને થોભાવ્યો.

"મેહેરબાન સાહેબ, જુવો, મારૂં માનો તો અમે એક ફેરો બીજો મારી આવ્યે–પાંચેક મીનીટનું કામ છે."

"પણ, શા સારૂ?"

"જુવો અમને એક અસલની નાની નાની ચીજોના સંગ્રહ સાથની એક નાની કારકેટને મારે કહેવામાં આવ્યું હતું ને—"

"પછી?"

"તે અમુને મળી નહીં–પણ હવે મને લાગેછ કે પેલી ખાધ ખોરાકી ભરી રાખવાની ઓરડી આગળ મોટું તાળું મારેલી જે કબાટ છે તેમાંજ વખતે—"

અને ગીલબર્ટ તે વાકય પુરો કરે તેટલાં તો તેણે પોતે પેલાં મકાન તરફ ચાલવા માંડયું.

વૉશરેબી તેની પુઠે દોડયો.

"ચાલ, જા, તુને હું દશ મીનીટ આપી શકુંછ. એક સેકન્ડબી વધારે નહીં" લુપીન બોલ્યો "દશ મીનીટ થશે કે હું ચાલતી પકડસ" પછી પોતાનું ઘડયાળ કાઢી જોતાં તે બોલ્યો

"પોણા નવનો થયા ત્યારે એ ઘેલાપણું નહીં તો બીજું શું?"

વળી તેને ત્યાં યાદ આવી કે પેલો બધો સામાન ખસેડતી વખતે ગીલબર્ટ અને વૉશરેના ચાળા માળા કાંઈ ઠીક નહિ હતા. તેઓ સાથેના સાથેજ રહેવાની સંભાળ રાખતા અને બેઉ જાણે એક મેકનાં કામ ઉપર તકેદારી રાખતા હોય તેમ લાગતું હતું.

"એ શું હશે?" લુપીને વિચાર્યું.

લુપીન એ બાબેનો વિચાર કરતો ઉભો. હવે તેણે જોરથી પોતાની સીસોટી ફુંકી, અને પેલાઓ શું કરતા હતા તેનું માજણું જોવા તે વિલા મરાવા તરફ ચાલ્યો પણ તેટલાં એકાયક એક બંદુક ફુટવાનો અવાજ તેને કાને આવ્યો, અને તુરતજ કોઈની ચીયારી તેને સંભળાઈ. તુરતજ લુપીન અંદર દોડયો, તે હાલમાંથી પેલો દાદર ચઢી ગયો અને જમવાના ઓરડામાં તે દાખલ થઈને જોયછ તો ગીલબર્ટ અને વૉશરે એકમેકને બાઝીને જમીન પર પડયા હતા. તેઓનો પોષાક લોહી લુહાન થઈ ગયો હતો; લુપીન તેઓને છોડવવા ધસ્યો.

ગીલબર્ટના કબજામાં તેનો હરીફ વૉશરે આવેલો હતો, જેના હાથમાંથી કાંઈ ચીજ જે ઝુંટવી લેવાની તે જીવતોડ મેહેનત કરતો હતો. તે ચીજ શું હતી તે જોવાની લુપીનને કશી તક મળી નહીં. વૉશરે જેને ઘણું લોહી ગયું હતું તે જરાવારમાં બે શુધ્ધ થઈ પડયો, અને લુપીને તેને તપાસ્યો તો તેનાં ખભાંમાં જખમ પડેલો હતો.

"એ જખમ કોણે કીધો? તેં કે ગીલબર્ટ!" લુપીને ઝનુની બની પુછયું.

"નહીં, લીપોબ."

"લીયોએ? લીયોને તો બાંધેલો છે!"

"તેણે દાંતે પોતાના બંધ ઢીલા કીધાને તેની પીસ્તોલ જે ત્યાંજ પડી હતી તે તેણે લીધી."

"બ્લેક ગાર્ડ! કયાં છે તે?"

લુપીને હવે લેમ્પ હાથમાં લીધું ને પેલી ખાધ ખોરાકી વાળી ઓરડી આગળ તે ગયો.

જ્યાં લીયોને બાંધીને રાખવામાં આવ્યો હતો ત્યાં લુપીન ગયો અને જોયછ તો ડૉબ્રેકનો તે ખાસગી નોકર બે હાથ પોહોળા કરી ચત્તાપાટ પડેલો હતો અને તેનાં ગળાંમાં એક ખંજર ભોકેલું હતું. તેનાં મોંહમાંથી લોહી ઝરતું હતું.

"આહ!" લુપીન તેને તપાસીને બોલ્યો "એ તો ખલાસ થઇ ગીયોછ!"

"તમે ધારોછ, મેહેરબાન?" ગીલબર્ટ ધ્રુજતે સાદે તેને પુછયું.

"હા, એતો મરી ગીયોછ."

"વૉશરેએ એ કામ કીધું.........વૉશરેએ એને મારી નાંખ્યો"

લુપીને ગુસ્સાથી લાલચોળ બની તેને બાજુમાંથી પકડી હલાવી મુકયો "ખરૂં બોલ, કોણે એ જખુન કામ કીધું? વૉશરે એ કે તેં? ખુન! ખુન! મારા નિયમથી ઉલ્ટું, આજે ખુન! મારો કાયદો શું? કે લોહીનું એક ટીપું નહીં ને આજે ખુન? ઇનસાનનું લોહી ઇનશાન રેડે? ગમે મારો જાન જાય, મારે હાથે મારો જાન કબજ થાય, પણ ખુન? કદી નહીં. ઠીક આરૂં શું જાયછ? તમો બંન્નેની કમબખ્તી! એ જખુન કામનો કર તમારે જબરદસ્તીનો આપવો પડશે અને તે? ખુનનો બદલો ગરદન! તમે જાણોછ કે ની? કાંય? વૉશરેએ એને કાંય મારી નાંખ્યો?"

"વૉશરેએ પેલી કબાટની ચાવી લેવા એના ઝાડાં તપાસવા માંડયાં; તેમ કરવા જેવો તે વાંકો વળ્યો કે તેણે જોયું કે લીયોએ પોતાના હાથના બંધ ઢીલા કરી હાથ છુટા કીધા હતા; એ જોઇ તે બીધો અને તેને ખંજર ભોકી ઘાલ્યું."

"પણ પેલો બંદુકનો અવાજ?"

"તે લીયોએ કીધો. તેના હાથમાં રીવોલ્વર હતી. તે મુવો તેની અગાઉ તેણે તે ટાંકીને ફોડી..."

"અને પેલી ચાવી?"

"વૉશરે એ લીધીછ"

"તેણે તે કબાટ ઉઘાડી?"

"હા,"

"ને તેને જે ચીજ જોઇતી,તી તે તેને મળી?"

"હા."

"ને તે તું તેની પાસેથી ઝુંટવી લેવા માંગતો તો? તે ચીજ શું હતી? પેલા અસલ દાગીનાની કારકેટ? ત્યારે શું? જવાબ આપ."

લુપીને જોયું કે ગીલબર્ટ તેના સવાલનો જવાબ રહેલ સુલુકે નહીં આપવાનો તેથી ડોળા કકડાવી તે બોલ્યો–

"તું નહીં બોલવાનોની? પણ યાદ રાખ કે એક બાજુ હું આરસેન લુપીન છેઉં, બચ્ચા! હાલ તો હવે નાહાસવાની વેતરણ કરયે, પણ–ચાલ એમ આવ આપ–નાપાક વૉશેરેને ઉંચક, એને બોટમાં લઇ જઇયે."

તેઓ બંન્ને પોતા વચ્ચે તે વૉશરેને લઇને જમવાના ઓરડામાં આવ્યા, અને ગીલબરટ કાંઇ બોલવા જતો હતો જેને અટકાવી લુપીન બોલ્યો—

"જો, સાંભળ!"

તે બેઉના ચ્હેરા દેહેશતને મારે ફીકા પડી ગયા હતા. કોઇ પેલી ઓરડી આગળ બોલતું હોય તેમ તેઓને લાગ્યું, અને તે છતાં તેઓની ખાતરી હતી કે ત્યાં પેલા મુવેલા નોકર સિવાય કોઇ નહીં હતું.

અને તે છતાં તે અવાજતો આવતો હતો, એમાં કશોજ શક નહીં હતો.

હવે લુપીન પોતે પેલા નોકરનાં મડદાં આગળ ગુંદણુ મરડયે પડયો.

થોડોકવાર તે અવાજ બંધ રહ્યો અને પાછો ચાલુ થયો.

"લાવ મને બતી આપ" તેણે ગીલબર્ટને કહ્યું

ગીલબર્ટે તે લેમ્પ ઉપરનું શેડ કાઢી લુપીન આગળ ધર્યું તો લુપીનને માલમ પડયું કે તે અવાજ તે મુવેલાં નોકરનાં શરીરમાંથી નીકળતો હતો!

ઓ ગજબ! એ શું?

"મેહેરબાન સાહેબ, મનેતો ધ્રુજારાં છુટેછ.

ગીલબર્ટ બોલ્યો.

વળી પાછો તેજ અવાજ!

(સાંધણ છે)

# લગનની મોતેબરી.

લખનાર:—મી. મીનોચેહર માણેકજી માદન.

( પાને ૪૧૧ થી ચાલુ. )



આપણા સઘળા શીક્ષકોમાં માતા આપણને માણસાઇપણું શીખવે છે. મરદ મગજ છે ત્યારે ઓરત જીગર છે; તે જ્યારે ઇનસાફ છે ત્યારે તેણી લાગણી છે; તે જ્યારે જોર છે ત્યારે તેણી ખુબસુરતી, શોભા અને દિલાસો છે. એક ભલી ઓરતની મહોબતમાંજ તેણીનું જ્ઞાન, અનુભવ અને ડહાપણ કામ કરે છે. મરદ મનને ખીલવે છે ત્યારે ઓરત લાગણી કેળવે છે. મરદ જ્યારે મનમાં વસે છે ત્યારે તેણી જીગરમાં જગ્યા લે છે. મરદના કેહવાથી આપણુ ચોક્કસ ચીજ માની શકયે ત્યારે એક ઓરતના શીક્ષણથી તે માટે મહોબત ધરાવી તેણીનીજ માર-ફતે સદગુણને પિછાનયે છિયે. સેંત ઓગસ્ટીન નામના એક પવીત્ર પુરૂષમાં મા—બાપની અસરનો નોંધવા લાયક દાખલો મળે છે. જ્યારે તેનો બાપ તેને માત્ર સ્કુલની કેળવણી આપવા ફરજ મઉલો હતો ત્યારે તેની માતા તેને તેની પાપી જીંદગી માટે ઠપકો આપતી, સલ્લાહ આપતી અને તેને માટે રાતો દીન બંદગી કરતી અને તેને ભલે રાહે દોરવવા મંડતી. આખરે તેણીની મહોબત ફાવી અને તેણીની ધીરજ અને ભલાઇનો બદલો મલ્યો. અને તેણીનો બેટોજ નહી પણ ભરથાર પણુ ભલાઇ તરફ ફર્યો. તેણીની શરૂઆતનીજ કેળવણી અને અસર તે બેટા ઉપર પડી રહી અને છેવટે તે તવારીખના સફાઓ ઉપર એક પવિત્ર અને ઝલકતુ નામ છોડી ગયો છે.

એવા ઘણા દાખલાઓ પડયા છે જેમાં એક સુસ્ત બેટાની જીંદગી તેની માતાના ચલુ આગ્રહથી તબદીલ થઇ મોટપણમાં ભલાં ફળો આપતી થઇ છે. કોઇ વાર એવું દીસે છે કે એક બાળકને ભલાઇને માર્ગે ચાલવાની મા-બાપની ગમે તેવી કોશેશ વ્યર્થ જાય છે અને ગોધા પથ્થર પર પાણી રેડવા જેવું થાય છે, પણ ઘણી વેળા જોવામાં આવ્યું છે કે જ્યારે તેઓ મરણ પામે છે અને કોઇ વાર તો તેને પણ ૨૦) ૨૫) વરસ વિટી જાય છે કે તેઓની ભલી સલ્લાહ અને રૂડી નસીહત ફલ આપતી થાય છે. તેનો એક જાણવાજોગ દાખલો રેવરન્ડ જોન ઓર્ફ ઓલ નીમાં નોધાયલો છે. એક પાપી અને હવસી જીંદગી ગુજારવા બાદ તેને લાંબે વખતે પોતાની પાપી જીંદ-ગીનો ખ્યાલ થયો અને ત્યારેજ તેની માતાએ તેના બાળવયમાં આપેલા ભલા સબકો તેની યાદદાસ્તમાં તાજા થયા. ગોયા તેણીનો મુગો અવાજ તેને ભલાઇ તરફ દોરવતો હતો!

બીજો એક દાખલો અમેરીકાના રાજ્યાધિકારી રેનડોલ્ફમાં મળે છે. જે કહે છે, "હું એક નાસ્તિક થયો હતો પણ હું આસ્તિક રહ્યો છું તેનો સબબ એ છે કે મારી બાળવયમાં મારી માતા મને ગુડણ ઉપર બેસાડી નેમાજ કરતી કે "અય ખુદા, તું બેહશતમાં છે;" જેની અસર હજી મારી ઉપર પડી રહી છે.", બાળ-વયના વરસો ખચિત ઘણા ઉપયોગી છે. એક ઇંગ્રેજ કવિ કહે છે, "તું ભલે ગમે તેવી મોટી જીંદગી ગુજારે, છતાં તારાં પહેલાં ૨૦ વરસજ સૌ કરતાં લાંબા અને ઉપયોગી છે." જ્યારે હવસી અને નિદાખોર ડૉ૦ વોલકત મોતને બિછાને પડયો હતો ત્યારે તેને ગળગળતા સાદે દુઆ ચાહી "આપ મને મારી બાળવય આપ!" માત્ર તેજ તેને મળે અને તે સુધરી, જશે, પણ ઘણુ મોડું થયું હતું.

નામિચો ગાયણુકાર શ્રેત્રી એક માતા માટે એટલો ઉંચો વિચાર રાખતો હતો કે તે એક ભલી માતાને "ખુદાઇ શીક્ષક" કહે છે. અને તે દરોબસ્તજ છે. એક પિતા કરતા માતાજ પ્રજાને ઉછેરે છે, તાજી કરે છે અને તે પ્રજાની આસપાસ નીતિજનક અસરો ઉભી કરે છે તેણીનું ડહાપણ, ખુશમીજાજ, અને મોહબતથી બનાવેલી અસરોમાં તે પ્રજા ખુશમીજાજી, સંતોષી, ડાહી અને શાંત રહે છે અને જે અસરો હેઠળ એક ખરી બહાદુર લાયકાતની ખીળવણી થાય છે.

એક લાયક, કરકસરવાળી, ખુશમીજાજી અને અરીા બાનુનું ગમે તેવું ગરીબ ઝુપડું પણ સંતોષ, સદગુણ અને સુખ છે! તેણી એક કુટુંબની મગરૂરી છે; ત્યાં મરદ શાંતીથી ખેંચાઇ આવે છે; જ્યાં આ દુન્યાથી ઘરાવલો ઠાકલો અને પરેશાન મરદ આરામ લે છે; તેણી જીગરનું બેહસ્ત છે-ત્યાં પરેશાનીથી રાહત છે-ત્યાં બદબખ્તીના દિલાસો છે અને હમેશગીનું સુખ છે. એ રીતે તમામ જીંદગીની સૌ કરતાં અસરકારક સ્કુલ તે ઘર છે. ત્યાં બુઢાં કે નાના ખુશમીજાજ સંતોષ, જાતિલાયકાત નીતી-દયાળુ ફરજ અને સેવાનું શીક્ષણ લે છે. નામિચા કવિ હરબર્ટની માતા માટે કહેવાયું છે કે તેણી પોતાના ઘરને પોતાનાં ડહાપણથી તાબામાં રાખતી પણ તે એટલાતો ખુશમીજાજ અને મીઠાંપણાથી કે તેણીનું સાખું ઘર તેણીનીજ કંપનીમાં મજાહ માનતું!

ધરમાંજ સાલેસાઇ શીખાય છે; જેનો માસ્તર એક માતા છે જેણી પોતાના જાતિ-દાખલાથી ધડો આપે છે. ખરૂંજ કહ્યું છે, "ઓરત વગર મરદ માત્ર એ અદર્ધ બે પગું જનાવર હતે" ધરથીજ સખાવત શરૂ થાય છે નામિચો રાજદ્વારી બર્ક કહે છે, "આપણા કુટુંબના નાના બાળકને ચાહવું તે આપણને તમામ જગતના ચાહ ઉપર લઇ જાય છે," સૌ કરતાં દાનાવ અને ભલા પુરૂષો પોતાના ઘરમાં રહેવાને માટે કદી શરમાયા નથી. અને જે માણસ પોતાના ઘરને ચાહે છે તે પોતાના દેશને પણ ચાહે છે. જેમ એક ઘર ચાલચલણની સૌ કરતાં સરસ અસર કરનારી સ્કુલ છે તેમ સૌ કરતાં બુરી અસરોની પણ છે. અરે આપણે બાળવયમાંથી જવાનીમાં આવ્યે તે આગમચ ઘરનું અજ્ઞાનપણું શું શું કરી શકે છે? અરે, આપણુ આપણાં જીવનનો પહેલ્રો દમ ખેંચી અને આખરી દમ છોડયે તે દરમ્યાન આપણી અજ્ઞાન માતાઓ અને આયા-દાયાઓથી આપણો કેવો ખરાબો થાય છે! એક બાળકને અજ્ઞાન, બુંડી અને નાલાયક માતાને હાથ ઉછરવા દો અને તે માટે તેની તમામ જીંદગીભર કોઇપણ ઉપાય મળી શકનાર નથી. એક માતાને બુંડી અનીતિવાળી, અને અસ્વચ્છ રહેવા દો; એક ઘરમાં કજીઓકંકાસ, ગડબડ અને અશંતોષ રહેવા દો—તો તે ઘર નહીં પણ દોજખ છે—ત્યાં સુખ નથી પણ હમેશનું દુઃખ અને શંકટ છે;—અરે તેવી જગ્યાએથી નાહસવું હજારવાર સારૂં છે;—પણ અફસોસ, દયા હોજો તે બાળકો ઉપર જેઓ તેવાં ઘરમાં વસી મોટાં થાય છે; જેઓ અનીતિમાં ગબડી પડી ઓર વધુ સંકટનું બાજ થઇ પડી બીજાને હેરાન કરે છે!

નેપોલ્યન જેવો લડવૈયો જોધ્ધો વારંવાર કહેતો હતો, "બાળકની ભવિષ્યની સારી અને માઠી જીંદગી સઘળી માતા ઉપર આધાર રાખે છે." અને પછી એનાજ જાણીતા શબ્દો ઉભરી આવે છે કે, "કહે નેપોલ્યન દેશને કરવા આબાદાંન, સરસ રીત એજ છે કે દો માતાને જ્ઞાન!" તે પોતાની સરફરાજી બુલંદી અને ફતેહનો ભેદ એજ બતાવે છે કે તેની માતાએ તેની ઇચ્છા અને જાતિ વિશ્વાસ કેલવ્યો હતો તેની જીંદગીનો વરતાંત લખનાર કહે છે, "તેની માતા સિવાય કોઇ તેને તાબામાં લાવી શકતું નહીં; જેણીએ તેને નરમાસ, અને સખ્તાઇથી પોતા તરફ ખેંચતી; તેણીથીજ તે તાબેદારીનો સદગુણ ચાખ્યો હતો;"

એક સ્કુલના 'રીપોર્ટ' ઉપરથી એક માતાની અસર બાળક ઉપર કેમ થાય છે તેનો અછો દાખલો મળે છે. તે રીપોર્ટ કરનાર મી૦ તફનેલ કહે છે.

"મને એક મોટી ફેકટરીમાં કહેવામાં આવ્યું કે ફેકતરીના મેનેજરો એક બાળકને નોકરી લગાડવા અગાઉ તેઓની માતાની ચાલચલણ માટે પુછે છે, અને તે માટે જો ખાત્રી આપવામાં આવે તો તે મેનેજરો માને છે કે તે બાળક પણ કામદાર અને

તાબેદાર નીવડશે પણ તે બાળકના બાપ માટે કશું પુછવામાં આવતું નથી."

(ઇંગ્લેન્ડ અને વેલ્સના પેરોકયલ સ્કુલ યુનીયન ના ઇન્સપેક્ટર મી. તફનેલનો રીપોર્ટ-૧૮૫૦)

એવું ઘણી વેળા જોવામાં આવ્યું છે કે એક યા બીજાં કારણે જો બાપ છાકટો થતો હોય, કજીયો કંકાસ કરી હાડમાર કરતો હોય પણ જો માતા દાનાય અને ઇજ્જતદાર હોય છે તો તે કુટુંબ સારી રીતથી રહી શકી બાળકો સારી આબરૂવાળાં ઉધરે છે. પણ તેથી ઉલટા દાખલામાં પરીણામ ભયાનક આવે છે. બાપ ગમે તેવો આબરૂદાર અને લાયકીવાળો હોય છતાં જો માતા ભુંડી હોય તો બચ્ચાંની ભવીષ્યની ઉચી નેકનામી અને કારકીરદી ઉપર ત્યાંજ ઠારણુ વળે છે! એક માતા પોતાના ઘરના એકાંતમાં ચોખુ ખંત અને ધીરજથી ચાલચલણના બીજ વાવે છે. એક ઓરત ગમે તેવી દાનાય અને શીખેલી હોય તો તે ઘણી જાહેરમાં આવતી નથી પણ જયારે તેણી ના બાળકો સદગુણથી જાહેરમાં દીપી નીકળે છે ત્યારેજ તે ઓરતની ખરી કીમત અને ખુબી સમજી શકાય છે.

એ તો ખરૂં છે કે જે મુજબ એક મરદ માટે આપણે તેની જાહેર જીંદગી માટે સમજયે છીયે તેમ એક ઓરતની ઘરની જીંદગી માટે ભુડું યા ભલું સમજયે છીયે. અને એક ભલી માતાની નામના અને જાહેર પિછાન મોટાં ચીત્રો દોરવા અથવા મોટી ચોપડીઓ લખવા અથવા મોટા મોટા એલકાબોથી ચરિથી છાતી ભરી નાખવા કરતાં વધુ ઉત્તમ અને ઉંચા છે. એક ફ્રેંચ લખનાર કહે છે, "એમાં તો કાંઇ શક નથી કે ઓરતોએ મોટાં ચિત્રો દોર્યાં નથી; માહાભારત ઇમારતો ઉભી કરી નથી; મહાન ગ્રંથો અને પુસ્તકો લખ્યાં નથી; સુંદર પુતળાંઓ કોતર્યાં નથી; તેઓએ મોટા હિસાબો કે સાયન્સની શોધ કરી નથી;—પણ તેઓએ એ સઘળાં કરતાં વધુ અને મહાભારત કામ કરી બતાવ્યું છે અને તે એજ કે તેઓનાજ પગો પાસ બેસી મહાન ચિત્રો દોરનારાઓ, ઇમારત બાંધનારાઓ, પુસ્તક લખનારાઓ, કોતરનારાઓ અને જંગી શોધો કરનારાઓએ પોતાનું પહેલું શીક્ષણ લીધું છે."

એજ ઉપરો લખનાર પોતાની ચોપડીમાં પોતાની માતા માટે માન અને મહોબતથી લખી જાય છે. તે પોતાની માતાને "ઉત્તમ માતા" કહે છે અને ઉમેરે છે કે, "તેણી એક ફરેસ્તો હતો જેણીને ખુદાએ થોડા વખત માટે માણસાઇ અવતાર આપ્યો હતો." અને તે પોતાની સઘળી નામના અને નેકી માટે તેણીનેજ આભારી લેખે છે. જોનસન જે એક ઘણો સખ્ખત અને કરડો હતો તે પોતાની માતાને કેવી મીઠી મહોબતથી ચાહે છે તે જાણવા જોગ છે. તેણીએજ તેના મનમાં ધર્મ માટે પહેલાં બીજ વાવ્યાં હતાં. પોતાની ગમે તેવી સખ્ખત ગરીબાઇ છતાં તેણીને રાહત આપવા તે બનતું કરતો; અને જયારે તેણી મરણ પામી ત્યારે તેણીનું નાનું કરજ અને મરણ ક્રિયાના પૈસા માટે તે બેટાએ પોતાનુ નાગીનું પણ નાનું ફિલસુફીથી ભરપુર પુસ્તક "રાસેલસ" લખ્યું હતું. એ બેટાએ પોતાની ૫૦ ની ઉમરમાં પોતાની ૯૦ વરસની માતા ઉપર જે કાગળો લખ્યાં હતાં તે વાંચવા જોગ છે.

અમેરિકાના રાજદવારી છુટાપણું મેળવી આપનાર વોશીંગતન જયારે માત્ર ૧૧ વરસની વયનો હતો કે તેનો બાપ મરણ પામ્યો. તે મોટો દિકરો હતો કે જયારે તેના બીજાં પાંચ ભાઇ બેહનો તેથી તે નાનાં હતાં. પણ તેઓની માતા નેક ચાલચલણની, કરકસર વાળી અને ડાહી ઓરત હતી, પોતાના આ નાનાં બાળકોની સંભાળ, જતન, અને કેળવણીની ફરજ તેણી પર આવી પડી. તે ઉપરાંત એક મોટી એસ્ટેટની સંભાળ અને દેખરેખ હતી:—તે સઘળું તેણીએ મોટી ફતેહ સાથે બજાવ્યું, તેણીએ એ ફરજોને પોતાની દેખરેખ, ચોંપ, કાળજી, મહેનત અને દાનાઇથી ઉપાડી લીધી: પણ એ સૌ કરતાં તેણી માટે મોતેબર સાબેત તો એજ હતો કે તેણીનીજ એકલી સંભાળથી ઉછરેલાં તે બાળકો નાનપણથીજ મા-બાપને જશ આપે એવાં ઉપર્યાં. (જુઓ સ્પાર્કની 'લાઇફ ઓફ વોશીંગતન')

# બદમાસ બરજોર.

## એક ટુંકી વાર્તા.

લખનારઃ—"નોશાકરો કેકી."

લુણસીકુઇપર આવેલા "દાદાના કૉટેજ" માં આજે કાંઇક ખુશાલી વ્યાપી રહી હતી. લવજી સેહરીના એક પુરા લાડકવાયા બેટાની આજે સાલગ્રેહ હતી. લવજી અને તેનો વડો ભાઇ સોરાબ ઝાંટોપાણી લઇ પોતાનાં મનને રાહત આપતા બેઠા હતા, જ્યારે તેવણની સાંમેના સોફાપર તેવણનો નાનો ભાઇ બરજોર બેસીને ગુસ્સાથી વાત કરતો હતો. લવજી સેહરી નવસારીનો એક જાગીરદાર હતો. તેણે ઝીણી મલમલનો સદરો પહેર્યો હતો અને તેની ઉપર ખમીશ પહેર્યું હતું. જ્યાં એ બેઠો હતો ત્યાં સુર્યના કિરણો પડવાથી ખમીશના બટનના હીરાઓ ઝગઝગી રહયા હતા. તેવણ નવસારીમાં એક સારા આબરૂદાર ગ્રહસ્થ તરીકે ઓળખાતા હતા. તેવણ ગરીબો તરફ માયાથી વર્તતા હતા, એટલુંજ નહીં પણ છુપો ધર્મ કરતા તે કોઇનેબી માલમ પડવા દેતા નહીં. બીજા કેટલાક ખુસામતયાની માફક એવણને માનયાંદનો અસખરો હતો નહીં. એવણના મોટા ભાઇએ આફ્રીકાના નાતાલમાં લગભગ ૨૦ વર્ષ ગુજાર્યાં હતાં, અને ત્યાંથી બે પૈસા મેળવી હવે પોતાના વચલા ભાઇ સાથે નવસારીજ આવી રહેલા હતા. જ્યારે એવણનો નાનો ભાઇ બરજોર જે ૨૨ વર્ષની ઉમ્મરનો હતો, તેણે ગયે સાલજ મૅટ્રીકની પરીક્ષા પસાર કરી હતી. તે પોતાના બેઉ ભાઇઓથી તદન ઉલટોજ હતો. તે જુગારી ખરાબ સંગતનો અને ગરીબોને હીણુવામાં એક્કો હતો. તે પોતાની એવી ચાલ વિષેનો જરાપણ સંસારો પોતાના ભાઇઓના કાનપર જવા દેતો હતો નહીં. તેનામાં એક એવી ખાસ્યત હતી કે જો કાંઇ ખોટું કામ થઇ ગયું હોય તો ઝટ પોતાના ભાઇઓ પાસ તે માફી માગી લેતો હતો, તેથી તેનાં બદકામો તેના ભાઇઓને તેમજ કોઇને પણ માલમ પડતાં'તાં નહીં. આજે ખુશાલીમાં વ્હીસકીની બાટલીનું તળ્યું લાવતાં તેના વડા ભાઇઓએ તેને પરણવા માટે કહ્યું તેથી સેજ ખીજવાયલો આપણે તેને ઉપર જોઇ આવ્યા. એટલામાં ડ્રોઇંગ રૂમમાં કોઇ દાખલ થયું.

"એ કોણ છે?" વ્હીસકીનું ગ્લાસ ટેબલપર મુકતાં લવજીએ પુછ્યું.

"એ તો હું છું." એમ કહી તેવણના મહેરદાર શીરીન અંદર આવ્યાં.

શીરીનના આવવાથી સોરાબ અને બરજોર ઓરડામાંથી ઉઠી બહાર ગયા.

"કેમ શીરાં!" લવજીએ પોતાની મીસીસને પાસે બેસાડતાં પુછ્યું. "કાંઇ ફરમાશ? કાંઇ હોકમ?"

"વરી હજુર પુછોછ! તમેબી અમથા કાંમળા થયા?"

"ત્યારે બોલની શું જોઇએચ."

"મને કાંઇબી જોઇતું નથી. મારે ફક્ત કહેવુંચ એ કે આજે દીકરા અદીને સાત પુરાં થઇ આઠમું વર્ષ બેઠું ને હવે એ જીસરાયાની નવજોત કરવી જોઇયે."

"હા હુંબી એજ વિચારમાં છું, તું ને આજે કહેવાનોજ હતો. આવતા હોરમજદ રોજે મારા બહેસ્તી બાવાજીની બાજ છે તે દહાડો હાથમાં લઇ એની નવજોત કરીએ."

"ઓ વાય! તમેબી છેક અનીપર ધીક આરે ત્યારેજ બોલોચ. બાજને તો આજથી ફક્ત તેરજ દિવસ બાકી રહ્યાચ!"

"તેમાં શું થયું?"

"તેમાં શું થયું? હજુર તો મારે કપડાં ચપર્સ વસાવવાનાં છે."

"હજુરે તારાં કપડાં બાકી રહ્યાંચ શું? પણ વારૂ તે ખરીદતાં કેટલા દિવસ લાગશે. જા, કાલ પરમ મુંબઇ જઇને લઇ આવ."

આખરે હોરમજદ રોજ અને તે બાજનો દિવસ નક્કી થયો. શીરીનબાઇ કાપડીવાની દુકાને સીધાર્યાં અને કપડાંનો એક નાનો જેવો ડુંગર વસાવી લાયાં તોબી મરે આપ રહી ગયું પેલું રહી ગયું કરી બીજા કેટલાક ફેરા ખાઇ આયાં. શીરીન જરા ફૅસ્કી હોવાથી કપડાં પાછળ બેશુમાર પૈસા ખરચતી. જેમી નવી નવી ફૅશનો નીકળતી તે તેણી ખરીદતી. આથી લવજી કોઇ કોઇ વખત લગાર તીખો થઇ જતો હતો અને વારંવાર બેઉ જણાં અડી પડતાં હતાં. આખરે તે હોરમજદ રોજ આવી લાગ્યો

* * *

આજે "દાઇના ટૅરેજ" નો કાંઇ ઑરજ ભપકો છે. આખો બાગ કીટસન લાઇટથી તેમજ તોરણોથી ભપકાદાર રીતે શણગાર્યો હતો. બેંડ તથા ઢોલીઓ પોતાના સુંદર સરોદો વચ્ચે પરોણાઓને રીઝવતા હતા, કે જેઓનું માંથું ખાઇ જતા હતા? ત્રણ વાગેથી લોકોની તેમાં ખચુસ કરી રંગબેરંગી સાડીઓમાં સજ થયલી અબલાઓની આમદ શરૂ થઇ ચુકી હતી. દરવાજા આગળ બે મોબેદો, લવજી, સોરાબ, બરજોર અને શીરીન પરોણાઓને હસ્તે મુખડે આવકાર આપવા ઊભાં હતાં, જ્યારે માસ્ટર અદી એમથી તેમ ખુશાલીમાં પોતાના દોસ્તો સાથ મજાહ ઉડાવવામાં પડ્યો હતો,

તેવામાં પીરોજશાહ પટેલનું ફૅમીલી આવી લાગ્યું. તેજ કુંટુંબ સાથ એક બીજી અબળા પણ દાખલ થઇ. તેણી કોણ હતી તે કોઇ ઓળખી શક્યું નહીં.

આ જુવાન અબળા આસરે ૧૮ વર્ષની જોબનમાં ખીલેલી હતી. તેણી સોટા સરખી સીધાં કદની, માજરી આંખો તથા સોનેરી બાલવાળી એક ખુબસુરત નાર હતી. તેણીએ સુંદર પોષાક તેમજ મોંઘી કિંમતનાં જવેરાત પહેરેલાં હોવાથી કોઇ પૈસાદારની છોકરી માલમ પડતી હતી. આ નાજુક અબળાની ખુબસુરતી તરફ દરેક જણની નજર ટીકી ટીકીને જોતી હતી. નવજોતનો વખત થવાથી દસ્તુરોએ તે પવિત્ર ક્રિયા કીધી. ત્યાર બાદ મી૦ અને મીસીસ લવજી લેહરીને તેમજ માસ્ટર અદીને દોસ્ત આસનાવો તથા સગાં વ્હાલાંઓ તરફથી સારી પહેરામણી થઇ જે બધી બરજોર રાખતો હતો. ત્યાર પછી સર્વે જણ રીફ્રેશમેન્ટ લેવા ગયાં. ત્યાં પેલી ખુબસુરત બાનુ પણ આવી, તેને બરજોરે આઇસક્રીમ તેમજ પેસ્ત્રી વિગેરે આપ્યું તે તેણીએ હસ્તે મુખડે ઉપકાર સહિત સ્વીકાર્યું. હવે બરજોર તે અબલા સાથ તરેહવાર વાત કરવા લાગો. તે લોક વાતમાં એટલાં તો મશગુલ થઇ ગયાં કે રાતના સાત વાગ્યા તેની તે લોકને ખબર પડી નહીં. તે બેઉની કંપની વાત કરતાં બાગમા એક એકાંત જગ્યાએ આવી લાગી, ત્યારે તેણીએ કાંઇ જુદોજ રંગ પકડ્યો. તેણી વાત કરતાં હસી હસીને એવા ચેન ચાળા કરવા લાગી કે બરજોર જેવા લુચ્ચાના પીરને પુછવું શું પડે! હવે તેણે તેણીને પકડી એક કીસ લીધી; તેણીએ તુરત બુમ પાડી અને તે લુચ્ચાના હાથમાંથી છુટવા ખેંચતાણ કરતાં તેણીની પતલી ગોલાથી સાડીનું ચીર્યું નીકળ્યું; તેવોજ બરજોર ફીકો પડી ગયો, ને તેણીને બાથમાંથી છોડી દીધી. તેણીએ છુટકો મેળવી તરત નેણ ફેરવી તે બદમાસને ધમકી આપી કે જો તેણીપર હુમલો કરવા માટે તેણીને એક હજાર રૂપીઆ તેમજ તેનાં આંગળાંપરની હીરાની વીંટી નહીં આપશે તો તરત બધાંને કહેશે, તેમજ હમણાંજ આ મેળાવડામાં પોલીસ પાસ પકડાવી આબરૂના કાંકરા કરવામાં આવશે. હવેજ તેને ભાન આવ્યું કે એક નખરાંબાજ છોકરીના હાથપર થાપ ખાઇ હુમલો કરવામાં પોતે ખરેખરૂં કાચું કાપ્યું હતું. પોતાની આબરૂની ફજેતી થવાની બ્હીકથી તેણીએ માંગેલી ચીજો તરત કહાડી આપી. પેલી છોકરી તો પોતાની ફત્તેહથી ખુશ ખુશ થઇ ગઇ અને પછવાડેના રસ્તા પરથી બહાર નીકળી ગઇ. બરજોર બાગમાંથી હવે પરોણાઓ આગળ ગયો ત્યાં તેનો ખાસ મિત્ર વાચ્છા ચરાઇ મળ્યો. તેની આગળ આ વાતનો બધો ખુલાસો કીધો, શાવક જો કે બરજોર કરતાં ચાર ચાસણી સરસ હતો અને તેને ઠગારા લોકોનો બરજોર કરતાં

વધુ અનુભવ હોવાથી તરત બેઉ જણ પાછલે બારણેથી બહાર પડયા અને પોતાની ભારે અજાયબી વચ્ચે પેલી કુમારી છોકરીને એક ખુણામાં ઉભી રહી પોતાનાં શરીરપરથી કપડાં ઉતારતી જોઇ, તો તે એક ખુબ સુરત છોકરો માલમ પડયો. તેવાજ તે બંને જણ તેને પકડવા દોડયા તેની અગાઉ તો તે છોકરો રસ્તા પર એક ચીઠ્ઠી ફેંકી ચાલાકીથી લેહેકો મારી ગયો. તે ચીઠ્ઠીમાં નીચે મુજબ લખ્યું હતું:—

ભાઇ બરજોર,

જો કે આ બધો બનાવટી ફારસ મને ભજવવો પડયો છે, તે તારાં ભલાંને ખાતરજ છે. તારી ખરાબ ચાલચલણ સુધારવાને માટેજ એમ કરવું પડયું છે. તું જાણીને ખુશી થશે કે હું કોઇ છોકરી નહીં પણ તારો એક દોસ્ત છું. દલગીર છું કે મારૂં નામ તુંને જણાવી શકતો નથી અને તું કદીબી જાણી શકશેજ નહીં. ભવિષ્યમાં ફરીથી તું એવી અટકચાળી કોઇપણ સાથ કરતો નાં, નહીં તો તારા એથીને બુરા હાલ થશે અને આબરૂ ગુમાવી બેસશે. માટે એટલાંમાંજ તારી ચાલ ચલણ સુધરે તો સારૂં. જો તું સમજુ હોય તો તારે માટે આ બે બોલ બસ છે.

લા૦ તારૂં ભલું ઇચ્છનાર,

**એક દોસ્ત.**

હજુર બીચારો બરજોર જાણતોજ નથી કે એ કોણ હતું. તેણે ઘણીબી તજવીજ કરી પણ કશો પત્તો મલ્યોજ નહીં. હવે દિવસે દિવસે બરજોરની ચાલચલણમાં સુધારો થતો ગયો અને પોતાની લાયકીમાં પોતાના ભાઇઓ સાથ વધારો કરતો ગયો. બરજોરની ચાલચલણમાં એકાએક આવો સુધારો થવાથી તેના બીજા દોસ્તોબી વિચારમાં પડયાચ, પણ આ વાત ફકત તેનો મિત્ર શાવક શરાફ, પેલો સ્ત્રીના વેષમાં આવેલો જવાન અને પીરોજશાહ પટેલનાં કુટુંબ સિવાય બીજાં કોઇનાં પણ કાનપર આજ સુધી ગઇ નથી.

બરજોર પણ હવે પેસ્તનજી પાંડાવાલાની પીરોજ સાથે અદરાયો છે, અને તેનાં લગન આવતા હોરમજદ રોજે "દાઇના કૅાટેજ"માં ભારે ધામધુમથી થનાર છે.

## સખી કોણ? શાહ કે કુંવર?

એક દીવસ ઇંગ્લાંડનો એક શાહ પોતાના કુંવર સાથે સહવારના ફરવા નીકળ્યો. રસ્તામાં તેઓએ એક ગાડાવાલાને પોતાનું ગાડું કીચડમાંથી કાઢવાની કોશેશ કરતાં જોયો. તેઓએ પણ તેને મદદ કરી ગાડું બહાર કાઢયું. ઉપકારના બદલામાં બેહને ગાડામાં બેસાડી એક પીઠામાં લઇ ગયો અને ગ્લાસની "ઓફર" કરી. બેઉજણે તે ઉપકાર સાથે ના પાડી, અને જતી વેળા શાહે એક ગીની અને કુંવરે બે ગીની તેને આપી. અલબત ગાડાવાળો આ બેઉને ઓળખતો ન હતો તેથી તેને આ વાત પોતાના દોસ્ત આસ્નાવો આગળ કરવા માંડી. તેઓએ આ પરથી જણાવ્યું કે તે શાહ અને શાહઝાદો હોવો જોઇએ. "જો એમજ છે," પેલા ગાડાવાલાએ કહ્યું, "તો રાજા કરતાં કુંવર ઘણો સખી છે." અને આ બીના તેણે દરેકને કહેવા માંડી. જ્યારે રાજાએ સાંભળ્યું ત્યારે તે કાંઇક ખેદ પામ્યો. અને જ્યારે તેજ ગાડાવાળો તેને ફરીથી મળ્યો ત્યારે તેને કહ્યું, "તમો મારી સખાવત ઓછી માનો છો એ ખરૂં. પણ જેમ તમારા બચ્ચાં ને તમારૂં કુટુંબ તમારી કમાઇ પર આધાર રાખે છે, તેમ મારી ઉપર રૈયતનો આધાર છે અને લાખો ગરીબોને મારે પાળવા જોઇએ અને તેથી એક રાજા તરીકે મારે સરખે સરખું આપવું જોઇએ. મારો દીકરો તો હજી નાદાન છે તેને તો મોજશોખ વહાલી છે. તેને કયાં કોઇની ફીકર છે? બોલો ત્યારે વધુ સખી કોણ?" એટલું બોલી તે રાજા જે કોઇજ નહિ પણ જ્યોર્જ ધી સેકન્ડ હતો તેને એક વધુ ગીની તે ગાડાવાલાને આપી ચાલતી પકડી.

**ન. સ. ગોળવાલા.**

# સરદી.



લખનાર:—અરદેશર બેરામજી હોમાવજીર.

આ કાટેલ રોગ સેંકડો છોડી હજારોને જીંદગીએ હેરાન કરી આખી જીંદગી દરમ્યાન માણસોને દુઃખી બનાવે છે, રીબાવે છે અને છેવટે જીંદગીનો નાશ કરે છે. ત્યારે આ સરદી એ શું ચીજ છે તથા તે કઇ રીતે માણસાઇ શરીરને લાગુ પડે છે તથા લાગુ પડી તો તે નાબુદ થવાના શું શું ઇલાજો હોવા જોઇએ એ માટે કુદરતી રીતે આપણને કાંઇ જાણવાની ઉલટ થઇ આવે છે.

પ્રોફેસર રોઝનો પોતાની એક ચોપડી "Preventive Medicine and Hygiene" માં કહે છે કે આ સરદી, તજીત્રી જેવી રીતે શરૂઆતમાં શરીરને વધુ દુઃખ ન હોય એવું દેખાડતી માણસોને લાગુ પડે છે તથા ધીમે ધીમે દુઃખનાં જોરમાં વધારો કરવો શરૂ કરે છે. શરીરમાંનો તેનો ફેલાવો એટલો ધીમો છે કે તેની સહેજ પણ અસર દરદીને પહેલાં લાગતી નથી પણ જ્યારે તે મક્કમ રીતે જડ ઘાલી બેઠું હોય છે ત્યારેજ દરદી પોતાની ભવિષ્યની હાલતનો ખ્યાલ કરતો થાય છે. આ સરદીના સગાં વ્હાલાંઓનાં નામ ઓળખવાં મુશ્કેલ નથી. તેઓમાં ઠાંસો, ઠાંફણુ, દમ, ખડી, ન્યુમોનીઆ વગેરે વગેરે. હઠીલાં દરદોનો સમાવેશ છે. જેઓ પાછળ દરદી પોતાના જાને તથા પૈસે ટકે ખુવાર થાય છે.

હવે આ સર્વ જીવલેન તથા સર્વ રીતે હેરાન કરનારાં હઠીલાં દરદોનું મુળ સરદી કેવી રીતે દાખલ થાય છે. તે માટે સર્વ લોકોનું સામાન્ય મત શું હોય છે તે આપણે જોઇએ. આપણે સર્વે એમજ સમજીએ છીએ કે આ સરદી રાત્રે તથા દીવસે ગરમ કપડાં નહીં પહેરવા કાજ તથા રાત્રે સુવાના ઓરડાઓની બારીઓ નહીં બંધ કરવાથી આપણને Drafts તથા Chill લાગે છે તેથી તથા ઠંડા પીણુ પીવાથી આ સરદીનું મુળ રોપાય છે કેટલેક દરજ્જે આ ચાલતી આવેલી માન્યતા ખરી પણ હોઇ શકે પણ દુન્યાના ચાલુ અનુભવો ઉપરથી આપણને જે શીખવાનું મળે છે તેથી આ માન્યતા કેટલે દરજ્જે ખરી છે અથવા તેની સચ્ચાઇ કેટલે દરજ્જે માન્ય રાખવી તે નીચલો ખુલાસો લખી હું વાંચક વરગને મત બાંધવા સોંપીશ.

સરદી, ઠાંસો, ઠાંફણુ, ન્યુમોનીઆ, ખડી જેવા બુરા દરદો, દીવસો સુધી બહાર ખુલ્લા જંગલોમાં ફરી ખાઇ સુખ શીકાર કરતાં શીકારીઓને કદી પણ લાગુ પડતા નથી. આ કાટેલ દુઃખોએ Camp Life ગુજારતા લશ્કરી સીપેહસાલારો જેઓ બરફ અને વરસાદથી ભીંજાતી પોતાની Camps માં મહીનાઓ સુધી રહે છે તેઓ તથા તરવાના હુન્નરથી કલાકો સુધી અંગ કસનારાઓ એ સઘલાઓ ઉપર ગલબો કરેલો જણાયો નથી; ના એટલુંજ નહીં પણ ઘણુંજ ઉત્તર તરફના અતી ઠંડા મૂલકોમાં આ દરદનું રાજ હોયલું જણાયું કે વાંચવામાં આવ્યું નથી. તેથી પણ વધારે આગલ તપાસ ચલાવીએ તો જે મુસાફરો અને શોધ કરનારા ખેરખાહો Arctic તથા Antartic જેવા અકડાવી નાખનારા મથકોએ Expeditions કરે છે તેઓ આ જીવલેન દુશમનોથી તદન નીરાળા હોય છે એવું આપણને બાપોકાર જાહેર મતોથી જણાવવામાં આવ્યું છે, જો આથી તદન ઉલટુંજ પાસુ તપાસીએ છીએ તો આપણને જણાવવામાં આવે છે કે જ્યારે આવા મુસાફરો, શીકારીઓ કે લશ્કરી સીપાહો આવા ઠંડીવાળા ખુલ્લા મથકોની મુસાફરીએથી જ્યારે શહેરે શેરે પાછા ફરે છે ત્યારે તેઓ કોઇ કોહવેલા સરદીથી પટકાય છે પણ જ્યારે તેઓ ખુદ ઠંડકમાંજ વાસો કરતાં હોય છે ત્યારે તેઓને સરદીતો શું પણ તેઓના ગલા કે નાકને પણ અસર થતી નથી કે નથી તેઓને

એક ખોટી છીંક વતીક આવતી. ત્યારે આ માણસોમાં થતો ઓચીંતો ફેરશર આપણને શીખવે છે કે જ્યારે તેઓ ખુલ્લી હવામાં તથા ખુલ્લા ઠંડા ચોગાણોમાં રહેતા હતા ત્યારે તેઓને અતી (Pure) ચોખ્ખી હવા દમમાં લેવાની મળતી હતી તથા તે ઘણા જહામાં ને પ્રમાણમાં તેઓને મળવાથી તેઓના શરીર લોહીના અતી સાફ બનવાથી ઓરખી જોરાવર તથા તંદરસ્ત બનતા પણ જ્યારે તેઓ વસ્તીમાં પાછા દાખલ થતા કે રૂતુ તથા હવાના એકાએક બદલાવાથી તથા તદન ચોખ્ખી હવા શ્વાસમાં લેનારા તે લોકો થોડી ઘણી ઝેરી હવાના સમાગમમા આવવાથી તેઓ ઉપર સરદીનો ગલબો થતો હતો.

શહેર મધે રહેનારા લોકો વરસાદથી ડરી જઇ કે ઠંડીની રૂતુમાં પડતા ધુમસ યા દવથી ગભરાઇ જઇ ઘરના બારી બારણાઓ ખસુસ કરી રાતની વેલાએ મજબુત ઢાંકે છે એવા ખ્યાલથી કે રખે તેઓને Chill લાગે યા રખે તેઓ પવનના Drafts ના સપાટામાં સપડાય એટલાંથીજ ન વલતાં તેઓ વલી પોતાના બાળકોને ગરમ રગમાં બરાબર લપેટવાની [illegible] રાખે છે તથા પોતે પણ મોંઢાવેર બંડુસ [illegible]રગ ઓઢી થંડીથી પોતાનો બચાવ કરવા દરેસ્ત [illegible]રે છે પણ આ કેવી હાણીકારક માન્યતા છે તે આપણને ઉપર જણાવેલી અતી ઠંડી રૂતુવાલી હવામાં વસનારા તથા મુસાફરી કરનારાઓની તનદરોસ્તી ઉપરથી ખુલ્લી સમજાય છે. ખરી બીના તો આ છે કે સરદી એ સહીએડ, ગોવરાં કે બીજાં ઉડતાં દરદો માફકનો એક ઉડતો રોગ છે. આ રોગો કેટલી હદ સુધી ઉડતાં રોગો ગણાયલા છે તેનું વર્ણન કરતાં એક લેખક કહે છે કે દુન્યાના કોઇ પણ ખંડમાંના દેશમાંથી આ રોગના જંતુઓ કાગળપત્રો મારફતે બીજા કોઇપણ ખંડના કોઇ પણ દેશમાં ફેલાઇ શકે છે. બીજી સાબેતી જે મળે છે તે આ છે કે સરદીવાલાં સઘલાં દરદોનું જોર પણ બીજાં ઉડતાં દરદો માફક ચોકકસે વખતેજ ઉભરે છે. ત્રીજી સાબેતી એક એક ઘરમાં વસતાં આખાં કુટુંબ ઉપર, યા એક નિશાળે જતાં થોડાંક બાળકો ઉપર આવા સરદીવાલાં દરદોનો ગલબો સામટો થાય છે. આ સગળી સાબેતીઓ આપણને જણાવવાને પુરતી થઇ પડે છે કે સરદીવાલા સર્વ રોગોને હવા સાથ યા કોઇ પણ રૂતુ સાથ ઘણે મોટે ભાગે લાગતું વળગતું હોતું નથીજ. પણ ખુલ્લી હવા તથા વધારે થંડીવાલા દેશોમાં રહેનારાં માણસોનાં શરીરો આવાં સરદીવાલાં દુઃખ દરદોથી મોટે ભાગે નીરાળા હોય છે.

ત્યારે હવે આપણે એ માટે શું કરવું જોઇએ? મેલેર્યા નહી આવે તેની સંભાળ માટે આપણે મચ્છરોને મારી નાંખીશું. તાઇફોઇડથી બચવા માખીઓનો નાશ કરીશું પણ આ કરોડો જંતુઓ મારવું એ એક કામ છે જે કરતાં વધુ અગત્યતા આ સરદી અને સરદીથી ઉત્પન્ન થતાં દરદોનો નાશ કરી તેથી બચવાની છે.

ઇલાજ ઘણોજ સાદો, સહેલ્લો ને સુતરો છે. માત્ર તે અજમાવવાની તથા તે અજમાવવા કાજે થોડીક શ્રમ વેઠવાની જરૂર તથા ખોટી છે.

શરીરની દરોસ્તી જેટલા બને તેટલા પ્રમાણમાં મેળવવાની તથા જાળવવાની યુક્તિઓ કરવી આ માત્ર એકલોજ ઇલાજ છે કે જે આપણને આવાં દુઃખ દરદોથી બચાવશે એમ મોટાં ડૉક્તરોના મત પડી ચુકયાં છે. આ ઇલાજ અજમાવવા કાજ નીચલા નીયમો જાળવ્યા તો જરૂરજ ઇલાજ સાદો, સુતરો ને સેહલ્લો જાણવો. ૧. તદન ખુલ્લી હવામાં સઘળો વખત ગુજારો, તથા રાત્રે નીદ્રાવશ પણ તદન ખુલ્લી હવાવાલા ઓરડામાંજ થાઓ. ૨. સરદીના અથવા સરદીવાલા કોઇ પણ રોગથી પીડાતા દરદીથી બને તેટલા વેગળા રહો. ૩. તમારી જાતી તેમજ ઘરથવુ સ્વચ્છતાઇ જાળવો. ૪. કસરત અથવા અંગને અતી મહેનત પડે એવો શ્રમ કરતાં શરીરને કેળવો.

આમાનો પહેલો નિયમ પાળવાથી આપણા શરીરનું જોર અને Resisting Power દુઃખ દરદ સામે ટક્કર મારવાની શક્તિ વધે છે; શરીરમાંની નકામી તથા ઝેરી ચીજો બળી જઇ તેનો નાશ થાય છે; રોગ ઉડવાનો ભય ઓછો બને છે; માટે તાજી ચોક્ખી હવામાંજ બેસવાની, ફરવાની, તથા સુવાની તજવીજ પાડો. અને તેનાથી કદી પણ દુર જવાની.

તજવીજ ના કરો તથા તેનાથી કશી રીતે ડરો ના. બીજો કાયદો લગાર શક ઉત્પન્ન કરે છે કે શું આપણા સગાં વ્હાલાંઓ આવાં દરદોથી પીડાતાં હોય તો તેઓને રખડતાં નાંખવાં? નહીં આમ કહેવું છેજ નહીં—પણ બનતી તજવીજથી ઘણો વખત તે માણસના સમાગમમાં ન રહેવું એ સલામતીભર્યું છે. તેઓના શરીરમાંથી નીકળતો પરસેવો, તેઓના દમમાંથી બહાર નીકળતી ઝેરી હવા તથા તેઓની થુક, ઝાડો પીશાબ વગેરેથી ઘણુંજ ચેપકવાનું તથા બીહવાનું કારણ છે કે જેને હજારમે હિસ્સે પણ ખુલ્લી હવા તથા ચેગાણુથી બીહવાનું કારણ નથી. ત્રીજા કાનુનની અગત્યતા વિષે આટલું કહી શકાય કે જાતી સ્વચ્છતાઇ, નાહવાથી તથા વારે ઘડીએ શરીરના ખુલ્લા ભાગો સાફ કરવાથી રાખી શકાય છે, જ્યારે અંદરખાનેની જાતી સ્વચ્છતાઇ અંગકસરતથી રહે છે. ઘરવતુ સ્વચ્છતાઇ વગર જાતી સ્વચ્છતાઇની શ્રમને પણ ઘણેક દરજ્જે ધોકો પહોંચે એમ છે. ચોથા નીયમમાંની અંગકસરત શ્વાસોશ્વાસની ઝડપી ક્રીયાને લીધે અંગનું સર્વ ઝેર બહાર કાઢે છે અને એ રીતે લોહીને સ્વચ્છ બનાવે છે. જેનું લોહી સ્વચ્છ તેનું શરીર સ્વચ્છ. આ રીતના ત્યારે નડવા પણ શ્રમ પડે એવા નીયમો કારેલ દરદના સુળોને જડ ઘાલતાં અટકાવે છે. જો તેઓથી બચવુંજ હોય અને સુખાકારી ભરી લોકોપયોગી જીંદગી ગુજારવાની ખરી ખાહેસજ હોય તો નીચલું વાંચી તે અમલમાં મેળો અને જીંદગી સુધીનું સુખ સંપાદન કરો.

૧. ઘર બહારની હવા ગમે એટલી ભેજવાળી હોય યા પવન બહાર ગમે એટલો જોરથી ફુંકાતો હોય તો પણ બારી બારણા ખુલ્લાં મેળો.

૨. મોંઢ માથું ઢાંકી, સુવાની આદત છોડી દેવો.

૩. ઠંડી હવા યા વરસાદમાં ફરવાની તથા ઠંડા પાણીએ નાહવાની આદત પાડો.

૪. જબરી અંગ કસરત ચાલુ કરો.

૫. છાતી ઉપર બને એટલાં ઢીલાં અને થોડાં કપડાં રાખો.

૬. જે ઓરડાઓ ગીચ હોય યા જેમાં ઘણા માણસનો વસવાત હોય ત્યાંથી દુર રહો.

૭. સરદીવાલા યા એવા બીજાં દરદથી પીડાતાં દરદીઓનાં ઘણા સમાગમમાં જતાં અટકો.

## એક સલાહની કીમત કેટલી?

He who can take advice is sometimes superior to him who can give it. VON KNEBEL.

આગલા જમાનાનો એક રાજા પોતાના થોડાક સાથીઓ સાથે એક દીવસ ફરવા નીકળ્યો હતો. રસ્તામાં તેને એક દરવીશ મળ્યો, જેની સાથે રાજાએ ઘણાક પ્રકારની વાતો કરી છુટા પડતી વેળા તે દરવીશ બોલ્યો કે "જે કોઇ મને સો સીક્કા આપશે તેને હું એક સારી શીખામણ દઇશ" આ સમજી રાજાના સાથીઓ હસવા લાગ્યા અને તેના ઉપર ટીકા કરવા માંડી પણ રાજા દુર અંદેશ હતો, તેથી તેઓને તેમ કરતાં અટકાવ્યા. પછી ફકીરને સીક્કા આપવા ફરમાવ્યું. સીક્કા લઇ તે દરવીશ બોલ્યો.

"નામવર શાહ! મારી સલાહ છે કે એકાદ કામ કરવા અગાઉ તેનું શું પરીણામ આવશે તેનો વિચાર કરવા વગર તે કામ કદી કરતો ના."

બીજાઓને મનથી આ દરવીશ ધુતારો ગણાયો અને રાજાએ આટલા શબ્દો માટે સો સીક્કા આપી દીધા તે માટે પણ ઘણી ટીકા થઇ. રાજાએ એવા ટીકાની દરકાર નહીં કરતાં પોતાના મેહેલના બારી બારણા ઉપર અને તમામ વાપરવાની ચીજો ઉપર સઘળે ઠેકાણે ઉપલા શબ્દો કોતરાવ્યા. આ બનાવને થોડાક મહિના થઇ ગયા એ દરમ્યાન ઘણીક ઉંઠલપાઠલ થઇ રહી. કેટલાક ઉમરાવોમાં બેદીલી જાગી. એકે તો રાજાનો જીવ લેવા વિચાર કર્યો. આવા વખતમાં રાજા સખ્ત માંદો પડ્યો. કાબેલ તબીબોએ તેની ફસ ખોલવાનો વિચાર દર્શાવ્યો. આ વાત પેલા ઉમરાવને કાને ગઇ એક તબીબને લાંચથી ફુસલાવી એક ઝેરી ખંજર વડે રાજાની ફસ ખોલવા ફરમાવ્યું. સારી જેવી રીત મળવાના વિચારમાં તે તબીબે આ કામ કરવા માથે ઉઠાવ્યું.

નક્કી થએલા દીવસે એ તબીબ રાજા આગળ આવ્યો. લોહી ઝીલવા માટે એક તસ ત્યાં મુકવામાં આવી. જેવો તે તબીબ પેલા ખંજર વડે ફસ ખોલવાની તૈયારી કરે છે કે તેવીજ તેની નજર પેલી તસપર કોતરેલા આકારોપર પડી. તેણે શું વાંચ્યું? "એકાદ કામ કરવા અગાઉ તેનું શું પરીણામ આવશે તેનો વિચાર કરવા વગર તે કામ કદી કરતો ના," આ વાંચતાંજ તે વિચારમાં પડ્યો, 'આ કામ જો કરીસ તો રાજા મરી જશે, તો મને ફાંસી મળશે તો મને તે સીક્કા શું કામ આવશે. ના, મારે રાજાને બચાવવોજ જોઇએ.' આ વિચાર સાથે તેણે તે ખંજર બદલી નાખ્યું. રાજાએ આ જોયું, ને તેમ કરવાનું કારણ પુછ્યું. તબીબને શું કરવું તે સુઝ્યું નહિ પણ રાજાના અભય વચનથી તેને સઘળી હકીકત કહી સંભળાવી. પછી સઘળા ફીતુરીઓને સજા કરી અને પેલા સાથીઓની અને ટીકાકારોની ખાત્રી કરી આપી કે ઉપલી સલાહના સો સીક્કા કુચ્છ હિસાબમાં ન હતા.

ન. મ. ગોળવાળા.

# ગ્રે ફાલકન.

(ચાલુ વાર્તા)

લખનાર:—મીસીસ જરબાનુ મેહરવાનજી કોઠાવાલા.

## પ્રકરણ છઠું.

લેડી ફેલીસના લગનમાં અચાનક વધન નડયું અને દગાખોર પીએરી પોતાના જેવાજ પાપીઓ સાથ તે છુપાં લગનની નહાની મીજલસ ઉપર તુટી પડયો અને એક પલકારામાં લેંગડોક કાસલમાં ખુના મરકી ચાલી રહી. લેડી ફેલીસ જેણી બચી જવા પામી હતી તેણી એમાઇલે તૈયાર કરેલાં પેલાં ઝાડવાળાં છુપા મકાનમાં જઇ ભરાઇ જ્યાં એમાઇલ એક જખમી જવાનને લઇ આવ્યો ત્યાં સુધી આપણે વાંચી આવ્યાં.

લેડી ફેલીસનાં મકાનમાંથી તેણીને ઉપયોગી થઇ પડે તેવી કેટલીક ચીજો એમાઇલના આદમીઓ ઉઠાવી લાવ્યાં હતાં તે પેલાં છુપાં ભોંયરામાં ગોઠવી રહી એમાઇલે પેલા જખમી જવાન તરફ ધ્યાન આપ્યું. તે મોહત જેવી બેફામીમાં પડેલો જણાતો અને ઘણી મુશકેલીએ દમ લેતો હતો.

"અરરરર, ગરીબ બીચારો, મને ફકર છે ફેલીસ કે એની ઉપર ઘણી સખત બીમારી ગાલેબ આવશે પણ હું ખરાં દીલથી એની મદારત કરશ, કારણ આવા બ્હાદર નેકદીલ જવાનો ઘણા થોડા હોએછ. મે એને પેરીસમાં એક હુલ્લડની રાતે પેહેલવેહલો જોયો. એક ઉમરાવ ખાનદાનના બીશપની આસપાસ હુલ્લડખોર આસામીનુ ટોળું ફરી વળેલું હતુ અને તે હીચકારાઓ તે હથીઆર વનાના ધર્મ ગુરૂને ગમે તેમ હેરાન કરતા હતા ત્યાં આ જવાન વગર હથીઆરે આટલા બધા ખીકાલ દુશ્મનો વચ્ચે તે પાદરીનો બચાવ કરવા ધસી ગયો એ દેખાવ કદી હું ભુલશ નહી. કેવો શુરવીર, કેવો દીલસોજ, મારૂં હેત એકદમ એના તરફ દોડયું; પોતાની જબરદસ્ત મુકીઓ ચોમાજુએ ધમધમાવી તે પેલાં ટોળાંને થોડો વખત બાજુ કરી શકયો, પણ કેટલીવાર તેમ થઇ શકતે! તે ટોળાંમા હથીઆર બંધ બનેલા ખુની દીલના સખસો હતા જેઓ એનું નાહક ખુન રેડવા જરાબી ડરતે નહી હું એકદમ તેઓ વચ્ચે જઇ ઉભો મારા હુકમને તેઓ તાબે થયા અને વીખેરાઇ ગયા; ત્યારથી મને આ જવાન ઉપર અજબ વ્હાલ આવેછ, કારણ એની બીજી એવી બ્હાદુરી પણ ત્યાર પછીથી મારી નજરે પડીછ. અને હવે ફેલીસ, શું આપણે આવા નેકબખ્ત જવાનને મરવા દઇશું?"

"નહી, કદી નહી, હું એની સારવાર કરવાનું મારે માથે લઉંછ."

એમાઇલ સેહજ ફીકકું હસીયો.

"હવે મારે જવું જોઇએ, વખત ઘણો કીમતી છે. પીએરી જ્યારે જાણશે કે એફમી અમુલ દાગીનો તેને માટે રહયો નથી ત્યારે તે કેટલો હાથ પગ અફાલી મેલશે. મારાં બચ્ચાં, તારા આ ઝબ્બાની નીચેથી હું જોઇ શકુંછ કે તારાં ખાનદાની ઘરેણાં બધાં તારા આંગ ઉપર છે. તેમ વળી પોતાની મીલકતો વેચી જે અમુલ્ય હીરા કાઉન્ટે ભેગા કીધા હતા તે તેની કમરબંધે બાંધેલા હતા તે હું બધાં છોડી લાયોછ અને તે મારી પાસ છે, તે બધું હું તારે માટે સાચવી રાખસ એટલે વ્હાલાં બચ્ચાં આટલી બધી બદબખ્તી છતાં હજુર તું ઘણી માલદાર છે, પણ મારે હવે જવું જોઇએ તેટલાં તું બીચારા આ જખમી જવાનને સંભાળજે."

થોડાજ વખતમાં એમાઇલ હાંફતો હાંફતો પાછો આવ્યો.

તે નાપાક્ષે પાછા ફર્યોછ તે હું જોઇ શકીયો. આ સાથીઓને મેં મોકલી આપીયાછ—ઓ હું તુંને શું કેહું તુંને બહુ દુખ લાગસે પણ કહેવું જાઇએ. ઉમરાવોની મોટાઇ તરફના તે ના ધીક્કારને રસ્તો આપવા તેઓએ તારૂં બાપીકું ને સલગાવી મુકયુંછ. ગરીબ બચ્ચાં, તારા મહાલની બુલંદી જમાનાઓ સુધી નીભી રેહ તેવી ગુંજાર હતી તે ઉપર એક છેલ્લી નજર ફેંકની હોય તોં આવ મારી સાથે બ્હાર આવ."

લેડી ફેલીસની સમજવાની શકતી ગેમા સુન મારી ગઇ. માબાપના કમોહત પછી આ બાપીકી મીલકત જ્યાં તેણીએ આટલી આટલી ઝહોજલાલી ભોગવી હતી તેનાં નાશની માહેતમે તેણીને વધારે સાહવેજ બનાવી મુકી. એમાઇલે તેણીને હાથ ધરી માયાથી ઉઠાડી અને તેણી ચુપચુપ તેણી સાથ બ્હાર ગઇ.

આહ! તે ત્રાસદાએક દેખાવ! તારા સેતારાબી આ ધરતી ઉપરની દુજખ જેવા આતશી ભભુકના ઓળા હેઠળ ફીક્કા મારી ગયા હતા, જે ઝાહોજલાલી ભર્યાં મકાનમાં તેણીએ પોતાના પેદાસનો પેહલો રોશન રોઝ જોએલો, જ્યાં તેણીએ પોતાનું તમામ બાળપણુ ખુશ રમતમાં કાહેલું જે હવે પછીથી વંસ પરમપરા તેણી પોતાની મીલકત થનાર હતી તે આ તેણીની ચશમો સનમુખ ખાક બરાબર મલી જતી હતી. મીનારા પછી મીનારા અને કંગુરા પછી કંગુરા ભસમ થતા ગયા અને ગરીબ ફેલીસે દુઃખથી પોતાની આંખો મીચી દીધી; એકાએક એક જબરો કડાકો થયો અને ગરીબ ફેલીસે તે દમાગી, મહાલને પોતાનું બુલંદ સર જમીનદોસ્ત કરતાં જોયું કે તેણી તરબર બાઇ એમાઇલના ખભાં ઉપર ગબડી પડી.

"ચાલ મારાં ફરજંદ, જેમ કાંઇ ખોદાતાલાનો હુકમ" તે ફેલીસને માયાથી પાસામા દાબતાં બોલીયો.

"થોભો!" એક ખોખરા અવાજે એકાએક તેઓ વચ્ચેથી ફુટી નીકલતાં તેણે ગગડાટ કર્યો "મને જવાબ એકદમ કે કોણ આ બદબખ્ત ઉમરાવોના મકાનને ગંભીથી જોતું ઉભુંછ?"

એમાઇલે મજબુત હોઠ બીડયા અને ફેલીસને એક ન્હાનાં પંખેરા માફક પોતાના હાથોમાં ઉઠાવી વીજલી માફક ઝાડીઓમાં ઝોકાવ્યું; એક છ સ્ટોસટની મીનીટ અને પાછળ આવતાં પગલાંથી વધારે છૂવ ઉપર આવી એમાઇલ પોતે જવાન છોડી સાથ સલામત ઝાડની અંદર ઉતરી પડયો.

તેઓને આમ અચાનક ગેબ થએલા જાણી પેલાએ બ્હારથી એક મોટી બરાડ મારી

"પાછો એકવાર હું સજ્જડ હગાયો તેઓ કોઇ ઉમરાવ ખાનદાનનાંજ હોવા જોઇએ નહીંતર એ ન્હાસતે નહી; હું કેપટન પીએરી આગલ પાછો જ આ આખું જંગલ ફુંદાતી મારૂં તોજ રહું" ઓ એમ બબડતો ફફડતો ને ચાલી ગયો.

"આપણે અહીં તદન સલામત છોએ." ફેલીસ ઠંડા મારી ગએલા હાથોને મસલીને ગરમી આપતાં બોલીયો "છ માસ સુધી ચાલે એટલો સુકો પાક ખોરાક મેં અહીં ભરી મુકીયોય અને પાણીના પીપ ભરપુર છે, તે સાથે વળી પાણીનો ઝરો કાંઇ બહુ દુર નથી હું રાત રાતના ભરતો જવસ અને મારા ગરીબ બચ્ચાં લેંગડોક કાસ્ટલ તેમજ માલેકનો નાશ થયોછ, તેઓની વારેસ તું છેછ તારી પુઠેથી કેટલાંક આદમીઓ તાંપી રહયાંછ, આ દુષ્ટ વખતમાં અમીરી વંશની ફેઠેથી સલામત માટે મારૂં માની તું બી એક આમ લોકનું હોએ તેવું એક સાદું નામ અખતયાર કર. મારી છોકરી હું જાણી શકુંછ કે તુંને કેટલું બ થાએછ તે છતાં તારી હીમતને આફીન છે."

"તમોને જે ગમે તે નામ મને આપ તમે જેમ કહેશો તેમ કરવાને મને કબુલ છે" નરમીથી જવાબ દીધો.

"ત્યારે હું તારૂં નામ કલોટીલડા રાખ નામની મારી એક ન્હાની બેન હતી હું બધ વરા કે તું મારી બેનની બેટી છે અને મારે મીત્ર બી તુંને મેડમોજલ કલોટીલડાને નામે ખશે. અરેરે હું ઇચ્છુંછ કે એ બીચારી સાહજી થવા પામે. હવે કલોટીલડા તું

રહો બેટા, તેટલાં હું ફરી એકવાર જરા બહાર જઇ આવું"

આ બહાદર શખસ એટલું બોલી ફરી બ્હાર પડયો. તેને પોતા માટે તો જરાખી દેહશત ન હતી કારણ તે પારીસમાં પ્રખ્યાત થએલો "એ ફાલકન" પોતે હતો. તેને જોતાં દરેક આમ વરગ તેનો હુકમ બજાવવા ગુંઠણીએ પડતાં: કારણ તેને દરેક ફુલ્લડ-ખોરોને એમ જાણવા દીધું હતું કે તે પોતે તેઓની તરફેણનો હતો અને પ્રજાસ્તાક અને છુટાપણાંની તરફદારી તેને ઘણી પસંદ હતી. આથી આમ લોકો તેના ઉપર જીવ કુરબાન કરતાં અને તેનો એક સખુન કાયદા માફક તેઓ બજા લાવતાં. લોકોને આ રીતે પોતા તરફ ખેંચી રાખી એ ફાલકન છુપીથી બાદશાહી અને ઉમરાવ કુટુંબોને મદદ કરતો અને કેટલાક અમીર ઉમરાવોને ફ્રેંચ પ્રીન્સો અને અમીરીના કારડીનલો અને બીશપો આ એકલા એક આદમીની મોટી સત્તાને લીધે છુપીથી બચીને ઇંગ્લંડ નાસી જવા પામયા હતા. તેનો મોટો હેતુ રાજા લુઇ અને તેની પરણેતર રાણી મેરી એન્ટોઇનેટને તેના બાળકો સાથે બચાવવાનો પણ કમનસીબે તે આ તરફ રોકાઇ ગયો અરસામાં ફુલ્લડખોરોએ બીચારાં તે બદબખ્ત પરહેજ કરી દીધાં હતાં એટલે એ ફાલ-બ્હારથી તો તે બાબે ખુશીજ બતાવવી પડી. તે પોતાના પવીત્ર દીલથી જે બાનુ તરફ રહયો હતો તેના ઉમરાવી મકાન ઉપર ના નીહા વાદળાં ઘેરાતાં જાણી તે અહી બચાવમા રોકાયો હતો, પણ અફસોસ તે માત્ર લેડી ફેલીસનેજ બચાવવા પામ્યો. કાઉનટેસ ના દુઃખી ઉપરથી આ પીલતન સખસની દુન્યા ગોયા મરી ગઇ હતી, માત્ર તે ફરજને જાણે જીવતો હતો. પણ ફેલીસને બચાવવી એ નાની સુની વાત ન હતી કારણ પ્રજામાં ખાસ ઉભો કરનાર ફ્રાંન્સમાં પ્રજાસત્તાક પેરવી રચનાર કસઇ દીલના રોબસપીયરે દરી ખાનદાનનાં આસામીઓનાં માથાં દીઠ મોટાં મોટાં ઇનામો કાઢીયાં હતાં અને એ ઘણી મોટા ખાનદાનના નામવર આસામીએ ખુનુની હાથે દયાહીણ રીતે રેહસાઇ જતાં હતાં. અને ફ્રાંસની ધર્તી આ નીરદોષોનાં ખુનથી ડુબખી ગઇ હતી અને તેવી વેળા ત્યારે લેડી ફેલીસને બચાવી રાખવી એ ઘણી મોટી મુશકેલીનું કામ હતું.

એમાઇસ મધ્ય રાત્રીએ પાછો ફરતાં તેણે જોયું કે પેલો જખમી જવાન ભર ઉંઘમાં પડયો હતો અને લેડી ફેલીસ પાણીનો કુંજો પોતાની બાથમાં ઝાલી રાખી બેહદ થાકથી ગીરફતાર બનેલી ભારે ધ્યાનમાં જમીન ઉપરજ પડી હતી. એમાઇસ ત્યાં બારણાને અટેલીને બેઠો. આજના ઉપરા સાપરી બનેલા ગમખ્વાર બનાવોથી તેનું મગજ ચકભમ બની ગયું હતું એટલે તેને ઉંઘ આવવી મુશકેલ હતી. કાઉનટેસનો દેખાવ તેની ચશમો સનમુખ આવીને ઉભો રહેતો અને તે જોરાવર બદનના સખસનું ભીતર ગમની હાયથી ધ્રુજી રહેતું.

બ્હારથી, કોઇનો પોકારી મોટો અવાજ આવ્યો. "પેપીન, તું કોઇ ખરેખરો મુરખ છે." પીએરીનો સાહદ એમાઇસે ઓળખ્યો.

"તેં શું કામ એકદમ બંદુક છોડીને તેને મારી નહી નાંખીયો. આપ કંગાલ ઉમરાવના નેહસ્ત મેહલ તરફ ગમીથી જોતો ઉભેલો હતો એમ તું કહેછ ત્યારે તો નક્કી જાણતું હતું કે તે કોઇ ઉમરાવ ખાનદાનનોજ હોવો જોઇએ અને ત્યારે તેં એકદમ રીવોલવર કાંય નહી છોડી? પેલી ફુકનીની મારા હાથમાંથી છટકી ગઇ અને કાઉન્ટે કોઇ લખખો રૂપાના હીરા મોતી સંઘરી રાખ્યાના તેનોખી મને પત્તો મલીઓ નહી. એ કહાં ગુપ થઇ ગયાં હશે તે મને સમજણી પડતી નથી; પણ હું આકાશ પાતાલ એક થાએ ત્યાં સુધી મારી શોધ ચલાવશ; એ લોકો કે અહીંજ છુપાએલા હોવા જોઇએ. હજુર હું પેરીસ જનાર નથી એ ફુકની અને એનો બચાવનારો કોણ બે માથાનો તેને હું શોધી કાઢું તેજ રેહું. પણ પેપીન, તારી ખાત્રી છે કે મેં આજ સુધી થોડી થોડી કરીને જે સોનાની પ્લેટો અને ચાંદીકામ લાવીને અહીં બોડીને દાટી

ચર્ગમાં પણ સોએ, તે ચોરી જનાર કોઈ આપણી ટોળીમાંનો થી?"

"મા મારી તદન ખાત્રી છે મોંજ્યો પીએરી કે આપણા ...એમાં કોઇ દગાખોર નથી. આપણે આટલી મહેનત કરી બધું મેળવ્યું હતું તે ઉઠાવી લઇ જનારની એજ આસામી હોવો જોઇએ. મારૂં માનો તો તમે અહીં એક ટોળકી રાખો જેઓ આ જંગલનો કબજો રાતદીવસ પોતા હસતક રાખે." એક બીજો અવાજ બોલીયો.

"આપણે તેમજ કરશું, પણ અહીંનાં ખેડુતો ઉપર જરાબી ભરૂંસો મુકાએ તેમ નથી કારણ એ મા દીકરી અહીંનાં ખેડુતોને ઘણાં પ્યારાં હતાં–" પીએરી બોલીયો.

"પણ પેલો બુઢ્ઢો જેનેટ કહાં છે તેની ઉપર ઘણી ચોકસીની નજર રાખવાની જરૂર છે" પેલીન બોલીયો.

"હા તેમ છે ખરૂં, અને તેથી મેં તેને મારી નજરેથી દુર નથી રાખીયો; લેડી ફ્રેંસીસની દાસી વીકટર જખમી થઇને પડીની તેને એ ઉચકી જતોતો અને મારી પાસ કાકલુદી કરવા આવેલો કે એટલી વીકટરને તેને પોતાને મકાને લઇ જવા દેવી અને મેં તેને તેટલી રજા આપીછે હવે એના શેઠ શેઠાણી સુવાં એટલે એનો કોણ ભાવ પુછેછ પણ પેપીન કાલે સવારે હું અહીંનું આખું જંગલ ઢુંડાવશ" અને તેઓ ચાલીયા ગયા.

"તારા કરતાં ચે ફ્લાકનની આંખો વધારે તીણી છે ઓ પાપી પીએરી" એમાયુલ પેતાને મનથી બબડયો "પણ એક વાતની મારે સાવચેતી રાખવી પડશે, હું ધારતો હતો કે અહીંથી હમે ત્રણે મેડીટરેનીયન નદી મારફત છટકીને ઇંગલંડ ચાલી જઇશું, પણ તેમ બનવું મહાલ લાગેછ મ.રે પેરીસ તરફ જવું પડશે અને ત્યાંથીજ કોઇ તદબીરથી દુશ્મનોનાં ડાચાંમાંથી નાસી જવાની પેરવી રચવી પડશે. ફ્રેંસીસને તો સહેલાઇથી મારી ભાણેજ દાખલ ઓળખાવી શકાશે પણ પેલા જવાનનું કેમ કરૂં? એનો ઉમરાવી દેખાવ છુપાવવો મુશ્કેલ છે એમ તે હોય પણ હું આ બન્નેને બચાવશ."

જયારે બામદાદે સુર્યની રોશની પ્રકાશી ત્યારે જ્યાં ગઈ કાલે લેંગડોક કાસ્ટલ પોતાનું દમામી સર આકાશની બુલંદીએ ઉઠાવી ઉભો હતો ત્યાં ખાખ રાખનો ઢગ પડેલો જણાયો તે મહાલનો મગરૂર માલેક જે અભીમાનીથી માનતો કે તેનું બાપીકુ મકાન બીજી એક સદી સુધી જવાબ આપશે તેજ મકાનની ખાખમાં તેનું બદન પણ બળી જઇને રાખ ખાખ થઇ ગયું હતું જે કીરણ આ લેંગડોક કાસલની પાયમાલી બતાવતું હતું તેજ કીરણનો પ્રકાશી ... પેરી, માબાપ વગરની જવાન નાર જેણી ઉમ્રમાંની ... ધ્રુજરી સાથના ડચકાં ખેંચતી પડી હતી તેના ઉપર ઝાડનાં થડમાંથી આવીને પડયું અને તેણી ઝબકી ઉઠી પેલા જખમી જવાનને કાંસનો સાંભળી તે પેલી પાણીની સુરાહી લઇ તેના પાસે ગઇ અને જ્યારે એમાયુલ ત્યાં આવ્યો ત્યારે તેને ફ્રેંસીસને પેલા જવાનને પાણી પાતાં જોઇ.

"તમુને આજે જરા ઠીક લાગેછ?" એમાયુલે પુછયું.

# બાનુંઓનો બાગ.

લખનાર—સદ્દનશીલ સખી.

**પારસી બૈરાંઓનો ગાહમ્બાર.**

ખરી રીતે પારસી બાનુંઓનો ગાહમ્બાર બોલાવો જોઇએ; પણ તેઓ "બાનુંઓ" તરિકે વર્તયાં નથી; તે એક સુધરેલી કેળવાયલી કોમને નીચું જોવાનું થયું છે. જાણે "ધાન—શાક" કોઇ દહાડે જોયું—ખાધું નહિ હોય, તેમ નબોજી દોડાદોડી, અધીરાઇ, જાહેરમાં કેવી રીતે વર્તવું તેની સરિયામ બેખબરી, અને જાહેર રીતભાતની કોટાઇ જોવામાં આવી હતી. આવી કચવાટ ઉત્પન્ન થાય તેવી પારસીનાં બૈરાંઓની ચાલચલણુથી ઘણુંઓના જીવ રંજીદા થવા ઉપરાંત, બીજાંઓને બેહદ મેહનત પડી હતી.

આ ગાહમ્બાર ફંડનાં ટ્રસ્ટીઓને મારી સૂચના છે, કે તેઓએ આવતે વર્ષ છોકરાઓનો યા પુરૂષોને, ગાહમ્બાર કરવા કે જેથી કંઇ નહિ તો એક વર્ષ ટ્રસ્ટીઓને તેમજ તેઓનાં કુટુંબનાં બાનુંઓને તકલીફ વાંગી મોકલાં થવું પડે ને રાહત મળે.

* * * *

**એક ફરજંદમંદ બાનું-શિક્ષક**

૪૩ વર્ષો સૂધી શિક્ષણ આપવું અને તે પણ ખુશીથી અને પોતાન શિષ્યોનાં હિત હૈડે ધરીને તેઓને કેળવણી આપવી, એ એક ધીરજ અને ખંતનો શ્રેષ્ટ દાખલો છે; અને તે મિસિસ ગુલબાઇ ના. રાણીનાએ બેસાડયો છે. લગભગ અર્ધી સદી સૂધી છોકરીઓ પાછળ તન-મન તાવી નાંખયા પછી આરામ લેવાનો બનાવ પારસી કોમમાં અને પારસી બાનુંઓમાં પેહલોજ છે. આ તેમની અથાક જેહમતના બદલામાં તેમનાં આગલાં તેમજ હાલનાં શિષ્યોએ એક માનપત્ર અને "પર્સ" આપીને એમની સુંદર સેવાની કદર કરી છે, તે શિષ્યોને પોતાનેજ શોભા અને માન ભર્યું છે; અને લગભગ અર્ધી સદીની ખંત-રંજ તરફ જોતાં મિસિસ રાણીનાને તે ઘટારત છે; પણ રંજનો ગંજ જે એવણે નિશાળના લાભાર્થે પાછો આપ્યો છે, તે ઉપરથી માલુમ પડે છે, કે મિસિસ રાણીનાની સ્થિતિ એક શિક્ષક તરિકે ઘણી સારી હોવી જોઇએ. હું ઇચ્છું છું કે કોમનાં સઘળાં શિક્ષકો પોતાની જીંદગી ઘડપણમાં આરામથી અને આસાએસથી શાંતિમાં ભોગવવા માટે એટલાં દ્રવ્યવાન બને, કે જેથી તેઓને પોતાનાં શિષ્યો તરફની છેલ્લી માયા-મેહરબાનીનો જે બદલો મળે, તે તેઓનાંજ લાભાર્થે વપરાય. પણ આપણે આપણી અત્રાફ શું જોઇયે છિયે? હિંદુસ્તાનમાં શિક્ષકોની શી દશા છે? કયાં છે તેઓ માટે ફંડ? કયાં છે તેઓ માટે આસાએસનાં "હોમ"? કયાં છે તેઓનાં નિરાધાર થઇ ગયલાં કુટુંબ માટે મદદ? જુવાની, જે જીંદગીનો સૌથી શ્રેષ્ટ વખત, તે દળદેસરી અને વહીવટમાં ગાળી નાંખી, ટુંક પગારમાં તન-મન ઘસી નાંખ્યા પછી, જીંદગીની સાંજે નિરાંતે બેસવા યા અશક્ત થયા પછી ગુજરાનનાં સાધન મેળવવાની કેટલી થોડી આશા તેઓ માટે રહે છે? એ સઘળું જેઓ જાણે છે, તેઓનેજ ખબર છે!

મિસિસ રાણીનાએ ઓહ્દો છોડતી વખતે ભાષણ કરતાં સ્ત્રી-કેળવણી માટે અને પારસી કોમમાં ફેલાયલા "સંત્રાક"ના વધારા માટે, પોતાના લાંબા પાકા અનુભવ પરથી જે કિમતી વિચારો દર્શાવ્યા છે, તે આજની કેળવણી લેતી છોકરીઓ અને તેમનાં માબાપોને મનન કરવા યોગ્ય છે!

* * * *

**"શ્રી જરથોસ્તી કોનફ્રરન્સ"**

કોણ જાણે કોણનાં ભેજાંમાંથી આ વિચાર જાહેર પડયો છે! હજી તો જરથોસ્તી કોનફરન્સ માટે કોમમાં બે મત છે; તેટલાંમાં ૧૧ મી એપ્રિલનાં "કયસરે હિન્દ" માં 'સ્ત્રી જર-

થોસ્તી કોનફરન્સ" ભરવા માટે "લેડીઝ કોલમ" માં એક સુચના થઇ છે! હાલમાં સ્ત્રીઓની જે સંસથાઓ છે, કોમમાં પારસીનાં બૈરાંઓનો જે તાળો છે, તે જોતાં આવી કોઇ સંસથા નહિ ઉઘડે તેમાંજ બૈરાંઓની શોભા છે, ને મોભો ભરમમાંજ સચવાયલો છે. જેઓ પોતાનાં અંગત સગાંઓનાં લોહીમાં રોટલી બોળીને ખાવા તૈયાર થાય, તેઓ કોમનું શું દળદર ફિટાડનાર છે? જયાં બૈરાંઓ સાથે ભેગાં મળે ત્યાં "ડીગનીટી"(?) ને દરજ્જાનો પવન ફુંકે; જયાં રમત-ગમતની જગ્યા પર રમતી વખતે ખાનદાનોની પેહડી પર પેહડી ઉથલાય; જયાં મંડળીના તરિકા પ્રમાણે સઘળાં એક પંક્તીનાં નહિ ગણાય, પણ વાતચીત કરવા કે એકમેક સાથે ભેળાવા નાલાયક ગણાય; જયાં પૈસાનીજ પુંજા કરવામાં આવે, અને ગરીબો તરફ તુચ્છકારની નજરથી જોવામાં આવે; જયાં સાદાઇને ધિક્કારી ખર્ચાળુ પોશાકોને વધુ માન અને ઉત્તેજન મળે; જયાં ભેજાંનાં ભપકાપર ગજવાંનો ભપકો વધુ સરસાઇ ભોગવે; જયાં કોમનો પૈસો પરકોમને પંપાળવામાં પુન્ય માની, જાત ભાઇને આપતી વેળા પાપ સમજવામાં આવે; જયાં કોમના ઉદ્યોગ હુનરને ઉત્તેજન આપવાને બદલે, અને નિરાધાર ગરીબોની દાઝ હૈડે ધરવાને બદલે, પરજાતની દયા ખાવામાં મોટું પુન્ય સમજવામાં આવે; જયાં જીવે લખલુટ ખર્ચો અને મોજ-મજાહ કે રમત-ગમતમાં પૈસાનો ધુમાડો ઉરાડતી વખતે પૈસાનો ખ્યાલ ભેજાંમાં નહિ આવે; જયાં એકુ શુભ કાર્યના તળિયામાં, દુશ્મનો પર કિનો-કપટ લઇ હેરાન ને નુકશાન કરવાની નીચ નેમ હોય, અને તેજ વેળા લોકોને ખોટે રસ્તે દોરવવા સારાં કામો કરવાનું ખોટું ડોળ દેખાડવાનું ધટીંગ ચાલુજ હોય; જયાં હુનર કે ઉદ્યોગ હાંસલ કરી ગુજરાન કરવાને બદલે ભીખ માંગીને મજાહ કરતા લજવાય નહિ; જયાં "હું સરસ કે તું સરસ" ની હોજાતોજીની, હાડમારી ભરી અફળ જીકની, ધકેલા પછારાની અને હાર-જીતની કંગાળ જીંદગી ગુજારવા પક્ષાપક્ષીની હંશાવનારી હરીફાઇ ચાલે; જયાં જરનાં જોરે ગરીબો અને દબાયલાં, અને હાથ હેઠળનાંઓને પગ કચડેલાંજ રાખવા માટે સાંપની ફેણના જેવા ઝેરી ફુંફારાનો પવન ચોતરફ ફુંકાય, એવો જ્યારે કોમમાં મામલો થઇ પડયો છે, ત્યારે, તેવા દુષ્ટ કાળમાં "સ્ત્રી, જરથોસ્તી કૉનફરન્સ" કોમમાં તડાં છે તેથી વધુ તડાં પડાવવા સિવાય બીજું શું કરી શકશે? એ વિષે મને શક છે કે આવી કોઇ સંસથા કોમમાં આવકાર પામે; તેનાં કરતાં પારસી બાનુઓ માટે એકુ "ઇનડસ્ટ્રીયલ હોમ" ની વિશેષ જરૂર છે અને તે વધુ કાર્ય સાધક સંસથા થઇ પડે. કોનફરન્સ ભરીને ભાષણો વર્ષમાં એક વખત આપ્યાથી કોમની સ્ત્રીઓનું કંઇ દળદર ફિટનાર નથી. આપણે ઘણી વેળા જોયું છે કે જેઓ ભાષણો આપે છે તેઓ તેથી તદ્દન ઉલટી રીતે ચાલેછે; પછી ભાષણો આપવાનો ભાવાર્થ શું? મોહડેથી બોલવું કરતાં કંઇ કરી દેખાડવું જોઇએ. "સ્ત્રી જરથોસ્તી કોનફરંસ" વર્ષમાં એક બે વખત મળે ને ભાષણોની હાર-માળા ચાલે ને તેમાં પણ માંહોમાંહે કચાકચી ચાલે: "પેલી કહેશે કે મને નહી બોલવા દીધી ને પેલી કેહશે મને નહિ પ્લાટફોર્મ પર બેસાડી" એવી પંચાતીનો એક ઝઘડો ઉભો થાય, તેનાં કરતાં એવી કોઇ કોનફરન્સજ પહેલી નહિ ઉભી થાય તેમાંજ શોભા છે.



# બાનુંઓનો બાગ.

લખનાર—સહનશીલ સખી.

**પારસી એરંઓનો ગાહમ્બાર.** ખરી રીતે પારસી બાનુંઓનો ગાહમ્બાર બોલાયો જોઇએ; પણ તેઓ "બાનુંઓ" તરિકે વર્તયાં નથી; તે એક સુધરેલી કેળવાયલી કોમને નીચું જોવાનું થયું છે. જાણે "ધાન—શાક" કોઇ દહાડે જોયું—ખાધું નહિ હોય, તેમ નમોજી દોડાદોડી, અધીરાઇ, જાહેરમાં કેવી રીતે વર્તવું તેની સરિયામ બેખબરી, અને જાહેર રીતભાતની કોટાઇ જોવામાં આવી હતી. આવી કચવાટ ઉત્પન્ન થાય તેવી પારસીનાં એરંઓની ચાલચલણથી ઘણુંઓના જીવ રંજીદા થવા ઉપરાંત, બીજાંઓને બેહદ મેહનત પડી હતી.

આ ગાહમ્બાર ફંડનાં ત્રસ્ટીઓને મારી સૂચના, કે તેઓએ આવતે વર્ષે છોકરાઓનો યા પુરૂષોનો, ગાહમ્બાર કરવો કે જેથી કંઇ નહિ તો એક વર્ષ ત્રસ્ટીઓને તેમજ તેઓનાં કુટુંબનાં બાનુંઓને તકલીફ માંથી મોકળાં થવું પડે ને રાહત મળે.

* * * *

**એક ઉત્તમ બાનું-શિક્ષક** ૪૩ વર્ષો સુધી શિક્ષણ આપવું એક ફ્તેહમંદ અને તે પણ ખુશીથી અને પોતાન શિષ્યોનાં હિત હૈડે ધરીને તેઓને કેળવણી આપવી, એ એક ધીરજ અને ખંતનો શ્રેષ્ટ દાખલો છે; અને તે મિસિસ ગુલબાઇ ના. રાણીનાએ બેસાડયો છે. લગભગ અર્ધી સદી સુધી છોકરાંઓ પાછળ તન-મન તાવી નાંખયા પછી આરામ લેવાનો બનાવ પારસી કોમમાં અને પારસી બાનુંઓમાં પેહલોજ છે. આ તેમની અથાક જેહમતના બદલામાં તેમનાં આગલાં તેમજ હાલનાં શિષ્યોએ એક માનપત્ર અને "પર્સ" આપીને એમની સુંદર સેવાની કૈંક કદર બુઝી છે, તે શિષ્યોને પોતાનેજ શોભા અને માન ભર્યું છે; અને લગભગ અર્ધી સદીની ખંત-રંજ તરફ જોતાં મિસિસ રાણીનાને તે ઘટારત છે; પણ રંજનો ગંજ જે એવણે નિશાળના લાભાર્થે પાછો આપ્યો છે, તે ઉપરથી માલુમ પડે છે, કે મિસિસ રાણીનાની સ્થિતિ એક શિક્ષક તરિકે ઘણી સારી હોવી જોઇએ. હું ઇચ્છું છું કે કોમનાં સઘળાં શિક્ષકો પોતાની જીંદગી ઘડપણમાં આરામથી અને આસાએસથી શાંતિમાં ભોગવવા માટે એટલાં દ્રવ્યવાન બને, કે જેથી તેઓને પોતાનાં શિષ્યો તરફની છેલ્લી માયા-મેહરબાનીનો જે બદલો મળે, તે તેઓનાંજ લાભાર્થે વપરાય. પણ આપણે આપણી અત્રાફ શું જોઇયે છિયે? હિંદુસ્તાનમાં શિક્ષકોની શી દશા છે? કયાં છે તેઓ માટે ફંડ? કયાં છે તેઓ માટે આસાએસનાં "હોમ"? કયાં છે તેઓનાં નિરાધાર થઇ ગયલાં કુટુંબ માટે મદદ? જુવાની, જે જીંદગીનો સૌથી શ્રેષ્ટ વખત, તે દળદેસરી અને વહીત્રામાં ગાળી નાંખી, ટુંક પગારમાં તન-મન ઘસી નાંખ્યા પછી, જીંદગીની સાંજે નિરાંતે બેસવા યા અશક્ત થયા પછી ગુજરાનનાં સાધન મેળવવાની કેટલી થોડી આશા તેઓ માટે રહે છે? એ સઘળું જેઓ જાણે છે, તેઓનેજ ખબર છે!

મિસિસ રાણીનાએ ઓધ્ધો છોડતી વખતે ભાષણ કરતાં સ્ત્રી-કેળવણી માટે અને પારસી કોમમાં ફેલાયલા "મેત્રાક"ના વધારા માટે, પોતાના લાંબા પાકા અનુભવ પરથી જે કિમતી વિચારો દર્શાવ્યા છે, તે આજની કેળવણી લેતી છોકરીઓ અને તેમનાં માબાપોને મનન કરવા યોગ્ય છે!

* * * *

**"સ્ત્રી જરથોસ્તી કોનફરન્સ"** કોણ જાણે કોણનાં ભેજામાંથી આ વિચાર બાહેર પડયો છે! હજી તો જરથોસ્તી કોનફરન્સ માટે કોમમાં બે મત છે; તેટલાં તા. ૧૨ મી એપ્રિલનાં "કયસરે હિન્દ" માં "સ્ત્રી જર-

થોરતી કૅાનફરન્સ" ભરવા માટે "લેડીઝ કૅાલમ" માં એક સુચના થઇ છે! હાલમાં સ્ત્રીઓની જે સંસ્થાઓ છે, કોમમાં પારસીનાં બૈરાંઓનો જે તાળો છે, તે જોતાં આવી કોઇ સંસ્થા નહિ ઉઘડે તેમાંજ બૈરાંઓની શોભા છે, ને મોભો ભરમમાંજ સચવાયલો છે. જેઓ પોતાનાં અંગત સગાંઓનાં લોહીમાં રોટલી બોળીને ખાવા તૈયાર થાય, તેઓ કોમનું શું દળદર ફિટાડનાર છે? જ્યાં બૈરાંઓ સાથે ભેગાં મળે ત્યાં "ડીગનીટી"(?) ને દરજ્જાનો પવન ફુંકે; જ્યાં રમત-ગમતની જગ્યા પર રમતી વખતે ખાનદાનોની પેહડી પર પેહડી ઉથલાય; જ્યાં મંડળીના તરિકા પ્રમાણે સઘળાં એક પંક્તીનાં નહિ ગણાય, પણ વાતચીત કરવા કે એકમેક સાથે ભેળાવા નાલાયક ગણાય; જ્યાં પૈસાનીજ પુંજા કરવામાં આવે, અને ગરીબો તરફ તુચ્છકારની નજરથી જોવામાં આવે; જ્યાં સાદાઇને ધિક્કારી ખર્ચાળુ પોશાકોને વધુ માન અને ઉત્તેજન મળે; જ્યાં ભેજાંનાં ભપકાપર ગજવાંનો ભપકો વધુ સરસાઇ ભોગવે; જ્યાં કોમનો પૈસો પરકોમને પંપાળવામાં પુન્ય માની, જાતભાઇને આપતી વેળા પાપ સમજવામાં આવે; જ્યાં કોમના ઉધ્યોગ હુનરને ઉત્તેજન આપવાને બદલે, અને નિરાધાર ગરીબોની દાઝ હૈડે ધરવાને બદલે, પરજાતની દયા ખાવામાં મોટું પુન્ય સમજવામાં આવે; જ્યાં છુટે હાથે લખલુંટ ખર્ચો અને મોજ-મજાહ કે રમત-ગમતમાં પૈસાનો ધુમાડો ઉરાડતી વખતે પૈસાનો ખ્યાલ ભેજાંમાં નહિ આવે; જ્યાં એકુ શુભ કાર્યના તળિયામાં. તે દુસમનો પર કિનો-કપટ લઇ હેરાન ને નુકશાન... કે તેને નીચ નેમ હોય, અને તેજ વેળા આ નમ્ર અદાથી તે દોરવવા સારાં કામો કરવાનું એકરો કે તેનેજ મોટેથી

તેણીનું હૈયું છોલાઇ જઇ
હતું. તેમાંથી લોહી ઝઠ-
મેયું કે જે મરદાંને મર્દને
તરીકેજ પુંજતી હતી તેજ
પાપા જાહેર કરતો આજે

...ચ વરસ સુધી તેં એ વાત
!"

ધટીંગ ચાલુજ હોય; જ્યાં હુનર કે ઉધ્યોગ હાંસલ કરી ગુજરાન કરવાને બદલે ભીખ માંગીને મજાહ કરતા લજવાય નહિ; જ્યાં "હું સરસ કે તું સરસ" ની હોજાતોજીની, હાડમારી ભરી અફાળ છુકની, ધક્કેલા, પછાડાની અને હાર-જીતની કંગાળ જીંદગી ગુજા
પક્ષાપક્ષીની હંફાવનારી હરીફાઇ ચાલે; જ્યા
જ્યારે ગરીબો અને દબાયલાં, અને હાથ "
કચડેલાંજ રાખવા માટે સાંપની "
ફુંફાડાનો પવન ચોતરફ ફુંકાય, તે હતી, પણ તેણીને
મામલો થઇ પડયો છે, ત્યારે, તે જોગવાઇ આપીજ નહીં.
જરથોસ્તી કૅાનફરન્સ" કોનાની સજા થઇ હતી, નહીં!
પડાવવા સિવાય બીજું સ્પન રેહી?"
શક છે કે આની કોઇ ધડાકાએ તેણીના ગોરા ધદમારા
તેનાં કરતાં પારસી રેતાઇ ધાઇ આવ્યો, અને તે છતાં
હોમ" ની નિશેઃ ટગર તેનાં મોઢાં તરફ જોયાજ કીધું.
સંસ્થા થઇ પડે મહીના" બસ એટલુંજ ધીમે સાદે તે
વખત આવ્યાર પછી—
નથી. આપણે! હું નીરદોષ હતી એમ તો તું માનેછ
આપે છે તેઓસ?" એટલું તેણીએ તેને પુછ્યું.
ભાવશો આ: તે જાણતી હતી કે તે તેણીને દોષિત
કરતો કંઇ તો; અને તે છતાં એ સવાલ જ્યારે તેણીએ
કોનફરંસુછયો ત્યારે તેના જવાબને માટે પોતાનો જીવ
હાથ-ધીર રાખીને તે વાટ જોતી થોભી.

તે ક્રોધિક કટાક્ષથી હસીને બોલ્યો—

"મેં જે બધું સાંભળ્યું છે તે ઉપરથી હું કેમ ઉલટું માની શકું?"

આ સાંભળી તેણીના ચ્હેરા ઉપર કચવાટ ફરી વળ્યો અને મરતું ઇનશાન છેલ્લી ઘડીએ જેવી તાણુતોડ કરે, તેવી તાણુતોડ તેણીના ચ્હેરા ઉપર હાલ જણાઇ.

"ખુદા શાહેદ છે એલીસ, કે તુને એ બાબતમાં નિરદોષ સમજવા અને માનવા માટે મને જો મારો જીવ આપવો પડે તો આપું, પણ—"

"માઇડસ, હું તમારી પરણેતર છઉં; તમે મારી સાથે પાંચ વર્ષ સુધી જીંદગી ગુજારી છે ને-ને તે છતાં તમે મારા સંબંધમાં આવ મહીચ વાદ માનોછ?"

ı "હું આજેજ લેડી એન્ડરસનને મળયો અને તેવણે મને એ બધી વાત કેહી"

"તમે મને-તમારી દફાદાર ધણયાંણીને ચેતાવ્યા બગર લેડી એન્ડરસનને મળયા?"

"અલબત" તે બોલ્યો અને તેનું ગળું તદન સુકકું હોય તેમ એ વખતે તેનો બોલવાનો સાદ બોખરો લાગતો હતો "કલબમાં મારી પરણેતરનેજ માટે જે તે જે તે બોલાતું સાંભળયા પછી, મારે માટે બીજો ઇલાજજ શું હતો? ને લેડી એન્ડરસનને ત્યાં ગયો તે એ વાત જુઠી હોવાની પુરવારીનીજ તલબ કરતો હું ત્યાં ગયો હતો કે જેથી કલબમાં તારી નીંદા કરનારાઓને તેઓની ઘટતી રેજે પુગાડવાનું મારીથી બને, પણ—"

"એ તમોને લાયકજ નહીં હતું. પહેલે તમારે મારી આગળજ આવવું હતું" તે બોલી અને ઉશ્કેરાઇને ઊઠી ઉભી થઇ.

"તું બેસ, તું એમ ઉશ્કેરાઇ ના જા, મારૂં સાંભળ અને પછી મને કહે કે હું તારી તરફ સખ્ત થયોછે?"

તે પાછી બેઠી અને આદલથી બોલવાનું ચાલુ રાખ્યું:

"સાલ વર્ષની વાટ પર આપણે એકમેકને ઓળખતાં તાંબી નહીં. હું બાહાર ગામ હતો અને મે. ફકત આજેજ જાણ્યું કે તું લેડી એન્ડરસનની કમ્પાનીયન હતી; તું તેવણ સાથે એક વર્ષ રહી, જો હું કેડે ભુલું તો મને સુધારજે, તું તેવણ સાથે એક વર્ષ રહી અને પછી તું સીક છે એમ કહીને તેવણને તું છોડી ગેઇ, ખરૂં કેની?"

"નહીં, ખોટી વાત છે. હું છોડી ગેઇ કારણ કે તેવણનો દીકરો મને પોતાના પ્યારના પીંજણથી પજવતો હતો અને લેડી એન્ડરસન તે જાણેછે."

"તું ખરૂં બોલેછ, એલીસ?"

"તમારાં મનસે મને તમે ચોરજ ધારી લીધીછ તો મને જુઠી-ખુતરી-લબાડબી કાંય નહીં સમજતા? તમે અમે તે માનો—હું તો ખરૂંજ કેહુંછ ને ખરૂંજ કહેવાની."

"વારૂં ત્યારે હું એ માનુંછ—ત્યારે એ કાહાણીનો તુટેલો છેડો પાછો લઇને આપણે આગળ ચાલયે. તું લેડી એન્ડરસનને છોડીને તારાં માસીને ત્યાં રહેવા ગેઇ, અને બીજેજ દીને મોતીની એક માળા લેડી એન્ડરસનને ત્યાંથી ચોરાવાની ખબર ચોતરફ ફેલાઇ ગેઇ. સેવટે તે માળા તારીજ પેટીમાંથી એક રેશમી રૂમાલમાં વિંટાળેલી મળી આવી. તું તો તેની એ હસ્તીને મારે નામુકર ગેઇ. તારી કાયદાથી તપાસ ચાલી તો તે વખતે માલમ પડયું કે તું તારાં માય જેવણ તે વખતે સીક હતાં તેઓ ઉપર થોડાક વખતમાં ૩૦૦-૪૦૦ રૂપીઆની રકમ તું મોકલશે એમ તેં લખ્યું હતું, અને તેજ વખતે એમબી પુરવાર કરવામાં આવ્યું હતું કે તારી પાસે તે માળા સિવાય તે વખતે એક ફુટી બદામનોબી અવેજ નહીં નીકળયો હતો. એ ચોરીની વખતે લેડી એન્ડરસનને ત્યાં, તેવણ, તું અને તેવણના બીજા નોકરો સિવાય કોઇ વધુ નહતું. તારો વાંક પુરેપુરો સાબેત થયો અને તુંને બાર મહીનાની સજા થઇ, અને તારી લથડતી તબ્યેતને લીધે તુંને ચાર મહીનામાં છોડી મુકવામાં આવી હતી. છ મહીના બાદ તું અને હું પરણ્યાં. એલીસ તેજ વખતે તેં મને એ વાત કાંય નહીં કહી દીધી? મને એ વાતથી અજાણ રાખી તેં મને તારી સાથે પરણવાજ કાંય દીધો?"

"ઓ, તમે એટલું નહીં સમજીશકતા? મેં તમુને તે વાત નહીંજ કેહી કારણ કે હું તમુને ઘણાજ જોરાવર પ્યારથી ચાહતી હતી અને હું તે વાતથી નિરદોષ હતી. જો હું ગુનાહગારજ હોતે તો તમારી સાથે પરણી તમોને દીલ્યું નહીંજ લગાડતે."

તેણીએ તે છતાં જોઇ લીધું કે તેનાં માનવામાં તેણીની આ વાત આવી ન હતી, એટલે તેણીનાં દીલમાં કકળાટ અને કાકલુદીની જગ્યા તેણીનાં સ્વમાને હવે લીધી; તેણીને હવે લાગ્યું કે જેણે આખી જગતના બોલ આગલ તેણીનો સોખન સર્વોપરી ગણવો જોઇએ તેણેજ જ્યારે તેને આ દીણી હાલતે પુગાડીછ તો તેને હવે વધુ અપીલ કરની તેણીએ ના!

તેમજ તેનાં છાપડાં હેઠળ તેણીથી હવે ગુજરો નહીંજ થઇ શકે એમ તેણીએ માન્યું.

તે હવે રીંહોંસાભર ઊઠી, પણ તેણે તેને હાથની ઇશારતથી સાંજ બેસાડી.

"ચાલ, બોલ હવે તારો ખુલાસો શું છે?" તેણે પુછ્યું.

"નહીં, મેં તમારો ચુકાદો સાંભળયો અને તે ઉપરથી મારી ખાતરી થાયછ કે તમે ઘણાજ સખત થયાછ; અને તમે સજાની ટેપ મારી ચુકાછ તો મારી તરફનો ગમે તેવો ખુલાસો તમોએ બાંધેલું તે મત ફેરવી શકનાર નથી. તમે લેડી એન્ડરસનની વાત માનવાનું પસંદ કીધુંછ, (અને તે વાત મેં તમને જે એક બાબદ કહી તે સિવાય બધી ખરીજ છે) તો હવે મારે કશું કહેવાનું બાકી રહ્યું નથી."

"ત્યારે મેં સાંભળેલી વાત ખરીજ છે એમ તું કબુલ કરેછ કે ની?"

"હા, ને તે છતાં ભાર મુકીને કેહુંછ કે હું નિરદોષ છેઊં."

"આહ! શુકરાના ખુદાના કે આપણે ત્યાં બચ્ચાં નથી."

"હું હવે ક્રોઇડન ખાતે મારાં માસીજીને ત્યાં જાઉંછ. મને હવે અહીં રેહેવામાં શોભા નથી. કોઇ દહાડે તમને સાચી વાત માલમ પડશે તે—"

તે થોભી અને તેની તરફ એક નજર નાંખી તે ત્યાંથી ચાલતી થઇ; ના તેણે તેણીની તરફ જોયું કે ના તેણે તેણીને અટકાવવાની કાંઈ કોશેશ કીધી.

૨

દશ દીવશ પછી એલીસે નીચે મુજબ એક કાગળ લખ્યું:—

"ક્રોઇડન તા૦ ૧૯ મી આગષ્ટ ૧૯

"વ્હાલી ડોરા—જે નામોશી મેં તારે ખાતર ખમી હતી તેને લગતી વાત મારા વરને કાને આવીછ અને આથ લખી તુંને અરજ કરુંછ—એટલુંજ નહીં પણ ફરજ પાડુંછ કે તું મારી નિરદોષપતા હવે પુરવાર કર; જે ગુનાહ તેં કીધો તેને ખાતર હવે વધુવાર હેરાન થવાનો મારો ઇરાદો નથી, અને તે માટે મેં તુંને આપેલાં વચનમાંથી મને તું મુકત નહીંજ કરશે તો એ ભેદનો પડદો ઉંચકી લઇ તે ખુલ્લો કરવાની મને તું ફરજ પાડશે. હાલ હું મારાં માસીજી મરાયા સાથે તેમણુનાં ક્રોઇડન ખાતેનાં મકાનમાં રહું છું.

લી. દુવાગીર

**એલીસ.**

આ કાગળ તેણીએ ઘડી કરી એક પરબીડાંમાં મુક્યું અને તે ઉપર

**મીસીસ રેનડોલ્ફ હટન**

**C/O લેડી અન્ડરસન**

**હાઇડ પાર્ક મેનશન**

**લંડન.**

એમ સરનામું કરી તે ટપાલમાં નાંખ્યું.

ત્રણ દીવસ નીકળી ગયા પણ તે કાગળનો કશો જવાબ આવ્યો નહીં.

ચોથે દિવસની બપોરે એલીસ પોતાનાં માસીનાં મકાનના ડ્રોઇંગ રૂમમાં બેસી કાંપ નોવેલ વાંચતી હતી, પણ તેની ઉપર તેણીનું ધ્યાન લાગતુંજ નહીં હતું; તેણીને કાને કોઇ મોટર આવવાનો અવાજ આવ્યો, અને એક પલ પછી તેણીને જણાયું કે તે મોટર તેજ ઘર આગળ આવી ઉભી હતી.

તુરતજ તેણીને કાંઇક અંતર્જ્ઞાન થયું અને તે આવનાર કોણ હોવું જાઇએ તે તેણી ચેતી ગઇ; અને જરા વારમાં એક નોકરે તે ઓરડાનું બારણું ઉંઘાડી મીસીસ રેન્ડોલ્ફ હટનનું નામ પુકાર્યું અને એક અબલાને તેણે અંદર દાખલ કીધી.

"ઓ, એલીસ" તે અબલા પોતાનાં મોંઢ ઉપર નાંખેલી જાળી ઉંચકી નાંખી બોલી "તેં તે ઘાતકી કાગળ કાંય લખ્યું? મને ખાતરી આપ કે તેં તે માત્ર હસવામાંજ લખ્યું હતું."

"હસવામાં? અલબત નહીં."

"ઓ ત્યારે તો—" પણ તે અબલાથી આગળ કશુંજ બોલાયું નહીં અને તે એકદમ એલીસની આગળ ધસી આવી તેણીના ખોળાપર પોતાનું માથું મુકી ધસાંધસ રડી પડી.

"ફ્લૉરા, તું મને ધીરજથી સાંભળ તેં કીધેલી એક ચોરીને માટે મેં જે ખમ્યું તેને છ વર્ષ થઇ ગયાં; મેં તે ભોગ આપવાને હા કહી એમાંજ મારી નબળાઇ હતી; તેથી હું આપણા ઇનશાનોમાંજ હલકી પડી એટલુંજ નહીં પણ મને કેદની સજા વટીક થઇ."

"નહીં એ નહીં, એલીસ તું આગળ ના બોલ" તે અબલા ચીસ પાડી ઉઠી બોલી.

"નહીં ફ્લૉરા, તુંને હું જે કહુંછ તે સાંભળવુંજ પડશે. જ્યારે લેડી એન્ડરસન જાણશે કે તેની માનીતી ભાણેજે એક સાધારણ ચોરની મીસાલ ઘેર નવરૂં જોઇ તેણીનો કીમતી નેકલેસ ચોર્યો હતો તો તેવણ શું ધારશે? અલબત તેવણ અજબતો ઘણીજ થશેની?"

"મને ના ટવળાવ, એલીસ."

"તેવણ શું કહેશે? જ્યારે તેવણ જાણશે કે તું પકડાવાની બીહીકે અહીં દોડી આવી મારી પેટીમાં તેં તે નેકલેસ છુપાવ્યો'તો તો તેવણ શું કહેશે?"

"એલીસ, ખુદાના સોગંદ ખાઇને કેહુંછ કે હુ પાછો લઇ જવાનીજ હતી."

"હું તે માનુંછ, પણ તે તું ત્યાંથી લઈ જાઇ તેના પૈસા ઉપજાવે તેટલાં તો એ મારી પેટીમાંથી પકડાયો, અને જ્યારે તેં જાણ્યું કે મારો તારી ઉપર જ વ્હેમ ગયો હતો, ત્યારે તું મારી આગળ આવી, મારી પગે પડી અને તું જેની સાથે અહરાવલી હતી તેને નામે તેં મને વીણવી અરજ કીધી કે તુંને મારે ફસાવવી નહીં. મને તેં મોટી લાંચ વટીક આપવા માંગી, જેં કે જેણે મારા સકમાઇના એકઠા કીધેલા ૪૦૦ રૂપ્યા, જે હું મારાં આજારી મા પર મોકલવાની હતી તેમો તું બ્રીડ્જની રમતમાં હારી જઇ જે કરજ તેં કીધું હતું તે ફેરવા મારી પાસથી લઇ લીધા હતા અને—"

"પણ તે તો મેં તુંને પાછા આપ્યા કેની?"

"હા, હું બંદીખાનેથી છુટયા પછી તારા વરને નામનો મને તેં ચેક આપ્યો, અને હું જો ભુલતી નહીં હોઉં તો હું તારાં લગનને દીનેજ છુટી હતી."

"હવે પણ તું કહેવા શું માંગેછ?"

"હું ધારુંછ કે મેં તે તો મારાં કાગળમાં તુંને બરાબર ખુલાસાથી સમજાવ્યુંછ"

"એલીસ, મારે વાસ્તે તુંને જો દયા નહીં હોય તો મારાં બેબી-બચ્ચાં તરફ જો ને દયા કર; ઓ એલીસ, તું એટલી બધી હેયાં રહુની ક્યારે હતી?"

"જ્યાં સુધી તારો ગુનાહ હું એકલીનેજ લાગતો વળગતો હતો ત્યાં સુધી ફ્લૉરા મેં ચુપકીદી રાખી પણ જ્યારે તારૂં તે પાપ મારી અને મારા પરણ્યા સંસારની વચ્ચે આવેછ ત્યારે તો મારે સચ્ચાઇ બાપુકાર જાહેર કરવીજ જોઇયે."

"તું તારે ગમે તે જાહેર કરની, તુંને માનવાનું કોણ છે?" ફ્લૉરા હવે નફ્ફટ થઈ બોલી.

ત્યાં તેઓ જ્યાં બેઠાં હતાં ત્યાં પડદા પછવાડે કાંઇ ખડખડવાનો અવાજ આવ્યો પણ તેની તેઓમાંથી એકે બી કશી કનવાર કીધી નહીં. પોતાની સહી જેને લીધે એલીસે આવું અગાધ દુ:ખ ખમ્યું હતું, તેને એવી બે શરમ અને નફ્ટ નાકની જોઈ એલીસ ખરેખર ગભરાઈ ગઇ.

"તું શું, ફ્લૉરા, ત્યારે એમ કહેવા માંગેછ કે-" પણ એલીસથી આગળ બોલાયુંજ નહીં.

"હાજતો વરી! આટલાં બધાં વરસ પછી તારૂં માનશેજ કોણ? અને તારી પાસે સાબેતી શું છે? એક ભુલાઇ ગયલી આગલી વાત તું ખણી કાહાડશી તો તેમાંથી ઉડતા કાદવે તુંજ છંટાશે, કેમકે, હું તો સોગંદપર કહેવસ કે એ બીચારીને એવો કાંઇ ખખારો છે; હા, પેલો તારો છડવત વર તારૂં માને તો કોણ જાણે બાકી કોઇ તારૂં એ કહેવું માનવાનું નથી."

"ઠીક છે, ત્યારે આપણી આપ મુલાકાત લંબાવવામાં સાર નથી. જા, તું તારૂં સુઝતું ગમે તે કરજે, ફ્લૉરા; અને મારૂં કોઇ માને કે ન માને પણ એ વાત તો હું જાહેર કરવાનીજ."

તેજ વખતે તે હૉલનું અળગું બંધ બારણું ઉંઘડયું અને એક અઢાર વરસની બાઇ અંદર આવી. તેણી બહાર જવાની હોય યા જઇને આવી હોય તેમ તેણીના પોષાક પરથી લાગતું હતું.

તે ત્યાં મીસીસ રેનડોલ્ફ હીટનને જોઇને અજબ ચપકી દેખાઇ, અને કૉરા જે તે વખતે ઉઠવા જતી હતી તેણીને આ પીન્ન તેણીએ બોહોસ કરીને બેસાડી, અને તે બેઉ સહીઓના ચ્હેરાપરથી તેઓ વચ્ચે વધેરાયલું તેણીએ જોઇ લીધું તે છતાં પોતે જાણે કશામાં હોય નહીં તેમ તે બંને સાથે હસી હસીને વાત કરવા પડી. મીસ મરાયા એક હસમુખા સ્વભાવનાં, ખુશાલ જીવના ઘરડાં પણ કુંવારાંજ રહેલાં બાઇ હતાં; તેવણુનો તેવણુની એલીસપર ઘણો જીવ હતો અને પેલી મોતીની માળાની બાબદમાં તેણીને નિરદોષ માનનારાં તેવણુ એક હતાં.

ચાહ આવી અને તેઓ ત્રણે ચાહ પીતાં બેઠાં. "સારૂં થયું તમે થોભ્યાં" મીસ મરાયા કૉરા તરફ જોઇ બોલ્યાં "હમણાં અમારો એક દોસ્ત અંહી આવવાનો છે મેં અડધાક કલાકની વાટપર તેને તેલીફોન કીધો. તમારી સાથે તેની હું ઓળખ કરાવવા માંગુંછ."

કૉરા, મીસ મરાયાની આ મેહેરબાની અને માયાથી ઇતરાઇ ગઇ અને હસી હસીને વાતો કરવા લાગી. એમ તેઓ ત્રણે કહોની કે બે-મીસ મરાયા અને કૉરા વાતમાં રોકાયાં હતાં, તેટલાં એક નોકરે આવી મી૰ માઇલ્સ શેરઉડનું નામ પુકાર્યું અને તે ગ્રહસ્થ અંદર આવ્યો.

હવે તે ઓરડામાં શાંત ચુપકીદી ફેલાઇ રહી, અને કાંઇ ઘણું બુરૂં બનવાની તે બંનેને આગાહી થઇ. મીસ મરાયા, જેણી હવે શું બનવાનું છે તે જાણતી હતી, છતાં તેણીના ચેહેરાપર પણ ગભરાટની નીશાણી હતી. એલીસ, પોતાના ખાવીંદને ત્યાં એકાએક આવેલો જોઇ ચમકી ચોંકીને ઉઠી અને તે ઓરડામાંથી બહાર નીકળી જવા કરતી હતી જેને તેમ કરતી તેણીની માસીએ અટકાવી.

"બેસ એલીસ" તેવણે જરા ચીરડાઇનેજ તેણીને હુકમ કીધો.

મીસ મરાયાએ મી૰ માઇલ્સ જેવણુ હજી એ બધીઓ તરફ નજર ફેરવતો ઉભોજ રહયો હતો તેને બી બેસવાની ઇશારત કીધી અને તે બેઠો અને મીસ મરાયાએ બોલવાનું શરૂ કીધું:

"આપણે આજે 'આવોજી અને બેસોજી'' ની તાજીમ તવાજો માંડી વાળીશું કેમકે આપણુને હમણાં વધુ ગંભીર અને વધુ ઉપયોગી બાબદ હાથ ધરવાની છે અને તેથીજ માઇલ્સ મેં તુંને હમણાં તેલીફોન મારફતે અતરે આવવાની ઉતાવલ કીધી."

કૉરાએ જોયું કે તે માસીજીનાં આય બોલવામાં કશી નરમાસ હતી નહીં. તેણીએ વળી જોયું કે તેવણ પોતે ઘણાંજ ઉસ્કેરાયલાં અને ઝનુંની બની રહ્યાં હતાં અને તેણીની ટગર ટગર જોતી આંખોએ ગોયા કૉરાને તેણીની પોતાની મરજી ઉપરાંત પોતાની તરફ જકડી સીકડીને બાંધી રાખી હતી.

"આજે ખાસ કરીને બપોરથી મને ઘેરતું એવુંજ કામ પડયા કરતું કે તેથી, આય થોડીક મીનીટ તેલીફોન આગળ ગઇ તે સિવાય, મને આય ઓરડા આગળથી કાંઇ સેંકડો વખત પસાર થવું પડયું હતું, અને હું તો ધારૂંછ કે એલીસનાં સારાં નસીબે એ કામ નીકળયું હોવું જોઇયે, તેમ કરતાં જે થોડાક બોલ મારે કાને પડયા તે ઉપરથી મને બધું સાંભળવાની લાલચે થઇ અને વળી વધુ જે મેં સાંભળયું એટલે તો હું આય પડદાની પછવાડે, આય હૉલમાં બેઠેલાંઓ મને જોય નહીં તેવી રીતે આવીને હું છુપાઇ. તું માઇલ્સ જ્યારે બધું જાણશે ત્યારે એ બેની વાત એમ ભરાઇ છુપાઇને સાંભળવાનો ગુનાહ મારે માથે તું થોકશે નહીં. ચાલો ત્યારે કૉરા તમો બેઉ-તું અને એલીસ-વચ્ચે જે વાત થઇ તે અંહી માઇલ્સના દેખતાં કહી જાવો, અને નહીં તો તમો કહો તો મેં જે સાંભળીછ તે ઉપરથી હું પાછી પોતે મી૰ માઇલ્સ આગળ પેલી તમારાં માસી લેડી એન્ડરસનની મોતીની માળાને લગતી તે વાત કરી જાઉં? જોવ તમે રહેલ સુલુકે પોતેજ એ એકરાર કરશો તો ફકત ત્રણજ જણુને એટલે-મી૰ માઇલ્સ, લેડી એન્ડરસન અને તમારા ખાવીંદને-એ વાત તમારે કહેવાની છે; અલબત એલીસના લાભને ખાતર એ વાત જાહેર

તો કરવીજ પડશે, પણ તે વખતે તેમાં તે માળાનું ખરૂં ચોરનાર કોણ હતું તે કાંઇ જણાવવાની જરૂર નથી. ચાલો, ત્યારે તમેજ બોલોછ કે હું કેહુ?"

પણ ફ્રૉરાતો બોલીજ નહીં, એટલે મીસ મરાયાએ તે મોતીની માળાને લગતી બધી વાત કહી જેમ કરતાં લગભગ એક કલાક થયો.

* * *

તે વાતને અઢી કલાક થઇ ગયા હતા અને પોતાની પરણેતરને તેણે પોતે કીધેલા ગેર ઇનસાફનો ડંખ ન ખમાતો હોવાથી મી. શેરવુડ પોતાના પગનાં ગુડણ ઉપર ટેકવેલા બે હાથના ખોભામાં પોતાનું માથું મુકી અફસોસ કરતો બેઠો હતો.

"એલીસ! હું દુન્યામાં જે સરવથી સરસ અબલા તે ઉપર વ્હેમ લઇ ગયોછ એટલે મને હવે તારી તરફની મારીની કેમ આશા રહી શકે? ને એ, માફ કર કરીનેબી હું બોલી કેમ શકું? તે મારીની તલબ કરવાનેબી હું લાયક નથી!"

જવાબમાં બે નાજુક હાથ તેની ગરદન આસપાસ વીટળાયા અને એક ફુલ જેવું માથું તેનાં ખભાં ઉપર ઝુકી પડયું અને તેને કાને નરમ અવાજ પડયો કે—

"વ્હાલાં જીગર, જે બાબદની દરગુજર થઇ શકી તેની માફી માંગવાની કશીજ જરૂર નથી" અને પછી એલીસે પોતાની ડોક નીચી કરી તેનું ઝુંમાયનું માથું જરા ઉંચકી તેના હોઠો ઉપર કીસ લઇ તે માફીની ત્યાં જાણે મોહોર કીધી.

## માણસોપર એક દહાડામાં પ્રસન થતી લક્ષ્મી દેવી.

ઘણાં માણસો વિષે આપણા સાંભળવામાં આવ્યું કે તેઓપર નસીબ દેવી પ્રસન થતાં, તેઓ એક [illegible]ડામાં હજારો બલ્કે લાખો રૂપીઆના માલીક થાય છે.

દાખલા તરીકે, માનચેસ્ટરના એક રૂ વણનારનો કેસ લેવો કે જે અઠવાડીઆની ૩૦ શીલીંગપર કેટલાક વરસ થયાં મહેનત કરતો હતો.

એક દહાડો અકસમાતીક તેણે દવાને બદલે એસીતીક એસીડ પીધી, જે ત્રણ જણાને મારવાને પુરતી હતી, તો પણ તેનાં નસીબમાં જીવવાનું હશે તે આ છતાં પણ જેવો ને તેવો રહયો. આ કેસને એવો મોટો ગણવામાં આવ્યો કે એક મોટા પ્રખ્યાત ડાકતરેતો આને માટે એક લંડનના પેપરમાં લખાણ પણ કરયું હતું.

[illegible]આ લખાણની કોપી એક ઓસ્ટ્રેલીઆના ન્યુસ [illegible]ધી કે જે રૂ વણનારના ભાઇના વાંચવામાં આવી, કે જે નાનપણમાંજ ઓસ્ટ્રેલીઆ ગયો હતો અને ત્યાં મોટી દોલત ભેગી કીધી હતી. આ ભાઇ તરતજ લંડન આવ્યો અને પોતાના ભાઇને તેણે શોધી કહાડયો, અને જ્યારે તે મેરી ગયો ત્યારે પોતાના ભાઇને (રૂ વણનારને) ૧૮,૦૦૦ પાઉન્ડ આપી ગયો.

જહ. કાંગા.

હૅનરી હૉથોર્ન ૧૮૫૪માં ૧૮ વરસની ઉમરનો હતો, તે એક દહાડો એક કૅનતીશ ગામડાં આગળના એક દરીયામાં નહાતો હતો જેવામાં તેણે એક બોટને થોડેક દુર ડુબતાં જોઇ. તે તરતજ પોતાની બોટમાં કુદી પડયો અને તે ડુબતી બોટ આગળ ગયો અને તેમાંની એક બાઇને ડુબનાં બચાવી; થોડાક વખત પછી તે તેણી સાથે પ્યારમાં પડયો, અને તેણી સાથે પરણવા માંગ્યું. તેણી એક વીધવા હતી, પણ તેણીએ ના પાડયું, એવું કહીને કે તેણીના મરણ પામેલા ધણીને તેણીએ ફરીથી નહી પરણવાનું વચન આપ્યું હતું. પણ તેણીએ તેને પોતાની આવકનો એક મોટો ભાગ આપવા કહયો, એવું કહીને કે તેણી પાસે ઘણું હતું, પણ હૉથોરને તે ના પાડી અને અમેરીકા જતો રહયો. થોડાક મહિના પછી તેને તે વીધવાના સોલીસીટર તરફથી એક કાગજ મળ્યું કે જેમાં લખ્યું હતું કે તેણે જે બાઇને અગાઉ ડુબતાં બચાવી હતી તેણી મરણ પામી હતી અને તેને દર વરસ ૨૦,૦૦૦ પાઉંડ આપની મીલકતનો વારસ કરી ગઇ હતી અને તે ઉપરાંત તેણીની ફ્રાન્સ, વૅસ્ત ઇન્ડીઝ, ઇન્ડીઆ, ઇંગ્લંડ અને ઑસ્ટ્રેલીઆમાં આવેલી જમીનો તે આપી ગઇ હતી.

જહ. કાંગા.

# પ્રભાતનો પોષ્ટ.



☞ નવાં અને લાયક લખનારાંઓને આ કાલમોનો લાભ લેવાને માનપુર્વક આમંત્રણ કરવામાં આવે છે. જેઓની મરજી જોવત નામે લખાણો કરવાની હશે તેઓએ અમારી અંગત જાણ સારૂં પોતાનું આખું નામ અને ઠેકાણું આપવુંજ પડશે, તેમજ તે લખાણ ઓરીજીનલ છે કે કશા પરથી ઉતારો છે તે પણ અમોને જણાવવાને તેઓએ ભુલવું નહીં. નહીં પસંદ પડતાં લખાણો પાછાં પોસ્ટની ટીકીટ બીડવે વાળવામાં આવશે. લખાણો કાગજની એકજ બાજુએ સાહીથી ખુલ્લા હરફે લખવું. ટુંકા વિષયોની જગા જલદીથી થવાની આશા રહે છે.

'ન. જ. ઘ.'—તમો કોઇ ગંભીર વિષય ઉપર હાથ અજમાવો; અમને લાગેછે કે તેમાં તમે સારૂં કરશો.

'મેહેર નેગાર,—મેહેરબાની થઇ; નાટક ફારસ કે વારતા આખાં વાંચ્યા વગર અમારાથી તેમનો શુરૂઆતનો ભાગ દાખલ થઇ શકે નહીં—માટે તમોએ જે નાટકનો એક ભાગ મોકલીયો છે તે આખોજ મોકલો.

'રોશન'—ઝાઝો દમ નથી, બીજું, તમો બેહેનજી જાણતાં હશો કે તમે હાલ પસંદ કીધેલા તખલુસ હેઠલ મરહુમ મી૦ બાલીવાલા લખતા હતા–માટે એ તખલુસ હવે બીજું કોઇ વાપરે તે અસભ્ય કહેવાય. માટે હવેથી કાંઇભી મોકલો તે બીજાં જોવત નામ હેઠળ મોકલજોજી. કવીતા તમો બેહેને જે તસ્દી લઇ લખી મોકલી છે તેમાં ઝાઝો દમ નથી કાગળના તાવની બે બાજુએ લખતાંનાજી.

ઢોંગી—તમો સાહેબો બધાજ રમુજી લખાણોનો શોખ કેમ ધરાવો છો? જેમ કવીતા બધાથીજ કરી શકાય નહીં તેમ રમુજી લખાણુંભી જે ગમે તે કરવા જાય તો ઘણી વખત તે રમુજી થઇ જાય છે. કાંઇ બીજું નહીં લખી શકો?

'ફકીર'—તમે પસંદ કીધેલાં જોવત નામ હેઠલ મી૦ ફકીરજી એદલજી ભરૂચા આગળ લખતા હતા અને હાલથી કોઇ વખત લખે છે તો એજ નામ જોવતમાં વાપરે છે. માટે અમારી ભલામણ છે કે તમે-હજી તો તમારી લખનાર તરીકેની શુરૂઆત છે તેટલાંજ બીજો તખલુસ પસંદ કરો.

અરદેશર બે. હોમાવજીર—તમારો વિષય "સરદી" દાખલ થયલો જોશો. બીજા એવા ટુંકા લેખો મોકલાવજોજી.

જાંહગીર દા. દુગાંજી—તમારૂં લખાણ દાખલ થયલું જોશો. બીજું વધુ મોકલશો.

દીલખુશ—તમારા લખાણોનો જથ્થો ખલાસ થવા આવ્યો છે. વધુ મોકલશોજી.

નીચલી ચોપડીઓ મળી છે જેનો રીવ્યું આવતામાં લેવામાં આવશે.

મી૦ બમનજી કાબરાજીની "નીના" તથા મી૦ મા. હો. દાદાચાનજીની "ખુદાને મલવાનો જરથોસ્તી માર્ગ."

નીચલા ચોપાન્યાની પોંહચ સ્વીકારીએ છીએ.

ફુરસદ, સાહીત્ય, જ્ઞાનવર્ધક.



# The Throbs.

BY A PARSI LADY.

What throbs in man? It is said that the heart throbs and this throbbing of the heart can be realized and also counted. The wise men of old say that the heart of the universe also throbs and has got its own certain limit. The human existence is destined to make the limited beats of the heart, and as the given number is finished, the human life is said to be over. In the same way the heart of the universe pulsates and beats till its appointed time which is aeons and ages which evades man's calculation.

In the sacred songs of religions, the heart of the Founders finds expression, and through their devotees, the throbs of their heart and bursting forth of devotion give added strength and beauty to the charming rhythm of the particular air. These songs pulsate with the life of their creator and these throbs are realized when the singers devotedly try to be one with the life and endeavour to draw out the spirit of its creator, which is veiled under the simple words of its construction. Take the sacred songs of any faith and what will be marked out. The experience, the struggle, and the high aspirations of the Founder for the Supreme Lord will be easily cognized by the ardent spirit who tries to grasp the deep meaning of this seeming phraseology.

The knowers of the sacred science go deeper still and work out wonders what the people call miracles, which are but the knowledge of the working of the hidden laws of nature. It is said that she is an open book for the eyes of the seer, who has made a special claim on nature to open out her secrets by his purity of life and strength of character. How contrary she acts towards an ignorant man, making herself a sealed book for his gaze, whilst a man of knowledge partakes of her every boon, and day by day enriches his life.

It is believed from the olden time that there is no veil in nature for the pure in heart, and the innocent and child-like can even scale the heights of heaven, which the nature zealously guards from the gaze of the impure and wicked, who cannot penetrate her depths.

"The peace of the eternal lies near to those who know themselves, who are disjoined from desire and passion, subdued in nature of subdued thoughts."

The man's heart throbs with the beatings of the heart of the universe because while it is alive it can pant and beat that is the activity going on in the worlds. When it is time for its rest, it stops throbs like the human heart which also ceases its incessant work of pantings and breathings at the time of his leaving the world.

The heart of the universe gladdens when the countries and cities flourish and prosperity and abundance pervade everywhere. It was the time of its youth which led into manhood that was growth; and afterwards like the immemorial law of up and down, the scales turned slowly backward, till it began to decay and decrease. For the throbbings of our heart the same rule can be applied. It rejoices in young age and plays and sings in youth and grows till the certain time appropriate to its increase. After enjoying fully well, the exhaustion gradually makes its appearance which results in the termination of the life forces which gives it the needed energy.

To know and realize the Divinity of the Creator, one must study nature. It is said that the reflection of His Divinity is also shadowed in the man's heart, so to see and experience it, study the heart of man.

Some hearts will show the splendour of its creator, will be warm with sympathies, and will shine out like the stars of heaven. It is always not the same case with every heart. Some darkens sometimes the beauty of its creator and veil His dazling brilliance, with coldness of heart, which is comparable with the clouds of a wintry night, which chills and stiffens the passers by.

Like the cities which are now in ruins or in undeveloped state, they are said to be not in touch with the current civilisation, so the human heart is also said to have been lost the glow and magnificence of its Creator, and not in touch with His beauty.

It has brought its ruinous state or stands at a point where it is very difficult for the owner of the heart to pick up the roses and sweet flowers of life in the shape of the good qualities of the heart.

If the reins of this universe were not in the hands of its Creator, the system would go to pieces, and disorder and ruin would be witnessed everywhere. In the same way if the dweller in the body looses its control over its senses, the body is sure to run a ryst and fall into a chasm, whence it cannot come out without the help and guidance of a friend, who is willing to take trouble for the sake of the dweller in the body.

If the owner of a horse feeds his animal very much and takes no work from it, the animal will be valueless, and will one day break the leg of its owner by mischief. Now see the cause of this result. The horse was not well disciplined and was not trained to be obedient to the voice of its driver.

The owner breathes with rapid throbs of heart and cries aloud in the agony of pain. The immediate help of a doctor relieves his pain, but unless he becomes quiet, and let the doctor do what is necessary, till then he is to be calm and bear as much as he can. The deep pantings of his heart were useless, if he did not check and tried to breathe normally.

In the same manner the throbs of the heart, exhausted and laid waste by the mere exertion of body for animal pleasures, and of mind serving for no purpose, but only for the selfish ends, pulsate with speed as the end of the body approaches near, or the throbs decrease with age. Any way the heart looses its normal motion, and becomes out of order through want of discipline and regularity of its owner.

Take another example of a horse well cared for, but disciplined, obedient to the driver and hard-working. What an useful asset it can be to the possessor who always cares and loves it dearly.

The possessor of a good heart is always loved by others and well considered for. The instances of good and great men show always the grandeur and nobility of their hearts, which throb with equal beats generally ordained for a normal heart of a man. But what a vast difference in the heart of an ordinary man and in that of a saint. As if the throbs of the saint's heart were quite different, so the heart panting in the body manifested such a glow of sympathy and a vast store of humane attributes.

Now take the third example of a horse, which is underfed, overworked and not well treated for. First of all what a skeleton it may look like, which is repugnant to the vision and its rickety body is a burden on the driver, who complains to the owner of the horse of its uselessness and disability for service.

Then the owner sees his mistakes of negligence and of giving it what to be uecessary in order to keep its body in health and vigor.

His folly of saving his money for food at the expense of the animal, corroborates with the man, who in search of God deserts his fellow-men aud tortures the body that his soul may reach heaven.

After a very sad experience, the man knew that this was not the way to find God and in a crippled body the powers of his soul were more hidden than distinct.

With despair his heart throbs and the failure of his aims makes it breathe deep and sigh.

The body made useless by the extremities of life is like a jaded and worn out horse, and the heart underneath revolts against the lawlessness, and pants hard and throbs deep for the remedy. But it was too late to remedy evil and the owner had to pass his time heavily in this life as what was done could not be undone.

The gay and merry hearts throb in a peculiar way in the gaieties of life, which are quite distinct from the throbs and sighs of sorrow and pain.

But of all the throbs, when a good man experiences the joy of his Creator, when a great man or a saint tris to be one with its creator, are best. Because it is thesaying of a great and renowned Founder of an old religion that the beautiful time of his life was that when His heart throbbed with the joy of God. He counted those precious moments as best.

# ⁕પ્રભાતનું પંચાંગ.⁕

## મે ૧૯૧૫.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **રવિ.** | ત્રીજ.<br>૨<br>દેપદીન. | અગ્યારસ.<br>૯<br>અનેરાંન. | બીજ.<br>૧૬<br>અમરદાદ. | નોમ.<br>૨૩<br>ગોશ. | બીજ.<br>૩૦<br>રામ. |
| **સોમ.** | ચોદ<br>૩<br>દીન. | બારસ.<br>૧૦<br>અહુરમજદ.<br>માહ આદર. | ત્રીજ.<br>૧૭<br>દેપાદર. | દશમ.<br>૨૪<br>દેપમેહેર. | ત્રીજ.<br>૩૧<br>ગોઆદ. |
| **મંગળ.** | પાંચમ.<br>૪<br>અરસીસંગ. | તેરસ.<br>૧૧<br>બહમન. | ચોથ.<br>૧૮<br>આદરનું જશન. | અગ્યારસ.<br>૨૫<br>મેહર. | જરથોસ્તી માહ આવાં અને આદર. |
| **બુધ** | છઠ.<br>૫<br>આસતાદ. | ચૌદશ.<br>૧૨<br>અરદીબહેસ્ત. | પાંચમ.<br>૧૯<br>આવાં | બારસ.<br>૨૬<br>સરોશ. | હિંદુ માસ<br>ચૈત્ર–વૈશાક. |
| **ગુરૂ.** | આઠમ.<br>૬<br>આસમાંન. | અમાસ.<br>૧૩<br>શહેરેવર. | છઠ.<br>૨૦<br>ખોરશેદ. | તેરસ.<br>૨૭<br>રસને. | આ મહીનાનો મુદ્રાલેખઃ—<br>તનનું, મનનું અને અંતઃકરણનું<br>"સમતોલપણું" |
| **શુક્ર.** | નોમ.<br>૭<br>જમીઆદ. | ૧૪<br>અસપનદાદ. | સાતમ.<br>૨૧<br>મોહર. | ચૌદશ.<br>૨૮<br>ફરવરદીન. | |
| **શનિ.** | બીજ. ૧ ગોઆદ<br>દશમ. ૮ મારેસપંદ | ચાંદરાત.<br>૧૫<br>ખુરદાદ. | આઠમ.<br>૨૨<br>તીર. | એકમ.<br>૨૯<br>બેહરાંમ. | |

મે નુ મનનઃ- { મેહક મોહિનીથી મુક્તિ મેળવી મથા, મર્યાદા




પુસ્તકઃ ૨ જું. જુન ૧૯૨૫. અંકઃ ૧૦ મો.

## સાંકળીયું.



વાર્ષિક લવાજમ રૂ. ૩॥ પોસ્ટેજ સાથે હિંદુસ્તાનમાં—રૂ. ૪॥ હિંદુસ્તાન બહાર.

**એન. બરજોરની કુ૦**

માલેકો "પ્રભાત," કાન્તા ટેરેસ, કાલબાદેવી રોડ, મુંબઇ નં. ૨.

# ખાસ ટુંકી જાહેર ખબરો.

# પ્રભાત.

પુસ્તકઃ ૨ જું. જુન ૧૯૨૫. અંકઃ ૧૦ મો.

અજ્ઞાને રાત, જ્ઞાને પ્રભાત,
નિરદોષ નવિત એ કરશે બે વાત;
સુર્ય ઉદય ને લાવી સંગાત,
ખુશી સરખી દેશે જાત પરજાત.

અજ્ઞાન નિવાધિન કંઇક પડયાં,
શુભ જ્ઞાન વીના ન એ ઉંચે ચડયાં;
ચઢવું પડવું સૌ જ્ઞાન થકી,
શુભ જ્ઞાન ખરે છે પ્રભાત નકી.

The Spirit of Truth shall guide us unto all Truth.

## ગરબી.



રાહ—"બેલને ગળેરે બાંધી ઘાંટરડી"

આવી વસંત ખુશતુમાં ખરી, કાઢી નગ્ન દુર ખીજાન,
પટલી કમર ચાલે નાજ ભરી, હોસ્ને પુર નવ જવાન
સબજ સુન્નેરી સીંગાર સજી—
ચમન ચાહે તુંજની દીલભરી, મેના બુલબુલોના રાગ
જડીદાર ફરસ જમીને લીધો જડી, હર્ષીત કોયલો ને કાગ,
શોકનો સોહાગ જગે દીધો તજી.—

'રફિક.'



# પ્રભાતનો પ્રકાશ.



ખુદા તાલાની તમામ પેદાયશમાં માનવી નો મોતેબર મરતબો તેની અંદર રહેલી મનની માહભારત શકિતનેજ આભારી છે: અને તેટલાજ માટે એક ઈનસાનને પોતાની દાનાઇ યાને ખેરદ યાને અકલની વૃદ્ધિને માટે રાત ને દહાડો પરવરનો પ્રકાશ મેલવવાની કોશેશ ચાલુ રાખવાની છે. એ મહાન શકિત મનુસ્યના મગજે કેમ અને કયાંથી આવી તેનીબી બાતમી મેળવવાની જરૂર છે. અને તેના રૂડા ઉપ્યોગ વડે કેવા કેવા મોટાં કામો આ ધરતીની ઉપર પાર પડે છે તેબી જોવાનું સમજવાનું છે મનની બળવાન શકિતથી નહી કલ્પી શકાય એવાં ગંજાવર કામો આ પૃથવી ઉપર આરંભવામાં આવે છે. "એનજીનીઅર"ની કળા નદીઓ ઉપર રેલવેના મહાન પુલો પાણીની ઉપર આપણુને બાંધી આપે છે અને તેજ "એનજીનીઅર" ની મહાન કળા વડે પાણીના બીસીઆર ધોધમાંથી નીકલતો પ્રવાહ વીજલીક બળ ઉતપણ કરવાને કામ લાગે છે. મોટામા મોટી અને ઝીનામા ઝીની ચીજો જોવાને ચહડ ઉતર શકિતના કાચો માણુસની આંખ્યોને લાગતાંજ કુદરતના ભેદો ઉકલાવવાને આપણુને મદદગાર થઇ પડે છે પણ તે સઘળામાં માનવીનુ "મન" જ જો કામ કરતું હોય નહી તો પછી માનવીનાજ મન વડે ઉભાં કીધેલાં અજાયબ પ્રકારના ઓજારોથી કુદરતના કારોબારમાં વૃદ્ધિનો કાયદો જાયજ છે તેમાં મન વગરનું માનવી શું ખપનું થઇ પડે?

આપણી "આગગાડીઓ," આપણી "સ્તીમરો," અને આપણી "મોતરકારો" અને આપણા "એરોપ્લેનો" શુ માનવીના મગજની મહાભારત ફેટેહ પોકારતાં નથી? માનવીની મ્હાન મનની કલ્પના શકિતથી શું આપણે જમીન, પાણી, આતશ અને હવાના ચાર અનાસરો કુદરતના પેદા કીધેલાંની ઉપર આપણો કાબુ મેલવ્યો નથી? અને એ સઘળાં છતાં જમીન, પાણી આતશ અને હવા સાથના આપણા સમાગમમાં રાતને દહાડો અકસમાત પામવાની આપણી ફીકર આપણા જીગરમાંથી સમુલગી ગઇ નથી. આપણી મીલો, આપણા કારખાનાઓ અને આપણા વેપાર રોજગારના મથકો મનની બ્રેહાઇ અને સરસાઇ શું પોકારી રહ્યાં નથી અને છતાં મનની બેચેની કે જીગરનીઅશાંતી આપણામાંથી તમામ નાબુદ થઇ નથી. ત્યારે એ શું શીખવે છે? તે એજ શીખવે છે કે "મન" માનવીનું જેટલું જોઇયે એટલું હજી ચોખ્ખુ થયું નથી. "મન" માનવીનું જેટલું જોઇયે એટલું ઉચ્ચી પાહેડીયે હજી પુગયું નથી. "મન" માનવીનું હજી મેલું છે. "મન" માનવીનું હજી ગડલું છે. કાંય કે તે દનીવાઇ લોભ લાલચને લંપતમાં હજી પુસ્કળ લપસી પડ્યું છે અને જ્યાં લગી જીગરનો આનંદ કેવો છે, મનની શાન્તી કયાંથી મલી શકે તે વાત આપણે જાણીયે નહી ત્યાં લગી મનની બ્રેહાઇની બાંગ પુકારી "અમો તો આટલા હોશીયાર છઇયે" એવુ કહેવું ગુમાની ભર્યુંજ થરે છે. જીંદગીને નેમ આપણી ઘણી બુલંદ જોઇયે. ખુદાઇ ખ્યાલોમાં તે ચકચુર રેહવી જોઇયે. દુનિયામાં તો આપણે સઘળા છઇયે ને દુનિયા દગલબાજનાજ જો આપણે થઇને રહીયે તો પછી જીંદગીની મોતેબરી અને જન્મનો ભેદ શો? પણ આપણે તો દુનિયામાં અનુભવ લેવા આવ્યા છે. સુખ અને દુ:ખ, ખુશાલી અને દલગીરી, આફત અને આરામ, ગ્નાન અને અગ્નાન, વીગેરે વીગેરેની વચ્ચે જીવ તોડ મેહનત અને મુશકેલીઓ વચ્ચે રાતને દહાડો આપણે આપણો રસ્તો કાપીએ છીયે અને તે સઘળાંની વચ્ચે મનની ચલવલ આપણુને જીવતી ચપલતા લાવી આપે છે. કુટુંબ અને કબીલા, દોસ્તો અને દુશમનો કામ ધંધાંના હમ શરીકો કે વિચાર આચારના મલતાવીશેકોના સઘળા રાત દીસના કારોબારમાંનો છેવટનો અંત શું? મોતથી સઘળું શુ ફના થશે! ઓ આ વિચારજ કેવો ભ્યાનક છે. જો લોકો એમ જાણતા હોય કે મોતથી આ સઘળુ ફના છે તો પછી મનની આ મહાભારત ચલવલ શા માટે, પછી જીગરની ભેદી ઉમેદવારીની મતલબ શું, આત્માની આશાનું પછી કામ શું? પણ ખુદા અને કુદરતના કાયદા બહુ ન્યારા છે કોઇને તે પ્યારા છે કોઇને તે અકારા છે. જેવી જેવી દ્રસ્તીએ આપણે દુનિયાને જોઇયે તેવી તેવી દ્રસ્તીએ દુનિયા આપણુને દેખાય. ભલી કે બુરી તે આપણા મનનુજ પરીણામ છે. મન કેળવણીથી ખીલે છે પણ જીગર સદગુણો વગર મુવેલું છે. સદગુણોનો સંગાર કેળવણી છે પણ મન વગરના કેળવણી કે ખીલવનીબી શું ખપની! ત્યારે આ સઘળી જીંદગીની જેહમતનો અંત શું?

ત્યારે આ સઘળી રંજ પછીની રેહમની આશા કવી? જીંદગીના ભેદ ભરમો કેવા ઉંડા છે? તેઓ સઘળાને સમજવા કેવા લાભકારક છે. તેઓને મન વડેજ આપણે સમજીશુ. હલકાં કે ઉતરતી પંકતીના "મન" ને આપણે ઉપલા અને ઉંચ "મન" માં બદલી નાખીશુ તો પરીણામ એ આવશે કે આપણામાં બુદ્ધી ચોખ્ખા અકકલ ઉંડી અને ખેરડ ખરી ખીલતી જશે જેવી પ્રભાતનો પ્રકાશ જેમ ઉજાશ લાવે છે તેમ ડહાપણની રોશની આપણી જીંદગીને વધારે અને વધારે રોશનમદ કરશે અને આ વેળાના આપણા જન્મનો ફેરો સફળ નીવડશે. જીંદગીને રોશનમંદ રાખવાનું કામ આપણે પોતાનું છે. તે જેટલું જલદી કરીયે તેટલું બેહતર!

# દુરબીનમાંથી બહાર

## અને

# દર્શને દુનિયા.



શ્રી ભારત નાટક સમેલનનો મેળાવડો નાટક, અત્રેની ગાંધરવ મહાવિધાલયના મકાનમાં ગીયા માસમાં થયો હતો તેની બીજા દીવસની બેઠકમાં એક પારસી ડોસાભાઈ એદલજી ભરચા-સંસકૃતમાં શ્લોક ગાઈ મરાઠી ભાસામાં એક ભાષણ આપવાના ખતાત અમો ધાર્યો છીયે કે પહેલા વહેલોજ છે. દરેક જમાનો પાછલા જમાનાને ભુલાવે છે. દરેક નવા જમાનામાં જુના જમાના કરતાં કઇ નવું કંઈ ચઢીઆતુ આપણે જોઈએ છીયે તેમજ નાટક, નાટક તકતો અને નાટક કરનારાઓનીબી વૃદ્ધી આગલા જમાના કરતાં હાલના જમાનામાં વીશેશ આપણુને માલમ પડેછે પણ હજી તે હુંન્નરની સપુર્ણ ટોંચે ચહડી હોય એમ અમોને લાગતું નથી. એક ઠેકાણે વાંચેલુ અમોને યાદ છે કે અસલમાં જ્યારે "નાટક" કરવાની રીત હંઇ મુંબઇમાં દાખલ થઈ ત્યારે દાધીનું રૂપ જાહેર કરવા માટે મુવેલા બકરાની પુછડીનો છેડો ચીરીને મોઢાં ઉપર લગાડવામાં આવતો હતો પણ તે રંગીલો જમાનો હવે વહી ગયોછે તેને બદલે સુંદર ગીતો, દીલપસંદ દેખાવો દેતા "સીનરી"ના પડદાઓ અને ગંભીર કે હાસ્યકારક "પ્લોતો" આપણી સનમુખ રજુ કરવામાં આવેછે. નાટક એ નીતીનો તકતો કેહવાય છે અને ખરૂં પુછો તો નાટકની અંદરથી આદમે ઘણુ ઘણુ શીખવા સમજવાનુંછે પણ દલગીરી એટલીછે કે ઉચ પ્રકારના અને સંગીત શીક્ષણ આપનારા નાટકો કરતાં હસવાના અને ધીંગા મસ્તીના નાટકોના પાત્રો વધુ મોટા પ્રમાણમાં હંઇ કે વીલાયતમાં હરહમેશ રજુ કરવામાં આવેછે. લોકોનો શોખ ઉચ પ્રકારનો કરવા નાટક ખરેખર બાહુ મદદગાર થઇ પડે પણ કમનસીબે તે ધારેલું કાર્ય ફતેહમંદીથી પાર પાડી શકાતું નથી એજ દીલગીરીભર્યુ છે.

વળી વીલાયતના સુન્દર "એકતરો" અને "એકટ્રેસીસ"ની સાથે હંઇના દેશી "એકતરો"કે "એકટ્રેસીસ"ની સરખામણી કરવી તે ગોયા આસમાન જમીનનો ફરક પામવા બરોબર છે. શું વીલાયતના નાટકોની બારીક હુન્નરમંદી, શું ત્યાંના નાટકોની વખાણ અને શું બ્યાંના નાટકોની હાલ હવાલી! હુન્નર અને "આર્ટ"નું કેવું ખુન? કેટલી વેળા તો જોનારનો જીવ બળીને ખાખ થાય છે. થોડાંક અપવાદ સીવાય હિન્દે કોઈ સગીન "એકતરો" પુરા પાડયા હોય એવું દીસતું નથી. કલકતા મધે બંગાલી એકતરો અને ખસુસ કરીને તેઓની સંખ્યાબંધ "એકટ્રેસીસ" પોત પોતાના પાત્રો ઘણાજ સંગીન આવભાવથી ભજી બતાવતા અમોએ અનુભવ્યાં છે; પણ કમનસીબે નાટકને નીતિનો ઉચ તકતો રાખવાને બદલે ઘણે પ્રકારે હલકા ખ્યાલોમાં તેને બદલી નાખ્યો છે. મુંબઇના કેટલાક ઉરદુ અને ગુજરાતી અને મરાઠી નાટકો ખરેખર નીતીના પાઠ શીખવે છે પણ હજી અમોએ ઉપર કહ્યું તેમ મોટે ભાગે સગીનપણાને બદલે હલકીલીપણુ વીશેશ નજરે પડે છે. તેમાં ખરા સુધારાની જરૂર છે. નાટક એ લોકોને કેળવવાનું મુખ્ય સાધન છે અને નાટકના લખનારાઓ અને નાટકના ભજનારાઓને અમારી અરજ છે કે લોકોના "તેસ્ત"ને હલકી પંકતી પર ઉતારી દેવાને બદલે તેને ઉંચી પંકતી પર ચઢાવવાનો તેઓએ યત્ન કરવો અને સફલીટી પ્યારના કાહણી કીસ્સા કે હસવા હસાવવાનો બીન અર્થના ઢોંગ-સોંગથી હાથ ઉઠાવવો. અમો એમ નથી કહેતા કે નાટકમાં હાસ્ય રચના નહી જોઇયે. ઉલટું તે તો ઘણુંજ અવસ્યનું છે પણ તે કોઇબી રીતે હલકા પ્રકારનું તો નહીજ જોઇયે. નાટકમાંથી મળતા નીતિના શીક્ષણો વીશે જે વિચાર અમો ઉપર જણાવ્યા છે તે આજના જમાનામાં "સીનેમેટોગ્રાફ" માં દેખાડવામાં આવતાં દેખાવોનેબી એક સરખા લાગુ પડે છે.

**અશોઓની બાજ.**

તમામ દેશોમાં અને તમામ પ્રજાઓમાં પોતાના વ્હાલા ગુજરેલાંઓની યાદમાં કંઇક ધાર્મીક ક્રીયાં કંઇ પવિત્ર યાદ કરવાની રીત જાયજ છે પણ ગુજર પામેલાં જાહેર પુરૂષોની જાહેર યાદ કરવાનો રીવાજ પારસીઓમાં પોતાના ધર્મના પાક ફરમાનની રૂએ ઘણોજ વખાણુવા લાયક છે. દરેક ગુજરનારની પાછળ "બાજ" કરવાનો રીવાજ એ જરથોસ્તી દીનનુ મુસ્તકીમ ફરમાન છે અને તેને હાલના જરથોસ્તીઓ ચીવતપણે વળગી રહી તે ફરમાનને પાર પાડે છે તે ખરેખર ખુશી થવા જોગ બાબદ છે પણ તેને જ્યારે હદની બાહેર લઈ જઈ કોઇ ખાનગી આસામીની "બાજ" ને જાહેર "બાજ" નું રૂપ આપી ખાના-પીનાના મોટા ખરચો કરવામાં આવે છે તે રવઇયો અમારી નાકેશ સમજ મુજબ ઘણો પસંદ કરવા જોગ નથી. ગુજરનારની નઇયતે "બાજ" કરવામાં આવે તેતો સવાબનું કામ છે અને કોઇ વ્હાલાં ગુજરનારની નઇયતે દરૂન કે દારૂનની ચાસની કરવી એ સવાબમાં હંમેશ કરવાનું કામ છે પણ તે ગુજરનારના નામે "બાજ" ના "ખાના" કરવાનું કામ જરથોસ્તી દીનના કીયા ફરમાન પ્રમાણે સવાબકાર છે તે અમો જાણતા નથી.

જાહેર સ્ત્રિ-પુરૂષો કે જેઓએ આખી કોમને માટે ભારી ઉપકારના કામો કીધાં હોય જેવા કે પ્રાથમીક સખાવતના કરનાર અને કેળવણીખાતાંઓ પગભર કરનાર પેહલા સર જમશેદજી જીજીભાઇ કે દુ:ખી વખતમાં માંદાં આદમીઓની દાદનો લેનાર ભલી યાદના પરોપકારી નર મરહુમ ડોકતર બેખશરો નસરવાનજી બાહદુરજી જેવાની જાહેર બાજ વરસે દર વરસે કરવી અને તે નામાકીત નરોની જીંદગી જે નસીયતથી ભરપુર તેમાંથી આપણી જીંદગીને કોઈ રીતે ફલદ્રુપ કરવીએ તદન અર્થ સુચક છે એવા જગ જાહેર પુરૂષોની "બાજ" કરવાનુ ખરેખર સવાબ છે અને તેઓની "બાજ" ને દીવસે "વાએજ" આપવા અપાવવાનુ કાર્યભી સ્તુતીપાત્ર છે પણ જેઓએ પોતાની હદમાંજ રહી થોડુ ઘણુ કામ થોડાઓને માટે કીધુ હોય તેઓની યાદમાં તેઓના વખાનનારાઓ અને દોસ્ત આસનાઓ જો ખાનગી બાજ કરે તો તેમાં વાંધા જેવું કાંઇ નથી પણ એકાદ હેડ માસતરે પોતાના હાથનીચે શીખેલા છોકરાઓને સારી કેળવણી આપી કે કોઇ એકાદ સખાવતી બાઇએ ધર્માદા ચેલી બંધાવી આપી તેની યાદમાં જાહેરમાં બાંગ પોકારી બાજ કરવીએ મરહુમ ગુજરેલા ઓના કાર્ય ને એક રીતે ઉતારી પાડવા જેવું છે. તેઓના ખાનગી કુટબોમાં અથવા તેવા મરહુમના ખાનગી મીત્ર મંડળોમાં "બાજ" થાય એમાં ખચીત કંઇબી વીરૂધ બોલવા જેવું નથી પણ અમોએ ઉપર કહ્યુ તેમ જેઓએ આપની પારસી પ્રજા માટે કંઇ ખાસ કામ કીધુ હોય તેવા અપાવદોને માટેજ જાહેર બાજના જાહેર મેળાવડા કરવા અમો ધાર્યેછીયે કે વધુ વાજબી છે.

વળી બીજો દલગીરીભર્યો રીવાજ તો એ છે કે કાઇ મરહુમની ખુદ "બાજ" ની ક્રીયામાં હમશરીક થવાને બદલે "ક્રીયા" થઇ રહ્યા પછીના મેળાવડાઓમાં અથવા "વાએજ" માં અથવા ખાની પીનીમાં લોકો ભાગ લેવાને વધારે ઉલત ધરાવે છે. "બાજ" ની ક્રીયાની મોતેબરી સમજાવવાનુ અમારૂ કામ નથી પણ અમો જે મુખ્ય ધ્યાન ખેંચવા માગીયે છીયે તે એટલુજ છે કે "બાજ" ના જાહેર મેળાવડા કરવા કરાવવા માટે જેઓ ઉલત ધરાવેછે તેઓએ તે "બાજ" કેટલા જમાના સુધી ચોલુ રાખવી અથવા તેવી "બાજ" ના જાહેર મેળાવડા માટે કોણુ કોણુ અને કેવાં કેવાં ગુજતનસીન સખસોની સામેલગીરી કરવી અને ક્યાં ક્યાં મરહુમોની "બાજ" ની ચુટણી કરવી તેની ઉપર ખસુસ ધ્યાને પુગાડવાની જરૂર છે. પારસી કોમમાં ઘણાબી નામાકીત સ્ત્રી પુરૂષો થઇ ગયા છે તેઓ સઘળાની "બાજ" જાહેર મેળાવડાથી કરવીજ જોઇયે એવું કાંઇ નથી પણ જેઓ પારસી કોમ ઉપર પોતાના પર્માર્થી કામોથી સામન્ય આભાર કરી ગયાં હોય તેઓની નઇયતે જાહેર બાજના જાહેર મેળાવડા ખરેખર આવકાર દાયકજ છે.

# નાનાં બાળકો—તેઓની કેળવણી તથા આસપાસનાં સંજોગો.



લખનાર—અરદેસર બહેરામજી હોમાવજીર.

એકાદ બે ત્રણ માસનાં ગુલાબની કળી સમ ખીલતાં બાળકને તમે ધ્યાનથી નીહાળ્યું છે? તેની હીલચાલોનું બારીક અવલોકન તમોએ કદી કર્યું છે? જો આપણે આ નાનાં રમકડાંને પોતાનાજ ખ્યાલોમાં લીન બની તેના બીછાનામાં પડયું પડયું રમતાં તપાસીશું તો માલુમ પડશે કે તેનામાં આજુબાજુઓમાં બનતા બનાવો ભેજામાં ઠસાવવાની તથા તે પ્રમાણે નકલ કરવાની શક્તિ કેટલાં પ્રમાણમાં હોય છે. પડયાં પડયાં રમતાં એક બાળક આગળ તમો તમારો દેખાવ રજુ કરતાં સમેતજ તે પોતાની પેહેલ્લી રમત યા ખ્યાલો તુરત ભુલી જઇ તમારા ચેહરા તથા દેખાવનો અભ્યાસ કરતું હોય તેમ તમો તરફ ટગર ટગર નજરે દીઠતું માલુમ પડશે. ત્યારબાદ જેવો દેખાવ તમો અખત્યાર કરશો ગંભીર યા મોજીલો—તેવોજ દેખાવ તે પણ ધારણ કરવાની સઘળી કોશેશ કરતું તમોને માલુમ પડશે. દાખલા તરીકે તમો હસશો યા ખુશાળીથી તા, તા કરી તાલીઓ પાડતા તેની નજદીક ઉભા રહેશો તો તે પણ હાથ પગોની અફડાતફડી કરી ખુશ બનવાની કોશેશ કરતું માલુમ પડશે, પણ જ્યારે રમતું યા મોજ કરતું હોય તેવામાં તમો ફક્ત ધમકીની નીશાની દેખાડનારો દેખાવ કરશો યા આંગલી નાક આગળ ધરી જરા ધમકીથી "ચુપ" કરી બોલશો ત્યારે તરત પોતાની રડ શરૂ કરી-મેલશે. એકાદ રમકડાંએ તે રમતું હશે તે વેળા જો તમો બીજું તદન નવુંજ રમકડું તેની નજર સનમુખ ધરશો તો આ ભોલું ભાનભુલુ તુરત પહેલું રમકડું પડતું મેલી બીજાને પકડવાની યા રોળવવાની તરફડી મારશે. માત પીતા યા સગાંવહાલાંના લાડ તથા મહોબતનું ભાન તે ધીમે ધીમે પીછાણતાં શીખે છે. રફતે રફતે જે સઘલાં આસામીઓ તેના સમાગમમાં આવતાં જાય છે તેઓની રીતીઓ તથા ચલણ વલણનું શિક્ષણ તે નજરે જોવથી રીતે મેળવે છે. આ સાદા, સાધારણ બનાવો એક બાળકના બાબમાં ખંતીલાં તથા બાળકની સંગતમાં રહેનારાં અને તેનાથી મોજમજાહ મેળવનારાં ખુશી આસામીઓ હંમેશાં નીહાળે છે. ત્યારે આ ઉપરથી અનુમાન જે કાઢી શકાય છે તે એજ કે આ બાળકોમાં દરેક ચીજની નકલ કરવાની શક્તિ શરૂઆતથીજ એટલે લગભગ તેની ત્રણ ચાર માસની ઉમ્મરથીજ હોય છે. અને તેનેજ લીધે તેઓમાં કેટલીક ભલી યા ભુંડી ટેવો તેઓની ચાર પાંચ યા વધારે વરસની ઉમ્મરે જામી ગયલી જોવામાં આવે છે. આ નાનું ભેજું એક કેમેરાની Sensitive plate મીસાલ છે જેમાં આજુબાજુ બનતા દરેક બનાવો ઘણીજ મજબુત તથા ચીવટ રીતે છપાઇ જાય છે અને પાછળથી ટેવ યા આદતને આકારે તે પ્રગટી નીકળે છે. બાળક દરેક ચેહરો નીહાળે છે તથા નીશાની અને આપણા બોલવાના અવાજ ઉપરથી આપણા ખ્યાલો પીછાણતા શીખે છે. આ સઘળી સચ્ચાઇઓ ધ્યાનમાં લેતાં નાના બાળકની રૂડી કેળવણી ત્રણથી ચાર માસની ઉમ્મરથીજ શરૂ થવી જોઇએ છે. આ કેળવણી કોઇ પણ રીતે ભારી પ્રકારની નથી. જે માત્ર કરવાનું છે તે આજ કે ઘર અંદરની સર્વ પ્રકારની ચલણ વલણ તથા આજુબાજુના સર્વ બનાવો હમેશા ભલા હોવા જોઇએ કે જેથી તે ભલી ચલણવલણ અને રૂડા બનાવોના રૂડા છાપ આ નાનાં કેમેરામાં હંમેશને માટે છપાઇ રહે.

દુઃખી આસામીઓનાં સમાગમમાં ઉછરતું બાળક પુરેપુરૂં તંદરોસ્ત હોતું નથી કારણ તેની આજુબાજુનાં દુઃખી બનાવોજ તેને દુઃખી ને રોગી બનાવે છે.

આ કારણ સર જે એક બાબદ દરેક માબાપ યા આસામીએ ધ્યાનમાં રાખવાની છે તે એજ છે કે તે ગમે તેટલો પણ દુન્યાદારી બનાવો યા સંકટોથી જાતે દુઃખી હોય છતાં જ્યારે તે એક બાળક આગળ પોતાનો દેખાવ રજુ કરે ત્યારે તેણે યા તેણીએ પોતાનું મોંહ હંમેશાં હસ્તુંજ રાખવું. તથા બોલવા ચાલવાની અને તેને રમાડવાની ઢબ ઘણીજ શાંત બનાવવી. આથી તે બાળક માત્ર પેલાં સુખ યાને સુખી ચેહરાનોજ ખ્યાલ તેના ભેજામાં ઠસાવે છે તેથી તે મોજીલું અને નીરોગી રહી શકે છે.

બીજાના શરીરની સ્વચ્છતાઇ યા ગંદીલાપણા વિષે એક બાળક નજરે જે જુએ છે તે તુરત તે શીખી લે છે, એટલે સુઘડાઇભર્યા-યા ડર્ટી-જેવા દેખાવોના સમાગમમાં તે રહે છે તેવી ટેવો તેનામાં તુરત પડે છે. બાળકને એક કલાક યા અર્ધો કલાક પણ ગંદીલાં કપડામાં રહેવા દેવું નહી કારણ કે તેમ થવાથી ધીમે ધીમે તેને ડર્ટી બનવાની ટેવ ચીવતાઇથી પડી જાય છે.

બાળકો જ્યારે પોતાની રડ શરૂ કરે છે ત્યારે કેટલાંક આસામીઓ તુરત તેઓને કેડે ઉંચકી લેવાની દોડાદોડી કરે છે. આ બાળકના બાબમાં તેમજ માબાપના બાબમાં ઘણો ખરાબ બનાવ છે કારણ કે સગવડતી વખતે તેને એમ રડતાં બંધ પાડવા ઉંચકી ઉંચકી જે ટેવ પાડવામાં આવેલી હોય છે તે ટેવ જ્યારે માબાપ માટે અગવડભર્યો વખત હોય છે જેવો કે બહારના માણસોની આમદ યા ઘરસંસારી કામનું કાંઇ પણ રોકાણ-ત્યારે જેટલી કંટાલાભરી છે તેટલીજ તે બચ્ચાંની તંદરોસ્તીના બાબમાં નુકસાન ભરી છે. આ ઉપરથી કાંઇ કહેવાનું એમ નથી કે બાળક રડતું હોય ત્યારે તેને રડવાજ દેવું અને સઉએ પોત પોતાનું કામ કર્યાજ કરવું. ના એમ નહિં-પણ જે માત્ર કરવાનું છે તે આજ કે તેની રડ બંધ કરવા તેની સોડમાં સાથે પડી અનેક યુક્તિઓ અને હસમુખા ચહેરા સાથની રમત ગમતોમાં તેને પાંચ દશ મીનીટ લીન કરવું જેથી તે તુરત રડતું બંધ પડે છે. પણ તેને તેની જગ્યાએથી સુતેલું ઉચકવું નહીં.

બાળકનો નાહવાનો વખત તથા તેને રમવા માટે પડતું મેલવા યા બેસાડવાની જગ્યા તેનાં રમવાનાં રમકડાં તેનો સુવા યા ધવડાવવાનો વખત વગેરે માટે જરા વધારે કાળજી રાખવાની તથા દરકાર ભર્યા બનવાની ઘણી જરૂર છે. સવારનો એકાદ સગવડ ભર્યો વખત બાળકનાં નાહવા માટે ચોક્કસજ ગોઠવી રાખવો જોઇએ અને તેને દરરોજ તેજ વખતે નહવાડવાની સાવચેતી રાખવી જોઇએ. તેમ કરવાથી વખતસર દરેક ચીજ બનતી જોઇ ચોક્કસ વખતે ચોક્કસજ ચીજની તલબ બાળકમાં ઉત્પન્ન થાય છે અને તેવી તેને ટેવજ પડે છે બાળક રડ્યું કે તેને ધવડાવવાની દોડાદોડ કરનારી માતાને હમેશાં તે બાળક હેરાન કરે છે. પણ વખતસર નેમેલજ વખતે શરૂઆતમાં મેહેનત લઇ પાડેલી ધવડાવવા યા દુધ પાવાની આદત પાછલથી માતાને ઘણીજ સગવડ તથા સુખ આપે છે. રાતના સુતી વખત બચ્ચાંને દુધ પાવું ઘણુંજ નુકસાન ભર્યુ છે. ખસુસ કરી ચોથે પાંચમે મહીનેથી તો આ બનાવ બનતો અટકાવવોજ જોઇએ-બાળકને રમત માટે સુવાડવા યા બેસવા જગ્યા અલાહેદી ચોક્સ ઠેકાણેજ કરવી જોઇએ છે અને જો બની શકતું હોય તો તેટલી જગ્યાની કોઇ રીતે હદ બાંધી લેવામાં આવે તો તે બાળકની સ્વચ્છતાઇ સુઘડાઇમાં અજબ ફાયદો કરે છે.

(સાધન છે.)



# બીલોરનો  બુચ!

## (આરસેન લુપીનનું આખેરી પરાક્રમ)

(ચાલુ વાર્તા)

લખનાર–'રફીક'

### પ્રકરણ ૨ જું.

લુપીન અને ગીલબર્ટ તે ઓરડામાં કોઇ નહોવા છતાં તેમને કાને આવતો અવાજ ક્યાંથી નીકળતો હતો તેની શોધમાં પડયા હતા.

લુપીન પેલા માર્યા ગયલા નોકર લીયોનાં શરીર આગળ વાંકો વળ્યો અને વળી પાછો તેજ અવાજ આવ્યો. તેઓ જાણે કોઇ સ્મશાન ભુમીમાં હોય અને ત્યાં દાટેલાં મડદાંમાંથી કાંઇ અવાજ નીકળતો હોય તેવો ઘોઘારી અને ભયાનક તે અવાજ લાગતો હતો. લુપીને માંગવાથી ગીલબર્ટે ત્યાંનું એક લેંમ્પ તેની ઉપરનું શેડ કાઢી લઇને લુપીનની આગળ ધર્યું અને લુપીને બારીકીથી તપાસતાં તેને માલમ પડયું કે તે અવાજ તે નોકરનાં શરીરમાંથી નીકળતો હતો. પણ તે હોયજ કેમ? ગીલબર્ટનેબી તેમજ લાગ્યું અને તેને ટંડીનું એક લખલખું ભરાઇ આવ્યું.

"સાહેબ" તે બોલ્યો "મને તો ધ્રુજરાં છુટેછ; મેહેરબાન."

વળી પાછો તે અવાજ નીકળ્યો, અને તે અવાજ આગળની માફક ઘોઘારી અને ભયાનક હતો.

એકાએક ઓચીંતો લુપીન ખડખડ હસી પડયો અને તેણે પેલા મુવા પડેલા નોકરનાં શરીરને પકડીને બાજુ કરી નાંખ્યું તો—

"બરાબર!" તે શરીરની બાજુમાંથી મળી આવેલી ચલકતી ધાતુની એક ચીજ જોઇ તે બોલ્યો "બરાબર! એનોજ અવાજ ને મને તે શોધી કાઢતાં કેટલીવાર લાગી!"

ત્યાં તે જગ્યે જમીનપર તેલીફોનનું રીસીવર હતું જેના સંબંધનો તેલીફોન ભીંતે જડેલો હતો.

લુપીને હવે તે રીસીવર પોતાના કાન આગળ ધર્યું; પેલો અવાજ પાછો ચાલુ થયો, પણ તે ખુલ્લો અને પરગરો ન આવતો હતો. તેમાં જાણે ઘણાઓ સામટા બોલતા હોય, બુમો પાડતા હોય, કોઇને બોલાવતા હોય તેવા અવાજો સંભળાતા હતા જેવા કે:—

"તમે ત્યાં છેવો કે?" "નહીં તે જવાબ નથી આપતો" ખરેખર, ઘણું ધાસ્તી ભરેલું" "તે લોકે તેને મારી નાંખ્યો હોસે" "એ શું? હીંમત રાખો મદદ નીકળી ચુકીછ પોલીસવાલાઓ સોલજરો."

"આહ!" લુપીન પેલું રીસીવર પટકી નાંખી બોલ્યો.

હવે ખરી બીના શું હતી તે લુપીનને માલમ પડી. શુરૂઆતમાંજ જ્યારે તેઓ ત્રણે ઉપરની બધી છાણુસો ખસાડતા હતા, ત્યારેજ લીયો, જેના બંધ બરાબર મજબુત ન હતા, તે જેમ તેમ કસડીને તે તેલીફોન આગળ ગયો હશે અને પછી મુશકેલીએ ઉભો થઇ તેણે તેનું રીસીવર લીધું હોવું જોઇયે, અને ત્યાંના તેલીફોન એકસચેન્જ સાથે તેણે વાત કીધી હોવી જોઇયે. અને ખરેખર, પેહેલી ખોટ તેઓની લુટ લઇને ગઇ કે લુપીનને "મદદ! ખુન, મને મારી નાંખશે!"

આ કારણ સર જે એક બાબદ દરેક માબાપ યા આસામીએ ધ્યાનમાં રાખવાની છે તે એજ છે કે તે ગમે તેટલા પણ દુન્યાદારી બનાવો યા સંકટોથી જાતે દુઃખી હોય છતાં જ્યારે તે એક બાળક આગળ પોતાનો દેખાવ રજુ કરે ત્યારે તેણે યા તેણીએ પોતાનું મોંહ હમેશાં હસતુંજ રાખવું. તથા બોલવા ચાલવાની અને તેને રમાડવાની ઢબ ઘણીજ શાંત બનાવવી. આથી તે બાળક માત્ર પેલાં સુખ માને સુખી ચેહરાનોજ ખ્યાલ તેના ભેજામાં ઠસાવે છે તેથી તે મોજીલું અને નીરોગી રહી શકે છે.

બીજાના શરીરની સ્વચ્છતાઇ યા ગંદીલાપણા વિષે એક બાળક નજરે જે જુએ છે તે તુરત તે શીખી લે છે, એટલે સુઘડાઇભર્યા-યા ડર્ટી-જેવા દેખાવોના સમાગમમાં તે રહે છે તેવી ટેવો તેનામાં તુરત પડે છે. બાળકને એક કલાક યા અર્ધો કલાક પણ ગંદીલાં કપડામાં રહેવા દેવું નહી કારણ કે તેમ થવાથી ધીમે ધીમે તેને ડર્ટી બનવાની ટેવ ચીવતાઇથી પડી જાય છે.

બાળકો જ્યારે પોતાની રડ શરૂ કરે છે ત્યારે કેટલાંક આસામીઓ તુરત તેઓને દેડે ઉંચકી લેવાની દોડાદોડી કરે છે. આ બાળકના બાબમાં તેમજ માબાપના બાબમાં ઘણો ખરાબ બનાવ છે કારણ કે સગવડતી વખતે તેને એમ રડતાં બંધ પાડવા ઉંચકી ઉંચકી જે ટેવ પાડવામાં આવેલી હોય છે તે ટેવ જ્યારે માબાપ માટે અગવડભર્યો વખત હોય છે જેવો કે બહારના માણસોની આમદ યા ઘરસંસારી કામનું કાંઇ પણ રોકાણ-ત્યારે જેટલી કંટાલાભરી છે તેટલીજ તે બચ્ચાંની તંદરોસ્તીના બાબમાં નુકસાન ભરી છે. આ ઉપરથી કાંઇ કહેવાનું એમ નથી કે બાળક રડતું હોય ત્યારે તેને રડવાજ દેવું અને સઉએ પોત પોતાનું કામ કર્યાજ કરવું. ના એમ નહિં-પણ જે માત્ર કરવાનું છે તે આજ કે તેની રડ બંધ કરવા તેની સોડમાં સાથે પડી અનેક યુક્તિઓ અને હસમુખા ચહેરા સાથની રમત ગમતોમાં તેને પાંચ દશ મીનીટ લીન કરવું જેથી તે તુરત રડતું બંધ પડે છે. પણ તેને તેની જગ્યાએથી સુતેલું ઉચકવું નહીં.

બાળકનો નાહવાનો વખત તથા તેને રમવા માટે પડતું મેલવા યા બેસાડવાની જગ્યા તેનાં રમવાનાં રમકડાં તેનો સુવા યા ધવડાવવાનો વખત વગેરે માટે જરા વધારે કાળજી રાખવાની તથા દરકાર ભર્યા બનવાની ઘણી જરૂર છે. સવારનો એકાદ સગવડ ભર્યો વખત બાળકનાં નાહવા માટે ચોક્કસજ ગોઠવી રાખવો જોઇએ અને તેને દરરોજ તેજ વખતે નહવાડવાની સાવચેતી રાખવી જોઇએ. તેમ કરવાથી વખતસર દરેક ચીજ બનતી જોઇ ચોક્કસ વખતે ચોક્કસજ ચીજની તલબ બાળકમાં ઉત્પન્ન થાય છે અને તેવી તેને ટેવજ પડે છે બાળક રડ્યું કે તેને ધવડાવવાની દોડાદોડ કરનારી માતાને હમેશાં તે બાળક હેરાન કરે છે. પણ વખતસર નેમેલજ વખતે શરૂઆતમાં મેહેનત લઇ પાડેલી ધવડાવવા યા દુધ પાવાની આદત પાછલથી માતાને ઘણીજ સગવડ તથા સુખ આપે છે. રાતના સુતી વખત બચ્ચાંને દુધ પાવું ઘણુંજ નુકસાન ભર્યું છે. ખસુસ કરી ચોથે પાંચમે મહીનથી તો આ બનાવ બનતો અટકાવવોજ જોઇએ-બાળકને રમતં માટે સુવાડવા યા બેસવા જગ્યા અલાહેદી ચોક્કસ ઠેકાણેજ કરવી જોઇએ છે અને જો બની શકતું હોય તો તેટલી જગ્યાની કોઇ રીતે હદ બાંધી લેવામાં આવે તો તે બાળકની સ્વચ્છતાઇ સુઘડાઇમાં અજબ ફાયદો કરે છે.

(સાધન છે.)



# બીલોરનો



હવે

અને તેનો
(આર્સેન લુપીન આગળ પડેલાં
ગીલબર્ટને ખભા-
.ર પટકયો.

એ મારૂં ઇનામ કે?"

કરૂં તેમ મને કરવા દે, અને
ારૂ-મારે હું જોખમદાર ઉઉં, તમારા
વાબદાર છેઉં, તમોને હું કેદમાંથી
લુપીન અને કની! પણ તે કયારે? હું પોતે
જતાં તેમને કા કે ની?"
હતો તેની શોધ પેલી બારી આગળ પેલાં ઉશ્કે-
લુપીન પે અવાજે આવ્યા.
અગળ વધ્યો
આવ્યો. તેઓ ગમ!" તે બોલી ઉઠયો "મેં તેઓને
ત્યાં દાટેલાં મદદ!"
તેવો ચોધ પછી ગીલબર્ટને કાને લાગી તેણે કહ્યું—
હતો. લુપીને જરા વિચાર કરીને જવાબ આપજે,
તેની ઉપરનું કહેવું છે? આપણને કામ લાગે તેવી તારે
અને લુપીને મને આપવી છે?"
કે તે અવાબનો પલાન શું હતો તેની સમજ ન પડ-
પણ તે ર્બર્ટ તો ગભરાઇને લુલો લુટલો જેવો થઇ
અને તેનો, પણ વાઉશરને લુપીનપર પુરતો વિશ્વાસ
"ને વળી તે જખમી થયલો હોવાને લીધે તેણે
મેહેરબાનીની આશાજ છોડી મુકી હતી અને તેથી તે
કને બોલ્યો,

આગ' "ઝડપટ, સાહેબને જેમ ગમે તેમ કરવા દે.
ણુ છટકશે તોજ આપણું કલ્યાણ છે."

હવે લુપીનને પેલા વાઉશરે પાસથી ચુંદી લઇ
લબર્ટે પોતાની પાસે છુપાવેલી નાની ચીજની યાદ
રી, એટલે તે ગીલબર્ટનાં ગજવામાં શોધવા પડયો.

"નહીં, કદી નહીં! ગમે જાન લેવો પણ તે તો કદી નહીં આપું!" ગીલબર્ટ લુપીનના જબરદસ્ત કબજામાં ખેંચતાણ કરતો બોલ્યો.

પણ લુપીન જેનું નામ! તેણે તેને પાછો ચતોપાટ જમીનપર નાંખ્યો. તેટલાં પેલી બારીએ બે માણસો ચઢી આવેલાં દેખાયાં, કે આખરે ગીલબર્ટ તાબે થઇ ગયો, અને લુપીનને પેલી ચીજ આપી દીધી, જે તુરત લુપીને જોયા વગરજ પોતાનાં ગજવામાં સેરવી દીધી, અને ગીલબર્ટ બોલ્યો—

"લેવો સાહેબ એ સંભાળીને રાખજો. એ શું છે તે હું પછી તમને સમજાવસ. તમે ખાતરી રાખજો કે—"

પણ તે વાકય પુરૂં કરવાનો તેને વખતજ નહીં મળ્યો, કેમકે તેજ વખતે દરેક બારણાં અને બારીમાંથી પોલીસવાલાઓ અને સોલજરો ત્યાં ધસી આવ્યા અને બીચારા લુપીનની મદદે ઉભા!

ગીલબર્ટને તેઓએ પકડયો અને તેને બાંધ્યો.

લુપીન હવે બાજુ થઇ જઇ બોલ્યો,

"અરે પારો ઠીક થયું તમે જલદી આવ્યા. આય નાપાકે મને બહુજ તજદી આપી. પેલાને તો મેં જખમી કીધો, પણ આય-"

તેટલાં તેને કાનસતેબલે પુછયું—

"તમે પેલા નોકરને જોયોછ કે? તેનેથી એ લુચ્ચાઓએ મારી નાંખ્યો છે કે?"

"તે સાહેબ હું શું જાણું?" લુપીને જવાબ દીધો.

"તમે નહીં જાણતા?"

"અરે, સાહેબ ખુનના શોર પુકાર થતાં હું તો તમારી સાથે ગામમાંથી દોડી આવ્યો. તમે બધા ડાબી ગમ ગયા અને મેં જમણી તરફ વળાણુ લીધી, અને એક બારી ઉંઘાડી હતી તેમાંથી જોતો. હું ઉપર ચઢવા જાઉંછ કે આય બે ચોરોને તે બારી કુદાવી નાહાસ્તાં જોયા કે મેં આને (વાઉશરને બતાવી) ગોળી મારી અને તેના પેલા (ગીલબરટ તરફ આંગળી કરી) સાથીને પકડયો.

હવે બીચારા ગરીબ લુપીન પર વ્હેમ કોણ લઈ જાય? તેની લોહીએ ખરડાયલો હતો. તેણે તો પેલા નોકરના ખુનીઓને પકડયા હતા, અને તે બીચારાને તેથી કેટલું ખમવું પડયું હતું તેના પોલીસ વાળાઓ સાક્ષી હતા!

વળી ત્યાં ગડબડ અને શોરબકોર એટલો થઈ ગયો હતો કે લુપીને જે કાંઇ તે વડા કાન્સટેબલને કહ્યું તે ઉપર મુજાહેમત કરવાનો કે ઠંડાં મગજે વિચાર કરવાનો વખતજ કયાં હતો? એવી વખતે પોલીસની સાથે આસપાસનું લોકજ એટલા મોટા જથ્થામાં જમાવ થઇ જાય છે કે પુછો ના અને એ જથુન કામથી લોકોનાં મગજ ક્યાં ઠેકાણે હતાં? તેમાંનો મોટો ભાગ ખાલી એમ તેમ દોડતો હતો, જે મળે તેને તરેહવાર સવાલો પુછતો, તેઓને જે સવાલો પુછે તેના ભલતાજ જવાબો દેતો, એટલે લુપીને જે કાંઇ કહ્યું હોય તો તેની કસોટી કરવાનો કોઇને વખતજ કયાં હતો?

હવે ત્યારે પેલી ખાધ ખોરાકી ભરી રાખવાની ઓરડી આગળથી પેલા નોકર લીયોનું મડદું જ્યારે પોલીસને હાથ લાગ્યું ત્યારે તે વડા કાન્સતેબલને પોતાની ખરી જોખમદારીની શુધ્ધી આવી, અને તે ઘરમાંથી બધા એકેએકને કાઢવાના, અને આખાં ઘરને પોલીસનાં પાહારા હેઠળ મુકવાનાં તેણે ફરમાનો કઢયાં, અને જરાબી ઢીલ વગર તેણે હવે તપાસ શુરૂ કીધી.

વાઉશરેએ પોતાનું નામ આપ્યું, ગીલબર્ટે તે આપવાની નાજ પાડી; તેણે સાફ સાફ જવાબ દીધો કે તેને જે કાંઇ કહેવું હશે તે એક વકીલની હાજરીમાં કહેશે, પણ જ્યારે તેની ઉપર પેલા નોકરનું ખુન કરવાનો ચાર્જ મુકવામાં આવ્યો, ત્યારે તેણે તે કામ વાઉશરેએ કીધું હતું એમ ખુલ્લું કહ્યું અને વાઉશરેએ તે કામના ગુનાહગાર તરીકે ગીલબર્ટને બતાવી પોતે નામુકર ગયો; અને એમ તેઓએ તે ખુનનો વાંક એક બીજા પર ધોરવી પેલા વડા કોનસતેબલનું ધ્યાન પોતાની તરફ રોકી રાખ્યું, અને જ્યારે તે બાબેની સાબેતી મેળવવા તે વડો કોનસતેબલ લુપીનને પુછવા તેઓ આગળથી તેની શોધમાં ગયો, તો તેને માલમ પડયું કે તે ભલો ગ્રહસ્થ ત્યાં કેઠે હતો નહીં.

તે છતાં કોન્સતેબલને કશો વ્હેમ ગયો નહીં અને તેણે ધાર્યું કે તે અણી ગમ પેલી ગમ ફરતો હશે, અને તેથી એક પોલીસમેનને તેણે હુકમ કીધો કે—

"જા, પેલા ભલા ગ્રહસ્થ જ્યાં હોય ત્યાં જઇ તેવણુને કહે કે જરા મારી આગળ આવે."

પેલા ભલા ગ્રહસ્થને બધે જોયા પણ તેવણુનો પતોજ હોય ક્યાંથી?

કોઇયે તેવણુને તે બંગલીની સીડી પર શીગાર ફુંકતા જોયલા જણાવ્યા, તો વળી કોઇયે ખબર આપી કે તેવણુ ત્યાં એકઠા થયલા પોલીસવાલાઓને અને સોલજરોને બીડીઓ વ્હેંચી પેલાં સરોવર તરફ જતા દેખાયા હતા. પણ જતાં જતાં તેવણુ બીચારા કહી ગયા હતા કે કામ પડે તો તેવણુને બોલાવવા.

તેવણુને બોલાવ્યા, પણ ના તેવણુ તરફથી કશો જવાબ હતો કે ના તેવણુ પોતે હતા.

પણ તેટલાં તે પોલીસમેને દોડતા આવી ખબર આપી કે તે ગ્રહસ્થ તો એક બોટમાં હમણાંજ બેસી જોરથી હંકારી ગયા હતા.

પેલા કોનસતેબલ સાહેબે ગીલબર્ટ તરફ જોયું અને ઝટ તેવણુને વ્હેમ ગયો કે તેવણુને બનાવી કાઢવામાં આવ્યા હતા.

"એકદમ અટકાવો તેને!" તેવણે હુકમ બાહાર પાડ્યો "છોડો ગોળી તેની ઉપર! તેવણ આય બદમાશોના મળત્યા લાગેછ!"

એમ બોલતો તે બાહોશ પોલીસ અમલદાર પોતેબી બીજા બે પોલીસવાલાઓને લઇને બાહાર દોડી આવ્યો, જ્યારે તેના બીજા મદદનીશો પેલા બે બંદીવાનો સાથે રહ્યા.

કીનારે આવતાંજ તેણે પેલા ભલા ગૃહસ્થને સોએક વારને છેટે એક હોડીમાં હકરાઇ જતાં જોયો, જે ભલા ગૃહસ્થની તેઓપર નજર પડતાં તે પોતાની ટોપી ઉતારી તેઓને નમી નમીને સલામ કરવા લાગ્યો, કેવો નમાનો?

તેને એમ કરતો જોતાંજ એક પોલીસમેને પોતાની રીવોલ્વર તેની સામે ટાંકીને છોડી, જેનો આવાજ ચો તરફ બધેબધ ફેલાઇ રહયો, પણ પેલા

બીચારો ગૃહસ્થ પોતાની હોડીને હલેસાં મારતો કાંઇ ખુશ ગીત ગાતો સંભળાતો હતો.

હવે પેલી બીજી લાંગરીને પડેલી હોડી પર પેલા કાન્સટેબલની નજર પડી; તેણે સીસોટી ફોડી થોડાક સોલ્જરોને બોલાવ્યા જેઓને તે કીનારાની સંભાળ સોંપી તે પોતે પોતાના બે પોલીસવાલા સાથે પેલી હોડીને તેના કબજામાંથી છુટી કરી તેમાં બેસી પેલા નાહસ્તા ગૃહસ્થની પુઠે દોડયો.

તેઓને લુપીનની પુઠ પકડી રાખવામાં કાંઇ મુસ્કેલી ન નડી, કેમકે તે વખતે પ્રકાશતા ચાંદની તેજસ્વી રોશનીના પ્રતાપથી તે કાન્સટેબલ લુપીનની હીલચાલ બરાબર જોઇ શકતો હતો.

વળી તે કોન્સટેબલે પોતાના હરખ વચ્ચે જોયું કે જે હોડી તેને મળી હતી તે ઘણી હલકાં વજનની અને તેથી ઝડપી ચાલની હોવાને લીધે તે પેલા નાહાસ્તા બદમાશની આગળનો આગળ આવતો જતો હતો અને દશ મીનીટમાં તો તેઓ વચ્ચેનો અંતર માત્ર પચાસ વારનો રહયો!

"અરે વાતમાં કંઇજ દમ નથી. આપણે પેલા સોલજરોનેથી નકામી તજદી આપી. જરા મને તે ઉપર મારો એક વાર હાથ મુકવા દેવાને પછી તમે લોકો જોશો કે-પણ નહીં, પેલો લાગેછ પકડો!"

સૌથી હસવા સરખું તો એ હતું કે પેલો નાહાસનાર જાણે અત્યારથીજ નાઉમેદ થઇ ગયો હોય તેમ તેણે પોતાની હોડીની ઝડપ એટલી કમી કરી નાંખી હતી કે જરા વારમાં તેને પકડી પાડવાની પેલા કાનસટેબલને હવે ઉમેદ આવી.

અને તેથી પેલા પોલીસવાલાઓ હવે જોરથી હલેસાં મારવા લાગ્યા અને તે બોટ સડસડાટ એક તીરપીડો હોય તેમ પાણીમાં છુટી; એક બીજા સો કદમ ને પેલો હાથમાં આવ્યોજ સમજો.

"સબર!" કોનસટેબલે પેલા નાહસ્તા બદમાશ (હવે ગૃહસ્થ નહીં!) ને હુકમ કીધો; પણ પેલો સુદ્ધ તો ઉકરડુકર થઇને હોડીમાં બેસીજ રહ્યો હોય તેમ તેને જણાયો. તેનાં હલેસાંમાંથી કાંઇ જેવી જોઇયે તેવી ઝડપે હીલતાં'તાં નહીં, અને આ દમ સાહાસ વગરનો મામલો હવે કાંઇક ચોંકાવનારો થઇ પડયો.

કોન્સટેબલનાં તેથી લખ્યાં એમ હોવાયાં કે પોતે ધીમો પડી જઇ તેઓને તેની નજીક આવવા દઇ તેઓનું કાટલું કાઢવાનો રખે તેનો વિચાર હોય! બાકી જીવ લઇને નાહાસતો આદમી એવી બેદરકારી વાપરે તે વાત તેનાં બાહોશ મગજમાં ઉતરી નહીં.

"તાબે થા બદમાશ!" તેણે બુમ પાડી.

હવે એ વખતે ચંદ્રપર વાદળાંઓ ચઢી આવ્યાથી ત્યાં અંધારૂં થઇ રહ્યું હતું અને તેઓને તે બોટમાંથી કાંઇ એવું દેખાયું કે જાણે તેઓની તરફ પેલાએ લાંબો હાથ કીધો હોય એટલે તુરત પેલા ત્રણું બાહાદુરો તે બોટને તળીયે ઉંધા સુઇ ગયા!

હવે બેઉ બોટ ગોયા પોતાની મેળેજ તરતી ચાલી.

"આપણે શું તેનીથી ડરી જઇશું? છોડો બંદુક એની તરફ, ચાલો તૈયાર છેવો?" પછી પેલાને એક છેલ્લી ચેતવણી આપવાની મતલબથી તેણે બુમ પાડી.

"તાબે થા......નહીં તો......!"

કાંઇજ જવાબ નહીં.

પેલા નાહાસતા બદમાશનાં પેટમાંનું પાણી પી નહીં હીલતું હતું.

"તાબે થા! હાથ ઉંચા કર! નહીં! તું નહીં માનતો? ત્યારે તારી કમબખ્તી સમજ! જો હું પાંચ બોલું તેટલાં તાબે નહીં થયો તો તું વિંધાઇ જશે. એક.......બે!.....ત્રણ!......ચાર!......હજી નહીં? ત્યારે આવ પાંચાંચાંચ! ફાયર!"

તેઓએ પોતાની બંદુક છોડી અને તુરતજ તેઓએ હલેસાંને વળગી પડી બોટ એટલી જોરથી હંકારી કે જરા વારમાં પેલા બદમાશની હોડીની લગોલગ તેઓ આવી લાગ્યા.

પેલો કોન્સટેબલ જે હાથમાં રીવોલવર પકડીને તૈયાર ઉભો હતો તેણે હવે પોતાનો તે રીવોલવરવાળો હાથ ઉંચકયો અને બોલ્યો—

"જો જરાની હીલ્યોછ તો તારૂં મગજ ફોડી નાંખસ!"

પણ પેલો બદમાશ જરાબી હીસે કે ચું કે ચાં કરે? જરાબી નહીં.

હવે તેઓની બોટ પેલાની બોટને અડકી અને કાંઇ ઝપાઝપી થાય તો તે માટે પેલા બે પોલીસવાલાઓ તૈયાર થઇને ઉભા પણ પેલી બોટની આવી સુસ્ત હાલતનું ખરૂં કારણ કોન્સતેબલે તુરતજ શોધી કાઢયું. તે બોટમાં કોઇ હતુંજ નહીં!

પેલો દુશ્મન તે બોટમાંથી કુદી પડી તરતો છટકી ગયો હોવો જોઇયે એમ હવે તેણે માન્યું.

બોટમાં પેલી ચોરેલી જીણસોમનાં કેટલીક પડેલી હતી જે એવી રીતે ગોઠવી હતી કે તે ઢગની ઉપર એક જેકેટ ઓળવી તેની ઉપર ટોપી ગોઠવી મુકયાથી દુરથી તે આદમી હોય તેમ દેખાતું હતું.

હવે તેઓએ કાડી સળગાવીને બોટમાં બધે તપાસ કરવા માંડી. તેઓએ કપડાંપર કે ટોપીપર કાંઇ નામ હોય કરીને બધું બારીકીથી જોયું. તે જેકેટનાં ખીસા તપાસ્યાં તો તેમાં કાંઇજ ન હતું, પણ તે છતાં તેઓને એવી એક ચીજ મળી કે જેણે પાછળથી ગીલબર્ટ અને વાઉશરેની તપાસને ઘણું ભયંકાર રૂપ આપ્યું. જેકેટના એક નાનાં ગજવામાંથી તેઓને એક વીઝીટીંગ કાર્ડ મળ્યો જેની ઉપર

"આરસેન લુપીન"

કરીને છાપેલું હતું.

* * * *

ત્યારે જે વખતે તે કોન્સટેબલ અને તેની સાથવાલાઓ પેલી ખાલી હોડીને ઘસડી લઇ જતા હતા અને પેલા સીપાહો કીનારે પાહેરો ભરતા હતા તે વખતે આપણો આરસેનલુપીન શું કરતો હતો? તે જે કીનારો તેણે બે કલાકની વાત ઉપર છોડીયો હતો ત્યાં મજેહથી આરામ લેતો હતો!

ત્યાં તેને તેના પેલા બે મદદનીશો ગ્રાઉલર અને લેશર મળ્યા, જેઓને ટુંકમાં જેટલું કહેવાયું તેટલું તેણે કહ્યું અને તુરતજ પેલી મોટરકાર જેમાં ગ્રોગ્નેક સાહેબનો સામાન ગોઠવેલો હતો તેમાંની એક બગ્ગીએરમાં તે પોતે ગોઠવાઇને બેઠો અને એકાંત રસ્તેથી મોટર હંકારી જઇ તે નીયુલી પ્હોંચ્યો જ્યાં મોટરને છોડી દઇ તેણે એક તેકસી લીધી જેણે તેને સેન્ટ-ફ્રીલીપના દેવળ આગળ ઉતાર્યો, જ્યાંથી તે મેટ્રીગનોન નામના મોહોલાંમાંનાં એક મકાનમાં પેઠો જેનો એક માળ તેણે ભાડે રાખ્યો હતો જે માળ વિશેની ખબર ફકત ગીલબર્ટ સિવાય તેના બીજા કોઇબી ગોઠયાને ન હતી.

જેવો તે પોતાના માળપર પ્હોંચ્યો કે તેણે કપડાં કાઢી પોતાનું આંગ લુછી નાંખ્યું, કેમકે તે તદ્દન તરબોર થઇ ગયો હતો અને તેના ગમે તેવા રાક્ષસી બાંધા છતાં રખે તેને સરદી થાય એમ તે બીધો હતો.

બીછાણે જતાં હંમેશ માફક પોતાનાં ગજવાં તેણે ખાલી કીધાં અને બધું તેબલપર મુકયું, અને ત્યારેજ તેની પોકેટ બુક એને ચાવીઓની વચ્ચે છેક છેલ્લી ઘડીએ ગીલબર્ટે તેને આપેલી પેલી ચીજ ઉપર તેની નજર પડી.

અને તે જોઇને અજબ થયો કે તે એક ડીકેન્ટરનો બિલોરનો બુચ હતો! અને તે બુચમાં કાંઇ અસાધારણબી નહીં હતું. જે માત્ર તેમાં ધ્યાન ખેંચવા જોગ હતું તે એટલુંજ કે તેના ઉપલા કોતરકામવાલા ભાગપર સોનેરી ગીલીટ હતી, પણ, તેથી તેને એટલી બધી અગત્યતા તેના ગોઠયાઓએ કાંય લાગુ પાડી તેની તેને સમજ પડી નહીં.

"હત તમારૂં ભલું થાય! એટલાને ખાતર ગીલબર્ટ અને વાઉશરે જીવ ઉપર આવીને લડયા!" તે મનસે બડબડયો "તેનેજ ખાતર તેઓએ પેલા નોકર લીયોનો જીવ લીધો! એટલાનેજ ખાતર તેઓએ આટલો કીમતી વખત ખોયો! અને એટલાનેજ ખાતર કેદખાનાનો તેમની તપાસનો અને આખરે ફાંસીને માંચડે ચઢવાનો તેઓએ જોખમ ખેડયો! એ શું બાબદ હોસે તેની મને સમજ પડતી નથી."

હવે એટલી નજીવી બાબદપર તે પોતાનું ભેજું પોસું કરવાને લલચાયો નહીં. તેમ કરવાનું તેને મનબી કદાચ થતે તો તેમ કરવા જેટલી હાલ શકિત તેનામાં હતીજ નહીં, કેમકે, તે થાકીબી ઘણો ગયો હતો અને તેને ઉંઘ આવતી હતી એટલે તે બુચ પાછો જગાને

ત્યાં મુક્ી દઇ તે બીછાણે પડ્યો અને તુરત ઉંઘાઇ ગયો.

તેની ઉંઘ નીરાંત જીવની હતી નહીં. તેને સ્વપ્નો આવ્યો કે જાણે ગીલબર્ટ અને વાડેશરે પોતાનાં બંદીખાનાના ઓરડામાં ફસડાઇ પડી તેની તરફ હાથ લાંબા કરી બુમો પાડતા હતા કે,

"ઓ! બચાવો! બચાવો"

અને તેઓને મદદ કરવાની તેની ગમે તેટલી કાલજી અને ઉલટ છતાં તેઓનાં સંબંધમાં કાંઇભી કરવાને તે અશક્ત હતો! જાણે તેને કોઇ અણદીઠ શક્તિએ તેની જગ્યે બાંધી રાખ્યો હોય તેવી તેની હાલત હતી!

એમ બીજા તરેહવાર ભયાનક સ્વપ્નાઓ જોઇ તે આખરે ઉઠ્યો.

"ઓ ખુદા! સગન કાંઇ સારા જણાતા નથી. એટલું ઠીક છે કે વ્હેમને હું માનતો નથી. નહીં તો...પણ પેલા ભુચમાં તેઓને છોડવવાનું કાંઇ તલેસમ તો ન હોય? જોઉં તેને પાછો તપાસું તો ખરો"

એમ બોલી તે છલાંગ મારી બીછાણાં પરથી કુદીને બાહાર આવ્યો અને પેલો ભુચ બારીકીથી પાછો તપાસવાને માટે તે લેવા ગયો તો અજાયબી પર અજાયબી! તેનેથીબી અચરતની એક ચીસ પડાઇ ગઇ, કેમકે તે ભુચ ત્યાં હતોજ નહીં!

## પ્રકરણ ૩ જું.

લુપીન અને મારા વચ્ચે દોસ્તીનો ઘણો થાડો સંબંધ હતો (અને તેમ ન હોય તો તેનું આ પરાક્રમ મારીથી તમારા લાભ અર્થે જાહેરમાં મેળાવજ કેમ?) તે છતાં, અને મારી ઉપરના તેના વિશ્વાસની મને મળેલી અનેક સાબેતીઓ છતાં જે એક બાબદ આજ સુધી હું સમજી શક્યો નથી તે તેની ટોળીની વ્યવસ્થાને લગતી છે.

તેની એક પોતાની ટોળકી હસ્તી ભોગવે છે, અને તે એક પક્કાં રાજ બંધારણનાં નીયમ ઉપર કામ કરે છે એ વિશે કશોજ શક નથી, કેમકે તેણે બજાવેલાં કેટલાંક કામોમાં તેની પોતાની ઉપરની જાંની સાર ખીદાગીરીના, કોઇ અણદીઠ શક્તિ તરફથી થતી જીવતોડ જેહેમતના અને એક સંપી સામેલ્યતની જોરાવર રજુ થતી લાગણીના દાખલાઓ મળી આવે છે; અને તે જે કરી શકે છે તે બધું જાણે એક અતિ જોરાવર મરજીને આધિન રહી થતું હોય, તેમ છે, પણ, તે મરજી કયી, તે કોણની, અને તે ક્યાંથી અને કોણની મારફતે બાહાર પડેછે તેની કોઇને કશી ખબર નથી અને તે હું પોતેબી જાણતો નથી. લુપીને તે બાબદ ભરમમાંજ રાખી છે અને લુપીન જ્યારે પોતે કાંઇ ભેદમાં રાખવા ચાહે તો તે ગમે તેનીબી કોઇની માથાંફોડ કોશેશથીબી બાહાર આવી શકે નહીં.

ત્યારે, હું જે માત્ર અટકળ કરી શકું તે એટલીજ કે તે ટોળીમાં મારા વિચાર પ્રમાણે ઘણાંજ થોડાં માણસો હોવાં જોઇયે અને તેથીજ તે ચો તરફ દહેશત ફેલાવી રહી છે, વળી, તે ટોળકીના ચો તરફ દેશેદેશ અને શહેરે શહેરમાં ફણગા ફુટેલા હોવા જોઇયે કે જેઓ એક મુખ્ય સત્તાને તાબે રહી લુપીનના સીના નોકરો મુજબ જુદાં જુદાં કામો કરતા રહેતા હશે.

અને તેથીજ જ્યારે ગીલબર્ટ અને વાડેશરે કાયદાની ચુંગાળમાં આવ્યા એટલે કાયદો તેઓ તરફ એટલો તો સખ્તાઇથી વરતયો કે લોક ત્રાહે ત્રાહે કરવા પડયું. લુપીનના સાથીઓ કાયદાની ચુંગાલમાં આવે એ કાંઇ જેવી તેવી વાત હતી? અને તેઓનો ગુનાહ શો? ખુનનો! અને તે જો બરાબર શાહેદીઓથી પુરવાર થયો તો તેઓની સજા શું? મોતની!

ત્યારે વાંચનાર પુછશે કે ભલો આદમી લુપીન પેલી હોડીમાંથી પાણીમાં કુદી પડી નાઠો ત્યારે વળી તેણે તેની પુઠે પડનારાઓનાં મોંહમાં પોતાના કાંડાનું ઘોડું શામાટે આપ્યું હશે? એમને એમજ જો તે છટકી ગયો હતે તો પોતેબી બચતે ને તેના સાથીઓબી લુપીનનાં નામની બદનામીમાંથી છટકતે કેની?

નહીં, લુપીનનું મેં આગળ તમને કહ્યું તેમ એ કામજ હતું, તેમાંજ એને મજાહ લાગતી હતી.

ગીલબર્ટ અને વોશરને 'લીયોનાં ખુનના ગુનાહ-ગાર ઠેરવવા માટે જોઇતી સાક્ષીઓમાં એક શાક્ષી તો તે નોકરે ફાંધેલા ટેલીફોનની હતી, જે ટેલીફોનમાં તેણે કીધેલા "મદદ?......ખુન!......મને મારી નાંખશે!" એ પુકારો તદન અર્થ સૂચક હતા અને એ પુકારો ટેલીફોનના ઓપરેટર અને તેની સાથના બીજા એક કલાર્કે પ્રગટ સાંભળ્યા હતા, એમ તેઓએ કસમપર કહ્યું હતું. તેઓએ તે પછી તે ખબર પોલીસના કોન્સટેબલને પુગાડી હતી, જેણે પોતાની સાથે સીપાહીઓ અને સોલજરોને લઇ તે વીલા મરાયામાં આવી પુગતાં કશી વાર લગાડી ન હતી.

શુરૂઆતથીજ આ કામનાં જોખમનો લુપીનને બરાબર ખ્યાલ આવી ગયો હતો. તેણે ઝટ જોઇ લીધું કે આજ સુધીની જુદાં જુદાં મંડળો સાથની તેની લડતે હવે આજે જુદુંજ રૂપ લીધું હતું. નસીબે આ વખતે ઉલટોજ ચકરાવો ખાધેલો તેને લાગ્યો. આ વેળા તેના ઉધત સાથીઓએ ખુનમાં પોતાના હાથ બોળ્યા હતા, જેમ કરીને તેઓએ તેના પોતાના ચાલતા આવેલા કાયદાનું મોટું ઉલંઘન કીધું હતું. આટલે સુધી તેણે જે પરાક્રમો બજાવ્યાં હતાં તેમાં તેણે કરોડપતીઓની દોલતો લુટી હતી, લુચ્ચા અટોંજ્યાઓને તેણે વેતરી નાંખ્યા હતા, એટલે લોકો તેની ઉપર ઝનુની બનવાને બદલે તેનાં આ કામથી ખુશ થઇ પેટ પકડીને હસતાં હતાં. આ વેળા તેણે જોયું કે તેમ ન હતું. તેના તે સાથીઓની મુરખાઇથી તે પોતે પોતાનો બચાવ કરવાના અને તે બેઉની ગરદન જતી બચાવવાના મોટા જોખમમાં ઉતરી પડ્યો હતો.

તેનું મગજ કેવી ચાલાકીથી ચાલતું હતું તે બતાવવા તેની પોતાની નોટ બુકોમાંની એક કે જેમાં તે તેને ગુંચવનારી બાબદો ટપકાવી લેતો હતો તેમાંથી નીચલો એક ઉતારો તમારી સનમુખ રજુ કરૂંછું:-

"પ્હેલે તો મારે નોંધવું જોઇયે કે ગીલબર્ટ અને વાઉશરેએ મને દંબગ કીધો હતો. વિલા મરાયામાં ધાડ પાડવાનો દેખીતો સબબ તેમાંનું કીમતી ફરનીચર ઉંચકી જવાનો હતો, પણ તે માથે લઇ હાર પાડવાની મતલબ એ બેની તદન જુદીજ હોવી જોઇયે, અને તેજ મતલબમાં સારો વખત બેઉનું ધ્યાન લાગી રહ્યું હતું, અને તેઓ ફરનીચરની નીચે અને કબાટોમાં ફકત એકજ ચીજ સોધવાના ફાંફાં મારતા હતા અને તે ચીજ તે પેલો **બીલોરનો** બુચ, અને તેથી મારે હવે શું ઇલાજ લેવા તેની સાફ સમજણ લેવી હોય તો તેમની એ મતલબનો ભેદ મારે પ્હેલે વાંચવો જોઇયે. "એટલું તો ચોકકસ છે કે કાંઇ ખાનગી કારણસર બીલોરનો તે ભેદી કકડો તેઓની નજરમાં ઘણી મોટી અગત્ય ધરાવતો હોય તેમ લાગે છે, અને તેમાં તે બંન્ને એકલાઓનોજ નહીં, પણ કોઇ બીજાનો પણ લાભ સમાયલો હોવો જોઇયે, કેમકે, તે બીજાએ તેથીજ મારી પાસેથી ચોરી લઇ જવાની અજબ હીંમત બતાવી છે."

અને આ ચોરીએ લુપીનનું ભેજું ખરેખરૂં પોચું કીધું.

બે સવાલો હવે મુખ્ય તેનાં મગજમાં રમવા લાગ્યા: એકતો એ કે રાતે તેના ઓરડાનાં આવેલો ભેદી પરોણો કોણ હતો? બીજો એ કે ગીલબર્ટનેજ તેણે પોતાનો સંપૂર્ણ વિશ્વાસ સપુરદ કીધો હતો, તેજ તેના પ્રાઇવેટ સેક્રેટરી જેવો હતો અને મેટીગનોન મોહોલ્લાનાં તેનાં આ ખાનગી મકાનનીમી ખબર તેને એકલાનેજ હતી. હવે ગીલબર્ટતો બંદીખાને હતો, ત્યારે શું તેણે—એટલે લુપીને એમ ધાર્યું કે ગીલબર્ટે વિશ્વાસનો ભંગ કરી પોલીસવાળાઓને તેની પુઠે લગાડ્યા હશે? તેમ જો હોય તો તેઓ માત્ર તે બુચ ઉઠાવીનેજ કાંય ચાલ્યા ગયા? તેઓએ તેને પકડ્યો કેમ નહીં?

એક ત્રીજી બાબદ વધુ અચંબો પમાડનારી તેને લાગી. એમ કબુલ કર્યું કે જેઓ તેના ઓરડામાં આવ્યા હતા તેઓને તેમ કરવા માટે તેના માળનું આગળું બારણું ભાંજવું પડયું હોવું જોઇયે તો જો કે તેની જબર દસતીની નીશાણી તે બારણાંપર કશીજ ન હતી તો તે પછી તેઓ તેના સુવાના ઓરડામાં

દાખલજ કેમ થવા પામ્યા હશે? તેને બરાબર યાદ હતી કે સુતી વખત તેણે પોતાની હંમેશની રીત મુજબ અને તેમાં તે કોઇ દાહાડેથી પછાત પડયો ન હતો તેણે બારણાંને અંદરથી ઇસ્તાપરીઓ લગાડી કળ દીધી હતી!

અને એ બધું છતાં એ વાત મોજુદ હતી કે તે બીલોરનો બુચ ગુમ થયો હતો અને બારણું જેમનું તેમ મજબુત બંધ હતું! અને જો કે લુપીનની ઉંઘ એટલી સબાગર હતી કે ગમે તેવી ભર ઉંઘમાંથી તે જરા સરખો અવાજ થવાથી જાગી ઉઠવાની વકાઇ લેતો હતો તે છતાં તેઓ તે ઓરડામાં આવ્યાથી તે જાગી ઉઠયો નહીં!

તેણે એ ભેદને પુગી વળવાને કાંઇ ઝાઝાં ફાંફાં માર્યાં નહીં, કેમકે તેની ખાતરી હતી કે વખત જતે તે પોતાની મેળે ખુલો થશેજ. પણ, તે આ બનાવથી એટલો તો નીરાશ થઇ ગયો હતો કે તેજ વખતે બધું બંધબેસ્ત કરી તે મકાનમાં પાછાં પગ નહીં મુકવાના કસમ લઇ તે બાહાર પડયો.

હવે ગીલબર્ટ અને વાઉશરે સાથે પત્રવ્યવહાર કરવા પાછળ તે મંડયો.

ત્યાં તેને વળી નવીજ નીરાશી મળી. સત્તાવાળાઓ જો કે તે ગુનાહમાં લુપીનને સંદોવવામાં તે માટે જોઇતા ધરખમ સાક્ષીની ગેરહાજરીમાં ફતેહ ન પામ્યા હતા તે છતાં તેઓએ એવું ઠેરાવ્યું કે ડેબ્રેકના નોકર લીયોનાં ખુનની તપાસ તે ગામડાંના મેજીસ્ટ્રેટની કોર્ટમાં નહીં, પણ પેરીસમાં ચલાવવી અને તે તપાસને લુપીનના આગલા ગુનાહોની જે તપાસ હજી એમની એમ ઉભીજ રાખવામાં આવી હતી તેના એક ભાગ તરીકેજ ગણવી, અને તેથી ગીલબર્ટ અને વાઉશરેને પેરીસની મોટી જેલમાં રાખવામાં આવ્યા હતા. હવે એવા હુકમો બધી કોરટોમાં અને તે જેલમાં નીકળી ચુકયા હતા કે લુપીન અને તેના બે ગોઠયા બંદીવાનો વચ્ચેનો સઘળો પત્ર વ્યવહાર અટકાવવો, એટલુંજ નહીં, પણ તેમ કરવા લાગતા વળગતાઓએ દરેક ઉપાયો લીધા હતા.

વિશ્વાસુ પોલીસમેનો તે બે બંદીવાનો ઉપર રાતને દહાડો પાહરો ભરતા હતા જેઓ પોતાની નજરથી જરા દુર કેદે તેઓને જવા દેતા નહીં.

પોતાના ગોઠયાઓ સાથે પત્ર વ્યવહાર ચલાવવામાં ત્યારે લુપીનને લગભગ પંદર દહાડા સુધી ફાંફાં માર્યાં અને આખરે તેને તે કોશેશ મુકી દેવી પડી, એટલે હવે તેની ચીંતાની ટેમ્પરેચર એકદમ વધી ગઇ હતી એમ તમારે ખાતરી રાખવી.

"એક કામનો સૌથી મુશ્કેલ ભાગ તેની આખેરી નહીં, પણ, શુરૂઆત સમજવી." તે ઘડી ઘડી કહેતો જણાતો હતો.

પણ ત્યારે આ સંજોગો વચ્ચે તેણે તે શુરૂઆત કયાંથી કરવી? કયો રસ્તો તેણે હાથ ધરવો?

હવે તેનું ધ્યાન તે બિલોરના બુચના અસલ માલીક ડૉબ્રેક તરફ ખેંચાયું; તેણે જોયું કે તેના ભરમથી તે વાકેફ હોવો જોઇયે પણ ત્યારે ડૉબ્રેકની રેહેણી કહેણીથી ગીલબર્ટ કવી રીતે વાકેફ થયો હોવો જોઇયે? કવી રીતે તેણે તે ડેપ્યુટી ઉપર નજર રાખેલી હોવી જોઇયે? હવે તેને એ સવાલોનો ત્યારે ફડચો કરવાનો હતો.

તેના વિલા મરાયામાં થયલી ચોરી પછી તે ડૉબ્રેક પેરીસમાં શીયાળામાં જઇ રહેવા માટે ખાસ રાખેલાં મકાનમાં જઇ રહયો હતો. તે તેનું પોતાનું મકાન હતું, જે લા મારટીન સ્કવેરની ડાબી બાજુએ અને વિકટર હ્યુગો એવીન્યુની સામે આવેલું હતું.

પ્હેલે તો લુપીન પોતાની સકમેથી એકઠી કરેલી દોલત ઉપર જીવનારા એક જઇફ જરદાર તરીકેનો વેષ લઇ, હાથમાં લાકડી રાખી તે તરફ ફર્યા કીધો, અને પોતાનો ઘણોખરો વખત ત્યાં રસ્તે અને મેલા એવીન્યુમાં ગોઠવી મુકેલા બાંકો ઉપર અવારનવાર બેસીને તે પસાર કરતો હતો.

પ્હેલે દાહાડે ત્યાં તેણે જે શોધ કીધી તે એ હતી કે મજુરનો વેશ પહેરેલા બે શખ્સો જાણે કશામાં હોય

નહીં તેમ ડેપ્યુટી ડૉબ્રેકનાં તે ઘર ઉપર દેખરેખ રાખતા હતા. જ્યારે ડૉબ્રેક બાહાર જતો ત્યારે તેઓ પણ તેની પુઠે જતા, અને જેવો તે ઘરે પાછો ફરતો કે તેઓ તેની પુઠે દેખાતા હતા.

હવે લુપીને તેઓની પુઠ પકડી તો તેને માલમ પડ્યું કે તેઓ ડીટેકટીવો હતા.

"હત તેરીકી!" એમ માલમ પડતાંજ તે મનસે બડબડયો "એવી કોણે આશા રાખી હતી કે ડૉબ્રેક પંખેરૂભી ચોકસ પાહારા હેઠળ હોય?"

ચોથે દીને છેક રાત્રે ડૉબ્રેક ઉપર દેખરેખ રાખનારા પેલા બેમાં બીજા ૭ નો વધારો થયો. જેઓ સામટા લા મારટીન સ્કવેરના સૌથી અંધારા ભાગમાં વાતે ઉભા અને એ નવા આવનારાઓમાં લુપીને એક એવાને જોયો કે જેને તેમાં સામેલ થયલો જોઇ તે ઘણોજ અજબ થયો, કેમકે તે કોઇજ નહીં પણ જાણીતો પ્રેસવીલ હતો. એકવાર તે બારીસ્ટર હતો; તેને રમત ગમતનો ઘણો શોખ હતો, અને તે કોણ જાણે શા સબબથી ફ્રાંન્સની રાજ્ય સભાનો માનીતો હતો એટલે હાલ તે પોલીસના સેક્રેટરી જેનેરલનો ઘણો મોટો અને માન ભરેલો ઓધો ભોગવતો હતો.

અને તેને જોતાંજ લુપીનને યાદ આવી કે આજથી ઉપર જનુનો ઉપર પ્રેસવીલને ડૉબ્રેક સાથે પેલેસ બુશ થઇ પેટ પકડીને હસ્તોજાતોછ થઇ હતી જેનો જોયું કે તેમ ન હતું. તેના દુશ્મનોથીઓની ફુર ખાધથી તે પોતે પોતાનો બચાવ કરવાના અને તે બેઉની ગરદન જતી બચાવવાના મોટા જોખમમાં ઉતરી પડયો હતો.

તેનું મગજ કેવી ચાલાકીથી ચાલતું હતું તે બતાવવા તેની પોતાની નોટ બુકોમાંની એક કે જેમાં તે તેને ગુંચવાવનારી બાબદો ટપકાવી લેતો હતો તેમાંથી નીચલો એક ઉતારો તમારી સન્મુખ રજુ કરૂં છું:—

"પ્હેલે તો મારે નોંધવું જોઇયે કે ગીલબર્ટ અને વાઉશરેએ મને દંભગ કીધો હતો. વિલા મરાયામાં ધાડ પાડવાનો દેખીતો સબબ

ગઇ કે ડૉબ્રેકનાં ઘરની જમણી બાજુના નાના બાગનો દરવાજો ઉઘડયો અને ડૉબ્રેક બાહાર આવ્યો. પેલા બે ડીટેકટીવો તેની પાછળ લાગ્યા અને તેણે જ્યારે એક ટ્રામ લીધી કે તેઓએ તેમાં ચઢી બેઠા.

પ્રેસવીલ હવે તે સ્કવેરની બાજુએથી તે મકાન આગળ આવી પ્હોંચ્યો અને બાહારનો ઘંટ તેણે વગાડયો. એક બૈરી જે પોરટરનું કામ ત્યાં કરતી હતી તેણીએ તે બંધ બારણું ઉઘાડયું, તે બેઉએ કાંઇ વાત કીધી અને પછી પ્રેસવીલ અને તેની ટોળીને તેણીએ અંદર લીધી.

"ઘર પ્રવેશ!" લુપીન બડબડયો "ચોરી છુપીથી તેથી ગેર કાયદેની મુલાકાત. ભલાં માણસ, સભ્યતાને ખાતર મને તો જરા ખબર કરતે! વારૂં ચાલો તે છતાં તમારી સાથે આવવાની વગર બોલાવવે એ મદની કરૂંછ તે માટે સેવકને દર ગુજર કરજો."

પેલાઓ અંદર ઘુસ્યા પછી બાહારનું બારણું તેઓએ બંધ કરવાની દરકાર કરી ન હતી, એટલે કશીબી આંચકી વગર આપણો લુપીન સડસડાટ તેઓની પુઠે ચાલ્યો, પણ તેટલા પેલી પોરટ્રેસ તેને બાહાર ચાલમાંજ ઉભેલી દેખાઇ, જેને મોંઢ ઢાંકું રાખી જાણે તેને પેલાઓની સાથે આવનાં અસુર થયું હોય તેમ પુછ્યું—

"પેલા સાહેબો અંદર ગયા?"

"હાજી તેઓ ઓરીક્રવાલા ઓરડામાં છે." તેણીએ જવાબ દીધો.

લુ તે બેધડક આગળ વધ્યો. તેણે ધારી મુકયું હતું પોતે કોઇ તેને હવે મળશે તો તે જાણે કોઇ દુકાન હાય ખિક સાહેબને મળવા આવ્યો હોય તેમ ઢોંગ કરીશ; ગયા તેના હીલા બાહાણાંની કશી જરૂર પડી નહીં.

ઓળંગી તે ડાઇનીંગ રૂમમાં આવ્યો, જ્યાં પણ લાગ્યું માફક કોઇ હતું નહીં. તેણે એ ડાઇનીંગ રૂમ આવ્યાં કામને બરાબર લાયકનો જોખમ લીધો, કેમકે આ ડાઇનીંગ રૂમ જે એક મોટો અખંડ ઓરડો હતો તેના તેન છેડાના બે ભાગ પારદીશની કરવામાં આવ્યા ન અને તે બે ભાગમાંના એક ભાગ ઓરીક

તરીકે અને બીજો ભાગ ડાઇનીંગ રૂમ તરીકે વપરાતો હતો, એટલે લુપીનને તે રૂમમાં ઉભા રહી પેલાં પારટીશનમાં જડેલા કાચો મારફતે ઓરીસમાં પેલાઓ શું કરતા હતા તે જોવાનું ઠીક ફાવશે એમ લાગ્યું.

તે ત્યારે જોઇ શક્યો કે પ્રેસવીલે ખોટી ચાવીઓના એક ઝુમખાની મદદથી તેબલનાં બધાં ખાનાંઓ ઉઘાડી જોયાં. બાદ તેણે બધાં કાગળીયાંઓ તપાસ્યાં, જ્યારે તેનાં સાથીઓ ત્યાં ગોઠવી મુકેલી અભરાઇયો પરથી ચોપડીઓ પાડવામાં ગુંટાયા, અને જે ચોપડીઓ તેઓ કાઢતા તેનાં દરેક દરેક પાનું જોઈ તેમને નીચે નાંખતા.

"તેઓ કોઇ કાગળની શોધમાં હોય તેમ લાગેછ." લુપીને વમાસ્યું "કદાચ નોટોની શોધમાં તેઓ હશે"

"શું જુલમ છે?" પ્રેસવીલ બોલી ઉઠયો એક ચીજને વારતે—"

અને તે છતાં તેણે પોતાની શોધ ચાલુજ રાખી અને તેને જાણે એકાએક કાંઇ યાદ આવી ગઇ હોય તેમ જુની ઢબનાં એક લીકર સ્ટેન્ડમાંથી તેણે ચાર ડીકેન્ટરો લીધી અને તેમના બીલોરના બુચો તેણે એક પછી એક ધ્યાનથી તપાસ્યા.

"લેવો, હવે એબી ડીકેન્ટરોના બુચ સાથેજ ફાંફાં મારેછ!" લુપીન તેને તેમ કરતો જોઇ બડબડયો "ત્યારે તેઓ કાંઇ કાગળ કે દસ્તાવેજની શોધમાં નથી આવ્યા? ચાલો ત્યારે હું હાર્યો."

પ્રેસવીલે હવે બીજી જુદી જુદી ચીજો લઇને તે તપાસી અને પછી તેણે પોતામાંના એક જણને પુછયું—

"તું આં કેટલી વખત આવ્યો હતો?"

"છેલી સ્યાળાની મોસમમાં છ વખત સાહેબ."

"ને તેં આય મેકાન બરાબર તપાસ્યું'તું?"

"એકી વખતે કેટલા દહાડાઓ સુધી એકેએક ઓરડો મેં તપાસ્યો હતો."

"તે વખતે ડોબ્રેક કયાં હતો?"

"પોતાને ચુંટી કાઢનારા પ્રતીનીધીઓની તે મુલાકાતે ગયેલો હતો."

"ને-ને-તે છ... કોઇ નોકર નથી કે?"

"નહીં, તેને તેવા એકની જરૂર... તેથી... તે તુરત તો તે બાહારજ જમે છે અને આય પોરત્ર- (અબલા પોરટર) બીચારી પોતાની શક્તિ મુજબ ઘર સંભાળેછ. એ અબલા આપણાં કામમાં સામેલ છે અને..."

એમને એમ દોઢ કલાક સુધી પ્રેસવીલે શોધ ચલાવીને તેટલા અરસામાં કાંઇ સેંકડો ચીજો તેણે ઉંચકી જોઇ અને તેમને પોતપોતાની અસલ જગ્યે પાછી મુકી.

નવ વાગતાનો અમલ થતાંજ પેલા બે ડીટેક્ટીવો તે ઓરડામાં ધસી આવ્યા.

"પેલો પાછો આવેછ!"

"ચાલતોજ?"

"હા સાહેબ."

"નાહાસવાનો વખત છે કેની?"

"હારે સાહેબ!"

ધીરે રહીને પ્રેસવીલ અને તેની સાથના પોલીસવાલાઓએ તે રૂમ પર એક નજર નાંખી કે રખે કાંઇ જેમ તેમ પડયું હોય કે રખે કાંઇ તેની પોતાની અસલ જગ્યે મુકવાનું રહી ગયું હોય અને તે વિશે પોતાની ખાતરી કરી, સંતોષ પામીને તેઓ હવે બાહાર ચાલ્યા,

ત્યારે હવે લુપીનનું કેમ?

પેલાઓ ગયા પછી લુપીનથી નીકળાને, પણ તેમ કરતાં ડોબ્રેકની તે સામ સામો થઇ ગયો તો? જો તે થોભે અને પછી બાહાર નહીં નીકળાય તો?

તેનાં મગજે તુરત કામ શરૂ કીધું અને આસપાસ નજર કરતાં તેણે જોયું કે તે ડાઇનીંગ રૂમમાં જે બારીઓ હતી તે વાટે જો કામ પડયું તો સ્હેલાઇથી રસ્તાપર નીકળી જવાય તેમ હતું અને તે વિશેની ખાતરી થતાંજ તેણે ત્યાં થોભવાનો વિચાર કીધો. તે ઉપરાંત ડોબ્રેકને આટલા નજીકથી બારીકીથી

# લગનની મોતેબરી.



લખનાર:—મી. મીનોચેહર માણેકજી માદન.

( પાને ૪૧૧ થી ચાલુ. )

૧૧ વરસ વેર ઇંગલાન્ડની રાજ્ય ગાદીપર આઇતાં પર કોઇતું મારતા ક્રોમવેલના જન્મવૃતાંત લખનારાઓ તેના બાપ માટે નહીં પણ માતા માટે ઘણું લખી જાય છે. તેણી એક નમુનેદાર અને દ્રઢ મનની ઓરત હતી-તેણી પોતાનાજ પગો ઉપર ઉભી રહેનાર ચીવટ મનની ઓરત હતી; ગમે તેવી મુશકેલીમાં મજબુતાઇથી વળગી રહેતી; તેણી જેટલી નરમ અને સબુરી ધરાવતી હતી તેટલી તેણી ઉત્સાહ ભરી અને ચંચળ હતી; તેણી પોતાનીજ મેહનતથી પોતાના પાંચ પાંચ [illegible]ઓને લાયક કેળવણી આપી તવંગર કુટુંબોમાં [illegible]ડવા રીત પણ ભેગી કરી શકી, તેણીની મગ[illegible]પ્રમાણિકપણું હતું અને તેણીની મોહબત તેણીનો [illegible]સો હતો; અને ગમે તેવી મોટાઇ છતાં તેણીની [illegible]ફકી કાળજી પોતાના દિકરાને તેના જોખમભર્યાં ઓધ્ધા ઉપર સલ્લાહ આપવાની હતી.

આપણે મહાન ધજા ફરકાવનાર નેપોલ્યનની માતા માટે બોલી ચુકયા છિયે કે જેને હરાવી શીકસ્ત આપનાર વેલીંગતન માટે બોલીશું. તે ઇંચે ઇંચ પોતાની માતા જેવો ઉઘરયો હતો અને ચેહરો તો રહયો પણ તેણીનીજ ચાલચલણ ધરાવતો હતો.

જનરલ નેપ્યર પણ એક નમુનેદાર માતા ધરાવા માટે મગરૂર થયો છે. તેણીએજ તેના કુમળાં ભેજામાં બુલંદી અને ફરજનો ફણગો નાખ્યો હતો અને પોતાની જીંદગીમાં ભલા થવા ઉપરાંત ફરજ બજાવવી એ ઉમદા શીક્ષણ તે તેણીથીજ શીખ્યો હતો.

કેનીંગ જેવો ચુનંદો રાજ્યદવારી પોતાની માતા માટે અતી ઘણા માન-મોહબતથી લખી જાય છે. તેનું વરતાંત લખનાર કહે છે કે "બેશક તેની સઘળી મોટાઇ તેની માતાના જ્ઞાન અને મહોબતમાં સમાઇ છે. તેણી પોતાના મિત્ર-મંડળમાં ડાહી કહેવાતી હતી અને તેણીની નજીવી વાતોમાં પણ ડહાપણ, સાલેસાઇ, નરમી અને નેકી પમરતી હતી."

કર્યુચી પણ પોતાની મોટાઇનાં સબબ માટે પોતાની માતાનેજ આભારી લેખે છે; તે કહે છે, "મારા બાપ તરફનો કોઇ પણ વારસો હોય તો તે બદસુરત ચેહરો છે; પણ જો દુન્યાએ મારા બદસુરત ચેહરા તરફ નજર ન કરતાં મને કાંઇ વધુ માની લીધો હોય તો તે મારી માતાની બરકતથી છે." અમેરિકાના પ્રેસીડન્ત એડમ્સે બોસ્તન ખાતેની છોકરીઓની નિશાળના મેળાવડા વખતે પ્રમુખપદ લીધું હતું અને પોતાને અપાયલાં માનપત્રના જવાબમાં પોતાનાં જાતિ દાખલા ઉપરથી એક માતા પોતાનાં બાળકો ઉપર કેવી અસર કરે છે તે વિષે અસરકારક વિવેચન કર્યું હતું, "બાળવયમાં, માણસ જાતને મળેલી મોટામાં મોટી બક્ષેશ-એટલે એક માતા-નું સુખ મેં અનુભવ્યું હતું કે જેણી મને ભલે માર્ગે દોરવવા આતુર અને લાયક હતી. તેણીથીજ મેં ધાર્મિક અને નીતીની અસર મેળવી હતી જે મારી તમામ ઉમર તુલીક કાયમ રહી છે અને આ મારી જીંદગીમાં જો કોઇ પણ ખામી નજર આવે તો મારે એક દિલીથી કબુલ કરવું જોઇયે કે તે સઘળું મારીજ કરણીનું પરિણામ છે."

હિન્દુસ્થાનના આગળા વાઇસરોય વેલેસલી, પણ પોતાની ઉંચી કેળવણી અને ચાલચલણ માટે પોતાનીજ

માતાનેજ આભારી લેખે છે. તેનો બાપ દ્દઢ મનનો હોવા છતાં તે કરડો અને સખત હતો જ્યારે તે પોતાનાં ડહાપણ અને સમ્યાઇથી હમેશાં સાદી સુદ્દ અને નમાની હતી. તેણી પોતાનાં બાળકોની દીલસોજ મિત્ર અને માયાળુ માસ્તર હતી, કે જેણીની ચાલ્યચલણ તેઓએ અખત્યાર કરી તેઓના ધર્મ સંબંધી વિચારો તો ખાસ કરી તેણીનેજ આભારી હતા. પોતાના કોલેજમાં શીખતા બેટા ઉપર તે માતા એક કાગળમાં લખે છે, "હું તને નસીહત કરૂં છું કે તું હંમેશાં નિયમસર ચાલજે જેથી દરેક કીમતિ મીનીટને તું પીછાનતો થશે અને તારી દરેક ફરજ આસાનીથી બજાવી શકશે" તે બેટાઓએ પોતાની સ્કુલ અને કોલેજની જીંદગીમાં જે મિત્રો બનાવ્યા હતા તે ખાસ કરી તેણીએજ પસંદ કર્યો હતા.

કારીગરો, ધંધાદારીઓ અને કવીઓ ઉપર તેઓના આચાર વિચાર અને પસંદગીની અસર તો તેઓની માતાઓએજ કરી છે, જેના જાણવાજોગ દાખલા એ, થોમસન, સ્કોત, સાઉધી, બુલવર અને ગીથે જેવા કવિઓમાં મળે છે. એનો બાપ જ્યારે કરડો હતો ત્યારે તેની માતા નરમ અને દયાળુ હતી અને એ જેમ શરમાળ અને નમાનો હતો તેમ તેની જીંદગી પણ સ્વચ્છ હતી. જ્યારે તેનો બાપ પોતાના કુટુંબને મુકી દયાહીણ રીતે ચાલી ગયો ત્યારે તેજ ઓરત હતી જે આવાં સંકટ વેળા પણ બાળકોની કેળવણી વિસરી જઇ શકી નહીં. જ્યારે તેણી મરણ પામી કે તે બેટાએ તેણીની કબરમાં તખ્તી મારી, "તેણી એક મોટાં કુટુંબની માયાળુ, દાનાવ, અને નરમાસવાળી માતા હતી." અને તેણે વસીહત કરી હતી કે તેના મરણ બાદ તેને પોતાની માતા પાસેજ દાટવામાં આવે.

ગીથેની માતા પણ એક અસાધારણ દાનાર માતા હતી. જેનો છાપ તેણીના બેટા ઉપર પડ્યો હતો. તેણી ખુશમીજાજી પણ ડાહી હતી, અને એક બાળકને ચપળ અને ચંચળ કેમ કરવું તે તેણી જાણતી હતી. અને આ માણસાઇ જીંદગી શું છે તે વિષે તેણીએ તેને બાળપણમાંજ માહીતગાર કર્યો હતો. કહેવાય છે કે એક જાણીતો મુસાફર તેણીને ઘર આવ્યો અને તેણી સાંથ લાંબો વખત વાતચીત કરી કે તે અજાયબીથી બુમ પાડી ઉઠયો કે, "હવેજ હું સમજી શકયો કે ગીથે એટલો નામાંકિત કેમ થયો!" તે કવિ પોતે પોતાની માતા માટે કહે છે, "તેણી એક લાયક અબલા હતી."

શાફ્ફર નામના ચિતારાએ પોતાના નામાંકિત ચિત્રોમાં પોતાની માતાનીજ ખુબસુરતી ધરાવતી ઓરતો ચિતારી છે. જ્યારે તે કોલેજમાં શીખતો હતો ત્યારે તેની માતાએ તેની ઉપર લખેલાં કાગળો એક માયાળુ માતાની નસીહતો અને મહોબતવંત દિલસોજ ઓરતની લાગણીઓથી ભરપુર છે. તેણી એક કાગળમાં લખે છે, "અરે, તું જો મારી લાગણી પિછાની શકે અને તારાં ચિત્રને આંખોમાં દાબી તે ઉપર ચુંબન કરી આંખોમાં આસું સાથે કહું છું મારા વહાલા બેટા! તે તું જો જોય ત્યારેજ તું જાણી શકે કે હું તને વારંવાર નસીહત અને ઠપકો લખું છું તેનો સબબ શો? . . . ઉદ્યોગથી તારી ફરજ બજાવજે—પણ સૌ કરતાં નમાનો અને સાલેસ થજે અને જ્યારે તું કોઇ ઉપર જીત મેળવે ત્યારે તું મગરૂરીથી ફુલાવા કરતાં તું પોતે કેવો હતો તેનો વિચાર કરજે" વાહરે માતા! તારા જેવી માતાઓ જો દરેકની હોય તો અહંકાર, અદેખાઇ, હેંકરાઇ, ટેંકરાઇ અને મગરૂરીના બુરા દેવોનો કેવો નાશ થાય!!!

એ ચિતારો શાફ્ફર જ્યારે બાપાવો થયો છતાં પોતાની માતાની નસીહતને ભુલ્યો નહીં અને તે નસીહતોને તે પોતાના છોકરાના છોકરાં આગળ બોલી જતો. એવી રીતે એક ઓરતની અસર જમાનાઓ તક ટકી રહી આ દુન્યાને હમેશ શાંત અને તાજી રાખે છે. એજ ચિતારાએ પોતાના દિકરા ઉપર કાગળ લખ્યું ત્યારે તેને પોતાની માતાની નસીહત ઉભરી આવી, અને તેણે લખ્યું, "મારા વહાલા બેટા, તું હમેશાં આ કામ થવુંજ જોઇએ—બનવુંજ જોઇએ એવો વિચાર કરજે—કે જેને તારાં મોટાંભાઇ કદી પણ ભુલ્યાં હતાં નહીં. આપણી જીંદગીનાં ફળો આપણા જાતિ-મેહનત અને જાતિ-બળ ઉપર આધાર રાખે છે. જો તને સુખ અને શાંતી જોઇતી હોય તો તું

તારો જાતિ-ભોગ નાનાં કે મોટાં કામમાં આપજે અને માફ કરવું એ દાનાવ આદમીઓનો કોલ છે."

ફ્રાન્સનો એક નામાંકિત લખનાર મીશેત પોતાની માતા માટે લખી જાય છે, "જે વાર હું આ લખું છું તે વેળા એક એવી ઉંચી મનશક્તિ ધરાવતી ઓરતનો વિચાર કરૂં છું કે જેણી મને આ મારાં કામમાં મદદ આપવાને જરા પણ ચુકતે નહીં. હું તેણીને આજ ત્રીસ વરસ થયાં ગુમાવી બેઠો છું (કે જે વારે હું એક બાળક હતો.) છતાં હજી તેણી મારી યાદદાસ્તમાં જીવે છે અને મારી જીંદગીનાં દરેક તબક્કા ઉપર મદદ આપે છે. તેણીએ મારી ગરીબીમાં ભાગ લીધો હતો પણ અફસોસ, મારી આજની સુખી હાલતમાં ભાગ લેવાને તે જીવતી નથી. જ્યારે હું નાનો હતો ત્યારે તેણીને મેં દલગીર કીધી, અને હવે આ મારી ઉમરમાં મારો દિલાસો લેવા તેણી જીવતી નથી, હું જાણતો પણ નથી કે તેણીના હાડકાં કયાં દટાયાં છે. અરે, તે વેળા હું એટલો તો નાનો હતો કે તેણીને દાટવાને માટે જગ્યાનો ટુકડો પણ ખરીદવા હું અશક્ત હતો. એ છતાં હું તેણીનો આભારી છું. હરેક વેળાએ હું મારી ચાલચલણ, શબ્દો, વિચારો, અને ઢપછપમાં તેણીનેજ જોઉં છું—અને તેણી મારામાં વસે છે. મારી નસોમાં તેણીનુંજ લોહી છે જેથી તેણી મને દિલાસો આપે છે. હું હવે બુઢાપા તરફ ધસ્યો જાઉં છું તો તેણીના તે સઘળા ઉપકાર માટે શું કરૂં? અરે એટલું છતાં પણ તેણી મારો ઉપકાર માનતે જો તેણી આ લખાયલું જોતે! " આપણે કહીશું કે ભલી માતા, લાયક માતા, ઉમરાવી માતા! કે જેણીના બેટાએ તેણીને ૩૦ વરસ પછી પણ આ મુજબ યાદ કીધી!!!

એક માતા પોતાનાં બાળકનાં કવિતાઇ ભેજાં ઉપર સારો કે માઠો છાપ પાડી શકે. દાખલા તરીકે, બાયરન કવિનું હઠીલાપણું-ભલી સલાહનું તરછોડી નાખવું, તેનો વિકાર-વેર અને ગુસ્સાનું મુળ કારણ તેની જીદી-વેરી અને ગુસ્સાબાજ માતા હતી. તેણી એટલી તો પાજી હતી કે પોતાના બેટાની બદસુરતી માટે પણ તેને ગાળો ભાંડતી અને તકરાર વેળા તે જાલેમ માતા પોતાના બેટા તરફ છુરો ચીપીઓ કે છરી મારવા પણ અટકતી નહીં. આવી અકુદરતી અને ઓરત જાતને હિણું લગાડે એવી ચાલનો છાપ તે બેટા ઉપર પડયો અને તે પોતાની ગમે તેવી ચાલાકી છતાં પોતાની માતાનું કેહેર આખી જીંદગી વેર લેઇ ફર્યો, અને તેથીજ તે પોતાની કવિતાઓમાં ઓરતો માટે હલકું મત અને નીંદા કરી ગયો છે.

જાણીતી નાટકકાર ફુતની માતાએ પોતાના બેટા ઉપર પોતાનાજ જેવો છાપ પાડયો હતો. તેણી પાસે પુષ્કળ પઇસો હતો જે તેણીએ થોડાજ વારમાં ખરચી નાખ્યો અને કરજ પણ કરવા ચુકી નહીં જેથી તેણીને જેલમાં જવું પડયું. આવી હાલતમાં તેણીએ પોતાના બેટા ઉપર લખ્યું, "વ્હાલા બેટા, હું કરજ માટે જેલમાં પડી છું; આવ અને તારી માબાળુ માતાને મદદ કર. લી. તારી માતા" પણ અફસોસ, તે માતાએ પોતાનાં બાળકમાં રોપેલાં ઉડાઉપણાંના બીજો મોટાં થયાં હતાં અને "વડ તેવા ટેટા"ની કેહવત ખરી પાડી. તે બેટો પણ કરજનેજ માટે જેલમાં પડયો હતો અને તેથી તેણે માબાપુને જણાવ્યું કે, "વહાલાં માતા તેમજ હું પણ પડયો છું; જેથી એક હેતાળુ દિકરો માબાળુ માતાને મદદ કરી શકતો નથી. લી. બેટો."

એક અભણ માતા પોતાની ભુંડી અસરથી પોતાનાં બાળકોનું ભવિષ્ય બગાડી નાખે છે. લેમરતીનની માતાએ તેને એવી રીતે ઉછાર્યો કે તેની ઉપર ભુંડી અસર થઇ અને તે જીંદગીભેર રડતો અને રડતોજ રહયો!

જેમ એક વેપારીને ઉંચી રીતભાત, કાણુ, રૂઘી, દેખરેખ, નિયમ, ઉદ્યોગ, કરકસર, કાળજી, ચોંપ અગત્યના છે તેમ એક ઓરતને તેણીના ઘર-સંસારી કારોબાર માટે પણ તે ગુણો ગુણકારી છે. એવો ખોટો ખ્યાલ રાખવામાં આવે છે કે એક ઓરતને હિસાબ કેતાબ વિગેરેની કશી અગત્ય નથી. એક ઇંગ્રેજ લેખક કહે છે, "એક છોકરાને હિસાબ પકકા શીખવો અને તે માટીડો બનશે" કારણ? તે શીખવાથી તે રૂઢી, નિયમ, કીમત, કદર, ચોંપ, ચોકસાઇ શીખે છે. પણ

કેટલી છોકરીઓ હિસાબ કરી જાણે છે?—સોમાંથી આંગળીઓ ઉપર ગણાઇ રહે તેટલી! અને પરિણામ? જો તેણી હિસાબ અને ગણીતથી અજ્ઞાન હોય તો ઘરના ખરચ-ખુટણ, આવક-જાવકનો હિસાબ ન રાખી શકે અને ભુલો કરી કરજમાં ઉતરી જાય. એ મુજબ તેણી પોતાની ભુલથી પોતાના ઘરની શાંતી અને સુખ ખોરવી નાખશે. હમોએ ઉપર વોશીંગતનની માતાનો દાખલો આપ્યો છે, તેણી પોતાના ખાવંદના મરણબાદ એક મોટી એસતેત છેવટ સુધી આબાદ હાલતમાં રાખી શકી, જેનું કારણજ તેણીની રૂઢી, ચોકસાઇ હતી.

ચોકસાઇ, નિયમ અને રૂઢી એ કાંમકાજની ફતેહનો જીવ છે. જેને ખુંચવી લો તો કાંમકાજની નિષ્ફળતાનું મુરદું રહેશે. એક કામ રૂઢી અને નિયમ-નીજ મારફતે તરીપાર ઉતરી શકે છે. નિયમથી જે એક બીજો અગત્યનો ગુણ ખિલે છે તે 'વખતસર'નો છે. એક કવખતસરની ઓરત વખતને ફોકટનો ગુમાવી બીજાની હાંસીનો ભોગ થઇ પડે છે. જેમ એક વેપારી જારનો વખત તેના પઇસા છે તેમ એક ઘર સંસારી ઓરતનો નિયમ તેની સુખ સંપજ અને શાંતી છે.

તેમજ ડહાપણ એક તેવોજ સદગુણ છે જે અનુભવથી મળી શકે છે. તેથી એક સારી ચીજ કઇ અને તે કેમ કરવી તેનું જ્ઞાન આવે છે. માટે ઘર-સંસારી સુખ અને આબાદાની માટે એક ઓરતે એવા ઉંચા ગુણો ખિલવવા જોઇયે છે. તેમજ તેણીને એક બાળકની નર્સ, કેળવનાર અને શિક્ષક થવાની પણ ગરજ છે.

માત્ર લાગણીથી દોરવાતો પ્યાર ફોકટ છે. માટે સમજ શક્તિને ખીલવવાની જરૂર છે. આપણા શરીર ઉપર મન અને આત્માનો ચોક્કસ પ્રકારે આધાર છે માટે તેને પણ ખીલવવુ અગત્યનું છે. માટે એક ઓરતને કુદરતી કાયદાઓ જાણવાની બેતકરાર અગત્ય છે જેથી આપણી શારીરિક, માનસીક, નૈતીક અને આત્મિક સુખની ઉન્નતી થાય. અરે, એવા કાયદાઓની ગેરહાજરીથી આપણા હજારો બાળકો દરસાલ કવખતે ગોરમાં દટાય છે માટે જાગો; ચેતો! *

ઓરતમાં સમજ શક્તિ ખાળવવાની અગત્ય છે. કારણ તેણી કાંઇ વગર વિચારે પડી રહે એવી મરદના કામીક જુસ્સાનું રમકડું નથી—તેણી પોતા માટે અને બીજા માટે જીવે છે અને તેણીને સંસાર અને ઘરમાં જે અગત્યની ફરજો બજાવવાની છે તે માટે જેમ તેણીનું જીગર દિલસોજ જોઇયે તેમ મગજ પણ ખીલેલું જોઇયે. તેણીની ફરજ મોટી મોટી ડિગ્રીઓ ધરાવી પોતાનો વખત તેમાં પસાર કરવાનો નથી. કદાચ તેથી તેઓનો દરજ્જો અને ખુબસુરતી ભલે વધતી હોય (જો કે હમો તેમ માનતા નથી) પણ તેણી પોતાની ખરી ફરજ માટે નાલાયક થઇ પડે છે એમ હવે સાયનતીસ્તો પણ કબુલ કરવા લાગ્યા છે. એજ મત થોડોજ વખત થયો એક જાણીતા સાયનતીસ્ત-ડોકટરે ઉચાર્યું છે.

પુરાણા રોમ શેહરમાં એક ઓરતની મગરૂરી Dounum mansit, lanam fecit હતી, થોડાંજ વરસો અગાઉ તપેલીને ગરમ કેમ રાખવી તેટલીજ રસાયણશાસ્ત્ર અને ઘરમાં ઓરડાઓ કેમ અને કયાં આવ્યા છે તેટલીજ ભૂગોળ પુરતી ગણાતી હતી. જ્યારે ઓરત માટે હલકો વિચાર ધરાવતો કવિ બાયરન, જેની માતા માટે આપણે ધિક્કાર સાથ બોલી ચુક્યા છિયે, તે કહે છે કે એક ઓરતે માત્ર તેણીનું ધર્મ પુસ્તક અને એક પકવાન પોથી વાંચવી જોઇયે. જેમ એ વિચાર ઘણો સાંકડો અને અવિચારી છે તેમ ઓરતોને કંટાળા ભરી ચોપડીઓ અને તેઓને કદાચજ કામ લાગે એવી ચીજો શીખવવાનું કામ પણ ફોકટ, વ્યર્થ અને અવિચારી છે. તેમજ એક ઓરત કેળવણીમાં વાતચીતમાં આચારમાં એકી જોઇયે એ પણ બેહુદું છે.

સામાન્ય રીતે બોલતાં, બેઉ મરદ અને ઓરતની શરૂઆતની કેળવણી—જેમાં તેઓની ચાલચલણ ઘડાય છે—તેમાં તેઓ બેઉ બરાબર જોઇયે; તે વેળા જે કેળવણી એક બાળક-મરદને ઉપયોગી છે તેટલી તે બાળક ઓરત 'માટે પણ' છે, અને બાળ-મગજમાં

* દર વરસ પારસી કોમમાં પાંચની ઉમરના બાળકો બયભરી પ્રમાણમાં માર્ગે લાગી જાય છે, તેનો સબબ એ છે કે કુદરતી કાયદાઓનું અજ્ઞાનપણું, માણસાઇ શરીરની બાંધણીનું અજાણપણું અને ચોખ્ખાં હવા, પાની અને ખોરાકનું બેદરકારપણું છે. જુઓ કે જનાવરોમાં બાળકોનાં મરણ જેવું કશું નથી.

ભલી ચાલચલણ, નિયમ, રૂધી, સાલેસાઇ માટે જેટલું ભરવામાં આવશે તેટલું આપણું અને તેઓના સુખનું સાંધણ થશે. ઘર કે દુન્યામાં જેટલી સમજ શક્તિ ખીલવાશે તેટલી ઉપયોગી થશે જેથી તેણીને ઘરમાં નિયમ અને રૂધી રચવાની સમજ આવશે; પોતાની જરૂરયાતોને સસ્તી અને સોજી કેમ મેળવાય અને સમાધાની કેમ પંઘરાય તેનું જ્ઞાન આવશે. તેમજ મન શક્તિથી તેણી નેકી અને બદીને ઓળખી શકશે અને તેણીની નીતિ અને ધાર્મિક કેળવણીથી તેણીમાં બીજાં ઉપર અસર કરવાનું બળ આવશે, અને જાતિ-હિમ્મત અને ઉંચા ગુણોમાં તેણી પોતાના ઘરની શાંતી અને સુખ મેળવી શકશે.

ઉપર મુજબની માનસિક અને ચાલચલણની કેળવણી સ્ત્રીના સુખનું સાધણ થઇ પડશે તેટલા માટે તે ત્યાંજ અટકવી જોઇયે તેમ નથી. બીજાંના સુખનું સાંધણ-પણ થઇ પડે તે માટે ખાસ જરૂર છે. જો ઓરત હલકી નીતિની હોય તો મરદ નીતિજનક કદી હોઇ શકેજ નહીં, એ મુજબ, પ્રજાની નીતિજનક સ્થિતી ઘરની કેળવણીને આભારી છે. તેથી ઓરતને ભલી; નેક, જ્ઞાની બનાવાનું કામ સૌ કરતાં પહેલ્લી અગત્યતાનું છે.

નીતિજ નહી પણ એક મરદની માનસિક શક્તિ પણ એક ઓરતની માનસિક ખીલવણી ઉપર આધાર રાખે છે અને જેમ બેઉ બાજુને પુરતી લાયક રીતે કેળવવામાં આવશે તેમ વધુ સમાધાની, શાંતી અને સુખ જન્મ લેશે—તેમ તમામ પ્રજા ઘુલંદીએ પુગશે!

---

## હરી-ભજન.

ઠુંમરી-સોરઠ.

("માંરુજી ચાંદની રાત"—રાહ)

નમન તોહે કરૂં સુનો કીરતાર,
જગ પાલક તું તુંહીસે મુંક્તી—ટેક
જગ હુએ સારી તેરે આસરે,
જગકો તુંહીં આધાર. ૧
જગકી લીલા બને તુંહીંસે,
"દીલજાન" સિવા તું ન પાર. ૨

મરહુમ કવિ દા. એ. તારાપોરવાલા.



## હરી-ભજન.

ઠુંમરી-જીલ્લા.

("કંગનવા મેરા કરસે સરક ગયોરે"—રાહ.

સરતાજ તોરે ચરન સરકો નમાઉંરે,
તુંહીં હુએ મેરા માલીક-તુંહી હુએ જગકા ખાલિક-ટેક.
તુંહીં બનાયોરે, તુંહી જીલાયોરે,
તોહે જો જાવે ભૂલે, દુઃખ સાગારમે વો ડૂલે;
તુહીંમે મેરા ખ્યાલકો સબહી લગાઉંરે:
"દીલજાન" કો ન ચીતસે તોરે હટાઉંરે.

મરહુમ કવિ દા. એ. તારાપોરવાલા.

## હરી-ભજન.

કાફી-ઠુંમરી.

("આ જા બે મદ પી"—એ રાહ)

નમું તોહે હરજી,
દાસ-ખાસ તોરો ઘર આસ-ટેક.
તુંહી તાત જગ-રખનહાર,
તોરોહી હું કરજી. ૧.
"દીલજાન" મેરા મિટાય દુઃખસે,
કરૂં એહી અરજી. ૨.

મરહુમ કવિ દા. એ. તારાપોરવાલા.



## હરી-ભજન.

દેશ-ઠુંમરી.

("દેશ કોઇ પીઆકો બતા દીજોરે"—રાહ)

તોરી મહેરહી મુજપ રહીદી જોરે,
તોરે સિવા મોરી કિસ્તી ડુબેગી-ટેક
"દીલજાન" તુંહી એ જગમે હમારો,
મુઝે સુખ કાહી માંરગ બતા દીજોરે.

મરહુમ કવિ દા. એ. તારાપોરવાલા.

# "ડર ને જો."

એક ટુંકી વાર્તા—"પ્રભાત" માટે ખાસ—લખનાર—"દીલખુશ."

વાંચનાર, સેવક એક ડીટેકટીવ છે. એક દીવસે હું પેપર ઉથલાવતો બેઠો હતો તેટલાંમાં મારો નોકર "સર જ્યોર્જ લેનીસ્ટર"ના નામનો કાર્ડ લાવ્યો. જેવણને બોલાવીને બા આબરૂ બેસાડ્યા બાદ તેવણે કહ્યું "સાહેબ મારો બેટો ગુમ થયો છે જે ઘણી તપાસ કરતાં મલતોજ નથી." "શું તે ગુમ થયોછ? મને બધી વિગતવાર હકીકત કહો" મેં પુછ્યું. "તે એક શબ્દ પણ લખ્યા વગર કેરે ગુમ થઇ ગયો છે જેથી મને ડર લાગે છે કે તેને કંઇબી જોખમ પુગેલો હોવો જોઇએ. વળી તે મને ગુમ પડાવા આવી મશકેરી પણ કરે એવો નથી" તેણે ખુલાસો કર્યો. "તમે પોલીસને ખબર આપીછ? શું જુગાર પણ રમેછ?" મેં પુછ્યું. "હા તે જુગાર રમે છે ખરો અને તમારી સલાહ વગર મેં પુલીસને ખબર આપવાનું દરસ્ત ધાર્યું નથી" તેવણે કહ્યું.

"ત્યારે જુવો સાહેબ" મેં કહ્યું "હાલ તો એક અઠવાડીયું થોભી જાવ પછી એક ઇનામ જાહેર કરો કે જેથી જે તે છેડો આવી જશે."

"મારા વ્હાલા ફ્રૅંકને ખાતર હું ગમે તેટલાનું ઇનામ આપીશ" તે બોલ્યો. આ વાતને એક અઠવાડીયું વીત્યા બાદ ૧૦૦ પૌંડ ફ્રૅંક માટે ખબર આપનારને જ્યારે ૧૦૦૦ પૌંડ તેને મેલવી આપનારને આપવાનું ન્યુસ પેપરથી જાહેર કરવામાં આવ્યું. ત્યાર બાદ એક અઠવાડીયાં પછી એક બાઇ તરફથી એક કર્તી કવર મલ્યું જેમાં લખેલું હતું કેઃ—

"૨૭, બ્રાસ્ટન રૅન્ટસ—વેસ્ટમીનીસ્ટર.

"માનવંત સાહેબ, તમે પેપરમાં જણાવેલાં વર્ણનનો છોકરો મારા ઘરમાં છે માટે ઉપલે સીરનામે આવીને મલશો તો સારૂંજ થશે.

લા૦ એલાઝા બ્રુકસ વિધવા.

આ ખબરથી અમો ખુશીજ થયા અને આપેલે સીરનામે હંકારી ગયા. તે વિધવાએ બારણું ઉઘાડયું અને કહ્યું કેઃ—

"સાહેબ, તે જુવાનને હું બતાવું, તે પહેલાં મારે કહેવું જોઇએ કે તેણે પોતાની યાદદાસ્ત શક્તિ ગુમાવી છે અને તે મને મોહલ્લામાં ભટકતો મળ્યાથી મને દયા લાગવાથી હું તેને અત્રે લાવી છું"

"બાનુ, ગમે તે હશે તોબી તમુને ૧૦૦૦ પૌંડનું ઇનામ તો મલશેજ તેની ખાત્રી રાખજો. હવે મને તેની સાથે મેલવો." સર જ્યોર્જે કહ્યું.

અમે સોફા આગળ ગયા—"ફ્રૅંક—મારા બચ્ચાં—તું કેમ છે?" તે અધીરા પીતાએ માયાથી પુછ્યું.

"પપાન્હાલા પપા—હું ઠીક છું. મારી યાદદાસ્ત શક્તિ ગુમ થયાથી હું રખડતો મળ્યાથી આ માયાલુ બાનુ મને અત્રે લાવી છે" ફ્રૅંકે કહ્યું.

"બાનુ" તે બેરોનેટે મીસીસ બ્રુકસ તરફ ફરીને કહ્યું "હું તમારો બહુજ ઉપકારી થયો છું. મારે ઘરે આવો અને બેલાશક તમારૂં ઇનામ ખુશીથી લઇ જાવ."

તે બધાં તે મેહલ જેવાં મકાનમાં પાછાં ફર્યાં તે બેરોનેટે તેણીને એક પત્ર લખી આપ્યો તથા એક નોટ પણ બેંક ઉપર લખી કે આ મોટી રકમથી આ બાનુપર નાહક શક આવી તે ચેક વટાવતાં હેરાન ન થાય તેનો બંદોબસ્ત કરવામાં આવે. ચેક લીધા બાદ તેણી ચાલી જતી હતી પણ તે બુઢાઇને દયા આવ્યાથી તેણીને કંઇક રીફ્રેશમેંટથી ખુશ કરવા તેઓએ તેણીને બેસાડી; ઘંટ વગાડવામાં આવ્યો અને વાઇન અને બીસ્કીટ મંગાવવામાં આવી તે રીફ્રેશમેંટની ટ્રે બૉયના હાથમાંથી લેતાં તેણી ઉપકારમાં કંઇ બોલી જેથી હું ચોંકયો—

"ઓ ખુદા! શું તે બનવા જોગ હતું? જો મારો શક ખરો હોય તો હવે એક મીનીટ પણ ખોવા જેવી નહી હતી" મેં વિચાર્યું.

"મીસીસ બ્રુકસ" બટલરના જવા પછી મેં પુછ્યું "મારે તમુને એક સવાલ પુછવો છે."

આથી તેણી ચોંકીને બોલી "તે શું મારા મેહરબાન?"

"આ ઘરમાં તમે કેટલી વાર આવ્યાં હતાં?" મેં પુછ્યું.

આથી તેણી ગભરાઇ ગઇ "શું? તમે શું પુછ્યું સાહેબ?" તેણી બોલી.

"મેહરબાની કરીને જણાવશો કે આ ઘરમાં તમે કદી આગળ આવ્યાં હતાં?" મેં ફરી પુછ્યું.

"એકબી વાર નહીં સાહેબ" તેણીએ હીંમતથી જવાબ આપ્યો.

"આ નોકરોમાંના કોઇને તમે કદી આગલ જોયા હતા?" મેં પુછ્યું.

"મારી જીંદગીમાં કદીબી—કોઇબી વખત નહીં સાહેબ" તેણી બોલી.

"ત્યારે તો તમે જુઠાં અને ઠગારાં છો અને હું ધારૂં છું ત્યાં સુધી તમે છુપા વેશમાં જાણીતાં આદમી છો" મેં ઉછળીને કહ્યું.

"અરે! તે સાવ જુઠું છે" તેણી ચીચવાઇને બોલી.

હવેજ જણાયું કે તેણીએ આગલો ઘોઘારી સાદ તજી ટીણો 'લેડીલાઇક' સાદ કાઢયો હતો. આથી સચ્ચાઇ બહાર લાવવા માટે મેં તેણીનો બુરખો અને વાલની વીગ ખેંચી કાઢી જ્યારે નવા લેબાસમાં તેણીને જોઇને તે બેરોનેટ પુકારી ઉઠયો "ઓ ખુદા! મારી બૈરી? મારી છુટાછેડા પામેલી બૈરી?"

"હા સાહેબ, હું તેજ છું" તેણીએ ખુલાસો કર્યો. "હું જુગારમાં હદબહાર હારી જવાથી મને પૈસાની જરૂર પડી જેથી બીજે દીને તમારા દીકરાને મેં ફુસલાવી આવી રીતે મને મદદ કરવા મનાવ્યો પેહલાં તો તે એકનો બે થયો નહીં પણ જ્યારે મેં તેને એક માતા તરીકેની મારા તરફની ફરજની યાદ આપી ત્યારે તે સમજ્યો. પછીનું કામ તો સેહેલ હતું. મેં તમારી જાહેર ખબર વાંચી કોઇ પાસે કાગલ લખાવ્યું અને ખોટી વીટી પેહરી-આંખ આગલ કોસ્મેટીક લગાડી તમોને એક વીધવા તરીકે બોલાવીને તમારો છોકરો મેં મેલવી આપ્યો છે તો હું આશા રાખું છું કે આ મને આપેલું ઇનામ તમે પાછું લેશો નહીં." "નહીં ઇસાબેલ, હું તુને આ રકમ ખુશીથી આપી માફ કરીને આશા રાખું છું કે હવે આ પૈસાથી તું તારી જીંદગીનું પાનું બદલી નાખીને નવી જીંદગી શરૂ કરશે અને હવે જા. ફરી મને તારૂં મોહડું બતાવતી ના" તે બુઢાજીએ કહ્યું અને તેણી ગઇ.

"ફ્રેન્ક" હવે તે બેરોનેટે પોતાના બેટા તરફ ફરીને કહ્યું. "જો આ કામે ખરાબ ભાગ ભજવવા માટે તું ખરાં દીલે દીલગીર હોય તો જા, બેટા, હું તુને પણ માફ કરૂં છું."

"ખચીતજ વ્હાલા પપા, હું આ ટકે મારાં ખરાં દીલની દીલગીરી જાહેર કરૂં છું" અને ફ્રેન્ક ગુંઠણ મંડીયે પડયો.

"ઉઠ વ્હાલાબેટા, ઉઠ-આપણે હવે બધું ભુલી જઇશું" તે બેરોનેટે કહ્યું.

"ખુદા તમુને સલામત રાખે પપા" ફ્રેન્કે ખરાં દીલથી કહ્યું અને તે ઓરડો છોડી ગયો ત્યારબાદ સરજ્યોર્જે મને કહ્યું.

"ભાઇ, હું તમુને એક સવાલ પુછું?"

"હા, બેલાશક પુછો સાહેબ" મેં કહ્યું.

"શું તમે ઇસાબેલ માટે પ્રથમથીજ શકમંદ હતા?" તેણે પુછ્યું.

"નહીં સાહેબ, હું તો સામી તેને ખરીજ મીસીસ બુકસ માનતો હતો. જો તમારો બટલર દાખલ ન થતે તો આ કાવતરૂં અંધારાંમાંજ રેહતે" મેં કહ્યું.

"ઓ ખુદા! આ તમે શું કહો છો?" તેણે પુછ્યું.

"એટલુંજ સાહેબ" મેં ખુલાસો કર્યો કે જેવી ઇસાબેલે બટલરના હાથમાંથી રીફ્રેશમેન્ટની ટ્રે લીધી તેટલામેજ મેં તેણીને બોલતાં સાંભળી કે "ઉપકાર થયો ડીક્સન!" જે ઉપરથીજ મેં ધાર્યું કે તેણી જો કોઇ અંજાણી હોત તો આપનાંજ ઘરમાં આપનાજ નોકરનું નામ કેમ જાણે?

"ઓ ખુદા હવે મને બધું સમજ પડે છે કે તેણીએ બાયનું નામ દીધાથીજ તેણી તેને ઓલખતી હોવાનું જણાયું."

"બરાબર એમજ છે સાહેબ" મેં તેને ટેકો આપ્યો. "જેથીજ મેં પુછેલા સીત્રા સવાલનો કંઇબી સંતોષકારક ખુલાસો તેણી આપી શકી નહીં જેથીજ મેં હીંમત કરી તેણીને ઉઘાડી પાડી."

વાંચનાર, આ ઉપરથી ધડો એટલોજ લેવાનો છે કે બાહોશ બદમાશોની અંજાણપણામાં એક નજીવી ભુલ કરી ઝટ પકડાઇ આવે છે,

# "શેહેનશાહી ખબરો."



(લખનારઃ—**મીસીસ જાલ બરજોર ચીનાઇ.**)

તે પરવરની શું ખુદરત છે કે કોઇબી મનુષ્ય જાતીને કાંઇનો કાંઇ પણ શોખ હોય છે. ગરીબ હો, યા તવંગર હો, તોપણ તેઓ બહુજ શોખ કોઇબી ચીજ પર ધરાવતા હોવાજ જોઇએ. તેજ પ્રમાણે આપણા. શેહેનશાહી કુટુંબમા પણ શાહી બાનુ યા ગ્રહસ્થોને ચોકકસ ચીજપર શોખ હોય છે.

આપણા' મરહુમ રાજા સાતમા એડવર્ડ તરેહ તરેહ ચીજનો સંગ્રહ કરતા હતા. એવણના collection સંગ્રહમાં એક જુનો ચીનાઇ વાસણનો સટ છે કે જે લગભગ દશ હજાર ટુકડાઓએ બનેલો છે, ને તેની કીમત લગભગ રૂપ્યા ૨૨૫૦,૦૦૦) ની થવા જાય છે. દરેક ટુકડો એક ચોપડી જેવી આલબમમાં રાખવામાં આવ્યો છે, તે ઉપરાંત એવણનાં સંગ્રહ-સ્થાનમાં અજબ તરેહનો ચાહેના વાસણનો સટ છે જે આસરે રૂ૦ ૧૫૦,૦૦૦)નો થવા જાય છે. આ સટ ૧૮૧૦ માં ત્રીજા જયોરજની સાલગરેહને દીને તેની પાંચ છોકરીઓએ પોતાની સહીઓને ટીપાર્ટી આપી હતી તે વખતનો છે. દરેક ટુકડા પર ત્રીજા જયોરજની સહી પણ મોજુદ છે, મરહુમ રાજા સાતમા એડવર્ડના સંગહસ્થાનમા એક રાઇટીંગ ડેસ્ક છે જે આંકમાં હેનરીએ એન બોલીનને લગનના દીવસે ભેટ કીધી હતી તે ઉપરાંત એક જુની વીનીસ્યન ખુરસી છે જે ઉપર ૧૬૭૦ ની તારીખ છે; અને ૧૬૧૦ ના વર્ષની એક બીજી ટેબલ છે, જે ઉપર રાજા એડવર્ડનો કેટલોક ખજાનો મુકવામાં આવેલો છે. મરહુમ રાજા એડવર્ડના ચીત્રોનાં collection માં ઘણાંજ સુંદર ૨૧,૦૦૦) ચીત્રો છે કે જેની કીમત બે સુમાર થાય છે. રાજા એડવર્ડના પ્રાઇવેટ મ્યુઝીયમમાં કેટલીક સોનાની અને રૂપાની ચાવીઓ છે કે જે ચાવીઓ મરહુમને બીલડીંગસ અને પબલીક હોલો ખુલ્લા કરતી વખતે મલી હતી. વલી એ સુંદર સંગ્રહસ્થાનમાં એક પીછાંનો ઝભો છે કે જે રૂ૦ ૧૫૦,૦૦૦) નો થવા જાય છે. એ ઝભો ૧૮૨૪ માં ચોથા જયોરજ પાસે હતો. તે ઉપરાંત ટીપુ સુલતાનના વખતનું એક સુન્નાનું ગરૂડ પક્ષી છે કે જેની ચાંચ અને પાંખોમાં હીરા જડેલા છે. વધુ એ સંગ્રહસ્થાનમાં આસરે ૧૯૭ કીમતી લાકડીઓ છે કે જે લાકડીઓનો સટ એવણના માતાજી મહારાણી વીકટોર્યાએ એવણને ભેટ આપ્યો હતો.

એવણની લાઇબ્રેરીમાં આસરે ૧૨૫,૦૦૦) ચોપડીઓ છે અને તે છેક પ્રીન્સ કોનસર્ટના વખતની છે, તેની કીમત લગભગ રૂ૦. ૧૫૬,૦૦૦) ની થવા જાય છે, અને છેલ્લે એ ઉપરાંત મરહુમ રાજા સાતમા એડવર્ડના Collection માં ભાતભાતની ચીજો સમાવેલી છે કે જે જોવાથી અલબત દીલ ખુશ થાય તેમાં કાંઇ શક નથી.



# દુઃખ એ શું ચીજ છે?

લખનાર-સાકરલાલ છોટાલાલ ધરીયા.

જગતમાં મનુષ્યથી માંડીને તે નાનામાં નાના પ્રાણીને પણ દુઃખ હોય છે. દુનીયામાં દુઃખી કોણ નથી! કોઇને પૈસા જતા રહ્યા તેથી દુઃખ થાય છે; કોઇને તેની વ્હાલામાં વ્હાલી વસ્તુ જવાથી દુઃખ થાય છે, કોઇ શારીરીક વ્યાધીથી દુઃખી છે, કોઇ સ્ત્રી નહિ મળવાથી દુઃખ માને છે. એવી રીતે આખી દુનીયા દુઃખથી ભરેલી છે એમ પડઘા વારંવાર સાંભળીએ છીએ. આથી એમ સમજાય છે કે દુઃખ એ જીંદગીનો પડછાયો છે અને જ્યાં જીંદગીની હયાતી છે ત્યાં તે હોય છેજ એમ માલુમ પડે છે. ત્યારે શું એક પણ હૃદય એવું હશેકે જેણે દુઃખનો ડંસ નહિ અનુભવ્યો હોય? એવું એક પણ મન હશેકે જેણે ચીંતારૂપી સમુદ્રમાં મથન નહિ કર્યું હોય? અને એવી એક પણ આંખ હશેકે જેણે વરસાદની માફક આસુંઓ પાડી તે આંખ સુકાઇ નહિ હોય? અને એવું એક પણ ઘર નહિ હશેકે જ્યાં મૃત્યુ દેવનું કાળરૂપી વારંટ પ્રવેશ કરી શક્યું નહિ હોય? આવી રીતે પ્રાણી માત્રને કર્યો. "દુઃખો ઝઝુમી રહેલાં છે. આથી દરેક જણ પૈસાની જરૂર પડ્યાને હજારો ઉપાયો કામે લગાડે છે, મેં ફુસલાવી આવી રતં સુખ પ્રાપ્ત થતું નથી, અને પેહલાં તો તે એકનો બે થયો નહો મખના પદાર્થે તેને એક માતા તરીકેની મારા તરફ઼ત્ખ્ડ તેમાંજ યાદ આપી ત્યારે તે સમજ્યો. પછીનું કામ તો સહેલ હતું. મેં તમારી જાહેર ખબર વાંચી કોઇ પાસે કાગલ લખાવ્યું અને ખોટી વીટી પેહરી-આંખ આગલ કોસ્મેટીક લગાડી તમોને એક વીધવા તરીકે બોલાવીને તમારો છોકરો મેં મેલવી આપ્યો છે તો હું આશા રાખું છું કે આ મને આપેલું ઇનામ તમે પાછું લેશો નહીં." "નહીં ઇસ્રાએલ, હું તુને આ રકમ ખુશીથી આપી માફ કરીને આશા રાખું છું કે હવે આ પૈસાથી તું તારી જીંદગીનું પાનુ બદલી નાખીને નવી જીંદગી શરૂ કરશે અને હવે જા. ફરી મને તારું મોહડું બતાવતી ના" તે બુઢ્ઢાજીએ કહ્યું અને તેણી ગઇ.

"જો દેખે સો દુઃખીઆ બાબા,
સુખીઆ કોઇ નાહીંરે
"જોગી દુઃખીઆ, જંગમ દુઃખીઆ,
તપસીકુ દુઃખ દુનારે
"આશા મનસા સબઘટ વ્યાપી,
કોઇ મહેલ નહી સુનારે
"રાજા દુઃખીઆ, પ્રજા દુઃખીઆ,
દુઃખીઆ ઘર બેરાગી
"દુઃખ કારણ વો સુખ દેવને,
ઉદરી માયા ત્યાગી
"સચ કહે તો સબ જગ દુઃખીઆ,
જુઠા કહે ન જાઇરે
"બ્રહ્મા, વિષ્ણુ, શંકર દુઃખીઆ,
જીનને સૃષ્ટિ કમાઇરે
"ધુત દુઃખીઆ, અવધુત દુઃખીઆ,
દુઃખીઆ હે ધન રંકારે
"કહેત કબીરા, ઓ નહી દુઃખીઆ,
જીનને મનકુ જીતારે.

જો આ પ્રમાણે સઘળે દુઃખનું વાતાવરણ છે તો પછી તે દુઃખ અને ચીંતાથી બચવાનો શું રસ્તો ખરે કર્યો નહિ હોય? અથવાતો એવાં કોઈ સાધનો તેણીએ ઉપાયો છેજ નહિ કે જેથી દુઃખ રૂપી બેડીઓ હોવાનું જાય? જો એમ નથી તો શું સ્થાયી સુખ. "અને શાન્તી એ કહેવાની ભ્રમણાં અથવા તો આપ્યો. વમજ છે. જરા બારીકીથી કુદરત તરફ નજર બી સૌ જણાશે કે તેમાંથી છુટવાને રસ્તા છે અને જેથીજ સુખ મળે તેને વાસ્તે જડી બુટી તથા યુક્તિ વાં પ્રથમ આપણે વિચાર પુર્વક જોઇશું તો કે બાહેર દુઃખ મનની સ્થીતીથી ઉત્પન્ન થાય છે અને સુધ્ધ કરી માનેલું દુઃખ ઉત્પન્ન થવાના કારણ, પૂર્વના

અથવાતો ચાલુ જન્મના સંસ્કારને લીધે છે. કોઇ પણ દુઃખો અકસ્માત તરીકે કે ઇશ્વરી કોપ તરીકે કે કોઇની સતાવણી તરીકે આવતાં નથી, પણ કુદરતના કાયદા મુજબજ આવ્યા કરે છે અને તેના કારણ ભુત પણ આપણે છીએ. જેટલાં ખોટાં કૃત્યો મનુષ્યે ગયા જન્મમાં કરેલાં છે અથવા તો હાલમાં કરે છે તેનું ફળ તે માત્ર મનને લાગતું દુઃખ છે; દુઃખ પડે ત્યારે દુઃખી થવાને બદલે ખુશી થવું જોઇએ, કારણ કે તેની આપણને જરૂર છે માટે તે આવે છે. તેને સહન કરવાથી વધારે મજબુત, વધારે ડાહ્યા, અને વધારે ચંચળ બની અખંડ સુખની સમીપ જવાય છે. જેમ જેમ માણસને માથે દુઃખ પડતું જાય છે, તેમ તેમ તે પોતાનાં ખરા રૂપમાં પ્રકાશવાને શક્તીવાન થાય છે. ડાંગર ઉપર જેમ જેમ સાંબેલાના માર પડે છે તેમ તેમ ચોખા ઉજાસ પકડે છે તેવી રીતે દુઃખનો અનુભવ મળે છે તેથી હીંમત, સહનશીલતા આદી ગુણોની ખીલવણીથી ઇશ્વર તરફ શ્રદ્ધા વધારે ઉત્પન્ન થાય છે. દરેક મહાન પુરૂષો જે દુનીયામાં થઇ ગયા તેઓમાંના થોડાક દાખલા લેઇશું તો તેમાંથી જણાશે કે તેઓના માથે દુઃખના ડુંગરો તુટી પડવા છતાં પણ તેઓ પોતાના નીયમોમાં, તથા કાર્યોમાં ડગ્યા નહોતા અને પોતાની પાછળ પોતાના અમર નામો મુકી ગયા છે. દાખલા તરીકે ક્રાઇષ્ટ એ એક ઇશ્વરી દુત હતો પણ દુઃખોથી તેમજ આફતોથી મુક્ત નહોતો છેવટે દુઃખમાંજ પોતાનું સ્થુળ શરીર તેને છોડવું પડયું હતું; તેવીજ રીતે પારસીઓના પેગમ્બર અશો જરથોસ્ત એ એક સત્યવાદી મહાન પુરૂષ હતા, અને જનમ્યા ત્યારથી અનેક દુઃખોમાં પસાર થયા હતા અને દુઃખમાંજ તેઓના દેહનો અંત આવેલો હતો. આવી રીતે મહાન પેગમ્બરોને માથે પણ દુઃખોના ડુંગર હતા કે જેઓ તેઓનું નિવારણ કરવાને શક્તિવાન હતા, પણ મનુષ્ય રૂપે મનુષ્ય જાતને તેનાથી ડગવાને નહી પણ હીંમતથી સતત પ્રયાસ ચાલુ રાખવાનેજ તેઓ પોતાના દાખલાઓ આપી ગયા છે.

દુઃખનું બીજું કારણ માત્ર ઇશ્વર ઉપરનો આપણો અવિશ્વાસ છે તેને લીધે છે. ઇશ્વર ઉપર પુર્ણ ભરૂસો છે એમ સઘળાઓ બોલે છે પણ તે પરમાત્માની કૃતી ઉપર અ વીશ્વાસ અને અ શ્રદ્ધાને લીધેજ આપણે દુઃખી થઇએ છીએ. એક વિદ્વાન કવી કહે છે કેઃ—

If you have faith and doubt not, ye shall not do suly this,—if ye shall say unto the mountain, be thou removed and be thou cast into the Sea it shall be done.

આ ઉપરથી જણાય છે કે ઇશ્વર ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવાથી માણસ ધારે તે કરી શકે તેમ છે, પણ તેવો વિશ્વાસ કાલમાં કોણ રાખે છે? વેપારમાં હજારો રૂપીઆની ઉથલ પાથલ વિશ્વાસથી થાય છે. હજામ પાસે હજામત કરવતાં તેનું તીક્ષ્ણ હથીયાર ગળામાં ખોસી નહિ ઘાલે વાસ્તે સંપૂર્ણ વિશ્વાસ રહે છે પણ આફત વખતે જે ખુદા યાતો ઇશ્વર આખી સૃષ્ટિને પેદા કરનાર છે તેના ઉપર શા માટે તેટલો ભરોસો રખાતો નથી? તે જે કરે છે તે સારાને વાસ્તેજ કરે છે, એવું માની તેના ઉપર સંપુર્ણ ભરોસો રાખવો જોઇએ, કારણ કે ખોદાને ત્યાં અન્યાય નથી. એક ગુલાબના ઝાડ વિષે વિચાર કરીશું તો જણાશે, કે તેની અંદર કેવી સુંદર ખુશબો તથા લહેજત રહેલી છે! પણ તે ખુશબો મેળવવાને વાસ્તે તેને કેવી કેવી વિપત્તીઓમાંથી પસાર થવું પડે છે! તેનું માથું તથા થડ કાપી નાંખવામાં આવે છે, ફુલોને ચુંટી લેવામાં આવે છે, અને મુગીઆંને અગ્નિની જવાળા નીચે મુકયા પછી તેની ખરેખરી છુપાએલી સુગંધ નીકળી આવે છે, તેજ માફક દુઃખમાં પણ સુખ છુપાએલું રહેલું છે; અને અંધારા પછી ઉજાસ થાય છે, ત્યારપછી દિવસ થાય છે, તેજ માફક દુઃખ પછી સુખ આવે છે. જ્યારે આમજ છે ત્યારે અંધકારમાં જે સુખનો ઝરો છુપાએલો છે તેને મેળવવાની ઇચ્છા હોય તો ઇશ્વરની પ્રાર્થના કરો કે હે પ્રભુ! જ્યારે દુઃખ વગર તારી સાધના થનાર નથી, ત્યારે હે પરવરદીગાર! તું જે દુઃખ આપશે તે હું સહનશીલતા, ધીરજ અને શાન્તિથી સહન કરવા તૈયાર છું. ઇતિહાસ તરફ નજર કરતાં ઘણા ભક્તોએ ઇશ્વરની ભક્તિમાં

દઈ રહીને અસહ્ય દુઃખ વેઠેલાં જણાઈ આવે છે. મીરાંબાઈ ચીતોડના રાણાની રાણી હતી. તેના ઉપર રાણાએ કેવી કેવી વિપત્તીઓ નાંખેલી હતી તથા તેને મારી નાંખવા માટે વિષનો પ્યાલો, સરપોથી ભરેલા કરંડીઆઓ અને પીશાચોથી ભરેલું રહેવાનું સ્થાન ઇત્યાદી ઘણા પ્રકારની વીટંબણાઓ છતાં કૃષ્ણ પરમાત્મા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તે સઘળી પીડાઓને તરી જવા શક્તિવાન થઇ હતી અને છેવટે તેનાજ સ્વરૂપમાં મળી ગઇ હતી.

હવે ત્રીજું દુઃખનું કારણ તપાસીસું તો જણાશે કે તે ઉદાસી મન છે, એટલે કે કંઇ પણ બાબદ દીલગીર બનવું અને તેનાજ વિચારમાં શરીરને શોષવું તે છે. એક વિદ્વાન કવિ કહે છે કે:-

To be happy the Passion must be cheerful and gay, not gloomy and melancholy. A propensity to hope and joy is *real riches*; one to fear and sorrow, *real Poverty*.

સુખ મેળવવાને સ્વભાવ આનંદી અને ખુશ મીજાજ રાખવો જોઇએ અને ઉદાસ રહેવું જોઇએ નહિ, કારણ કે ખુશ અને આનંદી રહેવામાંજ સુખ છે. ધાસ્તી રાખવી અને દીલગીરીમાં રહી શોક કરવો એજ ખરેખરી દરીદ્રતા છે. કોઇપણ જાતનું દુઃખ આવે તેને વાસ્તે નીરાશ થવું નહિ. કારણ કે તેમાંજ આપણી કસોટી છે. જેવી રીતે સોનીને સોનું બહુ પ્રીય છે તેથી તેને બહુ કસીને જુવે છે તેવી રીતે ઇશ્વર પોતાના ભક્તને વધારે ચાહે છે તેથી તેને વધારે દુઃખ આપી કસે છે. કેટલાકો ગરીબાઇ એને મોટું દુઃખ માની રાત દિવસ તેનીજ ચિંતામાં પડયા રહે છે, પણ ગરીબાઇ એ કંઇ ખરેખરું દુઃખ નથી, તેને આપણે આપણી નબળાઇ અને સુસ્તીપણાનો પોશાક પહેરાવેલો છે તેથી તે આપણને દુઃખ રૂપે ભાસે છે. જ્યારે આપણે આપણા નસીબના કડીઆ બની, આત્મ સુધારણાનું કાર્ય હાથ ધરીશું ત્યારે આ દુઃખો પોતાની મેળે અદ્રશ્ય થઇ સુખ આપનાર નીવડશે અને તે વખતે ગરીબાઇનો ઉપયોગ સહનશીલતા, હીમત અને શ્રદ્ધાના સદગુણો ખેડવાનું શીખવવામાં થશે.

છેવટમાં પ્રીય વાંચક! આગળ કહેવામાં આવ્યું તેવી રીતે જો તું કદાપી નાશ નપામે એવા સુખની ઝરો, કદાપી અંત ન આવે એવો આનંદ અને કદી ભંગ ન પડે તેવી શાન્તિ મેળવવાને ઇચ્છા રાખતો હોય, જો તું આ અનંત જીવનનાં-મુક્તિનાં દ્વાર તરફ જવા ચહાતો હોય તો પ્રથમ તારા મન ઉપર કાબુ મેળવ, અને તહારા દરેક વિચાર, માનસીક ઉભરા અને તૃષ્ણાને તહારી અંદર રહેલી દિવ્ય શક્તિને અનુકુળ બનાવ અને ઇશ્વરી પ્રેમમાં સંપૂર્ણ શ્રધ્ધાથી લીન થઇ, તદન નિરદોષ જીવન ગાળવાને પ્રયત્ન કર જો તું તે પ્રમાણે કરવાને ઇચ્છતો ન હોય તો પછી તું ગમે એટલી પ્રાર્થનાઓ અને ક્રિયાઓ કરે તે સઘળી નિષ્ફળ અને નિરૂપયોગી સમજજે, કારણ કે મહાન પુરૂષો કહી ગયા છે કે જે મનુષ્ય પોતાના મનને વશ કરે છે તેજ દિવ્ય જ્ઞાનનો અને ખરા સુખનો અધીકારી બને છે.



# એપ્રીલફુલ!

## ચવિત્રા ફોરગાઓના તરેહવાર ખેમાંનો.

લખનાર-"K. D. J."

એપ્રીલફુલની રસમ બહુ વર્ષની જુની છે. તે ક્યારે શરૂ થઇ તે માટે આપણને કશી પણ નોંધ માલમ પડતી નથી, કે તે વિષે કોઈ પણ જાણતું નથી. જે જણાયું છે તે એજ કે એ રસમ જુનામાં જુની છે. આખા યુરોપ ખંડમાં તે ઉપર અમલ કરવામાં આવે છે, અને પહેલી એપ્રીલે ત્યાંના કેટલાક ચવિત્રાઓ સૌને તોબા પડાવે છે. તેઓ ત્યાં તરેહ તરેહના ફારસો ભજવે છે: જેવા કે પરબીડાંમાં સુવેલો ઉંદર તેમજ એવુંજ કાંઇ પેકેટ બનાવી રસ્તાપર પડ્યું હોય તેમ નાંખશે, અને પછી દુર ઉભા રહી મજાહ જોશે. જો કોઇએ તે કાંઇ અગત્યનું પેકેટ સમજી ઉંચક્યું અને ખોલ્યું તો તે બાપડાની કમબખ્તી! તરતજ તેને એપ્રીલફુલની બુમોથી વધાવી લઇ વાજતે ગાજતે તેઓ તેને તેના ઘર સુધી પહોંચતો કરી આવશે. વળી કોઈ રસ્તે ચાલતા શુઝોર્ગ આદમીને કહેશે કે "કાકા, જરા ગજવું તપાસો, પેલું પડી જશે." અને તે બાપડો ગભરાઇને ગજવું તપાસવા જશે તો એપ્રીલફુલની બુમો સાથે તેને વધાવવામાં આવશે.

અત્રે પણ હવે દિવસે દિવસે એ પવન ફેલાયો છે, અને એપ્રીલની ૧ લી તારીખનો લાભ લઇ કેટલાક નાપાક ફોરગાઓ સુખી ઘરમાં સડો પેદા કરે છે, એવા કેટલાક દાખલા મારી જાણમાં છે. કેટલાકો કોઈની માસુક, કોઇના આસક યા કુટુંબો પર જુદાં નામોથી ભલતા ભલતા ગલીચ શબ્દોથી ભરપુર કાગળો લખે છે, અને કેટલાકોએતો મરણના ખોટા સદેશાઓ પણ મોકલ્યા છે, કે જેમાંનો અત્રે ફક્ત એકજ દાખલો આપીશ.

નવસારીનાં એક કુટુંબમાં સુરતથી નીચલો તેલીગ્રામ આવ્યો.

"તમારા છોકરા ગુજર્યા. પાયદસ્ત રાખેલી છે. મોઢું જોવું હોય તો જલદી આવો."

આથી તેનાં કુટુંબમાં ભારે રડારોળ ચાલી રહી. તેનાં સગાં વ્હાલાંઓ ઉપર તારો ગયા અને તેનું કુટુંબ પહેલી મળતી ગાડીએ સુરત ઉપડી ગયું. સુરત જઇને જોયછ તો પેલા ભાઇ તો તદન સારી પેઠે હતા અને કોઇએ ખોટો તાર મુકયો હતો. એજ પ્રમાણે એક બીજા જાણીતાં કુટુંબમાં પણ એવોજ દાખલો બન્યો હતો. આ નીચ કામ કરનાર ફોરગાને પકડી ઘટતા દંડે પુગાડવા ઘણીબી તજવીજ કીધી પણ સઘળું વ્યર્થ ગયું.

આ નીચ કામ કેટલાકો દુશ્મનાઇ યા રમુજને લીધે કરે છે. ભલે, જો તેઓએ રમુજ મેળવવી હોય તો બીજી ઘણીબી છે, ને નહીં કે આવી બેશરમ ભરેલી! જેમ દરેક રીતની હદ હોય છે તેમ એની પણ હદ હોવીજ જોઇયે.

આ ટકે મારાં વાંચકો સનમુખ મારે જણાવવું જોઇયે કે આ અદના સેવકપર પણ એપ્રીલની ૧ લીએ પોસ્ટ પારસલથી કાંઇક નવીન પ્રેઝન્ટની નવાજેશ થઇ હતી, અને તે ચવિત્રાએ તે મારા એક ખાસ ફ્રેન્ડના નામથીજ મોકલ્યું હતું; પારસલ ખોલતાં અંદરથી શું નીકળ્યું? એક ગ્લાસ પેપરવેટનો ભાંગેલો કટકો, Fun and Frolic નામની એક અંગ્રેજી રમુજી ટુચકાઓની કસારાંએ ખાઇ નાખેલી ચોપડીનાં થોડાં છુટાં પાનાં અને પેપરના ડુચા. હું અજાયબીમાં ગર-

કાવ થયો પણ એક ભલા મિત્ર કે જેવણું મારે ત્યાં પરોણા દાખલ ઉતરયા હતા, તેવણે તરતજ મારૂં ધ્યાન ખેંચી કહયું કે "એ તો આજે એપ્રીલની પહેલી તે તમોને કોઇએ એપ્રીલ ફુલ બનાવ્યા." પણ કાંઇ નહીં, તે પ્રેઝન્ટ પણ મને કાંઇ ઉપયોગમાં આવી છે. તે નામીચો (!) ગ્લાસ મારી ઓરીસમાં મારી ટેબલ પર પેપરવેટ તરીકે કામ બજાવે છે, જ્યારે પેલી ચોપડીનાં થોડાં પાનાં પણ ઘણાંજ ઉપયોગમાં આવ્યાં છે, કે જેમાંથી મને કેટલાક રમુજી ટુચકાઓ લખવાના મલ્યા છે. એક દિવસે બપોરે મારી લાયબ્રેરીમાં બેસી હું મજકુર પાનાંઓ ઉઠલાવતો હતો ત્યારે એકાએક એક પાનાંની બાજુમાં પેલા કોરગાનું નામ તેના પોતાનાજ અક્ષરે લખેલું મારી નજરે પડયું ત્યારેજ મારી ખાતરી થઇ કે આ ભેટ (!) મોકલનાર મી૦ ............છે. આથી મેં મજકુર શખસની સખત રીતે ખબર લીધી હતી, અને ફરીથી કોઇની ઉપર પણ એવી નાદાન્યત નહીં કરવાની તેને ચેતવણી આપી હતી. અરે! હવે એપ્રીલની પહેલી તારીખ પરથી કેટલાક બદમાસો તો પતોતી જેવે શુભ દિવસે પણ તરેહ તરેહના ફારસો ભજવી રંગમાં ભંગ કરે છે. પણ આહ! હાલ હું મારા વિષયથી દુર ગયો છું, માટે એ બાબદ અત્રેજ પડતી નાંખી ભવિષ્યમાં મલતી ટકે એ ઉપર કાંઇક વધુ વિવેચન કરીશ.

એપ્રીલ ફુલને લગતો એક રમુજી બનાવ એક ઇંગલીશ પેપરમાં મારા વાંચવામાં આવ્યો હતો, જે અત્રે પ્રસંગોપાત હોવાથી ટપકાવીશ.

એક બાઇએ એપ્રીલ ફુલની રમત ઠીક બજાવી હતી. તેણીએ પોતાના એક દોસ્તનું સોનાનું ઘડિયાળ તારીખ પહેલી એપ્રીલે ગેપ કરયું અને જ્યારે તેણી પકડાઇ અને કોરટમાં તપાસ ચાલી ત્યારે તેણીએ જણાવ્યું કે "એતો મેં એપ્રીલ ફુલ કીધું." એ વેળાએ તેણીને મેજીસ્ત્રેટે પુછયું કે "આજે તારી પાસ તે ઘડિયાળ છે કે નહીં?" તેણીએ જવાબમાં ચોખ્ખી ના પાડી એટલે તેણીનાં ઘરની જડતી લેતાં તે ઘડિયાળ ત્યાંથી મળ્યું. પછી જ્યારે કોર્ટને ઠગવા માટે તેણીપર વાંક મુકયો ત્યારે તેણીએ હસીને કહ્યું કે "એતો મેં કોર્ટને પણ **એપ્રીલ ફુલ** બનાવી." આથી કોર્ટે પણ એવું ઠરાવ્યું કે તેણીને પણ એક વર્ષ સુધી એપ્રીલ ફુલ બનાવવી. તેથી તેણીને મેજીસ્ત્રેટે કહ્યું કે "આવતી પહેલી એપ્રીલ સુધી તારે કેદખાને રહેવું, અને એક વર્ષ પછી કેદખાનામાંથી છુટે ત્યારે એમ સમજવું કે **કોર્ટે તને પણ એપ્રીલ ફુલ બનાવી.**" એમ કહી મજકુર સ્ત્રીને એક વર્ષ સુધી વગર ભાડેની કોટડીમાં હવા ખાવા મોકલી આપી એ તે એપ્રીલ ફુલની ખરી મજાહ!

આ બાબદ ઘણી અગત્યની છે અને ટુકડેથીજ આવાં કામ કરનાર કોરગાઓના ટાંટયા ભાંજવાજ જોઇયે, કે જેથી ભવિષ્યમાં તેનો ફરીથી લાભ લેવાય નહીં.

(આ બાબદ અમારા એપ્રીલના અંક માટે ખાસ લખાઇ આવી હતી, પણ જગ્યાની કોતાઇને લીધે તે હમણાં સુધી રહી જવા પામી હતી—અ૦ પ્ર૦)



# શું સરસ—ઇમાન કે સોનાની ખાણ?

( એક વાર્તા )

લખનાર—'રશીક'

"તમારે ગમે તો મને રીલીફ કમીટીનો એજન્ટ સમજી લેવો" તે ચસમા વાલો આદમી બોલ્યો "લડાઇએ કાંઇકોને નોકરી ચાકરી વગર રખળતા રઝડતા કરી દીધા છે અને તેથી જુદી જુદી રીલીફ કમીટીઓ આજકાલ ઘણી ઉપ્યોગી થઇ પડી છે."

"પણ મારે કોઇ દી કોઇની સખાવતપર જીવવું પડશે એમ મેં ધાર્યુંતુંજ નહીં" રૉબર્ટ ડેનીએ તેની સામે સોનાની મોહોરથી ભરેલી એક બેગ લઇને ઉભેલા પેલા આદમી તરફ જોઇ કહ્યું.

"છટ–છટ!" પેલો આદમી બોલ્યો "લડાઇમાં આપણે એકમેકને મદદ કરવી ઘટારત છે. તું હવે કરશે શું? તું એક પૈ વગરનો લંગડો લુલો અને તારી બૈરી ભુખમરાએ અડધી મરી ચાલીછ,"

"તું અમારે વાસ્તે બધુંજ જાણતો દેખાયછ" રૉબર્ટ કાંઇક કચવાઇને બોલ્યો.

"તે બધું જાણવાનું અમારૂં કામજ છે" પેલાએ જવાબ દીધો "ચાલ, કહે તને શું જોઇયેછ? એક ગીની હમણાં જરૂરીયાતને માટે આપું?"

"પણ મારી જીંદગીમાં કોઇ પાસે મેં ભીખ માંગીજ નથી" રૉબર્ટ પેલાના હાથમાંનો બેગ જોઇ બોલ્યો.

પેલા આદમીએ પોતાના હાથમાંનો તે બેગ એક ટેબલપર મુકયો.

"વારૂં, એમ સમજો કે હું તમને મદદ કરૂં તે ફોકટની નહીં હોય: આપણે તેને એક જાતના ધંધાનું રૂપ આપે: હું તમને પૈસાની મદદ કરૂં તેના બદલામાં તમે મારૂં કાંઇ કામ કરો તો?"

તે માણુસની આ દરખાસ્તને તેની મરજીને જ પેશ પડતો જવાબ આપવાની ઉસ્કેરણીમાં માળ ઉપરથી ખોં–ખોં કરીને ખાંસવાનો રોબર્ટ ડેનીને અવાજ આવ્યો. રોબરટ ડેનીએ તે સાંભળ્યો. તે પોતે બીચારો લુલો લંગડો હતો, તે છતાં તેની જીંદગીની એકની એક મોજ તેની પોતાની પરણેતરમાં તેણે ભરી મુકી હતી. પણ હાલ તે બીચારી માળ પર ભુખી મરવા સુતી હતી. તેણીને લાગુ પડેલી જાલેમ બીમારીને ડાકટરો કદાચ ગમે તે બીજાં નામે ઓળખાવે, પણ તે પોતે તો જાણુતોજ હતો કે તે બીચારી ભુખમરાનોજ ભોગ થઇને સુતી હતી.

"ચાલ, ત્યારે બોલ, તારે ૫૦૦ પાઉંડ કમાવાછ?" પેલા માણસે તેને પુછ્યું.

રોબર્ટ ડેનીની નજર હવે ત્યાંનીજ એક ખાધ ખોરાકી ભરી રાખવાને વપરાતી કબાટ તરફ ગઇ અને તેને માલમ હતું કે ત્યાં ભરી મુકેલાં વાસણો તમામ ખાલી હતાં.

"જો ખરૂંજ કેહુ તો ૫૦૦ પાઉન્ડ તો શું પણ પાંચ પાઉંન્ડ કમાવાને માટે હાલ હું કોઇ ગુનાહ કરવાનીજ કોશેશમાં હતો. જો તું રીલીફ કમીટીનો ખરેખરો એજન્ટજ હોય તો મને થોડીક મદદ કર. હું ચોરી કરૂં તેનાં કરતાં તારી મદદ ઉપર હાલ તુરત જીવું તે બેહેતર."

"અરે, હું તો પાંચસો પાઉંડની વાત કરૂંછ" તે બોલ્યો "તુંને જોઇતા હોય તો તુંને આપું જો આપ!"

એમ કહી પેલાએ પેલો બેગ ઉઘાડયો અને તેમાં સીંચી મુકેલા સોનાના સીકકા અને નોટોનો ઢગ તેણે તેને બતાવ્યો.

"જોઇને શું કરૂં?"

"તમે પ્રોફેસર ઇન્ગેન સાથે કામ કરતા હતાની?"

"તમે મારે માટે બધુંજ જાણોછ? હા, એવણુની લેબોરેટરીમાં હું કામ કરતો હતો. હું તેવણુને ત્યાં એક નોકર હતો અને તેમનાં કામમાં મદદ કરતો હતો.

"ત્યારે તેવણુ સાથની તમારી કારકીરદીની બધી વાત મને કેહો."

"હું બાર વર્ષ તેવણુ સાથે હતો, તેમાંનાં બે વર્ષ તેવણુ સાથે મેં રીગેટમાં અને દશ વર્ષ બેલજીયમમાં કાઢયાં હતાં, હું તેવણુની હાઉસકીપરની દીકરી સાથે પરણ્યો હતો.

"જેવણુ ઉપર હમણાં સીક છે."

"હા, જે બીચારી હમણાં મરવા સુતેલી છે." [illegible]બર્ટ બોલ્યો. "જો કે દાકટરે એમ કહ્યું નથી પણ [illegible]ના ચ્હેરા પરથી હું ચેતી ગયો છું"

"ત્યારે કાંઇ શક્તિનો ખોરાક—"

"એ ખુદા, એવું બોલીને તમે દુઃખ ઉપર ડાહામ ના મુકો, ડાકટરેબી શક્તિનો ખુરાક લેવા કેહ્યું પણ, તે લાવું કયાં ગુહલામાંથી?"

પેલો આદમી એક ખુરસી તાણી હવે બેઠો, અને રોબર્ટને જાણે તે વીશ્વાસમાં લેતો હોય તેમ બોલ્યો—

"બ્રસલ્સમાંબી તમે પ્રોફેસર ઇન્ગેની સાથેજ હતા ની?"

"હા"

"ને જ્યારે તેનાં ઘેર પર હરોરો પડયો ને એવણુને ત તજી જવાની ફરજ પડી ત્યારેબી તમે હતા ની? ને બે વર્ષ પછી તમે એન્ટવર્પમાં તેની સાથે આવ્યા કે ની? ને તે બાદ પ્રોફેસર દુન્યાની સફરે નીકળ્યો ખરૂં કે ની?"

"હા, ને તેટલાં તેમની હાઉસ કીપર મરી જવાથી તે કામ મારી બૈરી કરતી હતી."

રૉબર્ટ ડેનીને પેલા મળવા આવનારે પોતાનો ચસ્મો કાઢીને લુછવા માંડયો.

"ત્યારે અમુને તારા જેવોજ માણસ જોઇયેછ" તે બોલ્યો—"પ્રોફેસરનો વિચાર એક ધાતુને બીજી ધાતુમાં ફેરવવાનો હતો ની?"

"ફેરવવાનો?"

"ત્યારે શું સોનું બનાવવાનો?

"નહીં, પ્રોફેસર એવા ઉલ્લુ નહીં હતો કે એવાં વાહીયાત ફાંફાં મારે; તેનો વિચાર સ્ટીલ કરતાં કોઇ વધુ ચીવ્વટ ધાતુ બનાવવાનો હતો."

"ને તેથી તે ધાતુઓ મોટા જથ્થામાં ખરીદતો હતોની?"

ડેનીએ ડોકની ઇશારતથી હા કહી; તેણે ભોગવેલી આગલી જીંદગીની યાદ તેને હાલ કાંઇક મોજ આપતી રહી હતી.

"એક વખત તે ત્યારે એક આખું વાહાણુ ભરીને સેંકડો ટન ત્રાંબું લાવ્યો હતોની?"

"હા, પણ તે તે ભુલમાં ખરીદી લાવ્યો હતો અને તેમાં તેણે ઘણો માર ખાધો હતો."

"ત્યારે તે ત્રાંબાનું શું થયું?"

પેલાના આ ઉપરાસાપરી સવાલોથી રૉબર્ટ ડેની અજબ થયો, તે વિચારમાં પડયો કે પ્રોફેસરને લગતી એ વાતમાં તેને શું લાભ હશે?

"પ્રોફેસર ઇનગેએ કેટલુંક અખતરામાં વાપર્યું" તેણે અડધે મને જવાબ દીધો.

"કેટલું? ચોદેક રતલ?"

"નહીં વધારે"

"ત્યારે હંડ્રેડવેટ એટલે એકસો બારેક રતલને આશરે? ને તે બી પેલાં સેંકડો ટનમાંથી? ત્યારે બાકીનાંનું શું થયું? કેઠે લઇ જઇને મુકયું હોવું જોઇયે. તમે લોક તે એન્ટવર્પ લઇ ગયા?"

"નહીં. પ્રોફેસરનો વિચાર બ્રસલ્સ લઇ જવાનો હતો અને તે માટે તેવણે એક જગ્યા શોધી કાઢી હતી." ડેનીએ જવાબ આપ્યો.

"ક્યાં?" પેલાએ પુછ્યું.

"કેટલેક દુર હું તે એક ભાડેની ગાડીમાં લઇ ગયો, જેને તે ધારેલ ઠેકાણે જતાં પંદર દહાડા લાગ્યા હતા. તે બોજો ઘણો ભારી હતો, અને બે એક માઇલ જવાનું હતું."

ત્યાં પેલા ડેનીને મળવા આવેલો આસામી ઘણો ઉશ્કેરાયલો લાગ્યો.

"તે તમે કયે ઠેકાણે લઇ ગયા.?"

"હું તે જગ્યાનું નામ ભુલી ગીયો છ"

"પણ તે જગ્યા કયી તરફ આવી તે તો તમે જાણતા હશો, મને નકશા પર તે જગ્યા દેખાડી શકશો?"

"હા, હું પલાન દોરી શકું પણ તે એટલા કામ—"

"જો, મને તે પલાન તું આપે તો તેના બદલામાં આય પાંચસો પાઉન્ડ તારાજ સમજ." પેલો પોતાની બેગ ઉઘાડી બોલ્યો.

"પાંચસો પાઉન્ડ! પણ શા માટે?" તેણે દિગ મુઢ બની પુછ્યું.

પણ પછી એકાયક તેને કાંઇ યાદ આવી હોય તેમ ઉછળીને તે ઉઠયો, અને ખુણામાં ગોઠવી મુકેલી પેલીજ કબાટ આગળ જઇ, તેમાંથી તેણે એક બંડલ કાઢયું. તે બંડલ તેણે છોડયું તો તેમાંથી અડધું પાઉ નીકળ્યું, જે બાજુએ મુકી તે બંડલવાળો ન્યુસપેપરનો ટુકડો લઇ તેણે તેમાંથી કાંઇ વાંચ્યું અને તેને જે વાંચવું હતું તે વાંચી લઇ તે ટુકડાને ઘડીયાળી ખીસામાં મુકયો. તેણે તેમાં જે બાબદ વાંચી તેનું મથાળું નીચે મુજબ હતું.

**"જરમનીને ત્રાંબાના પડતા અવકશ! બેલજયમનાં ઘરોનાં બારણાં બારીનાં પીતલનાં હેન્ડલો આગરા અને કળો તેઓએ ઉખેડવા માંડયાં!**

તેણે હવે તે પેપરનો ટુકડો પોતાનાં ખજાવામાંથી કાઢી તેબલપર પેલાની નજર સામે પાંચ્યો.

"આવજ કારણ સર તમો સવાલો મને પુછો છ?"

પેલો હસ્યો,

"એમ ધારો કે હા"

અને તેનાં મોંહમાંથી આ શબ્દો પડતાંજ રોબર્ટ ડેની ઉશ્કેરાઇ ગયો.

"ને તું મને પુછે છ કે એ ત્રાંબું તારે કયાંથી મેળવવું કે જેથી તેજ ત્રાંબામાંથી જરમની પોતાનાં ખાના ખરાબીનાં હથ્યાર બનાવે?"

"હું તો તારે પાંચસો પાઉન્ડ કેમ કમાવા તે બતાઉંછ"

પેલો મોંહ હલકું રાખીને બોલ્યો.

તેનો આ જવાબ સાંભળી રોબર્ટ ડેની એવો ઉશ્કેરાઇ ગયો કે તે પેલાને ટાટેજ બાઝતે, પણ તેટલાં ઉપરથી "અરરર, ઓ" કરીને બુમો પાડવાનો સાદ આવ્યો અને તે તુરત ઉપર દોડી ગયો. અને જ્યારે તે પાછો ત્યાં આવ્યો ત્યારે તેની આંખોમાં અંગાર ચમકતો હોય તેમ પેલાને લાગ્યું.

"કેમ?" પેલાએ પુછ્યું.

"ખુદા ખાતેર, તમે અંહીથી જાવો!"

"તમારી બેરી બેહાલ છે કે?"

તેને કશોબી જવાબ આપ્યા વગર રોબર્ટ નિસાસ થઇ એક ખુરસી ઉપર પછડાઇ પડયો, ને પછી એકાએક ઉશ્કેરાઇ જઇ બોલ્યો—

"લાવ મને આપ-દમળાંજ પેસા આપ! ને એક કલાક રેહીને પાંચસો પાઉંડ લઇને આવજે; મને તે પલાન દોરતાં એક કલાક લાગશે."

પેલો આદમી હસ્યો અને તેબલ પર પાંચ સાવ-રીન્ મુકી ચાલતો થયો.

એ રીતે રોબર્ટ ડેનીએ પોતાનું ઇમાન વેચ્યું.

* * *

તે બીમાર બાઇનો ખાવીંદ રૉબર્ટ કાંઇ ખુબ મેહેનતમાં રોકાયલો હતો અને તે બીચારી તેને જોતી બેઠી હતી.

તેણીનાં કપાળ પર કરચળી વળેલી હતી, અને તેણીનાં ભવાંનો ચીલ્લો ચઢેલો હતો: તેણીની બાજુમાંજ ઉંચા વાઇનની બે ત્રણ બાટલીઓ અને સોજી તાજી ફરુટની ભરેલી એક બાસ્કેટ હતી.

"રોબર્ટ!"

"કેટી ડીયર!"

"આય તું કયાંથી બધું લાયો?"

"એ મને કાંઈક કામના બદલામાં મળયું."

"એ તું કાંઇ પ્લાન દોરેછ કે, રૉબર્ટ?" તેણે ગભરાઇ જઇને પોતાનું તે કામ છુપાવી દીધું.

"રૉબર્ટ, મેં સ્વપનું જોયું કે ખરેખર તુંને કોઇ આપણા પ્રોફેસર ઇન્ગેના તાંબાંને માટે પુછતું હતું?"

"કેટી, વ્હાલી તું હવે જરા આસાયશ લે" તે બોલ્યો.

"રૉબર્ટ, તું મારીથી કાંઇ છુપાવેછ? આગળ તો તું એમ કદી નહીં કરતો હતો."

તેણીને સમજાવી પટાવીને વાહી લેવા તેણે પોતાની પેન બાજુ મુકી, પણ તેણીના ચ્હેરાપરથી તે ચેતી ગયો કે તેણે માથે લીધેલાં કામનો સનસારો તે પામી ગઇ હતી.

"તમે શું કરોછ તે હું જાણુંછ!" તે બોલી "મને અંહીં માળપરથી ઘડી ઘડી પેલાં ત્રાંબાંનો વિચાર આવ્યાજ કરતો હતો. જરમનોને મોટો ફાયદો થાય તેવો ભેદ તમે વેચવા નીકળયાછ!"

"કેટી!"

"હા, ને તેમ કરી તમે તમારું ઇમાન વેચોછ! લઇ જાવો મને એનો એક શુક બા હવે હરામ છે."

એટલું બોલતાં તેણીની આંખ્યો આંસુંનાં પાણીથી ભરાઇ ગઇ.

"એથી નજીવાં કારણસર ભલી નેક અબલાઓ ભુખી પ્યાસી મરી જઇ દુન્યામાં પોતાનું નામ મુકી ગેઇછ; મારી ફરજ હું બી બજાવસ હું બી ભુખી મરીજ જવસ"

"કેટી! કેટી!" તે બોલ્યો.

"રૉબર્ટ, આપણે ત્યાં દીકરાની બક્ષેસ ખુદાએ કીધી હતે તો તેને તું તારા દેશની સેવામાં અર્પણ કરતે; હું જાણુંછ કે તું તેમ કરતેજ! તારો દીકરો નથી તો તારી પરણેતર તો છે. લે તેને તારા રાજા અને દેશની સેવામાં અર્પણ કર."

રૉબર્ટથી તેણીના આ શબ્દો સાંખી શકાયા નહીં તેથી તે ઉઠયો અને પોતાની તે પરણેતરનાં કપાળપર એક કીસ લઇ તે પ્લાનના ચીડયે ચીડયાં તેણે કરી નાંખ્યાં, તેજ વખતે તેનું બારણું કોઇયે ઠોકયું.

પેલો વેર વીખેર થોડોક પડેલો ખોરાક પેલી બાસ્કેટમાં તેણે ભરી દીધો અને પછી નીચે ઉતર્યો.

"લે આય પાંચસો પાઉંન્ડ" પેલો આદમી જેને રોબર્ટે બારણું ઉઘાડી અંદર લીધો હતો તે બોલ્યો "દશ દશ પાઉન્ડની ત્રીસ નોટના અડધા કકડાને બસો પાઉંન્ડ રોકડા, મને પેલું ત્રાંબું તારા પ્લાનવાલી જગ્યે મળતાંજ બાકીના ત્રીસ ટુકડા તને તુરત મળશે."

"નહીં જોઇયે!" રોબર્ટ બરાડ મારી બોલ્યો.

"એટલે?"

"એટલે એમ કે મારે તારું એ કામ નથી કરવું."

"તે કામને પેટે તેં થોડાક પૈસા લીધાછ કેની?"

"લે આય તેમાંના બાકી વધ્યાછ તે" એમ કહી તેણે થોડુંક પરચુરણ પેલા આગળ તેબલઉપર હડસેલ્યું. "લે આય ને ચાલ્યો જા"

"પણ, ભાઇ તુંને—

"તે ભેદ મારો નથી, પ્રોફેસર ઇન્ગેનો છે, જા તેને જઇને પુછ"

"પણ તેતો મરી ગીયો"

"તો તું ખી મરી જા"

"એન્ટવર્પમાં તેની ઉપર એક બોંબ પડયો ને તે ગઇ કાલેજ માર્યો ગયો."

"તારે લે આ આ તારા પૈસાની બાકી ને ઉતાવળે મરી જા કે રસ્તામાં તેવણનો ને તારો મેળાપ થઇ જાય તો તુંને છેક સુધી નહીં જવું પડે!"

"પણ, તું એ કામ માટે કબુલ થયો હતો, તેને પેટે તેં પૈસા લીધા હતા અને તેં તેમાંના કેટલાકતો ખરચીબી નાંખ્યા. વિચાર કર, મારા ભલા દોસ્ત ને આ તારી નજર સામે રાખી નિરાંતે ગોર કર. હું પાછો રાતે આઠ વાગે આવીશ." પેલાએ રોબર્ટને મટાવી લેવાની હવે બાજી રચી.

* * * *

પેલો બીચારો લંગડો રોબર્ટ ઉપર ગયો અને પેલી બાસ્કેટ તરફ ટીકતો તે ઉભો; પછી પોતાની પરણેતર તરફ જોઇ બોલ્યો,

"વ્હાલી, મને તારી હીંમતમાંથી થોડીક ઉછીની આપ."

તેણીએ તેનો હાથ લઇ આંખોમાં દાબ્યો અને હસી.

"ફકી, ગમે તે થાય પણ આપણે સાથેજ રહે કે જેથી જે હાલ તારો થાય તે મારોબી થાય."

"હા, રોબર્ટ" તે બોલી.

વળી પાછું નીચેનું બારણું ઠોકાયું; તેણીને તે છોડીને નીચે ગયો અને બારણું ઉંઘાડયું તો તેણે એક ઉંચા કદના દાઢીવાલા મરદને પોતાની સામે ઉભેલો દીઠો.

"તમેજ રોબર્ટ ડેની?"

"હા, સાહેબ"

"કેટલાંક વરસો સુધી પ્રોફેસર ઇન્ગોના નોકર અને મદદનીશ?"

"હાજી."

"પ્રોફેસર એક બોંબથી ઘાયલ થયા હતા તે તમે જાણોછ?"

"મેં હમણાંજ સાંભળયું સાહેબ."

"તેવણ ગઇ કાલેજ ગુજરી ગયા, હું તેવણનો વકીલ અને એક્ઝીક્યુટર છેઉં; તમે જાણોછ એવણનાં કોઇમા સગાં વ્હાલાં નથી તે?"

"હાજી, મને ખબર છે."

"એવણ કાંઇ ઘણા પૈસાવાળા ન હતા; તેમની વાર્ષીક આવક માત્ર ૩૦૦ પાઉંન્ડની છે. તે ઘણી વધારે હોતે, પણ તેવણને સત્તાનો અને બીજાં ત્રીજાં વ્હેજાંનો ઘણો શોખ હતો. તેવણનું બધું નાણું અંહીં ઈંગ્લાંડમાંજ છે.

"તેવણનાં મરણની ખબર સાંભળી હું દલગીર છેઉં"

"તેવણ તમુને પોતાના વારેસ ઠેરવી ગયા છે" પેલો વકીલ બોલ્યો "અને પોતાની બધી અસ્કેયામત તેવણ તમારાં નામ ઉપર કરી ગયા છે."

"એક જરા મને માફ કરશો? હું હમણાં આઉંછ" એમ બોલી તે ઉપર દોડી ગયો અને પેલી ફૂટ અને વાઇનની બાસ્કેટ ફેંકીને બતાવી તે બોલ્યો.—

"ડીયર, આ હવે આપણીજ છે–હવે આપણા હલાલ પૈસાની તે છે" પછી તે પાછો નીચે આવ્યો.

"તમે જે કહોછ તે શું ખરું છે કે પ્રોફેસરનો તમામ પૈસા મને મળશે?"

"હા! થોડાક કાલે મળશે, બાકીનાને મળતાં જરા વાર લાગશે, પણ તમુને હાલ જરૂર હોય તો થોડા હું આપું."

"હા, સાહેબ, એક પાંચ પાઉંન્ડ આપો તો મેહેરબાની"

પેલાએ પોતાની પાકીટ કાઢી.

"વધારે જોઇયે તો વધારે લેઓની?"

"નહીં સાહેબ પાંચજ પાઉંન્ડ જોઇયેછ"

"પણ પાંચજ કાંય?"

"મારે મારું વેચેલું ધમાન પાછું ખરીદી લેવુંછ."

"એટલે?"

"તે હું તમને કાલે સમજાવીશ, તેટલાં સાહેબજી."

"સાહેબજી"

એ રાતે રોબર્ટ ડેનીએ પોતાનું વેપરા ફકીરનું ધમાન પાછું ખરીદી લીધું હતું.

(સમાપ્ત.)

# બાનુંઓનો બાગ.

લખનાર—સહનશીલ સખી.

## દિકરીઓ કોણની પાસે રેહવી જોઇએ?

આ એક મોટો અને મહત્ત્વનો સવાલ છે, જેનો જવાબ સેંકડે નવ્વાણું આસામીઓ આપશે કે, "માતા પાસે." ઝડપથી વેહતા સુધારાના રેહમાં કેટલાંક મા-બાપો એટલાં ઉતાવળે ધસડાઇ—તણાઇ જાય છે કે કુંવારી દીકરીઓનાં ભવિષ્યનો ભય તેઓની સામે ડોળા ઘુરકતો નથી, એજ આપણી અચરતી છે!

આજનાં મા-બાપની ફક્ત ઇંગ્રેજીજ કેળવણી આપવાની હદ બાહેર ઉલટને લીધે તેઓ દુન્યાદારીનો લાંબો વિચાર કર્યા વગર પોતાની કુંવારી નિર્દોષ દિકરીઓને નજરથી દૂર પરધર્મની અને પરકોમની વાતાવરણમાં છુટી છોડી દે છે; જ્યારે બીજાંઓ, સગાં—સ્નેહીઓનાં ઘરમાં કેળવણીને બાહણે સેંકડો મૈલ દૂર દિકરીઓ ધીરે છે! આવા દાખલાઓ જ્યારે આપણે વારંવાર કોમમાં જોઇએ છિયે, ત્યારે આપણને કુદરતીજ વિચાર આવે છે, કે એક માતા પોતાની પવિત્ર ફરજંતુ ફરજ બીજાંઓને અદા કરવા કહે છે! પોતે પ્રત્યેક જંજાલ-જોખમમાંથી અળગ થવા પ્રયત્ન કરે છે.

બીજાંઓ, વરની નોકરી દેશાવર હોવાથી, યા ઘણી પ્રદેશમાં ધંધો કરતો હોવાથી, પોતાની બેટીઓને બીજી બાજુ મીશન ખાતાંઓ કે કૉન્વેનટ સ્કુલમાં **બેવડી ફી** આપી, રાત-દહાડો "બોર્ડર" તરીકે મેહલી દઇને પોતે નીરાંત લઇ બેસે છે. આવી ગંભીર ગફલતીનું પરિણામ છેવટે શું આવે છે? નજરથી દૂર રેહવાથી મા-દીકરી વચ્ચેનો પ્રેમાળ ઝરો વેહતો રેહતો નથી, પણ વર્ષો વહી જવાથી સુકાઇ જાય છે. અરસપરસનું એકમતાનું બંધારણ ઢીલું થઇ જાય છે: માતાનું મહત્ત્વપણું દિકરીને દેખ્રુષ્ટિમાં માતાનો દરજ્જો કેવો મહાન્ અને છે, તે દિકરી ભૂલી જાય છે. ઘણી વેળા ગુલામગીરી ગણવામાં આવે છે; માતાજીની શરણ થવામાં છુટાપણું લુટાઇ ગયલું સમજવામાં છે. મોજ-મજાહનો અભખરો, એશ-આરામતીમે દરેક ઠેકાણે દેખાવ દેવાનો હલકો ચડસ; સંગી ગમતમાં ભાગ લેવાનો મનનો ધખારો; પૈસ ખપવા કાજે ખોટું ડોળ દેખાડવાનાં પાખંડ, ખર્ચાળ રીસીપ્યારી દેખાદેખીથી દેખાડવાના ખાલી ભેજાંની પતરાજીખોર બડાઇ દેખાડવાનો દમામ, એ સઘળું એક માતાને પોતાની દિકરીથી પરાવવાનાં કારણોમાંના મુખ્ય કારણો હોય છે. રાનાં ઓઠાં હેઠળ, ગમે તે આસામી સાથે, ગમે તે છોકલપણે છુટથી ફરવામાં તેણી બાહદુરી સમજે છે અને પારકા પુરૂષો સાથે મધ્ય રાત્રિ સુધી વાજાં માફક છકેલપણે ભટકવામાં હિમ્મત માની છે. અહીંજ મા-દીકરી વચ્ચેની પ્રેમની સાંકળમાંથી કડી તુટી જઇને સાંકળ છુટી થઇ જાય છે! અને માતા પોતાનાં આગળાં અવિચારી પગલાંનો પશ્ચાતાપ મુંગે મોહડે કરે છે.

જેવી રીતે એક માતા પોતાની બેટીની જાળવણી કરી શકે, કાળજી રાખે, તબિયત અને તંદુરેસ્તીની સંભાળ રાખે, અભ્યાસ માટે આતુરતા ધરાવી તેણીનાં અભ્યાસમાં સવળતા કરી આપે, અને દિકરીની કુદરતી ખાસિયત, સ્વભાવ, ટેવ અને ચાલચલન પર ચોંપથી નજર રાખે, તેમ પારકાઓ રાખે એ માનવું ને સમજવુંજ અકુદરતી છે.

વળી, બીજા હાથ પર, કેટલીક માતાઓ પોતાની મોજ-મજાહની લાંબી મુસાફરીને બાહાણે પોતાની નિર્દોષ દિકરીઓને પારકાંઓને આધારે છોડીને હવા ખાય અને પછી તેના પરિણામો માતાની ઇચ્છાનુસાર નહિ આવે, તો તેમાં બીજાંઓને કે દિકરીઓને દોષ દેવા કરતાં, પોતેજ પોતાનો આભાર માનવાનો છે; અહિંજ ખરેખરો માતાઓને પસ્તાવો શરૂ થાય છે, પણ તે ઘણો મોડેથી. ઘણા દાખલાઓમાં કંઇ કેળવણીનેજ બાહાને દિકરીઓ માતાથી છુટી પડતી નથી, પણ ખુદ માતાઓ પોતાની મોજ-મજાહ, આસાએસ, વિગેરે માટે તેમજ જંજાલમાંથી મોકળાં થવા કાજે અનેક બાહાણે તેઓને દૂરને દૂર રાખે છે; અને એ રીતે દિકરીઓને પારકાં રક્ષણ હેઠળ સોંપી પોતે મજાહ મારે છે. ઘણી વેળા તો માતાઓ પોતાનાં **મહીશંની** સગવડ સાચવવા દિકરીઓની કેળવણીમાં અને તેઓનાં ભવિષ્યમાં આડે આવે છે. **મહીશં** તરફની હુદ બાહેરની આગ-દાઝ અને કાળજીનાં પરિણામમાં ઘણી વેળા મા-દિકરીની ધારેલી ધારણાઓ નિરાશી અને નાસિપાસીમાં આવે છે.

ઘણી વેળા, સગાં-સ્નેહીઓ કે મિત્રો પર વિશ્વાસ રાખી, તેઓની સંભાળ હેઠળ, કેળવણી કે હુનર ઉદ્યોગ સંપાદન કરાવવાની શુભ નેમથીજ, દિકરીઓને પારકે ઘર, પારકાઓનાં આશરામાં સોંપવામાં આવે છે; પણ તેમાં મોટે ભાગે ઠગાયલાંજ તેઓ (માતાઓ) હોય છે. મતલબી દુન્યા કેવી સ્વાર્થી હોય છે, અને કેળવણી કે હુનર આપવાને બદલે મતલબીઆંઓ કેવું પોતાનું કામ કાઢી લે છે, તે તો જ્યારે તેઓ દિકરીઓને અભણ જોય છે, ત્યારેજ સમજીને પસ્તાય છે. આવી રીતનું છેવટ એજ આવે છે, કે તે નિર્દોષ બચ્ચાંઓ જીંદગી સુધી જેને આશરે થોડો વખત પડેલાં હોય, તેઓનાં તાબેદાર, દબાયલાં, ઓસીયાળાં, તાણા-તપલા ખાતાં રહે છે; અને તે એક માતાની ગંભીર ભૂલનું પરિણામ દિકરીઓને સોસવું પડે છે.

ઘણી વેળા ધર્મને ભોગે કેળવણી આપવા માટે એક દિકરીને દૂર રાખવામાં આવે છે. આવી જાતની કેળવણી કરતાં તો એક દિકરી તદ્દન અભણ રહે તેજ ઠીક. ખરૂં, કે તેણી ફકત ઇંગ્રેજી કેળવણીથીજ બે નસીબ રેહશે; તેમ સોસાયટીમાં ફરવાનાં ખર્ચાળ પોશાકોથી અને સોસસાયટીનાં ભારે ઢંઢથી તેણી મોકળી રેહશે; પણ તેજ વેળા જો તેણી ડાહી, સમજુ, સારા સ્વભાવની ને ઉંચા ખમીર-ખાસીયતવાળી હશે તો કેળવણી કે હુનર વગર પણ તેણી મા-બાપ કે ગરીબ ધણીનાં ઘરમાં ઉજરહું કરશે!

ધર્મ કે નીતિ-રીતિના ભોગે જો ઇંગ્રેજી કેળવણી એક માતા પોતાની દિકરીને આપે, તેણી કયાં અને કોણ સાથે ફરે છે, તે વિષે એક માતા જો બેખબર રહે, તો તેણીને માતાનું શ્રેષ્ટ નામ છાજતું નથી.

એક માતાની ગંભીરમાં ગંભીર ફરજ છે કે પોતાની નીર્દોષ કુંવારી દિકરીઓને પરકોમમાં, યા સગાં-વ્હાલાંને ત્યાં, કે મીત્રોને ત્યાં કેળવણી આપવાને બાહાણે, કે કોઇ પણ કારણે ધીરવા પહેલાં લાખ વખત વિચાર કરવો સજાવર છે. જ્યાં સુધી તેઓ પુખ્ત ઉમરનાં થાય અને પોતે પોતાને સાચવી શકે, ત્યાં સુધી તેઓને એકલાં છોડવામાં ડહાપણ નહિ, પણ એક માતાની ગંભીર ભૂલ છે. ભલે તે દીકરી અભણ રહે, યા અંગ્રેજી કેળવણીથી બેખબર રહે, તેમાં શું મુઆકો?

સારૂં છે કે એ પવન આખી કોમમાં નથી ફેલાયો, પણ કેળવણીને બાહાણે દિકરીઓને દૂર દેશાવર નજરથી ને સંભાળથી દૂર રાખવાનો ધસ રો મોટું રીતની માતાઓનાં મગજમાં ભરાયલો છે, જેનાં ઘણાં નહિ ઇચ્છવાજોગ પરિણામો આપણા કાનને કચવાટ સહીત કોઇ કોઇ વેળા અથડે છે, તે સમયે દુન્યાદારી સમજનારી માતાઓની મુર્ખાઇ, ભૂલ અને કમઅકલીપણા પર આપણને અફસોસ છુટે છે!





# બાળકોને બરનું.

## પ્રભાતનો પાઠ ૬ ઠો.

### ખંત.

મ્હારાં વ્હાલાં બાળકો,

ગીયા અંકમાં તમોને "ઉદ્યોગ" ઉપર કંઇ શીક્ષણ આપ્યું હતું. આ વેળા તેની બેહેન "ખંત" વીશે હું થોડું બોલીશ. આ દુનિયામાં ખુદા અને કુદરતનો એક કાયદો છે કે સઘળું કંઇ આસાન પાર પડે તેની અગાઉ તે ચીજને પાર પાડવા તેની સાથે લડત કરવી પડે છે. તે લડતને માટે "ખંત"ના ગુણની વિશેશ જરૂર પડે છે. આ દુનિયામાં સઘળુંજ કંઇ સહેલું હોતુ નથી.

કોઇબી ચીજમાં ફતેહ મેળવવા અગાઉ તેને માટે સખત મેહનત કરવી પડે છે. સરૂઆતમાં નીશફળતાબી ખુબ નડે છે પણ જો ખંત રાખી હોય તો સોમાંથી નવવનું તકા ફતેહની આશા રહે છે અને ધારો કે કદાચ આપણે મેહનત કરતાં નીશફળ નીવડયા તો શું થયું? જે ખંત આપણે ચાલુ રાખી હતી તે આપણામાં શક્તિનો કેવો વધારો કરશે? તમોએ કોઇ દીવસે ઉંદરને કાંઇ ચીજ કરડતાં જોયો છે? તે ઉંદર કેવો ખંતથી તેની અને તેનીજ પુંડે લાગી બધું કોતરી નાખી ધારેલી મકસદ પાર પાડે છે તેમ ધીરતાઇથી કોઇબી ધારેલી મુરાદ આપણે ખંતના ઉપ્યોગ વડે પાર પાડી શકીયે છીએ; દુનિયામાં જેબી મહાન શોધ થઇ છે તે એકદમ એક તડાકે નહી પણ દીવસોની મેહનત, રંજ અને ખંતનુ તે પરીણામ છે. દુનિયાનાં મહાન સ્ત્રી પુરૂશોની મોટાઇનુ માપ તે તેઓની ખંત છે. ઇતીહાસમાં ઘણાબી દાખલા એવા નોંધાયા છે જે મહાન પુરૂશોની ખંતના કંઇ ખ્યાલ આપણુને આપે છે, પણ હું જાણું છું કે ઘણીક વેળા તમો ઉછરતાં બાળકો ઘણીક બાબદમાં હારી ખાવોછો અને જે કામ ખંતથી પાર પાડવું જોઇયે તેને બદલે આલસાઇની હકુમત ચલાવી તે પડતું નાખો છો; ઘણીક વેળા કંઇ બીકત કામ તમે ઉપર આવી પડે છે તો "એ કોણ કરે" કરીને તે કરવાના તમો અખાડા કરો છો, પણ એ સઘળું "ખંત"ની ગેરહાજરીનુ પરીણામ છે.

લુહાર પોતાના હાથ નીચેના લોખંડ ઉપર મોટા મોટા હથોડા ફરી અને ફરી માર્યાજ કરે છે અને સોની પોતાના હાથ નીચેના સોનાના ઘરેણા ઉપર નાની હથોડી વડે ફરી અને ફરી ટીપન કર્યાજ કરે છે, પણ, આખરે તેની અંદરથી તેઓ શું ઉત્પન્ન કરે છે? સો કડો હથોડા પડયા પછીજ તેમાથી ધારેલી ચીજ તેઓ બનાવી શકે છે, તેમ મ્હારાં વ્હાલાં બાળકો તમારી જીંદગીની અંદર મોટી મુશકલ બીનાઓ આવી પડે તો લોખડની ઉપર લુહાર જેમ જબરદસ્ત હથોડા મારે છે તેમ, અથવા કોઇ જીનુ કામ રંજ ભરી ખંતથી પાર પાડવાનુ હોય તો પેલા સોનીની માફક તમારા સદગુણોના સોના ઉપર જ્ઞાન, તાબેદારી વીગેરે વીગેરેની જીની જીની હથોડી ફરી અને ફરી માર્યાજ કરો અને જુવો કે પરીણામમાં તમરૂ ધારેલુ કામ પાર પાડવામાં તમો ખરેખરાં ફતેહમંદ નીવડશો. કુદરતનો એ કાયદોજ છે કે જેઓ ખંત રાખે છે તેઓનેજ છેવટની ફતેહ મલે છે. તે કાયદાથી તમો કદીબી છુટી શકશો નહી માટે સતચેત રહીને ખંત રાખનાં શીખસો તો ખુદાનુ ચાહનુ છે ફતેહ તમારીજ છે.

લી૦ દુવાગીર તમારો
મોટા બાવા.

# કાકાનું વીલ.



લખનાર:—મીસીસ મેહરબાનુ ફિરોઝશાહ એડનવાલા.

પારસીઓની જુની જાહોજલાલી માટે પ્રખ્યાત ... સુરત શેહરમાં આપણી આ નાહની વાર્તા ઉઘડે છે: વાર્તાખી હાલનાં જમાનાની નથી, પણ અસલનાં જમાનાની જુના અને નવા શરૂ થના વખતની છે.

જ્યારે મુંબાઇનાં પારસીઓ અસલી રીતીઓ-માંનાં ઘણાંક હરીગેને વખોડી નવા હરીગો પોતાના સંસારમાં આમેઝ કરવા બેઠેલા તેવા વખ્તમાં જુના વિચારનાં શેઠીયા કેહવાતા સુરતનાં રહીશ જેહાંગીરશાહ જાગીરદાર કોઇ પણ પોતાને પેટનો વારેસ પાછળ મેલ્યા વનાં ગુજરી ગયા; તેઓનું પોતાનું રડનાર ખાનાર કોઇ ન હતું, પણ તેવણના ત્રણ મરહુમ ભાઇઓનાં ત્રણ દીકરાઓ હતા, તેઓને પોતાની તમામ અસકયા-મત અને રોકડ પુંજીનાં વીલ મારફત વારેસો ઠેરવી ગયા.

મરહુમ જેહાંગીરશાહ જાગીરદાર સુરતનાં પોતાનાં મંડળમાં ઘણા રમુજી અને વીચારવંત નર કહેવાતા, તેઓનું વીલ આ પ્રમાણે હતું.

"વીલ."

આપણે કંઇ સરકારી દરબારી વાતો કે રાહારીતીઓ જાણતા નથી. પેહલા કાકાનાં વંશથી ઉતરી આવેલા બાપેદાદે હમે ખેડુત છૈયે; પણ ખેડુત એટલે જમીન ખેડનાર અને જાગીરદાર એટલે જમીનો વગેરેનાં ધણી. સરકારી દરબારી રીત પ્રમાણે મારે મારાં વીલમાં આ શબ્દો જરૂરજ વાપરવા જોઇએ ને તે એ કે "હું સુરત શેહરનો રહીશ, ગામની પાદરે ખેતરાંઓ ધરાવનાર જાગીરદાર જેહાંગીરશાહ, આ મારૂં વીલ, મારી પૂર હુસ્યારીમાં, અને જાતિ ચંચળાઇથી કરી જાઉંછ.

"પેહલું તો એ કે સુરત અને બીમપોર જવાને અડધે રસ્તે જે મારૂં ખેતું આવે છે તે હું મારા મરહુમ ભાઇનાં દીકરા ગુસ્તાદજી ગેરખરને આ લખ્વાથી આપી બક્ષેસ કરી જાઉંછ; એ બીચારાને ડુકરાં પાળવાનો ઘણો સોખ હતો, અને ડુકરને અસલ જમાનામાં ગેરખર કેહતાં એમ સઉ આગળ બહુજ થઇ વાતો કરતાં ગુસ્તાદજીના બ્હેસ્તી બાવાનું નામ ગેરખર પડી ગયલું. બ્હેસ્ત હોજો તેવનને:

"બીજું એ જે ગુસ્તાદજીયા નેહાળ થયા, હવે ત્રીજા ભાઇનાં દીકરા જમશેદ સચ્ચા ગીવાંની વારણ આવી—એ મારા મરહુમ ભાઇને ચુંટી ચુંટીને સાચ્ચુંજ બોલવાની ટેવ હતી, તેથી તેને બીચારાને સઉ સચ્ચામીવાં કરીનેજ ઓળખતા— બ્હેસ્ત હોજો તેવનનેબી—જમશેદ સચ્ચામીવાં ને બીમપોર શેહરનો ડાબા હાથનો આખો જમીનનો કટકો, અથવા બીમ-પોરનું મારૂં ખેતું હું આપી, સોંપી, સપુર્દ, બક્ષેસ કરી જાઉંછ; એટલું બધું ખુલ્લું લખવાનું કારણ એ જે એ પોર્યાઓ મારાં વીલનો મીનીંગ કરાવવા ચાહતે હહાડે કોરત દરબારે દોડે નહીં.

"ત્રીજું અને છેલ્લું નહીં, વલસાડ ગામે આવેલું મારૂં ખેતર હું મારા નાહના ભાઇના દીકરા નવરોજી નચનવાઇને આપી જાઉંછ—બ્હેસ્ત બીચારા એનાં બાવાને, તેવનને દરેક બાબતમાં નચનવાઇ કરવાની ખેળવાની અને કરી બગાડવાની ટેવ હતી, તેથી લોકોએ તેવનને આમે નામ આપેલુ હતું. બાકી ત્રણે ભત્રીજાઓ મારા ભાઇઓનાં દીકરા તેથી સઉ જાગીર-દારજ કેહવાયરે, પણ મોંહમોહું તે જાયે આયું જેવી વાત છે.

"હવે છેલ્લું ગુરેખા, દં: છેલ્લું તે એ કે આ લખ્વાથી હું મારા એકસીકુનાર શેઠ દોરાબજી નીમ-હકીમને માથે ફરજ નાંખી જાઉંછ, કે મારી રોકડ પુંજીનાં રૂ. ૭૫ હજાર છે તેને સારાં વ્યાજે વધવા દે અને આખાં દસ વરસ એનું વ્યાજ વધીને પછી એ આખ

સાથની આખી રકમ મારા ઉપર જણાવેલા ત્રણે ભત્રીજાઓ માંહેલો જે કોઇ સર્વેથી તવંગર બનવા પામે તેને સપુર્દ કરે.

"હવે, તદનજ છેલ્લું તે એ કે આ મારી મરજીથી, મારે હાથે, પુર સુખલામાં લખાયલું વીલ-વસીયત છે તે પ્રમાંણે મારા દાનાવ, ઇનસાફી મીતર શેઠ દોરાબશા નીમહકીમે અમલ કરવો, અને કોઇબી ગીધને ખોટું લુટવા વચ્ચે આવવા દેવું નહીં. તમે સમજયા કે? ગીધ તે કોણ? વકીલ સાહેબ તમારી હજારો સારી. આપરે દરબારી સરકારી કામ કંઇ જાણતાંજ નથી તેની વાતજ કેવી?"

આ વસીયતમાં જણાવ્યા પ્રમાણે શેઠ દોરાબશા નીમહકીમ ખરેજ ઇનસાફી અને પોંહચેલા માણસ હતા, તેવણે મરહુમ જેહાંગીરશાના ત્રણે ભત્રીજાઓને તેડીને તેઓને આપવા ચાહેલાં ખેત્રાં વેંહેંચી આપ્યાં અને પોણો લાખ રૂપેઓ મરહુમની ખ્વાહેશ પ્રમાંણે મોટાં વ્યાજે એક માતબર પેઢીને દસ વર્ષની મુદતે સોંફ્યો.

આ ખેત્રાં જુદી જુદી કીંમતનાં હતાં; ગુસ્તાદ ગોરખરનું ખેતું ઘણો મોટો સુધારો જોઇતો હોય તેવું દેખાતું; પણ જો તેમાં જોઇતો સુધારો કરે તો પછી તે ખેતરમાંથી કાચાં સોનાં પાકે એવું સુલદાર હતું. જમશેદ સચ્ચા મીયાંનું ખેતર સર્વમાં ઠેક હતું, અને નાહના નવરોજી નચનવાઇનું સર્વમાં સરસ હતું.

મરહુમ જેહાંગીરશાહની વાડીની પડોસમાં, વસ્તાં અને સુરતનાં બીજાં ઘણાંઓમાં વીલની વાત જલદીજ ચરવા ગેઇ, તેઓ આપસ આપસમાં આ ત્રણે સુરતી જવાન્યાઓ માટે જાત જાતનાં અભીપ્રાયો આપવા લાગ્યા, તથા દશ વર્ષની મુદત પછી આ ત્રણમાંનો કોણ રોકડ પુંજીનું ઇનામ જીતવા પામશે તે ઉપર શરત લેવા લાગ્યા.

તે ત્રણેનાં ખસાસ પ્રમાંણે લોકો મત ઉચારતાં.

ગુસ્તાદ ચીકો અને પૈસા ખરચવાનું આવ્યું ત્યાં બીકન્નુ હતો. જમશેદ સચ્ચાં મીયાં દહાપણવા ઉંડો વિચાર કરીને કંઇબી કરવામાં જાણીતો હતો, અને નવલ નચનવાઇ તેનાં મરહુમ બાપ જેવો દરેક નવી બાબદોમાં વગર વીચારે અને વગર થોભ્યે છપલું લે તેમાંનો હતો; તેથી વળી તે ધુંધીમી ઉડવાનો.

સઉ સઉને પોતાનું ખેત્રું મેળવવાને એકાદ અઠવાડયું વીત્યા બાદ, ત્રણે ભત્રીજાઓ જેહાંગીરશાહની વાડીમાં જમતા જમતા વાતો કરતા જણાય છે. નવલ નચનવાઇએ ગુસ્તાદ ગુરખરને પુછ્યું.

"ભાઇ ગુસ્તાદ, હવે તું તારા ખેત્રાંમાં સુધારો કરવાનું કયારે શરૂ કરેછ?"

"સુધારો? ત્યારે શું અંદર કંઇ બીગાડેલી છે કે શું? સુધારો કરવા જતાં કુધારો થાય તે તું જાણેછ કે?" આએ પૈસો ખરચવાની વાત આવી ત્યાં બીહને ગુસ્તાદે રોકડું પરખાવ્યું.

"તારા જવાબ પરથી મને તો લાગેછ કે તું ખેતરમાં કંઇજ સુધારો નહીં કરવાનો, ઉજડ જમીનોને ખેડાવવાનીબી કંઇ તકલીફ લેશે કે ફકત ખેની ચયલીજ જગ્યા વાપડયા કરશી!" નવલે જમવાનું અટકાવી ઘણીજ નવાઇથી ગુસ્તાદનું મોહડું ટીકતાં પુછ્યું.

"મારે નવો ખર્ચ કંઇ કરવોજ નથી."

"હું! ત્યારે તો મીસીટ મારો કે તમુંને કાકાનાં પેણો લાખનો ઢેલો કદી મલવાની વકીજ નહીં," નવલુએબી રોકડુજ કીધું.

"નહીં તે કેમ? બાકી તો તારેજ કહે તો મીસીટ મારી રાખજે કે કાકાનો પેણો લાખને તેનું બધું વ્યાજ સાથે મારુંજ આવંદે છે."

"અહીંની દુન્યાં અડી જાએ તોબી નહીં પણ જો તારે તારી વગર ખેડેલી જમીન ઉજડજ રાખવી હોય તો મને તે ઉપર ખેડકામ કરવા દેશે? હવે કંઇજ નહીં તો તારી જમીનપર ઠીચોઠીચ ઉગેલાં ઝાડોનાં ડાલી દાખલાં એક બીજાને હરકત કરે છે અને પુર આપતાં એક બીજાને નડેછ, તેટલું તો કપાવી દેવા દે?"

"મારે એક ઝાડ નવી કપાવવું, એક દાખલું નથી છંટકાવવું, એક તું કેહશે કે એક છોડયું છોલાવ તો તેબી નહીં, નહીં ને નહીંજ," ગુસ્તાદ ગોરખરે મજબુતાઇથી કહ્યું. મારે કશીજ ફેરફાર કરવો, કરાવવો કે કરવા દેવાનો ઇરાદો નથી. સમજ્યું હવે?"

"એમ કેમ વારૂં?" અત્યાર તુરીક સાંભળ્યા કરતો જમશેદ હવે વચ્ચે પડ્યો. "ભાઈ ગુસ્તાદ! કંઇ સારો સુધારો થોડાક ફેરફારથી થતો હોય તો તેબી નહીં કરશો?"

"જમશેદ, તું કાય નકામો માથું દુખવેછ? સુધારો, વધારો, કે ફેરફાર તો હું કંઇ કંઇજ નહીં કરાવાનો મારા બાપદાદાઓ જેમ ખેતી વાસ્તે હળ કરાવતા, ખેડાવતા, રોપાવતા, કપાવતા, વઢાવતા અને વેચાવતા તેજ હુંબી કામ કરીશ. તે સિવાય ફેરફાર કે સુધારાને આપરે ઓળખતા નહીં." ગુસ્તાદે જમશેદને મિઠાસથી જવાબ કર્યો.

"પણ હમણાં નવી રૂઢી પ્રમાણેનાં હળ નિકળ્યાંછ તેતો જરૂરજ મંગાવીને વાપડજે." વલી પેલો નવ-નવાઇ નામનો પોર્યો વચ્ચે હોમાયો.

"નારે દીકરા, જુનું તે સુનું એ ખેતરાં સાથે મને સોંપાયલાં જુનાં મારા બાપદાદાનાંજ ઓજારો મારે હંમેશાં વાપડવાં છે, હમે સમજ્યો. તુંબી યાદ રાખજે કે જુનું તે સુનું."

"પણ બિરાદર, નવું તમે વાપડ્યું કે અજમાવ્યું નથી, ત્યારે જુનું તેજ સુનું એમ કેમ કહી શકો? મેં તો અજમાવ્યુંછ, અને જુની રૂઢીનાં હળ કરતાં એ નવાં નિકળેલાં હળ ઘણાજ ફાયદા કારક પુરવાર થયલાં મેં જાણ્યાંછ, અનુભવ્યાંછ," જમશેદ પણ નવાં હળની હિમાયતમાં નિકળ્યો.

"તે ગમે તે હોય, નવું ખરીદવા, નવો ખર્ચ તેટલો ફાયદો જુનાંમાંથીજ હું મેળવી લેવશ. મારા બાપ દાદાનાં વખ્તની અસલી ચીજોપર અને અસલી રૂઢીઓપર મને ઘણો ભ્રદ્ધા છે. ભાઇઓ." નવા ખર્ચના બીહને ગુસ્તાદજીએ વાત ઉડાવી.

જુનું તે સુનું આ શબ્દો ઘણા ઘણાજ દ્રઢતાથી બોલતા રહી પાંચ સાત વખ્ત તેનું તેજ પીછી ગુસ્તાદજીએ ખાણું પુરું કર્યું. તનેગાં કંટાળો ખાઇ તેનાં તરફ ચોખી પીઠ ફેરવી હવે નવન નચનવાઇ પોતાને ઓચે ઉતરી આવેલા નવા નવા શોખો ઉડાઉપાણી કરવા વિચારો જમશેદને કહી સંભળાવવા મંડ્યો.

"જોની મારા જાની ભાઇ જમશેદ," તે બોલ્યો "તું કંઇબી વાત શાંતીથી અને દ્રઢાપણથી સાંભળેછ, તેથી તારી સાથે કોઇને વાતબી કરવા ગમે ખરી; મારી બધી યુક્તિઓ મેં રચી રાખીછ તે હું તુંને કેહઉછ તે સાંભળ."

"ઠીક, બેશક કેહવો, પણ તમે જે કેહવો તે બધુંજ મારે કબુલ કરવું જોઇયે એવી ઊંક આશા નાં રાખશો."

"અરે નહીં તે કેમ? જોની મારી યોજના એવી ઉત્તમ છે કે તે સાંભળતાંને વાર ખુશીથી તું તે કબુલ કરશે. ભાઇ, મારી જમીનની તદનજ લગોલગ તરકારીનાં ખેતર અને તેની પાસે મોટું ઠોળારૂં, એટલે ઢોર લોક વસી શકે તેવી મોટી જગા ખાલી છે, એ બધું હું કામમાં લેવા માંગુંછ, કેમ વારૂં, એ શું પૈસાનાં ઢગલા—'

"તું ભાઇ એમ તો નહીં વમાસતો હોય કે મોટો અરાબો ખરીદી લઇને તેપર તું મોટા મોટા ખર્ચો કરવા ધારેછ?"

"અહાહ! તેજતો તરકારીનાં ખેતરની ઉપજ તેo દર વર્ષે ઘેર બેઠા પૈસાનાં ઢગલા લાવેજ લાવે કેમ કે તરકારી તો સઉ ખાય અને ગાય ભેંસો, બકરાં, બેલારાં લવારાં, એબી થોડાં ખરીદીને ઠોળારામાં ભર્યાં કે પછી ભાઇ, તું જાનેછ તો ખરો કે એ લોકો વરસમાં બબ્બે ત્રણ ત્રણ બચ્ચાં ઉપજાવે, તે જો ધાર કે જાણે કે આખ્ખે વર્ષે મે એકસો ઢોર ખરીદ્યાં તો આવતે વર્ષે ૩૦૦ નવાં ઉમેરાઇને ચારસો થશે, વળી તે ચારસોમાં બીજે વર્ષે બીજાં બારસો ઉમેરાશે તો આંકડો થશે. એમ કાકાના વારસો દસ વર્ષ મલે તેટલાં દર માસે ઢોરોમાં વધારો થતાં જુનાં ઢોરો વેચવા જાઉ તો દસ વર્ષમાં મારા જેવો પૈસાવાળો બીજો કોઇ આ ધર્થીપર નહીં રેહશે." આ નવકુની અજબ યુક્તિ, દોલત વધારો કરવાની જોઇ સાંભળીને જમશેદથી હસ્યા વનાં રેહવાયુંજ નહીં.

"પણ ઢોરો ખરીદશે તે લોકો જન્મ આપીને વધ્યા કરશે તો કોઇનું મોત નહીં નીપજશે કે?"

૭૫ મરઘી આઠ દીનમાં મરી ગેઇ. કેમ? ચીલ ઉચકી ગયા. ૩૦૦ બકરાં મેદાંમાંથી સવાસો મરી ગયાં? કેમ? ચારવાની જગ્યા ઉપર જમીનમાં મોટાં કાંટા છે તે નાંકમાં અંદરવેર બોકાઇને લોહી છૂત થઇ ત્યાં ઝોપાની ફીક ચાહડી. પાસેનાં તરકારીનાં ખેતરમાં મરઘાં બકરાં ને ઢોરો જઇ ચરી સત્યાનાશ વાળતાં તે ફ્યાંદ જુદી. નચ-નવાઇ ને એક આંખનાં પળ-કારા બાર ફરસદ ન રેહતી. એક જાનવરનું વેચાણ થાય તેટલાં દસ મરી ગયાની વાત આવે. માંણસો ગેર ગંખી ચોરી જાય અને સંખ્યામાં ગણત્રી મુજબ ત્રાગુહદ વધારો થવાને બદલે ઘટાડોજ ઘટાડો. આપ-દાજતો. ઢોરોને ચેરાનમાંથી નીકળી પોતાના ફળફુપ ખેતરાંમાં પેસી જતાં અટકાવવા જમશેદે સલાહ આપી કે ઉંચા કાંટાંની વાડ રોપાવવી, પણ ચોપડીઓમાં વાંચ્યું કે એક નાહની તળાવડી માફક ઉંડી જગ્યા ખોદવી, અને તેમાં પાણી સમાય તેવું કરવું કે જેથી જ્યાં તેનો ખેતરમાં આવતો જતો પગ દંડો ટુટે ને તે ને ખેત્રાંને ઘટે ત્યારે પાણી મલે તેમજ ઢોરોથી પણ ...એ અને હંસો બટકાંઓ તરે.

એ મતલબે ખેતર અને જાનવરની જગ્યાની વચ્ચે વચમાં મોટો ઉંડો ખાડો ખોદવાની દોડાદોડી ચાલી. ખાડો ખણાતો જાય ને અચાનક ઢોરો અંદર પડીને પગ ભાંગી લુલાં લંગડાં થતાં જાય, પણ કાંટાની વાડની સમજણ મગજમાં ઉતરે. વેલાતમાં આ નવી ફેશનથી અનેક ફાયદાઓ થાયછ, અને જુની અસલ ચીર કાંટાની વાડ હવે ફેશનમાં કે ચલણમાં નથી.

હંસો, ખોદાને ખબર શા કારણે ઢગલે ઢગલે મરવા લાગ્યાં. બકરાં મેંઢાં દુરબલ થઇ ગયાં, ગાયો ભેંસો બરાડ બરાડ મારવા લાગી અને બધું ધાર્યા જેવું ખુશખુશાલ દીસવાને બદલે રીકવી ને રડમેંસ બાસન બતાવવા લાગ્યું. મુવેલાં ઢોરોનાં ચામડાં વેચાવવા જતાં ઉપરીપણું બરાબર નહીં તે અડધે આધ લોકો ઉચાપત કરી જતાં, હંસોના પીછા ને ફ્રોલની ઢુંપનારાઓ કોઇની આંખ પોતા પર નહીં જોઇને તેનોથી અડધો આધ જથ્થો પોલ કરવા લાગ્યાં. ધંધાના ટોપલાથી સ્વપ્નેજ ગયા.

જમશેદે એ પોયનિ આવો મામલો જોઇ ઘણીજ દીલગીરી સાથે વધુ ઘોંટાળામાં હોમાતો વારવાનું કર્યું અને દરેક ચીજની દેખરેખનાં માણસોની ઉપ્રાંત એકેક મુકાદમ, ઘરડો, વીશ્વાસુ રાખવાનું સમજાવ્યું.

હજુબી જમશેદ ઘણો દીલગીર થતો, પણ જરા નવાઇ નવલને મન બધી વાતની ઉલટ હતી. પહેલા ચાર છ મહીનામાં કેવું એમજ દેખું, ખરચ-પણ કંઇ નીકળે નહીં. બાપરે, આ એ કંઇ ઢોરોને મરઘરાં ઓ ખાયછ, કે કાહરંનનો ખજાનોબી ખુટી ખય. પણ સસલાં બધાજ પૈસા વાળી આપી દેવાનાં એવું તેને કંઇક લાગતું. મુંબઇથી ઉપડતી ચીનની આગબોટો સાથે સીધો વેપાર તેણે સસલાંનો શરૂ કર્યો. ચાર રૂપે ડઝનની ખરીદી કરતો, અને બાર રૂપે ડઝનનું વેચાણ! એક ડઝન વેચાતાં લીધાં હોય તો કેહજે એકુ બે મહીનામાં છ ડઝન થાય એ. બધું તેણે વાંચેલું. પણ અફસોસ; વાંચેલુંબી આટલી હદ સુધી ખોટું હતું દેખુ! વધારો કંઇ થાય તેમ જણાયજ નહીં. એ શુ ભેદ હશે? જમશેદે તેનું ધ્યાન ખેંચ્યું કે સસલાંને ઘેરી રાખવાની જે હદ છે તે પોચી માટીની બનાવેલી ભીંટ છે, તેમાંથા કોત્રીને તેઓ હારે-દોર રોજીંદાં નાહસીને હારેહાર જંગલમાં ભરાઇ જાયછ અરર હદ બાંધી લઇને દેવાળની ઉપર ભાંગેલા કાચ જડેલા તે તો દેખું આજની ફેશન સીવા કશા કાટનું નહીં. અંદરથી તળ્યું ભેદી સસલાંછઓનું લશકર ઘેરબારે જઇને ગોઠવાતું દેખું. ઘોવાયું!

ગુસ્તાદ વધુને વધુ હું હું કરી તેને તોડી પાડવા લાગ્યો, અને મનમાં ને મનમાં હવે નવલ નચ-નવાઇને લાગવા માંડ્યું કે આવો મામલો ચાલુ રહયો તો હુંક વખતમાં પૈસાદાર તો શું પણ ભીખારી કરતાં નબેહતર હાલે પુગાવાનું.

તે હીમત હાર્યો નહીં. સસલાં જે બધા નાહસ ભાગ કરી ગયાં હતાં. તેઓને નામે પૂરો મુકી, રહેલું તમામ સસલું એક લોટમાં મુંબઇની મારકીટ ને હવાલે કરી તે જમીન ખેડાવી ત્યાં રોપણી કરાવી; અને જાણે સસલાંઓપર વેર લેવાઇ ચુક્યું હોય તેમ તે સુંદર હર્ખેંવા જોવા લાગ્યો.

આંઠ દીવસમાં શું સુંદર છોડ થયા કે હાહા! નવલ નચ-નવાઇ જેને દરરોજ નવું નવું જોવાની કરવાની બહુજ મજાહ હતી તે તો આ મામલો જોઇ હરખાઇ હરખાઇ ગયો. ઉજડ વેરાનમાં ખાતર પાડતાં લુચ્ચાં દુખ્યાં સસલાંઓને બદલે આ તેને વધુ ભાવ્યું પણ વાંચનાર! શું તેની નિરાસાની વાત કર્યે? જે લુચ્ચાં સસલાંઓનું લશકર નાહડેલું તે પોતાની આ અક્કલ જજો કે શું વખ્ત જોવા આવેલું તે ત્યાં આવા મજાનાં લીલા મીઠા કુમળા છોડ જોઇને ત્યાંજ છાંવણી નાંખી પડી કુર કુર ખાવા મંડેલું. અને માહ જેહમતેથી આંઠ દહાડા તે લોકને ત્યાંથી વિખરાતાં લાગ્યાં જેટલાં અરસામાં તેઓ બધું ખાઇ ખુંડારી સફા ચક જમીન છોડીને વગે હારે હર પડ્યાં!!

નવલ નચ-નવાઇને ખોટ ભારી ગઇ, પણ તે કરતાં તેને અજાબી ભારી લાગી જેમ તેને ધાર્યું હતું તેમ કેમ નહીં થયું તેજ એની અજાયબી ભારી હતી.

એક બે દહાડા તે આવા બનાવોથી નિરાસ રેહતો, અને પાછો નવી ઉલટમાં ઉગી નિકળી પાછો કર્શામાં ઝીપલાવતો.

"અરે કંઇ નહીં રે" જ્યારે આવા મામલા જોઇને ગુસ્તાદ હસતો અને મજાક કરતો, તથા જમશેદ દીલગીર થતો ત્યારે નવલ નચ-નવાઇ પાછી ઉલટ તાજી કરી બોલતો. "વેપારનું સાધન તે શું એક સસલાંજ છે કે? થોડાં ઉજળી ચુટકી હંસ, બટકાં, મરઘાં ચુવેથી ને હંસનાં કવીલ પીછાં હાથમાંથી જવેથી શું બધું આવી રહેલું હ સમજશ કે? સસ્તો ઉન ઉતારીને સાડી છસો મેંઢું મેં એક ભર વાડને સોંપ્યુંછ, તેથી કેમ? વેલાતનાં લોકો ઉન ઉતારીને જે બંદીઓ તે લોકને પેહડાવીછે, એથી શું કે એંઢું એક કરએ તે અરબદાર થાય તે લોકની ચામડી બીગડે નહીં ને લખલખાં ચહડીને તવાઇ સુકાઇ નહી જાય. કાલે તે તોળું તેડાવીશ, તું જો જે તો ખરો તું જોઇને હબતાઇજ જશે કે બરબરયન મેંઢું કે ઓસ્ત્રેલીયન મેંઢુંબી એટલું ચરબદાર નહીં હોય." તેને જમશેદને હીંમત આપી.

એ બાપડો નિરાસાને દીલમાં બે ઘડી ઉભી રેહવા દેતો નહીં. કોઇ જેવું હોય તો અકળાઇ ગભરાઇને મરે નહીં તો મરવાની અણીપર પુગે અથવા અડધું દેવાનું થાય; નવલ નચ-નવાઇમાં આશા ઉમેદ ઘણીજ હતી. આશા પર ને મોટી ઉમેદો પર તે રહી શકતો.

બીજે દીને તેને પોતાનાં મેંઢાંઓ ભરવાડો પાસે દોડાવી મંગાવ્યાં. એ અફસોસ! બાપડાં તે લોકને પેહડાવેલાં કુરતાં તો જાણે એક કેડી પોઇ હોય તેમ તેઓ પર ઝુમી પડેલાં એવાં લેવાઇ તવાઇને પાણીનો પોપરો થઇ ગયલાં. એ કેટલી હીંમત રાખે?

"તોબાહ! તોબાહ! તારાં મેંઢાં, દોસ્ત જમશેદ મજાના કુબલ છે પણ મારાં તો એવાં હતાં કે જ્યાં ચરબથી થલ થલ, તે લોકનાં આ એ શું અવતાર?" નવલે અફસોસ કરી.

"બધું લેવા જાય તે અડધાંમાથીબી જાય." ગુસ્તાદે ઠીરના કરી.

"જ્યાં છે ત્યાં મારું નસીબ ચાલતું નથી." વળી કાંઈ આશા ઉછેરવા તેને નસીબને દોષ દીધો. "પણ પેલા કહે તેમ મર્દનું નસીબ પાતરાં તળે; એક ફુક મારી કે પાનું ઉડી જશે ને નસીબ ઉઘડી જશે."

"જો દીકરા, મારી વાત માનતે તો સુજાનો થતે, હું મારું ઢોળારું સવારમાં સુરજનાં કિરણ નિકળ્યા વગર બહાર ચારવા કાહડવા દેતો નથી; કેમજે આખી રાતનો દવ પડેલો તે સર્દ ખોરાક એ લોકનાં પેટમાં જાય ને સર્દી લાગી કુબલ થઇ જાય- ઉપરથી બદયાંન કુરતાં પેહડાવે તેમાં શું સાર્થક સચવાય?

"પણ મેં ભરવાડોને એબી તારી ચેતવણી મુજબ ચાલવા કહીજ રાખેલું, કેમરે, હેમક, તુંને મેં શું કહેલું કે એ લોકને સર્દ પડેલો, દવ વગેરે ખોરાક ચાવવા નાં દેતો?"

"શે? ફીરે ફાએલું જે? દેવયો તો અમનેજ એ વાત હાંભલતોરે બા." ભરવાડે કાંને હાથ દીધા.

"હોશે, હોશે, ઓરડર આપવા જાઉં તેટલાં કંઇ બીજાં કામમાં ગુંટાઇ ગયો હોઉં, એમ હોય." નવલે ભુલ કબુલી.

"કામનું કાહડણુંજ તે નહીં કાંય એમ થાય?" ગુસ્તાદે ટીકા કીધી.

"ઘણું બ્હોરી લ્યે તે બધુંજ અધુરું તે અકારત જાય."

(સાંધણુ છે.)

# પુસ્તક પરિક્ષા.

## ફિરદોસ.

પ્રગટ કરનારઃ—એરવદ દારાબજી રૂ. જા. દસ્તુર મેહેરજી રાણા.

ઉપલે નામનાં માસિકની એક નકલ અમારાં 'પ્રભાત'ની એક નકલનાં બદલામાં તેમના (આગલા) પ્રગટ કરનારાઓ તરફથી અમને નિયમીત મળતી રહેતી હતી, પણ જાનેવારીથી તે મારચ સુધીની તેની એક સરખી ગેરહાજરીએ અમને કાંઇક તાજુબ કીધા હતા. પછી વળી દાબડામાંના ભુતની માફક એકાએક ઓચીંતું લાલમલાલ ચ્હેરે ફરએ બદન સાથે અમારી તેબલ ઉપર જયારે તે ગયા મહીનાની શુરૂઆતમાં ફીરદોશ આવી બેઠું ત્યારેજ તેની ગેરહાજરીનું કારણ અમને જણાયું, અને એ ત્રણ અંકનો પોથો તપાસી જોતાં જેમ અમને તેની આટલે સુધીની ગેરહાજરીથી ઉપજેલો ગુસ્સો ઠંડોગાર થઇ ગયો તેમ અમને ખતરીજ છે કે કાગને ડોળે તેના એ બધા ચઢી ગયલા અંકોની વાર જોતા વાંચક વરગની અધીરાઇ અને તેના ફફડાટ ચટકાટનો પુરેપુરો ખંગ તથી વળી ગયો હોવોજ જોઇયે. અમે એક માસીકવાલા થઇને જયારે અમારા એક ભાઇબંધને માટે બે સારા સોખન બોલ્યે ત્યારે તે ખરાં દીલ અને ખરાં મનથી કહેલાજ સમજવા. તેનાં પાનાં ફેરવી જોતાં એરવદ સાહેબની પીઠે જે જે લખનારાઓનો જમેલો ઘેરેલો નજર આવે છે, તે ઉપરથી અમે તેનું ભવિષ્ય ઘણું સારૂં વરતી શકયે છીયે.

એક ચોપાન્યાના સંબંધમાં ભાઇ રફીકની કલમ શું પરિણામ નિપજાવી શકે છે, તે અમને તેમજ અમારાં વાંચનારાંઓને કાઇ રીતે અજાણુ નથી, એટલે તે ઉપર સરેહ કરીને બોલવાની કશીજ જરૂર હોય એમ અમે માનતા નથી પણ, માત્ર એટલું અમને કહયા વગર ચાલતું નથી કે જો મીο રફીકની ચાલુજ મદદ મેળવવાનો કાંઇ બંદોબસ્ત થયો હોય તો પછી તેના પ્રગટ કરનાર યા બીજા લાગતા વળગતાને એની હસ્તી માટે શંકાશીલ રહેવાનું કાંઇબી કારણ રહેવું ન જોઇયે. મીο 'રફીક' અમારા મુખ્ય લખનાર છે તેથીજ તેમની આટલી સીફારસમાં અમે ઉતર્યાં છીયે એમ સમજવાની મેહેરબાન વાંચનારે ભુલ કરવી નહીં, પણ, એ ભાઇની કલમનું ઉપયોગીપણું જાણયા પછી જો તે માટે એક બે બોલ કોઇ આવી તક મળતાં ન લખ્યે તો તે સીર્ફ નગુણાપણુંજ કહેવાય.

એ બધું ત્યારે બાજુએ મુકતાં તેના પ્રગટ કરનારે આ ચોપાન્યું બહાર પાડવાનો જુમ્મો માથે લેતાં જે ઉમદા નેમ રાખી છે તે અલબત ઘણીજ સ્તુતી પાત્ર છે, અને તે એ છે કે એ ચોપાન્યું ચલાવ્યાથી તેની જે આવક થશે, તેમાંથી એ ચોપાન્યાંનો વાજબી ખરચ બાદ કરી તેમાંનો બાકી રહેતો ભાગ નવસારીની પારસી જેનરલ ઓસ્પીતલનાં ફંડમાં આપી દેવામાં આવશે. એક અથોરનાન અને તેબી એક ગરીબ શુજ્જસનો અથોરનાન પોતાના ધંધામાંથી તેને ફાજલ પડતો વખત આવી પરોપકાર જેહેમતમાં ગાળે અને તેની તે જહેમતની જો પુરતી કદરશનાસી નહીં થાય તો પછી તે બીનાને એક ખરીજ કમનસીબી સમજવી. પણ નહીં, ગુજરાતી લાઇટ વાંચણનો શોખ ધરાવની પ્રજા અમારા અનુભવ પ્રમાણે એટલી બધી બે કદર તો નથીજ; તેને દર માસે સારૂં તંદરોસ્ત, નેકી નીતીનું ઉલંઘન નહીં કરે તેવું વાંચણ મળે અને તે વાંચણ માટે તે જે વાર્ષીક કીંમત આપે તેનો વળી કેટલોક ભાગ ધર્મ ખાતામાં જાય એ તે વાંચક વર્ગને માટે કાંઇ થોડા સંતોષની વાત નહીં કહેવાય અને તેનું વાર્ષીક લવાજમબી શું? પોસ્ટેજ સાથે માત્ર રૂ. ૩-૮-૦! અમો નહીં ધારના કે આ બધું જાણયા પછી એક પારસી ઘર આ માસીક વગરનું રહેશે.

# નીના.

લખનાર:— મી૦ બમનજી નવરોજી કાબરાજી.

"ફુરસદ" અને "નવરાસ" ના માલેક અને અધિપતી ભાઇ 'બમનજી નવરોજી કાબરાજીની નવી પ્રગટ થયલી ઉપલે નામની વારતાનું પુસ્તક—અને તે દળદાર પોથી અમને અમારા અભિપ્રાય માટે મળ્યો છે, જેની પ્હોંચ ઉપકાર સહીત સ્વિકારતાં અમને ખુશી ઉપજે છે; વધુ ખુશી એમ કે મી૦ કાબરાજીના સ્ટેન્ડર્ડના એક લખનારે કોઇ બીજે બાહાણે નહીં તો નહીં, પણ પોતાની પ્રગટ કીધેલી વારતાનો રીવ્યુ કરાવવાના હેતુથી બી અમારાં આ અદના માસિકમાં પોતાનો પગ મુકવાની મેહેરબાની ફરમાવી છે.

વારતાની એક ચોપડી અને તે ઉપર ભાઇ બહમનજીનું તેના રચનાર તરીકે નામ એટલે તે વારતા સારી હોવા વિશેની બીજી વધુ જામીનગીરી શી જોઇએ? અને કદાચ જો કાંઇબી તેવી સીફારસની જરૂરજ હોય તો અમને કહેવાને સંતોષ છે કે અમે એ વારતા આખી વાંચી છે અને અમને ખરેખર તે ઘણીજ ગમી છે.

એક વારતા તેનાં અસલ ઇંગ્રેજી નામ ઠામ સાથે હોય તે છતાં તે ગુજરાતીમાં ઘણીસારી અને ફતેહમંદ બની શકે છે, જો તે સારી સમજ પડતી અને જોરાવર ઇબારતમાં લખાઇ હોય તોજ, એમ અમારૂં મજબુત માનવું છે, અને અમને અતરે લખી વાળવાને કશીબી આચકી રહેતી નથી કે અમારી તે માન્યતાને અમારી આગળ બેઠેલી ભાઇ બમનજીની નિના એ બોલે બોલ ખરી પાડી આપી છે. ભાઇ બમનજીની લગભગ બધીજ વારતાઓ અમને વાંચવાની જોગવાઇ થઇ છે, અને તેમાં કોઇક વારતાઓ અમને તેના અસલ પ્લોટમાં કાંઇક નરમ પડતીબી લાગી છે, મગર, તે છતાં ભાઇ બમનજીની એક ચોક્કસ કીસમની લખાણબાજીથી તે વારતાઓ વદીક અમે કાંઇક ઓછા ઉત્સાહ કે કમતી પ્યારથી વાંચી હોય એવો અનુભવ અમને આજદીક તો થયો નથી, પછીની વાત તો અમો કહી શકતા નથી. આ વારતાના સંબંધમાં તેમ નથી; તેનો પ્લોટ અસલમાં ઘણો જોરાવર અને તેનું પ્હેલેથી છેલ્લે સુધીનું વણું ઘણું રસીક છે એટલે તે ભાઇ બમનજીની કલમથી આવો અચુક ઇનસાફ પામી હોય તેમાં નવાઇ નથી.

ભાઇ બમનજીને પોતાને હસ્તક પ્રગટ થયલાં અને થતાં પુસ્તકોમાં અમને અવશ્ય જે ગમે છે તે એ કે તેવણનાં સઘળાંજ પુસ્તકો એકજ કદ અને એક સરખીજ બાઇન્ડીંગનાં બાહાર પડયાં છે અને પડતાં રહે છે. એક સારી કલમ, સુંદર પ્લોટ, ડીસંન્ટ છપાઇ, પકી બાંધણી અને લગભગ ૩૨૫ પાણાંનો દળદાર પોથી, એ બધું વારતાના કયા વાંચનારને પસંદ ન આવે એ એક સવાલ છે.



# ગ્રે ફાલકન.

(ચાલુ વાર્તા.)

લખનારઃ—મીસીસ જરબાનુ મેહરવાનજી કોહાવાલા.

## પ્રકરણ ૮ મું.

એમાઇલના જવા પછી તે પોકલ ઝાડના છુપાં મકાનમાં એકલાં પડેલાં જવાન જીવો ઘણાં શોકાતુર બની ગયાં હતાં.

"હું મોંઝયો એમાઇલનો જગીયો કદીબી પુરી શકશ નહી કલોટીલડા, પણ તેગી હુ હવે તનદરસ્તી મેળવતો જાઉંછ એટલે તમુને બની શકતી મદદ કરશ" જુલસે કહ્યું.

"જુલસ હું તમારી બહાદુરી અને અમીરી ખવાસ જાણુંછ, મેં તે મારા મુરબી એમાઇલને મોંઢે સાંભળી હતી અને હું જાણુંછ કે મારા જેવી નીરાધાર અબળાને બચાવવા તમે તમારાથી બનતું કરશો, પણ હું ધારૂંછ કે આપણે અહીં દુશ્મનોથી તદન સલામત છીયે પણ મને મારા મામા માટેજ વીચાર આવેછ. ઓ જો તેવણને કાંઇ કશું થયું તો પછી આપરૂં શું થશે?"

"કલોટીલડા તમે અમસથી ફકર ના કરો, કારણ મારી ખાત્રી છે કે તેવણના એક બાલનેબી કોઇ વાંકો કરશે નહી. તેવણે બહારથી હુલ્લડખોર પ્રજાની પક્ષ ધરીછ એટલે લોક તેઓ ઉપર કુરબાન છે."

"તમે શું ધારોછ જુલસ, આવાં હુલ્લડ માટે મુખ્ય જોખમદાર કોણ હશે?—" કલોટીલડા વાતે ઉતરી.

જુલસ તેણીને માત્ર એક ખેડુતની છોકરી ધારતો હતો એટલે રાજ્ય સંબંધી તેણીને કશી સમજ ન હોય એમ તેનું માનવું હતું એટલે તેણે સમજાવવા માંડયું.

"હું ગરીબ વર્ગનો ઝાઝો કસુર જોતો નથી, રાજ્ય તરફથી ઘણો મોટો કર તેઓ ઉપર નાખવામાં આવ્યોછ અને છેક અતેરૂં થઇ ગયુંછ એમાં શક નથી પણ તેમાં આપણા નેક શાહની તકસીર નથી. સોળમા લુઇ રાજાના બપાના પંદરમાં લુઇ રાજાના વખતથી બાદશાહી તીજોરી તદન ખાલી થઇ ગઇછ; લુઇ પંદરમો ઘણો લખલુટીઓ રાજા થઇ ગયો તેની માનીતીઓએ જેમ બન્યુંછ તેમ પ્રજાનો પૈસો મોજ શોખમાં બરબાદ કીધોછ તેમાં મેડમ ડુબેરી નામની તેની માનીતી કાઉનટેસે એ પંદરમાં લુઇને એ અબજના કરજના ખાડામાં ઉતારીયો હતો. તે વખતથી રાજની તીજોરી ખાલી પડેલી છે. પંદરમો લુઇ તરેહ કીસમની મોજશોખમાં લખલુટ જીંદગી ગુજારી પોણોસોની ઉમરે ચાલતો થયો. અને આ તેના દીકરાનો દીકરો આપણો હાલનો બાદશાહ લુઇ સોલમો ગાદીએ આવ્યો. એ બીચારો તદન ખાખાવરખી ગાદીએ બેઠો છતાં એણે લોકો ઉપરથી કર ઓછો કરવાનું કીધું પણ એના ખાઇ વધેલા અમીર ઉમરાવોની મંડળીએ તે માન્યું નહી અને સામો કર વધારીયો; તેમ કરીને કાંઇ રાજની તીજોરીમાં પૈસા ઉમેરાયા નહી પણ એ કાવત્રાંખોર ઉમરાવોનાં ગજવાં છુપીથી ભરાયાં. એ ઘણું ધાટકી કામ હતું, બીચારા ગરીબ વર્ગની હલાલ મહેનતના તેઓને પેટ પુરતાં મલતાં નાણામાં આ પ્રમાણે શ્રીમંત વરગે બાચકાં મારવા માંડીયાં એટલે લોક ઉશ્કેરાઇ રહયું હતું, તેટલાં ગએ વરસે નેહરત દુકાલ પડયો અને લોકો ભુખમરાથી ગાંડાં જેવાં બની ગયાં. બધો ટોપલો ગરીબ રાજા ઉપર આવ્યો અને રાજાને ઉંધું વાળી અમીર ઉમરાવોનો નાશ કરી પ્રજા સતાક સ્થાપવા લોકોએ મનસુબા કીધા અને તેઓને તેમાં મુખ્ય મદદ કરનાર રોબસપીઅર અને રૂસો જેવા પ્રજાપ્રીય આદમીઓ મલી ગયા. તેઓએ અમીર ઉમ-

ચાવોને વગર દયાએ રેંહસી નાખવા માંડયાછ અને અંહી જુલસ જરા અચકાયો પણ પછી મગજ સાવધ રાખી તે બોલીયો. "હું હંમેશાં અમીરોની તરફેણમાં હોવાથી લોકો મારાં લોહીનાં પણ તરસીયાં બન્યાંછ."

"કોણ જાણે, કેમકે હું તમુને સાધારણ આદમી દાખલ માની શકતીજ નથી" ફલોટીલ્ડા ગંભી રાઇથી બોલી.

"તેમજ અજબ જેવું છે કે તમુને હું કોઇ ભલી ડચેસ કે પ્રીનસેસની તમો સરોબરી કરી શકો એવાં ધારૂંછ." જુલસ લાગણીથી બોલીયો.

ફલોટીલડા સરમાઇને ચુપ રહી. જુલસે પોતાના ખુલ્લા હલકે તેની આગળ એક પુસ્તક વાંચવા માંડયું અને એ પ્રમાણે તેઓ વચ્ચે દીવસો પુરા થવા લાગા.

કોઇ વાર તેઓને બ્હારથી લોકોનાં જુસતેજુ કરતા અવાજો સંભળાતા અને તેઓ ધંતેજારીથી એમાઇલની રાહ જોતાં

આ પ્રમાણે હેબત ધસકનો એક આખો માસ વીતી ગયો પણ એમાઇલ પાછો ફરયો નહી.

એક સાંજે જુલસે ફલોટીલડાને રડતી જોઇ.

"મીઠી ફલોટીલ્ડા હીંમત ધર, હજુરથી સઉ સારૂંજ થશે." તે જવાને તેણીને હીંમત આપી.

"ઓ જુલસ, મારા મામા એમાઇલ ગુમ થઇ ગયાછ, તે લોકે તેઓને મારી નાંખેલા હોવા જોઇએ. હવે આ બેકદર ઘાટકી દુન્યામાં હું વદનજ એકલી પડીછ—"

જુલસ તેણીની નજદીક ગુંઠણુ ઉપર પડયો, અને તેણીનો હાથ પોતાના હાથમાં લીધો.

"ફલોટીલ્ડા વ્હાલી, હું તારે માટે મારી જાન બી આપવા તઇયાર છું. હું એ ભેદ મારા મામાને કહેવાનો હતો પણ તુંને આવી રીતે ગમ કરતી હું જોઇ શકતો નથી. ફલોટીલ્ડા હું તુંને ખરાં દીલથી ચાહુંછ. હું જો ખુદ શાહ પોતે હતે તો પણ તારા જેવી બાનુ મેળવવા માટે હું મને પોતાને ભાગ્યશાલી ધારતે. તું આમનું ફરઝંદ છે પણ તારી અજબ જેવી મનોહર ખુબસુરતીથી હું ખરાં દીલથી તારો પરસ્તાર બનીયોછ."

લેડી ફેલીસ દંગ થઇ ગઇ.

તેણી કે જેણીએ એક માલેતુજાર મારકવીસના હાથનો તુચ્છકાર કરેલો તે શું આ આમ લોકના બેટાને કબુલે! તેણીએ પોતાના દમામી ખાનદાનનો વીચાર કર્યો છતાં જુલસનો ખાનદાની ચેહરો જોઇ તેણીએ શાન્તી રાખતાં કહ્યું—

"તમે મને અજબ કરોછ જુલસ, શું તમે વીચાર કરીને બોલોછ?"

"હા મારાં દીલોજાનથી, પણ તું મને નાસીપાસ કરતી ના"

"તમોને નાસીપાસ કરતાં હું પણ નાસીપાસ થઇશ એમ છે." તેણીએ નીચી ચશમે જવાબ કરીયો. "જુલસ, પણ હમણાં એ વિષે વધારે વાત કરતા ના. મારા મામાને આવવા દેવો તેરણનું શું થયું હશે તેજ વીચાર મારામાં સર્વોપરી છે"

"તારા આટલા જવાબે મને બેહસ્તનું સુખ દીધુંછ, તારી ખાહેશ હું મારે સર ઉઠાઉંછ, હાલ હું એ વીષે એક સખુનબી બોલીશ નહી."

ફેલીસ ઉઠીને પોતાના અંદરના ઓરડામાં ચાલી ગઇ.

પોતે શું બોલી હતી તે ઉપર ફરી વીચાર કરી જોતાં તેણીને પોતાની વ્હાલી માતતરના સખુનો યાદ આવ્યા. આહ! તેણીએ સાફ કહયું હતું કે—"કોઇ કોઇ માતબર ઉમરાવની બહારની ઝાહોઝલાલી કરતાં કોઇ સાચાં દીલનાં ખેડુતનાં વફાદાર હેતમાં વધારે સુખ સમાએલું હતું અને ફેલીસને એમ લાગીયું કે તેણીની આ પસંદગી માટે તેણીની માતતર બેહસ્તમાંથી પણ હસતી હોવી જોઇયે પણ તેણી પોતાના કાઉન્ટ પીતાનો વીચાર કરી શકી નહી. લેંગડોક ખાનદાનની એક અમીરઝાદી એક સાધારણ ખેડુત વર્ગના બેટા સાથ સગાઇ કરે એનો ફકત એક ખ્યાલજ

મોહતની ઘોરમા સુતેલા કાઉન્ટનાં ખાકી હાડકાંનેભી કમકમાવા જોગ હતો!

મહીનો પસાર થઇ ગયો કે હવે એમાઇલ માટે જુલને પણ ફ્કર પેસવા માંડી અને ફેલીસનો ચેહરો વધુને વધુ ફીક્કો પડતો ગયો. એક દીવસ તેણીએ જુલસ આગળ ધ્રુજતે હોઠે કહ્યું—

"જુલસ, છેલ્લું પાણીનું પીપ ખાલી થઇ ગયું છ હવે ભાએગે એકાદ કુંડી જેટલું પાણી બચીયું હોસે"

"કાંઇ ફ્કર નહી, હું આજે રાતે ઝરામાથી પીપ ભરી લાવસ, તું મને ઝરાની નીશાણી આપ—"

"શું તમે આવું જોખમ ભર્યું કામ માથે લેશો?" તેણી ફ્ગલાઇ ગઇ

"જો તમે તેમ કરશો તો હું તમારી સાથે આવસ"

"કંઇ નહી મારી બેમુલ ક્લોટીલ્ડા પછી એમાઇલ મારે માટે શું ધારે?"

"તમે કાંઇભી કરો પણ હું તમારી પુઠે આવશ આ મારૂં ગળું તો અત્યારથી પાણીની તંગીને લીધે સુકાવા માંડયું છ"

જુલસે ગલાસ ભરીને તેણીને પાણી આપીયું.

તેણીએ ચુસી ચુસીને પીધું. "આપણા હીરા મોતી કરતાં આપણને પાણી બેમુલ છે" તેણી બોલી.

હવે હું ઉપર જઇને સાંભલુંછ, જો કશો સનસારો બહારથી જણાશે નહી તો હું પીપ લઇને બહાર નીકલસ."

ત્યાં તમામ શાંત હતું. હવે બન્ને જણ હીંમત ધરી બહાર નીકળ્યાં; જુલસે પીપ ખભે મારીયું અને ફેલીસે કુંજો લીધો. તે ઝરો નજદીકમાંજ હતો. જુલસે કુંજો ભરીને ક્લોટીલ્ડાના હોઠ આગલ ધર્યો. આહા તે ઠંડું નીરમલ તાજું પાણી! આજેજ તેઓએ ખરી તરસે પેટ ભરીને પીધું. તેઓ બન્ને બહારની ખુલ્લી હવા દમમાં લઇ ઘણાં ખુસાલ બની ગયાં. જુલસે પીપ ભરવા માંડયું, તેટલાં તેને દુરથી કોઇ ઓળા દેખાવા લાગીયા. "ક્લોટીલ્ડા, એકદમ ઘર દોડી જા" જુલસ બોલીયો. "હું પાણી લઇને દોરયો આવુંછ"

ફેલીસે પણ તેજ પલે પેલા આકારો જોયા કે તેણી જુલસને ખેંચીને દોડવા લાગી. જુલસે પીપ પડતું નાંખ્યું અને ભરેલો કુંજો ઉઠાવ્યો.

"ક્લોટીલ્ડા તું દોડ પેહલાં અને દરવાજો ઉઘાડ" જુલસ બોલીયો "આપણે અંદર એકદમ ભરાઇ જઇએ."

ફેલીસ એક પંખેરા માફક ઉડી પણ જુલસ તદન નબલો પડી ગયો હતો અને ચાલતાં લપેરા ખાતો હતો. ફેલીસ ઝાડમાં દમ ખેંચીને ઉતરી પડી ખુલ્લું બારણું રાખી જુલસની વાટ જોતી ઉભી.

તેણીને દુરથી કોઇના મદદના પુકારો સંભળાવા લાગીયા અને શું બન્યું હતું તેનો તેણી કાંઇ વીચાર કરી શકે તે પેહલાં એક આકાર ત્યાં ધસી આવ્યો, અને ઝાડમાં ઉતરી પડતાંજ છુપી ચાવીથી દરવાજો બંધ કરી લીધો.

ખોદાના શુકર કે તે જુલ્સ હતો પણ તેના હાથ ખાલી હતા બહારથી કોઇના ઘોઘારી અવાજે ઘણાં તીરસકારી ભરીયા આવતા હતા.

"વરી પાછો તે ગુમ થઇ ગીયો, હવે તો કેપ્ટન પીએરીને કહી આ જંગલનો બધો ભાગ સલગાવી મુકવો જોઇએ" અને તેઓ બબડતા ફ્ફડતા ત્યાંથી ચાલી ગયા.

જુલસના કેહવા પ્રમાણે તેને એક આદમીએ મજબુત ઝાલી લીધો હતો પણ સમ્યસુચકતા રાખી તેણે પોતાના હાથમાનો ભરેલો કુંજો તેના નાખ ઉપર જોરથી મારીયો જેનાં પાણીમાં તે ગુંગળાઇ ગયો તેટલાં જુલસ છટકીને નહાઠો.

તેઓ બંન્ને આ પોતાંના બચાવથી ખોદાતાલાના શુક્ર કરવા ગુંદણ મંડીએ પડયાં. પણ તેઓ એક ટીપુંભી પાણી પોતા સાથ લાવી શકીયાં નહી; તેના વીચારે તેઓ બંન્ને દીલથી ઘણાં ફ્કરમંદ બની ગયાં હતાં; વળી પેલા આદમીઓની ધમકી સાંભળી તેઓ હેબતાઇ ગયાં. ફેલીસ બોલી "અરેરે. આપણે બહાર

ગયાંજ નહી હતે તો કેવું સારૂં? આપણે પાણીનું એક ટીપુંબી મેળવી શકયાં નહી અને હવે પેલો પાપી પીએરી અહીંનું જંગલ સલગાવી મુકી આપણને જીવતાં મારી નાંખશે, એ ખોદા તું રહેમ કર."

એક બીજો દીવસ પસાર થઇ ગયો. હવે તે બંન્ને વચ્ચે માત્ર એકજ ગલાસ પાણીનું બાકી રહયું હતું.

"પી જા કલોટીલ્ડા" જુલસ હેતથી બોલીયો, "હવે પીએરીને હાથે મરવાનો વખત નજદીક આવ્યોછ હવે ઉપાય જેવું કશું બાકી રહયું નથી." તેણે સખત હાય મારી.

"પ્યએરી! એ જુલસ, મને એક વાતનું વચન આપ કે તે પાપી આદમી મને પકડે તો તેજ પલે તારી પીસટોલથી મને જાનથી મારી નાખજે મને વચન આપ—"

"મારી મીઠી કલોટીલ્ડા ખોદા આપણા ઉપર મેહેર કરશે અને તેવો દહાડો બતાવશે નહી, એક છેલ્લો ઉપાય છે, આજ રાતે આપણે નહાસી જઇએ?"

"પણ આપણે કયાં જઇશું?" તેણીએ શકથી પુછયું.

જુલસે એક દુખતું ડચકું ખાધું. "ખચીત આપણે કયાં જઇશું એ એમાઇલ, ભલા એમાઇલ, તમારૂં શું થયું હશે?"

તે શબ્દો બોલાઇ રહેતાંજ તેઓએ કાંઇ ખખડાત સાંભળ્યો. બંન્ને મુરદાં જેવાં ફીકકાં મારી ગયાં. કોઇ ઝાડની અંદર કુદીને ઉતર્યું; એ ખોદા, તે કોણ હતું? દુન્યા ભરની ચીંતાની એક પલ વધારે અને બીજીજ પલે, એ ખુશાલી! તેઓએ એમાઇલનો હર્ષીત ચેહરો જોયો. એક કીકયારી સમેત ફેલીસ દોડીને એમાઇલનાં પગ આગલ ગુંઠણ ઉપર પડી: તેણે એક બચ્ચાં માફક તુરત પોતાના હાથોમાં ઉઠાવી લેતાં તે પીલતન ...સના આંસુઓથી ફેલીસનો ચેહરો ભીંજાઇ ગયો.

"મારાં બચ્ચાં, મારાં વ્હાલાં ફરઝંદ, ખોદાતાલાના હજારો હેશાન કે તું સલામત છે. જુલસ, ખચીત તે માલેકની આપણ ત્રણે ઉપર ઘણી રેહમ છે, તુંને એક વાર પાછો તનદરસ્ત જોઇ મને નેહાયત ખુશી ઉપજેછ" અહીં તે થોડો વખત થોભ્યો. જુલસ તેના હાથોને મજબુત ઝાલી ઉશકેરાટથી અવાચક જેવો ઉભો રહી ગયો હતો; તે બન્ને વહાલાંઓને શાન્ત થવાનો વખત આપીયા બાદ એમાઇલે પોતા પાસેનાં બંડલમાંથી બે ખેડુતના પોશાકો બહાર કાઢીયા.

"એક પલ પણ આપણે ખોટવી જોઇએ નહી. જે કાંઇ લેવાય તે તમે તમારી સાથે લઇ લેવો; આય બીલીવાળો બધાં હું મારી કમરે બાંધી લઇશ."

બે માહેલાં એકેબી તેને કશો સવાલ કીધા નહી પણ તુરત તેના હુકમ મુજબ કરવા મંડીયાં, અને થોડ વખતમાં તેઓ તૈયાર થઇ ગયાં.

એમાઇલે હવે એક નાની ડબ્બી બ્હાર કાડી અને તે માહેલી ભુકી ફેલીસના મોંહ અને હાથ ઉપર લગાડી કે જેથી તેણીની રૂપાલી સુફેદ બરફ જેવી ચામડી ઘેરી બની ગઇ. વળી તેણે એક જાતની પ્રવાહી કાઢી જુલસના સુંદર સોનેરી બાલોને લગાડી કાલા કરી નાખીયા અને તેઓ બનનેને પેલા ખેડુતના લેબાસ પેહરાવી તે તેઓને આગલ લઇ ગયો. તે નીમકહલાલ ઝાડથી છુટું પડતાં તેઓને ઘણું લાગીયું અને પછી ખોદાનું નામ લઇ તેઓ રસતે ઉતરીયાં: જુલસે ચોપાસ જોયું, ત્યાં કોઇબી પીએરીનું આદમી જણાતું ન હતું. વગર ઇજાએ તેઓ જંગલને છેડે જઇ પુગાં.

"આહ, મારા પીસત્રાસુ છીનીને અચ્છી બજારી તે કેરૂનો શરાબ લઇ આયો હતો અતે પીએરીનાં દરેક આદમીને પાયો હશે તેમાંજ આપણે વગર હરકતે ત્યાંથી અહીં સુધી નીકલી આવી શકીયાં" એમાઇલે કહ્યું "હવે કાલે તો આપણે પેરીસ પુગી જઇશું; અહીં આપણે માટે એક ગાડ઼ તૈયાર છે અને ત્યાં પેરીસમાં ગ્રે ફાલકનના ભાણેજો કલોટીલ્ડા અને જુલસને માટે મકાન તૈયાર છે, સંભાળજો મારાં બચ્ચાંઓ, તમે બહારથી જને એક મેકના ભાઇ બેન છેઓ તે યાદ રાખજો, અને પેરીસમાં મોકળે મને રેહજો; ખેડુતના અવતારમાં

તમોને કોઇબી હેરાન કરશે નહી મગર ઘરની બહાર કોઇબી દહાડો નીકલતાં ના"

"તમે હમારી સાથે છો મુરબ્બી એમાઇલ, એટલે હમોને જરાબી ફીકર નથી" ક્લોટીલ્ડા હીમતથી બોલી.

"ખોદાતાલા તમોને તમારી નેકીનો ભલો બદલો આપે" ખરાં દીલથી જુલસ બોલીયો.

પેરીસમાં તેઓનાં ગાડાંને ઘણી તરફથી રોકવામાં આવ્યું પરંતુ ગ્રે ફાલકનને જોતાંજ તેઓ સર્વે માનથી નમીને બાજુ થઇ જતાં.

તે વખતે પેરીસનો મામલો તદન હાથથી ગયો હતો; ગરીબ કમનસીબ નીરદોસ રાજા સોલમા લુઇનુ ડોકયું ધીમરાં ઉપરથી ઉરાડી મેજરામાં આવીયું અને તેની આસીવન રાણીના પણ તેજ હાલ થોડા વખતમાં થનાર હતાં; લોકો કસાઇ દીલનાં બની ગયાં હતાં. ઘણીજ ખુશાલીના જુસ્સા સાથે ગ્રે ફાલકનને પેરીસમાં આવકાર મલતો. તેને પોતાનાં સગાઓને એક ન્હાના સુખવાસી મકાનમાં ઉતારો આપીયો અને પોતે પોતાની મંડળીને ભેટવા ગયો. તેની બે દીવસની આ ગેરહાજરીમાં ગરીબ રાજા લુઇની આખેરે આવી ગઇ હતી; તે જાણી તેને બેહદ દુઃખ થયું પણ તેનો કશોબી ઇલાજ ચાલી શકે એમ હતું નહી. ફુલ્લડખોરો ઘણાજ ખુશીમાં આવી ગયા હતા અને એમાઇલે જબરી કટ્ટી પોતાનાં મન ઉપર રાખી બહારથી તેઓની ખુશાલીમાં ભાગ લેવાનું ડોળ ધાર્યું.

એમાઇલ કંઇ ક્લોટીલ્ડા અને જુલસની સાથે રહી શકતો નહી, કારણ તે લોકોનો વડો સીંહરાજ હતો અને તેને ફીકર હતી કે જો તે પોતાના વ્હાલાંઓ સાથ રેહતો લોકોની આવનજાવ તેના મકાનમાં થાએ અને કદાચ કોઇને તેનાં તે બેશીઓ માટે વેહમ પડે, આથી તે ટક મલતી ત્યારે તેઓને ઉડતી મુલાકાત આપી જતો તેજ. તેઓનાં તે શોભીતાં મકાનને ઘણોજ દિલચમન બાગચો હતો અને તેમાંથી ફુલના તોરા બનાવી તેઓ અઠવાડીયાંમાં બે વાર ગ્રે ફાલકન ઉપર મોકલી તેમાં તેઓ છુપા સદેશા મોકલતાં; આવી રીતે તેઓ એક ખેડુતના છોકરાને પોતાનો પેગામચી બનાવીને તેનાં મારફતે કામ લેતાં હતાં.

આવી રીતે તે નામાંકીત પણ નીરદોષ લોહીથી રોજ ભીંજાતાં તે શેતાનના શ્રાપમાં ફસેલાં બદબખ્ત શેહરમાં તે બન્ને જણ શાન્તીથી વસતાં હતાં. લેડી ફેલીસ પોતાની આગલી મોટાઇ લગભગ ભુલી ગઇ હતી. તે પોતાને એક ન્હાના ઝુપડાં માહેલી ક્લોટીલ્ડા જ ધારવા લાગી. જુલસનું ભીતર પોતાના શેહરની ખાણાખરાબીથી જળતું હતું, પણ તે કશું બોલતો નહીં અને ક્લોટીલ્ડા જેવી સુંદરી સાથ તે શાન્તીથી દહાડા ગુજારતો.

મગર આટલું સુખ કે શાન્તી પણ તેઓનાં નસીબમાં હતું નહી તેની તેઓને ક્યાં ખબર હતી!

(સાયન છે.).






પુસ્તકઃ ૨ જું. જુલાઇ ૧૯૧૫. અંકઃ ૧૧ મો.

## સાંકળીયું.



વાર્ષિક લવાજમ રૂ. ૩ા પોસ્ટેજ સાથે હિંદુસ્તાનમાં—રૂ. ૪ા હિંદુસ્તાન બહાર.

એન. બરજોરજી કાં૦

માલેકો "પ્રભાત," કાન્તા ટેરેસ, ઠાકરદ્વારની રોડ, મુંબઇ નં. ૨.

# દુરબીનમાંથી બહાર

## અને

# દર્શને દુનિયા.



**પારસી સાહિત્ય.** ગીયા મહીનામાં અત્રેના એક પુરાં નાનકડાં "પારસી લેખક મંડળ" સનમુખ વરોડરાવાલા જાણીતા હિન્દુ સાક્ષર રા. બા. હરગોવીંદદાસ દવારકાદાસ કાંટાવાળાએ "પારસી સાહિત્ય" ના રસીલા વિષ્ય ઉપર એક રસીલું ભાપણ આપ્યું હતું જેનો જાહેર પત્ર દ્વારે ઠીક આદરસત્કાર થયો હતો. મનુષ્ય જાતના જુદા જુદા તોલા કે કોમની રાહરીતીઓ-આચાર વિચારો કે લોભ-લક્ષણો શું શું અને કેવાં કેવાં છે અને તે જુદા જુદા જમાનામાં કેમ કેમ અને કેવાં કેવાં બદલાય છે તેનો કંઇબી ખ્યાલ જો આપણને ચાલુ જમાનામાં મેલવવો હોય તો તે તોલા કે કોમના સાહિત્ય ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે. જેમ પારસી પોતાના પારસીપણામાં જેટલો વિચીત્ર અને વિલક્ષણ છે તેમજ તેનું કેહવાતું પારસી સાહીત્યપણ તેટલુંજ વિચીત્ર અને વિલક્ષણ છે. પણ આટલું તો ચોક્કસજ છે કે પારસીઓમાં વિદ્યા અને કેળવણીનું ખમીર અસલથીજ મગજે હોવાથી ગમે એવા જમાનામાં ગમે એવી મુશ્કેલીઓ વચ્ચેબી વિદ્યા કે કેળવણીના ગીતે પ્રગટ થતાં રહ્યાં હતાં અને હાલના ચાલુ જમાનામાં પણ પારસીઓનો પ્રકાશ તેઓની કેળવણી-વિદ્યા ભણે જાતી એનમાં પ્રગટ થતો ખુલ્લો માલમ પડે છે. પણ તે સઘળું ધ્યાનમાં લીધા છતાં બીજી બાધબંધ કોમ અને મનુષ્ય જાતના જુદા જુદા ટોલાના અસલી કે હાલના જુદા જુદા સાહિત્યના સિદ્ધાંતો સાથે સરખાવતાં આટલું તો કબુલ કર્યા વિના આપણને ચાલશેજ નહી કે આપણું પારસી સાહીત્ય માત્ર નામનું જીવ જાન વિનાનું ને માત્ર કહેવાતુંજ છે. નથી તેના સાક્ષરોમાં કાંઇ વધારો, નથી તેના પુસ્તકોની કંઇ ઉંચ પંક્તી, નથી તેના લખાણોમાં કાયમની ઉંડી દાનાઇ, નથી તેના વિચારોનું શ્રેષ્ટ બોહલાપણું, નથી તેનામાં ઉંચ વિચારોનો કવિતાઇ જુસ્સા કે નથી તેનામાં પદ્ય લખાણોનો પાકો પડઘો. હશે ખુણે ખાંચરે પડેલા, પોતાની કીમતી લેખક કીરતીની જરા પણ કદર પીછાનાયા વગરના જમણા હાથની છેલ્લી આંગલી ઉપરના કાપા ગણાય એટલા સાક્ષરો પારસીઓમાં કદાચ પડયા હશે પણ હજી સુધી વોલટર સ્કોટના જેવી નવલ કથા લખનારાઓ અને રવિન્દ્રનાથ ટાગોર જેવી કવિતા લખનારાઓ અને પોતાના બોહલા ને બુલંદ ઉંડા ને ઉંચા વિચારોથી જગતમાં કેળવાયલા વર્ગમાં વિખ્યાતી પામનારા પુરૂષોને પેદા કરવાને હજી આપણી કોમ ભાગ્યશાળી થઇ નથી.

છતાં "જ્યાં હોય ત્યાં પારસી પેહલો" એ જાણીતી કેહતી મુજબ ગુજરાતી સાહિત્યના મેદાનમાં પણ પોતે કાંઇ મુવુ જીવતું કરી બતાવવાને પારસી પાછલ રહયો નથી મરહુમ મલબારી બેહરામજી કે જવાન મિત્ર અરદેશર ખબરદારના સંસ્કૃત ગુજરાતી કવિતાઓ, કે મરહુમ કવિઓ ફીરોઝ કે દા. એ. તારાપોરવાલાની મધુર કવિતાઇ લીટીઓ, કેખશરો કે બમનજી કાબરાજીની જોરાવર "નોવેલો" કે જાહગીર મરઝબાનની હાસ્યકારક વાર્તાઓ, મરહુમ મનચેરજી મનસુખના ધરખમ લખાણો કે "ચાબુક" માં લખાણો કરનારા સાનવંતા ચાનદારના ચીમકીદાર ચાબકાઓ આજેબી પારસી સાહિત્યની શોભામાંનુ સંગીનપણુ જાલવી રાખે છે; પણ તેઓના વાંચનારાઓ અને વખાણનારાઓની ચોક્કસજ હદ આવી રહે છે. વળી ગુજરાતી છાપાના બીજાંની પેહલ કહાડનાર અને ગુજરાતી પત્ર પેહલ વેહલું પ્રગટ કરનાર મરહુમ ફરદુનજી મરઝબાનજી કે ફારસી સાહિત્યથી ગુજરાતી સાહિત્યને પેહલા દીપાવનાર જગ આસકાર મરહુમ મુલાં ફીરોઝ જેવા સાક્ષરો

પારસી કોમમાં દરજમાને પેદા પડતા રહે એવી આપણે આશા રાખીશું એવી આપણે દુઆપણ ગુજારીશું; અને એટલીજ આશા રાખીને સંતોષ પકડીશુ કે માત્ર ભાષાની શુધ્ધતા—કે જેની કળા કમનસીબે હજી આપણે હાથ આવીજ નથી—દરદીન સુધરતી જાય એટલુજ નહી પણ આપણી ચાલુ વપરાતી ગુજરાતી ભાષામાં માત્ર સંકૃતજ નહી પણ પરજાતી ભાષાના મધુર શબ્દોનો મન માનતો ઉમેરો થાય કે જેથી આપણી પારસી ગુજરાતી ભાષાની મધુરતા–મીઠાસને મોહીની વધતી જાય અને આવતા જમાનાના સાહીત્યમાં તેનુ પણ નામ પંકાય.



**સેંટ જોન એમબ્યુલન્સ એશોસીએશન**

આ પૃથવીના પદડા ઉપર ધણીબી સંસથાંઓ કાર્ય કરતી હશે પણ અમો ધાર્યે છીએ કે આપણા વચ્ચે જાણીની અને માનીતી થઇ પડેલી સેંટ જોન એમબ્યુલન્સ એશોસીએશન જેવું પુન્યવંતુ અને પંકાયલુ કામ કોઇબી બીજી મંડળી કે સંસથાં કરતી હોય એમ અમોને સંભવતુ નથી. બીમાર પડેલા આદમીઓની સારવાર કરવી એ બહુજ પુન્યવંતુ કાર્ય લેખાય છે પણ તેઓજે સંભાળ અને સારવાર "સાયનતીફીક" રીતે યાને બરોબર કેળવાઇલી કુદરતી કાયદાને આધીન થઇને કરવી એ બહુજ તારીફ લાયક વાત ગણાય છે. સીમલા મધે નામદાર વાઇસરોયે ગીયે મહીને એ સંસથાં સબંધી જે જે સખુનો ઓચર્યા હતા તેને એ એશોસીએસન પુરેપુરી લાયક છે. જાહેર મેળાવડાઓ વખતે કે લડાઇના હીંગામે કે કોઇબી મુશકેલ પ્રસંગે એ એશોસીએશનવાલા સભાસદો જે પ્રમાર્થી અને પુન્યવંતુ કામ આતોપી રહ્યા છે તેની ખુબીનો પમરાત જેઓ કમનસીબ સ્થીતી વચ્ચે અનુભવે છે તેનેજ રાહત માલમ પડે છે. આપણે એટલુજ ઇચ્છીશું કે આ પ્રમાર્થી ખાતાંનો વહીવત હજી વધુ પ્રમાણમાં લોકો વચ્ચે ફેલાતો થાય અને ધણી મોટી સંખ્યામાં નવા નવા ઉમેદવારો ઉલતથી બાહેર પડે કે જેથી નાત જાત જાતી કે જ્ઞાતના તફાવત કે ભેદ વગર ભલી અને ખરી ભાઇબંધીનું ભલું અને વેહવાર કામ એ સભાસદો કરી રહ્યા છે તેઓના કામની કદર બુઝાય અને તેઓની જીંદગીની જેહમતનો જશ મલે. એજ અમારી દુઆ.

**મુંબઇ શહેરની ખુબસુરતી**

હિંદુસ્થાનના ધણા નામાકીત શેહરોમાં પ્રખ્યાત મુંબઈ નગર શેહરોની રાણી ગણાય છે અને તેને ટુંકમાં Bombay the Beautife કેહવામાં આવે છે. સામાન્ય નજરે એ તદન સાચ્ચું ને બરહક છે પણ જ્યારે એ ખુબસુરત મુંબઇને તેની બારીકાઇમાં તપાસવામાં આવે છે ત્યારે તેની દરેક એબો આપણી આંખો સામે ખુલ્લી થાય છે અને એ પ્યારી નગરીની તકેદારી માટે સરકારની, "શેહરી બાવાઓ"ની કે તુપાયલાં કે તુપાતાં "ઇમપ્રામેંટ ત્રસ્ટ"ના શેહર સુધારકોની કેટલીક બેદરકારી કે ખામીબી સાથે સાથે ખુલ્લી થાય છે. શેહરની ગરીબ ગીચ વસ્તીના કંગાલ મોહલ્લાઓ સુધારેવા સમારવાને બદલે માલે તોજારોની "મોતર" સગવડને ખાતર રસ્તાઓ પોહલા કરવાના "ઇમપ્રુવમેંટ ત્રસ્ટ"ના કાંમો ઉપર તેના એક ત્રસ્ટી શેઠ દી. એ. વાચ્છાનો ધુજારો ખરેખર સ્તુતી પાત્ર છે; અને મુંબઇ શહેરને અનેક રીતે રળીયામતું કરવાની સરકારની ઉમેદબી વખાનવાજોગ છે મુંબઇ શહેરને સ્વચ્છ અને તંદરોસ્ત અને નમુનેદાર બનાવવાની શેહરી બાવાઓની અઠવાડીક જબરી જેહમતબી આપણને જાહેર છે પણ તે સધળાં છતાં મુંબઇની કેટલીક એબો અને ખામીઓ હજી દુર થઇ નથી એજ પ્રજાનો ભારી અફસોસ છે.

મુબઇના રહીશોને બોરીબંદરનું પ્રખ્યાત સ્તેસન નવી પોસ્ત ઓફીસની સુંદર ઇમારત અને બીજી ત્રીજી ઉંચી નીચી નીચી હવેલીઓ વચ્ચે આવેલો પુરેણો "ભાત્યા બાગ"નું નામ યાદ હશે "નામ યાદ હશે" એમ કરીને અમોએ લખ્યું છે કારણ કે તે જગ્યા ઉપર "બાગ"નું નામ હવે રહ્યું નથી બાગ જેવું ત્યાં કંઇબી દીસતું નથી. એટલે જગ્યાની ઉપરબી ખુદા ખબર કેટલા ચુઢણા પડી ચુકા છે અને હવે પછી પડશે. ત્યાં અસલ જીવતાં જીવત મુકાયલું શહેરી બલેનીનું બુલંદ બાવળુ તે મરહુમનો મરણ પાછલ આજે ગુનપાતમાં વીતલાયને પડયું છે તેની ઉપર પ્રજાનો અનેક પોકાર પડી ચુકો છે પણ "શહેરી બાવાઓ"ની શુધ હજી ઉધડતી નથી તેથી આપણા અફસોસમાં વધારો થાય છે. વળી નામાકીત નામદાર પેહલા સર જમશેદજી જીજીભાઇનું સુંદર ને દમામદાર બાવળું મુમબઇના "તાઉનહોલ"ના એક પાછલા ખુનામાં ધુર ખાતું પડયું છે તેને વીશે આપણા જીગરમાં એવડો અફસોસ બરપા થયો છે. ભાત્યા બાગ સુધારક કમીટી એ બુજરોગોના બાવળાઓ અસલ ભાત્યા બાગવાળી જગ્યા ઉપરના નવા રોનકદાર સરકલમાં ગોઠવી શેહરની શોભામાં વધારો નહી કરી આપે!

# કાકાનું વીલ.



લખનારઃ—મીસીસ મેહેરબાનુ ફિરોઝશાહ એડનવાલા.

(પાને ૫૪૫ થી ચાલુ.)

## પ્રકરણ ૩ જું.

નવલ નય-નવાઇને આ ઘોંટાળાભર્યા, અફસોસકારક, મામલાની દીલગીરીથી નિરાશા નિપજી નહીં. હજી બીજા દુન્યામાં ધંધા ઘણા નવા નવા પડેલા છે. મરઘાં, કુકડાંમાં નસીબ નહીં હોશે ને કંઇ બીજામાં હોશે. આમ આશાથી જીગરને ઉછળતું ને ઉછળતુંજ રાખતો, વળી ફોકત આશા ઉમેદો બાંધીને બેસી ન રેહતાં ધાહોમ કામમાં જી પલાવતો જતો.

એનામાં કામનો ઉમંગ અને ઉલટ, આશા એ બધું વખાણવાજોગ હતું, જો એટલી ઉલટ સાથે એક જરાક વીચારવંત તે હતે તો ઘણુંજ મેળવવા પામતે તેમાં શક નહીં; તે ઉમંગ ઉલટને મરવા દેતોજ નહીં. પણ તેમ વીચાર કરવાથી તે થોભતો નહીં, આજેજ બધું થઇ જશે ને કરી નાખવુંજ ખરૂં એમ કર્યાજ જતો. બધાં મેહદાંમાંનો પોણો ભાગ મરી ગયો અને હજી તેની યોજનાનો અધુરો રહેલો ભાગ બજાવવા તે તળપાપડમાં હતો; હજી તો પેલા પાડોસી શેઠયા સોરાબશાની તળાવડીની ખરીદી કરવાની હતી. માછલાંનું વેચાણ અને તે સાથે વળી ત્યાં બગલાં ઉછેરવાનું તેનું મંન હતું, પણ અંહી જમશેદ વચે પડયો, બગલાં ઉછેરે તો માછલીના ધંધા પર પૈસા પેદા કરવાની આશા રાખવી નહીં. બગલાને માછલીનો ખોરાક એ તળાવડીમાંથી મલ્યા ઉપ્રાંત મોટો વેપારની થઇ શકે એવું બનવાજોગ નહતું એમ તેને કેહવામાં સમજાવવામાં આવ્યું અને એ તેના વાંચ્યામાં પણ આવ્યું કે ખુબસુરત તંદુરસ્ત બગલાં ઉછેરવા માટે તળાવડીમાં ઢગલે ઢગલાં માછલાં રેહવાં જોઇયે, ને તે વાત તેનાં ધ્યાનમાં ઉતરી. તેણે સોરાબશાહ સુરતી નામના એક ઘણાજ એક માર્ગી પણ મોટા જાગીરદાર અને બોહળી હકુમત ધરાવતા જુના વિચારના શેઠયા ઉપર તેવનણાં પંખીઓનાં વેચાણ માટે માંગણી મોકલી.

હવે વાત એમ હતી કે સોરાબશાહમાં જુના ખાનદાનની પુરાણી ગત પ્રમાણેની ગરૂરી બહુજ હતી. તેવણની તકોબરી એમ હતી કે બાપેદાદેથી વારેસાઓમાં ચાલતી આવતી જમીનો, ખેતરો, તળાવો, નાળાંઓ, ટેકડાઓ, બંગલાઓ, જનાવરો વગેરે વગેરેમાંથી એક કાંકરો પણ વેચવો નહીં. ગમે તેટલું મોટું દામ કાય નહીં અગતું પણ તેઓ કશું પણ વેચાણમાં ધરતા નહીં. દરેક ચીજ શું તેઓના બાપેદાદેનાં વખતની ન હતી? ત્યારે જો તેમાંનું કંઇ પણ વેચે તો નામનો નાશ થાય, એવો ડર રાખી તેઓએ કશું પણ અત્યાર સુધીક વેચ્યું નહતું, અને ચરિત્ર ધાંધલ્યા નવલ નય-નવાઇએ જ્યારે તેવનનાં ખુબસુરત દુધદહીનાં જેવાં રૂપેરી પાંખનાં બગલાંઓને વેચાતાં લેવાની માંગણી મોકલી ત્યારે જોઇ લેઓ તેઓનો મીજાજ: ધરતીથી ધ્રુજી રહી, અને તેવનની ગર્જનાથી બે ઘડી સુરતની સરહદ પર વસ્તાં દુબરાંઓની કુદરતીને ગોયા ધરતીકંપનો આંચકો લાગો.

તેવણે ઘણાજ ઘણાજ વાંકા ટુંકા બોલોમાં નવલની ઝાટકણી કાહડવા ઉપ્રાંત એટલી ગુસ્તાખી વેર, આગળ વધીને કેહવાડયું કે આની તરફ તારૂં પગલુ ફેરવ્યામાં લાવતો રખે, કે જેથી મારાં માણસો મારી હકુમતનાં બગલાનાં વેચાંણુની તારી માગણીથી એટલાં છેડાયાંછ, કે મને બીક છે કે હું તારી પર ગુસ્સાની ગર્જનાનું વાદલ તોડી પાડું તે પેહલાં તેઓજ તારો ખીમો ખુરદો કરી નાંખશે.

"બગલાં એનાં પણ કાયદેઓી કંઇ એનોજ સમજતો દેખું." એ સાંભલીને બગલાં પાલવાની ઉલટમાં કુદી રહેલા નવલને સોરાબશા સુરતી કરતાં પણ કંઇજ ઓછી ચીડ ચહડી નહીં.

ફફડતો ચટકતો તે સોરાબશાહની જમીનપરથી તેમની વાડીની બાજુમાંથી જતો હતો, તેટલાં એક સાદા દેખાવના જવાનને એક ઘણુંજ તોરવંત ખુબસુરત ઘોડા ઉપર સ્વાર થઇને જતાં જોયો. તેણે ધારયું કે એ માણસ આ તુચ્છ મિજાજના સુરતીનો ઘોડો હાંકી જતો હશે, તેથી તેને વાતમાં ઉતારવાને નવલે કહ્યું "ઘોડો ઘણોજ આબદાર ને તેજી છે, સાહેબ, તમારો!"

"!આહાહ?" તે જવાંને પોતાનો ઘોડો નવલનાં રેંડયાલ ઘોડા આગળ ખેંચી લાવતાં હસીને વાતમાં ઉતરવાનું કીધું. "આ જમીનનાં જાગીરદાર શેઠ સોરાબશાહ સુરતી યા તેના તુમાખી ખેર દીકરા જેહાંગીર પાસે પણ એવો એક ઘોડો નથી. અરે એ મુંવારે ઘોડાને ખચરમાં ફરકનો સમજતા!"

હાલ વખત એવો હતો કે સોરાબશાહ અને તેનાં કુટુંબ માટે જેટલું બુરૂં બોલાય તેટલું નવલને ઘણું મીઠું લાગે, તેથી તેને આ વાત વધારવાનું ચાલુ રાખ્યું પણ વળી તે સાથે તે પોતાનું રેડયાલ મોંહનુ ઘોડું તેના સુંદર ઘોડા આગળ હજાર દરજ્જે ઉતરતું જોમ શરમાઇને લાલ થઇ ગયો. સોરાબશાહનાં ઘોડાની મશ્કેરી કરતાં તેનાં ઘોડાની પણ મશ્કેરી થવીજ જોઇયે. એમ તેને લાગ્યું.

પેલાએ આ તેનાં ગુંચવાડા અને શરમ ભણી આંખ આડા કાન કરી જઇ વાત ચલાવી. "જુવોની, સાહેબ, એ પારસો આપરી જાત પર્યો, પણ હું તો કેહુંછ કે જે કોઇ પોતાન ખાનદાની ટેક માટે એટલો બધો મગરૂર અને ગુસ્તાખ બને તેને એવાં છેક રેંડયાલ ઘોડાં રાખવા શરમાવું જોઇયે. એ પછી તે પોર્યાએ આ નવા નવા ધંધામાં ઝીપલાવનાર નચ નવાઇને રેસનાં ઘોડાઓનું તથા મુંબઇની આલસમીની અને પુનાની રેસીસોનું એક એવું તો સુંદર બ્યાન કરી બતાવ્યું કે નવાં નવાંમાં વાહેમ ઝીપલાવનાર તે જવાન્યાનું જીગર નાચી કુદી રહયું. ઘોડાની શરતનાં નિરાશા ઉપજાવનાર, ધિક્કારવા જોગ પરિણામની ખરાબી તે દરશાવતે શાંનો? વળી તેને છેલ્લે ઉમેરયું:

"આંએ ચીસ્સો પારસી શેઠયો, પોતાના જવાન દીકરા જેહાંગીરને એક ઘોડો માંગેછ તે નહીં ખરીદવા દેતો; હું રેસનાં ઘોડાંઓ ઉછેરૂંછ, અને વેચુંછ અને રેસમાં દોડાઉંછ, તેથી જેહાંગીરે મારી પાસે એક તેજી જનાવર મંગાવ્યું, પણ એ પોર્યો જરાક ખર્ચાળુ દેખું, તે પુરી કીમતનું દામ હાથમાં નહીં તે બાપ પાસે માંગવા ગયો, તેણે મને ને તેનાં દીકરાને બેન્ને એ બાણે ધમકાવીને ધિક્કારી નાંખ્યા. બજયા એ અસ્લી ભાચા ભુગા પારસીનાં રેસ્ટ ઘોડું ખચરૂં બધું એકજ સમજેછ."

જોઇ લેવો નવલ નચ-નવાઇનાં જીગરની નાચકુદ જો તે દેખાતી હોય તો આહાહા! એક વખત મ્હાલક્ષ્મીના રેસનાં મેદાનમાં જવું, અને ઘણાજ ચાલદાર તેજી ઘોડા ઉપર બેસીને, સોરાબશાહ સુરતીની ગુસ્તાખીનેઆ કેવો મજબુત ફટકો પુગાડશે. એક સુંદર ઘોડો ધરાવીને અસલી શેઠયાને દેખાડવું કે તેનાં ખચરાં કરતાં નવલ કેટલી હદસુધી ચહડતી પાએરીનાં ઘોડા ધરાવી શકે છે. તેને એક ઘણાજ સરસ, તેજી, આબદારની પઠણ ત્યાંને ત્યાંજ તે પારસી જવાન્યા સાથે કરી લીધી.

તે રેસવાળા જવાન્યા આગળ વાત નિકળતાં પોતાનાં અનેક ધંધાઓ પછી સોરાબશાહનાં પંખી બગલાઓની પણ બધી વાત કીધી. તુરતજ તેનાંમાં નવા ધંધાઓમાં ઝીપલાવવાની જે ઉલટ હતી તે જોઇ લેઇ પેલા જવાન્યાએ તેનાં આગળ પોતાનાં ધંધાનું રસીલાંપણું કહી સંભલાવ્યું, અને કંઇબી ચીજના છેડા માટે ગંભિરાઇથી વીચારવાને થોભવાની આદતજ તેનામાં નહીં એટલે તુરતજ નવલનું મન ઘોડાની શરતનાં ધંધાપર ચોંટયું.

જયારે નવલ ઘર પોંહોંચ્યો ત્યારે તેને આ નવા ધંધા ઉપર એટલી ઉલટ છુટી આવેલી કે બાકીના બધા તેના આરંભેલા ધંધાઓ તેને હવે જુના, ફાલતુ અને હિકારત જણાવા લાગ્યા,

તેનાં બાકી રહેલાં લગભગ ત્રણસો મેંઢાં, જે મર્યા ન હતાં તો મરવા કાંઠે જેવાં દુબળાં થઇ રેહલાં તે વેચી નાંખવા કહાડયાં. પણ વેચતાં લ્યે કોણ જે? આખર જમશેદ સચ્ચાંગીયાંને આ પોર્યાનું હીત હૈડે લાગતાં તેને તેની કીંમત આપી પોતે ખરીદ કરી લીધાં.

"બીજાં છસો કુતરાંઓ મારે ત્યાં અમથાં પડી રેહએ, તે મને કંઇ કામ નહીં આવશે, એ આંએ ત્રણસેં મેંઢાં સાથે હું તેને બક્ષીસમાં તુંને આપી દઉં છું મારા જમશેદ, કેમ જે તેં મારી પર મેહરબાનીઓ કીધીછ, તો મેહરબાંનીનો બદલો મેં મહેરબાનીથીજ વાળવો જોઇયે. ભાઇ, તું એટલો મહેરબાંન છે કે મારેથી તારો ઉપકાર વાળવાનીબી તાકાત બતાવી શકાતી નથી; તું બધાંનુંજ સારૂં કરે છે; જ્યારે આપણો આંએ ભાઇ ગુસ્તાદ. તોબાહ! એનેથી, એ એટલો એકલપેટો છે કે બીજાંનું કંઇબી કામ એ ધ્યાનપર લેતોજ નહીં. જ્યારે દસ વર્ષ પછી કાકાની દોલત મને મળશે ત્યારે હું જમશેદ તુંને મોટો હીસ્સો તેમાંથી જરૂર આપીશ. પણ ગુસ્તાદને વાસ્તે હું હમણાંથી કહી રાખુંછ કે સવા રૂપ્યો આપીને એની કાસળ હું મારાં વીલમાંથી પટાવશ-"

આવું નવલનું બોલવું સાંભળીને ગુસ્તાદે ફરી એવડી ઠઠ્ઠા કરી. "અરે બા, ના આપતોની. પણ તેથી તું જાણેછ કે એવી તારી ધમકીઓમાં હું ડરીને તુંને મારો પૈસો બરબાદ કરવા આપશ કે? તુંને શું મહીનાના ત્રીસે દહાડા તું નવા નવા ધંધામાં ઝંપલાવવાની હામ ભીડે છે."

"સમજેછ કે? જમશેદ, કાલની વાત તુંને ખબર કે? કાલે મેં એને કહયું કે ભાઇ ગુસ્તાદ, એક સો ગીની આપ ને મારી સાથે ધંધામાં ભાગ્યો આ, તો સાફ ના કહયું. મેંબી એનું ફકત દીલ જોવાજ પુછેલું" નવલે જમશેદને કહયું.

"ભાઇ ખાલી થયા ત્યારે ધંધામાં ભાગ્યો શોધવાને બાહણે બીજાંને પૈસે વેપાર કરવા નિકળ્યા." ગુસ્તાદે કહ્યું.

"અરે બા, એમના સમજતો કે હું થોડી ધંધાની ખોટમાં પૈસે ખાલીજ થઇ ગયો છ જરાબી નહીં, એતો હાલમાં તુર્ત વેળા રોકડ કાંઇ નહીં હતું તેથી કરીને મને એક જને એક ઘણોજ ચાલદાર ઘોડો ફક્ત એક સો ગીની એટલે ૧૫૦૦ રૂપ્યામાં વેચી દેવાની માંગણી કીધેલી તેને ભરી દેવા જોઇતાતા. પણ હવે કાંઇ ફકર નહીં, તે થોડા થોડા લેવાબી કબુલ થયોછ. એવો મારો તે મિત્ર ભલો છે!"

"મિત્ર? તું જે માણસ સાથે ગઇ કાલે ઘેર તરફ સોરાબશાહ સુરતીને ત્યાંથી પાછો વળતાં આવ્યો તે કે? તે દોસ્ત તારો કયે દહાડનો? એ એતો તદન જગજાહેર જોકી જામલો છે, નવલ, એની દોસ્તી તુંને ભારી પડશે, હં! એ લબાડ હાંકીને તુંને કંઈ છેત્રીને પહેડાવી જવાતો." જમશેદે હવે ગંભીર થઇને ખરી દીલગીરીથી ભાર મેલી નવલની સુદ્ધ બોલી.

"તું બીહનાં ભાઇ, એ છેત્રી જાય તેવો નવલો પોચો હું નથી. એની પાસે એક ખુબસુરત ચાલદાર ઘોડો એકસો ને વીસ ગીનીની ખરીદનો હતો, તે એને બિચારાએ મને એકસો ગીનીમાં વેચી દીધોછ."

"ત્યારે શું તે ખરીદી કીધીબી કે વળી?" ખરા અફસોસથી જમશેદ પુકાર્યો.

"નવલ, તારાં માન્યામાંબી કેમ આવેછ કે એક દિવસની કહો કે એક ઘડીની દોસ્તીમાં એક ખરો દોસ્ત તુંને વીસ ગીનીની ભેટ કેવી કરી શકે?"

"ભેટ? વીસ ગીની ભેટ કોણે મને આપીજે તેની વાત?" નવલ બોલ્યો.

"એ ભેટ નહીં તો બીજું શું? એકસો વીસ ગીનીની એ ચીજનાં તુને એ માણસ એકસો રૂપ્યા ચારજ કરે ને વીસ ગીની ભેટ તરીકે તું નહીં ગણે?"

"તેનોબી જવાબ મારી પાસે મજાનો છે, ભાઇ જમશેદ, તું ઘભરાનાં, જોની, આએ મેદાનમાં શરતના ઘોડાઓ ભાગમાં ઉછેરવાનો હમે એક ધંધો કરનાર છઇયે, ત્યારે જો પહેલેજ તબકકે એ મને વેચેતો પછી દહાડા આગળ કેમ લેવાય? તેથી વીસ પચીસ ગીની એમ કે એમ!"

"ભાઇરે મારા, તું ઘણોજ હેરાન થશે, તું મારે માને તો આ એ એનાં વીસ પચીસનાં ઉપકારમાં તું એની સાથે આવા અણુદાલ્યા ધંધામાં ઝીપલાવવાનું કરતોજનાં. એ ધંધામાં ચડાની જેટલી નથી તેવી ખુલ્લા રીતો તદન સાણુતને નક્કીજ છે. જરૂરજ એમ કર કે આંએ જે ઘોડો ખરીદયોછ, તે લઇને તેનું દામ એને આપી દઇ એનેથી સદાનોજ છુટો પડ. તું ઉઘાડી આંખે એમ ખાડામાં હોમાયછ, તે હું તુંને પડવા દેનાર નથી."

"એટલું બધું? હું તારી સલાહ માનુંખી, પણ દોસ્ત જમશેદ, તું જાનેછ, હવે હું એનેથી કેમ છુટો પડું? ઘોડો ખરીદયોછ પણ તેની પુરી રકમ આપી દેવાને મારી પાસે રોકડ હાજર નથી." શરમાઇને તેને કબુલ કીધું.

"ત્યારે એમ કેહ; શરમાયછ શાનો? ચાલ મારી પાસે ગઈ કાલે મારાં ખેતરની ગણોતની દહોડ હજારની ડેલી આવીછ તે તું લે ને એને આપી દઇને છુટો થા." જમશેદે હાતમ દીલ બતાવ્યું. તે જ્યારે આ ઓફર—આ ઉદાર માંગણી કરતો હતો, ત્યારે તેને તેમ કરતો વારવા-રોકવા માટે ગુસ્તાદ ગોસાર તેનાં હાથની કોણી તેને માર માર કરયો જતો હતો. પણ જમશેદે તેની ચેતવણી ન ગણકારતાં નવલ પાસે વચન લીધું કે દોહડ હજાર રૂપ્યા તે એવી શરતે નવલને આપે કે તે તે ઘોડાની કીંમત આપી દઇ જોકી જામલાથી સદાનો છુટો થાય. જો તેને શરતને માટેનાં ઘોડાઓ ઉછેરવાનુ મનજ હોય તો પછી મુંબાઇ પુનાની રેસમાં ઘોડાઓ આપનાર એક બુઢા ગહસ્થને તે ઓળખતો હતો તેની પાસેથી હીસાબ કિતાબ મેળવીને તે નવલને વધારે જાણકાર કરશે પછીજ નવલે તે ધંધામાં ચડવું તેટલાં નવલે ખરીદ કરેલા નવા ઘોડાને શર્તમાં ઉતારવાને તેનો જીવ તલપાપડ થતો જોઇ ઘણીજ ના મરજી પછી તેનાં મુંબાઇની રેસમાં જવાની પરવાંનગી આપી અને નવલ જેને આ મરગ લાખોજ રૂપ્યા મેળવી દેવાનાં હવે આપનાઓ જેવા મડિલા તે પોતાનાં સુંદર ઘોડા સાથે મુંબાઇ ગયો.

## પ્રકરણ ૪ થું.

પંદરેક દીન તુલીક નવલ તરફથી જમશેદે કશું સાંભલ્યું નહીં, પછી આ નામચીન કાગળ જમશેદને હાથ આવ્યું, જેનો લખનાર નવલ હતો.

"વાહલા મારા બિરાદર જમશેદ અરે તુંને મુંબઇની ઝાહોઝલાલી નોં શું ખ્યાલ આપું? શું મોટી મોટી ઇમારતો, અને મોટા મોટા દર્યાનાં કિનારા? અને ત્યાં શું જગતની બ્યુટીઓ બધી એકઠી થાયછ. અને મહાલક્ષ્મીની રેસ વખતે ત્યાં શું દરોરો! ચોર કે ધાડપાડુઓનો નહીં જો? પણ પારસી લોકની બૈરીઓના અને પેહડેલા ઓઢેલા પારસી માટીડાઓનો તું તો મુંબાઇ આવે ત્યારે બે પાંચ દહાડા વાણ્યા વાડીમાં કે ખુમલા ચોરની ગલીમાં રોજનાં આંઠ આના આપીને ઉતરે ને હડહડતા ગલીચ ગંધારામાં જમેળી ને સુવેબી બાપરે, બાપરે, દર વખ્ત હું મુંબાઇ આવતો તો ત્યારે હુંબી એમજ કરતો હતો. પણ હવે તો એવા ઉતારાની મને ઘણીજ સુગ છે. હોટલ તો કેહ જેનું નામ કોટમાં મોટા હોટલો છે રૂ. પાંચ રોજનાં આપ્યા કે મોટા લાડસાબમાં ખપી જવાનું પણ અહીંનાં લોકો બાલ કેવા સરસ સમારેછ, ને નેકટાઇ કોલર ને આઇગ્લાસને સુનાની કે રૂપાંની મુઠની હાથમાં એસકી લાકડીઓ પકડેછ હું તો તે લોકો સાંમે જાણે નરો ભાભર ભુંન્ઝ ઓલ્યો ગપાટ દેખાઉંછ તુંને ખબર કે જમશેદ હવે મારી ઉમરબી થઇ, તુંને ગુસ્તાદ હજી પરણુતા નહીં તે હું શું કરૂં. પણ મારૂં પણવાનું મન થયુંછ ને મેં એક છોકરીને પસંદબી કીધીછ. તું જોશે તો તુરત કેહશે કે કાચની ડોલી છે કે વેલાતનાં વાહણ પરથી હીંદુસ્તાંન ઉતરેલી મડમ છે. શું કરૂં, જમશેદ. એ છોકરીને લીધે, રાતને દહાડો મને કંઇ ધંધોબી નહીં સુજતો એ છોકરીનો એક ભાઇ છે તેની દુકાંન છે હારમોન્યમને બીજાં બેંપુરા વેચવાની તે વેચાંણ વાસ્તે એ છોકરીબી ત્યાં દુકાનપર બેસેછ. એ લોકનું દુકાનનું નામ, ખોરશેદ મેહરની કું. કોટ, મેડો સ્ટ્રીટ છે. તું વળી કંઈ સુગાઇ નાં ઉઠતો કે દુકાંનદારને મેં બૈરી તરીકે લેવાનું નક્કી કીધુંછ, મારાં ધનભાગ્ય હોય કે એવી છોકરી મને મલે. છોકરીનું નામ

ખોરશેદ મેહર હોમજી છે. દુકાનની અંદરના ભાગમાં એ લોકનું ઘેર છે. મેં તો મનથી નક્કીજ કીધુંછ કે તે છોકરીને તું જોય ને મને સલાહ આપે, પછીજ હું આગલ પગ ભરૂં. વાસ્તે જરૂર આવજે, દીકરા, ભવીષ્યની પાલ બાંધવાની તે ગુસ્તાદની તકોબરીની તચાકડીમાં ઉડારી દેવાની વાત નથી. વાસ્તે જરૂર આવજે. ને આવતી વખતે મારી ખોરશેદ વાસ્તે મારા ઓરડાની અભડાઇ પર એક ગાયનની ચોપડી છે, તેમાં બધાં નાટકોનાં અસલ ગીતો છે તેબી લેતો આવજે. મને બરાબર યાદ નથી કે તે ચોપડી કયાં છે? પણ તું ભાઇ, એટલી મેહનત લઇને જોય, ખોરારામાં કે અભડાઇ પર કે ઓરડાની ટેબલપર કે લાકડાંની વખારમાં, યા ગંધારામાં યા—યા—તું જરાક ખોળીને કાહાડ જેની કે પંચાત પરે. હાલ જરાક મારૂં મગજ મારી ખોરશેદની યાદનાં ઉજાસમાં ચકભમ થઇ રહ્યુંછ, તેમાં મને મારૂં મુકેલું મેલેલું યાદબી નથી આવતું.

"મેહરબાંની કરીને ભાઇ, તું જો મને સુખી થયલો જોવા ચાહતો હોય તો તુર્ત આવજે. ને જુનાં ગાયનની તે ચોપડી બાવાજીનાં બપાવાજીની છે તે લેતો આવજે. જરાક સોધવું પડશે એમ મને લાગેછ ભંડારયાંબી જોજેની બા જરા.

લા. તુંને ઘણી ઘણી દુવાનો દેનાર નવલ.

તા૦ ક૦ ખોરશેદનો ભાઇ મી૦ મેહેર હોમજી ઘણોજ માયાળુ અને ભલો માનસ છે. તે પોતાની બેન સાથે મારા જેવા સાદા ભાભરગુંજાને પરણાવવા કંઇજ વાંધો નથી લેતો; હવેજ સોરાબશાહ સુરતી જોશે કે તેની હેંકારી કેવી બીન ફોકતની હતી. વળી ભાઇ હું ખેતીવાડી અને જમીનો ઝાડ ઝાંખરાં સઉ વેચી નાંખી કંઇ વધારે સારો વગવાળો ધંધો કરવાનું પસંદ કરૂંછ, જેમ મારી ખોરશેદબી ચાહેછ અને તેનો ભાઇબી કેહછ, મને પોતાનેબી લાગેછ કે ખેડુત ભાઇનાં ભાવ અંહી પરસ્તાંન જેવા મુંબઇમાં કોઇ પુછે નહીં તો વધારે વાત તું ભાઇ અંહી આવશે પછી આપણે મોંહડે મોંહડું કરી લઇશું. મારી ખોરશેદનાં બાલનો ભારો તદન ચળકતો કાળો ને ગોરૂં દુધ જેવું કપાળ છે તેથી એ ઘણીજ દમામદાર સુંદર દેખાયછ તું એને જોતાં વાર મારે વાસ્તે પસંદ કરશે."

નવલ.

આ કાગળ વાંચીને જમશેદ સચ્ચાંમીયાંની પુરી ખાત્રીજ થઇ કે તેને આ કરવા ધારેલી ધણયાણી ખોરશેદ મહેર હોમજી તેને એક કગરસબી ગમવાની નથી. તેણી જો ભલી અને નેક મનસ્તીની હતે તો કમાઇ ખાવાનું મોટું સાધન તે નવલની જમીનો વેચી નાંખવાની તેને સલાહ આપતે નહીં, આ વાતથી તેને જુકી માર્યુ કે તેણી ભલા ખવાસની અને ઉંડા વચારની નહીં પણ આજકાલની સુધરેલીમાં ખપતી, છાલકાં મગજની કોઇ ઓરત હશે.

જમશેદ ધભરાયો, એક તો નવલ પોતાને આ ખોરશેદનાં ખબરમાં લીન થયલો સમજેછ અને બાજુ તો નવો ધંધો કરવાની ઉલટમાં ને ઉતાવળમાં રખેને તે બાપેદાદેનો ખેતરનો ધંધો કાહડી નાંખવાને કોઇ સાથે જમીનની વેચાંણ ખતની પાવતીઓ લખી લખાવવાની ઉતાવળથી કરતો ફરે, તેમ કરતો તેને અટકાવવાને હવે જમશેદ બનતી તાકીદે ત્યાં જવા નિકલ્યો. મુંબાઇ જવું ને નવલને વગર વિચારે ફસતો અટકાવવો તે તેની મુખ્ય નેમ હતી.

બીજી સવારે ગુસ્તાદ હંમેશની પોતાની રાખેતાની રીત પ્રમાંણે પોતાનાં ખેત્રાંમાં કામ કરતાં માંણસો ઉપર ઉપરી પણું ચલાવવાને જતો ત્યાં તેને જમશેદ ઘોડેસ્વાર થયલો સાંમો મલ્યો અને તેને તેણે પુછ્યું કે તે મુંબાઇ જતો હતો, ત્યાંથી કંઇ તેનું કામકાજ યા મંગાવવું મુકવું હોય તો તે તેનું પુછવા આવ્યો હતો.

"મને મુંબાઇમાં કંઇજ કામ નથી, બા, તારી મેહરબાંની જમશેદ, લાલાજી હવે તમેબી ચાલ્યા કે મુંબાઇ? હું તો જાણુતોતોજરે, કે મુંબાઇની રેસની ધધુખર બધી લખીને એ પોર્યો તુંનેબી ત્યાં ખેંચવાનો તો ખરોજ જાવો તેમેબી નવલ જેવાજ થવાનાં છું, બા, ખોદા તમુંને તોફ્યત બક્ષે દુરજ રહેવાં ભલા."

ગુસ્તાદે હંમેશની રીત મુજબ ગુસ્તાખી ભર્યું હસવું કરતાં કહ્યું.

"હું રેસમાં નથી જતો, ગુસ્તાદ, હું તો નવલની સેવા બજાવવા જાઉંછ." જમશેદે જવાબ કર્યો.

"સખાવત ઘરેથી થવી જોઇયેની!" તે બોલ્યો.

"વાજબી છે, સખાવત ઘરથી શરૂ થવી જોઇયે, પણ તે ઘરમાંજ કરીને બેસી ન રહેતાં બીજાંઓને જોઇતી મદદ કરવીજ જોઇયે, નહીં તો પછી આપુંને જ્યારે બીજાંની મદદ જોઇયે ત્યારે તેઓ આપુને આપે નહીં તો. જ્યારે આપુંને મદદ જોઇયે ત્યારે આપણી મદદે આવે કોણ?"

"જેઓ બીજાંઓને મદદ આપે નહીં, તેઓ કોઇની મદદ માંગવાની હાલતમાં આવી પડતાંજી નથી, લાઇ," ગુસ્તાદ પોતાનું બોલવામાં ચુકે તેવો ન હતો. "અરેપણ, જોયાં કે પેલાં મારાં માણસો, બે બોલ તારી સાથે વાતે ઉભો તેટલા એ ગમારોજી હાથ ત્યાં હાથ અને પગ ત્યાં પગ રાખીને દાહેકો વળગ્યાછ, ચાલ ભાઇ, જમશેદ સખાવત અને મદદ ઉપર હું લેક્ચર આપવાનો વખ્ત બોહઉ તો મારી જમીન બેડાઇ રેહવેતી, અને કાકાનાં વારસાની આશાજી પુરી પડવાની, સાહેબજી મારી યાદ ભાઇ નવલને સાહેબજી."

તે પોતાનાં કામ તરફ દોડયો, તેનાં કેડવા મુજબ તેનાં માંણુસો બધું પડતું છોડી બેસી રહેલાં; જ્યારે ગુસ્તાદ ત્યાં જમીનપર ફરતો રહેતો, ત્યારે એટલી સખ્તાઇથી માંણસો પાસે કામ લેતો કે જ્યારે તેની નજર એક ઘડીજી તેઓ ધારતા કે ત્યાંથી દુર છે તો તેનો લાભ લેવાને ચુકતા નહીં. એ કારણે મજુરો જ્યાં તુરીક બીજે બાહાર મજુરી મલતી હોય તો ગુસ્તાદને ત્યાં આવવા રાજી થતા નહીં. તે ગણત્રી કરતો કે પઇસા કરવાનો વખ્તનો પળેપળનો ઉપ્યોગ કરવો, તેમ કરવાથીજ પઇસો ઘણો મેળવી શકાશે,

હવે જ્યારે લોકોનાં સાંભળ્યામાં આવ્યું કે નવલ નચ-નવાઇ શરતની પુઠે મુંબાઇ ગયો હતો, ત્યારે લોકો જાંગા અજબ કે દીલગીર જામી નહીં, તે ગયો તેવો વળી નવા ધંધાનો બખારો પુરો પાડી થોડા વખ્તમાં પાછો આવશે એમ લોક જાણી મુકેલાં પણ જ્યારે લોકોએ સાંભલ્યું કે જમશેદ તેની પુઠે મુંબાઇ જાયછ ત્યારે સઉ ઘણુંજ દીલગીર થયા અને તેને વેહલો પાછો ફરવાને દુવા દેવા લાગ્યાં.

જમશેદ મુંબાઇ આવ્યો તો ખરો, પણ નવલે પોતાનાં કાગળમાં પોતાનાં ઉતારાની જગ્યા કે મકાન ચોકસ મોહલો કશું લખેલું નહીં એટલે તેને તેનો જગ્યો શોધવાની ઘણી મેહનત પડી. આખર બોરશેદનાં ભાઇની દુકાન અને રેહઠાંણ પેહલા શોધી કાહડી ત્યાં જવું એવા ઇરાદાએ કોટમાં વસ્તા એક તેનાં જુનાક આડત્યા ખટલું મેહતાને તેને પુછ્યું.

"અરે આવોજી મારા શેઠ, હું તમુને દરોબસ્ત એ ભાઇબેનો પત્તો આપું. તમે અહીંનાં અજાણ્યા, તે હું તમુંને ત્યાંજ લઇ જઇને મુંકું. મારા મેહરબાન." ખટલુ મેહતાએ જમશેદનાં કામનો ચઇ પડવા માટે માન લઇ વડાઇથી કહ્યું. અને તેને લઇ ચાલ્યો હવે જમશેદે વમાસ્યું કે ખટલુને સવાલો કરી એ ભાઇબેની રીતભાતની વાત જાણી લેવી ઠીક પડશે: પણ દીલગીરી સાથે ખટલુએ કહ્યું કે હું એ લોકને જરાકજી જાતિ પિછાણું પિછાંણતો નથી, પણ જો કંઇબી જાણવું હોય તો એ મેહર હોમજીવાળાંઓની પાડોસમાં એક મોટે ઘરનાં બાઇ રેહતાં હતાં તેવન ચીનથી બધું હર તરાહનું કાપડ મંગાવીને વેચતાં તેવનને એ ભાઇ બેન સાથે ઘણો ઘરોબો હતો.

અને જમશેદ હવે તે બાઇને ત્યાંજ પેહલો ગયો. ખટલુને સલામ કરીને વદાય કરી તે પેલાં ચીનથી કાપડ મંગાવીને વેચનાર બાઇ ધનબાઇજી કાપડયાને ત્યાં ગયો.

આવજો માવજો થયા પછી જમશેદે એક ચિનાઇ ઘાટપોટનું ઝભલું પોતાનાં મિત્રનાં બુચા વાસ્તે પસંદ કરી ખરીદ્યું, અને પછી અંહી તંહીની વાતમાં ઉતરતાં જમશેદે પુછ્યું.

બાઇ, તમે મારા ગામનો સુરતી નવલને પાસેનાં તમારાં પાડોસીએ હારમોન્યમ વેચનારને ત્યાં જોયોતો હશે? એને કાપડનો ઘણો શોખ છે, કંઇ ખરીદીબી કીધી કે વારુ?"

"અંહંહં! મારી પાડોસન ખોરશેદ મેહરહોમજી ને ત્યાં નવરોજી જાગીરદારને ત્યાંના આવન જાવન કરેછ તેની વાત કેહવોછ કે? તે નાન તો કંઇ ખરીદીએ આવ્યા નથી. પણ ખોરશેદને પેહડ ઓઢનો સારી શોખ છે. હજી તો દોહોડ હજાર રૂપો મારો માંગતો નિકળે છે તે એ લોકે ભર્યાં નથી, ખોરશેદથી સાડી બંદીઓ ને લેસ રીબીન બધું મારે ત્યાંથીજ લેછ, ને બેઉ ભાઇ બેન બુટોબી મારેથીજ લેછ. ને એવનનાં ભાઇનાં સુટબી મારે ત્યાંજ સીવાયછ."

"એમ કે? ત્યારે તો સારૂં?" દોહડ હજારની રકમં કાપડની ખરીદીની ઉધાર કરનાર માણસો કેવાં હોવાં જોઇયે તેનો વિચાર કરી લેતાં જમશેદ બોલ્યો.

"બીજું શું કે, ખોરશેદ મડમ જેવી દીસેછ તેમાંનું કંઇ નહીં હં? એ પેહલે માળે રેહછ ત્યાં અચાનક જઇને જુઓતી જે કેવી કાળી મસોટાં જેવી છે, એ તો ચાર દહાડે ને ચાર દહાડે એક એલ્ના બાસ્તરક્રીમ" કરીને કંઇ ઇંગ્રેજી મેળવણી છે તે લગાડેછ ને ગોરી ગોરી દેખાવાના પછડા મારેછ, વળી મરેરે, પછાડા બળે, બીજું તે ખબર કે? આલબી બીચારીનાં કેહા બુટારા માફક મારા જેવા છે, ને રંગે કંઇ ધુર્યાં જેવું દેખું તો, તેને ચળકતા કાળા ભમર જેવા કરવા વાસ્તે હેર હુશ મોંઘાં દાટ વાપડેછ,"

"પણ કાંય, એમ ખોટો દેખાવ કરવાનું કંઇ કારણ?" જમશેદે અજબ થઇ પૂછ્યુ.

"બાવા તમે કંઇ બાહારગામનાં કે, વારૂં?" તે બાઇએબી અજબ થઇ પૂછ્યું. "અહીંની છોકરીઓકની તે સારે ઘેરે જલ્દી ઉચકાઇ જવાના પછાડામાં એમ ઘણાં અવત્યાં મારેછ, બાવા, ને પછી એવી મોંઘી દાત દવાઓનાં પછાડા,પટા ને લેસ, રીબીન, બો, ધુળ ઢેફરમાં તણાઇ તુટેછ." ધનબાઇજીએ ખુલાસો કર્યો. "તેમાં પાસેની ખોરશેદ મેહર હોમજીનાં જેવી ફેશનમાં ચકસુર ને આંખ વીંચીને હોમાતી છોકરીઓમાં તદન આગેવાનને ફર્સ્ટ નંબર આવે હં! મારૂં માનજો એવાય, ઘેરે મરે, ખોરશેદજ આવેછ હં! તમુને અહીંજ મલવાની જોગવાઈ થશે ને તમે જાણશો કે મારૂં બોલવુ. જુઠું છે કે ખોટું."

જમશેદે ગજવામાંથી એક સોનાનાં સીક્કાથી ભરેલી ઠેલી ખેંચી કાહડી ધનબાઇજીને ઝભલાંની કીંમત આપવા માટે એક મોહર તોડાવવા આપી જે વખતે અંદર આવી તે આવીને આવીને સાથે વાયોલેટ પાઉડર, ચેરી બ્લોસમ, હેરદુશ, એલ્નાબાસ્તક્રીમ સઉનો ધીમો મીઠો પમરાત અંદર ઓરડામાં પસરી રહ્યો.

"આવો, ખોરશેદ, આવો માય, આંએ મારા ગ્રાહક છે, શેઠ, કંઇ બીજું લેજોની? મારી પાસે ગીનીનું છુંટું કંઇ નથી." ધનબાઇજીએ કહ્યું.

"તમો બાઇજી પાસે કંઇ હોશેકજી?" જમશેદે હવે નવી ફેશન પ્રમાંણે ઇનટ્રોડયુસ થયા પછીજ વાત ચીત કરવી એ બધા તરીકાઓ બાજુ મેલી સીધું ખોરશેદનેજ પૂછ્યું.

જવાબમાં ખોરશેદબાઇએ શરમાઇ જવાનાં ડોળ બતાવ્યાં, પણ તેવનની મદદે ધનબાઇજી હાજર હતાં. "એવાય એ લાડકી સુંદરીનાં ગજવાં ક્યાં છે જે? ગજવાંજ એટલાં જે એક ચોખો રૂપેઓબી નહીં માય સમાય."

ખોરશેદ આ માલેતુજાર જવાંનને જોતીજ રહી, તેનાં હાથમાંથી ગીનીથી ભરેલી મોટી ઠેલી, તેના ગોરા ભરેલા ગોલાબી ગાલો, ખુલ્લી મોટી આંખ્યો, તંદુરસ્ત ઉચો બાંધો એ જોતાં તેણી ખુશી થતી જણાતી.

તેઓ ત્યાં જરાક વાતે બેઠાં મુંબાઇની અને બાહારગામની તારીફ બંન્ને જોરદુંઓ પોતપોતાંને લાયકની કરતાં, જમશેદ બોલ્યો.

"મને અહીંની ઘણીક ચીજો પસંદ પરેછ, હમારાં ગરીબનાં સુરતની બાઇઓ કરતાં, અહીંની બાઇઓની ખુબ સુરતી ખચીત ઘણી તારીફ લાયક છે." જમશેદે જોયું કે ખોરસેદ આ બોલથી ઘણીજ હરખાઇ ગઇ. વાત ઘણી આગળ વધી, દરેક વખ્ત જમશેદનાં બોલવાને ખોરશેદ પોતાનીજ તારીફમાં બોલા તું ગણી-માંની

લઇને શરમાઇ શરમાઇને નીચું જોયા કરે. હવે પોતાંની સુંદરતાથી તેને છક કીધો તો બાકી રહે તો તેને હવે પોતાનાં સુરીલાં ગણતાં કંઠથીબી ફેરત કરી લઇ પોતની તરફેવમાં ખેંચવો, એમ વીચાર કરીને તેણીએ માંગ્યા વનાંજ એક ગીત ગાઇ સંભળાવવાની પોતેજ આફેર કરી, અને પોતેજ ગાયુંબી.

જમશેદ વિચારવંત હતો. તે ખુલ્લું જોઇ શકયે કે તેને જીતવા પછાડા મારતી હતી. વળી તેણીનાં ગાયનનો બાવસ તેને જરા કે પસંદ પડયો નહીં, તે ગાતી વખ્તનાં અડધાં મરવાં તાળનાં ચેણચાળાબી તેને કંઇક ધિરારવા જોગ લાગ્યા.

જમશેદ બધું પૂરૂં થતાં જવા ઉઠયો. તેને જતાં જતાંબી તેણીને જણાવ્યું નહીં કે નવલ નચ નવાઇનો તે પિત્રાઇ ભાઇ હતો. ધનબાઇની તો જાણે કે આ ઓકડુ બંધ બેસે તો વચમાંથી મારા રૂપ્યા દોઢ હજાર નિકળી આવે; જમશેદ ઉઠીને ત્યાંથી નિકળેલો પાછો ધર્મશાળામાં આવ્યો. નવલને કયાં શોધવો તેનો તે વિચાર કરતો હતો. જમી લઇને પાછું પેલાંઓની દુકાન તરફ તેને કુદરતી હેર્યુ લીધું; ત્યાંજ નવલને મળવાનો દરેક સંભવ હતો. બન્યુંબી તેમજ. ઘણીક ઉતાવળ અને દોડાદોડી ધકાકા મુકી કરતો નવલ તે રસ્તે જતો તેને અડધે રસ્તો મળ્યો.

"ઓહોહ! તું કયારે આવ્યો? હું પરમ દહાડથી દરેક ત્રેનપર જતો જતો હાકી ગયો, પણ તું જણાયો નહીં.?" નવલે કહ્યું.

"પરમ દીનથી! જ્યારે તેં મને કાગળ લખ્યું ત્યારથીજ કે? જરાક કાગળ મલે, બધું ઉંચું નીચું કર્યે પછી નીકલ્યેકની ભાઇ? કાગળ પોસ્તમાં નાંખતાં ને વાર સુરતની ગાડીઓપર મને લેવા જવા જ્યા કીધો? કેટલો નાદાંન થાયેછ? જે ગાડીમાં હું આવ્યો. તેમાંજ તું મને લેવા નહીં આયો! અને નવલ શરમાઇ ગયો.

---

## હરી-ભજન.

હુંમરી-પરજ.

("સબ ભાઇ હમારે સંગ ચલો"—રાહા.)

દાસ પપિકી હરજી દયા કુછ લિયો,
આસરાકી તું'મ્હારા-ઉસે દે દીયો—ટેક
બદીમેહી બદતરએ-જન્મ ગુમાંયો,
કછું તોરે હીતકો કરમ નાં કીયો ૧
"દીલજાન" હએ અબ તોરી નેક રાહપે,
બદી દુર કર કે હએ સંતમે સિયો.

લખનાર-મરહુમ કવિ દા. એ. તારાપોરવાલા.

## હરી-ભજન.

હુંમરી-પિલુ.

("મોરારે બેરાગી જોગીઆ"—રાહા.)

દુઃખી હાલપે કરતું નિગાહ,
ખાલિક-ખુદરત, હું પાપિ પુકારત—ટેક
સંસાર સારો બદીમે ગુમાંયો,
આખિર તેરાહિ આસરા ૧
"દીલજાનં" મે મએ ભજન કરતહું,
ખુદાવંદ મોહે રહાય આ. ૨

લખનાર-મરહુમ કવિ દા. એ. તારાપોરવાલા.

## હરી-ભજન.

હુંમરી-ખમાંચ.

("દુધ બેચને મય નાં જાવું સૈયાં" રાહા.)

પિતા પાલનહાર પડું તોરે પઇયાં,
સબ દુખસે તું ખાલિક ઉગાર—ટેક
હીરદેમે એ બસો તુંહી અબ,
લે હરકે આફત મેરી સબ;
"દીલજાન" તેરે ફરમાંનપે સદા
કરૂં નિશાર ૧

લખનાર-મરહુમ કવિ દા. એ. તારાપોરવાલા.

## હરી-ભજન.

મલાર-હુંમરી.

("એક કામિની બન-બન આવે"—રાહા.)

હંમ શિવા તોરે કહાં જાવે,
ચરણ-૧દન હમ પડત હી તોરે, આશ
હમારી પુરાવે—ટેક
પાપકી ગઠડી તુંહી છુડાવે, સબયેહ
દુઃખસે તુંહી બચાવે;
જગ-"દીલજાન" તોરેહી છાંએ, કોને
દુજા રાહા પાવે? ૧

લખનાર-મરહુમ કવિ દા. એ. તારાપોરવાલા.

# નાનાં બાળકો—તેઓની કેળવણી તથા આસપાસનાં સંજોગો.



લખનાર—મી૦ અરદેસર બહેરામજી હોમાવજીર.

( પાને ૫૦૪ થી ચાલુ. )

કેટલાંક બેવકુફ લોકો પોતપોતામાં યા મીત્રો આવ્યા હોય તેઓ સાથે વાત કરતાં યા કાંઇ રમત રમતાં હોય તે રમતનાં ઝનુનમાં બાળક નજદીક બેઠાં હોય છે તે વખતે પણ મેલી યા ગંદી ભાષામાં બોલવા યા વાત કરવાની મઝાહ લે છે. બાળકની ભવિષ્યની જીંદગી માટે આ એક ઘાટકી રીતી છે જે કેટલાંક અણઘડો અજાણપણેજ નહીં પણ કેટલીક વખત તો જાણી બુજીને અમલમાં મેલે છે કારણ કે જ્યારે તેઓને કેહવામાં આવે છે યા ઇસારો કરવામાં આવે છે કે બચ્ચાંનાં દેખતાં તેમ ન કરવું ત્યારે તેઓ જવાબ વાળતાં સમજાય છે કે બચ્ચાંની જાણે બલા. આ કારણોને લીધે જ્યાં પાંચ પંદર જુદા જુદા ખવાસના ઉમરે પુગેલાં માણસો એકઠાં થતાં હોય ત્યાં પાંચ સાત યા એટલીજ વધુ ઉમ્મરના નાનાંઓને લેઇ બેસવામાં કેટલાક બાપો ભુલ કરે છે. દાખલા તરીકે મેદાનના સાદરી શાણસો, મ્યુઝીક કલબો વગેરે મથકો એવા હોય છે કે જ્યાં બધાજ માણુસ એકજ જાતના આચાર વિચાર યા નીતીરીતીના ભેગાં થાય એ તદનજ અશકય બનાવ છે. માટે આવી જગ્યાઓએ બાળકોને સરઅવસરે પણ લઇ જવા ન જોઇએ. માયાળુ અને સારા શબ્દોના પડઘા બાળકના કુમળાં ભેજામાં પડવાથી તેના શબ્દો પણ માયાળુ તથા ભલાજ બને છે. ઘર મધે મધુર હલકે ગાવામાં આવતી કવીતાઓ યા ગાયણો, રમણીય દેખાવના ચીત્રો, તેબલ ઉપર ગોઠવવામાં આવતાં પુલો, લુછી નાંખી સાફ તથા ચળકતું રાખવામાં આવતું ઘરનું સર્વ રાચરચીલું વગેરે દેખાવોની ઘણી રૂડી તથા તંદુરસ્તી આપનારી અસરો બાળકો ઉપર થાય છે જ્યારે ઘર મધ્યે કુટુંબીઓમાં થતો અરસપરસનો કજીઓ યા મોટેમોટે થતી બોલાચાલી, પાછલે ઓરડે યા રાંધણીમાં કામ કરતાં આસામીને આગલે ઓરડે બોલાવવા માટે પાડવામાં આવતી બુમો, આ સઘલા બનાવો બાળકોમાં બુરી ટેવો દાખલ કરે છે એટલુંજ નહીં પણ એક યા બીજી રીતે તેની તંદુરોસ્તી ઉપર પણ અસર કરે છે. ના, એટલુંજ નહીં પણ ઘરનાં ઉઘાડ ઢાંક કરવામાં આવતાં બારણાં બારી માટે સંભાળ લેવાવી જોઇએ છે કે તેઓના ધમાધમ અફડાવાનો અવાજ થાય નહી પણ તે સંભાળથી તથા ધીરજથી ઉંઘાડ બંધ થાય અને તેની સાંકળ યા કળ બરાબર રીતે પેવામાં આવે. મેચીસ સળગાવતી વખતે દાબડી ઉપર જે ઓચીંતો ચમકારો થાય છે તે પણ બાળકની હાજરીમાં થવો ન જોઇએ, આવા કદી કલ્પી પણ ન શકાય એવા નજીવા બનાવો ઘણી વખતે બાળકને અતી હેરાન કરનારાં અને બુરી ટેવો પાડનારાં થઇ પડે છે.

બાળકને ચોક્કસ ચીજ ખાવા ગમે છે તેટલા માટેજ તેને તે ચીજ આપવી એ કરોડી રીત છે. જે ચીજ નુકસાન કરનારી યા તબીયત બગાડનારી હોય તે બાળકના ગમે તેટલાં કગરવાં છતાં ન આપવી યા અપાવવી જોઇયે. ઘણીક વેળા કાંઇક જુજ જેવા તેહેવારો પર—જેવાં કે, આતશ બહેરામ યા અગીયારી જેવાનાં વરસને દીને ત્યાં જઇ ફારેગ થયા પછી, યા ચોંદરાતને દિવસે દરિયે પુજા સાકર ચઢાવી ફારેગ થયા બાદ યા કોઇ પણ મેળા જોવા જાય તે દિવસો વગેરે દીંગામો ઉપર માબાપ યા વડીલો એમ ધારતાં જણાય છે કે બચ્ચાંને ઇરાની

રમાઇલ્સ ૧૮૪૩ માં "The Union" માં લખતાં કહે છે કે ઓરતોને આવી રીતે ધંધા રોજગારમાં લગાડવાથી ઘણાં નાશકારક પરીણામ આવે છે. જે લખાણ હમારી આ બાબદને મજબુત ટેકો આપે છે.

નોકરી ધંધો કરતી ઓરત ગમે તેટલું કમાતી હોય પણ તેણી પોતાની ફરજમાં ભુલે છે એમ સઘળાંઓ કબુલ કરશે. ઈંગલાંન્ડની મીલો અને ફેક્તરીઓમાં ઓરતો કાંમ કરે છે તે માટે એક નીતિ શાસ્ત્રનો લખનાર કહે છે:—"એ મુજબ ધંધો કરતી ઓરતોએ ભલે આપણા દેશની દોલતમાં વધારો કર્યો હશે પણ આપણી સંસારી જીંદગી ઉપર મોટી નાશકારક અસર થઇ છે. આપણાં ઘરની પવિત્રાઇ અને કુટુંબની સગાઇનો ગાંઠ તુટી ગયો છે. ખાવંદ અને પરણેતર જુદાં પડયાં છે અને માતાને બાળકો અલગ થયાં છે તેની મોટી અસર ઓરતોની નીત ઉપર થઇ છે. તેણીની ખરી ફરજ તો ઘરસંસાર સંભાળવાની, સદ્‌ગુણી બાળકો ઉછેરવાની અને ખાવંદને રાહત આપવાની છે પણ એ મુજબ ધંધે-ચાકરી લાગવાથી તેણી તે સઘળું ગુમાવે છે. બાળકો રવડતાં-રઝળતાં થઇ જાય છે; નાજુક લાગણીઓ મંદ થાય છે, તેથી વધુવાર એક માયાળુ દિલસોજ મરદની મિત્ર ઓરત રહી નથી બલકે મરદની હરીફ અને તેનાજ જેવી જવાબદારી ધરાવતી થઇ છે. તેણી એવી હવામાં જીવે છે જ્યાં તેણીનું સરમાળપણું-જે સદ્‌ગુણને બચાવવાની એક ધાલ છે-તે નાશ પામે છે. કાંઇપણ વિચાર-દુર અંદેશી અને દ્રઢ પણ વગર તેઓ છુટાપણું મેળવે છે. માબાપની ધાકમાંથી અને પરવરસીમાથી તેણી છુટી પડવા ચાહે છે અને તેમ થતાં તેણી મોટી લાલચોને વશ થઇ ભુંડી નાર તરીકે ઉંધાડી પડે છે. તેઓ જે જાતની હવામાં વસે છે તેથી તેઓની શારીરિક અને નીતિક જીંદગી ઉપર અસર કરે છે; જેથી હવસ ઉશકેરાય છે; બીજા દાખલાઓ જોઈ તેમ કરવાની મરજી થાય છે; જે કરતાં આદત બંધાય છે અને તેની અસર આખા દેશ અને પ્રજા ઉપર પડે છે."

તેજ મુજબ તેણીને રાજદ્વારી હકો સોંપવા એ તેણીની ફરજથી બાહેર છે. એક ઓરતની રાજદ્વારી હકોનું ખેતર તેણીનું ઘર છે જ્યાં તે પોતાની દાનાઇ બતાવી તે નાના રાજ્યને બને તેટલું સુખી અને શાંત બનાવે! રાજદ્વારી હકો માગનારી ત્રીયાઓ તેમાં પોતાની વૃધિ સમાયલી માને છે પણ હમો તેઓને બાપોકાર જાહેર ચેલેંજ કરી પુછીએ કે તેઓ દેશની વૃધિ કરવા તૈયાર હોય તો તેઓએ પોતાના ઘરની ફરજ બજાવી છે કે? પોતાના ખાવીંદોને સુખ સમવડ અને તાબેદાર રહી છે કે? તેઓએ કદી એક મોટો રાજદ્વારી નરા નાણા શાસ્ત્રી, વિદ્વાન, ફિલસુફ પુત્ર દુન્યાને આંપ્યો છે કે? જો તેમ ન હોય તો પોતાના ઘરને મુકી દેશની વૃદ્ધિ કરવાનો તેઓનો ખ્યાલ દ્રઢ વહેમ છે.

છેવટે, ઓરતોની ઉન્નતીના ઘણા માર્ગોમાં તેઓને રાધણ વિદ્યાની "સાયનતીફીક સ્કુલ" માં મોકલવાની ગરજ છે. જેથી બીમારીનો મોટા અટકાવ થઇ શકે તેમજ થોડે પૈસે, થોડા બગાડે સંતોષ આપી શકે એવો ખોરાક તેણી બનાવી શકે; જે એક ઓરતનું ખાસપણ છે?

છેવટે. બાનુઓ, તમારાં ઘરને તમો એવું પવિત્ર એવું સ્વચ્છ, એવું ખુશ બનાવો કે તમારા ખાવંદો, ભાઇઓ, પિતાઓ અને કુટુંબીઓ પેલું સાહું પણ મીઠા ખ્યાલોથી ભરપુર ગાયણ ગાવા માંડશે કે:—

ભલે, આપણ મજાહો અને મેહલોમાં મહાલ્યે,
જોતાં તે ઘર-કે જેવી બીજી કોઇ જગ્યા નથી,
તેનાથી કમ છે.
આકાશમાંથી મોહ ગોયા ત્યાં આપણને
આવકાર દીયે છે,
જેને ભલે દુન્યામાં ઢુંડો પણ ત્યાં મળી શકનાર નથી.
ઘર-મીઠું ઘર-ઘર જેવી બીજી કોઇ જગ્યા નથી
ઘર જેવી બીજી કોઇ જગ્યા નથી.
ઘરથી દુર થયલા માટે સઘળો ભપકો ફોકટ છે!—
અરે, મને મારૂં ફરી કંગાલ ઝુપડું આપો,
જ્યાં પક્ષીઓ સુંદર હલકે મારા અવાજને
જવાબ આપે છે,—
અરે, એ સાથ મનની શાંતી મને આપો!
ઘર-મીઠું ઘર-ઘર જેવી બીજી કોઇ જગ્યા નથી
ઘર જેવી બીજી કોઇ જગ્યા નથી.

બાનુઓ, આ ટકે મેં આ નાનકડો પેગામ તમો સનમુખ રજુ કરવાની છુટ લીધી છે. આપણી કોમમાં કુંવારાંપણાંનો પવન જોશભેર ફાટી નિકલ્યો છે એ સચ્ચાઇ છે. અને તેને દુર કરવાના ઘણા સાંધણો રજુ થયાં છે. આપણી કેળવણીમાં ફેરફાર થવો જોઇયે, આપણી રસમો બદલાવી જોઇયે, રીતની ભીખ બંધ પડવી જોઇયે વિગેરે સાધણો રજુ થતા રહે છે. બેશક તેઓ તેની હદમાં ખરાપણું અને વજન ધરાવે છે. પણ તે અખત્યાર કરવાને કેટલો વખત, કેટલી રંજ, કેટલી તકરાર અને કેટલી શકિતની જરૂર છે તેનો ખ્યાલ સાધારણ મગજ ને આવી શકતો નથી. અને વળી આપણો વખત વાત વાતમાંજ નીસરી જાય છે અને જે સુંદર ટકોમાં આપણે આપણું ઘણી રીતનુ ભલું કરી શકયે તે ટકો આપણે તાના જાણી, વાતચિત, અને તકરારમાં ગુમાવીયે છીયે વલી બેઉ પક્ષ મરદ અને ઓરત–ખામીભરી છે. અને તેથી માત્ર વાતવાતનાજ સાંધણોએ જે પોકાર કોમમાં ફેલાયો છે તેને દુર કરી શકાય નહીં તેં ગોયાં હક્તે ખાંન છે અને હાલ આપણા સંજોગો જોતાં તે વટાવી શકાય એમ હમો માનતા નથી.

તેથી એવા વિચારો ધ્યાનમાં લઇ હમોએ આ નાનકડો પેગામ તે બે પક્ષની માયાળુ–નરમદિલ પક્ષ બાનુ–પક્ષને કહેવાની જરૂર જોઇ છે. હમોએ આ પેગામ ખાસ એજ પક્ષને પહોંચાડવાની મકસદ રાખી છે તેના કારણો નીચે મુજબ છે. (૧) એ પક્ષ ખાસ કરી માયાળુ–નરમદિલ–જલ્દી અસર કરી શકાય એવી કુદરતની અનોપમ બક્ષેશ છે. (૨) જે જે સાધણો એ પવન માટે રજુ થયાં છે તે, હમોએ કહ્યું તેમ, સંજોગોમાં, વાપડવાં યોગ્ય નથી. કોમ ઘણાક વિચારો–પક્ષો અને પાર્ટીઓમાં વેંહચાયલી છે. તેથી આ એક પેગામ એવો છે જે સઘળા વિચારના બાનુઓને એક સરખી રીતે પેશ પડશે (૩) આ પેગામ, બીજાં સાંધણો કરતાં, ઓછો મુશકેલ, સહેલ, અને પ્રત્યેક શખસની કોશશેથી સમજી પિછાની અને આપણા ઘર સંસારમાં વાપડી શકાય એમ છે. (૪) એ બાબે આપણી કોમમાં ભયભીત અજ્ઞાનપણું વ્યાપી રહ્યું છે જેથી આ પેગામ ને ધીમી–મધુર રોશની તરિકે દાખલ કરવાની નેમ રાખી છે (૫) જો એજં અદના પેગામને અનુસરી એક બાનુ ચાલવાનો કસ્દ કરે તો તેણી પોતાના ઘરને **બીજાં કોઇ પણ સાધણ વગર,** બેહસ્ત સમાંન સુખી બનાવી શકે અને એક મોતેબર દાખલો કોમ સનમુખ રજુ થાય (૬) છેવટે હમારો એવો મત છે કે એ ખરાબીનું મુળ–શરૂઆત જે પણ કહો તે–એજ છે કે એક બાનુ પોતાના ઘરમાં તેણીનો કેવો મહાન ઉંચો દરજ્જો છે તે સમજી શકતી નથી અને ઘર અને તે શું તેથી તેણી અજ્ઞાન છે.

હમો ત્યારે રૂખસત લઇયે તે અગાઉ કેટલાક શબ્દો ઉમેરવાની રજા લઇયે છિયે. જરથોસ્તી કોમની બાનુઓ! આ ઉપરથી તમો શું ખ્યાલ નથી કરી શકતાં કે એક ભલું યા ભુડું ઘર, એક ભલું યા ભુડું કુટુંબ અને ભલા યા ભુડાં ફરજંદો પેદા કરવાનું સઘળું તમારાજ હાથમાં છે. ભલે તમે ગરીબ હો, ભલે તમો ઇંગ્રેજી અને ફ્રેંચ ન શીખ્યા હોવ, છતાં શું તમો ખુશમીજાજ અને સદગુણી રહી નથી શકતાં? જો તમો, મેં દાખલા આપ્યા છે, તેવી પવિત્ર બાનુઓ માફક દ્રઢ નીશ્ચયથી તમારા ખાવંદની તાબેદારી અને ઊપર આપી ગયલા દાખલાઓની ભલી પરણેતરો અને ભલી માતાઓ માફક જીંદગી ગુજારો તો જે ફરયાદો, જે કુવારાપણાંના સડાઓ, આપણાં કોમનું જીગર કોતરી ખાય છે, તેઓનો કેવો મરો થઇ જાય! આજ સદીઓ અને સદીઓ વિટી જવા છતાં બખતાવર પણ કમનસીબ ઇરાનના મહાન પુજ્ય અશો જરથોસ્ત પેગમબરના શબ્દો, જે અઇવીસ્રુથ્રેમ ગેહમાં જલવાઇ રહ્યા છે, તે શબ્દો એક એક જરથોસ્તી કહેવાડતી બાનુને એક સરખા લાગુ પડે છે અને જે પવિત્ર શબ્દો ઉપર મનન કરતાં આપણ રૂખસત લઇશું.

**"નમાનહે નમાનો પથ્નીમ અષવનેમ અષહે રતુમ યજમઇદે."**

અર્થઃ– "ઘેરની ઘર ધણિયાણી (જે) અશો (તથા) અષોઇનો સરદાર (તેને) હમો વખાણીએ છીયે."

"અશો નારી (જે) વધારે નેક મનસ્નીવાળી, વધારે નેક ગવસ્નીવાળી, વધારે નેક કુનસ્નીવાળી, પુરતી રીતે (તથા) સારી રીતે શિખેલી, પોતાના ખાવંદને તાબેદાર (તથા) સાચ્ચું બોલનારી (તથા) જે (નારી) સપંદારમદ (અમેશાસપંદ)ના જેવી, તથા, અએ અહુરમજદ, તારા જે (બીજી) નારી શિકલના ફરેસ્તાના જેવી, (એવી ઓરતને) હમો વખાણીએ છીયે." (અઇવીસ્રુથ્રેમ ગેહ)

(સમાપ્ત)

# ગ્રે ફાલકન.

( ચાલુ વાર્તા. )

લખનારઃ—**મીસીસ જરબાનુ મેહરવાનજી કોઠાવાલા.**

## પ્રકરણ ૯ સું.

જુલસ અને કલોટીલ્ડી પારીસના તે ન્હાનાં મકાનમાં એકલાં વસતાં હતાં અને પોતાના બગીચામાંનાં સુંદર ફુલોના તોરા બનાવી એક ખેડુતના છોકરા મારફત એમાઇલ ઉપર મોકલાવી તેમાં તેઓ સંદેશા કહેવાડતાં.

આજે તે છોકરો પોતાની ટોપલી લઇ ઝુપડાંનાં ઉંબર આગલ ઉભો હતો, કલોટીલ્ડી પોતાને હાથે સુંદર ફુલો બાંધતી હતી અને જુલસ પેગામ લખતો હતો ત્યારે એકાએક બારણાં આગળ ઓળો પડીયો અને કાલાં કપડાંમાં વીંટલાએલો એક સખસ અંદર આવીયો.

તુરત તે છુટથી હસીને બોલીયો "ગુડડે, મારી ખુબસુરત માલણ મને એક તારો તોરો વેચસે?"

જુલસે મોટા ગભરાટ વચ્ચે કલોટીલ્ડને મોહત જેવી ફીક્કી પડી જતાં જોઇ તે સમજી ગયો કે કાંઇબી અસાધારણ હતું ખરું એટલે ઝટ નજદીક જઇ તેને પેલા તુરાના બે ભાગ કરી એક તે સખસ આગલ ધરીયો; તેને તીણી નજરે ટીકી ટીકીને જુલસનો ચેહરો જોયો અને પછી ફુલના પૈસા આપી તોરો લઇ તેને મુંગે મોંદે ચાલતી પકડી કે કલોટીલ્ડે એકદમ જુલસનો હાથ પકડીયો.

"આપણે અહીંથી નહાસવું જોઇએ, એક કલાક તો શું પણ એક મીનીટ કે એક પલબી આપણે ખોટવી જોઇએ નહી; એ મો. પીએરી હતો અને એને મને ઓળખી કા છ તેમાં તો જરાબી શક નહી મેં એની આંખમાં અહાવતી ફતેહ જોઇ લીધી આ જુલસ ચાલો આપણે એમાઇલ નજદીક જઇએ નહી તો આપણું આવી બનશે."

જુલસે ધાસતી જોઇ લીધી.

"તારી ટોપી અને કોટ લે, કલોટીલ્ડ, આપણે આ છોકરાની સાથે એમાઇલની સોબમાં જઇએ; આપણે સાથે તરકારી ભરીને ટોપલી લઇએ અને તે વેચવા નીકળ્યાં હોઇએ એવું ડોળ ઘાલવું જોઇએ."

કલોટીલ્ડ ફફરથી થરથર ધુજતી હતી જુલસે પોતાની ટોપલી તરકારીથી ભરી અને કલોટીલ્ડની ફુલ ને રોપાથી ભરી અને બંને જણ પેલા છોકરાની સાથે ઉશકેરાએલાં જેવાં બહાર નીકળ્યાં પણ પાછળ આવતા ચંડાળ પીએરીને તેઓએ જોયો નહી, જે સાવચેતીથી તેઓની પુઠે છુપો આવતો હતો.

મોહલ્લાઓમાં આદમીઓને ગંજાવર ટોળામાં એકઠાં થતાં જોઇ તેઓ અજબ થઇ ગયાં. જે રીતે આ ખવીસ આદમીઓ ધમધમાટ મચાવતાં હતાં તે ઉપરથી લાગતું કે કાંઇબી અસાધારણ બનનાર હતું ખરું. તેટલાં તે ખેડુતના દુકતાએ પટપટારો માંડયો.

"આપણે નામવર ગ્રે ફાલકનને અંહી થોડા વખતમાંજ મલસું કારણ જયાં આંવા લોહી રેડાવાના બનાવો બનેછ ત્યાંજ તે હંમેશાં રેહ છે. આજે પેલી ઓસ્ત્રીયન રાણીનું મગરૂર ડોકું ધુળમાં ઉરાડવાતું છે. કેવી ગમ્મત પરશે. તમેબી ઘણાં ભાગ્યશાલી દેખું કે તે દેખાવ જોવાને તમુને મલશે." તે દયાહીણ દુકતાની આ બકવાથી લેડી કલીસે પોતાનાં તનબદન માં છુટેલી ધુજરી અટકાવવાનું કીધું. તેણીએ ગારેલ જેવી રીને જુલસ તરફ જોયું. તે જવાન બરફ જેવો સફેદ મારી ગયો હતો. તેના પોતાના હાથો મજબુત ચીપડાઇ ગએલા હતા. અને જયારે તે બોલ્યો ત્યારે જુસ્સાથી તેની આંખો બલતી હતી.

"હમને બતાવ કે ગ્રે ફાલકન કયાં છે અને તારે રસ્તે ચાલ્યો જા, હમારો વખત કીમતી છે."

તે છોકરો બેઅદબીથી હસીયો.

"તે એવાં તે કયાં લવંગની લાટીએ જાવોછ! જો કોઇથી સાંભરે કે જુલમી રાજવંશીઓની કતલ જોવાને તમે વખત ખોહેલો કેહોછ તો તમુને અમીર ઉમરાવોની સફના માની તુરત ઢીમરાં નજદીક ધસડી લઇ જાએ" તે છોકરો નફટાઇથી બોલીયો.

જુલસે જોયું કે તેને કાસું કાપીયું હતું. હવે તેને સમો તપાસી લેવાનું કીધું. વળી તેને એક માતેલી ડોસીને તેઓ તરફ ટીકી ટીકીને જોતાં જોઈ મોટેથી કહ્યું—

"ફલોટીલ્ડ, હાલમાં આપણે ફુલ વેચીશું નહીં, પહેલાં ગ્રે ફાલકનને મલી ફુઆવીને પછી વેચસું."

પેલી માતેલી ગામઢીયણ ખવીસ જેવી ચમકતી આંખે તેઓ નજદીક આવી "એ ખુબસુરત પોરી, તારાં ફુલો ખરીદવાને હવે કોઇથી કંગાલ અમીર ઉમરાવો જીવતા રહ્યા નથી. એ નાખી દઇ હાથમાં કાંઇ બરછી ભાલો ધર, તેનુંજ હવે તો કામ પરસે."

"શું એકલ પેટા અમીર ઉમરાવોજ ફુલોની મજાહ ચાખે કે?" જુલસ મગજ ઠેકાણે રાખી બોલીયો. "એ તો ખુબસુરતીના ઝવેર છે કે એક ગોરો તમેભી તે લઇ જોવો, કેવાં શોભેછ?"

તેણીએ પોતાના જાડા ખરબચડા હાથોમાં તે સુગંધી ફુલો લીધાં. "ઠીક, ઠીક, મને એનું હમણાંજ કામ પરસે, પેલી ઓસ્ત્રીયન ઓરત પોતાનું માથું ઢીમરાં ઉપર નમાવસે ત્યારે હું એ તેણીની ઉપર નાખસ, એ ફુલોના નીસારથી તેણી ખુશ ખુશ થશે અને તે કરકસા ઓરત હસી પડી જુલસેભી હસવામાં ભાગ લીધો પણ તેનું હ્રજર ખરપ મીસાક ઠડું મારી ગયું હતું. નાદાન ફેલીસે બધું સુણી જઈ ભારે તીરસકારથી પેલી ડોસી ડગરી તરફ જોયું.

પેલી ડાકણે તે તરત જોયું અને ગુસ્સાથી બોલી.

"આએ બેવકુફ છોકરીને સું છે? શું એ પેલાં જુલમીઓની પક્ષ ખેંચનારી નથી? મારી તો ખાત્રી થાએછ કે એણી પોતેભી એક અમીરઝાદી છે.

ફીલીસ ઉજરી વાખ થઇ ગઇ જુલસે ચેતવણી માટે તેણીનો હાથ દાબીયે અને પછી ઘણોજ ગુસ્સામાં આવ્યો હોયે તેમ બખાલીયો.

"અરે એતો તદન મુરખ છે. દયાહીણુ અમીર ઉમરાવોનો નાશ કરવો એજ વાજબી છે તે એ હજુર સમજતી નથી. હમણાં એ મોટી માંદગીમાંથી ઉઠેલી છે તેથી એનું મગજભી પુરતું સાવધ થયું નથી."

"પણ મને તો લાગેછ કે એ અમીરી ખાનદાનની છે એમ આવરે છોકરી, મારી સાંમે ઉભી રહે. નહીં, નહી, નહી. આવો ઢીંગલી જેવો ચેહરો કોઇ ખેડુતણીનો હોયેજ નહી મારી ખાત્રી થાએછ કે એ કોઇ દુસ્મન તરફનીજ છે" પેલી વઢકણીએ એમ બોલતાં ગરીબ ફેલીસને ખેંચીને પોતાની સામે ઉભી કીધી.

તે ગરીબ છોકરી એક પુટલાં જેવી દીગમુઢ બની ગઈ તેણીએ અતિ કાકલુદીની નજર જુલસ તરફ ફેંકી જયારે પેલી માતેલી ઓરતના લોખંડીન હાથો હજુર તેણીની નાજુક બાજુ ઉપર વીંટલાઇ રહ્યા હતા "એ ઘણીજ નાજુક છે, બાઈ, એનેથી લોહીનો દેખાવ જોવાઇ શકાતો નથી, તેથી એ બીહધેલી છે અને છોરી દેવો, હું એને ઠેકાણે લાવસ." જુલસે કહ્યું.

પણ આ વખતે ટોળાંનું ધ્યાન ત્યાં ખેંચાવા લાગીયું અને આસપાસ બેમાં થતાં તેઓએ સવાલ ઉઠાવીયા "અરે એક ઉમરાવઝાદી, તેણી પેલી ઓસ્ટ્રીયન રાણીને બચાવવા નીકલી છે." પેલી ઓરતે લોકોને ઉશકેરવા માંડીયાં.

"ઉઠાવ ત્યારે એને અને બંદીઆને લઇ ચલાવો." ડજનો બંધ ધાટકી સખસો ત્યાં ધસી આવતા બોલીયા.

"એ જંગલી છોકરીને મારે હવાલેજ સોંપો, હું એની મતી ઠેકાણે લાવસ" જુલસ આખાં બદનનાં ઠર ઠર કાંપતો પણ બ્હારથી અજબ હીંમત રાખતાં બોલીયો.

લેડી ફેલીસ તરફથી કાકલુદી કે દયા માંગવાનો એક સખુન પણ નીકલ્યો નહી તેણીના હોઠ જાણે સુના મારી ગયા હતા.

"એ છોકરીને અહીં ઉભી રહેવા દઇ પેલી મગરૂર રાણીનું ડોકું ધુરમાં ઉડી જતું એને જોવા દેવો." એક અવાજ પુકાર્યો.

"આપણી સાથે એનેભી પોકાર કરવામાં સામેલ થવા દેવો. બાદશાહ અને ઉમરાવોને મોહત! હમેશનું છુટાપણું અને પ્રજાસત્તાક!" એક ત્રીજો અવાજ પુકારી ઉઠયો.

"ઓ એણી એમ ખુશી સાથે બોલસે, ચાલ ક્લોટીલ્ડ મારી સાથે પોકાર કરવામાં સામેલ થા." અને જુલસ હવામાં પોતાની ટોપી ઉરાડી મોટેથી બોલીયો.

"પ્રજાસત્તાકની જય! જય! જય!"

ગરીબ જુલસ ભુલી ગયો કે ટોપી માથાં ઉપરથી ઉંચકવામાં તેણે ભુલ કીધી હતી. તેના દીલછીત લાંબા બાલના ઝુલફા જો કે રંગીને કાલાં બનાવી નાખ્યાં હતાં પરંતુ તે વીખરાઇને તેનાં ખભાં ઉપર પડયાં, ટોળાં માંહેલો એક સખસ આ વખતે છેક જુલસની લગોલગ ધસી આવ્યો અને તેને ટીકી ટીકીને જોતાં તે મનસે બોલીયો.

"હા, તેજ, તેજ, ચેહરો, ત્યારે એ મુવો નથી."

જુલસે તેને જોયો અને પીએરીને ઓળખી લેતાં તે ઠંડોગાર બની ગયો. હવે પીએરી ટોળાં તરફ ફરી બોલ્યો.

"ઓ બે જણને બતાવો કે ફ્રાંસની મગરૂર રાણી આમ લોક તરફથી કેવા તીખા તમતમતા તાતેલા દાહમનો હાર પેહરવા પામેછે. હું આપ બન્નેને ઓરખુંછ અને મારા સાથીઓ એ લોકને આગલ ખેંચીને ઉભા કરો અને મેરી એનટોઇનેટનું ડોકયું ઉડી જતું એ લોકને જરૂર બતાવી આપો."

"શું આ જવાન ઉપરથી તમુને શક છે શું?" પેલી લડાયક ઓરત બોલી ઉઠી. પણ તેણીને જવાબ મલીયો નહીં.

લાખ્ખો આદમીના ગંજાવર ટોળાંના શેતાનીયત ધારકી પુકારો વચ્ચે તે બદબખ્ત જવાન રાણી મેરી એનટોઇનટેને ત્યાં ઠીમરાં આગલ લાવવામાં આવી. જ્યાં તેણીના ધણી રાજા સોલમાં લુઇનું લોહી રેડવામાં આવ્યું હતું ત્યાંજ તેણીને ઉભી કરવામાં આવી. આહ! એકવારની તે દમામી ખુબસુરતી, તે રાજકરતી બાનુની ઝાહોઝલાલી, એક આંગલીનાં ઉંચકાવા આગલ લાખ્ખોની પ્રજાની તાબેદારી એ બધું હાલમાં કહાં હતું? હાલ તેણી ફીકી દુઃખી જીંદગીથી ઘેરાએલી પોતાની આંખો આકાશી બાપની યાદમાં બહેસ્ત તરફ ઉઠાવી રાખી પોતાના બદનસીબાને તાબે થઇ ઉભી હતી. તેણીની સુંદર ગરદન ખુલ્લી હતી અને તેણીનાં ઝુલફાં ખભાં ઉપર વીખેરાઇ પડયાં હતાં. તે નેહસ્ત જગીયા "ધ-પ્લેસ-ડ-લા-રેવોલ્યુસન" લાખ્ખો આદમીઓથી ઉભાઇ ગયો હતો. છજ્ર ઉપર આવેલા ખનીશ પેરીસીયનો બદ સખુનો ઉચ્ચારી તે એકવારની તેઓની રાજકર્તી રાણીને અપમાન કરતા હતા ત્યાં જુલસ અને ફ્લીસને લઇ જઇને ઉભાં કરવામાં આવ્યાં ત્યાંનો દેખાવ જોઇ તેઓ બેબાખરાં જેવાં બની ગયાં. પીએરીની કરડી નજર તેઓના ચેહરા ઉપરના ફેરફારો તપાસતી હતી. જ્યારે ગરીબ બાપડી મેરી એનટોઇનેટનું માથું હઝારો નીરદોષોનાં લોહી ચાખી ચુકેલાં ઠીમરાં ઉપર મુકવામાં આવ્યું ત્યારે જુલસ અને ફ્લીસે એકમેકનો હાથ મજબુત ઝાલી આંખ વીંચી દીધી. પોતાની ભલી રાણીનો આવો અંજામ તેઓથી ખુલ્લી આંખે તામાશ થઇ શકાએ એવો હતો નહીં.

એક પલની તદન શાન્ત ચુપ કીદી પછી જે રાક્ષસી અવાજો ટોળાંમાંથી ઉઠી રહયા કે તે બંન્ને જવાન જીવોએ જાણીયું કે બીમારી તેમની રાણી પોતાના નીરદોષ ધણીને ભેટવા બેહસ્તની સફરે નીકલી ચુકી હતી. તેજ પલે ફ્લીસે પોતાનું માથું જુલસના ખભાં ઉપર બે સુધ્ધીમાં પટકી નાખીયું, એટલે હઝારોના ટોળામાં તેણી કચડાવા લાગી.

જુલસ ઘણી મુશકેલીએ તેણીને ટોળામાંથી બ્હાર લઇ જવા લાગીયો પણ પાપી પીએરી અને પેલી કરકસા ઓરત તેઓની પુઠે લાગીયાં.

"તું ઢોંગ કરેછ, બચ્ચા જવાન, આ એ છોકરીબી કોઇ અમીર ખાનદાનની જ છે. હવે એનું માથુંબી ઠીમરાંને સપુરદ થવું જોઇએ. તેણી જો એ મોટરાં જુલમીઓની પક્ષ ખેંચનારી નહીં હોતે તો ખેર બેસુદ

કેમ થઇ જતે?" અહીં તેણીએ હવામાં પોતાનો રૂમાલ ઉશાડી ફાટો ઢોળ માફક બરાડ પાડી.

"જુલમી રાજા નહી! મગરૂર રાણી નહી! બસ ફ્રાન્સ સદાનું છુટું! પ્રજાસત્તાકની જય! એકસરખાપણાની જય! અમીર ઉમરાવોને મોહત! અને પ્રજાસ્તાકની જય!" બરાડથી તદન ખોખરા મારી ગએલાં અવાજે તેણીએ ફરી અને ફરી પુકાર ઉઠાવ્યા.

"ચાલરે જવાન, એનેબી કહે કે એમ પુકારો મારે."

"એ તદન નાદાન બચ્ચાં જેવી છે અને આવો લોહીનો દેખાવ એને કદીબી આગલ જોયો નથી તેથી એ હેબતાઇ ગઇછ. એ શ્રે ફ્રાલકનની ભાનેજ છે, હું કસમ ઉપર કહુંછ કે એ કોઇબી અમીરઝાદી નથી."

"શું એક અમીરઝાદી નહી? અને આવો ડોલી જેવો ચેહરો ને નાજુક હાથ પગ? છટ જવાન તું જુઠું બોલેછ."

"અને તમે શું જાણતાં નથી કે આવી ઉત્તમ ખુબસુરતી ગરીબોમાંબી હોએ છે? આ બાનુ આપણા વર્ગની છે એમ હું તમુને કસમ ઉપર કહુંછ એ માનવંત શ્રે ફ્રાલકનની ભાણેજ થાએછ" જુલસ બોલીયો.

ફેલીસ આ વખતે સુદ્ધોમાં આવી. પેલી ભેંસાસુર ઓરત બોલી.

"તેમ હોય તો નામાંકીત શ્રે ફ્રાલકને પોતાની કીમતનો થોડો ભાગ પોતાની ભાનેજનેબી આપવો હતો, પણ હું જાણવા માગુંછ કે એને અહીં કોઇ બીજું ઓળખનારૂં છે કે?"

"જેને તમે જોવા ઇચ્છોછ તે અહીંજ છે." પીએરીનો અવાજ આવ્યો અને ગરીબ ફેલીસે એક હાથ ઉંચો કુદકો માર્યો "હું એ છોકરીને પુરતી રીતે પીછાણુંછ, એ પોતે તમારી ખાત્રી કરી આપસે, લાવો હું એણીની સંભાળ લેવસ."

જુલસેબી પીએરીને ઓળખી લીધો અને તે જવાનને હવે શું કરવું તે કશું સુજયું નહી.

"જો તું મારી સાથે ચુપચુપ ચાલી આવસે તો આંય ટોળાંથી તુંને જરાબી બીહવાનું કારણ રહેશે નહી." પીએરી ફેલીસના કાનમાં ધીરેથી બબડયો. "હું લાંબો વખત થયો તારી શોધ કરતો હતો ફેલીસ, અને અંતે તું મારે હાથ આવી."

તે ઉમરાવ છોડી પેલા ચંડાલના નફટ સખુનોથી કમકમીને તેના આગલથી હટી ગઇ. જુલસે તેણીનો હાથ મજબુત ઝાલીયો.

"પીએરીના ભવાં ચઢીયાં અને તેણીના કાન ઉપર વાંકો વળી ફરીથી તે બબડયો—

"જો તું મારી પનાહમાં આવશી નહી તો તુંને તારી જીંદગીથી હાથ ધોવા પડશે. તેઓ તુંને મારી નાખી તારો છુંદો છુંદો કરીને કચરી નાખસે. હવે શું કેહછ?"

હવે તે અમીરી અબળામાં પોતાનું અસલ ખમીર ઉભરી આવ્યું. પોતાના પીતાના નમકથી પરવરેસ થએલા તે નીમકહરામ પાપી સખસ તરફના ખુલ્લા ધીક્કારથી તેણીની રગો થપકવા લાગી અને ખુલ્લા તુચ્છકારથી તેણીએ કહ્યું.

"આવા છત્ર સટોસટના વખતમાં પણ ઓ ઝેરી સર્પ, મારાં મા બાપનો નીચ ખુની, હું તારી મદદનો તુચ્છકાર કરૂંછ. તારી પનાહના ખ્યાલ કરતા તો હું હઝાર ધણા ભયંકર મોહતે મરવા તૈયાર છું."

"મર ત્યારે" તે દૈત્ય કીનાના દાંત કચકચાવી બોલીયો "અને તારી સાથે આંયબી મરસે જે તુંને લઇને ગુમ થઇ ગીયો તો. એ તારો વ્હાલો હશે, એને પેહલાં તારી નજર આગલ ઘણાજ કમકમાટ ભરીયાં મોહતે મારી નાખવામાં આવસે. બોલ હજુરબી તારો વિચાર ફરેછ?"

"કદી નહી, શૈતાનની બાદેધરી ઠગુલી દુઝખી જીંદગીએ જીવવા કરતાં ધાટકી મોહતની ગમે એવી વેદના ભલી." તેણી ઘણુજ ઉશકેરાટથી બોલી.

"ઠીક છે" પીએરી બોલીયો અને પેલાં ટોળાં તરફ ફર્યો. "આ બે જણ ઇનસાફના હાથમાંથી છટકીને નહાસતાં ઉમરાવ ખાનદાનનાં છે એઓને બંદીખાને નાખવાં જોઇએ."

પીએરીનું સાંભળી પેલી ખડતલ ઓરત બોલી. "પણ એણી તો શ્રે ફ્રાલકનની ભાનેજ થાએછ?"

"સદંતર ખોટું. મારી ખાત્રી છે કે ગ્રે ફાલકને તો કદી એઓને જોયાં પણ નહીં હોય." અને ફેલીસને મજબુત ધરી તેને જુલસના હાથોમાંથી ખેંચી કાઢી. જુલસે એક જબરજસ્ત મુક્કી કડકાવી પીએરીના ડાચાંમાં થોડી કાઢી કે તે હીચકારો તુરત ધુળમાં પડ્યો.

પણ હવે ટોળાંનું ત્યાં ધ્યાન ખેંચાયું, અને તે બાદશાહી તાજા લોહીના દેખાવથી ઉશકેરાઇ રહેલાં ટોળાને આ લડાઇમાં સામેલ થવાનું, ઘણુંજ ગમીયું.

પીએરીએ જમીન ઉપરથી ઉઠતાં ફેલીસ તરફ આંગલી ટાંકી મોટેથી કહ્યું. "અમીરઝાદી લેંગડોક!" કે તુરતજ તે અર્ધા ગેલાં બનેલાં માણસોઇ જમેલાએ "અમીરઝાદીને મોહત! અમીરઝાદીને મોહત!"ના પુકારો ઉઠાવીયા. અને ગરીબ ફેલીસ એક પીછાંની માફક એક ખવીસ હાથમાંથી બીજા રાક્ષસી હાથોમાં ફેંકાવા લાગી. જુલસને ચક્કર ચઢી આવીયા તેટલાં એક ઝનુની ટોળકી તેની ઉપર ઉતરી પડી. તેને જોયું કે ફલોરીલડા પાણી બેફામ બની ગઇ હતી. જુલસને હવામા ઉઠાવી નીચે પટકે તે પેહલાં તેના કાન ઉપર એક મતાવાન બહાદર અવાજ પડ્યો. ઓહ! તે તેને બેહસ્તના વાજીંત્ર જેવો મીઠો લાગો. તે એમાઇલ હતો.

"સ્વદેશીઓ" તેને વાદલ ગગડાવ્યું. "આ તોફાનનું શું કારણ? અને શા માટે આ જગમાં બાકી રહેલી મારી એક વ્હાલી ખેસીને તમે આ પ્રમાણે અહીં તહીં ફેંકોછ? અને તમોને કેમ નારાજ કીધા? અથવા શું મારેથી તમો કંટાલીયાછ, કે મેં કાંઇ કામમાં ગફલતી કીધીછ! શા માટે હું તમારો વીશ્વાસને લાયક હવે રહ્યો નથી? કોણે પેહલાં છુટાપણા અને સરખાપણા માટે પુકારો ઉઠાવીયા હતા? કોણુ પ્રજાસત્તાકની મોટી તરફદારી કરેછ.?"

"ગ્રે ફાલકન,! ગ્રે ફાલકન" ટોળાંમાંથી હજારો અવાજે પુકારી ઉઠયા. "હમેશના હમારા માનવંત ખેરખાહ ગ્રે ફાલકન છુટાપણું અને સરખાપણું એજ ગ્રે ફાલકનનો મોટો છે, તેજ હમોને સુખ બક્ષનાર છે."

જો બી એમાઇલ મગરૂરીથી હસીયો છતાં તેની આંખો ગુસ્સાથી બલતી હતી. વાંકો વળી તેને બેફામ ફેલીસને પોતાના હાથોમાં ઉઠાવી. "કાંય આ નીરદોષ છોડીના આવા હાલ કરવામાં આવ્યાછ, કોઇ એનો બાયસ સમજાવસે?" એમાઇલે પહાડ ધ્રુજી રહે તેવો ગગડાટ કર્યો.

પેલી ખડતલ ખેડુતની ટોળાઓમાં પોતાની કોણી મારતી પીએરીને ખેંચી ધરી ત્યાં તાણી લાવી. "આય માણસ જવાબદાર છે, અને એણીને અમીરઝાદી કહી એ જો જુઠો હોય તો એની કમબખ્તી આવેલી જાણવી" પેલી ઓરત બોલી. પીએરી બચાવમાં કાંઈ બોલવા ગયો. પણ એમાઇલની આંખો માહેલી ધમકીથી તે દબી ગયો તે જાણતો હતો કે ગ્રે ફાલકનનો એકજ સખુન અને લોકો તેની ત્યાંને ત્યાંજ બોટી બોટી કરી નાખે. બન્ને એકમેક તરફ જોતા થોડી પલ ચુપ ઉભા. પીએરીએ મનથી વીચાર્યું. "હં, ત્યારે પેલી જંગલમાંની છુપી નહાસતો એને આભારી હતી."

"અને મારું કામ પારખી લીધુંછ" એમાઇલનું જીગર બોલતું હતું અને તે શાન્ત દમામથી પોતાને હાથ હીલાવી ગ્રે ફાલકન બોલીયો.

"કોઇનેબી ગેરઇનસાફ થવો જોઇએ નહી. સ્વદેશીઓ તમે એને બંદીખાને લઇ જાવો. એને શું કહેવુંછ તે કાલે બપોરે હું સાંભળસ."

તેની આંખો આસપાસ કશાંની શોધમાં ફરવા લાગી. જુલસ પામી ગયો કે તે તેને શોધતો હતો એટલે ઝટ તે નજદીક આવી બોલ્યો.

"સ્વદેશી, આય છોકરીને ઉંચકવામાં મને તમુને મદદ કરવા દેવો." જુલસનું આ સંભાળભર્યું બોલવું એમાઇલને ગમીયું તેને ઝટ ફેલીસનો બેફામ આકાર જુલસના હાથોમાં મુકીયો.

"નામદાર ગ્રે ફાલકન" એક શખ્સ અહીં વચ્ચે પડ્યો. "આ જવાન અમીરોની સંકનો છે એવો એના ઉપર શક છે—"

"એમકે! ત્યારે તો એને મારી નજરેથી દુર કરવો જોઇયે નહી. મંનેબી એનો દેખાવ શક પરતો

લાગેછ ખરો. હું એને કોઇપી બહાણે મારી સાથેજ રોકી રાખશ." એમાઇલ તે સખસ ઉપર વાંકો વળી ધીમેથી બોલીયો. એટલે તે નમીને ખસી ગયો.

જુલસ ફેલીસને ઉંચકી એમાઇલની પુઠે ચાલીયો. લોકો તેઓને રસ્તો કરી આપતાં. અને એક ગાડી થોભાવી એમાઇલ તેઓ બન્નેને લઈ અંદર બેઠો અને માહેથી બારણાં બંધ કરી એમાઇલે પહેલો સવાલ મુકીયો.

"તમે ઝુપડાંમાથી બહાર કાંય આવ્યાં? તમે જોઇ લીધું કે રસતે નીકલવાનું ઘણું ભયંકર પરીણામ આયું."

જુલસે બધી બીના કહી. પીએરી ત્યાં ફુલ ખરીદવાને બ્હાણે આયો અને કલોટીલડ તેને જોઇ ગાભરી બની ગઇ અને એમાઇલની શોધમાં તેઓ નીકલ્યાં તે જુલસે કહયું "રસતે એક કોઇ ખરવસતર ઓરતે હમોને થોભાવી આપણાં ગરીબ રાણીનું મોહત જોવાને હમોને ફરજ પાડી તે જોતાં કલોટીલડ બેસુદ્ધ થઇ ગઇ અને તેથી એનાં ઉપર વહેમ ખેંચાયો અને કામ બગડયું."

"તમે બ્હાર નીકલી પડયાં તેથી આપણું કામ કાંઇ ઓછું બગરયું નથી હવે તો ખોદા આપણો બચાવ કરે, અત્યાર સુધી તો લોકોનો હું મોટો વિશ્વાસ ધરાઉછ પણ પીએરી કાંઇ રમખાણું ઉભું કરશે એવી અને દેહસત છે. હવે તો આજને આજ આપણે ડોવર ઉપડી જઇએ તેજ એક આપણો બચાવ છે પીએરીને જીવતો છોડવામાં મેં ભુલ કીધી હવે આપણો ભેદ તે નીચ સખસના હાથમાં આવ્યોછ તે તમોને અમીરઝાદી પુરવાર કરી આપતે તો—"

"પણ કલોટીલડતો આમની બેટી છે ત્યારે શું કામ એનો જાત જોખમમાં ધારવા જોઇએ!" જુલસ બોલીયો એમાઇલ ચુપ રહયો.

"ઓ મો. એમાઇલ આ કેવો સીતમ આપણા મુલક ઉપર વરસી રહયોછ લોકો તો ગોયા દીવાના બની ગયાંછ જાણે રસતાઓ ઉપર તો દેવસ્થાન ઉલટેછ. ગરીબ કલોટીલડને કેટલું ખમવું પડયું છે."

"હજુર મને આશા છે. હું હમણાંજ જઇને રોબસપીયર પાસેથી ડોવર જવાના પરવાના લઇ આવું અને તો કોઇ રોકનાર નથી મગર તમો બંન્ને માટે બે પરવાનાની અતિ ઘણી જરૂર છે. ગરીબ બાદશાહ માર્યો ગયોછ અને હાલ તરતતો આ કસાઇ દીલનો રોબસપીયર ફ્રાંસની ગોયા લગામ ધરીને બેઠો છે પણ કલોટીલડ કયારે હુશીયાર થશે."

અંતે તે ગરીબ છોડીએ પોતાની આંખો ખોલી અને ગભરાટથી આસપાસ જોયું.

"મારાં બચ્ચાં" એમાઇલ તેણીના ઉપર હેતથી વાંકો વળ્યો. તેણીએ એક દમ ઉછલી ઉઠી તેને ગલે હાત લપેટી જીગર તુટી જાએ તેવાં ડચકા ખેંચવા માંડયાં

"ઓ એમાઇલ, મેહરબાન એમાઇલ, તમે મને પાછી નવેસરથી બચાવી ફરી એક વાર મારી જીંદગી તમુને આભારી થઇછ, ખોદા તમુને ઘણુ સુખ બક્ષે. ઓ ખોદા તાલા તમોને એનો બદલો આપે!"

તેણીનું સુંદર માથું માયાથી પસવારતાં એમાઇલ બોલયો.

"શાન્ત થા બેટા, હજુર આપણે તદન સલામત નથી. તારી ઉશકેરણી કોઇએ જોવી જોઇએ નહી. એકજ દીવસ વધારે અને આપણે આ નીરદોષોનાં લોહીથી ભીંજાએલા કમનસીબ શહેરને સદા સુધીનું છોડી જઇશું.

તેણી આ સાંભળી શાન્ત થઇ થોડે વખતે ગાડી એક મકાન આગલ થોભી, અને ફેલીસનો હાથ પકડી જુલસ અને એમાઇલ અંદર ગયાં.

એક બીમાર જેવો દેખાતો જવાન ટેબલ આગલ કાગજના ચોરામાં મુંડુ ખોસી કંઇ ચીતરતો બેઠો હતો. તે ઐ ફ્રાલકનને જોઇ માનથી તુરત ઉઠી ઉભો થયો તેના સાથીઓને જોઇ તે હેરત થએલો લાગો. પણ તે કાંઇભી બોલીયો નહી.

એમાઇલે તુરત એક આરામ ખુરસી આગલ ખેંચી "અંહી બેસ કલોટીલડ તું ઘણી થાકી ગઇછ" પછી તે પેલા સખસ તરફ ફર્યો "લીએન થોડા શરબ પાડ અને ગોરત અંહી લઇ આવ તું કેહ બહાર હાલ જતોના, મને તારૂં કામ પડશે."

તે જવાન ઝટ પોતાની કલમ મુકી દઇ ખરીદી માટે બહાર પડયો. ખાણા બાદ એમાઇલે પેલો લીએનને બાજુ લઇ જઇ કહ્યું. "હું જરા બહાર જઇ આઉંછ. આપ જે જવાન મારી સાથે આવેલો છે તેને કેહે બહાર જવા દેતો ના, અને મારી ગેરહાજરીમાં અંહી કોઇભી આવે તો તેને અંદર દાખલ થવા દેતો ના. જોજે સમાલજે, મારી ગેરહાજરીમાં આ જવાનને કોઇ મલવા આવે નહી, હું હમણાં એકાદ કલાકમાં પાછો ફરીશ" આટલું કહી તે બહાર પડયો.

# રમુજ સંગ્રહ.

### "કલારકનો ઘબરાત."

હોટેલનો માલેક—(કલાર્કને) હોરમશજી બોયને કહો કે તાબરતોબ "૯૯" ને માટે નાસ્તો લાવે.

કલાર્ક—(અજાયબીથી) તે સાહેબ એટલાં બધાં કાંઇ ધીંડાં નથી! બોય કયાંથી લાવશે?

હોટલનો માલેક—અરે મારા સાહેબ ૯૯ માણસ નહિ પણ નં. ૯૯ ને માટે હવે સમજ્યાં? કાંઇ તદન પોપચું છે. (જાસાં બરજોર ચીનાઇ.)

### "બાવાજીનો મદદગાર."

જડજ—પણ હજુર તું નાદાન છે ને એટલી વારમાં ચોરી કરેચ! બોલ તેં ચોરી કીધી કે નહીં?

જવાબદાર—હા, સાહેબ મેં ચોરી કીધી પણ મેં મારા બાવાજીને બદલે કીધીચ.

જડજ—એટલે?

જવાબદાર—એટલે એમ સાહેબ કે મારા બાવાજી રાત દહાડો એજ ધંધા પર છે ને તેવણ હમણા શીક ને ખાવાનું ખુટી ગીયુંચ સાહેબ તેથી સાહેબ એવણને બદલે હું નોકરી કરૂંચ. સાહેબ દીકરાની ફરજ છે કે વખત આવવે માબાપને મદદ કરવી. ખરી વાત નહિ સાહેબ? (જાસાં બરજોર ચીનાઇ.)

### "એ બી ઠીક."

બાવાજી—જો દિકરા તું સ્કુલ જશે તો તારાં વરસ પર ઘણી મજાની ભેટ આપસ.

દિકરાજી—પપા શું ભેટ આપશો?

બાવાજી—તું કહે તે દિકરા આપસ.

દિકરાજી—ત્યારે પપાજી મને ટેલીફોન અપાવશો?

બાવાજી—ટેલીફોન લઇને શું કરશે?

દિકરાજી—તે પપા હું સ્કુલે મુકશ ને એક ભુંગળું આપરે ત્યાં રાખશ ને મહેતાજીના બધા જવાબો ઘેરે બેસીનેજ આપસ, સ્કુલે જવું પડશેજ નહી. કેમ પપા? (જાસાં બરજોર ચીનાઇ.)

### બીચારાને દેખાતુંજ નથી!

લશ્કરમાં ભરતી થયલા નવા સીપાઇઓ જ્યારે કવાયદ કરતાં કંટાળી જાય છે, ત્યારે તેઓ કોઇ પણ રીતે નાપાસ થવા માટે તરેહવાર યુક્તિ કરી ડાક્ટર પાસે આવે છે. એવો એક સીપાઇ એક દિવસ ડાક્ટર પાસે આવ્યો.

ડાક્ટર—તમને શું થાયછ? તમારી નજર ટુંકી છે, એમ તમોને લાગેછ?

સીપાઇ—જી હા, સાહેબ!

ડાક્ટર—એટલે ક્યાં સુધી દેખાતું નથી?

સીપાઇ—આ જુઓ, ડાક્ટર સાહેબ સામે કંપાઉંડની બહાર પેલું હોસ્પીટલના નામનું પાટીયું ટાંગેલું છે તે તમોને દેખાયછ કે?

ડાક્ટર—હા દેખાયછ!

સીપાઇ—એની જમણી બાજુએ જે એક બારીક ચુંક મારેલી છે તે આપના જોવામાં આવેછ ખરી કે?

ડાક્ટર—વારૂં હશે!

સીપાઇ કહે ત્યારે હવે સમજી લ્યો કે જે ચુંક તમને દેખાયછ, તેને હું મુદલ જોઇ શકતો નથી.

(નોટ—ડાક્ટરે શું રીઝલ્ટ આપ્યું તે જણાયું નથી.)

"નોશાકરો કેકી."

### બુચો હુસ્યાર તો ખરો!

બુઝોર્ગ દારમદાર દસ્તુર કે જેવણ ઘણા સખાવતી હતા તેવણ ઓરફનેજમાં વારંવાર છોકરાઓની મુલાકાત આપવા જતા હતા. એક દીવસ તેવણે એક છોકરાને અચબુચ સવાલ પુછયોઃ—

"બુચા તું મોટો થશે ત્યારે શું કરશે?"

"ખેડુત સાહેબ."

"ઠીક, રૈયતને ખોરાક પુરો પાડશે એ સારૂં છે, (બીજા તરફ ફરીને) અને તું—"

"માસ્ટર થવસ સાહેબ."

"સારૂં, એ બી મઝાનું. નાનાં બચ્ચાંઓને કેળવણી આપવી એ સારૂં છે, (ત્રીજા તરફ ફરીને) અને તું?"

"દસ્તુરજી થવસ."

"સૌથી સરસ, મારાં નાનાં બચ્ચાં! નાનાં બચ્ચાંઓનાં ભેજામાં ।શાખામણુન। ભાષણો ઉતારવાં એ ઘણું સારૂં છે. વારૂં, શું કારણ સર તુંને દસ્તુરજી થવા ગમેછ?"

તે નાના છોકરાએ પોતાની ચવિત્રી આંખો ખુશાલીથી ચમકાવી જવાબ આપ્યો.

"કારણ કે તમો જ્યારે આવોછ ત્યારે મરઘીને પુડીંગનું ખાણું હમોને મલેછ." "નોશાકરો કેકી."

### એવસ્યે માથું કાંય મારેછ?

એક પ્રોફેસર એક વાર પોતાના ચેલાઓને એક ફેક્ટરી દેખાડવા લઇ ગયો. ઘણાક જુદી જુદી જાતના સાંચાઓ દેખાડયા પછી એક સાંચા આગલ ઉભા રહી તેની ખુબીઓ સમજાવેવા લાગ્યો. આ વખતે પાસે ઉભેલાઓમાંનો એક કામદાર જેવો આદમી અવારનવાર કાંઇ કાંઇ વચમાં ટાપસી પુરી તેને સુધાર્યા કરતો. આથી પ્રોફેસર સાહેબનું પાકી આવ્યું, તેવણ ગુસ્સામાંજ ફેક્ટરીના ઉપરી આગલ ગયાં અને પુછયું:—

"એ પેલો છે કોણ? જાણે મારા કરતાં વધારે સમજતો હોય તેમ વચે વચે પુરાયા કરેછ!"

"કોણ? આપ પેલો જાડો અને બતકો જેવો છે તે? એ તો સાહેબ, જેણે એ સાંચો શોધી કહાડયો તે પોતે છે."

(નોટ—પ્રોફેસર સાહેબનું કાકું બોય!)

"નોશાકરો કેકી."

# બીલોરનો  બુચ!

(આરસેન લુપીનનું આખેરી પરાક્રમ)

(ચાલુ વાર્તા)

લખનાર—'રફીક'

## પ્રકરણ ૪ થું.

ડૉબ્રેકને ત્યાંનું ઘરનું કામકાજ કરનારી પેલી ઓરત ક્લેમેન્સ ડૉબ્રેક આગળથી ગયા પછી ડૉબ્રેકે કાગળો લખવાનું શુરૂ કીધું, બાદ તેણે લખવાનાં સુફેદ કાગળ પર કંઇ આંકડાઓ માંડયા, અને તે કાગળના બ્લોકને ઉભો પકડી તે તરફ તે ટીકતો બેઠો, અને તેથી તેની પછવાડે ચીમાઇને જોતા ઉભેલા લુપીનને જોવાનું બની આવ્યું કે તેણે નીચે મુજબ બાદબાકીનો એક હીસાબ કીધો હતો—

૯—૮—૧.

એ સઘળું આપણે ગયા અંકમાં વાંચી આવ્યાં.

તે હીસાબ પોતાની નજર સામે પકડી રાખી તે બડબડયો,

"નવમાંથી આંઠ ગીયા તો એક રહ્યો........ તે વિશે કશો શક છેજ નહીં."

તેણે એક કાગળ વધુ લખ્યું; તે કાગળ ઘણું ટુંકું અને ટચ હતું. તેને તેણે પરબીડીમાં મુકયું અને તે ઉપર સીરનામું કીધું, જેમ કરી તેણે તે તેબલ પર ઉંધું એટલે સીરનામાંવાળી સાઇડ ઉપર કરીને મુકયું કે લુપીને તે સીરનામું વાંચી લીધું જે નીચે મુજબ હતું?

"મોંસ્યુ પ્રેસવીલ,

"પોલીસ ખાતાંના સેક્રેટરી જેનેરલને પુગે."

બાદ, તેણે ઘંટ વગાડયો, અને જેવી પેલી દાસી ક્લેમેન્સ અંદર આવી તેની સામે ઉભી રહી કે તેને તેણે પુછયું.

"ક્લેમેન્સ, તું નાની હતી ત્યારે સ્કુલમાં ગયેલી કે?"

"હા, સાહેબ, અલબત હું ગેઇ'તી."

"ને તુંને હીસાબ શીખવ્યાતા કે?"

"હાજ તો, સાહેબ!

"ત્યારે તું બાદબાકીમાં ઘણી કાચી છે."

"તે તમે શા ઉપરથી કેહોછ, સાહેબ!"

"કેમ કે તું જાણતી નથી કે નવમાંથી આંઠ જાય તો એકજ રહે; એ ઘણી અગત્યની બીના છે ને એ હીસાબનો પાયોજ તુંને ખબર નહીં હોય તો પછી તારી જીંદગીજ નકામી."

તે એમ બોલતો બોલતો ઉઠયો અને પીઠ પાછળ પોતાના હાથો ચોકરી ડોલતો ડોલતો બધા ઓરડામાં ફરયો, અને પછી ડાઇનીંગ રૂમ આગળ પોચી તેણે તેનું બારણું ઉઘાડયું, અને બોલ્યો—

"અમે તો એમ ગણું કે આંઠને નવમાંથી લેવા અને તોબી એકજ રહે, અને તે એક તેજ કે જે અંદી બાકી રહેલો છે, ખરું કે ની! અને આપ મીસ્તર આપણને તેની સાબેતી આપેછ, ખરું કે ની?"

એમ બોલી પેલા જે પડદા પાછળ લુપીન હતો તે તેણે પોતાના હાથે પસવાર્યો.

"અરે, પણ મારા મેહેરબાન તમે અંહી લગભગ ગુંગળાઇ મરતા હોસો! ને હું અનુનમાં આય પડદામાં ખંજરજ મારતે તો? તમે જાણોછ કેની કે હેમલેટને હાથે પેલો' પડદા પછવાડે ભરાયેલો વજીર કેમ મર્યો ગયો હતો? એ કોણ? અંદર ઉંદર તો નહીં હોય? પણ હોય તો જીવતો હશે કે મુયેલો? આવો બાહાર આવો મારા હેમલેટના વજીર સાહેબ; મારા પદડે પોસ દોસ્ત, બાહાર આવો."

હવે આપણા આરસેન લુપીનને આ જાતની હાલતમાં મુકાવાની આદતજ નહીં હતી એટલે પોતાને આ કબસ અને કફોડી હાલતમાં જોઇ તેને ઘણો ધિક્કાર છુટયો હોય તો તેમાં કાંઇ નવાઇ ન હતી. બીજાં પંખેરાંઓને છટકામાં પકડવાં, તેમની પાંખ તોડવી, તેમના હાથ પગ તાણવા એ બધું લુપીનને મનસે ગીલગીલ્યાં ઉપજાવનારૂં હતું," પણ બીજાઓ તેને આમ ચીડવે અને તેને પૈસે ખડખડ હસે એ લુપીનને અણગમતું હતું. 'તેરી તો હી હી ને મેરી તો હેં-હેં' તેવો લુપીન સાહેબનો હીસાબ હતો. ત્યારે હવે પેલાના રામબાણ તાણાનો તે જવાબ બી શું આપે?

"મી૦ હેમલેતના મી૦ વજીર" પડદો ઉંચકીને જોવા વગર ગૅંચેકે લુપીનની ઠેકડી ચાલુજ રાખી. "તમે ફીકા ફચ મારી ગયલા દીસોછ" પછી પડદો ખસેડતાં લુપીનને જોઇને "હલો, એવણ તો પેલાજ આબરૂદાર જંઇક અદરય છે કે જેવણ મારે માટે આ મકાનની આજુબાજુ ઉભા રહી દાહાડાના દાહાડા થયા. હાંફયા તોકેછ! ત્યારે મી૦ વજીર તમેબી પોલીસમાંજ ઐરો કેની? નહીં, નહીં, હી મત રાખો, હું તમને કદી ધજા નથી દેવાનો!..... કલેમન્સ તું જરા, જોયછ કે મારો હીસાબ કોઇ વાતે ખોટો નથી. તેં મને કહ્યું કે મારા ઘરમાં નવ જાસુસો આવ્યા હતા, અને ત્યાંથી બાહાર નીકળતા જેઓ મને મળ્યા, તેઓને ગણ્યા તો આઠજ થયા હતા. નવમાંથી આઠ લઇયે તો એક રહે કેની? અને તે એક તે આય કે જે જેટલું તેનીથી જોવાય તેટલું જોઇ લેવાને પાછળ રહી ગયો હતો!"

"વારૂ? પણ પછી શું?" લુપીનનું હવે એટલું પાણી આવ્યું હતું કે જાણે પેલાને ટોટે વળગી તેને સદાનો ચુપ કરી નાંખે! પણ તે એટલુંજ પુછીને રહયો.

"અને પછી? કાંઇજ નહીં, મારા ભલા દોસ્ત. વધારે તું મગિયજ શું? ફારસ તો તમામ થયો. બસ એટલુંજ કે આય ચીઠી તારા વડા પ્રેસવીલને તું પહોંચાડે તેજ હું તારીથી માંગુંછ. કલેમન્સ, આય મી૦ હેમલેટના મી૦ વજીરને બાહાર જવાનો રસ્તો દેખાડ, અને ફરીથીબી કોઇ વખત અંહી આવવાની એવણની મરજી થાય તો આવવા દેજે અને એવણને બા આબર બેસાડજે અને એવણની આગતા સ્વાગતા કરજે." "બા, મી૦ વજીર, ગમે ત્યારે આવજો જજો, ઘેર તમારૂંજ છે અને તમારો આય નોકર......"

લુપીન કાંઇ બોલવા જતો હતો પણ તે અચકયો. તેનું તો ઘણું મન થયું કે તોપના ગોળા જેવું કાંઇ બોલીનેજ તે ત્યાંથી વીદાય થાય, પણ તેની આજે જે હાર થઇ હતી તે એવી દયા ઉપજાવનારી હતી કે માથે તોપી ઘાલી પેલી દાસીની પુઠે જોશમાં ચાલી જવા સિવાય તેણે કશુંજ બેહેતર નહી ધાર્યું.

પણ બાહાર આવતાં ગૅંચેકના તે ઓરડાની બારી ગમ મુકી ધુમાવી બંબાળયો—

"નીચ, લ્યાનતી કુતરા, ગટરના મેલ, તુંને એ અપમાનનો સ્વાદ ચખાડીશ તું પોતાને ઘણો મોટો સમજેછ! ને મારા જેવાને દબરાવવામાં તું વડાઇ માનેછ તો ઠીક છે, પણ એક દાહાડો, બચ્ચા એવો આવશે કે......"

લુપીનના ગુસ્સાનો પાર નહીં હતો. અમે કહ્યુંની કે એવો હમનબરદ પોતાની સામે જોવાની તેને આદતજ નહીં હતી, અને જે ચાલાકીથી ગૅંચેકે આ કામ હાથ ધરી બજાવ્યું હતું તે ઉપરથી ગૅંચેકની મગજ શક્તિ કેટલી ઉંચી હતી તે વિશે લુપીનની ખાત્રી થઇ હતી.

જે સફાઇથી તેણે ડૉબ્રેકને આ વખતે કામ લે તો જોયો તે ઉપરથી તેણે માનીજ લીધું કે તે ડૉબ્રેક એક ઘણોજ મજબુત મનનો, શાંત અને સમતોલ મગજનો, હીમતી, પોતાને વાસતે અને પોતે જે બાજી રમે તેને માટે ખાતરી ભરેલો એક ઇનશાન હતો.

ત્યારે હાલ ડૉબ્રેકના હાથમાં જે બાજી હતી તે શું હતી? અને તે બાજી કોણ કોણ અને કેટલા જણ વચ્ચેની હતી? લુપીને આ સવાલો પોતાને મનસે પુછ્યા પણ તેના જવાબો તે આપી શકયો નહીં; એ બધો ગડબડ ઘોંટાળો શું હતો તેની તેને કશીજ સમજ પડી નહીં; તેમાં તે ઉંધે મસ્તક બચાવનાં કશાંબી સાધન વગર અંદર પડયો હતો, કેમકે, બધીજ બાબદોનો બરાબર વિચાર કરતાં તે એમ તો માની શકયોજ નહીં કે એ બધી ધધુખર અને ધાંધળ એક માત્ર બીલોરના ભુચને માટે હોય!

માત્ર એક બાબદ તેને ઘણીજ ગમી અને તે એ કે ડૉબ્રેક તેના વેષમાં તેને ઓળખી કાઢયો ન હતો. ડૉબ્રેક તો તેને પોલીસનો એક નોકરજ સમજયો હતો, અને તેથી તેને વિચારવાનું બની આવ્યું કે ના ડૉબ્રેક જાણતો હતો કે ના તો પોલીસને ખબર હતી કે તેઓની પંચાતીમાં એક ત્રાહેત ત્રીજો સામેલ હતો.

એ એકજ બાબદ તેની તરફેણમાં હતી અને તેથીજ તેઓની વચ્ચે તેને જયાં અગત લાગે ત્યાં, જેમ ગમે તેમ અને જ્યારે ગમે ત્યારે પોતાની સુંઢી ખોસવાને તે છુટો અને આપઅખત્યાર હતો.

હવે વખત નકામો ખોહયા વગર ડૉબ્રેકે તેને આપેલું પ્રેસવીલને નામનું કાગળ તેણે ઉખેડયું, જે નીચે મુજબ હતું:

"તારા નાકના દાંડા આગળ. મારો વ્હાલા પેસવીલ, તારી આંખોનીજ નીચે! તેને તેં હાથ વઢીક લગાડયો! એક જરા વધુ કોશેશ તું કરતે તો મારી બાજી પકડાઇ આવતે, પણ તું તો મુરખજ છે કે ની! અને તોબી મને ઢંકાવતા તેઓએ તારા જેવાને પસંદ કીધો! ગરીબ બીચારું ફ્રાન્સ.

"સાહેબજી, પ્રેસવીલ પણ જો બીજી વાર તને પકડસ તો તારા બુરા હાલ સમજવા, કેમ કે મારો નીયમ જોતાં જોતાંજ ભેજામાં ગોળી મારવાનો છે.

ડૉબ્રેક.

"તારા નાકના દાંડા આગળ" તે કાગળ પાછું વાંચતાં લુપીન બડબડયો "અને ધારો કે તે લુચ્ચો સાચુંજ કહેતો હોય તો! સાંતવાની સૌથી રહેલ જગ્યા તેજ સૌથી સલામત જગ્યા; હવે તેની તલાશમાં આપણે રહેવું જોઇયે અને વળી ડૉબ્રેક પર એટલી તકેદારી કાંય રાખવામાં આવે છે તેબી જાણવું જોઇયે, તેમજ એ શખ્સને લગતી વધુ વિગતબી આપણે મેળવવીજ જોઇએ."

લુપીને એક ખાનગી ઇન્કવાયરી ઓફીસની મદદ લીધી અને તેઓએ તેને ડૉબ્રેકને લગતી નીચલી હકીકત પુરી પાડી:

"એલેકસીસ ડૉબ્રેક બૉશે-દુ-રોહન તરફથી બે વર્ષ થયાં ડેપ્યુટી; સ્વતંત્ર મેમબરોની સંઘમાં બેસનારો રાજ્યદ્વારી; મત કાંઇ ચોક્કસ નહીં. રાજ્ય સભામાં જે ભાગ તરફથી તે બેસે છે, તે ભાગ ઉપર ધુમ પૈસો ખરચવાને લીધે ત્યાં તેનું 'પોઝીશન' ઘણું મક્કમ છે. ખાનગી આવક કશી નથી, તો જો કે પૅરીસમાં એક મકાન હોવા ઉપરાંત ઇન્જીન ખાતે એક અને નાઇસ ખાતે એક વિલા છે. જુગારમાં ખુબ ખોહે છે તો જો કે તે તે નાણું ક્યાંથી મેળવે છે તેની કોઇને ખબર નથી. તેનો લાગવગ જબરો છે અને પ્રધાનોને કશોબી મસ્કો લગાડયા વગર તે પોતાનો બોલ તેઓ વચ્ચે ઉપર રાખી શકે છે, એ કદાચ રાજ્યદ્વારી સરકલમાં તેના દોસ્તો ઘણા હોવાને લીધે એમ હોય."

"એતો એને લગતો ધંધાદારી, દસ્તાવેજ કહેવાય" લુપીન તે વિગત બે વાર વાંચીને બોલ્યો "મને જે જોઇએ છે તે સંસારી યાને પોલીસનો દસ્તાવેજ, કેમકે તેમાંથી ગમે તેવા એકની ખાનગી જીંદગીની હકીકત મળી આવે છે. તે જો મને મળે તો હું જાણી શકું. આય ડૉબ્રેકની સાથે માથાં ફોડ કરતાં હું કાંઇ વમળમાં તો નહીં અટવાઇ જાઉં? ને વખત હવે ઘણોજ થોડો બાકી છે."

લુપીનનાં મકાનો એકથી અનેક હતાં, જેમાંનું એક જે તે વખતે તે વારંવાર વાપરતો હતો તે રૂ ડે લા ટો આન્ડના મોહલ્લામાં ત્રાયમ્ફલ આર્કની નજીક આવેલું હતું જયાં તે માઇકલ બોમન્ટનાં નામ હેઠળ

રહેતો હતો. તે ઘણો સંગવડ ભર્યો ભાળ હતો અને તેની દેખરેખ તેના નોકર આલબર્ટના હાથમાં હતી. તે નોકર તેના શેઠ ઉપર ફીદા હતો અને તેનું મુખ્ય કામ લુપીનના ગોઠીયાઓ તરફથી તેને માટે ટેલીફોનથી આવતી ખબરો નોંધી લેવાનું હતું.

લુપીન પોતાને એ ઘેર પહોંચ્યો અને તેની અજાયબી વચ્ચે તેને ખબર કરવામાં આવી કે પા કલાક થયો તેને મળવા એક અબલા ખોટી થઇને બેઠી હતી.

"શું?" તેના નોકરે તેને ખબર આપતાં તે પુકારી ઉઠયો, કેમ કે, તેનું તે મકાન તદન ખાનગીજ હતું અને તેને કોઇ ત્યાં મળવા આવે એવી તેણે આશા રાખી હતીજ નહીં "એમ કેમ? અંહીં તો મને મળવા કોઇજ આવતું નથી! તે જવાન છે કે?"

"નહીં, સાહેબ હું નહીં ધારતો."

"તું નહીં ધારતો? એટલે શું!"

"કારણ કે તેણે ટોપીને બદલે માથે અમસ્થી લેસની શાલ મુકી છે, અને તેથી તેણીના ચ્હેરો બરાબર દેખાતો નથી; તે કોઇ ટાઇપ રાઇટર યાતો દુકાનમાં તો હે–હે ... તેવી લાગેછ, તેણીના ડ્રેસતુંખી કાંઇ

ત્યારે હવે પેલાના રા... નામે પુછ્યું?"

શું આપે?

...મે."

"મી० હેમલેતના મી० વઝીર ... કાંય આવીછ?' જોયા વગર ડૉક્ટર લુપીનની ઠેકડી ચાલુ... તે "તમે ફીકા ફ્ચ મારી ગપલા દીસોછ" પછી પડદો ખસેડતાં લુપીનને જોઇને "હલો, એવણ તો પેલાજ આબરૂદાર જુઇફ અહરથ છે કે જેવણ મારે માટે આ મકાનની આજુબાજુ ઉભા રહી દાહાડાના દાહાડા થયા. દાંટયા તોડેછ! ત્યારે મી० વઝીર તમેબી પોલીસમાંજ છેવો કેની? નહીં, નહીં, હીં મત રાખો, હું તમને કશી ઇજા નથી દેવાનો!..... કલેમેન્સ તું જરા, જોયછ કે મારો હીસાબ કોઇ વાતે ખોટો નથી. તેં મને કહ્યું કે મ... ઘરમાં નવ જાંસુસો આવ્યા હતા, અને ત્યાંથી બ... નીકળતા જેઓ મને ભેળ્યા, તેઓને ગણ્યા તો ... થયા હતા. નવમાંથી આઠ લઇયે તો એક રહે ...વીછ." ...નું તેણે

બારણું ખોલ્યું અને અંદર ધસારાબંધ દાખલ થયો. પણ ઝટ પાછો અચકીને ઉભો.

"કયાં છે? તું શું બકેછ? અહીંતો કોઇ નથી!"

"કોઇ નથી?" આલબર્ટ તે તરફ દોડતો બોલ્યો.

"કયાં છે?" અને ખરેખર તે ઓરડામાં કોઇજ નહી હતું.

"સાહેબ, સાચું કેહુંછ કે એમ કેમ તેની મને સમજ પડતી નથી; હમણાં પાએક કલાક થયો મેં બારણાં આગળ ચીમાઇને જોયું તો તે અબલા અંહી બેઠેલી હતી ને મારી આંખને તો કશી ઇજા નથી કે હું ભલતુંજ જોઉં!"

"વાંરૂ, તે અબલા અંહીં વાટ જોતી બેઠી ત્યારે તું કયાં હતો?"

"હાલમાંજ સાહેબ! મેં હાલ એક સેકન્ડબી છોડયો નથી! તેણી જો બાહાર ગઇ હતે તો હું જોઇ શકતે."

"પણ હમણાં તો તે અંહીં નથી ની!"

"હા, હમણાં તો નથી, ને ખોટી થઇ થઇને કદાચ ચાલી ગેઇ હોસે, પણ તે ગેઇજ કેવી રીતે તેજ અજાયબી છે!"

"તે ગઇ કેવી રીતે? તેબી તુંને કહેવા માટે કોઇ જાદુગર જોઇયે કે!"

"એટલે સાહેબ?"

"એટલે એમ કે તે બારી વાટથી ગેઇ; જો બારી હજી ઉંઘાડીજ છે, ને આય ભોંયતળયું કે ની? એટલે બારી વાટે આય વખતે કોઇને રસ્તાપરે કુદી પડતાં ત્યાર કેટલી? રસ્તામાં આય ટાઇમે લોકની આવજા બી ઝાઝી રહેતી નથી. તે એમજ જતી રહેલી એમાં કાંઇજ શક નથી."

હવે તેણે આસપાસ બધે ફરીને જોયું અને ત્યાંની બધી જણસો જેમની તેમ મુકેલી જણાતાં તેને સંતોષ મળ્યો. તે ઓરડામાં એવી કોઇ કીંમતી જણસ રહેતીજ ન હતી અને એવો કંઇ અગત્યનો દસ્તાવેજબી ત્યાં નહી રહેતો કે જેથી તે અબલાનો એમ એકાએક ત્યાંથી ચાલી જવાનો સબબબી માલમ પડે.

"કોઇનો ટેલીફોન આયો' તો!

"નહી."

"કાંઇ કાગળો?"

"હા, છેલ્લા તપાલમાં એક આયું."

"ક્યાં છે તે?"

"તે સાહેબ હમેશ માફક તમારા ઓરડાની તેબલપર મેં મુક્યુંછ."

લુપીનનો સુવાનો ઓરડો ડરોઇંગ રૂમની પાસેજ હતો, પણ તે બે ઓરડા વચ્ચેનું બારણું તે હંમેશાં બંધજ રાખતો હતો, અને તેથી તે કાગળ લેવા તેને હૉલમાંથી થઇને પોતાના તે ઓરડામાં જવું પડયું.

ત્યાં જઇ લુપીને ઇલેકત્રીક લાઇટ સળગાવી અને બધે નજર કરી તે બોલી ઉઠયો

"ક્યાં છે? મને તો કાગળ નથી દેખાતું?"

"હા......મેં પેલાં ફ્લાવર વાઝની પાસેજ મુક્યુંછ."

"અંહીં તો કાંઇજ નથી" લુપીન હજી બધે નજર કરતો બોલ્યો.

"તમે સાહેબ ભળતેજ જગ્યે શોધતા હોસો" એમ બોલી પેલો આલબર્ટ જે આટલે સુધી બાહારજ ઉભો રહી સવાલ જવાબ કરતો હતો તે હવે તે ઓરડામાં આવ્યો અને જ્યાં તેણે તે કાગળ મુકયું હતું ત્યાં તેણે બધે જોયું તો તે કાગળ તેને મળયું નહીં.

"નખ્ખોદપર નખ્ખોદ ને તેની ઉપરખી નખ્ખોદ! એ પેલીનુંજ કામ.........પેલીએજ તે કાગળ લીધું અને તે કાગળ લઇને નહાસી હોવી જોઇએ; એ સ્યતાન ની દાદી!"

"તું દીવાનો છે! ડરોઇંગ રૂમ અને મારા આય ઓરડા વચ્ચે રસ્તોજ ક્યાં છે?" લુપીન બોલ્યો.

"ત્યારે સાહેબ એ કામ કોણનું?"

તેઓ હવે બેઉ ચુપ રહ્યાઃ-લુપીન પોતાનો ગુસ્સો તાબેસ કરી વિચાર કરવા લાગ્યો તેણે પુછયું,

"તેં તે એનવેલપ જોયુંતું?"

"હા સાહેબ.

"તે કેવું હતું?"

"સાધારણ જેવું ને સીરનામું પેનસીલે કાઢયું હતું."

"આહ! પેનસીલે?"

"હા, સાહેબ, ને તે ચીતરી કાઢયું હોય તેમ લાગતું હતું."

"વારં. સીરનામાના બોલ બરાબર શું હતા? તને તે યાદ છે?"

"હાજી, મને તે યાદ છે, કેમકે મને તે જોતાંજ જરા અજબ જેવું લાગ્યું."

"બોલ, જલ્દી બોલ!"

"તે પર મોસ્યુ ડી બેમન્ટ માઇકેલ કરીને લખેલું હતું."

લુપીને હવે પોતાના તે નોકરને ખભાંમાંથી પકડી હીલવીને તેને પુછયું

"તેમાં ડી બેમન્ટ હતું? તારી ખાત્રી છે? ને બેમન્ટની પાછળ માઇકેલ લખેલું હતું?"

"હા સાહેબ મારી પક્કી ખાતરી છે."

"આહ! ત્યારે તે ગીલબર્ટ તરફનું કાગળ હતું!" એમ બોલી તે ફિકા ફ્ચ મારી ગયલા ચ્હેરાએ અદબ વાળી ઉભો; તે કાગળ ગીલબર્ટ તરફથીજ હતું તે વિશે હવે તેને કશો શક રહ્યો હતો નહીં. ગીલબર્ટ લુપીન સાથે પત્ર વ્યવ્હાર ચલાવતી વખતે કાંઇક વર્ષો થયાં એજ નીયમે સીરનામું કરવાની ઢબ લુપીનના કહેવાથી અખત્યાર કીધી હતી, અને ગીલબર્ટે આખરે તેને મળેલી કોઇ તકનો લાભ લેઇ તેની ઉપર એક કાગળ લખ્યું હતું. તેમાં તેણે શું લખ્યું હશે? તે

કમનસીબ કેદીએ શું શું આંનમી તેમાં લખી મોકળી હશે? તે બીચારાને શું મદદ જોઇતી હશે? અને તેણે શું યુક્તિથી તેમ કરવા માટે પોતાના વડાને સલાહ આપી હશે?

હવે લ્યાં લુપીને બધે ફરીને બારીકાઇથી જોયું; કેમ કે લ્યાં–દરોઈંગ રૂમથી ઉલટું–બધાં ઉપયોગી ઓચર્યા રાખવામાં આવતાં હતાં, પણ તેને એકબી તાળું ભાંગેલું કે કળ તુટેલી દેખાઇ નહીં, અને તેથી તેને પોતાને માનવાની ફરજ પડી કે પેલી અબલાની મતલબ પેલું ગીલબર્ટનું કાગળજ ચોરવાની હોવી જોઇયે.

હજીબી તેણે પોતાના વધતા જતા ગુસ્સાને ઘણો રોકયો અને તે બોલ્યો–

"પેલું કાગળ આયું તે વખતે એ ઓરત અહીં હતી કે?"

"નહીં, પણ જે વખતે તે કાગળ આવ્યું તેજ વખતે તે ઓરતબી આવી હતી."

"તેણીની નજર સીરનામાપર પડી હોય એમ તું ધારેછ?"

"હા."

લુપીનને હવે જે અનુમાન બાંધવું હતું તે તે બાંધી ચુકયો. હવે તો તેને એજ શોધી કાઢવાનું હતું કે તે અબલાએ તે ચોરી કીધીજ કેમ? શું બાહારથી એક બારીમાંથી થઇ તે બીજી બારીમાં આવી હશે? તે બનવા જોગ હોય નહીં, કેમકે લુપીનના પોતાના ઓરડાની બારી તેણે બંધ કીધી હતી અને હાલબી તે અંદરથી બંધજ હતી.

વારૂ, ત્યારે દરોઈંગ રૂમ અને તેના ઓરડાની વચ્ચેનું બારણું? તદન નહીં બનવા જોગ, કેમકે તે ચપ્પત બંધ હતું, તેને કળ હતી અને તેના અડગરા જેમના તેમ હતા.

પણ ત્યારે એક આદમી પોતાની મુરછાનું સાર દિવાલમાંથી તો પસાર થાય નહીં! કોઇબી ઓરડામાં કે તેની બાહેર જવું હોય તો તેને એક રસ્તેથી બીજે રસ્તે તો જવુંજ જોઇયે; તે બે ઓરડાની દીવાલમાં તો કોઇ ખાનગી રસ્તો કોતરી કાઢેલો નહીં હોય કે જે તે ઓરતને એકલીનેજ માલુમ હોય? નહીં, તેમબી નહીં, કેમકે, તે દીવાલજ એટલી જાડી નહીં હતી અને તે તમામ ખુલી હોવાથી તેવું કાંઇ હોય તો માલમ પડયા વગર રહે નહીં.

આ બધી અટકળોના જવાબો તેને દમ સાસ વગરના મળ્યાથી લુપીને પોતાનું બધું ધ્યાન હવે બારણાંપર રોકયું.

તે પાછો દ્રોઈંગ રૂમમાં ગયો અને તે બારણાંને ખુબ બારીકાઇથી તપાસવા માંડયું, અને તે ચોંકયો ખરો. તેણે પહેલીજ નજરે જોઇ લીધું કે તે બારણું ચાર જુદાં જુદાં ચોકડાંનું બનેલું હતું અને તે દરેક ચોકડું એક સલંગ પાટીયાનું નહીં પણ ૭ સાંકડી પટીઓનું બનેલું હતું. છેક નજીક આંખ રાખીને જોતાં તેને માલમ પડયું કે નીચેનાં ચોકડાંના પાનલને બે નાની ટીનની તેકસોથી માત્ર ટેકવી રાખવામાં આવ્યું હતું. કેવીરીતે? જેમ એક આરસીની ફ્રેમની પછવાડેનાં પાટીયાંને નાની તેકસથી જડી લેવામાં આવે છે તેમ. લુપીને તેને આંચકો માર્યો તો આસાનીથી તે પાનેલ નીચે પડયું અને તેની સામે એક ખાંચો રજુ થયો.

આલબર્ટે અજાયબીની ચીસ પાડી, પણ તેને અટકાવી લુપીન બોલ્યો,

"એમાં આપણે શું મોટો વાઘ માર્યો? એ બધું છતાં આપણે આપણી શોધમાં એક ડગલુંબી વધ્યા નથી; આ એક ૧૬ ઈંચ ઊંચો અને ૮ ઇંચ પોહોળો ખાંચો છે, જેમાંથી નવ દશ વર્ષનું એક બાળક નહીં પસાર થઇ શકે તો એક અબલા તેમાંથી પસાર થઇ કાગળ ચોરી લઇ ગેઇ એમ તું મને સમજાવેછ?"

"નહીં, પણ તેણીએ અમાંથી હાથ ઘાલીને અડગરા કાંય નહીં ઊઘાડવા હોય?"

"નીચેનો અડગરો ખરો પણ ઉપરનો તો નહીંજ; લે તું પોતેજ તે ઉઘાડવાની તજવીજ કર."

આલબર્ટે તેમ કરવાની કોશેશ કીધી પણ તેનું કાંઇજ વળ્યું નહીં.

"હવે ત્યારે?" તે બોલ્યો.

લુપીને તેને કશો જવાબ દીધો નહીં, તે લાંબા વખત સુધી વીચાર કરતો ઉભો, અને પછી એકાયક બોલી ઉઠયો

"લાવ મારી ટોપી લાવને ડગલો—.........

તેણે ઘણીજ ઉતાવળ કીધી અને જેમ તેમ તૈયાર થઇ તે રસ્તે પડયો અને તેજ વખતે ત્યાંથી પસાર થતી એક ખાલી ટેકસીમાં તે કુદી પડયો.

"જલ્દી ચલાવ રૂઇ મેતીગનોન!"

વાંચનારને ખબર હશે કે આ મોહોલ્લામાં લુપીનનું બીજું ઘર હતું જ્યાં તે પેલાં ફરનીચરની ચોરી કરી ગીલબર્ટ અને વાઉશરેને ઇનજ્ન્ન વીલીમાં પડતા મુકી નાહાસી આવ્યો હતો અને જ્યાંથીજ પેલો બોલારનો બુચ ગયબ થઇ ગયો હતો!

તેનું તે ઘર આવી લાગતાં ટેકસીમાંથી તે કુદી પડયો, અને તેમાં દાખલ થવાનો પોતાનો ખાનગી દરવાજો ખોલી તે મકાનમાં પેઠો અને ઉતાવળે ડ્રોઇંગ રૂમમાં દોરી જઇ ત્યાંની લાઇટ સળગાવી તેની પાસેનાજ પોતાના બેડરૂમનું બારણું તપાસતો તે ભોંય-પર ફસડપાં મારીને બેઠો.

તેની અટકળ ખરી પડી! એ બારણાનું બી એક પાનેલ પેલાં બારણાંની માફકજ હતું! અને તે પાનેલ-વાળા ખાંચાઓ પેલાં બારણાંનાં પાનેલવાળા ખાંચાંના જેટલાજ હતા!

"સત્યાનાસ!" તે બોલી ઉઠયો અને જે ગુસ્સો તેણે આટલે સુધી દાબી રાખ્યો હતો તે સોડાની બાટલીના બુચની માફક હવે બાહાર કુદી પડયો "આ નખોદયાં કામની સેવટે તો ત્યારે મારીથી પુગાશેજ નહીં કે?"

ગીલબર્ટેજ તેને પેલો બારલીનો બુચ આપ્યો હતો, ગીલબર્ટેજ તેની ઉપર પેલું કામળ મોકલ્યું હતું અને તેણેજ મોકલેલી બેઉ ચીજ એકી વખતે ગુમ! નહીં, તેણે માન્યું અને તેની પક્કી ખાતરી થઇ કે એ બેઉ બનાવો કોઇ માત્ર સંજોગનેજ આધારે બન્યા હોય એમ નહીં પણ તેનાં પોતાનાં બળની વિરૂધ કોઇ ત્રીજું પોતાનું બળ વાપરતું હતું, અને એવું બે માંથાંનું કોણ હતું તેની તેને ખબર ન હોવાથી તે વધુ અને વધુ ગુચવાયો. તેણે આજ સુધી અફલાતુન કામો પાર ઉતાર્યા હતાં મગર તેને કોઇબી વખતે આવી નડતરો કદી નહીં નડી હતી; અને હવે તેની નજર સામે એક ચોકકસ તારીખ આવીને ઉભી રહી. જે તારીખે કાયદાની ચુંગાળમાં ફસી પડેલા બેને ફાંસીને માચડે ચઢવાનું હતું. તે બે તે તેના સાથીઓ હતા જેઓ તેનાં દરેક કામમાં તેને પડખે ઉભા રહેતા અને તેઓ તેમનાં તે બધાં કામો માટે પોતાના જાનથી તે દંડ ભરપાઇ કરનાર હતા અને આરસેન લુપીન હવાં નાચાર નિર ધાર હાથ જોડીને બેઠો હતો!

(ચાલણુ છે.)



# બાનુંઓનો બાગ.

લખનાર—**સહનશીલ સખી.**

## લેખક મંડળ.

મરહુમ ભાઇ શેરાબ. લી. પાલમકોટે સ્થાપેલાં **લેખક મંડળને** ૧૭ વર્ષ પૂરાં થયાં છે. તેના વાર્ષિક ખાણા દરમ્યાન તા૦ ૨૨ મી મેએ કામાં બાગમાં એક જશન થયું હતું. મંડળની ૧૭ વર્ષની હેયાતીમાં જશન કરવાની શુભ શુરૂઆત વિદ્વાન ડોકટર મોદીએ કરી છે. તેમ કરવામાં બે શુભ નેમ સચવાઇ છે: મંડળને ખાણા માટે એક લાયક સારી જગ્યા કે જે (સાંભળ્યા પ્રમાણે જશન કર્યા વિના તે જગ્યા મળી શક્તિ નથી) મળી છે. અને બીજું તો એ કે એક ધાર્મિક કાર્યની પેહલ થઇ છે. તે શુક ગુજારીનું જશન ખરેખર શુક્ર કરવા જેવુંજ હતું. કારણ આપણે લાંબો વિચાર કરીશું તો માલુમ પડશે કે ડોકટર મોદીની ખંત અને મી૦ મુનશીની મેહનતથી મંડળ મજબુત બન્યું છે, તે એક શુક્ર કરવા જેવીજ બાબત છે; અને જશનની જે પેહલ થઇ છે, તે બરાબર અને બરહક છે. મને અજબ લાગે છે કે આગળા પ્રમુખો અને સેક્રેટરીઓને એ વિચાર કેમ સુઝ પડયો નહિ! હું ઇચ્છું છું કે હવે પછી હમેશાં વાર્ષિક ખાણું જશનની ક્રિયા સાથે થાય, અને સભાસદો ખાણામાં હાજર થવા આગમજ જશનની ક્રિયામાં પણ સામેલ થાય!

**લેખક મંડળ** જેવી એક સંસ્થા પારસી કોમમાં ઉભી કરવાનો પ્રથમ વિચાર મરહુમ ભાઇ **સોરાબ પાલમકોટના** મગજમાં પેહલો ઉભો થયો હતો, જે જાહેર થતાંજ, મરહુમે પોતાના કરતાં વધુ લુઝોગ વિદ્વાનોને પ્રમુખપદ આપવાનું દરૂસ્ત ધારી આગળી હરોલમાં મુકી માન આપ્યું હતું; અને પોતે પ્રમુખપદનુ માન લેવાની સેહજ પણ અભિલાષા વિના, ફક્ત તેના સેક્રેટરી તરિકે પોતાની જીંદગીની આખેરી સુધી રેહવામાં સંતોષ માન્યો હતો, અને મંડળને ઘણાકોના વેરભાવ, દુશ્મનાઇ; અને તોફાન સામે નિભાવી રાખવાની, તેમજ જીવતું-જાગતું રાખવાની આતુરતા તેમજ કાળજી મરહુમની છેલ્લી ઘડી સુધી સેહજ પણ ઓછી થઇ નહી હતી.

લેખક મંડળ છેલ્લાં થોડાં વર્ષોમાં પ્રમુખો અને સેક્રેટરીઓનાં બાબમાં કૈંક કમનસીબ નીવડયું. એટલે એક પછી એક પ્રમુખો અને સેક્રેટરીઓએ સ્વર્ગવાસ શોધ્યો! પણ બે-ત્રણ વર્ષો થયાં મંડળનું સુકાન સમશુલ ઓલમા ડોકટર જીવનજી જ. મોદી બી. એ. ના હાથમાં આવ્યા પછી, ખંતીલા સેક્રેટરી મી૦ રૂસ્તમજી ન. મુનશી સાથે મંડળને નિભાવી રાખવા પાછળ શ્રમ અને ઉત્સાહ દેખાડવામાં તેમણે કંઇ ખામી રાખી નથી. બંન્ને ગ્રહસ્થોની શુભ નેમ બેશક સ્તુતીપાત્ર છે.

જેઓ વગર વિચારે અને વગર સમજે (વળી કેટલાક તો સભાસદો થઇને) મંડળને જાણે તોડી પાડવાની વાતો કરે છે, તેઓને આપણે એટલુંજ પૂછીશું કે ડો૦ મોદી અને મી૦ મુનશીની જગાએ જો તેઓને નેમ્યા હોત, તો તેઓ આવું પણ કરી દેખાડી શક્ત નહિ! અને મંડળ કયારનું સ્વર્ગવાસ થયું હોત, કે જેમ કરવાની કેટલાકોની નેમ હતી અને

છે; કારણ કેટલાકોએ તો લેખક મંડળ એ બે શબ્દો લખવાની કે બોલવાની "બાધા લીધી છે"! મરહુમ મી૦ પાલમકોટનું આપેલું એ નામ હોવાથી, મંડળના એ નામમાં પણ ફેરફાર કરાવવાની અનેક યુક્તિ અને તદબીર થઇ હતી અને હજુ થાય છે. આપણે ઇચ્છીશું કે "લેખક મંડળ" જેવું જાણીતું-માનીતું અને તમામ બંધબેસતુ નામ સદા કાયમ રેહ! જો નામ ફેરવાયું તો પછી આપણે માની લઇશું કે મંડળથી ચેરવાયું; એટલે "બહુરૂપી" બન્યું! યા મરણ પામ્યું!

લેખક મંડળ તરફથી મોટી મોટી આશા ઉમેદ રાખનારાઓ એવી અભિલાષા ધરાવે છે, કે "મંડળે આ કરવું જોઇએ ને પેલું કરવું જોઇએ; નહિ તો મંડળ શું કામનું?" આવી રીતે બોલીને મંડળને કમરવાસ કરાવનારાઓ મંડળના સભાસદો નહિ પણ દુશ્મનોજ ગણાવા જોઇએ. આવે પ્રસંગે આપણને પેલી અંગ્રેજી કહેવત "Save me from my friends!" યાદ આવે છે. તેઓ જે માંગે છે તેનો ખ્યાલ કરતી વેળા ભૂલી જાય છે કે મંડળની નાણાં સંબંધી સ્થિતિ એટલી મજબૂત નથી કે પ્રમુખ સાહેબ તેઓની મોટી મોટી ઉમેદો, બસ મોહડામાંથી બોલ નિકળતાંજ બર લાવી શકે. વળી તે બોલનારાઓનેજ જો ગજવામાંથી નાણાં કાઢવાં કહ્યાં હોય તો પેહલાં તેઓજ વમાસણમાં પડે.

જેઓ પોતાની સ્વાર્થી કે પરમાર્થી નેમ પાર પાડવા મંડળને ચોક્કસ બાબતોમાં ભલામણ કરે છે, તેઓએ પોતેજ પેહલાં પોતાના ખીસામાં હાથ નાંખવો, તેમજ બીજાઓને પણ ખીસામાં હાથ નાખવાની ફરજ પાડવી, અને તે રીતે એક મોટું ફંડ એકઠું કરી આપવું જોઇએ, અને પછીજ મંડળને અને મંડળના સંચાલકોને માટે મોહડે શિખામણ દેવાની સેખી કરવી જોઇએ.

બુઝોર્ગ અને વિદ્વાન ડોકટર મોદીએ અનેક જંજાળો, રોકાણો અને તરેહ પ્રકારની મેહનત છતાં લેખક મંડળ માટે તેના ખંતીલા, ઉમંગી અને જુવાન સેક્રેટરી સાથે જે કરી બતાવ્યું છે તે માટે ખરૂં જોતાં તો સઘળા સભાસદોએ તેઓનો ઉપકાર માનવો સજાવર છે; કે એ બે ગ્રહસ્થોની ખંતથીજ મંડળ જીવતું જાગતું રેહવા પામ્યું છે. જેઓને સબુરી કે કે સંતોષ નથી તેઓએ મંડળને વગોવવા અને તેને નુકસાન કરવા કરતાં તેનાં ફંડની સ્થિતિ સુધારવાની કાળજી અને કોશેશ કરવી જોઇએ અને જેમ બીજાં ફંડોમાં લોકો નાણાં ભરે છે તેમ લેખક મંડળના ફંડમાં નાણાં ભરવા માટે લોકોનુ લક્ષ એ ફંડ તરફ ખેંચી એકુ જાહેર વર્તમાન પત્રમાં તે ખુલ્લુ રાખવુ જોઇએ.

આ વેળા "સાહિત્ય પરિષદે" લેખક મંડળના વિદ્વાન પ્રમુખને જે માન આપ્યુ છે, અને સેક્રેટરી મી૦ રૂસ્તમજી ન. મુનશીનો રસીલો રસાલો દાખલ કર્યો છે, તે પરથીજ મંડળની પ્રતિષ્ઠા પુરવાર થાય છે. બાહેરનાં બેસબર આસામીઓ, તેમજ લેખક-મંડળના સંકારીલ સભાસદોને મારી ભલામણ છે કે મંડળનું ફંડ મોટુ થાય, ત્યાં સુધી સહનશીલ બની, હાલ જે છે તે પર સબુરી રાખી શુકર કરવું કોમમાં આવું એક પુર મંડળ હૈયાતી ધરાવે છે તો તેને નિભાવી રાખવા પ્રયત્નો કરવો મંડળે કૈંક કરી દેખાડયું છે અને હજુ પણ ભવિષ્યમાં કરી બતાવશે, જેઓ એમ કહે છે કે "મંડળે કંઇ કર્યુ નથી." તેઓ માટે આપણે માની લઇશું કે તેઓ મંડળના ખેરખાહ નથી. પણ દ્વેષભાવથી બોલનારાઓ છે.





# બાળકોને બરનું.

## પ્રભાતનો પાઠ ૭ મો.

### પ્રમાણિકપણું.

મ્હારા વ્હાલાં બાળકો,

જત મહીને દર મહીને તમો સનમુખ આ થોડીક લીટીઓ લખવાની હું જે કોશેશ કરૂં છું તેનું પરીણામ શુભજ આવતું હશે એવી ઉમેદ ધરાઉ છું. તમારી ઉઘરતી જીંદગીમાં જેમ શરીરની તંદુરસ્તી જાલવવી લાભકારક છે તેમ સદગુણોનો સંગાર સાચવવો ફાયદાકારક છે. આપણ સર્વેને ઘણા ઘણા દુર ગુણો લાગુ પાયા છે તે સર્વ દુર કરી ખરા સ્વચ્છને સુંદર સદગુણોમાં આપણુ સર્વેને સપુર્ત થવાનું છે. તેવા થોડાક સદગુણો ઉપર મેં આગલા અંકોમાં વીવેચન કીધું હતું. આજે પ્રમાણીકપણાના ગુણ ઉપર એક બે બોલ રજુ કરવાની ઇચ્છા રાખું છું.

મ્હારા વ્હાલા બાળકો, પ્રમાણીકપણાનો ગુણ એટલો બધો તો ઉમદા છે, તે ગુણ તમારી જીંદગી બાર તમને કામ આવશે. એ ગુણની ખીલવણીનો સાધો આધાર તમારી બચગીના સંજોગોની ઉપર છે. એ ગુણની જો બરોબર આપણે કાળજી રાખ્યે અને ગમે એવા સંજોગોમાં પણ એજ ગુણને વલગી રેહવાની કોશેશ કર્યે તો આપદ તે આપણને સારૂંજ પરીણામ લાવી આપે.

એ ગુણની ખીલવણીની સાથેજ સચ્ચાઇ અને વફાદારીના ગુણો સાથે સાથે ખીલે છે

જુઠું, નાહરમાની; બેદરકારી અને બેવફાઇ મનુસ્ય જાતના મોટામાં મોટા દુસ્મનો છે. જુઠું કદીબી ટકી શકતું નથી. નાફરમાની, બેદરકારી કે બેવફાઇ તમોને કોઇબી દહાડો બહાદુર કે બુલંદ બનાવશે નહીં.

હિસ્ટોરીના અસંખ્ય દાખલાઓ જુવો, તમારી દરરોજની જીંદગીમાં બનતા સેંકડો બનાવોની ઉપર જરા ધ્યાન લગાડો ને જુવો કે સાચ્ચા, પ્રમાણીક, મેહનતુને વફાદાર આદમીઓજ આ દુનિયામાં છેવટે જીત્યા છે. બેતારૂં-ખ્યાલીને તકલીફ છે, પ્રમાણીકપણુ પવિત્ર ને મજબુત છે. તમારી જીંદગીની અંદર ઘણા નરમ ગરમ બનાવો બનશે, તમારી જીંદગીની અંદર લોભ લાલચો તમોને ઘણીબી નડશે છતાં હમેશ તમારાં અંતઃકરણને । સાચ્ચાં ને તમારા મનને હમેશા પ્રમાણીકજ નીવડજો. જો તમારૂં અંતકરણ ના કહેતો પછી ગમે એવી લલચાવનારી ચીજોને અડશોના. સત-સચ્ચાઇ અને પ્રમાણીકપણુ એ બેહુ સગી બેહનો થાય છે; એ બંને હમેશા સાથેના સાથેજ રહેછે અને એ બંને ગુણોનુ જેઓ પાલન કરે છે તેઓને ત્યાં-તેઓના જીગરે શાન્તિને સંતોષ રાજ્ય કરે છે. વ્હાલા બાળકો તમોને કદાચ લાગશે કે મેં નવું કંઇ કહ્યુ નથી પણ નવું કહેવાનુ કંઇ રહ્યુ નથી. જે રહ્યું છે તે દરરોજ નવું થવાનું છે, નવું કરવાનુ છે અને નવુ બનવાનુ છે. પ્રમાણીકપણે તેની ઉપર અમલ, કરો અને ફતેહ તમારીજ છે

લ. તમારો હમેશનો

મોટા બાવા

# છુપી-મંડળી.

"જોકર."

ઓવન લોસન-એકાદ પગભર થયેલી મિલને આલાક જહેનનો ખડતળ ધણી. પોતાના કામથી ફારગ થઇ ઘરનો રસ્તો લેતો હતો, અર્ધે રસ્તા પર તેણે એક નાહના છોકરાને પોતા સનમુખ આવી ઘણા તાજીમ તવાજે, સાથ સલામ ખેંચી કાઢતાં નરમાશ સાથ તે યુવાનનું નામ જાણવા માંગયુ-"નાહના ચેકુરા! માહરૂં નામ ઓવન લોસન છે! કાંય? કાંઇ કહેવું છ?" "જી હા! મહને આ ખત તમો સાહેબને હાથો હાથ પુગાડવાનો હુકમ થયો છે!" આટલું બોલતાં તે નાહનો લિફાફો તે ભલા યુવાનના હાથમાં મેલી પાછી એક સલામ ખેંચી ત્યાંથી નાબુદ થઇ ગયો.

* * * *

"તમો આજે કંઇ જેવા જોઇયે તેવા ખુશાલ નથી! આજે એમ કાય?" ઓવન લોસનની ભવિષ્યની મોહરદાર એલીશે ઉચીત મન સાથ સવાલ કર્યો.

"મહને કાંઇ નથી! તું ભુલેછ! હું રોજના જેવો ખુશાલ ને આનંદી છું!" તે ભલા યુવાને ઉડાવનારો જવાબ કર્યો.

"હું ભુલતી નથી બલકે તમો તમારી વ્હાલી પ્રિયાને ઠગવાની જે કોશીશ કરો છો તેમાં તમો પોતે મોહટી ભુલ કરો છો! તમો દિલમાંને દિલમાં મુજાવો છો. મહને કહો તમને શું છે? તમો જો કોઇ મુશીબતમાં સપડાયા હો તો તે મહને કહો! હું તમારી ભવિષ્યની મોહરદારને તે બધું જાણવાનો શું હક નથી? મહને તે કહો! વ્હાલા ઓવન. તમારી તે મુશીબતનુ વર્ણન માહરી કણે. કહો-શાયદ આપરે બન્ને સાથે મલીને હઠાવી કાઢવામાં ફતેહ પામ્યે! ખુદા આપણુને જરૂર સાએ પાશે!"

"તું જ્યારે આમ જીદજ કરેછ ત્યારે તો હું લાચાર છું! હું હાલ જે બુરા સકંજામાં સપડાઇ ગયોછ તેમાંથી બાહાર નિકલવુ ખરે માહાલ છે! તારી સાથ અડરાયા આગમજ માહરે માહરી સ્થિતીનો ખ્યાલ કરવો હતો! પણ અફસોસ કે માહરી આંખો તે વેળા ફુટેલી હતી! અફસોસ! માહરી સાથ મેં તારી બેમુળ જીંદગીબી કચડી નાખી!"

"એમ ના બોલો! વ્હાલા ઓવન એમ ના બોલો! આવા સખ્ત સખુનો માહરી છાટી વિંધી નાખેછ!"

તે ટુટેલા દિલના જવાનમા વધુ બોલવાને કાંઇ તાકાતજ બાકી રહેવા પામી નહિ અને તેથી મુગે મોહડે એક છાપો પોતાની માહશુકના હાથમાં મેળી તે ચોકસ ફકરો વાંચવા ઇસારો કર્યો.

તેણીએ તારીફ લાયક ધીરજ સાથ તે આખો ફકરો નીચે મુજબ વાંચ્યો.

રશયન ગવરનરનુ જનુન ખુન!

લખવાને ભારે અફસોસ થાય છે કે રશયાના વાઘની ઉપમા પામેલા દ્રઢ મનથી ખરી ખંત સાથ કામ કરનારા ગવરનર 'જનરલ કોબરોસ્કી' જે આખી જહાનમા મશુર થઇ ચુકેલો છે. ગઇ કાલે સાહજના ચારના અમલે વજિરે આઝમના મથકથી પોતાના રહેઠાણે વાપસ ફરતાં રસ્તામા નિર્દય પણે મારોં ગયો છે ખુની જવાન નિકલીશ સહેજમાં છટકી જતો પોલીશના હાથમાં ઝિલાયો છે. ખોળ કરતાં એ એકાદ છુપી મંડળીનો સભાસદ જણાય છે, પણ તેમ હોવાનો તે સાફ ઇનકાર કરવા સાથ ગવરનરનુ ખુન કરવાનું કારણ પણ કંઇ આપતો નથી. ઘણું કરી એ જવાનપાજે કરપીણુ સજામાં વગર તપાસે તોપના મોહડાં પર મુકવામાં આવશે-"

"હું તો કાંઇબી સમજી શકતી નથી કે એ કરપીણુ જુવાનીયા સાથ તમને સંબંધ શું છે!" તે ભલી ઓરતે દુઃખી થતાં છજરે સવાલ કર્યો.

ગયો, જ્યાં એક નજીવા બાંહાનાને ગંભીર રૂપ આપી હમો મરાયાં તેનો જાન લેવાના સોગંદ ખાતો હું ચીરડાતમા કલબ છોડી ચાલતો થયો. છેક મોટી રાતે હું હોટલમા દાખલ થયો, ગભરાયલો અકરાયલો હું ત્યાં જઇ પુગો અને ત્યાં કોઇનેથી ખબર કર્યા વના ફક્ત વેટરને બોલાવી માંહરુ બિલ ચુકવી ત્યાંથી નિસરી સીધો સ્તેશનપર જઇ પુગો-અર્ધાએક કલાકમાં જે ગાડી આવી પુગી તેમા હું સવાર થાંઉ તે અગાઉ ડીટેકટીવ કોકે આવી માહરી ગરદનપર હાથ મુકયો અને ફ્રાન્સની સરકારના નામે મહને પરહેજ કીધો.

"માહરૂં કામ ઘણું અગતનું છે! આવી બેનાહક રોકાણ મહને સહેજે પસંદ નથી!" મેં કરડાઇથી તેણે ખખડાવ્યો.

"તમારા કામની હમણે રતી ભાર પરવાહ નથી" તે તુછકાર સાથ બોલ્યો.

"હમો તો ફક્ત હમાંરૂજ કામ કેમ કરવું તે જાણીએછ!"

"પણ મહને આમ પજવવાનુ કારણ શું છે? મેં કાંઇ કોઇ ઘર ફોડયું નથી કે કોઇને લુટયો નથી!"

"તે બનવા કાજ છે, પણ તમને કાંઇ ઘર ફોડવા કે ચોરી કરવા માટે પકડવામાં આવતા નથી, પણ પીટર પેટરૈશકીનું ખુન કરવાના આરોપ માટે સાબુત પુરાવા સાથ પરહેજ કરવામા આવે છે. તેની લાસ હમણે કલબના કમપાંઉડમાંથી હાથ લાગીછ."

"એ બધું જુઠું છે!"

"ઓવન સાહેબ! જુઠાં ખરાંની પરીક્ષા કરી ખરૂં ખોટું શોધી કાઢવાનું કામ જો કે હમારૂં છે છતાં ઇનસાફ તોળવાનું કામ સરકારે બીજાઓ માટે રાખેલું હોવાથી એ બધું તમો એકાદ ઇનસાફ તોળનાર કોર્ટ બોલવાનું મુલતવી રાખો! હાલતો માહરા પરા પાસે ચાલો તે જે હુકમ આપે તે પર બધો આધાર રહેલો છે!"

હું તુરત શરણ થયો અને તેની સાથ ગયો. મહને ભારી દડ વચેથી લઇ જઇ વડા સામે ઉભો કરવામાં આવ્યો.

"કેમ કોક? પિટર પેટરૈશકીનો ખુની ત્યારે શું આખર ઝિલાયો?" ત્યાં જઇલાંગતાંજ વડાએ કોકને સવાલ કર્યો.

"જી હા! કોકે જવાબ કર્યો. જે બાદ એકેક સાક્ષીએ માહરી વિરૂધમાં જબાની આપી કે જેઓ કલબના મેમબરો હતા. જબાની પુરી થતાં માહરૂં ખંજર તપાસવામાં આવ્યું.

"સાક્ષીઓની જબાની જો કે એ યુવાનની વિરૂધ જાયછ, છતાં મરનાર પર વપડાયલું હથયાર બેશક આ નથી, જે તબીબ પોતે સાબેત કરી ચુકા છે. ખુનીએ જે જરબ લગાવીછ તે ખંજર કરતાં એક કુહાડાનો ભાસ આપે છે. એટલુંજ નહિ પણ એ બંધવાના પોશાક પર લોહિનુ એક ટીપુંબી જણાતું નથી. સાક્ષીઓની જબાની સીવાય બિજી કોઇ સાહદત એની વિરૂધ જતી નથી. ગુસ્સામાં જેમી કાંઇ એ બોલ્યો હોય તો તેથી એ સાબેત થતું નથી કે પિટર પેટરૈશકીનો ખુની એજ હોવો જોઇયે, અને તેથી માનવંત સરકાર તરફથી મહને અપાયલી સત્તાની રૂએ એ નિર્દોષ બંધવાને માન સહીત છોડી દેવાનો હુકમ કરૂંછ!"

મહને તુરત છોડી દેવામાં આવ્યો-રસ્તામાં મહને ખબર આપવામાં આવી કે પિટર તો કયારનો છુપા લેબાશમાં અમેરિકા પસાર થઇ ગયો હતો.

ત્રણ માસના એક નાહના ગાળા બાદ તે બન્નો વ્હાલાં લગનના પવિતર ગાંઠથી જોડાઇ એક થયાં તે બન્નોને તે છુપી મંડળીનો એટલો તો ડર હતો કે જે સબબે ઓવન પોતાના મિત્ર પિટરને કેવી રીતે બચાવી શકયો તે કદિબી કોઇને તો શું પણ પોતાનાં બચ્ચાંઓ વડીકને કહેવાનું દુરસ્ત ધાર્યું નહિ. આ બિના લાંબા વર્ષો લગી છુપીજ રહેવા પામી ફક્ત ઓવનનાં અકાળ મરણ બાદજ વાર્તાની રૂપમા પિટર તરફથી બાહાર પાડવામાં આવી કે જેથી આજે એ ખરી વાર્તા જાણવા જેટલાં આપણ નસીબવંત નિવડયાં છિએ.

# સેવક તમારો પરણે કે નહિ?

## કોઈ સલાહ આપશો, પ્લીઈઈઈઝ?

સલાહનો તલબગાર–શોખીન.

૧

ઓ પરણેલા વાંચકો બોલી જબાન,
કરો કંઇ ખુલાસો કરી કરમ;
બોલો—ઓ કહો રશીક મહેરબાન,
કે શાંત પડે મુજનું આ ભેજું ચકભમ;
મુશકીલ એ સવાલથી ગયોછ અકરઇ,
એ ઉખપાણા ભેદાથી ગયોછ ગભરઇ;
ને ભેજું મુજ ગયું છે તદન ભખરઇ,
આ! બોલોની વાંચકો પરણું કે નહિ?

૨

અઝીઝ, છું કુંવારો હાલમા બા હું,
ને ખરૂ કહુંછ સુખી છું તદન વાંચનાર;
ખુદા ખબર ભેજાંમાં, આયુંછ કંઇ શુ?
કે કરવા શાદી બંદા થયોછ તૈયાર.
લાઉંછ હું દોઢસોનો માસીક પગાર,
ને મન ગમતાં મોજીયા મારૂંછ હું ભઇ;
શું મારશ એ મોજ્યાં, લાવી એક નાર?
ઉઇ! બોલોની વાંચકો પરણું કે નહિ?

૩

ખાઇ પી કલબમાંથી મોડે હું આઉંછ,
ને નાટકને ફાટકમાં મજા ઉડાઉંછ;
દુધવારા સાથે પ્યારા ઘરે હું જાઉંછ,
ને વારંવાર ગટરમાંથી હું જીપલાઉંછ;
સામતી રજા બેંકમાં પડેછ અગર,
તો ઉપડી જવા બહારગામ રાખ્યુંછ લખી;
બસ ફરૂછતે હરૂછ, નથી કસી ફીકર!
હા! બોલોની વાંચકો પરણું કે નહિ?

૪

પુછનાર યા પરછનાર નથી બા કોઇ,
મુજ જીવનો હું માલીક છું, ડીયર વાંચનાર;
ચાહે સો કરૂ—ન નડે ભઇ કોઇ,
છું સુખ્યારો ખરે નર હાલને કાજ યાર;
મોસીર પર રાખુંછ કુલ પગાર મુજ પાસ,
નહિ ભાગ તેમાં પડનાર બરયું છે કોઇ;
નથી મારતું બેરાદર તેમાં કોઇ ચાંચ,
પસ! બોલોની વાંચકો પરણું કે નહિ?

૫

છું એક વાતેજ દુખ્યારો મહેરબાન વાંચનાર,
અગર હું પડું છું જો કોઇ વાર સીક;
ત્યાર નથી કરવાવાળુ કોઇ મુજની સારવાર,
હસ્પીતાલમાં પડવાની લાગે છે બીક;
કબુલુંછ કે નથી કંઇ મોટું એ દુઃખ,
પણ બીમારૂં થવા કોઇનું ગમતું નથી;
છે બીજી વાતે બધું બંદાને સુખ,
અરે! બોલોની વાંચકો પરણું કે નહિ?

૬

ઓ પરણેલા વાંચકો ખોલો જબાન,
મુજ કમીનાની ભુલ બા ભાંજજોરે કોઇ;
જીંદગી પરણીના સુખદુઃખનું કરો કંઇ બ્યાન,
ને સાચ્ચો બા હેવાલ સુનાવો કોઇ;
કહો પરણી જીંદગીમાં છે કે બા સુખ?
યા દુઃખ કુંવારી જીંદગી યાને ભરયું છે ભઇ,
સાચ્ચુંજ બા કહેજો, ના બોલતા અનટરૂથ,
ઝટ બોલોની વાંચકો પરણું કે નહિ?

# સ્ત્રી અને તેણીનો દરજ્જો.

લખનારઃ–ગામરેની ગોરી.

સ્ત્રી એ માત્ર એક અક્ષરી શબ્દ છે છતાં આ દુન્યામાં તેણીનું કાર્ય, ઇનશાન ઉપર તેણીની અસર અને કુલ ખલકતના કારોબાર ઉપર તેણીની હકુમત કેવી જોરાવર પણ અનદીઠ છે તેનો ખ્યાલ તો એ બાબદને ઉંડાણથી તપાસતાંજ આપણને આવી શકે છે. આ ભુવનનો રાજા જો કે મરદ છે છતાં સ્ત્રીઓ હાકમ ઉપર પણ હકુમત ચલાવનારી અને સરદારી ભોગવનારી છે–ખરેખર જોતાં તો તે પોતેજ એક બાદશાહ જેવી છે કે જે મોહબતનું તાજ પેહેરી નીતીના રાજદંડ વડે એ કહેવાતા જોરાવર મરદને તાબે કરતી રહી છે. પ્રેમ તેણીનો કાયદો છે–સહનશીલતા તેણીનો ઇનસાફ છે અને નમનતાઇ તેણીનાં ફરમાનો છે કે જેની સામે ગમે તેવો મજબુતમાં મજબુત મર્દ પણ પોતાનું મગરૂર સર ઝુંકાવાને સરજાયલો છે; અને ત્યારે આવી એક સ્ત્રીનો દરજ્જો ઘર કે બાહાર શેહેર કે દેશમાં એક મરદનાજ જેટલો ચઢતો ને ઉંચો છે એમ જો આપણ કહીએ તો તે કોઇબી રીતે ગેરવાજબી ગણાય નહી. મગર અફસોસ કે તેમ છતાં ઘણીકવાર આપણ મરદોનેજ નહી પણ બાનુઓને વટીક બોલતાં સાંભલીએ છીએ કે સ્ત્રી ગમે તેટલી આગલ વધેલી હોય તો પણ તે દર એક બાબદમાં મરદ કરતાં ઉતરતીજ થવી ને ગણાવી જોઇએ અને ત્યારે આપણે સવાલ કરીશું કે એમ કાંય? અલબત સારીરીક બાંધામાં તો તેણી તેના કરતાં ઉતરતી એટલે નાજુક અને નબલી છે અને તે કારણ સર અગર તેણીને હલકી ગણી ઉતારી પાડવામાં આવે તો ખચીત તદન તેના જેવું ગેરવાજબી બીજું કાંઇજ હોઇ શકે નહી સબબકે શારીરીક બળથીજ અગર માનવી ઇનશાનની ઉંચી દાલતે પુગી શકતું હોય તો હાથી એક હેવાન હોવા છતાં તેમા મનુષ્ય કરતાં વધુ બળ છે તો શું તે કદીબી એક મર્દ કરતાં વધુ અકલમંદ કે ચઢતો ગણાઇ શકાશે? એવા દાખલાઓ ઉપરથી ત્યારે આપણે જોઇ શકીએ છીએ કે સ્ત્રીની શારીરીક નબલાઇ કે નાજુકાઇ કોઇબી રીતે તેણીને એક મર્દથી હેઠી પંકતીએ ઉતારતી કે મુકતી નથી. હવે મગજની સ્થીતી તપાસ્યે કહે છે કે એક મર્દનું મગજ એક સ્ત્રી કરતાં હંમેશાં ચઢતું હોય છે કારણ કે તે કદ અને વજનમા વધુ મોટું માલમ પડયું છે પણ એ દલીલબી કાંઇ દરેકજ દાખલાઓમાં ટકી શકતી નથી કારણ કે તોલ કરતા માલુમ પડયું છે કે એક મગર મચ્છનું ભેજું એક મરદના સૌથી વજનદાર ભેજાં કરતાં પણ વજનમાં વધુ ઉતરયું છે મગર તેથી કાંઇ એક ઇનશાન ને આપણ મગરમચ્છની બરોબરીમા મુકી શકતાં નથી એટલે એ દાખલા ઉપરથી પણ સીધ્ધ થાય છે કે એક ચીજના વજન ઉપર કાંઇ તેની સમજ શકતી કે બુધ્ધીનો આધાર રહેતો નથી વલી સ્ત્રીની મગજશકતી કેટલાક દાખલાઓમાં એટલી તો જોરાવર પુરવાર થવલી છે કે તેને મુકાબલે મરદો અજબ જેવી હદે ઉતરતા જણાયા છે. લેખક બાનુ તરીકે Jane Austin નો દાખલો જગજાહેર છે. ધરમ અભ્યાસી તરીકે લઇએ તો Mary Howard એક ઓલમાના જેવીજ પુરવાર થવલી છે. વળી એક લડાયક તરીકે સુરવીર પણામા મરદનેબી બાજુ બેસાડે તેવી ફ્રેન્ચ પ્રજાની માનીતી Jean-dase હતી. એજ મુજબ સીતારાની સોધમાં ગણીત શાસ્ત્ર વીગેરેમાં પણ સ્ત્રીઓએ કરેલી સોધો અને મરદની બરોબરીમાં ઉતરેલા તેના દાખલા આજે નોધમાં મઓજુદ છે મગર આપણા પારસી કોમની કેટલીક

બાનુઓનેજ નહી પણ કેટલાક કેળવાયલા મરદોને પણ આપણ કહેતાં સાંભળીએ છીયે કે એ જ્ઞાનની બાબદમાં આમ સ્ત્રીને આગલ વધવા દેવી સજાવાર નથી. તેવા ઓહોદ ચતુરો કહે છે કે તેમની સ્ત્રી ફકત તેઓની સગવડને ખાતર માત્ર તેમનું ઘર સ્વચ્છ રાખવા તેમને સારાં સારાં પકવાનો જમાડવા અને તેમનાં બાલકોની સંભાલ લેવા માટેજ સરજાયલી છે અને એવી રીતે પોતાની પાક પરશેતર પોતાના બાલકોની માતાને એક ગુલામગીરીમા અસીર કરી રાખવામા તેઓ વડાઇ લે છે પણ અફસોસ તેઓ જાણતા નથી કે આવી ઉતરતી પંકતીએ રહેલી સ્ત્રી તેની ઓલાદની વૃદ્ધી કરનાર માતા છે કે જે પોતાની આવી હીનાયલી હાલતને લીધે તેજ ફરજંદોને જન્મ આપશે કે જેઓ પણ તેવાંજ નબલાં અને સાંકડાં મનના તથા સ્ત્રી જાતી તરફના અભાવને ગેરમાનને લીધે બબાદ તેણીનો નાશ કરનાર પોતાના કુલવંત નામને નામોશીમા લાવી મુકનાર પુરવાર થશે. હીંદુ તથા મુસલમીન વર્ગમા સ્ત્રીની ગુલામી હાલત આપણે સારી રીતે જાણુયે છીએ જો કે હીંદુઓનો અસલ ધર્મ તો એ બાબદથી તમામ વેગલો જાય છે કેમજે મનુ, નામના તેમના એક આગલા પયગમબરે પોતાના એક ધર્મ પુસ્તકમાં કહ્યું છે કે "જ્યાં સ્ત્રીઓને માન આપવામાં આવે છે ત્યાં ખુદા પણ રાજી થાય છે." વલી આપણા જરથોસ્તી ધર્મમા પણ સ્ત્રી અને તેણીના ઉંચા દરજ્જા માટેનું ફરમાન ઘણુંજ વખાણવા જોગ છે. અવસ્તામાં જણાવ્યું છે કે "અશોનારી જે નેક મનવાલી હોય છે, જે નેક સખુનો બોલે છે તેને હંમો વખાણીએ છીએ જે નેક કામો કરનારી અને સીખેલી હોય છે તેને હમો વખાણીયે છીએ." અને ત્યારે આપણને ખ્યાલ કરવાનો છે કે હજારો વરશ ઉપર તે શીહા જમાનામાં કે જે વખ્તે સ્ત્રીને ખરખર એક ગુલામ તરીકે ગણવામાં આવતી હતી તેવા અજ્ઞાન જમાનામાં વડીક આપણા પવિત્ર પયગમબરે સ્ત્રીને ભલી અને મરદની બરોબરીમાં ગણેલી અને જાહેર કરેલી છે તો હવે સુધારાનાં હજારો સાલ પસાર થવા છતાં અફસોસ આપણ તેજ પાક ધર્મના પાલનાર તેણી માટે તમામ ઉલટું અને હલકુંજ મત ધરાવીએ એ ખરેખર આપણા પાક મહજબની સામે થવા જેવું બલકે પવીત્ર જરથોસ્ત અને ખુદ ખુદાના વડીક કાયદા અને હુકમનું ઉલંઘન કરવા બરોબર છે. અવસ્તામાં જણાવ્યું છે કે એક સ્ત્રીને તેણીના ભરથાર જોડે દરેક ધાર્મિક ક્રીઆમા ભાગ લેવાને એકજ સરખો હક છે પણ તેથી ઉલટું કમનશીબે આપણ જોઇએચ કે કેટલાક આપણા ગ્રહસ્થો પોતાની સ્ત્રીઓને એ તેણીના હકનો હીસ્સો આપવામાં ઘણુંજ નીચું અને હલકું સમજે છે એટલુંજ નહીં પણ એ બાબદને અનઘટતી છુટ અને નહીં ઘટતા કુધારા તરીકે લેખવાની મુર્ખાઇ કરે છે. તેણીને તેઓ કહે છે કે અંકોશમાંજ રાખવાનુ ડાહાપણ ભરયું છે કારણ કે નહી તો એવી છુટો પારસી કોમમાં ખચીત ઘણી બીગાડ કરનારી પુરવાર થશે. પણ આ વિચાર તમામ ભુલભર્યો છે ખરાબીને બગાડે. ઓરબી તેણીને હદ વનાના અંકોશમાં જ્ઞાન કે નીતિના કાંઇ પણ શિક્ષણ વિના એક જાનવરી હાલતે ઘરમાં રાખી મેલવામાં છે સબબ કે આવા હદ વનાના અંકોશથી તેણીને આ દુન્યામાં ઘરમા રાખી મેલવામાં છે કારણ જે એવા હદ વનાના અંકોશથી તેણીને આ દુન્યાની સારી ને બુરી બાજુ તપાસીને તોલ કરવાની તક મલતી નથી તથા પોતાં ઉપર કાબુ રાખી પોતાના દુરગુણોને પોતાની જાતી કોશેશથી દુર કરવાનું તેણી સીખતી નથી અને તેથી થાય છે એમ કે તે અંકોશમા એક તલભાર પણ ફેર પડતાંજ તેણી પોતાના બીન કેલવાયલા ખવાશ અને અજ્ઞાનપણાને લીધે જે પગલું ભરે છે તે આયંદા તેણીનો નાશ કરનારૂંજ પુરવાર થાય છે. મગર હવે સ્ત્રી માટે આવા વીચારો કાંઇ દરેકજ માણસો ધરાવતાં નથી જેમ તેણીને શીહા ચીતરનાર અજ્ઞાનો હસ્તી ધરાવે છે તેજ પ્રમાણે તેણીના સર્વોતમપણાની સ્તુતી ગાનાર શુરવીરો પણ કાંઇ ઓછા નથી એ વીશે એક વીદ્વાન ના સખુનો નીચે પ્રમાણે છે તે કહે છે કે—

The beautiful see the beautiful and the base the base. Men portray their own Characters by the manner in

which they portray the character of others and this is specially true with regard to their judgment of women. If they have treated them as toys and playthings they esteem those frivolous and empty. If they have used them lawlessly they write them down as base. If on the other hand they have honoured or cherished them they will hold them as superior to themselves in all finer human qualities." "We pity the man,"

says Ritcher, "for whom his own mother has not made all other mothers Venerable."

એટલે—ભલાં મર્દો તેણીમાં ભલુંજ જોય છે અને બુરાઓ બુરૂ. તેઓ પોતાના અંતકરણ વાટે તેણીને નિહાળે છે કે જે અંતકરણ જેવું હોય છે તેવોજ પડછાયો નાખે છે. જેઓએ તેણીને એક રમકડાં પેઠે રાખી છે તેઓ તેને ઉછાછળીને, બેવજુદ ગણે છે. જેઓ ગેર કાયદે તેની સાથે વર્તયા છે તેઓએ તેણીને બુરીજ ધારી છે મગર બીજા હાથ ઉપર જેઓએ તેણીને એક પવિત્ર છોડવા મીશાલ માન અને ભક્તિનાં પાણી ઉધારી છે તેઓએ તેણીને દુનીઆમાં સર્વેથી ઉતમ અને ખોદા તરફની એક પાક બક્ષેસ તરીકે જાણી છે. રીચર નામનો એક વિદ્વાન કહે છે તે માણુસની હું દયા કરૂંછું કે જેને તેની પાક અને પ્યારી માતા તરફના ભક્તિભાવે વટીક કુલ દુનીઆની માતાઓને સૅરેસ્ટ ગણવાનું સીખવ્યું નથી.

હવે ધર્મની લાગણી બંનેમાં તપાસીએ તો તેમાં પણ સ્ત્રીજ વધુ સર્વોપરી જણાય છે. એક મર્દ સ્વતંત્ર, મગરૂર અને પોતાના બળ ઉપર મુસ્તાક હોય છે જ્યારે સ્ત્રી પોતાના નરમ ખવાસને લીધે પોતાથીબી કોઇ પાક શ્રેષ્ટ શક્તિ ઉપર આધાર રાખવાને આતુર બને છે. કે જે ચીજ ધર્મ અને ખોદા છે. એક વિદ્વાન કહે છે કે ખુદા અગર કદીબી જણાય તો તે એક પાક સ્ત્રીની આંખોમાંથીજ છે. તેણીનો ખુદ આતમાજ ખુદા તરફના ભક્તિભાવ આસ્થા અને આધારની એક બેઠક છે. જો કે ધાર્મીક લાગણીવાળા મર્દ સંનયાસીઓના દાખલા આપણે ઘણાંક જાણ્યા છે. તોપણ સ્ત્રી તો ગોયા પોતાનો હક, ધર્મની બાજુ અને ખુદ ખુદાના આત્મામાંજ લઇને જન્મેલી છે. કદાચ એમ થવાનો સબબ તેણીના લગાર બીકણ સ્વભાવને લીધે હોય અથવા બીજા ઉપર આધાર રાખવોના એ તેણીના સ્વભાવીક ગુણને લીધે પણ હોય. ગમે તેમ હોય પરંતુ આ એક પુરવાર થયલી બીના છે કે, તેણી હંમેશાં સામન્ય રીતે ખુદા ઉપર એક મરદ કરતાં વધુ ભરૂસો રાખનારી હોય છે. સ્ત્રીની ફીદાગરીના ઘણાક દાખલાઓ નોંધાયા છે કે જેમાં એક હીંદુ બાનું મીરાંબાઇનો દાખલો ઘણોજ જાણવા જોગ છે. મેવાડની આ રાણી માટે કહે છે કે તેણી પોતાના ધર્મ ઉપર એટલી તો ફીદા હતી કે જ્યારે ભોજરાજ સાથ તેણીને પરણાવવાની માંગણી થઇ ત્યારે એક રાણી થવાના ખ્યાલે વટીક તેણી પોતાની પવિત્ર આસ્થાથી ફરી કે હઠી નહી સેવટે પોતાના રાજવંસી ભરથારને ત્યાં જવા પછી તેણીએ તે બાદશાહી સુખનો કશોજ લાભ લીધો નહી અને એક ભક્તાણીની જીંદગીએ જીવવાનું શરૂ કર્યું. ભોજ રાજે તેણીની સામે વાંધો ઉઠાવ્યો સારાંસ થયું એમ કે સેવટે તેને તે પવિત્ર નારને ગુસ્સાના અવેશમાં બંદીખાને નાંખવાનો હુકમ ફરમાવ્યો પણ જ્યારે તેમ કરવાથીબી તેનું કાંઇ વળ્યું નહી ત્યારે તેણીને મારી નાંખવાના હેતુથી એક ઝેરી સર્પને એક દાબડામાં બંધ કરી તેણીની ઉપર રવાંના કર્યો તે દાબડો ખુલતાંજ જે ઝેરી કીડો તેણીની નજરે પડ્યો તેથી તે જરાબી ગુસ્સે થઇ કે ડરી નહી પણ શાંત હસવા શાથ તેનો સ્વીકાર કરતાં તેણીએ કહ્યું કે "ફકર નહી એક ભક્તાંણીનો આત્મા પોતાના ભરથાર તરફની કોઇબી ભેટને આવકારદાયક ગણશે" અને આમ કહી તેણીએ તે કાબરચીતરા સર્પને ખુદા તરફના પુર ઇતબાર સાથ પોતાની સુંદર ગરદનની આસપાસ વીંટાળ્યો અને કહેવાને અજબ જેવું છે કે જાનવરે તેણીને કશીજ ઇજા

ફરી નહી ટુંકમાં તે પછી તેણીએ વનવાસ અખત્યાર કરયો અને એક અંજાણ્યા નામ હેઠલ વરસો પસાર કરયાં. હવે એક દીવસ એ વાતની જાણ તેણીના બાદશાહી ભરથારને થતાંજ પોતાની ચાલનો પસતાવો કરી તે પોતેજ તેણીની માફી માંગવા છુપા લેબાશમાં ગયો સેવટે જ્યારે તેણીએ જાણ્યું કે તેણી આગલ માફીની આર્જીમાં ગુહણે પડેલો શખ્શ તેણીનો ભરથારજ હતો. ત્યારે ઠપકાનાં એકબી શબ્દ વિના તેણીએ તેને ઉઠાડયો. અને ખુશી સાથ પોતાના રાજવંશી મેહેલમા તેની સાંથ પાછી ફરી. એવા દાખલાઓ ઉપરથી ત્યારે આપણે જોઇ શકીએ છીએ કે એક સ્ત્રીનું ધાર્મીક બલ એક મર્દ કરતાં હંમેશાં વધુ હોય છે.

અને ત્યારે મર્દ અને ઓરતનું આ દુન્યામાં કાર્ય અને એક બીજાં તરફની ફરજ શું છે તે ટુંકમાં આપણે તપાસીએ—કુદરતનો કાયદો છે કે સ્ત્રી મર્દ કરતાં તનથી નબળીજ હોવી જોઇએ અને તેથી શારીરીક મેહેનતથી તેણીનું ગુજરાન કરવા તેણીની સગવડ તપાસવા પોતાં ઉપર ગમે તેવીબી આફત છતાં તેણીને સુખશાંતીમાં રાખવાની મર્દની ફરજ છે એટલુંજ નહી, પણ સ્ત્રી તરીકેનો તેણીને દરજ્જો જાલવી જીંદગીમાં તેણીનો Guide એટલે દોરવનાર બની બાહદુરીથી તેણીની બાજુમા તેણીનો બચાવ કરવા આખી જીંદગી સુધી એક મર્દ બંધાયલો છે અને બદલામાં સ્ત્રીએ તેણીના સુખદુખનો ભોમીઓ બની પ્યાર અને ભકિતભાવ કે જે તેણીની જાતિનો ખરો સનગાર છે તે સાથ જેની જીંદગીનાં અંધકારમાંથી તેનો Guiding Star એટલે રોશની આપતા સીતારાની માફક પાતાની જીંદગી તે જોરાવર મર્દને અર્પણ કરી દેવાની છે કે જે અરસપરસની આપ લેમા જ્યારે વાંધો થાય છે ત્યારેજ કુદરતના ત્રાજવામા ફેર પડી જાય છે અને પરીણામમાં સ્ત્રી અને મર્દના સંસારમાં આબાદીને જગે બરબાદી અને રોશનીને જગે શીહા અંધકાર વ્યાપી રહે છે. મંગર જે મર્દો સ્ત્રી માટેના આ વિચારો સાથ મલતા ન થાય તથાં જેમને સ્ત્રીને નામની છીટજ હોય તેમને સદા યાદ રાખવાનું છે કે તેમના હાલના ગમે તેવા વીચારો છતાં અને તેણી માટેના ઉતરતાં મત છતાં તેમને પોતાની ખુદ હસ્તી માટે તેણીનાજ આભારી થવાનું છે તેણીનાજ નાજુક હાથોમાં તેઓ ઉછરયા છે વલી જ્યારે તેઓની શારીરીક કે સ્વભાવીક ખાંમીઓને લીધે અગર તેઓ હીનાયા હોય તો પણ તેણીએ તો તેમને સદા એકજ સરખી નજરે અને એકજ સરખા પ્યારે જોયા અને ચાહ્યા છે. સૌથી પહેલી તેમની આંખો જ્યારે આ ભુવન ઉપર ઉંઘડી ત્યારે એક સ્ત્રીનાજ ચેહેરા ઉપર તે ઠરી હતી. જ્યારે નાનકડી જીભે તેઓએ સૌથી પહેલો પુકાર કરયો ત્યારે તે તેણીનાજ મીઠાં નામનો હતો. આજે તેણીનો કાયદો અને હુકમ તોડવામાં ભલેને તેઓ વડાઇ લેતા હોય પરંતુ તેઓ ઉપર સૌથી પહેલું ફરમાન કરનાર હંમેશાં એક સ્ત્રીજ હતી. હા !! ખરેખરા ભણેલા અને ભલા તો તેઓ છે કે જેઓ તેણીને પોતાંથીબી ચઢતી ગણવામાં મોજ માને છે. અને ત્યારે હવે એક સ્ત્રીજો સુંદર હોય તો તેણી એક રમકડાં તરીકે ગણાવી જોઇએ નહી, અગર તેણી તંદરોસ્ત હોય તો બાલકો પેદા કરી તેઓને ઉધારી મરદની સગવડને ખાતર તેમનું ઘર રાખી તેમને સ્વાદીસ્ટ પકવાનો જમાડવાને માટે પણ સરજાયલી નથી વલી જ્ઞાન તથા ઉમદા વીચારોથી બે નશીબ રાખી તેણી ઉપર હરએક તરાહની સરદારી ભોગવવા પણ કુદરતે તેને બનાવી નથી. તે તો સદા યાદ રાખજો કે બાલકોનો રક્ષણ કરાનાર રાહબર જવાનોને સલામત દોરવનાર ફીરેસ્તો વૃધોની બાજુમાં મદદ આપતો એક સાચો મિત્ર અને કુલ પરૂથવીના બેહેસ્તનો ભોમીઓ છે કે જે અગર બેહેસ્તનો દરવાજો કાઇ કમબખ્ત માટે બંદ હોય તો પણ તેની શીહા જીંદગીમાંથી રોશનીનું એક ઝાંખું કીરણ ફેકનાર એક સીતારો છે. સેવટે એક જાણીતા કવીની ઉમદા લાઇન સાથ આ વીશય હું ખતમ કરીશ તે કહે છે કેઃ—

What were earth without a woman's face
A life without a woman's love
A desert waste without a resting place
A starless pathway through a silent grove

યાનેઃ—એક સ્ત્રીના ચેહેરા અને તેણીના ભક્તિભાવ વીનાની દુન્યાં તે એક આંસરા વીનાના ભયંકાર વેરાણ જેવી હતે અને તેમાં મર્દ એક અંધકાર રાતે ગીચ ઝાડીઓથી ઘેરાયલાં એક શીહા માર્ગમા ચાલતા એક થાકેલા મુશાફીર જેવો હતે જેના અંધકાર અને જેની જીંદગીના માર્ગનો કદીબી છેડો આવતેજ નહી.

# પુરાતમ હિંદની નવાઇઓ.

(લખનારઃ—માણેકજી ફરામજી સુનાવાલા.)

## સર્વથી પુરાતમ હિંદી ઇમારત.

નેપાલની સિમાએ આવેલાં 'પીપ્રાહવા' નામે જગ્યા નજદીક ઇ. સ. ૧૮૯૮ ના સાલમાં Mr. W. C. Peppé એ એક ઇમારતની શોધ કરી હતી. અનેક મજબુત સાહેદતો ઉપરથી આને ઇ. પુ. ૪૫૦ અતરાફની મુદતનાં બાંધકામ દાખલ ગણવાનું વિદ્વાનોને વાજબી કારણ મલે છે. ગૌતમ બુદ્ધનાં મરણની માત્ર થોડાક વખ્ત પછીનો અરસો શક રહિત દીસે છે. આ અસલી બાંધકામ તેનાં ખરાં સંગીન પમાં ખોદાવા પામ્યું હતું. ઘુમટ (Cupola)ના આકારનું પાકી ઈંટનું આ અખ્યાત પુરાણું બાંધકામ નમુનેદાર છે, જેની તખ્યેની બ્યાસ ૧૧૬ ફીટ, કે જ્યારે ઉંચાઇ ૨૨ ફીટની મપાય છે. સાદી મીશાલની ઇંટોને એક કીસમના ચુનામાં બેસાડેલી લાગે છે, કે જેઓમાની સર્વથી મોટી ઈંટનું માપ ૧૬"*૧૧"*૩" જેટલું છે.

## પુરાતમ હિંદી બાંધકામો.

પુરાતમ હિંદી બાંધકામોનો નમુનેદાર, કળાબાજ હુન્નર અશોકના રાજ્ય અમલ (ઇ. પુ. ૨૭૨–૨૩૧) દરમ્યાન અતીસ્ય ખીલેલો જણાઇ આવે છે. મોર્ય વંશ ના આ નામાંકિત શહેનશાહના વખ્તમાં આવી કળાઓ જે પગભર થવા પામી હતી તે છેક સદીઓ તક અલબત કાંઇક ફેરફારો સહિત ચાલુજ રહેવા પામી. મધ્ય હિંદમાં ભોપાલ તરફ આવેલાં Sãnchi ખાતે બૌદ્ધ ધર્મને લગતાં સંખ્યાબંધ 'સ્તુપા' (stupas) અને ઇમારતો મલી આવે છે. તેમજ નાગોદ જીલ્લામાં આવેલાં ભરત ખાતેનાં ઘણાંક કીમતી કોતરકામોને નાશ પામતાં બચાવી લેવામાં આવ્યાં છે. પાતલીપુત્ર યાને હાલનું પતના, બુદ્ધ ગાયા, અને જમના ઉપર આવેલાં પુરાણાં પ્રસિદ્ધ મથક મથુરા ખાતે અસલી બાંધકામોના ભિન્ન ભિન્ન પ્રકારના નમુનાઓ મલવા પામે છે.

સાંચી ખાતેનાં એક મોટાં ઘુંમટ, કે જેને અશોકના વખતનું બાંધેલું ધારવામાં આવે છે, તે ઉંચાઇએ ૫૯ ફીટ જેટલું છે. વખતના વહેવા સાથ જેમ તે વેળાનાં બાંધકામોની ઉંચાઇ વધતી જતી તેમ ઘુંમટનો આકાર બદલાઇ સીધો, ઉંચો, મિનાર સરખો થવા લાગ્યો, કે જેઓને 'સ્તુપા'નું નામ આપવામાં આવતું. આવાં 'સ્તુપા' હરેક ઠેકાણેથી જડી આવે છે.

ઘણાંક આવાં બાંધકામો ઉપરનાં કોતરકામો શિખાડે છે કે યુનાની તેમજ ઇરાની હુન્નરોની વિશેષ અસર થવા પામી હતી. સીકંદરની ચઢાઇ બાદ જેમ અનેક હિંદને લગતી બાબદોમાં જાણવાજોગ ફેરફારો થવા પામ્યા હતા તેજ મુજબ આ ઠેકાણે પણ જોવામાં આવે છે. એશિઆના બીજા સુધરેલા દેશો, તેમજ આફ્રિકા અને યુરોપ સાથ મોર્ય વંશ જે ધાડો સંબંધ ટેકવી રાખવા ફત્તેહમંદ નિવડયો હતો, તેનુંજ અલબત આ પરિણામ લેખી શકાય. અશોકના સ્થંભો તપાસતાં જણાશે કે તેમાં જેમ ગ્રીક નકસીકામની હાજરી માલમ પડે છે તેમ વળી ઇરાની બાંધકામની રૂપ પણ મોજુદ દિસે છે.

---

* જુઓ, "The Imperial Gazetteer of India," Vol. II p. 102.

## પ્રભાતનો વધારો.

# મોરનાં પીછમાં કાગ.

(મોટી ચાલુ વારતા.)

લખનારઃ—'રફિક.'

તે

'સરજતની સાંકળ,' 'હક ઇનસાફ,' 'ગુલજાર' 'ગમગીન ગુલાં,'
'બિલોરનો બુચ,' 'નિતા,' ઇત્યાદિના રચનાર.

—⊹—

## પ્રકરણ ૧ લું.

જુન મહીનાની એક શાંત અને સુંદર સાંજે ઈંગ્લાંડના એક ઘણા પુરાણાં મહેલના મોટા દરવાજા આગળ લોકોનું ટોળું એકઠું થયું હતું. તે દરવાજાથી થોડેક કદમ દુર એક મોટું લાકડાનું કામચલાઉ આરકું ઉભું કરી તેને તરેહવાર રંગબેરંગી ફુલોના ભરેલા લીલા કંજર વેલથી ખુબ તરેહ સીંગારી લેવામાં આવ્યું હતું. અને તેની ઉપર મોટા કાકરડા જેવા અક્ષરે 'Welcome to Ridge Court' એટલે 'રીડજ કૉર્ટમાં ભલે

પધારો”નો આવકાર આપનારો લેખ મારવામાં આવ્યો હતો, અને તે આરકાંની બાજુમાંજ તે ગામનું વખણાયલું બેન્ડ ‘ક્યારે-ગાડી-નજર-પડે-કે-અમે-ભેંકડા-તાણીએ’ના તોરથી તૈયાર ટટણખાર થઈને ઉભું હતું.

મોટા લોખંડના દરવાજામાં દાખલ થતાંજ એક મોટો ઢળાવદાર પોહોળો રસ્તો આવતો હતો જે વાટે તે ધનાઢય મહેલમાં જવાતું હતું, જ્યાંના વિશાળ ઓટલાપર સારાં સોજાં કપડાંમાં સજ થઇ તે રીડજ કૉર્ટ મહેલનાં નોકર નફરો ઉભાં હતાં, જેઓમાં ત્યાંનો હેડ બતલર—જે હમેશાં એવા માતબરોના મહેલોમાં ઘણો મોટો અને અગત્યનો દરજ્જો ભોગવે છે તે—સીડીપર પોતાની આંખોને નમતા સુરજનાં કીરણથી બચાવવા કપાલપર પોતાના જમણા હાથની હથેલી આડી કરી દુર નજર તાણતો ઉભેલો દેખાતો હતો, જ્યારે સીડીની નીચે બેઉ બાજુએ ગોઠવી મુકેલા પથ્થરના સીંહોની આગળ અડધીક દજન કોચમેનો અને ઘોડાવાળાઓ કમરે બાંધેલા પટામાં હાથ ખોસી દરવાજા તરફ જોતા ઉભા હતા.

જે રીતની ત્યાં સામાન્ય ધામધુમ હતી અને ધધુણર મચી રહી હતી તે ઉપરથી કોઇ એમજ સમજે કે ત્યાં કમમાં કમ કોઇ શહેનશાહબાનુ આવી પુગ્યાની રાહ જોવાતી હશે, પણ જો ખરૂં પુછો તો તેઓ જેનાં આવી પુગવાની એમ કાગને ડોળે રાહ જોતાં ઉભાં હતાં તે માત્ર વિસેક નાતાલ જોઇ વળેલી એક જવાન છોકરી હતી, જે તે રીડજ કોર્ટ અને તેને લગતી વિશાલ જાગીર જમીન અને વર્ષોથી એકઠી થતી આવેલી ગંજાવર દોલતનો કબજો લેવા ત્યાં આવતી હતી.

એમ પાંચ મીનીટ પસાર થઇ, દશ થઇ, તો પણ સ્ટેશનપરથી આવતી ગાડી દેખાઇજ નહીં, એટલે તે બતલરે ડસ્સામાંજ પોતાનું ઘડીયાલ—જેને તેનાં કદપરથી રાંધણીમાંના કોઇ ચવિત્રા ઠુકતાએ પુડીંગ ભુંજવાના તંદુરની ઉપમા આપી હતી તે—કાઢયું અને તેમાં જોઇ ‘સીરીયાઉસ’ ડાચું કરીને બડબડયો—

“ટ્રેન લેટ થઇ હોવી જોઇયે.”

“યા તો એ છોકરીએ ટ્રેન ‘મીસ’ બી કીધી હોય!” એક ઘોડાવાલો બોલ્યો.

જેવો તે બોલ્યો કે તેને તે બટલર જેનું નામ મી૦ સોમ્સ હતું તેણે ખાધો.

“તે છોકરી? તે છોકરી એટલે શું? તે છોકરી કોઇ રે? નામ દઇને બોલતાં મોંઢું ભાંગી જાયછ કે? ખબરદાર! યાદ રાખજે કે બાઇ સાહેબનું નામ મીસ રીડજ કૉર્ટ છે.”

તોપના આ ગોળાથી તે બોલનાર ઘોડાવાળો બાપડો ગભરાઇજ ગયો અને ઝટ પોતાની ચીમની પૉટ હૅટને હાથ લગાડી તેણે તે ‘મોટાં’ માણસની દરગુજર ચાહી.

“નહીં છોકરા, મીસ રીડજ કૉર્ટ ટ્રેન ‘મીસ’ કરે એમ હું માનતો નથી. રીડજ કૉર્ટવાળાંઓએ એવી બેદરકારી કોઇ દહાડે બતાવીજ નથી, અને જો મીસ રીડજ કૉર્ટને સ્ટેશનપર આવતાં લેટજ થયું હોય તો તેવણ માટે ટ્રેન ખોટી થઇજ હોસે.”

"જી, હા." એટલુંજ બોલી તે બીચારા ઘોડાવાલાએ ટુંકમાંજ પતાવ્યું, અને તે જ્યાં ઉભો હતો ત્યાંથી હઠીને જરા દુર જઈને ઉભો, કેમકે, આટલું બોલવામાંજ મી૦ સોમ્સ એટલો ઉશ્કેરાઇ ગયો હતો કે રખેને ડાબા હાથની એકુ અછાતથી તે બીચારાની ડોક ફરી જાય એમ તે ઘોડાવાળો બીધો હોય તો તેમાં કશું ખોટું ન હતું.

પણ નહીં. મી૦ સોમ્સે કહ્યું તેમ મીસ રીડજ કૉર્ટે ત્રેન 'મીસ' તો નહીંજ કીધી હતી; કેમકે આ નાની ટપાટપી ચાલતી હતી તેજ વખતે મીસ રીડજ કૉર્ટને માટે ગયલી જોડીની ફાંકડી ગાડી તેવણને લઇને ત્યાંનાં સ્ટેશન યાર્ડમાંથી બાહાર નીકળતી હતી, અને દુરથી 'હુરેરેરે'ના પોકારો ત્યાં ઉભેલાંઓને કાને આવતાંજ પેલા બેન્ડવાળાઓએ પોતાનાં ભેંભુડાં મોંહમાં ખોસ્યાં અને તે ફુંકવાની તૈયારીમાં ઉભા.

તે ગાડીમાં ત્રણ જન—એક બુઢાં ડોસાં અને બે જવાન છોકરીઓ—બેઠેલાં હતાં. તે જવાન છોકરીઓમાંની એક, મીસ રીડજ કૉર્ટની સહી હતી, જે હાલ તેણીની સાથે રહેવા અને વસવા આવતી હતી. તે બ્લુ આંખ્યો અને રેશમ જેવા નરમ અને સણુના જેવા રંગના વાળોવાળી ગોરી ઘટમારી છોકરી હતી. તેણીના હોઠો પટલા અને આંખ્યો ઝીણી હોવાને લીધે તેણીનો ચેહેરો ખુબસુરત તરીકે દીપી નીકળતો ન હતો, અને તેણીને જોનાર એક તડાકે કહી શકે કે તેણીની આંખ્યોમાં કારસ્તાન ભરેલું હતું. તે ઠાવકી અને ખંધી દીસ્તી હતી. તેણીની જોડમાં બેઠેલી છોકરી તે પોતે મીસ રીડજ કૉર્ટ હતી.

મીસ રીડજ કૉર્ટનું વર્ણન? પીસતાલીસ વર્ષની આ અઢાર વયની કલમે ઘણુંક લખ્યું હશે, કંઇક ખુબસુરતીઓ ચીતારી હશે, પણ આજે ખાલેસ દીલનો એકરાર કરવાને તે જરાબી શરમાતી કે અચકાતી નથી કે એ જવાન બાળાની જે અનુપમ ખુબસુરતી ત્યાં ઉભેલાંઓની નજરે પડી તેનું પુરેપુરું વર્ણન કરવાને તે કલમ બીચારી અશક્ત છે. તેને એક દીલકશ ગુલાબનો ગોટો કહો તો તેબી બરહક્ક છે. તેને મીઠાશ બક્ષનાર મોબતી માલણ કહો તો તેબી દરોબસ્ત છે. તે ખવાસની નરમ, મીજાસની સાલેસ, અને ખાસ્યતની મનપસંદ હતી. તે મીઠાસ બક્ષનાર મનમોહન નાજનીનની પેશાંનો લંબાચી ગોળ, અને તેણીનું અંગ સીધું, સરૂનાં ઝાડ જેવું ઉચું, પટલુ અને એક પુટડી હીંદવાણીના જેવું ચપળ હતું. તેણીના બન્ને ગાલો ઉપર ગુલાબી રંગની ગોયા રજાલ પંથરાઇ હતી. તે પરીન પયકરનાં માથાંના વાળ ચળકતા સોનેરી રંગના હતા, જે તેની સાફ સફાઇદાર અને સુંવાળી ગરદન પરથી નીચે ઉતરી તેની છેક કમર સુધી પોહોંચ્યા હતા. ટુંકમાં તે એક કમળની ખીલતી પણ સુંદર અને નાજુક કળી જેવીજ હતી. તેણીની આંખો કંઇક ભુરી હતી અને તેનાં પાંપણ ઉંડા ઘઉં વરણના રંગનો સીંગાર લઇ બેઠાં હતાં, અને તેનીથી જરાક ઉંચે તેણીનાં ભવાંની કાળી ઝીણી લીટી તેણીના આખા ચેહેરાને સંપુર્ણ બનાવી તેમાં કાંઇ ઓરજ મીઠાસ ઉમેરી રહી હતી. તેણીના દુધીયા રંગના દાંત કાચાં અનારના દાણાની મીસાલે તેણીનાં સુખની મોહક સંદુકમાં ગોઠવાઇ રહ્યા હતા, અને તેણીના ચેહેરાની એ બધી અપાર ખુબસુરતીની હદ તેણીની ગોળ ચપટી હડપચીમાં આવીને અટકી હતી. એમજ સમજી લેવાની કે ગોયા એ નાજનીનને કુદરતે પોતાની

ગમત અને પોતાનો શોખ પુરો પાડવાને માટેજ કકડે કકડે જેમ પોતાને ફુરસદ મળતી ગઇ તેમ માહા મુશ્કેલીએ ધીરે ધીરે બનાવી હતી. એવી એ લુસી રીડજ કૉર્ટ હતી.

પેલાં જઈફ ડોસાં—મીસીસ ડોસન—મું'વાં જાણે આખે તન બદને અકડી ગયાં હોય તેમ સીધાં ટટાર હસ્તે ચ્હેરે ગાડીમાં ગોઠવાયલાં હતાં. પેલી મીસ મેરી વરનર તેઓની ગાડીને મળતો ઉત્સાહભરેલો આવકાર હસ્તે ચ્હેરે જોતી બેઠી હતી, જયારે લુસી રીડજ કૉર્ટ ઘણી ગંભીર અદાથી, જાણે ઉંઘમાં કાંઇ ખાબ જોતી હોય તેમ પોતાની સીટની પાછળી પીઠને અઢેલીને બેઠી હતી.

જેવી તેઓની ગાડી રસ્તામાં ઉભા કીધેલાં એક આરકાંમાંથી પસાર થઈ કે એક બોલ્યો—

" બાપરે ! કેટલી ખુબસુરત ! પણ જરા મીજાસી લાગેછ. "

" મીજાસી ? " તેને બીજાએ જવાબ આપ્યો " બધાંજ 'રીડજ કૉર્ટવાળાંઓ' મીજાસી હતાં પણ તેઓના મીજાસમાં હંમેશ મીઠાસ રહેતો આયોછ. "

હવે તે ગાડી પેલા દરવાજા આગળનાં આરકાં આગળ આવી અને લોક અત્યાર સુધી જે ગુચ્છલાંમાં આમ તેમ આડું તીડું ઉભું હતું તે એક પલટણની માફક હારે કટાર ગોઠવાઇ ગયું અને કોઇકોએ પોતાની ટોપીઓ, તો કોઇકોએ પોતાના રૂમાલો હવામાં ઉંચે હીલવી ખુશાલીના પોકારો કીધા. જેવો એ ઉત્સાહ મીસ રીડજ કૉર્ટને કાને પડયો કે તેણી પોતાની સીટપર ખડી થઇને બેઠી અને મોંહ હસ્તું રાખી ડોક હીલવી તેણીએ તે બધાંઓનો જવાબ કર્યો.

મીસ વરનર ઘડીમાં આય બાજુ અને ઘડીમાં પેલી બાજુએ પોતાની ચબરાક ચળકતી ચશમ ફેરવતી બધે જોતી બેઠી, પછી પોતાની તે ચશમ મીસ રીડજ કૉર્ટ તરફ ટીકેલી રાખી તે બોલી—

"મારી વ્હાલી લુસી ! તું કેટલી ઠંડી ને બેદરકાર ?"

"ઠંડી ?" પોતાની કમ્પેનીયન તરફ જોઇ મીસ લુસી બોલી.

"હા, ઠંડી, જાણે બરફ ! ને આય હું જોની! કેવી ઉલટમાં આવી ગેઇછ ? મીસીસ ડોસન પર બી જોની કેવી અસર થઇછ તે !"

"ખરેખર" મીસીસ ડોસને ટાહુકો પુર્યો "આ બધો દેખાવ જોઇને હૈયું તો જાણે ભરાઈ આવેછ."

"ને લુસી તું એવો દેખાવ કરીને બેઠીછ કે જાણે તારી જીંદગીમાં એવા બનાવો જોવાની તુંને આદતજ હોય!"

"ત્યારે, તમે લોકો મને કહો હું શું કરૂં ? ગાડીમાં ઉભી થઇને નાચું ?"

"અમે તુંને નાચવા કયાં કહેછ ? પણ જરા તારા ચ્હેરાપર ખુશાલીની લાગણી તો દેખાડ!"

" હું જો એક છોકરોજ હોતે તો ગાડીમાં ઉભો થઇ, ટોપી ઉતારી બધાને 'બાઉ' કરતે પણ હું છોકરો નથીની ! "

" ગમે તેવું કોઇ ગરીબ ને કંગાળ હોય તેબી જરા લાગણી દેખાડવાને ચુકે નહીં, ને તું તો જાણે એક શહેનશાહબાનુ હોય તેમ અહીં બેસી રહીછ. કોણ ધારે કે આજે અઠવાડયાંની વાત ઉપર તું ફ્રાન્સની એક સ્કુલમાં અડધી ભુખી ઠોકાતી એક છોકરી હતી!"

" કાંય, એમ તુચ્છકારથી કાંય બોલેછ? આપણને તો પેટ ભરતું ખાધાનું મળતું હતું."

" તે હોસે, પણ જરા બિચાર તો કર કે કાલે જે એક સ્કુલમાં શીખતી છોકરી હતી તે આજે આય બધાંની રાજ કરતી માલેક થઇછ. તું એક રીડજ કૉર્ટજ છે તેની જો કાંઇ વધુ પુરવારીની ગરજ હોતે તો તારી આજની આય ગંભીર અદા અને ઠઠેરાથી તે મળી આવતે."

" તું ભુલી જાયછ, મેરી ! કે આય બધો ઉત્સાહ રીડજ કૉર્ટના વારેસને માટે છે, મારે પોતાને માટે નથી, હું જે હમણાં છેઉં તેને બદલે ખખરીખખરી ગયેલી એક ડોસી બી હતે તો તેઓનો આજનો ઉત્સાહ આય ઉત્સાહ કરતાં કોઇ રીતે કમતર નહીં રહેતે."

" પણ રીડજ કૉર્ટની માલેક તો તુંજ છે કેની? ને તેથી આય બધી ધધુખર તારેજ માટે કહેવાય, ને તે છતાં તું જાણે કશાંમાં હોય નહીં તેમ ઘુંઘસ જેવી બેસેછ, ને—આ એ શું ? "

તે પેલાં બેન્ડનો અવાજ હતો.

લુસી હસી અને બોલી—

" એ અવાજ બતાવેછ કે આપણે ઘેરની છેક નજીક આવી લાગાંછ."

મેરીએ તે તરફ બહાર ડોકાવીને જોયું અને તેણીની નજર રીડજ કૉર્ટની ડાબી બાજુએ ઝાડોની ગીચ ઘટાએ ઢંકાયેલાં એક મોટાં મકાન ઉપર પડી.

" એ આય કયું મકાન ! એ મર્લ હોલ હોસે લુસી, જો ! "

લુસીએ તે તરફ જોયું

" હા, એજ માસ્કવીસ મર્લનો મેહેલ હોસે " મીસ વરનરે બોલવું ચાલુ રાખ્યું, "એ તારો સૌથી નજીકનો પડોસી થાય, લુસી, ને આય ગામમાં તારા કરતાં અગત્યમાં બીજો દરજ્જો ભોગવતો એ હોસે. મજેહનું ફાંકડું મકાન છે ! "

પછી થોડીક વારે તે પાછું બોલી—

" તુંને આવકાર આપવા એ મારકવીસ બી અંહીં આયો હોસે કે? તે બીચારો ગજવે ગરીબ છે, એટલે નમાનો તો હોસેજ."

"એ બધું તેં કેમ જાણ્યું ?" લુસીએ તેણી તરફ જોઇને પુછ્યું.

"વકીલ મી૦ હેડે મને કહ્યું—ને તેવણ તુંનેબી કહેતે પણ તારૂં ધકજ કયાં તે વખતે ઠેકાણે હતું ? હું તો બા બધું ચીપીચીપીને પુછું. "

અને ત્યાં ઉભેલાં બધાંઓ એ કોરસમાં સામેલ થયાં, એટલે, લુસીએ ને બધાંઓ તરફ નજર ફેરવી બોલી—

"હું તમારો ઘણો ઘણો ઉપકાર માનું છ ને હું ઉમેદ રાખું છ કે આપણે બધાં સલાહ સંપજથી સાથે રહીશું. એક વાર ફરીથી તમારો હું ઉપકાર માનું છ."

તે જવાબ ટુંકો ને ટચ હતો, પણ તે જવાબ દેનારનો અવાજ એટલો તો મીઠો અને એવો તો મધુર હતો કે તે ત્યાં ઉભેલાં બધાંઓનાં હૈયાંનાં ઉંડાણમાં પહોંચી ગયો અને તેઓ ઉલટમાં આવી જઇ તે ગાડીની આસપાસ ફરી વળ્યાં, અને ત્યાં એ ત્રણેને માટે ખોટી થતાં લાગતાંવળગતાંઓને ફીકર પડી કે આખી રાત એમ ગાડી ત્યાંજ ઉભી રહેશે કે કેમ? અને કદાચ તેટલાં ઘોડાઓએ તે સામટા અવાજેથી ચમકી તે બધાંઓનાં દીલમાં કચડાઇને ભચડાઈ મરવાની દેહેશત ન બેસાડી હતે તો, આખી રાત તો નહીં, પણ કોણ જાણે કયાં સુધી તે ગાડીને એમને એમ ખોટી થવું પડતે તે કહી શકાતું નથી.

તે ઘોડાઓ એવા ચમકયા કે તે ટોળાંને ફરજયાત દાંયણાંય થઇ જવું પડયું અને ગાડીએ આગળ ચાલવા માંડયું.

"વાહ! અંહીનાં કોઇ પેપરને માટે આ બનાવને લગતી કેવી ફક્કડ આર્ટીકલ લખી શકાય" મેરી વરનર બોલી "રીડજ કૉર્ટની વારેસનું હાં આવી પુગવું—લોકનો ભારે ઉત્સાહભર્યો આવકાર—રીડજ કૉર્ટની જાગીરનાં ભાડુતોની પીંદાગીરી—લોકોનાં ટોળાંએ ગાડી ઘેરી લીધી—રસ્તાઓ ઉપર ફુલનો છંટકાવ—મીસ રીડજ કૉર્ટનું છટાદાર ભાષણ—વિગેરે—વિગેરે."

"મેરી, તુંને નાટક કરવા મુકી હોય તો હું નહીં ધારતી કે તું જમવાનુંબી માંગે," લુસી હસીને બોલી.

"ખરેખર? નાટકની તો મારામાં કુદરતી બક્ષેસ છે."

"મીસ વરનર, તું હવે પટપટ છોડ ને જરા સુલુક રાખ, પછી વળી તું કહેશે કે—"

"અરે મુગાં રેહોરે, આપણે સીડી આગળ આવી પુગ્યાં" મેરી મીસીસ ડોસનને મુગાં રાખતી બોલી "એ આય સીડીની પગથી ઉપર કોણ છે, લુસી! પેલા તો મી૦ હેડ વકીલ અને પેલો બતલર છે કે કોઇ બીશપ સાહેબ છે? ને પેલો, ઓ, લુસી મારી ખાતરી છે કે તે મારકવીસ ઓફ મર્લ હોસે."

બટલર મી૦ સોમ્સ બે ગૃહસ્થો વચ્ચે ઉભેલો હતો. તે બે ગૃહસ્થોમાંનો એક જે• અધોર વયનો, ગોળ ચ્હેરાનો અને જરા જરા સફેદ થવા આવેલા વાળનો હતો, તે મી૦ હેડ સોલીસીટર, અને બીજો જે જવાન વયનો પતલો, ઉંચો કાળી ભ્રમર જેવી આંખોવાળો, ફિક્કા ચ્હેરાનો હતો તે મારકવીસ ઓફ મર્લ હતો. કોઇનો દરજ્જો તેના ચ્હેરાપરથી માલમ પડી આવે છે, તેમ મારકવીસના બાબમાં ન હતું. એટલે એમ કે તેને જોતાંજ કોઇ એમ ન જાણે કે ઇંગ્લાંડનો બીજી પંક્તીનો તે એક માન પામેલો ઉમરાવ હતો. ઉલટું તેના દેખાવમાં કાંઇક એવું હતું કે જોનારને તે ચ્હેરો કાંઇ ઝાઝો ગમેજ નહીં અને

તે ચ્હેરો ધરાવનારને માટે તેને માન કશુંજ બરપા થાય નહીં. ગમે તેમ હોય, પણ લુસીની નજર તે ચ્હેરાપર પડી અને તેને તે ચ્હેરો ગમ્યોજ નહીં.

પેલી ગડબડમાંથી છુટી ઘોડાઓ એવા જોશથી ત્યાં દોડી આવ્યા કે પેલા સીડીની આગળ વાટ જોતા ઉભેલા ઘોડાવાલાઓ ગભરાઈને તે આવતી ગાડી આગળ દોડી પહોંચ્યા અને ઘોડાઓની ડોકને પોતાને કબજે લઇ લીધી અને તેઓને ધીમા પાડી કદમ કદમ ચલાવી તે સીડીની આગળ લઇ આવવામાં ગાડીપર બેઠેલા કોચમેનોને તેઓએ ઠીક મદદ આપી.

બટલર દોર બાંધ્યો સીડી ઉતરી પડયો અને તેણે ઝટ દઇને ગાડીનું બારણું ઉઘાડયું, અને પેલા વકીલ સાહેબ હાથમાં ટોપી લઇ તે ગાડી આગળ આવ્યા, અને તે બાનુઓને તેવણે પોતાનો હાથ આપી તેમાંથી ઉતારી.

"ભલે પધાર્યાં મીસ રીડજ કોર્ટ" તે લુસીને બોલ્યો.

લુસી લાલ સૂર્ખ ચ્હેરે ત્યાં ઉભી રહી, અને જેવી તેણીએ પોતાની બે સહીઓ ભેગી સીડી ચઢવાની શરૂ કરી કે લોર્ડ મર્લ ટોપી ઉતારી તેઓને નમ્યો.

"અતરે તમને આવકાર આપવાને મને રજા આપશો, મીસ રીડજ કોર્ટ" તે બોલ્યો, "તમારા સૌથી નજીકના પાડોશી દાખલ તમને આજે મળતા આય આવકારમાં મારી સામેલગીરી આપવાની મેં છુટ લીધી છે." તેનો અવાજ જો કે ધીમો હતો તોપણ બેસુરો હતો અને જાણે દરેક બોલ ગોખી ગોખીને તે બોલતો હોય તેમ લાગતું હતું: "તમે લાંબી અને કંટાળાભરેલી મુસાફરીથી થાકી ગયાં હોસો."

"મુસાફરી લાંબી હતી ખરી, પણ હું કાંઇ થાકી ગેઇ નથી. લોર્ડ મર્લ, આય એવણ મીસીસ ડોસન અને એવણ મીસ મેરી વરનર."

લોર્ડ મર્લ તે બેઉને નમ્યો; બાદ, તેની નજર મીસ મેરી ઉપર ઠરી રહી, પણ તે માત્ર એકજ પલ અને બીજી પલે તેણે ત્યાંથી તે ખસાડી નાંખી લુસી ઉપર ટીકેલી રાખી.

વળી પાછા ત્યાં બાહાર પુકારો થયા અને લુસી તેઓ તરફ ફરી, અને હસ્તે ચ્હેરે નમન કરી અંદર ડ્રોઈંગ રૂમમાં દાખલ થઇ.

તુરતજ લોર્ડ મર્લે એક ખુરશી તેની જગ્યાએથી ખેંચી કાઢી લુસીને બેસવા માટે ગોઠવી.

"તમને આવકાર દેવામાં સૌથી પ્હેલો ગણાવવાની હું ફરજ સમજતો'તો, મીસ રીડજ કોર્ટ, અને મેં તે ફરજ હવે અદા કીધી છે,. એટલે હું રૂખસદ ચાહીશ." લોર્ડ મર્લ બોલ્યો, "તમેણી હવે આસાયશ લેવો. તમને કાંઇબી જરૂરી કામ પડે તો હું તમારો નજીકનો પાડોશી છેઉં એમ યાદ રાખવાની મહેરબાની કરજો. મને જયારે બોલાવશો ત્યારે હું તમારી ખીદમતમાં હાજર થવસ."

"તમારો હું ઉપકાર માનુંછ, લોર્ડ મર્લ" લુસી બોલી.

"સાહેબજી, બાનુંઓ" તે બીજાંઓને નમીને ત્યાંથી નીકળી ચાલ્યો.

"તેં તેને જમવા કાંય નહીં થોભાવ્યો, લુસી ?" મેરીએ કાનમાં ફુંક મારી.

"હું થાકી ગેઇછ, મેરી" લુસી બોલી.

મીસીસ ડાસન હોલમાં ગેઇ અને એક 'મેડ'ને લઇને તે બે જ્યાં બેઠાં હતાં ત્યાંઆવી.

"આય તમારી દાસી છે, મીસ રીડજ કૉર્ટ" તેવણ બોલ્યાં, "એ તમુને તમારા ઓરડાઓ બતાવશે."

લુસી હવે ઉઠી અને તે દાસીની સાથે ચાલતી થઇ. તે મેહેલ કેટલો ગંજાવર હતો તેનો ખ્યાલ કરવાને હાલ તેણીને કશો વખત મળ્યો હતોજ નહીં.

તે દાસી તેણીને તેણી માટે તૈયાર કીધેલા ઓરડાઓમાં લઇ આવી, જે એવા તો આરાસતે કીધેલા હતા કે મેરી વરનર જે તે બેઉની પાછળ પાછળ ચાલી આવી હતી તેનીથી અજાયબીની એક ચીસ પાડયા વગર રહેવાયું નહીં.

"લુસી, અહીં તો અલાઉદીનનો મેહેલ નજર આવેછ" તે બોલી "હું તે આખો ફરીને ક્યારે જોવસ ? પણ હમણાં નહી, તું થાકીને લુસ થઇ ગેઇછ, એટલે હું હાલ તુરત મારા ઓરડામાંજ સંતોષ પકડસ. કાંઇ જોઇયેછ ? કાંઇ મારી જરૂર—પણ, આહ ! હું બી શું બકુંછ, જયારે તારી મરજીને તાબે થવાને ને તારો પડયો બોલ ઉંચકી લેવાને અહીં કુડીબંધ નોકર નફરો હાજર છે."

"ને છતાં મને કાંઇ જોઇએછ ખરૂં" લુસી બોલી.

"તે શું ? ઝટ બોલની આય દેતી કે હું—"

"મને જોઇયેછ આસાયશ, ને-ને-આય—બધુંજ ખરૂં છે—ખ્યાલ નથી એ મારાં મગજમાં ઠસાવવાની મને ઘણી જરૂર છે, તેથી એકાંત—"

"આહ ! હવે સમજી—એટલે એમ કે મીસ મેરી વરનર તમે અહીંથી પટો—લે હું ચાલી, સાહેબજી."

પેલી દાસીએ ઝટપટ બેગ્સ અને ટ્રંકો ખોલી નાંખી, અને બધાં કપડાં ઝપાટામાં તેઓ માટે તૈયાર રાખેલી કબાટો અને ખાણાંમાં ગોઠવી નાંખ્યાં, જે સઘળું લુસીએ ઘણા મોટા સંતોષ વચ્ચે જોયા કીધું.

જેવી તે છોડી તે કામ પુરૂં કરી રહી કે તેણીનેબી લુસીએ ત્યાંથી જવા દીધી.

"તું જા હવે, છોકરી ! હું જરા અબોટાઉંછ, પણ તારૂં નામ શું ?"

"સુસી—સુસી બોન્ડ."

"નામ મજેહતું છે—જા, મને કાંઇ જોઇશે તો ચંગ મારીને તુંને બોલાવસ."

સુસીને આ હોકમ મળતાંજ તેણીએ તે ઓરડાની બારી આગળ મોટી આરામ ચેર ગોઠવી અને પડદા બરાબર કરી ત્યાંથી પગના અંગુઠા ઉપર નીકળી ચાલી. નોકરોવાળા ખંડમાં તે ગઇ અને તુરત ત્યાં રીપોર્ટ કીધો કે

" બાઇ, ઘણીજ નમાની, સાલેસ, ભોળી અને અતી ખુબસુરત છે."

---

## પ્રકરણ ૨ જું.

બારી આગળ સુસી જે પેલી કુશાદે આરામ ચેર ગોઠવી ગઇ હતી તેમાં લુસી રીડજ કૉર્ટ બેઠી અને નિરાંતે બાહારનો દેખાવ જોવા લાગી. તે ખરૂં પુછો તો બારી નહીં હતી. તે મોટું બે ભાગનું બારણુંજ હતું જેને અડધે ભાગે નકસીદાર કટેરા જડી લઇ તેને અડધું બંધ કરી દેવામાં આવ્યું હતું, એટલે તે બારીનીજ ગરજ સારતું હતું; માત્ર ફરક એટલોજ કે બારીને નીચલે અડધે ભાગે દીવાલ હોય છે, યા તો કટેરા હોય છે અને ઉપરની બારી જુદી અને નીચેની જુદી હોય છે, જેથી તેનો જે ગમે તે ભાગ—ઉપલો યા નીચો બંધ રાખી બીજો ઉઘાડો રાખવામાં આવે છે, યા તો બન્ને બંધ રાખવામાં યા તો ઉઘાડા રાખવામાં આવે છે. હાં તેમ ન હતું, તે અમે કહ્યું તેમ અખંડ બારણુંજ હતું અને તે ખુલ્લા ભાગને બે કકડે વ્હેંચી નાખવામાં આવ્યો હતો અને નીચે કટેરા ભરી લઇ ઉપલો ખુલ્લોજ રાખવામાં આવ્યો હતો.

તે ત્યારે તે આરામ ચેરમાં નીરાંતે બેઠી અને હાલ જે તેણીના બાબમાં બન્યું હતું તે ઉપર તે વિચાર કરવા લાગી. તે જે તેણીનાં સંબંધમાં બનવા પામ્યું હતું તે એટલું અચંબા ભરેલું હતું કે તેણી જાણે તે બધું એક ખુશ સ્વપ્નાંમાં જોતી હોય તેમ તેણીને લાગ્યું. ખરેખર, મેરીએ તેણીને યાદ આપી હતી તેમ એક અઠવાડીયાંની વાત ઉપર તો તેણી સેંટ મેલોની બોરડીંગ સ્કુલમાં શીખતી માબાપ વગરની એક સાધારણ છોકરી હતી, જેણીને માટે, ત્યાંથી શીખીને નીકળ્યા બાદ એક ગવરનેસ યા ટીચર થવા ઉપરાંત પોતાની જીંદગીમાં કમાઇ ખાવાનો કશો વધારે ચાન્સ હતોજ નહીં.

તેણીનો એક કાકો હતો તેની તેણીને ખબર હતી. તે વળી રીડજ કૉર્ટનો માલેક હતો, એક મોટો જાગીરદાર હતો અને તેની પાસે બેશુમાર દોલત હતી એમબી તે જાણુતી હતી; પણ, ના તેણીએ તેને કોઇ દાહાડો નજરે જોયો હતો કે ના તેનાં આલીશાન મકાનમાં તેણીએ કોઇ દીન પગ મુકયો હતો, એટલે પોતાના કાકાને લગતું તે જેટલું જાણુતી હતી તે કેવળ નકામું હતું અને વગર અગત્યનું હતું. ત્યારે એમને એમ એકસાં ઢપે તેણી સ્કુલ લાઇફનો ગુજારો કરતી ચાલી અને એમને એમ વર્ષ પછી વર્ષ બી ગબડતાં ચાલ્યાં. તેણીની અપાર ખુબસુરતી અને તેણીની રીતભાતથી તે સ્કુલમાં વટીક તેણીની સાથે શીખતી છોકરીઓની અને શિક્ષકોની એક સરખી રીતે પ્રશંસા પામી હતી, અને તેણી પોતાની એ જીંદગી માટે સુખી અને શુકરગુજાર હતી. તેણી બધાંઓમાં લોક પ્રિય હતી તે છતાં તેણીનામાં કાંઇક એવું હતું કે જેથી તે બધાંઓથી અલગજ રહીને પોતાનો ત્યાં

નિર્વાહ કરતી હતી. તે કાંઇ એટલી ચાલાક, ચબરાક કે હુસ્યાર નહીં હતી, તેમ વળી તે મગરૂર કે મીજાસીણી નહીંજ હતી—તો જો કે રીડજ કૉર્ટવાળાંઓ પોતાની જે મોતેબર મગરૂરીને માટે નામીચાં થઇ ગયાં છે તે તેણીની રગેરગમાં દોડતી હતી—છતાં, તેણીના આખા દેખાવમાંજ કાંઇ એવું હતું કે જે તેણી અને બીજી બધીઓ વચ્ચે એક લીટી દોરી ઉભું હતું. તેણી કોહેલી કે કુંજરી તો હતીજ નહીં, તેમ વળી તે પટપટબોરી કે જરા જરામાં હસી પડે તેવીબી તે હતીજ નહીં. તે નમાની, સાલેસ અને ભેસરાઉ હતી, પણ તેમ વળી લ્હેકતી કે આંગળી આપતાં પ્હોંચો પકડે તેવીબી હતી નહીં.

ત્યારે, મેં ઉપર કહ્યું તેમ એમને એમ વર્ષો પસાર થતાં ગીયાં, અને એક હક્કબંધ ગુલકળી જેમ વખત જતે ખીલી પોતાના રોશન બાહારને ખીલવતી જાય તેમ તેણી વખત જતે ઉધરતી ઉછરતી ગઇ, અને તેટલાં એક સહવારે મી૰ હેડ સોલીસીટરે ત્યાં આવી તેણીને ખબર આપી હેબતાવી મારી કે રીડજ કૉર્ટવાળા મી૰ રીડજ કૉર્ટ ગુજર પામ્યા હતા અને તેવણ પોતાનું સર્વસ્વ તેણીનાં નામ પર કરી ગયા હતા!

હવે તેને બદલે આ બખર કોઇ બીજી છોકરીને કાને પડી હતે તો તે કેવીએક ખુશીમાં આવી જઇ ફુલી ફાલી જતે, પણ, મીસ મેરી વરનરે તેણીને ઉપર જણાવ્યું તેમ લુસીના બાબમાં તેવું કશુંજ બન્યું નહીં; અને જ્યારે એ ખુશ વધાઇ તે સ્કુલમાં બધે ફેલાઇ ગઇ અને તેણીને એ ખુશબખ્તી માટે મુબારકબાદી આપવા તેણીની આસપાસ બધાં એકઠાં મળ્યાં ત્યારેબી જેમ તેણીએ પેલા મી૰ સાઇમન વેલરનો તેનાં સ્પીચને માટે 'થેંકયુ' કરી ઉપકાર માન્યો હતો તેમ તેઓનેબી માત્ર એજ શબ્દોમાં તેણીએ હસીને ઉપકાર વાળ્યો એ સર્વની અજાયબી હતી.

મી૰ હેડ વકીલ તરીકે ઘણો પ્રમાણીક અને ઇનસાન તરીકે ઘણોજ માયાળુ હતો, અને તેથી તે પોતાની બધી કાયદાપુર્વક ફરજ બજાવ્યા વિના તે જંપીને બેઠોજ નહીં. પ્હેલે તો તેણે જોયું કે જે નવજવાન વારેસ ઉપર નસીબ દેવી ખડખડ હસી હતી તે દુન્યામાં વાએ જહાંન એકલી હતી; એટલે આવા મોટાં ધંધાર મકાનમાં તેનીથી એકલું તો રહેવા જવાયજ નહીં અને રહી શકાયજ નહીં. ત્યારે તેણે એક અધેર વયની 'કમ્પેન્યન' માટે જાહેર ખબર છપાવી અને મીસીસ ડાસનમાં પોતાનાં મનને સંતોષ આપતી એક કમ્પેન્યન તેણે શોધી કાઢી અને મેળવી. હવે તેણે વિચાર્યું કે લુસા આગળ લગભગ તેણીની ઉંમરની એક બોલકણી, ખુશ સ્વભાવની અને ભેસરાઉ 'કમ્પેન્યન'ની જરૂર હતી. અને તેવી કોઇ તે સ્કુલમાં હોય તો તે જોવા તેણે લુસીને અરજ કીધી.

નસીબ સંજોગે હતી—ત્યાં એવી એક છોકરી મીસ વરનર નામની—હતી, જેની સાથે લુસીને બીજી છોકરીઓ કરતાં વધુ સહીમીતાં હતાં. તે છોકરીબી તેણીની માફક માય બાપ વનાનીજ હતી. તેણીનો સ્વભાવ બધી રીતે લુસીના સ્વભાવથી ઉલટોજ તેવણે જોયો અને જેમ વિજલીના બાબમાં છે કે એકમેકથી ઉલટી ખાસ્યતની વિજલી એકમેક તરફ ખેંચાય છે, તેજ નિયમ તેવણે ઇનસાન જાતનેબી લાગુ પાડયો અને મીસ મેરીને તેથીજ તેવણે વધુ પસંદ કીધી.

"હા, મને કાંઇ અડચણ નથી" વકીલે પોતાનો વિચાર તેણીની આગળ જણાવતાં લુસી બોલી હતી "જો મીસ વરનર આવશે તો હું તેણીને લેવસ."

અને મીસ મેરી વરનર તો લુસીના મોંહમાંથી એ ઓફરનો થોડોક સનસારો સમજતાંજ કુદી પડી હતી.

એક અઠવાડયાંમાં તો બધી તૈયારીઓ સંપુર્ણ થઇ ચુકી અને આજે તેને પરિણામે લુસી રીડજ કૉર્ટ—તેણીની માલેકીનાં રીડજ કૉર્ટની બારીએ બાહાર બગીચામાં નિહાલતી બેઠી હતી.

તેણીને તે બધુંજ નવું નવું અને અજાયબીભરેલું લાગ્યું અને ત્યાં તેણીની સાથે જો કે મીસીસ ડૉસન ઉપરાંત તેણીની સ્કુલની સહી અને કુડીથી ગણાતાં નોકર નફરો હતાં છતાં તેણીનાં મનમાં ભય અને વસવસો પેદા થયો કે તેણીને ત્યાં નવરૂં અને એકાંત ઘણુંજ લાગવાનું.

હવે, તેણીને બદલે જો એક જવાન મર્દ તેણીની માફક ત્યાં આવ્યો હતે અને જો તેની લાગણી એ કીસમની હતે તો તે દરગુજર કરવાજોગ જો લેખાતે તો લુસીની કીસમની એક જવાન અબળા માટે તો તે છુટછાટ અકસર જરૂરની લેખાવી જોઇયે. તેણીને જોવાને બની આવ્યું હતું કે તેણીને ત્યાં આવેલી જોઇ બધાં ખુશી થયાં હતાં—તેણીની જાગીરમાં વસનારાં ભાડુતોએ તેણીને દીલોજાનીભર્યો આવકાર દીધો હતો અને નોકર નફરોએ તેણીની કદમબોસી કીધી હતી, અને તેણીના સૌથી નજીકનો પડોશી લોર્ડ મર્લ વટીક ત્યાં તેણીને આવકાર દેવા આવ્યો હતો, અને તે છતાં ગાડીમાંથી ઉતરી તેણીએ સીડીપર પગ મુકયો ત્યારથી તે હમણાં સુધી તેણીને જાણે જીંદગીમાં હજી કાંઇ ઓછાપણું હોય, હજી કાંઇ અધુરૂં હોય તેમ ખટકયા કીધું હતું, પણ તેવું તેણીને શું જોઇતું હતું, તેણીને તેણીની તે જીંદગી ચાહે તેવી સંપુર્ણ સુખદાયી બનાવવાને શાની જરૂર હતી તે તેણી વટીક સમજી સમજાવી શકી નહીં હતી.

થોડીક વારે તેણી તે બારી આગળથી ઉઠી અને એક ઘંટ, જે ત્યાં પાસેજ હતો તે વજાડયો.

"જે માંગું તે બધુંજ મારી પાસે છે" તે બડબડી, "અને તોબી એક બચ્ચું જેની પાસે દુન્યા વરણનાં રમકડાં હોય તોબી આસમાન પરનો ચાંદ લેવા છેડાય અને ગોધ્યારૂં કરે તેવી મારી હાલત છે. જો મારે બદલે આય જગે મેરી હતે તો, ઓ, તે કેવી સંતોષી અને સુખી હોતે! ને હું—પણ ત્યારે મને જોઇયેછ શું?" અને આ પોતાના વિચાર પર તે પોતેજ હસી.

પેલા ઘંટના જવાબમાં સુસી અંદર ઓરડામાં દોડી આવી અને જાણે તેણીને શા માટે હમણાં બોલાવવામાં આવી હતી તે તેણી ચેતી ગઇ હોય તેમ પોતાની જવાન બાઇના વાળ કરી તેણીને ડ્રેસ બદલવા મદદ કરવા પડી ગઇ.

તેટલાં 'ડીનર'નો મોટો ઘંટ થયો અને મેરી વરનરે લુસીનું બારણું ઠોકયું.

"ચાલની લુસી. જમવાનો ઘંટ થયો" તે અંદર આવી અને બોલી "તું તૈયાર થઇ બી કે? વાહ! આય મજલીનનો 'સુટ' તુંને કેવો મજેહનો શોભેછ! હું તો જાણું કે મારા આય સ્કર્ટ અને બ્લાઉઝમાં હુંજ દીપી રેહીછ, પણ તું તો—"

"મને મારી 'મેડ' એવી મળીછ કે મારો દેખાવ બધો તેનેજ આભારી છે એમ કહું તો ચાલે" લુસીએ હસીને જવાબ દીધો.

તેઓ બંન્ને નીચે હોલમાં ગયાં, જ્યાં મી૰ હેડ તેમની વાટ જોતા ઉભા હતા. લુસીને તેવણે હાથ આપ્યો અને તેણીને ડાઇનીંગ હોલમાં લઇ ગયો.

તે ઘણો મોટો હોલ હતો, અને પેહલી નજરે જોતાં તે હજારો મીનબતીઓના ઉજાસથી ઝળઝળ થઇ રહ્યો હતો, પણ તે મીનબતીઓ નહીં પણ મીનબતીઓનાં 'શેન્ડેલીયરો'માં વિજળીક બતીઓ ગોઠવી લેવામાં આવી હતી, જે એ પ્રમાણે ઝળઝળી રહી હતી. ત્યાંની ટેબલ અને ત્યાંની સાઇડ બોર્ડો વિગેરે ફરનીચર કોતરી કાઢેલાં ઓક લાકડાંનું અને ગ્લાસ કામ વિનીશ્યન કાચ અને કારીગરનું હતું. રીડજ કૉર્ટની વારેસની આજની આમદની ખુશબખ્તીમાં રીડજ કૉર્ટનાં નકકર સોનાં રૂપાંનાં જમવાનાં અને ખાણું સર્વ કરવાનાં વાસણો આજે ખાસ બાહાર કાઢવામાં આવ્યાં હતાં, જે ઉપલી બધી કીંમતી જણસોની સાથે મળી રીડજ કૉર્ટની મોતેબર મોટાઇની બુલંદી પુકારી રહ્યાં હતાં.

લુસી વળી પાછું સ્વપ્નું જોતી હોય તેમ બેઠી. જે બધું તેણીની નજરે પડયું તે તેણીનુંજ ખરેખર હતું કે કેમ તેના વિચારમાં તે સુંદર બાળા સરબસર ઉતરી ગઇ.

"લુસી" મેરી વરનર બોલી "આય સુધાં ત્રીજી વખત મી૰ હેડે તુંને બોલાવી પણ તારૂં તો ધકકજ નથી, જરા બે મીનીટ તો ધ્યાન ઠેકાણે રાખ!"

"ઓ, માફ કરજો હું મી૰ હેડ" લુસી ખરેખર જાણે ઉંઘમાંથી ઉઠી હોય તેમ ચોંકીને બોલી.

"કાંઇ નહીં, મીસ રીડજ કૉર્ટ, તમને હું ડીસટર્બ નહીં કરતે પણ આય મીસ વરનરનું કેહેવું એમ છે કે મારે તમુંને તમારા કુટુંબને લગતી તવારીખ કહી સંભળાવવી."

"નહીં, મી૰ હેડ મારૂં કહેવું એમ નથી. તમે જો તે તવારીખ કહેવા માંડશો તો અમુને બધાંને ઝુંકણુ આવશે. હું જરા જરા લચલચતી જબાને કહી સંભળાવું અને જ્યાં ભુલ કરૂં ત્યાં તમે મને સુધારવાની મેહેરબાની કરજો."

"હા, મીસ વરનર, મારા કરતાં તે તમે વધુ સારી રીતે કહી શકશો. ચલાવો ત્યારે."

"લુસી, અમે બધાં હમણાં લોર્ડ મર્લની વાત કરતાં હતાં. મેં તુંને કેહ્યું તેમ આય રીડજ કૉર્ટ એક વખત એ મર્લવાળાઓનું હતું."

"હા" લુસીએ હુંકારો પુર્યો.

"ત્યારે એમ માલમ પડેછ કે મરહુમ મારકવીસ તે આય હાલના મારકવીસના બાપ બેહિસ્તી પૈસો ખરચવાના બહુ શોખીન હતા અને એ કીસમનો શોખ ધરાવનાર બીજા બધાઓની માફક તેવણે પૈસો ખરચવા—કહો કે લુટાવવા માંડયો એટલે તેવણુને આય

રીડજ કોર્ટ તેમાંના સર્વસ્વ સાથે તમારા કાકાને આયદેહ વેચવો પડયો. એ કાંઇ નાનો જેવો ભોગ આપેલો કહેવાય? અને તેથીજ હાલના મારકવીસ સાહેબ કાંઇક કંટાળેલા અને કાયલી જેવા લાગેછ."

"પણ મને ખબર છે ત્યાં સુધી તો એવી મિલ્કતો ટ્રસ્ટમાં હોયછ એટલે વેચાય નહીં?" મીસીસ ડોસને મી૦ હેડ તરફ જોઇ સવાલ ઉઠાવ્યો.

"વડા દીકરાની સંમતીથી તે વેચી શકાય" મી૦ હેડે સમજ આપી, "અને મરહુમ મારકવીસને બી તે બધું વેચવા અગાઉ તેમના વડા દીકરાની સંમતી લેવી પડી હતી અને જો નહીં વેચતે તો સદંતર તેઓનો નાશ થાય તેમ હોવાથી તેણે તે તુરત આપી. જે તેઓને તે વેચાણમાંથી મળ્યું તેમાંથી થોડુંક તેઓએ રાખી આય 'હોલ' જેમાં હાલ મારકવીસ રહેછ તે તેઓએ ખરીદયો."

"ત્યારે, એ હાલનો મારકવીસ પોતાના બાપનો એકજ દીકરો કે?"

"હા, મી૦ હેડ, એમાં કાંઇક ભેદ જેવું અમુને લાગેછ, વાસ્તે જરા માંડીને એ વાત અમુને કહો" મીસ વરનરે વકીલને વિણવ્યો.

તે વકીલે લુસી તરફ જોયું.

"હવે ચાલો, મી૦ હેડને તેવણના વાઇનની મજાહ ચાખતાં હાલ તુરત ડીસ્ટર્બ ના કરો" મીસીસ ડોસન વચ્ચે બોલ્યાં અને તે ત્રણે બાનુઓ ડ્રોઇંગ રૂમમાં આવીને બેઠી.

મેરી વરનર પ્યાના આગળ દોડી ગઇ અને બેસવા અગાઉ લુસી તરફ ફરી તેણે પુછયું:—

"લુસી હું એકુ બે પીસ વજાડું કે?"

"હા, એમાં પુછેછ શાનું? પણ જો વરી એવું ના કરતી કે મીસીસ ડોસન કંટાળીને ઉઠી જાય."

"ને તું? અહી બેસેછ કેની?"

"નહીં, હું તો જરા વરંડામાં ફરૂંછ. ત્યાંથી તું વજાડશે તે હું સાંભળસ."

મેરી વરનરે એક ઓપેરા ઓવરચર શુરૂ કીધો જે સાંભળતી લુસી બે ચાર મીનીટ ત્યાં થોભી અને પછી ત્યાંથી તે વરંડામાં બાહાર નીકળી, અને એક ખુણે આવીને ઉભી. હજી તો તે ત્યાં ઠરીઠામ થઇ આસપાસ નજર ફેરવેછ, તેટલામાં તેણીની નજર સામે બાગમાં એક ઝાડનાં થડને અઢીંગી નીચે જમીન પર બેઠેલા એક જવાનપર પડી અને તે ચોંકી.

પહેલે તો તેણીને લાગ્યું કે તે એકાદ બાગબાન હશે, પણ તેણીની નજર તેણે પેહેરેલા કપડા પર પડતાં તેણીએ જોયું કે તે કોઇ નોકર જેવો નહીં લાગતો હતો; તેમ વળી કોઇ રહેલાણી ગૃહસ્થ આસામી જેવો પણ તેનો ડ્રેસ નહીં હતો. ત્યારે લુસીએ ધાર્યું કે તે કોઇ તેણીની જાગીર ઉપર દેખરેખ રાખનારો 'ગેમ કીપર' હશે. વળી, તેની આગળ એક કુતરો અરડાઇને પડયો હોવાથી તેણીએ પોતાનું તે અનુમાન નક્કીજ માર્યું.

તે જવાન જાણુતો હશે કે ત્યાં તેને જોનાર કે તેને કહેનાર પુછનાર કોઈ ન હતું, એટલે બાપ લાખ ચાલીસનાની માફક મજેહથી લાંબા ટાંટયા કરી, પગ પર પગ ચડાવી તે બેઠો—કહો કે તે અબેટાયલો—હતો, અને તે તેણીને લગતો કોઇ નોકર હતો કે નહીં તે બાબેનો વસવસો હજીબી લુસીનાં મનમાં હતે તો તેનું હાલનું પોઝીશનજ તેણીનો તે વસવસો દુર કરવાને બસ હતું.

લુસીએ તેની તરફ ધારી ધારીને જોયું અને તેને એ રીતે કોઇ જોયછ એવી તેને જાણે બશારત થઈ હોય તેમ તેણે પોતાની ડોક ઉંચકી પણ તેણીની ઉપર તેની નજર પડી નહીં, પણ લુસી હવે તેનો ચ્હેરો બરાબર જોઇ શકી અને તેણી ફઘાઇને તે ચ્હેરો જોતી સ્તબ્ધ ઉભી રહી, કેમકે તેણીની નજરે પડેલો તે ચ્હેરો કુદરતી રચનાનો એવો સીંગાર પામેલો હતો કે તેણીએ તેને કોઇ નામીચા ચીતારા અથવા ઉસ્તાદ પુતલાં કોતરનારના અભ્યાસને લાયકનો ધાર્યો. તેનો દેખાવ મોભાદાર અને દિલપઝીર હતો અને તેની કાળી ભ્રમર આંખ્યો અને પટલા હોઠથી તે ઓરજ દીપી રહ્યો હતો.

લુસીને તે ચ્હેરો ઘણોજ—ઘણોજ ખુબસુરત લાગ્યો. તેણીએ તેની ગ્રીક જેવી પે-શાની ઉપર મનની ભલાઇ અને ઇજ્જતની આબાદ નીશાની જોઇ લીધી. તેને એમ નિહા-ળીને જોતાંજ લુસીની છાતી ધડક ધડક થવા લાગી. શા સબબસર તે તેણી પોતેજ સમજી શકી નહીં, અને તેની આગળ કોઇની હાજરીનું જે વખતે તે જવાનને જરાએ ભાન નહીં, તે વખતે ત્યાં ઉભી રહી તેના ચારામારા જોવાનું નામુનાસેબ સમજી તે ત્યાંથી જતી રહેવા કરતી હતી, પણ, કોણુ જાણે કયી અણદીઠ શકતીએ તેણીને ત્યાંજ થંબ કરી ઉભી રાખી, અને હવે જવું કે જરા વધુ થોભવું તેના તે વિચારમાં હતી તેટલાં તો ત્યાં એક બીજો આકાર આવીને ઉભો રહેતો જણાયો.

પેલો તે જવાનની પાસે અરડાઇને પડેલો કુતરો જે અત્યાર સુધી ભર ઉંઘમાં હતો તે ત્યાં કોઇનાં પગલાંનો અવાજ સાંભળીને ચોંકી ઉઠયો અને લુસીએ બી તે તરફ નજર કરતાં તેણીએ લોર્ડ મર્લના પટલા ઉંચા આકારને ત્યાં ઉભેલો જોયો. તેણે પોતાનો એક હાથ પોતાનાં ગજવાંમાં ખોસ્યો હતો અને બીજા હાથમાં તેણે લાકડી પકડી હતી જે ઉપર તે હાલ ટેકીને ઉભો હતો, અને તેની ચશમ રીડજ કૉર્ટના મકાન ઉપર તેણે ઠેડવેલી હતી.

લુસી તેને એમ પોતાના મકાન તરફ ટીકતો તે શા માટે ઉભો હતો તેનો હજી તો વિચાર કરે તેટલાં પેલો કુતરો ભોંસ્યો અને લોર્ડ મર્લે ચોંકીને તે તરફ જોયું તો તેની નજર ત્યાં પેલા અબેટાઇને પડેલા જવાન ઉપર પડી. તે જવાન પર તેની નજર પડતાંજ તેનો આખો ચ્હેરો કાંઇ અજબ કીસમે પ્રકાશી રહ્યો અને પેલા અબેટાયલા જવાન તરફ જોઇ તે બોલ્યોઃ—

"ત્યારે તું હજી અંહીંજ છે કે?"

"હા, હું હજી અંહીંજ છેઉં" તે જવાને જવાબ દીધો અને તેનો તે અવાજ લુસીને કાને પડતાંજ તેણીનાં તન બદનમાં ખુશાલીનો રેલો ઉત્પન્ન થઇ દોડતો થયો હોય એમ તેણીને લાગ્યું.

"ને કાંય?" મર્લે તોરમાંજ પુછયું, "હવે તારૂં રહેવાનું અંહીં કશુંજ કામ નથી. હવે મામલો બદલાયો છે, ને તારા જેવા રખડતા ભીખારીની મીસ રીડજ કૉર્ટને કશીજ જરૂર નથી."

પેલો જવાન હવે ઉછળીને ઉભો થયો અને બોલ્યોઃ—

"તમે મીસ રીડજ કૉર્ટ તરફથી બોલોછ? અને તેમ હોય તો શું સત્તાથી તમે એમ બોલોછ?"

"એક ઐયાશી લુચ્ચાની હાજરીથી મીસ રીડજ કૉર્ટને મોકળી રાખવાની મારી તેણીના સૌથી નજીકના પડોશી દાખલ ફરજ છે."

"ખબરદાર!" તે જવાન ગુસ્સાથી પણ ધીરે રહીને બોલ્યો, "તમે જાવો અને મને મારે મારેગસર રહેવા દયો. તમને તમારે લાયકની સજા હું કરી શકતો નથી અને એક પડેલા માણસને સતાવનારા તમે હીચકારા છેવો એટલે તેવી કાંઇ હું જરૂર જોતોબી નથી."

"જા, મારૂં માન ને તું જા. તુંને પૈસા જોઇતા હોય તો તે હું આપું ને—"

પેલા તેની સામે ઉભેલા જવાને પોતાનો હાથ લાંબો કીધો જે લુસીએ જોયું કે પાંદડાંની માફક ધ્રુજતો હતો.

"ખુદા ખાતેર તમે જાવો! ફકત એકજ મીનીટ વધુ હું મારો ગુસ્સો તાબેઆસ કરી શકસ પછી શું બનશે તેને માટે હું કોઇ રીતે જવાબદાર રહેવસ નહીં."

લૉર્ડ મર્લ જાણે તેની પોતાની ગણત્રીમાં તે જવાન તુચ્છ હોય તેમ ધિક્કારથી હસ્યો અને પછી ત્યાંથી તે ચાલતો થયો. છેક લાંબે જઇને તે થોભ્યો અને તેણે પાછળ ફરીને જોયું. એક પલ તે બેઉની આંખો એક થઈ અને તે મારક્વીસનો ચ્હેરો વિકરાળ બની રહ્યો અને જરા વારમાં તે ત્યાંથી ચાલ્યો ગયો.

લુસી આ દેખાવ જોઇ ફીક્કી ફચ મારી ગઇ હતી. તે તો દરેક પલે વકી રાખતીજ ઉભી હતી કે જે જવાનને પેલા લૉર્ડ મર્લે અપમાન કીધું હતું તે ઉછળીને તેને ટોટેજ વળગશે, અને તેમ જો થયું હોતે તો તેણીને ખાતરીજ લાગી કે તેના જબરદસ્ત હાથોમાં પેલો મર્લ એક મગતરાંની માફક કચડાઇ ભચડાઇજ જતે, અને તેથી જ્યારે મર્લનો જતો આકાર તેણીની નજરે પડતો બંધ થયો કે તેણીએ નિરાંતનો એક દમ ખેંચ્યો.

પેલો ત્યાં બાકી રહેલો જવાન પાછો જમીન પર પડયો અને પોતાના બંને હાથોની હથેલીમાં માથું મુકી તે બેઉ હાથને તેમની કોણી આગળથી પોતાનાં પગનાં ગુંઠણો ઉપર ટેકવીને તે બેઠો. પણ, જરા વારમાં તેણે તે માથું ઉંચકી લીધું અને પોતાના કુતરા તરફ ફરી બોલ્યોઃ—

"ખરૂં છે, જીપ, હું ગરીબ છેઉં અને રખડેલ છેઉં, એટલે મારે અંહીંથી વંજા માંપવોજ જોઇયે, પણ, જીપ, હું મારી બચગીની એ જગ્યા કેમ છોડું? ને તે છતાં કાંઇ નહીં, જીપ, આપણે હાંથી જતાજ રહીશું."

તે હવે કાતરેલાં ઘાસથી લાંબા ગાલીચા જેવી બની રહેલી જમીન તરફ આગળ વધ્યો, અને તે લુસીની નજર આગળથી એમ ગુમ થઇ જતાં લુસી હવે વરંડા પરથી ઉતરી અને જ્યાં પેલા લોર્ડ મર્લ સાથે તે જવાનને 'ત્રણુ-પાંચ' થઇ હતી તે જગ્યે જઇને ઉભી, અને હવે શું કરવું તેનો તે હજી તો વિચાર કરેછે તેટલાં તો તેણીની પાછળ કોઇના પગલાંનો અવાજ આવ્યો અને પાછું ફરી જોતાંજ પોતાની સામેજ તે જવાનને તેણીએ ઉભેલો જોયો, અને તેને જોઇને જેટલી તે ચોંકી તેટલોજ એક જવાન અબળાને પોતાની રૂબરૂ જોઇને તે ચમક્યો. તેણે તુરત પોતાની ટોપી ઉતારી હાથમાં લીધી અને દરગુજર માંગવાની ઢબે તે કાંઇ બડબડયો અને પેલો કુતરો જે લુસીની આગળ તેણીને જાણે તે કેવો-એક ઓળખતો હોય તેમ દોડી ગયો હતો તેને પાછો બોલાવી ત્યાંથી તે ચાલી જવા કરતો હતો, પણુ પછી તેનો તે વિચાર એકાએક ફેરવાયો હોય તેમ તે જડ થઇને જ્યાં હતો ત્યાંજ ઉભો અને બોલ્યોઃ—

"તમારી હું માફ માંગુછ. આજે જે બાનુંઓ અંહીં મીસ રીડજ કૅાર્ટ સાથે આવ્યાં તેમાંના તમે એક છેવો ?"

અને "નહીં, હું મીસ રીડજ કૅાર્ટ પોતેજ છેઉં" એમ બોલવાને બદલે લુસીએ તેના સવાલના જવાબમાં ફક્ત 'હા' કરીને કહ્યું.

"આહ! મેં ધાર્યું'તુંજ" તે પેલી પોતાની ટોપી હાથમાં રાખીને બોલ્યો "હું—હું પણુ મારે તે બોલવું ઘટતું નથી. તમારી સાથે બે બોલ બોલવાની મેં બેઅદબી કીધી હોય તો હું દરગુજર ચાહુંછ."

"તમે મને શું કહેવા માંગતા હતા ? તમે શા માટે બીહોછ ?"

"હું તમારી પાસે એક મેહેરબાની માંગવા ચાહતો હતો" તે બોલ્યો "તમે મીસ રીડજ કૅાર્ટનાં સહી છેવો તો આજે રાત્રે તમે તેવણુને મળશો ખરાં કેની ? તમે માયાળુ અને નરમાશવાળાં નજરે આવોછ, તો જમાનાની ગીરદેશીમાં આવેલા એકને માટે એક બે બોલ તેવણુને કહેશો ?"

"તમારે માટે?"

"હા, મારે માટે."

"અહીં રીડજ કૅાર્ટમાં રહેવાની મને પરવાનગી જોઇયેછ" તે બોલ્યો અને તેણીએ જોયું કે તે બોલતી વખતનો તેનો અવાજ ગળગળતો હતો. "હું તેણીની ખીદમત બજા લાવીશ. એવણુ જે કહેશે તે કરીશ. અહીં એવું એક ઝાડ નથી, એક રોપો નથી, એક ઘોડો નથી કે એક કુતરો નથી કે જેને હું ઓળખતો નહીં હોઉં ને ચાહતો નહીં હોઉં. લોકો મને હેબતાવી મારેછ કે મને હવે અહીંથી જતું રેહવું પડશે, કેમકે હવે મામલો બદલાયો છે. સ્કવાયર રીડજ કૅાર્ટ સાહેબ મને ઓળખતા'તા ને તેવણે મને અંહીં રહેવા દીધો'તો, પણુ મને મી૦ હેડ વકીલે કહ્યું કે મારે હવે જવાની તેયારી કરી રાખવી, ને મને અહીંથી નીકળતાં જીવપર આવેચ ! મને એ બાનું પર કશો હક નથી; ખુદા એ બીચારીને સુખી રાખે; મારું કાંઇ તેવણુ પર જોર નથી, ફક્ત તેવણુનો નોકર થઇ રહેવા

દેવાની તેવણની મેહેરબાનીનો હું તલબગાર છેઉં. ખુદા ખાતર તેવણને મારી તરફથી સમજાવજો, અને—અને—હું કાંઇક ઉશ્કેરાઇને બોલ્યો હોઉં તો મને માફ કરજો, પણ મારો બધો જીવજાન એમાંજ છે.”

તે અવાજથી, તે અરજ કરતા ઉભેલા ચહેરાથી લુસીનું હેયું ભેદાયું.

“તમારૂં નામ શું ?”

“હેરી હર્ન.”

“ઠીક છે. મીસ રીડજ કૉર્ટની બાહાલી માટે જાવો હું જવાબદાર છેઉં. તમે અંહીં રહેજો.”

“ઓ, બાઇ, હું તમારો ઉપકાર કેમ વાળસ ? તમારે મનસે આય બાબદ નજીવી લાગતી હોસે પણ મને તમે—” તે જે બોલવા જતો હતો તે નહીં બોલ્યો, “માફ કરજો, તમારો ઘણો ઉપકાર માનુંછ. મને તમારૂં નામ કહેશો ?”

લુસી આ સવાલ સાંભળતાંજ લાલ લાલ થઇ ગઇ અને તેની સામું જોઇને બોલી:—

“મારૂં નામ મીસ લુસી રીડજ કૉર્ટ છે.”

આ ખરો ચકરાર સાંભળી ના તે ચોંકયો કે ના ગભરાઇને ઉજળો વાખ થઇ ગયો, પણ જાણે આબે હેયાત હોઠસે લગાડવાને તરસી બની રહેલી આંખે તેણે તેણીના ચ્હેરા તરફ જોયાજ કીધું.

“મારે તે પ્હેલેથીજ જાણવું હતુ” તે બોલ્યો “મારે ચેતી જવું હતું. મીસ રીડજ કૉર્ટ મારામાં તમોને એક એવો નોકર મળશે કે જેના જેવી તાકાત અને નિમકહલાલી કોઇજ નોકરમાં તમે જોશો. હું મરસ ત્યાં સુધી તમારૂં એ એહસાન ભુલસ નહીં. ખુદા તમને સુખી રાખે અને તમારો નિગેહબાન થાય.”

એટલું બોલી તે તુરત ગુઠણ મરડયે પડયો અને એક હાથે તેણીના મજલીનના મોટા ફ્રોકની કોર પકડી તે ઉપર ઘણાંજ માનથી તેણે ચુંબન કર્યું, અને પછી એક છલાંગ મારી ઉઠી તે ત્યાંથી ચાલી ગયો.

લુસી તે ગયા પછી પેલાં ઝાડનાં થડને ટેકીને ઉભી રહી, અને જેવાં તેનાં જતાં પગલાંનો અવાજ બંધ થયો કે આંખે હાથ દઇ એક બચ્ચાંની માફક તે રડી પડી.

એ હાલતમાં તેણીને જો મીસ વરનર જોતે તો તેણીને લુસીની બેદરકારી કે ઠંડી લાગણીને માટે ફરીથી ફર્યાદ કરવાનું કશું કારણ કારણ રહેતે નહીં.

બરફ ભાગી ચુકયું હતું. તેણીના ફ્રોકની કોરને પેલા જવાન હેરી હર્ને જે કીસ લીધી હતી તે ગોયા તેણીના હોઠ સુધી પ્હોંચી હતી, અને એક ધગધગતા અંગારના કકડા પેરે જલતી અને તે હોઠોને જલાવતી તે ત્યાં ચીટકી રહી હતી. તેણી હવે ત્યાંથી ફરી અને ઉતાવળે કદમ તેણી પોતાનાં મકાનમાં ચાલી ગઇ.

(સાંધણ છે.)




પુસ્તકઃ ૨ જું. ઑગષ્ટ ૧૯૧૫. અંકઃ ૧૨ મો.

## સાંકળીયું.



વાર્ષીક લવાજમ રૂ. ૩॥ પોસ્ટેજ સાથે હિંદુસ્તાનમાં—રૂ. ૪॥ હિંદુસ્તાન બહાર.

એન. બરજોરની કંપની

માલેકો "પ્રભાત," કાન્તા ટેરેસ, ગ્રાન્ટ રોડ, મુંબઇ નં. ૨.

# પ્રભાત.

પુસ્તક: ૨ જું.　　　ઑગષ્ટ ૧૯૧૫.　　　અંક: ૧૨ મો.

અજ્ઞાને રાત, જ્ઞાને પ્રભાત,
નિર્દોષ નવિન એ કરશે એ વાત;
સુર્ય ઉદય ને લાવી સંગાત,
ખુશી સરખી દેશે જાત પરજાત.

અજ્ઞાન નિપાધિન કંઇક પડયાં,
શુભ જ્ઞાન વીના ન એ ઉંચે ચડયાં;
ચઢવું પડવું સૌ જ્ઞાન થકી,
શુભ જ્ઞાન ખરે છે પ્રભાત નંકી.

**The Spirit of Truth shall guide us unto all Truth.**

## કરવું શું?

(સવૈયા એકત્રીસા)

જે ધંધામાં વિત્ત* જડે નહિ, એ ધંધો આદરવો શું?
જે જોગે જગનાથ જડે નહિ, તેવો જોગ તે ધરવો શું?
જે તરણીથી તીમિર ટળે નહિ, તે તરણીને કરવો શું?
જે સંકટમાં સ્હાય થાય નહિ, તે સહાયકને કરવો શું?
જે ગુરૂજનથી જ્ઞાન મળે નહિ, તેવા ગુરૂને કરવો શું?
સ્વારથ બુદ્ધિથી કરે પરમારથ, તેવો પરમારથ કરવો શું?
જે સેવાથી થાય ન સિદ્ધિ, તેવી સેવા કરવી શી?
જે બુદ્ધિથી મરણ નીપજે, તેવી બુદ્ધિ ધરવી શી?
જે કથામાં કૃષ્ણ કથન નહિ, તેવું કથન કરવું શું?
જે મથનથી માખણ ન મળે, તેવું મથન કરવું શું?
જે વિદ્યાથી વિનય વધે નહિ, તેવું ભણતર ભણવું શું?
જે ઇમારત પડે ચણંતા, તેવું ચણતર ચણવું શું?

દયાશંકર ભવાનીશંકર કવિ.

* દ્રવ્ય-નાણું.

# વાંચકો, લેખકો અને ગ્રાહકોને ખબર.



અમોએ ગીયે મહીને અમારા વાંચકો અને ગ્રાહકોને ખબર આપી હતી તે મુજબ આવતા મહીનાથી અમારૂં પ્યારૂં "પ્રભાત" બીજે હાથ જાય છે, અને તેની માલેકી "શીરદોશ" ચોપાન્યા સાથ એક થઇ છે. ૧૯૧૩ ના સપટેમબરમાં પેહલો અંક બાહેર પાડતા જે ઉતશાહ ઉલ્સત અને ઉમંગ અમોએ ધરાવ્યો હતો તે ૧૯૧૫ ના સપટેમબરમાં રહયો નથી એજ અમારી દીલગીરી છે, વધત્તો જતાં બીજા ત્રીજા કામ કાજોના દબાણ હેઠળ અમો "પ્રભાત" ની ઉપર જેવું જોઇયે એવું લક્ષ આપી શકતા ન હોવાથી, તેમજ ઘણી તરેહની મુશકેલીઓ અને મુજવનો અને મતફેરીઓ વચ્ચે અમોને કામ લેવું પડતું હતું તે સઘળી જેહમત વાંચક વર્ગના શોખ ખાતર અમોએ ખુશીથી ઉપાડી લીધી હતી. પરંતુ "માણસ ધારે છે શું ને ખુદા કરે છે શું" તે મીસાલ અમારી ધારેલી યોજના ને ઉમેદ બર આવી નથી કે કમનસીબ સંજોગોથી બર લાવી શકયા નથી તે માટે અમારાં કરતાં વધુ દીલગીર ને ગમગીન કોઇજ હશે?

વાંચક વર્ગમાં પેહલી પંકતીનું એક માસીક, ચિત્રો સાથે પ્રગટ કરવાનુ અને તેમાં જુદી જુદી કીસમના અને ખાસીયતના ને ખવાસના વાંચકોના મન રંજન કરવાનું કામ કંઇ જેવું તેવું નથી છતાં અમારી શકિતના પ્રમાણમાં અમારેથી બન્યુ તેટલું કીધું હતું અને જો અમારે હાથ રેહતે તો હજી એમા ઘણા નવા નવા સુધારા વધારા અને ખેંચાનકારક વાંચનો અને "પીચરો" નો ઘણો મનમાનતો ઉમેરો કરતે પણ અમારા નસીબે અમોને યારી આપી નહી છતાં આટલુતો સંતોષથી અમોને કેહવું જોઇયે કે જયારેથી અમો ગયા અને જયાંથી અમો ગયા ત્યારે અને ત્યાં અમોને ઘણોજ મનમાનતો આવકાર મળ્યો હતો અને શું ગ્રાહકોની સંખ્યામાં સંગીન વધારો કે શું લેખકોના ગણત્રીમાં વધારો અને વધારોજ જારી રહયો હતો. પણ પાછળથી લડાઇના ગમખ્વાર હીંગામે અને બીજી ત્રીજી નહી ધારેલી મુશકેલીઓએ અમોને બેચેન બનાવ્યા અને "પ્રભાત" ના વહીવતનો બોજો અમારા વેપારી કામમાં હરકત કરતા થઈ ન પડે એવી ઇચ્છાથી અમોએ અમારી રાજી ખુશીથી કંઇબી દામ લીધા વીના "પ્રભાત" નો સર્વ હક "શીરદોશ" ચોપાન્યાના માલેક મી. દોરાબજી રૂશતમજી દશતુર ને સવાધીન કીધો છે અને હવે અમારા વ્હાલા વાંચકો અને કદરદાન ગ્રાહકોથી છુટા પડતાં જેવનની એક ભલી ફરજ અમારે બજાવવી છે અને તે અમોને સાહિત્યના સાગરમાં સંગીન હલીસો આપનારા દીલસોજ લેખકો અને અમારી કમીટી કોશેશની પ્રસંસા કરનારા અમારા તમામ ગ્રાહકો, એકજ બર જથી જાહેર ખબર આપનારાઓ, અને અમોને સામન્ય રીતે ઉતેજન આપનારા અમારા સર્વ ખેરખા મિત્રો અને છેવટે અમારી કારકીરદી જોઇ અંદરથી બળતા "કેહવાતા દુશમનો" વતિકનો અમો ખરાં જીગરથી ઉપકાર માનીયે છીયે. બે વરસની મુદત દરમ્યાન દર મહીને નીયમીત અંક ચિત્રો સાથે કહાડી બીજાં કોઇબી ચોપાનિયાંઓ સાથે સેજની હરીફાઇમાં ઉતર્યા વગર લખાણોનો જે સંગીન ફાલો અમોએ વાંચક વર્ગ આગલ રજુ કીધો છે તેનું સઘળું હેશાન કંઇબી દામ લીધા વીના લખનાર દીલસોજ કલમ કશોનુ અમો માનીયે છીયે. ડોન ફોતોગ્રાફીક સ્ટુડીયોવાલા મી. હોરમસજી સોરાબજી મીસ્ત્રી જેવને અમારીજ ફરમાસથી "હરમીસ" ના તખલુસ સાથે બાહેર પડી "પ્રભાત" ની પ્રભાત પ્રકાશમંડ કીધી હતી, કે જેવનના લેખો અને કવિતાઓ આજે છાપે છાપે જાણે હવે સાધારણ થઇ ગયા છે. અમારા લેખકોની અંદર બીજુ નામ વાજબી મગરૂરી સાથે અમો બેહન બીખાઇજી લીમજીભાઇ પાલમકોટનું લઇશું જેણીએ કંઇબી સવાર્થ વગર પ્રભાતની માલેકી કે "મેનેજમેંટ" માં જરાબી

બાગ લાગ વગર સંખ્યાબંધ ગ્રાહકો અમોને મેળવી આપવા ઉપરાંત અવારનવાર પોતાની ચરેલ અને કીમતી કલમનો લાભ અમોને આપ્યો હતો તે ઉપરાંત અમારી સુશીલ બેહન "સહનશીલ સખી" એ નીયમીત એકબી અપવાદ શીવાય બારહુ ચોવીસ અંકોમાં "બાનુઓનો બાગ" દીપામેમાન કીધો હતો. જ્યારે અમારા એક મારગી "મોટા બાવા" એ "બાળકોનો બાબ" કંઇબી મોટાઇ માગ્યા વગર ૨૪ અંકોમાં નીયમીત સાચવી રાખ્યો હતો. મરહુમ કવિ અને અમારા ખેરખા મિત્ર દા. એ. તારાપોરવાલાને અમો ભુલતા નથી જેવને પોતાની ઘણીક કીમતી કવેતોથી અમારા પ્રભાતને સણગાર્યું હતું અને પોતાના મરણ બાદથી એવનનું નામ અમારા પ્રભાતમાં ખરેજ દીપતું હતું. જાણીતા હિન્દુ લેખક મી. જેકીસન. લ. દુ. બારભાયાએ પોતાની તેજી કલમનો અને ઓહોલી લાગવગનો અમોને લાભ આપ્યો છે તે માટે તેઓનાંથી અમો ઉપકારી છઇયે. જાણીતા લેખક બેહનો મીસીસ જરબાનુ મેહરવાનજી કોઠાવાળા અને મીસીસ મેહરબાનુ ફિરોજશાહ એદન-વાળાએ તેમજ મી. ફકીરજી ખરશેદજી દમણીયા, તેમજ જાણીતા અને માનીતા વાર્તા નવેસ "રશીક" પોતાની રસીલી વાર્તાઓથી અને મી. સો. મ. દેશાઇ, મી. બમત બનાજી, મી. મીનોચેહર માણેકજી માદન, મી. માણેકજી કાવસજી પટેલ, મી. સાવકશાહ હોરમસજી કાબવાળા એઓ સરવેએ ગુજરાતી ઇંગ્રેજી આરટીકલો નીયમીત લખી અમોને ઉપકારી કર્યા હતા. જ્યારે Miss. "Irene" "ફેન્સી નીડલ વર્ક" નો વિભાગ પુરતી ચલાકીથી ચલાવ્યો હતો. નવસારીવાલા જાણીતા જવાન લેખક "દીલખુશ" ના અર્ધ રમુજી અર્ધ સંગીન લેખોએબી પ્રભાતના પાનાઓ દીપાવ્યા હતાં. જ્યારે જાણીતા અને માનીતા શેહરીઓ અને લેખકો ડૉ. જાહગીર દાજી ડૉ. જીવનજી મોદી અને મી૦ રૂ. પે. કરકરીયા જેવા સુનદા લેખકોએ અમારી એકજ અરજ અને આજ્ઞા ઉપરથી પોતાના સંગીન લેખો જ્યારેબી માગ્યા ત્યારે પુરા પાડયા હતા. અમારી આપ વડાઇ કરવા અમો માગતા નથી. એટલુંજ બસ. છેવટે છુના પડતાં હમો હમારા મેહરબાન વહાલા મીત્ર ભાઇ ખુરશેદજી જમશેદજી બમનજી વાડીઆ જેવને પ્રભાતનું નાવ પહેલ વહેલું પાણી ઉપર ઉતારયું તે વેલાથી તેનું સુકાન છેવત સુધી પકડી રાખી નીભાવીયું તેવણને હમો કેમ વીસ-રીએ. એવન ભાઇની અથાગ મેહેનત અને કાલજીથી અમોને અનહદ ટેકો મલીઓ છે, જે માતે હમો એવનનો ઘણો મોટો આભાર માન્યે છીયે. છેવટે પરવરદેગાર આગલ અમારી એટલીજ પ્રાર્થના છે કે સાહિત્ય સાગરમાં ઉતપણ કીધેલું આ અમારૂ પ્યારૂ બાળક "પ્રભાત" પારકા પીતાના હાથમાં વધુ અને વધુ પોખાય અને જેમ જેમ તે ઉમરમાં ભરાતું જાય તેમ તેમ તેનો પ્રકાશ દીનપર દીન વધતો જાય! તથાસ્તુ!

અમો અમારા ગ્રાહકથી છુટા પડતા નીચલી દુવા નવા સાલ માટે ઇચ્છીએ છીએ. લા૦ દુવાગીર સેવકો,

એન. બરજોરની કું. માલેકો "પ્રભાત."

## સાલ મુબારક!

(આગમજથી)

સાકી મયખાનેથી નીકળી શીશો. લઇ તું બહાર આવ,
જામ ભરી તું પા બધાંને ગમગીને ખુશયાર બનાવ;—
તું સિતારી તાર તાણી ગા હકીકી ચીજ કંઇ,
કહે તે માલણને જગાડી ગુલ દસ્તા યા હાર બનાવ;
ગુલ તું કહે બુલબુલને તારાં રોજ સબકતો આજનો,
જાગ, ગુલશનને ગજાવી દિલગીરને દિલદાર બનાવ;
તુંબી બુલબુલ જલ્દી જઇ બાદે સ્બહાને કર ખબર,
કહે જુનાંને મુકી બાહેર, લઇ નવું તૈયાર આવી;
તે નવાંને કરજે તાકીદ હસ્તું રહે ખુશ સદા,
સૌને શાંતી ને સુખ આપે એમ તે પાસ થકરાર મનાવ;
ચાહી રબ પાસે હું માંગું કાંઇ ઘણું નહીં એજ બસ
રહેમ ઉતારી તારી સૌપર જગને ખુશ ગુલ્ઝાર બનાવ.

'રશીક'

# દુરબીનમાંથી બહાર
## અને
# દર્શને દુનિયા.

**કન્યા કેળવણી.** કેળવણી એ મનુસ્ય મન-મગજનો ઉમદા સંગાર છે અને તેમાં બને સ્ત્રી અને પુરૂષની વિધ્યાની મદા શોભા છે. આપણે જ્યારે અરધી સદી ઉપરનો જુનો જમાનો યાદ કરયે છીયે ત્યારે તે વેળાની કેળવણી આપવાની રૂધી, તે વેળાની નીશાળો, અને શીક્ષકો, તે વેળાના કેળવણી ખાતાઓ અને પુસ્તકો આજની સરખામણીમાં તો જાણે છીવ વીનાના અને નદીંજ જેવા હતા પણ વખત અને પાશ્ચિમાતની આગળ વધેલી કેળવણીના રોહે હિન્દ ઉપર પણ અસર કીધી અને ઈંગ્રેજ બાહદુર સરકારના અમલમાં કેળવણીની રૂધીએ ઘણા પ્રકારનો ફેરફાર અને વધારો સુધારો કરી મેલ્યો. "ફ્રોબેલ" અને "કીનદર ગારતન" ની રૂધી તો જાણે આપણા મા-મમઇને ખબરજ ન હતી અને રમતા રમતા સોતીના માર વગર શીખવું એતો જાણે આપણા બાપ દાદાઓ માટે નવાઇનું હતું. તે સઘળું આજે ફેરવાયુ છે અને તેની સાથે કેળવણી લેવાનું કે આપવાનું સંગીનપણું બી ગોયા ફેરવાઇ બદલાઇ ગયું જેમ ૫૦) વરસ ઉપરની જો રહા રીતીઓ તપાસીયે આપણને માલમ પડશે કે સ્ત્રિઓને કેળવણી આપવાનું શું પણ ઘેરમાંથી બાહેર નીસરી ફરવા-હરવા જવાની જાણે વીચીત્ર અને વીસમય પમાડનારૂં હતું.

પુરૂષા ભેગા સ્ત્રિ કેળવણીનો પાયો અરધી સદી ઉપર જ્યારે નખાયો ત્યારે તેના લાભ લેનારાંઓ જમના હાથની છેલ્લી આંગલી ઉપર ગણાય એટલાં હતાં છતાં પરમેશ્વર કૃપાથી અને હીમતવાન નર નારીઓની જેહમતથી કન્યા કેળવણીનું કામ આગલ વધતુ ગયું અને જો પાછલા પારસી ઈતીહાસ ઉપર નજર નાખીયે તો શેઠ ખરશેદજી માણેકજી સરાફ અને શેઠ સોરાબજી સાપુરજી બંગાલી, શેઠ દાદાભાઇ નવરોજી અને શેઠ નવરોજી ફરદુનજી જેવા આગેસરો પેદા પડયા જેઓ હિમતથી લડયા, આમલ પલ્યા અને પારસી સ્ત્રિઓમાં કેળવણીનો ફેલાવો થાય તેની યોજના પછીની યોજનાઓ રચી એટલુંજ નહી પણ ઉપલા નીચલા વર્ગોની નીશાળો પણ સ્થાપી તેઓને પોતાના ખર્ચે નીભાવી અને તેના ફળો આજના જમાનાની ઉઘરતી બાનુઓ કેટલાંક દેશાન સાથે લે છે એ જાણીતી વાત છે. યુનીવરસીટીની ઊંચી પરીક્ષાઓ પાસ કરવી એ કાંઇ સેહલું કામ નથી; અને તે પણ આપણી બાનુઓમાની કેટલીક ઉલનમંદ બાઇઓએ કરી બતાવ્યું છે. શું વૈદાની કે શું કાયદાની, શું આર્ટની કે શું હુનરની યુનીવરસીટી ડીગ્રીઓ મેલવી કેટલીક પારસી બાઇઓએ તો ખચ્ચીત નામ કહાડયું છે. વળી આજે જ્યાં જુવો ત્યાં માસીક ચોપાન્યાઓમાં અને ખસુસ કરીને "પ્રભાત" માં પુરૂષ ભેગા સ્ત્રિ લેખકો પોતાના ખરાં અને ખુલ્લા નામ સાથે તહરેવાર બાબદ ઉપર તહરેવાર લેખો લખી પોતાની કોમની અને કેળવણીની સીધી કે આડકતરી ફરજો બજાવતી માલમ પડી છે. અને વળી પારસી સ્ત્રિઓને જાહેર ભાષણ આપવા અપાવવાનો શોખ્મી હમના ઘણો વધ્યો છે અને એ રીતે સ્ત્રિ કેળવણીનો સારો પ્રસાર થતો માલમ પડશે છે. આજે કોઇજ પારસીનું ઘેર એવું હશે જ્યાં ઉઘરતી પારસી અબલા કેળવણી અને વીધ્યાના મીઠાં ફળ ચાખતી ન હોય અને પારસીઓને જોઇ હીન્દુ કે ઇસલામી કોમે પણ પોતાની નાની બાળકીયોને બરની કેળવણી આપવા અપાવવાનું બીડુ જડપ્યુ છે એવાં ખુશી થવા જોગ બાબદ છે.

વળી એ ઉપરાંત નાની-મોટી પારસી કન્યાઓને માટે એક "બોર્ડીંગ સ્કુલ" દેનાલી ખાતે મી૦ બહાદુરજી અસતક ચલાવવામાં આવે છે, તેનું ખાતુ જો ૪૦-૫૦ વરસની વાત ઉપર ઉભું કરવાની વાતો આપણી કોમમાં ચાલી હતે તો અમો ધાર્યે છીયે કે ગરીબ બીચારા બહાદુરજીને ભુજરોગો તરફથી જરૂરજ નાઉમેદી અને નીરાશીનો સરપાવ મલતે, પણ વખત પોતાનું કામ કર્યો જાય છે અને કન્યા કેળવણી દીનપર દીન આગલ વધતી જાય છે.

આ સઘળું છતાં એકજ ચીજ અમોને અંદેશામાં નાખે છે અને તે હાલના જમાનામાં અપાતી છોકરીઓને છોકરા બનાવનારી કેળવણી છે. અમોને એ વીશે ઘણોજ ભય છે કે "ઓલજીબ્રા ને યુકલીડ ને ત્રીગનોમેટ્રી" શીખતી, ભુગોલ-વીધ્યા અને અસલી ઈતીહાસના નામો ભરતી કે આજની ઉંડી "સાયન્સ" કન્યા પોતાના કુટુંબનું કે સંસારનું સુખ કેમ જાળવી શકતી હશે? રાંધનકળા, સીવવા ભરવાનું, વાસન ઉચકવાનું કે ઉજારવાનું બચ્ચાં ઉછેરવાનુ કે ભુજરોગ માન-પીતાને તાબે થઇ, સાદી, સાલેહસાઇ ભરી જીંદગી ગુજારવાનું સર્વ શીક્ષણ ઉઘરતી અબળાઓને કેટલું કાર્ય સાધક છે તે લંબાણથી લખી જણાવવાની જરૂર નથી.

સ્ત્રી કેળવણીનો ખરો સંગાર તે તેની સંસારની સાહાઇમાંજ સમાયો છે, અને અમો એટલુંજ ઇચ્છીયે છીયે કે સ્ત્રીને છાજતીજ વીધ્યા સ્ત્રીને મલે અને પોતાની સાદીને સંગીન કેળવણીના પ્રતાપે પોતાના ખાવના સંસારનું સુખ આપવાને અને દેશને તેણી બાગ્યશાલી થાય.

જાણીતાં વેપારીઓની હરોલમાં આવી ગયો હતો. ત્યાર બાદ તે ફાલતુ લશ્કરી (Indian Army Reserve of officers) અમલદારોની સંઘમાં હિંદી લશ્કરમાં જોડાયો હતો, અને ત્યાં નામના કાઢી તે નામદાર વાઇસરૉયનો માન્યધારી એ-ડ-કાં થવા પામ્યો હતો. નામદાર શહેનશાહના નામથી ઓળખાતી સ્કૉટસ બૉડી-ગાર્ડની ટુકડીના સભ્ય થવાનું માન તેને ૧૯૦૪ માં મળ્યું હતું.

જ્યારે કલકતાથી નીકળી તેની બદલી મેસર્સ આહામની કું૦ ની કરાંચી ખાતેની શાખામાં કરવામાં આવી ત્યારે ત્યાં પણ તેણે સારી નામના ઘણા જુજ વખ્તમાં મેળવી હતી. પરંતુ ત્યાર બાદ ઘણા થોડા વખ્તમાં તેની બદલી મુંબઇ ખાતેની શાખાના ઉપરી તરીકે ૧૯૦૯ માં કરવામા આવી, અને આવતાની સાથેજ તેણે વેપારીઓમાં પોતાની સારી છાપ પાડી હતી આને અંગે ચેમ્બર ઓવ કૉમર્સ ના ઉપ-પ્રમુખનું સ્થાન તેને બે વખ્ત આપવામાં આવ્યું હતું, તે ઉપરાંત નામદાર મુંબઇ સરકારની ધારા સભામાં વધારાના સભાસદ તરીકે તેની નેમણુંક કરવામાં આવી હતી. ત્યાર બાદ તેની ચુંટણી વલી પાછી ધારા સભામાં નામદાર સરકાર તરફથી થઇ હતી અને તે સ્થાન તેણે અત્યાર સુધી ભોગવ્યું હતું. થોડા વખ્ત ઉપર કાપડીઆઓની મંડળીએ, માલ મંગાવવાની શરતો માટે વાંધો ઉઠાવ્યો હતો. અને તે માટે કાપડીઆઓ તેમજ માલ મંગાવી આપનારી અંગ્રેજ વેપારીઓની પેઢી વચ્ચે સખ્ત વિક્ષેપ પડવા પામ્યો હતો, તે વખ્તે બેઉ પક્ષને સમજાવી તેનું નીરાકરણ કરનાર, મરહુમ કેપ્ટન આહામજ હતો. આથી દેશી વેપારીઓનો તે માનીતો થઇ પડ્યો હતો. તાત્કાલિક મદદ કરનારી સેન્ટ જોન એમ્બ્યુલન્સ એસોસીએશનનો ઉપ-પ્રમુખ હતો અને તેથી ગયા માસની તા૦ ૧૪ મીએ ઘાયલ થયલા સિપાહીઓને લઇને નૌકા "મદ્રાસ" આપણાં બારામાં આવી પુગી ત્યાં તે ગયો હતો, અને કમનશીબે ચઢતનિવાર ભંડારીમાં ૩૦ ફીટની ઉંચાઇએથી તે પડી ગયો, અને તેનાં શરીરને સખ્ત ઇજા થઇ. તેને ત્યાંથી તાબડતોબ સેન્ટ-જોર્જીસ હૉસ્પીતાલમાં લઇ જવામાં આવ્યો અને બનતી સઘળી સારવાર કરવામાં આવી છતાં થએલી ગંભીર ઇજાને લીધે તેજ દિવસે રાતના તેણે પોતાનો પ્રાણ કિરતારને સોંપ્યો. બીજે દિવસે તેના મરણના સમાચાર સાંભળી ઘણાઓને અજાયબી ઉપજી, કારણ કે, સોમવાર તા૦ ૧૨ મીએ ભરાયલી ધારા સભામાં પુના મધ્યે તેણે પુર ઉત્સાહથી ભાગ લીધો હતો, એટલુંજ નહીં પણ તા૦ ૧૩ મી એ રાત્રીના પુનાના સરકારી મેહલમાં જ્યારે ધારા સભાના સભ્યોને નામદાર ગવરનર તરફથી ખાણું આપવામાં આવ્યું ત્યારે તે ત્યાં હાજર હતો.

ચાલીસ વર્ષની જુવાન વયે આવી રીતે દેશી અને અંગ્રેજ વેપારીઓનો માનીતો અગ્રેસર જે મુંબઇ બેંકનો પ્રમુખ હતો તેનું મરણ વેપારી આલમને વિલાપ કરાવનારૂં હતું, અને મુંબઇ બેંક, મેસર્સ આહામ ની કું૦ તેમજ મેસર્સ ત્રીભોવનદાસ વરજીવનદાસની કું૦ તથા આહામની કું૦ જોડે કામ કરનારા વેપારીઓએ પોતાની પેઢીઓ બંધ રાખી તેઓની તરફ માનની લાગણી દર્શાવી હતી. તેમજ દેશી વેપારીઓનું એક ડેપ્યુટેશન તેમના મરણની દિલગીરી જણાવવા મી૦ ચતર્ભુજ શિવજીના પ્રમુખપણા નિચે મેસર્સ આહામની કું૦ માં ગયું હતું. તે ઉપરાંત આહામની કું૦ હસ્તકની સ્ટીમરો અને બીજે સ્થળે અડધી કાઠીએ વાવટા ચઢાવવામાં આવ્યા હતા. મરહુમ પોતાની પાછળ વિધવા, ચાર નાના પુત્ર અને એક પુત્રી છોડી ગયો છે. તેમની ઇચ્છાનુંસાર મરહુમ કેપ્ટન આહામનું શબ જંતુ રહીત કરી કોટના મોટા દેવળમાંથી બુધવાર તા૦ ૨૧ મીએ સાંજનાં લશ્કરી માન સાથે કાઢી સ્ટીમર ઉપર ચઢાવવામાં આવ્યું હતું કે જ્યાંથી તેને સ્કોટલંડ ખાતે જ્યાં તેના પિતા છે ત્યા પુગાડવામાં આવશે. આ વખ્તે કોટના દેવળમાં ઘણા જાણીતા અંગ્રેજ અને દેશી ગ્રહસ્થોની હાજરી જણાતી હતી. જે સમયે દેવળમાં શબને કાઢવાની ક્રિયા થતી હતી. તેજ સમયે મરહુમ ઓનં; કેપ્ટન આહામના જાની મિત્રએ પણ આ દુનિયા તજી સ્વર્ગ માટે કુચ કીધી છે.—

## ઓનરેબલ મી૦ ફાઝલભાઇ મેહરઅલી ચીનાઇ, સી. આઇ. ઇ.

ઓનરેબલ મી૦ ફાઝલભાઇ મેહેરઅલી ચીનાઇ સી. આઇ. ઇ. કચ્છ અને કાઠીઆવાડમાંથી ઊતરી આવેલા ખોજા કુટુંબના હતા, અને તેઓએ પ્રથમ પોતાના પિતાની પેઢીમાં કામ કીધું હતું. રાજદ્વારી ચલાવવાને લીધે પુનામાં જ્યારે બે અંગ્રેજોના ખુન કરવામાં આવ્યા હતા ત્યારે મી૦ ફાઝલભાઇએ સરકારને સારી મદદ આપી હતી, અને તે બાદ જ્યારે મરકી વિષે નામદાર સરકારે કમીટી નેમી ત્યારે તેમની સલાહ બહુ ઉપયોગી થઇ પડી હતી.

મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના સભાસદ હોવા ઉપરાંત તેઓ સ્ટેન્ડીંગ કમીટીમાં હતા અને તેના પ્રમુખ તરીકે તેઓએ ઇ. સ. ૧૯૧૩-૧૪ કામ કીધું હતું, તેજ વર્ષમાં તેઓને મુંબઇના શેરીફ નેમવામાં આવ્યા હતા. આ માન મેલવવા માંટે તેઓને માનપત્ર આપવા ખાતર સર કરીમભાઇ ઇબ્રાહીમના વડપણ નીચે રૂ. ૧૨૦૦૦ ભરાયા હતા. જે તેઓની ઇચ્છાનુંસાર ખોટા ખર્ચમાં ન ગુમાવતા ઇસ્લામી વિદ્યાર્થીઓની શિષ્યવૃતિમાં વાપરવામાં આવ્યા છે. ઇસ્લામી કોમ તરફથી તેઓને મુંબઇની ધારા સભામાં સભાસદ ચુંટવામાં આવ્યા હતા જે સ્થાન તેઓએ આજ દિન સુધી ભોગવયું હતું. એક આગેવાન ખોજા વેપારી તરીકે તેઓને ગયા જાન્યુઆરી માસમાં નામદાર સરકાર તરફથી સી. આઇ. ઇ. નો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો.

મરહુમ મી૦ ચિનાઇને મેસર્સ આહામની કાં૦ જોડે અંગત સંબંધ હતો. તે પેઢીના તેઓ જોખમદાર દલાલ હોવા ઉપરાંત તેજ પેઢીને હસ્તકની એશીયાટીક પેટ્રોલીયમ કાં૦ ના મુખ્ય આડતીયા હતા. તે ઉપરાંત મેસર્સ વોલકર્ત બ્રધર્સને હસ્તકની બોમ્બે ફલાવર એન્ડ ઓઇલ મીલના જોખમદાર દલાલ હતા, અને ઘણી સંસથાઓના તેઓ (ડાયરેકટર) માર્ગે નિદેશક હતા. મુંબઇના નામદાર ગવર્નરની છેલ્લી ધારાસભામાં તેઓ પોતાની સખ્ત માંદગીના સબબે હાજરી આપી શકયા ન હોતા અને તે વખ્તે તેઓની સુખાકારી માટે ચિંતા કરવામાં આવી હતી. મરહુમ મી૦ ચીનાઇ મરહુમ કેપ્ટન આહામના અંગત મિત્ર હતા, અને જો કે માંદગીને સબબે તેઓ મિત્રના મૃત્યુ વખ્તે હાજર ન હોતા, છતાં જે સમયે ઓન. કેપ્ટન આહામનું શબ કાઢવાની ક્રિયા કરવામાં આવતી હતી, ત્યારેજ મી૦ ચીનાઇએ પોતાનો પ્રાણ પણ કિરતારને હવાલે મુકી, ઓચીંતું ત્યાં બે મિત્રોએ સાથે મળવાનું ઉચત ધાર્યું છે. અને આવી રીતે બે ઉપયોગી તેમજ ઉદ્યોગી જીંદગીનો અંત આવ્યો છે. બંને ગ્રહસ્થો સ્વભાવે બહુ મીલનસાર હતા અને પોતા પાછલ મુકી ગયલા કુટંબ અને મિત્ર મંડળનું કલ્યાણ અને હીત સદા પોતાને હઇડે ધરનારા હતા. તે બંને ઉપયોગી ઉદ્યોગી નરોના અમર આત્માને સ્વર્ગમાં શાન્તિ મલજો એજ પ્રાર્થના સાથે આ ગમગીન નોંધ ખતમ કરીશું.



# સંસારમાં હું શું કરૂં?



(જંગલો)

(૧)

સંસારમાંહિ હું શું કરૂં, સંસારમાં ન સુખજી,
સંસારમાં સુખ શોધતાં, ભાંગે ભક્તિથી ભુખજી. સંસારમાંહિ.

(૨)

રડવાને મરવાના રોગમાં, હોય સુખના હમેશજી;
માયા ત્યાં સુખ નથી મુળમાં, કાયા ત્યાં છે કલેશજી. સંસારમાંહિ.

(૩)

સરિતા વહેછે અસંતોષની, તેમાં મનડું તણાયજી;
મનડું રહે છે મુંઝાઇને, શોક રહે છે સદાયજી. સંસારમાંહિ.

(૪)

ભવાની ગમે નહિ ભવ વિષે, ભવમાં નડે ભોગજી;
સંસાર ન ગમે સ્વપ્નમાં સંસારીને છે શોગજી. સંસારમાંહિ.

ભવાનીશંકર નરસિંહરામ કવિ.



# મહેબૂબની મૂર્તિ.



(ગઝલ)

મહેબૂબ તારી મૂરતિ, નિહાળવા ઘેલો થયો
તરૂમત તનુંલે તજ્યાં, તનનાં સુખડાં તજ્યાં,
મનથી મહેબૂબને, નિહાળવા ઘેલો થયો. મહેબૂબ.

(૨)

જમવું ના ગમે જરા, ભમવું એ ભાનમાં
અજબ તારી આંખડી, નિહાળવા ઘેલો થયો મહેબૂબ.

(૩)

તુંહિ તુંહિ! તાનમાં! ભમું છું એ ભાનમાં
માશુક તારૂ મુખડું, નિહાળવા ઘેલો થયો. મહેબૂબ.

(૪)

શરીર સુકાયને, મનડું મુંઝાય છે
માશુકના મેળાપને, નિહાળવા ઘેલો થયો થયો. મહેબૂબ.

ભવાની શંકર નરસિંહરામ કવિ.

# કાકાનું વીલ.

લખનાર:—મીસીસ મેહેરબાનુ ફિરોઝશાહ એડનવાલા.

(પાને ૫૬૪ થી ચાલુ.)

## પ્રકરણ પાંચમું.

"ચાલ, શુકરાંનાં, તું આખર આવ્યો, આવ, આવ, હું તુને મારી દીલબર ખોરશેદ પાસે લઇ જાઉં." તે ઉતાવળમાં હજી પોતાનીજ વાતનું ગાણું ગમડાવતો રહયો.

"જરા ધીરો પડ, અકળાનાં, અલાવ, ચાહનો વખ્ત થયોછ, આંએ ઇરાંનીને તાંહ ચાહને બીસ્કીટ ખાઇયે. ચાલ." જમશેદે તેને ધીરો પાડયો. પણ તે અધીરો બધુંજ ઉતાવળે કરી નાંખવાની ઉલટવાળો છોકરો ધીર્યો ધરાય શાનો. તે ઘણોજ અજબ થયો કે ખોરશેદ જેવી એક રૂપસુંદરીને મલવા જવાનું ચાહ બીસ્કીટને ખાતર ઢીલમાં કેમ નાંખવા જમશેદને ભાવતું હશે. પણ જયારે જમશેદ ઇરાંનીને ત્યાં ગયો ત્યારે તેની પૂઠે તેને જયા વનાં છુટકજ ન રહયો.

"બે કપ ચાહ અને અડધો દજન બટર બીસ્કીટ" જમશેદે ઓરડર આપ્યો અને ટેબલપર ખુરસી ખેંચી બેઠો. જમશેદ સાથે તે નવલખી શાંતીથી બેઠો કે? નહીંજ તો. તે અંકુખરા પેરે સાંકડી જગ્યામાં અછાડ પછાડ કરવા લાગ્યો.

ચાહ આવી તેને ઠંડી કરીને બે કલાકે પીવાઇ ખવાઇ રહે તેવી ધીરજથી જમશેદે તે પીવી શરૂ કરી, નવલનું ઉભાઇ આવ્યું.

"જમશેદ ભાઇ, તું એક વખ્ત મારી ખોરશેદને મલે કની તો બીજી વખ્ત મલવા જતી વખ્તે આમ ધીરો ઢેઢ નહીં થઇ લાગે." તે બોલ્યો.

"એમ કે? ત્યારે શું તારી ખોરશેદને જોનારે ઘણીજ ઉતાવળમાં ખાનું જોઇયે? તેમ જો હોય તો મારેબી ખાધામાં ઉતાવળ કરવી જોઇયે; કેમજે મેં તેણીને આજે સવારે જોઇછ. હમણાં બે કલાક થયાંજ જોઇછ!"

"હેં! એ શું મશ્કેરી? તું મારી ખોરશેદને કયાંથી જોય?"

નવલ તો ઉતાવળમાં પાછો જયાંનો ત્યાંજ રહે તેમ હતું, પણ જમશેદે તેને ખોરશેદને ધનબાઇજી કાપડયાને ત્યાં મલવા માટેની સઘલી વાત કહી અને વળી ઉમેર્યું કે તેણીનાં ચેનચાળા તેને પેહલેજ તબકે પસંદ ન હતા.

"એ ફકત એક ઘણીજ ખર્ચાળુ જવાન છે, અને દેખાવ બધો ઉભો કાધેલો છે. જો તારે તે વાતની ખાત્રીજ કરવી હોય તો એનો ચાહ કેટલો પૈસાપર છે તે જાણવુંજ હોય તો ટુંક વખ્તમાં હું તુંને બતાવી આપીશ કે એ તુંને પરણવા ચાહતી ઓરત મારી કેરી ઉપર કેવી જલ્દીજ ઢળી જશે તે."

નવલતો આ ખબરથી ઘણોજ દીલગીર થયો, પણ જમશેદ જે કંઇ બોલતો અને તેને કહેતો તે કેટલી હદ સુધીનું ખરૂં પડતું તેથી બીચારો પાસેની ખુરસીપર બેસી જઇ ચાનું કપ ઓઢી ગયો.

"સમજેછ કે નવલ, મારા પૈસાનાં જોરે હું તેં પસંદ કરેલી ખોરશેદને જીતવા માંગું તો કંઇજ વખ્ત નહીં લાગે તેવો મામલો મેં જોઇ લીધો છે. જો તારી ખાત્રી કરવી હોય તો એક થોડા દહાડામાં તું જોઇ લેશે, મારા કહ્યાપર ચાલશે તો. ભવિષ્ય આખું એક હાથ સોંપવાનું તેમાં તું છુટી નહીં થાય તો સારૂં." નવલ કબુલ થયો. વળી તેને કબુલ કર્યું "કે પેસો ધોડો વેચનાર જવાંન જમશેદનાં કેહવા પ્રમાણે ખરેજ લુચ્ચો અને લટખટ હતો એમ બધેથી તેને મુંબઇ

આવતાં સાંભળ્યું હતું" એમ તારૂં દરેક કેહવું બાપરે ખરૂંજ હોઉછ, અને તું જે ખોરશેદ માટે કેહછ તેથી વખતે ખરૂં હોય, તારા પૈસા સાથે વળી તારો દેખાવ જોઇને મારાં કરતાં જો તુને તે પસંદ કરે તો હું તેમાં તેણીનાં વાંક જોતોજ નથી પણ મને લાગેછ કે એક વખ્ત મને દરેક આશા આપીને, મને હા કહીને પછી તેણી તુને કબુલ કરેજ શાંનો. તે કરતાં તું કેહછ તેમ હું થોભશ."

"મારો ડાહયો દીકરો, મારો ઘણોજ ડાહયો દીકરો. તું મારા કેહવાપર જરાક થોભશે તો તું સુખી થશે. હું ખોરશેદની પરીક્ષા લેવા માંગુંછ, જો હજીબી તેણી તે મારી પરીક્ષામાં પસાર થશે તો તુને તારી ખોરશેદ મુબારક. જો તેણી ડગમગતી અને પૈસાની લોભી જણાશે તો પછી એવી જાળમાં ફસવાનાં કરતાં કુમારૂં રેહવું સારૂં. કેમ?"

"પણ તું જોજે તો ખરો, મને નહીં લાગતું કે એ લોકો તારીપર જરાબી લોભાય? એ લોકો જાણે છે કે મારી પાસેબી પુરતા પૈસા છે ને વળી ખોરશેદનાં ભાઇ રૂસ્તમે બધું ચોકસ્યું એટલે વેર ગોઠવી રાખ્યુંછ કે હમે જેવાં પરણ્યે કે સુરતની મારી તમામ જમીનો ખેતર ને એસ્તેત સર્વે વેચી નાંખીને અહીં એક મોટી નાટકશાળા બાંધવી તેના માલેક ને મેનેજરબી હમે બેઉ જણાંએ. મારી ખોરશેદ ગાયનમાં ઘણીજ શોખીન છે તેણી હારમોન્યમ ને ગાયન સઉ પોતાપર રાખશે, રૂસ્તમને એનાં દોસ્તો કેહછ કે બે પાંચ વર્ષમાં હમે એવાં તો મચી જઇશું કે જેનું નામ? પૈસેપુરને નામબી સારૂં કહાડીશું."

"નામની વાત નાં કરતો આ, પછી વખ્તે તું પૈસેપુર થાય ખરો, પણ જાગીરદાર તે એક ઉમરાવ કેહવાય તું શેઠપાનો ઉમરાવનો કુંટુંબી તે નાટકકાર થાય અને તારી બાયડી નાટકમાં ગાયન ગાઇ ઢોળકરાં વગાડે એ બધો ખયાલ તુને ખુશ કરેછ, પણ જો નરસ એ તારા પ્લાનથી મારાં આંગનું રૂવેરૂવું ઉભું થઇને કમકમેછ આપણાં મમાઇ જવાઇ એવી ગાયનકાર નાટકશાળી વહુ મેલવવા કેવાં અત્યારે જ્હેરતમાં કમકમતાં હશે. એવું કંઇ કરતો નાં, જો કરે તો હમે તને હમારાં કુટુંબનોબી કેહવા લજવાઇશું." હવે જમશેદે તેને બહુજ ખુખડાવી તેની શુધ ખોલવાનું કહ્યું. નરસ રડવા જેવો થઇ ગયો મુંબાઇ આવ્યોછ ત્યારથી નાટકશાળાને દર રાત્રે હજારો રૂપ્યા નાટકમાં મેળવવાનાં સ્વપનાઓ જોતો ડોસો થાયછ ને આંએ શું કરર ભુસ! તેનેબી યાદ આવ્યું કે તેનાં વડવાઓને આ ખ્યાલ તદનજ ધિકારવા જોગ લાગતો હતો.

"હું મારાં સુરતી ઓલ્ડગય માલમતાનાં વેચાંણની ઉતાવળ કરીશ નહીં, હવે, જમશેદ, તું પેહલાં ખાત્રી કર કે ખોરશેદ ખોટાં દીસતી નથી." તે કબુલ થયો.

"ઠીક ત્યારે, જો મારો પલાન સાંભળી લે, હું પેલી એ લોકની પાડોસન ધનબાઇજીને ત્યાં એક ઓરડો ખાલી છે તેમાં બાડે રેહવશ ને ધનબાઇજી મને રાંધી ખવાડશે, હું જુદો જુદો એ લોકોને મલવા કરશ, તેટલાં તુંબી તે લોકને મલતો ભેટતો રેહજે જોઇયે એમાંથી કોણને એ પસંદ કરેછ પણ સાથે સાથે એનાં ભાઇ સાથે તારી નાટકશાળાનાં હવામાં કિલ્લા બાંધતો નાં. એનો ભાઇ તારી સુરતની અરકપાંમત કાહડી નાંખવાનું કહે ત્યારે એટલુંજ બોલજે કે પેહલાં લગન થાય, પછી બાયડીને લઇ જઇ સુરતનું બધું મારૂં દેખડાવી પછી વેચાંણ કરશ ત્યાં વનાં નહીં એમ કબુલ થા."

"હા, હા, હું બધો વખ્ત ખોરશેદને મલતો ભેટતો રેહવું તો પછી મને કશાંની ના નથી. એ છોકરીનું ધ્યાન મારીપર ઘણુંજ છે ને રૂસ્તમ તો વળી મને પોતાનો ભાઇજ ગણેછ. વેચાંણ ખતની ઉતાવળ હું નહીં કરૂં એમ હું તુંને વચન આપુંછ."

એ પ્રમાંણે તેઓ અવારનવાર ખોરશેદને મલતા ભેટતા રહયા, જમશેદે ખટકું મેહના મારફત, તેની બાયડી મારફત, અને છેલ્લે પોતેથી વાતચીત મારફત ધનબાઇજીને જાણવા દીધું કે તેની દોલત ને જમીન ને અરકપાંમત ઘણી ઓહછી હતી, અને તે એક ભલી બાયડી મેળવવા મુંબાઇ આવ્યો હતો, અને તેનું કારજ કરનારને તે સારી રકમ આપશે.

હવે જોઈ લેવો ધનબાઈજીનાં પછાડા! વળી તે કરતાંથી હજાર ઘણા વધુ પછાડામાં બાપડી ખોરશેદ પડી. ધનબાઈજી મનમાં પ્લાંન ગોઠવતાં કે ખોરશેદ સાથે એ સુરતી આઈયાને ગોઠવી દેઉં તો કારજ કરવાની મોટી રકમ મલે, જોડું ગોઠવવાનું સવાબ મલે, ને ખોરશેદ ઉપર ચહડેલાં નાણાં પાછાં નિકળે. હવે તે ડોસીએ પેહલા દીને ખોરશેદનાં બાલને કલર માટે બધું કહેલું ઉઠળાવવા પડયાં, અને ખોરશેદને ઘણીજ સરસ તેની નજરમાં ચિતારવા માંડી. જમશેદ આ ફેરફારથી મુંછમાં હસીને મોજ મેળવતો.

આણીગમ નવલને પણ ઘેરી રાખવાની સીફત તે ભાઇબેન ચાલુ રાખતાં, જો જમશેદ આખર હાથ આવ્યો નહીંજ તો પછી નવલ તો છેજ, રૂસ્તમ મેહેરહોમજીનું કરજ દરદહાડે વધ્યું જતું અને તેનાં માંગનારાઓ તેને ધાઇ ધાઇ કરતા. તે તેઓને થોભાડતો મરવા પડતો.

ખોરશેદનો બધો વિચાર જમશેદમાં હતો તે તંદુરસ્ત, ખુબસુરત, અને પૈસામાં તેમજ વિચારવંત અને ધીરજવંત બધાંમાંજ નવલ કરતાં વધું હતો. તે બાપડી તેને રીજવવાને ગાંયનો ગાતી અને હારમોન્યમ વગાડતી જે જમશેદને ઝેર જેવું કડવું લાગતું. પણ તેણી સમજી નહીં શકતી કે નવલ જેમ તેણીનાં ગાયન અને વગાયનથી ખુશ થઇને તેણી ઉપરથી ઉછળાઇ પુછળાઇ જતો તેમ જમશેદ કેમ નહીં કરતો?

એવા અછાડા પછાડામાં પંદરેક દીન ગયા પછી જમશેદે પટલુની ધણીયાણી સુનાઇ આગળ જાહેર કીધું કે મુંબાઇમાંથી બાયડી મેળવવી તેને ઘણી કઠણ પડતી તેથી હવે તે પાછો પોતાનિ વતન સુરતજ જઇને ત્યાંની કોઇ તંદરસ્ત, ઘરનાં કામમાં હાડકાં વાળેલી, કળાગરી બાયડી ખોલી લેનાર હતો! આતો ખોરશેદ અને તેનાં ભાઇને તેમજ ધનબાઇજીને ઘણીજ દીલગીરી આપનારી ખબર હતી. ખોરશેદે તેને જીતવાને કેટલા પછાડા માર્યા તે બધું ફોકટ.

"પણ હું તુંને કહુંછ કે આંએ તારાં કપડાંને પીડવાસનાં ખર્ચ પાછળ હું મરવા પડયો. મને મોટું કરજ થઇ ગયુંછ. મુંગી મુંગી નવલને કબુલ કરી દે કે પછી બધી પંચાતમાંથી ઓછાં થઇ જઇયે." તેણીનો ભાઇ રૂસ્તમ હવે બખાલવા લાગ્યો.

"પણ ધાર રૂસ્તમકે, પરણીને એ મને સુરત લઇ જાયને રોટલા થપાવવા બેસાડે તો પછી?" ખુરશેદે હસત બતાવી. તે બાઇસાહેબ કામકાજનાં આપે હાડકનાં હતાં, અને ઉધાર પૈસે ઘરમાં બોય બટલરથી કામ લેતાં.

"પણ એને સુરતનું વેચાંણ દરેક અસ્કયાંમતનું કરવા કરાવવાનું આજે વળી પાછું દબાંણ કરી જોઇયે. એનો તારીપર એટલો જીવ છે કે એ એવું કઇ ઓડાંનીપણું કરેજ નહીં. વળી સુરતી ગામડામાં ખપવાનું હવે એને ગમતુંજ નથી, તેથી પોતાંની મેળેજ મુંબાઇમાં ગોઠવાશે."

હવે તે ભાઇ બેન નવલને વધુ રોકવા માંડયો. તેને સાથે લઇને અસલ માફક ફરવું હરવું, ખાવા પીવા નિકળવું, નાટકોમાં જવું વગેરે બધી ધધુખર કરવા માંડી, એ દરમ્યાન સાથે સાથે મુંબાઇની મોહીનીનો રસ રૂસ્તમ નવલને પિવાડતોજ રહયો અને સુરતની જંગલી રાહરસ્મો, અને ઓલ્યા ચાલ તરફ ધિકાર ઉપજાવતો રહયો. પછી વળી તેને તેની અસ્કયાંમતનાં વેચાંણખત તરફ ખેંચવા માંડયો. નવલ જરાક જરાક ધરાવા માંડયો હતો. જો તેને જમશેદને આ બાબદમાં થોભી જવાનું વચન ન આપ્યું હતે તો તે બનતી ઉતાવળે પોતાંની અસ્કયાંમત કાહડી નાંખી નાટકશાળા બાંધવા અત્યાર પહેલાં ઉતાવળમાં ઉતરીભી પડતે. પણ જવાબમાં તે તેઓને ઉડાંવ્યા કરવાનું કરતો અને પોતે પરણવા પછીજ એસતેત વેચી નાંખશે એમ મજબુતાઇથી તેઓને કહી સંભળાવતો.

તે પોતાનાં બોલને વળગી રહયો; પણ રોજીંદું નવું નવું કરી બજાવનાર તે ધણીને આમ પોતાની યુક્તિ પાર પાડવાંમાં જે દીક્ષ ખમવી પડતી તે ઘણી હતી.

## પ્રકરણ ૬ ઠું.

રૂસ્તમ મહેરહોમજી અને ધનબાઇજી હવે ખોરશેદને નવલ સાથે ગોઠવી દેવા પોતાથી બનતું કરવા લાગ્યાં; રૂસ્તમ અવારનવાર કેહતો કે નવલ તેણીનું

"તું હમણા ઘણોજ ઉશ્કેરાઇ ગયો છે, તે તારૂં ધ્યાંન ઘડ ઠેકાણે રાખવા મને તારી સાથે આવવાની ઘણી જરૂર જણાયછ, તું પવનની પીઠપર જતો હોય તેમ ઝડપથી ચાલેછ: તેથી હું તુને સરોબર રેહવા મારેથી બનતી ઝડપ વાપડીશ." બેત્રણ મોહલ્લા વટાવ્યા ત્યાં સુધી નવલને ગોંડીદોડે ચાલતો જમશેદે છોડયો પછી તેને રોકવાનું કરયું. તેને તેના ખભામાંથી ધરી સઇ ધીરજથી કહયું.

"ભલા ભાઇ, એ નોટીસ કાહાડનારનો તમામ હીસાબ હું સારી રીતે ચુકતે કરી આપીશ, તું મારી પર વિશ્વાસ રાખ. અગ્યારસો રૂપ્યા તારા નસીબમાંથી ઉતરવાના થયાછ, બીજું કંઇજ નહીં."

"અરે અગ્યારસો રૂપ્યા શું એવી બીસાદમાં છે? મારી ગરીબ ખોરશેદને શું હું બેઆબરૂને મોતે મરવા છોડશ કે? અત્યારે ત્રણ પાંચ હજારથી હોતે તો તેથી હું નહીં જવા દેતે?"

"જેમ તારી મરજી. હવે થવાનું છે તેજ થશે. મારૂં માનશે તો સુખી થશે નહીંતો તારી મરજી."

નવલે જમશેદનું સાંભલવાની દરકાર ન કરતાં દોડતો ઉડતો ગયો ખોરશેદને ત્યાં, જ્યારે જમશેદ પાછો તેણીની પાડોસણ ધનબાઇજી આગળ આવ્યો. તેને તેણીને મોંહડેથી સાંભળ્યું કે "શું કરૂં, મારો દીકરો આદરજી કાપડયા હવે ખોરશેદનાં રૂપ્યા વસુલ કરી લેવા મને ઘડી ઘડી કહીને ઘેરમાં મારી સાથે ચીડડાં કાડે તે મેં આખર નોટીસ કહાડીછ.

જમશેદે ત્યારેજ જોયું કે નોટીસ ધનબાઇજીને ત્યાંની હતી, અને તેમાં લખેલું બહાનું તદન ગલત હતું.

તેજ સાંજે ખુશીથી છલાછલ ઉભરે નવલ જમશેદને મલ્યો, અને બોલ્યો.

"જમશેદ, તારેથી થાય તેમ તું મારી ખોરશેદને અજમાવ, તેણીની પરીક્ષા લે, પણ તેણી ફેલ થશે નહીં. મેં તેણીનું કરજ ભરયુંછ, અને આજે તેણી અને ને મનેજ દુન્યામાં એકલાને ધણી કરવા તેયાર છે." તે ખુશીથી લાલલાલ થઇ ગયલો. "મારા જેવો સુખી મર્દ દુન્યામાં કોઇજ હશે!"

જમશેદ કંઇજ બોલ્યો નહીં; કેમજે ઘર આવ્યો, ત્યારે તેને એક ચીઠી મલી હતી જે વાંચીને તેને ગજવે ખોસી હતી. તે ચીઠી ખોરશેદે તેની ઉપર પૈસાની અરજમાં આ પ્રમાણે લખી હતી.

"ગરીબોની દીલસોજી હેડે ધરાવનાર એક નિરદોષ ઓરત તમને આ સત્તરો લખીને આજીજી કરેછ કે સેંકડો પારસી નરનારને તેઓના ગરીબડા અવતારમાં રીબતાં-મરતાં બચાવી લેવાનાં પરિણામે એક નાહની રકમનું લેણું તેણીને સર ચોંટયુંછ, તેમાંથી તેણીને બચાવી લેશોજી. મોહડે મોહડું મને સઘલું કહેવા ઇંતેજાર છું. લા૦ તમુને એકલાનેજ આખી જગમાં વધુ હેતથી ચાહનાર તમારી થવા ઇચ્છનાર ખોરશેદ મેહર હોમજી.

આ ચીઠી તેનાં ગજવામાં હજી હતી. જમશેદ નવલને કશુંજ કહયું નહીં. મનથી તેની દયા ખાઇને તે ચુપ બેઠો. નવલના જવા બાદ તે તેણીને મલવા જવા તૈયાર થયો. અને કેહણુ મોકલ્યું, તે તેણીને હમણાં મલવા આવતો હતો એમ તેણીએ જ્યારે જમશેદની આમદ જાણી ત્યારે ટુંક વખતપર વચનથી બંધાયલી તે નાહાંન લચકલી છોકરીએ મનસે વમારયું, કે જમશેદ જો જરાકબી તેણી માટે વીચાર જણાવશે તો નવલને તે ખંખેડી કાહડવા વાર નહી લગાડશે.

હા, ખોરશેદ હંમેશ કરતાં ઘણીજ વધારે બની-ઠનીને જમશેદને મલવા વાસ્તે હેડે રૂસ્તમની દુકાંનની બાજુમાં ઓરડો હતો ત્યાં આવી. જમશેદે તો ખુલ્લે દીલે તેણીની ચીઠીપર વાત ચલાવી.

"એ તમારી ચીઠીપરથી મને જણાય છે કે તમે જો હું તમારા હાથની માંગણી કરૂં તો મને કબુલ કરશો. પણ તમારાં હેતાળુ સહી અને પાડોસન બાઇ ધનબાઇજી"—

"અરે નહીરેજી, એવન મારાં પાડોસન ખરાં, પણ હેતાળુબી નહીં ને સહીબી નહીં." ખોરશેદે હોઠ કરડીને તેને વધુ બોલતાં અટકાવ્યો.

લોકો વમાસ્તાં કે જમશેદ એ ગરીબડી સાથે પરણશે નહીં પણ પૈસો એવે રસ્તે ઉમેરવાનાં કરતાં ઘરમાં સુખ ઉમેરવાની કાળજી સમજુ જમશેદને વધુ હતી.

ગુસ્તાદજી બત્રીસ વર્ષની ઉમરે પુગ્યો હતો, એટલે તેજ ઉમરે લગન કરવાં એમ તેની મરજી હતી, તેથી તેને પોતાંને પેશ પડતા એક કન્નાસ મિજાસની વિધ્વા ઓરત સુનાઇ સુતારને પસંદ કીધી તે વિધ્વા ઓરત પાસે માય બાપને ઘેરનો પૈસો અને તેણીને ધણીને ત્યાંનો પૈસો ઘણો હતો અને વળી તેણી ઘણીજ સંઘરાઉ હતી એવી વાતો ગુસ્તાદે સાભળેલી તેથી લોકોએ ગમે તેટલો તીરસ્કાર બતાવ્યો પણ ગુસ્તાદને તેણીજ પોતાંને લાયકની લાગી.

લગનને પાંચ મહીના નહીં થયા તેટલાં તે ઓરતે તેનાં દાંતમાં ખાસડું આપ્યું. પણ લોકને આ પોતાંની ખેજાલત ન દેખાડવા ખાતર તે હસતો ને હસતોજ રેહતો. તેણી પાસે શું પૈસો હતો, અને તે કયાં હતો કે કેટલો કેટલો હતો તે તેણીએ તેને જાણવા દીધા નહી, અને કદીબી નહીંજ જણાય તેની કાળજી તેણી રાખતી. વળી તેણી એટલી ચીક્કી હતી કે બાજે વખ્ત ખાવા પિવાનુંબી બહુજ કમતી અને કંગાળ ગુસ્તાદને આપતી, અને લડી વઢીને દર મહીનેનો ખર્ચ તેનાં પાસથી મોટો પોતાંને હાથ લેતી. જો વધુ કટકટ થઇ તો તેણી કબુલ કરવાબી ચુકતી નહીં, કે ખોદા ન કરે ને ગુસ્તાદનોબી આંકો આવે તો પછી તેણીનો આધાર શું? તેથી તેણી પોતાંને ખાતે જુદો પૈસો સંઘરતી. એમ ગુસ્તાદ ઘણું સઘેરવા જતાં, અને દસ વરસનાં માતબર થઇ જવાનાં સ્વપના જોતાં સંસારે દુઃખીને કંગાળ થઇ ગયો. હવે બની તેતો બની આ બાયડી પરણવામાં તેને કેવી સખ્ત ઠોકર ખાધી હતી તે કબુલવા જેવી હલકી પંક્તીપર તે જતો નહીં, પણ વિચારવંત જમશેદથી ખરો મામલો તે છુપાવી શકતો નહીં. જમશેદ પોતાનાં લગનમાં થવું જોઈએ તેમ ઘણોજ સુખી સંસારનો નિવડયો, તેની બાયડી નાજુ ઘણીજ ડાહી, મરદી, અને નમાની સાથે જમશેદ જેવીજ વિચારવંત દયાળુ દીલની હતી. તેણીનાં મરહુમ કાકાની દીકરી આલાં પણ તેણીનાં જેવીજ ખુબસુરત, નમાની ને ડાહી હતી. તેણી જમશેદનાં ઘરમાં આવી આવન-જાવન કરતી; પણ તે છોકરીના વારસામાં તેણીનો મરહુમ પીતા રૂ. ૩૦ હજાર આપી ગયો હતો, છતાં આલાં સુખી નહતી. કારણ કે તેણીના ઘરમાં તેણીની સાવકી માતા હતી. તેણી પોતાનાં બાપનાં ઘરમાં સુખી હતી નહીં; છતાં સોરાબશાહ સુરતી જેવા તાલેવંત શેઠયા તેણીને પોતાંની વહુ કરવા, પોતાનાં સપુત જેહાંગીર સાથે વરવાને અવાર નવાર માંગણી તેણીની સાવકી માતાપર મોકલતા; જે આ છોકરી સ્વીકારતી નહીં, તેની બાબદમાં મોટી પંચાતીઓ તેણીની સાવકી માતા તેણી સાથે કરવા જતી પણ મુગે મોંહડેની આલાં. ઘણીજ સમજુપણે પોતાનો ઠડાવવંતો નાનો જવાબ આપી બધા વખત ચુપ રેહતી.

આલાંની સાવકી માતા હીલ્લુબાઇને આ સગાઇ બહુજ પસંદ પડી હતી, પણ આલાંને કેમબી કરીને તેણી સમજાવી શકતી નહીં. આ કારણે તેણી અવાર નવાર આલાં સાથે નવી પંચાતીઓ જગાડી ઝઘડો લેતી; જેથી તે સમજુ છોકરી ઘરનું પોતા હસ્તક સોંપાયલું કામકાજ કરી લઇ, સીવવા ભરવાનુ લઇને પોતાંની પીત્રાઇ બેન નાજુ જમશેદને ત્યાં જઇને પાછલા પોહરે બેસ્તી.

સોરાબશાહ સુરતીનું નામ મોટી જાગીરો અને મબલક પૈસાને જોરે તાલેવંતમાં ખપતું ખરું, પણ તેવનની ક્રુર હકુમતથી તેઓ ત્યાં ગરીબો વચ્ચે ઘણો છુપો તીરસ્કાર મેળવી ચુકયા હતા. તે સાથે તેવનનો બેટો જેહાંગીર કાઇ તદનજ. ઉધ્ધત, અભણેલ, ઐયાસુ અને ઉડાઉ પુરવાર થઇ ચુકેલો એટલે આંલાં જેવી સમજુ છોકરી તેનાં પૈસાને જોરે તેને કબુલ કરે એ બનવાજોગ નહતું. તેણીની ચાલ ચલગતનો અનુભવ જમશેદ અને નવલ ને ઠીક અસર કરતો. જમશેદ જાણી ચુકયો હતો કે તેણી નવલને કબુલ કરે તો તે સમજુ નાર તેને સીધે રસ્તે ચલાવી જરૂર સુખી કરશે. નવલબી હવે જમશેદના અને ગુસ્તાદનાં સંસારો જોઇ અનુભવ મેલવવા પાંમ્યો હતો, તેથી તેને પણ આ ડાહી છોકરી બહુજ પસંદ હતી.

તેઓને તેણીની માંગણી કરવાને આ એકજ બાબત ખીચકાવતી.

તે શું હતું? તે તેણીનો વારસો હતો. આવી મોટી-સે વખ્તે રૂપીઆ ત્રીસ હજારની રકમ સુરતમાં ઘણી જબર દસ્ત કેહવાતી-રકમ ધરાવતી તે છોકરી એમ તો નહીં માની લે કે તેણીનાં પૈસા ખાતર જમશેદ તેણીને પોતાનાં ઘરનો વર અપાવવા તૈયાર હતો? વળી ધનવાન જેહાંગીરને તેણી નાપસંદ કરતી એથીબી તેઓ પાછળાં પગલાં લેતાં, પણ તોબી તે વેળાએ તેઓ બંને-નવલ અને જમશેદ-તેણી પૈસાપર ખેંચાઈ ને જેહાંગીરને વરવા તત્પર કરતી નથી એવું જોઈ તેઓ બંને તેણીનાં ઉમદા ગુણની વધુ તારીફ પોત પોતા વચ્ચે કરતા.

દીવસો ગબડવા લાગ્યા, તેમ તેમ નવલ ગુસ્તાદની બાયડીનાં કલાંત પણાંથી બીહ દહશતીને પરણવા બાબદનાં વિચારમાં વધુજ કહણ થવા લાગ્યો. દહાડામાં દસ વખ્ત ગુસ્તાદ પોતાંની જીંદગીને શ્રાપ દેતો, પણ જમશેદ કે નવલ આગળ છાતો કાહડીને ખાકાં ફુંકતો કે એતો હોયજતો. બૈરાંઓ એટલી મજબુત લગામ નહીં રાખે તો પછી પૈસા સંગ્રાએબી નહીં તો. હું તો એવુંજ પસંદ કરૂંછ." કોઈબી રીતે પોતે આવાં લગનથી અસુખી નથી બન્યો એવું બતાવવાનું કરતો. પણ જમશેદ ને નવલજ ફક્ત નહીં, પણ દીવસ જતે તે ઓરતનાં કલાંતપણાની વાત બધે પ્રસરી રેહતાં ગુસ્તાદનો સંસાર ભુંડી બાયડીથી બીગડી ગયો હતો એમ બાહાર-નાંઓ પણ જોઈ લેવા પામ્યાં હતાં.

અવાર નવાર જમશેદ અને નવલ પોતાંની બાયડી અને તેણીની સગી આલાં સાથે લગન સંબંધી વાદવીવાદ ચલાવતાં, અને ત્યારે તે બન્ને પિત્રાઈ ભાઈઓ આલાંનાં વિચારોથી ઘણા ખુશ થતા. જમશેદની બાયડી નાજુ અને આલાંનાં વિચારો પરણવા સંબંધી એકજ હતા. અને તે બહુજ ઉંચા હતાં. ઉંચા એટલે પૈસાવાળો ઘેરે પરણી જવું એમ નહીં, પણ એક ભલાં ઉત્તમ દીલનાં માંણસનું ઘર આબાદ કરવા જવું એનાં જેવું મોટું ભાગ્ય સ્ત્રીને બીજું કંઈજ નથી એમ તેઓ કેહતાં.

રેહતાં રેહતાં સંપુર્ણ ખાત્રી થતાં જમશેદે પોતાની બાયડી મારફત આલાંને નવલ સાથે ગોઠવવાની ગોઠવન કીધી. તે નવલનાં ઘણાં સુખ શંતોષ વચ્ચે સંપુર્ણ રીતે પાર પડી; યાને આલુએ ઉડાઉ! એયાસુ જેહાંગીરનાં કરતાં, ટુંક પુન્જીવાળા, પણ મેહનતુ અને દયાળુ નવલને ઘણીજ ખુશીથી પોતાંનાં ધણી તરીકે કબુલ રાખ્યો, અને એ રીતે નવલબી જમશેદની સમજાવતથી એક ભલી સ્ત્રી સાથે ગોઠવાવા પામ્યો.

## પ્રકરણ આંઠમું.

પાંચ વર્ષનો અરસો પુરો થયો તે વાતને કે જ્યારે તે પિત્રાઈઓ વચ્ચે કાકાનાં વારસાની વેંહેંચણી થઈ હતી.

એ પાંચ વર્ષનાં દરમ્યાંનમાં સર્વથી માતબર જમશેદ થઈ ચુક્યો હતો, તેની પાસે ૨૦ ટકાનું બ્યાજ ઉપજે તેવો ધંધો નીમી ચુક્યો હતો; તેની જમીનને ઘટતો સુધારો અને ફેરફાર તેને કરવા માંડ્યો, પણ તેનાંમાં નવલ જેટલી ઉલટ ઉમંગ ન હોવાને લીધે તે તે કામ મુલતવી રાખ્યો જતો હતો, જેથી નવલને જણાયું કે તે જમશેદનાં હદ બાહારનાં ઉપકારોમાં દબાએલો હોવાથી તેને પોતાની ખતી ઉલટે જમશેદે કરવા ચાલુ તેમ આગળ રહીને પોતે માણસો પાસે કામ લઈ જમશેદની ખેતીવાડી તેને થત દેતી કરી મેલી. એથી તે ખમીસપણું પેદા કરી શક્યો.

"ગુસ્તાદ ગોરખર હજી જ્યાંનો ત્યાંજ રહ્યો હતો. નાતો એક પાઈ વધી કે નાતો એક પાઈ તેની ઘટી. તે સુધારા વધારામાં કંઈ ખર્ચતોબી નહીં ને પછી તેની ઉપજ કંઈ મોટી વધારે થતીબી નહીં. આ રીતે તે પેહલાં હતો ત્યારથીજ જેવાને તેવો રહ્યો હતો.

નવલે બાપડાએ ઉતાવળે દોડાદોડીમાં ઘણું ખોહ્યું હતું, પણ તેમ ખોઈને બીહ ડરીને બેસી રહે તેવો તે ન હતો, અનુસત્ર મેળવતાં રહી તે વધુ ઘડાતો જતો અને તેથી વળી જમશેદની દોસ્તીથી તે જે ખોહ્યું તે પાછું મેળવતો જતો અને હવે હવે જે કંઈ કામ

આરંભતો તેનો પાયો જમશેદનાં કહ્યા પ્રમાણેજ રચતો, જેથી હવે ખોદવાનો સંભવ ન રેહતો.

ચાલુ વર્ષમાં ગુસ્તાદે પતેતા પેર્યા, જેનાં કરતાં ઘણુંજ વધારે કીંમતી નવલની જમીને પતેતા આપ્યા; કેમજે તે કામ કર્યા પેહલાં જમશેદની સલાહથી તેને આમલેસ્તરનાં પપેટાવાળાઓને પોતાની જમીનપર રોક્યા, અને વળી ગોલ્ડીસ લોકોનાં પપેટાનો અનુભવ મંગાવી તે મોંદડે કર્યા. આ કારણે તેને જમીનમાંથી ઘણો ઉત્તમ માલ મેળવ્યો.

આ તેનું પેહલુંજ કાર્ય હતું, કે જે તેને ફતેહમંદ કર્યુ હતું. એ ફતેહનું મુળ કારણ હવે હલાહલની ઉતાવળ દુર કરી, સાંભો વિચાર કરી પછીજ કામ મજબુત પાયે સ્થાપીત કરવાને લીધે હતું.

ગુસ્તાદ ગોરખરે જ્યારે સાંભલ્યું કે નવલનાં પતેતા ઘણાજ વખાણવાજોગ અને મોંઘા ભાવે ઉપકાય તેવા હતા ત્યારે તેને નાક ચહડાવી જમશેદ આગળ બખાળા કાહડવા માંડ્યા.

"જોજેની, જમશેદ, એ પોર્યાએ આંએ વર્ષે ઉત્તમ માલ ઉતાર્યો તેવો આવતે વર્ષે એનેથી થનાર નથી. ને વખ્તે વળી કંઇ બીજુંજ કરી બતાવવાનો. હમણુંજ એનાં ભેજામાં કંઇ નવા વિચાર નહીં રોળાતા હોશે કે, ઓ લેઓ, એવનજ હસ્તા હસ્તા બેઉ હાથમાં કંઇ ચીંદડાં લઇને આવતા દેખાયછ. કેમ બા, વળી કંઇ નવું સુઝ્યું કે ?" ગુસ્તાદે હસ્તા હસ્તા ઉસ્કેરાઇને કંઇ નવું કહી દેવાની ઉતાવળમાં તે તરફ આવેલા નવલને પુછયું.

"જો જમશેદ આ બે કપડાંનાં ટુકડામાંનો કયો સરસ રંગેલો જણાયછ ?" તેને ગુસ્તાદનાં બોલવાપર ધ્યાન ન આપતાં પોતાનુંજ ચલાવ્યું.

"અલબત્તાં, દીકરા, તારા જમણાં હાથનું કપડું ઘણુંજ ખુબસુરત રંગનું દીસેછ. બેઉ એકસરખા બનુ રંગનાં છે પણ એકપર રંગ ઘણોજ સરસ બેઠોછ." જમશેદ બોલ્યો.

"ઓહ ! ફતેહ ! ફતેહ ! એ સાંભળી તેને મચ્છ મચ્છરી મુંકી. જોની, ભાઇ, ગુસ્તાદ, મેં જ્યારે મેંદાં, બારાં, ભાપ, મજદ, સમસાં, હંસ, તગાર મચ્છી વગેરેનાં ધંધાઓમાં અગાઉ છક્ક ખાધી ત્યારે તું મને ઘણું હસેોછ, પણ તારા મજાક મશ્કરીનાં તાણાં મેં યાદ રાખ્યા નથી. આંએ રંગ મેં નવો શોધી કાહડયોછ, અને તેનું હું પેટંટ લેનાર છઉં, પછી લછમી ઉછળશે તે હું તુંને તેમાં જરૂર ભાગ નાંખવા દેવશ"

"ફુઃ ફુઃ બળે તારી વાતઃ મને તું કોઇથી તારા વેપારમાં ભાગ આપવાની વાતજ નાં કર, દીકરા, તું તારી કમાણી ખાયા કર." ગુસ્તાદે જમશેદનો હાથ દાબીને નવલને જવાબ કર્યો. તેને જમશેદનો હાથ દાબવાનું કારણ એટલુંજ કે તે હછ હમનાંજ કેહતો તો કે નવલ વળી કંઇ નવા તરંગો કરતો હશે. તેમજ થયું.

"ભાઇ ગુસ્તાદ, હવે નવલ ઘણો ઘડાયોછ. તેથી એ નવો વેપાર શું છે તે સાંભલ્યા પેહલાં તું કેમ જવાબ દેછ ? વખ્તે કંઇ ધરખમ પાયો હોવથી." જમશેદે તેને કહ્યું.

"ગમે તે હોય, પણ એના ઉડાઉડીનાં ધંધામાં મારે ભાગ કરવો કે નાંખવોજ નથી." ગુસ્તાદે ખભાં ખડખડાવ્યાં.

"જમશેદ તું સમજતો ખરો, જોની ભાઇ, આજ લાંબો વખત થયાં રંગરેજનો ધંધો ઘણો પૈસા પેદા પાડેછ, તેમ હું જોઉંછ, પણ સાથે સાથે ઘણાક રંગ એવા કાચા હોવછ કે બધાં દીલમાંનાં બીજાં કપડાં તેથી રંગાઇ જાયછ. મેં ઇટલીની એક મોટી હંગારી ફર્મ સાથે કાગળપત્ર ચલાવીને ઘણીક સમજણ મેળવીછ, તે ઉપ્રાંત હું રંગનાં બીયાંની ઉપજની અહીં ખેતી કરનાર છઉં. તથા રંગ શી રીતે મજબુત, ઓગલ્યા વનાનો રહે તેનોબી મેં અભ્યાસ કરીને ઘણાક કકડાઓ રંગી જોઇ ખાત્રી કીધીછ. અને તે વળી મેં ઇટલી મારા ફ્રેંડપર મોકલી જોયા, જેને તે બહુજ પસંદ કરી મારી સાથે આખાં ઇન્ડયા વગે આડત ચલાવવા પ્રોમીસ આપ્યુંછ. એવા ધંધામાં નાણાંની રોકાણ અલબત્તાં મોટીજ જોઇએ, પણ ભાઇ, એમાં એક દમડીની ખોટ નથી, મેં પાયો ઘણોજ મકમ કીધોછ. બસ તારા જેવો એકજ વિચારવંત અને દ્રઢ મનવાળો ડાહ્યો

માણસ મારો ભાગ્ય થાય તો મને અવારનવાર ખેંચી પકડેલો રાખે. વાહલા ભાઇ."

"અંહંહં!" ગુસ્તાદે ચેષ્ટા કર્યા. "સમાલજે, જમશેદ, એ પોર્યો તારીપર શીશામાં ઉતારવાની જાળ નાંખેછ, હં!"

"તારૂં તે શું ભલું પરી, ગુસ્તાદ." ખરાંપણાંનાં તાપલાં, નવો ધંધો માંડવાની ઉલટની વચ્ચે ગુસ્તાદ આવતો જોઇ નવલ છેડાયો. "જમશેદ બોલની, મેં કંઇ કોઇ દહાડોબી તારી કે કોઇની સાથે પ્રપંચ માંડીને કોઇને મારી સુજમાં ડોહળ્યાછ?"

"નહીં દીકરા, હવે તું ઘણો ઘડાયોછ, અને કંઇબી કરે તે નક્કી કરે તેવુંજ છે, વાસ્તે ધીરે ધીરે બધું સમજાવ. જો તુંને મારા જેવો એક ડાહયો અને વીચારવંત, ઠડાવવંત માણસ જોઇતો હોય તો મનેબી ધંધો કરવા પેહલાં તારા જેવો એક ઉલટમંદ ઉમંગી માણસની ઘણીજ જરૂર છે, જેથી આપણે બન્ને ભાગમાં ઘણા ફાવીશું એમાં શક સુબોહ કંઇ નથી. ગુસ્તાદ, તેં ચાલ પકડવા માંડી કે? ભાઇ." જતાં ગુસ્તાદને જમશેદે કહ્યું. તે તો આ બન્નેને માથું રોડતા છોડી ચાલ પકડી ગયો.

પછી શું બન્યું?

એવા મોટા ધંધામાં નાણાંની ઘણી મોટી થાપણ જોઇયે, અને નવલની ધણ્યાણીએ પોતાનું સર્વસ્વ રોકડ પોતાનાં ધણીના ધંધામાં રોકવા મોટી ખુશી દેખાડી અને જમશેદની બાપડી નાજુ પણ પોતાની બાપે આપેલી જણસો, તથા પોતાની માએ આપેલી જણસો વગેરે વેચી સાટીને સઘળું પોતાનાં ધણીને તેમાં રોકવા માટે આપ્યું. તે બન્ને પીત્રાઇ ભાઇઓ સાથે ભાગમાં પેટંટ લઇ આ રંગનો ધંધો માંડયો. જમશેદ કબુલ કરતો કે નવલનાં ધડપચ્યાં, ઉલટમંદ સાથ વનાં જમશેદથી તે ધંધો એકલે હાથે થતે નહીં, જ્યારે નવલ જમશેદનો આભાર સઉ આગળ ગણીને બોલતો કે જો જમશેદ તેને પાકા ઠડાવથી અને ઉંડા વિચારથી સીધો ચલાવે નહીં તો તે આ ધંધામાં ફાવે નહીં.

લોકો પેહલાં ખુબ બબડતા કે જમશેદ સમજુ માણસ થઇને ખાલી હાથની ઓરત સાથે પરણ્યો; પછી વળી વધુ બબડવા લાગ્યાં કે એવો સમજુ વીચારવંત થઇને પેલા નચનવાઇ સાથે ધંધામાં જોડાયો. પણ બન્ને વાતમાં જમશેદજ વાજબી હતો એમ તેઓએ છેલ્લાં જોયું.

ડાહી સમજુ ઓરતો મેલવવાથી તેઓ કેવા સુખી અને નેહાળ થયા તે સર્વેએ જોયું. ડચ હટાલ્યન લોકોને નવલે મોટા પગારે પોતાને ત્યાં નોકરયા તેમાં પગાર સઉ કરવાને તેની ધણ્યાણીનાં રોકડ નાણાં તેને ઘણાંજ કામ આવ્યાં.

તે પરદેશી લોકોએ ગોરાં મુલ્કમાંથી નવલને ત્યાં આવીને તેઓનો તે ધંધો ઘણોજ સરસ રીતે વધારી દીધો અને જેઓ નવલ ઘણોજ નાદાંન અને દરેક કામમાં છીપલાવી હાડમાર થનાર તરીકે લેખતાં આવેલાં તેઓએ જોઇ લીધું કે હવે નવલ નચનવાઇ તેવો રહયો ન હતો. જમશેદની સોબત તથા એક ભલી સમજુ ઓરત પાંમવાથી તે ધંધે અને સંસારે સુખી થવા પામ્યો.

દસ વર્ષનાં અરસામાં વાંચનારાંઓ—આપણો ગુસ્તાદ ગોરખર હજીબી જ્યાંનો ત્યાંજ રહયો હતો. એક કાંકરા ભાર તે દોલત વધારી શકયો ન હતો. વધારામાં વધારો તેનાં કુટુંબમાં લડતાં વડતાં સાત છોકરાંઓની તુફાંની અસ્વારનો થયો હતો. બાકી તે સીવાય પૈસે તેની હાલત જેની તેજ હતી. તે આજવેર બોલ્યાજ કરતો કે આખર ને અવલ જમશેદ ને નવલ બેઉ દિવાળું ફુંકશે ને તેથી ત્યારે પૈસાવાળામાં ગણાતો તેજ એક સાબુત બાકી રેહશે પણ કહ્યું તેવું દસ વર્ષનાં હીંગામમાં ન બન્યું, તે બીચારો ઘભરાઇને હરણફાળ થઇ ગયો જ્યારે દસ વર્ષ પછી એક દીવસે ઠેડમેડે વખતે કાકાનો વારસો આપી દેવાને તેઓનાં ધંધાનાં ચોપડા શેઠ દોરાબશાહ નીમહકીમે મંગાવ્યા તે પરથી જાણીયું કે જમશેદ અને નવલ દિવાળું કાઢવાની અણીપરતો નજ હતા પણ તેનાં કરતાં હજારો રૂપ્યા રોકડ પુરાંત તેઓ નિપજાવી શકયા હતા.

"ચાલો સાહેબો. બોલો, હવે મને જણાવો, તમો બંન્નેમાંથી કોણને આ કાકાનાં વારસાનું નાણું આપું વારૂં?" તે ભાગમાં કામ કરતા જમશેદ નવલન દોરાબશાહે ચોપડાઓ જોવા પછી, પુછયું.

"અલબતાં સાહેબ, જમશેદને તેજ મલવા જોઇયે; કેમ જે એની મદદ વનાં હું જરૂર અત્યારે પાઇ વનાનો હતે." નવલે ચોખે દીલે કબુલ કર્યું.

"નવલનેજ એ નાણું મલવું જોઇયે," જમશેદે ગંભીરાઇથી કહયું. "કેમ જે એની ઉલટ ઉમંગથી આ ધંધો મચ્યોછ, બાકી મારામાં એટલો ઉમંગ હતો નહીં કે હું આ મોટો ધંધો સ્થાપી શકતે."

"ઠીક ભાઇઓ, ત્યારે તમો બંન્ને જણાઓ કાકાનો બારસો સરખે હીસ્સે વેહેંચી લેયો, જોયું, ઉમંગ, ઉલટ સાથે ઠડાવ અને દયાળુપણે કરેલો ઉંડો વિચાર એ જોડાય તો કેવાં સારાં પરિણામ શકાયછ હં?" દોરાબશાહે ગુસ્તાદને કહયું. તેઓ કાકાનો વારસો મેલવી સુખી થયા.

સમાપ્ત.

# નમ્રતા.

લખનાર—"દીલખુશ."

"By humility and the fear of Lord,
are riches, honour and life."—*Solomon.*
Humility that low sweet root,
From which all heavenly virtues shoot."
MOORE.

વાંચનાર, નમ્રતાએ પરવરદેગારને, નાનાએ મોટાંને, નમવામાં કદીજ હલકાઇ સમજવી નહીં, કારણ, જે ભગવાનને નમે છે, તે ખુદાનેજ નમે છે, કારણ મોટાંને મોટા બનાવનાર પાક પરવરજ છે. યાદ રાખજો, કે નમનતાઇનું નીચાણ કબુલ કરવાથીજ મોટાઇનાં ઉંચાણમાં જવાય છે.

તમો નમ્રતાથી નીચે બેસશો તેમાંજ તમારી બુઝરગી છે. ત્રાજવાંનું પલ્લું જ્યારે ઉંચું ચઢી જાય છે ત્યારે તે વજનની કસ્તાઇમાં આવે છે. કહે છે કેઃ—

'નમન નમેસો આપકુ—નમેસો ઉંચા હોય
નમે તરાજુ પલ્લાં—નમે જો ભારી હોય'

વળી, દરીયામાં મોતી ઉંડે નીચે જઇને બેસે છે કાંય કે તેની કીમત થાય છે જ્યારે કચરો સપાટી ઉપર તરી આવે છે કારણ કે તેની કીમત નથી. જ્યાંગી કજીઓ હોય ત્યાં સદા નરમાસ રાખજો કાંય કે રેશમની પોતાની નરમાસથીજ તલવાર પણ તેને કાપી શકતી નથી.

દાનાવો કહી ગયા છે કે મીઠી જુબાન, નરમાસ અને ખુશાલી. તમો એક હાથીને પણ બાલ [illegible] ખેંચી શકશો જ્યારે મગરૂરીમાં તો [illegible] સુધી ઝેર ભરેલું હોવાથી તે ખાતાંજ તમો [illegible] નમ્રતા, એ ફળ ભરેલાં ઝાડની મીસાલ છે, કારણ એક વગર ફળનું ઝાડ હમેશાં મગરૂરીથી સીધુંજ ઉભું રહે છે. નમ્રતાનો બોજો નેકીપર પડવાથી તે જમીન વધુ ઝકડી રહે છે. વસ્તીમાં નમ્રતા રાખવી એજ ખરી નમ્રતા છે. યાદ રાખજો કે ખરી મોહટાઇ અને માન નમ્રતાથીજ મળે છે, બાકી એક મગરૂર માણસથી તો ખુદ ખુદાથી દુરજ રહે છે. જુવો, કે કીડી નમ્રતાથી ખાકમાં સર મેલે છે જેથી તે શાકર ખાય છે, જ્યારે હાથી ગરૂરીથી સરપર ખાક નાખે છે તેને કંઇજ મલતું નથી. વળી નમ્રતામાં પણ ફેર હોય છે. ઠગારી નમનતાઇ ખોટી ને મતલબી હોય છે જેવી કે ગરજવંત ઘણો નમે છે, દગાખોર બેવડો નમે છે વિગેરે. જો તમો જાતે ભલા હશો, સદગુણનો ઝરો તમારાં હૈડાંમાંથી વેહતો હશે, તમારા ઇશ્વરનો તમોને ડર રહેશે, તો ગમે એવી હાલતમાંથી તમો, નમ્રતા જાલવી શકશો. દાનાવ થવાનું પેહલું પગથીયું નમ્રતાજ છે. મહાન પુરૂષો કહી ગયા છે કે ઇશ્વર પ્રભુની કોપેશમાં ઝીપલાવવા પેહલાં તમારે એક બાલક જેવા નમ્ર અને નિર્દોષ થવું જોઇએ. એક નમ્ર મનુષ્યની નમ્ર વાણી, સચ્ચાઇને ઝલકાત આપે છે. આ અવનીમાં આગળ વધવા માટે સર્વેએ કુદરતના કાયદા પ્રમાણે ચાલી મગરૂરી તજી નમનતાઇ એખત્યાર કરવી જોઇએ, કારણ જ્યારે એક મગરૂર માણસ હાડમાર થાય છે ત્યારે એક નમ્ર માણસ શાંતપણે ઇશ્વરી આશીર્વાદની દીલખુશ લેહજત ભોગવે છે. એક પુરૂષના સર્વે અવગુણોથી તેને બચાવવાને માટે નમ્રતાનો સદગુણ પુરો બલવાન છે. એવી કોઇબી ચીજ નથી કે જેમાં નરમાસ નથી. સદવારની દીલખુશ લેહરી, સાંજના સુર્યના આઠમતી વેળાના ધીમા શીતળ કીરણ, વસંતનો સુગંધી પવન, રાતના પક્ષીના ગાયણનો મીઠાશ એ સર્વ, ઇશ્વરની નમ્રતા ભરેલી કૃતીનો આબેહુબ પુરાવો છે. એક નમ્ર, માણસ, સાચો, પ્રમાણીક અને પોતાની ભુલ કબુલ કરવામાં હમેશ તત્પર હોય છે. વિદ્વતા અને નમ્રતા આ બે ગુણો જો એક પંડીતમાં હોય તો પછી તે પોતાની તરફ કોનું દીલ ન ખેંચે? નમ્રતા વગર બીજા સદગુણો મેળવવા કઠણ છે કારણ ખરો ખુદાઇ

અંશ એક નમ્ર માણુસમાંજ ઝલકી રહેલો છે, જે ગુણ આપણુને સુધારીને ઉંચે દરજ્જે પુગાડે છે. આપણા દુ:ખ અને ખુદામાં અવિશ્વાસ ભરેલી લાગણી માટે ધીરજનો પેહલો પાઠ નમ્રતાજ આપણુને શીખવે છે. જેમ ખુબસુરતીને સાદો પોશાક શોભાવે છે તેમ ડહાપણુને નમ્રતા શોભાવે છે. 'એક નમ્ર મનુષ્યનું બોલવું સત્યને પ્રકાશ આપે છે અને તેના દરેક સદગુણ ઉપર નમ્રતાની છાંયા પડવાથી તે આ અવનીમાં સુખ, શાંતી, માન, અને મરતબો મેલવી વધુને વધુ દીપી નીકળે છે.

શામલભટ કહે છે કે "વિનય (નમ્રતા) એ વશીકરણની વિદ્યા છે જેથી સર્વે વશ સહેલથી થાય છે. ખુશામત એ અસત્ય બોલીને બીજાને પ્રસન્ન કરવાની વિદ્યા છે જ્યારે નમ્રતા એ સત્ય બોલીને બીજાને સહેલથી વશ કરવાની વિદ્યા છે, કહે છે કે:—'A good word is a good obligation'.

નરમાસ એ નશીબનો ચોકીઆત છે. તે માણુસનું કુલીનપણું પરખાવે છે. ખાનદાની ખમીર વિના નમ્રતા હોતીજ નથી. કહે છે કે:—

"નમનતાઇ દે છે—સુખી જીંદગાની,
અરે એજ છે મોટપણુની નિશાણી."
(મરહુમ દા. એ. તા.)

જ્યારે નમ્રતા માટે મેરહુમ સોહરાબ પાલમકોટ કહી ગયા છે કે:—

"ખાનદાની માણુસથી ખુબી મલે
નીચ મારે ફાંફાં કંઇ નહીં વળે,
ખાનદાની માણુસમાં નમનતાઇ છે,
કુલ રહીત નરોમાં—કોદાલી છે."

વળી ફારસીમાં કહે છે કે:—

"તેઝી-વ-તુંડી ન આમદ ઝેકાર
નરમી-બર આવર્દ—ઝે સુરાખે માર"

એટલે—"તેજીને તુંડી કંઇજ કામ આવતી નથી પણ નરમાસ તો સાંપના દરમાંથી વટીક સેહલથી સલામત રીતે બહાર આવે છે."

જ્યારે સર તોમસ મુર કહી ગયા છે કે:—

"નમ્રતા—વડાં તરફ ફરજ છે, બરોબરી તરફ માન છે—આપણાથી નીચાં તરફ લાયકી છે અને બધાં તરફ સલામતી છે, અને તે નીચી છતાં સર્વે ઉપર સત્તા ધરાવે છે."

છેવટ સંત કબીરદાસની એક કથાનો દાખલો ટાંકી આપણો વિષય અસંખ્ય ભલી દુવાઓ સાથે ખતમ કરીશ. સંત કબીરજી પોતાના આઠમા જંત્રમાં કહે છે કે:—

પીજીએ કયા?—તો કહે તામસ-એટલે-ગુસ્સો. "તામસ-પી-શીતળ ભયા—ફિર કછુ રહી ન પ્યાસ ભૃગમુની મારી લાતસે—પ્રભુપદ ગ્રહયો જ્યું દાસ."

યાને કે:—જો કોઇ પોતાનો ગુસ્સો પી જાય, અને ગમે એવું અપમાન મલ્યા છતાં તે ખમી જાય અને પોતાનાં મનની શાંતી જાળવી રાખે તે માણુસને પછી બીજાં કશાંની તરસ રહેતી નથી. ભૃગમુની કરીને મોટા તપેશ્રીબાવા હતા. જેવણે ઘણા લાંબા કાળ સુધી ભગવાનનું તપ કર્યું હતું અને તેવને ઈંદ્રાસન પણ મેળવ્યું હતું. પણ તેમને પોતાને વિષે એવો ગર્વ ચઢી ગયો હતો કે એક વાર તેઓ વિષ્ણુંજીની દરબારમાં ગયા, ત્યાં તેમને જોઇ સર્વેએ ઉભા થઇ માન આપ્યું પણ વિષ્ણુંજી બેસી રહ્યાથી ભૃગમુનીને અપમાન લાગવાથી રીસ લાવીને તેમને વિષ્ણુજીને એક લાત મારી પણ વિષ્ણુંજી તેથી શાંતી જાળવી જરાએ ગુસ્સે ન થતાં ભૃગમુનીનો પગ ઘણાજ વ્હાલથી પકડીને દાબવા લાગ્યા અને બોલ્યા કે "ઓ, મહારાજ તમારા પગમાં વાગ્યું હશે—માટે મને તે દાબવા દેવ." આવી જાતની સહનશીલતા જોઇને ભૃગમુનીને બહુજ પસ્તાવો થયો જેથી વિષ્ણુજીને પગે પડ્યા કે 'મહારાજ મને માફ કરો.'

ત્યારે કબીરજી કહે છે કે ભૃગમુનીએ ગુસ્સો કરી ગરૂરીથી વિષ્ણુજીને લાત મારી તેમાં સામું તેમનાજ પગમાં વાગ્યું અને છેવટ પસ્તાવું પડ્યું તેમાં વિષ્ણુજીનું શું જતું રહ્યું? જે મને તો સામો વિનય વાપરીને સહનશીલતા બતાવી હતી. વાંચનાર આનું નામ તે નરમાશ અને સહનશીલતા!

હશે તે બાબે હમુને બહુજ ચીંતા થાએછ. તેવણુ ઇંગ્લીશ મેન છે એટલે પેરીસીયનોની મગદુર નથી કે તેમના બાલનેબી વાંકો કરે પણ આવા હેવાનીયત વખતમાં કાંઇ ઘણો ભરૂષો પડતો નથી.

એમાઇલે અફસોસથી કહ્યું "હું કહેવાને અતિશ્ય દલગીરછું કે તે ભલા ધર્મગુરૂને બે માસની વાત ઉપર લેંગડાકે કાસટલમાં મારી નાખવામાં આવ્યા હતા"

કેપટન આ સાંભળી ઘણો ખેદ પામીયો. "ત્યારે હવે અહીં થોભી રહેવામાં કાંઇ સાર નહી. વહાણ ઉપર બીજાંબી નહાસી જનારાંઓ છે અને હું ધારૂંછ કે હવે તમો બધાંની સલામતી ખાતર વહેલું લંગર ઉચકી એતો સારૂં. ચાલો, મારા મેહનતુ સાથીઓ ઉપડવાની તયારી કરો"

પેલી તરફ જુલસ અને ફેલીસ ખુશાલીથી ઉભાતાં જીગરે ડેક ઉપર ઉભાં હતાં. "ફલોરીડા હવે ખોદાતાલાની મેહરથી આપણા ઉપરની બધી આફત વહી ગઇછ, હવે હું મારી ઉમેદ ફળવાની વકી રાખું?" તે જવાને પુછ્યું.

પોતાના સંકટમા ખરી સાહયતા આપનાર આ નેક જવાન તરફ ફેલીસનું દીલ ખેંચાયું હતું અને તે જો કે તેણીના ધારવા મુજબ આમ વર્ગનો હતો પરંતુ તેણીની નજરમાં એક ભલા ઉમરાવ કરતાં પણ ચઢતો હતો.

"જુલસ, હું તો એમજ સમજુંછ કે દુન્યામાં હું તમારે મારેજ સરજાએલીછું, પણ—પણ તમે એમાઇલ આગલ એબાબે જરૂર વાત છેરજો અને એઓ તરફથી કાંઇ તમે ખુલાસો સાંભળો તો તેથી તમે તમારૂં મત મારે માટેનું બદલશોના; જુલસ હું ખચીત તમારીજછું".

તેઓ બન્નેના જીગર ખુશાલથી ભરાઇ ગયાં હતાં. આ વખતે ત્યાંથી એક બુઝર્ગ સખસ પસાર થયો ફેલીસ તેંને જોતાંજ સખત ચોંકી અને સામેથી એમાઇલને આવતાં જોઇ તેણી બોલી. "ઓ મેહરબાન એમાઇલ, મેં એક જુનો માનીતો ચેહરો હમણાં જોયો એ ખચીત તે હમારો બુઢો કારભારી જેનેટ હતો એમાં તો શકજ નહી તે મને ટીકી ટીકીને જોતો હતો પણ મારા આ ફેરવાએલાં સ્વરૂપથી તેને મને એકદમ પીછાણી નહીં. ચાલો આપણે તેને જણાવીએ કે લેંગડોક ખાનદાનનું એક વારેસ હજુર હૈયાત છે અને તે ખચીત સાંભળીને ઘણો ખુશી થશે." ફેલીસે સાંમે આંગલી ટાંકી ઉમેર્યું. "એ જુવો હજુર એ મનેજ ટીકેછ."

ડેક ઉપર બીજાં ઘણાં આસામી હતાં જેઓ બધાં ફેલીસને હર રીતે મદદ કરવાને નજદીક આવીને તેણી સાથ બે બોલ વાત કરી જતાં મગર એક જણે હજુર સુધી કશીબી હીલચાલ કરી હતી નહી. એક ઉંચી દુઃખી દેખાતી ઓરત, પોતાની આંખો ઉપર રૂમાલ ઢાંકી દીવાલને માથું અઢેલી ગુપચુપ બેઠી હતી પણ જ્યારે બુઢો જેનેટ ત્યાં એકદમ ધસી આવ્યો ત્યારે તેણીએ રૂમાલ ખસેડી ઉપર જોયું.

"ઓ તમામ ફરેસ્તાઓના નામથી!" બુઢો જેનેટ એક નહાના બાળક માફક ડચકાં ખેંચી બોલીયો "ઓ મારાં જવાન શેઠાણી, ઓ એતો તમેજ છઓ! મેં તમુને પેહલાં તમારા આ પેહરવેસથી પીછાણ્યાં નહી પણ ઓ ખોદા, આ કેવી ખુશાલી, અરે પણ એવણ ક્યાં ગયાં, એવણની ખુશાલી કેટલી બધી—" તેને વધારે ડચકાં ખેંચ્યા.

"મારા ભલા જેનેટ મેં ધારીયુંહુંજ કે મને જીવતી જોઇ તારાં ભલાં જીગરને ઘણી ખુશી ઉપજશે તે એક વારની હમારી મોટાઇ જે હાલ ધુલમાં મલી ગઇ છે તેની એકલી રહેલી—"

પણ જેનેટ માત્ર એટલુંજ બોલતો "અરે પણ એવણ ક્યાં ગયાં એવણની ખુશાલી—"

તે વધુ બોલે તે પેહલાં એક ઉતાવલા હાથે જેને તને બાજુ કીધો અને એક ઉંચો પાતલો ઓરતનો આકાર ધસીને ફેલીસ તરફ દોડી આવ્યો, એક પલ સુધી દીવાની જેવી અદાએ તેણીએ તેને ટીકયા કીધો, પણ પછી ફેલીસને વળગી પડી તેણી બોલી "મારી દીકરી, મારી ફેલીસ, ઓ દયાળુ બેહસ્તના બાપ, હું કેમ તારૂં હેશાન માની શકુશ."

જો કબર ઉઘડી અંદરથી મુરદું બ્હાર કુદીને પડતે તો લેડી ફેલીસ આટલી ચમકતે નહીં!

"મારાં મા, મારાં વ્હાલાં મમા! ઓ ખોદા ખાતર મને કહો કોઇ કે હું સ્વપનો જોતી નથી. એમાઇલ, જુલસ, હું જાગુંછ કે ઉંઘાઉંછ, ઓ શું ખચીત મારાં માતાજી મને મલીયાછ" તે ગરીબ છોડી ગાફલ જેવી બબડવા લાગી.

એમાઇલ ઉંબર ઉપર એક બરફના પુટલાં મીસાલ થંભ થઇને ઉભો હતો તે એક સ્બ્દથી બોલીયો નહી જુલસ અજાએબીમાં ગીરફ્તાર બની ગયો હતો; પણ જેનેટ તેઓ બંન્નેના હાથો પકડી પુકારી ઉઠયો.

"ખોદાના શુકર કે એ કાંઇ સ્વપનો નથી મા બેટી બંન્ને સલામત બચી ગયાંછ. જેઓ આજ સુધી એકમેકને મુવેલાં ધારતાં હતાં. ઓ તે નાતરસ ઘાટકી દીવસ પછીથી આ કેવી સુખની સવાર"

આ બધો વખત કાઉનટેસ માતા અને ફેલીસ એકમેકને ભેટી ડચકાં ખેંચતાં હતાં, ડેક ઉપરના એકબી આસામીની આંખ સુકકી રહી હતી નહી અંતે કેપટનની ઇસારતથી એક પછી એક ઉતારૂઓ તે વીખુટાં પડીને પાછાં મલવા પામેલાં વ્હાલાંઓને એકલાં છોડી ત્યાંથી સભ્યતા ખાતર ચાલી ગયાં.

"ઓ મારાં બચ્ચાં! મારાં બચ્ચાં! દુન્યા મને કેવી અકારી ઝેર જેવી લાગતી હતી અને તે કેવી હવે આનંદી અને ખુશનુમા લાગેછ" કાઉનટેસ બબડી.

"મેં અને એમાઇલે તમુને ગુજરી ગએલાં ધાર્યાં હતાં, ઓ તે વીચારે મને કેટલી કેટલી દુખી કીધી."

"એમાઇલ? ત્યારે શું તુને એમાઇલે બચાવી?" કાઉનટેસે પુછયું. "હા મહેરબાન એમાઇલ, તમે કયાં છેઓ?" ફેલીસ પુકારી.

તે કદાવર તનસીતર ધ્રુજતે પગલે નજદીક આવ્યો. આગલા તમામ પવીત્ર જુસ્સાઓએ તેને હાલમાં તદન આજેઝ બનાવી મેલ્યો હતો તેને નજદીક આવી કાઉનટેસનો હાથ ઉઠાવી પોતાને હોઠે દાબીયો.

"હું બોલી શકતો નથી, તમોને જીવતાં જોવાનાં આ અદભુત ચમત્કારો મને ખોદાતાલાના આભારમાં કચરી નાખ્યોછ" એમાઇલ પોતાના દીલજીત હલકે બોલીયો.

"તમે કેમ બચી જવા પામ્યા મારા બેમુલ મમા, તે મને કહો" "જેનેટને એ માટે પુછ મારી વ્હાલી, હું તો કશું જાણુતી નથી."

બુઢો જેનેટ ઘટતી મગરૂરીથી મલકાયો.

"હા મારાં જવાન લેડી ફેલીસ, હું તમુને બધું કહીશ. તમુને એકવાર પાછાં હસતાં જોઇ મારી ઘરડી આંખોમાં ટાઢક પરેછ પેલા ભયંકર દીવસે હું તદન જંગલી જેવો બની ગયો. ચંડાલ પીએરીએ જ્યારે એકદમ કહેર વરસાવીયો ત્યારે હું પડોસના ઓરડામાંજ હતો. હું તદન બે આખરો બેતી ગયો હતો. તેના બુરા સાથીઓ નોકરોના જાન લેવાનેબી ડરે નહી તેવા હતા તેથી હું છુપઇ રહયો પણ જયારે કેજસનાં ગામડાંમાંથી તેઓ વધારે માણુસો લાવવાને ગયા ત્યારે હું કોઇબી જુવે નહી તેમ પેલા બદબખ્ત ઓરડામાં ગયો. બહાર ઉંબર આગલજ તમારી જવાન દાસી વીકટર તદન નહી ઓલખી શકાએ એવા છુંદાએલા ચ્હેરા સાથે પડી હતી. હું આગલ ગયો મેં તમુને ત્યાં જોયાં નહી, ગરીબ કાઉન્ટ લોહીમાં લોટીને બેજાન પડેલા હતા પછી હું મારાં કઉન્ટેસ બાનુ આગલ ગયો મેં એવણુની નાડ ઘણીજ ધીમેથી ચપકતી જોઇ હવે મને એક વીચાર સુજયો. તે ઘાટકી સખસો કદીબી કાઉનટેસ બાનુને જીવતાંતો રેહવા દેજ નહી એમ મારી ખાત્રી હોવાથી મને એક સારો વીચાર સુજ પડયો. મેં તુરતજ બીચારી વીકટરનું એપરન છોરી લઇ મારાં લેડીને બાંધ્યું અને વીકટરની ટોપી પણ મારાં શેઠાણીને પેહરાવી તેઓને ઉઠાવી મારે ઝુંપડે લઇ ગયો પણ રસતે મને પીએરી મલયો તેને મેં કાલાવાલા કીધા કે જખમી વીકટરને મારે ત્યાં લઇ જવા દેવી તેને મને દુંડાઇથી જવાબ કીધો કે તેણી પોતાની બાઇની જીંદગી બચાવવા મને અરજ કરવા આવી તેથી તેણીને જમીન દોસ્ત કીધી, તેને ત્યાર પછીબી વાકટરને

મારે ઘર લઇ જવાને પરવાનગી આપી અને આવી રીતે હું મારાં લેડીને મારે ખુભે સલામત ઉચકી લઇ ગયો. જ્યારે મારાં લેડી સુધ્ધીમાં આવ્યાં ત્યારે તેવણ બચ્ચાં જેવાં નાકૌવત થઇ ગયાં હતાં. મને મોટી ચીંતા હતી કે તેવણ સુધ્ધીમાં આવતાંજ પોતાની બેટી માટે પુછશે અને તેથી મેં બન્યું એટલું એઓને લેડી ફેલીસ માટે ઉડાવ્યું પણ તેમ કયાં સુધી બની શકે. અંતે તેવણના ચાલુ સવાલોથી હીમત હારી જઇ મે કહી દીધું તે સાંભળવાથી તેવણ ઘણુંજ બીમાર પડી ગયાં પણ તે માલેક ઉપર મને પુરતો ભરૂસોતો અને મેં રાતોદીન એવણની ચાકરી કરી ઉઠાડયાં. પેરીસની બુરી ખબરો મને ફ્રેજસના ગામડાંમા હર હમેંશ મલતી રેહતી અને તેથી મેં નક્કી કીધું કે મારાં કાઉનટેસ બાનુ માત્ર ઈંગલંડમાજ સલામત રહી શકે તેમ હતું એટલે ઈંગલંડ ન્હાસી જવાનો મેં પાકો પીચાર કીધો તે માટે પૈસા જોઇતા હતા અને માઈ લેડીનું એક સાદું ઘરેણું હમે તુરત વેચીયું અને ખેડુતના વેષમ મુસાફરી કરતાં હમે ગઇ કાલેજ કેલે આવી પુગીયા રાતે અંધારાનો લાભ લઈ હમે એક હોડી છોડી તેમાં બેસીને આ સ્ટીમર તરફ નીકલી આવ્યાં પણ થોડાક સોલજરોએ ઝબકી ઉઠી બંદુકનો મારો ચલાવીયો પણ તે માલેકની મેહરથી હમોને કશી અલવલ આવી નહી."

"આ ભલા નેક જેનેટ, તારી ભલાઇનો આભાર કેમ વાળી શકાશે?" ફેલીસ તેનો હાથ હેતથી દાબતાં બોલી.

"અરે ફેલીસ એ નેક સખસે મારે માટે કેટલું કેટલું વેઠયુંછ તેનો એક સખુનબી તેને તુંને જણા વીયો નથી" કાઉનટેસ બોલી.

ગરીબ જેનેટના કરમાએલા ગાલો ઉપર સુખના આંસુ ઉતરી આવ્યા "આ ભાગ્યશાલી દીવસ હું જોવા જીવયો એજ મને મોટામાં મોટો બદલો મલી રહયોછ, હવે હું સુખથી મરવા તૈયાર છું."

"ભલા જેનેટ, મરવાની વાત કર ના હમે તારી ઘણીજ માયા અને હેતથી સંભાળ લઇશું" એમાઇલ આંખોમાં ભીનાસ સાથ જેનેટના ખભાને હેતથી વળ ગતાં બોલીયો "તુંને હમારા સુખના સેતારા સમાન હમે પુંજસું."

હવે જુલસ અજાએબીથી ગાફેલ જેવો બની ગએલો એમાઇલ તરફ આવ્યો, "મને કશી સમજ પરતી નથી મોંઝયોર એમાઇલ તમે તો ફલોરીડને તમારી ભાનેજ કેહતા હતા એટલે મેં તો તેને આમ વર્ગની બેટી ધારી લીધી હતી—"

એમાઇલ મગરૂરીથી હસીયો "જ્યારે મેં એને ના વારેસ મા બાપ વગરની થઇ ગએલી ધારી ત્યારે મેં એને મારી ભાનેજ કરી લીધી પણ હાલમાં એના કાઉનટેસ મમા હૈયાત છે અને એ હવે પોતાનું ખાન-દાની નામ પાછું અખત્યાર કરશે, પણ હવે એ ઉમરાવ ખાનદાનની છે એમ જાણી તું શું તારા વીચારોમાં પાછો હઠશે?"

"કદી નહી મેં તો પેહલી નજરેથીજ માની લીધું હતું કે એની એક ભલી ડચેસ કે પ્રીનસેષ જેવી દમામી હતી પણ-પણ-હું ભીખારી મુફલેસ અસવારનો બની ગયોછ માટે કદાચ એના મા વાંધો લેશે"

"કાઉનટેસ માટે તો મને પુરેપુરી ખાત્રી છે પણ ફેલીસને પોતાને શું કહેવુંછ?" એમાઇલ હસીને બોલીયો.

તેણી મીઠાસથી હસી અને જુલસ તરફ આવતાં બોલી "જે બીજું નામ મને જુલસથી છુટી પાડે તો હું ફલોરીડ નામ હેઠળજ રેહવાને ખુશી છું".

પછી તેણી પોતાના મા તરફ ફરી બોલી "જ્યારે મારાં કાઉનટેસ મમા જાણશે કે મારૂં દીલ તમારી તરફજ છે ત્યારે એવણ તમારી ખેડુતની ઓલાદ માટે જરાબી વાંધો લેશે નહી એવી મારી પકકી ખાત્રી છે જુલસ મારાં માતાજી નજદીક આવો."

"જુલસ! ખેડુતની ઓલાદ!" કાઉનટેસ તે જવાન તરફ ટીકી ટીકીને જોતાં બોલી "મને સમજ પરતી નથી આંય તો—આંય તો—".

"મારકવીસ એડવીન જુલસ-ડ-મેરી

ઇલ હવે તુરતજ બોલી ઉઠયો. "એડવીન

અદરાએલાં લેડી ફેલીસ લેંગડોક છે. હું ઇચ્છુંછ કે તમો બંન્ને એકમેકને રાજી ખુશીથી કબુલ કરોછ." અને એમાઇલે હરખાતાં જીગરે તે બંન્નેના હાથ જોડીયા.

તેઓ બંન્ને અજાએબીથી સખત ચોંકયાં.

"તે મારકવીસ, જેને હું ધીક્કારતી હતી તે?" ફેલીસ બોલી ઉઠી "લેડી ફેલીસ, જેણીને હું તેણીના બાપ જેવી પાજીને મીજાસી ધારતો હતો તે?" એડવીન જુલસ બબડયો.

એમાઇલે મીઠાસથી હસી કાઉનટેસ તરફ ફરી ખોલાસો કીધો "હું જાણુતો હતો કે વગર કારણે તેઓ બંન્ને એકમેકને ધીક્કારતા હતા મને તમારી ખાહેશની ખબર હતી કે તમે એ બંન્નેને એક થએલાં જોવાને આતુર હતાં જ્યારે મેં જવાન મારકવીસને ફકટ એક ૫ટકાથી ઘાએલ થએલો પડેલો જોયો ત્યારે હું તેને મારાં ઝાડના મકાનમાં ઉંચકી ગયો અને એ બંન્નેને મેકમેકને ઓળખવા દીધાં નહી મેં ધારી રાખ્યું હતું કે એનું છેવટ એવુંજ આવસે."

"હમેશના હમારા માયાળુ ખેરખાહ કાઉનટેસ મધુર હલકે બોલી "હમારી પાસે કુલ દુન્યાનો અખુટ ગંજ હતે તો તે પણ તમારી નેકીના બદલામાં નજેવો ગણાતે."

એમાઇલે કાંઇ બોલવા માટે હોઠ ઉઘાડીયા પણ તે તુરતજ બાજુએ ફરી ગયો, તેના ઉપર ઘણી અસર થએલી લાગતી.

એડવીન જુલસ હસતી ફેલીસને લઇ કાઉનટેસ આગળ આવીયો.

"વ્હાલાં માદર, હમુને તમારા આશીષ આપો. જો કે હું દોલત મીલકત વગર ફકટ એક નામના ખેતાબ સાથે તમારી સુંદર બેટીના હાથની માગણી કરૂંછ છતાં હું એણીના સુખને ખાતર મારી જીંદગી આપવાથી તૈયાર છું."

"હજારો આશીષો તમોને આમીન થજો વ્હાલા બેટા, તમે લેંગડોક કાસટેલમાં પધાર્યા હતા તે કરતાં ઘણુંજ વધારે ખુશાલ દીસે હું મારી બેટી તમારા હાથમાં સપુરદ કરૂંછ કારણ તમો બન્ને એકમેક માટેજ સરજાએલાં છો એમ તમો હમણાં સમજી શકોછ અને તેમાંજ સંસારનું સમપુર્ણ સુખ સમાએલું રહેછ મારી દલગીરી એટલીજ છે કે મારાં ફરઝંદને તેનાં કુટુંબની મોટાઇ પ્રમાણે હું લગનની ઉમદા પેહરામણી કરી શકતી નથી."

"તે માટે ચીંતા કરવાની કશી જરૂર નથી. મરહુમ કાઉન્ટે પોતાની રોકડ રકમોથી તેમજ મીલકતો વેચીને નાણા ઉભાં કરી તેના જે બેમુલ હીરામોતી ખરીદી રાખીયા હતા તે બધા મારા પાસ સલામત છે વળી ફેલીસ જ્યારે મારાં ઝાડવાલાં મકાનમાં દોડી આવી ત્યારે તેણી લગનની કન્યાના પહેરવેષમાં હતી અને તમારાં બધાં તે ખાનદાની ઝવાહેરો તેણીએ પેહરેલાં હતાં તે પણ મેં સાચવી રાખ્યાંછ એટલે આજે તમો હજુર લખ્ખોપતી છો તમારી મોટાઇ અને ઝાહોઝલાલી ઇંગલંડના પારકાં મુલકમાં તમે ઘણી સારી રીતે જાળવી શકશો અને એડવીનના હાથોમાં એ નાણાં ચાર ઘણાં થવાને વાર લાગશે નહીં."

આ સાંભળી બધાને એમાઇલ એક પવીત્ર ફરેસ્તા જેવો વહાલો લાગીયો "ખરેખરા ઉમરાવ દીલના એમાઇલ" તે જવાન જોડું બોલીયું.

"તમે બધુ હમારાં સુખ માટેજ કીધુંછ, તમારા પોતાને માટે શું કશુંજ નહીં?" કાઉનટેસ ધીમા સાદે બોલી.

તે પોતાની છાતી ઉપર હાથોની અદબ વાળી ચુપ ઉભો. લેડી ફેલીસે તેના ખભાં ઉપર અતીઘણી મમતાથી હાથ મુકી તેનાં કાનમાં ધીમેથી કાંઇ કહયું. જવાબમાં તે બહાદર સખસ એક નેતરના ઝાડ મીસાલ ઠરઠર કંપી રહયો અને એક સખુનબી બોલીયા વગર ત્યાંથી ચાલી ગયો.

"તેં શું કહયું, મારી દીકરી? કાઉનટેસે આતુરતાથી પુછયું.

"મેં એવણુને એક વાતનું વચન આપીયુંછ હું તમુને વખત આવવે તે બાબદ કહેવશ ઓ મમા, આપણે તેવણનો કેમ આભાર માની શકીયું?"

તે નેકબખ્ત ગ્રાઝે ઘણી સારી મુશાફરી કરી તેઓને સુંદર ઇંગલંડને કીનારે વખતસર લાવી ઉતાર્યાં.

'કમનસીબ પણ વ્હાલાં વતન ફ્રાન્સની નદી સાથે જોડાએલી સુંદર નદીની સામે તેઓએ એક ખુશનુમા મકાન ખરીદ્યું અને ત્યાં તેઓ જઇ રહયાં.

જુલસ અને ફેલીસનાં લગન થયાં અને લેંગડોક ખાનદાનના દરેક ઉત્તમ ઝવાહીરોમાં કન્યા ઘણી દીપી રહી. જુલસના જેવો મગરૂર વરરાજા કોઇ બીજે જવલેજ જોવામાં આવ્યો હોય. સુંદર લેડી ફેલીસ ઉપર તેને તનોમનથી કુરબાન થએલો જોઇ કાઉનટેસે ઓદાતાલાના આભારમાં પોતાની આંખો આકાશ તરફ ઉઠાવી.

લગન પછી એમાઇલ તેઓનું મકાન મુકી ગયો. તેને પોતાનો રસતો ખોળી લેવાનું નકકી કર્યું. દીન ઉગતે તે વધારેને વધારે ગંભીર અને દલગીર થતો જતો હતો, અને જયારે તેને મકાન મુકી જવાની તઇયારી કરતો લેડી ફેલીસ-ડ-બેરીએ જોયો ત્યારે તેણી મમતાથી તેનો હાથ ધરી બાગમાં ચલાવી. લાવી બગીચામાં એક માંડવા આગળ કાઉનટેસ વાંચતી બેઠી હતી. ફેલીસ બોલી "ભલા એમાઇલ, તમે અજમાવી જુવો, જરૂર અજમાવી જુવો" આટલું બોલી તેણી ત્યાંથી ચાલી ગઇ.

ઘણીજ ઇંતેજારીમાં ફેલીસ અને જુલસ માંડવાથી થોડેક છેટે ઉભાં રહયાં. તેઓ બન્ને પોતાના નેક ખેરખાહને માંગી મુરાદે પુગેલો જોવાને અતી ઘણાં આતુર હતાં પણ કાઉનટેસ શું કેહશે તે બાબે તેઓ ચીંતાથી અરધાં થઇ ગયાં હતાં.

અંતે કેટલોક વખત પછી કાઉનટેસ અને એમાઇલને તેઓ તરફ ધીમે પગલે આવતાં તે જોડાંએ જોયાં. એકજ નજરે તે વહાલાંઓ શું પરીણામ આવ્યું હતું તે પામી ગયાં.

એમાઇલની બાઝ જેવી તીણી આંખો જીગરની ખુશીથી ચમકતી હતી. કેવું સંતોષી મધુર હસતું કાઉનટેસના હોઠ ઉપર પથરાયું હતું.

"ફેલીસ, આજ પછીથી મારી પોતાની બેટી, તે હમુને સુખી કીધાંછ" એમાઇલ, સુંદર ફેલીસને પોતાના પાસામાં લેતાં બોલીયો.

આવી રીતે તે ગુસ્સેબાજ પાજી કાઉન્ટનાં કુટુંબીઓ તેના લેંગડોક નામથી સદંતર છુટા પડી ગયાં.

કાઉનટેસના દરજ્જાની ઝાહોઝલાલી કરતાં સાદી મડેમ એમાઇલ દાખલ તેણીએ ઘણું વધારે સુખ ભોગવીયુ; અને જયારે ફ્રાન્સમાં તમામ સુલેહ શાંન્તી પંથરાઇ ત્યારે તેઓ પોતાનાં પ્યારાં સ્વદેશ પાછાં ફર્યાં.

જેનેટ ઘણો વખત સુધી જીવીયો અને એકવાર પાછું જયારે તેઓએ ફ્રેજસમાં એક સુંદર મકાન ખરીદી ત્યાં વસવાટ કીધો ત્યારે તે બુઝર્ગ નીમકહલાલ પુરૂષની ખુશાલી માઇ સમાઇ ગઇ નહી.

અને ત્યારેજ તેઓએ જાણીયું કે પીએરી હુલ્લડખોરોને હાથ મારીયો ગયો હતો તેને પોતાના લાભ અર્થે કાંઇ મોટું કાવતરૂં પોતાના સાથીઓ સામે રચીયું એટલે તેઓએ ઉશકેરાઇ તેને જબેહ કીધો.

લેંગડોક કાસટલની અમીરી જાગીર લેડી ફેલીસને તેણી એકલી બાકી રહેલી વારસ દાખલ હાથ આવી; અને ત્યાં તેઓએ તે મેહલ તેની અસલ રૂઉનકમાં નવેસરથી પાછો બંધાવીયો. બુડો જેનેટ પોતાની જવાન લેડી ફેલીસના બાળકોને દરરોજ તે પોકલે ઝાડ આગલ લઇ જઇ તેઓના માતપીતાની આગલી વાતોથી વાકેફ કરતો અને આવી રીતે ગ્રે ફાલકનનું તે છુપું મકાન હજુરગી યાદગાર રહી ગયુંછ.

સમાપ્ત.



# પુરાતમ હિંદની નવાઇઓ.

(પાને ૫૯૬ થી ચાલુ.)

(લખનારઃ—**માણેકજી ફેરામજી સુનાવાલા.**)

## 'ભરત' ખાતેનું 'સ્ટુપા'.

અલાહબાદથી દક્ષિણ—પશ્ચિમે આસરે ૧૦૦ માઇલને છેટે આવેલાં 'ભરત' ( Bharhut ) ખાતે જે 'સ્ટુપા' આસરે ઇ. પૂ ૨૦૦ થી ૧૫૦ વચ્ચે બાંધવામાં આવ્યું છે, તે ૭ ફીટ ઉંચું છે. આનો દરેક ભાગ કોતરેલા ચિત્રોથી ભરપુર હતો, તે ઉપરના લેખો જે અનેક દંતકથા રજુ કરતા તેમાંની ઘણીક વલી કેટલીક પાહલી ભાષાની કીતાબોમાં મલી આવે છે. તે ઉપરાંત ૨૦૦૦ વર્ષની વાત ઉપર હિંદના વતનીઓની જીંદગી કેવા પ્રકારની હતી તેનો પણ ખ્યાલ તે ઉપર કોરાયલા ચિત્રા ઉપરથી સહેલાઇથી આણી શકાય છે. **સર એલેકઝાંડર કનીંગહેમે** કલકતાનાં 'ઇંપીર્યલ મ્યુઝયમ' માં આ સઘળાં કોતરકામોને તદન વાજબી પણેજ ખીસાડયાં હતાં, નહિંતર બીજાં એવાજ કેટલાંક કિમતી કોતરકામોનો નાશ થયો તેવેજ ફેજે પુગતે.

## 'સાંચી' ખાતેનાં ખંડિયરો.

ભોપાલ રાજયમાં આવેલાં 'સાંચી' ખાતેનાં ખંડિ- પહેલાં ઇ. સ. ૧૮૧૮ માં શોધાયાં હતાં, જે ૧૭ 'સ્ટુપા' ત્યાં ખડાં હતાં; પરંતુ પાછળથી કારપણે ખોદકામ થતાં ઘણાંક કિમતી જાણવા- ખંડિયરોનો નાશ થયો હતો, ઇ. સ. ૧૮૮૦ નાં -સથી આ પાછળ ઘણી વખાણવા જોગ ખંત રાખ- માં આવે છે. મુંબઇ સર્કલના આર્કયોલોજીકલ સર્વેયર Mr Cousen તેણે બધા મલી ૨૩૬ મોટા કદના ફોટોઝ ૧૯૦૦–૧ માં લીધા હતા.

ત્યાંનું સર્વેથી મોટું 'સ્ટુપા' કદાચ અશોકના અમલની પણ આગમચનું હોય તેમ જણાય છે. આ બાંધકામની આસપાસ પત્થરની ઉમદા 'રેલીંગ્સ' પણ કરવામાં આવી છે. ત્યાંના કેટલાક સ્થભો ખુદ તે માઉર્ય શાહનશાહ **અશોકના** અમલ (ઇ. પૂ. ૨૭૨–૨૩૧) દરમ્યાનના હોય એમ પુરવાર થાય છે. વળી ત્યાં ચાર ગંજાવર દાખલ થવાનાં દરવાજાઓ તે વેળાની એ બારીક કળાનો વધુ પુરાવો રજુ કરે છે. અને જેમ 'ભરત'ના નકસીકામ વિષે આપણ જોઇ ચુકયા છિએ તેજ મુજબ આ ઠેકાણે પણ તેવીજ ઢપ જણાય છે.

હિંદની અતિ પુરાતમ તવારીખના સફાઓમાં 'બ્રોંઝ એજ," યાને "**ત્રાંબાનો જમાનો**" કશો ફેરસો આપતો નથી; એટલે જે ત્રાંબાનાં કોઇપણ કિસમનાં હથીઆરો બનાવવામાં આવ્યાં હતાં નહિ. આ ધાતુનો મુખ્ય ઉપયોગ લેંપ, વાઝ અને એવાજ પ્રકારની ઉંચ વસ્તુઓને સણગારવા વકી થતો હતો. પરંતુ 'કોપર' નાં હથ્યારો હિંદના-અનેક ભાગોમાં તે વેળા જાણીતાં હોવા જોઇએ, જેની સાબિતીઓ અચુક મલી શકે છે.

ઇ. સ. ૧૮૭૦ માં મધ્ય હિંદમાં Gungeria ખાતે ત્રાંબાનાં કેટલાંક ઓજારો મલી આવ્યાં હતાં, જેથી એક તદન નવી નવાઇ બહાર આવવા પામી છે. મધ્ય પ્રાંતોમાં આવેલા **બાલાઘાટ** જીલ્લામાં ઉપલે ઠેકાણે એક ઉંડા ખાડામાં કાંઇક સંભાલથી દટાયલો તે ખજાનો મલી આવ્યો હતો. બધાં મલી ૪૨૪ ત્રાંબાનાં ઓજારોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો, અને તેનો વજન ૮૨૯ પૌંડ જેટલો થવા જતો તેમાં ૧૦૨ પાતલી રૂપાંની વાળીઓ (વજન ૬ પૌંડ) હતી. ૨૧ ઓજારો હાલ પ્રસિદ્ધ **બ્રિટિશ મ્યુઝયમ**માં પુર સલામતીમાં બિરાજે છે, કે જેઓ દરેક જુદી જુદી ઢપનાં છે.

બેબીલોનિયન, ઇજીપ્શ્યન, તેમજ પિરૂવ્યન ઢપનો તેઓનો મોટો ભાગ બનેલો રજુ થાય છે, તેમજ વળી આઇરીશ પુરાતમ ઢપ સાથ તેઓનો મુકાબલો વધુ વાસ્ત વિકપણે કરી શકાય, રૂપેરી (ખરાં રૂપાંની) વાળીઓ ઉપર ગોધાનાં માથાંનું કોતરકામ દીઠામાં આવે છે. આ બતલાવે છે જે તે વાંસણો ખાસ કોઇ પવિત્ર મંદીરોને લગતાં હોવાંજ જોઇએ, એવું કહેવામાં— યાને ધારવામાં—આવે છે જે તેઓની મુદત આસરે ૩,૫૦૦ થી ૪,૦૦૦ વર્ષો આગમચની હે[illegible] જોઇએ. કાનપોર, ફતેહગર, મઇનપુરી, અને મથુરા ખા[illegible] વારંવાર તલવારો, ભાલાઓ, વિગેરે જે હથ્યારો જડે છે ત[illegible]ા ઘણું કરી ત્રાંબાનાજ બનેલા હોય છે. [અત્રે જાણ[illegible] અગત્યનું થઇ પડશે જે બાબિલોન ખાતે ખોદકામો કરતાં સ્વચ્છ ત્રાંબુ જડી આવે છે. આનો ઘણો બહોળો ઉપયોગ તે વખ્ત થતો હતો, **ચીકાગો** યુનિવર્સીટીનાં મ્યુઝયમમાં ત્રાંબાની કેટલી પુરાણી તખ્તીઓ જાળવી રાખવામાં આવી છે.

લુવર ખાતે એક રૂપાંનો 'વાઝ' ત્રાંબાની બેઠક ઉપર લગાડેલો જોવામાં આવે છે, જે સર્વથી કિમતી તેમજ પ્રાચિણ લેખાય છે, એવોજ એક કિમતી નકસીદાર વાઝ ત્યાં છે જે ઉપર Maram Sin, જે ઇ. પૂ. ૩૭૫૦ માં થઇ ગયો હતો તે સેમિટિક શહેનશાહનું નામ જણાય છે. ત્યારે છેક ૬,૦૦૦ વર્ષ ઉપર પણ ત્રાંબાનો ઉપયોગ કેમ થતો તે આ ઉપરથી જણાઇ પડે છે. †]

* જુઓ, "The Imperial Gazetteer of India, Vol. II. p. 98.

† જુઓ, "The Scientific American" for Nov. 12th, 1910.

# બીલોરનો  બુચ!

(આરસેન લુપીનનું આખેરી પરાક્રમ)

(ચાલુ વાર્તા.)

લખનાર—'રફીક'

---

## પ્રકરણ ૫ મું.

હવે આપણે આપણા લુપીનને છોડી ડેપ્યુટી ડોબ્રેક જેની સાથે આપણુને લગભગ ગલુપી જેટલુંજ આ વારતા દરમ્યાંન કામ છે તેનો ઘર સંસાર તપાસ્યે.

આગલ ડોબ્રેકને લગતી જે બાબદો આવી ગઇ તે ઉપરથી વાંચનારે જોયું હશે કે તે એકલો અટુલો રહેતો હતો. તેનાં ઘરમાં પેલી ક્લેમેન્સ નામની એક ઓરતજ હતી જે તેનાં ઘરનું બધું કામ કાજ કરતી હતી અને ડોબ્રેકે જમવાનું બાહારજ રાખેલું હતું.

હવે જે દીને પ્રીસવીલે તેનાં માણસો સાથે અને લુપીને તેનાં ઘર પર દરોરો નાંખ્યો તેની બારવને બપોરે જમીને ડોબ્રેક જેવો પોતાને મકાને પાછો ફર્યા કે તેને કુલેમન્સે ખબર આપી કે તેણીએ એક પકાવવાવાલી વિશ્વાસુ ઓરતનો બંદોબસ્ત કીધો છે, જે થોડા વખતમાં આવી પુગશે.

તે પકાવવાલી ઓરત થોડાક વખતમાં આબરૂદાર ઠેકાણુની ભલામણ ચીઠીઓનાં એક બંડલ સાથે ત્યાં આવી લાગી. તે ચાલાક અને અધીર વયની હતી. કોઇબી મરદ નોકરની મદદ વગર ઘરનું બધું કામ કાજ ઉંચકી લેવાને તે રાજી હતી. છેહલ્લી તે કાઉન્ટ સેલ્વેટને ત્યાં રહેલી હતી અને ડોબ્રેકે તેણીને માટે પુછી જોવા કાઉન્ટને ટેલીફોન કીધો અને કાઉન્ટની તરફથી તેના કારભારીએ તેણીની ઘણી મજબુત ભલામણ કીધાથી તેણીને ડોબ્રેકે રાખી લીધી.

હજીતો તેણી પોતાની ત્રંકલાવી ઠરીઠામ થઇ તેટલાંમાંતો ખાણું પકાવવાનો વખત થાય તે અગાઉ તેણીએ આખું ઘર વારીઝુરીને સાફ કરીનાખ્યું અને ઓરડાઓની જમીનને ચોલી ચોલીને સ્વચ્છ કરી નાંખી.

બાદ, રાતનું ખાણું ઝડપથી તૈયાર કરી તેબલ ઉપર મુકયું, જે ખાઇ ડોબ્રેક બાહાર ગયો.

પેલી પોરટ્રેસ કલેમન્સ સુઇ ગયા બાદ રાત્રે અગયાર વાગે પેલી પકાવવાવાલીએ બાગનું બારણું ઉઘાડયું અને તે વાટે એક આદમી અંદર આવ્યો.

"એ તમે છોવોકે?" તેણીએ તેને પુછ્યું.

"હા, હું લુપીન છેઉં"

તેણી તેને ત્રીજા માળપરના પોતાના સુવાના ઓરડામાં લઇ ગઇ અને એકદમ રડવા તતરવા પરી.

"આય વરી પાછાં તારાં ઘણુક કોહોતાં કાતરાં વગર તારીથી નહીં જીવાતું? મારા હાથો તારાં નઠસ કામોથી કાંય ખરડેછે? મને મુગી મુગી કાંય નહીં મરવા દેતો?"

"પણ મારી વ્હાલી વીકટરી હું કરંમી.

જ્યારે મને આબરૂદાર દેખાવનાં ઇનસાનનું કામ પડે ત્યારે તુંજ મને તુરત

જાયછ? અને દુન્યાની કરોડોને અબજોની વસ્તીમાંથી મારાં કામને લાયક તુંનેજ ધારી તુંનેજ હું ચુંટી કાઢુંછ તે પરથી તો ઉલ્ટું તારે ખુસ થવું જોઇયે!"

"બસ એટલુંજ કેની? ને મને તેમ કરી તું કેટલી જોખમમાં નાંખેછ તેનો તેં કાંઇ વિચાર કીધો? તારે મનસે તો જાણે તેં હસવાનું કીધું!"

"એમાં તું જોખમ શું જોય છે."

"તે તું મને પુછેછ? આય સરટીફીકેટો બધીજ જુઠી ઉપર કરેલી નથી?"

"સરટીફીકેટો હંમેશ ખોટીજ હોયછ."

"ને ધારકે ડૅબ્રેકને તે માલમ પડે-તે એ વિશે ખબર કાઢે તો?"

"તેણે ખબર કાઢીખી!"

"શું? તે શું?"

"તેણે કાઉન્ટ સેલવેટના કારભારીને તેલીફોનથી કીધો ને—"

"ચાલ, ત્યારે જોયું કેની? હવે મારું આવી બન્યું!"

"નહીં, કાઉન્ટના કારભારીએતો તારી હજાર મોંઢે તારીફજ કીધી"

"પણ તે મને કયાથી ઓરખે?"

"પણ હું તેને ઓરખુંછ કે નીં? મેંજ તેને કાઉન્ટને ત્યાં રખાવેલો એટલે તું સમજી ગેઇ ની?"

લુપીનના આ ખુલાસા પછી વીકટરી કાંઇક શાંત પરેલી દેખાઇ.

"ઠીક" તે બોલી "જેમ ખુદાની મરજી યાતો જો ખરું બોલું તો જેમ તારી મરજી. વારું ત્યારે આય બધું રમખાણ જગાડી હવે તું મને કહેવા શું માંગેછ?"

"પ્હેલે જે તારીથી હું ચાહુંછ તે એકે મને અહીં ઉતારો આપ. તું એકવાર મારી બચગીની આયા હતી એટલે આય ઓરડો આપણે બે ભાગે વાપરસું ને કઝીચેરપર હું સુવસ."

"વારું પછી?

"પછી મને તારીથી જે બને તે ખાવાનું આપજે."

"ને પછી?"

"ને પછી મારી સરદારી હેઠલ જેમ હું કેહું તેમ મારી સાથે બધી ઝડતી લેવા—"

"શું કરવા?"

"પેલી એક કીમતી જણસની મેં જે તારી આગળ વાત કીધી તે મારે શોધી કાઢવીછ."

"તે કીંમતી જણસ કેવી?"

"ખીલારનો બુચ."

"ખીલારનો બુચ? યા ખુદા! ને તારો તે નખ્ખોદ ગીયો બુચ નહીં મળ્યો તો?"

લુપીને તેને આસ્તેથી બાજુમાંથી પકડી અને ગંભીર થઇ તે બોલ્યો.

"તે આપણે જો નહીંજ શોધી કાઢયો તો ગીલબર્ટ, જવાન ગીલબર્ટ જેને તું દીકરાની માફક ચાહેછ, તે માર્યો જસે, ને તેજ હાલ વાઉશરેના થશે."

"વાઉશરે જહાંનમ જાય, મને તેની પરવાહ નથી પણ ગીલબર્ટ......"

"તેં આજનાં પેપરો વાંચ્યાં? મામલો બેહેકતો જાયછ. વાઉશરે પેલા ડૅબ્રેકના નોકર લીયોનાં ખુનને માટે ગીલબર્ટનેજ ગળે પડેછ, ને વલી એવું માલમ પડેછ કે એ જબુન કામ કરવાને નાપાક વાઉશરે એ ગીલબર્ટનીજ છુરી વાપરેલી દેખાયછ. એ વાત આજે સહવારે બાહાર આવી. ગીલબર્ટ આ ઉપરથી ગભરાઇને જેતે જેતે બકેછ જેથી ઉલ્ટો તે વધુ ફસવાનો સંભવ છે. ચાલ બોલ, મામલો આવો છે તો તું મને મદદ કરશે?"

* * * *

ડેપ્યુટી ડૅબ્રેક મધરાત્રે ઘરે પાછો ફર્યો. એ મુજબ કેટલાક દીવસો સુધી લુપીન ડૅબ્રેકને ત્યાંજ રહી તેનુંજ ખાઇ પોતાની શોધ ખોલ કરતોજ રહ્યો. જેવો ડૅબ્રેક ઘરમાંથી બાહાર જતો કે તે પોતાનું કામ રોજ શુરૂ કરતો અને એકે એક ઓરડો તે ઘણીજ બારીકીથી, એવો જેતો કે તેનું એક ખુણું તે બાકી ન રાખતો.

વિકટરી તેનાં કામમાં સરોબર તેને મદદ લાગતી હતી. તેઓના પૈયા, ખુરસીની ગાદીઓ, જમીનનાં પાટયાં, ઉપરની સીલીંગની કારનીસો, આરસાઓ, પીકચરની ફ્રેમો, ઘડયાળો, પાણીની પીટીંગ્સો વગેરે વગેરે જે એક બાહોશ ભેજાંને બધું સુજે તે સઘળું તે તપાસી જોતો હતો. તેઓની નજર તેટલાં વળી ડૉબ્રેક ઉપરથી જરાબી ખસી ન હતી. તેઓ તેની દરેકે દરેક હીલચાલ ઉપર નજર રાખતાં હતાં. તેના ચ્હેરાનો વખતો વખત બદલાતો કદરો વરીક તેઓની નજરથી છુપ્યો ન રહેતો હતો. તે શું ચોપડીઓ વાંચતાં ન્યુસ વાંચતાં તે કઈ ખબરને વધુ અગત લાગુ પાડતો, તે શું કાગળો લખતો અને તે કોણપર લખતો હતો તે સર્વેની નોંધ તેઓની નજરમાં સમાઇ રહેતી હતી.

અને તે બધું કામ સેહેલ હતું કેમ કે તે ખુલ્લે બારણે રહેતો હતો. કોઇને તે મળતો ભેટતો નહતો અને ઘડયાલનાં ચક્રની માફક તેની રહેણી કહેણી એક સરખી રોજ બરોજ નિયમીત રહેતી હતી. તે ડેપ્યુટીઓની હારીસમાં બપોરે જતો અને સાંજે કલબની મુલાકાત લેતો હતો.

"હજી કાંઇબી એવું હોસે કેજે આપણે ન જોયું હશે" બધેની શોધ સંપુર્ણ થઇ રહેતાં લુપીન બોલ્યો.

"તેવું કાંઇજ નથી" વિકટરી બડબડી "તું નકામો વખત કાઢેછ.ને મારી ખાતરી છે કે તેમ કરતાં આપણે પકડાઈ જવાનાં."

વાંચનારે જાણવું જોઇયે કે પ્રેસવીલના ડીટેકતીવોએ ડૉબ્રેકનો હજી કાંઇ પીછો છોડયો નહતો અને તેઓને ઘેરની બોહાર ફરતાં હરતાં વિકટરી જોયા કરતી હોવાથી તેનાં પેટમાં જીવ ન હતો. તે તો એમજ માનતી હતી કે તેણીનેજ પકડવાની તેઓની મતલબ હતી અને જ્યારે જરા તરા કાંઇ લેવા તે બાહાર નીકળતી અને ત્યાંથી જ્યારે સલામત પાછી આવતી ત્યારે ઘણી અજબ થતી કે તેઓને મળેલી તેણીને પકડવાની આ તક તેઓએ શામાટે ગુમાવી હશે?

એક દીવસ એમ બાહાર ગયલી તે ધ્રુજતી લખલખતી ઘરે આવી.

"શું છે મારી વ્હાલી વીકટરી?" લુપીને પુછ્યું "તું એટલી ફીકી કેમ?"

"ફીકી? તો બીજું શું? મારે જગ્યે તું હોત તો શું તું રાતો માતો દેખાતે?"

તે ત્યાં આવીને બેસી પડી અને પછી ખાઇને બોલી.

"મેવા વાલાને ત્યાં હું ભાવ પથતી હતી તે વખતે એક માણસે આવી મારી સાથે વાત કરી"

"હત તેરીકી! તે તુંને નહાસાડી લઈ જવા માંગતો તો?"

"નહીં, તેણે મને એક કાગળ આપ્યું."

"ત્યારે હવે ફરયાદ શાની? તે પ્યાર પત્ર હોસે ને તારીબી મરજી હોય તો ચાર ચોખા."

"નહીં, તેણીએ કહ્યું કે આય તારા શેઠને આપજે. મેં પુછયું કયો શેઠ, ડોબ્રેક સાહેબ કે? તો કહેજે નહીં, તારા રૂમમાં જે રહેછ તેને."

"એમ?" હવે લુપીન ચોંકયો ખરો.

"લાવ તે મને આપ" અને વીકટરીએ તે પોતાંનાં ગજવાંમાંથી બાહાર કાઢતાં લુપીને તે તેણીના હાથમાંથી ઝુંટાવી લીધું.

તે એનવેલપ ઉપર સીરનામું કશું નહતું પણ એક બીજું કવર જે તેમાંથી તેણે ખેંચી કાઢયું તે ઉપર

**"મોંશુ આરસેન લુપીન**
**C/o વિકટરી."**

એમ લખેલું હતું.

"સેતાન!" તે વાંચી બોલ્યો "મામલો ધર થતો જાયછ.

તે સીરનાંમાંનાળું પર ખીકું તેણે ખોલ્યું. તેમાંથી એક કાપલી નીકળી જે ઉપર નીચલા બોલો મોટા કાળા અક્ષરે લખેલા હતા

**"તું જે ફાંફાં મારેછ તે ફોકટ છે**
**અને તેમાં મોટો જોખમ છે,.......**
**વાસ્તે બધું છોડી દે"**

વીકટરી એક હાય મારી બેશુદ્ધ થઇ ગઇ અને લુપીન જાણે કોઇએ તેની સામા આવી તેનાં મોઢપર થુંકી તેને અપમાન કીધું હોય તેમ શરમથી લાલ થઇ ગયો. જાણે તેના ખબર ખ્વાહોના ઘણાખી નાકહેવાં છતાં તે પોતાના હમત બરદ સાથે તરવાર બાજીમાં તે ઉતર્યો હોય અને પોતાની તે હલકાઇનાં પરીણામમાં તેનાં મોં અને હાથ ઉપર જખમો લઇ પાછો ફર્યો હોય તે કીસમની નાખોસી તેના ચ્હેરા ઉપર પથરાઇ રહી.

તો પણ તે ચુપજ બેઠો, વિકટરી પોતાની બેહોશી-માંથી હુશયાર થઇ કામે વળગી અને લુપીન ત્યાં તે ઓરડામાં બેસી વીચારમાં પડયો.

તે રાત્રે તેની જરાબી આંખ લાગી નહીં. તે બડબડયો:—

"વિચાર કરવામાં ફાયદો શું? હું એવી એક ગુચવણ છોડવા માંગુછ કે જે ગમે તેટલી અક્કલથીબી નથી છુટતી. એટલું તો ખરંજ છે કે આય બાબદમાં હુંજ એકલો નથી. ડોબ્રેક અને પોલીસની વચ્ચે ત્રીજો ચોર હું હોવા ઉપરાંત એક ચોથોબી કોઇ છે જે પોતાને હીસાબે અને જોખમે એકામપર મંડેલો લાગેછ અને તે મને ઓળખેછ અને હું શું કામપર હાલ લાગ્યોછ તેબી તે જાણેછ. ત્યારે એ ચોથો ચોર કોણ? હું કાંઇ ભુલતો તો ન હોવું? ને..... અરે, મારો ગોળી એ બાબદને! હું તો હવે સુઇ જાઉંછ!"

પણ તે ઉંઘી શકયો નહીં અને રાતનો મોટો ભાગ એજ રીતે પસાર થયો.

પાછળી રાતે ચાર વાગે ઘરમાં કાંઇ ગડબડ થતી તેને સભળાઇ ને તે કુદકો મારી તે ઉઠયો અને દાદર આગળ જઇ જોતાં ડોબ્રેક નીચે ઉતરી બાગ તરફ જતાં તેને દેખાયો.

હવે લુપીન જે હાલ વીકટરી વાલો ઓરડો વાપડતો હતો તે આખી બાજુ બાગ તરફજ હતી એટલે તે તે ઓરડાની બારીએ ગયો તો થોડા વારમાં તેને ડોબ્રેક ત્યાં બાગમાં આવતો દેખાયો. એક મીનીટ પછી તેણે તે બાગનું બારણું ઉઘાડયું અને એક મોટા રુવાંટીના કાલરવાલા ઓવર કોટમાં મોંઢુ છુપાવેલા એક આદમીને તેણે અંદર લીધો અને તે બેઉ જણ ડોબ્રેકની આરીસવાળા ઓરડામાં ગયા, એમ લુપીનને માલમ પડયું.

હવે જેમ વિકટરીવાલા તે ઓરડાની બારી બાગ તરફ હતી તેમ નીચલા ખંડમાં આવેલા ડોબ્રેકની આરીસ પણ બાગ તરફ હતી અને તે તરફ તે આરીસની બારી આવેલી હતી. લુપીને હવે દોરડાંની એક સીડી લીધી (અને તે તેને કયાંથી મળી તે તમે પુછોછ? જાવો, મારાં મેહેરબાન ત્યારે તમે લુપીનને ઓળખ્યોજ નહીં. જરા તમે તેનો ડગલો જોશો તો તેમાં શું શું કટોકટ વખતે કામલાગે તેવી જાણસો ભરેલી હતી તે તમે જોઇતે અજબ થતે.) અને તેને છોડી નાંખી બારીએ તેનો એક છેડો બાંધ્યો અને બીજો બાગમાં ઝુલતો રાખી તે નીચે ઉતર્યો અને જેવો તે પેલી આરીસની બારીની એક સપાટીપર આવી લાગ્યો કે સીડીપર ટીંગાઇને તે થોભ્યો.

તે બારીઓને વીનીશયન હતાં અને તે અંદરથી બંધ હોવા છતાં તેમની બાજુએ જે ખુલ્લી જગા રહી હતી ત્યાં આંખ ચીટકાવી તેણે અંદર જોવાની કોશેશ કીધી તો અંદર શું બનતું હતું તે સાંભળી નહીં પણ તે જોઇતો શકયો.

ત્યારેજ તેને મલમ પડયું કે જેને ડોબ્રેક પોતાની સાથે બાગને રસ્તે અંદર લાવ્યો હતો તે મરદ નહીં પણ એક ઓરત હતી. જો કે તેના માથાંના વાળમાં કોઈ કોઇ સુફેદ તાર દેખાતો હતો છતાં લુપીન જોઇ શકયો કે તે એક જવાન ઉંચાં કદની ઘટમ દાર ચ્હેરાની અબલા હતી. તેણીનો પોશાક સાદો પણ સ્વચ્છ અને સુઘડ હતો અને તેણીનો ચ્હેરો જે ખુબસુરત ઘણોજ હોવો જોઇયે તેહાલ કાંઇક દુઃખને મારે કરમાયલો અને કુમળાયલો હતો.

"મેં એ અબલાને કયાં જોઇછ?" તેણીના ચ્હેરા પર લુપીનની નજર પડતાં તે વિચારમાં પડયો" મને એ ચ્હેરો, એજ દેખાવ, અને ચ્હેરાનો એજ ફ્લો કેઠે જોયલો યાદ છે."

## પ્રકરણ ૬ ઠું.

તે અબલા તેબલપર બે હાથનો થેમો દઇ ડોબ્રેક જે પણ ઉભેલો હતો તે જે કાંઇ બોલતો તે ધ્યાનથી સાંભળતી તેની તરફ પોતાની નજર ટાંકેલી

રાખી ઉભી હતા ડોબ્રેકની પીઠ લુપીન તરફ હતી. પણ ડોબ્રેકની સામેની એક આરસીમાંથી લુપીન તેનો ચ્હેરો આબાદ જોઇ શકતો હતો અને તેથી જે ઢબે ડોબ્રેક તે અબલા તરફ જોતો ઉભો હતો તેની તે ઢબ જોઇ લુપીન ચોંકયો. તેને તે બધો દેખાવ એક સરપ અને કબુતર જેવો લાગ્યો. જાણે પોતાની સામે ઉભેલાં એક કબુતર તરફ ફુંફાડા મારતો એક સરપ તેને ગળી જવાની તક જોતો ઉભો હોય તેવો મામલો લુપીનને તે વખતે લાગ્યો. અને એમ તેઓ એકમેક સામે ટીકતાં ઘણો વારનાં ઉભાં હશે કેમકે તે અબલા કંટાળીને હવે બેસી પડી એમ લુપીને જોયું. જેવી તે અબલા બેઠી કે ડોબ્રેક તેણી આગળ વાંકો વળ્યો અને પોતાના વાળવાળા કદરૂપા મજબુત હાથે તેણીને તે બગલગીરી કરવાનો તેનો ઇરાદો હોય તેવી ઢબ તેની હતી, અને તેજ વખતે લુપીને જોયું કે તે અબલાની આંખોમાંથી દડદડ આંસુંનાં ટીપાં વ્હેતાં થયાં. કોણ જાણે તે આંસુંની ધારાથી ડોબ્રેક ઉશ્કેરાયો હોય કે કેમ તે તેણે ઝટ પેલી અબલાની તરફ ધસી જઇ તેણીને પોતાના મજબુત હાથોની બગલગીરીમાં પકડી લઇ પોતાની તરફ ખેંચી. પેલી અબલાએ તેને ઘણાંજ કમકમાટ અને ધિક્કારથી પોતાની આગળથી તેને હડસેલી મુકયો અને તે પછી એક થોડા વારની ખેંચ તાણ પછી બંન્ને એક સાથે ટીકતાં થોભ્યાં.

ડોબ્રેક હવે બેઠો. તેના ચ્હેરાપર ક્રુરતા અને તેની આંખોમાં મસ્તીનું એવું લુપીનને પેલી આરસીમાંથી પ્રગટ દેખાઇ અને પછી જાણે કોઇ સાથે બેઠેલા મદદનીશને તે કાંઇ લખાવતો હોય તેમ તેબલ ઉપર આંગળાંના ટકોરા મારીને બોલવા લાગ્યો.

તેણી એક જરાબી હીલી ચાલી નહી. પણ તેની તરફ દમામથી જોતી તે બેસી રહી. લુપીનને તે વખતે તે અબલાનો ચ્હેરો એટલો તો ગમ્યો કે તેણીને તે જોતો ઉભોજ રહયો અને તેણે તેણીને કયાં જોઇ હતી યાતો તેણે કોઈ જોયલી બીજીના જેવી લાગતી હતી કે કેમ તેનાં વીચારમાં તે પડયો, લુપીનનું હવે તુરત ધ્યાંન ખેંચાયું કે જરાબી માલમ નહીં પડે તેમ તે અબલા પોતાનો હાથ કયા તરફ લઇ જવાની કોશેશ કરતી હતી.

એમ તે પોતાનો હાથ સેરવતી સેરવતી તેબલની એક બાજુએ લઇ જતી હતી કે જ્યાં લુપીને જોયું ખીલારના ગુચ વાલી પાણીથી ભરેલી એક ડીકંતર હતી. તેણીનો હાથ ત્યાં સુધી પુગયો, તે ડીકંતરનો તેણીનો તે હાથ લાગ્યો તેણી જરાક ઉઠી અને પેલો ગુચ તેણીએ પકડયો. તે તરફ પછી જરાક તેણીએ ફરીને જોયું અને તે ગુચ તેણીએ પાછો છોડી દીધો. એ ઉપરથી એમ માલમ પડતું કે તે ગુચ લેવાની તેણીની ધારણા હતીજ નહીં.

"આય કૌતક જોયું ?" લુપીન બબડયો "તેમી ખીલારના ગુચનીજ શોધમાં લાગેછ, અને એ રીતે મામલો દીનપેર દીન વધુ ગંભીર બનતો જાયછ એમાં કાંઇજ શક નથી."

પણ પાછી તેની નજર તે અબલાપર પડતાં તેણીના ચ્હેરા ઉપર એકાએક ઝનુન પ્રસરી રહેલું તેણે જોયું કે તે દંગ થઇ ગયો, અને તેને માલમ પડયુ કે પેલા ગુચની શોધમાં ગયલો તેણીનો તે હાથ હવે તેબલની એક બીજી તરફ જ્યાં વેર વિખેર થઇ પરેલા કાગળોની અંદર એક ખંજર છુપાઇને બેઠું હતું તે તરફ ગયો.

એક ધીલોડી પોતાની સાથેની ચલીની નજીકને નજીક આવી જેમ પોતાની ચુંગાલમાં લેવા કુદકો મારે તેમ તે ખંજર લેવા તે હાથે કીધું અને તે લીધું.

ડોબ્રેકતો વાત કરતોજ રહયો તે હાથ તેની પીઠ પાછળ હવે ઉભો થયો; અને લુપીને હવે દીગમુઢ થઇ જોયું કે તેની ગોથા જેવી ગરદન 'રર જયાં તેણીએ પેલાં ખંજરથી ઘા કરવાનો હતો, તે તરફ તેણીએ પોતાની નજર ટાંકેલી રાખી.

"ખુબસુરત ઔરત તું પણ મુરખાઇ ભરેલું કામ કરેછ" લુપીન તેણીની મતલબ પામી જઇ બબડયો.

તેણીએ તે ખંજરવાલો હાથ પોતાની ગરદન ઉગામ્યો અને જરા અચકાઇને ઉભી.

લુપીન આ મામલો જોઈ વિક્ટરીને પોતાની થે લઇ ત્યાંથી રબર હબર કેમ નાઢસવું તેના વચારમાં પડયો.

તેણીઓ પોતાના હોઠ ખુલ્લા રાખી દાંત કચક- ાવ્યા ધિક્કારની લાગણીથી તેણીનો ચ્હેરો કદરૂપો દ શુકલ થઇ રહયો અને પેલી ગરદનમાં તે ખાના રાબીનું હથીયાર ચલાવી દેવા તેણી.—

પણ તેજ વખતે ડોબ્રેક વાંકો વળી ગયો અને ડાક દેતો ઉઠી ઉભો થયો અને મેલી ઓરત ગમ ફરી ણે તેના હાથની હવામાં ઉંચે ઉછળી રહેલી નાજુક ાંડી પોતાની જબરદસ્ત મુઠીમાં પકડી લીધી.

અને તે છતાં ઘણુંજ અજબ જેવું કે તેણે ણી ઉપર ઝાડનાં ઝાડ નહીં તોડી પાડયાં! તેણીનું કામ જાણે તેની કાંઈ બીસાદમાંજ ન હોય તેમ ણે તે ગણીને તેને તુચ્છકારી કાઢયું તેણે તેનો પેલો ડેલો હાથ એક ઝટાક મારી તેબલપર પટકયો, અને મેત તેણીએ પોતાના હાથમાં પકડેલું તે ખંજર દીધું અને પોતાના બંન્ને હાથોમાં પોતાનો ચ્હેરો ાવી તે ડુસ્કે ડુસ્કે રડી પડી.

તે હવે તેણીની આગળ પાછો આવ્યો અને ીને કાંઇ કહયું.

તેણીએ પોતાની ડોક ધુણાવી જવાબમાં તેને ફરી તેણે છેદ કરી અને તે ઓરત જમીન પર ાનો પગ ગુસ્સાથી અફાલી ઉભી થઇ અને લુપી- સંભળાય તેવા મોટા અવાજે બોલી.

"નહીં! કદી નહી!"

તે ઉપરથી એકબી બીજો બોલ બોલ્યા વગર ક તે અબલાનો બરનો કોટ લાવી તે તેણીનાં ખભાં- તેણે નાખ્યો અને તે અબલાએ પોતાના માથાં અને ાંપર એક લેસ નાંખી બાહાર જવા તૈયાર થઇ.

તે તેને બાહાર સુધી મુકી આવ્યો.

બે મીનટ બાદ તે બાગનાં બારણાંને તાળું દેવાનો ાજ લુપીનને કાને આવ્યો.

"દલગીરીની વાત છે કે હું તે ઓરતની પુઠે જઇ નથી શકતો" લુપીન બડબડયો "જાઉં તો ડોબ્રેકને લગતી તેણીની સાથે જરા વાત તો કરૂં. મને એમ લાગેછ કે તે ઓરત અને હું સાથે થઇયે તો કાંઇ કામ પાર ઉતાર્યે ખરૂં."

ત્યારે ગમે તે હોય પણ ડોબ્રેકના સંબંધમાં વળી એ આજે પુરવાર થયું કે જેની જીંદગી હમેશ એક સરખી નિયમીત ગણવામાં આવતી હતી તે વકીલ પાછલી રાત્રે છુપાછુપ જે વખતે તેનાં ઘરપર પોલીસની નજર નહીં તેવે વખતે મુલાકાતો લેતો હતો.

લુપીને તે સંબંધી તપાસ રાખવા પોતાની ટોળીના બે જનપર વિક્ટરી પાસે કેહવડાવ્યું, અને બીજે દીનની રાત્રે તે પોતેજ આખી રાત જાગતો પડી રહ્યો.

આગલા દીનની માફક પાછલી રાત્રે ચાર વાગે લુપીને વળી પાછી કાંઇ ગડબડ સાંભળી અને તે દીનની તે પાછલી રાતની માફક આજે પણ ડોબ્રેકે કોઇને અંદર લીધું.

લુપીને પોતાની દોરડાંની સીડી પાછી આગલા દીનની માફક ઉતારી અને પેલીજ બારીમાંથી તેણે ચીમાઇને જોયું તો ડોબ્રેકના પગ પાસે પડીને જાર જાર રડતો એક મરદને તેણે દીઠો.

તે મરદાને મરદ બીચારો ડુસકે ડુસકે રડો ડોબ્રેકનાં ગુંથણ પકડતો અને ડોબ્રેક પોતે તેની એ હીણી હાલત ઉપર હસી પોતાની આગળથી હડસેલતો. પેલો માણસ તો તેને વળગીજ રહયો અને પછી તેના મગજમાં કાંઈ વાહરૂં આવ્યું હોય તેમ આખરે તે અડધો ઉઠયો અને ઉછળીને તેણે ડોબ્રેકનું ગળું બે હાથે જોરમાં પકડયું અને તેને ખુરસી ઉપર પછાડયો.

પેલાએ તેનું ગળું એવું તો જોરથી દાબ્યું હશે કે ડોબ્રેકના ડોળા બાહાર નીકળી આવ્યાં અને તેનાં કપાળ પરની નેશોનો ભારો ઉપસી આવ્યો પણ પછી એક સેતાનનાં જોરે તે પોતાના દીવાના મનગરદના હાથમાંથી છુટો થયો અને એક હાથે તેને પકડી બીજે હાથે તેનાં મોહપર બે કકડાવીને ફટકા માર્યા.

તે આદમી હવે ઉઠીને ઉભો થયો તે તદન ઉજળો વાખ થઇ ગયો હતો અને તેનાથી પુરં પાંધરું ઉભું વટીક રહેવાતું હતું નહીં, તે એક પલ જાણે થાક લેવા થોભ્યો અને પછી પોતાનાં ગજવાંમાંથી એક રીવોલવર કાઢી ડોબ્રેકની સામે ધરી.

ડોબ્રેક બંદો જો કે તે રીવોલ્વરની નળી તેનાં નાકને લાગી તોબી ના ચવર્યો કે ના સવર્યો, એટલુંજ નહીં પણ જાણે તેની સામે ટાંકેલી તે પીસ્તોલ એક નાના ચેકુસની એરગન હોય તેમ તેની તરફ ટીકતો હસતો ઉભો!

એક પીસ્તોલવાળો પોતાનો હાથ લાંબો રાખી તે આદમી દશથી પંદર સેકન્ડ ઉભો. જે પછી ધીરે રહીને તે પીસ્તોલ પાછી તેણે પોતાનાં ગજવામાં મુકી અને બીજાં ગજવામાંથી નોટનું એક બંડલ તેણે કાઢયું.

ડોબ્રેક તેની આગળ હવે આવીને ઉભો.

પેલા આદમીએ તે નોટનું બંડલ તેની આગળ ધર્યું અને ડોબ્રેકે અધીરાઇથી તે તેની પાસથી લીધું; અને નોટો ગણી જોઇ તે હજાર હજાર ફ્રાંકની ત્રીસ નોટો હતી.

પેલો આદમી ડોબ્રેક જે વખતે નોટ ગણતો હતો તે વખતે તેને જોતો ચુપ ઉભો. કદાચ તેણે હવે વધુ કશું બોલવાનું વાજબી નહીં ધાર્યું હોય. ડોબ્રેક પોતાનાં કામથી પસ્તાઇને હડે તેમાંનો આદમી નહીં હતો ત્યારે તેની આગળ ખાલી બબડીનેબી શું કરવું? એમ તે આદમીએ કદાચ ધાર્યું હોય. પોતાના તે દુસ્મનને જમેહ કરવાની બીતે આદમીએ આશા છોડી હોય તેમ લાગતું હતું. તેણે કદાચ એમબી ધાર્યું હોય કે ડોબ્રેક મુવાથી બી તે ડોબ્રેકના સકંજામાંથી છુટે તેવા સંજોગો ન હતા.

તેણે પોતાની ટોપી લીધી અને ત્યાંથી તે ચાલતો થયો.

સહવારે અગ્યાર વાગે વિક્ટરી બજારમાંથી પાછી ફરતાં તેણીએ લુપીનના હાથમાં ચીઠી મુકી. તે તેના ગોઠયાઓ તરફથી હતી. જે તેણે ઉઘેરી ને નીચે મુજબ વાંચી.

"જે ધણી ડોબ્રેકને આજે પાછલી રાત્રે મળવા આવ્યો હતો તે સ્વતંત્ર પારટીનો વડો, લેંગરૂ ડેપ્યુટી હતો તે ઘણો ગરીબ અને બબરવાલ આદમી છે."

"ચાલો" લુપીન બોલ્યો "એટલું તો પુરવાર થયું કે ડોબ્રેક ધમકીથી નાણાં કઢાવેછ; પણ, એ તે કામ કરવાની તેની શું અસર કારક રીત છે?"

અને ત્યાર પછીના બનાવો એવી લુપીને ડોબ્રેકના સંબંધમાં બાંધેલા આ અટક ખડી પાડી આપી.

ત્રણ દાહાડા બાદ એજ મુજબ એક બીજો મળવા આવનાર ડોબ્રેકને મોટી રકમ આપી ગયો, અને બે દીન પછી એ બીજો આવીને પોતાની માળા તેને હવાલે કરી ગયો.

પેહેલો આવનાર ડેશેમોન્ટ નામનો એક સેનેટર હતો અને બીજો મારકવીસ ડી અલબુ ફેકસ તે પ્રિન્સ નેપોલ્યનો વડો પોલીટીકલ એજન્ટ અને બોના પાર્ટની પારટીવાલો એક ડેપ્યુટી હતો.

એ બધી વખતે દેખાવો લગભગ પેલા લેંગરૂ ડેપ્યુટીની મુલાકાતના જેવાજ હતા અને જેમ તે વખતે તેમ એ બધી વખતે જીત ડોબ્રેકની થઇ હતી.

"અને ત્યારે એમજ બધું ચાલ્યા કરેછ" લુપીન ને એ બધી ખબર મળતાં તે બડબડયો.

"ચાર મુલાકાતો તો મારી રૂબરૂ થઇ અને તે અગાઉ અને હવે પછી એવી કાંઇક મુલાકાતો થઇ હશે અને થશે મને એ ખબર આપનારાઓ તરફથી અહીં મુલાકાતે આવનારાઓ કોણ કોણ હતા તેજ માલમ પડયું છે એ ગની મત છે. હવે તે લોકને જઇને મળું? શા વાસ્તે? તેઓને શું જરૂર કે તેઓ મને પોતાનો ભરમ કહેશે? વારૂ, ત્યારે હું અહીં પડીજ રેહું? તેથી શું કામ! હું અહીં કરૂંછબી શુ! ને વીક્ટરી મારી તરફથી અહીં રહેશે તેથી માત્ર એટલુંજ કામ બજાવશે."